

ફર્ગ્યુસન કૉલેજના વિદ્યાર્થી કાકાસાહેબ

# કાલેલકર ગ્રંથાવલિ

## આઠમો ભાગ

### આત્મચરિત્ર અને ચરિત્રસંકીર્તન

આત્મચરિત્રવિષયક અગ્રંથસ્થ લેખો
બાપુની ઝાંખી, મીઠાને પ્રતાપે
ગાંધીપરિવારના જ્યોતિર્ધરો
નારીજીવન-પરિમલ
ચરિત્રસંકીર્તન



પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ – ૩૮૦ ૦૦૯
૧૯૯૮

સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
જેઠાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ

ગુજરાત સાહિત્ય અકાદમી (ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૮
પ્રત ૧૫૦૦
**સૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા** (આગોતરા ગ્રાહકો માટે)




આવરણ ડિઝાઇન : જનક પટેલ

પ્રકાશક :

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :

જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati, — Centenary Edition) Volume 8 : Autobiographical and Biographical Essays. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009. 1988.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમ ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,

પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તરકાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ — ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન, — કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઈતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્યમાં અમરસ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો' — [૧]નું

કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાક્યા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મ સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકા-સાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્ગાર અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમ આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તરકાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ — ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન, — કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઈતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્યમાં અમરસ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો' — [૧]નું

કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાક્યા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મ સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકા-સાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્ગાર અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમ આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી— નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

**અમદાવાદ**
**૧૨-૧૦-૧૯૮૪**

**ઉમાશંકર જોશી**
**પ્રમુખ**
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો—અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે—એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ હતો. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦. નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થયો અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થઈ.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડયો છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, … … … એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલ્યો છે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય), એ ગ્રંથો તૈયાર થયા.

**કાલેલકર ગ્રંથાવલિ ભાગ આઠમો: આત્મચરિત્ર અને ચરિત્રસંકીર્તન**

આ ગ્રંથમાં કાકાસાહેબના આત્મચરિત્રવિષયક કેટલાક અગ્રંથસ્થ લેખો, 'બાપુની ઝાંખી' (પ્ર. આ. ૧૯૪૯, બી. આ. ૧૯૫૦, પુનર્મુદ્રણ ૧૯૫૮-૧૯૬૯), 'મીઠાને પ્રતાપે' (પ્ર. આ. ૧૯૫૯), 'ગાંધીપરિવારના જ્યોતિર્ધરો' (પ્ર. આ.

૧૯૭૫), 'નારી-જીવનપરિમલ' (પ્ર. આ. ૧૯૭૭) – એ પ્રકાશિત કૃતિઓ, અને જુદેજુદે પ્રસંગે લખાયેલા ચરિત્રસંકીર્તનના લેખો સમાવિષ્ટ કરેલ છે.

'બાપુની ઝાંખી'માંનો પ્રસંગ 'બાપુ અને અબ્બાસ સાહેબ', 'ગાંધીપરિવારના જ્યોતિર્ધરો'ના 'બુર્‌ર્‌ર્‌ર્'માં વિસ્તારથી વર્ણવાયો છે એટલે ગ્રંથાવલિના 'બાપુની ઝાંખી'માં એ લીધો નથી. આ ઉપરાંત 'બાપુની ઝાંખી'ના 'અનુવાદની એક ઝાંખી', 'કેદી રસોઇયો દત્તોબા', 'ફળને બદલે', 'ઉપવાસ ટળ્યા', 'સ્વરાજ્યની ગર્ભિણી' અને 'યરવડા જેલમાં' – આ પ્રસંગો 'મીઠાને પ્રતાપે'માંના 'આશ્રમ ભજનાવલિ'નું અંગ્રેજી, 'લંગડાતો દત્તોબા,' 'ફળની મીમાંસા', 'સરકારની દાનત' અને 'સરદાર માટે પૂણીઓ', 'પીંજણ' અને 'ભેજ' એ લેખોમાં આવરી લેવાયા હોવાથી ગ્રંથાવલિમાં સમાવિષ્ટ 'બાપુની ઝાંખી'માં લીધા નથી. આ રીતે, 'બાપુની ઝાંખી'ના મૂળ ૧૦૧ પ્રસંગોમાંથી અહીં ૯૪ પ્રસંગો રહે છે.

'મીઠાને પ્રતાપે'ના 'રાજકેદીની રહેણી', 'કચરામાંથી દોલત', 'ટાંકણીદાન' તથા 'ફાંસીની અસર' અને 'ગુજરાતીના શિક્ષક' એ પ્રસંગો ગ્રંથાવલિના 'બાપુની ઝાંખી'માં 'દેશની સંપત્તિની સંભાળ' અને 'ક્વિનનો કિસ્સો'માં વિગતે વર્ણવાયા હોવાથી 'ગ્રંથાવલિ'ના 'મીઠાને પ્રતાપે'માં લીધા નથી. એ રીતે 'મીઠાને પ્રતાપે'ના ૫૨ને બદલે અહીં ૪૭ પ્રસંગો રહે છે. અલગ પ્રસંગનિરૂપણના અંશરૂપ નાનકડા પરિચ્છેદ અન્ય કોઈ પ્રસંગના આલેખનમાં પુનરુક્ત થયા હોય તો તે રહેવા દીધા છે. 'મીઠાને પ્રતાપે'માંનો 'યરવડાની વાસરી' એ ખંડ ગ્રંથાવલિ-૧૩માં પ્રગટ થયેલો છે એટલે એ ખંડ તેમ જ 'જેલમાંથી બાપુજીએ લખેલા કાગળોમાંથી', 'ખોરાક અંગેના ઉતારા,' 'ત્રણ મહત્ત્વના કાગળો' વગેરે કાકાસાહેબનાં લખાણો ન હોવાથી અહીં 'મીઠાને પ્રતાપે'માં પ્રગટ કર્યાં નથી.

'ગાંધીપરિવારના જ્યોતિર્ધરો'માંના કસ્તૂરબાવિષયક 'નિષ્ઠામૂર્તિ' તથા 'વાત્સલ્યમૂર્તિ' એ બે લેખો 'નારી-જીવનપરિમલ'માં પ્રગટ થયેલા હોવાથી 'ગાંધીપરિવારના જ્યોતિર્ધરો'નો 'પુણ્યસ્મરણ' લેખ પેલા બંને લેખો સાથે 'નારી-જીવનપરિમલ'ના 'રાષ્ટ્રમાતા કસ્તૂરબા'માં ઉમેરી દીધો છે. 'ગાંધીપરિવારના જ્યોતિર્ધરો'ના 'પરિશિષ્ટ'માંના કાકાસાહેબ વિશેના બંને લેખો (મહાદેવભાઈ દેસાઈનો 'કાકા' અને મશરૂવાળાનો 'કાકાસાહેબ – જીવનદર્શન') કાકાસાહેબનાં લખાણો ન હોવાથી અહીં પ્રગટ કર્યાં નથી.

'નારીજીવન-પરિમલ'નો પાંચમો લેખ 'નારીજીવન અને કૃષ્ણ', 'જીવતા તહેવારો' (ગ્રંથાવલિ-૬)માં પ્રગટ થયેલો છે અને છઠ્ઠો લેખ 'સૌંદર્ય પાછળનું મંગલ સત્ય' (ચિત્રાંગદા) 'રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ'(ગ્રંથાવલિ-૧૦)માં પ્રગટ થયેલો હોવાથી એ બંને લેખો આ ગ્રંથમાં લીધા નથી.

ચરિત્રસંકીર્તનના મોટા ભાગના લેખો અહીં પહેલી જ વાર ગ્રંથસ્થ થાય છે.

# અનુક્રમણિકા

## આત્મચરિત્રવિષયક અગ્રંથસ્થ લેખો (૧–૬૬)



## બાપુની ઝાંખી (૬૯–૧૫૭)

**મીઠાને પ્રતાપે (૧૬૧–૨૧૯)**

## ગાંધીપરિવારના જ્યોતિર્ધરો (૨૨૩–૩૨૮)

**નારીજીવન-પરિમલ** (૩૩૧–૪૦૯)

---

* ક્રમ ૩ના પેટાક્રમ ૪થી ૮ શરતચૂકથી સળંગ ક્રમમાં ગણાઈ જવાથી ક્રમ ૩ પછી સીધો ૯ આવી ગયો છે.

# ૧. મારું નામ 'કાકા' કેવી રીતે પડ્યું?

મારું નામ છે, દત્તાત્રેય. પરંતુ લોકો મને 'કાકા કાલેલકર' નામથી ઓળખે છે.

મહારાષ્ટ્રમાં સમાદર પ્રગટ કરવા માટે પ્રત્યેક નામની સાથે 'રાવ' અથવા 'પંત' શબ્દ જોડવામાં આવે છે. આ રિવાજ અનુસાર લોકો મને 'દત્તો પંત' કહેત તો એમાં કોઈ આશ્ચર્યની વાત ન હતી. કોઈ નામની સાથે 'રાવ' સારું લાગે છે તો કોઈ નામની સાથે 'પંત' લગાડવાથી તે સુંદર લાગે છે. આ એક સૂક્ષ્મ વિવેક છે. કોઈ મને 'દત્તારાવ' કે 'દત્તુરાવ' નહીં કહે, 'દત્તોપંત' જ કહે. કોઈ એક નામ એવું છે જેની સાથે 'રાવ' અને 'પંત' બંને નભી શકે છે. મૂળમાં રાવનો અર્થ રાજા અને પંતનો અર્થ પંડિત થતો હતો. એ શબ્દ મુખ્ય મંત્રીથી માંડી લિપિક (ક્લર્ક) સુધીના અધિકારીને માટે આદર પ્રગટ કરવા સારુ જોડી દેવામાં આવે છે. ક્ષત્રિયોમાં 'રાવ'નો પ્રયોગ વધારે થાય છે અને બ્રાહ્મણોમાં 'પંત'નો. મહારાષ્ટ્રનો આ 'પંત' શબ્દ હિમાલય સુધી પહોંચી ગયો. ત્યાં તો 'પંત' અને 'જોશી' કુલનામ બની ગયાં છે. જેમ કે ગોવિંદ વલ્લભ પંત. તેઓ મૂળ મહારાષ્ટ્રીય હતા.

મહારાષ્ટ્રમાં વ્યક્તિને નામથી બોલાવવાને બદલે બાબા, તાત્યા, અપ્પા, કાકા, ભાઉ આદિ નામોથી બોલાવવાનો રિવાજ છે. હું છ ભાઈઓમાં સૌથી નાનો હતો એટલે બાબા, આણ્ણા, ભાઉ, તાત્યા પછી મારે ભાગે આવ્યો હતો 'અપ્પા.'

પણ મારા ભાગ્યમાં દત્તાત્રેય નામ પણ નહોતું અને 'અપ્પા' પણ નહોતું. મારા સૌથી મોટા ભાઈનું લગ્ન થોડુંક વહેલું થઈ ગયું હતું એટલે એમને ત્યાં બાળક પણ જલદી આવ્યું. હું જ્યારે દોઢ વર્ષનો હતો ત્યારે મારા ભાઈને ઘેર દીકરીનો જન્મ થયો અને હું એનો 'કાકા' બની ગયો. આ રીતે દોઢ વર્ષની વયે જ હું 'કાકા'પદનો અધિકારી બની ગયો. બધા લોકો મને કઈ રીતે કાકા કહેવા લાગ્યા તે હું નથી જાણતો. પછી તો એ નામ મને એવું ચોંટી ગયું કે એ મારું વિશેષ નામ બની ગયું.

મારી માશી પણ મારો ઉલ્લેખ 'કાકા' તરીકે કરતી હતી. મારું બાળક અને એનું બાળક પણ મને 'કાકાસાહેબ' કહેતું હતું. જે લોકોને સાહેબ જેવા ઉર્દૂ શબ્દ સામે વાંધો હોય એ મને 'કાકાજી' કહે છે, ત્યારે હું એમને વિનયપૂર્વક કહું છું કે 'સાહેબ' શબ્દ હિન્દીનો બની ગયો છે. તુલસી રામાયણમાં પણ એ મળે છે. મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય હતું ત્યારે મુખ્ય મંત્રીને પેશવા કહેતા હતા અને

એને નાનાસાહેબ, બાબાસાહેબ, ભાઉસાહેબ પણ કહેતા હતા. મારું નામ આ પ્રકારે 'કાકાસાહેબ' રાખવું જોઈએ, 'કાકાજી' નહીં. તેમ છતાં જેવી લોકોની મરજી.

માતાપિતાએ મારું નામ દત્તાત્રેય રાખ્યું હતું. દત્ત ભગવાનની મૂર્તિને ત્રણ માથાં, છ હાથ અને એક શરીર હોય છે. મને તો એક જ માથું મળ્યું હતું. બીજાં બે ઊગવાની કોઈ સંભાવના નહોતી. એટલે દત્તાત્રેયને ત્રણ માથાં શાથી મળી ગયાં તેની મેં શોધ ચલાવી. મને જાણવા મળ્યું કે મારા નામના બે ભાગ છે: દત્ત અને આત્રેય.

પુરાણોમાં લખ્યું છે કે એક ઋષિ મોટા વેદાન્તી અને તપસ્વી હતા,—સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી તે પર હતા. એ ઉપરથી લોકો એમને અત્રિ કહેવા લાગ્યા. એમની પત્નીનું નામ હતું અનસૂયા. એ પણ કેવું સુંદર નામ છે? અસૂયા એટલે ઈર્ષ્યા. કહે છે કે સ્ત્રીઓમાં ઈર્ષ્યા અવશ્ય હોય છે. અત્રિ ઋષિની પત્ની એવી ન હતી. એટલે એનું નામ પડી ગયું—અનસૂયા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણેને એક બાળક રૂપે અવતરવું પડયું હતું. તો એ બાળકનું નામ 'આત્રેય' બની રહ્યું. પુરાણકારોએ માની લીધું કે આ બાળકને ત્રણ માથાં અને છ હાથ હોવાં જ જોઈએ. એટલે ત્રણ માથાંવાળા દત્તાત્રેય બની ગયા.

મૂલતઃ મારું નામ દત્ત જ છે. દત્ત એટલે કે આપેલો. દત્ત ભારે ત્યાગી, વિરક્ત અને અવધૂત હતા. એમણે પોતાને વિશ્વની સેવામાં આપી દીધા, અર્પિત કરી દીધા, એટલે એ 'દત્ત' કહેવાયા.

દત્ત, આત્રેય, અનસૂયાપુત્ર, કાકા અથવા ચાચા—ગમે તે કહો, મારું નામ ભારે ગૌરવશાળી છે. નામનો આવડો મોટો બોજો ઉઠાવવાની સંમતિ મારી પાસે માગવામાં આવી હોત તો હું વિચારમાં પડી ગયો હોત. પણ જે નામ બચપણમાં અપાઈ ગયું એનો તો સ્વીકાર જ કરવો પડયો.

હું જયારે પંજાબમાં ગયો ત્યારે જોયું કે ત્યાં નાના બાળકને પણ 'કાકા' કહે છે. મારો જન્મ પંજાબમાં થયો હોત તો સૌથી નાનો એવો હું 'કાકા' નામથી સંબોધાયો હોત. બાળકોને કાકા નામ બહુ પ્રિય હોય છે.

સિંધમાં જઈએ એટલે 'કાકા'નું 'કીકા' થઈ જાય છે. કચ્છમાં નાના બાળકને 'કીકો' પણ કહે છે, અથવા 'કાકુ' પણ કહે છે. મહારાષ્ટ્રમાં અજાણ્યા બાળકને 'કુક્કુ' કહે છે, 'કુક્કુ બાળ' પણ કહે છે. સુદૂર બંગાળમાં નાના બાળકને 'ખોકા' અથવા 'ખોકા બાબુ' કહે છે. એક જ નામનાં કેટકેટલાં રૂપ બની ગયાં? નામ ભલે બદલાતાં રહે, પણ આ નામ સાર્વભૌમ છે એટલો સંતોષ તો મને છે જ.

જે હો તે, મારે આ નામ લઈને ચાલવાનું છે. નામની વાત લંબાવીશ તો બીજી વાત રહી જશે. મારા ભાગ્યનો સ્વીકાર કરીને હું 'કાકાસાહેબ' બની ગયો છું. ગાંધીજીએ મને ગૂજરાત વિદ્યાપીઠનો કુલનાયક અને ટ્રસ્ટી બનાવ્યો ત્યારે

એમણે કાર્યાલયમાં મારું નામ ‘કાકાસાહેબ’ જ લખાવ્યું હતું ત્યારથી બૅંકમાં પણ એ જ નામથી હસ્તાક્ષર કરવા પડયા.

શરૂઆતમાં ગાંધીજી મને ‘શ્રી કાકા’ લખતા હતા. એ સહન કરવું શકય ન હતું. મેં એમને કહ્યું: “મને આપ ‘ચિરંજીવ કાકા’ એમ લખો.” એમણે એનો સ્વીકાર કરી લીધો. ચિ. ‘કાકા’ લખવાનું એમને વિચિત્ર લાગતું હતું. પણ પછી તો એની એમને પણ આદત પડી ગઈ.

## ૨. મને ઘડનારાં પુસ્તકો

૧

ચિંતક અથવા લેખક તરીકે સમાજમાં જેને સ્થાન મળ્યું છે એને અમુક સવાલો પૂછવા એ એક રિવાજ ઘણાં વરસથી ચાલુ થયો છે. એમાં ઉપરનો સવાલ અચૂક આવે જ છે. તેથી મેં આ પ્રશ્ન ઉપર થોડો વિચાર પણ કર્યો અને બે-ત્રણ ઠેકાણે આનો જવાબ પણ આપ્યો. હમણાં હમણાં દિલ્હીમાં પણ એક પ્રતિષ્ઠિત સંસ્થા તરફથી મને આ જ સવાલ પૂછવામાં આવ્યો હતો. તેથી મારું કહેવું અમુક ઢબે ઘડાયું છે. તે જ અહીંયાં રજૂ કરી દઉં.

પુસ્તક શબ્દનો વ્યાપક અર્થ લેવાનો આપણને અધિકાર નથી. પુસ્તકની દુનિયા એટલી વિશાળ છે, વિવિધ છે, અને એમાં જીવનવ્યાપી બધા સવાલોનું એટલું બધું ચિંતનવર્ણન જોવાને મળે છે કે પુસ્તકોની દુનિયામાં બહારનું કશું ઉમેરવાની જરૂર ન ગણાવી જોઈએ. અને છતાં, પુસ્તકની દુનિયા સાથેનો મારો સંબંધ આજના પ્રમાણમાં પરિમિત છે. મારા ચિંતનમાં પ્રથમથી મેં કુદરતને એક વિશાળ સનાતન પુસ્તક માન્યું છે. એ વિચાર આજે પણ હું છોડી શકતો નથી. અને તેથી ત્યાંથી જ હું પ્રારંભ કરીશ.

*

ઘરમાં ભાઈઓમાં હું સૌથી નાનો. એટલે બધાની જોહુકમી મારે વેઠવી પડે. સામાજિક વિવેક બહુ જાણું નહીં. એમાં ફાવી પણ ન શકું. એટલે મનુષ્ય-સમાજ ટાળીને કુદરત સાથે દોસ્તી કરવાનો અને એમાં રમમાણ થવાનો સ્વભાવ મેં કેળવ્યો. મન અંતર્મુખ, ચિંતનશીલ અને કલ્પનાપ્રવણ થયું. આદર્શ સૃષ્ટિ કેવી હોય, આદર્શ સમાજ કેવો હોય, એની કલ્પનાઓ નાનપણથી કરતો આવ્યો છું. જેવી ઉંમર, તેવી કલ્પના. પણ તે તે વખતે એ સાચી હતી. આ રીતે કુદરત સાથે મારી કલ્પનાસૃષ્ટિ વણાઈ. અને પ્રારંભમાં કાવ્યમય રૂપ મળતું. આગળ જતાં સંતસાહિત્યના પરિચયથી એમાં અધ્યાત્મ ઉમેરાયું. અનુભવ પરિપકવ થયા પછી જ સમાજ-વિજ્ઞાન (Sociology) એમાં દાખલ થયું.

તેથી હું કહી શકું કે આપણી આસપાસ ફેલાયેલી કુદરત અથવા પ્રકૃતિ એ જ એક પુસ્તક છે જેનું મેં વધારેમાં વધારે પારાયણ કર્યું છે અને એમાંથી મારું જીવન મોટે ભાગે ઘડાયું છે. મારે માટે કુદરત કેવળ જડ કે બાહ્ય સૃષ્ટિ રહી નથી. બાળપણની રોમૅન્ટિક કલ્પનાની અસરને કારણે કુદરતની અંદર ચૈતન્ય અને પર્સનાલિટી જોતો આવ્યો છું, ત્યાર પછી વેદાન્તની અસર હેઠળ અધ્યાત્મની દૃષ્ટિથી કુદરત તરફ જોવા લાગ્યો. અને મેં માન્યું કે મેં સર્વોચ્ચ સ્થિતિ મેળવી છે. હમણાં હમણાં એમાં સુધારો થવા લાગ્યો છે. સર્વોચ્ચ રહસ્ય અધ્યાત્મમાં છે, વેદાન્તમાં છે, એ વિશે શંકા નથી. પણ એ અધ્યાત્મ પોતાની વસ્તીમાં જીવનનો જ જ્યારે ઇન્કાર કરવા મથે છે, ત્યારે એ ગમે તેટલું તર્કશુદ્ધ થતું હોય, જીવન-વિમુખ થવા જાય છે. તેથી જ અદ્વૈત વેદાન્તમાં માનતા છતાં હવે મેં માયાવાદનો સ્વીકાર કરવાનું માંડી વાળ્યું છે. આ બાબતમાં એક વખતે મારા એક સહસાધક સાથે ઊંડી ચર્ચા થઈ ત્યારથી મારો આગ્રહ વધવા લાગ્યો છે કે આપણું અધ્યાત્મ, આપણું વેદાન્ત, જીવનથી દૂર ન જ જવું જોઈએ. જીવન અધ્યાત્મપ્રેરિત અને સારરૂપ થાય એ જેટલું જરૂરનું છે તેટલું જ અધ્યાત્મ અને વેદાન્ત જીવનપરાયણ અથવા જીવનનિષ્ઠ થવું જ જોઈએ.

*

આ આગ્રહને કારણે મારું કુદરતનું નિરીક્ષણ એટલું બધું બદલાયું છે કે એને હવે નિરીક્ષણ કહેવાને બદલે જીવનસાધના જ કહી શકું. હવે આ કુદરતમાં આકાશ-નાં નક્ષત્રો, અંતરાળનાં વાદળાંઓ, પૃથ્વી પરના પહાડો અને સમુદ્રો, એને આધારે જીવતી વનસ્પતિઓ અને પ્રાણીસૃષ્ટિ જ નહીં, પણ માનવપ્રાણી અને એનો ઇતિહાસવિસ્તૃત પુરુષાર્થ પણ આવી જાય છે. પણ આ બધી વસ્તુઓને કુદરત રૂપે જ હું જોઉં છું. તેથી કુદરતનું નિરીક્ષણ, પરીક્ષણ, અને એની સાથેનું તાદાત્મ્ય એ જ મારા ઘડતરનો મુખ્ય ભાગ છે.

તમારી સૂચના મને માન્ય છે કે 'મને ઘડનારાં' એવું એક વ્યાપક મથાળું રાખી વ્યક્તિઓ, સંસ્થાઓ, પ્રસંગો અને પુસ્તકો, એવાં અનેક તત્ત્વો લઈને એક લેખમાળા કરું તો સારું. પણ જે ક્રમે એ સૂચના જન્મી તેને યાદ કરી ઉપરનો ભાગ પ્રસ્તાવના તરીકે રાખવામાં ઔચિત્ય છે.

ચોપડીઓમાં અમુક જ ચોપડીઓ પસંદ કરવી એ સહેલું નથી, કેમ કે મારા ઘડતરના અધ્યાયો જુદા જુદા રહ્યા છે. તે તે વખતના વિશિષ્ટ પ્રકારના ઘડતરમાં જે ચોપડીઓએ ઉત્તમ ભાગ ભજવ્યો તે આગળ જતાં ફીકી પડી ગઈ. કેમ કે તે વખતનું જીવન જ આગળ જતાં નિ:સાર જેવું લાગવા લાગ્યું. તેથી ગ્રંથોનું સ્મરણ ઇતિહાસક્રમે ન કરતાં આજે જે ગ્રંથો પ્રત્યે મારામાં કૃતજ્ઞતા વસે છે તેમનો જ ઉલ્લેખ કરી દઉં.

બધો વિચાર કરતાં પ્રથમ સ્થાને મારે ભગવદ્‌ગીતા જ રાખવી જોઈશે. એમાં પણ સર્વોપનિષદો ગાવઃ—એ શ્લોક સાથે જ ગીતાનો વિચાર કરી શકું. પ્રથમ પ્રથમ પંડિતોએ ગીતાનો જે અર્થ કર્યો છે તે સ્વીકારીને જ હું ચાલ્યો. પણ ગીતાનો જીવનસંદેશો મને મળ્યો તે ઉત્કટ પ્રસંગ કોઈ કાળે હું ભૂલી ન શકું. એની થોડી આત્મકથાત્મક પ્રસ્તાવના કરવાની રહેશે.

ધર્મ વિશેની કલ્પના ને આસ્થા મને મારાં ધર્મભોળાં માબાપ પાસેથી જ મળી. પિતા સંધ્યાપૂજા, વૈશ્વદેવ, અભિષેક, તહેવારો, ઉપવાસો વગેરેમાં માનનારા, કર્મકાંડી, કુલસ્વામી(મહાદેવ)ના ભક્ત. એમની પાસેથી ધર્મની ભાવના મેં લીધી. એમની દેખરેખ તળે કેળવી. અને એમાં તલ્લીન થયો. એ લેવલથી ઊંચે ઊડયો મહારાષ્ટ્રના સંતના સાહિત્ય દ્વારા. ત્યાર પછી અંગ્રેજીમાં બુદ્ધિવાદી સાહિત્ય વાંચ્યું અને નાસ્તિક અથવા સંશયવાદી બન્યો. એમાંથી ઉગારનાર તત્ત્વ હતું પ્રાર્થનાસમાજ, એટલે કે ભાંડારકર, રાનડે વગેરે સુધારકોનું સાહિત્ય. આટલી તૈયારી પછી મને દીક્ષા મળી સ્વામી વિવેકાનંદના સાહિત્યની.

આટલી પ્રગતિ થયા પછી મને થવા લાગ્યું કે જેમની પાસેથી ધર્મના સંસ્કારો મને પ્રારંભમાં મળ્યા તે પિતાજી આગળ મારી આ બધી કમાણી રજૂ કરું. મેં એમની આગળ ચર્ચા શરૂ કરી કે સકામ પૂજા અને કર્મકાંડ એ ઊતરતા દરજ્જાનો ધર્મ છે. ખરો અને મોક્ષદાયી ધર્મ છે વેદાન્ત, જે ગીતામાં આપણને સહેજે મળે છે. પિતાશ્રીએ સદ્‌ભાવથી મને અનેક સવાલો પૂછ્યા અને અંતે મારી પાસેથી આખી ગીતા સમજી લેવાની ઇચ્છા વ્યક્ત કરી. મેં પણ સંકોચ અને મર્યાદા છોડી દઈ પિતાશ્રી સાથે ગીતા વાંચવાનું શરૂ કર્યું. એ અધ્યયન અઢારે અધ્યાયનું પૂરું થયું કે નહીં, તે મને આજે યાદ નથી. પણ પિતાશ્રીના જીવનમાં અમુક ફેરફાર તો થઈ જ ગયો. આભડછેટની ભાવનાઓ પણ બદલાઈ. સકામ સાધના ગૌણ થઈ. અને એમના મનોવ્યાપારમાં એક જાતનું સમાધાન ખીલવા લાગ્યું.

આ સ્થિતિમાં જ્યારે મારા પિતાશ્રીનો અંતકાળ નજીક આવ્યો ત્યારે એમની બનતી સેવા કરી અને જ્યારે જોયું કે પિતાશ્રી આ માંદગીમાંથી સાજા થવાના નથી, ત્યારે એમના છેલ્લા બે દિવસ એમની પથારી ઉપર બેસી આખી ગીતાનું પારાયણ ચલાવ્યું. મારા જન્મદાતા પિતાશ્રીની અંતિમ ઘડી નજીક આવી હોય એવે વખતે એકબે દિવસમાં શિરચ્છત્ર હું ખોવાનો છું એ ભાવનાથી પણ પિતાશ્રીનું સમસ્ત જીવન જેટલું જોયું-જાણ્યું હતું અને મારું પોતાનું જીવન મેં અનુભવ્યું હતું તે બધું પિંડીકૃત થઈને મારી આગળ ઊભું થયું અને એ જીવનને સાક્ષી રાખી ગીતાપાઠ કરતો ગયો અને એને નવેસર સમજવાનો પ્રયત્ન ચલાવ્યો. પિતાશ્રી મોટે ભાગે બેભાન અવસ્થામાં હતા. વચમાં વચમાં ભાન આવતું ત્યારે ગીતાનો ધ્વનિ કાને પડે છે તેનો સંતોષ એમના મોઢા ઉપર દીપી ઊઠતો. અન્યથા મારા ગીતાપાઠમાં પિતાપુત્રના જીવનનો સાક્ષાત્કાર જ તંબૂરા રૂપે કામ કરતો હતો.

એ છેલ્લા સવા કલાકમાં આખી ગીતાનું સમગ્ર પારાયણ કરતાં કરતાં ગીતાનો જે અર્થ હૃદયમાં વસી ગયો અને ઠસી ગયો તેને જ હું મારા જીવનનું મુખ્ય ઘડતર માનું છું.—શાંકરભાષ્ય મેં ત્યાર પછી વાંચ્યું. હિમાલયની સાધના ત્યાર પછીની. ધર્મચર્ચા અને ધર્મચિંતન મોટે ભાગે ત્યાર પછીનાં જ. પણ જન્મમૃત્યુના સાક્ષ્યમાં જે ગીતાપાઠ થયો અને એમાંથી જે ગીતાતત્ત્વ મળ્યું એ જ મારી જીવનની સૌથી મહત્ત્વની અને સૌથી સ્થાયી મૂડી છે. હું માનું છું કે પિતાશ્રીનું સાન્નિધ્ય એ જ એમાં સૌથી મહત્ત્વનું તત્ત્વ હતું. વિશાળ કુદરતને સ્થાને જેમ કોઈ ગ્રંથને હું રાખી ન શકું, તેવી જ રીતે ગીતા સાથે હું બીજા કોઈ પણ ગ્રંથને સમાનભાવે રાખી ન શકું, સિવાય કે ઉપનિષદો—જેનો નિચોડ પોતે ગીતા છે.

ગીતાના એ સંસ્કારો વિશુદ્ધ અને પરિશુદ્ધ અનેક વાર થયા. જીવનની આખી સાધના ગીતાને સમજવામાં વાપરેલી છે. છતાં જે દીક્ષા તે દિવસે મળી તેની જ પરિપૂર્તિ ધીરે ધીરે થતી ગઈ. અંતે, મેં 'ગીતાનું સમાજશાસ્ત્ર' એ લેખમાળા લખી અને દિલ્હીમાં જીવનયોગને નામે ગીતા ઉપર ત્રણ વ્યાખ્યાનો આપ્યાં. એમાં મેં જાણેલી અને જીવેલી ગીતા આવી જાય છે.

૨

કૉલેજમાં ભણતી વેળાએ બી.એ.ના વિષયોમાં મેં તત્ત્વજ્ઞાન વિષય લેવાનું પસંદ કર્યું ત્યારે અમારા અધ્યાપકોએ દરેકને પૂછ્યું, આ વિષય કેમ પસંદ કર્યો. (મારું ગણિત વિશેષ સારું હોવાથી અને રેંગ્લર પરાંજપેની બુદ્ધિવાદી ભૂમિકાની અસર તળે હું હતો એ જાણવાથી બધાની અપેક્ષા હતી હું ગણિત જ લઈશ). મેં કહ્યું, મને જીવનચિંતન કરવાની ઘણી ટેવ છે, પણ એ બધું ઢંગધડા વગરનું ચાલે છે. મારે ટાઈપ્સ ઑફ થિંકિંગ (વિચાર કરવાના ધોરી માર્ગો) જાણવા છે. હું જાણું છું અથવા જાણવા માગું છું કે પાયાના અમુક વિચારો હોય તો જીવનમાં ક્યા કયા વિચારો સ્વીકારવા અપરિહાર્ય બને છે. અનેક તત્ત્વવિચારણાઓ સમજી લઈને હું મારું પોતાનું જીવનદર્શન ઘડી કાઢવા માગું છું.

મારી ઉત્કટતા અમારા પ્રોફેસરના ધ્યાનમાં નહીં આવી. એમણે એટલું જ કહ્યું, તમારી વાત ઠીક છે. પણ તમારે ભારતીય તત્ત્વજ્ઞાન અને પશ્ચિમનું તત્ત્વજ્ઞાન એનો ઊંડો અભ્યાસ કરી બંનેની તુલના કરવી જોઈએ. તમારા ભણતરનો મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઈએ. મેં મનમાં કહ્યું, આપ કહો છો તે મારે મન ગૌણ વસ્તુ છે. મારો પોતાનો વિચાર જ મુખ્ય છે.

એ દિવસથી હું જીવનદર્શનની દૃષ્ટિએ ઇતિહાસ વાંચવા લાગ્યો. વિજ્ઞાનનો રસ પણ જીવનદર્શનની તાલાવેલીથી જ ઉત્કટ થયો. ધર્મ, તત્ત્વજ્ઞાન, કવિતા, બધું જ જીવનદર્શનને કારણે મહત્ત્વનું થઈ ગયું.

એ જમાનો સ્વદેશી, બહિષ્કાર, બંગભંગ, સ્વરાજ, સ્વાતંત્ર્ય, અને બૉમ્બ આદિનો જમાનો હતો. હું ક્રાંતિકારી થયો. એમાં ગીતાએ ઘણી મદદ કરી, પણ મૅઝિની આદિ ક્રાન્તિકારી લોકોના સાહિત્યની મારા મન પર વિશેષ અસર થવા લાગી.

એ આખો જમાનો ટૂંકાવીને એટલું જ કહું કે ગાંધીજીની અહિંસા વિશે કશું જાણ્યા પહેલાં જ ભારતના સ્વરાજ માટે હિંસાનો માર્ગ વિફળ થવાનો છે એ નિર્ણય ઉપર હું આવ્યો હતો. હિંસા પ્રત્યે અણગમો જરાયે પેદા થયો ન હતો. પણ દેશના નેતાઓ હિંસામાર્ગને માટે બિલકુલ યોગ્ય નથી; રાજાઓ હતપ્રભ થયા છે, ક્રાન્તિ કરી શકવાના નથી, અને સામાન્ય પ્રજા દ્વારા યુદ્ધની તૈયારી થવાની નથી એ નિર્ણય ઉપર હું પહોંચી ગયો હતો. આ મૂંઝવણમાં હું હિમાલય ગયો. ત્યાં કુદરતની ભવ્યતા અને પવિત્રતા માણવાને મળી. એ વાતાવરણમાં સ્વરાજની ઝંખના ઘણી વિશાળ થઈ. અને આધ્યાત્મિક ઉત્કર્ષની સાધનાએ ઉત્કટ રૂપ પકડયું. આ દિવસોમાં મારા ઉપર શ્રી અરવિંદ ઘોષના સાહિત્યની વધારેમાં વધારે અસર થઈ. આગળ જતાં એમના તમામ સાહિત્યમાં એમનો 'લાઈફ ડિવાઈન' (દિવ્ય જીવન) એ ગ્રંથ જ સૌથી મહત્ત્વનો અને સંતોષકારક લાગ્યો.

સ્વામી વિવેકાનંદના સાહિત્યની અસર મારા ઉપર હતી જ. સ્વામી રામતીર્થનું લખાણ પણ વિવેકાનંદ સાહિત્યમાં જ મારે મૂકવું જોઈએ. એ વેદાન્ત સાહિત્યની અસર લઈને જ હું હિમાલયમાં ગયો હતો.

આટલી જાણે પૂર્વતૈયારી જ હોય એ રીતે મને વળગ્યું રવીન્દ્રનાથ ઠાકુરનું સાહિત્ય. એમના અનેક લેખો 'મૉડર્ન રિવ્યૂ'માં હું વાંચતો. એટલે એ મારા માનીતા લેખક તો થયા જ હતા. પણ મારા હૃદયનો કબજો લીધો એમની અંગ્રેજી 'ગીતાંજલિ'એ. મારામાં જે કુદરતપ્રેમ હતો, જીવનનિષ્ઠા હતી, સ્વાતંત્ર્યની લાલસા હતી, અને અધ્યાત્મનું જે નવનીત હતું, તે બધું એકત્ર થઈ, એણે ગીતાંજલિ પસંદ કરી. એ ગીતાંજલિ અંગ્રેજીમાં હતી એ વસ્તુ મને બિલકુલ નડી નહીં. સોંસરી હૃદયમાં ઊતરી ગઈ. અને એણે મારા આખાય વ્યક્તિત્વનો કબજો લીધો. 'સાધના' આદિ એમના બીજા ગ્રંથો જાણે 'ગીતાંજલિ' પરનાં જ ભાષ્યો.

ત્યાર પછી એવી જ અસર કરનાર સાહિત્ય મને મળ્યું તે ગાંધીજીનું. સૌથી પ્રથમ મારા હાથમાં આવી ગયું એમનું 'હિંદ સ્વરાજ'. સાહિત્યની દૃષ્ટિએ જોતાં ક્યાં 'ગીતાંજલિ' અને ક્યાં 'હિંદ સ્વરાજ'? તુલનાને અવકાશ જ નહીં. પણ મારી ભૂખ જીવનદર્શનની હતી. અને ગાંધીસાહિત્ય હું વાંચવા લાગ્યો. અને જીવવા લાગ્યો ગાંધીજીના સહવાસમાં જ. કુદરતે પોતાની સંપૂર્ણ દીક્ષા મને આપી હિમાલયની સંનિધિમાં. અને જીવનદર્શનની મને દીક્ષા મળી એક જીવતા હિમાલયની સંનિધિમાં.

આ થઈ મારા મુખ્ય ઘડતરની કહાણી. હવે નાનીમોટી અસંખ્ય ચોપડીઓએ મારા મન પર અસર કરી છે તેનું પરિશિષ્ટ મારે આપવું જોઈએ. તેને માટે મારા

જીવનવિકાસનાં અલગ અલગ પગથિયાંનું સ્મરણ કરી, તે તે વખતની ચોપડીઓનાં નામ અને પ્રભાવનો મારે નિર્દેશ કરવો જોઈએ.

૩

"મને ઘડનારાં પુસ્તકો" વિશે મારી પાસેથી લેખ માગ્યો, પણ મેં તો જેમના સાહિત્યની મારા ચિંતન પર અને આખી જિંદગી પર પ્રભાવ પડ્યો છે એવા મનીષી ચિંતક, લેખક અને સંસ્કૃતિધુરીણોની વાત જ કરી. અને એમાં કોઈની ખાસ ચોપડીનું નામ આપવાને બદલે એમના સમગ્ર સાહિત્યનો જ ઉલ્લેખ કર્યો.

શ્રીમદ્ ભગવદ્ગીતાનો અપવાદ ગણાય. પણ ગીતા વિશે મેં ક્યારનું લખ્યું છે કે ગીતા એ નર્યો ગ્રંથ નથી પણ એક જીવતી અને અસંખ્ય વ્યક્તિઓ ઉપર અસર પાડતી અદ્ભુત 'વિભૂતિ' છે. ગીતાને મેં રાષ્ટ્રપુરુષ ગણાવ્યો છે.

વ્યાસ, વાલ્મીકિ અને એમના પુરોગામી વેદ, ઉપનિષદના ઋષિઓથી માંડીને કાલિદાસ, ભવભૂતિ જેવા રસસિદ્ધ કવીશ્વરો સુધી બધાનું ઋણ સ્વીકાર્યા પછી અમારા જમાનાના સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ ઠાકુર, શ્રી અરવિંદ ઘોષ અને મહાત્માજી જેવાના ઋણનો સ્વીકાર કર્યા પછી જ અનેક મોટા તેમ જ નાના લેખકોનો મારે ઉલ્લેખ કરવો ઘટે છે. આ કામ સહેલું નથી. છતાં ટૂંકામાં એ ઋણસ્વીકાર કર્યા વિના મને સંતોષ નહીં થાય.

છેક નાનપણમાં મારા ઉપર ઊંડી અસર કરનાર – ધાર્મિક, સાંસ્કૃતિક તેમ જ સાહિત્યિક અસર કરનાર – ગ્રંથો તે શ્રીધર અને મહીપતિ. એ કવિઓનાં પૌરાણિક અને સંતચરિત્રો – રામવિજય, હરિવિજય, સંતલીલામૃત, શિવલીલામૃત, ભક્તિવિજય વગેરે ગ્રંથોનું નામ સૌથી પ્રથમ આપી દઉં. કઠણ સંસ્કૃત શબ્દોના અર્થો દરેક પાના તળે આપેલા હોવાથી આ ગ્રંથો સમજવાની મુશ્કેલી ટળી. કેટલોક ભાગ ન સમજાયો તેનું અમને દુઃખ નહોતું. વાર્તાનો રસ ખંડિત ન થયો એટલે બસ. હું જ્યારે આત્મનિરીક્ષણ કરું છું ત્યારે આ ગ્રંથોએ મારા માનસ પર કેટલીયે બધી ઊંડી અસર કરી છે, એ વિચારી હું ચકિત થાઉં છું.

સામાન્ય વાચનમાં 'મોચન ગડ' અને 'બાળમિત્ર' જેવા થોડાક ગ્રંથો યાદ આવે છે. 'હિંદુસ્તાન-કથારસ' કરીને એક સારી સરખી ચોપડી હતી. એ દ્વારા મને ભારતના ઈતિહાસનો પહેલવહેલો ખ્યાલ આવ્યો. એના વગર ફક્ત શિવાજીનું ચરિત્ર વાંચીને બેસી ગયો હોત.

આધુનિક મરાઠાસાહિત્યનો મારો પ્રથમ પરિચય હરિનારાયણ આપટેની નવલકથાઓ દ્વારા થયો. સામાજિક નવલકથા 'पण लक्षांत कोण घेतो ?' અને ઐતિહાસિક નવલકથા 'ઉષ:કાલ' એ તો જાણે અમારા બાળજીવનનાં રામાયણ-મહાભારત. (હું માનું છું, આ બંને ચોપડીઓના ગુજરાતી અનુવાદો થયા છે. અથવા થવાની અણી ઉપર છે.)

મહારાષ્ટ્ર-જીવન અને મહારાષ્ટ્ર-માનસનો પરિચય કરાવનારી બે-ત્રણ ચોપડીઓ તો અહીં નોંધવી જ જોઈએ. વિષ્ણુ શાસ્ત્રી ચિપલૂણકરની નિબંધમાલા, આગરકરના સંસારસુધારા વિશેના નિબંધો, ન્યાયમૂર્તિ રાનડે અને ડૉ. ભાંડારકરનાં ધર્મ-વિષયક લેખો અને પ્રવચનો, આવાં સાહિત્યની મન પર પ્રથમ જે અસર થઈ તેથી જ લોકમાન્ય ટિળકના રાજદ્વારી લેખોનું તારતમ્ય હું સમજી શક્યો.

છેક નાનપણમાં જેમનું મહત્ત્વ સમજવું મુશ્કેલ હતું તે 'સંતસાહિત્ય' મોટી ઉંમરે મન ઉપર અદ્ભુત અસર કરી શક્યું. ધર્મ એટલે કેવળ રીતરિવાજો, પૂજા-અર્ચા અને વ્રતઉત્સવો નહીં, પણ ભક્તિ, સદાચાર અને ગરીબોની સેવા એ જ સાચો ધર્મ છે, એ વિચારના સંસ્કારો મહારાષ્ટ્રના સંતોનું સાહિત્ય વાંચીને દૃઢ થયા. આ સંતોમાં તુકારામ, નામદેવ, એકનાથ અને જ્ઞાનેશ્વર એ મુખ્ય હતા. સમર્થ રામદાસને પણ ભુલાય નહીં. પણ કોણ જાણે કેમ મનોબોધ (मनाचे श्लोक) બાદ કરતાં 'દાસબોધ' ઈત્યાદિ સમર્થ-વાણી મારા હાથમાં આવી જ નહીં.

તુકારામ અને જ્ઞાનેશ્વરની ઊંડી ધાર્મિકતા અને રાનડે, ભાંડારકર આદિ નેતાઓના આધુનિક ધર્મવિચારો, એ બધાંથી ચારિત્ર્યનો પાયો પૂરતો મજબૂત થયો હતો. અને છતાં, સ્પેન્સર, મિલ વગેરે પશ્ચિમના બુદ્ધિવાદી મનીષીઓના વિચારના પ્રભાવ તળે આવી હું કેટલાંક વર્ષ સુધી 'બુદ્ધિવાદી' 'નાસ્તિક જેવો' થઈ ગયો હતો. મારામાં સંશયવાદ ઊંડો ઊતર્યો. છતાં મનમાં નમ્રતા હતી. તેથી ચિંતન ઊંડું થતું ગયું. 'ધર્મવિરોધી અને ઈશ્વરનો ઇન્કાર કરનાર', એવો જે ગાળો મારા જીવનમાં દાખલ થયો તેનો આજે પણ મને પસ્તાવો નથી. હું તો માનું છું કે નાસ્તિકતા, સંશયવાદ, અને નરી બુદ્ધિનિષ્ઠા એ મનુષ્યના જીવન-વિકાસમાં આવશ્યક પ્રગતિ છે. એ ગાળામાંથી પસાર થવું માણસની પ્રગતિ માટે આવશ્યક છે. તેથી જ આજે સમાજને હું કહું છું કે આજના છોકરાઓ ધર્મ વિશે આદર ન બતાવે, ઈશ્વર વિશે આસ્થા ન રાખે તો અકળાતા નહીં. આવી નાસ્તિકતાથી બીવા જેવું કશું નથી. દંભ, દુરાચાર અને છેતરપિંડીથી આપણે જરૂર અકળાઈએ. નાસ્તિકતા નવી પેઢીના માનસમાં ઠીકઠીક વખત સુધી જોર કરશે તો તેથી ગભરાવાનું કારણ નથી. નવી પેઢી દંભી ન બને, વિલાસી ન બને, ઉડાઉ અને ખર્ચાળ ન બને, એટલું જોઈ લીધું તો બસ. ઈશ્વરનિષ્ઠા યથાકાળે ઊગવાની જ છે.

સંસ્કૃત ચોપડીઓ મેં બહુ જ ઓછી વાંચી છે. બેચાર સ્તોત્રોની મારા પર ઊંડી અસર થઈ. 'વેણીસંહાર' નાટક મામૂલી ગણાય છે. પણ મારા ઉપર એની અસર સારી થઈ. એકબે યુવાનોને મેં એ નાટક ભણાવ્યું પણ ખરું. 'મનુ-સ્મૃતિ' આદરપૂર્વક વાંચી ગયો. એમાંની કેટલીયે વસ્તુ મને કાલગ્રસ્ત જણાઈ. છતાં એ ગ્રંથ પ્રત્યે આદર કાયમ છે.

મેં અનેક વાર કહ્યું છે કે રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને ભગિની નિવેદિતા આ ત્રણ મળીને એક આધ્યાત્મિક સંસ્કારિતાની સંમિશ્ર કિન્તુ અખંડ વ્યક્તિ બને છે.

એને તોલે આવે એવું લખાણ આનંદ કુમારસ્વામીનું ગણું છું. ભારતીય સંસ્કૃતિની દીક્ષા આપવામાં આનંદ કુમારસ્વામીનો ફાળો નાનોસૂનો નથી.

જાપાની લેખક ઓકાકુરાની ચોપડી 'Ideals of the East' પણ પ્રભાવશાળી નીવડી હતી.

આપણી સંસ્કૃતિનું સ્વરૂપ સમજવા માટે લોવેસ ડિકિન્સનની ચોપડીઓ મહત્ત્વની નીવડી. લાલા હરદયાલના લેખો પણ મદદગાર નીવડ્યા.

બધી ચોપડીઓ એકસામટી યાદ ક્યાંથી આવે? એક એક ચોપડીનું સ્મરણ કરી એનું અવલોકન લખી કાઢું તો તે સારું થશે. પણ એને માટે વખત મેળવવો સહેલો નથી.

જેમનું સ્મરણ થાય છે તેમના પ્રત્યે ભક્તિનમ્ર થવાય છે.

## ૩. મને પ્રભાવિત કરનારાં પુસ્તકો

મારા મન અને જીવન પર જેની વિશિષ્ટ અસર થઈ છે એવાં પુસ્તકોને યાદ કરતી વેળાએ સૌ પહેલાં તો જે પુસ્તક સૌ કોઈ વાંચી શકે છે એવા ભગવાને રચેલા એક પુસ્તકનો જ હું વિચાર કરીશ.

સુશિક્ષિત, અશિક્ષિત, સાક્ષર, નિરક્ષર, બાળક અને વૃદ્ધ સૌ કોઈ વાંચી શકે એવું એ પુસ્તક છે, અને એ પુસ્તકને સૌ કોઈ વાંચે છે. વારંવાર વાંચે છે. અને એ વાંચનારા હરેક માનવીને હર ક્ષણે કોઈ નવી ને નવી જ પ્રેરણા મળે છે. આપણું જીવન પૂરું થઈ જાય તોપણ એ પુસ્તક પૂરું થતું નથી. એ પુસ્તકનું નામ છે કુદરત. ગમે તે વિષયનું અધ્યયન કરવું હોય તોપણ આ પુસ્તકના અધ્યાય શીખવા જ પડે છે. વધારેમાં વધારે શીખ્યો હોઉં તો એ પુસ્તક વાંચતાં વાંચતાં.

સંકોચશીલ સ્વભાવનો હોવાને કારણે સમાજમાં ભળી જવાનું મારે માટે મુશ્કેલ હતું. કુદરત સાથેની મારી દોસ્તી વધી જવા પાછળ આ પણ એક ખાસ કારણ હતું. ઝાડ અને એના પર બેસનારાં પંખીઓ; નદીઓ અને એને ઓળંગી જતી હોડીઓ; રસ્તાઓ અને પુલો; પહાડો અને સરોવરો; બગીચાનાં પુષ્પો અને આકાશના તારાઓ, અને એ બંનેની યાદ આપતાં પતંગિયાં – એ બધાંયે મારા નિરીક્ષણના અને મારા આનંદના વિષયો હતા. હાથી, ઊંટ, હરણ, વાછરડાં, કૂતરાં અને ખાસ કરીને બિલાડીઓ મારા બચપણનાં સાથીદારો હતાં. અને સસલાને તો હું ભૂલી જ કેમ શકું? એના કૂદકાઓ અને મારા મનના કૂદકાઓ એ બંનેના તાલમાં કૈંક અજબ જેવું સામ્ય હતું. પણ સસલાથીયે ગાઢી દોસ્તી તો મારે ખિસકોલી સાથે હતી. ચોમાસાના દિવસોમાં પાણીની ધારાઓ જ્યારે તળાવમાં

વરસતી હતી ત્યારે મને લાગતું હતું કે ચાંદીની પાવલીઓ અને અધેલીઓ વરસી રહી છે. કવિઓના મુખે જીવનને માટે પાણીના બુદબુદની ઉપમા સાંભળી એ પહેલાં જ મેં પાણીના બુદબુદને પેટભરીને જોયા હતા. કેવી રીતે એ તો મને ખબર નથી, પણ જીવનનું પ્રતીક મારે માટે આકાશનાં વાદળ જ હતાં. સૂતાં સૂતાં આ વાદળોનું ધ્યાન મેં જેટલું ધર્યું છે એટલું ભાગ્યે જ બીજી કોઈ ચીજનું ધર્યું હશે. કુદરત અને કુદરતના વ્યાપારોના નિરીક્ષણમાંથી જે કંઈ મેં મેળવ્યું છે, એના પાયા પર જ મારું જીવનદર્શન રચાયું છે.

કુદરતના આવા નિરીક્ષણથી સમાજનું પણ તટસ્થ ભાવથી – ઑબ્જેક્ટિવલી – નિરીક્ષણ કરવાની ટેવ મને પડી ગઈ. બાળપણમાં વારંવાર પ્રવાસ કરવાના અવસર મળતા ગયા, અને એ કારણે સમાજના નિરીક્ષણમાં વિવિધતા પણ બહુ આવી. જેમની ભાષાઓ જુદી છે, જેમના રીતરિવાજ વિચિત્ર જેવા લાગે છે અને જેમના જીવનવ્યવહાર પણ આપણાથી જુદા છે એવા લોકોની વચ્ચે જઈને જ્યારે રહેવું પડ્યું અને એ રીતે અનેક ધર્મોનો પણ પરિચય થયો, ત્યારે આપોઆપ જ દૃષ્ટિમાં વિશાળતાની સાથે ઉદારતા પણ આવી ગઈ. જ્યારે હું પુસ્તકો વાંચવા લાગ્યો ત્યારે એ પુસ્તકો મારે મન ફક્ત શબ્દરચના અથવા વાક્યસમૂહ ન હતાં, પણ જીવનનાં અને એનાં નિરીક્ષણ-ચિન્તનનાં પ્રતિબિંબ હતાં, એનું કારણ આ છે.

પુસ્તકોની વાત શરૂ કરું એ પહેલાં મને એટલું કહેવા દ્યો કે હું મારા જીવનમાંથી પણ ઘણું ઘણું શીખ્યો છું. જીવનમાંથી શીખવાને માટે એવું કાંઈ જરૂરી નથી કે એ જીવન સફળતાથી ભરેલું હોય. જીવનપ્રસંગમાં જો વિવિધતા મળે અને જીવન જીવવામાં જો ઉત્કટતા હોય તો માનવી એમાંથી તમામ મેળવી લે છે. જીવન જીવવાની ઉત્કટતાને કારણે જ પુસ્તકો સમજવાની શક્તિ તેજ બને છે. આજે જો ભગવાન મને નવેસરથી ભરી એ જ જીવન જીવવાનો અવસર આપે, તો હું નથી માનતો કે મારા જીવનનું એક પણ પાસું છોડવાને માટે કે ખોવાને હું તૈયાર થાઉં.

જે પુસ્તકોની વાતો મારા જીવનની સાથે ઓતપ્રોત થઈ ગઈ છે, એ પુસ્તકો છે રામાયણ અને મહાભારત. મારા જીવનની નહીં, મારા રાષ્ટ્રની અને એની સંસ્કૃતિની રચના જ આ પુસ્તકોના આધાર પર થઈ છે.

મારા આખાયે જીવન ઉપર જે પુસ્તકની ઊંડી અસર થઈ છે – અને જે વધતી જ જાય છે – એ પુસ્તક છે ભગવદ્ગીતા.

*

જે પ્રમાણે રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ' વાંચીને ગાંધીજીના જીવનમાં મોટું પરિવર્તન થયું, અથવા ઈશોપનિષદનો એક મંત્ર હાથ આવતાં મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને કઠિન પરિસ્થિતિમાં ઉદ્ધારનો રસ્તો મળી ગયો, એવું તો મારા જીવનમાં કંઈ થયું નહીં. પરંતુ મારા ધાર્મિક જીવનમાં ભગવદ્ગીતાથી પણ વધારે અસર

થઈ છે ઉપનિષદોની. સંતસાહિત્યમાં તુકારામ, જ્ઞાનેશ્વર અને એકનાથ એ ત્રણેના અમર ગ્રંથોનો હું ઋણી છું. મહારાષ્ટ્રના વારકરી લોકો દર વર્ષે પોતાના ગામથી પંઢરપુર સુધી પગપાળા યાત્રા કરે છે. અને આ પ્રમાણે સંતસાહિત્યનો પ્રચાર ગામેગામ થાય છે. પંઢરપુર મહારાષ્ટ્રના સંતજીવનની રાજધાની છે. એનાથી મેં સંતજીવનને ઓળખ્યું . . . .

*

પણ એમની પાસે હું પહોંચ્યો એ પહેલાં અંગ્રેજીમાં બુદ્ધિવાદી સાહિત્ય મેં ખૂબ વાંચ્યું અને જેને લોકો નાસ્તિકતા કહે છે એની અસર નીચે આવ્યો. પોતાના જીવનના આ અધ્યાયને હું આજે પણ બહુ મહત્ત્વનો સમજું છું. ઈશ્વરની જ કૃપા હતી કે ઈશ્વરનો ઇન્કાર કરવાવાળા ઉચ્ચ કોટિના સાહિત્યની સાથે મારો એ સમય પરિચય થયો. રૅશનાલિસ્ટિક ઍસોસિયેશન સીરીઝના કેટલાયે ગ્રંથો મેં વાંચી નાખ્યા. સંધ્યાવંદન, પૂજા, પ્રાર્થના વગેરે તમામ છોડી દીધાં. મારું જોશ જનોઈ અને ચોટલી પર તૂટી પડયું અને હું સંશયવાદનો – અજ્ઞેયવાદનો મોટો સમર્થક બની ગયો. આ ભૂમિકાના મૂળમાં અભિમાન કે ઉદ્દામવૃત્તિ ન હતી. સત્યની ખોજ કરાવવાની જિજ્ઞાસુવૃત્તિ અને બૌદ્ધિક નમ્રતા હતી. આ નમ્રતાએ મને આગળ વધવાનો રસ્તો બતાવ્યો. અમેરિકન માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સના પુસ્તક 'વેરાયટીઝ ઑફ રીલિજિયસ એકસપીરિયન્સ'નું મેં આદર સાથે અધ્યયન કર્યું. અને આવી પૂર્વતૈયારીઓ પછી સ્વામી વિવેકાનંદ અને ભગિની નિવેદિતાનાં પુસ્તકો મેં વાંચ્યાં. ભગિની નિવેદિતાના લેખોની મારા મન પર વિશેષ અસર થઈ અને ઊંડાણમાં ઊતરીને ધર્મની સામાજિક દૃષ્ટિ હું સમજી શકયો. ફીલ્ડિંગનું પુસ્તક 'સોલ ઑફ એ પીપલ' એટલા માટે મેં વાંચ્યું હતું કે ભગિની નિવેદિતાએ એ પુસ્તકની ખૂબ પ્રશંસા કરી હતી. સત્યની કઠોર શોધ કરવાવાળો મારો બુદ્ધિવાદ મેં છોડયો ન હતો. બુદ્ધિવાદને પૂરતું પોષણ આપવા માટે હું જહૉન મોર્લેનો વિશ્વવિખ્યાત નિબંધ 'ઑન કૉમ્પ્રોમાઈઝ' સાથે સાથે વાંચતો હતો. વચમાં કહી લઉં કે વર્ષો પછી જયારે હું ગાંધીજીના આશ્રમમાં પહોંચ્યો ત્યારે શ્રી મહાદેવ દેસાઈ કોઈ સાહિત્યિક ઇનામ મેળવવા માટે એ 'ઑન કૉમ્પ્રોમાઈઝ'નો ગુજરાતી અનુવાદ કરી રહ્યા હતા. એમાં મેં થોડોઘણો સહકાર આપ્યો અને અમે એકબીજાના મિત્ર બન્યા. મહાદેવભાઈનો એ અનુવાદ 'સત્યાગ્રહની મર્યાદા'ના નામથી પ્રગટ થયો..

સ્વામી વિવેકાનંદ અને ભગિની નિવેદિતાની પછી વારો આવ્યો આનંદ કુમારસ્વામી અને રવીન્દ્રનાથ ઠાકુરનો. ભારતની સંસ્કૃતિના આ બે ઉત્તુંગ આચાર્યોના ગ્રંથ મેં શ્રદ્ધા સાથે વાંચ્યા અને ઉત્સાહ સાથે નવયુવાનોને શીખવ્યા. 'એસેઝ ઇન ઇન્ડિયન નૅશનાલિઝમ', 'ગીતાંજલિ', 'સાધના', 'નૅશનાલિઝમ', પૉલ રિશારનું 'ટુ ધી નૅશન્સ', આ બધાં પુસ્તકો જીવનદીક્ષા દેવાને માટે પૂરતાં છે.

જ્યારે ગાંધીજીનું 'હિંદ સ્વરાજ્ય' વાંચ્યું ત્યારે એની સાથે થૉરો અને એમર્સન, ટૉલ્સ્ટૉય અને ડિકિન્સન તથા સ્ટુઅર્ટ એઝનાં પુસ્તકો વાંચવાં અપરિહાર્ય બન્યાં. ગૂઢવાદના આકર્ષણને કારણે મેં આ બધાં પુસ્તકોની સાથે એડવર્ડ કાર્પેન્ટર અને વૉલ્ટ વ્હીટમૅનના કાવ્યમય ઉદ્‌ગારો પણ વાંચ્યા.

મારું ભાગ્ય જ કાંઈ એવું ઉપકારી છે કે એક જ સાથે પરસ્પરવિરોધી વાતાવરણવાળા ગ્રંથો મારી પાસે આવી જાય છે. ગૂઢવાદી (મિસ્ટિક) સાધકોની વાણી જ્યારે વાંચતો હતો ત્યારે અનાયાસે આનાતોલ ફ્રાન્સની નાનકડી નવલિકા 'થાઈ' મારા હાથમાં આવી.

મારા મિત્ર સાધુચરિત ધર્માનંદ કોસંબીના કારણે ભગવાન બુદ્ધના ચરિત્ર અને ઉપદેશની તરફ હું આકર્ષિત થયો હતો. ગાંધીજીના આદેશથી જ્યારે અમે લોકોએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી ત્યારે મેં ધર્માનંદજીને વિદ્યાપીઠમાં બોલાવ્યા અને એમની પાસે સારા સારા ગ્રંથ લખાવ્યા, જેથી મરાઠી, ગુજરાતી અને હિંદી વાચકો બૌદ્ધ ધર્મને એના શુદ્ધ રૂપમાં સમજી શકે.

કુદરતના હાર્દિક નિરીક્ષણ દ્વારા ભગવાનનાં દર્શન કરવાની મારી સાધના બાળપણથી ચાલુ જ હતી. મેંગલોરની પાસે રહેતા મારા મિત્ર મંજેશ્વર ગોવિંદ પૈએ આકાશના તારાઓની સાથે મારી મૈત્રી કરાવી. ગોવિંદ પૈ કાનડી ભાષાના એક વિખ્યાત કવિ અને વિવેચક છે. દેશી-પરદેશી અનેક ભાષાઓના સાહિત્યનું એમનું અધ્યયન ઊંડું છે. આ તારાઓએ મારા જીવનને એટલું સમૃદ્ધ કર્યું અને મારી માનવતાને એટલી વ્યાપક બનાવી કે હવે હિંદુસ્તાનના કોઈ પ્રાંતમાં જાઉં કે દુનિયાના કોઈ પણ દેશમાં પહોંચું તોયે મને ક્યાંય પરાયાપણું લાગતું નથી. જે તારાઓ કાશ્મીરમાં જોયા હતા એ જ તારાઓ સિલોનમાં પણ મળવાને આવ્યા હતા. જે તારાઓને પોર્ટુગલની રાજધાની લિસ્બનમાં જોયા હતા એ જ જાપાનમાં ટોકિયોના આકાશમાં મને ખુશખબર પૂછતા હતા. મેં યરવડા જેલમાં ગાંધીજીની પાસે મારા આ દેવતાઈ મિત્રોની વાત કરી. તારાઓની નીચે, તારાઓના પ્રકાશને પામતાં પામતાં સૂવાનો ગાંધીજીનો આગ્રહ હતો જ. એથી જ્યારે હું સાબરમતી જેલમાં હતો અને મહાત્માજી યરવડા જેલમાં હતા ત્યારે એમણે એક પવિત્ર દિવસે જેમ્સ જીન્સનાં ત્રણ પુસ્તકો મને મોકલ્યાં : 'ધી સ્ટાર્સ ઇન ધેર કોર્સિઝ', 'મિસ્ટીરિયસ યુનિવર્સ', અને 'ધી યુનિવર્સ એરાઉન્ડ અસ'. ગાંધીજીએ મોકલેલાં આ ત્રણ પુસ્તકોએ ધર્મદર્શનને એક નવું જ રૂપ આપ્યું. ધર્માનુભવ પર એક નવો જ ઓપ ચડાવ્યો. ત્યારથી ભૌતિક વિજ્ઞાનનાં જે કોઈ પુસ્તકો વાંચું છું એમાં નવી ધાર્મિકતા જ જોવા પામું છું.

મેં જાણીજોઈને ગાંધીજીના સાહિત્યનો ઉલ્લેખ અહીં નથી કર્યો. એમના સાહિત્ય-ની અસર લખવા બેસું તો બાકીનું બીજું બધું રહી જશે.

આ સો-બસો વર્ષના વિશ્વસાહિત્યમાં એવી પ્રભાવશાળી નવલકથાઓ તૈયાર થઈ છે જેની અસર સમસ્ત માનવજાતિ પર ઊંડી પડી છે. મેં નવલકથાઓ બહુ ઓછી વાંચી છે. મોટી મોટી નવલકથાઓ વાંચવાની હિંમત પણ નથી થતી. પણ જે નવલકથાઓની મન પર ખૂબ જ છાપ પડી એનો વિચાર કરવા બેસું તો એક સ્વતંત્ર વાર્તાલાપ થઈ જશે. એક જ પુસ્તકને માટે લખવાનું બાકી રહી જાય છે. મારા મનના બંધારણ સાથે જેનો મેળ નથી બેસતો અને મારી આજ સુધીની સંસ્કારિતા સાથે જેનો તાલ નથી જામતો, છતાંયે જેણે મહિનાઓ સુધી મારા મન ઉપર એવી પકડ જમાવી કે હું દિનરાત એના વાતાવરણમાં રહેવા લાગ્યો. મૂળ પુસ્તક તો હું નથી વાંચી શક્યો. એનો મરાઠી અનુવાદ જ વાંચ્યો હતો અને પાછળથી એના એકબે અંગ્રેજી અનુવાદ પણ વાંચ્યા. વધુમાં વધુ પ્રભાવ પડયો મરાઠી અનુવાદનો, પણ અંગ્રેજી અનુવાદ પણ એની અસર કર્યા વિના ન રહ્યા. એ પુસ્તક છે 'કુરાને શરીફ' અથવા 'અલ કુરાન'. પ્રામાણિકતા અને ઉત્કટતાનાં આદર્શ ઉદાહરણો આ પુસ્તકમાં મળી આવે છે. આજની સાહિત્યિક અભિરુચિ ગમે તે કહે, આ પુસ્તકનું અધ્યયન દરેક સંસ્કારી મનુષ્યે કરવું જ જોઈએ. ચાળીસ કરોડની જનતાને સમજાવવા માટે એ એક સારી ચાવી છે.

જીવનવ્યવહારમાં અસંખ્ય લોકો સાથે આપણે મળીએ છીએ. થોડા લોકો સાથે ગાઢો પરિચય થઈ જાય છે. દરેક માનવી પાસેથી આપણે કંઈક ને કંઈક મેળવીએ જ છીએ. પણ કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે જેમના પરિચય અને સહવાસથી આપણને નવી દૃષ્ટિ માત્ર નથી મળતી, પણ એ નવી દૃષ્ટિ પ્રમાણે ચાલવાનું બળ પણ મળે છે. કેટલાક લોકો આપણા હાથમાં એવી એક ગુરુકિલ્લી આપી દે છે કે જેના વડે આપણે હજારો તાળાં ખોલી શકીએ છીએ અને ગાંઠો ઉકેલી શકીએ છીએ. એવા લોકો તરફની આપણી કૃતજ્ઞતા અસીમ બની જાય છે. રાજા જનકે પોતાના ગુરુ યાજ્ઞવલ્ક્યની તરફ જે કૃતજ્ઞતા વ્યક્ત કરી છે એનું વર્ણન હું એક વાર કરી ચૂક્યો છું.

કેટલાંક પુસ્તકો પણ એવાં જ હોય છે કે જેને આપણે પુસ્તક ન કહેતાં જીવન્ત વ્યક્તિ કહી શકીએ. પરમ સખા, મિત્ર અને ગુરુ ત્રણેનું કામ એ એક સાથે કરે છે. આવાં પુસ્તકોનું સ્મરણ જેટલું આહ્લાદક હોય છે એટલું જ પાવક હોય છે. આજે એવાં અનેક પુસ્તકોનું સ્મરણ અને વર્ણન કરવાની તક મળી છે એનો મને ખૂબ આનંદ થાય છે. હું ઇચ્છું છું કે અનેક લોકો આ પુસ્તકોનો અને એવી જાતનાં બીજાં પુસ્તકોનો લાભ ઉઠાવે અને જો ઈશ્વર બળ અને તક આપે તો એવાં પુસ્તકો લખે પણ. જેઓને ભગવાને ખૂબ આપ્યું છે એમનો ધર્મ છે કે તેઓ પણ ભગવાનનું સ્મરણ કરીને કંઈક ને કંઈક આપતા પણ રહે.

# ૪. મને ઘડનારી સંસ્થાઓ

મારા ઘડતરમાં જેમનો ફાળો છે એવી ચોપડીઓ વિશે લખવા જતાં મેં તો કેટલાક સાહિત્યસ્વામી માનવસેવકોનાં નામો જ આપ્યાં. મારા ઘડતરમાં જેમનો મોટો અથવા ઊંડો ફાળો છે એવી સંસ્થાઓ વિશે લખવા બેસું તોપણ એવું જ કાંઈક થવાનું છે. નાનપણથી યુવાવસ્થા સુધી અનેક સંસ્થાઓ સાથે મારો સંબંધ આવ્યો હશે તે વિદ્યાર્થી તરીકે, અને ભક્ત તરીકે, એમની અસર જુદી. અને કૉલેજની કેળવણી પૂરી કર્યા પછી રાષ્ટ્રસેવાની દૃષ્ટિએ જે સંસ્થાઓને મેં મારી સેવા અર્પણ કરી અને તેમ કરતાં જે સંસ્થાઓ દ્વારા હું મને પોતાને ઉત્તમ રીતે સમજી શક્યો અને કેળવી શક્યો એ સંસ્થાઓ જુદી. આવો મોટો ભેદ હોવાને કારણે મારો જવાબ મારે બે ભાગમાં આપવો જોઈશે.

એ ઉપરાંત ત્રીજી એક દૃષ્ટિ છે. આજે આપણે સંસ્થા શબ્દનો અત્યંત વ્યાપક અર્થ કરીએ છીએ.

માણસ પરણીને ગૃહસ્થાશ્રમ ચલાવે છે. એ આદર્શ અને એ જીવનવ્યવસ્થાને આપણે લગ્નસંસ્થા કહીએ છીએ.

સામાજિક જીવનમાં અને આર્થિક પુરુષાર્થમાં 'જીવનની સલામતી' સૌથી મહત્ત્વની વસ્તુ છે. આપણને કોઈ મારી ન નાખે, આપણા ઉપર કોઈ જબરદસ્તી ન કરે, આપણી માલમતા કોઈ લૂંટે નહીં અને અન્યાયમાં કોઈના ભોગ થવું ન પડે એટલા માટે આપણે 'સરકાર'ની મદદ લઈએ છીએ. આ સરકારને આપણે 'શાસનસંસ્થા' કહીએ છીએ.

લેવડદેવડની સગવડ ખાતર અને મૂલ્યોના સંગ્રહ ખાતર આપણે ધાતુનાં કે કાગળનાં 'નાણાં' વાપરીએ છીએ. આ પણ એક સંસ્થા જ છે.

કૌટુંબિક જીવન, વર્ણવ્યવસ્થા, જાતિવ્યવસ્થા, ચાર આશ્રમ વગેરે, જે જીવનવ્યવસ્થા 'ધર્મ'ને નામે ઓળખાય છે તે પણ એક સંસ્થા જ છે. આમ વ્યાપક અર્થમાં જે સંસ્થા શબ્દ આપણે વાપરીએ છીએ તે જાતની સાર્વભૌમ વ્યાપક સંસ્થાઓનો આપણા જીવનઘડતરમાં વધારેમાં વધારે પ્રભાવ હોય છે. આ રીતે વ્યક્તિપ્રધાન સમાજવ્યવસ્થા, મૂડીપ્રધાન સમાજવ્યવસ્થા, સામ્યવાદ વગેરે સંસ્થાઓનો પણ વિચાર કરવાનો રહેશે.

હું માનું છું કે મને પૂછેલા સવાલ પાછળ આ ત્રીજી જાતની સંસ્થાઓનો વિચાર નથી. અને તેથી એવી સંસ્થાઓની અસરનો વિચાર ગમે તેટલો મહત્ત્વનો હોય, અહીં એ અપ્રસ્તુત છે.

તેથી ભણતર પૂરું કર્યા પછી સમાજસેવામાં દાખલ થવાની દૃષ્ટિએ જે સંસ્થાઓમાં મેં પ્રવેશ કર્યો અને જેમની મારફતે મેં સમાજસેવા કરી તેનો

વિચાર હું મારા બીજા લેખમાં કરીશ, વિદ્યાર્થીકાળમાં જે સંસ્થાઓના પરિચયમાં હું આવ્યો અને મારા ઘડતરમાં જેમનો વિશેષ ફાળો છે એની જ વાત હું આ લેખમાં કરવાનો છું.

આવું વર્ણન કરતાં પહેલાં એક સર્વસામાન્ય અનુભવ અહીં નોંધી રાખું. મારી દૃષ્ટિએ તે તે સંસ્થાના મહત્ત્વ કરતાં તે તે સંસ્થા ચલાવનાર જે વ્યક્તિઓની અને તેમાંયે અમુક ખાસ વ્યક્તિઓની મારા પર અસર થઈ તેમને જ મારે ખાસ મહત્ત્વ આપવું જોઈએ.

પ્રારંભમાં તો જે જે નિશાળોમાં હું ભણ્યો તેમનો જ વિચાર મારે કરવો જોઈએ. મોટે ભાગે આવી સંસ્થાઓ તો સરકારે ચલાવેલી નિશાળો; એમાં અમુક શિક્ષકો વ્યક્તિ તરીકે આપણા જીવન ઉપર અસર કરે પણ સંસ્થા તરીકે એ નિશાળોની કશી અસર સ્વીકારવા મારું મન તૈયાર નથી.

એમાં મુખ્ય કારણ એ કે મારા પિતાશ્રી સરકારી નોકર હોઈ નોકરી પરત્વે એમને ઘણી વાર સ્થાનાંતર કરવું પડતું. હું ઘરનાં બાળકોમાં સૌથી નાનો. એમની સાથે જ ફરું. મારું ભણતર બગડે એની ન મને ચિંતા, ન માતાપિતાને એનો કોઈ ખરખરો. એટલે કોઈ પણ નિશાળમાં લાગલાગટ એક વર્ષ પણ રહ્યો નહીં. એટલે કોઈ પણ સંસ્થા વિશે આત્મીયતા કે આદર જામવાને સંભવ હતો જ નહીં.

આ કાળમાં ઘરમાં અથવા મંદિરોમાં 'પુરાણો સાંભળવા જઈ બેસવું' એ મોટો આનંદનો વિષય હતો. મરાઠી કવિઓએ રચેલા પુરાણગ્રંથો, રામવિજય, પાંડવ-પ્રતાપ, હરિવિજય, સંતલીલામૃત, ભક્તિવિજય વગેરે ગ્રંથો અમે વાંચી કાઢ્યા. મંદિરોમાં પુરાણકથાશ્રાવણ સાથે કથા પરનું વિવેચન પણ સાંભળવાને મળતું.

ઉપરાંત કોક કોક વાર રાત્રે હરિદાસ કીર્તનકારનાં કીર્તનો સાંભળવા અમે જતા. કીર્તનોમાં પ્રથમ પૂર્વરંગ ચાલે. એમાં કોઈ ધાર્મિક વિષય ઉપર ગદ્યપદ્યાત્મક પ્રવચન સાંભળવાને મળે. પૂર્વરંગ પછી એ હરિદાસ કોઈ પૌરાણિક વાર્તા કહે. આવી વાર્તા લાગલાગટ અનેક દિવસ (અર્થાત્ રાત્રે) ચાલે. એમાં સંસ્કૃત શ્લોકો, સંતોનાં ભજનો વચમાં આવે. સંગીત તો ખરું જ. કીર્તનો પંદરવીસ દિવસ સુધી ચાલતાં હશે. એને અંતે કીર્તનકારની કદર કરી લોકો એમને ઠીક ઠીક 'બિદાગી' આપતા. બિદાગી એ એ લોકોની આવક. એના પર કીર્તતકારોની જિંદગી નભે.

જે નિશાળે મારા પર ઊંડી અસર કરી અને જેના પ્રત્યે આજે પણ મારા મનમાં કૃતજ્ઞતા છે એ હતી કારવારની હિંદુ સ્કૂલ. આ ખાનગી સંસ્થા ત્રણ શિક્ષકોએ ખોલી હતી. વામન મંગેશ દુભાષી એ એના પ્રમુખ હતા. સંસ્થા નવીસવી. એમાં અંગ્રેજી ત્રણ ધોરણો ચાલતાં. શિક્ષકો અમારા ભણતરમાં અને રમતગમતોમાં ઊંડો રસ લેતા હતા. દર અઠવાડિયે ધાર્મિક પ્રવચનો ચાલતાં. શિક્ષકોની ભણાવવાની શૈલી આકર્ષક હતી. ભણાવવાની ભાષા બે. મરાઠી અને કાનડી. આ નિશાળમાં એકાદ વર્ષ જ હું ભણ્યો હોઈશ. પણ એના સંસ્કારો ઊંડાણ સુધી પહોંચ્યા હતા.

આમ વિદ્યાર્થીઓમાં શિક્ષકો પ્રત્યે ઊંડો આદર હતો. આગળ જતાં એમણે 'હિંદુ બાલસભા' કરીને વિદ્યાર્થીઓની એક સંસ્થા ખોલી. એમાં 'હિંદુ' શબ્દની વ્યાખ્યામાં બધા ધર્મના વિદ્યાર્થીઓ આવતા હતા. હિંદુ અને ઈસાઈ તો હતા જ. કોઈ મુસલમાન હતો કે નહીં તે યાદ નથી. એ જમાનામાં 'હિંદુ' એટલે 'ભારતીય'. (મદ્રાસનું વિખ્યાત દૈનિક છાપું 'Hindu' એ અર્થમાં જ ચાલે છે.)

લોકમાન્ય ટિળક, ચિપલૂણકર, આગરકર વગેરે રાષ્ટ્રીય નેતાઓએ પૂનામાં 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' કરીને એક ખાનગી સંસ્થા ચલાવી હતી. એમાં ભણવાનો લાભ મારા મોટા ભાઈઓને મળેલો. મને મળ્યો નથી. પણ બીજી હું એવી જ એક પૂનાની સંસ્થામાં ભણેલો. 'નૂતન મરાઠી વિદ્યાલય'. એ બંને સંસ્થાની વિદ્યાર્થીઓ ઉપર અને સમાજ ઉપર ઊંડી છાપ હતી. બંને સંસ્થા વિશે સમાજમાં ઘણી ચર્ચાઓ થતી.

એ જ સંસ્થાનો આગળ જતાં વિકાસ થયો અને ડેક્કન એજ્યુકેશન સોસાયટી સ્થપાઈ. એ સોસાયટીની ફર્ગ્યુસન કૉલેજમાં હું ચાર વર્ષ (૧૯૦૪-૫-૬-૭) ભણ્યો. આ રાષ્ટ્રીય સંસ્થાનો મારા ઘડતરમાં બહુ મોટો ફાળો છે. આ ચાર વર્ષ દરમિયાન રેંગ્લર પરાંજપે અમારા પ્રિન્સિપાલ હતા.

સ્ત્રીકેળવણીના મહર્ષિ કર્વેના એ ભત્રીજા કે ભાણેજ કાંઈક હશે. ગણિતના અદ્‌ભુત વિદ્વાન. વિલાયત જઈ એમણે નામના મેળવી. ત્યાંની સર્વોચ્ચ પરીક્ષામાં પાસ થઈ સિનિયર રેંગ્લર થઈને આવ્યા. મોટામાં મોટી સરકારી નોકરી મળતી હતી છતાં એ ન લેતાં પોતાની માતૃસંસ્થાને એમણે વીસ વર્ષ આપ્યાં. એમની મારા ઉપર ભારે અસર થઈ. મારું ગણિત સારું હતું. એટલે એમના પ્રત્યે હું આકર્ષાયો. પરાંજપે નિરીશ્વરવાદી, કેવળ બુદ્ધિનું પ્રામાણ્ય માનનારા. એમના એ વિચારોની મારા ઉપર ભારે અસર થઈ. જૉન મોરલે(જે આગળ જતાં ભારતના વાઇસરૉય ઉપર અધિકાર રાખનારા સેક્રેટરી ઑફ સ્ટેટ્સ ફૉર ઇન્ડિયા થયા હતા)ની વિખ્યાત ચોપડી On Compromise (ઑન કૉમ્પ્રોમાઈઝ) ઉપર પરાંજપે વારી જતા હતા. એ ચોપડી વાંચી એના ઉપર કૉલેજમાં મેં વ્યાખ્યાન પણ આપેલું. (આગળ જતાં એ જ ચોપડીનો ગુજરાતી અનુવાદ મહાદેવભાઈએ કરેલો ત્યારે એ છપાતાં પહેલાં મહાદેવભાઈ સાથે એ ચોપડી અને એના વિષય પરત્વે મેં ઘણી ચર્ચા કરી હતી. 'સત્યાગ્રહની મર્યાદા' એ નામે એ અનુવાદ પ્રસિદ્ધ થયો છે.)

પરાંજપેની અસર તળે, હું પણ હડહડતો બુદ્ધિવાદી બન્યો. "ઈશ્વર છે એની જરાયે ખાતરી નથી. અને જો ભૂલેચૂકે હોય, તો માણસ એને ઓળખી શકે, જાણી શકે, એ અશક્ય છે; એટલી અમને ખાતરી છે." એ જાતનાં વ્યાખ્યાનો હું આપતો થયો. સ્વભાવ પ્રચારકનો એટલે મેં આવું ખૂબ ચલાવ્યું. મારી આ ઈશ્વરવિરોધી પારમાર્થિકતા (Seriousness) એટલી વધી કે મેં કૉલેજમાંથી પિતાશ્રીને કાગળ લખ્યો કે હમણાં હમણાં બુદ્ધિવાદી (રૅશનાલિસ્ટ) સાહિત્ય

વાંચું છું. પરિણામે ઈશ્વર પરનો મારો વિશ્વાસ ઊડી ગયો છે. આ સાંભળી આપને દુ:ખ થશે એ હું જાણું છું. પણ વસ્તુસ્થિતિ મારે આપને જણાવવી જ જોઈએ વગેરે.

પિતાશ્રીનો જવાબ આવ્યો. એમાં નહોતું કોઈ દુ:ખ કે અકળામણ. નહોતી કોઈ ઝાટકણી કે ક્રોધ. એમાં એમણે એટલું જ લખ્યું, "તારો કાગળ મળ્યો. બીના જાણી. મારો આપણા કુળદેવ મંગેશ મહારુદ્ર ઉપર પૂરો વિશ્વાસ છે. એ કલ્યાણ જ કરશે. અને સૌ રૂડાં વાનાં થશે." થોડા દિવસમાં પિતાશ્રીએ કુલદેવના પ્રસાદ તરીકે થોડું કોપરું અને સાકરના ગાંગડા મોકલ્યાં. એ ખાવામાં મને વાંધો ન જણાયો. પિતાશ્રી દુ:ખી ન થયા એનું સારું લાગ્યું. એમની નિષ્ઠા અને ભક્તિ જોઈ એમના પ્રત્યેનો આદરભાવ વધ્યો અને છતાં મારા સંશયવાદમાં તે વખતે ફેર ન પડયો. અહીં એટલું જ કહીશ કે મારા જીવનના નાસ્તિક, સંશયવાદી બુદ્ધિપરાયણ એવા એ કાળ માટે મને જરાય પસ્તાવો નથી. આગળ જતાં મારી એ ભૂમિકા સાવ બદલાઈ અને હું ઈશ્વરનિષ્ઠ થયો. પણ વચલા નાસ્તિકકાળ માટે હું શરમાતો નથી. એ નાસ્તિકતામાંથી જ મારી આસ્તિકતા દૃઢ થઈ. ખૂંટી હલાવીએ ત્યારે મજબૂત થાય છે તેમ જ એ થયું.

ફર્ગ્યુસન કૉલેજમાં અમારા અધ્યાપકો બધા નરમ દલના મૉડરેટ; પણ વિદ્યાર્થીઓનું વાતાવરણ ટિળકમતનું, ઉદ્દામ રાષ્ટ્રવાદનું. એ બંને પક્ષ તે વખતે 'મવાળ' અને 'જહાલ'ને નામે ઓળખાતા. કૉલેજના દિવસોમાં મારી સ્થિતિ વિચિત્ર હતી. ઘણાખરા વિદ્યાર્થીઓ ધાર્મિક-સામાજિક વાતોમાં તત્ત્વત: સુધારણા-વિરોધી 'ઉદ્ધારક' હતા. કેમ કે લોકમાન્ય ટિળક એવા મનાતા. જ્યારે હું પોતે ન્યાયમૂર્તિ રાનડે, તેલંગ, ભાંડારકર, ચંદાવરકર, કર્વે, રેંગ્લર પરાંજપે જેવા અતિરથી-મહારથીના 'સુધારક' પક્ષનો હતો. અને રાજદ્વારી ક્ષેત્રે ટિળક, શિવરામ મહાદેવ પરાંજપે જેવા, બહારથી રાષ્ટ્રીય અને અંદરખાનેથી ક્રાંતિકારી નેતાઓના પક્ષનો હતો. પૂનાના જાહેર જીવનમાં સામા પક્ષના નેતાઓની નિંદા અને ઠેકડી કરવાનો રિવાજ હતો. એ મારાથી ન બની શક્યું. એક યા બીજા કારણે બંને તરફના નેતાઓ પ્રત્યે મારા મનમાં આદર. (પણ તે મર્યાદિત.) એટલે વિદ્યાર્થીઓ વચ્ચે હું જરા અકોણો રહેતો. ધીમે ધીમે એ સ્થિતિથી હું ટેવાઈ ગયો.

મેં કહ્યું જ છે કે નિશાળના ભણતરના દિવસોમાં કોઈ પણ એક ઠેકાણે હું લાગલાગટ એક વર્ષ પણ રહ્યો નથી. એટલે કોઈ પણ સંસ્થા વિશે અનુરાગ જામ્યો નહીં. અને તેથી જ 'હિન્દુ સ્કૂલ' અને 'ફર્ગ્યુસન કૉલેજ' વિશે ઉત્સાહપૂર્વક હું લખી શક્યો છું.

ન્યાય ખાતર મારે લખવું જોઈએ કે છેલ્લાં બે વર્ષ હું બેલગામની સરકારી હાઈસ્કૂલમાં મૅટ્રિક સુધી ભણ્યો એની અસર પણ મારા પર ઠીક ઠીક થઈ હતી. સદ્ભાગ્યે અમને શિક્ષકો અને હેડમાસ્તરો સારા મળ્યા હતા. એમને કારણે

સંસ્કૃત, ગણિત, અંગ્રેજી, વિજ્ઞાન આદિ વિષયોમાં ઊંડો રસ જામ્યો અને જ્ઞાનોપાસના વિશેની શ્રદ્ધા ઊંડી થઈ.

કૉલેજના દિવસોમાં ક્રાંતિકારી એવાં બેત્રણ દળોમાં હું ભળ્યો હતો. એ કારણે મારામાં ઠીક ઠીક ઉત્કટતા આવી હતી. પણ એ દળોને હું સંસ્થા તરીકે ન ઓળખાવું. એ ક્ષેત્ર નોખું. એના અનુભવો ગમે તેટલા મહત્ત્વના હોય તોપણ તે વખતે લીધેલી 'ગુપ્તતાની પ્રતિજ્ઞા'ને વળગી રહેવું એ જ સારું એમ મેં હમેશાં માન્યું છે.

## ૫. જેમણે મારું જીવન ઘડ્યું !

'જેમણે મારું જીવન ઘડયું,' એ વિષય છે તો રોચક, અને જેના હૈયામાં કૃતજ્ઞતા વસે છે, તેને આ વિષય ઉપર લખવાનું જરૂર ગમે. કૃતજ્ઞતા વ્યક્ત કરવાની તક મળે છે, ત્યારે માણસને બહુ આનંદ થાય છે.

માણસના જીવનને ઘડવામાં વ્યક્તિઓનો ફાળો હોય છે. સારી સારી ચોપડીઓનો એટલો જ મહત્ત્વનો ફાળો હોય છે. અને કોક કોક વાર વ્યક્તિ અને સાહિત્ય કરતાં પણ જીવનમાં નજરે ચડેલા અથવા પોતા પર વીતેલા પ્રસંગનો ફાળો સૌથી વધારે હોય છે. એની અસર પણ કાયમી હોય છે.

આ બધું ટૂંકામાં લખવું સહેલું નથી હોતું. પણ સંપાદિકાએ કામ હળવું કર્યું છે. 'આપે વાંચેલાં પુસ્તકોમાંથી કઈ કઈ વસ્તુઓએ (કે પાત્રોએ કે વિચારસરણીએ) આપના પર ઊંડી અસર કરી અને એ અસરોએ જીવનને ઘડવામાં, જીવનનું પરિવર્તન કરવામાં કેવા પ્રકારનો ભાગ ભજવ્યો?' એ વિશે જ લેખ માગ્યો છે.

કેટલાક લોકોના જીવનમાં એકાએક પરિવર્તન થાય છે. તુલસીદાસે પોતાની પત્નીનું મહેણું સાંભળ્યું અને એ પત્નીઘેલો કવિ રામઉપાસક બન્યો. વાલ્મીકિ એક ધાડપાડુ હતો. તેના જીવનમાં પણ એકાએક પરિવર્તન થયું અને એ મોટો સંસ્કૃતિધુરીણ ઋષિ અને કવિ બન્યો. રવીન્દ્રનાથના પિતાની આગળ એક કાગળનો કકડો ઊડીને આવ્યો, જેના ઉપર ઉપનિષદનું એક વચન હતું. એ વાંચીને એમણે પોતાની આખી એસ્ટેટ દેણું ચૂકવવા માટે કોર્ટને સોંપી દીધી. જીવનની આગગાડી આમ એકાએક એક પાટા પરથી બીજા પાટા પર જવાના પ્રસંગો બહુ થોડા લોકોના જીવનમાં આવે છે. મોટે ભાગે તો માણસ પોતાના જીવનમાં ધીરે ધીરે થોડા થોડા ફેરફારો કરતો જાય છે. એમાં પણ ચોપડીઓની અસર કોઈક વખતે ચમત્કારી હોય છે. પણ ઘણી વાર તો ધીરે ધીરે અને થોડી થોડી જ થાય છે.

આવી સ્થિતિમાં ઘણી વસ્તુઓને ગૌણ કરી એક જ વસ્તુ આગળ કરવાનું મનુષ્યને મન થાય છે અને તેથી માણસ એક વખતે એક ગ્રન્થને આગળ કરશે; બીજે વખતે બીજાને.

અને માણસનું જીવન પણ કેટલું વિવિધ હોય છે! પોતાનાં માતાપિતાનાં એ પુત્ર કે પુત્રી હોય છે. પોતાનાં દીકરાદીકરીઓનાં એ માતા કે પિતા હોય છે. વિશાળ કુટુંબમાં કેટલાકને ભાગે નેતાપણું આવે છે. એ જ માણસ કોઈક વાર નોકરીમાં કે ઉદ્યોગ-હુન્નરમાં આગળ વધે છે. સમાજના નેતા તરીકે, કેળવણીકાર તરીકે, સંસારસુધારક તરીકે માણસના જીવનમાં અલગ અલગ પાસાં હોય છે.

અને એનું આધ્યાત્મિક જીવન તો બિલકુલ જુદું જ હોય છે. કવિ અખો સોની હતો, એમાંથી વેદાન્તી સંત થયો. એવાં પરિવર્તનો પણ આપણે જોઈએ છીએ.

તેથી પોતાના જીવન ઉપર ઊંડી અસર કરનાર એક જ ગ્રન્થ ન હોય. તે તે કાળે, તે તે પ્રસંગે અલગ અલગ ગ્રન્થોએ અસર કરેલી હોય છે. અને જે લોકોનું વાચન બહુલક્ષી, વિધવિધ વિષયોનું અને વિશાળ હોય છે, તેઓ કેટલી ચોપડીઓનાં નામ લે?

માણસની કારકિર્દીની શરૂઆત જ હોય ત્યારે આવા સવાલનો જવાબ આપવો સહેલો હોય છે. રવીન્દ્રનાથ ઠાકુરની કે સ્વામી વિવેકાનંદની કે ગાંધીજીની કે વિનોબાજીની અમુક ચોપડી વાંચી અને એમાંથી પોતાના જીવનની દિશા જડી અને પ્રેરણા મળી એમ માણસ કહી શકે. એકાદ સમર્થ નવલકથા વાંચતાં એમાંની જ કોઈ કાલ્પનિક વ્યક્તિને પોતાના ગુરુ બનાવ્યાનો એકરાર પણ કેટલાક લોકો કરી શકે છે. હું કહી શકું કે રામાયણમાં લક્ષ્મણનું પાત્ર મને સૌથી ગમ્યું. અને તેથી મોટાભાઈની કે કોઈ મુરબ્બીની એકનિષ્ઠાથી સેવા કરવામાં હું માનતો થયો. લક્ષ્મણ શીઘ્રકોપી હતા તેટલો દોષ ટાળીને લક્ષ્મણ થવું એમ જ મેં નક્કી કર્યું.

આ આદર્શનું આખા જીવનમાં નિષ્ઠાપૂર્વક પાલન કર્યા છતાં હું એમ ન કહી શકું કે કુદરતે લક્ષ્મણની ભૂમિકા જ હમેશાં મને આપી છે.

મારા ઉપર ગીતા કરતાં પણ ઉપનિષદોની અસર વધારે થઈ છે. ધર્મકારોનાં લખાણો કરતાં પણ સંતોની વાણીની અસર વધારે થઈ છે. સાહિત્યકારોમાં વધારેમાં વધારે અસર રવીન્દ્રનાથ અને જીવન-સાધનામાં સૌથી મોટી અસર મહાત્મા ગાંધીના વ્યક્તિત્વની તથા એમનાં લખાણોની થઈ છે.

મારી આસ્તિકતાનો પાયો મને જેટલો ઉપનિષદોમાં જડે છે, તેટલો જ મનોવિજ્ઞાના ગ્રન્થોમાં પણ જડે છે.

નવલકથાઓ મેં ઘણી ઓછી વાંચી છે. અને તેમાંયે આખા જન્મારામાં જેટલી વાંચી નહીં, તેના કરતાં વધારે આ છેલ્લાં બે વર્ષમાં વાંચી છે. નવલકથાઓ જીવનનું એકાંગી દર્શન રજૂ કરે છે. ઘણી વાર છીછરું હોય છે, કોઈક વાર વિકૃત હોય છે. અને જે માણસ આખો વખત નવલકથાઓ જ વાંચ્યા કરે છે, એનું જીવન તો એક નીરસમાં નીરસ નવલકથા જ બની જાય છે એ વિશે શંકા નથી, છતાં આ પામરની દુનિયામાં જીવનના બધા અનુભવ માણસ પોતે જીવન જીવીને મેળવી શકતો નથી. પરકાયાપ્રવેશ કરીને પણ માણસ કેટલો અનુભવ મેળવવાનો હતો!

તેથી માણસે થોડી સમર્થ નવલકથાઓ વાંચેલી હોવી જોઈએ. રવીન્દ્રનાથની 'ગોરા' એક એવી નવલકથા ગણું ખરો.

નવલકથાનું જેટલું મહત્ત્વ છે, એટલું પ્રવાસવર્ણનોનું પણ છે, પણ એની વાત શરૂ કરું તો પ્રવાસ ખૂટે પણ વર્ણન થાકે નહીં, એમ થવાનો સંભવ છે. જે માણસને અનેક ખંડના અનેક દેશોની યાત્રા કરવાનો લહાવો મળ્યો છે, જુદી જુદી સંસ્કૃતિના લોકો સાથે અનેક વિષયોની ચર્ચા કરવામાં રસ પડ્યો છે, અને તે તે દેશની આબોહવાની ત્યાંની સંસ્કૃતિ ઉપર કેવી છાપ પડી છે, એનું ચિંતન કરવામાં રસ જાગ્યો છે, તેને માટે પ્રવાસ, લોકો સાથેનો વાર્તાલાપ અને માનવી જીવનનું ચિંતન એ જ એક મોટામાં મોટું સંસ્કારિતાનું સાધન બને છે. કુદરત અને મનુષ્યજીવન એ જ એક વિશાળ ગ્રન્થ બને છે. અને પછી એના સતત અધ્યયનથી જ માણસ ઘડાય છે. શબ્દબદ્ધ અને લિપિબદ્ધ સાહિત્ય એને માટે ગૌણ બને છે.

અને તેથી અમુક સાહિત્યને લીધે જ હું ઘડાયો એમ હું કહી ન શકું અને છતાં સાહિત્ય દ્વારા મેં એટલું બધું મેળવ્યું છે કે સાહિત્ય પ્રત્યે મનમાં ઊંડો આદર અને અખંડ કૃતજ્ઞતા જ રહી છે.

પણ મને ઘડવામાં જેનો ફાળો વિશેષ છે, એવું સાહિત્ય તો મારું પોતાનું જ લખાણ છે. બીજાઓ માટે એની ઉપયોગિતા ઓછી હોય કે વધારે, હું જ્યારે લખું છું ત્યારે મારી આખી મનોભૂમિકા ખેડાય છે, અને લખવાના પ્રયત્નમાં હું મારી જાતને ઘડતો પણ જાઉં છું. પણ આ જાતનું આત્મપરીક્ષણ અને જીવનવ્યાપારનું નિરીક્ષણ દુનિયાને શા કામનું? એનું મહત્ત્વ હમેશાં આત્મનેપદી જ હોય.

## ૬. હું કેમ લખું છું?

ખરું કહું તો હું લખતો જ નથી. પોતાને હાથે મારા ખાનગી કાગળો પણ ન લખું, તો લેખ વળી ક્યાંથી જ લખવા બેસું? હા, મારી કેટલીક દીકરીઓ છે તે દીકરીઓને છાજે એવી જિદ્દ રાખે છે કે ભલે નાનો પણ મારે હાથે જ લખેલો કાગળ એમને જોઈએ છે. એમાંની કેટલીક સમજી ગઈ છે કે મારી પાસેથી લખાવવું એ મને પીડવા જેવું છે અને પ્રમાણમાં એમને સારા કે લાંબા કાગળો મળતા જ નથી. એવા અનુભવ પછી તેઓ ડાહી થઈને લખે છે કે 'અમારો આગ્રહ અમે છોડી દીધો છે. ગમે તેને હાથે લખાવો તોપણ ચાલશે.'

સાચી વાત એ છે કે હું લેખક છું જ નહીં. હું તો 'બોલક' છું અને કાંઈક અંશે શિક્ષક છું. ગાયને જેમ સામે વાછરડું હોય ત્યારે જ પાસો છૂટે, તેમ કોઈ સાંભળનાર

હોય ત્યારે જ મને બોલવાનું સ્ફુરે. તેથી લેખ લખાવા માટે મારે કોઈ 'લેખક' જોઈએ જ. મારો લેખક એ જ મારો શ્રોતા. લખાવતી વખતે લેખક તરફ હું જોઉં છું. એ જાણવા માટે કે જે હું લખાવું છું એમાં એને રસ પડે છે કે નહીં. જો શંકા જાય કે અમુક મુદ્દો કે અમુક ખૂબી લેખકના ધ્યાનમાં આવી નથી, તો મારું ગાડું ત્યાં જ અટકે. તરત પૂછું કે 'અમુક વસ્તુ ધ્યાનમાં આવી?'

ન આવી હોય તો લેખ ત્યાં જ અટકે. પછી હું સમજાવવા બેસું અને પછી જ આગળ ચાલું.

કોક વખતે જો ચહેરા પરથી લાગે કે અમુક વસ્તુ ધ્યાનમાં નથી આવી, તો એને વિશે સવાલ પૂછવાને બદલે એ લેખમાં જ નવી કંડિકા ઉમેરી દઉં અને લેખનો રસ કે પ્રવાહ માર્યા વગર, ટૂંકામાં, પેલા મુદ્દાનો ખુલાસો કરી દઉં અને આગળ ચાલું.

કેટલાક લેખકો ધ્યાનપૂર્વક સાંભળે છે પણ લેખના રસમાં એકરૂપ થયાનું એમના ચહેરા પરથી સ્પષ્ટ થાય નહીં. એવા નિર્વિકારી લેખકો સાથે મારું નહીં ફાવે. માણસનો જે સહવાસ મારે સંસ્કારની ભૂમિકા ઉપર જોઈએ છે તે મને ન મળે તો લખાવવાનો મારો ઉત્સાહ માર્યો જાય. લખવાનું હું છોડી તો ન દઉં પણ ટૂંકામાં પતાવીને મૂકું 'હાશ' ભણું.

એક વખત એવો હતો કે મારી આ ટેવને કારણે જેવો શ્રોતાલેખક તેવો લેખ, એમ થઈ જતું. લેખ સાવ પાતળો કે પ્રાથમિક થઈ જાય, તો સ્વામી આનંદ ખાનગી રીતે તપાસ કરે કે લખનાર કોણ હતું.

મારે માટે લખી આપનાર ભાઈબહેનોની સંખ્યા ઘણી છે. બધાએ મને દગો દીધો છે. જોતજોતામાં મોટાં થયાં. મોટાં મોટાં કામો કરતાં થયાં એટલે એમની પાસેથી લખાવવાનો મને સંકોચ થવા લાગ્યો. તેઓ મને છોડે તે પહેલાં જ એમને વિવેકસર છોડી દેવાની કુનેહ મેં વાપરી એટલે સરખું સરસ ચાલ્યું. ઈશ્વરની મારા પર ખાસ મહેર છે. એણે મને એક કરતાં એક સરસ અનેક લેખકો પૂરા પાડ્યા. એમનો સંસ્કારી સહવાસ તો મને લાભદાયક નીવડ્યો જ. પણ એમના અક્ષરો પણ મને પ્રોત્સાહન દેનારા નીવડ્યા. મારા પોતાના અક્ષર એટલા ખરાબ છે કે બીજા કોઈ સારા અક્ષરે લખે ત્યારે મારા મનમાં કેવળ કૃતજ્ઞતાનો જ ભાવ પેદા થાય છે.

શ્રી ચંદ્રશંકર શુક્લ અથવા શ્રી નાના ધર્માધિકારી તેમ જ શ્રીપાદ જોશી મોતીના દાણા જેવા અક્ષરે લખે એટલું જ નહીં, પણ ચાલતી ટ્રેનમાં, મોટરમાં કે ગમે ત્યાં લખવાનું કહું તોયે એમના અક્ષર બગડે નહીં. — જાણે હોડીમાં બેસીને લખી રહ્યા છે.

આપણે ત્યાં બીજાને હાથે ઢગલાબંધ — ઢગલા શું મહાસાગર જેવું — લખાવનાર આદ્યપુરુષ તે શ્રીકૃષ્ણ દ્વૈપાયન. વેદ મંત્રોની એમણે વ્યવસ્થા કરી એટલે લોકોએ એમને 'વેદવ્યાસ'નો ઇલકાબ આપ્યો.

વ્યાસજીને લોકકેળવણી માટે ઈતિહાસ અને પુરાણ લખવાનું સૂઝયું. વેદોનો ઈજારો બ્રાહ્મણોએ પોતાની પાસે રાખ્યો એટલે વેદવ્યાસે સહેલામાં સહેલી સંસ્કૃતમાં, અને કોઈ મહાનદના વેગની શૈલીમાં મહાભારત અને પુરાણો લખ્યાં, અને એમના જમાનાની બધી વિદ્યા એમાં વણી કાઢી.

વ્યાસજીને લોકસેવાનું સાહિત્ય સરજવાનો સંકલ્પ ઊઠયો. અને લેખકને અભાવે તેઓ મૂંઝાવા લાગ્યા. અંતે એમની આગળ પ્રાઈવેટ સેક્રેટરી તરીકે ચાર હાથવાળા ગણેશજીની ભલામણ થઈ. પછી શું? વ્યાસજી લખાવતા જાય અને ગણેશજી લખતા જાય. તે પ્રસંગે વ્યાસજીએ ગણેશ મારફત તમામ દુનિયાના સેક્રેટરીઓને એમનો સ્વધર્મ સમજાવ્યો છે—જે લખવું તે સમજી-બૂઝીને લખવું. ભેજામાં ઊતર્યા વગર કલમમાંથી કશું ઉતારવું નહીં—अबुद्ध्वा मा लिख क्वचित्!

શ્રીગણેશજી જેવો વિદ્યારસિક લહિયો ન મળ્યો હોત તો, હું નથી માનતો કે મહાભારત અને અઢાર પુરાણ લખાયાં હોત.

બીજાને હાથે લખાવનાર મોટા સંતપુરુષ અને અદ્વિતીય સાહિત્યસમ્રાટ તે મહારાષ્ટ્રના જ્ઞાનેશ્વર. એમના જેટલી સાહિત્યશક્તિ ભાગ્યે જ કોઈએ બતાવી હશે. એમણે પોતાની જ્ઞાનેશ્વરીના પ્રારંભમાં, પોતાને જીવનદૃષ્ટિ આપનાર અને લખવા-ની પ્રેરણા કરનાર પોતાના સદ્‌ગુરુ મોટાભાઈ નિવૃત્તિનાથનું સ્મરણ કર્યું છે અને એ જ્ઞાનેશ્વરીને અંતે ગ્રંથ પૂર્ણ કરતાં પોતાના 'લેખક' સચ્ચિદાનંદ બાબાનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કર્યું છે. જેટલા લોકો જ્ઞાનેશ્વરી વાંચે છે તે બધા श्री सच्चिदा-नंद बाबा आदरे लेखकु जाहला એ લીટી ઉપર ભક્તિપૂર્વક થોભી જવાના જ.

વ્યાસ અને જ્ઞાનેશ્વર જેવા મહાન પુરુષોનું નામ એટલા માટે લઉં છું કે એ મહાન પુરુષોને પણ પોતાને માટે લખી આપનાર સત્‌પુરુષોની કદર હતી એનું સ્મરણ તાજું કરાવ્યું.

હું કોને માટે લખું છું એ કહેવું મુશ્કેલ છે—અથવા સાવ સહેલું છે. 'પૂર્વ-રંગ'ની પ્રસ્તાવનામાં જ મેં લખ્યું છે કે હું વાચકો માટે લખું છું. પ્રથમ પ્રથમ તો "'નવજીવન' માટે કાંઈક લખી આપો" એમ સ્વામી આનંદ મને કહેતા ત્યારે લખતો. ત્યાર પછી શ્રી જુગતરામભાઈ દવે જ્યારે મારી પાસેથી કાંઈ માગે ત્યારે લખી આપતો. સત્યાગ્રહ આશ્રમનાં હસ્તલિખિત માસિકો—'મધપૂડો', 'વિનિમય', 'માનભટ્ટ' વગેરેના તંત્રીઓ મને હુકમ કરે ત્યારે પણ હું લખાવી આપતો. આગળ જતાં જે કોઈ એકાદ કાર્ડ પર બેચાર પ્રશ્નો લખીને મારા ઉપર મોકલે, તેને માટે, પોતાને ખર્ચે, લાંબા લાંબા કાગળો જવાબમાં મોકલતો થયો.

'નવજીવન'નો કે 'શિક્ષણ અને સાહિત્ય'નો અને હમણાં હમણાં 'સબ કી બોલી' તથા 'સર્વોદય'નો ભાર જ્યારે માથે આવ્યો ત્યારે તો મારે નિયમિત લખવું પડયું.

મેં લખ્યું છે ઘણું પણ લખવાની મને રુચિ નથી. જ્યાં સુધી ટાળી શકાય ત્યાં સુધી લખવાનું ટાળું જ છું. મારો 'સ્વધર્મ' બોલવાનો છે. તેથી જ હું પોતાને

'બોલક' કહું છું. એમાં મને કંટાળો નથી. ભણેલા, અભણ, મોટેરાં, બાળકો, સ્ત્રીઃ પુરુષો, જવાબદાર તેમ જ બેજવાબદાર—જે કોઈ પાસે આવે તેની સાથે સમાનઃ ભાવે વાતો કરતાં હું થાકતો નથી. બોલવાનું છોડીને લખવા-લખાવવાનું કામ મેં કોઈ કાળે કર્યું નથી.

આમ જ્યારે થાય છે ત્યારે મારા લેખકો સકારણ અકળાય છે. તેઓ નવા હોય છે ત્યારે મારી વાતો તેઓ રસપૂર્વક સાંભળે છે. આગળ જતાં લખી આપવા-ની મારી જવાબદારીમાં જ્યારે તેમને ભાગ પડાવવો પડે છે ત્યારે તેઓ અકળાય છે. કેટલાક ચીડમાં ને ચીડમાં ઊઠીને પાસેની ઓરડીમાં જઈ બેસે છે. કેટલાક શરૂઆતમાં જ સંકટનિવારણ તરીકે કોઈ મનગમતી ચોપડી પાસે રાખી મૂકે છે અને અંતે એમની પાસેથી મારે સાંભળવું પણ પડે છે. પોતાની હાડમારીની કોઈએ વાત કરી નથી પણ મારું જ કામ રહી જાય છે એની તકરાર અવશ્ય કરી છે. એમની વાત હું સ્વીકારું છું પણ તેટલાથી સ્વધર્મ કેમ છૂટે?

અમુક વખતે મને લખવું ફાવે છે અને અમુક વખતે નહીં, એવું કશું છે જ નહીં. આંખમાં ઊંઘ ઘેરાઈ હોય અને એક એક વાક્ય લખાવતાં લખાવતાં વચમાં અર્ધી અર્ધી મિનિટની ઊંઘ મેં ખેંચી છે એવા પણ દાખલા બને છે. પણ તેથી લેખ બગડ્યો છે એવું મારા અનુભવમાં નથી.

એટલું કહી શકું કે ભૂખ લાગી હોય, અને એ તરફ ધ્યાન ગયું હોય, ત્યારે લખવાનું મન ઓછું થાય છે. પણ એક વાર શરૂ કર્યું અને ભઠ્ઠી ગરમ થઈ એટલે લેખ પૂરો થાય નહીં ત્યાં સુધી ભૂખતરસ કશું યાદ આવતું નથી.

હું લખાવતો હોઉં અને વચમાં કોઈ આવીને સવાલ પૂછે—અને આમ વચમાં પૂછનારનો ટોટો કોઈ કાળે પડ્યો જ નથી—ત્યારે હું લખવાનું તરત છોડી દઈ, આવનાર ભાઈ તરફ વળું છું, એ જેટલો વખત લે એટલો આપું છું, અને એ જાય કે તરત તૂટેલો લેખ સાંધી લઈ આગળ લખાવવા માંડું છું. તૂટેલો તાર સાંધતાં વાર નથી લાગતી. ઘણા લોકોએ મારી આ શક્તિની કદર કરી છે એટલે જ આ વસ્તુ તરફ મારું ધ્યાન ગયું છે, અને હવે હું પણ એની કદર કરતાં શીખ્યો છું!

જે હાથે લખે જ નહીં એને કાગળ, કલમ અને શાહીના ગમાઅણગમાનો સવાલ કેટલો હોય? એક જમાનો હતો જ્યારે મને કેરેરા (Carara) કાગળો બહુ ગમતા. સાધારણ રીતે લીસા કાગળ હોય તે ગમે. બહુ ચળકતા, બહુ જાડા કે બહુ કીમતી કાગળો મને મુદ્દલ ગમતા નથી. કાગળો બહુ કીમતી હોય તો એમના પર લખવાનો જીવ જ ચાલતો નથી. એમાં અપવાદ ફક્ત કાશ્મીર તરફ તૈયાર થતા ઘૂંટેલા, લીસા હાથકાગળો. અનેક વાર મને થયું છે કે આવા કાગળો મને પહેલેથી મળ્યા હોત તો એ કાગળ ખાતર જ હું કવિ બની જાત.

કાગળના અને શાહીના રંગની બાબતમાં એક વખતે હું બહુ વરણાગી હતો. હવે બેદરકાર થયો છું. જોકે મારી અભિરુચિ સાવ ગઈ નથી. શાહીમાં તો ઘેરી

ભૂરી (નીલી) શાહી મને સૌથી વધારે ગમે છે. હાથકાગળોના આ જમાનામાં મારે કહેવું જોઈએ કે નેપાળ તરફના પાતળા રેશમી કાગળ મને બહુ ગમે છે. લખેલું ફૂટે નહીં પણ કાગળમાં આરપાર ઊતરે એ વસ્તુ મને ગમે છે. કોક વાર મનમાં કહું છું કે મારા વાચકોનાં ભેજાં પણ આ કાગળ જેવાં જ હોય તો સારું. લખેલું ફૂટે નહીં અને આરપાર જાય—એથી વધારે આપણને શું જોઈએ?

લખતી વેળા કાંઈ ખાસ ટેવ જેવું નથી. જોકે લખાવતાં લખાવતાં આસન પરથી ઊઠીને આંટા મારવાનું મન થાય છે ખરું. લેખ લાંબો હોય ત્યારે તો આ ચક્રમણ અચૂક ચાલવાનું. બેસીને થાકી જાઉં તો સૂતાં સૂતાં લખાવું.

પાસે જ કોઈ ચપ્પુ, ફૂટપટ્ટી, કાતર, પેપરવેટ, દડો કે કોઈ પથરો પડ્યાં હોય તો એ લઈને બાળકની પેઠે એની સાથે રમત કરવાની ટેવ તો છે જ. આમ થાય ત્યારે લખાવવામાં ચિત્ત એકાગ્ર થાય છે અને તે ઉપરાંત હાથમાં લીધેલી વસ્તુના ગુણધર્મ તપાસવાનું કામ પણ એટલા જ રસથી ચાલે છે. હું મારો લેખ બોલતો જાઉં અને મારા હાથમાંનો પથરો પોતાની ભૂસ્તરકથા સંભળાવતો જાય એ બેવડા વ્યાપારમાં મને અસાધારણ રસ છૂટે છે.

પ્રેરણા જેવી વસ્તુમાં હું માનું છું કે નહીં એ વળી સવાલ કેવો? પ્રેરણા વગર કોઈ લખતું હશે ખરું? પણ જે લેખકો પ્રેરણાને કોઈ દુરારાધ્યા માનિની રમણી માને છે તેમની ન્યાતનો હું નથી. જ્યારે જ્યારે તક મળે ત્યારે જીવનને લગતા અસંખ્ય સવાલો ઉપર વિચાર કરું છું. પ્રસંગ એ જ એનું સુમુહૂર્ત. અને લખવાનું બને ત્યારે લખવા માંડું છું. માટે મારી પ્રેરણાને હું આદરપૂર્વક કિંકરી કહું છું. સેવાપરાયણ નોકર 'किं करोमि' એમ કહીને હમેશાં તત્પર રહે છે માટે એને કિંકર કહે છે. કોઈ લખનાર મળે અને લખાવવાનો વખત હોય એટલે મારી પ્રેરણા નળના પાણીની પેઠે વહેવા તૈયાર હોય જ છે.

શું લખાવવું છે એનો કેન્દ્રસ્થ વિચાર મનમાં આણ્યો કે તરત હું લખાવવાનું કે બોલવાનું શરૂ કરી દઉં છું. પછી લખાવતાં લખાવતાં અનેક મુદ્દાઓ, ઉપમાઓ અને ઉપમાનો, દાખલાઓ અને ઉદાહરણો એની મેળે સ્ફુરતાં જાય.

પોતાની વાત બીજાના મન ઉપર આબાદ રીતે ઠસાવવાની ઈંતેજારી લેખક, શિક્ષક, સુધારક અને ધર્મપ્રચારકમાં હોય જ છે. એ ઈંતેજારીમાં જેટલી ઉત્કટતા વધારે તેટલો શૈલીમાં પ્રસાદ આવવાનો જ.

મારો મુખ્ય વ્યવસાય લેખકનો નથી. સંભાષણ, ચર્ચા, નિરૂપણ એ જ મારો મુખ્ય વ્યવસાય ગણાય. એમાંથી જ મેં મારી નિબંધશૈલી ખીલવી છે. કૉલેજમાં ભણતો ત્યારે મરાઠીમાં અને અંગ્રેજીમાં અને કાંઈક અંશે સંસ્કૃતમાં છંદોવ્યાયામ કરેલો. આજે ધારું તો કવિતાઓ ન જ લખી શકું એમ નથી. નાટક, લઘુકથા, નવલિકા એ બધું ધારું તો લખી શકું, પણ ધારું જ શા માટે? નિબંધસાહિત્ય અને પત્રસાહિત્ય એ જ શિક્ષક માટે સ્વાભાવિક છે.

એકીબેઠકે ઝાઝું લખાય નહીં એવી મારી પરિસ્થિતિ જ હોવાને કારણે પણ મેં નિબંધશૈલી પસંદ કરી છે. શૈલીમાં 'નાહ્યા એટલું પુણ્ય'નો સિદ્ધાંત પ્રવર્તે છે. મરાઠી, ગુજરાતી કે હિંદુસ્તાનીમાં જ્યારે જ્યારે વૃત્તાવિવેચનમાં ઊતરી અગ્ર-લેખો લખ્યા છે, ત્યારે પ્રેસના મૅનેજર કહે તેટલો ભાગ વધારી કે ઘટાડીને આપ્યો છે. એક વિષયનું વિવેચન પૂરું થયા પછી પણ જો પ્રેસ-મૅનેજર દસબાર લીટી વધારે માગે તો એને નિરાશ ન થવું પડે. નળની ચકલી તેટલી ફેરવી એટલે પત્યું.

મારી અમુક કૃતિઓ અમુક સંજોગો કે બનાવો હેઠળ લખાઈ હતી એ યાદ કરીને કહેવા જેટલો મને રસ નથી. જોકે લગભગ એકેએક લેખ પાછળનું વાતાવરણ આજે પણ યાદ કરી શકું છું.

ફક્ત બહુ જ લોકપ્રિય થયેલો મારો લેખ 'પંખીગીત' ક્યારે અને કેમ લખાયો એનું વર્ણન મરાઠીમાં નાગપુરના જૂના 'વિહંગમ'માં મેં આપેલું હતું. એ લેખ ગુજરાતીમાં આપવા જેવો છે ખરો.

લેખકજીવન જેવું મારી પાસે છે જ નહીં. લખવા પ્રવૃત્ત થવું એ મને ગમતું નથી. ઊંટ ગાંગરતાં પલાણે પણ એક વાર લખવાનું શરૂ કરું એટલે મને લખાવતાં રસ છૂટે છે. એનાં કારણો બે—હું મનુષ્યપ્રેમી હોઈ વિચારવિનિમય કરવાની મને તક મળે તો તે ગમે છે. અને તેટલો જ ભાષાપ્રેમી હોઈ, સારા વિચારો સારી, અસરકારક અને સંયમિત શૈલીમાં લખતાં મને આનંદ આવે છે.

પૂજ્ય ગાંધીજી પાસેથી નિશ્ચિત જીવનદૃષ્ટિ મળ્યા પછી જ મારા લેખનરસને અવકાશ આપવાની હિંમત હું કરી શક્યો. મારા લેખનમાં પ્રારંભથી આખર સુધી એકમાત્ર પ્રેરકતત્ત્વ ભક્તિનું છે. પણ એને આગળ કરવાનો કોઈ કાળે મેં પ્રયાસ કર્યો નથી. પ્રેમ, આદર, ભક્તિ એ જાહેર કરવાની વસ્તુ નથી હોતી. એની મેળે કોક વખતે એની સુવાસ ફેલાય તો ફેલાય.

## ૭. અનુભવની ચાર વાતો

પ્રિય તાત્યાબુવા,

તમારો તા. ૧૪/૬નો પત્ર મળ્યો. 'હિમાલયનો પ્રવાસ' તમને ગમ્યો એ વાંચીને સારું લાગ્યું. સાહિત્યરસિકના સંતોષથી આનંદિત ન થવા જેટલો હું અનાસક્ત થયો નથી.

ભારતભૂમિ અને ભારતીય સંસ્કૃતિ—એમનું ઉઘાડી આંખે અને જાગરૂકપણે ધ્યાન કરવાના પ્રયત્નમાં 'હિમાલયનો પ્રવાસ' લખાયો હતો. તે પ્રવાસવૃત્તાન્ત એટલે મારી ભક્તિની અંજલિ. આપણા સમાજમાં આંધળું અભિમાન પુષ્કળ છે. તે જઈને ઉઘાડી આંખની ભક્તિ આવે અને શ્રદ્ધા અને બુદ્ધિ વચ્ચે અણબનાવ

રહે નહીં એવી ઉત્કટ લાગણીથી તે પ્રવાસવૃત્તાન્ત લખેલો છે. જે કલમે 'નગાધિરાજ'નું પ્રકરણ લખ્યું એ જ કલમે છેવટની 'ફલશ્રુતિ' પણ લખી છે.

એ વાત સાચી છે કે મારું લગભગ બધું લખાણ ગુજરાતીમાં જ થયેલું છે. એ વાત પણ સાચી છે કે ગુજરાતી જનતાએ મને અપનાવી પ્રેમજલથી નવરાવ્યો છે. પણ મરાઠી વિશેની મારી ભક્તિ ઓછી થયેલી નથી. ગુજરાતે મારી સેવાનો સ્વીકાર કર્યો એટલે મારે ગુજરાતીમાં લખવું પડયું. મહારાષ્ટ્રે સાશંકપણાથી મને દૂર રાખેલો છે. એટલે સેવા કરવાની ઇચ્છા હોવા છતાં એવો જોગ આવ્યો નહીં. અને સેવાને ખાતર જ લખતો હોવાથી મરાઠીમાં લખવાનો પ્રસંગ આવ્યો જ નહીં. જો મરાઠીની સેવા મારે હાથે થઈ હોત તો હું ધન્ય થાત. આજના વિશિષ્ટ મહારાષ્ટ્રને હિતકર સલાહ જોઈતી નથી પણ રુચિકર ખુશામત જોઈએ છે. અને હું જો મહારાષ્ટ્રીઓની ખુશામત કરું તો મારી મહારાષ્ટ્રભક્તિ લજ્જાથી આત્મહત્યા કરે.

મારી ભાષામાં જો કોઈ પણ પ્રકારનું સૌન્દર્ય, માર્દવ અથવા તેજ આવ્યું હોય તો તે ભાષા કેળવવાના પ્રયત્નમાંથી આવ્યું નથી, પણ ભાષા દ્વારા સમાજની સંસ્કૃતિની અનવદ્ય સેવા મારે હાથે થાય એ ઉત્કટતાને કારણે જ આવેલું છે. પોતાનું જીવન સંસ્કારી થાય, જીવનસરણીમાં અથવા વિચારક્રમમાં ક્યાંય અનાર્ય વૃત્તિ ન આવે એવી ઇચ્છાને કારણે જ હું ભાષા કેળવવા લાગ્યો.

બીજી પણ એક વાત છે. હું હાડે અધ્યાપક રહ્યો એટલે પોતાના મનના વિચાર બીજાને તંતોતંત કેવી રીતે જણાવી શકાય એવી તાલાવેલી મારામાં સ્વાભાવિક છે અને તેથી મનમાં વિચાર, કલ્પના કે શંકા કાંઈ પણ આવે તે બીજાને સ્પષ્ટ જણાવવાનો હું પ્રયત્ન કરતો હોઉં છું.

મને મરાઠી સાહિત્ય વાંચવાની તક બહુ થોડી મળી છે. આધુનિક સાહિત્ય મેં બહુ જ થોડું વાંચેલું છે. જૂનું સાહિત્ય જે થોડું વાંચેલું તે લગભગ ભૂલી ગયો છું. મોઢે હોત તો સારું થાત, પણ એય નથી. ગુજરાતીમાં લખવું પડ્યું એટલે તે ભાષા આપોઆપ કેળવાઈ. મરાઠી વિશે એટલો આત્મવિશ્વાસ નથી. તેમાં વળી સ્વભાવ પ્રયોગખોર રહ્યો એટલે સ્વભાષામાં નવા નવા અને અર્થસમર્થ વાક્યપ્રયોગો લાવવાની ઇચ્છાનો ભોગ થઈ પડું છું. કોઈ કોઈ વિચાર તો રૂઢ ભાષામાં લખવા જ નહીં એમ લાગે છે. આથી કરીને મરાઠી વાચકોને મારું લખાણ કાંઈક ખરબચડું લાગે તો આશ્ચર્ય નહીં.

તમારી ભાષા સારી પેઠે કેળવાયેલી છે. તમને માર્ગદર્શનની શી જરૂર? તમારા અક્ષર અને તમારી ભાષા બંને મોહક છે.

હું કવિતા કરું છું કે નહીં એવો પ્રશ્ન તમે પૂછયો છે. મને લાગે છે કે દરેક તરુણને જ્યારે મૂછ ફૂટે છે ત્યારે કવિતા પણ થવા લાગે છે. મેં મારી વિદ્યાર્થીદશામાં થોડોઘણો છંદોવ્યાયામ કર્યો હતો, પણ તરત જ મનથી નક્કી કર્યું

કે આપણે કવિ થવાનું નથી. ત્યાર પછી ૧૯૨૨ની સાલમાં સાબરમતી જેલમાં વસંતતિલકાવૃત્તમાં એક સ્વાતંત્ર્યપંચક લખ્યું હતું એ જ. પણ એ પણ મેં કાગળ ઉપર કે સ્મૃતિમાં ટકવા દીધું નહીં, "प्राप्ती परी त्वदिय जाहलि वंदिवासीं" — એટલી એક જ પંક્તિ યાદ છે.

મને લાગે છે કે ભાષા કેળવવી એનો આધાર એક પ્રકારની ઔચિત્યભાવના ઉપર અને નાજુક અભિરુચિ ઉપર હોય છે. એકાદ મા પોતાની છોકરીને સદાચારનું, શિષ્ટાચારનું અને આવશ્યક ધૂર્તતાનું (સાવધાનતાનું) શિક્ષણ આપે છે તે વ્યાખ્યાનો અથવા જીવનસિદ્ધાન્તો ઉપરનાં પ્રવચનોથી નથી આપતી, પણ તે તે ક્ષણે વર્તતાં કોઈ વખતે શબ્દથી તો કોઈ વાર આંખના ઇશારાથી આ સારું અને આ સારું નહીં એમ એ નિરંતર કહેતી હોય છે. તે જ છોકરી મોટી થાય એટલે પોતાના નિરીક્ષણથી, પોતાના મનથી ઠરાવતી હોય છે કે કઈ વાત શોભે અને કઈ ન શોભે. ચિત્રકાર પોતાના શાગિર્દોને તૈયાર કરે છે તે પણ પ્રકૃતિમાંનાં અને કલાકૃતિમાંનાં સ્મરણીય સ્થાનો તરફ તે તરુણનું ધ્યાન ખેંચીને અને તેની પોતાની ઉપર થનારી અસરનું દિગ્દર્શન કરાવીને. સાહિત્યની બાબતમાં પણ એવું જ છે.

બીજી એક વાત: જે લોકોને શબ્દશક્તિનું માપ નથી હોતું તે બોલવામાં અને લખવામાં ડગલે ને પગલે અતિશયોક્તિ કરે છે. કેટલાક લોકોને ઠાંસીઠાંસીને બોલ્યા વગર અને ગાળો ચોપડ્યા વગર જોર વ્યક્ત કરતાં જ આવડતું નથી. એવા લોકો ભાષાનું અપમાન કરે છે અને તેને ક્ષીણ બનાવે છે. ગરમાગરમ અને તમતમતાં ભોજન કરનારા રજોગુણી લોકોના જેવી જ તેમની સ્થિતિ હોય છે. રજોગુણનું મુખ્ય લક્ષણ જ એ છે કે ઢગલાબંધ પ્રવૃત્તિ કરવા છતાંય તસુભર પ્રગતિ થઈ શકતી નથી. (मध्ये तिष्ठन्ति राजसाः ।)

આજકાલ ગાંધીસેવાસંઘની બેઠક ચાલતી હોવાથી રોજના કામનો ગંજ થયો છે. એટલે જેટલો વખત કાઢી શકાયો તેટલામાં અનુભવની ચાર વાત લખી છે. ભાષા કેળવવી એ બેશક પ્રયત્નસાધ્ય છે. પ્રયત્નસાધ્ય કહેવા કરતાં પ્રેમસાધ્ય છે એમ જ હું તો કહું, કારણ મારો પોતાનો પ્રયત્ન અત્યલ્પ છે.

કાકાના સપ્રેમ વન્દે માતરમ્

**પુરવણી**

૧. સંસ્કૃત ભાષાનું જ્ઞાન જેટલું વધારીએ તેટલું ઉત્તમ. અન્વયની જ્યાં મુશ્કેલી પડે એવું સાહિત્ય છોડી દઈએ તોયે ચાલે. ઉપનિષદ, રામાયણ, મહાભારત, સહેલાં સહેલાં પુરાણો, પંચતંત્ર, હિતોપદેશ વગેરે સહેલા ગ્રંથોનો નિત્ય પરિચય રાખવામાં આવે તો અપાર ફાયદો થાય.

અભિજાત વાઙ્મયમાંથી વક્તૃત્વપૂર્ણ ભાગ ફરી ફરી વાંચવા. તરુણોએ એવા ભાગ મોઢે કરવા. પ્રૌઢોએ મોઢે ન કરતાં એ ભાગોનો કેફ ચડે એટલી વાર તે

મનનપૂર્વક વાંચવા. પ્રત્યેક વાચન વખતે નવી નવી ખૂબી ધ્યાનમાં આવવી જોઈએ તો જ તે વાચન કામનું. માત્ર મુખપાઠ કરવાથી ધ્યાન બીજે ક્યાંક ચરવા ચાલ્યું જાય છે. આથી અભ્યાસ ઊંડો થઈ શકતો નથી.

૨. શબ્દભંડોળ વધારવો એ ખરું. પણ તેની સાથોસાથ પ્રત્યેક શબ્દનો પરિચય વધારવો અને તેથી પણ વિશેષ તો ઉત્કૃષ્ટ, નાજુક અને અર્થઘન એવા શબ્દોનો વપરાશ પણ વધારવો. આપણામાં જો ખરું ઔત્સુક્ય હોય તો એ નિષ્ઠાવાન શબ્દો કિંકર બને છે. શી આજ્ઞા છે— किं करोमि —કહીને તત્પરતાથી પૂછવા લાગે છે. અલંકારશાસ્ત્રની માહિતી હોવી જોઈએ એમ તમે કહો છો, પણ મને એ શાસ્ત્રનું બહુ મહત્ત્વ લાગ્યું નથી. કદાચ મારું અધ્યયન જ મર્યાદિત હશે. એટલે અલંકારશાસ્ત્ર કરતાં ઔચિત્યશાસ્ત્રનો અભ્યાસ અધિક ઉપયોગી છે એમ મને લાગતું આવ્યું છે.

જો જીવંત કાવ્ય જોવું હોય તો તે વાલ્મીકિમાં મળે છે. વાલ્મીકિ ક્યાંય અલંકારશાસ્ત્ર શીખવા ગયો ન હતો. તેનું સદ્‌ભાગ્ય કે તેના વખતમાં અલંકારશાસ્ત્રનો જન્મ જ થયો ન હતો. વાલ્મીકિને ગોખી કાઢ્યા પછી જ અલંકારશાસ્ત્રીઓએ પોતાના નિયમ બનાવેલા હોવા જોઈએ. મુગ્ધા પોતાના પતિને વશ કરવા માટે અનુનયશાસ્ત્ર શીખતી નથી હોતી, બલકે પતિને વશ કરવાનું સુધ્ધાં તેને સૂઝ્યું નથી હોતું. તેની મુગ્ધતા જ પોતાનું કામ કરતી હોય છે. સાહિત્યની ખુમારીનું પણ એવું જ છે. ભર્તૃહરિ કહે છે, 'એમની જે સહજ વાતો હોય તે જ પછી શાસ્ત્રો બની જાય છે.' याः तेषां स्वैरकथाः ताः एव भवन्ति शास्त्राणि*

## ૮. શ્રાવણી : જનોઈ

આશ્રમના પ્રારંભમાં મામા ફડકે, હું વગેરે લોક શ્રાવણી (શ્રાવણી પૂનમે જનોઈ બદલવાની ક્રિયા) માટે ભદ્રમાં દાદાસાહેબ માવળંકરને ત્યાં જતા. અમદાવાદમાં રહેનારા સર્વ મહારાષ્ટ્રી લોકોનો પરિચય કરવાની આ તક અમારા મામા મોટી આસ્થાપૂર્વક સાધતા. હું એકલો હોત તો ન જાત—પરંતુ મામાના ખેંચાણને લીધે હું પણ જતો. દાદાસાહેબ પ્રત્યે આદર હોવાને કારણે પણ એમનું નિમંત્રણ હું ટાળી શકતો નહીં.

આગળ જતાં જ્યારે આશ્રમ વાડજની પાસે પોતાની જમીન પર વસ્યો ત્યારે અમે પોતાની શ્રાવણી ત્યાં કરવાનું નક્કી કર્યું. વિચાર તો માત્ર મહારાષ્ટ્રીઓનો જ કર્યો હતો. પરંતુ કેશવ, કૃષ્ણદાસ વગેરે ગાંધીકુટુંબના છોકરાઓ તો વિનોબાના

---

* મરાઠી સત્યકથા ઑક્ટો. ૧૯૪૭, પૃ. ૨૪-૨૯માંથી. તાત્યાઅુવા તે મિરજવાસી છંદઃશાસ્ત્રજ્ઞ કવિ વિ. જ. સહસ્રબુદ્ધે. પત્ર ૧૯–૬–'૪૦નો છે. પુરવણી ૨૭–૭–'૪૧ના પત્રની છે.

શિષ્ય, તે કહેવા લાગ્યા, અમારે પણ જનોઈ પહેરવી છે. વિનોબા પોતે જનોઈ પહેરતા નહોતા. પણ આ છોકરાઓને તો એમણે પ્રોત્સાહન આપ્યું. અમારા શ્રાવણીના પુરોહિત પંડિતજી, તેઓ મારી પાસે આવીને કહેવા લાગ્યા, "મહારાષ્ટ્રમાં ફક્ત બ્રાહ્મણોને જ જનોઈ હોય છે. આ તો વૈશ્ય છે. એમને શ્રાવણીનો વિધિ કેમ કરાવાય? મેં એમને સનાતની ધાર્મિક ઈતિહાસ થોડામાં કહ્યો. कलौ आद्यंतयोः स्थितिः । (કલિયુગમાં બ્રાહ્મણ અને શૂદ્ર બે જ વર્ણ રહ્યા છે. જે બ્રાહ્મણ નહીં તે શૂદ્ર) આ સૂત્રે હિંદુ સમાજનું કેટલું નુકસાન કર્યું છે તે મેં તેમને સમજાવ્યું. મેં એમને એ પણ કહ્યું કે શાસ્ત્રમાં ત્રણ વર્ણોને જનોઈનો અધિકાર છે જ અને ઉત્તર હિંદુસ્તાનમાં ત્રણ વર્ણોની શ્રાવણી થાય છે એ પણ મેં એમને સમજાવ્યું. મારું કહેવું એમને ગળે ઊતર્યું અને એમણે એ બધા છોકરાઓની શ્રાવણી કરી.

જનોઈ વિશે બાપુજીના મુખ્ય વિચારો આથી જુદા છે. તે તેમની આત્મકથામાં લક્ષ્મણ ઝૂલા પ્રકરણમાં આવ્યા છે.

તે પછી શ્રી શંકરલાલ બૅંકરે તુલસીદાસ પંડિત નામના એક હરિજન વિદ્યાર્થીને મારે ઘેર રહેવા મોકલ્યો. એનો નાનો ભાઈ નાનકશા પણ વચ્ચે વચ્ચે અમારે ત્યાં આવતો. બંને છોકરા સ્વભાવે સજ્જન અને પ્રેમાળ. બળેવ આવતાં જ તુલસીદાસે કહ્યું: "કાકાસાહેબ, મારે પણ શ્રાવણીને દિવસે જનોઈ બદલવી છે." પંડિતજીને ખબર પડતાં જ તેમણે કહ્યું: "કાકાસાહેબ, તમારા સુધારાને ક્યાંક તો મર્યાદા હશે કે નહીં? તમે વૈશ્યોની શ્રાવણી કરવાનું કહ્યું તે મેં માન્યું. હવે શૂદ્ર નહીં, અતિશૂદ્રની શ્રાવણી કરવાનું કહો છો તે કેમ બને? આટલો બધો ભાર મારા પર નહીં નાખો."

મેં પણ વિચાર કર્યો કે જનોઈનું મહત્ત્વ સનાતન રૂઢિની દૃષ્ટિએ જ છે. આ બાબતમાં સુધારો કરવો હોય તો તે શાસ્ત્રોને આધારે જ કરવો રહ્યો. શાસ્ત્રો જ જો બાજુએ મૂકવાનાં હોય તો જનોઈનો આગ્રહ શા માટે? મેં પંડિતજીને કહ્યું, "તમારા પર બોજો નહીં નાખું." પરંતુ આટલાથી મને સંતોષ કેમ થાય? હરિજનોનો પાંચમો વર્ણ માનવાની મારે તૈયારી કરવાની? જનોઈ ત્રણ વર્ણો માટે કે ચાર વર્ણો માટે? આ પ્રશ્ન હતો જ. વેદ જેમ પહેલા ત્રણ જ હતા તેમ વર્ણ પણ ત્રણ જ હશે. આ ત્રણ વર્ણોમાં જેમનો સમાવેશ નહીં થતો હોય એટલે કે જે વર્ણબાહ્ય હતા તે જ શૂદ્ર હોવા જોઈએ. જે લોકોને ત્રણ વર્ણોમાંથી કોઈ એક વર્ણમાં આવવું હોય તેમને મનાઈ નહીં હોય.

અને કેટલાક લોકો જે કહે છે તે ખરી વાત હોય તો, આજના કેટલાક હરિજનો મૂળે ક્ષત્રિય હોવાનો સંભવ છે.

એવી એક કલ્પના છે કે કેટલાક ક્ષત્રિયો લડાઈમાં હાર્યા પછી શત્રુને શરણે જઈને તેને આધીન થઈને રહેવા કરતાં, જંગલમાં સ્વતંત્ર રહેવું સારું એમ માનીને,

તેઓ વનવાસી થયા. આ પ્રકારની હિજરત કાયમની નહીં હોય. પણ ફરીથી માથું ઊંચકવાની તક ન મળવાથી તેઓ કાયમના વનવાસી થયા. એમના પૂર્વ સંસ્કારોનો લોપ થયો અને ખરેખરા આદિવાસી લોકોની જેમ તે પણ રહેવા લાગ્યા, અને તેમનામાં ભળી ગયા. પછી આજીવિકા માટે સર્વ પ્રકારનાં કામ કરવા લાગ્યાં તેથી તેમની ગણના અસ્પૃશ્યમાં થઈ.

આ કલ્પના પાછળ ઐતિહાસિક પુરાવો હોય કે ન હોય, પણ તે અશક્ય નથી લાગતું. અને એમ જો હોય તો કેટલાક હરિજનોને દ્વિજ થવાની ઇચ્છા થાય તો આપણે મના કેમ કરીએ?

આવી બધી ચિંતામાં હું હતો તેવામાં તુલસીદાસે આવીને કહ્યું કે, "અહીંની મુશ્કેલી મારા ધ્યાનમાં આવી છે. હું અમદાવાદ જઈને આર્યસમાજી પુરોહિતની મદદથી જનોઈ બદલાવી લઈશ. તમે મારે માટે અહીં કશું કરતા નહીં." એણે સમજણપૂર્વક કાઢેલો તોડ મારે સ્વીકારવો જ રહ્યો. પરંતુ હું વધારે ઊંડાણમાં વિચાર કરવા લાગ્યો. ઘરમાં મારા દીકરાની જેમ રહેલા હરિજન તરુણને મારે શહેરમાં મોકલવો પડયો એ મને ગમ્યું નહીં. મેં નક્કી કર્યું કે બાપુજી કહે છે તે જ ખરું છે. હિંદુ સમાજમાંથી આ જનોઈનું નકામું મહત્ત્વ કાઢી નાખવું જોઈએ.

જેમના અભિપ્રાય વિશે મને સારી પેઠે આદર છે તે મારા મિત્ર શ્રીનાથજી જનોઈ વિશે હમેશ કહેતા કે, "જનોઈનું રહસ્ય અને તેની ઉપયોગિતા શાસ્ત્રવચનો ટાંકીને પુષ્કળ લોક સિદ્ધ કરે છે. પરંતુ તેનો કશોક પ્રત્યક્ષ ઉપયોગ કયાંય દેખાતો નથી. તો પછી કેવળ રૂઢિને ખાતર આ ભાર ખભે શા સારુ રાખવો? શિવાજીના પ્રારંભના સમયમાં જ્યારે રાજયકર્તા જબરદસ્તીથી ચોટલી – જનોઈ કઢાવી નાખાવતા ત્યારે આપણા પૂર્વજોએ પોતાના પ્રાણ અર્પણ કરીને પણ શિખાસૂત્રનું રક્ષણ કર્યું. પરંતુ આજે એ પરિસ્થિતિ નથી. અને ધારો કે કાલ ઊઠીને આપણને જનોઈનો ઉપયોગ ધ્યાનમાં આવ્યો અને એમાં કંઈક રહસ્ય છે એમ દેખાવા લાગે તો ફરીથી એ પ્રથા શરૂ કરવામાં અડચણ કયાં આવવાની છે? જનોઈ કોઈ પુરાતન વટવૃક્ષ નથી કે જેને એક વાર તોડયું કે કાયમને માટે તેનો નાશ થાય."

હું કહેતો કે "જેને ધાર્મિક અને લૌકિક શિક્ષણ જોઈએ છે તેણે કંઈ નહીં તો પોતાને માટે, અગ્નિ માટે, અને ગુરુ માટે, નવ નવ તાર પોતે કાંતીને આપવા જોઈએ, પછી જ એને શિક્ષણ મળે એવો જૂનો yarn franchise (યાર્ન ફ્રેન્ચાઇઝ) હતો. એટલું સૂતર કાંતી આપ્યા સિવાય શિક્ષણ મેળવવાનો અધિકાર નહીં મળે એ એનો અર્થ હતો." હવે એનું મહત્ત્વ શું? એ રીતે હું વિચાર કરતો.

મારા આ પ્રમાણ પર બાપુજીએ કહ્યું કે "આજ સુધી તો આ ફ્રેન્ચાઈઝોનો ઉપયોગ થયેલો દેખાતો નથી, અને આવા શંકાસ્પદ ફાયદા માટે જનોઈ પહેરનાર અને નહીં પહેરનાર એવો ભેદ હિંદુસમાજમાં શા સારુ કરવો? અને બધા

હિંદુઓએ જનોઈ પહેરવી એમ ઠરાવવામાં ફાયદો શું? જે સંસ્કાર આ જ લોકો પાળતા નથી તેનું નામ આગળ કરીને લોકોને ખભે એ બોજો નાખવો જ એટલે આ સંસ્કારની મશ્કરી કરવા જેવું થાય."

આ પ્રમાણે સર્વ સાધક-બાધક પ્રમાણો તો મેં સાંભળ્યાં હતાં જ. એટલે મેં પોતાની જનોઈ કાઢી નાખવાનું નક્કી કર્યું.

જેણે પોતે જનોઈ પહેરી ન હોય તે બીજાને જનોઈ આપી નહીં શકે. જો મારે મારા છોકરાઓને જનોઈ આપવી હોય તો મારા ગળામાં જનોઈ જોઈએ એટલા ખાતર મેં જનોઈ પહેરી રાખી હતી. શંકર અને બાળ બંનેને જનોઈ આપ્યા પછી તે કારણ પણ રહ્યું ન હતું. એટલે મેં પૂર્ણ વિચારને અંતે એક દિવસે મારી જનોઈ સાબરમતીના પ્રવાહમાં પધરાવી દીધી અને મારી બધી વિચારસરણી પંડિતજીને સમજાવી.

૨

દીકરાઓને જનોઈ આપવી એ પિતાનું ધાર્મિક કર્તવ્ય હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે આઠમે વર્ષે દીકરાને જનોઈ આપવી. જો એવી ઇચ્છા હોય કે પોતાનો દીકરો વેદવિદ્યામાં અસાધારણ વિદ્વાન થાય તો પાંચમે વર્ષે જનોઈ આપવી. જો સોળ વર્ષની અંદર બ્રાહ્મણના દીકરાને જનોઈ ન દેવાય તો સંસ્કૃતમાં તેને 'વ્રાત્ય' કહે છે. વ્રાત્ય એટલે અસંસ્કારી. (ચાલુ મરાઠીમાં એનો અર્થ ખોડકર કેમ થયો તેની કલ્પના કરવી મુશ્કેલ નથી.)

મેં વિચાર કર્યો કે જનોઈ આપવી એ એક ફારસ જ થઈ પડયો છે. તો પછી છોકરાઓને જનોઈ આપવી જ શા માટે? પણ બીજો વિચાર આવ્યો કે કોણ જાણે કેટલાં હજાર વર્ષોથી આપણા કુળમાં જનોઈ દેવાનો રિવાજ ચાલ્યો આવતો હશે, ને બંધ કરનાર હું જ પહેલો શા માટે થાઉં? પરંપરા ચલાવવી સહેલી વાત નથી. એક વાર તૂટી કે સેંકડો અથવા હજારો વર્ષની સંસ્કારિતા, ભલે નામમાત્રની હોય, એકાએક નાશ પામે છે. છેવટે નક્કી કર્યું કે છોકરાઓને સોળમું વર્ષ બેસે ત્યાં સુધી રાહ જોવી. પછી જો તેઓ માગણી કરે કે અમને જનોઈ આપો તો આપવી. તેઓ કહે કે નહીં જોઈએ તો નહીં. શંકર તો રત્નાગિરિ રહીને મોટી ચોટલીનો અભિમાની થયો જ હતો. તેને જનોઈ જોઈતી હતી. એટલે એને જનોઈ આપવા નક્કી કર્યું. કાકીની ઇચ્છા હતી કે જનોઈ શહાપુરમાં દેવી. શંકર અને મારી ઇચ્છા હતી કે આશ્રમમાં આપવી. છેવટે આશ્રમમાં જ નક્કી થઈ. મેં દેશપાંડે સાહેબને પત્ર લખ્યો. એનો જે ઉત્તર આવ્યો તેથી હું ચકિત થઈ ગયો. તેમણે લખ્યું, "તમે આશ્રમમાં પ્રવેશ કર્યો એ જ તમારા છોકરાઓની જનોઈવિધિ, હવે અલગ શેની કરવાની?" તેમ છતાં સાહેબ જનોઈ પ્રસંગે આવ્યા. અમદાવાદમાંથી અમને અમારા વેદનો ભટજી મળતો ન હતો. બાપુજીએ કહ્યું, "જો ઋગ્વેદી પુરોહિત ન મળે તો યજુર્વેદી બોલાવો. જનોઈ આપવા સાથે

કામ છે." મેં કહ્યું, "અમે તો ઋગ્વેદી, અમને યજુર્વેદના મંત્રો કેમ ચાલે?" બાપુજીને ભારે આશ્ચર્ય થયું. દરેક વેદના મંત્રો જુદા હોય છે. પદ્ધતિમાંયે ફરક હોય છે અને સ્વરોના પ્રકાર પણ જુદા હોય છે. એની તેમને કલ્પના ન હતી. અને વિગતો વિશેનો મારો આટલો આગ્રહ જોઈને એમને વિશેષ આશ્ચર્ય થયું.

આખરે અમને એક ઋગ્વેદી ભટજી ભદ્રમાં મળ્યા. તેમને બોલાવવા હું તેમને ઘેર ગયો. એ ઘર શેનું? એને ગુફા જ કહેવી જોઈએ. અને એમની એ ઓરડીમાં મચ્છરો એટલા બધા હતા કે છલોછલ ભરેલી ડોલમાં જેમ લોટો બોળીએ અને પાણી ઢોળાય તેમ અમે બંને એ ઓરડીમાં પેઠા કે તરત એટલી જગ્યાના મચ્છરો જગ્યા ન મળવાથી બહાર નીકળી પડયા! આવા ઘરમાં એ ભટજીનું કુટુંબ સુખેથી રહેતું હતું.

જનોઈની બધી વ્યવસ્થા અમારા શ્રાવણીના પુરોહિત નારાયણરાવ ખરેને જ સોંપી હતી. જમણવાર કરવાનો ન હતો, એટલે આશ્રમનાં બાળકોને ફરાળ કરાવવાનું નક્કી કર્યું. પંડિતજીની વ્યવસ્થા હોવાથી સ્વાભાવિકપણે લક્ષ્મીબહેન ખરેએ આગળપડતો ભાગ લીધો. કાકીને થયું કે આ સાસુજી ક્યાંથી ફૂટી નીકળ્યાં? પોતાના છોકરાના જનોઈમાં પોતાની કંઈ ગણતરી જ નહીં એનું કાકીને બહુ માઠું લાગ્યું. પરંતુ મને તેની મોડેથી ખબર પડી. હું નિરુપાય હતો.

જનોઈનો એકંદર ખર્ચ ના ના કરતાં પંચોતેર રૂપિયા સુધી પહોંચ્યો. મને પહેલાં એનો અંદાજ ન હતો. મને આટલો ખર્ચ પોસાય એમ ન હતો. પણ ખર્ચ તો થઈ ચૂક્યો. કરવું શું? આપણે તો કાન પકડયા.

જનોઈ પ્રસંગે પૂ. બાપુજી, દેશપાંડે સાહેબ અને બીજા અનેક લોકો હાજર હતા. હું પ્રથમ દેશપાંડે સાહેબને પગે લાગ્યો, પછી બાપુજીને. શંકરને પણ એમ જ કરાવ્યું. આશીર્વાદરૂપે બાપુજીએ પોતે કાંતેલા સૂતરની એક માળા શંકરના ગળામાં પહેરાવી. હું પહેલાં બાપુજીને પગે ન લાગ્યો એથી ઘણાને આશ્ચર્ય થયું. લોકોના ધ્યાનમાં આવવાનું કારણ તો એ કે બાપુજી પ્રથમ સ્થાને બેઠા હતા. એમને વટાવીને દેશપાંડે સાહેબને પગે પડીને પાછા ફરીને બાપુજીને પગે લાગ્યો. મેં જે કર્યું તે યોગ્ય કર્યું એમ બાપુજીના ચહેરા પરથી જોઈ શક્યો. મેં મારા સાથીઓને કહ્યું કે આમાં નવાઈ પામવા જેવું કશું નથી. મેં મારી સેવા પ્રથમ ગંગાધરરાવ દેશપાંડેને અર્પણ કરી હતી. તેમણે મને કેશવરાવ દેશપાંડે સાહેબને સોંપ્યો. એમની પાસેથી બાપુજીએ મારી માગણી કરી. આ પરંપરાનો વિચાર કરતાં મારા પૂરતું મુરબ્બીપણાનું માન કેશવરાવને જાય છે.

શંકરે સંધ્યા નિયમિતપણે ઘણાં વરસ સુધી કરી.

બાળને જનોઈ આપવા ટાણે કંઈ જ ખર્ચ ન કરવો એમ મેં નિશ્ચય કર્યો હતો. પુરોહિત તરીકે કોઈ ભટજી ન બોલાવતાં ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયકપદે વિરાજમાન યોગી જેવા નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટને જ બોલાવ્યા. આ વખતે

ઋગ્વેદી બ્રાહ્મણનો તો શું પણ મહારાષ્ટ્રી બ્રાહ્મણનો પણ આગ્રહ મેં રાખ્યો નહીં. (નાનાભાઈનો વેદ ઘણું કરીને ઋગ્વેદ જ હશે પણ એ વિશે મેં પૂછ્યું નહીં. આ પહેલાં દક્ષિણામૂર્તિના ગિજુભાઈ બધેકાના દીકરા નરેન્દ્રને જનોઈ મારી દેખરેખ નીચે જ અપાઈ હતી. તે વખતે મેં જનોઈની વિધિનો અભ્યાસ કરીને એક વિધિ નક્કી કરી હતી. એ જ વિધિ પ્રમાણે બાળને જનોઈ દેવાઈ.

(આ જ વિધિ પ્રમાણે એક ગરીબ મહેતીના છોકરાને જનોઈ દેવાની ઇચ્છા શંકરલાલ બૅંકરે પ્રગટ કરી. તે વખતે મેં જનોઈનો ત્યાગ કર્યો હતો એટલે પાસે બેસીને ચંદ્રશંકર શુકલ પાસે જનોઈ દેવડાવી.)

મેં નક્કી કરેલો વિધિ ખરેખર વ્યવસ્થિત અને અર્થપૂર્ણ હતો. જનોઈ દીધા પછી બટુકને જે ઉપદેશ આપવાનો હોય છે તેમાં મેં કેટલીયે સારી સારી વાતો ઉમેરી હતી. 'હું અસ્પૃશ્યતા પાળીશ નહીં, સ્ત્રીઓનું અપમાન કરીશ નહીં, જાતિઓમાં જે ઉચ્ચનીચભાવ મનાય છે તેને ઉત્તેજન આપીશ નહીં, આવી કેટલીયે વાતો એમાં હતી.

બાળે સંધ્યા પૂરો એક મહિનોયે કરી નહીં હોય. જનોઈને દિવસે ઉપદેશ આપેલો કે દિવસે ઊંઘવું નહીં. એને તો એણે એ જ દિવસે કોરે મૂકી દીધો. જનોઈ દેવાય ત્યાં સુધી બંનેનો કેટલો આગ્રહ કે અમને જનોઈ આપો જ! બાળને જનોઈ આપ્યા પછી તરત જ મેં મારી જનોઈ ઉતારીને શંકરના હાથમાં આપી અને કહ્યું કે, આને સાબરમતીમાં પધરાવી દે.

## ૯. અંગત જીવનનો દુર્ઘટ પ્રસંગ

મને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, 'તમારા જીવનમાં અત્યંત દુ:ખદ પ્રસંગ કયો?' અને એ જ પ્રમાણે 'અત્યંત સુખદ પ્રસંગ કયો?' એ વિશે પ્રાર્થનાને અંતે વિગતવાર સમજાવી શકશો?"

આધ્યાત્મિક સહજીવનમાં દાખલ થયેલી વ્યક્તિને જ આવો સવાલ પૂછવાનો હક છે. માણસ સામાન્યપણે પોતાના જીવનની અંગત વાતો બીજા આગળ કરતા નથી. શિષ્ટાચાર પણ કહે છે: 'અંગત વાતો બનતાં સુધી ન કહેવી, ન પૂછવી.'

પણ સાધક માટે આવો નિયમ અમુક હદ સુધી જ કડક રીતે પાળવાનો હોય છે. આગળ જતાં જ્યારે પૂરી તટસ્થતા આવી જાય છે ત્યારે અંગત અનુભવો, (એમની ઉત્કટતાને કારણે જ) કહેવા જેવા હોય છે. શરત એટલી જ કે જાણે બીજા જ કોઈના અનુભવ વિશે આપણે કહીએ છીએ. એટલી તટસ્થતા કેળવેલી હોય.

સહુથી પ્રથમ કહેવા માગું છું કે જે સાધનામાંથી પસાર થયો છું એનો કાંઈ અર્થ હોય તો 'કોઈ પણ ઘટનાથી માણસને અત્યંત દુ:ખ પણ ન થવું જોઈએ

અને અત્યંત સુખમાં પણ માણસે તણાઈ ન જવું જોઈએ.' એટલે પ્રથમથી જ કહું છું: "સુખદુ:ખ, લાભહાનિ અને જયપરાજય—આવાં દ્વંદ્વોની મારા ઉપર ઊંડી અસર થતી જ નથી.

'સુખદુ:ખની શરીર પર કે મન પર અસર જ ન થાય.' એ આદર્શ સેવનારા મેં જોયા છે. એ આદર્શ સાચો નથી. એ તો રીઢાપણું છે. એ રોગ હોઈ શકે. ગરમી-ઠંડી જો આપણી ચામડી ઓળખી ન શકે તો એ ચામડી મરી ગઈ છે એમ જ કહેવાયને? સુખદુ:ખ સમજી લઈએ, છતાં એમનો અનુભવ કરતાં જરાયે અસ્વસ્થ ન થવાય, એ સાધના ખરી.

ખેર, આ એક સામાન્ય વસ્તુ કહી. હવે મારા જીવનમાં મને જે પ્રસંગથી ઘણું દુ:ખ વેઠવું પડયું—તાણ વેઠવી પડી—એ પ્રસંગ સાવ અંગત હોવાથી એની વાત સહેજે ન કરત. પણ હવે પૂરી તટસ્થતા આવી ગઈ છે, તેથી જ કહું છું.

શહાપુર બેલગામ તરફના અમે લોકો; મધ્યમ વર્ગના—ખાધેપીધે સુખી. ન્યાત સંસ્કારી ગણાય અને છતાં અમારી આસપાસનો સમાજ અભણ જ કહેવાય. ખેતી કરાવે, સાવકારી ચલાવે, સરકારી નોકરી મેળવે અથવા શરાફી કરે.

હું પરણ્યો ત્યારે મારી પત્ની એવા જ એક ઘરની. મારાં સાસુ અત્યંત તેજસ્વી તરીકે સમાજમાં પંકાયેલાં. તેથી જ 'એવી બાહોશ સ્ત્રીની દીકરી આપણા ઘરમાં આવે તો સારું' એ વિચારે મારાં માતપિતાઓ મને એની સાથે પરણાવ્યો.

પત્નીને થોડું લખતાં-વાંચતાં આવડે. એ જમાનાની રેઢિયાળ નવલકથાઓ એણે ખૂબ વાંચેલી. સમાજમાં ચાલતાં કૌટુંબિક ઝઘડાઓ અને રાગદ્વેષ એને હમેશાં સાંભળવા મળે. એમાં જ રસ પણ પડે.

હું પરણ્યો ત્યારે હાઈસ્કૂલમાં ભણતો હતો, પછી કૉલેજમાં ગયો એટલે રજાના દિવસોમાં જ ઘેર રહેવાય. પરણ્યા એટલે તરત ઘરસંસાર શરૂ ન થાય. છોકરી ઉંમરલાયક થઈ છે એમ બન્ને ઘરના મુરબ્બીઓને લાગે એટલે રીતસરનો વિધિ કરી ઘરસંસાર શરૂ કરી દે.

એના પહેલાં પિતાજી સાથે અમે મુસાફરી કરી હતી એટલે એકબીજાની સામાન્ય ઓળખાણ ખરી. ઘરસંસાર શરૂ થયો એટલે મેં જોયું કે પત્ની સાવ અભણ. સમાજના કે ધર્મના ઉચ્ચ આદર્શો સાંભળેલા પણ નહીં, એટલે મારે જાણે એકડેએકથી એને કેળવવી રહી. 'પત્નીમાં પતિનિષ્ઠા હોવી જોઈએ' એ આદર્શ સર્વત્ર માન્ય હોવાથી ભણાવવામાં અથવા કેળવવામાં અમુક અનુકૂળતા ખરી. (ઘરના મારા ભત્રીજાઓ મને 'કાકા' કહે. એટલે મારી કેટલીક ભાભીઓને છોકરાઓ 'કાકી' કહે. તેથી આ લખાણમાં 'મારી પત્ની' તે 'મારી પત્ની' ન લખતાં 'કાકી' જ કહીશ. અમારા વાતાવરણમાં અમે કાકા-કાકી તરીકે જ ઓળખાતાં.)

મેં કાકીને ઠીક ઠીક કેળવી. સાહિત્ય કે ગણિતની દૃષ્ટિએ નહીં, પણ જીવન સમજવામાં, સામાજિક સુધારામાં અને ધાર્મિક આદર્શોમાં.

સંસારસુધારો અને વ્યાપક સમાજના આદર્શો વગેરે બાબતમાં એણે મારી પાસેથી ઘણું લીધું. હું કેળવતો જાઉં, સાથે સાથે એના વ્યક્તિગત સ્વાતંત્ર્યની મને કેટલી કદર છે, એ પણ એને સમજાવું, તેથી સાવ ગુલામની પેઠે ન રહેતાં એ પોતાના મતભેદો પણ ચર્ચે. ચર્ચા એ જ કેળવણીનું મુખ્ય સાધન. એટલે એમાં એને ખૂબ પ્રોત્સાહન આપ્યું.

કૉલેજના દિવસોમાં મારી ઈશ્વર ઉપરની અને ધાર્મિક રૂઢિઓ ઉપરની આસ્થા ઊડી ગઈ. પણ એની ચર્ચા કાકી સાથે હું ભાગ્યે જ કરતો. આગળ જતાં સ્વામી વિવેકાનંદનું સાહિત્ય વાંચી હું વેદાન્તી બન્યો અને મોક્ષની સાધના ધીરે ધીરે મેં સ્વીકારી.

પણ મારા જીવનની મુખ્ય પ્રવૃત્તિ તે આકરી સ્વરાજ્ય-સાધના. એને માટે રાજનૈતિક ક્રાન્તિ અને એને માટે રાષ્ટ્રીય શિક્ષણ — એ હતો મારો જીવનક્રમ.

પછી અમે વડોદરા જઈને રહ્યાં. એક ગુજરાતી યુવાન સ્વામી આનંદ, અમારા ઘરના જેવા જ થઈ ગયા. વડોદરામાં કેટલાક શિક્ષકો મહારાષ્ટ્રી, કેટલાક ગુજરાતી. બધા સાથે ભળીએ. એમાં અમુક ઉદારતા આવે જ. એનો લાભ કાકીને ખૂબ મળ્યો.

પણ વેદાન્તનું અધ્યાત્મ એ ક્યાંથી સમજે? સંતનાં વચનો સાંભળ્યાં હોય એટલે ધર્મનો એ એક આદર્શ છે, ફક્ત સંતો માટે જ યોગ્ય. સામાન્ય સમાજ સંતોની પૂજા કરે પણ એમનો આદર્શ પોતાને માટે નથી એવી જ બધાની માન્યતા.

રાજદ્વારી ક્રાન્તિકારી પક્ષમાં ત્યાગ, વૈરાગ્ય, ગરીબીનું જીવન અને પ્રસંગ પડ્યે ફાંસીએ પણ જવું પડે — એ જાતના જાહેરજીવનના આદર્શો અમારા રાષ્ટ્ર-સેવકોમાં ઝપાટાભેર દાખલ થવા લાગ્યા.

કાકી માટે એ આદર્શો આકરા અને અમાન્ય અને છતાં પત્ની તરીકે એ માન્ય કર્યા વગર છૂટકો નહીં. એનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય મેં કેળવેલું. એટલે જીવનમાં ત્યાગ, ગરીબાઈ અને સાદગી તથા વૈવાહિક જીવનમાં સંયમ અને બ્રહ્મચર્ય — એ આદર્શો પોતાને માન્ય નથી એમ હિંમતપૂર્વક કહે અને છતાં એ જાતનું જીવન જીવવાના મારા પ્રયત્નમાં મને સાથ પણ આપે — એ હતું અમારું દાંપત્યજીવન.

પછી જ્યારે વિદેશી સરકારે જાહેર સેવા કરવાનું જ લગભગ અશક્ય કર્યું, ત્યારે મેં હિમાલયમાં જવાનું નક્કી કર્યું. સ્વામી આનંદ મારા પહેલાં જ હિમાલયમાં પહોંચી ગયો હતો.

ઘર છોડીને હું કાયમને માટે જાઉં છું એમ કહેવાની મારી હિંમત ન થઈ. મેં એટલું જ કહ્યું કે, "પિતાનું શ્રાદ્ધ કરવા માટે અલ્લાહાબાદ, પ્રયાગ, બનારસ અને ગયા જઈશ. સ્વામી વિવેકાનંદનો અદ્વૈતાશ્રમ જોવા કલકત્તા જઈશ, પછી થોડી યાત્રા કરી પાછો આવીશ." એમ કહીને ઘેરથી નીકળ્યો. (સનાતન ધર્મના

નિયમ પ્રમાણે પિતરોનું શ્રાદ્ધ ત્રણ ઠેકાણે કરીએ તો એનો લાભ સ્વર્ગમાં પિતરોને મળે છે. એટલા ખાતર હું પ્રયાગ, કાશી અને ગયા ગયો હતો. પાછળથી શાસ્ત્રોમાં વાંચ્યું કે જો કોઈ માણસ હિમાલયમાં જઈ બદરીનાથમાં પિતરોનું શ્રાદ્ધ કરે તો બધા પિતરોનો કાયમનો ઉદ્ધાર થાય. ફરી શ્રાદ્ધ કરાય જ નહીં. ભૂલેચૂકે ફરી શ્રાદ્ધ કરો તો પિતરોનો અધઃપાત થાય. મારા પિતરો સનાતન ધર્મમાં માનતા એટલે એમનું શ્રાદ્ધ બદરીનારાયણમાં કરું તો પછી એમનો કાયમનો ઉદ્ધાર થઈ ગયો. મારે માથે શ્રાદ્ધનો કે કશો ભાર રહે નહીં. એ વિચારે મેં ત્યાં જઈ છેલ્લું શ્રાદ્ધ કર્યું).

હું ઉપર પ્રમાણે ત્રિસ્થળીની યાત્રાએ ગયો, ત્યારે કાકીને એને પિયર રાખી હતી. અને અમારી ખેતીની આવકમાંથી એના ભરણપોષણની વ્યવસ્થા પણ કરી હતી. એટલે એનો બોજો કોઈના પર નાખ્યાનું દુઃખ ન હતું. હું હિમાલયમાં ગયો છું અને પાછો ઘેર આવવાનો નથી, એવો છેલ્લો કાગળ લખી જાણે મેં મારા ગૃહસ્થાશ્રમનું પણ શ્રાદ્ધ કર્યું.

હિમાલયના દિવસોમાં હું ક્યાં ક્યાં ફર્યો એ મારી ચોપડીમાં લખેલું છે. ત્યાં શી શી સાધના કરી, એને વિશે, ઈરાદાપૂર્વક જ કશું લખ્યું નથી. રીતસરનો સંન્યાસ લેવાનોવિચાર સેવેલો અને તે પ્રમાણે રામકૃષ્ણ મિશનના અધ્યક્ષ સ્વામી બ્રહ્માનંદ પાસેથી મેં દીક્ષા પણ માગી. એમણે કહ્યું, "એકદમ સંન્યાસની દીક્ષા ન અપાય. અમુક કાળ સુધી અમારા આશ્રમમાં બ્રહ્મચારી તરીકે રહો, પછી જરૂર દીક્ષા આપું." મેં કહ્યું, "તમારી શરત પ્રમાણે ત્રણ વરસ આશ્રમમાં રહું, એના કરતાં આખા દેશમાં યાત્રા કરતો ફરું, એ મને ગમે." એમણે કહ્યું, "મરજી તમારી." (તે જ વખતે મને સંન્યાસ મળ્યો હોત તો મારું જીવન જુદી રીતે ઘડાત. આગળ જતાં અનેક સંન્યાસીઓનું જીવન જોયું. એમાંના કેટલાક ઉત્તમ સંન્યાસી હતા. છતાં મને લાગ્યું કે ગેરુવા ધારણ કરી, એ બંધનમાં રહેવું ઈષ્ટ નથી. મનથી સંન્યાસી બનીએ અને રહીએ સામાન્ય રાષ્ટ્રસેવકની પેઠે — સંયમનું અને ગરીબીનું જીવન સ્વીકારીએ.)

૨

હિમાલયની મારી સાધના એક રીતે પૂરી થવા આવી, એટલે મને થવા લાગ્યું કે મારો મૂળ સંકલ્પ ભારતમાતાના મોક્ષનો. એ સંકલ્પ સિદ્ધ થાય નહીં ત્યાં સુધી વ્યક્તિગત મોક્ષ આપણે માટે નથી. ક્રાન્તિ કરવી છે તે કેવળ રાજદ્વારી નહીં, અંગ્રેજોનું રાજ્ય તો તોડયે જ છૂટકો. તે કામ પ્રથમ કરવાનું. પણ ક્રાન્તિ એથી ઘણી વ્યાપક વસ્તુ છે. ધાર્મિક, સામાજિક, સાંસ્કૃતિક ક્રાન્તિ કરી નવભારતની નિર્મિતિ કરીએ ત્યારે જ ક્રાન્તિ સંપૂર્ણ થાય, એને માટે ફરી સમાજમાં જઈ અખંડ સેવા ચલાવવી જોઈએ.

મારી આગળ તે વખતે સ્વામી વિવેકાનંદનો આદર્શ તો હતો જ. (પંજાબી સંન્યાસી) સ્વામી રામતીર્થના પ્રમુખ શિષ્ય સાથે ઠીક ઠીક પરિચય થયો હતો — એટલે

મેં વિચાર્યું કે સંન્યાસની દીક્ષા લીધા વગર જ ક્રાન્તિનું કામ કરવું જોઈએ. તે વખતે બે રાષ્ટ્રપુરુષોની અસર મારા પર વિશેષ હતી. શ્રી અરવિંદ ઘોષ અને રવીન્દ્રનાથ ઠાકુર.

એમાંના અરવિંદ ઘોષ યોગી થઈ પોંડિચેરી જઈ રહ્યા હતા. એક રીતે એમણે ભારતનાં સ્વાતંત્ર્યનું કામ ગૌણ કરી યોગમાર્ગ લીધો હતો. ત્યાં જઈને રહેવા કરતાં રવીન્દ્રનાથના શાન્તિનિકેતનમાં ચારછ મહિના રહી, એમનાં કાર્યનું નિરીક્ષણ કરવું અને એમાંથી લેવાય તેટલું લેવું.

તે પ્રમાણે હું ત્યાં ગયો. ત્યાં મહાત્મા ગાંધીનો મેળાપ થયો. એમણે મને કહ્યું કે, 'હું એક આશ્રમ ખોલવાનો છું એમાં આવી શકો છો.' એ બધી વિગતો મેં અન્યત્ર લખી જ છે. કાકીને અને બાળકોને લઈને પ્રથમ વડોદરામાં અને પછી ગાંધીજીના આશ્રમમાં રહેવા લાગ્યો. નિરાશ થયેલી કાકીને હિમાલયથી હું પાછો આવ્યો એનો સંતોષ હતો. પણ ગાંધીજીનું આશ્રમજીવન એને ક્યાંથી રુચે? સ્વામી આનંદ પણ મારી પાછળ પાછળ ગાંધીજીના કામમાં જોડાયા. એટલે કાકીને એક ભાઈ પાછા મળ્યાનો આનંદ થયો, પણ એટલાથી આશ્રમના આદર્શો સ્વીકારાય? (આને વિશે પણ મેં સવિસ્તર લખ્યું જ છે.)

આશ્રમમાં સાથે રહેવાના બન્નેના ઉત્કટ પ્રયત્ન છતાં મેં જોયું કે આમાં કોઈ કાળે મેળ બેસવાનો નથી, એટલે પરસ્પર આદર અને સહાનુભૂતિ હોવા છતાં તથા એકત્ર રહેવાની ટેવ પડેલી હોવા છતાં 'આમાં શાન્તિ રહેવાની નથી' એ જોઈ કાકી સાથે અવારનવાર ઊંડી અને દીર્ઘકાળ ચર્ચા કરી મેં નક્કી કર્યું કે સાથે રહેવામાં કાકીને હૃદયની શાન્તિ મળતી નથી. અને આશ્રમજીવનને હું ન્યાય આપતો નથી. એના કરતાં કાકી ફરી વાર પિયર જઈને રહે એ જ યોગ્ય છે. ત્યાં ખોરાકની બાબતમાં કે ખર્ચ કરવાની બાબતમાં આશ્રમના નિયમો નડે નહીં અને છતાં આસપાસના લોકો કરતાં પોતે સંયમી જીવન ગાળે છે એ જાતનો આત્મસંતોષ અને સ્વાભિમાન પણ રહેશે.

મને બરાબર યાદ નથી કે વિદ્યાપીઠનું કામ છેલ્લે મારે માથે લીધું ત્યારે હું તરત જ ત્યાં રહેવા ગયો કે સહેજ મોડો ગયો. પણ વિદ્યાપીઠમાં ગયા પછી હું વિદ્યાર્થીઓ વચ્ચે જ રહેવા લાગ્યો. અને આશ્રમમાં મારે માટે જે ઘર હતું તે મેં છોડી દીધું.

હવે પિયર રહેતાં કાકીની તબિયત એમ તો સારી રહેતી હતી પણ આગળ જતાં એ ગંભીર રીતે માંદી પડી. એને થયું કે હવે વધારે જીવવાનો સંભવ ઓછો, તેથી એણે પિયર મરવાને બદલે મારી આગળ મરવું સારું એવું નક્કી કરી મને લખ્યું કે 'તમારી રજા મેળવવા માટે પણ થોભવાની નથી. હું આવવાની જ છું.' મેં 'હા' પાડી. હવે એને રખાય ક્યાં? વિદ્યાપીઠમાં અધ્યાપકોના નિવાસમાં મારે

માટે જગ્યા ન હતી. હું છાત્રાલયમાં રહેતો હતો. આશ્રમમાં મારું ઘર રહ્યું ન હતું. એટલે કાકીને તુરત માટે મહાદેવભાઈને ત્યાં રાખવી અને ધીમે ધીમે કાયમી વ્યવસ્થા કરવી એવો વિચાર અમે કર્યો. મહાદેવભાઈ અને દુર્ગાબહેન સાથે અમને ઉત્તમ ફાવતું હતું. એટલે મહાદેવભાઈએ કાકીને તરત વધાવી લીધી, હું જઈને કાકીને મળ્યો. એના સંતોષનો પાર ન રહ્યો. એણે પ્રસન્નતાથી કહ્યું, 'હવે હું સુખેથી મરી શકીશ.' મને કે મહાદેવભાઈને લાગ્યું નહીં કે આ મંદવાડ છેલ્લો હશે. અમે રહેવા-કરવાની કાયમી વ્યવસ્થાનો વિચાર કરતા હતા એટલામાં, સાબરમતી આવ્યાના ઉત્કટ સંતોષ સાથે કાકીએ દેહ છોડ્યો(૧૯૨૯). આશ્રમ પાસેની નાનકડી નદી જ્યાં સાબરમતીને મળે છે ત્યાં, એ સંગમને ઠેકાણે અમે કાકીના દેહનો અંત્યવિધિ કર્યો. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ મારે માટે એક સહાનુભૂતિનો ઠરાવ પસાર કર્યો અને એક જીવનની સમાપ્તિ થઈ.

મને પૂછેલા સવાલના જવાબમાં એટલું જ કહેવું છે કે જ્યારે પહેલી વાર કાકીને છોડીને હું હિમાલયમાં ગયો, તે વખતે વેદાન્તની સાધનાની મસ્તી મારા પર સવાર હતી. 'કાકીને કાયમનો છોડી જાઉં છું, એના જીવનનું શું?' એ વિચારો મનમાં આવે તોયે મને હેરાન ન કરે. ભારતના કેટલાય સંન્યાસીઓ ઘરબાર છોડીને આવી રીતે સંન્યાસી થયા છે. એ પગલું ગમે તેટલું કઠોર હોય તોયે આપણી સંસ્કૃતિને માન્ય છે અને અસંખ્ય વૈરાગીઓએ એ પગલું અમલમાં મૂકીને રૂઢ કર્યું છે.

પણ જ્યારે ધર્મ, આદર્શજીવન અને સંસ્કૃતિના મારા વિચારો પરિપક્વ થયા હતા, આશ્રમજીવન સાથે હું એકરૂપ થયો હતો અને કાકીને લઈને આશ્રમમાં રહેવાનો પ્રયોગ પણ મેં કર્યો હતો ત્યારે 'કાકીને પિયર મોકલાય કે કેમ?' અને 'આશ્રમમાં રહીને એની જ શાન્તિ જળવાશે કે કેમ?' એ બે ચિન્તામાં મારું હૃદય દુભંગ થતું હતું. બેમાંથી કયું પગલું યોગ્ય થશે એ કેમે કરીને મન સાથે નક્કી ન થાય. મારો ધર્મ શો એ નક્કી કરવામાં ન શાસ્ત્રગ્રંથો મને મદદ કરે ન બાપુજીનું લખાણ કામ આવે. મેં એ વેદના દીર્ઘકાળ સુધી સેવી.

પછી જ્યારે મન સાથે નક્કી થયું, ત્યારે એ વાત કાકીને કેમ સમજાવવી? અને ભલે પરાણે, એની સંમતિ કેમ મેળવવી? એ ચિંતા પહેલી ચિંતા કરતાં પણ વધારે અકળાવનારી નીવડી. આટલાં વરસના વૈવાહિક જીવનના સાથે મેળવેલા અને ભોગવેલા અનુભવો યાદ કરીને એને હું સમજાવવા લાગ્યો. જીવનના અસંખ્ય સવાલોની મુક્ત ચર્ચામાં આખી જિંદગી ગાળેલી. એ વાતાવરણ મને ઘણું મદદગાર નીવડ્યું. મારી વાતો અને દલીલો ગળે ઊતરે કે નહીં, પણ પૂર્ણપણે સમજવાની શક્તિ અને યોગ્યતા કાકીમાં આવી હતી. એ દિવસો અમારે માટે ગમે તેટલા આકરા હોય, હૃદયની ઉન્નતિ માટે ખૂબ ઉપયોગી નીવડ્યા. અમે બન્નેએ ચર્ચા કરી એ ખુટાડ્યા હતા. અંતે મારો નિર્ણય મને-કમને એણે માન્ય કર્યો. હૃદય એ

નિર્ણયનો પૂરેપૂરો વિરોધ કરે, અને સહજીવનનો અનુભવ અને બૌદ્ધિક દૃષ્ટિએ નિર્ણયની અપરિહાર્યતા કબૂલ કરે. હું માનું છું કે અમારા એ દિવસો કાકીને માટે પણ ઉન્નતિકારક જ નીવડયા હોવા જોઈએ.

નિર્ણય થયો અને તે અમલમાં મુકાયો ત્યાં સુધી મેં ગમે તેટલી તીવ્ર વેદના અનુભવી હશે. પરંતુ પગલું ભર્યા પછી હું શાન્તિ મેળવી શક્યો. મારી જીવન-સાધના મને મદદમાં આવી એમ જ કહેવું જોઈએ.

અને છેલ્લા બે કે ત્રણ દિવસો મહાદેવભાઈના પવિત્ર વાતાવરણમાં અમે ગાળી શક્યાં, એ તો જાણે અમારે બન્ને માટે પરમપિતાની કૃપા જ હતી.

## ૧૦. મારા પોતાના જ વિશે

ઉંમર વધે એમાં માણસનો શો પુરુષાર્થ? જેમ આંગળાંના નખ એની મેળે વધે છે, માથાના યા તો શરીર પરના વાળ એની મેળે ઊગે છે, એને માટે કશી મહેનત કે પુરુષાર્થ કરવો પડતો નથી એ જ વસ્તુ માણસની ઉંમર વિશે પણ છે.

જો કુદરતનો એવો નિયમ હોત કે નિત્ય વ્યાયામ કરનારો, આહાર-વ્યવહારમાં, સંયમ કરનારો અને ચારિત્ર્યવાન માણસ જ દીર્ઘાયુ થઈ શકે તો તો મેં ઉંમરનાં પંચાશી વર્ષ પૂરાં કર્યાં એને માટે હું અભિનંદનને પાત્ર ગણાત. પણ આપણે જોઈએ છીએ કે સંયમી, અધ્યાત્મ-પરાયણ પૂર્ણ બ્રહ્મચારી પણ કોક કોક વાર અલ્પાયુ થાય છે, એથી ઊલટું કેટલાક વિલાસી અથવા દુરાચારી પણ લાંબી ઉંમર સુધી જીવી શકે છે. તેથી કહું છું કે મોટી ઉંમર એ કંઈ અભિનંદનનું કારણ હોઈ ન શકે.

આજકાલ લોકો મને પૂછે છે કે તમે આટલાં વર્ષ જીવ્યા તેનું રહસ્ય શું છે? હું તો એનું કોઈ ખાસ કારણ શોધી શક્યો નથી; પણ વિનોદપ્રિય માણસ એવો સાચો પણ નીરસ જવાબ કેમ આપી શકે? તેમાંય વળી હું એક તત્ત્વજ્ઞ અથવા મનીષી ગણાઉં છું. એટલા ખાતર પણ મારે કોઈ ને કોઈ કારણ આપવું જ રહ્યું તેથી જે વખતે જે કારણ સૂઝે છે તે વખતે એ જ જાણે મુખ્ય હોય એમ ભાર-પૂર્વક એ કારણ હું આગળ કરું છું. તમે પૂછો છો, તો બેચાર ઉદાહરણ આપવા હું તૈયાર છું. આ ઉદાહરણોમાં કોઈ માત્ર વિનોદપૂર્ણ, કોઈ સાચાં તો કોઈ પ્રેરણાદાયક પણ હોઈ શકે છે. કોઈએ મને પૂછ્યું કે રવીન્દ્રનાથના દીર્ઘાયુપણાનું રહસ્ય શું હોઈ શકે? જવાબમાં મેં કહ્યું . . . "કારણ સ્પષ્ટ છે. કવિવરે બાળપણથી જ મૃત્યુ વિશે સુંદર સુંદર કવિતાઓ લખવી શરૂ કરી અને મૃત્યુ વિશે ક્યારે પણ કહેવાનું ચૂક્યા જ નહીં. આમ બચપણથી જ એમનો મૃત્યુ સાથે સારો સંબંધ હોવાને કારણે મૃત્યુને સૂઝયું જ નહીં કે આ માણસને લઈ જવાનો સમય પાકી ગયો છે."

આમ કવિવરને તો મૃત્યુ જલદી ન જ લઈ શકયું. એક બીજું કારણ પણ છે; મૃત્યુએ વિચાર્યું હશે કે આ પૃથ્વી પર સૌ કોઈ મારી નિંદા જ કરે છે. આ એક કવિ જ એવો છે કે જે મને ચાહે છે, પ્રેમ કરે છે, મારો પક્ષ તાણે છે, એટલું જ નહીં, મારા વિશે સારું સારું લખે પણ છે. અરે! મારા વિશે ગીતો ગાય છે! તો આને મનુષ્યલોકમાં જેટલો વધારે રાખું તેટલું મારા માટે વધુ લાભદાયક છે. આથી મૃત્યુએ એમને વધુમાં વધુ દિવસો સુધી આ દુનિયામાં રહેવા દીધા.

હવે જયારે મેં પંચાશીમા વર્ષમાં પ્રવેશ કર્યો તો લોકો મને એ જ પ્રશ્ન પૂછવા લાગ્યા. ત્યારે મેં પણ એ જ જવાબ આપવો શરૂ કર્યો છે. મારો પક્ષ કરતું મારું પુસ્તક 'પરમ સખા મૃત્યુ' સ્નેહીઓ સમક્ષ ધરી દીધું છે, પ્રસંગે ધરી દઉં છું. આની અસર એ થઈ કે કેવળ સ્નેહીજન જ નહીં, અપરિચિત પણ એને વાંચવા લાગ્યા અને વાંચ્યા બાદ પોતાની ખુશી જાહેર કરતા પત્રો લખવા લાગ્યા કે, મૃત્યુના વિષય પર લખીને આપે બહુ સુંદર જીવનદર્શન અમને આપ્યું છે, ત્યારે મેં આવા લોકોને વિલિયેમ જેમ્સના (૧૮૪૨-૧૯૧૦) "The varieties of Religion" નામના પુસ્તકમાંથી 'The Religion of Healthy-mindedness'વાળું પ્રકરણ વાંચવા કહ્યું. સાથે એ જ ગ્રંથનું બીજું પ્રકરણ 'The Sick Soul"ની પણ સિફારસ કરી, જેથી લોકો જીવનમાં બેઉ પલ્લાં વિશે જાણકારી મેળવી શકે.

આપ સૌ જાણો છો કે હું સ્વભાવથી રખડુરામ છું. ભગવાને મને રખડવાનું સૌભાગ્ય પણ આપ્યું છે. આથી શિક્ષણશાસ્ત્રી – કેળવણીકાર હોવાને નાતે હું લોકોને સમજાવું છું કે યાત્રા કરવી, દેવદર્શન કરવું, નવા નવા લોકોને મળવું, નવી નવી સંસ્કૃતિનું અવલોકન કરવું અને ભાતભાતના ચિન્તકો સાથે સાંસારિક પ્રશ્નો પર ચર્ચા કરીને તત્ત્વજ્ઞાનનાં ઊંડાણોમાં ઊતરવું એ જ ઉત્તમ પ્રકારનું શિક્ષણ છે— કેળવણી છે. અને આવા પ્રકારના જીવન દ્વારા મનુષ્યનાં તન અને મનને નિત્ય-નવી તાજગી મળી રહે છે. આ તાજગીના કારણે હું સ્વસ્થ રહું છું અને દીર્ઘાયુ પ્રાપ્ત કરી શકયો છું.

આ ઉત્તરથી લોકોને કદાચ સંતોપ પણ મળતો હશે; તેઓ કહે છે, "વાત સાચી છે, આપના ચિંતનની અંદર તો અમને તાજગી અને નવીનતા સાંપડે જ છે; પણ વાર્તાલાપમાં પણ ક્યાંય થાક નથી જણાતો."

'હિમાલયનો પ્રવાસ' નામનું મારું પુસ્તક વાંચીને કેટલાય લોકો હિમાલયની યાત્રા પણ કરી આવ્યા છે. તેઓ પણ કહે છે કે આપનું પુસ્તક સાથે રાખીને યાત્રા કરવાથી નવા અનુભવ મળે છે. યાત્રાનો આનંદ પ્રાપ્ત કરવો એ પણ એક કલા છે.

'યાત્રાનો આનંદ' પ્રાપ્ત કરાવવા હું મારું, 'યાત્રાનો આનંદ' નામનું પુસ્તક પણ ધરી દઉં છું, જેમાંથી દુનિયા આખીનું યત્કિંચિત્ ચેતન સાંપડી શકે છે.

અરે, હું તો મારાં પુસ્તકોની જાહેરાત આપવા લાગ્યો! આ તો બંધ કરવું જોઈએ.

હું માનું છું કે જીવનમાં પરસ્પરવિરોધી કહી શકાય તેવાં બે તત્ત્વો છે: પોતાની પરિસ્થિતિની સાથે તથા હરેક પ્રકારના લોકો સાથે પૂરી સહાનુભૂતિથી તાદાત્મ્ય અનુભવવું અને એ માટે જીવનને સેવામય બનાવવું, આ છે એક તત્ત્વ. અને સુખદુઃખમય આ દુનિયામાં કર્તવ્યપરાયણ જીવન જીવતાં જીવતાં જ્ઞાનયોગની મદદથી અલિપ્ત ભાવથી રહેવું અને સુખદુઃખ, લાભહાનિ વગેરે દ્વન્દ્વો વચ્ચે તટસ્થ રહેવું, આ છે બીજું તત્ત્વ. હું માનું છું કે એકલું તાદાત્મ્ય અનુભવવું પૂરતું નથી. કારણ કે એથી કંઈક પળોજણોનો અનુભવ થાય છે. એકલું તાટસ્થ્ય જીવનવિમુખ બનાવી દે છે, જેથી સમસ્ત વેદાંતવિદ્યા જ વિફલ નીવડે છે. તાદાત્મ્ય અને તાટસ્થ્યનો સમન્વય કરવો છે. આ જ સાચો જીવનયોગ. આ જીવનયોગની સાધના જે કરે છે, તેનું માનસિક સ્વાસ્થ્ય તો સારું રહે જ છે, સાથે તેના શારીરિક સ્વાસ્થ્ય પર પણ સારો એવો પ્રભાવ પડયા વિના રહેતો નથી. આવા જ જીવનયોગની સાધના હું અજાણપણે કરતો આવ્યો છું. કદાચ મારા સ્વાસ્થ્ય અને દીર્ઘાયુપણાનું પણ આ જ કારણ હોઈ શકે.

કેટલાક લોકો સુખની સાથે તાદાત્મ્ય અનુભવવાની કલા પ્રાપ્ત કરી લે છે અને દુઃખ આવી પડતાં તરત તાટસ્થ્યનું કવચ પહેરીને પોતાને સંતુલિત કરી લે છે. આને હું યોગ નહીં કહું. આ તો છે કેવળ ચાતુરી. આની પણ જીવનમાં કિંમત જરૂર છે, પણ આ ધોખાનો માર્ગ છે—દગાનો રસ્તો છે. આમાં અમુક સમય સુધી ભલે સફળતા મળી શકતી હોય, પણ એ જીવનયોગ નથી. મારામાં કોઈ જાતનું ચાતુર્ય નથી, એટલે પણ હું સુરક્ષિત છું. લોકો મને પૂછે છે કે આગળ ચાલતાં મારો જીવનક્રમ શો હશે?

હું કહું છું કે મેં ક્યારેય મારો જીવનક્રમ બનાવ્યો જ નથી. મારા જીવન-સ્વામીએ એ ભાર પોતાના શિરે લઈ લીધો છે. જે જે ક્રમ નિશ્ચિત રૂપથી સામે આવી પડે છે, એને સ્વીકારી લઉં છું અને જ્યારે એક જીવનક્રમ તૂટી જાય છે ને બીજાને માટે માર્ગ મોકળો કરતો હોય છે ત્યારે હું આ યોજનાને ઓળખી લઉં છું.

પ્રવૃત્તિ અને નિવૃત્તિ આ બન્ને શબ્દોનો લોકો વ્યવહારમાં પ્રયોગ કરે છે, પરંતુ તેનો પૂરો અર્થ સમજ્યા વગર જ. કંઈ ન કરવું—તે નિવૃત્તિ નથી. જો હું મોક્ષાર્થી બનીને, કાશી યા તો રામેશ્વરમ્ અથવા હિમાલયની યાત્રા પૂરી કરું તો આ થઈ પ્રવૃત્તિ. અને યાત્રા પૂરી કરીને ઘરે પાછો ફરું, તો ઘરે પાછા ફરવું તે થઈ નિવૃત્તિ! જોકે આમાં યાત્રાનું તત્ત્વ તો રહે જ છે. કર્મપરાયણતા ઉભય-માં છે. તોય હેતુમાં બહુ મોટો તફાવત છે. જીવન પણ એક કલા છે. આમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેને સ્થાન છે. બન્નેમાં પુરુષાર્થ છે. અંતર છે કેવળ હેતુ—ઉપદેશ બાબતનું.

ઇન્દ્રિયો ક્ષીણ થાય છે, પરંતુ મનની તાજગી જેવી હોય તેવી બરાબર રહી શકે છે. વૃદ્ધાવસ્થાનું આ લક્ષણ છે. બાદમાં મનની શક્તિઓ પણ ક્ષીણ બનવા માંડે છે. ત્યાં સુધીમાં મનુષ્યે જો જીવનસાધના અને આત્મસાધના નિયમિત કરી લીધી હોય, તો મનની દોડધામ ઓછી થવાને લીધે મનુષ્યને નિરાશ નથી થવું પડતું.

એક માણસ બર્મા ગયો. ત્યાં તેણે વેપાર શરૂ કર્યો. યંત્રકારખાનાં ખોલ્યાં. ખૂબ ઉન્નતિ સાધી. જ્યારે બુઢાપો આવ્યો ત્યારે તેણે પોતાની પ્રવૃત્તિ ઘટાડી. પરંતુ એ પ્રવૃત્તિમાંથી લાભ મળતો રહે એવી વ્યવસ્થા એણે કરી લીધી. વેચવા જેવી ચીજો વેચી કાઢી. સાર્વજનિક સેવાર્થે સારા પ્રમાણમાં દાન કરી લીધું. હવે આ બધી પ્રવૃત્તિમાંથી જે મૂડી એકત્ર થઈ શકી તે લઈને તે ઘેર આવ્યો. અને પોતાના અનુભવનો લાભ બાળકોને આપીને તેમને કહ્યું :

—"હું નિવૃત્ત છું, પરંતુ જે મૂડી અને અનુભવ લઈને આવ્યો છું, તેનાં વડે તમે તમારો પુરુષાર્થ પેદા કરો. જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી મારી સલાહ તમને મળતી રહેશે. પરંતુ હું સમજી શકું છું કે નવી પરિસ્થિતિમાં જૂનો અનુભવ કામ નથી આવતો. આથી જ ઘણુંખરું અનુભવી, કુશળ પરંતુ નિવૃત્ત બુઢ્ઢા લોકોની સલાહ અમાન્ય રાખવી પડે છે, આને માટે પણ હું તૈયાર છું. મારી સલાહ માનો કે ન માનો પણ હું તો કૃતાર્થ શાંત અને પ્રસન્ન રહીશ. અને અંત સુધી તમને આશીર્વાદ આપતો રહીશ."

## ૧૧. જીવનની ધન્ય પરિપૂર્તિ

ઠીકઠીક લાંબી જિંદગી ગાળ્યા પછી જે સંતોષકારક નવરાશ મળી છે, એના વાતાવરણમાં આખા જીવનનો એકસામટો વિચાર કરું છું. હિમાલય આદિ અસંખ્ય પહાડો જોયા. કેવળ જોયા નહીં, પણ એમનાં શિખરોનો અને એમનાં જંગલોનો સર્વાંગે અનુભવ મેળવ્યો. પગે ચાલ્યો, આંખે બધું જોયું, ત્યાંનો ખોરાક ખાધો, દરેક જાતની મુશ્કેલીનો અનુભવ કરતાં આનંદ મેળવ્યો. આખી દુનિયાની—કોણ જાણે કેટલીય નદીઓ જોઈ, એમાં નાહ્યો, તરતાં તરતાં સામે કાંઠે પહોંચ્યો. એમનાં સ્તોત્રો લલકાર્યાં, સરસ્વતીભક્ત તરીકે એમની પૂજા કરી. નાનાંમોટાં સરોવરો તો શું પણ દુનિયાના બધા સમુદ્રોની મુસાફરી કરી અને જાણે જમીન કરતાં સમુદ્ર જ મારું રહેઠાણ હોય એટલો એમનો અનુભવ કર્યો. આકાશનાં વાદળાં એ જ જાણે મારા સંશોધનનો વિષય હોય એવી રીતે એમના આકારો, એમનાં પરિવર્તનો અને એમની સેવાનું નિરીક્ષણ કર્યું. સાથે સાથે, આ પૃથિવી જેનો એક સામાન્ય ગ્રહ છે, એ સૂર્યના ગાયત્રીમંત્રથી પ્રારંભ કરી ખગોળ જ્યોતિષ દ્વારા અસંખ્ય તારાઓનો પરિચય મેળવ્યો અને એ રીતે જાણે મારું પોતાનું વ્યક્તિત્વ આ અકલ્પ્ય વિશ્વ સાથે એકરૂપ બનતું ગયું.

આ બધી જાતજાતની યાત્રાઓ કરતાં કરતાં બધા ખંડના માણસોનો પરિચય મેળવ્યો એ વિશેષ. એમના વિવિધ ઈતિહાસોની સહેજસાજ કલ્પના કરી. વ્યક્તિઓના અને સમાજોના પુરુષાર્થનાં ઊંડાણો તપાસ્યાં. ઈતિહાસનો જેમને ખ્યાલ પણ નથી, એવી સામાન્ય જનતાના જીવનાનંદ સાથે એકરૂપ થયો, આ બધી ધન્યતા આજે ફરી યાદ કરી સંતોષ અનુભવું છું.

જીવનમાં ઉત્તમોત્તમ આનંદ તો બધા સાથે ઐકય અનુભવવાનો છે. એટલી સૂઝ નાનપણથી જ થવાથી સેવા માટે કેળવણીનું ક્ષેત્ર મેં પસંદ કર્યું—અથવા મારામાં ઊગ્યું—એ પણ મારા જીવનની સહુથી વધારે ધન્યતા છે. નિશાળમાં ભણતો ત્યારે પણ ક્ષણે ક્ષણે, પગલે પગલે, જે જ્ઞાનાનંદ મળતો તેનો પરિચય વર્ગના સાથીઓને કરાવ્યા વગર રહેવાય જ નહીં. એ સ્ફૂર્તિને કારણે વર્ગના સાથીઓને રોજ ચાલતા વિષયો ભણાવતો જાઉં. એમ કરતાં કરતાં હું એની મેળે કેળવણીકાર થયો. જ્ઞાનોપાસના અને જીવનોપાસના એક થઈ ગયાં. એમાંથી જ ધર્મોનાં ઊંડાણ સુધી પહોંચી શકયો. ભક્તિ અને નાસ્તિકતા બન્ને ઉત્કટતાથી સેવ્યાં. જેને માટે આજે પણ, પક્ષપાતરહિત, મગરૂર છું.

અને આ કેવડું મોટું સદ્‌ભાગ્ય કે અનેક પ્રકારની સર્વશ્રેષ્ઠ વ્યક્તિઓનો અંગત પરિચય મેળવી શકયો અને એમની વિવિધ સાધનામાં ભળી જઈ મારા વ્યક્તિત્વનો વિકાસ સાધી શકયો.

અને સહુથી શ્રેષ્ઠ ધન્યતા એ કે જીવનનું રહસ્ય શોધતાં શોધતાં, 'વેદાન્ત' દ્વારા વિશ્વાત્મૈકયની સાધના કેળવતો ગયો.

આજે આખા જીવનનો એકસામટો વિચાર કરું છું ત્યારે જીવનનાં એકે અંગ માટે કે અનુભવ માટે પશ્ચાત્તાપ નથી. એકેએક વસ્તુ જીવનસાધનાને પોષક જ નીવડી છે, પરિણામે શુદ્ધિ અને સમૃદ્ધિ સાથે જ ચાલ્યાં છે. અને એમાંથી જ સાધના ખીલવવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું. સાથે સાથે, એટલા બધા વિવિધ લોકોએ મારી આગળ પોતાનું હૃદય ખુલ્લું કર્યું છે અને મારી પાસેથી સૂચનાઓ મેળવી છે કે જાણે એમનું જીવન હું પણ એમની સાથે જીવતો હોઉં, એટલી બધી ઉત્કટ સમૃદ્ધિનો અનુભવ કરી શકયો.

આજે કશા પ્રયત્ન વગર નિવૃત્ત થતો જાઉં છું. એમાં નથી મને, કે કોઈને, કોઈ પણ જાતનું દુઃખ કે ખામી.

હવે પછી મારું કર્તવ્ય શું? જીવું છું ત્યાં સુધી સેવા કરવી જ છે, સેવા એ જ વિશ્વાત્મૈકય અનુભવવાનો ખરો પ્રકાર છે. એ સેવા દસેદસ ઈન્દ્રિયો દ્વારા કરી લીધી. ચિંતન-મનન દ્વારા એનું ઊંડાણ અનુભવ્યું. આજે એમાંથી ખીલેલી વિશ્વાત્મૈકયની સાધના અખંડ અને સહજ ચાલે છે. એમાં કશું ઉમેરવાપણું રહ્યું નથી. જીવનનો અંત આણવાની વૃત્તિ પણ ઊગતી નથી. અને એને એક ક્ષણ

પણ વધારવાની ઇચ્છા જાગતી નથી. કેવળ શાન્તિ છે, સમાધાન છે અને સંતોષ છે. જીવન સ્વાનંદમાં રાચે છે. (એ જ ધન્યતા વ્યક્ત કરી રાખવાનું મન થયું.)

**તા. ૧૨-૨-'૭૩ ચાલતી ટ્રેનમાં — કરેલું ચિંતન**

## ૧૨. ઘડપણનો સાક્ષાત્કાર : જેની અસર માઠી નહીં પણ મીઠી

પ્રિય પરમાનંદભાઈ,

'ઘડપણની અસર સ્પષ્ટપણે દેખાવા લાગી અને ઘડપણ વિશેના વિચારો ફરી ફરી આવવા લાગ્યા' એટલે તમે એ અસર અને એ ખાસ વિચારો વિશે એક કાગળ લખી કેટલાક અંગત મિત્રોને એ મોકલ્યો, અને ઘણાખરા સ્નેહીઓ પાસેથી જે જવાબો આવ્યા તે તમે તમારા કાગળ સાથે મને વંચાવ્યા, મને ખૂબ મજા પડી. દરેકના વિચારોની ભૂમિકા અલગ અલગ હોવાની જ, એટલે અનુભવોની વિવિધતા જોઈ ખૂબ વિચારો મનમાં આવ્યા. ભિન્ન ભિન્ન ભૂમિકા ઉપર આરૂઢ થઈ મોકલેલા અનેક લોકોના વિચારો એકસામટા સાંભળ્યા એટલે મગજમાં એમનો એક વિચિત્ર ખીચડો થયો. શાંતપણે લખી મોકલેલા પીઢ જવાબો અલગ અલગ વખતે સાંભળ્યા હોત, તો તે વ્યક્તિનું વ્યક્તિત્વ મન આગળ ઊભું થયું હોત, અને સ્નેહીઓના ફોટાનાં આલબમ જોયાથી જે અસર થાય છે તેવી સ્પષ્ટ અસર થઈ હોત. પણ બધા જવાબો તમે એકસામટા ઉતાવળે ઉતાવળે સંભળાવ્યા એટલે એનો તો ખીચડો જ થઈ જાય ને!

બીજી વાત. આપણો પરસ્પર પરિચય એટલો જૂનો છે કે એ આખા જન્મારાનો છે એમ કહું તો વિશેષ અતિશયોક્તિ નહીં થાય, અને તમે મનમાં ઊઠેલા વિચારો અને કેટલીયે લાગણીઓ મારી આગળ અનેક વાર વ્યક્ત કરી છે. એટલે એ બધા સાથે તમારી ભાવનાનું આ છેલ્લું ચિત્ર બરાબર બંધ બેસે છે. એની જ અસર મારા મન પર વિશેષ થઈ અને તેથી ખાસ એને જ આધારે મારી આજની ભાવના તમારી આગળ પૂરેપૂરી વ્યક્ત કરી શકું છું.

તમે જાણો છો કે કવિ રવીન્દ્રનાથની પેઠે મેં પણ નાનપણથી યમરાજ સાથે દોસ્તી કેળવી છે. એ પરિચયને કારણે યમરાજ વિશે મનમાં બીક કે તિરસ્કાર ઉત્પન્ન થયાં જ નથી. (છેક નાનપણમાં યમરાજનાં વર્ણનો સાંભળેલાં એ પ્રમાણે સ્વપ્નમાં યમદૂતો જોઈને હું બી જતો હતો. એ વાત આપણે છોડી દઈએ. એ તો સાંભળેલી વાતોની બાલ-સહજ ઉપરછલ્લી અસર હતી.) પુરાણોમાં આપણા યમરાજ એવા બિહામણા નથી. યમરાજનું પહેલવહેલું ચિત્ર જે મનમાં વસ્યું છે તે સત્યવાનની પત્ની સતી સાવિત્રી પ્રત્યે યમરાજે જે શિવહલ્રી (સ્રીદાક્ષિણ્ય) બતાવ્યું એનું જ છે.

મૃત્યુ વિશે અવારનવાર લખેલા મારા લેખો એકત્ર કરી ચોપડી રૂપે પ્રસિદ્ધ કરેલા છે. 'પરમ સખા મૃત્યુ' એ ચોપડી તમે જોઈ છે જ, અને તમને એ ગમી પણ છે. એટલે એ વિચારો અહીં ફરીથી રજૂ નહીં કરું.

મારું આખું જીવનદર્શન હમણાં હમણાં સુધરી ગયું છે એટલે એની ભૂમિકા સ્પષ્ટ કર્યા પછી જ મારા મન પર મારા ઘડપણની જે અસર થવા લાગી છે તેની વાત કરી શકીશ.

'આ આખી દુનિયા કેવળ માયા છે. જીવન નિ:સાર છે.' એ જાતના વિચારો આવકારવાલાયક નથી એમ ઠસાવનાર એક કવિતા નાનપણમાં મોઢે કરી હતી.

'असार जीवित केवळ माया, रडगाणें हें गाऊ नका ।

પાછળથી જાણ્યું કે પૂનાના એક પ્રોફેસર નેતાનું અમેરિકન કવિ Longfellowના કાવ્ય 'The Psalam of Life'નું એ ભાષાંતર હતું. છેક નાનપણમાં મોઢે કરેલું એ જીવનસ્તોત્ર ખૂબ જ ગમેલું. એની બેચાર લીટીઓ હજી બરાબર યાદ છે.

Tell me not in mournful numbers, Life is but an empty dream.
For the soul is dead that slumbers and things are not what they seem.

આમ પ્રારંભ કરી, કવિ અંતે કહે છે :

Life is real, Life is earnest, and the grave is not its goal
'Dust thou art, to dust returneth', was not spoken of the Soul.

છેક નાનપણમાં મળેલું આ ભાથું, આના ઉપર સ્વામી વિવેકાનંદના તેજસ્વી વિચારો અને અદ્વૈતવેદાન્તની અદ્ભુત અસર થઈ. હવે અદ્વૈતવેદાન્ત કહે છે, બ્રહ્મ સત્ય છે અને આ જગત માયા છે. એ જ્યારે વાંચ્યું ત્યારે એની સાથેની આદિ શંકરાચાર્યની દલીલોનો ઇન્કાર કરાય એમ હતું જ નહીં. અદ્વૈત એટલે વિશ્વાત્મૈક્ય. એ વસ્તુ દિલમાં એવી તો ઠસી ગઈ કે હિમાલયની મારી સાધનામાં એ જ વસ્તુનો અખંડ સાક્ષાત્કાર થવા લાગ્યો. એ અદ્વૈતની અસર તળે દુનિયાને છોડી દઈ હિમાલયના એકાંતમાં ધ્યાનમગ્ન રહેનારા કેટલાક ઉત્તમ સાધુઓ જોયા. કોઈ સાધુને જુઓ કે ભોળપણથી પગે લાગો એ વૃત્તિ મારામાં હતી જ નહીં. પણ અમુક લોકોને આમ એકાંતમાં રહેતા જોઈ મનની ખાતરી થતી હતી કે એમને ખરેખર કાંઈક જડયું છે કે જેની મસ્તીમાં તેઓ દુનિયાનો અનાદર કરી શકે છે, અને તેથી એમના સહવાસથી મને ઘણું મળ્યું. એમને વિશે એટલો બધો આદર ઉત્પન્ન થયો કે આમ જીવનવિમુખ થઈ અદ્વૈતની મસ્તીમાં રહેવું આ પણ જીવનનો અંતિમ આદર્શ થઈ શકે છે એમ લાગવા માંડયું.

છતાં માયાનો અર્થ મિથ્યા એમ તો હું કરી જ ન શક્યો. તેથી જ હિમાલયથી પાછો આવી રામકૃષ્ણ મિશન અને શાન્તિનિકેતન જેવી સંસ્કારી દુનિયાઓમાં પ્રવેશ કરી શક્યો.

આ બધી જૂની વાતો છે.

ગીતાએ મારા ઉપર અદ્‌ભુત અસર કરી અને તેથી હું 'સુખેદુ:ખે સમકૃત્વા'નો આદર્શ સ્વીકારી શક્યો. સુખ અને દુ:ખ બંને છીછરાં છે. બંનેમાંથી એક્કે તત્ત્વ જીવનસાધના માટે પ્રેરક તત્ત્વ ન થઈ શકે, એ વાત ગળે ઊતરી. અને તેથી સુખદુ:ખથી પર થઈ કેવળ કર્તવ્યથી પ્રેરાઈને જીવવું જોઈએ, એમ બધા સાધકો-ની પેઠે મારા પણ મનમાં વસી ગયું.

ત્યાર પછી જે નવો સાક્ષાત્કાર થયો તેની વાત કરવા માગું છું.

સુખ અને દુ:ખ એ બંને ઇન્દ્રિયોની લાગણી છે એટલી વાત તો એ શબ્દોએ જ સમજાવી હતી. (કેમ કે સંસ્કૃતમાં ખ એટલે ઇન્દ્રિય. ઇન્દ્રિયોને જે અનુકૂળ જણાય, તે સુ-ખ અને ઇન્દ્રિયો જેથી અકળાય તે દુ:–ખ) પણ કુદરતના ભગવાને આ સુખદુ:ખો બનાવ્યાં જ શા માટે? એ જાણ્યા વગર સુખદુ:ખ પ્રત્યે કેવળ બેદરકાર થવાથી સંતોષ ન મળ્યો.

અંતે ઊગ્યું કે સુખ તો 'જીવન જીવવા માણસ રાજી થાય' એટલા માટે એને આપેલું કેવળ આશ્વાસન છે. જીવનની કેળવણી તો માણસને દુ:ખ મારફતે જ મળી શકે છે. સુખ છે ખોરાક, દુ:ખ છે કેળવણી. એમ જ્યારે જોયું ત્યારે હું કહેવા લાગ્યો, દુ:ખ એ જ આપણું પરમ ધન છે, જીવન કૃતાર્થ કરવાનું સાધન છે. દુ:ખનો અનુભવ કરતાં કરતાં શરીર અને ચિત્ત થાકે નહીં, જીવન-વિમુખ થાય નહીં એટલા માટે કેવળ શરીર અને મનને ખોરાક તરીકે, કેવળ પોષણ તરીકે સુખ આપેલું છે. વેદાન્તની અસરને કારણે મેં મારું સૂત્ર બનાવ્યું –

दु:खं सत्यं सुखं माया, दु:खं जन्तो: परं धनम् ।

આ થયું મારું અદ્યતન જીવન-દર્શન. આમાંથી મને અદ્‌ભુત શક્તિ મળવા લાગી. જીવન જીવવામાં મન કોઈ પણ ક્ષણે વિરસ થાય જ નહીં. સફળતા અને નિષ્ફળતા ના આદર્શો જ બદલાઈ ગયા. દુનિયાના વૈરાગી સાધુઓ જેમ જીવન જીવે છે તેમ જીવવાની મારા હૃદયે ના પાડી. એમાં કબીરનું વચન મદદમાં આવ્યું.

साधो! सहज समाधि भली।

આવા માણસને 'ઘડપણ એ જીવનની ઊતરતી કે ક્ષીણ અવસ્થા છે' એમ શી રીતે લાગે? ગૃહસ્થાશ્રમમાં કામવિકારનો અનુભવ મેળવ્યા પછી જેણે બ્રહ્મચર્યની સાધના શરૂ કરી અને શરીર-શક્તિ ક્ષીણ થતાં પહેલાં જ બ્રહ્મચર્યનો આનંદ જેને મળવા લાગ્યો, એને ઘડપણ આવ્યા પછી કામ-વિકાર માણવાની શક્તિ ક્ષીણ થઈ એનું દુ:ખ થાય ખરું? જે વસ્તુ ઇષ્ટ હતી, અને જે સાધના એટલે સંકલ્પશક્તિને

જોરે મેળવી લીધી. તે સ્થિતિને ઘડપણ મદદગાર થયું તો માણસની પ્રસન્નતા વધવાની, ઘટવાની તો નહીં જ. દૃઢ સાધનાથી જે સ્થિતિ મેળવી તેને જ ઘડપણે મદદ કરી એનો તો માણસ આનંદ જ માણવાનો.

જે માણસને મુસાફર થઈ દેશ-દેશાન્તર જોવાની ઉત્કટ ઇચ્છા, તેને મુસાફરી કરવાની સગવડ ન રહી તો દુ:ખ થવાનું, એ સ્પષ્ટ છે. પણ જેણે ચારે ખંડની મુસાફરી કરી દેશદર્શન મેળવ્યું અને સાધક હોવાથી, મુસાફરી દ્વારા વિશ્વાત્મૈક્ય કેળવી જે ધરાયો અને કહેવા લાગ્યો કે હવે કશું જોવાનું બાકી રહ્યું નથી, તેનું મન તૃપ્ત થવાનું જ. હવે 'એક ઠેકાણે બેસી, બધા સાથેનો સંબંધ જાળવી શકું તો જીવનમાં કશી ઊણપ આવવાની નથી.' આટલો સંતોષ મળ્યા પછી એ માણસને જો ઘડપણ આવે અને મુસાફરી કરવાની શક્તિ રહે નહીં તો એ થોડો જ દુ:ખી થવાનો?

આખી માનવજાતિ સાથે સામ્ય કેળવવા માટે જેણે સંભાષણો ચલાવ્યાં, અનેક લોકોના અનુભવો સાંભળ્યા, ચર્ચાઓ કરી, વિનોદ કર્યો અને અંતે જેને અંદરથી તૃપ્તિ ઊગી કે द्रष्टं द्रष्टव्यं, श्रुतं श्रोतव्यम्! 'જોવાનું બધું જોયું, સાંભળવાનું બધું સાંભળ્યું' એવા માણસની સાંભળવાની શક્તિ ઘડપણ જો છીનવી લે તો એ શાનો અકળાય? નિ:સ્વાર્થ માણસની પેઠે એ કહેવાનો (Who steals My Purse, Steals trash) મારી પૈસાની થેલી જેણે ચોરી લીધી તેણે મારા ઘરનો અથવા મારા ખીસામાંનો કચરો ચોરી લીધો, મારે એ પૈસા જોઈતા જ ન હતા. એ જ રીતે સાંભળીને ધરાયા પછી સાંભળવાની શક્તિ ગઈ તો એનો ખરખરો મનમાં ક્યાંથી ઊઠવાનો?

હમણાં હમણાં મારી યાદ કરવાની શક્તિ ઓછી થતી જાય છે. અત્યારે ફક્ત નામો યાદ નથી રહેતાં. માણસનાં, સ્થળોનાં અને ચોપડીઓનાં નામો વખતસર યાદ નથી આવતાં. તેથી બોલવામાં વિરસ થાય છે. બાકીની યાદદાસ્ત હજી કાયમ છે. હું કબૂલ કરું છું કે નામો યાદ નથી રહેતાં ત્યારે મૂંઝાઉં છું, કોક કોક વાર દુ:ખી પણ થાઉં છું. પણ એ ઉપરઉપરની વાત છે. અંદરનું મન કહે છે કે નામો યાદ ન રહ્યાં તેથી આપણું શું ગયું? વ્યક્તિત્વ મુખ્ય છે, નામરૂપો ગૌણ છે.

આવી સ્થિતિને કારણે ઘડપણની અસર મારા ઉપર થાય છે અને છતાં નથી થતી. 'જનગણમન અધિનાયક'ને મારી પાસેથી જ્યાં સુધી સેવા લેવી હશે ત્યાં સુધી તે તે શક્તિઓ ટકશે અને એવું પ્રયોજન ન રહે ત્યારે એ શક્તિ ગઈ તો એનો અભાવ મને કઠવાનો નથી.

ઘડપણને કારણે અપંગ બનું તો બીજાની સેવા લેવી પડશે—આજે એનો પ્રારંભ થયો જ છે. પણ ઈશ્વરની કૃપા કહો અથવા માણસમાત્રમાં રહેલી પ્રેમ-ભાવની ખૂબી કહો, અત્યાર સુધી જે લોકોની સેવા લેવાનો વારો આવ્યો છે તે બધા પ્રેમથી સેવા આપે છે, એટલું જ નહીં પણ, 'એક સજ્જન માણસની સેવા કરવાની તક મળી' એમ માની એમને આનંદ અનુભવતા જોઉં છું, એટલે થોડુંક પરાવલંબન આજે તો કઠતું નથી.

પોતાની હાજતો ઓછી કરવાની શક્તિ જ્યાં સુધી કેળવી શકાય છે ત્યાં સુધી ઘડપણની ચિન્તામાં ડૂબી જવાની જરૂર જણાતી નથી.

અને 'સદ્‌ભાગ્ય' જેવી વસ્તુ પણ દુનિયામાં હોય જ છે. તેથી હું માનું છું કે આજે છે એવી મજાની પરિસ્થિતિમાં જ મારા જીવનનો અંત થશે.

પણ કેવળ આવા મીઠા વિચારોને આધારે હું સંતુષ્ટ નથી. મારો સિદ્ધાંત છે (અને હવે તો એ અનુભવ પણ થયો છે) અને એ સિદ્ધાંત અને અનુભવ એવો તો દૃઢ થયો છે કે જીવનમાં દુઃખ આવે છે તે સાધનારૂપે જ આવે છે. શક્તિ હોય તો દુઃખમાંથી પણ ઉત્તમમાં ઉત્તમ કેળવણી મળવાની છે. એ ખાતરીથી હું ઉત્સાહપૂર્વક બધી સ્થિતિમાંથી પસાર થઈશ.

સામાન્ય વ્યવહારમાં હું સામાન્ય માણસ જેવો જ દેખાઉં છું અને જીવું છું. પણ એનો અર્થ એ નથી કે હું સાધક નથી. મારી સાધના જુદી છે, નક્કર છે. લોકોના ધ્યાનમાં એ ન આવે તો એનાથી મને નુકસાન નથી, લાભ જ છે.

તમારા જેવા જૂના સાથી પૂછે ત્યારે નક્કર સત્ય છે તે સંતાડાય નહીં, એટલા માટે જ આ કાગળનો આટલો વિસ્તાર કર્યો.

તમે મજામાં હશો. ફરી મળીશું ત્યારે વિચાર-વિનિમય અને વિનોદ-વિનિમય થવાનો જ.

કાકા કાલેલકરના
સપ્રેમ વંદે માતરમ્

**પ્રશ્નોત્તરી**

# ૧૩. એંસી વર્ષે

સન્નિધિ, રાજઘાટ, નવી દિલ્હી-૧
તા. ૧–૧૨–'૬૫

શિશુમંડળનાં લાડીલાં બાળકો,

આજે હું મારી ઉંમરનાં એંસી વર્ષ પૂરાં કરી એકયાસીમાં પ્રવેશ કરું છું. તા. ૨૦–૧૧–'૬૫નો તમારો કાગળ મળ્યો. એમાંની નવ પ્રશ્નોની પ્રશ્નમાળા પણ મળી.

તમારા આ કાગળ પહેલાંના અનેક મળેલા અને ન મળેલા કાગળોનો જવાબ ન આપી શકયો એને માટે તમ શિશુઓની ક્ષમા માગું છું! બાળકો ભલે નાનાં હોય, એમનાં હૃદય બહુ મોટાં અને ઉદાર હોય છે. એટલે વિશ્વાસ છે કે તમે જરૂર ક્ષમા આપશો!

તમારા મળેલા કાગળ પરથી લાગે છે કે તમારા શિશુમંડળમાં ઠીકઠીક મોટી ઉંમરનાં શિશુઓ પણ છે. કેટલાક જુવાનો પીઢ હોવાનો દાવો અથવા ડોળ કરી

હાસ્યાસ્પદ બને છે. તમારામાંથી જે જુવાનો શિશુ હોવાનો દાવો કરે છે તેમને વિચારવાનું રહ્યું. મરાઠીમાં કહેવત છે કે "એક ગાયે પોતાનાં શીંગડાં તોડી નાખી વાછરડામાં ખપવાનો પ્રયત્ન કર્યો હતો." એવું તેમનું ન થાય.

હવે તમારા સવાલોના જવાબ:

પ્રશ્ન ૧: આપની મહત્ત્વાકાંક્ષા શી છે?

જવાબ: એંસી વર્ષના માણસની મહત્ત્વાકાંક્ષા એ જ હોય ને કે બાકીના દિવસો સેવામાં કૃતાર્થ થાય અને પરલોક માટેની તૈયારી સરસ થાય!

પ્રશ્ન ૨: આપના ગુરુ કોણ?

જવાબ: મારું નામ દત્તાત્રેય છે. ભગવાન દત્તાત્રેયે ચોવીસ (૨૪) ગુરુ કર્યા હતા પછી હું ઓછા કેમ કરું? તમે જાણીને રાજી થશો કે, દુનિયાના તમામ શિશુઓને મારા ગુરુ ગણું છું. તેમની કાલી બોલીમાંથી પણ મને ઘણું મળે છે. મહાત્માજીને મળ્યો તે પહેલાં પણ ઘણા સારા સારા લોકો પ્રત્યે મેં ગુરુભાવ કેળવ્યો હતો. આજે પણ એ પ્રયત્ન થોભ્યો નથી.

અને છતાં કહું છું, "દરેક માણસનો મોટો ગુરુ તો એનો આત્મદેવ જ છે."

પ્રશ્ન ૩: આપની દૃષ્ટિએ આપ આજની જીવંત વ્યક્તિઓમાં કોને મહાન ગણો છો?

જવાબ: જીવંત વ્યક્તિઓમાંથી જ પસંદગી કેમ કરવી તે સમજાવશો? મારા જીવતાં જે લોકોના પ્રસંગમાં હું આવ્યો એ બધામાંથી પસંદગી કેમ ન કરવી? યુરોપના એક તત્ત્વચિંતકે કહ્યું હતું કે માણસ જીવે છે ત્યાં સુધી એનું જીવન-મૂલ્ય આંકવું જ જોઈએ નહીં. મહાત્મા ગાંધી પણ એમ જ કહેતા હતા.

પ્રશ્ન ૪: આપના જીવનની મહત્ત્વપૂર્ણ ઘટના કઈ?

જવાબ: ઉંમરે વૃદ્ધ થયો, કાને ઓછું સંભળાય છે, આંખ ઉપર ઑપરેશન કરવું પડયું છતાં કેમે કર્યે હું ઘરડો થતો જ નથી. એ ઘટના મારે મન મહત્ત્વ-પૂર્ણ ઘટના છે. મારો જીવનનો રસ ઓછો થયો નથી. જ્ઞાન મેળવવાનો મારો પ્રયાસ ઢીલો થયો નથી. એને હું સૌથી વધુ મહત્ત્વ આપું છું.

પ્રશ્ન ૫: આપ હાલ શું પ્રવૃત્તિ કરો છો તે જણાવશો?

જવાબ: નિવૃત્ત થવાના સંકલ્પથી ઘણી ઘણી પ્રવૃત્તિઓ ઓછી કરી છે. છતાં ત્રણ પ્રવૃત્તિઓ નથી છોડી: (૧) સતત પ્રવાસ, (૨) અનેક લોકોને, અને સંસ્થાઓને મળીને લોકહિતના સવાલોની ચર્ચા અને (૩) આવેલા નાનામોટા, ડાહ્યા અને બેવકૂફ કાગળોના જવાબ આપવા.

હું તો મનુષ્યપ્રેમી છું. સમાજનો સહવાસ મને પ્રિય છે. તેથી આ પ્રવૃત્તિઓ હજુ ચલાવું છું.

પ્રશ્ન ૬: ભારતીય સંસ્કૃતિ પરત્વે આજનું ભારત કઈ અવસ્થામાં છે? આપનું મંતવ્ય જણાવશો?

જવાબ: આવો સવાલ શું શિશુઓને મોઢે શોભે? શિશુ શબ્દની વ્યાખ્યા છે, 'માના ધાવણ ઉપર જીવનારા'. ગુજરાતીમાં તમે એમને 'ભૂલકાં' કહો છો. ભૂલકાં જો આવા પીઢ પ્રશ્નો પૂછે તો એમને વૈદ્ય કે ડૉક્ટર પાસે લઈ જઈ તપાસ કરવા સૂચવીશ, કે આ દુર્દૈવી બાળકોને અકાલવાર્ધક્ય શી રીતે આવ્યું?

કોઈ ડાહ્યા માણસે તમને આ પ્રશ્ન સુઝાડયો હોય તો એને માટે લખું છું કે આખી માનવજાતના કેટલાક મહામનીષીઓ કહે છે: ભારતમાં તો સંસ્કૃતિની અનેક અવસ્થામાં રહેનારાં લોકો છે. કેટલાંક ખૂબ આગળ વધેલાં છે, કેટલાંક બાળક જેવાં, કેટલાંકની સંસ્કૃતિ વણસી ગઈ છે, અને કેટલાંક તો ભૂતકાળને છોડી શકતાં જ નથી. આવા દેશ વિશે સર્વસામાન્ય અભિપ્રાય શી રીતે અપાય?

અને એક જ માણસ વિદ્યામાં એક અવસ્થામાં હોય, ડહાપણની બાબતમાં એની બીજી અવસ્થા હોય, રસિકતામાં વળી ત્રીજી અને ચારિત્ર્યમાં સાવ નોખી.

ઈતિહાસ અને સમાજવિજ્ઞાનની દૃષ્ટિએ આખા ભારત વિશે જરૂર સામાન્ય અભિપ્રાય બાંધી શકાય પણ એમાં બે વિદ્વાનોના અભિપ્રાય એકસરખા ન હોય.

પ્રશ્ન ૭: જગતના ધર્મોમાંથી આપ કોને મહાન ગણો છો?

જવાબ: સાચો જવાબ આપવો હોય તો જરા સ્પષ્ટતા કરવી પડે.

ધર્મસંસ્થાપકો — જેને ઋષિમુનિ, અવતાર, નબી, પૈગમ્બર અને પ્રોફેટ જેવાં અનેક નામો અપાય છે — તે તો બધા મહાન છે.

એવા ધર્મકારોએ જે ગ્રંથો લખ્યા અથવા શિખામણ આપી અથવા સંસ્કાર કેળવવાનું કહ્યું તેને વિશે આપણે આદર રાખી શકીએ છીએ, પણ આજના જમાનામાં એમનો સ્વીકાર અને પાલન વિવેકથી જ કરવાનાં હોય.

અને તે તે ધર્મોનું અભિમાન મનમાં રાખી ચાલનાર લોકોમાં ભલા-બૂરા, સીધા અને કપટી અનેક પ્રકારના લોકો હોય છે એટલે લોકો પરથી ધર્મની કિંમત આંકવા જઈએ તો કયો ધર્મ મહાન કહી શકાય? દરેક માણસ કહી શકે કે 'મારો ધર્મ શ્રેષ્ઠ કેમ છે કે એમાં હું જન્મ્યો છું.'

હું તો બધા જ ધર્મો પ્રત્યે આદર સેવું છું.

પ્રશ્ન ૮: યોગ વિશે આપનું મંતવ્ય જણાવશો?

જવાબ: યોગ એટલે 'જીવન ઉત્તમ રીતે જીવવાની કળા'. એને વિશે તો મનમાં આદર ને ભક્તિ જ હોય ને? પલાંઠી વાળીને, નાક પકડીને, શ્વાસ રોકીને જેઓ બેસે છે તેને જ તમે યોગ કરતા કહેતા હશો. એમાં બે પ્રકાર છે: (૧) હઠયોગ ને (૨) રાજયોગ. એ બંને સારા છે પણ અધૂરા જાણકાર લોકોએ હઠયોગને બદનામ કર્યો.

વેદકાળના એક મહાન ઋષિ યાજ્ઞવલ્ક્ય કહે છે —

अयं तु परमो धर्मो यत् योगेन आत्मदर्शनम् । એટલે કે યોગની

મદદથી આત્માને પામવો એ જ માણસનો સૌથી શ્રેષ્ઠ ધર્મ છે. યોગવિદ્યાના ઋષિ પતંજલિ કહે છે, "યોગની મદદથી માણસ પોતાના મન ઉપર –ચિત્તવૃત્તિ પર – કાબૂ મેળવે છે."

પ્રશ્ન ૯ : બાપુ ને જવાહરલાલ નેહરુ આ બંનેમાં આપ કોને વધારે મહાન ગણો છો? શા માટે?

જવાબ : આ કોઈ મૂર્ખનો સવાલ છે. મોટા લોકોની મહાનતા આપણે સમજી લઈએ, એમની ખાસિયતો ઓળખી લઈએ, એમના જે સદ્ગુણો આપણે કેળવી શકીએ તે કેળવીએ, પણ કોણ વધારે મહાન? એવો સવાલ કાં તો કોઈ મૂર્ખ પૂછે અથવા કોઈ હલકો માણસ. આ કાંઈ પરીક્ષામાં ફર્સ્ટક્લાસ અને સેકન્ડક્લાસ આપવાની વાત નથી.

આવો સવાલ જો જવાહરલાલજી પોતે સાંભળત તો ચિડાઈને લાલચોળ થાત. હવે પછી આવા સવાલો પૂછવાની ભૂલ ન કરતા. આવા સવાલો મનમાં પણ ન ઊઠવા જોઈએ.

તમારા પ્રશ્નોના જવાબો આમ આપી દીધા. તમારા કાગળમાં તમે પાકિસ્તાનને 'નાપાક' કહ્યું છે એ મને ગમ્યું નથી. પાકિસ્તાન સરકારે ભારત ઉપર અન્યાયથી આક્રમણ કર્યું છે અને લડાઈ છેડી છે. આપણી સરકારે ફોજ મોકલી એનો વિરોધ કર્યો. એ બરાબર કર્યું. પણ પાકિસ્તાનના બધા જ લોકો ખરાબ કે નાપાક નથી. અને ભારતના બધા જ લોકો પાક અથવા પવિત્ર છે એમ પણ નથી.

હું અમેરિકા, બ્રિટન, ચીન, જાપાન, આફ્રિકા, રશિયા આદિ અનેક દેશોમાં ગયો છું. જયાં ત્યાં લોકોએ મને જિજ્ઞાસા ને આદરથી ભારતીય સંસ્કૃતિ વિશે પૂછ્યું છે, પણ એ ભારતીય સંસ્કૃતિએ મને ગર્વ કરવાનું કે પોતાનાં બણગાં ફૂંકવાનું શીખવ્યું નથી. હવે તમે મને એ શીખવો છો. તમને એટલું કહીશ કે તમે કહો છો એવી સિંહગર્જના ન કરાય.

તમારા શિશુમંડળની બધી જાતની ઉન્નતિ ઇચ્છું છું!

કાકા કાલેલકરના
સપ્રેમ શુભાશિષ

## ૧૪. नर – भूषा तु दाढिका

પ્રશ્ન: આપને દાઢી રાખવાની પ્રેરણા (અથવા શોખ) ક્યારથી અને કેવી રીતે થઈ? તેના લાભાલાભ જણાવશો?

જવાબ : 'વિદ્યાપીઠના આ જુવાન અધ્યાપકો, પોતાના વૃદ્ધ કુલપતિને આવા છીછરા સવાલથી પ્રારંભ કરે એ કેટલું અજુગતું!' એમ કેટલાક લોકો માનશે અને કહેશે. હું એમ માનતો નથી. આવા સવાલથી પ્રારંભ કરો છો એટલે આપણી વચ્ચે ઉંમરનું અને અધિકારનું જે અંતર છે તે દૂર થાય છે અને પ્રશ્નો પૂછવામાં કે

જવાબ આપવામાં મોકળાશ રહે છે. હું માનું છું કે પ્રશ્નોત્તારીમાં જ્યાં કેવળ અધ્યયનની નહીં પણ અનુભવની પણ લેવડ-દેવડ છે, ત્યાં આટલી મોકળાશ હોવી જોઈએ.

દાઢીમૂછના સવાલનું ચિંતન મેં ઘણું કર્યું છે એટલે એનો સાર તમારી આગળ જરૂર રજૂ કરું.

તમે જોશો કે ભારતનાં મંદિરોમાં કે અન્યત્ર દેવદેવીઓની જ્યાં મૂર્તિઓ પથ્થરમાં કોતરીને બેસાડેલી હોય છે ત્યાં દેવોને દાઢી તો શું, મૂછો પણ હોતી નથી એનું કારણ સ્પષ્ટ છે. 'દેવો' બધા 'અજર અને અમર' એટલે 'ચિરતરુણ'. એમને દાઢી-મૂછ ન જ હોવી જોઈએ. અપવાદ તરીકે ફક્ત મહાદેવ કોક કોક ઠેકાણે દાઢી-મૂછવાળો હોય છે. એ તો દેવોનો દેવ. એને ભલે દાઢીમૂછ હોય. જ્યાં પાર્વતીએ વાંધો ન ઉઠાવ્યો ત્યાં આપણે શાને માટે તકરાર કરીએ?

ઋષિમુનિઓ બધા દાઢીવાળા જ હોય છે. તેઓ તો જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ હોય. એમને તો દાઢીમૂછ ન હોય તો એમના અનુભવની છાપ શ્રોતાઓ ઉપર ન પડી શકે. આ થઈ ભારતની મૂર્તિકળા અને ચિત્રકળાની વાત. દાઢીમૂછ વિશે શરીરરચનાશાસ્ત્રની દૃષ્ટિએ થોડી વાત કરવાની રહેશે તે પાછળથી કરીશ. પ્રથમ તમારા સીધા સવાલનો જવાબ આપું. અહીં વચમાં જ ગાંધીજીનો એક કિસ્સો કહી દઉં.

(એક વાર એક શીખ ભાઈએ મહાત્માજીને કાગળ લખ્યો હતો. એમાં ગંભીર દલીલ સાથે દાઢી ઉગાડવાની ગાંધીજીને ભલામણ કરી હતી.

લેખકે લખ્યું હતું, 'મહાત્માજી' દુનિયાકે સબકે સબ નબી, પયગંબર, ગુરુ ઔર પ્રોફેટ દાઢી રખતે આયે હૈં. હમારે ઋષિમુનિ ભી દાઢી રખતે થે. સારા રાષ્ટ્ર ઔર સારી દુનિયા આપકો મહાત્માજી કહેતી હૈં તો દાઢી રખે તો અચ્છા.'

મહાત્માજીએ એક કાર્ડ ઉપર એ ભાઈને જવાબ લખ્યો હતો. જેવો યાદ છે તેવો અહીં ટાંકું છું:

> आपका कार्ड मिला । आपकी सूचनाके लिये धन्यवाद । सारी उम्र भर जिस तरह-से रहता आया हूं, पहरवेष आदिमें, वैसा ही रहना चाहता हूं । इसमें कोई तब्दीली करने की इच्छा नहीं होती ।)

અમારા જમાનાના રિવાજ પ્રમાણે મેં દાઢી ઊગતાંવેંત એ દૂર કરાવવાનો રિવાજ રાખ્યો હતો, 'પુરુષને મૂછ તો હોવી જ જોઈએ' અને 'માતાપિતા જીવે છે ત્યાં સુધી મૂછને કાતરથી અડાય પણ નહીં.' હજામ આઠ દિવસે આવે ત્યારે માથાની ચોટલી સાચવી રાખી બાકીનું માથું મૂંડે. એની સાથે દાઢી પણ કરી આપે. પણ કૉલેજમાં એ કાંઈ ચાલે? એટલે અસ્રો રાખી હાથે દાઢી કરવા લાગ્યો. પણ સ્વભાવ આળસુ – બે-બે, ત્રણ-ત્રણ દિવસ દાઢી કરું નહીં.

જ્યારે હિમાલય ગયો ત્યારે અસ્રો સાથે રાખ્યો ન હતો. અને અરીસો પણ નહીં.

હવે આનો ઈતિહાસ આગળ ન ચલાવું. જ્યારે આશ્રમમાં પહોંચ્યો ત્યારે

ત્યાં પણ ચાર-ચાર, છ-છ દિવસે દાઢી કરું એ ગાંધીજીને પણ ન ગમે. એમણે સૌમ્યપણે સૂચના કરી કે 'જેમ ધર્મવિધિ સમજીને રોજ નહાવાય છે તેમ રોજ દાઢી પણ કરવી જોઈએ. બીજા સામાજિક રિવાજની પેઠે સમાજ ખાતર રોજ ને રોજ દાઢી કરવી સારી.'

વાત તરત ગળે ઊતરી, પણ હાથે ઊતરે ત્યારે ને? મારું તો આમ જ ચાલ્યું. અંતે હિંમત કરી અને દાઢીને ઊગવા દીધી. ઘણે દિવસે થોડી કપાવીએ એટલે ચાલે.

એટલે મારો સીધો જવાબ એ કે દાઢી કરવાનું આળસ એ મુખ્ય કારણ. કોઈ પણ કામ નિયમિત કરવાની ટેવ નહીં. એટલે દાઢી રાખવી એ જ ફાવતો ઈલાજ રહ્યો.

રોજ હાથે દાઢી કરવાની તકલીફમાંથી તો ઊગરી ગયો. પણ એને ઠેકાણે બીજી બલા વળગી છે. હવામાં જેટલો કચરો ઊડે એ દાઢીમાં આવીને ભરાય. ઉનાળામાં પરસેવો છૂટે એટલે કચરાને વધારે સગવડ. ખૂબ અકળાયો છું, છતાં દાઢી વળગી છે તે વળગી છે. દાઢી જ્યારે વધારવાનું નક્કી કર્યું ત્યારે મારા દીકરાઓએ અને આસપાસના લોકોએ એનો સખત વિરોધ કર્યો પણ મારા આળસે દાઢીને રહેવા દીધી. હવે જ્યારે 'નાહતી વખતે શરીર સાફ કરવાને માટે અર્ધો વખત, અને દાઢી-મૂછ અને માથાના વાળ સાફ કરવાને માટે અર્ધો અથવા એથીયે વધારે વખત' આપવો પડે છે ત્યારે અકળાઈને જાહેર કરું છું કે 'આ દાઢી અને વાળ ભારે હેરાન કરે છે. કાઢી જ નાખીશ.' ત્યારે એ જ સગાંવહાલાંઓ હવે એનો વિરોધ કરે છે. કહે છે, 'દાઢીને જોવાને ટેવાયેલા છીએ. હવે કાઢી ન નાખતા. અમને એ ગમે નહીં.' મેં વિચાર કર્યો કે દાઢી, મૂછ અને ચહેરો મારે જોવા માટે છે જ નહીં. જેમના જોવા માટે એ છે એમના અભિપ્રાયને માન આપવું જોઈએ. એ રીતે દાઢી રહી છે.

હું જોઉં છું કે દાઢી અને માથાના વાળ જોઈને કેટલાક શીખો રાજી થાય છે. કેટલાક મુસલમાનો મને રાજી કરવા ખાતર દાઢીને અડે પણ છે. બધા ધર્મના લોકો સાથે સમભાવ વધારવાની હિમાયત કરનાર હું હવે દાઢીને રજા કેમ આપી શકું?

કેટલાંક બાળકોને મારી દાઢી જોઈને મજા પડે છે. દાઢીને સ્પર્શ કરવાને માટે એમનાં આંગળાં તલસે છે. પણ પીઢ માણસ સાથે આટલી છૂટ કેમ લેવાય? એટલે બાળકો મારી દાઢી તરફ તાકી તાકીને જુએ છે, પછી હું એમને કહું છું, 'જુઓ જુઓ! હાથ લગાડીને તપાસો. અને પછી કહો કે દાઢી રેશમ જેવી છે કે ઊન જેવી કે સાવ સુતરાઉ?' બાળકો ધીરે ધીરે હિંમત કરે છે. અને અડીને જુએ છે.

કોક વખતે મારી દાઢી બ્રશની પેઠે હાથમાં લઈ રમતિયાળ બાળકોનાં મોઢાં ઉપર ફેરવી એમને ગદ્‌બદિયા કરું છું. તેઓ અકળાય છે અને એમને મજા પણ પડે છે.

હવે હું તમને મારા અનુભવના નિચોડ તરીકે સલાહ આપું છું કે લાભહાનિનો બધો વિચાર કરતાં દાઢી ન રાખવાના જ પક્ષનો હું છું. રોજના રોજ દાઢી કરવી એમાં તકલીફ ઓછી છે અને લાભ વધારે છે.

મૂછની બાબતમાં તમારી ઈચ્છા પ્રમાણે કરજો. હું તો માનું છું કે દાઢી અને મૂછ બંનેની કશી જરૂર નથી. સ્ત્રીઓથી આપણે જુદા છીએ એની જાહેરાત કરવા ખાતર મૂછ રાખો તો ભલે પણ નાકને આ મૂછની જરૂર નથી. બહારના કચરા સામે શ્વાસને બચાવવા સારુ નાકની અંદર પૂરતા વાળ હોય છે.

હવે શરીરરચનાશાસ્ત્રની દૃષ્ટિએ દાઢીમૂછનો વિચાર કરું છું ત્યારે મન સાથે સૌથી મોટો પ્રશ્ન એ ઊઠે છે કે દાઢીમૂછની જરૂર શી?

માણસના શરીરમાં બહાર કે અંદર એક્કે વસ્તુ એવી નથી જેનો માણસને ઉપયોગ ન હોય. અપવાદ એક જ છે. શરીરની અંદરના બધા અવયવોનો અભ્યાસ કરનાર શરીરવિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે પેટના આંતરડાને એક બાજુ પર એક નાનકડી પૂછ જેવો ભાગ હોય છે જેને અંગ્રેજીમાં એપેન્ડિક્સ કહે છે, આપણે એને હવે કહીએ છીએ અન્ત્ર-પુચ્છ. આ અન્ત્ર-પુચ્છનો શો ઉપયોગ છે એ વિજ્ઞાન-શાસ્ત્રીઓ હજી જાણી શક્યા નથી. એ કાપી નાખે તો કશું નુકસાન નથી પણ જો એનો સોજો આવે તો એ ભયાનક રોગ છે.

આ એક અન્ત્રપુચ્છની વાત છોડી દઈએ તો શરીરમાં એક્કે ભાગ એવો નથી કે જેનો આપણને ઉપયોગ ન હોય. ત્યારે આ દાઢીમૂછના અને માથાના વાળનો ઉપયોગ શો? સંન્યાસીઓ અને વિધવાઓ એ કાઢી નાખે છે એમને કશું નુકસાન નથી થતું. આ એક દલીલ છે. પણ માથાના વાળ તો સ્ત્રીઓને અને પુરુષોને સમાનપણે ઊગે છે. માથાના રક્ષણને અર્થે એનો ઉપયોગ સ્વીકારાય.

પણ દાઢીમૂછ જો ઉપયોગી હોય તો એ સ્ત્રીઓને કેમ નથી? અને દાઢીમૂછ વગર સ્ત્રીઓનું ચાલી શકે છે તો પુરુષોને એ બલા કેમ વળગાડી છે? એ સવાલ ઘણો મહત્ત્વનો છે. એનો જવાબ કોઈ વિજ્ઞાની આપી નથી શક્યો. ધર્મશાસ્ત્ર પણ આ સવાલ પરત્વે મૌન જ ધારણ કરે છે.

કેટલાક કહે છે કે દાઢીમૂછને કારણે પુરુષ ઉગ્ર દેખાય છે. તેથી લડાઈમાં સામા માણસના મનમાં ધમક પેસી જાય એ ખરો ઉપયોગ છે દાઢીમૂછનો.

પણ આ દલીલ સાવ નબળી લાગે છે. અને આજના યુગમાં તો એનો કશો અર્થ જ નથી.

આમ બધી રીતે વિચાર કરતાં, સ્વચ્છતાની દૃષ્ટિએ (અને સ્ત્રીપુરુષની સમાનતાની દૃષ્ટિએ પણ) પુરુષો પોતાની દાઢીમૂછ જતી કરે એ જ ઇષ્ટ છે. પણ એમાં દરેક માણસની અભિરુચિને અવકાશ રહેવો જોઈએ. આપણી પાસે દાઢીમૂછ છે તો આપણે એના માલિક છીએ. રાખવી ન રાખવી એ આપણો મુનસૂફીનો સવાલ છે. અને આ બાબતમાં સમાજ સર્વત્ર એકમતનો થશે જ, એવી સંભાવના ઓછી.

હું જ્યારે દાઢી અને મૂછ બંને સાફ કરતો હતો ત્યારે એક સ્નેહીએ અત્યંત આસ્થાથી મને સલાહ આપી: 'કાકાસાહેબ, મૂછ વગર તમારા હોઠ સારા લાગતા

નથી. તમારો સ્વભાવ જાણે ચીડિયો હોય એવું લાગે છે. મૂછ વગરના તમારા હોઠ તમે જ અરીસામાં જુઓ. તમારા ચહેરાને અને તમારા સ્વભાવને એ શોભતાં નથી. માટે મૂછ તો તમારે રાખવી જ જોઈએ. ઓછી રાખો કે વધારે એ તમારી મરજી.'

આ તો કળાની દૃષ્ટિએ અને સ્વભાવની છાપની દૃષ્ટિએ આપેલી સલાહ હતી. એ ભાઈના મારા પ્રત્યેના પ્રેમાદરનો વિચાર કરતાં મેં એમની સલાહ માની લીધી. અને મૂછ રાખી પણ ઉપર કહ્યું તેમ કેવળ આળસને કારણે મેં દાઢીમૂછ રહેવા દીધી છે. અને છતાં દુનિયાના પુરુષમાત્રને મારી આગ્રહભરી સલાહ છે કે કશી દવા વગર આ વળગાડને રોજના રોજ દૂર કરવામાં જ લાભ છે. ભગવાન અથવા કુદરતને પ્રાર્થના કરવાથી એ એની મેળે દૂર થશે એટલો મારો વિશ્વાસ, પ્રાર્થના પ્રત્યે પણ જાગ્યો નથી.

મથાળામાં આપેલા, (મેં જ બતાવેલા) સૂત્રને તમારે ભૂલી જવું.

## ૧૫. કેટલું જીવન? કેવું જીવન?

પ્રશ્ન : આપ કેટલું લાંબું આયુષ્ય ઇચ્છો છો? આપને કેવું મરણ ગમે?

જવાબ : આ સવાલ પણ મને ગમ્યો છે. આવા સવાલો ફક્ત માણસના જ મનમાં ઊઠે છે. બાકીનાં બધાં પ્રાણીઓ જીવન પસંદ કરે છે, મરણ ટાળવા માગે છે, એ ખરું; પણ આવરદા કેટલી હોય તો સારું અને મરણ કેવું આવે તો સારું એનો વિચાર કરતાં હોય એમ લાગતું નથી. પછી તો એ લોકો જાણે.

જિંદગીથી કંટાળીને, થોડા માણસોની પેઠે, બીજાં પ્રાણીઓ આત્મહત્યા કરતાં હોય એમ પણ કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી.

માણસનું મન વિકાસ પામ્યું છે. એ મનન કરી શકે છે. (मननात् मनुष्यः) અને બધા માણસો વતી મનન કરવાની જવાબદારી જેણે માથે લીધી તે આપણા આદ્યપુરુષ મનુ ભગવાને કાયમને માટે માણસને સલાહ આપી છે. એ સલાહ ટાંક્યા પછી જ તમારા સવાલનો જવાબ આપવો યોગ્ય થશે.

नाभिनंदेत मरणम्
नाभिनंदेत जीवितम् ।
कालमेव प्रतीक्षेत
निर्देशं भृतको यथा ॥

"માણસે ન વધાવી લેવું મરણ, અને ન વધાવી લેવું જીવન. નોકર જેમ સ્વામીની આજ્ઞાની રાહ જુએ છે તેમ માણસે કાળની રાહ જોવી."

હું પણ માનું છું, મનુ ભગવાનની સલાહ ઉત્તમ છે.

મરણ ટાળવાનું આપણા હાથમાં નથી પણ મરણ સહેજસાજ આગળ ધકેલવાનું માણસના હાથમાં છે એમ મારો દૃઢ અભિપ્રાય છે. જેમ માણસ અન્ન ખાઈને જીવન ટકાવે છે, કપડાં, ઘર અને બીજાં સાધનો વડે જીવન લંબાવવાની સગવડો મેળવે છે તેમ જીવન વધે અને મરણ દૂર ખસે એને માટે માણસ પ્રયત્ન કરી શકે છે અને એણે સામાન્યપણે એવા પ્રયત્નો કરવા જોઈએ એમ હું માનું છું. 'મરણ દૂર હટાવવા અને જીવનનો કાળ વધારવા' માણસ એટલાં બધાં ફાંફાં મારે છે કે આ બાબતમાં માણસને ખાસ ભલામણ કરવાની આવશ્યકતા નથી. માણસ જીવન ટકાવવા અને મરણ ટાળવા પ્રયત્ન કરવાનો જ, પછી એને ભલામણ કરવાની જરૂર શી? (કેટલાયે લોકોએ મરણ ટાળવાની અને જીવન લંબાવવાની પ્રાર્થનાઓ મોઢે કરી છે.અમેરિકન કવિ લૉંગ ફેલોની એક કવિતા—'જીવનસ્તોત્ર Psalm of Life કરીને છે. એમાંની ચાર લીટીઓનું મરાઠી અહીં ટાંકવાનું મન થાય છે.

तथ्य-पूर्ण संसार खरा हा ।
मन लावुनिया जगा कसें !
'मातिच बा ! तु मातिशी मिळशी
आत्म्याला हें वचन नसे ।।

ભાઈઓ, પૂરું મન લગાડીને જીવો. જીવ્યા કરો. એવી ભલામણ શું દરેક માણસને કરવી પડે છે? જીવવાની ઇચ્છા instinct પ્રાણીમાત્રમાં છે. બધા જ મરણ ટાળવા મથે છે અને જીવવા ઇચ્છે છે. એ પ્રમાણે હું જીવતો આવ્યો છું. ગમે ત્યારે મરવું માણસના હાથની વાત છે. માણસ ખોરાક ખાય જ નહીં અને પાણી પીએ નહીં તો ક્યાં સુધી જીવવાનો હતો? શ્વાસ ન લેવાનું માણસના હાથમાં નથી. શ્વાસ ચાલ્યા જ કરે છે. પણ ખાવુંપીવું અને એને માટે ખોરાક મેળવવો એ તો માણસના હાથની વાત છે. પણ આ બાબતમાં માણસને આગ્રહ કરવાનું કે ભલામણ કરવાનું હોતું નથી.

પણ હું નથી માનતો કે મારી જિંદગીમાં 'આપણે દીર્ઘકાળ જીવીએ તો સારું' એ જાતનો ખાસ વિચાર મનમાં મેં સેવ્યો હોય. (સ્વરાજ્યસાધનાના દિવસોમાં જેમ 'સ્વરાજ્ય મેળવવાને અર્થે ગમે તે ક્ષણે પ્રાણ આપવા હું તૈયાર છું' એ જાતનું મનોબળ મેં કેળવ્યું હતું, તે જ પ્રમાણે 'ભરતભૂમિ સ્વતંત્ર થયેલી જોઈ શકું તો સારું' એવી ઇચ્છા મનમાં ઊઠતી હતી પણ એને માટે આપણે દીર્ઘાયુ થઈએ એ જાતનો સંકલ્પ અથવા એવી ઝાબળખા મનમાં ઊઠી ન હતી.

સ્વરાજ્ય મળ્યા પછી એ સામાન્ય ઇચ્છાને પણ હવે અવકાશ રહ્યો નથી. હું ગમે તે ક્ષણે મરણને ભેટવા તૈયાર છું. 'અમુક સંકલ્પ પૂરો થાય ત્યાં સુધી જીવી શકયો તો સારું' એ જાતનો વિચાર પણ મનમાં ઊઠતો નથી. મનુ ભગવાનની શિખામણ પ્રમાણે કાળભગવાનની આજ્ઞા અથવા એમના આમંત્રણની રાહ જોતો તટસ્થપણે જીવું છું.

હવે તમારો બીજો સવાલ. "કેવું મરણ તમને ગમે?"

એમાં મુખ્ય બે વિચાર મનમાં આવે છે (૧) બેભાન સ્થિતિમાં મરણ આવે એમ હું ઇચ્છું નહીં. જીવનનો અનુભવ કરું છું તેમ પ્રાણ આખા શરીરમાંથી નીકળી જવાની તૈયારી કરે છે. 'જુઓ, આ પગ ઠંડા પડ્યા, હવે હાથમાંથી જીવ ખસી ગયો. તે પણ હવે છાતીના, કાળજાના, ધબકારાઓ થોભી ગયા. હવે ભેજું પણ વિચાર કરતું બંધ થયું; હવે ખલાસ.' એ જાતની જાગૃતિ રહે તો મને ગમે. પણ જેમ રાત્રે સૂતી વખતે વગર કહ્યે ઊંઘ આખા શરીરને ઘેરી લે છે તેમ મરણ પણ આવતું હોય તો ભલે આવે. જેનો અનુભવ નથી એને વિશે ઇચ્છા-અનિચ્છા પણ શી રીતે કેળવી શકાય? બે-ચાર વાર મરી જવાનો અનુભવ જાગ્રત હોય તો જરૂર એમાં મારી પસંદગી જાહેર કરી શકું.

હવે મરણ વખતે અમુક દુઃખ થાય છે, એમ લોકો કહે છે. શરીરમાંથી પ્રાણ છૂટા થતી વખતે શરીરને જો કોઈ વેદના થતી હોય તો એવી વેદના ન થાય એમ આપણે ઇચ્છીએ. અને થવાનું અપરિહાર્ય હોય તો એને માટે તૈયાર રહીએ. ડૉક્ટરના ઑપરેશનની વેદના માટે જૂના લોકો તૈયાર રહેતા જ હતા ને? બેભાન કરવાની દવાઓ હમણાં હમણાં આવી છે.

પણ બધા જ લોકોને મરણ વખતે શારીરિક વેદના થાય જ છે એમ નથી. કેટલાક લોકો શાંતપણે વાતો કરતાં કરતાં થોભી જાય છે.

મુખ્ય દુઃખ તો આ દુનિયા, અહીંનાં આપણાં સગાંવહાલાં, આપણું આ શરીર, એની મારફતે ચાલતી આ પ્રવૃત્તિઓ – આ બધું છોડી જવાનું માનસિક દુઃખ હોઈ લોકો બેબાકળા થાય છે એનું હોય છે. મારું એવું કશું થવાનું નથી એ વિશે ખાતરી છે. આખો જન્મારો જે સાધના કરતો આવ્યો છું તે છેલ્લી ઘડીએ દગો ન જ દે એટલો વિશ્વાસ છે. બાકી મરણ આવવાનું તો છે જ. ટાળવાની જે થોડી ઇચ્છા હતી તે સ્વરાજ્યના સંકલ્પને કારણે હતી. જે જાતના સ્વરાજ્યને અંગે સંકલ્પ હતો તે સ્વરાજ્ય મળી ચૂક્યું. આદર્શ સ્વરાજ્યની વાત તો અનંતકાળની છે.

આ થયો આપ સૌના સવાલનો સીધો જવાબ. પણ મરણની વાત કરતી વખતે પણ મારો વિનોદ હું કેમ છોડી શકું? હું તો માનું છું મરણ વખતે દોસ્તારની ઉપયોગિતા પણ વધારે અને એનો સ્નેહ પણ એટલો જ હોય છે. એ વિનોદને લઈને લોકોને જવાબ આપું છું.

"જેમ જેમ ઉંમર થતી જાય છે તેમ તેમ મારા બે હિતકર્તાઓ મને મળવા આતુર થયા છે. એક છે ઘડપણ અને બીજો છે મોત. સાચા સ્નેહી તરીકે એ બંનેનું સ્વાગત કરવા હું હંમેશાં તૈયાર છું. પણ થાય છે એવું કે હું રહ્યો મુસાફરીનો શોખીન. એક ઠેકાણે રહેવું કે થોભવું આપણને પોસાય નહીં. એ મારો સ્વભાવ જ નથી. એટલે કે લોકો મને કોઈ ઠેકાણે મળવા આવે તે પહેલાં હું ત્યાંથી ગયો હોઉં છું. પછી તેઓ તપાસ કરે છે કે 'અમારા સ્નેહીભાઈ, જેને મળવા માટે

અમે એટલા બધા ઇંતેજાર છીએ, અહીંથી ક્યાં ગયા?' લોકો કહે, અરે! ગઈકાલ સુધી અહીં હતા. ખબર નથી ક્યાં ગયા? સહેજ નિરાશ થઈ મારું નવું સરનામું મેળવી લે છે, પણ ઘડપણ અને મોત બંને છે જૂનાં પ્રાણીઓ. મારા કરતાંયે ઘરડાં, લંગડાતાં લંગડાતાં નવે ઠેકાણે મને શોધવા આવે. ત્યાં પણ એમને એ જ અનુભવ થાય છે. લોકો કહે, "અરે! તમે જરાક જ મોડાં પડયાં. હમણાં સુધી અહીં હતા. ઉતાવળ કરશો તો નવે મુકામે મળશે જ." તેઓ મળવા ઇંતેજાર. હું સ્વાગત માટે તૈયાર. પણ હજી એનું મુહૂર્ત નથી આવ્યું લાગતું. એમના સમાચાર મળે છે પણ મિલન હજી થયું નથી એ કહેવાની જરૂર છે?

## ૧૬. આ છે મારી અમર આશાનો અંતિમ આધાર!

"એવી શી વસ્તુ છે જે તમને દેશ અને દુનિયા વિશે નિરાશ નથી થવા દેતી?"

સવાલ જેટલો મહત્ત્વનો છે એટલો જ ઊંડો પણ છે. 'ઈશ્વર ઉપર તમારો વિશ્વાસ છે કે નહીં?' આવો કોઈ સવાલ પૂછે તો પ્રમાણમાં એને હું હળવો ગણું. કેમ કે આપણે છેક નાનપણથી ઈશ્વર ઉપર વિશ્વાસ રાખવાને ટેવાયેલા છીએ. સમાજમાં લગભગ બધા જ લોકો ઈશ્વર ઉપર વિશ્વાસ રાખે છે. એમાં એમને મુશ્કેલી આવતી નથી અને આ વસ્તુ કેવળ પોતાના જમાના માટે નહીં, પણ આખી દુનિયાના, જૂનાનવા લોકો, પેઢી-દર-પેઢીઓ, વિશ્વાસ રાખતા આવ્યા છે. પરિણામે શ્વાસ ચલાવવો એ જેટલું આપણને માટે સ્વાભાવિક છે, તે જ પ્રમાણે ઈશ્વર પર વિશ્વાસ રાખવો સ્વાભાવિક અને સહેલો છે.

પણ ઉપરના સવાલના જવાબમાં સામાન્યપણે માણસ સહેજે કહી ન શકે કે 'ઈશ્વર પરનો મારો વિશ્વાસ મને દેશ અને દુનિયા વિશે નિરાશ થવા નથી દેતો.'

ઈશ્વર પરનો વિશ્વાસ એટલો બધો સર્વવ્યાપી અને રૂઢ છે કે ઈશ્વરને માનવામાં આપણું કશું જતું નથી. અને તેથી જ નિરાશાને પ્રસંગે અથવા એવા જ કોઈ કટોકટીના પ્રસંગે ઈશ્વર પરનો વિશ્વાસ આપણને મદદ પણ કરી શકતો નથી. જો માણસનો ઈશ્વર પરનો વિશ્વાસ ખરેખર સોએ સો ટકા જીવતો હોત તો (આપણાં મન, બુદ્ધિ, વાસના, ભાવના અને આખા સ્વભાવમાં જીવતો હોત) તો જ આપણે સ્વાભાવિક રીતે કહી શકત કે ઈશ્વર પરના મારા વિશ્વાસને કારણે 'દેશ અને દુનિયા મને દગો દે તોયે, એમના પ્રત્યે હું નિરાશ થઈ શકવાનો નથી.

આવા આત્યંતિક જીવતા વિશ્વાસને અંગ્રેજીમાં transcendental કહે છે. એવો વિશ્વાસ તર્કથી પર તો હોય જ છે, પણ એ વિશ્વાસ, લગભગ અનુભવ જેવો હોઈ જીવન સાથે એકરૂપ થઈ જાય છે. તેથી જ એવા 'અનુભવતુલ્ય વિશ્વાસ'-ને હું જીવતો વિશ્વાસ કહું છું.

ઉપરના વિવેચન પછી તમે સમજી જ જશો કે તમારા પ્રશ્નના જવાબમાં હું ઈશ્વરને આણવાનો નથી. હું ઈશ્વરને આગળ કરું તો તમે ફક્ત નિરુત્તર થશો. મનમાં જાણશો કે 'સોગન ખાઈ શકાય એવો એ જવાબ છે. પણ એથી પ્રશ્ન પૂછનારને અને જવાબ આપનારને સંતોષ થવાનો નથી.'

શાસ્ત્રોક્ત જવાબને આ રીતે કોરે મૂકયા પછી, મારા હૃદયને જ એ સવાલ પૂછું છું; અને અનુભવ કહે છે કે આ સવાલનો જવાબ દરેકનો તો અલગ હોય જ છે. પણ એક વ્યક્તિનો જવાબ હંમેશાં એક નહીં હોય.

ઈશ્વર અને એના ધર્મનો કેવળ સ્વીકાર જ નહીં, પણ પ્રચાર કરવામાં જેણે અર્ધું આયુષ્ય પૂરું કર્યું, એવાને આ સૃષ્ટિમાં ચાલતી અવ્યવસ્થા, અન્યાય, અત્યાચાર અને સર્વોત્કૃષ્ટ સેવકને મળતું અયશ જોઈને એનો ઈશ્વર પરનો વિશ્વાસ તૂટી ગયો. અને છતાં એ માણસ નિરાશ ન થયો. એ કહે કે "હુ મનુષ્ય છું. આ સૃષ્ટિનો એક સદસ્ય છું. અને માનવકુટુંબનો એક સગો છું. મારામાં અદમ્ય પ્રેમ છે. દયાભાવ છે અને એમાંથી જાગતો નિઃસ્વાર્થ સેવાભાવ છે. આટલી મૂડી જ્યાં સુધી મારી સાથે છે ત્યાં સુધી હું નિરાશ શા માટે થાઉં? દુનિયા ભલેને અર્થ વગરની હોય. ન્યાય, નીતિ, સમતા અને કારુણ્યનું અહીં ચાલતું નહીં હોય, મારી આગળ જ્યાં સુધી મારોદેશ છે, એની અંદર અને એની આસપાસ વસતી દુનિયા છે, ત્યાં સુધી મારી પ્રેમસેવા માટે અખંડ અવકાશ છે. અને એનાથી મને પૂરતો સંતોષ મળે છે."

હું પણ નાનપણમાં હડહડતો ઈશ્વરભક્ત હતો. ઘરના દેવઘરમાં જે મૂર્તિઓ હતી એમની કલાકો સુધી પૂજા કરતો. મંદિરે જતો. ત્યાં પુરાણ સાંભળતો. રાત્રે કીર્તનકારની વાર્તાઓ અને સંગીતનો રસ લેતો. તીર્થયાત્રાએ જવાની એકપણ તક મેં ખોઈ નથી.

ત્યાર પછી દેશ પરતંત્ર છે એની નામોશી અને વેદના મને વળગી. એટલે વિદેશી રાજ્ય તોડવા મથનાર ક્રાંતિકારીઓમાં ભળી ગયો. બીજી બાજુ બુદ્ધિવાદનો ચેપ મને લાગ્યો. પણ એ ચેપ ન રહ્યો. બુદ્ધિવાદ એ જ મારું જીવન સર્વસ્વ થયું. પરિણામે પ્રથમ નાસ્તિક, અને ત્યાર પછી સંશયવાદી બન્યો. આમ મેં ભગવાન-ને ખોયો. અને સ્વાતંત્ર્ય માટે ક્રાંતિકારી પ્રવૃત્તિ અંગ્રેજ સરકારે અશક્ય કરી. એ વખત, ખરેખર મારો નિરાશાનો અને બૌદ્ધિક અમાવાસ્યાનો હતો. પણ એટલામાં નાનપણની સંતવાણીમાંથી વેદાન્તવિદ્યા જાગ્રત થઈ. પૌરાણિક દેવો તો ચાલ્યા ગયા; ભક્તોનો ભગવાન પણ ગાયબ થયો; પણ આત્મા અને પરમાત્મા એમની હસ્તી કેવળ બુદ્ધિથી નહીં પણ જીવનસાધના દ્વારા મને મળી ગઈ.

એ લઈ મનુષ્ય સમાજમાંથી દૂર જવા માટે, હિમાલયનો આશ્રય શોધ્યો. ત્યાં નાનીમોટી નદીઓ, વિશાળ સરોવરો, જીવતાંજાગતાં અરણ્યો અને એ બધાંની સેવા કરતાં છતાં અલિપ્ત અને ધ્યાનસ્થ હિમાલયનાં અસંખ્ય બરફાચ્છાદિત ધોળાં શિખરો સાથે હું મારું ઐક્ય અનુભવવા લાગ્યો. અને આકાશના તારાઓ તો મારી સાથે હતા જ. ગીતા અને ઉપનિષદોની જે અસર મારા હૃદય પર થતી

હતી, તેટલી જ વેદાન્તની અસર, હિમાલયની યાત્રા અને શિખરોનાં દર્શનથી થતી હતી. તે જ પ્રમાણે આકાશના અનંત તારાઓ અને એમની અખંડ નિરપવાદ ગતિઓનું ધ્યાન કરતાં મારું વેદાન્તદર્શન જીવનવ્યાપી બની ગયું.

આ વિશાળ અનંતદર્શન આગળ મારો દેશ, એને ઘેરનારી દુનિયા, મનુષ્ય જાતિ અને એનો લાખ બે લાખ વર્ષનો ઈતિહાસ બધું જ તુચ્છ થઈ ગયું. અને એ અંતસ્થ આત્મા-પરમાત્માની કૃપા એ જ જીવનસર્વસ્વ થઈ ગયું.

એ ભાથું લઈને સ્વરાજ્યનો સંકલ્પ પૂરો કરવા હું પાછો આવ્યો. ભારતીય-દર્શન અને ભારતીય કાવ્યનું હાર્દિક સૌંદર્ય માણતો જાઉં અને સેવા કરતો જાઉં એમાં મારી અત્યાર સુધીની આખી જીવનસાધનાના ફલસ્વરૂપ મને મહાત્માજી મળ્યા. એમણે મને પ્રભાવિત તો કર્યો પણ એમની પાસે હું જાત નહીં. જૂના સાથીઓ પ્રત્યે વફાદારી એ જ મારે મન સર્વશ્રેષ્ઠ વસ્તુ હતી. પણ મહાત્માજીએ એમાંથી રસ્તો કાઢી મને પોતા પાસે ખેંચી લીધો. એમની 'સત્ય, અહિંસા, સંયમ અને સેવા'વાળી સંસ્કૃતિ મને પ્રેરક બની.

એ બધાના પાયાની (અથવા જીવનસર્વસ્વના આધારરૂપ) વિશ્વાત્મૈક્ય ભાવના એ જ મારું સર્વસ્વ બની ગયું.

એમાંથી નાનીમોટી જે કાંઈ સેવા પોતાને ભાગે આવે તે કરતો જાઉં છું. એમાંથી કાંઈ ફળ ઊપજે કે ન ઊપજે, મને તો અખંડ લાભ મળે છે. તે છે પરિચયમાં આવનારા સારાનરસા અસંખ્ય માનવીઓનાં હૃદય સાથે અનુભવાતું ઐક્ય. દુનિયાની કોઈ પણ ઘટના એ 'ઐક્યાનંદ' મારી પાસેથી છીનવી ન શકે અને હિમાલયના દિવસોમાં જે વિશ્વાત્મૈક્ય મેં અનુભવ્યું તેમાં છાંટાભાર ઊણપ આવતી નથી.

ઊલટું નિત્યના આ ઉદાત્તતમ અનુભવને કારણે 'આત્મશુદ્ધિ'નું કામ સહેલું થયું છે. મોક્ષની મને પડી નથી. જેવો છું એવો માનવમાત્ર સાથે હૃદયનું ઐક્ય અનુભવી શકું છું. અને વિશ્વાત્મૈક્યનો સાક્ષાત્કાર ધીરે ધીરે વધારે જીવતો અને વધારે તૃપ્તિદાયક થતો જાય છે.

આ છે મને મળેલી વસ્તુ. જેને કારણે મને કોઈ પણ જાતની નિરાશા વળગી શકતી જ નથી.

## ૧૭. જીવનભરનાં સ્વપ્નાં

ઘડપણમાં, પોતાના નાનપણની વાતો યાદ કરતાં આનંદ થાય છે. 'શું વિચાર્યું હતું અને શું થયું,' 'શું ઇચ્છયું હતું અને શું મળ્યું' એની તુલના કરતાં એક નિરાળું અને વિશિષ્ટ તત્ત્વજ્ઞાન મનમાં ખડું થાય છે.

નાનપણમાં મને પ્રવાસનો શોખ. ગાડાની, ઘોડાગાડીની મુસાફરી પણ તે દિવસોમાં ઘણી કરી. પછી આવી રેલગાડી. ખૂબ ફર્યો. ત્યારે મનમાં ઊંડી તમન્ના

કે હું એન્જિનિયર બનું, સારાં સારાં મકાનો બાંધું, મંદિરો ઊભાં કરું; અને એથીય વધારે, પહાડોમાં ઘાટવાળા રસ્તા બાંધવાનો અને નદીઓ પર પુલો બનાવવાનો પુરુષાર્થ કરું. આનાં સ્વપ્નાં મને દિવસરાત આવતાં. એવાં દિવાસ્વપ્નોમાં મેં કોણ જાણે કેટલાંય નગરો અને ગામો વસાવ્યાં હશે! નગરરચનાનું તો મને જાણે ઘેલું જ લાગેલું.

આગળ જતાં આ બધા સંકલ્પોનો લોપ થયો. પણ સંકલ્પો કદી મરતા નથી. મારા નાના દીકરાએ, ગાંધીજીના આશ્રમમાં ભણતાં ભણતાં એન્જિનિયર બનવાનાં સ્વપ્નાં સેવ્યાં. કરાંચીમાં અને પૂનામાં ભણ્યો. બાપુજીને રાજી કરીને અમેરિકા પણ જઈ આવ્યો. અને આજે સ્વરાજ સરકારના કેન્દ્રીય વિભાગમાં Director General of Heavy Industries તરીકે દેશના ઔદ્યોગિક વિકાસનું કામ કરે છે. બાલ્યકાળના મારા સંકલ્પની આમ પરોક્ષરૂપે તૃપ્તિ થઈ!

મૅટ્રિકમાં હતો ત્યારે ધૂન સવાર થઈ કે હું કવિ બનું. મરાઠીમાં અને અંગ્રેજીમાં ઠીકઠીક કવિતાઓ લખી પણ એમાં કાંઈ વિશેષતા ન હતી. હું માનું છું કે દરેક યુવકને મૂછ સાથે જ કવિતા પણ ઊગતી હોય છે.

સંસ્કૃત છંદશાસ્ત્ર વાંચી દરેક વૃત્તમાં મેં સંસ્કૃત કવિતાઓ લખી. પણ આ બધો માત્ર છંદો-વ્યાયામ જ હતો.

સર વૉલ્ટર સ્કૉટની The Lady of the Lakeનો સંસ્કૃત પદ્યાનુવાદ પણ મેં આરંભ્યો હતો પણ સોએક કડીથી આગળ ન વધ્યો. પછી જ્યારે અક્કલ ઊગી ત્યારથી ગદ્યની જ આરાધના ચલાવી છે.

પરંતુ અહીં પણ નિયતિએ સાથ ન છોડયો. ઈશ્વરની કૃપા કે ઘણા સારા સારા, શ્રેષ્ઠ કવિઓનો સંપર્ક મને હમેશાં મળ્યા કર્યો છે. મારા વિદ્યાર્થીઓ અને સાથીઓમાંના કેટલાકે કાવ્યને ક્ષેત્રે ઉત્તમ પ્રતિષ્ઠા મેળવી છે.

કૉલેજના દિવસોમાં ભારતની આઝાદી કાજે હું ક્રાન્તિકારી બન્યો. બંગભંગના દિવસોમાં અમે અનેક ગુપ્ત સંસ્થાઓ ચલાવી હતી. પોતાની ઢબે મેં ભારતનું સર્વેક્ષણ કર્યું. જંગલમાં જઈને બંદૂક ચલાવવાની કળા શીખી લીધી. "સત્તાવન સાલની ગફલતો અને ભૂલો દૂર કરી ફરીથી લઢી લઈશું અને બ્રિટિશ સામ્રાજ્યને હરાવી ભારતને સ્વતંત્ર કરીશું – આ સંકલ્પ આગળ બીજી બધી વાતો ફીકી પડી ગઈ.

આમાં પ્રતીતિ થઈ કે બ્રિટિશ રાજ્યની મજબૂતી અને આપણી સામરિક ક્રાન્તિની તૈયારી વચ્ચે કોઈ જાતની તુલના થઈ શકે એમ ન હતું. ક્રાન્તિકારી સાથીઓની દેશભક્તિ ઉજ્જવળ હતી. ત્યાગ અને બલિદાનની તૈયારી પણ ઉત્કૃષ્ટ કોટિની. પણ સંગઠન શિથિલ. તૈયારી અત્યલ્પ. ગોપનીય વાતો ગુપ્ત રાખવાની સાવધાની નહીં જેવી. આ બધું જોઈને નજર સામે અંધારું છવાઈ જતું.

અંગ્રેજોએ જ્યારે અમારું કામ લગભગ અશકચ કરી મૂકયું ત્યારે હું હિમાલયમાં ચાલ્યો ગયો.

નાનપણમાં મારામાં ભક્તિભાવ ઠીકઠીક હતો. સંતસાહિત્ય વાંચીને આધ્યાત્મિકતા જાગી અને સ્વામી વિવેકાનંદ વાંચીને હું વેદાન્તી થઈ ગયો.

સ્વરાજ્યની સાધનાને લીધે એમાં ભળી શક્તિની ઉપાસના. હિમાલયમાં વરસ બે વરસ ફરીને કર્મક્ષેત્રે પાછો આવ્યો. રવીન્દ્રનાથ ટાગોર અને મહાત્મા ગાંધીનો પરિચય, એક પછી એક થયો. બન્નેના સંપર્કથી પ્રાણ અને સંસ્કારિતા — બન્નેને લાભ થયો. અને આખા જીવનમાં અદ્ભુત પરિવર્તન થઈ ગયું. ત્યારથી નવાં સ્વપ્નો, નવી સાધના, નવી યોજનાઓ અને નવા અનુભવો થયા. સન ૧૯૧૫થી જીવન જ નવું બની ગયું.

૨

ક્રાન્તિકારી તરીકે મારો આ નિર્ણય પાકો થયો કે બેચાર દેશી રાજાઓના અથવા લશ્કરી નેતાઓના પ્રયત્નથી અંગ્રેજોનું રાજ્ય ખસવાનું નથી. એને માટે તો એક રાષ્ટ્રવ્યાપી ઉત્થાન જ થવું જોઈએ. ક્રાન્તિકારી રાષ્ટ્રીય કેળવણી દ્વારા જ ભારત જાગ્રત થઈ શકવાનો છે. આ નિર્ણય પર આવતાંવેંત એ દિશામાં મેં પ્રયત્નો ચલાવ્યા. એનું વર્ણન વિસ્તારથી અહીં ન કરું. રવીન્દ્રનાથ, અરવિંદ ઘોષ આદિ વિચારકોની શિખામણથી ભારતીય સંસ્કૃતિનું ભવ્ય સ્વરૂપ ધ્યાનમાં ઊતર્યું હતું. આને આધારે મેં ભારતની અનેક સંસ્થાઓ ચલાવી અને ગાંધીજી પાસે આવ્યા પછી, એમના જ પ્રોત્સાહનથી, ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના પણ કરી. અમારે મન ભારતીય તત્ત્વજ્ઞાન, વિવિધ ધર્મો, સમાજરચના, કલા, સ્થાપત્ય આદિનું મહત્ત્વ હતું. ગાંધીજીએ આ બધું બદલી નાખ્યું. સામાજિક અને આર્થિક વિષમતા દૂર કરવા માટે અને સર્વ-ધર્મ-સમભાવ માટે એમણે પોતાના આશ્રમ દ્વારા અહિંસામૂલક નવસમાજરચના શરૂ કરી. આ હતું ગાંધીજીનું વિરાટ સ્વપ્ન. સ્વરાજ થયું અને આ સ્વપ્નની જાણે હત્યા જ થઈ. અને નેતાઓના આદર્શો ગમે તે હો, બ્રિટિશ કાળની કેળવણીની પદ્ધતિ જ સ્વરાજ્ય-માન્ય બની ગઈ. આખું તંત્ર એ લોકોના જ હાથમાં સપડાયું.

જગતના ઇતિહાસમાં બધે જ એવું બનતું આવ્યું છે કે ક્રાન્તિના પરિણામે રાજસત્તા અને સમાજનું નેતૃત્વ ક્રાન્તિકારી લોકોના હાથમાં આવી જાય છે. ભારતમાં આમ ન થયું. રાજ્ય હતું અંગ્રેજોનું. અંગ્રેજો ચાલ્યા ગયા અને રાજસત્તા દેશના ક્રાન્તિકારી તથા પ્રતિગામી નેતાઓના હાથમાં આવી ગઈ અને રાજ્યપદ્ધતિ અને શિક્ષણપદ્ધતિ તો ચાલુ રહી અંગ્રેજ કાળની જ. રાજ્યતંત્ર પણ ક્રાંતિકારી દળના હાથમાં જ આવ્યું. બધું જ મેળવ્યું 'નોકરશાહી'એ.

સ્વરાજ્ય થયા પછી દેશના બધા નેતાઓએ બધાં જ મોટાં કામો સરકાર દ્વારા જ કરાવવાનું નક્કી કર્યું. જે રાજ અંગ્રેજોના નામે ચાલતું હતું તે હવે દેશને નામે ચાલવા લાગ્યું. 'પોતાના રાજ્યકર્તા પસંદ કરવાનો અધિકાર જનતાને મળ્યો,

પણ પસંદ કરવાની કળા કે કેળવણી ન મળી. ચૂંટણીનું આખું તંત્ર જનતા માટે એક રમકડું બની ગયું, એનાં પરિણામો આપણે જોઈએ જ છીએ.

ગાંધીજીના દિવસોમાં દબાઈ ગયેલી આપણી રાષ્ટ્રીય કમજોરીઓ ફરી માથું ઊંચું કરી રહી છે. રાષ્ટ્રીય કમજોરીઓ રાષ્ટ્રીય સ્વભાવમાં દૃઢમૂળ હોય છે. એનો આમૂલાગ્ર ઉચ્છેદ કરવાનો સમય ગાંધીજીને મળ્યો નહીં. ગાંધીજીના ગયા પછી કમજોરીઓ દૂર કરવાનો નૈતિક પ્રયત્ન કોઈએ આગળ ન ચલાવ્યો, તેથી આ વીસ વરસની અંદર આખું રાષ્ટ્ર ચિંતામગ્ન થઈ ગયું છે.

આજે પણ દેશમાં સદ્‌ગુણો ઘણા છે. સામાન્ય જનતા શાન્તિ અને સુરક્ષા ચાહે છે. રાજ્યતંત્ર પ્રતિ નિષ્ઠાવાન છે. ઔદ્યોગિક પ્રગતિ માટે પ્રયત્નવાન છે. જનતામાં એકતાની ભાવના સારી પેઠે જાગ્રત છે. ઔદ્યોગિક અને બીજી દિશાઓમાં પ્રગતિ થઈ રહી છે, પણ રાજનૈતિક મહત્ત્વાકાંક્ષા સેવનારા લોકો 'સત્તા અને સંપત્તિ'ના લોભમાં પાયાની વાતો ભૂલી બેઠા છે અને રાષ્ટ્રીય નબળાઈઓ દૂર કરવાનો પ્રયત્ન તેઓ કરતા નથી.

૩

તમારો ત્રીજો સવાલ છે "હવે કયાં સપનાં શેપ રહ્યાં છે?" હું એટલું જ કહીશ કે જાતિભેદ તથા ધર્મભેદને કારણે —અને ખાસ તો સંકુચિત નિષ્ઠાને લીધે આપણી જે રાષ્ટ્રીય એકતા ઢીલી, શિથિલ અને કમજોર થઈ રહી છે, એનો ઈલાજ કરવો એ જ એક મુખ્ય કામ હવે કરવું છે. લોકોને પોતાની ભાષામાં રાષ્ટ્રીય કેળવણી મળતી નથી. બધું જ સરકાર દ્વારા અને સરકારી નિયંત્રણથી ચાલતું હોવાથી લોકશક્તિ દબાઈ ગઈ છે. લોકતંત્ર ઊભું થઈ શકતું નથી. રોગીની હાલતને જ સ્વાભાવિક સ્થિતિ માની લઈ બધા ચાલે છે. આ પરિસ્થિતિને બદલવાનો પ્રયત્ન કરવો, દરેક દેશપ્રેમીનું કર્તવ્ય છે, આને હું સ્વપ્નું પણ શી રીતે કહી શકું?

સત્તા અને સંપત્તિના લોભે આંધળા બનેલા લોકોની પ્રતિષ્ઠા જ્યાં સુધી કાયમ રહેશે ત્યાં સુધી સ્થિતિ સુધરવાની નથી. 'સરકારી તંત્રના નાગપાશથી મુક્ત એવું લોકતંત્ર' ઊભું કરવું જરૂરનું છે.

વિદ્યાપીઠની જવાબદારી લઈ મેં ત્યાં ખાદીકામ, સુથારીકામ વગેરે શરૂ કર્યું. તે ઉપરાંત ગ્રામસેવા દીક્ષિતની નવી ઉપાધિ સ્થાપીને તેને માટે વિદ્યાર્થીઓ તૈયાર કર્યા. શ્રી બબલભાઈ મહેતા અને શ્રી ઝવેરભાઈ પટેલ એ ગ્રામસેવા મંદિરના પહેલા દીક્ષિત છે. આ બંને જણ ગ્રામસેવાનું કામ કેવું સરસ ચલાવે છે તે સૌ જાણે છે. બબલભાઈએ મારું ગામડું નામના પુસ્તકમાં પોતાના અનુભવો આપ્યા છે તે કોઈ નવલકથાના જેવા રોમાંચક લાગે છે.

## ૮૫. અનોખી પ્રશ્નોત્તરી

૧૯૨૭ની સાલ પછીની વાત છે. મૈસૂરમાં સ્ટુડન્ટ્સ વર્લ્ડ ફેડરેશનનું – આખી દુનિયાના વિદ્યાર્થીઓના સંઘનું – અધિવેશન હતું. વિદ્યાર્થીઓમાં કામ કરનારા અમેરિકાના રેવરન્ડ મૉટ તેના પ્રમુખ હતા. હિંદુસ્તાન આવ્યા પછી તેઓ બાપુને મળ્યા વગર શેના જાય? તેઓ અમદાવાદ આવ્યા ને બાપુ પાસે મુલાકાતને માટે વખત માગ્યો. બાપુ આખો દિવસ કામમાં હતા એટલે રાત્રે સૂતા પહેલાં દસ મિનિટ આપી. હું પણ વિદ્યાપીઠથી આશ્રમમાં ગયો હતો. મને કુતૂહલ થયું કે જોઈએ દસ મિનિટમાં તે શી શી વાતો થાય છે!

બાપુ આંગણામાં સૂતા હતા. રેવરન્ડ મૉટ આવીને પાસે એક બાંકડા પર બેઠા. તેઓ પોતાના સવાલ લખી લાવ્યા હતા. તેમણે હરિજન ચળવળ વિશે પૂછ્યું. મિશનરી લોકોની સેવાની શી અસર થઈ છે તે પૂછ્યું. પછી તેમણે જે બે સવાલો પૂછ્યા તેના ઉત્તર મારા મનમાં કોતરાઈ ગયા છે. આવા સવાલ ભાગ્યે જ કોઈ પૂછતું હશે.

સવાલ : 'આપના જીવનમાં આશા-નિરાશાના પ્રસંગો ઘણા આવતા હશે તેમાં આપને શાથી વધારેમાં વધારે આશ્વાસન મળે છે?'

જવાબ : 'ગમે તેટલી છંછેડવામાં આવે તોપણ આ દેશની જનતા પોતાની અહિંસાવૃત્તિ છોડતી નથી એ વાતથી મને વધારેમાં વધારે આશ્વાસન મળે છે.'

સવાલ : 'અને એવી કઈ વસ્તુ છે જે આપને રાતદિવસ ચિંતા કરાવે અને જેને લીધે આપને હંમેશાં બેચેની રહેતી હોય?'

સવાલ વિચિત્ર હતો. બાપુ એક ક્ષણ થોભ્યા ને પછી બોલ્યા, 'ભણેલા લોકોમાંથી દયાભાવ સુકાઈ ગયો છે એ વાતથી મને હમેશાં ચિંતા રહે છે.'

આ પ્રશ્નો ને તેમના ઉત્તારો સાંભળી હું લગભગ અસ્વસ્થ થઈ ગયો. વિદ્યાપીઠમાં જઈને સૂતો તો ખરો પણ ઊંઘ ન આવી. મેં વિચાર કર્યો કે અભણ જનતાના યુવકોને બોલાવી હું તેમને કેળવણી આપવા મથું છું એટલે કે બાપુને આશ્વાસન આપનાર વર્ગને ઘટાડી તેમને ચિંતા કરાવનાર અને બેચેન કરનાર

વર્ગને વધારું છું. મારી મહેનતનું ફળ તો આ જ ગણાય ને? હું જે કેળવણી આપું છું, તેના પર રાષ્ટ્રીયતાની છાપ છે ખરી પણ એટલાથી મારાથી સમાધાન કેમ લેવાય?

ત્યાર પછી જ મેં વિદ્યાપીઠમાં ગ્રામસેવા વિદ્યાલય શરૂ કર્યું.

## ૮૯. દેશની સંપત્તિની સંભાળ

૧૯૩૦ની સાલમાં હું બાપુ સાથે યરવડા જેલમાં હતો. પણ હમણાં કહું છું તે વાત હું યરવડા પહોંચ્યો તે પહેલાંની છે.

જેલમાં પહોંચતાં જ જેલોના ઇન્સ્પેક્ટર જનરલે આવીને બાપુને પૂછ્યું કે, 'આપને દર અઠવાડિયે કેટલા પત્ર લખવા છે?' બાપુએ જવાબ આપ્યો, 'એક પણ નહીં.' પેલાએ ફરી પૂછ્યું, 'બહારથી આપને દર અઠવાડિયે કેટલા પત્રો મળે તો ચાલે?' બાપુએ કહ્યું, 'મારે એક પણ પત્રની જરૂર નથી.' આટલો સંવાદ થયા પછી એ ભલો આદમી ઠેકાણે આવ્યો. પછી તેની સાથે નક્કી થયું કે દર સોમ ને મંગળવારે બાપુ જોઈએ તેટલા પત્રો લખી શકે.

પછી ક્યા ક્યા સગાસંબંધીઓને બાપુ પત્ર લખે એ સવાલ નીકળ્યો. બાપુએ કહ્યું, 'બધા ભારતવાસીઓ મારા કુટુંબી છે. ઓછામાં ઓછું, આશ્રમવાસીઓમાં તો હું ભેદ પાડી જ ન શકું.' પછી એમ ઠર્યું કે આશ્રમને સરનામે બાપુ ગમે તેને પત્ર લખી શકે.

આ બધું થયા પછી હું યરવડા પહોંચ્યો. સરકારે બાપુના ખર્ચને માટે માસિક ૧૫૦ રૂપિયાની વ્યવસ્થા કરી હતી કારણ કે તેઓ રાજકેદી હતા. પહેલે જ દિવસે સુપરિન્ટેન્ડેન્ટ મેજર માર્ટિન ટેબલખુરશીઓ, પ્યાલારકાબીઓ, વાસણ વગેરે બધું લઈ આવ્યા. તે જોતાં જ બાપુ બોલ્યા, 'આ બધું કોને માટે લાવ્યા છો? પાછું લઈ જાઓ.' બિચારો મેજર સમજી ન શક્યો. તેણે કહ્યું, 'મેં સરકારને લખ્યું છે કે આટલા મોટા મહેમાન માટે ઓછામાં ઓછા માસિક ૩૦૦ રૂપિયા જોઈએ. હું આશા રાખું છું કે એની મંજૂરી આવી જશે.' બાપુએ કહ્યું, 'એ તો ઠીક. પણ આ બધા પૈસા મારા દેશની તિજોરીમાંથી જ ખરચાશે ને? મારે મારા દેશને માથે બોજો વધારવો નથી. હું આશા રાખું છું કે મારું ભોજનખર્ચ માસિક ૩૫ રૂપિયાથી વધારે નહીં થાય. મારી તબિયત સારી હોત તો હું સી ક્લાસના કેદીનો ખોરાક લેત. ફળ લેવાં પડે છે, બકરીનું દૂધ પણ લેવું પડે છે એ મારે માટે શરમની વાત છે.'

છેવટે પેલી બધી વસ્તુઓ પાછી મોકલી દીધી. ઇસ્પિતાલમાંથી એક લોખંડનો ખાટલો, એક ગોદડું અને સી ક્લાસના કાંબળા મગાવ્યા. ખાવાપીવા માટે પણ

ા કલાસવાળાં થાળીચંબુ મગાવ્યાં. એ બધાં વાસણો જસત-મિશ્રિત ધાતુનાં* હતાં. એક દિવસ પણ સાફ કરવામાં ગફલત થઈ કે કાળાં પડી જતાં અને તેમાં ભરેલા પાણી પર તેલ જેવું કંઈક તરી આવતું.

બાપુને શૌચ જવા માટે અલગ ઓરડો હતો. તેમાં કમોડ મૂકયું હતું. બાપુ બગીચા વચ્ચે ખુલ્લામાં સૂતા. મારા ગયા પછી મેં બાપુની ખાવાપીવાની વસ્તુઓ મૂકવા માટે પીંજરું બનાવ્યું હતું અને એ પીંજરું મૂકવા માટે એક ટેબલ બનાવ્યું હતું. બાપુનું પેશાબનું વાસણ મૂકવા માટે એક ઊંચું સ્ટૂલ પણ બનાવ્યું હતું. આ અમારો વૈભવ!

બાપુ પત્રો લખવા બેસે ત્યારે આવેલા પત્રોનો જેટલો ભાગ કોરો હોય તે કાપી લઈ તેમાં જ જવાબ લખી મોકલતા. આશ્રમમાંથી બધા પત્રો એક મોટા કવરમાં ભેગા આવતા. એ લિફાફા પર કાગળનો એક નવો ટુકડો ચોડી તેમાં બાપુ પોતાના પત્રો પાછા બીડીને મોકલતા. કવર જરીપુરાણું થઈ ગયું હોય તો તેને થાગડથીગડ કરીને ઠીક કરી લેવાનું કામ મારું હતું. એ વિશે એક દિવસ અમારે ચર્ચા પણ થઈ. પણ અમારો મતભેદ કાયમ રહ્યો અને બાપુનો એટલો સમય નકામો ગયો તેનો અમને બંનેને અફસોસ થયો.

મારા સ્વભાવમાં પણ કરકસરીપણું સારા પ્રમાણમાં છે. બજારમાંથી ખજૂર અને કિસમિસનાં પડીકાં આવતાં તેની પર વીંટેલા બધા દોરા હું સંભાળીને રાખી મૂકતો. બાપુને એક દિવસ દોરાની જરૂર પડી. મેં તરત જ મારા સંઘરામાંથી કાઢી આપ્યો. બાપુ બહુ રાજી થયા ને પૂછવા લાગ્યા, 'દોરો કયાંથી મળ્યો?' મેં બધી વાત કરી એટલે કહેવા લાગ્યા, 'તમારા હાથમાં દેશની દોલત સલામત રહેશે એમ લાગે છે. તમને કેળવણી ખાતાના વડા અમલદાર બનાવવા જોઈએ.'

તે દિવસોમાં બાપુ ખૂબ કાંતતા. અઠવાડિક પત્ર લખવા, ગીતાના શ્લોકો મોઢે કરવા અને મારી પાસે મરાઠી વાચનમાળા વાંચવી એ બધી બાબતોમાં જતો વખત બાદ કરતાં જે રહે તે બધો વખત તે કાંત્યા કરતા. (આજનું यरवडा चक्र બાપુની તે દિવસોની જ શોધ છે.) કાંતતી વખતે બનતાં સુધી તાર તૂટે નહીં તેનો બાપુ બહુ ખ્યાલ રાખતા. છતાંયે તૂટે ને તોડા પડે તે ભેગા કરી તેમાંથી મેં નાની નાની દોરી બનાવી હતી. તે બાપુની આંટીઓ બાંધવાના કામમાં આવતી. તેમ છતાં અમારી પાસે ઘણા તોડા ભેગા થયા હતા. મેં ખાદીના કકડાની નાનકડી થેલી બનાવી તેમાં આ બધા તોડા ભરીને પિન-કુશન (ટાંકણીઓ ખોસી રાખવાની ગાદી) બનાવવાનો વિચાર કર્યો. પણ ખાદી રંગીન નહોતી. સફેદ ખાદી જલદી મેલી થઈ જાય એટલે બાપુ આગળ ન મુકાય. બહુ વિચાર કરીને મેં એક યુક્તિ શોધી કાઢી. અમારી પાસે આયોડિન હતું. તેમાં થેલી બોળીને નિચોવી કાઢી. એટલે થેલીમાં આયોડિનનો રંગ બેસી ગયો. પછી તેમાં પેલા તોડા ભરી દીધા. સરસ પિન-

* આ ધાતુને અંગ્રેજીમાં ઘણું કરીને પ્યૂટર કહે છે.

કુશન બન્યું. બાપુ ખુશ થયા અને તેમણે તે ઘણા દિવસ સુધી સંભાળીને વાપર્યું.

મારી સજાની મુદત પૂરી થતાં હું છૂટયો. પણ પેલી ગાદી બાપુના ટેબલ પર ઘણા વખત સુધી રહી. કશા ખાસ સાધન વગર હાથથી બનાવેલી આવી ચીજો બાપુને બહુ ગમતી.

*

હું પહેલવહેલો મગનવાડીમાં ગયો ત્યારે મેં ત્યાં વાંસના જાડા જાડા ઘણા ટુકડા પડેલા જોયા. એ ટુકડાઓમાંથી કેવળ ચપ્પુ વડે મેં વાંસના ચમચા, કાગળ કાપવાની બૂઠી છરી (કૃતિકા) વગેરે ઘણી વસ્તુઓ બનાવીને બાપુને ભેટ આપી. જ્યારે મેં જોયું કે બાપુએ એ બધી વસ્તુઓ પંડિત જવાહરલાલ નેહરુ, મૌલાના આઝાદ જેવાઓને એક એક ભેટ આપી અને હરિજનબંધુમાં પણ એ વિશે ઉલ્લેખ કર્યો ત્યારે મને મારી પચાસ વરસની ઉંમરે પણ નાના બાળકના જેવો આનંદ થયો હતો.

## ૮૭. આ પણ અપરિગ્રહમાં આવે

થોડા દિવસ પછી બાપુએ સાંજે ફરવાનો વખત વધાર્યો. મેં પૂછયું, 'કેમ બાપુજી, પહેલાં તો આપ અરધો જ કલાક ફરતા હતા ને હવે લગભગ કલાક સુધી ફરવા માંડયું? સવારે પણ આપ ઠીકઠીક ફરો છો. આપની તબિયત પર એની ખરાબ અસર નહીં થાય?' બાપુએ જવાબ આપ્યો, 'મને મારામાં વધારે શક્તિ આવેલી જણાવા લાગી એટલે મેં જાણીજોઈને ફરવાનો વખત વધાર્યો છે. ફરવું એ બ્રહ્મચર્ય-વ્રતના પાલનનું એક અંગ છે.' મેં પૂછયું, 'એ કેવી રીતે?' એટલે કહેવા લાગ્યા, 'માણસને આખો દિવસ કામ કરવાને માટે રોજ સવારે જે શક્તિ આપવામાં આવે છે તે તેણે સૂવાના વખત પહેલાં ખરચી નાખવી જોઈએ. આ અપરિગ્રહનું લક્ષણ છે. પૂરેપૂરી શક્તિ શ્રદ્ધાપૂર્વક ન વાપરી નાખો તો બાકી રહેલી શક્તિ વિકારનું રૂપ લે. રોજેરોજ આપણને જોઈતી શક્તિ મળે છે તો પછી આજની શક્તિ શા સારુ બચાવવી? શરીરમાં પેદા થતા વીર્યને સખત મજૂરીથી પરસેવામાં પલટી નાખવામાં આવે તો રાતે ઊંઘ સારી આવે છે ને વિકારનો સંભવ ઓછો રહે છે. એટલે અપરિગ્રહ અને બ્રહ્મચર્ય બંનેની દૃષ્ટિએ પૂરેપૂરી મહેનત કરવી જોઈએ.' આટલું કહીને જરા અટકયા ને પાછા બોલ્યા, 'દક્ષિણ આફ્રિકામાં જ્યારે ચાળીસ માઈલ ચાલવાની શક્તિ હતી ત્યારે કદી ઓગણચાળીસ માઈલ ચાલ્યો નથી. ખૂબ ખાતો ને ખૂબ મહેનત કરતો.'

*

એક દિવસ આશ્રમમાં કહેવા લાગ્યા, "કેવળ અપરિગ્રહ વ્રતનો વિચાર કરીએ તો તેનો એટલો જ અર્થ નથી કે માણસ સાદાઈ રાખે. આપણે લોકો બહુ પરિગ્રહી છીએ. આપણી સરખામણીમાં ગોરા લોકો વધારે અપરિગ્રહી છે. મહિને

પાંચસો કમાય તોપણ મહિનાના અંત સુધીમાં બધી કમાણી ખરચી નાખે. ભવિષ્યમાં મારું શું થશે, મારાં બાળબચ્ચાંનું શું થશે એવી ફિકર તે નથી રાખતા. એવી ફિકર નરી નાસ્તિકતા છે. આપણા છોકરા આપણા કરતાં ઓછા પુરુષાર્થી થશે એવી અશ્રદ્ધા આપણે શા સારુ રાખીએ? દીકરા માટે ધન સંઘરવું એટલે તેમના પ્રત્યે અશ્રદ્ધા બતાવવી, તેમને બગાડવા. લાહોરના બૅરિસ્ટર સંતાનમ્ પણ આ જ મતના છે. એમની પાસેથી જ મેં એક વાર સાંભળ્યું હતું કે 'પુત્રો માટે ધન મૂકી જવું એ તેમને અન્યાય છે.'"

## ૮૮. ઉત્કટ સાધના

યરવડા જેલમાં એક દિવસ સાંજે અમે ફરતા હતા. કંઈક વાત નીકળતાં બાપુ બોલ્યા, 'કોઈ સવાલ ઊભો થતાં તેને વિશે લખતાં મને હવે વાર નથી લાગતી. પણ એનો અર્થ એવો નથી કે મેં એને માટે સાધના નથી કરી. દક્ષિણ આફ્રિકામાં એક સાથીને કાયદાની પરીક્ષામાં બેસવું હતું. તેની પાસે પૂરતો વખત નહોતો અને તેનામાં જોઈએ તેટલી શક્તિ પણ નહોતી. હું તેને માટે ડચ કાયદાની નોંધો તૈયાર કરતો ને રોજ પગે ચાલી તેને ઘેર જઈ કાયદો શીખવતો. મારા કેસ પણ હું એવા તૈયાર કરીને કોરટમાં લઈ જતો કે જાણે તે દિવસે મારે પરીક્ષામાં જ બેસવાનું હોય!'

આ પહેલાં શ્રી મગનલાલભાઈને મોઢે સાંભળેલી વાત પણ જણાવી દઉં. દક્ષિણ આફ્રિકામાં એક વખત એક મુસલમાન નોકરે આવીને બાપુને કહ્યું કે મને અંગ્રેજી આવડતું હોત તો સારો પગાર મળત. આજના પગારમાં મારું પૂરું નથી થતું. એટલે બાપુ તેને અંગ્રેજી શીખવવા તૈયાર થયા. પેલાએ કહ્યું કે, 'આપ મને શીખવવા તૈયાર થયા એ આપની મહેરબાની, પણ હું નોકરી કરું કે આપની પાસે અંગ્રેજી શીખવા આવું?'

બાપુએ એનો ઇલાજ પણ શોધી કાઢ્યો. પોતે રોજ ચાર માઈલ પગે ચાલી તેને ઘેર જઈ તેને અંગ્રેજી શીખવવા લાગ્યા!

## ૮૯. ક્વિનનો કિસ્સો

યરવડા જેલનો જેલર મિ. કિવન એ આયરિશ હતો. તે રોજ સાંજે અમારી ખબર પૂછવા આવતો. આવીને બેસે એટલે કંઈ ને કંઈ વાતો થાય. એક દિવસ તે બાપુને કહેવા લાગ્યો, 'હું ગુજરાતી શીખવા માગું છું.' બાપુ કહે, 'સારું.' તે રોજ સાંજે બાપુ પાસે ગુજરાતી બાળપોથી ભણવા લાગ્યો ને બાપુ પણ વખત કાઢી તેને ભણાવવા લાગ્યા.

એક દિવસ એના ગયા પછી બાપુ મને કહે, 'હું જાણું છું કે આને મારા કરતાં તમે વધારે સારી રીતે શીખવી શકો અને મારો વખત પણ બચે. પણ એને મારી પાસે જ ભણવાનો લોભ છે.'

પછી એ સવારે આવવા લાગ્યો. એક દિવસ તે ન આવ્યો. અમને જરા નવાઈ લાગી. તપાસ કરતાં કારણ મારા જાણવામાં આવ્યું. બીજે દિવસે ભોજન પછી મેં બાપુને કહ્યું, 'મિ. કિવન કાલે કેમ ન આવ્યા તેનું કારણ હું સમજી ગયો. કાલે સવારે અહીં એક જણને ફાંસી દેવામાં આવી હતી. એને ત્યાં જવાનું હતું એટલે અહીં ન આવ્યા.'

મારું વાક્ય સાંભળતાં બાપુ બેચેન થઈ ગયા ને કહેવા લાગ્યા, 'જાણે ઊલટી થઈ જશે એમ લાગે છે.'

બાપુ જાણતા હતા કે અમે રહેતા હતા ત્યાંથી ફાંસીની જગ્યા નજીકમાં જ છે. પોતાની નજીકમાં જ કાલે એક માણસને ફાંસીએ ચડાવવામાં આવ્યો તે સાંભળતાં તેમના મનમાં તેનું ચિત્ર ખડું થઈ ગયું અને તેઓ એવા બેચેન થઈ ગયા કે હું ગભરાઈ ગયો.

*

એક દિવસ મિ. કિવને બાપુને કહ્યું, 'ગુજરાતી લખાણ હું વારંવાર વાંચી શકું એટલા માટે મને કોઈ એક વાક્ય કાગળ પર લખી આપો.' બાપુએ લખી આપ્યું, 'કેદીઓ પર પ્રેમ રાખો અને કોઈ કારણે મનમાં ગુસ્સો આવી જાય તો ગમ ખાઈને શાંત થાઓ.'

આ જ કિવન પાછળથી વિસાપુર જેલના સુપરિન્ટેન્ડેન્ટ થયા અને ગુજરાતના રાજદ્વારી કેદીઓ ત્યાં ગયા ત્યારે એક વાર કોઈક કારણે કેદીઓ પર બહુ ગુસ્સે થઈ ગયા. કેદીઓ પણ એના પર એટલા ચિડાયા કે કદાચ એને ગોળી પણ ચલાવવી પડત. પણ મિ. કિવનના ખિસ્સામાં બાપુએ લખી આપેલું ગુજરાતી વાક્ય હતું. તેણે એ વારંવાર વાંચ્યું ને એ શાંત થયા. તેણે સત્યાગ્રહીઓ પાસે માફી સુધ્ધાં માગી.

એવી જ રીતે એક વાર જેલના એક ઍંગ્લો-ઈન્ડિયન નોકરે બાપુ પાસે ઑટોગ્રાફ (હસ્તાક્ષર) માગ્યા. બાપુએ લખી આપ્યું, ઈટ ડઝ નૉટ કૉસ્ટ ટુ બી કાઈન્ડ (દયાળુ થવામાં પૈસા નથી બેસતા). એ જુવાને મને અનેક વાર કહ્યું છે કે એ વાક્ય વાંચ્યા પછી મારો સ્વભાવ પલટાઈ ગયો છે.

## ૯૦. ભક્તોનો પ્રસાદ!

ઘણું કરીને ૧૯૩૩ની સાલની વાત છે. બાપુની હરિજનયાત્રાના છેવટના દિવસો હતા અને તેઓ સિંધ આવ્યા હતા. તે જ વખતે હું હૈદરાબાદ જેલમાંથી છૂટયો હતો. એટલે બાપુની સાથે જોડાઈ ગયો.

મેં જોયું કે બાપુના પગે ઉઝરડા પડયા છે ને તેમાંથી લોહી નીકળે છે. પૂછતાં ખબર પડી કે એ મહાત્માના ચરણસ્પર્શ કરીને પાવન થનારા ભક્તોની આંગળીઓના નખથી થયેલા ઉઝરડા છે!! માણસની આવી ભક્તિ વિશે મને વિચાર આવવા લાગ્યા. બીજા કોઈને પીડા કરનાર માણસ નરકનો અધિકારી થાય છે પણ મહાત્મા તો જનતાના ઉપભોગની વસ્તુ! ઈસુ ખ્રિસ્તને પણ આમ ક્રૂસ પર ચડાવીને જ દુનિયાએ તેના પર પોતાનો પ્રેમ દર્શાવ્યો હતો ને! મહાત્માનો આ પ્રમાણે ચરણસ્પર્શ કરવાથી સ્વર્ગમાં જવાની સીધી ટિકિટ મળતી હશે!

તે દિવસે રાત્રે ગરમ પાણીથી મેં બાપુના પગ ધોયા, વૅસેલિન લગાવ્યું અને બીજા દિવસથી હું પોતે તેમનો સ્વયંનિયુક્ત ચરણસેવક નહીં પણ ચરણરક્ષક બન્યો. કોઈને બાપુના પગને અડવા ન દઉં.

આ સેવાના બદલામાં મને જનતા તરફથી ગાળોની પૂરતી મજૂરી મળતી હતી!

## ૯૧. દાક્તર પાસે ફી લીધી!

સિંધથી અમે લાહોર ગયા. ત્યાં આનારકલીમાં सर्वेन्ट्स ऑफ पीपल्स सोसायटीના મકાનમાં ઊતર્યા હતા. ત્યાંના એક પ્રખ્યાત દાક્તરને ખબર પડી કે મહાત્માજીની તબિયત સારી નથી ને પ્રવાસમાં પણ તેમને ઘણી હેરાનગતિ વેઠવી પડી છે. તેઓ તરત બાપુને જોવા આવ્યા. તેમણે કહ્યું, 'મહાત્માજી, હું આપની દાક્તરી તપાસ કરવા માગું છું.' બાપુએ કહ્યું, 'ઠીક, કરો. પણ હું કંઈ એવો બીમાર નથી.' દાક્તરે ભક્તિભીને અવાજે કહ્યું, 'પણ આપને તપાસી ન લઉં ત્યાં સુધી મને શાંતિ નહીં વળે.' બાપુએ કહ્યું, 'શાંતિ મેળવવી હોય તો ભલે. પણ મારી ફી લીધા વગર હું મારું શરીર તપાસવા નહીં દઉં. આટલા મુલાકાતીઓ રાહ જુએ છે ત્યાં તમારે માટે મફત વખત ક્યાં કાઢું?'

ભલા દાક્તરે ખિસ્સામાંથી સોળ રૂપિયા કાઢ્યા અને બાપુ સામે મૂકતાં કહ્યું, 'અહીંયાં આવ્યો તે પહેલાં વિઝિટ પર ગયો હતો. જે કાંઈ મળેલું તે આપની આગળ મૂક્યું છે.' બાપુએ રાજી થઈને રૂપિયા લઈ લીધા અને હરિજન ફાળામાં જમે કર્યા.

લાહોરથી નીકળતી વખતે ત્યાંના પત્રકારોએ વખત માગ્યો. બધા એકઠા થઈને આવ્યા ત્યારે તેમની આગળ પણ બાપુએ પોતાની ફીની શરત મૂકી. વાઘે એક વાર લોહી ચાખ્યું હતું ને! પત્રકારોએ ત્યાં ને ત્યાં ફાળો કરી થોડી રકમ આપી. બાપુ રાજી થયા ને પત્રકારો પણ રાજી થયા. પત્રકારોને છાપાં માટે મસાલો જોઈતો હતો એટલે સાથે સાથે તેમને આ સુંદર કિસ્સો પણ આયતો મળી ગયો.

## ૯૨. આહારના પ્રયોગો

બાપુ વર્ધા આવીને મગનવાડીમાં રહેવા લાગ્યા ત્યારે ત્યાંના લોકોની હાલત જોઈ આહાર વિશે વધારે વિચાર કરવા લાગ્યા. બજારમાં શાક મળતું નહોતું, ને મળે તો બહુ મોંઘું મળતું. એ જોઈ બાપુએ ગામમાં તપાસ કરી કે ગરીબ લોકો ખાતા હોય અને બજારમાં વેચાવા ન જતાં હોય એવાં શાક ક્યાં ક્યાં છે. પછી મગનવાડીમાં એ જ શાક મગાવવા માંડ્યાં. બાપુને એ શાકોની પૌષ્ટિકતા અને ગુણદોષ જોવા હતા. તેઓ આ શાક ખાનાર સૌને તેમના અનુભવ પૂછી લેતા. પછી તેમને સંતોષ થયો કે કેટલાંક શાક બધી દૃષ્ટિએ ખાવાલાયક છે.

એ જ દિવસોમાં સોયાબીનનો પ્રયોગ પણ ચાલતો હતો. સોયાબીન મગાવીને રાંધતા ને પછી વાટતા. એ બધું ઘણા દિવસ ચાલ્યું. દરમિયાન સોયાબીન વિશેનું સાહિત્ય પણ બાપુએ ઘણું વાંચી લીધું, પણ સોયાબીનથી તેમને ખાસ સંતોષ થયો હોય એમ ન લાગ્યું.

## ૯૩. ઊંઘના ઉપવાસ

સને ૧૯૩૬-૩૭ની વાત હશે. બાપુ વર્ધામાં મગનવાડીમાં રહેતા હતા. હું બોરગાંવમાં રહેતો હતો. તે દિવસોમાં બાપુ ખૂબ કામ કરતા. આવેલા પત્રોના જવાબ લખવાનો વખત નહોતો રહેતો એટલે રાત્રે બેત્રણ વાગ્યે ઊઠીને લખતા. એ વાત સાંભળીને મારાથી ન રહેવાયું. મેં યુક્તિપૂર્વક વાત કાઢી: 'બાપુજી, આપે દક્ષિણ આફ્રિકામાં આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન નામની એક ચોપડી લખી છે. તેમાં આહાર તથા શૌચથી માંડીને સ્ત્રી-પુરુષ-સંબંધ સુધીની બધી બાબતો આવી ગઈ છે પણ એક વાત રહી ગઈ છે.' બાપુએ નવાઈ પામી પૂછ્યું, 'કઈ?' મેં કહ્યું, 'ઊંઘ વિશે એમાં એકે પ્રકરણ નથી.' બાપુ કહેવા લાગ્યા, 'ઊંઘની બાબતમાં લખવા જેવું શું છે? માણસને ઊંઘ આવે છે ત્યારે એ ઊંઘી જાય છે. એથી વધારે શું લખી શકાય?' મેં કહ્યું: 'એ જ તો વાત છે. આપ વખતસર ખાઓ છો, માપીતોલીને ખાઓ

છો, આખા દિવસનું કામ મુકર્રર કરેલું હોય છે, જેઓ હક કરતા આવે તેમને સૌને આપ રાજી કરો છો, કોઈ પત્ર લખે તેને જવાબ પણ મળી જાય છે, પણ અત્યાચાર થાય છે કેવળ ઊંઘ પર. કામ વધ્યું તો લૂંટાય છે બિચારી ઊંઘ! એ કેમ ચાલશે? આહારનો ઉપવાસ કુદરત દરગુજર કરશે; પણ ઊંઘના ઉપવાસ માટે સજા ભોગવવી જ પડશે!'

મારી મર્યાદા છોડીને હું બોલતો હતો એનું મને ભાન હતું. પણ શું કરું? ન રહેવાયું એટલે કહી નાખ્યું.

બાપુ ગંભીર થઈને બોલ્યા, 'તમારી વાતનો અર્થ એવો થયો કે હું ગીતાધર્મી નથી. ખરું જોતાં તો શરીર જેટલું કામ આપે છે તેટલું કામ તેની પાસે લઉં છું. જે કામ હું કરું છું તે મારું છે એમ હું નથી માનતો. એ ભગવાનનું છે, એની ચિંતા તેને છે. હું મારા ભાગનું કામ કરવા બંધાયેલો છું. એથી વધારે કરું તો એ અભિમાન કહેવાય.'

પછી થોડા દિવસ ગયા. એક વાર હું બોરગાંવથી મગનવાડી આવ્યો. મહાદેવ-ભાઈએ મને કહ્યું: "આજે બાપુની તબિયત સારી નથી. સૂઈ ગયા છે. સવારે ઊઠતાંવેંત તેમણે કહ્યું, 'આજે મારી તબિયત સારી નથી. બ્લડપ્રેશર (લોહીનું દબાણ) વધ્યું હશે. દાક્તરને બોલાવો તો સારું.' આજ સુધીમાં બાપુએ કદી પોતાની મેળે દાક્તર બોલાવવા કહ્યું નહોતું!"

હું જાણીજોઈને બાપુને મળવા ન ગયો. સાંજની પ્રાર્થના પછી બાપુએ પોતે જ પોતાની તબિયત વિશે કહેવાનું શરૂ કર્યું. પહેલું જ વાક્ય બોલ્યા: 'હું પૂરો ગીતાધર્મી નથી.'

હું જૂની વાત ભૂલી ગયો હતો પણ આ વાક્ય સાંભળતાં જ મને તે દિવસનો સંવાદ યાદ આવ્યો. મને મનમાં થયું કે હું બાપુને કંઈ કહું તે પહેલાં જ તેમણે મારું મોં સીવી લીધું.

ત્યારથી બાપુએ ઊંઘનું દેવું હંમેશાં ચૂકવી જ દેવાનો નિયમ કર્યો.

## ૯૪. પ્રસંગ આવ્યે પૈસાનો સવાલ નહીં

ચિ. ચંદનનાં મારા મોટા દીકરા સાથે વેવિશાળ થયાં હતાં. ચિ. સતીશ ઑક્સ-ફર્ડમાં ભણતો હતો અને ચંદન પોતાનું અમેરિકાનું ભણતર પૂરું કરી હિંદુસ્તાન આવી હતી. તે વર્ધા આવી. બાપુ કહેવા લાગ્યા, 'આ ચંદન તો અંગ્રેજી ભણીને વિદુષી બનીને આવી છે. એ શું કામની? તેને હિંદી તો આવડતું નથી. લગ્ન થયા પછી શાની ભણે? અત્યારથી તેને હિંદી શીખવવાનો કંઈક બંદોબસ્ત કરવો જોઈએ.'

અમે બંનેએ મળીને એને દેહરાદૂન કન્યા ગુરુકુળમાં મોકલવાનું નક્કી કર્યું. ત્યાંના ઉત્સવ નિમિત્તે પૂજ્ય બાને તો ત્યાં જવાનું હતું. મને પણ એ લોકોએ

બોલાવ્યો હતો. અમે ચંદનને સાથે લઈ ગયાં. ત્યાંના લોકોએ તેને હિંદી ભણાવવા-ની ગોઠવણ કરી અને તેના બદલામાં તેની પાસે ભણાવવાનું કામ લીધું. એણે બોસ્ટન વિશ્વવિદ્યાલયની સમાજશાસ્ત્રની એમ.એ. કરી છે.

એટલામાં બાપુનો રાજકોટ સત્યાગ્રહ શરૂ થયો. ચંદન કાઠિયાવાડની કન્યા રહી. એનાથી કેમ રહેવાય? સત્યાગ્રહમાં ભાગ લેવા માટે તે દેહરાદૂનથી રાજકોટ પહોંચી. એટલામાં સમાધાન થયું અને સત્યાગ્રહ બંધ રહ્યો એટલે બાપુ વર્ધા આવ્યા. ચંદન રાજકોટમાં માંદી પડી.

વર્ધામાં ચંદનનો પત્ર આવ્યો કે હું બીમાર છું. તે દિવસે બાપુ વર્ધાથી મુંબઈ જતા હતા. હું બાપુને મૂકવા સ્ટેશન પર ગયો હતો ત્યાં મેં તેમને ચંદનની માંદગીના સમાચાર આપ્યા. બાપુ વિગત પૂછવા લાગ્યા. મેં ચંદનનો કાગળ તેમના હાથમાં આપી દીધો. સ્ટેશન પર ભીડ હોવાથી બાપુ ત્યાં વાંચી ન શક્યા ને પોતાની સાથે લઈ ગયા.

બીજે દિવસે મુંબઈ પહોંચતાં પહેલાં તેમણે ચંદનને તાર કર્યો તેમાં શી શી દવા કરવી જોઈએ, કઈ બાબતોની સંભાળ રાખવી જોઈએ વગેરે જણાવ્યું. અને તરત અમદાવાદ જઈને અમુક વૈદની દવા લેવાની સૂચના પણ કરી. તાર ખાસો ૧૨-૧૫ રૂપિયાનો થયો હશે.

આવા કામમાં ગમે તેટલો ખર્ચ થાય તેનો બાપુને સંકોચ નહોતો રહેતો, અને જ્યાં કંજૂસાઈ કરવા બેસતા ત્યાં પાઈએ પાઈની કરકસર કર્યા વિના રહેતા નહીં.

છો, આખા દિવસનું કામ મુકરર કરેલું હોય છે, જેઓ હક કરતા આવે તેમને સૌને આપ રાજી કરો છો, કોઈ પત્ર લખે તેને જવાબ પણ મળી જાય છે, પણ અત્યાચાર થાય છે કેવળ ઊંઘ પર. કામ વધ્યું તો લૂંટાય છે બિચારી ઊંઘ! એ કેમ ચાલશે? આહારનો ઉપવાસ કુદરત દરગુજર કરશે; પણ ઊંઘના ઉપવાસ માટે સજા ભોગવવી જ પડશે!'

મારી મર્યાદા છોડીને હું બોલતો હતો એનું મને ભાન હતું. પણ શું કરું? ન રહેવાયું એટલે કહી નાખ્યું.

બાપુ ગંભીર થઈને બોલ્યા, 'તમારી વાતનો અર્થ એવો થયો કે હું ગીતાધર્મી નથી. ખરું જોતાં તો શરીર જેટલું કામ આપે છે તેટલું કામ તેની પાસે લઉં છું. જે કામ હું કરું છું તે મારું છે એમ હું નથી માનતો. એ ભગવાનનું છે, એની ચિંતા તેને છે. હું મારા ભાગનું કામ કરવા બંધાયેલો છું. એથી વધારે કરું તો એ અભિમાન કહેવાય.'

પછી થોડા દિવસ ગયા. એક વાર હું બોરગાંવથી મગનવાડી આવ્યો. મહાદેવભાઈએ મને કહ્યું: "આજે બાપુની તબિયત સારી નથી. સૂઈ ગયા છે. સવારે ઊઠતાંવેંત તેમણે કહ્યું, 'આજે મારી તબિયત સારી નથી. બ્લડપ્રેશર (લોહીનું દબાણ) વધ્યું હશે. દાક્તરને બોલાવો તો સારું.' આજ સુધીમાં બાપુએ કદી પોતાની મેળે દાક્તર બોલાવવા કહ્યું નહોતું!"

હું જાણીજોઈને બાપુને મળવા ન ગયો. સાંજની પ્રાર્થના પછી બાપુએ પોતે જ પોતાની તબિયત વિશે કહેવાનું શરૂ કર્યું. પહેલું જ વાક્ય બોલ્યા: 'હું પૂરો ગીતાધર્મી નથી.'

હું જૂની વાત ભૂલી ગયો હતો પણ આ વાક્ય સાંભળતાં જ મને તે દિવસનો સંવાદ યાદ આવ્યો. મને મનમાં થયું કે હું બાપુને કંઈ કહું તે પહેલાં જ તેમણે મારું મોં સીવી લીધું.

ત્યારથી બાપુએ ઊંઘનું દેવું હંમેશાં ચૂકવી જ દેવાનો નિયમ કર્યો.

## ૯૪. પ્રસંગ આવ્યે પૈસાનો સવાલ નહીં

ચિ. ચંદનનાં મારા મોટા દીકરા સાથે વેવિશાળ થયાં હતાં. ચિ. સતીશ ઑક્સફર્ડમાં ભણતો હતો અને ચંદન પોતાનું અમેરિકાનું ભણતર પૂરું કરી હિંદુસ્તાન આવી હતી. તે વર્ધા આવી. બાપુ કહેવા લાગ્યા, 'આ ચંદન તો અંગ્રેજી ભણીને વિદુષી બનીને આવી છે. એ શું કામની? તેને હિંદી તો આવડતું નથી. લગ્ન થયા પછી શાની ભણે? અત્યારથી તેને હિંદી શીખવવાનો કંઈક બંદોબસ્ત કરવો જોઈએ.'

અમે બંનેએ મળીને એને દેહરાદૂન કન્યા ગુરુકુળમાં મોકલવાનું નક્કી કર્યું. ત્યાંના ઉત્સવ નિમિત્તે પૂજ્ય બાને તો ત્યાં જવાનું હતું. મને પણ એ લોકોએ

બોલાવ્યો હતો. અમે ચંદનને સાથે લઈ ગયાં. ત્યાંના લોકોએ તેને હિંદી ભણાવવાની ગોઠવણ કરી અને તેના બદલામાં તેની પાસે ભણાવવાનું કામ લીધું. એણે બોસ્ટન વિશ્વવિદ્યાલયની સમાજશાસ્ત્રની એમ.એ. કરી છે.

એટલામાં બાપુનો રાજકોટ સત્યાગ્રહ શરૂ થયો. ચંદન કાઠિયાવાડની કન્યા રહી. એનાથી કેમ રહેવાય? સત્યાગ્રહમાં ભાગ લેવા માટે તે દેહરાદૂનથી રાજકોટ પહોંચી. એટલામાં સમાધાન થયું અને સત્યાગ્રહ બંધ રહ્યો એટલે બાપુ વર્ધા આવ્યા. ચંદન રાજકોટમાં માંદી પડી.

વર્ધામાં ચંદનનો પત્ર આવ્યો કે હું બીમાર છું. તે દિવસે બાપુ વર્ધાથી મુંબઈ જતા હતા. હું બાપુને મૂકવા સ્ટેશન પર ગયો હતો ત્યાં મેં તેમને ચંદનની માંદગીના સમાચાર આપ્યા. બાપુ વિગત પૂછવા લાગ્યા. મેં ચંદનનો કાગળ તેમના હાથમાં આપી દીધો. સ્ટેશન પર ભીડ હોવાથી બાપુ ત્યાં વાંચી ન શક્યા ને પોતાની સાથે લઈ ગયા.

બીજે દિવસે મુંબઈ પહોંચતાં પહેલાં તેમણે ચંદનને તાર કર્યો તેમાં શી શી દવા કરવી જોઈએ, કઈ બાબતોની સંભાળ રાખવી જોઈએ વગેરે જણાવ્યું. અને તરત અમદાવાદ જઈને અમુક વૈદની દવા લેવાની સૂચના પણ કરી. તાર ખાસો ૧૨-૧૫ રૂપિયાનો થયો હશે.

આવા કામમાં ગમે તેટલો ખર્ચ થાય તેનો બાપુને સંકોચ નહોતો રહેતો, અને જ્યાં કંજૂસાઈ કરવા બેસતા ત્યાં પાઈએ પાઈની કરકસર કર્યા વિના રહેતા નહીં.

# પ્રાસ્તાવિક

સને ૧૯૧૫ના પ્રારંભમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી કાયમને માટે હિંદુસ્તાન પાછા આવ્યા.

પાંચ-છ વરસની અંદર એટલે કે સન ૧૯૨૦માં એમણે આખા દેશની સ્વરાજ્યની હિલચાલની લગામ પોતાના હાથમાં લીધી. અને એક જબરદસ્ત આંદોલન દેશમાં જગાડયું.

બરાબર દસ વર્ષ પછી ગાંધીજીએ લાહોરની કૉંગ્રેસમાં પૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય સ્વીકારી આખરી ફેંસલો કરવા માટે 'મીઠાનો સત્યાગ્રહ' શરૂ કર્યો.

અને ત્યાર પછી બરાબર બાર વરસે (૧૯૪૨) અંગ્રેજી હકૂમતને ભારત છોડી જવાની નોટિસ આપી.

પાંચ વરસની આ લડતને અંતે ભારત સ્વતંત્ર થયું. 'બાર વરસનું એક તપ' એ હિસાબે ગાંધીજીની આ અદ્ભુત રોમહર્ષણ સ્વરાજ્ય-સેવા બરાબર ત્રણ તપ સુધી ચાલી અને ફળી.

આ ત્રણ તપનો ઈતિહાસ ગાંધીજી જેવા, કે જવાહરલાલજી જેવા અનેક રાષ્ટ્ર-પુરુષોના જીવનમાં, એમની વાણીમાં અને એમની પ્રવૃત્તિમાં પ્રતિબિંબિત થયો જ છે. પણ આ ત્રણ તપ દરમ્યાન જે જે નાનીમોટી વ્યક્તિઓએ આમાં ભાગ લીધો અને એ આખી પ્રવૃત્તિ અને એની પાછળની પ્રેરણાનું નિરીક્ષણ કર્યું તેમનું કર્તવ્ય છે કે તેઓ પોતપોતાની અનુભૂતિ અને સ્મૃતિ અનુસાર પોતાનાં સંસ્મરણો લખી આપે.

તેમાંય ગાંધીજી તો રાષ્ટ્રપુરુષ હોવા ઉપરાંત યુગ-પ્રેરક મહામાનવી પણ હતા. એમની સાથે સંબંધ ધરાવતી બધી જ ઘટનાઓનું અસાધારણ મહત્ત્વ છે.

તેથી જ સ્વરાજ્ય સરકારે રાજ્યકારભાર વ્યવસ્થિત થતાંવેંત તમામ ગાંધીવાઙ્મય એકત્ર કરી પ્રકાશિત કરવાની યોજના તૈયાર કરી. આ યોજના બારપંદર વરસના સતત પ્રયત્નને અંતે સફળ થવાની છે. એમાં તો ગાંધીજીની વાણી અને લેખિની દ્વારા જે નીકળ્યું તે બધાનો સંગ્રહ થશે.

પણ ગાંધીજીનો પૂરો પરિચય થવા માટે અને સ્વરાજ્ય યુગનો ભારતનો ઈતિહાસ સંપૂર્ણ કરવા માટે પણ બીજા વિવિધ સાહિત્યની જરૂર છે. મહાદેવભાઈની વાસરીઓ (ડાયરીઓ) અને એમણે લખેલા સાપ્તાહિક પત્રો એ તો ગાંધીજીનું સંપૂર્ણ જીવન લખવા માટે મહત્ત્વનો મસાલો છે જ. શ્રી પ્યારેલાલજી પાસે જે કીમતી મસાલો પડેલો છે તેનો ઉપયોગ કરી તેઓ ગાંધીજીનું વિસ્તૃત ચરિત્ર લખે જ છે. પણ નાનામોટા પ્રસંગો વિશેની વિગતવાર માહિતી પણ લોકો આગળ આવવી જોઈએ.

સ્વરાજ્ય માટે મીઠાનો સત્યાગ્રહ શરૂ કરી ગાંધીજી ૧૯૩૦માં જેલમાં ગયા. સરકારે એમને યરવડા જેલમાં સ્ટેટ પ્રિઝનર—રાજદ્વારી કેદી તરીકે રાખ્યા હતા.

તે વખતે એમની સાથે રાખવા માટે સરકારે મારી પસંદગી કરી અને મને સાબરમતી જેલમાંથી યરવડા મોકલી દેવામાં આવ્યો. ગાંધીજી જોડે તે વખતે હું પાંચ સવા પાંચ મહિના રહ્યો હોઈશ.

હું છૂટયો ત્યારે યરવડા જેલમાં જ આણી રાખેલા શ્રી પ્યારેલાલજીને મારે ઠેકાણે, ગાંધીજી સાથે રાખ્યા. પણ થોડા જ દિવસમાં (૨૬–૧–૧૯૩૧) એ બંનેને અને કેટલાક નેતાઓને છોડી મૂકવામાં આવ્યા.

પ્યારેલાલજીએ હમણાં હમણાં મારી પાસે માગણી કરી કે બાપુજી સાથે હું રહ્યો તે દિવસોની હકીકત મારે લખી કાઢવી. બીજાઓની પણ માગણી હતી જ. એટલે, આજે, ઓગણત્રીસ વરસ પછી જેમ યાદ આવે છે તેમ લખવા માગું છું.

સન ત્રીસની એ હિલચાલમાં ગાંધીજી યરવડા જેલમાં સાડા આઠ મહિના રહ્યા. આ દિવસો દરમ્યાન રાજદ્વારી મુખ્ય ઘટના તો સર તેજબહાદુર સપ્રૂ અને શ્રી જયકર એમને અનેક વાર મળવા આવ્યા અને એ વિષ્ટિને પરિણામે સરકારે શ્રી મોતીલાલજી, જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ વગેરે કૉંગ્રેસી નેતાઓને યરવડા જેલમાં ગાંધીજી પાસે ભેગા કર્યા અને એમની વચ્ચે અને જયકર-સપ્રૂ વચ્ચે વાતો થવા દીધી એ છે.

એ ઉપરાંત આ દિવસો દરમિયાન ગાંધીજીએ સાહિત્યિક દૃષ્ટિએ ત્રણ-ચાર પ્રવૃત્તિઓ આદરી અને તે પૂરી પણ કરી.

૧. આશ્રમનાં અગિયાર વ્રતો ઉપરાંત યજ્ઞ અને નમ્રતા વગેરે સિદ્ધાંતો સમજાવવા માટે એમણે દર અઠવાડિયે પ્રવચનો લખી મોકલ્યાં, જે પ્રથમ 'વ્રતવિચાર' નામે અને પાછળથી 'મંગળપ્રભાત' એ મથાળા હેઠળ પ્રકાશિત થયાં છે. વ્રતોનું આ ભાષ્ય એટલું મહત્ત્વનું અને લોકપ્રિય નીવડયું કે એનું ભાષાંતર હિંદુસ્તાનની બધી ભાષાઓમાં અને અંગ્રેજીમાં પણ થયું છે.

૨. આ ભાષ્ય પૂરું થયા પછી બાપુજીએ ગીતાના એકેક અધ્યાયનો સાર દર અઠવાડિયે મોકલવાનું શરૂ કર્યું. ત્રીસ સાલની જેલમાં એ પૂરું થઈ ન શકયું પણ ગોળમેજી પરિષદથી પાછા આવ્યા પછી ઓગણીસસો બત્રીસની સાલમાં સરકારે એમને ફરી વાર યરવડામાં રાખ્યા, ત્યારે એમણે એ પૂરું કર્યું. એ અઢારે પ્રવચનો 'ગીતાબોધ'ને નામે પ્રકાશિત થઈ ચૂકયાં છે. આમાં ગીતાનો બોધ સામાન્ય માણસ સહેલાઈથી સમજી શકે એવી સુલભ ભાષામાં આપ્યો છે. ગાંધીજી કહે છે કે, 'ગીતા હું જેવી સમજું છું તે રીતે સમજાવવાનો પ્રયત્ન મેં આમાં કર્યો છે.'

૩. બાપુજીની આવી જ એક ત્રીજી લેખનપ્રવૃત્તિ તે મીરાંબહેન(Miss Slade)ને લાભાર્થે આખી આશ્રમભજનાવલિનો અંગ્રેજી અનુવાદ. પ્રાતઃસ્મરણના શ્લોકોથી માંડીને અનેક ભાષાઓમાંથી પસંદ કરેલા તમામ શ્લોકોનો અને ભજનોનો અંગ્રેજી અર્થ ગાંધીજીએ અંગ્રેજીમાં ઘણા પ્રેમથી તૈયાર કરી આપ્યો.

૪. સરકાર સાથે ફાવ્યું નહીં એટલે ખાનગી મુલાકાતો લેવાની ગાંધીજીએ ના

જ પાડી હતી. અને દર અઠવાડિયે અનેક લોકોને કાગળો લખવાનું ચાલુ રાખ્યું, આવી રીતે એમણે સેંકડો કાગળો મોકલ્યા. એમાંના કેટલાક તો ઠીકઠીક લાંબા હતા.

ગીતાના શ્લોકો કંઠ કરવાની એમની મુરાદ ઘણાં વર્ષોની હતી. યરવડાના એકાંતમાં તે પાર પાડવાનો મનસૂબો એમણે કરેલો. મારા એમની પાસે જવાથી એ વખત ઉપર કાપ પડ્યો ખરો. પણ એમણે મારી મદદથી ગીતાના શ્લોકોનું ઉચ્ચારણ બિલકુલ નિર્દોષ કરવાનો પૂરો અને સફળ પ્રયત્ન કર્યો.

ભારતના દરેક માણસે પડોશના પ્રાંતની ભાષા શીખવી જોઈએ એ પણ ગાંધીજીના આગ્રહનો એક વિષય. હું એમની તહેનાતમાં રહ્યો તે દરમ્યાન એમણે થોડુંઘણું મરાઠી વાંચી કાઢ્યું. એ ભાષાજ્ઞાનનો એમને પહેલો ઉપયોગ એ થયો કે આશ્રમભજનાવલિના મરાઠી અભંગો અને ભજનોનું અંગ્રેજી કરતાં એમને સહેલું થયું. એમની મદદમાં હું તો હતો જ. બંગાળી ભજનોનો અનુવાદ અમે સાથે બેસીને કરી શકત, પણ મેં બાપુજીને કહ્યું કે 'એ ભજનો રવિબાબુનાં છે અને એનું અંગ્રેજી કાં તો કવિએ પોતે કર્યું છે અથવા એમની દેખરેખમાં થયું છે.' એટલે એ ભાગ પોતાના ભાષાન્તરમાંથી એમણે છોડી દીધો.

*

પૂજ્ય બાપુજીના જેવા સત્યાગ્રહીનું જીવન એટલે ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું હોય છે અને ખાસ કરીને જેલમાં તો સરકારના, પરાણે બનેલા મહેમાન એટલે ક્ષણેક્ષણે દરેક પગલાની યોગ્યતા વિશે જાગ્રતપણે તેઓ વિચાર કરવાના જ. એ વસ્તુ જોવા મળવી એ પણ એક અસાધારણ કેળવણી અને અસાધારણ ભાગ્ય હતું.

યરવડાનિવાસ દરમિયાન ગાંધીજીનું ધ્યાન ખોરાક દ્વારા તબિયત સાચવવા અને સુધારવા તરફ રહેતું. આહારશાસ્ત્ર અને નૈસર્ગિક ઉપચારનું આરોગ્યશાસ્ત્ર એ બે શાસ્ત્રોના ગાંધીજી અસાધારણ રસિયા અને નિષ્ણાત; અને એમને મન આ બન્ને શાસ્ત્ર કેવળ ભૌતિક શાસ્ત્રો ન હતાં, એમાં એમનું સર્વોદયી ખાસ અર્થશાસ્ત્ર અને મોક્ષપરાયણ અધ્યાત્મશાસ્ત્ર પણ કામ કરતાં જ હતાં. ખાનગી કાગળોમાં પોતાના આ આહાર, આરોગ્ય અને ઉપચારના પ્રયોગો વિશે લખતાં તેઓ થાકતા જ ન હતા.

જીવનની દરેક પ્રવૃત્તિમાં સત્યનિષ્ઠ ગાંધીજી વૈજ્ઞાનિક દૃષ્ટિ રાખવાના જ. એટલે પોતાનું વજન, પેટનો ખુલાસો, મનની પ્રસન્નતા અને શરીરની કાર્યશક્તિ ઇત્યાદિનું બધી બાજુએ સૂક્ષ્મ નિરીક્ષણ કરી તેઓ વખતોવખત પોતાના આહારમાં ફેરફાર કરતા, સવારસાંજ ફરવાની કસરત, તકલી, રેંટિયો કે સીવવાનો સંચો ચલાવવાની મહેનત અને ટટાર બેસવાની સાધના — બધી વસ્તુઓનો સૂક્ષ્મ મેળ બેસાડવાનો એમનો પ્રયત્ન અખંડ ચાલતો.

*

ઉપરની બધી વસ્તુઓ અસાધારણ મહત્ત્વની ખરી પણ ગાંધીજીની ચિત્તવૃત્તિ, સોળે આના પરોવાયેલી રહેતી એમની કાંતવાની પ્રવૃત્તિમાં અને તકલી રેંટિયો કે પીંજણમાં કરવાના સુધારાની ગડમથલમાં.

ચોવીસે કલાકનું એમનું જીવન નિહાળતાં અને એમના સેંકડો કાગળો વાંચતાં એમ જ ખાતરી થતી હતી કે ગોળમેજી પરિષદ કરતાં પણ ગાંધીજીને મન રેંટિયાની અને કાંતવાની સફળતા એ વધારે મહત્ત્વની વસ્તુ હતી. ધાર્યા આંકનું મજબૂત એકધારું સૂતર કાઢતા અને કાંતવાની ગતિ વધારતા. જ્યારે તેઓ રેંટિયો એકાગ્રપણે ચલાવતા હતા ત્યારે એ કાંતણનો તાલબદ્ધ અવાજ જાણે અનુષ્ટુપ છંદમાં લખેલા મહાભારતના શ્લોકો સાંભળતા હોઈએ એવો મધુરો ગંભીર અને ભવ્ય લાગતો હતો.

આ દિવસો દરમિયાન જેલમાં બેઠાંબેઠાં એમણે નળિયાના કે ઘડાના ઠીંકરામાંથી અને વાંસની સળીમાંથી કેટલીયે તકલીઓ જાતે તૈયાર કરી. જીવનચક્ર, ગાંડીવ, બારડોલી ચક્ર, ખેડૂતનો રેંટિયો વગેરે જે જાતજાતના ચરખાઓ એમની પાસે આવી પડયા હતા એ બધાનો અમે બન્ને જણાએ ઠીકઠીક પ્રયોગ કર્યો અને ગાંધીજીએ દરેક રેંટિયાની ખૂબી અને ખામી તપાસી. અંતે પોતે એક સુંદરમાં સુંદર રેંટિયો શોધી કાઢયો. એને આજે યરવડા ચક્રનું નામ મળ્યું છે.

જેલમાં પહોંચતાંવેંત મીરાંબહેન મારફતે એમણે બહારથી પીંજણ મગાવી અને પોતાની એક ઓરડીમાં (જેલમાં એમને વાપરવાને ત્રણ ઓરડીઓ મળી હતી) છત સાથે ટીંગાડી, રૂ પીંજવાનું અને પૂણીઓ તૈયાર કરવાનું કામ તેઓ રીતસર કરવા લાગ્યા. અને એ કળા એમણે મને પણ શીખવી.

આ રીતે તકલી અને રેંટિયો બનાવવાથી માંડીને રૂ પીંજવાનું, પૂણીઓ બનાવવા-નું, સૂતર કાંતવાનું, એનો આંક કાઢવાનું અને ટોપીઓ સીવવાનું—આવાં વિવિધ કામો તેમણે પૂરી એકાગ્રતાથી કર્યાં. એટલે ગાંધીજીની આ વખતની જેલને એક રીતે 'મીઠાની જેલ'નું નામ મેં આપ્યું છે અને બીજી રીતે 'રેંટિયાની ઉગ્ર ઉપાસના-ની જેલ' એ રીતે પણ આ જેલને ઓળખવાની હું ભલામણ કરું.

આ થઈ એમની પોતાની પ્રવૃત્તિ. પણ જેલમાં બેઠાં બેઠાં હિંદુસ્તાનના અસંખ્ય લોકોની અને એમનાં કુટુંબોની ચિંતા પણ બાપુજી કરતા. જેટલા કાગળો આવે તેટલા લોકોના વ્યક્તિગત અને કૌટુંબિક સવાલોમાં ઊંડા ઊતરી તેઓ સલાહ આપતા. શારીરિક, માનસિક અને આધ્યાત્મિક આરોગ્યનો એકસામટો વિચાર કરી તેઓ જે સલાહ આપતા તેનું મનન-ચિંતન કરવું એ પણ એક અસાધારણ કેળવણી જ હતી. આમ ગાંધીજી સાથે જે થોડા મહિના સરકારની ઇચ્છાથી મળ્યા તે દરમ્યાનના કેટલાક પ્રસંગો આ ચોપડીમાં નોંધ્યા છે. રાષ્ટ્રીય કે રાજકીય જીવન ઉપરાંત એમના સાધનામય જીવનમાં મારા દેખતાં અથવા મારે કારણે જે પ્રસંગો બન્યા તે જ અહીં આપેલા છે, જે ઉદ્દેશથી 'બાપુની ઝાંખી' મેં લખ્યું એ જ ઉદ્દેશથી આ પ્રસંગો પણ લખ્યા છે. ગાંધીજી વિશેની ગમે તે વસ્તુ લોકોને રોચક હોય જ છે એટલે આ પણ રોચક થશે જ એવો વિશ્વાસ છે.

કાકા કાલેલકર

૧૫મી ઑગસ્ટ, ૧૯૫૯, નવી દિલ્હી

# ૧. બારસદથી સાબરમતી

સને ૧૯૩૦થી પો ફાટતા પહેલાં જ લાહોર મુકામે રાષ્ટ્રીય મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પાસ કર્યો. ત્યારથી રોજ ત્રણ-ત્રણ પ્રાર્થના-પ્રવચનો દ્વારા વિદ્યાપીઠના વિદ્યાર્થીઓનું અને અધ્યાપકોનું બલિદાન માટે તૈયાર થવાનું કામ જોરથી ચાલતું હતું. ૧૯૩૦ના જાન્યુઆરીમાં બાપુજીએ વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ કર્યો અને પૂર્ણ સ્વાતંત્ર્યની લડત માટે સર્વસ્વ અર્પણ કરવાની હાકલ વિદ્યાપીઠને અને દેશને સંભળાવી.

તા. ૧૩, ૧૪, ૧૫મીએ અમે વિદ્યાપીઠમાં અખિલ ભારતીય રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ ચલાવી અને તેમાં ઠરાવ કર્યો કે રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનું કાર્ય કેવળ સ્વરાજ્યપ્રેમી નાગરિકો તૈયાર કરવાનું જ ન રહે, પણ મુખ્યત્વે સ્વરાજ્યપરાયણ સેવકો (સૈનિકો) તૈયાર કરવાનું હોય.

૨૬મી જાન્યુઆરીએ આખા દેશે સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લીધી અને જ્યાં ત્યાં સ્વરાજની લડત માટે ઉત્સુકતાપૂર્ણ તૈયારીઓ થવા લાગી. ગાંધીજી લડતને કેવું રૂપ આપે છે એ જાણવા-સાંભળવા માટે કરોડો આંખ-કાન-મન તૈયાર થયાં અને ગાંધીજીએ જાહેર કર્યું કે ગરીબમાં ગરીબ માણસને પણ જેની જરૂર છે અને જે વસ્તુ હવાપાણીની પેઠે જ કુદરતની બક્ષિસ છે, તે મીઠા પરનો કરવેરો રદ કરાવવા લડત ઉપાડીશું.

આને અંગે અમદાવાદથી સમુદ્રકિનારે દાંડી સુધી કૂચ કરવાનો કાર્યક્રમ સરદાર વલ્લભભાઈએ ગાંધીજી માટે ગોઠવ્યો અને ૧૨મી માર્ચે એંસી સત્યાગ્રહીઓ આશ્રમ છોડી સમુદ્રને કિનારે મીઠું પકવવાની યાત્રાએ ઊપડ્યા. એંસી સત્યાગ્રહી વીરો આશ્રમ બહાર આમલીના ઝાડ તળે હારબંધ ઊભા રહ્યા. આશ્રમની બહેનોએ બધાને ચાંલ્લો કર્યો અને મેં દરેકના હાથમાં બાપુજીના 'અનાસક્તિયોગ'ની એક એક નકલ મૂકી, જે બરાબર તે જ ક્ષણે નવજીવન મુદ્રણાલયમાંથી તૈયાર થઈને આવી હતી!

છઠ્ઠી એપ્રિલે બાપુજી કરાડી-મટવાડ-દાંડીને કિનારે પહોંચી ગયા અને ત્યાં એમણે મીઠાનો કાયદો તોડ્યો. સરકારે ગાંધીજીના નવજીવન પ્રેસ પાસેથી જમીનગીરી માગી. તે મળી નહીં એટલે સરકારે ૨૭મી એપ્રિલે નવજીવન પ્રેસ જપ્ત કર્યું અને ૪થી મેએ બાપુજીને કરાડી ખાતે પકડી યરવડા લઈ ગયા.

દાંડીકૂચ દરમ્યાન હું બાપુજીને એક વખત નડિયાદ મળ્યો હતો. ફરી એક વાર સુરત પાસે મળ્યો હતો અને ત્રીજી વાર કરાડી મળ્યો હતો.

બાપુજીએ મને ખાનગીમાં કહી રાખ્યું હતું કે તારે તરત સત્યાગ્રહમાં ન ઊતરવું, પણ આવડી મોટી હિલચાલ ગુજરાત આખામાં શરૂ થઈ છે. તે અહિંસાની

મર્યાદામાં રહે એની તકેદારી રાખવી. બાપુજીએ એક ખાસ સૂચના આપતાં મને કહ્યું, "વિદ્યાપીઠના તારા વિદ્યાર્થીઓ ગુજરાતમાં બધે ફેલાયા છે. લડતમાં ઊતરેલા સરકારી કૉલેજના અને બીજા જુવાનોને તું ઓળખે જ છે. આગળ જતાં જેઓ તોફાને ચડે એવો સંભવ હોય એમને શરૂઆતમાં જ સત્યાગ્રહ માટે મોકલી દેવા, જેથી હિંસા ફાટી નીકળવાનો સંભવ ઓછો રહે અને આખી હિલચાલ કાબૂમાં રહે. તારે તો સૌથી છેલ્લા જેલ પહોંચવાનું છે."

પ્રાન્તિક સમિતિના કાર્યાલયમાં અમે ભેગા થયા અને ઇમામસાહેબ તેમ જ મહાદેવભાઈ એક પછી એક નેતૃત્વ કરે એમ નક્કી કર્યું. હું વિદ્યાપીઠમાં મારા વિદ્યાર્થીઓને કાગળો લખી દોરતો. ઘણુંખરું કામ હું વિદ્યાપીઠના મહામાત્ર શ્રી નરહરિભાઈ મારફતે જ કરતો.

ત્યાં એક દિવસ સમાચાર આવ્યા હશે કે બોરસદની આસપાસ પઢિયાર વગેરે આદિવાસીઓમાં તોફાન જાગવાનો સંભવ છે. એ લોકો લડતે શી છે? શા માટે છે? એ કશું જાણતા ન હતા. નરહરિભાઈએ પરિસ્થિતિની ગંભીરતા સમજી ત્યાં કહેવડાવ્યું કે "કાકાસાહેબ અમુક દિવસે ત્યાં પહોંચશે અને લોકોને સમજાવશે." બાપુજીની ખાનગી સૂચનાની ખબર નરહરિભાઈને ન હતી અને એમણે મારા વતી વચન આપ્યું અને બધું ગોઠવ્યું. હવે મારે શું કરવું? ખૂબ વિચાર કરતાં મને લાગ્યું કે જે વિશ્વાસે નરહરિભાઈએ મારા વતી સંદેશો મોકલ્યો હતો તેને નિભાવ્યે જ છૂટકો. હું ગયો. પઢિયાર લોકોની એક મોટી સભા ગોઠવી. મોટા મોટા રંગીન ફેંટાવાળા એ પડછંદ લોકોને જોઈ મારા મનમાં સ્વરાજ સરકારની સેનાનાં સ્વપ્નાં જાગ્યાં. હું પૂરેપૂરો અહિંસક ખરો, પણ સ્વતંત્ર ભારત રાષ્ટ્રના રક્ષણ ખાતર પોતાની ફોજ રાખશે એ વિશે મારા મનમાં શંકા ન હતી.

આપણી લડત સ્વરાજ્ય માટે છે, અહિંસક ઢબે લડવાની છે, આપણે કોઈને મારીએ નહીં તેમાં ઓછી બહાદુરી નથી . . . વગેરે બધું મેં બની શકે તેટલી સહેલી ભાષામાં સમજાવ્યું.

પાછા ફરતાં બોરસદ પહોંચ્યો. ત્યાં તો મીઠું પકવનાર ગામલોકો ઉપર થોડી જ મિનિટ પહેલાં પોલીસોએ લાઠીનો હુમલો કર્યો હતો. જ્યાં ત્યાં લોકો ઉશ્કેરાયા હતા. કેટલાયે લોકો લોહીલુહાણ થયા હતા. [માથામાંથી અને નાકમાંથી વહેતું લોહી લૂછવાનો પ્રયત્ન કરતી બહેનો પણ જોઈ. થોડાક લોકો દબાયા હતા; પણ ઘણાખરા ઉશ્કેરાયા, ચિડાયા અને ક્રોધે ભરાયા હતા.

મેં તરત વિચાર કર્યો કે 'અત્યારે મારો ધર્મ શો?'

થોડાં વરસ પહેલાં આ જ બોરસદમાં ગુજરાત રાજકીય પ્રાંતિક પરિષદ ભરાઈ હતી. હું એનો અધ્યક્ષ હતો. સ્થાનિક સ્વાગત સમિતિની મહેમાનગીરી મેં ચાખી હતી અને નહીં તોયે લાઠીના હુમલા પછી લોકોને છડેચોક દોરવાની જવાબદારી હું ટાળી શકું એમ ન હતું. મેં રાત્રે એક સભા ગોઠવી. કોણ જાણે ક્યાંથી,

એ સભામાં ઠક્કરબાપા પણ આવી ચડયા હતા. સ્વ. ગોખલેની સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાયટી(ભારત સેવક સમાજ)ના એ સભ્ય. તેઓ લડતમાં ભાગ લે એવી કોઈની જ અપેક્ષા ન હતી. તેઓ અહીં પ્રેક્ષક તરીકે આવ્યા હતા.

મેં લોકોને સમજાવ્યું કે, આવા લાઠીના હુમલા રોજ થાય તોયે શું? આપણે દબાઈ જવાના નથી અને ઉશ્કેરાઈ જઈ તોફાને પણ ચડવાના નથી. મેં એમ પણ જાહેર કર્યું કે, 'લોકોએ સમુદ્રનું જે પાણી આણી રાખ્યું છે તેમાંથી બીજે દિવસે સવારે ગામના ચોરામાં હું મીઠું પકવવાનો છું.' પોલીસો મને પકડવા આવે ત્યારે તોફાન ન થાય એટલા માટે મેં લોકોને વિનંતી કરી કે સવારે ચોરામાં લોકો ભેગા ન થાય. મારી સાથે ફક્ત મારો એક વિદ્યાર્થી રહેશે.

તે પ્રમાણે મેં મીઠુ પકવ્યું અને ગામમાં જે મળે તેને આઝાદ નમક આપવા ઊપડયો. એટલામાં એક મોટી બસ લઈને પોલીસની ટુકડી મને પકડવા આવી પહોંચી. લોકોએ 'વંદે માતરમ્'ના પોકારો કર્યા અને મને વિદાય આપી.

મારો કેસ આણંદના મૅજિસ્ટ્રેટ આગળ ચાલવાનો હતો. મને સ્થાનિક કાચી જેલ(લૉક-અપ)માં રાખવામાં આવ્યો હતો. સાત વરસ પહેલાં મારા પર રાજદ્રારી કેસ ચાલ્યો હતો ત્યારે સરકારે પકડ-વૉરંટ કાઢયું ન હતું. ફલાણે દિવસે કોર્ટમાં હાજર રહેવાની સમન્સ—તાકીદ—આપી હતી. પણ હવે તો લડત આકરી બની હતી. જૂના વિવેક માટે હવે અવકાશ ન હતો.

બીજે દિવસે જ્યારે મૅજિસ્ટ્રેટ આગળ મને રજૂ કરવામાં આવ્યો ત્યારે કોર્ટને મેં વિનંતી કરી કે, "આ કાચી જેલ એટલી ગંદી છે કે કૃપા કરીને મારો કેસ લંબાવશો નહીં. આ જેલમાં એક દિવસ વધારે રહેવા કરતાં પાકી જેલ એકાદ મહિનાની વધારે આપશો તોયે ચાલશે. એ હું વધાવી લઈશ." પોલીસ લોકોએ ગેરકાયદેસર મીઠું પકવવાનો આરોપ મારા પર મૂકયો જ નથી. (હું માનું છું કે ચોરામાં મેં લોકોને ભેગા થવા દીધા નહીં એટલે રીતસરનું કોઈ સાક્ષી મળે નહીં અને હું એ બારીથી કદાચ છટકી શકું એ જોખમ એ લોકો ખેડવા માગતા ન હતા.) આગલી રાત્રે મેં જે ભાષણ આપ્યું હતું, તેનો પોલીસ-રિપોર્ટ વાંચી, તેને આધારે મને જેલ મોકલવાનું નક્કી કર્યું હતું. મૅજિસ્ટ્રેટે મને પૂછયું, "તમારે કાંઈ કહેવું છે?" મેં કહ્યું, "ભાષણના રિપોર્ટમાં ઘણી ભૂલો છે અને અંગ્રેજી ભાષાંતર રેઢિયાળ છે. બાકી સરકાર વિરુદ્ધ હું ઘણું ઘણું બોલ્યો છું ખરો."

મને છ અધિક એક એમ સાત મહિનાની સાદી કેદ મળી અને તરત મને અમદાવાદ મોકલવામાં આવ્યો (૨૯–૪–'૩૦).

સાબરમતી જેલમાં અમે એટલા બધા હતા કે અમને ઓરડીઓમાં પુરાય એમ હતું જ નહીં. જેલના દરેક આંગણામાં પણ અમે એટલા બધા હતા કે રાત્રે ખુલ્લામાં જ સૂવું પડતું. ધણની પેઠે અમે રહેતા—કેટલાક 'અ' વર્ગમાં, કેટલાક 'બ' વર્ગમાં અને ઘણાખરા 'ક' વર્ગમાં. સરદાર વલ્લભભાઈએ સુપરિન્ટેન્ડેન્ટને

કહ્યું કે ખાવાની બાબતમાં આ વર્ગીકરણ કાઢી નાખો. ખાવાના જેટલા પૈસા બધા માટે થતા હોય તે એકત્ર ગણી તેટલાનું સીધું અમને આપો. અમારા લોકો પોતે જ રાંધી લેશે. અને અમે બધા સાથે જમીશું. જેલવાળાઓને હા પાડ્યા વગર છૂટકો જ ન હતો. પછી તો અમે બધા સાંજની પ્રાર્થના માટે એકસાથે બેસવા લાગ્યા. એ જોઈને ગોરો સુપરિન્ટેન્ડેન્ટ ગભરાયો. એણે અમને વર્ગ પ્રમાણે નોખા રાખવાનું નક્કી કર્યું. સાથે જમવાનું પણ એ રીતે બંધ થતું હતું. વલ્લભભાઈએ ભૂખહડતાળની ધમકી આપી. આ બધી વાતો ચાલતી હતી એટલામાં જ મને એકલાને સાબરમતીથી ખસેડી યરવડા જેલ લઈ જવાનો હુકમ આવ્યો અને સાબરમતીનો અધ્યાય પૂરો થયો.

## ૨. જેલ-બદલી

એ દિવસોમાં જેલ-બદલી થતી ત્યારે વીસ-વીસ, ચાળીસ-ચાળીસ કેદીઓને એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવામાં આવતા. એક આખું ધણ લઈ જતાં પોલીસોને ફાવતું અને ખરચ પણ ઓછો. એક માણસ માટે એક આખી પોલીસ પાર્ટી મોકલવામાં આવે એ આશ્ચર્ય ખરું જ!

મને યરવડા લઈ જાય છે એની ખબર પડતાંવેંત શંકા તો થઈ કે વખતે મને બાપુજી સાથે રાખશે. પણ મારા ભાગ્ય ઉપર મારો વિશ્વાસ નહીં એટલે કલ્પનાને પણ દોડવા દેતાં મેં સંકોચ કર્યો.

પૂના સ્ટેશને પહોંચ્યા ત્યારે ત્યાંથી મને જેલ લઈ જવાની ગોઠવણ ન હતી એટલે ઘણો વખત સ્ટેશન પાસેની એક પોલીસચોકીમાં મારે રોકાવું પડ્યું. મને વિગત યાદ નથી, પણ આ મુસાફરી દરમ્યાન વિદ્યાપીઠના ભાઈઓએ મારે માટે સૂતર કાંતવા સારુ ઢગલાબંધ પૂણીઓ પહોંચાડી હતી. હું આમ મુસાફરી કરવાનો છું એની એમને ક્યાંથી ખબર પડી, કોણ જાણે!

યરવડા પહોંચતાંવેંત જેલ તરફથી, બધા કદીઓની થાય છે તેમ, મારી તપાસ થઈ. સામાન્યપણે રાજદ્વારી કેદીઓની અને પ્રતિષ્ઠિત લોકોની તપાસ નામની જ હોય છે. પોલીસ આવીને ખભા પર હાથ રાખે, પીઠ પરથી હાથ ફેરવે એટલે તપાસ થઈ ગણાય છે. પણ અહીં તો એ લોકોએ મને કપડાં ઉતારવાનું કહ્યું. મને ભારે અપમાન જેવું લાગ્યું. પણ વાંધો ઉઠાવવા જેવું કશું ન લાગ્યું. પછી તો કાનમાં ચાંદીની ચવલી (બે આની) સંતાડી તો નથી એ જોવામાં આવ્યું. પછી કહે, 'મોઢું ખોલો', 'ધોતિયું જરા ઢીલું કરીને ખંખેરી બતાવો.' રાજદ્વારી કેદી પોતાની સ્વતંત્રતા જતી કરીને જેલમાં આવે છે. પણ સ્વમાન ખોવા એ તૈયાર નથી હોતો. એટલે મને મન થયું કે ધરાર ના પાડું, શારીરિક જબરદસ્તી કરવી હોય તો કરે પણ હુકમ તો ન જ માનું.

પણ બીજી જ ક્ષણે ઉદાત્ત લોભ સૂઝયો. આવતાંવેંત સત્યાગ્રહ કરી બેસું તો બાપુજી સાથે રહેવાની તક મળવાની હોય તો તે ખોઈ બેસું. આટલો ભોગ આપવા હું તૈયાર ન હતો. એટલે મેં પહેરેલું ધોતિયું ઢીલું કરી જરા ખંખેર્યું અને મોઢું પણ ખોલી બતાવ્યું. મોઢામાં કૃત્રિમ દાંતનું ચોકઠું હતું! બિચારો પોલીસ કહેવા લાગ્યો કે 'કેદીને પોતાનાં ચશ્માં પાસે રાખવાની છૂટ છે એ હું જાણું છું. પણ દાંતનું ચોકઠું રાખવાનો હુકમ છે કે નહીં તે હું જાણતો નથી.' અને મારા ચોકઠામાં એક કુદરતી દાંતને પકડવા માટે સોનાનો નાનકડો તાર પણ હતો. એ જોઈને તો પોલીસની હિંમત જ ન ચાલે કે આ વસ્તુ કેદીને વાપરવા દેવાય. મેં એને કહ્યું કે આના વગર તો હું ખાઈ પણ ન શકું. બિચારો પોતાના ઉપરી પાસે જઈ નિર્ણય લઈ આવ્યો અને મારા કૃત્રિમ દાંત પણ જેલમાં પ્રવેશ કરી શકયા!

## ૩. ડૉઇલની પસંદગી

શરૂઆતમાં જ કહી દઉં કે ગાંધીજી ઇચ્છતા ન હતા કે મને સાબરમતીથી ખસેડી, યરવડામાં એમની પાસે લઈ જવામાં આવે. મને પૂછવામાં આવત તો હું પણ કદાચ ના પાડત——પણ બીજા કારણસર.

આશ્રમના પ્રારંભથી સાથે રહ્યા છતાં ગાંધીજીની અંગત સેવા કરનાર નાનકડા મંડળમાં હું કોઈ કાળે ન હતો. બાપુજીને શું જોઈએ છે, શું નથી જોઈતું વગેરે ઝીણી ઝીણી વિગતો હું ન જાણું અને મારી જિંદગીમાં મેં કોઈ પણ કામો વ્યવસ્થિત રીતે કરેલાં ન હોવાથી બાપુજીની સેવા મારાથી સંતોષકારક થઈ શકે એવો વિશ્વાસ મારામાં નહીં. જેલમાં આદર્શ કેદી તરીકે કેમ રહેવું એનો મારો ખ્યાલ બાપુજીને પસંદ પડે, એવો પણ વિશ્વાસ મને નહીં. એટલે, મારી દૃષ્ટિએ, ગાંધીજી સાથે જેલમાં એકલા એકલા રહેવું એ જિંદગીનો એક અલભ્ય લાભ હોવા છતાં બાપુજીને હું સંતોષ ન આપી શકું, અને વખતે એમને અકળાવું પણ ખરો, એ વિચારે હું ના પાડત.

બાપુજીનો વિચાર એ હતો કે કાકા સાબરમતીમાં સરસ ગોઠવાયા છે. અનેક યુવાન રાજદ્વારી કેદીઓને ભણાવે છે. એટલું જ નહીં, પણ અનેક વિદ્વાનોની મદદથી જાણે રીતસરનું એક મહાવિદ્યાલય જ જેલમાં ચલાવે છે. એ સેવામાંથી એમને ખેંચી લેવા એ સારું નહીં.

ઈન્સ્પેકટર જનરલ ઑફ પ્રિઝન્સ કર્નલ ડૉઇલ મને ઓળખતા હતા. ૧૯૨૩ની સાલમાં જ્યારે પહેલી જ વાર હું સાબરમતી જેલમાં હતો ત્યારે તેઓ લશ્કરી ખાતામાંથી નવાસવા, જેલ ખાતામાં, સુપરિન્ટેન્ડેન્ટ તરીકે આવ્યા હતા ત્યારે પાંચ-સાત મહિનાનો મારો પરિચય એમને હતો અને અમારી વચ્ચે કંઈક સદ્-

ભાવ પણ જાગ્યો હતો. એટલે એમણે મારી પસંદગી કરી. અને ગાંધીજીની ના હોવા છતાં, મને યરવડા મોકલવાની ગોઠવણ કરી.

બહારના કેટલાક લોકોને પણ આ ગોઠવણ પસંદ નહીં પડવાથી શ્રી મથુરાદાસ ત્રિકમજીએ સરકાર પાસે ફરિયાદ મોકલી કે કાકાસાહેબ ક્ષયરોગના રોગી છે. એમને ગાંધીજી પાસે રાખવા જોઈતા નહોતા.

ડૉઈલ મારી તબિયત વિશે જાણતા હતા. એમણે ચુપચાપ મારી ડૉક્ટરી તપાસ કરાવી ખાતરી કરી લીધી કે ગાંધીજી પાસે મને રાખવામાં જોખમ નથી. શ્રી મથુરાદાસભાઈની ફરિયાદ વિશે તો જેલમાં શ્રી ચંદ્રશંકર મને મળવા આવ્યા ત્યારે જ મેં જાણ્યું અને પછી જ હું સમજી શક્યો કે મારી ખાસ તબીબી તપાસ શા માટે કરવામાં આવી હતી.

મને સીધા બાપુજીના યાર્ડમાં ન લઈ ગયા. બીજે જ એક ઠેકાણે મને રાખ્યો. ત્યાં વિદ્યાપીઠના અધ્યાપક કીકુભાઈ અને નગીનદાસ પારેખ મળ્યા. તેમણે પ્રેમાદરપૂર્વક મને ઘણા સવાલો પૂછ્યા. પણ મારું મન ચકડોળે ચડયું હતું. આટલું અપમાન સહન કર્યું, સત્યાગ્રહ ન કર્યો, અને છતાં બાપુજી સાથે મને રાખવાના જ નથી કે શું? તો પછી આટલે ખરચે મારી જેલ-બદલી શા માટે કરી હશે? વિમાસણમાં ને વિમાસણમાં ઘણો વખત કાઢયો. આખરે મને યુરોપિયન યાર્ડમાં — જ્યાં બાપુજી રહેતા હતા ત્યાં — લઈ ગયા. બાપુજીને જોતાંવેંત હું હર્ષઘેલો થયો, ગળગળા થવાની અણી પર હતો પણ પોતાને સંભાળી લઈને હું એમને પગે લાગ્યો. જેલના અમલદારોએ મને કઈ ઓરડીમાં રાખવો, મારી ખાવા-સૂવાની શી વ્યવસ્થા કરવી, એ વિશે ગાંધીજી સાથે ચર્ચા કરી.

મેં બાપુજીને સાબરમતી જેલમાં ભૂખહડતાળની જે વાત ચાલતી હતી તેને વિશે કહ્યું અને મારો ધર્મ શો છે એ પૂછ્યું. બાપુજીએ તરત જવાબ આપ્યો કે, ‘સાબરમતીની વાત સાબરમતીમાં. એ અહીં લાગુ નથી. હવે તો તમને એ,બી, સી-ના વર્ગો પણ લાગુ નથી.’

જેલવાળા મને ત્યાં મૂકીને ગયા પછી મેં બાપુજીને મારી શારીરિક તપાસ વિશેની વિગતો કહી અને શા માટે મેં ચુપચાપ અપમાન સહન કર્યું એ પણ કહ્યું. મને બીક હતી કે વખતે મને ઠપકો મળશે. પણ બાપુજી મીઠાશથી હસ્યા અને મારો જીવ થાળે પડ્યો!

# ૪. આસપાસનું વાતાવરણ

બાપુજી સાથે યરવડા જેલમાં મારી સ્થાપના થઈ ત્યારે મારી તબિયત સારી ન હતી. એટલે બેએક દિવસ તો મેં દિવસરાત સૂવાનું અથવા પથારીમાં પડયા રહેવાનું પસંદ કર્યું. બાપુજીના દેખતાં પથારીમાં આડા થતાં સંકોચ તો ખૂબ થયો, પણ પૂરો આરામ કરવાથી જ જલદી સાજો થઈ જઈશ એ હું જાણતો હતો.

બાપુજી નાહવા જાય તે પહેલાં નાહવાની ઓરડીમાં ઝારી તળે હું નાહી લેતો અને સાથે સાથે મારાં કપડાં પણ ધોઈ-નિચોવી સૂકવવા માટે તૈયાર કરતો. જેલમાં ઝારી તળે નાહવાની સગવડ હશે એ તો મારા સ્વપ્નામાં પણ ન આવત. પણ આ જેલ અંગ્રેજોના જમાનામાં બંધાઈ હતી. અને જે આંગણામાં અમને રાખ્યા હતા તે ખાસ ગોરા લોકો માટે હતું. ગુનેગાર થવાથી ગોરા ગુનેગારની ન્યાત ભ્રષ્ટ નથી થતી. એટલે એમને માટે ખાવાની, રહેવાની અને નાહવાધોવાની સગવડ સુધરેલી ઢબે જ હોય.

મને યાદ છે કે સાબરમતીમાં એક ગોરો તહોમતદાર તરીકે આવ્યો હતો ત્યારે ડૉઇલસાહેબે એને માટે ખાવાની અને ફળ વગેરેની વ્યવસ્થા પોતાને ઘેરથી જ કરી હતી. અંગ્રેજીમાં કહેવત છે કે Blood is thicker than water.—લોહી તે લોહી અને પાણી તે પાણી.

આ યુરોપિયન આંગણામાં જે કેદીઓ રાખવામાં આવ્યા હતા તે મોટે ભાગે શુદ્ધ ગોરા નહીં પણ ઍંગ્લો-ઇન્ડિયન હતા. મારી જાણ પ્રમાણે વ્હીલર કરીને એક જ શુદ્ધ અંગ્રેજ હતો. કરાંચી તરફ ખોટાં નાણાં તૈયાર કરનાર એક ટોળીમાંનો એ હતો એમ પુરવાર થવાથી એને અમુક વરસની સજા થઈ હતી. ઉંમરે જુવાન, સ્વભાવે ખુશમિજાજ અને બધી રીતે પહોંચેલો. એને વિશે આગળ જતાં થોડુંક લખવાનું રહેશે.

આ ગોરા કેદીઓમાં એક કેદી કોલસા જેવો સાવ કાળો હતો. મેં એની સાથે વાતચીત કરતાં કહ્યું કે "ઍંગ્લો-ઇન્ડિયનોમાં કેટલાક તો પોતાનો ચામડીનો રંગ પિતા પાસેથી લે છે, કેટલાક માતા પાસેથી લે છે." મેં માન્યું કે મારી આ સહાનુભૂતિથી રાજી થશે પણ એણે તો પોતાનું ભારે અપમાન થયું હોય તેમ કહ્યું કે, No, Sir, I am not an Anglo-Indian, I am an Englishman, born in England !!" ("ના રે, સાહેબ, હું કાંઈ ઍંગ્લો-ઇન્ડિયન નથી. હું તો અસલ અંગ્રેજ છું, વિલાયતમાં જન્મેલો!!") હું તો હેબતાઈ જ ગયો અને ફરી એની સાથે મેં વાત જ કરી નહીં.

આ ગોરા કેદીઓમાં એક પારસી હતો. એની સાથે મેં ગુજરાતીમાં વાતો કરી. એણે કહ્યું, "અમે પારસીઓ યુરોપી ઢબે રહીએ છીએ માટે અમારી રહેણીનો વિચાર કરી યુરોપિયનો જોડે જ અમને રાખે છે."

બાકીના બધા રીતસરના ઍંગ્લો-ઈન્ડિયન છોકરાઓ હતા. આ બધા કેદીઓને અમારી ઓરડી તરફ આવવાની કે અમારી સાથે વાતો કરવાની સખત મનાઈ હતી. એટલે બનતાં સુધી તેઓ દેખા દેતા નહીં.

પણ અમારી ઓરડીઓની પડખે જ પાંઉરોટીની એક ભઠ્ઠી હતી. ઍંગ્લો-ઈન્ડિયન છોકરાઓ કોઠારમાંથી મેંદો, સુકાયેલાં હૉપ નામનાં ફૂલો, ખાંડ વગેરે બધું આણીને અહીં પાંઉરોટી બનાવતા. એ ભઠ્ઠીની નજદીક ઊભા ઊભા રાંધવાનું એક રસોડું હતું જેમાં હું બાપુજીને માટે અને પોતાને માટે શાક વગેરે રાંધતો. આમ એ છોકરાઓ જોડે અવારનવાર ભેટો થતો. સહેજસાજ ખાવાનું આપું તો રાજી રાજી થતા અને ખૂબ ખૂબ ધન્યવાદ આપતા.

અમારા આંગણાને બીજે છેડે કિવનાઇનની ભૂકીમાંથી તાવની ટીકડીઓ બનાવવાનો એક સંચો હતો. ભૂકીમાં ગુલાબી રંગ ને ગુંદર ઉમેરી માવો બનાવતા અને સંચામાં દબાવી દબાવી ટીકડીઓ બનાવતા. એ બાજુ જવાનું અમારે કશું કારણ ન હતું. એક વાર જેલર મિ. કિવન મને ત્યાં લઈ ગયેલો એટલે એ સંચો અને ટીકડી બનાવવાની પદ્ધતિ હું જોઈ શક્યો.

આ આંગણામાં એક બાજુ એક મોટું જાજરૂ હતું. એની અળખામણી દીવાલ ઢાંકવા માટે વ્હીલરે ત્યાં સરસ ફૂલના છોડો વાવ્યા હતા. એણે બિયાંની એવી પસંદગી કરી હતી કે છેક દીવાલ પાસેના છોડ ખૂબ ઊંચે સુધી જતા, ત્યાર પછી એનાથી સહેજ ઠીંગણા અને તદ્દન બહારની બાજુ ફ્લૉકસ્ જેવાં ફૂલના સાવ વામન છોડો. જ્યારે બધાં ફૂલો ઊગ્યાં ત્યારે એ ઊતરતી હારોની શોભા જોવાલાયક હતી.

આંગણા વચ્ચે ખૂબ ઊંચાં ઊંચાં રુઆબદાર વૃક્ષો હતાં. એમાંના એક વૃક્ષનાં સફેદ ફૂલો નીચે પડવા માંડે એટલે જાણે વરસાદની ઝડી. એ ફૂલોની આછી સુગંધ વાતાવરણને ભરી દેતી. તપાસ કરતાં ખબર પડી કે એ વૃક્ષને મહારાષ્ટ્રમાં બુકાન કહે છે.

બહારથી શાક, દૂધ વગેરે બધું આણવાનું કામ કેદી વૉર્ડરો કરતા. એને જેલની પરિભાષામાં convict overseer કહે છે. એ લોકો સાથે મારે ઘણી વાતો થતી.

## ૫. સેવકની સેવા

બે દિવસનો આરામ લીધા પછી મારો કાર્યક્રમ ગોઠવવાનો હું વિચાર કરતો હતો એટલામાં પૂજ્ય બાપુજી મારી આગળ આવીને કહે, "કાકા, મેં મારા વખતનો હિસાબ કરી જોયો. હું તમને રોજ અડધો કલાક આપી શકું. મને ખબર છે કે તમને પોતાને હાથે લખવાની ટેવ નથી. સ્વામી, જુગતરામ કે ચંદ્રશંકરને લખાવો છો. તમારે કાંઈ લખાવવું હોય તો હું જરૂર લખી આપું. રોજ અડધો કલાક."

સાંભળતાંવેંત હું તો પાણી પાણી થઈ ગયો. જ્યારે બોલવા જેવી હાલતમાં આવ્યો ત્યારે મેં કહ્યું, "બાપુજી! ભગવાને મને વિશેષ બુદ્ધિ આપી નથી એ ખરું. પણ હું એટલો બધો બાઘો નથી કે આપને લખાવવા તૈયાર થઈ જાઉં." ફરી બાપુજીએ કહ્યું, "ના, ના, સંકોચ કરવાનું કશું કારણ નથી. હું, ખરેખર, અડધો કલાક આપવા તૈયાર છું."

"આપને લખાવવા જેવું મારી પાસે કશું છે જ નહીં."

હું એટલું તો જોઈ શકયો કે બાપુજીએ કાંઈ મને શરમાવવા માટે અડધો કલાક આપવાની વાત કરી ન હતી. મારી લાચારી સમજીને, મદદ કરવાની શુદ્ધ દાનતથી જ એમણે વાત કરી હતી.

દક્ષિણ આફ્રિકામાં એક મુસલમાન બબરચીને અંગ્રેજી ભણાવવા માટે ગાંધીજી રોજ બે કે ત્રણ માઈલ ચાલીને જતા હતા. કેમ કે એ અંગ્રેજી શીખે તો એને સારી સરખી નોકરી મળે એમ હતું. એ બધી બીના હું જાણતો હતો.

ખેર, યરવડા મંદિરમાં બાપુજીની સેવામાં રહેવાનો પ્રારંભ આ રીતે થયો!

## ૬. સ્વરાજ્યની ગર્ભિણી

ગાંધીજીની ચળવળમાં કાયદાના સવિનયભંગને સ્થાન હતું. પણ એમાં પોલીસો સાથે અથડામણોનો વિશેષ અવકાશ ન હતો. પોલીસ આપણને કેદ કરે એટલે આપણે એમની પાછળ પાછળ ચુપચાપ ચાલવા માંડીએ, જેલમાં પૂરે એટલે ત્યાં રહી આવીએ, પણ મીઠાના સત્યાગ્રહમાં આપણે સમુદ્રકાંઠે અથવા ગમે ત્યાં, હાથમાં કુદરત પાસેથી મેળવેલું મીઠું રાખીએ અને પોલીસ એ હાથમાંથી છીનવી લે. ત્યારે શું કરવું?

અમારા એક સત્યાગ્રહીએ જૂની ઢબ પ્રમાણે મૂઠી ખોલી અને મીઠું લેવા દીધું. બાપુજીએ કહ્યું કે એ નહીં ચાલે. મૂઠી એવા જોરથી બંધ રાખીએ કે

આંગળીઓ તૂટે નહીં ત્યાં સુધી પોલીસોને આપણી મૂઠીમાંનું મીઠું મળે નહીં. સ્ત્રી જેમ પોતાના શિયળની રક્ષા માટે અત્યાચારીનો વિરોધ કરે તેવી રીતે આપણે હાથમાંનું મીઠું સાચવી રાખવા પૂરો પ્રયત્ન કરીએ.

પછી તો, — એટલે કે બાપુજીના ગિરફતાર થયા પછી — ધરાસણાના મીઠાના અગર ઉપર સત્યાગ્રહીઓએ હુમલો કર્યો. પોલીસોએ લાઠી ચલાવી, કેટલાંયે માથાં ભંગાયાં. સત્યાગ્રહીઓ અહિંસક રીતે શારીરિક બળ વાપરે એ સરકાર માટે નવો અનુભવ હતો. અમલદારો અને પોલીસો છંછેડાયા અને એમણે જ્યાંત્યાં લાઠી ચલાવવાની અને સ્વયંસેવકોને માર મારવાની નવી નીતિ ચલાવી.

આ તો બધું ઠીક. પણ લોકોને મારવાનો સરકારને ચસકો લાગ્યો. સત્યાગ્રહીઓને પકડ્યા પછી, અને જેલમાં પૂર્યા પછી પણ, વાતવાતમાં એમના ઉપર લાઠી ચાલવા લાગી. આના સમાચાર બાપુજીને યરવડા જેલમાં મળતાંવેંત તેઓ અકળાયા અને આ સ્થિતિમાં પોતાનો ધર્મ શો એનો વિચાર કરવા લાગ્યા. એમણે પોતાની તબિયતને માટે અત્યંત જરૂરી એવાં ફળો — દા. ત. દ્રાક્ષ, સંતરાં, મોસંબી — ખાવાની અને બહારથી મગાવવાની ના પાડી.

એ જ અરસામાં હું યરવડા પહોંચી ગયો હતો. એક દિવસે સાંજની પ્રાર્થના પછી બાપુજીએ મને કહ્યું, “બહાર દેશના જુવાનોનાં આમ માથાં ભંગાય છે અને હું અહીં આરામથી રાજકેદી તરીકે રહું છું એ સહન થતું નથી. હું ફળો નહીં લઉં એટલેથી શાંતિ નથી વળતી. વિચાર થાય છે કે હું અપવાસ પર ઊતરું.”

બાપુજીના અપવાસની વાત અમારે માટે નવી ન હતી. એટલે મેં પૂછ્યું કે “કેટલા દિવસના અપવાસ કરવા છે?” એમણે કહ્યું, “મુદતી ઉપવાસની વાત છે જ નહીં; જીવવું વસમું લાગે છે.”

આ જવાબ સાંભળતાંવેંત હું ચોંક્યો. પરિસ્થિતિની ગંભીરતા ધ્યાનમાં આવી. એટલે મેં કહ્યું:

“બાપુજી, આપ અપવાસ ઉપર ઊતરો અને અમે આપને તેમ ન કરવા વિશે કરગરીએ એનો કાંઈ અર્થ નથી. આપે જ અમને કહ્યું છે કે, ‘સત્યાગ્રહી તરીકે અમારે આપના અપવાસ વધાવી લેવા જોઈએ.’ આપે એટલે સુધી કહ્યું છે કે સત્યાગ્રહ કરતાં આપનો દેહ પડે તો અમારે દુ:ખ કરવાને બદલે હર્ષથી નાચવું જોઈએ. આપની એ શિખામણ હું ભૂલ્યો નથી. પણ આપ કાંઈ પણ નિશ્ચય કરો તે પહેલાં મારે એક વિચાર આપની આગળ રજૂ કરવો છે.

સત્યાગ્રહી લડતમાં નેતા સૌથી પહેલાં જેલમાં જાય, વધારેમાં વધારે કષ્ટ પોતે વહોરી લે, એ આપણી રણનીતિ હું જાણું છું. પણ ઈશ્વરની એવી ઇચ્છા કે યોજના ન હોય તો?

“સન ૧૮૫૭ પછી આપણા લોકોએ લોહી જોયું જ છે ક્યાં? અમે સાવ સુંવાળા થઈ ગયા છીએ. હાથપગ તૂટે, માથાં ભંગાય, લોકો લોહીલુહાણ થાય એ

જોવાની ટેવ જ રહી નથી. આ વખતે પહેલી જ વાર પોતાનું લોહી વહેવડાવવાની તક પ્રજાને મળી છે. રક્ત જોવાની તક અમને મળવા દો. દેશને લોહીની દીક્ષા જરૂરી છે.

"બીજું, આપનો દેહ પડે અને આખી પ્રજા એકદમ સળગી ઊઠે તો આપનું બલિદાન લેખે લાગ્યું કહેવાય. પણ અત્યારે જો આપનો દેહ પડે તો સંભવ છે કે પ્રજા હેબતાઈ જાય, આગળનો રસ્તો કોઈ ન સુઝાડી શકે. આપણી લડત એ જાણે એક થાંભલાની દ્વારકા છે. આપ લોકોને દોરો છો ત્યાં સુધી જ આ નવી ઢબની લડત ચાલવાની છે. આપ ન હો તો કાં તો પ્રજા બેસી જાય અથવા તોફાને ચડે. બન્ને રીતે ઈષ્ટ કે ભલું થવાનું નથી. એટલે આપે આ વખતે, અમારા ભલા ખાતર, બધું સહન કરી લેવું જોઈએ."

મારી વાત સાંભળી બાપુજી ગંભીર થયા. વાત આગળ ચલાવી નહીં. બીજે દિવસે સવારે પણ એમણે એ વાત ઉપાડી નહીં. હું સમજી ગયો કે એક પ્રસંગ ટળ્યો.

આ જ જેલવાસ દરમ્યાન, બીજે પ્રસંગે, બાપુજીએ કહેલું યાદ આવે છે:

"હું જાણું છું કે મારા ઉપર કશું અવલંબેલું નથી. ભગવાનનું ધાર્યું જ થશે. પણ જાણે સ્વરાજ મારા જ પેટમાં હોય એવી રીતે હું મારી તબિયત સાચવી રહ્યો છું. ગર્ભિણી જેમ પોતાના પેટમાંના બાળક ખાતર પોતાની તબિયતની વિશેષ કાળજી રાખે છે, ખાસ ખોરાક લે છે, તેવી રીતે હું મારી તબિયતને સાચવી રહ્યો છું."

બાપુજીને કેવી સુંદર ચોટડૂક ઉપમા સૂઝી, એવો વિચાર મારા સાહિત્યિક આત્માને આવ્યા વગર રહ્યો નહીં.

## ૭. લંગડાતો દત્તોબા

યરવડામાં મેં પ્રવેશ કર્યો અને જોયું કે બાપુજીની સેવા માટે સામાન્ય કેદીઓમાંથી દત્તોબા કરીને એક મહારાષ્ટ્રી બ્રાહ્મણને રસોઈયા તરીકે રાખેલો છે. બાપડાના હાથપગમાં સંધિવા હતો. લંગડાતો લંગડાતો ચાલે. બોલે ઓછું પણ ચીંધેલું કામ બરાબર કરે. બાપુજી માટે નાહવાનું પાણી ગરમ કરવું, એમનાં કપડાં ધોઈ આપવાં, દૂધ ગરમ કરવું અને એવું જ બીજું કામ એને સોંપવામાં આવેલું.

એને લંગડાતો જોઈ બાપુજીએ મારી મારફતે એની બધી હકીકત જાણી લીધી. બીજે દિવસે સવારે એમણે સુપરિન્ટેન્ડેન્ટ મેજર માર્ટિન સાથે વાત કરી અને કહ્યું કે, "એના પર નૈસર્ગિક ઉપચાર અજમાવવા માગું છું. તમારી રજા છે?" જેલના ડૉક્ટરે એને છએક મહિના દવાઓ આપી જોઈ હતી. એમાંથી કશો લાભ થયેલો નહીં. મેજર માર્ટિને કહ્યું, "અમારો વાંધો નથી. તમે તમારો ઈલાજ

અજમાવો." બાપુજીએ કહ્યું, "એને થોડા દિવસ અપવાસ કરાવીશ. પછી એને અમુક ખોરાક આપીશ. મારા ખોરાકમાંથી જ જરૂરી વસ્તુ એને આપીશ." માર્ટિને કહ્યું, "ભલે." દત્તોબાને પોતાના જીવનમાં આટલો રસ લેનાર કોઈ મળ્યું નહોતું. એ રાજી થયો એથીયે વધારે તો આશ્ચર્યચકિત થયો. બાપુજી રોજ એને બોલાવે, તબિયતની વિગતો જાણી લે, ખોરાકમાં જરૂરી ફેરફાર કરે. થોડા જ દિવસમાં એની તબિયત સુધરવા માંડી અને આખરે જે માણસ ઘણા કષ્ટથી લંગડાતો ચાલતો હતો તે તદ્દન સાજો થઈ દોડવા માંડયો. પછી તો એ વિશેષ નિષ્ઠાથી બાપુજીની સેવા કરવા લાગ્યો એમાં આશ્ચર્ય શું?

આ દત્તોબા-પ્રકરણ પૂરું કરવા માટે પછીની કેટલીક વિગતો અહીં જ ઉમેરી દઉં.

હું નવેમ્બરને અંતે છૂટયો. બાપુજી ૨૬મી જાન્યુઆરીએ છૂટયા. પછી દત્તોબા પણ પોતાની સજા પૂરી કરી છૂટયો.

ઘણા દિવસ પછી, બાપુજી જયારે મુંબઈમાં મણિભવનમાં હતા અને હું એમને મળવા ગયો હતો ત્યારે એક દિવસ અચાનક દત્તોબા બાપુજીને મળવા આવી ચડયો. સ્વયંસેવકોને સમજાવી બાપુજી સુધી પહોંચ્યો એ એનું સદ્ભાગ્ય. હું એને બાપુજી પાસે લઈ ગયો. બાપુજીએ પ્રેમથી પૂછયું, "હાલ શું કરે છે?" એણે કહ્યું, "કોટ તરફ મેં એક નાનકડી ફરાળની (એટલે કે ચા-કૉફીની) દુકાન કાઢી છે." બાપુજી બહુ કામમાં હતા. એમણે કહ્યું, "કાલે મળવા આવજે. જરૂર આવજે. આજે વખત નથી."

"હા" કહીને એ ગયો પણ પાછો આવ્યો જ નહીં. બાપુજીએ ઘણો અફસોસ કર્યો. કહેવા લાગ્યા, "મારે એને એની દુકાન ચલાવવા માટે થોડા પૈસા આપવા હતા. ગરીબ માણસ મજૂરી કરીને પેટ ભરે. બે બે વાર મળવા શી રીતે આવી શકે? મારે તે જ વખતે એને પૈસા આપી દેવા જોઈતા હતા."

મેં ઘણો વિચાર કર્યો. પણ મુંબઈ જેવા વિશાળ માનવસાગરમાં દત્તોબાની ભાળ કયાંથી કઢાય?

## ૮. સરદાર માટે પૂણીઓ

યરવડા પહોંચતાં પહેલાં મને રસ્તામાં વિદ્યાપીઠના અમારા ભાઈઓ તરફથી પૂરતી પૂણીઓ મળી હતી. એટલે પાંચ-છ મહિના કશી ચિંતા કરવાનું કારણ નથી એ વિશ્વાસમાં હું રાચતો હતો. પણ થોડા જ દિવસમાં સરકારે સરદાર વલ્લભભાઈને યરવડા જેલમાં આણી રાખ્યા. તેના સમાચાર અમને જેલર મિસ્ટર કિવન પાસેથી મળ્યા.

એ કહે, "સરદાર વલ્લભભાઈએ સાંજે ઓરડીમાં પુરાવાની ના પાડી. અમે એમને સાફ કહ્યું કે 'જેલનો કાયદો છે તે છે, અમે લાચાર છીએ. તમારે પુરાવું જ પડશે.' ઘણો વખત રકઝક ચાલી. જ્યારે એમણે જોયું કે ઈલાજ છે જ નહીં ત્યારે એમણે કહ્યું કે 'ઓરડીની અંદર જરૂરી સગવડો જ્યાં સુધી નથી ત્યાં સુધી હું ધરાર અંદર જવાનો નથી.' આ વિશેના જેલના નિયમો તેઓ જાણતા હતા એટલે એક પછી એક ચીજો માગવા લાગ્યા. મેં કહ્યું કે 'બધી ચીજો કાલે આપીશું', તો કહે કે 'ત્યારે કાલે જ ઓરડીમાં પુરાઈશું!' અંતે મેં કેટલીક વસ્તુઓ મારા ઘરમાંથી મગાવી અને રાત્રે લગભગ દસ વાગ્યે એમને ઓરડીમાં પૂર્યા."

ક્વિન પાસેથી આવી પરચૂરણ ખબરો અવારનવાર મળતી. અમારા પડોશના જ આંગણામાં સરદારને રાખ્યા હતા. તેઓ કોક વાર મારા ઉપનિષદના મંત્રો સાંભળી શકતા અને જ્યારે સરદાર ખડખડાટ હસે ત્યારે અમે પણ આ તરફ એ સાંભળી શકતા. સાંજે ફરતી વખતે બાપુજીએ કહ્યું, "એક જ જેલમાં અને આટલા નજીક વલ્લભભાઈને રાખે છે, પણ મારી સાથે રાખતા નથી એમાં સરકારને શો સ્વાદ આવતો હશે?" હું સમજી શક્યો કે સરદારનો અવાજ સંભળાય છે પણ એમને મળી શકાતું નથી એનું બાપુજીને ભારે વસમું લાગતું. વજ્ર કરતાં પણ કઠણ હૈયું રાખનાર મહાત્મા આવી નાનકડી ગણાતી વસ્તુથી આટલા ઘવાય છે એ જોઈને હું મનમાં કહેતો કે આટલે દરજ્જે બાપુજી માણસ છે. એટલા માટે તો એમની પાસેથી પ્રેરણા લઈ શકાય છે. સ્થિતપ્રજ્ઞ તો પથ્થર પણ હોય છે.

એક દિવસ મેજર માર્ટિન એક નાનકડી ચિઠ્ઠી લઈ આવ્યા. ગજવામાંની ચિઠ્ઠી બાપુજીના હાથમાં આપી કહે, "શ્રી પટેલે તમારી પાસેથી પૂણીઓ માગી છે." બાપુજી ચિઠ્ઠી જોઈને રાજી થયા. પોતાની પાસે જે થોડીક પૂણીઓ હતી એ એમણે બહાર કાઢી અને મને પૂછ્યું, "કાકા, તમારી પાસે પૂણીઓ છે?" મેં કહ્યું, "ઘણી છે. પણ મારે પણ પૂણીઓ જોઈશેસ્તો. મને પીંજતાં આવડતું નથી."

"એનું કાંઈ નહીં. તમારી પાસે હોય તે બધી પૂણીઓ અત્યારે આપી દો. હું તમને પીંજતાં શિખવાડીશ."

મારી પાસેનો પૂણીઓનો આવડો જથ્થો જોઈ બાપુજીને પણ આશ્ચર્ય થયું. તેઓ રાજી તો થયા જ. ઘણા સંતોષથી એમણે પૂણીઓનો ભારો માર્ટિનને સોંપ્યો અને કહ્યું, "જ્યારે ફરી વાર જોઈએ ત્યારે વગર સંકોચે મગાવી લે."

બીજે જ દિવસે પીંજણકળાના મારા પાઠ શરૂ થયા. બાપુજીના તાબામાં ત્રણ ઓરડીઓ હતી. એકમાં કમોડ અને પેશાબ-પાત્ર હતું. બીજીમાં પીંજણ માટેનો સરંજામ છતથી ટંગાડેલો હતો. ત્યાં બેસી મેં પ્રાથમિક પાઠો લઈ લીધા અને એ વસ્તુની પાછળ પડી, બેત્રણ દિવસમાં હું પૂર્ણ સ્વાવલંબી થયો. પછી તો હું

બાપુજી માટે અને મારે માટે પૂણીઓ તૈયાર કરતો થયો. અને એ સરંજામમાં શા શા સુધારાઓ થઈ શકે એ તરફ મારું ભેજું પણ ચાલવા લાગ્યું.

બાપુજી સાથે ચર્ચા કરવાનો એક નવો વિષય પણ મને મળ્યો. આ પીંજણમાંથી બે-ત્રણ પ્રકરણો ઊભાં થયાં. તેને વિશે હવે પછી.

## ૯. ગાંધી ટોપી!

જ્યારે બાપુજી એકલા હતા ત્યારે શરીરશ્રમની દૃષ્ટિએ અને જેલની થોડી સેવા કરવાની દૃષ્ટિએ પણ એમણે થોડુંક કામ માગી લીધું. અર્ધવર્તુળાકાર કપડાંના બે કટકા સીવીને કેદીઓ માટે ટોપીઓ બનાવે છે. એમાં તો સીધી બાજુઓ ઓટવાનું અને ગોળ બાજુ ભેગી કરીને સીવી દેવાનું જ કામ હોય છે. થોડા મહાવરા પછી આ કામ સહેલાઈથી થઈ જાય છે. બાપુજી આને માટે પોણા કલાકથી એક કલાક આપતા. હવે એટલા થોડા કામ માટે જેલનો એક સંચો પોતાની પાસે આખો દિવસ નવરો રાખવો બાપુજીને ગમે નહીં. અને રોજ સંચો આણવો અને લઈ જવો જેલવાળાઓને પોસાય નહીં. એટલે બાપુજીએ લેડી ઠાકરસીને ત્યાંથી એક સિંગરનો સંચો મગાવ્યો.

મેં જોયું કે કામ હાથમાં લીધું છે એટલે બાપુજી એને થોડોક વખત આપે છે, પણ એમનું ચિત્ત તો રેંટિયામાં જ પરોવાયું છે. એટલે મેં એમને કહ્યું કે, "આ કામ મને જ સોંપી દો."

એમણે વાત સ્વીકારી અને સંચો કેમ ચલાવવો એની સૂચનાઓ મને આપી. મેં પણ નાનપણથી દરજીઓ આગળ બેસી સંચો કેમ ચાલે છે એ જોયું હતું. પણ નીચલો દોરો અંદર કેમ ગોઠવાય છે એ હું જાણતો ન હતો. બાપુજીએ મને એક વાર એ બધું કરી બતાવ્યું અને મારું કામ ચાલ્યું. એટલું જ નહીં, પણ બાપુજી સંચો વાપરતા હતા એમાં એમની એક ભૂલ થતી હતી એ તરફ મેં એમનું ધ્યાન ખેંચ્યું. સંચાના ટાંકા નજીક નજીક પડે કે દૂર દૂર એ ગોઠવવા માટે એક સગવડ સંચામાં હોય છે. એ વ્યવસ્થા તરફ એમનું ધ્યાન ગયેલું નહીં. પરિણામે એમના કામમાં ઊણપ રહેતી. તે મેં સુધારી લીધી.

બાપુજીએ સીવેલી ટોપીઓ જે કેદીઓને મળી હશે તેમની કેટલી ધન્યતા! પણ એમને ખબર શી રીતે પડે કે આ ટોપી ગાંધીજીના હાથની છે?

# ૧૦. પીંજણ અને ભેજ

હવે વરસાદ વધવા લાગ્યો એટલે અમારી પીંજણની તાંત હવાના ભેજથી ભીની થવા લાગી. ન બોલે, ન કામ કરે! એને કરકરી કરવા માટે લીમડાનાં પાંદડાંનો રસ લગાડવાનું અમે નક્કી કર્યું. આંગણામાં લીમડાનાં ઝાડ હતાં જ. એક ડાંખળી તોડીને હું પાંદડાં લઈ આવ્યો અને એ તાંતને ઘસીને તેને મનાવી શક્યો. પણ ત્યાં બાપુજી નારાજ થઈ ગયા! "જ્યાં પાંચ પાંદડાંથી કામ થઈ શકત ત્યાં એક આખી ડાંખળી તોડી જ શા માટે? વનસ્પતિને લૂંટવાનો આપણને અધિકાર નથી. જેટલું જરૂરનું છે તેટલું જ, વનસ્પતિની ક્ષમા માગી, આપણે લઈ લઈએ એ વાત જુદી. પણ ફોકટનાં મળે છે માટે, ગમે તેટલાં પાંદડાં તોડવાં અને ફેંકી દેવાં, એ નીતિ બરાબર નથી." હું માની ગયો અને રોજ એ પ્રમાણે કરવા લાગ્યો.

પણ વરસાદને ક્યાં દયા હતી? એણે ધોધમાર મારો શરૂ કર્યો એટલે લીમડાનાં પાંદડાં કશું કરી ન શક્યાં.

પણ માણસની બુદ્ધિ આમ હારે તો એ માણસની બુદ્ધિ નથી. મેં મનમાં કહ્યું કે પાંદડાં કડવાં અને તૂરાં હોય છે તેથી જ તાંત કરકરી રહે છે, પણ હવાનો ભેજ તો તાંતના પેટમાં ધૂસવાનો જ. માટે ભેજનો જ ઈલાજ કરવો જોઈએ.

હું પીંજણ લઈને પાંઉરોટીની ભઠ્ઠી આગળ ગયો અને જ્યારે તાંત ગરમ થઈને સુકાઈ ગઈ ત્યારે મારી પાસે મીણબત્તીનો જે કકડો હમેશાં રાખતો, એ તાંત ઉપર ઘસ્યો. આમ મીણનું કવચ કે બખ્તર મળ્યું એટલે તાંતમાં ભેજ ઊતરવાની બીક દૂર થઈ.

પછી તો જે વસ્તુ ગરમ કે કોરી રાખવી હોય તે ભઠ્ઠી પાસે હું મૂકી આવતો.

બહારની દુનિયામાં પીંજવાનું કામ અને પૂણીઓ બનાવવાનું કામ ઉનાળામાં જ કરી લેવાય છે. ચોમાસામાં જ્યારે હવામાં ભેજ હોય છે ત્યારે તાર ઓછા તૂટે છે અને સરસ કંતાય છે. એટલે ઉનાળાની પૂણીઓ ચોમાસામાં કંતાય એ જ રાષ્ટ્રનીતિ છે. એ હિસાબે જ મારી પાસે પૂરતી પૂણીઓ આવી હતી. પણ એ જતી કરીને મેં ઘણો લાભ મેળવ્યો. એમાં મુખ્ય તો એ કે બાપુજી સાથેનો સહવાસ વધારે નક્કર થયો. અને પ્રત્યક્ષ બાપુ પોતે મારા પીંજણકળાના ગુરુ થયા.

હવે લીમડા-પ્રકરણ જરા આગળ લંબાવું.

બાપુજીના મોઢામાં દાંત ઓછા. એ રોજ સાફ કરવા માટે દાતણ તૈયાર કરવાનું કામ મારું. આંગણાના લીમડામાંથી દાતણ તૈયાર કરવાનું કામ સહેલું હતું. પણ બાપુજી સહેલા ન હતા! તેઓ કહે કે દાતણ એક વાર વાપરીને ફેંકી દેવું એ ઉડાઉપણું છે. દાતણ વાપરીને પોતે ધોઈ કાઢે અને પછી મને કહે, "આ કૂચા જેટલો ભાગ કાપી નાખ અને આનો જ બીજો કૂચો તૈયાર કર. તેમ કરતાં દાતણ સહેજ ટૂંકું થાય તો વાંધો નથી." મેં એ પ્રમાણે કરવા માંડયું એટલે દાતણ અઢી ઈંચનું રહે ત્યાં સુધી એ ને એ જ વાપરવાનો બાપુજીએ આગ્રહ ચલાવ્યો!

મેં કહ્યું કે બાવળનું દાતણ હોત તો આપનો આગ્રહ હું સમજી શકત, કેમ કે બાવળના રેસા લીમડાના રેસા જેવા બટકણા હોતા નથી. પણ બહારથી બાવળનું દાતણ આપ મગાવવા દો નહીં અને લીમડા હાજર છે. એટલે રોજ તાજું દાતણ હોય તો સારું. પણ બાપુજીએ પોતાની જીદ છોડી નહીં. આખરે બીજાઓ જેમ બાપુજીને છેતરતા તેમ મેં પણ કર્યું. ઝાડની દયા ખાધા વગર ત્રણચાર દાતણ બનાવું અને દસ્તા વડે ઠોકીને કૂચો કરતાં જેના રેસા બટકણા ન હોય, તે જ દાતણ બાપુજીને આપું. પછી ભલે તેઓ તે ત્રણ-ચાર દિવસ વાપરે. આમ કરતાં કેટલાંયે દાતણ વેડફાઈ જતાં. પણ બાપુજીને એની ખબર પડતી નહીં. હું જાણતો હતો કે બાવળના દાતણની તૂરાશ કરતાં લીમડાના દાતણની કડવાશ ઉપર બાપુજીની શ્રદ્ધા વિશેષ છે.

એક દિવસ બાપુજી દાતણ કરતા હતા ત્યારે દાતણના કૂચાના બધા રેસા તૂટી ગયા એટલે બાપુજીએ દાતણના કેવળ ઠૂંઠા વતી જ દાંત ઘસી કાઢ્યા! પણ દાતણ મને બદલવા ન દીધું!!

દાતણનો છેડો ઠોકી ઠોકીને એનો કૂચો કરવા માટે બાપુજીએ, સુપરિન્ટેન્ડેન્ટને કહીને એક લાકડાનો દસ્તો કરાવી મને આપ્યો હતો. એ દસ્તો અમુક જ આકારનો હોવો જોઈએ, વગેરે વિગતો મેં વ્હીલરને આપેલી. એણે સરસ પાકટ લાકડાનો, જેવો મારે જોઈતો હતો તેવો દસ્તો તૈયાર કરાવી આણ્યો. કલાકૃતિ કહેવાય એવો એ સરસ બન્યો હતો.

## ૧૧. મરાઠીનું વાચન

જ્યારે હું બાપુજીને સન ૧૯૧૫ની આખરમાં મુંબઈમાં મળ્યો હતો, ત્યારે એમણે ગોખલેના ભારત સેવક સમાજના સભ્ય શ્રી આંબેકરને મારે હાથે, મરાઠીમાં કાગળ લખ્યો હતો. ‘જ્યારે મરાઠીમાં લખનાર મારી પાસે કોઈ છે ત્યારે અંગ્રેજીમાં શા માટે લખું?’ એવી પ્રસ્તાવના સાથે બાપુજીએ મરાઠીમાં કાગળ લખાવ્યો હતો.* દરેક જણે પડોશના પ્રાન્તોની ભાષા જાણવી જોઈએ, એ બાપુજીનો આગ્રહ હું જાણતો હતો.

---

* કાગળને અંતે મહારાષ્ટ્રી રિવાજ પ્રમાણે મેં લખ્યું “कळावें लोभ असावा हे विनंती” એ વાંચી બાપુજી ચોંક્યા અને પૂછવા લાગ્યા “લોભ નસાવા કે ‘અસાવા’?” મેં કહ્યું, મરાઠીમાં ‘લોભ’નો અર્થ ‘સ્નેહ’ ‘પ્રેમ’ અથવા ‘હેત’ એમ પણ થાય છે. ‘લોભ’ એટલે લોભ નહીં, ગુજરાતીમાં ‘માયા રાખજો’ કહે છે, તેના જેવું આ છે. સંસ્કૃતમાં કાગળને અંતે ‘भिति शम्’ લખે છે તેવી જ રીતે મરાઠીમાં “कळावे हे विनंती” એમ લખે છે. વિનંતી શબ્દ સ્ત્રીલિંગી છે. જૂની મરાઠીમાં ‘ही’ને બદલે ‘हे’ કહેતા હતા. એટલે આજે પણ ‘ही विनंती’ ન લખાય.

આગળ જતાં જ્યારે હું આશ્રમમાં દાખલ થયો, એટલે કે આશ્રમની શાળામાં જોડાયો, ત્યારે શાળાના અભ્યાસક્રમમાં બાપુજીએ ગુજરાતી, હિંદી અને સંસ્કૃત ઉપરાંત મરાઠી ભાષા પણ એક વિષય તરીકે રાખી હતી. અભ્યાસક્રમમાં ઘણી ભાષાઓનો બોજો ન હોય એવી દલીલ કરી મેં મરાઠી ભાષા કાઢી નાખી હતી. મેં કહ્યું કે, "મામા ફડકે, નારાયણરાવ ખરે, વિનોબા ભાવે અને હું એટલા મહારાષ્ટ્રીઓ આશ્રમમાં રહીએ છીએ. અમારા સહવાસથી વિદ્યાર્થીઓને જેટલી મરાઠી મળે, તેટલી બસ છે." મારી સૂચના માન્ય થઈ.

બે-ત્રણ મરાઠી બાળકો પણ આશ્રમમાં હતાં એટલે અમારી મહારાષ્ટ્રીઓની જરૂરત સમજી બાપુજી સાંજની પ્રાર્થના પછી 'मनाचे श्लोक' ગવડાવતા અને એનો અર્થ કરવા પણ મથતા. એક વાર એમણે કહેલું કે, "દક્ષિણ આફ્રિકાના ગિરમીટિયાઓની સેવા કરવા સારુ જ્યારે હું તામિલ ભાષા શીખ્યો, ત્યારે મુંબઈ ઈલાકામાં રહી મરાઠી ન જાણું એ કેમ ચાલે?"

મરાઠી શીખવાની આ તક એમને યરવડા જેલમાં મળી. પહેલી જેલમાં એમણે પ્રો. ભાનુએ કરેલો ગીતાનો મરાઠી અનુવાદ વાંચ્યો હતો. છતાં એમને મરાઠી આવડતું હતું એમ ન કહેવાય. આ વખતે જેલમાં હું સાથે હતો એટલે એમણે મારી મદદથી મરાઠી શીખવાનો મનસૂબો કર્યો. પણ મને કહ્યું કે, "બહારથી ચોપડીઓ મગાવીશ મા. જેલના પુસ્તકાલયમાં જે મરાઠી ચોપડીઓ મળતી હોય, તેટલાથી જ ચલાવવાનું છે. મામૂલી કેદીઓ માટે જેમ તેમ રાખેલા પુસ્તકાલયમાંથી મરાઠીનાં ચાર-પાંચ પાઠ્યપુસ્તકો મળ્યાં. એ લઈને અમે કામ શરૂ કર્યું. બાપુજી વાંચતા જાય અને હું શબ્દોનો અર્થ કરતો જાઉં. જ્યાં ન સમજાય ત્યાં પૂછે. રોજ અમુક મિનિટો જ મરાઠીને અપાતી. એક દિવસે કવિતાના પાઠમાં માણસના હસ્તાક્ષર વિશે 'દાસબોધ'માં આવેલી રામદાસ સ્વામીની પંક્તિઓ હતી.

બાપુજીને એ પંક્તિઓ એટલી બધી ગમી કે એમણે એ લખી કાઢી, અનેક વાર વાંચી અને જ્યાં ન સમજાયું ત્યાં પૂછી લીધું. એટલેથી જ સંતોષ ન થતાં, એ આખો ફકરો પોતે ઉતારી કાઢ્યો. આશ્રમ પરના સાપ્તાહિક પત્ર સાથે મોકલી દીધો અને સૂચવ્યું કે આશ્રમવાસીઓએ એ ધ્યાનપૂર્વક વાંચી મોઢે કરવો. બાપુજીના પોતાના અક્ષર સારા નહીં એટલે સારા અક્ષરોની કદર એમની પાસે વિશેષ હતી.

મરાઠી વાંચતાં વાંચતાં એક દિવસે 'આલ્ફ્રેડ ધી ગ્રેટ'નો પાઠ આવ્યો. ઇંગ્લંડનો એ પ્રાચીન રાજા એક વાર શત્રુથી હારીને અજ્ઞાતવાસમાં એક ડોસીને ત્યાં રહ્યો હતો. ડોસીએ રોટલી શેકવાનું કામ એને સોંપ્યું. પોતાની ચિંતામાં ને ચિંતામાં આલ્ફ્રેડનું ધ્યાન રોટલી તરફ ન રહ્યું અને એ બળી ગઈ. ડોસીએ એને એ બેદરકારી માટે ઠીક ઠપકો આપ્યો.

એ પાઠ અમે સાથે વાંચ્યો, પછી જ્યારે જ્યારે મારે હાથે ગફલત થાય, અમુક વસ્તુ હું ભૂલી જાઉં, અથવા ધ્યાન ઓછું આપું, ત્યારે ત્યારે બાપુજી મને 'કિંગ આલ્ફ્રેડ' કહેતા.

## ૧૨. ગીતા કંઠ કરી

આખી ભગવદ્ગીતા મોઢે કરવાના કોડ દક્ષિણ આફ્રિકાથી બાપુજી સેવતા આવ્યા હતા. ત્યાં સવારે દાતણ કરતી વખતે દીવાલ ઉપર ગીતાના બેત્રણ શ્લોકો લખી રાખે અને તે મોઢે કરે. એમના એ રિવાજ કે પ્રયત્ન વિશે એમને મોઢે જ મેં સાંભળેલું.

યરવડામાં સારી સરખી સગવડ અને નવરાશ છે એ જોઈને બાપુજીએ શુદ્ધ ઉચ્ચારણ સાથે ગીતાના શ્લોકો મોઢે કરવાનું નક્કી કર્યું. પછી મને કહે, "કાકા, મારે મારું ગીતાના શ્લોકોનું ઉચ્ચારણ સુધારવું છે. આશ્રમના છોકરાઓને શીખવતા મેં તમને જોયા છે. તમારા ઉચ્ચારણ ઉપર હું મોહિત છું. જોકે શરૂઆતમાં શ્લોકો બોલવાની તમારી ઢબમાં જેટલું માધુર્ય હતું તેટલું હવે રહ્યું નથી. જ્યાં મારું ઉચ્ચારણ ખોટું હોય ત્યાં મને ટોકજો. હું ફરી ફરી બોલીને સુધારીશ. હું 'મોટો' છું, 'મહાત્મા' છું, મને ક્યાં 'હેરાન કરાય' એવો વિચાર કરી મારા ઉચ્ચારણમાં કચાશ રહેવા દેશો તો એ પાપ તમારે માથે. મને વિદ્યાર્થી સમજી એક પણ દોષ રહે નહીં ત્યાં સુધી મને સુધારતા જ જાઓ."

અમારું ગાડું ઠીક ચાલ્યું. જ્યાં હું ભૂલ કે ખામી બતાવું, ત્યાં ચોપડી ઉપર પેન્સિલથી એક ઝીણું ટપકું કરે, અને એ ભાગ ફરી ફરી સાંભળે. એક જ લીટી કે શબ્દ અનેક વાર બોલતાં મને કોઈ કાળે કંટાળો આવતો નથી. કેમ કે હું જાણું છું કે ફરી ફરી સંભળાવી કાન ભરી દેવા એ જ શુદ્ધ ઉચ્ચારણ શીખવવાનો કુદરતી નિયમ છે. બાળકો એ ઢબે જ ઉચ્ચારણ અને એની સાથે લહેકો પણ શીખે છે.

સાંજની ગીતા સાથે સવારની પ્રાર્થનાના વીસ સંસ્કૃત શ્લોકો પણ બાપુજી પાસેથી ઠીક કરાવ્યા. ગુજરાતીઓમાં હ્રસ્વ 'અ'નો ઘણી વાર દીર્ઘ ઉચ્ચાર કરાય છે અને જ્યાં યુક્તાક્ષર પહેલાં થડકો આવવો જોઈએ ત્યાં પણ હ્રસ્વનું દીર્ઘ થઈ જાય છે. આ તરફ બાપુજીનું, અનેક દાખલાઓ સાથે, ધ્યાન ખેંચ્યું. એટલાથી જ એમની ઘણી ભૂલો ઓછી થઈ ગઈ અને શ્લોકો બોલવાનો આનંદ તેઓ ઉત્તમ રીતે લેવા લાગ્યા.

## ૧૩. 'અનાસક્તિયોગ'નાં ભાષાંતર

બાપુજીનું ભગવદ્ગીતાનું ભાષાંતર 'અનાસક્તિયોગ'ને નામે, દાંડીકૂચને દિવસે (૧૨ માર્ચ, ૧૯૩૦) પ્રકાશિત થયું હતું. બાપુજી યરવડા જેલમાં હતા તે દરમ્યાન એનું હિંદી ભાષાંતર, શ્રી મહાવીરપ્રસાદ પોદ્દાર અને શ્રી કાશિનાથ ત્રિવેદી — બે

જણાએ અલગ અલગ કર્યું. હવે બેમાંથી ક્યું માન્ય અને પ્રચલિત થાય, એ સવાલ હતો. બન્ને ભાષાંતરો જેલમાં બાપુજી પાસે આવ્યાં. મેં માન્યું હતું કે બાપુજી કાશિનાથ ત્રિવેદીનું ભાષાંતર પસંદ કરશે. બાપુજીનાં ગુજરાતી લખાણોનું હિંદી કરવાનો મહાવરો એમને ઘણો હતો. એટલે એમનું જ ભાષાંતર સારું હોવું જોઈએ; એ મારી વિચારસરણી.

પણ જ્યાં સુધી મને સ્મરણ છે, બાપુજીએ મહાવીરપ્રસાદનું ભાષાંતર પસંદ કર્યું અને એ જ ચાલે, એમ નિર્ણય આપ્યો. એમણે કહ્યું કે "મહાવીરપ્રસાદ પોદ્દાર હિંદીના સારા લેખક છે. પ્રકાશનનું કામ પણ કરે છે. એને પ્રોત્સાહન મળવું જોઈએ."

ત્યાર પછી મારે નામે એક કાગળ આવ્યો. જેમાં પૂનાવાળા આચાર્ય લિમયેએ લખ્યું હતું કે "'અનાસક્તિયોગ'નો મરાઠી અનુવાદ મેં કર્યો છે અને ઔંધવાળા સાતવળેકર મૂળ સંસ્કૃત સાથે એ છપાવવા માગે છે. અમને ગાંધીજીની રજા મેળવી મોકલો."

મેં બાપુજીને કહ્યું કે, "લિમયે વિદ્વાન છે. ગીતાના ઉત્તમ અભ્યાસી છે. ગુજરાતીનું એમનું જ્ઞાન કેટલું છે તે હું જાણતો નથી. પણ ચિ. સતીશ જેલ બહાર છે. એને અઘરા ગુજરાતી શબ્દો પૂછે તો લિમયેનું ભાષાંતર સરસ થઈ શકશે. હું એમને લખીશ કે 'અનાસક્તિયોગ' સાથે મૂળ સંસ્કૃત છપાય એ ગાંધીજીને પસંદ નથી."

બાપુજીએ કહ્યું, "અનુવાદ સાથે મૂળ સંસ્કૃત ન છપાય એ મારો આગ્રહ ગુજરાતી પૂરતો જ છે. મરાઠીમાં એમને જેમ કરવું હોય તેમ કરે."

આમ બાપુજીની રજા મેળવી તે શ્રી લિમયેને મેં પહોંચાડી. ગુજરાતી શબ્દોમાં જ્યાં મદદની જરૂર હતી, ત્યાં એમણે સતીશની મદદ લીધી અને ઔંધના સ્વાધ્યાય મંડળે એ ગીતા છાપી પણ ખરી.

યરવડા જેલમાંથી છૂટયા પછી હું જ્યારે પૂના જઈને રહ્યો ત્યારે આચાર્ય લિમયે જોડે બેસીને એ આખું ભાષાંતર અમે સુધારી લીધું. પણ એની નવી આવૃત્તિનો વારો હજી આવ્યો જ નહીં.*

## ૧૪. સાપ્તાહિક ગીતાપારાયણ

આ જ અરસામાં બાપુજી આગળ મેં એક સૂચના મૂકી કે આપણે આશ્રમમાં આખી ગીતા બે અઠવાડિયાંમાં પૂરી કરીએ છીએ. પરિણામે દેશમાં જે ઘણા ગાંધી આશ્રમો ચાલે છે અને જે સાબરમતી આશ્રમની ઢબે જ પ્રાર્થના ચલાવવા માગે

*હમણાં જ એની નવી આવૃતિ તૈયાર થાય છે.

છે, તેમને આપણે ત્યાં લખીને પૂછવું પડે છે કે, સાબરમતીમાં આ અઠવાડિયામાં ગીતાનો પૂર્વાર્ધ ચાલે છે કે ઉત્તરાર્ધ? એના કરતાં જો આપણે સાત દિવસમાં આખી ગીતા પૂરી કરીએ તો લોકોને સહેલું પડશે, કેમ કે અમુક વારે અમુક અધ્યાયો જ બોલાતા હોય. તે વખતે મારી સૂચના બાપુજીને ગળે નહીં ઊતરી હોય. તેમણે સાપ્તાહિક કાગળમાં આશ્રમવાસીઓના અભિપ્રાયો પૂછ્યા. જ્યાં સુધી મને યાદ છે, પ્રેમાબહેને વિરુદ્ધ મત આપ્યો. 'સવારે ઊઠીને બેત્રણ અધ્યાયો બોલવા પાછળ વખત ઘણો જશે અને લોકો કંટાળશે,' એ એમની દલીલ હતી. નારણદાસભાઈ ગાંધીનો પણ અભિપ્રાય અનુકૂળ ન હતો એમ યાદ છે.

એ દલીલોનું વજૂદ સ્વીકારી મેં બીજી સૂચના મૂકી કે, સાત દિવસમાં ગીતા પૂરી કરવા માટે આપણે એમ કરીએ કે ગીતા સવારે થોડી અને સાંજે થોડી બોલાય. એ રીતે પણ આખા ભારતમાં ગીતાનું પારાયણ-સપ્તાહ એકસરખું ગોઠવાઈ જશે.

બાપુજીએ એ સૂચના ઉપર પણ વિશેષ ધ્યાન નહીં આપ્યું, પણ પાછળથી એકાએક આખી કલ્પના એમને ગમી. એમણે ફતવો કાઢ્યો કે આશ્રમમાં ગીતાનું પારાયણ સાત દિવસમાં જ પૂરું થાય.

એ માટેની અધ્યાયની વહેંચણી એમણે શ્રી વિનોબા પાસેથી માગી. એ વહેંચણીમાં વધારે શ્લોકો સોમવારને ભાગે આવે છે. કેમ કે સોમવાર મૌનવાર હોઈ સવારની પ્રાર્થનામાં બાપુજીનું પ્રવચન થઈ ન શકે એટલે ગીતાના શ્લોકો માટે વધારે વખત સહેજે મળતો.

## ૧૫. સાપ્તાહિક પ્રવચનો

જુલાઈ મહિનામાં આશ્રમમાંથી કોકનો કાગળ આવ્યો કે બાપુજી આશ્રમમાં નથી એટલે ત્યાંની પ્રાર્થનામાં રસ પડતો નથી. બધું વાતાવરણ લુખ્ખું મડદાલ જેવું થયું છે. બાપુજી કોઈ પ્રવચનો લખી મોકલે તો પ્રાર્થના વખતે વંચાય. બાપુજીએ એ સૂચના માન્ય રાખી અને આશ્રમની પ્રાર્થનામાં પ્રાણ ઉમેરવા માટે એમણે આશ્રમનાં વ્રતો ઉપર લખીને મોકલવાનું નક્કી કર્યું. એક એક વ્રત ઉપર એક નાનકડું ભાષ્ય લખીને દર અઠવાડિયે મોકલવું, એટલું નક્કી થયા પછી, એ લખવા માટે બાપુજીએ દિવસ પણ નક્કી કર્યો અને દર મંગળવારે સવારે એક એક પ્રવચન લખવા લાગ્યા.

જેલમાંથી રાજદ્વારી કશું લખીને મોકલાય નહીં એ પોતાના આગ્રહને કારણે એમણે અગિયાર વ્રતોમાંથી સ્વદેશી વ્રત ઉપર કશું લખી મોકલ્યું નહીં. જ્યારે સર્વધર્મસમભાવ ઉપર એમણે બે લેખો લખ્યા.

આમ જ્યારે આશ્રમનાં વ્રતો ઉપરની પ્રવચન-માળા પૂરી થઈ ત્યારે શ્રી નારણદાસભાઈ ગાંધીએ 'વ્રત-વિચાર'ને નામે એક ચોપડી પ્રકાશિત કરી. મને એ નામ જુનવાણી લાગ્યું. એટલે બહાર ગયા પછી નવી આવૃત્તિ વખતે, નારણદાસ-ભાઈની રજા લઈ મેં એ ચોપડીનું નામ ફેરવી 'મંગળપ્રભાત' રાખ્યું. બાપુજી જ્યારે છૂટીને બહાર આવ્યા ત્યારે મારા કહેવાથી એમણે 'સ્વદેશી' ઉપર એક પ્રવચન લખી આપ્યું. અને એ રીતે 'મંગળપ્રભાત'વાળો વ્રતવિચાર પૂરો થયો.

એ ચોપડીની પ્રસ્તાવનામાં મેં લખ્યું જ છે કે એ પ્રવચનો મંગળવારે પ્રભાતે લખાતાં હતાં તેથી, અને દેશમાં ફેલાયેલું ઘોર અંધારું દૂર કરી મંગલકારી પ્રભાત આણવાનું કામ બાપુજીએ કર્યું એ રીતે પણ, એ નામ અન્વર્થક છે.

આ મંગળ-ભાષ્ય પૂરું થયા પછી બાપુજીએ આશ્રમવાસીઓની માગણીથી ગીતાના એક એક અધ્યાયનો સાર દર અઠવાડિયે મોકલવાનું શરૂ કર્યું. એ કામ આ વખતની જેલમાં પૂરું ન થઈ શક્યું. જ્યારે સન ૧૯૩૨માં બાપુજીને ત્રીજી વાર યરવડામાં રાખવામાં આવ્યા ત્યારે એમણે એ સાર-માળા પૂરી કરી. એને માટે મેં સૂચવેલું નામ 'ગીતાબોધ' બાપુને ચોટડૂક લાગ્યું અને એમણે એ સ્વીકાર્યું.

## ૧૬. 'આશ્રમભજનાવલિ'નું અંગ્રેજી

મીરાંબહેને માગણી કરી. આશ્રમભજનાવલિમાં શું શું આવે છે એ એમને જાણવું હશે. ખાસ એમની ખાતર, અને જેઓ સંસ્કૃત, હિંદી, ગુજરાતી વગેરે દેશી ભાષાઓ જાણતા નથી એમની ખાતર પણ, બાપુજીએ યરવડામાં 'આશ્રમ-ભજનાવલિ'નું અંગ્રેજી ભાષાંતર રોજ થોડું થોડું કરી મીરાંબહેન પર મોકલવાનું શરૂ કર્યું.

ભજનાવલિમાં સંસ્કૃત શ્લોકોનું ગુજરાતી ભાષાંતર આપ્યું જ છે. બાકી સંતોની વાણી જેવી છે તેવી જ આપી છે. એ જૂની વાણી હોવાથી એમાંના કેટલાક શબ્દો આજે અપરિચિત છે અને સંતવાણીમાં ઘણી વસ્તુઓ અધ્યાહૃત હોય છે. તેથી ભજનોના એક કરતાં વધારે અર્થો પણ થઈ શકે છે. કોક કોક વાર ભાવ વિશે પણ સ્પષ્ટતા નથી હોતી. એટલે એમાં મતભેદને અવકાશ રહે છે. માટે અંગ્રેજી અનુવાદ કરતી વખતે ઘણી વાર અમે સાથે બેસતા અથવા પ્રાર્થના પછી કેટલાક શબ્દોની ચર્ચા પણ કરતા. મારા સૂચવેલા કેટલાક શબ્દો જ્યારે બાપુજી રાજી થઈને સ્વીકારી લેતા ત્યારે મને હર્ષ થતો. અને ગાંધીજી જ્યારે મૂળનો ભાવ અંગ્રેજીમાં, અંગ્રેજી ભાષાની ખૂબીને બંધ બેસે એવી રીતે આણતા ત્યારે બાપુજીની પ્રતિભા જોઈ હું ચકિત થતો. એના કેટલાક દાખલાઓ મેં અન્યત્ર આપ્યા છે. દાખલા તરીકે —जय जय करुणाब्धे श्री महादेव शम्भो— એ લીટીમાં 'જય જય'નો

અર્થ 'Victory' ન કરતાં બાપુજીએ જ્યારે Thy will be done એવું ભાષાંતર કર્યું ત્યારે હું તો હર્ષઘેલો થઈ ગયો.

બંગાળી ભજનો વિશે મેં પૂ. બાપુજીને કહ્યું કે ઘણાંખરાં અથવા બધાં જ રવિબાબુનાં છે અને એનો અંગ્રેજી અનુવાદ એમણે કાં તો પોતે જ કર્યો છે અથવા એમની દેખરેખ તળે થયો છે માટે એ મહેનત કરવાની જરૂર નથી.

ગુજરાતી, હિંદી, ઉર્દૂ, બંગાળી, સિંધી – બધાં જ ભજનોમાં સાથે ચર્ચા કરવાનો આનંદ અમે લીધો હતો, પણ મરાઠી અભંગો અને પદોનો અર્થ કરતી વખતે મારો ઉપયોગ વધારે હતો.

આ પ્રકરણની પૂર્ણાહુતિ કરવા માટે અહીં એટલું ઉમેરી દઉં કે મીરાંબહેને બાપુજીનું ભાષાંતર રીતસર મુદ્રાલેખિત કરાવી એની એક નકલ બાપુજીને આપી હતી. આગળ જતાં જ્યારે બાપુજી ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયા અને એમણે ત્યાં પોતાની સવારસાંજની પ્રાર્થના ચલાવી (એક વાર પાર્લમેન્ટ હાઉસમાં બેસીને પણ પ્રાર્થના કરી હતી એમ મેં છાપામાં વાંચેલું) ત્યારે ત્યાંના કેટલાક ધર્મપરાયણ લોકોને એ પ્રાર્થનામાં શું છે એ જાણવાનું કુતૂહલ જાગ્યું. એમણે બાપુજી પાસેથી અથવા મીરાંબહેન પાસેથી એ અંગ્રેજી ભાષાંતર મેળવ્યું.

ભારતની અથવા પૂર્વ તરફની કાવ્યરચના અને રૂપકો વગેરે પશ્ચિમના લોકો સમજે નહીં, અને કેટલીક વસ્તુઓ એમને રીતસર કઠે, એટલે વિલાયતના એક ભાઈએ (ઘણું કરીને હૉયલૅંડ હશે) બાપુજીનું આખું ભાષાંતર કાંટછાંટ કરી, પોતાની ઢબે લખી કાઢ્યું અને એ છાપવાની રજા બાપુજી પાસે માગી. બાપુજીને થયું હશે કે એમના એ કાટછાંટવાળા ભાષાંતરમાં મૂળની ખૂબી તો દૂર, પણ ભાવ પણ બરાબર આવતા નથી. છતાં એ ભાઈને નારાજ કરવા ન હતા એટલે બાપુજીએ એમને લખ્યું, "તમે જે રૂપ આપ્યું છે એ પ્રમાણે તમારી ચોપડી છાપો એમાં મને વાંધો નથી, પણ મારે નામે એ ન છાપશો એટલે બસ."

હૉયલૅંડ ભાઈએ બાપુજીની સૂચનાનો અક્ષરાર્થ બરાબર પાળ્યો. ચોપડીના જૅકેટ પર સૌથી ઉપરની લીટી M. K. Gandhi એટલી જ રાખી. ત્યાર પછી એક આડી લીટી. ત્યાર પછી ચોપડીનું નામ Songs from the Prison. નીચે હૉયલૅંડ!! હૉયલૅંડ-પ્રણીત એ અંગ્રેજી 'આશ્રમભજનાવલિ'નો ત્યાં કેટલો પ્રચાર થયો એ આપણે જાણતા નથી. મને તો એમની એ કૃતિ જોઈ જરાયે સંતોપ ન થયો.

# ૧૭. સૂક્ષ્મ દેહે મુલાકાત!

એક વખતે એક ભારે રમૂજી પ્રસંગ બન્યો. મારા કહેવાથી મદ્રાસનું દૈનિક છાપું 'હિન્દુ' અમે શરૂ કરાવ્યું હતું. એમાં એક વખતે અમે વાંચ્યું કે એક ખબરપત્રી શ્રી સી. પી. રામસ્વામીને મળવા ગયા. એ ખબરપત્રીએ લખ્યું કે શ્રી સી. પી. રામસ્વામીએ એમને કહ્યું કે પોતે બાપુજીને યરવડા જેલમાં મળ્યા હતા! મેં એટલો ભાગ બાપુજીને વાંચી સંભળાવ્યો અને અમે ખૂબ હસ્યા.

બીજે દિવસે મેજર માર્ટિન, મૂંઝાયેલે ચહેરે આવીને બાપુજીને કહે, "તમે આ જેલમાં છો. જેલમાં કોણ આવે છે, કોણ નથી આવતું એની અમારી પાસે નોંધ હોય છે. છતાં છાપામાં આવ્યું છે કે સર સી. પી. રામસ્વામી અહીં આવીને આપને મળ્યા! એટલે કર્તવ્ય તરીકે, બાકાયદા આપને પૂછું છું કે સર સી. પી. રામસ્વામી સાથે આ યરવડા જેલમાં આપની મુલાકાત થઈ હતી?" બાપુજીએ સહેજ સ્મિત કરીને કહ્યું, "ના જી. પણ અમારાં સૂક્ષ્મ શરીર મળ્યાં હોય તો કોણ જાણે!" અંગ્રેજી વાક્ય આ પ્રમાણે હતું : "No, unless it was on the Astrarl Plane." આ જવાબની ખૂબી એ હતી કે સર સી. પી. રામસ્વામી થિયૉસૉફિસ્ટ છે; અથવા થિયૉસૉફી સાથે એમનો ઘણો સંબંધ છે; અને થિયૉસૉફિસ્ટ લોકો માને છે કે હિમાલયના મહાત્માઓ એ સંસ્થાના આગેવાનોને સૂક્ષ્મ શરીરે મળે છે અને દોરવણી આપે છે.

બાપુજીને તરત આવો મજાનો વિનોદી જવાબ સૂઝે છે એ આશ્ચર્ય!

# ૧૮. શહેરી અભિરુચિ

અમારા યુરોપિયન વૉર્ડમાં મુખ્ય બે બરાકો હતી. લગભગ સમાંતર. બેની વચ્ચે બગીચો. બે વચ્ચે, પણ એક છેડે, નાહવાની ઓરડી. આ બાજુને છેડે પાંઉ-રોટીની ભઠ્ઠી. સામે છેડે સામાન્ય જાજરૂ. જાજરૂ અને ભઠ્ઠી વચ્ચેની ખુલ્લી જગામાં અમે સવારસાંજ ફરતા. કોક વાર, વરસાદ પડતો હોય ત્યારે, અમારી લાંબી બૅરેકની ઓરડીઓની પાછળની બાજુ લાંબી ઓસરી હતી એમાં ચાલતા. એમાં અચૂક મને દીવાલ તરફ રાખી બાપુજી પોતે ખુલ્લા તરફ ચાલતા. ચાલતાં ચાલતાં વાતમાં ને વાતમાં અનવધાનથી હું વરંડા તરફથી નીચે પડી ન જાઉં એટલા માટે આમ કરતા હશે; ભૂલેચૂકે પણ એમાં ફરક ન પડયો. ન રહેવાયું એટલે મેં બાપુજીને પૂછ્યું કે આનું કારણ શું? એમણે કહ્યું, "કારણ કાંઈ જ નહીં."

ઓરડીની અંદરના કેદીઓ અમારી વાત સાંભળી શકે એટલે મોટેથી અમે

અર્થ 'Victory' ન કરતાં બાપુજીએ જ્યારે Thy will be done એવું ભાષાંતર કર્યું ત્યારે હું તો હર્ષઘેલો થઈ ગયો.

બંગાળી ભજનો વિશે મેં પૂ. બાપુજીને કહ્યું કે ઘણાંખરાં અથવા બધાં જ રવિબાબુનાં છે અને એનો અંગ્રેજી અનુવાદ એમણે કાં તો પોતે જ કર્યો છે અથવા એમની દેખરેખ તળે થયો છે માટે એ મહેનત કરવાની જરૂર નથી.

ગુજરાતી, હિંદી, ઉર્દૂ, બંગાળી, સિંધી – બધાં જ ભજનોમાં સાથે ચર્ચા કરવાનો આનંદ અમે લીધો હતો, પણ મરાઠી અભંગો અને પદોનો અર્થ કરતી વખતે મારો ઉપયોગ વધારે હતો.

આ પ્રકરણની પૂર્ણાહુતિ કરવા માટે આહીં એટલું ઉમેરી દઉં કે મીરાંબહેને બાપુજીનું ભાષાંતર રીતસર મુદ્રાલેખિત કરાવી એની એક નકલ બાપુજીને આપી હતી. આગળ જતાં જ્યારે બાપુજી ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયા અને એમણે ત્યાં પોતાની સવારસાંજની પ્રાર્થના ચલાવી (એક વાર પાર્લમેન્ટ હાઉસમાં બેસીને પણ પ્રાર્થના કરી હતી એમ મેં છાપામાં વાંચેલું) ત્યારે ત્યાંના કેટલાક ધર્મપરાયણ લોકોને એ પ્રાર્થનામાં શું છે એ જાણવાનું કુતૂહલ જાગ્યું. એમણે બાપુજી પાસેથી અથવા મીરાંબહેન પાસેથી એ અંગ્રેજી ભાષાંતર મેળવ્યું.

ભારતની અથવા પૂર્વ તરફની કાવ્યરચના અને રૂપકો વગેરે પશ્ચિમના લોકો સમજે નહીં, અને કેટલીક વસ્તુઓ એમને રીતસર કઠે, એટલે વિલાયતના એક ભાઈએ (ઘણું કરીને હૉયલૅંડ હશે) બાપુજીનું આખું ભાષાંતર કાંટછાંટ કરી, પોતાની ઢબે લખી કાઢ્યું અને એ છાપવાની રજા બાપુજી પાસે માગી. બાપુજીને થયું હશે કે એમના એ કાટછાંટવાળા ભાષાંતરમાં મૂળની ખૂબી તો દૂર, પણ ભાવ પણ બરાબર આવતા નથી. છતાં એ ભાઈને નારાજ કરવા ન હતા એટલે બાપુજીએ એમને લખ્યું, "તમે જે રૂપ આપ્યું છે એ પ્રમાણે તમારી ચોપડી છાપો એમાં મને વાંધો નથી, પણ મારે નામે એ ન છાપશો એટલે બસ."

હૉયલૅંડ ભાઈએ બાપુજીની સૂચનાનો અક્ષરાર્થ બરાબર પાળ્યો. ચોપડીના જૅકેટ પર સૌથી ઉપરની લીટી M. K. Gandhi એટલી જ રાખી. ત્યાર પછી એક આડી લીટી. ત્યાર પછી ચોપડીનું નામ Songs from the Prison. નીચે હૉયલૅંડ!! હૉયલૅંડ-પ્રણીત એ અંગ્રેજી 'આશ્રમભજનાવલિ'નો ત્યાં કેટલો પ્રચાર થયો એ આપણે જાણતા નથી. મને તો એમની એ કૃતિ જોઈ જરાયે સંતોષ ન થયો.

## ૧૭. સૂક્ષ્મ દેહે મુલાકાત!

એક વખતે એક ભારે રમૂજી પ્રસંગ બન્યો. મારા કહેવાથી મદ્રાસનું દૈનિક છાપું 'હિન્દુ' અમે શરૂ કરાવ્યું હતું. એમાં એક વખતે અમે વાંચ્યું કે એક ખબરપત્રી શ્રી સી. પી. રામસ્વામીને મળવા ગયા. એ ખબરપત્રીએ લખ્યું કે શ્રી સી. પી. રામસ્વામીએ એમને કહ્યું કે પોતે બાપુજીને યરવડા જેલમાં મળ્યા હતા! મેં એટલો ભાગ બાપુજીને વાંચી સંભળાવ્યો અને અમે ખૂબ હસ્યા.

બીજે દિવસે મેજર માર્ટિન, મૂંઝાયેલે ચહેરે આવીને બાપુજીને કહે, "તમે આ જેલમાં છો. જેલમાં કોણ આવે છે, કોણ નથી આવતું એની અમારી પાસે નોંધ હોય છે. છતાં છાપામાં આવ્યું છે કે સર સી. પી. રામસ્વામી અહીં આવીને આપને મળ્યા! એટલે કર્તવ્ય તરીકે, બાકાયદા આપને પૂછું છું કે સર સી. પી. રામસ્વામી સાથે આ યરવડા જેલમાં આપની મુલાકાત થઈ હતી?" બાપુજીએ સહેજ સ્મિત કરીને કહ્યું, "ના જી. પણ અમારાં સૂક્ષ્મ શરીર મળ્યાં હોય તો કોણ જાણે!" અંગ્રેજી વાક્ય આ પ્રમાણે હતું: "No, unless it was on the Astrarl Plane." આ જવાબની ખૂબી એ હતી કે સર સી. પી. રામસ્વામી થિયૉસૉફિસ્ટ છે; અથવા થિયૉસૉફી સાથે એમનો ઘણો સંબંધ છે; અને થિયૉસૉફિસ્ટ લોકો માને છે કે હિમાલયના મહાત્માઓ એ સંસ્થાના આગેવાનોને સૂક્ષ્મ શરીરે મળે છે અને દોરવણી આપે છે.

બાપુજીને તરત આવો મજાનો વિનોદી જવાબ સૂઝે છે એ આશ્ચર્ય!

## ૧૮. શહેરી અભિરુચિ

અમારા યુરોપિયન વૉર્ડમાં મુખ્ય બે બરાકો હતી. લગભગ સમાંતર. બેની વચ્ચે બગીચો. બે વચ્ચે, પણ એક છેડે, નાહવાની ઓરડી. આ બાજુને છેડે પાંઉ-રોટીની ભઠ્ઠી. સામે છેડે સામાન્ય જાજરૂ. જાજરૂ અને ભઠ્ઠી વચ્ચેની ખુલ્લી જગામાં અમે સવારસાંજ ફરતા. કોક વાર, વરસાદ પડતો હોય ત્યારે, અમારી લાંબી બૅરેકની ઓરડીઓની પાછળની બાજુ લાંબી ઓસરી હતી એમાં ચાલતા. એમાં અચૂક મને દીવાલ તરફ રાખી બાપુજી પોતે ખુલ્લા તરફ ચાલતા. ચાલતાં ચાલતાં વાતમાં ને વાતમાં અનવધાનથી હું વરંડા તરફથી નીચે પડી ન જાઉં એટલા માટે આમ કરતા હશે; ભૂલેચૂકે પણ એમાં ફરક ન પડયો. ન રહેવાયું એટલે મેં બાપુજીને પૂછ્યું કે આનું કારણ શું? એમણે કહ્યું, "કારણ કાંઈ જ નહીં."

ઓરડીની અંદરના કેદીઓ અમારી વાત સાંભળી શકે એટલે મોટેથી અમે

બોલતા ન હતા. અને કેટલીક ઓરડીઓ ખાલી જ હતી. જવાહરલાલજી, જયરામદાસ વગેરે લોકો જ્યારે આવ્યા ત્યારે અમારી એ આખી બરાક લગભગ ભરાઈ ગઈ હતી.

વરસાદ ન હોય ત્યારે ઓસરી પર ચાલવાને બદલે એ ઓસરી નીચે ખુલ્લી જગામાં ચાલવાનું બાપુજી પસંદ કરતા. એક બાજુ અમારી બરાક, બીજી બાજુ જેલની દીવાલ, એની વચ્ચે ખુલ્લી જગામાં અમે ચાલતા. જગા ઊંચીનીચી હોવાથી ચાલતાં સાચવવું પડતું. મેં બાપુજીને સૂચવ્યું કે, "ઓસરી ઉપર જમીન ફરસબંધીની છે. ત્યાં પગ તરફ જોવું પણ નથી પડતું. ત્યાં જ કેમ ન ચાલીએ?"

બાપુજીએ કહ્યું, "તારી અભિરુચિ શહેરી છે. મને આવી ખરબચડી, ઊંચીનીચી કુદરતી જમીન જ વધારે ગમે છે. ઓસરી ઉપર માથે છાપરું છે. અહીં માથે આકાશ છે, એ લાભ કાંઈ ઓછો છે? મને આવું કુદરતી ગામડિયું વાતાવરણ વધારે ગમે છે."

હું પોતાને કુદરતઘેલો માનતો હતો. ગામડાનાં ખેતરોમાં, બીડોમાં અને પહાડોમાં હું ખૂબ રખડયો છું. એકાગ્રતાથી વાતો કરતાં બાપુજીને પગ તરફ ધ્યાન આપવું ન પડે એટલા માટે, સૂક્ષ્મ સૂચન તરીકે મેં પ્રશ્ન પૂછયો હતો. પણ એ મારા ઉપર જ ઊલટયો! વધુ વિચાર કરતાં મને થયું કે સીધી સપાટ જમીન હોય તો મને તે નથી જ ગમતી એમ નથી. બાપુજી કહે છે એમાં પણ વખતે સૂક્ષ્મ સત્ય હશે. હું જરાક અંતર્મુખ થયો અને પછી એ વિચાર મેં મનમાંથી કાઢી નાખ્યો.

## ૧૯. દટાયેલો દારૂગોળો

એક દિવસે જમીન ખોદવાનાં ઓજારો સાથે કેટલાક કેદીઓને સાથે લઈ જેલર કિવન આવ્યો અને પાછળની બાજુ, અમારી ફરવાની જગાને છેડે એણે ખાડો ખોદાવવાનું શરૂ કર્યું. મને થયું કે કાંઈ ઝાડ વાવવાનાં હશે.

સાંજે અમારે જમવા ટાણે કિવન નિયમિત આવે. તે પાછળની બાજુની દીવાલ-માં એક નાનો દરવાજો હતો. એની ચાવી એની પાસે ને મેજર માર્ટિન પાસે રહેતી. એ દરવાજેથી અંદર આવીને અમારી સાથે વાતો કરવા બેસે. વાતોનો ઘણો રસિયો. કોઈ રાજામહારાજાને કોઈ વખતે મળ્યો હોય તો એની વાત જરૂર આવે. પૂનાના એક મહારાષ્ટ્રી કૉન્ટ્રેક્ટર જોડે એની વિશેષ દોસ્તી હશે. એની વાત પણ કોક વાર કરે. એક વાર મારા બોલવામાં કારવાર જિલ્લાના યેલ્લાપુરનો ઉલ્લેખ આવ્યો. એટલે મને પૂછે, "ત્યાં તમારા કોઈ ઓળખીતા છે? ત્યાંના જંગલમાં શિકાર કરવા મારે કોક વાર જવું છે. એ જંગલનાં વખાણ મેં ઘણાં સાંભળ્યાં છે!"

મેં એને પૂછયું, "આજે આટલા બધા લોકો આવી અમારી બરાક પાછળ એક

ડે ખાડો કેમ ખોદી ગયા?" એણે હસીને કહ્યું, "શું કહું તમને વાત! અમારા પર નનામો કાગળ આવ્યો કે આ બરાકમાં, અમુક ઠેકાણે રિવૉલ્વર અને કારતૂસ ક્યારે દાટી રાખેલાં છે. અમે જાણીએ છીએ કે એવું કશું છે જ નહીં. પણ સરકારી કામ! કોઈ પૂછે તો શો જવાબ આપીએ? એટલે લઈ આવ્યા થોડા કેદીઓને અને ખોદી કાઢી થોડી જમીન. કાલે બધી માટી પાછી અંદર નાખી દઈશું. જમીન સરખી કરી દઈશું અને રિપોર્ટ મોકલી આપીશું. સરકારી કામ આમ જ ચાલે!"

## ૨૦. જેલ દરમિયાનનું વાચન

સન ૧૯૨૧ કે ૧૯૨૨માં બાપુજી પહેલી વાર ભારતની જેલમાં — યરવડામાં પુરાયા હતા. તે વખતે શ્રી શંકરલાલ બૅંકર તેમની સાથે હતા. મંઝરઅલી સોખ્તા પણ તે વખતે હશે. ઈન્દુલાલ યાજ્ઞિક પણ થોડોક સમય હોવા જોઈએ.

એ વખતે જેલના પુસ્તકાલયમાંથી બાપુજીએ કેટલીક ચોપડીઓ મગાવી વાંચી હશે. એમાંની બે ચોપડીઓ એમને ખાસ ગમેલી. Seekers After God અને કિપ્લિંગની Jungle Book. આ વખતે એમણે મને એ વાંચવાની ભલામણ કરી. સદ્‌ભાગ્યે જેલના પુસ્તકાલયમાંથી એ બન્ને ચોપડીઓ મળી આવી. Seekers After Godમાં સેનેકા, એપિક્ટિટસ અને માર્ક્સ ઑરેલિયસ — એ ત્રણ પ્રાચીન રોમનોનાં જીવન વિશે ત્રણ દીર્ઘ નિબંધો હતા. બાપુજીની એ પહેલી જેલમાં વાંચવા માટે મેં મારી ચોપડી Decline and Fall of the Roman Empire એમને મોકલી હતી. એ બાપુજીને યાદ હશે. મને કહેવા લાગ્યા, "Seekers After God એ ચોપડીમાં જાણે આખા ગિબ્બનનો નિચોડ આવી ગયો છે. એ ચોપડી તારે જરૂર વાંચવી."

સેનેકા તો રોમના આપખુદ વિકરાળ બાદશાહ નીરોનો મુખ્ય પ્રધાન. આપણા સંયમપરાયણ તપસ્વી વેદાન્તને મળતા આવે એવા સ્ટોઈક પંથનો પુરસ્કર્તા. એનું જીવન અને એનું મરણ બન્ને ખરેખર અદ્‌ભુત છે. એ જમાનામાં બાદશાહ કોઈ મોટા માણસને મરણની સજા આપે તો એને પકડીને જલ્લાદને સોંપી દેતા નહીં. એ તો અસંસ્કારી રિવાજ કહેવાય. બાદશાહનો હુકમ માણસને પહોંચાડવામાં આવે એટલે એણે પોતાની મેળે, ગમે તે ઢબે, પોતાના જીવનનો અંત આણવો જોઈએ. એક વાર નીરો સેનેકા પર ખૂબ નારાજ થયો અને એણે એને મરણની સજા ફરમાવી. સેનેકાએ પોતાના માલિકને કહી જોયું કે, "મારી આખી વિશાળ ઍસ્ટેટ અને મારી બધી દોલત જપ્ત કરી લો. હું સાવ ઘરડો થયો છું. મને મારીને તમને શો લાભ થવાનો હતો?"

નીરો એકનો બે ન થયો. એટલે સેનેકાએ પોતાના હાથની (પહોંચાની) સન

કાપી એમાંથી લોહી વહેવડાવી મરી જવાનું પસંદ કર્યું. એ રીતે શારીરિક વેદના બહુ થતી નથી. જેમ લોહી વહી જાય તેમ માણસ બેભાન થાય છે. એ પ્રમાણે નસ કાપી તો ખરી પણ ઘરડા શરીરમાંથી લોહી વહે ત્યારેને? અંતે ડોસો એક ગરમ પાણીના હોજમાં જઈને બેઠો એટલે ધાર્યું પરિણામ આવ્યું અને એક મહાન તત્ત્વચિંતકનો અંત આવ્યો.

ઈશ્વરની ખોજ કરનાર બીજા પ્રાચીન પુરુષ તે એપિક્ટિટસ. એ ગુલામ હતા. પ્રાચીન કાળના મોટા તત્ત્વવેત્તાઓમાં એમનું નામ આવે છે. એનો માલિક વિચિત્ર માણસ હતો. બરાબર જાણે કે આ એક વિદ્વાન છે. પણ ખરીદેલો ગુલામ! એટલે એની પાસેથી વૈતરું બરાબર લેવું જ જોઈએ. એક દિવસ માલિક ચિડાયો અને એણે એપિક્ટિટસને હાથપગ હેડમાં મૂકવાની શિક્ષા કરી. બે ખાંચાવાળા લાકડામાં એપિક્ટિટસનો પગ મૂકી ઉપરથી બીજું લાકડું બેસાડવા માલિક જતો હતો ત્યારે એપિક્ટિટસ ઠંડે પેટે કહે, "જે રીતે તમે બેસાડવા જાઓ છો, એ રીતે પગનું હાડકું તૂટી જવાનું છે. તમારું ખરીદેલું છે આ મારું શરીર. હાડકું તૂટી જાય તો તમારું જ નુકસાન થવાનું. મેં તો કહી દીધું. હવે તમારી વાત તમે જાણો."

માલિકે વાત માની નહીં. પગનું હાડકું ભાંગીને બે કટકા થયા એટલે એપિક્ટિટસ, એટલી જ શાંતિથી કહે, "જોયું, મેં નહોતું કહ્યું કે હાડકું ભાંગી જશે? હવે આ લંગડાતા ગુલામને લઈને શું કરશો? નુકસાન કોનું થયું?"

ત્રીજા બ્રહ્મજિજ્ઞાસુ તે માર્ક્સ ઑરેલિયસ. રોમન સામ્રાજ્યની જાહોજલાલી શિખરે પહોંચી હતી તે વખતનો એ બાદશાહ. મોટાં મોટાં યુદ્ધોની દેખરેખ જાતે કરે અને રણભૂમિમાં, રાત્રે તંબૂમાં બેસી વેદાન્તનું મનન કરે; અને એ બધું લખી કાઢે. માર્ક્સ ઑરેલિયસની એ મનનિકા – Meditations વિશ્વસાહિત્યમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવી ચૂકી છે.

Seekers after God – 'ઈશ્વરની ખોજ કરનાર' એ ચોપડી વાંચીને મને ઘણો લાભ થયો. ઈસા મસીહના ધર્મની પૂર્વતૈયારી તરીકે આ બધું લખેલું છે.

બીજી ચોપડી આનાથી તદ્દન જુદી – રુડયાર્ડ કિપ્લિંગે પંચતંત્ર અને હિતોપદેશ અંગ્રેજીમાં વાંચ્યાં તો હશે જ, પણ એના અનુકરણ તરીકે નહીં પણ સ્વતંત્ર પ્રતિભાથી એણે જંગલના જીવનનું કાલ્પનિક અને અત્યંત રોચક વર્ણન આપ્યું છે.

મોગલી નામનું એક માનવ-બચ્ચું, જંગલમાં જઈ પહોંચે છે અને શ્વાપદો વચ્ચે, નાનાનું મોટું થાય છે. હાથી, વાઘ, વરુ, અજગર વગેરે જાનવરો સાથે એને દોસ્તી બંધાય છે વગેરે વગેરે વર્ણન એમાં છે. રુડયાર્ડ કિપ્લિંગ એ ભારતમાં જન્મેલો અંગ્રેજ. અંગ્રેજી ભાષા પર એનું અસાધારણ પ્રભુત્વ હતું. એની નવલકથાઓ અને કવિતાઓ આજે પણ લોકો રસથી વાંચે છે.

આ પાંચ-છ મહિના દરમ્યાન ગાંધીજી પાસે જે અનેક ચોપડીઓ આવી, એમાંથી બે વાંચ્યાનું મને આજેય સ્મરણ છે. એક હતી અપ્ટન સિંક્લેરની Goose

Step. એમાં એણે આજની અમેરિકાની કેળવણીનું તંત્ર કેટલું સડેલું છે એ વિગતો સાથે પુરવાર કર્યું છે. મોટા મોટા લોકો અને સંસ્થાઓનું નામ લઈને એમની સામે લખવામાં એ માને છે. કહે છે કે, "જાણીજોઈને હું માનહાનિના કાયદામાં સપડાઉં છું. મારા પર ફરિયાદ તો માંડે! પછી એક એકને ઉઘાડા પાડીશ." કોઈ એને છેડતું નથી. એની જ બીજી ચોપડી They call me Carpenter કરીને છે. ત્રીજી છે Oil એ મેં નથી વાંચી. પણ Jungle વાંચી છે. એ વાંચતાં રુવાંટાં જ ખડાં થાય છે.

એક પ્રેરણાદાયી ચોપડી વાંચી તે નેત્ર વિનાની નેત્રી હેલન કેલરની ઉત્તર-જીવન-કથા Midstream. બાપુજીએ એની પૂર્વજીવનની કથા The story of my life વાંચેલી અને એનાં ઘણાં વખાણ કરેલાં. એટલે જેલમાં મેં પ્રથમ વાંચી Midstream અને બહાર આવીને વાંચી The story of my Life. (મારી ભલામણથી શ્રી મગનભાઈ દેસાઈએ આનું ગુજરાતી કર્યું છે.)

જેલમાં મારો પ્રધાન રસ બાપુજીની ઝીણીઝીણી સેવા કરવાનો અને તેઓ નવરા પડે એટલે એમની સાથે વાતો કરવાનો હતો. એમનાં ઝીણાં ઝીણાં કામો પાછળ ઠીકઠીક વખત જતો અને એ જ મારો સૌથી મોટો આનંદ. વાસણ ઊટકવાં, પથારી કરવી, એમની વસ્તુઓ ઠેકાણે રાખવી, જોઈતી ચીજ ઝટ કાઢી આપવી, એમને માટે રાંધવું, એમના કાંતવાની અને પીંજવાની તૈયારી કરવી, તાર ફાળકા પર ઉતારી એનો હિસાબ રાખવો, આવતા-જતા કાગળો વાંચીને ઘટતી વાતોની યાદ દેવડાવવી વગેરે કામો પાછળ દિવસ ક્યાં જતો રહ્યો એનો ખ્યાલ જ આવતો ન હતો. મારું પોતાનું કામ ઝાઝું ન હતું. નાહીધોઈને કપડાં ધોવાં, કાગળો લખવા, પોતાની ઓરડી સાફ કરવી, પીંજવું, કાંતવું, પોતાને માટે શાક રાંધવું અને પૂરતી ઊંઘ લેવી.

એટલે વાંચવા માટે વખત મળતો જ નહીં. નહીં તોયે ઠરીઠામ બેસીને વાંચવાની ટેવ મને હતી જ નહીં.

## ૨૧. કાગળો અને મુલાકાતો

આ જેલ દરમ્યાન કોઈને મુલાકાત માટે બોલાવવા નહીં એવો બાપુજીનો નિશ્ચય હતો. કેમ કે સરકાર સાથે આને અંગે જે વાતો થયેલી તે સમાધાનકારક ન હતી. હું આવ્યો તે પહેલાં જ એ બધી વાતો થઈ ગઈ હતી. બાપુજીને મોઢે જે વાતો આ વિશે સાંભળી હતી તે નોંધવા જેવી છે.

ઈન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ – કર્નલ ડૉઈલ સીધો માણસ હતો નહીં. એણે આવીને બાપુજીને પૂછ્યું, "તમને દર અઠવાડિયે કેટલી મુલાકાતો જોઈએ છે?"

પણ મારી મુલાકાત દરમ્યાન એ ખાસ કાંઈ સાંભળે નહીં. ચોપડી લઈને વાંચ્યા જ કરે. એની ખાતરી હતી કે હું બધી રીતે સુરક્ષિત છું. મુલાકાતે આવેલા લોક મને ધીમે રહીને પૂછે, “બહાર લડત ચાલે છે એ વિશે બાપુજીના અભિપ્રાય શા છે? બાપુજીની સલાહ શી છે?” હું મોટેથી જવાબ આપું, “બાપુજી જરાયે નબળા પડ્યા નથી. ઊલટા વધારે મજબૂત થયા છે. અને બધી રીતે રાજી છે.”

## ૨૩. તબીબી તપાસ

મેં કહ્યું જ છે કે માર્ટિન રોજ સવારે આવતો અને ક્વિન રોજ સાંજે. એવી જ રીતે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ મહિનામાં એક વાર આવે અને સિવિલ સર્જન કર્નલ સ્ટીલ પંદર દિવસે એક વાર આવી બાપુજીને તપાસી જાય એવી સરકારી ગોઠવણ હતી. મેં સાંભળ્યું કે કર્નલ સ્ટીલને આમ આવીને તપાસી જવા માટે મહિને સો રૂપિયા મળતા. આવીને બાપુજીને પૂછે, “તમારી તબિયત કેમ છે?” બાપુજી કહે, “સારી છે.” એટલે સરકારી કામ પત્યું. પછી ભાઈસાહેબ આગળ-પાછળની ગમે તેવી વાતો કરે અને થોડોક વખત કાઢે. એણે જોયું કે બાપુજીને નૈસર્ગિક ઉપચારનું ઠીકઠીક જ્ઞાન છે. એટલે દર વખતે કંઈક સવાલો લઈ આવે અને બાપુજી પણ એમને નૈસર્ગિક ઉપચારને અંગે રીતસરના પાઠ ભણાવે. એ જ વખતે મારે બીજું કંઈક કામ રહેતું એટલે હું એ પાઠોથી વંચિત રહ્યો.

એક દિવસે બાપુજી કમોડ ઉપર શૌચ બેઠા હતા ત્યાં, કોણ જાણે શાથી, બેભાન થઈ ગયા. નીચે પડતાં પડતાં એમણે મને બૂમ પાડી. હું દોડતો ગયો. જોયું તો બાપુજી ઊઠી શકતા ન હતા. એમને ઉઠાડતાં ને ઊંચકતાં મને ઠીક-ઠીક મહેનત પડી. જોઈતી મદદ આપીને એમને એમની ઓરડીમાં લઈ ગયો અને પથારીમાં સુવાડી દીધા.

બીજે કે ત્રીજે જ દિવસે કર્નલ સ્ટીલ આવ્યા હતા. હમેશનો સવાલ એણે પૂછ્યો, “કેમ છો?” બાપુજીએ કહ્યું, “ઠીક છું.”

એ ગયા પછી બાપુજી મને કહે, “તને લાગ્યું હશે કે કમોડ ઉપર બેભાન થયો એની વાત હું કરીશ. પણ મારે એ વાતને મહત્ત્વ આપવું ન હતું. આ લોકો એનું મોટું પ્રકરણ કરી વખતે મને છોડી મૂકે. એ ઉપકાર મારે લેવા ન હતા એટલે મેં ટૂંકામાં પતાવ્યું. અને અત્યારે મારી તબિયત સારી છે જ.”

# ૨૪. લંગોટીમાંથી હાથરૂમાલ

મને યાદ નથી કે મારી પાસે પહેલેથી જ વધારાની લંગોટીઓ હતી કે યરવડાં પહોંચ્યા પછી મેં બહારથી મગાવી. મારી લંગોટીઓ જરૂર કરતાં આઠ-નવ ઈંચ વધારે લાંબી હતી. લંગોટીની પહોળાઈ પણ આઠ-નવ ઈંચની જ હશે. મારે જેવી જોઈએ એવી જ લંગોટીઓ દરજી પાસે બેસીને હું તૈયાર કરાવતો. પણ આ તો બહારથી મગાવેલી હશે, નહીં તો એ વધારેપડતી લાંબી ન હોત.

મેં કાતર લઈને એ પૂંછડીઓ ટૂંકી કરી, અને મશીન ઉપર બરાબર ઓટી એના બે નાના વેંતિયા, ચોખંડા હાથરૂમાલ તૈયાર કર્યા. શિયાળાના દિવસો હતા એટલે સવારને વખતે બાપુજીનું નાક ભીનું થતું. મને થયું કે નાક લૂછવા આ રૂમાલો કામ આવશે. એટલે મેં એમને એ આપ્યા. કશું બોલ્યા વગર બાપુજીએ એ લઈને કોરે મૂક્યા અને પોતાનું કામ આગળ ચલાવ્યું. મને શંકા ગઈ કે એમને ગમ્યું નહીં હોય. એટલે મારું ભેજું એ રીતે ચાલ્યું. "પોતાની લંગોટીમાંથી (પછી ભલેને તે સાવ નવી કોરી હોય) કાઢી રૂમાલ બનાવી મહાત્માજીને આપવા એમાં અવિવેક તો નથી? બાપુજીના દિલની ઉદારતા કે કશું બોલ્યા વગર એમણે લઈને કોરે મૂકી દીધા. મારે સમજવું જોઈતું હતું." દુ:ખી થઈને મેં એ કકડા ઊંચકી લઈને મારા જૅકેટના ગજવામાં મૂકી દીધા. બાપુજીએ એ જોયું નહીં.

બીજે દિવસે યાદ આવતાં બાપુજીએ પૂછ્યું, "મારા હાથરૂમાલ ક્યાં છે?" મેં કહ્યું, "એ લઈને મેં મારા ગજવામાં મૂકી દીધા છે."

"કેમ?"

મારે મારા મનમાં ચાલેલી બધી ગડમથલ કહેવી પડી. પછી ચાલ્યું બાપુજીનું પ્રવચન. "તેં આપી દીધેલી વસ્તુ પાછી લેવાનો તને હક જ શો હતો? તેં આપી. મેં લીધી. એને વિશે બોલવાપણું શું હોય? શું મારે અધધ કહીને ધન્ય-વાદ આપવા જોઈતા હતા? તને ખબર છે મારા મનમાં તે વખતે શું ચાલ્યું? મેં વિચાર કર્યો, 'કાકા તો આશ્રમવાસી છે. એની પાસે પોતાનું એવું શું હોય? પણ કેટલા હેતપૂર્વક પોતાની લંગોટીમાંથી કકડા બચાવી, સુંદર રીતે ઓટી, એના હાથ-રૂમાલ કરી મને આપ્યા છે!' મેં મનમાં આમ કદર કરી અને તેં એ હાથરૂમાલ પાછા લઈ લીધા!"

ચૂપચાપ આણીને મેં એ રૂમાલો બાપુજીના ઢાળિયા ઉપર મૂકી દીધા અને ત્યાંથી નાઠો!

## ૨૫. ટાહ્યલો સવાલ

સવારસાંજ ફરતી વખતે અમારી વાતો થતી જ. પણ કોક વખતે કાગળો લખીને અથવા દિવસનું કાંતીને પરવાર્યા હોય ત્યારે પણ હું એમનો વખત લેતો. મારે મન ઘણા સંકોચથી, સંયમથી એમનો વખત હું લેતો. એમને માટે ઓછીવત્તી અકળામણ થતી જ હશે. પણ તેઓ બતાવતા નહીં. કોક કોક વાર મારા પ્રશ્નોનો જવાબ વિસ્તારથી આપતા અને રંગમાં આવી પોતાના જીવનના કેટલાક પ્રસંગો પણ કહેતા. એમાંના કેટલાક એટલા પવિત્ર છે કે એ જાહેરમાં મુકાય નહીં. કેટલીક વાર હું ટાહ્યલા પ્રશ્નો પૂછું તોપણ ધીરજપૂર્વક જવાબ આપતા.

એક વાર મેં કહ્યું કે, "માણસ એકલો પડે એટલે કોઈ પણ જૂની, મોઢે કરેલી કવિતાની લીટી મનમાં અથવા ધીરેથી ગણગણે છે. આવી લીટીઓ એક વાર મોઢે ચડે પછી આપણે ઇચ્છીએ તોયે આપણો પીછો છોડતી નથી. આપ પણ એવી કોઈ લીટી ગણગણતા હશો જ. એ શું છે તે કહેશો?"

પ્રશ્નની અવગણના કર્યા વગર બાપુજીએ કહ્યું, "હા. વાત સાચી છે. નાનપણમાં નાટકો જોયાં કે વાંચ્યાં હોય, એના ગીતની એકાદ લીટી મોઢામાં આવી જાય છે. પણ એનું કાંઈ જ મહત્ત્વ નથી." પછી મેં એ વાત ત્યાં જ પડતી મૂકી.

## ૨૬. અહિંસાની ચર્ચા

અહિંસા વિશેના બાપુજીના વિચારો સ્પષ્ટ કરી લેવા માટે ઘણી વાર હું જાતજાતના પ્રસંગો યાદ કરી અથવા ઉપજાવી કાઢી, એને વિશે પ્રશ્નો પૂછતો અને બાપુજી વિસ્તારપૂર્વક જવાબો આપતા. એક વાર આવા સવાલોથી અકળાઈને કહેવા લાગ્યા કે "અહિંસા તેં મારી પાસેથી લીધી હશે. પણ લીધા પછી એ તારી થઈ. દરેક જણનું અહિંસાનું આકલન જુદું હોય. દર વખતે મારી પાસેથી ચુકાદો મેળવવાની વૃત્તિ ખોટી છે. તને પોતાને જે વખતે અંદરથી જે જવાબ મળે તે જ સાચો માનીને, તે પ્રમાણે વર્તવું. આમ કરતાં કરતાં અહિંસાનો વધુ ને વધુ સૂક્ષ્મ સાક્ષાત્કાર થતો જશે. દરેક વસ્તુ મને આમ પુછાય નહીં."

બાપુજીને કોઈ વખતે અકળાયેલા જોઉં એટલે હું એ વાત પડતી મૂકતો. મારી ભૂમિકા સમજાવવાનો પ્રયત્ન કરી એમનો વખત લેતો નહીં. ગેરસમજ થાય તો એ ટકવાની નથી એનો મને પૂરતો વિશ્વાસ.

પણ આ વખતે મને થયું કે મારી ભૂમિકા મારે સ્પષ્ટ કરવી જ જોઈએ. મેં કહ્યું, "બાપુજી, આપની વાત મને માન્ય છે. હું પણ એમ જ માનું છું. પણ

અહિંસા જેવી જીવનવ્યાપી, ઊંડી વસ્તુ કેવળ વ્યાખ્યા સાંભળીને બરાબર સમજાતી નથી. હું એક દાખલો આપું. કલા વિશે ઘણા લોકોએ ઘણું લખ્યું છે. પણ કેવળ વ્યાખ્યાથી કલાનું આકલન થતું નથી. કલાનો ઉપાસક—શાગિર્દ પોતાના ઉસ્તાદના હાથ તળે કામ કરે છે. ઉસ્તાદની કાર્યપદ્ધતિનું નિરીક્ષણ કરે છે. એમને શું ગમે છે, શું નથી ગમતું એ મનમાં નોંધી રાખે છે. ગુરુ પણ કલાના નમૂનાઓ શિષ્ય આગળ મૂકી એમાં શું સારું છે, શા સારુ એ કલાપૂર્ણ ગણાય છે એ બધું સમજાવતો જાય છે. આમ વર્ષો સુધી, નમૂનાઓ તપાસી, તે તે ઠેકાણેનું સૌન્દર્ય અનુભવી, શિષ્ય તૈયાર થાય છે. તાત્ત્વિક ચર્ચાથી નહીં પણ જાતજાતના નમૂનાઓ નિહાળી, અને એમની ચર્ચા કર્યા પછી જ એનામાં કલાનું ભાન ઊગે છે અને પછી એ પોતે કલાનો દરદી બને છે અને ત્યાર પછી જ એ પોતાનું સ્વતંત્ર કલાદર્શન ખીલવી શકે છે.

"અહિંસાનું પણ એમ જ છે. આપ છો અને મારા સદ્ભાગ્યે હમણાં આપને ગમે તેટલા સવાલો હું પૂછી શકું એવી નવરાશ આપની પાસે અત્યારે છે. ત્યારે શા માટે એ તકનો લાભ હું ન લઉં?

"આવી રીતે અહિંસાના આપના વિચારનાં જુદાં જુદાં પાસાંઓ હું સમજતો જાઉં એટલે પછી મારી અહિંસા પરિપુષ્ટ થતી જશે. હું ચલાવીશ તો મારી જ અહિંસા પણ એને માટે ખોરાક આપની પાસેથી મેળવી લઉં છું."

મારા આ સ્પષ્ટીકરણથી બાપુજીને સંતોષ થયો અને પછી હું જ્યારે જ્યારે અહિંસાને અંગે સવાલો પૂછું ત્યારે તેઓ વધારે વિસ્તારથી સમજાવવા લાગ્યા.

## ૨૭. સારા નેતાઓ કોણ છે?

એક વાર મેં કહ્યું કે, "હું ભારતમાં ઝાઝું ફર્યો નથી અને ઝાઝા લોકોના પરિચયમાં પણ આવ્યો નથી. આપની દૃષ્ટિએ ભારતમાં મહત્ત્વના લોકો કોણ કોણ છે? ચારિત્ર્યની દૃષ્ટિએ અને ભારતના સવાલો બરાબર સમજી દેશને દોરી શકે એવા કોણ કોણ છે?"

મારા સવાલને બાપુજીએ વધારે મહત્ત્વ આપ્યું હોય એમ લાગ્યું નહીં છતાં એમણે કેટલાંક નામો ગણાવ્યાં. એમાંનાં અમુક નામો તો બધા જાણે છે. થોડાંક નામો મારે માટે નવાં હતાં. દુઃખની વાત છે કે એ નામો મેં તે જ વખતે નોંધી નહીં રાખ્યાં. અત્યારે એટલી જ છાપ મન પર છે કે એમણે જે નામો લીધાં તે ફક્ત કોંગ્રેસ પક્ષનાં જ ન હતાં. કેટલાંક નામો વિશે મારા મનમાં બાપુજીના જેટલી ખાતરી ન હતી.

બીજી વાર મેં એવો જ એક સવાલ પૂછ્યો કે, હિંદુ ધર્મનું જેમને યથાર્થ

બે ખાંચામાં બરાબર બેસી જતી હતી અને એક હાથ છૂટો રહેતો હતો. મેં સૂતર ઉતારી બતાવ્યું. બાપુજીએ પોતે ઉતાર્યું અને કહ્યું, "પાસ. પણ તકલીનું શું?" મેં કહ્યું એની પણ સગવડ છે. તકલીનું નાક ઢંકાય એવી એક નાનકડી ટોપી આ હમણાં તૈયાર કરું છું.

રજિસ્ટર કાગળના લિફાફા ટપાલ ઑફિસમાં મળે છે, તેમાં ઉપર કાગળ અને અંદર પાતળું કપડું હોય છે. એવા અસ્તરવાળા કાગળનો એક કકડો કાતર વતી કાપી, એની પાતળી ભૂંગળી બનાવી અને ગુંદર વતી ચોઢી એ પાતળી ટોપી તકલીના નાક ઉપર બેસાડી દીધી. નાક ઢંકાયું એટલે ધાગા એમાં ભરાય નહીં. તક્લી પરથી તાર જેમ જેમ ઊતરતા જાય તેમ તેમ તારનો એક પોલો પરપોટો દેખાય અને જોતજોતામાં તક્લી ખાલી થઈ જાય. બાપુજી ખુશ થયા. "દાવો સાચો નીવડયો ખરો" એ શબ્દોમાં એમણે મને શાબાશી આપી. કોઈ મને અધ્યાપક કે આચાર્ય કહે એના કરતાં બાપુજીનાં એ બે વાકયો મારે મન વધારે કીમતી હતાં.

## ૩૧. કુદરતનું નિરીક્ષણ

મેં જોયું કે કુદરતના નિરીક્ષણમાં બાપુજીને રસ ખૂબ પડતો. પણ તેઓ કોઈ કાળે એની ચર્ચા કરતા નહીં. એમના સંયમનું જ એ એક અંગ હશે. 'નવજીવન' અને 'યંગ ઈન્ડિયા'ના લેખોમાં પણ બિલકુલ ન રહેવાય ત્યારે જ એમણે સૃષ્ટિ-વર્ણન પર બેત્રણ વાકયો લખ્યાં હશે. સિંધુ નદીને કિનારે, સિલોનની શોભા વિશે કે ગોહાટીમાં બ્રહ્મપુત્રને કાંઠે શોભતી ઝૂંપડીઓ વિશે ઉત્સાહમાં આવીને એકાદ લીટી લખી હશે એટલી જ. પણ જેમ ઘરમાં આવેલા મહેમાનને જોઈતો અથવા ભાવતો ખોરાક આપવાનો એમનો આગ્રહ હતો તેવી જ રીતે નિસર્ગ-રસિક માણસ સાથે વાતો કરતાં અથવા એમને કાગળ લખતાં પોતાની રસિકતાને ઉઘાડી પડવા દેવામાં એમને વાંધો ન હતો.

જેલની રચના જ એવી હોય છે કે એમાં ક્ષિતિજ દેખાય નહીં. છતાં સવાર-સાંજના આકાશના રંગોનો વૈભવ જેલમાં પણ નજરે પડયા વગર રહે નહીં.

એક સાંજે જમ્યા પછી બાપુજીનાં અને મારાં વાસણો હું ઊટકતો હતો. ત્યાં બાપુજીએ બૂમ પાડીને મને બોલાવ્યો અને કહ્યું, "વાસણોનું જરા રહેવા દો. પાછળથી ઉટકાશે. સૂર્યાસ્તના આકાશના રંગ તો જરા જુઓ! કેવું અદ્‌ભુત દૃશ્ય છે!" હું દોડીને ગયો. વાદળાંના રંગો જોઈ તલ્લીન થયો. પણ એવાં દૃશ્યો મેં આના પહેલાં જોયાં ન હતાં એવું ન હતું. જોયેલાંમાંથી કેટલાંય ખાસ યાદ પણ હતાં. પણ આજે અસાધારણ વસ્તુ એ હતી કે બાપુજીએ મને મારા નિત્યક્રમના કર્તવ્યમાંથી ઉઠાડી, નિસર્ગની શોભા માણવા માટે બોલાવ્યો. બાપુજીની કર્તવ્યનિષ્ઠા

જાય અને એમાંથી જીવનગંભીર પણ સહેજ વિષાદમય નાદ આખા વાતાવરણમાં પૂરતો જાય એના જેવું બાપુજીના રેંટિયાનું સંગીત સંભળાતું હતું.' તાર ખેંચે અને ત્રાક પર ચડાવે, તાર ખેંચે અને ત્રાક પર ચડાવે. ત્રાક પરનું કોકડું પૂરતું ભરાય અને પુષ્ટ દેખાય ત્યારે અભિમાનથી બાપુજી કહે, "જુઓ મારું કોકડું કેવું પથ્થર જેવું કઠણ છે!" હું એ દબાવી જોતો. પથ્થર જેવું નહીં પણ બીજાનાં કોકડાં કરતાં ઠીકઠીક વધારે સખત જણાતું હતું ખરું.

## ૩૦. મારી યંત્રબુદ્ધિ

જેલર કિવન પાસેથી ત્રણ રેંટિયા લઈ આવ્યો તે પહેલાંની વાત છે. રેંટિયા વિશે જ વાતો ચાલતી હતી. વાતવાતમાં મેં કહ્યું કે, "યંત્રોની બાબતમાં મારું ભેજું ઠીક ચાલે છે. વિદ્યાપીઠમાં હતો ત્યારે અધ્યાપક સલારિયાને બોલાવી રેંટિયાના પ્રયોગ માટે મેં એક સાર્વભૌમ રેંટિયો બનાવ્યો હતો. જેમાં દરેક ચક્ર ઊંચુંનીચું, આગળપાછળ, વાંકુંસીધું, જેમ જોઈએ તેમ ગોઠવી શકાય અને સ્થિર કરી શકાય એવી સગવડ હતી."

બાપુજીએ અશ્રદ્ધાની નજરે મારી તરફ જોયું. હું તરંગી છું એટલું તો તેઓ જાણતા જ હતા. ભાષાશૈલીનો અને શબ્દશાસ્ત્રનો રસિયો છું એનો એમને અનુભવ હતો. પણ યાંત્રિક કામમાં મારું ભેજું ચાલે છે એ મારો દાવો તેઓ શી રીતે સ્વીકારે? મેં સંકોચ છોડીને ફરીથી કહ્યું, "ખરું કહું છું બાપુજી, યંત્રોની બાબતમાં મારું ભેજું ચાલે છે."

હાથ-કંકણને આરસી શી? બાપુજીએ તરત કહ્યું, "રોજ ત્રાક પરથી ફાળકી પર સૂતર ઉતારતાં બન્ને હાથ ફસાયેલા હોય છે. એક હાથમાં ત્રાક પરનું કોકડું પકડવાનું અને બીજે હાથે ફાળકી ચલાવવાની. તાર તૂટે કે ગૂંચવાય તો થોભવું પડે છે. અને તકલી પરના તાર ઉતારવા જતાં તાર તકલીના નાકમાં ભરાય છે અને અચૂક તૂટે છે. એનો કાંઈ ઇલાજ શોધી કાઢશો? આશ્રમથી કે બહારથી કશું મગાવવાનું નહીં. જેલમાં જે સાધનો ઉપલબ્ધ હોય તેટલામાંથી જ, 'યાંત્રિક ભેજું' ચલાવી, મને કંઈક તૈયાર કરી આપો."

મેં કહ્યું, "કબૂલ. કાલ સવાર સુધી."

મેં વ્હીલરને કહ્યું કે મને અરધો ઈંચ પહોળું અને ત્રણ-ચાર ઈંચ લાંબું ટિનનું પતરું આણી આપો. એક નાનકડો સ્ક્રૂ અને ટિનનું પતરું કાપવાની કાતર. એક ખીલો અને હથોડી મારી પાસે છે જ. પતરું કાપીને અને ઠોકીને એને મેં અંગ્રેજી અક્ષર U જેવો આકાર આપ્યો. કાતર વતી એમાં બે ખાંચા પાડ્યા. અને એ પતરું સ્ક્રૂથી રેંટિયાને પડખે બેસાડી દીધું. હવે કોઈ પણ ત્રાક એ પતરાના

મારો સવાલ હતો કે આકૃતિનું સૌષ્ઠવ, રંગોનો વૈભવ વગેરે જોઈ જાનવરોને માણસો-ની પેઠે તટસ્થ આનંદ મળે છે કે નહીં? ફૂલોમાંથી માખો અને પક્ષીઓ મધ અને પરાગ સેવે જ છે. એમાં એમને સ્વાદાનન્દ ઉપરાંત તટસ્થ કલાત્મક આનંદ મળતો હશે ખરો? બાપુજીનો જવાબ આસ્તિકતાનો જવાબ હતો; મારે બાપુજીના નિરીક્ષણ-ચિંતનનો લાભ જોઈતો હતો.

## ૩૩. મારો વાંક

સાંજે જમ્યા પછી રીતસર ફરી લઈએ. તે પછી બાપુજી પોતાની વાસરી (રોજનીશી) લખે. કાગળો લખવા હોય તો તે પતાવે. એટલામાં હું એમની પથારી તૈયાર કરું. પથારી પાસે પીવાનું પાણી અને થૂંકદાની તો હોય જ. ઉપરાંત ઉશીકા પાસે એમની માળા પણ રાખવાની હોય. કોક કોક વાર રાત્રે જાગે એટલે માળા ફેરવવા બેસે. તેથી માળા હોવી તો જોઈએ જ. બાપુજી પથારી ભેગા થાય એટલે થોડોક વખત હું પાસે ઊભો રહેતો. વાતો છેડીને એમને જાગતા રાખવાનું કામ મારું નહીં. પણ તેમને કાંઈ કહેવું હોય તો સાંભળવા હું તૈયાર રહેતો. અને અનેક વાર તેઓ કાંઈક ને કાંઈક કહેતા પણ ખરા. પછી એ જૂનું સ્મરણ હોય કે બીજા દિવસ માટેની કાંઈ સૂચના હોય. અંતે કહેતા કે 'હવે સૂઈ જાઓ.' પછી જ હું સૂઈ જતો.

એક દિવસ એમણે એવી જ રીતે સૂઈ જવાનું સૂચવ્યું, ત્યારે મેં કહ્યું "આજે તરત નથી સૂવાનો. કાગળ લખવો છે એટલે અરધા કલાક પછી સૂઈશ."

કાગળ લખવા બેઠો ત્યાં મન ચગડોળે ચડયું. અત્યારે યાદ નથી કે કાગળ એક જ લખ્યો કે વધારે. વખતે વાસરી પણ પૂરી કરી હશે. અને કાંઈ વાંચવાનું પણ હાથમાં લીધું હશે. જે હોય તે — પણ કલાકેક ગયો. અને શું મારું નસીબ કે કોઈ કાળે ન ઊઠનારા બાપુ તે જ રાતે જાગી ગયા અને મને પાસેની પથારી પર ન જોઈ, મને શોધતા મારી ઓરડીમાં આવ્યા!

"અરધો કલાક હજી થયો નથી? હજી કેમ જાગો છો?" બાપુજીના અવાજમાં ઠીકઠીક નારાજી હતી. ગુસ્સો પણ હોય. મારું કામ કેમ લંબાયું એ વિશેનું સ્પષ્ટી-કરણ મેં આપ્યું ત્યારે કહેવા લાગ્યા, "પણ તમે મને વચન આપ્યું હતું કે અરધા કલાકમાં સૂઈ જઈશ." બધો ઠપકો ચૂપચાપ સાંભળી લીધો અને સરપ દરમાં પેસી જાય તેમ હું પથારીમાં ધૂસી ગયો.

એ નારાજગી અને એ ગુસ્સા પાછળ કેટલો પ્રેમ હતો; મારી તબિયત કેટલી કાળજી હતી; એ ધ્યાનમાં આવી. અને મને થયું કે અહીં સ્વચ્છંદ ચાલે. કાનૂનનો કેદી ગમેતેમ વરતે; અને આપખુદી પણ [illegible] ેના કે કોઈ પણ જાતનું સ્વાતંત્ર્ય ક્યાંથી જ હોય?

## ૩૪. પ્રેમાબહેનની રાખડી

બળેવનો દિવસ નજીક આવ્યો. પ્રેમાબહેન કંટકે બાપુજીને લખ્યું કે 'ગયે વરસે આપ આશ્રમમાં હતા ત્યારે મેં પોતે આપને રાખડી બાંધી હતી. આ વરસે ટપાલ મારફતે રાખડી તો મોકલું છું. પણ જેલમાં તમને એ કોણ બાંધશે? ગયે વરસે રાખી બાંધીને હું આપની સાથે બંધાઈ ચૂકી છું, વગેરે.'

એના જવાબમાં બાપુજીએ લખ્યું કે 'આ વરસે તારા વતી કાકા એ કામ કરશે. પણ તેમ કરતાં તેઓ પણ બંધાઈ જાય તો?' આના જવાબમાં પ્રેમાબહેને લખ્યું કે 'કાકાસાહેબને મારા વતી રાખડી બાંધવાનું અને પ્રણામ કરવાનું કહેજો.'

પ્રેમાબહેનના પ્રતિનિધિ બનવાને મને વાંધો ન હતો. અને પ્રણામ કરવાની તક મળી એથી તો હું રાજી જ થયો. પ્રેમાબહેનની બાપુભક્તિ, નિખાલસતા અને સ્વરાજ્યનિષ્ઠા – ત્રણે વિશે મારા મનમાં આદર પણ હતો. છતાં બાપુજીના હાથે રાખડી બાંધતાં અને પ્રણામ કરતાં મને જરાક અડવું તો લાગ્યું જ. બાપુજી સાથે હું ક્યારનો બંધાઈ ચૂક્યો હતો. મારે માટે એમાં કશું નવું ન હતું. પણ પ્રેમાબહેનનો પ્રતિનિધિ બન્યો અને બાપુજીએ એ વસ્તુ સ્વીકારી, એથી પ્રેમાબહેન પ્રત્યેનો મારો સદ્ભાવ વધ્યો.

બાપુજી પોતે પ્રેમમૂર્તિ – બધાની ભાવના સમજનારા, અને છતાં અલિપ્ત. તેઓ તો દર મહિને સેંકડો લોકોને કાગળો લખતા અને એ રીતે સ્વરાજસેવા અને જીવનના ઉચ્ચ આદર્શ માટે અસંખ્ય લોકોને બાંધી લેતા, અને એમની પાસેથી એમના ગજા ઉપરાંતનાં કામો પણ સહેજે કરાવતા.

## ૩૫. મંકોડા-પ્રકરણ

ચોમાસામાં મંકોડા જ્યાંત્યાં ઊભરાય જ. એક વાર એક મંકોડો બાપુજીના પગના અંગૂઠાને કરડ્યો. સામાન્ય રીતે આપણને મંકોડો, કીડી કે કંઈક કરડે કે આપણો હાથ ઝટ એ તરફ જાય છે અને કરડનાર જંતુને પકડીને આપણે ફેંકી દઈએ છીએ અથવા મસળી પણ નાખીએ છીએ. મંકોડો જ્યારે પોતાના આગળના આંકડા આપણા શરીરમાં ઘુસાડી દે છે ત્યારે એને ખેંચી કાઢવા જતાં એના બે કકડા થઈ જાય છે. ત્યાર પછી પણ એના આંકડા કાઢી નાખવા સહેલા નથી હોતા. અને બળતરા ઘણી થાય છે. પણ બાપુજી રહ્યા અહિંસક. જીવદયાની મૂર્તિ! એમને થયું કે મંકોડાને ઈજા ન પહોંચવી જોઈએ. એમણે મંકોડાને પુરજોસમાં કરડવા દીધો અને પછી ધીમે રહીને અંગૂઠામાંથી મંકોડો છોડાવ્યો. એટલામાં ઝેર અંગૂઠામાં

કર્યો, પાટો બાંધ્યો અને એ આખું પ્રકરણ લગભગ બે અઠવાડિયાં સુધી ચાલ્યું. મને આશ્ચર્ય થયું કે અંગૂઠાને સાજા થતાં આટલી વાર શા માટે લાગી. મંકોડાનું ઝેર આટલું હોતું હશે એનો જ મને ખ્યાલ ન હતો. મંકોડો ઝટ કાઢી નાખ્યો હોત તો આટલું વેઠવું ન પડત. પણ બાપુજીને પોતે કર્યું એનો પસ્તાવો જરાયે ન હતો.

## ૩૬. ખોરાક વિશે

મને ખ્યાલ છે કે બાપુજી દાંડીથી યરવડા આવ્યા ત્યારે સાથે થોડુંક આઝાદ મીઠું પણ લઈ આવ્યા હતા.

ગાંધીજીએ ભારતમાં મીઠાનો સત્યાગ્રહ કર્યો છે એટલું ત્યાંના છાપામાં વાંચી, કૅનેડાની એક મહિલાએ બાપુજીને થોડું મીઠું ભેટ મોકલ્યું. કોથળીમાંથી કાઢીને એ મીઠું એક બાટલીમાં અમે ભરી રાખ્યું. એટલું સુંદર, સફેદ, ચળકતું મીઠું મેં આખી જિંદગીમાં તે પહેલાં કે ત્યાર પછી જોયું નથી. ઉત્તમમાં ઉત્તમ મીઠું કોક કોક વાર યુરોપ-અમેરિકાના હવાઈ જહાજમાં આપણને મળે છે. તે પણ કૅનેડાના આ મીઠા જેટલું ઉત્તમ નથી હોતું. આટલા પ્રેમથી મોકલેલું મીઠું અમે ખૂબ જ પ્રેમથી ખાધું.

બાપુજીને બજારથી – 'વાઈટવે લેડલો' અથવા 'આર્મી ઍન્ડ નેવી સ્ટોર્સ' જેવા મોંઘા ભંડારોમાંથી આવેલી વસ્તુઓ ગમતી નથી એની ક્વિનને ખબર હતી. ખજૂર મંગાવે તો જેને 'પૅન્ડ ખજૂર' કહે છે અને જે સાદડીના બોરામાં ભરીને આવેલું હોય છે તે જ મંગાવે. કિસમિસ આવે તોપણ એવી જ રીતે, કિરાણા માલની દુકાનમાંથી આવે.

બાપુજીનું કહેવું હતું કે પૅન્ડ ખજૂરમાં જીવાત હોવાનો સંભવ ઓછો જ્યારે કાગળના ડબ્બામાં હારબંધ ગોઠવેલા ખજૂરમાં ઘણી વાર જીવાત, ઇયળ અને એમનાં ઈંડાં જરૂર હોવાનાં.

હું યરવડા પહોંચ્યો તે પહેલાં બાપુજીની બધી વ્યવસ્થા જાતે નીરખવા માટે કર્નલ ડૉઈલ આવ્યા હતા. ત્યારે બાપુજીનો આગ્રહ જાણી એમની સાથે એ સહમત થયા હતા. પણ એમણે સૂચવ્યું કે મામૂલી બજારમાંથી આણેલી વસ્તુઓ પર ઘણી વાર માખીઓ બેસે છે. એટલે એવી વસ્તુ ખાવામાં જોખમ છે. તમે જે વસ્તુ વાપરો તે તમારે પ્રથમ પરમૅન્ગેનેટ ઑફ પોટૅશિયમના ગુલાબી પાણીમાં ધોઈને વાપરવી. પછી એ કિસમિસ કે ખજૂર હોય, શાકપાંદડાં હોય કે તાજાં ફળ હોય. બાપુજીએ તેમ કરવાનું શરૂ કર્યું.

હું પહોંચ્યો એટલે આવી બધી વસ્તુઓ મેં મારા હાથમાં લીધી. ખજૂર, કિસમિસ વગેરે વસ્તુઓ ધોઈ કાઢવા માટે લાલ કે સાદા પાણીમાં મૂકીએ અને જરાક વાર એમાં રહે તો એની મીઠાશ પાણીમાં ચાલી જાય છે. વધારે વાર ગફ્લતમાં રહ્યા તો ગળપણ બધું જ ચાલ્યું જવાનું અને પાછળ કૂચો જ રહેવાનો. એટલે સફાઈનું કામ ઝટપટ થવું જોઈએ. હું રોજ આ બધું કામ ચીવટપૂર્વક પણ ઉતાવળે પતાવી દેતો અને પછી આમ ધોયેલો સૂકો મેવો એક મોટા કાચના પાત્રમાં મૂકી એમાં પાણી ઉમેરતો. એટલે ખાતી વખતે બાપુજીને મેવાનો ગળ્યો રસ પણ મળે અને અંદરનો માવો પણ નિ:શંકપણે ખવાય. પછી જ્યારે બાપુજીનું બદ્ધકોષ્ઠ વધ્યું ત્યારે તેઓ સૂકાં અંજીર ખાવા લાગ્યા. એને માટે તો દરેક અંજીર પ્રથમ રીતસર ઝટ ઝટ ચોળીને ધોઈ, ચપ્પુ વતી એના હું નાના નાના કટકા કરતો. દરેક કટકો ખોલી અંદર જીવાત છે કે શું? ઈંડાં છે કે શું? એ બધું તપાસતો અને પછી કાચના પાત્રમાં એ કકડા મૂકી ઉપરથી પાણી નાખતો. આટલી કાળજીથી બધું કર્યા છતાં એક દિવસે સવારે એ પાણી ઉપર એક નાનકડું જીવડું તરતું દેખાયું. બાપુજીએ તરત મને એ બતાવ્યું અને કહ્યું પોતાની નજર ઘણી તીણી છે અને – એમના અહિંસાના વ્રતને કારણે પણ હશે – આવી વસ્તુ તરત એમના ધ્યાનમાં પણ આવે છે.

મને બીજો ધંધો હતો જ નહીં એટલે હું બેવડી કાળજીથી ખજૂર, અંજીર, કિસમિસ બધું તપાસી તપાસીને તૈયાર કરવા લાગ્યો.

## ૩૭. આકરી સજા

એક વાર હું બીજી રીતે વાંકમાં આવ્યો. બાપુજીના ખોરાકનું શું અને બીજું શું, દરેક તંત્ર હિસાબ પ્રમાણે ચાલે. બજારમાંથી એક શેર કિસમિસ આવે. બાપુજી કહે, "આઠ દિવસ ચાલવી જ જોઈએ!" આઠ સરખા ભાગ શી રીતે કરાય? એમણે કહ્યું, 'કિસમિસ ગણી કાઢો અને એ સંખ્યાના આઠ સરખા ભાગ કરી રોજની કેટલી આવે છે તે આપણે જોઈ લઈશું." પ્રત્યક્ષ સંખ્યા અત્યારે યાદ ક્યાંથી જ હોય? મને ખ્યાલ છે તે પ્રમાણે રોજ વીસ કિસમિસ આપવાની હતી. એ ખોરાક ઓછો પડશે એમ મને લાગ્યું. બાપુજી સાથે આવી બાબતમાં ચર્ચા કરીને લાભ નથી એ હું જાણતો હતો. એટલે મેં રોજ કિસમિસમાંથી મોટી મોટી વીણીને વીસ આપવા માંડી. થોડા દિવસ પછી મોટી કિસમિસ પૂરી થઈ. હવે વધારે આપવા માટે રજા લેવી પડી. મેં કહ્યું કે, "મોટી મોટી પૂરી થઈ, નાની નાની રહી છે. એથી પોષણ પૂરતું નહીં મળે. એટલે વધારે આપવા દો." નારાજ થશે, કંઈક વઢશે એની અપેક્ષા અને તૈયારી તો હતી જ, પણ મામલો ધાર્યા કરતાં આકરો નીવડ્યો.

"એમ કેમ કર્યું?" એમ ઠપકો આપ્યા પછી એમણે કહ્યું કે "હવે મારે મારું

જેલ કાંઈ આશ્રમ નહોતાં કે એકને ઠેકાણે બીજો માણસ એ કામ દોડીને લઈ શકે. હું ન કરું એટલે પૂજ્ય બાપુજી જ જાતે બધું કરે અને મારે એ બધું જોયા કરવાનું. હું હળવા મનનો નથી. પણ તે વખતે રહેવાયું નહીં એટલે રડી પડયો. બાપુજી નરમ થયા અને એમનું કામ સારા હાથમાં રહ્યું. પણ બાકીના દિવસો ઝીણી ઝીણી પણ વીસ જ કિસમિસ મારે એમને તૈયાર કરીને આપવી પડી!

## ૩૮. ફળની મીમાંસા

મેં શરૂઆતમાં જ કહ્યું છે કે બહારથી સંતરાં, મોસંબી, દ્રાક્ષ જેવાં તાજાં કીમતી ફળો ન મંગાવવાનો બાપુજીએ નિયમ કરેલો. એટલે બાપુજીને તાજો ખોરાક અને પૂરતું પોષણ મળે એટલા ખાતર, હું મારે માટે શાક રાંધતો એમાંથી લેવાનું મેં બાપુજીને સૂચવ્યું. જેલમાંથી શાક ગમે તેટલું મગાવી શકાય એમ હતું. એટલે બે જણ માટે હું સહેજે શાક રાંધતો. આશ્રામી ઢબનું શાક. સમારી સુધારીને કટકા ઉકાળવાના. એમાં મીઠું, હળદર, વઘાર કાંઈ જ ન હોય. મીઠું ઉપરથી લેવું હોય તેટલું લેવાય. લીંબુ અને ટમાટાં, એ તો વ્યાખ્યાની દૃષ્ટિએ ફળ ગણાય પણ એ લેવામાં વાંધો ન હતો. એ તો જેલના બગીચામાંથી જ મળતાં હતાં. શાકમાં રીંગણાં, ટમાટાં, દૂધી વગેરે પણ ફળ જ ગણાય. પણ એ ફળભાજી લેવાને વાંધો ન હતો. આ બધું સ્પષ્ટીકરણ કેમ કરું છું એ બીજા પ્રકરણમાં આવશે.

કોક કોક વાર હું કાચું પપૈયું પણ રાંધતો અને બાપુજીને પણ આપતો. એક દિવસે મગાવેલું પપૈયું પાકું નીવડયું. હવે બાપુજીની વ્યાખ્યામાં એ શાક ગણાય કે ફળ એની વિમાસણમાં હું પડયો. એટલે મેં બાપુજીને કહ્યું, "આજે પપૈયું રોજની પેઠે રાંધવું ન પડયું. સૂરજ ભગવાને રાંધી આપ્યું છે. એ Sun-cooked છે." પપૈયું કાપીને અમે બન્નેએ ખાધું. સારું હતું.

જ્યારે જેલમાંથી કોળું (પતકાળું) આવે ત્યારે એ રાંધીને હું બાપુજીને આપતો. હું ખાતો નહીં. મને એનો સ્વાદ નાનપણથી અણગમતો હતો. એક દિવસે બાપુજીએ કોળાનું શાક ખાઈ જોવાનો મને આગ્રહ કર્યો. મને તો આશ્ચર્ય થયું જ, પણ બાપુજીને પોતાને પણ આશ્ચર્ય થયું. એટલે એમણે સ્પષ્ટીકરણ કર્યું: "તમે જાણો છો કે ખાવાની બાબતમાં હું કોઈને આગ્રહ કરતો નથી. સંયમ તરીકે ન ખાવાની જ ભલામણ ઘણી વાર કરી શકું. પણ આજનું કોળું એટલું બધું ગળ્યું છે કે મને થયું કે કોળું કેટલું ગળ્યું હોઈ શકે છે એનો એક વાર અનુભવ લીધો હોય તો સારું." મેં ખાધું. ખરેખર સરસ હતું. એટલે રસપૂર્વક ખાધું. કોળા પ્રત્યેનો મારો અણગમો એ કોળા પૂરતો દૂર થઈ ગયો. (કોળા પ્રત્યેનો મારો સર્વસામાન્ય અણગમો ક્યારે દૂર થઈ ગયો તે આજે કહી ન શકું.)

# ૩૯. પપૈયા-પ્રકરણ!

એક દિવસે અમારો મુકાદમ (કેદી ઓવરસિયર) એક સરસ નાનકડું પાકું પપૈયું લઈ આવ્યો. મને ભૂખ ન હતી એટલે મને થયું કે આખું ને આખું બાપુજીને આપું. મેં બાપુજીને તે પ્રમાણે કહ્યું અને ઉમેર્યું કે "આજે મારે પપૈયું ખાવું જ નથી." બાપુજીએ એ ખાધું. પેલા મુકાદમને ખબર પડી કે મેં પપૈયું ખાધું નહીં. આખું ને આખું બાપુજીને આપ્યું. એટલે એ બગીચામાં જઈ, પોતાને માટે એક નાનકડું પપૈયું લઈ આવ્યો (એને તેમ કરવાની છૂટ હતી) અને એણે મને આગ્રહ કર્યો કે "આ તો તમારે ખાવું જ પડશે." હું એનો આગ્રહ ટાળી ન શક્યો. મેં કહ્યું, "સાંજે ભોજન વખતે ખાઈશ."

આ મુકાદમ એક મહારાષ્ટ્રી કેદી હતો. એને જ મોઢે એની વાત મેં સાંભળી હતી. પોતાના ગામમાં તોફાની તરીકે એ પંકાયો હતો. કોઈ પણ માણસ ગરીબોને રંજાડે, હેરાન કરે અને આને ખબર પડે કે અંધારામાં એવા માણસને પકડી, એ એનો હાથ કે પગ તોડી જ નાખે, અને આખા જન્મારા માટે એ માણસને અપંગ બનાવે. આવા અનેક ગુના કર્યા હશે. એટલે કશાકમાં સપડાઈ, લાંબી સજા લઈને જેલમાં આવ્યો હતો. સારી રીતે ચાલી એ પીળા ફેંટાનો મુકાદમ થયો હતો.

અમને સવારસાંજ પ્રાર્થના કરતા જોઈ એના મનમાં અમારા પ્રત્યે ભક્તિ જાગી. મહાત્માજી તો બહુ મોટા માણસ કહેવાય એટલે મારી પાસે આવીને બેસે. હું મરાઠીમાં બોલું એટલે અનેક સવાલો પૂછે અને એમાંથી બોધ મેળવે. પછી પોતે પણ નિયમિત પ્રાર્થના કરતો થયો. આસપાસના લોકો કહે, 'એ માણસ સાવ બદલાઈ ગયો છે.' એવો એ માણસ પ્રેમથી આગ્રહ કરે કે, "પપૈયું તમે ખાઓ જ", ત્યારે એને નારાજ કેમ કરાય?

સાંજે જમતી વખતે પપૈયાનો કકડો મેં મોઢામાં નાખ્યો એટલે બાપુજી કઠોર અવાજે બોલ્યા, "કાકા, તમે મને છેતર્યો. સવારે મને તમે કહ્યું કે મારે પપૈયું ખાવું જ નથી, એ બધું બહાનું હતું. હવે હું જેલમાં છું ત્યાં સુધી પપૈયું ખાવાનો નથી." મેં બધી હકીકત, હતી તેવી, વિસ્તારપૂર્વક કહી, અને ઉમેર્યું, "આપ મને અન્યાય કરો છો. આપે આમ પપૈયું નહીં છોડવું જોઈએ." બાપુજીએ કહ્યું, "છોડયું તે છોડયું." હું મનમાં ચિડાયો. પછી કહ્યું, "આપે તો આ વખતની જેલમાં છો ત્યાં સુધી પપૈયું ન ખાવાની 'પ્રતિજ્ઞા' કરી છે. હું પણ પ્રતિજ્ઞા કરું છું કે જીવું છું ત્યાં સુધી પપૈયું નહીં ખાઉં."

મારું વાક્ય સાંભળી બાપુજી કંઈક હેબતાઈ ગયા. શું કરવું એનો વિચાર કર્યો હશે. અંતે બોલ્યા, "કાંઈ નહીં, પ્રતિજ્ઞા એ સંયમમૂલક જ હોય છે. એમાં

નુકસાન થવાનું નથી. તમારી પ્રતિજ્ઞા તોડવાનું હું તમને નથી કહેતો. એ પ્રતિજ્ઞા પપૈયાં પૂરતી જ છે ને? કાચું પપૈયું રાંધીને ખાવાની બાબતમાં પ્રતિજ્ઞા આડે ન આવે." એમ કહી એમણે પ્રતિજ્ઞાને જેટલી મર્યાદિત કરી શકાય તેટલી કરાવી અને એ પ્રકરણ ત્યાં પૂરું થયું.

આમ બન્નેની આ પ્રતિજ્ઞાની વાત પૂરી કરવા ખાતર અહીં ઉમેરું કે વિદ્યાપીઠના બગીચામાં મેં સારામાં સારાં પપૈયાં ઉગાડયાં હતાં. બાપુજી જ્યારે જેલમાંથી છૂટીને અમદાવાદ આવ્યા અને એક મિલમાલિક રણછોડભાઈ અમૃતલાલને ત્યાં રહ્યા, ત્યારે વિદ્યાપીઠમાંથી એક સરસમાં સરસ પાકેલું પપૈયું લઈ હું રણછોડભાઈના ઘરમાં ગયો. બાપુજીને મળ્યો. એમનું કામ જ્યારે પૂરું થયું અને બપોરે બાર વાગ્યે તેઓ જમવા બેઠા ત્યારે એ પપૈયું બાપુજી આગળ મૂકી મેં કહ્યું, "બાપુજી, આજે આપની પ્રતિજ્ઞા પૂરી થાય છે. આજે આ પપૈયું ખાવું પડશે." બાપુજી મીઠાશથી હસ્યા અને મારે હાથે આપેલું એ પપૈયું એમણે પ્રેમથી ખાધું અને ઉમેર્યું, "આ જ પપૈયાએ આપણી વચ્ચે ઝઘડો ઊભો કર્યો હતો."

## ૪૦. મીઠાનું શુદ્ધીકરણ

જેમ ખજૂર-કિસમિસ વગેરે ચીજો સામાન્ય જનતાના બજારમાંથી આણાતાં તેમ મીઠું પણ એવા જ બજારમાંથી આવતું. એટલું કાળું કે માટીથી જુદું વરતાય નહીં. બાપુજી સાથે હું હોઉં અને આવું મીઠું એમને ખવડાવું?

અમારી પાસે કાચનું એક મોટું તપેલું હતું. એમાં એ બધું મીઠું રાખીને મેં ઉપર પાણી રેડયું અને ખૂબ હલાવ્યું. ઉપર જે કચરો તરવા લાગ્યો તેને તો તરત કાઢી જ નાખ્યો, અને મીઠાનું પાણી એમ ને એમ રહેવા દીધું. બેએક કલાકને અંતે બધી માટી નીચે બેસી ગઈ. શુદ્ધ મીઠાનું ઉપરનું પાણી મેં ધીમે રહીને બીજા વાસણમાં કાઢી લીધું. નીચે બેઠેલી માટી ખારી તો હતી, એટલે ફરી એમાં થોડું પાણી રેડી એક કલાકની અંદર એની પાસેથી એની બધી ખારાશ છીનવી લીધી અને એ પાણી પણ કાઢી લીધું. આમ બે વાર કરી જ્યારે ખાતરી થઈ કે માટીમાં હવે ખારાશ રહી નથી, ત્યારે એ ફેંકી દીધી, જોકે માખણ જેવી એ સરસ માટી ફેંકી દેવાનું મન નહોતું થતું. બહાર હોત તો એનો સરસ ગોળો બનાવ્યો હોત.

મીઠાનું જે શુદ્ધ પાણી હતું તેની તળે પણ બે કલાકને અંતે થોડી માટી બેસી ગઈ હતી. એટલે એ માટીને જગાડયા વગર ઉપરનું બધું પાણી બહુ જ સાવચેતીથી કાઢી લેવું પડયું. જેલમાં અમારી પાસે વાસણો હોય કેટલાં? એટલે ક્ષણે ક્ષણે ખૂબ ભેજું ચલાવવું પડતું. અને ખરો આનંદ એમાં જ હતો.

હવે એ મીઠાના વિશુદ્ધ પાણીને ધીમી આગ પર રાખી પાણીને બળી જવા

દીધું. મારી પાસે ધીરજ હોત તો એ પાણીને તડકામાં જ સૂકવી દીધું હોત. આખરે પાણી બળી જઈ, રંગ-રૂપમાં ખાંડ સાથે સરખાવી શકાય એવું ધોળું મીઠું મારા હાથમાં આવ્યું. પછી એ મીઠાને બાટલીમાં ભરીને બાપુજી આગળ લઈ જતાં મને કેટલો આનંદ થયો હશે એ તો જાણકાર જ સમજી શકે.

બાપુજી પણ રાજી થયા.

પછી જ્યારે સરદાર વલ્લભભાઈ અમારી સાથે રહેવા આવ્યા ત્યારે મારું એ મીઠું જોઈ કહે, "પેલા ભામટાએ મને જૂઠું જ કહ્યું હતું ત્યારે કે બાપુજી કાળું મીઠું જ ખાય છે." મેં હસીને કહ્યું, "કિવનની વાત સાચી હતી. એણે બજારનું કાળું મીઠું જ આણી આપ્યું હતું. અમારા પુરુષાર્થથી એ શુદ્ધ થયું છે." પછી બાપુજીએ થોડી વિગતથી વલ્લભભાઈને સમજાવ્યું કે મીઠાને સંસ્કાર શી રીતે કરવામાં આવ્યા. એમાં વલ્લભભાઈના જ્ઞાનમાં ઉમેરો કરવાની વૃત્તિ ન હતી.

બાપુજીને સૂક્ષ્મ રીતે કદર કરતાં આવડે છે.

## ૪૧. સરકારની દાનત

બાપુજી સાથે વિચારવિનિમય કરવા સરકારે મોતીલાલજીને, જવાહરલાલજીને, સરદાર વલ્લભભાઈને, જયરામદાસ દોલતરામને અને સૈયદ મહમૂદને યરવડા આણ્યા હતા. શ્રીમતી સરોજિની નાયડુ તો યરવડાની સ્ત્રી-જેલમાં હતાં જ. બહારથી શ્રી જયકર અને તેજબહાદુર સપ્રુ આવતા. એ બધી વાતો છેલ્લે કરીશ. અમારી સાથે રહેવા આવ્યા પછી એ બધા સાથે કાંઈ ને કાંઈ વાતો થતી જ. શ્રી જયરામદાસે બાપુજીના ખોરાક વિશે અને આખા દિવસના કાર્યક્રમ વિશે મારી પાસેથી વિગત-વાર જાણી લીધું. નારંગી, સંતરાં, દ્રાક્ષ વગેરે ફળો ખાતા નથી. ખજૂર, કિસમિસ વગેરે સૂકો મેવો અને બાફેલું શાક ખાય છે એ બધું મેં વિગતે કહ્યું હતું.

યરવડાથી પાછા ગયા પછી થોડા જ દિવસમાં જયરામદાસજી છૂટયા અને બાપુજીએ ફળો ખાવાનું છોડી દીધા વિશે એમણે છાપામાં લખ્યું. એમની ભાષાની અચોક્સાઈનો લાભ લઈ સરકારે તરત જાહેર કર્યું કે "જયરામદાસજી લખે છે એ બરાબર નથી. ગાંધીજી ફળો લે જ છે." છાપામાં આવેલું એ બધું મેં વાંચ્યું. વિગતો પૂરી પાડી સરકારની દાનત કેવી ખોટી છે એ ઉઘાડી પાડવાની તક મને ન મળી. કેમ કે હું જેલનો કેદી હતો.

# ૪૨. કેદીઓને મળવાનો આગ્રહ

શા કારણસર એ મને યાદ નથી, પણ કિવનની ઑફિસમાં હું ગયો હતો. ત્યાં એમની પાસે એક તાર આવેલો, જે તેઓ બરાબર સમજી શકયા ન હતા. એમણે મારી મદદ લીધી. તાર મેં વાંચી સંભળાવ્યો અને તેટલા પરથી જાણ્યું કે પ્યારેલાલજીને આ જેલમાં આણી રાખ્યાં છે અને સુશીલા કે કોઈ એમને મળવા આવનાર છે. ઑફિસમાંથી 'ઘેર' આવીને તરત મેં બાપુજીને કહ્યું કે, 'આપણા પ્યારેલાલ આ જ જેલમાં છે.' અત્યારે સ્પષ્ટ યાદ નથી કે પ્યારેલાલ કંઈક માંદા હોવાના સમાચાર તારમાં હતા કે નહીં.

બાપુજીએ બીજે દિવસે શ્રી માર્ટિનને કહ્યું, "મારે પ્યારેલાલને મળવું છે." માર્ટિન ધૂંઆપૂંઆ થયા. બાપુજીએ કહ્યું, "આ જેલમાં જેટલા રાજદ્વારી કેદીઓ છે તેમને મારે અવારનવાર મળવું છે." આ માગણી પાછળ ખાસ કારણ હતું. અમારી પાસે 'બૉમ્બે ક્રૉનિકલ' આવતું. તેમાં કોકનો લેખ હતો કે યરવડા જેલમાં ઘણા રાજદ્વારી કેદીઓ છે. તેમને ખરાબ રીતે રાખ્યા છે. જેલમાં જગા નથી એટલે જેલ બહાર એમને ગમે તેમ રાખ્યા છે. સરકાર પાસે એમને આપવા માટે પૂરતાં કપડાં કે બિસ્તરા-કંબલ નથી અને કેદીઓને બહારથી પણ કપડાં મગાવવા દેતા નથી. એ જ જેલમાં મહાત્મા ગાંધી પણ રહે છે. એમનાથી એ બધું કેમ સહન થતું હશે? વગેરે.

આ જાતનું લખાણ વાંચ્યા પછી બાપુજીથી છાના કેમ રહેવાય?

માર્ટિને કહ્યું, "જેલમાં તે આવું ચાલતું હશે? જેલમાં ને જેલમાં કેદીઓ મુલાકાતની માગણી શી રીતે કરી શકે?" બાપુજીના શબ્દમાં કહું તો બે વચ્ચે ઠીકઠીક ફૂલકણી ખરી!

અંતે માર્ટિને છેલ્લે પાટલે બેસતાં કહ્યું, "મારી જેલમાં આવું કંઈક ચાલવા દઉં એના કરતાં હું તો રાજીનામું આપી ચાલ્યા જવાનું પસંદ કરું."

બાપુજીએ પણ છેલ્લે પાટલે બેસી એક સખત કાગળ લખ્યો. એ વાંચી આઈ. જી.પી.એ મુંબઈ સરકાર સાથે વિચારવિનિમય કર્યો હશે. એ બાપુજીને મળવા આવ્યો અને મીઠાશથી કહેવા લાગ્યો, "તમે કાંઈ સજા પામેલા કેદી નથી. તમને તો ફક્ત રાજકેદી તરીકે અટકમાં રાખ્યા છે. એટલે તમને અહીંના કેદીઓને મળવા દેવામાં જેલના નિયમો આડે આવતા નથી." માર્ટિનસાહેબ સીધા થઈ ગયા અને બધું ગળી ગયા. બાપુજીના મનમાં એને વિશે કરુણા ઊપજી. એમણે મનમાં નક્કી કર્યું (અને મને પણ કહ્યું) કે "હવે આ માણસને વધારે છેડવો નથી. આઠ-પંદર દિવસે કોઈ એકાદને જ મળવા બોલાવીશ."

મને સ્મરણ છે ત્યાં સુધી એક વાર પ્યારેલાલજીને, એક વાર નરસિંહભાઈ

દીધું. મારી પાસે ધીરજ હોત તો એ પાણીને તડકામાં જ સૂકવી દીધું હોત. આખરે પાણી બળી જઈ, રંગ-રૂપમાં ખાંડ સાથે સરખાવી શકાય એવું ધોળું મીઠું મારા હાથમાં આવ્યું. પછી એ મીઠાને બાટલીમાં ભરીને બાપુજી આગળ લઈ જતાં મને કેટલો આનંદ થયો હશે એ તો જાણકાર જ સમજી શકે.

બાપુજી પણ રાજી થયા.

પછી જ્યારે સરદાર વલ્લભભાઈ અમારી સાથે રહેવા આવ્યા ત્યારે મારું એ મીઠું જોઈ કહે, “પેલા ભામટાએ મને જૂઠું જ કહ્યું હતું ત્યારે કે બાપુજી કાળું મીઠું જ ખાય છે.” મેં હસીને કહ્યું, “ક્વિનની વાત સાચી હતી. એણે બજારનું કાળું મીઠું જ આણી આપ્યું હતું. અમારા પુરુષાર્થથી એ શુદ્ધ થયું છે.” પછી બાપુજીએ થોડી વિગતથી વલ્લભભાઈને સમજાવ્યું કે મીઠાને સંસ્કાર શી રીતે કરવામાં આવ્યા. એમાં વલ્લભભાઈના જ્ઞાનમાં ઉમેરો કરવાની વૃત્તિ ન હતી.

બાપુજીને સૂક્ષ્મ રીતે કદર કરતાં આવડે છે.

## ૪૧. સરકારની દાનત

બાપુજી સાથે વિચારવિનિમય કરવા સરકારે મોતીલાલજીને, જવાહરલાલજીને, સરદાર વલ્લભભાઈને, જયરામદાસ દોલતરામને અને સૈયદ મહમૂદને યરવડા આણ્યા હતા. શ્રીમતી સરોજિની નાયડુ તો યરવડાની સ્ત્રી-જેલમાં હતાં જ. બહારથી શ્રી જયકર અને તેજબહાદુર સપ્રુ આવતા. એ બધી વાતો છેલ્લે કરીશ. અમારી સાથે રહેવા આવ્યા પછી એ બધા સાથે કાંઈ ને કાંઈ વાતો થતી જ. શ્રી જયરામદાસે બાપુજીના ખોરાક વિશે અને આખા દિવસના કાર્યક્રમ વિશે મારી પાસેથી વિગતવાર જાણી લીધું. નારંગી, સંતરાં, દ્રાક્ષ વગેરે ફળો ખાતા નથી. ખજૂર, કિસમિસ વગેરે સૂકો મેવો અને બાફેલું શાક ખાય છે એ બધું મેં વિગતે કહ્યું હતું.

યરવડાથી પાછા ગયા પછી થોડા જ દિવસમાં જયરામદાસજી છૂટયા અને બાપુજીએ ફળો ખાવાનું છોડી દીધા વિશે એમણે છાપામાં લખ્યું. એમની ભાષાની અચોક્સાઈનો લાભ લઈ સરકારે તરત જાહેર કર્યું કે “જયરામદાસજી લખે છે એ બરાબર નથી. ગાંધીજી ફળો લે જ છે.” છાપામાં આવેલું એ બધું મેં વાંચ્યું. વિગતો પૂરી પાડી સરકારની દાનત કેવી ખોટી છે એ ઉઘાડી પાડવાની તક મને ન મળી. કેમ કે હું જેલનો કેદી હતો.

# ૪૨. કેદીઓને મળવાનો આગ્રહ

શા કારણસર એ મને યાદ નથી, પણ કિવનની ઑફિસમાં હું ગયો હતો. ત્યાં એમની પાસે એક તાર આવેલો, જે તેઓ બરાબર સમજી શકયા ન હતા. એમણે મારી મદદ લીધી. તાર મેં વાંચી સંભળાવ્યો અને તેટલા પરથી જાણ્યું કે પ્યારેલાલજીને આ જેલમાં આણી રાખ્યા છે અને સુશીલા કે કોઈ એમને મળવા આવનાર છે. ઑફિસમાંથી 'ઘેર' આવીને તરત મેં બાપુજીને કહ્યું કે, 'આપણા પ્યારેલાલ આ જ જેલમાં છે.' અત્યારે સ્પષ્ટ યાદ નથી કે પ્યારેલાલ કંઈક માંદા હોવાના સમાચાર તારમાં હતા કે નહીં.

બાપુજીએ બીજે દિવસે શ્રી માર્ટિનને કહ્યું, "મારે પ્યારેલાલને મળવું છે." માર્ટિન ધૂંઆપૂંઆ થયા. બાપુજીએ કહ્યું, "આ જેલમાં જેટલા રાજદ્વારી કેદીઓ છે તેમને મારે અવારનવાર મળવું છે." આ માગણી પાછળ ખાસ કારણ હતું. અમારી પાસે 'બૉમ્બે ક્રૉનિકલ' આવતું. તેમાં કોકનો લેખ હતો કે યરવડા જેલમાં ઘણા રાજદ્વારી કેદીઓ છે. તેમને ખરાબ રીતે રાખ્યા છે. જેલમાં જગા નથી એટલે જેલ બહાર એમને ગમે તેમ રાખ્યા છે. સરકાર પાસે એમને આપવા માટે પૂરતાં કપડાં કે બિસ્તરા-કંબલ નથી અને કેદીઓને બહારથી પણ કપડાં મગાવવા દેતા નથી. એ જ જેલમાં મહાત્મા ગાંધી પણ રહે છે. એમનાથી એ બધું કેમ સહન થતું હશે? વગેરે.

આ જાતનું લખાણ વાંચ્યા પછી બાપુજીથી છાના કેમ રહેવાય?

માર્ટિને કહ્યું, "જેલમાં તે આવું ચાલતું હશે? જેલમાં ને જેલમાં કેદીઓ મુલાકાતની માગણી શી રીતે કરી શકે?" બાપુજીના શબ્દમાં કહું તો બે વચ્ચે ઠીકઠીક ફૂલકણી ખરી!

અંતે માર્ટિને છેલ્લે પાટલે બેસતાં કહ્યું, "મારી જેલમાં આવું કંઈક ચાલવા દઉં એના કરતાં હું તો રાજીનામું આપી ચાલ્યા જવાનું પસંદ કરું."

બાપુજીએ પણ છેલ્લે પાટલે બેસી એક સખત કાગળ લખ્યો. એ વાંચી આઈ. જી.પી.એ મુંબઈ સરકાર સાથે વિચારવિનિમય કર્યો હશે. એ બાપુજીને મળવા આવ્યો અને મીઠાશથી કહેવા લાગ્યો, "તમે કાંઈ સજા પામેલા કેદી નથી. તમને તો ફક્ત રાજકેદી તરીકે અટકમાં રાખ્યા છે. એટલે તમને અહીંના કેદીઓને મળવા દેવામાં જેલના નિયમો આડે આવતા નથી." માર્ટિનસાહેબ સીધા થઈ ગયા અને બધું ગળી ગયા. બાપુજીના મનમાં એને વિશે કરુણા ઊપજી. એમણે મનમાં નક્કી કર્યું (અને મને પણ કહ્યું) કે "હવે આ માણસને વધારે છેડવો નથી. આઠ-પંદર દિવસે કોઈ એકાદને જ મળવા બોલાવીશ."

મને સ્મરણ છે ત્યાં સુધી એક વાર પ્યારેલાલજીને, એક વાર નરસિંહભાઈ

પટેલને અને એક વાર (મારા કહેવાથી) વિદ્યાપીઠના વિદ્યાર્થી કપિલરાય મહેતાને મળવા બોલાવ્યા હતા. બાપુજી ગમે ત્યારે ગમે તે રાજદ્વારી કેદીને મળવા બોલાવી શકે છે એ છૂટથી જ જેલની વ્યવસ્થામાં ઘણો સુધારો થયો અને કેદીઓને પણ ઘણું આશ્વાસન મળ્યું. પોતાને માથે જેલની અંદર જ એક સાસુ બેઠી છે, એ વસ્તુસ્થિતિ સ્વીકારતાં માર્ટિનને મુશ્કેલી તો પડી, પણ એ લોકો તંત્રનિષ્ઠ હોય છે. કડવો ઘૂંટડો પી ગયા.

## ૪૩. તંત્રનિષ્ઠાની કસોટી

આ પ્રકરણ એક રીતે પૂરું કરવા સારુ પછીની થોડી વાત અહીં આપી દેવી જોઈએ. નવેમ્બરની આખરમાં જ્યારે હું છૂટયો ત્યારે બાપુજીએ મને ખાસ કહ્યું કે છાપામાં લખજે કે 'માર્ટિન સારા માણસ છે.' મેં કહ્યું કે, 'કેદીઓનો એવો અભિપ્રાય કે અનુભવ નથી. તેઓ કહે છે કે માર્ટિન કોઈની વાત સાંભળવા પૂરતા ઊભા પણ રહેતા નથી. બેદરકાર રહે છે અને નીચેના લોકો ગમે તેમ ચાલે તોયે એમને રોકતા નથી."

બાપુજીએ દલીલ કરી કે, "આપણે તો આપણા અનુભવ પ્રમાણે જઈએ. આપણી સાથે એ સીધી રીતે વર્ત્યો છે એટલે સ્વભાવે સારો છે." બાપુજીની દલીલ મારે ગળે ઊતરી નહીં. પણ તંત્રનિષ્ઠા કેળવી, બાપુજીએ કહ્યું હતું તેમ મારા વતી અને મારી સહીથી છાપામાં મેં લખ્યું. ગુજરાતના કેટલાયે લોકો મારા પર એ કારણે ચિડાયા! હું હું હતો એટલે જ કોઈએ જાહેર રીતે મારી ઝાટકણી નહીં કાઢી. પણ ખાનગી વાતોમાં લોકોએ મને ઘણું સંભળાવ્યું અને "એવો તે માર્ટિન કેવો હશે", એ મથાળાની કવિતા પણ મને સંભળાવી.

"હું શું કરું? બાપુજીએ કહ્યું એટલે મેં લખ્યું." એવું કંઈક કહેવાનું મારા સ્વભાવમાં છે જ નહીં, અને તંત્રનિષ્ઠામાં પણ એ બેસતું નથી. એટલે મૂગે મોઢે લોકોની ટીકા મેં સહન કરી.

મારા કહેવાથી કપિલરાય મહેતાને મળવા બોલાવ્યા હતા. તે મારા વિદ્યાપીઠના વિદ્યાર્થી. શરીરે અત્યંત દુર્બળ, સ્વભાવે મીઠા પણ તેજસ્વી. જેલની વિટંબણા એમણે બહાદુરીથી સહન કરી. એક વાર એમને જેલમાં ઊલટી થઈ અને એમાં થોડું લોહી પડયું. એમણે જેલની ઇસ્પિતાલમાં જઈ ડૉકટરને કહ્યું. કેદીની વાત માને તે જેલ-ડૉકટર નહીં. ઠંડે પેટે કહે, "આ પાસેની ખાળમાં ફરી વાર ઊલટી કરી બતાવો, જોઈશું એમાં લોહી પડે છે કે કેમ!"

કપિલરાય પાસેથી આવી બધી વિગત જાણવાથી મને ઘણું માઠું લાગ્યું. પણ મારી પાસે ઇલાજ શો હતો? કપિલરાય મનથી નબળા પડયા નથી એ માટે તો

હું મગરૂર થયો જ. એ મળવા આવ્યા ત્યારે, જેલવાળાઓને કહી, મેં કપિલરાયને ખાવાનું પણ આપ્યું હતું.

મેં કિવનને બધી વાતો કહી અને પરિણામે કંઈક સુધારો પણ થયો. મને યાદ છે તે પ્રમાણે મેં એક વાર કિવન મારફતે મારી ભજનાવલિ પાંડુરંગ દેશપાંડેને મોકલી હતી. અને નરહરિ ભટ્ટને એના સમાચાર પુછાવ્યા હતા. કિવન કહે, "નરહરિ કોણ? એને શી રીતે ઓળખું?" મેં કહ્યું, "એક આંખવાળા છે." મારો ઉદ્દેશ હતો કે કિવન જાણે કે અમુક લોકો મારા વિદ્યાર્થી છે. અને તેઓ જાણે કે હું એમને યાદ કરું છું. જેલમાં આટલું આશ્વાસન પણ ઓછું નથી હોતું.

## ૪૪. સપ્રુ-જયકર વિષ્ટિ

મીઠાના સત્યાગ્રહ પછી દેશમાં અસાધારણ જાગૃતિ આવી. જ્યાંત્યાં મીઠાનો સત્યાગ્રહ થાય, એ મીઠાની જાહેર સભાઓમાં હરાજી થાય. અનેક વાર પોલીસો લાઠી ચલાવીને સભાઓ વિખેરી નાખે. દેશમાં કોઈ ઠેકાણે શાન્તિ રહી નહીં. વાઈસરૉયને લાગ્યું કે જોખમની સ્થિતિ આવી ગઈ છે. એટલામાં લોકોએ વિલાયતી માલનો બહિષ્કાર પોકાર્યો. જવાહરલાલજી કૉંગ્રેસના પ્રમુખ હતા. તેઓ જ્યારે પકડાયા ત્યારે તેમણે મોતીલાલજીને પોતાને ઠેકાણે નીમ્યા. મોતીલાલજીએ વિલાયતી માલના બહિષ્કારને પ્રોત્સાહન આપ્યું. મુંબઈ વેપારી શહેર. સ્વયંસેવકોનો તો રાફડો ફાટ્યો હતો. તેઓ વિલાયતી માલની દુકાનો સામે ચોકી કરે. ૧૯૨૯ની સાલની તૈયારી અને ૧૯૩૦ની સાલની જાગૃતિ – બન્નેની અસર બ્રિટિશ માલના વેપાર ઉપર થઈ અને પરદેશી વેપારીઓ વિષ્ટિ માટે તૈયાર થવા લાગ્યા. મોટી મોટી પેઢીઓના વ્યવસ્થાપકો મોતીલાલજી પાસે વખત માગે. મળે એટલે મરજી સાચવવાનો પ્રયત્ન કરે. એવું દૃશ્ય અનુભવતાં મોતીલાલજી રાજી થતા. એ જ અરસામાં સ્લોકમ્બ કરીને એક ગોરો ખબરપત્રી પરદેશી વેપારીઓ, સરકારી અમલદારો અને કૉંગ્રેસી નેતાઓ વચ્ચે સમાધાન સાધવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આ બધી પરિસ્થિતિનો વિચાર કરી, કોણ જાણે કોની પ્રેરણાથી, સર તેજબહાદુર સપ્રુ અને નામદાર જયકર એ બે જણા સરકાર અને કૉંગ્રેસ વચ્ચે સમાધાનની વિષ્ટિ કરવા તૈયાર થયા. સરકારની રજા લઈ પહેલાં જયકર અને પછી સપ્રુ ગાંધીજીને જેલમાં મળવા આવ્યા. એમની પાસેથી એક ચિઠ્ઠી લઈ અલ્લાહાબાદ – નૈની જેલમાં મોતીલાલજીને અને જવાહરલાલજીને મળવા ગયા. (તે વખતે મોતીલાલજી પણ જેલમાં પહોંચી ગયા હતા.) પિતા-પુત્રે કહ્યું કે ગાંધીજીને મળવા માટે ગમે ત્યારે તૈયાર છીએ. પણ કાયદાના સવિનયભંગની હિલચાલ પાછી ખેંચી લઈએ એને માટે સરકારે કાંઈ અનુકૂળ વાતાવરણ કર્યું નથી.

આખરે સરકારે, ઉપર કહ્યું છે તેમ, મોતીલાલજી, જવાહરલાલજી, વલ્લભભાઈ, સરોજિની નાયડુ, જયરામદાસ, સૈયદ મહમૂદ – એ બધાંને બાપુજીને મળવા યરવડામાં ભેગાં કર્યાં.

શરૂઆતમાં જ વિષ્ટિકાર સપ્રુ-જયકરે થોડુંક બગાડ્યું. એમણે સરકારને ખાનગીમાં સૂચના આપી કે અમે મળવા આવીએ તે પહેલાં નેહરુ પિતા-પુત્રને એકલા એકલા ગાંધીજીને મળવા દેશો નહીં. ત્રણે જણા ઉગ્ર વૃત્તિવાળા. એક વાર અભિપ્રાય બાંધી બેસે પછી એમને મનાવવા મુશ્કેલ થશે.

વિષ્ટિકારોને પ્રસ્તાવના કરવાની તક પહેલે મળે પછી જ એ લોકો અંદર અંદર વાતો કરે તો સારું એવા સદ્ભાવથી એ સૂચના કરેલી હતી. અત્યંત ખાનગી રીતે સરકારને કરેલી એ સૂચના એટલી જ ખાનગી અને નાજુક રીતે સરકાર તરફથી બાપુજીને પણ મળી અને ત્યાં મોતીલાલજીને કાને પણ પહોંચી. બાપુજી સમજી ગયા. મોતીલાલજી ધૂંઆપૂંઆ થયા. એમણે જીદ પકડી કે પ્રથમ ગાંધીજીને ખાનગીમાં મળીશું પછી જ બીજી વાત! અને તે પ્રમાણે જ ગોઠવવું પડ્યું.

પછી તો છએ જણાંને અમારા આંગણામાં જ રાખ્યાં. ખૂબ ચર્ચા ચાલતી. (મને ખ્યાલ છે કે મોતીલાલજીને જેલમાં જ પણ બીજે રાખ્યા હતા. પણ ગમે ત્યારે તેઓ બાપુજી પાસે આવી શકતા હતા.)

શ્રીમતી સરોજિની દેવી અને સપ્રુ-જયકર અમારા આંગણામાં આવી શકતાં ન હતાં. બાપુજીની ઓરડીમાં જ્યારે ખાનગી ચર્ચા ચાલે ત્યારે તો હું હાજર રહી બધું સાંભળી શકતો હતો.

કિવન કોક કોક વાર આવીને બેસે અને મોતીલાલજી પાસેથી કીમતીમાં કીમતી સિગાર કે ચિરૂટ મેળવે. બોલવાની તક મળે એટલે પોતે કયા કયા રાજામહારાજાઓને મળ્યા હતા એનો ઉલ્લેખ કર્યા વગર રહે નહીં.

ચર્ચા દરમ્યાન હું જોઈ શક્યો કે મોતીલાલજી દરેક સવાલને અનેક બાજુએથી વિચારવામાં, ઝીણી ઝીણી મુશ્કેલીઓ અને તાત્ત્વિક પ્રશ્નોની છણાવટ કરવામાં અસાધારણ કુશળ છે; જવાહરલાલજીનું હૈયું સર્વોચ્ચ આદર્શ અમલમાં મૂકવા માટે ઊછળતું હોય છે; અને બાપુજી બન્ને સાથે એકરૂપ થઈને બન્નેના દૃષ્ટિબિંદુમાં સમન્વય સાધી શકે છે.

મોતીલાલજીએ આ જ દિવસોમાં અલ્લાહાબાદનો પોતાનો રાજપ્રાસાદ જેવો મહેલ રાષ્ટ્રને આપી દેવાનું નક્કી કર્યું અને આનંદભવનને સ્વરાજ્યભવનનું નામ આપ્યું. એ તો સ્પષ્ટ દેખાતું હતું કે એ દાન પાછળ જવાહરલાલજીનો ઉત્સાહ અને મોતીલાલજીની પ્રસન્ન સંમતિ હતી. જવાહરલાલજી એથીયે આગળ જવા માગતા હતા અને મોતીલાલજી પોતાના દીકરાને નારાજ કેમ કરાય એ જાતની મીઠી મૂંઝવણ અનુભવતા દેખાતા હતા. મોતીલાલજીની દેશભક્તિ અને બૌદ્ધિક પ્રતિભા – બન્ને વિશે બાપુજીના મનમાં આદર દેખાતો અને જવાહરલાલજી વિશે

બાપુજીના મનમાં જે વાત્સલ્ય હતું તે મોતીલાલજી આગળ કેટલું પ્રગટ કરવું અને કેટલું દબાવી રાખવું એનું પ્રમાણ બાપુજી બરાબર જાણતા હોય એમ લાગતું.

સરદાર વલ્લભભાઈના મનમાં નિશ્ચય હતો કે બાપુજી કહે તે જ સ્વીકારવું એટલે ઝાઝી ચર્ચામાં ઊતરવામાં તેઓ માનતા ન હતા.

ત્રણ, ચાર કે પાંચ દિવસની ચર્ચાનો તે વખતનો વિષય તો હવે સાવ વાસી થઈ ગયો છે. મેં જે ઝીણી ઝીણી અને સાદી વસ્તુઓ અહીં નોંધી છે તેનું રાજદ્વારી મહત્ત્વ ભલે કશું ન હોય, પણ એમાં જે કાયમી જીવનમૂલ્યો સમાયેલાં છે તે કદી વાસી થતાં નથી.

## ૪૫. વરસગાંઠનું મનન

હવે જેલમાંથી છૂટવાને મને બે જ અઠવાડિયાં બાકી હતાં. પંદરમી નવેમ્બરે સવારની પાર્થના પછી મેં બાપુજીને કહ્યું કે "આજે મારે જૂની ઢબનો, છત્રીસ કલાકનો અપવાસ છે." બાપુજીએ કારણ પૂછ્યું. મેં કહ્યું, "આજે કાર્તક વદ દશમ છે, મારી વરસગાંઠ છે."

"કેટલાં વરસ પૂરાં કર્યાં ?"

"પિસ્તાળીસ વરસ પૂરાં કરી છેતાળીસમાં પ્રવેશ કરું છું."

"વરસગાંઠને દિવસે અપવાસ કરવાનો રિવાજ ક્યાંથી? લોકો તો મિષ્ટાન્ન ખાય છે."

"એ ખરું છે, પણ હું આ દિવસ અંતર્મુખ થઈને અત્યાર સુધી જિંદગીમાં શું મેળવ્યું, શું ખોયું, એનું સરવૈયું કાઢું છું, અને બની શકે તો ભવિષ્ય માટે સંકલ્પ કરું છું. અપવાસ કર્યો હોય તો અંતર્મુખ થવાને ઘણી મદદ થાય છે એવો મારો અનુભવ છે."

બાપુજીને મારી વાત ગમી હોય એમ લાગ્યું. કેમ કે તે દિવસની પોતાની વાસરીમાં બાપુજીએ નોંધી રાખ્યું – "આજે કાકાની વરસગાંઠ હતી. એમણે ઉપવાસ કર્યો."

તે દિવસે આખા દિવસનું મારું કામ મેં બરાબર કર્યું છતાં વૃત્તિ તો અંતર્મુખ જ રહી. બપોરે અને રાત્રે નવરો પડયો એટલે પિસ્તાળીસ વરસની આખી જિંદગીનો મેં વિચાર કર્યો. રમતાં રમતાં અને તક મળે ત્યારે મુસાફરી કરતાં ૧૯૦૭-ના અંત સુધી મેં મારી કૉલેજની કેળવણી પૂરી કરી અને તે પહેલાં જ પરસ્પર વિરોધી એવા બે રસ્તા સ્વીકાર્યા – દેશને સ્વતંત્ર કરવા માટે ગમે તે ઉપાય અજમાવવાની તૈયારી સાથે ક્રાંતિકારી દળોમાં હું જોડાયો. અને બીજી બાજુ જીવનશુદ્ધિ સાથે જ્ઞાન અને ભક્તિની મદદથી આધ્યાત્મિક પ્રગતિ કરવાની ઝંખના પણ મનમાં ઉત્કટ થવા દીધી.

આખરે સરકારે, ઉપર કહ્યું છે તેમ, મોતીલાલજી, જવાહરલાલજી, વલ્લભભાઈ, સરોજિની નાયડુ, જયરામદાસ, સૈયદ મહમૂદ — એ બધાંને બાપુજીને મળવા યરવડામાં ભેગાં કર્યાં.

શરૂઆતમાં જ વિષ્ટિકાર સપ્રુ-જયકરે થોડુંક બગાડયું. એમણે સરકારને ખાનગીમાં સૂચના આપી કે અમે મળવા આવીએ તે પહેલાં નેહરુ પિતા-પુત્રને એકલા એકલા ગાંધીજીને મળવા દેશો નહીં. ત્રણે જણા ઉગ્ર વૃત્તિવાળા. એક વાર અભિપ્રાય બાંધી બેસે પછી એમને મનાવવા મુશ્કેલ થશે.

વિષ્ટિકારોને પ્રસ્તાવના કરવાની તક પહેલે મળે પછી જ એ લોકો અંદર અંદર વાતો કરે તો સારું એવા સદ્ભાવથી એ સૂચના કરેલી હતી. અત્યંત ખાનગી રીતે સરકારને કરેલી એ સૂચના એટલી જ ખાનગી અને નાજુક રીતે સરકાર તરફથી બાપુજીને પણ મળી અને ત્યાં મોતીલાલજીને કાને પણ પહોંચી. બાપુજી સમજી ગયા. મોતીલાલજી ધૂંઆપૂંઆ થયા. એમણે જીદ પકડી કે પ્રથમ ગાંધીજીને ખાનગીમાં મળીશું પછી જ બીજી વાત! અને તે પ્રમાણે જ ગોઠવવું પડયું.

પછી તો છએ જણાંને અમારા આંગણામાં જ રાખ્યાં. ખૂબ ચર્ચા ચાલતી. (મને ખ્યાલ છે કે મોતીલાલજીને જેલમાં જ પણ બીજે રાખ્યા હતા. પણ ગમે ત્યારે તેઓ બાપુજી પાસે આવી શકતા હતા.)

શ્રીમતી સરોજિની દેવી અને સપ્રુ-જયકર અમારા આંગણામાં આવી શકતાં ન હતાં. બાપુજીની ઓરડીમાં જ્યારે ખાનગી ચર્ચા ચાલે ત્યારે તો હું હાજર રહી બધું સાંભળી શકતો હતો.

કિવન કોક કોક વાર આવીને બેસે અને મોતીલાલજી પાસેથી કીમતીમાં કીમતી સિગાર કે ચિરૂટ મેળવે. બોલવાની તક મળે એટલે પોતે કયા કયા રાજામહારાજાઓને મળ્યા હતા એનો ઉલ્લેખ કર્યા વગર રહે નહીં.

ચર્ચા દરમ્યાન હું જોઈ શકયો કે મોતીલાલજી દરેક સવાલને અનેક બાજુએથી વિચારવામાં, ઝીણી ઝીણી મુશ્કેલીઓ અને તાત્ત્વિક પ્રશ્નોની છણાવટ કરવામાં અસાધારણ કુશળ છે; જવાહરલાલજીનું હૈયું સર્વોચ્ચ આદર્શ અમલમાં મૂકવા માટે ઊછળતું હોય છે; અને બાપુજી બન્ને સાથે એકરૂપ થઈને બન્નેના દૃષ્ટિબિંદુમાં સમન્વય સાધી શકે છે.

મોતીલાલજીએ આ જ દિવસોમાં અલ્લાહાબાદનો પોતાનો રાજપ્રાસાદ જેવો મહેલ રાષ્ટ્રને આપી દેવાનું નક્કી કર્યું અને આનંદભવનને સ્વરાજ્યભવનનું નામ આપ્યું. એ તો સ્પષ્ટ દેખાતું હતું કે એ દાન પાછળ જવાહરલાલજીનો ઉત્સાહ અને મોતીલાલજીની પ્રસન્ન સંમતિ હતી. જવાહરલાલજી એથીયે આગળ જવા માગતા હતા અને મોતીલાલજી પોતાના દીકરાને નારાજ કેમ કરાય એ જાતની મીઠી મૂંઝવણ અનુભવતા દેખાતા હતા. મોતીલાલજીની દેશભક્તિ અને બૌદ્ધિક પ્રતિભા — બન્ને વિશે બાપુજીના મનમાં આદર દેખાતો અને જવાહરલાલજી વિશે

બાપુજીના મનમાં જે વાત્સલ્ય હતું તે મોતીલાલજી આગળ કેટલું પ્રગટ કરવું અને કેટલું દબાવી રાખવું એનું પ્રમાણ બાપુજી બરાબર જાણતા હોય એમ લાગતું.

સરદાર વલ્લભભાઈના મનમાં નિશ્ચય હતો કે બાપુજી કહે તે જ સ્વીકારવું એટલે ઝાઝી ચર્ચામાં ઊતરવામાં તેઓ માનતા ન હતા.

ત્રણ, ચાર કે પાંચ દિવસની ચર્ચાનો તે વખતનો વિષય તો હવે સાવ વાસી થઈ ગયો છે. મેં જે ઝીણી ઝીણી અને સાદી વસ્તુઓ અહીં નોંધી છે તેનું રાજદ્વારી મહત્ત્વ ભલે કશું ન હોય, પણ એમાં જે કાયમી જીવનમૂલ્યો સમાયેલાં છે તે કદી વાસી થતાં નથી.

## ૪૫. વરસગાંઠનું મનન

હવે જેલમાંથી છૂટવાને મને બે જ અઠવાડિયાં બાકી હતાં. પંદરમી નવેમ્બરે સવારની પાર્થના પછી મેં બાપુજીને કહ્યું કે "આજે મારે જૂની ઢબનો, છત્રીસ કલાકનો અપવાસ છે." બાપુજીએ કારણ પૂછ્યું. મેં કહ્યું, "આજે કાર્તક વદ દશમ છે, મારી વરસગાંઠ છે."

"કેટલાં વરસ પૂરાં કર્યાં ?"

"પિસ્તાળીસ વરસ પૂરાં કરી છેતાળીસમાં પ્રવેશ કરું છું."

"વરસગાંઠને દિવસે અપવાસ કરવાનો રિવાજ ક્યાંથી? લોકો તો મિષ્ટાન્ન ખાય છે."

"એ ખરું છે, પણ હું આ દિવસ અંતર્મુખ થઈને અત્યાર સુધી જિંદગીમાં શું મેળવ્યું, શું ખોયું, એનું સરવૈયું કાઢું છું, અને બની શકે તો ભવિષ્ય માટે સંકલ્પ કરું છું. અપવાસ કર્યો હોય તો અંતર્મુખ થવાને ઘણી મદદ થાય છે એવો મારો અનુભવ છે."

બાપુજીને મારી વાત ગમી હોય એમ લાગ્યું. કેમ કે તે દિવસની પોતાની વાસરી-માં બાપુજીએ નોંધી રાખ્યું – "આજે કાકાની વરસગાંઠ હતી. એમણે ઉપવાસ કર્યો."

તે દિવસે આખા દિવસનું મારું કામ મેં બરાબર કર્યું છતાં વૃત્તિ તો અંતર્મુખ જ રહી. બપોરે અને રાત્રે નવરો પડ્યો એટલે પિસ્તાળીસ વરસની આખી જિંદગીનો મેં વિચાર કર્યો. રમતાં રમતાં અને તક મળે ત્યારે મુસાફરી કરતાં ૧૯૦૭-ના અંત સુધી મેં મારી કૉલેજની કેળવણી પૂરી કરી અને તે પહેલાં જ પરસ્પર વિરોધી એવા બે રસ્તા સ્વીકાર્યા – દેશને સ્વતંત્ર કરવા માટે ગમે તે ઉપાય અજમાવવાની તૈયારી સાથે ક્રાંતિકારી દળોમાં હું જોડાયો. અને બીજી બાજુ જીવનશુદ્ધિ સાથે જ્ઞાન અને ભક્તિની મદદથી આધ્યાત્મિક પ્રગતિ કરવાની ઝંખના પણ મનમાં ઉત્કટ થવા દીધી.

ઊંડાણમાં ઊતરી, પોતાનું માનસ અને પોતાનું જીવન બન્નેનું નિરીક્ષણ કરતાં જણાયું કે મારામાં પરસ્પર વિરોધી તત્ત્વો અથવા બળો એકસાથે કામ કરે છે. એક તરફ રાજદ્વારી ક્રાંતિમાં હું માનતો હતો અને એને માટે ગુપ્ત સંસ્થાઓ ચલાવી સશસ્ત્ર બળવાની તૈયારી કરવાનાં ફાંફાં હું મારતો હતો. જ્યારે બીજી બાજુ પ્રજા-સમસ્તને દેશભક્તિની કેળવણી આપી લોકજીવનનો વિકાસ કરવા હું મથતો હતો. આમ Evolution અને Revolution – ક્રાંતિ અને ઉત્ક્રાંતિ – એવા પરસ્પર વિરોધી આદર્શોને હું એકીસાથે વર્યો હતો. પૂજાઅર્ચા, નામસ્મરણ, તીર્થયાત્રા અને ધ્યાનભજન મારફતે મોક્ષની તૈયારી કરવી, એ પણ મારામાં હતું અને સાથે સાથે દરેક વાતમાં તર્ક અને બુદ્ધિવાદના અસ્તરા ચલાવવામાં પણ હું માનતો હતો. શ્રદ્ધા અને અશ્રદ્ધા બન્ને પ્રત્યે મારા મનમાં સરખું જ આકર્ષણ હતું.

એક બાજુ કર્મકાંડ અને બીજી બાજુ સંતોનો ભક્તિમાર્ગ. બન્નેમાં મારું નાનપણ સરખે ભાગે વહેંચાયું હતું.

સાદાઈ, સંયમ, ખડતલપણું, અંગમહેનત અને બ્રહ્મચર્ય એ આદર્શો મને નાનપણથી વહાલા હતા. બીજી બાજુ ઇન્દ્રિયોની કેળવણી તરીકે દરેક જાતની રસિકતા ઉચ્ચ કોટિ સુધી લઈ જવાની હોંશ પણ મારામાં હતી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ ઇન્દ્રિયોના બધા જ વિષયો માટે મને પક્ષપાત હતો અને છતાં આચરણ-માં એ બધી વસ્તુઓને ગૌણ ગણી એનો ત્યાગ કરવામાં જ પુરુષાર્થ છે, એવું મારું વલણ હતું. માણસ ઈશ્વરની ભક્તિ કરે તો ઈશ્વરની કૃપાથી ભોગ અને યોગ બન્નેનાં ફળો ભોગવી શકે એ આદર્શ મને સારો લાગતો; પણ સાથે સાથે, ત્યાગ વગર, ખડતલપણું અને વૈરાગ્ય કેળવ્યા વગર ઉન્નતિ નથી અને મોક્ષ નથી એની મને ખાતરી હતી.

ગૃહસ્થાશ્રમના આદર્શો સમજતા છતાં સંન્યાસ આશ્રમનું ખેંચાણ મને વધારે હતું. તે એટલે સુધી કે મેં ઘરબાર, સ્ત્રીપુત્રને છોડી દોઢબે વરસ હિમાલયમાં ગાળ્યાં હતાં.

હિમાલયથી પાછા આવ્યા પછી રવીન્દ્રનાથ ઠાકુર, એમની કવિતા, ભારતીય સંસ્કૃતિ, સંગીત, ચિત્રકળા વગેરે તરફ વધારે ધ્યાન જવા લાગ્યું. એટલે સ્વરાજ્ય માટેની ક્રાન્તિ, ભારતીય સંસ્કૃતિનો પુનરુદ્ધાર, અધ્યાત્મના પાયા ઉપર કરવાનો સામાજિક સુધાર અને એને માટે જરૂરી રાષ્ટ્રીય કેળવણી એવા એક નિશ્ચિત કાર્યક્રમ સાથે પૂ. ગાંધીજીના સહવાસમાં આવ્યો. તે વખતે મારી ઉંમર ત્રીસ વરસની હતી.

બાપુજીને કારણે જ આ પંદર વર્ષમાં કેળવણીના અખતરાઓ કરી શક્યો. મુસાફરી, નિરીક્ષણ, અધ્યયન અને ચિંતન દ્વારા ભારતીય રાષ્ટ્ર અને એની સંસ્કૃતિનું ઓછુંવત્તું દર્શન થયું. રાજકીય આદર્શ અને આધ્યાત્મિક આદર્શ વચ્ચેનું દ્વૈત મટ્યું, પણ એની સાથે પહેલાંની સંઘર્ષમાં ઊતરવાની તોફાની વૃત્તિ અથવા હોંશ

પણ ઓછી થઈ. સંયમ, ત્યાગ વગેરે આદર્શોને એક ઘરેડ મળી ગઈ. રાષ્ટ્રનો પરિચય તો મને થયો જ પણ બાપુજીને કારણે રાષ્ટ્રને પણ મારો થોડોઘણો પરિચય થયો.

પેશવાઈના દિવસોમાં મહારાષ્ટ્રના લોકોએ ગુજરાતનો અવિશ્વાસ મેળવ્યો હતો. તે દૂર કરવાની ઈંતેજારી, કૉલેજના દિવસોમાં જ મનમાં જાગ્રત થઈ હતી. એ ઈંતેજારીને કારણે જ વડોદરામાં રાષ્ટ્રીય શિક્ષણનું અને ગ્રામસેવાનું કામ મેં કર્યું હતું. પણ ગુજરાત સાથે એકરૂપ થવાની તક તો ગાંધીજીના આશ્રમને કારણે જ મને મળી.

આવા આવા બધા વિચારો મનમાં તે દિવસે ખૂબ ઘોળાયા. બધા તો આજે ક્યાંથી જ યાદ હોય? કેમ કે યરવડા મંદિરમાં બાપુજી સાથે સાડાપાંચ મહિના ગાળ્યા એ વાતને પણ ઓગણત્રીસ વરસ થઈ ગયાં. આજે એટલું જ સ્મરણ છે કે પંદરમી નવેમ્બરનો એ દિવસ અંતર્મુખ મનન, ચિંતન, સ્મરણ અને પૃથક્કરણ દ્વારા પૂરેપૂરો ભરેલો હતો.

પૂ. બાપુજીનું આટલું સાંનિધ્ય પણ મને પહેલી જ વાર મળેલું હોવાથી એની પણ ઉત્કટતાની અસર મન પર હતી જ.

## ૪૬. ઉપસંહાર

સન ૧૯૨૯ને અંતે પૂર્ણ સ્વરાજ્યનો કરેલો સંકલ્પ, એ માટેની બાપુજીએ કરેલી એક વરસની જબરદસ્ત પૂર્વતૈયારી, લાહોર પછીનો મીઠાનો સત્યાગ્રહ અને દાંડીકૂચનું ભવ્ય દર્શન, એ બધા વાતાવરણમાં ગાંધીજી યરવડા પહોંચ્યા હતા. એ દરમ્યાન એક ગોળમેજી પરિષદ સાવ નિષ્ફળ નીવડી હતી અને સરકારને બીજી ગોળમેજી પરિષદ માટે ગાંધીજીને બોલાવવા પડ્યા હતા. એવા અત્યંત મહત્ત્વના ગાળામાં બાપુજી શાન્ત ચિત્તે, સ્થિતપ્રજ્ઞની સમતા સાથે રેંટિયાના પ્રયોગો કેમ ચલાવતા હતા, ગીતાનું ચિંતન કેમ કરતા હતા, મરાઠી શીખીને પડોશી પ્રત્યેના કર્તવ્યનું પાલન કેમ કરતા હતા અને સાથે સાથે રાષ્ટ્રનાં સુખદુ:ખ સાથે એકરૂપ થઈ વિશ્વાત્મૈક્યની સાધનાને રસ્તે પ્રગતિ કેમ કરતા હતા; અને એકેએક વસ્તુમાં જાગરૂક રહી જીવનયોગ કેમ સિદ્ધ કરતા હતા એનું આછું વાતાવરણ રજૂ કરવું એ જ એક ઉદ્દેશ મનમાં રાખીને અને પોતાના જીવન ઉપર આખા વાતાવરણની કેવી છાપ પડી એ બતાવવા આ સંસ્મરણો લખ્યાં છે. નિષ્કામ પ્રેમની અને યોગયુક્ત સેવાની અસર અસંખ્ય અલ્પાત્માઓ ઉપર પાડી એમને ઊંચે ચડાવવાનું કામ જે કરે છે, તે જ મહાત્મા. એની જીવનસુવાસ કેવી હોય છે એનો પણ ખ્યાલ અહીં રજૂ કરવો હતો.

૨૯ વરસને અંતે જે કાંઈ યાદ રહ્યું એનું અહીં પુણ્ય સ્મરણ કરવાની તક મળી એ જ મારું અહોભાગ્ય.

# ૪૭. વિદાય

ગમે તેટલા ઉત્સાહથી માણસ જેલમાં ગયો હોય તોપણ જેલના દિવસો જ્યારે પૂરા થાય છે અને છૂટવાનો દિવસ નજીક આવે છે ત્યારે માણસ રાજી થાય છે. બંધન સ્વેચ્છાએ સ્વીકાર્યું હોય તોયે અળખામણું તો ખરું જ. અને મુક્તિનો આનંદ દરેક જણ સમજી જ શકે છે.

પણ મારી સ્થિતિ આ વખતે ઊલટી હતી. કેદી હોવાથી મરજી પ્રમાણે દીવાલ બહાર જવાતું નહીં એ ખરું, પણ બાપુજી સાથે રહેવાનું મળ્યા પછી બહાર જવાની ઇચ્છા જ થતી ન હતી. જેલના નિયમો અને બંધનો ગમે તેવાં આકરાં હોય તોયે બાપુજી સાથે રહેવાનું મળતું હોવાથી, એ બંધનો કઠતાં નહીં એટલું જ નહીં પણ એ ધ્યાનમાં પણ આવતાં નહીં; એમ જ લાગતું કે સાડાપાંચ મહિના ઘેર રહેવાનું જ મળ્યું હતું અને હવે ઘરમાંથી મને કાઢી મૂકવામાં આવશે. તેથી હું દિવસ ગણતો તે આશા સાથે નહીં પણ અમુક જાતના વિષાદ સાથે. આખરે એ દિવસ આવ્યો. મારો સામાન બધો ઠીકઠાક કરી જેલરના દફતરે મોકલ્યો. નાહી-ધોઈને તૈયાર થયો. પ્રો. ત્રિવેદીસાહેબ મને લેવા આવનાર છે એ હું જાણતો હતો.

બાપુજીએ પ્રેમથી કેટલીક સૂચનાઓ આપી:

"આટલા દિવસના લગભગ એકાંત પછી બહારની ધમાલમાં જવાનું થશે — એટલે મન ઉત્તેજિત થશે. માટે બહાર જતાંવેંત પહેલે દિવસે ખોરાક ઓછો કરવો સારો. બધાને મળાશે, પણ તેથી રાત્રે ઉજાગરો કરવો નહીં, અને દેશની સ્થિતિ જોતાં ઝટઝટ જેલમાં પહોંચી જવાની ઉતાવળ નહીં કરવી."

મેં નીચા વળીને પ્રણામ કર્યાં. મારી આંખો ભીની થઈ એનું કાંઈ નહીં — બાપુજીની પણ ભીની થઈ. એમણે મારી પીઠ પર જોરથી ધપ્પો માર્યો અને એ વાટે પ્રેમ અને આશીર્વાદ બન્ને આપ્યા. વિરહ એટલે શું એનો અનુભવ તે દિવસે મને થયો.

મારા ગયા પછી પૂ. બાપુજીએ મીરાંબહેનને લખ્યું, So Kaka left and he wept as he left. We had come so close to each other.

*

બહાર મને લઈ જવા માટે ત્રિવેદીસાહેબ આવ્યા હતા. તેઓ મને પ્રથમ ડાક અને તારઘર પાસે લઈ ગયા. 'તમારે કેટલાયે તાર મોકલવા હશે. કાગળો લખવા હશે. એક વખત શહેરમાં ગયા પછી વખત નહીં મળે. એટલે અહીં જ બધું પ્રથમ પતાવીએ.' કેટલી ખંત અને લાગણી!

જેલમાંથી છૂટેલાના ગજવામાં પૈસા ક્યાંથી જ હોય? એટલે તરતના ખરચ

માટે ત્રિવેદીસાહેબે થોડા પૈસા પણ મને આપ્યા.

પછી અમે ત્રિવેદીસાહેબને ઘેર ગયા.

ત્યાર પછી જ બહારની દુનિયાનું ખરું સ્વરૂપ ધ્યાનમાં આવ્યું.

બહાર ગયા પછી જેટલા નેતાઓને મળી શકાયું તેટલાને હું મળ્યો અને બાપુજીના વિચારો, એમના અભિપ્રાયો અને એમની સૂચનાઓ બધા આગળ રજૂ કરી હળવો થયો.

આટલા દિવસ લાગલાગટ બાપુજી જોડે અદ્વિતીયપણે રહેવાનું મળ્યું એ લાભ આ પહેલાં પણ મને મળ્યો ન હતો અને પછી પણ ન મળ્યો. એટલે એ સહ-વાસની ધન્યતા અલૌકિક જ ગણાય.

# સાથીઓનું પુણ્યસ્મરણ

સાહિત્યસેવાના ક્ષેત્રમાં સહુથી વિવિધ અને સહુથી વધારે આનંદદાયી પ્રવૃત્તિ છે ચરિત્ર-કીર્તનની. આપણા જૂના અધ્યાત્મપરાયણ લોકો ભગવાનનાં (માણસનાં નહીં) ગુણગાન કરીને સંતોષ માનતા.

એની પાછળ આવ્યાં અવતારી પુરુષોનાં 'દિવ્ય જન્મકર્મો'નાં વર્ણનો.

આમ જ્યારે માનવકોટિ સુધી લોકો ઊતર્યા ત્યારે લોકોત્તર વીરપુરુષોનાં અથવા સંતપુરુષોનાં જીવન આલેખીને તેઓ પોતાની કલમને કૃતાર્થ કરવા લાગ્યા. આમાં 'ચરિત્ર-કીર્તનનો હેતુ ઓછો અને મહાત્મ્ય વધારવાના ઉદ્દેશ અધિક, એવું જ દેખાતું.

આ આખી પ્રવૃત્તિ હવે એક રીતે સુધરી ગઈ છે. સામાન્ય વ્યક્તિઓમાં દેખાતી વિશેષતાઓનું વર્ણન કરીને જીવનાનુભૂતિ સમૃદ્ધ કરવાનો પ્રયત્ન હવે આપણે કરીએ છીએ.

આમાં પણ રીતસરનું સવિસ્તર ચરિત્ર-લેખન જુદું અને ચરિત્ર-કીર્તન તદ્દન જુદું. ચરિત્ર-લેખનમાં ચરિત્રનાયકનું સાંગોપાંગ જીવન, એના પુરુષાર્થનું વર્ણન અને એના સમયનો આવશ્યક ઈતિહાસ ઈત્યાદિ વિસ્તારપૂર્વક આવવાનાં.

ચરિત્ર-કીર્તનમાં એટલી મહત્ત્વાકાંક્ષા નથી સેવાતી. એમાં તો, જે વ્યક્તિના સ્વભાવને આપણે ઓળખી ગયા હોઈએ અને જેના ચારિત્ર્યના કોઈ ભાગનું આપણને આકર્ષણ થયું હોય, એને વિશે ઇષ્ટ અને જરૂરી એવા ચાર શબ્દ લખી આપણે એક ચિત્ર ઊભું કરીએ છીએ. ચરિત્રનાયકનું વ્યક્તિત્વ ઉઠાવદાર થઈ શકે તો એટલેથી લેખકને સંતોષ થાય છે.

સાહિત્યના અનેક પ્રકારોમાં જેમ નિબંધ-લેખન એક સ્વાધીન પ્રકાર છે તેમ ચરિત્ર-કીર્તન પણ એક નોખો જ પ્રકાર છે. પોતાની અનુભૂતિ, પોતાની અભિરુચિ અને પોતાની ભક્તિ જેવી પ્રેરણા આપે તે પ્રમાણે, વત્તુંઓછું લખીને આપણે સંતોષ માની શકીએ અને વર્ણ્યવ્યક્તિ સાથે આપણો જેવો સંબંધ હોય એવું વત્તુંઓછું અંતર પણ આપણે સાચવી શકીએ.

મારા સુદીર્ઘ જીવનમાં જે જે સમકાલીનો અને સમસેવિયો સાથે હું સંબંધમાં આવ્યો, તેમને વિશે પ્રસંગોપાત્ત કાંઈક ને કાંઈક લખવું પડ્યું. આમાં ખાસ પસંદગી અથવા યોજનાનો સવાલ જ ન હતો. અવસર ઉત્પન્ન થયો ને કાંઈક લખવાનું મન થયું, તેટલા પરથી જ મેં અનેક ચરિત્ર-કીર્તનો લખ્યાં છે. કોણ જાણે ક્યારે લખ્યાં અને એ ક્યાં પ્રકાશિત થયાં? આવાં ચરિત્ર-કીર્તનોમાંથી થોડાં થોડાં વીણીને એનો સંગ્રહ પ્રગટ કરવો એ તો સંપાદકોની અને પ્રકાશકોની અભિરુચિનો સવાલ બને છે.

જેમ હું મારા લેખો પોતાને હાથે નથી લખી શકતો (આમાં આંગળીઓનો કશો વાંક નથી. પોતાના હાથે લખવાની ઈચ્છા જ થતી નથી) તેમ જ પોતાના લેખોનો સંગ્રહ કરવાની અને સંપાદન કરવાની વૃત્તિ પણ મારામાં ઓછી જ છે. મારું સદ્‌ભાગ્ય છે (પ્રકાશકોનું અને પાઠકોનું પણ!) કે વખતોવખત મને સુયોગ્ય સંપાદક મળી રહે છે. પછી તો એ સંગ્રહોમાં શું આવ્યું, શું રહી ગયું એની તપાસણી કરવા પણ હું નથી બેસતો.

પ્રસ્તુત ચરિત્ર-કીર્તનમાં વીસ વ્યક્તિનાં ચરિત્ર-ચિત્રણ આવી ગયાં જોઉં છું. એમાં રાષ્ટ્રમાતા કસ્તૂરબાને જુદાં જ ગણવાં જોઈએ. જોકે મેં એમની સાથે શ્રી મહાદેવભાઈને અને શ્રી જમનાલાલજીને એકત્ર કરીને આ ત્રણેયને બાપુનાં ચિર-સાથી તરીકે અહીં પ્રસ્તુત કર્યાં છે.

અનેક લોકો મને અનેક રૂપે જોતા આવ્યા છે. કોઈ મને 'ઘુમક્કડ' (રખડુ) તરીકે ઓળખી મારી પાસેથી યાત્રાના આનંદની આશાઅપેક્ષા રાખે છે.

કેટલાક લોકો મારા ક્રાન્તિકારી જીવનથી આકર્ષાઈને, પ્રગટ ઈતિહાસમાં જેમનો ઉલ્લેખ નથી આવી શકયો, એવી ક્રાન્તિકારી વ્યક્તિઓ વિશે મારી પાસેથી જાણવા માગે છે.

અનેક સાહિત્ય-સેવી, સાહિત્ય-પ્રેમી અને સાહિત્ય-પરાયણ ભક્તજન મને સ્વકીય માની, મારી પાસેથી સાહિત્યની ચર્ચા અને સાહિત્યનો આસ્વાદ માગે છે.

ધર્મ, તત્ત્વજ્ઞાન, જીવન-મીમાંસા અને સંસ્કૃતિસમન્વયમાં રસ ધરાવનારા લોકો મારી પાસેથી ગંભીર ચિંતનની અપેક્ષા રાખે છે. અને થોડા લોકો, મારી આધ્યાત્મિક-સાધનાનો પરિચય મેળવી, મારી પાસેથી એ અનુભવની વાતો સાંભળવા ઈચ્છે છે.

આવા વિવિધ લોકો સાથે મારો સંબંધ છે ખરો, પણ હું રહ્યો જીવનના બધા જ વિષયોનો એકત્ર વિચાર કરનાર 'શિક્ષા-શાસ્ત્રી'. તેથી સંપાદકે શિક્ષાક્ષેત્રમાં જે જે મારા નજીકના સાથી હતા; એમની ચરિત્ર-રેખાઓને અહીં એકઠી કરવાનો પ્રયત્ન કર્યો લાગે છે. એમાં શ્રી કિશોરલાલભાઈ, શ્રી કુમારપ્પાજી, એમના નાના ભાઈ ભારતન્ કુમારપ્પા, શ્રી નરહરિભાઈ પરીખ, આચાર્ય આર્યનાયકમ્‌જી, શ્રી મગનભાઈ દેસાઈ, શ્રી ભણસાળીભાઈ આદિ અનેક ચિરસાથીઓ આવી જાય છે.

શ્રી મહાદેવભાઈ દેસાઈ અમારી વચ્ચે આવ્યા તો બાપુજીના રહસ્યમંત્રી તરીકે પણ શ્રી નરહરિભાઈ સાથે એમનો જૂનો પરિચય અને સહયોગ. આશ્રમમાં પણ અમારા વિભાગમાં જ રહે. જાતજાતની ચર્ચા અને વિનોદમાં એમનો ફાળો જરાય ઓછો નહીં. તેથી એમને પણ હું, વ્યાપક અર્થમાં, શિક્ષા-સાથી જ માનું છું.

શ્રી વિનોબા ભાવે સાથેનો મારો પરિચય સહુથી જૂનો. સને ૧૯૧૧ની આસપાસ શરૂ થયેલો. તેઓ પણ અમ બધા સાથે આશ્રમમાં કેળવણીનું કામ

કરતા, અને બાપુજીની ગેરહાજરીમાં પ્રાર્થના-પ્રવચનો ચલાવવાનો ઠેકો મારો તથા વિનોબાજીનો. તેથી તેઓ પણ અમારા કેળવણીક્ષેત્રના સાથી જ ગણાય.

ગાંધીજીએ જ્યારે પાયાની કેળવણીનો પ્રચાર ભારતવ્યાપી કરવાનું નક્કી કર્યું ત્યારે ડૉ. ઝાકિરહુસેન સાથે અમારો પરિચય ઘનિષ્ઠ થયો. પછી તો તેઓ રાષ્ટ્રપતિ બન્યા. પણ અમારો અસલનો સંબંધ જેવો ને તેવો જ રહ્યો હતો.

દેશરત્ન રાજેન્દ્રબાબુ વિશે પણ હું કહી શકું કે ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિને કારણે અને એમાંય રાષ્ટ્રીય કેળવણીને લીધે રાજેન્દ્રબાબુ સાથે મારો અધિકાધિક સંબંધ રહ્યો.

રવિશંકર મહારાજ તો મૂળે જ એક ઉત્તમ પ્રાથમિક શિક્ષક. તેમાંથી જ તેઓ આદિવાસીઓના નેતા અને ગુનેગાર કોમોના ઉદ્ધારકર્તા બન્યા. આજે તો 'પક્ષા-પક્ષીના આ યુગમાં પણ' તેઓ સર્વમાન્ય આદરણીય રાષ્ટ્રસેવક મનાય છે.

શ્રી જમનાલાલજી અને જાજૂજી બન્નેએ કેળવણીના ક્ષેત્રે કરેલાં વિવિધ કામોને લીધે એમને આપણે રાષ્ટ્રીય કેળવણીના શ્રેષ્ઠ સેવક માની શકીએ.

પછી તો રહ્યા સરદાર વલ્લભભાઈ પટેલ. એમની વિભૂતિ બધાં જ ક્ષેત્રોમાં કામ કરતી હતી.

ઠક્કરબાપાને હું પ્રથમ મળ્યો ત્યારે તેઓ અમારા સાંગલી રાજ્યના ઈન્જિનિયર હતા. પછીથી તેઓએ હરિજનોની અને ગિરિજનોની સેવા અપનાવી.

વિદેશી લોકોમાં, ગાંધીજીના વિચારોને હૃદયપૂર્વક સ્વીકારનારા, નિગ્રો ધર્મોપદેશક માર્ટિન લ્યૂથર કિંગના ચરિત્ર-કીર્તનનું આ વિભાગમાં આવવું આશ્ચર્યકારક લાગે ખરું, પણ સંપાદક એને બીજે મૂકે પણ ક્યાં?

હું કિંગને અમેરિકામાં મળ્યો. એમનું ચારિત્ર્ય અને નેતૃત્વ જોઈ મેં એમને ભારત આવવાનું આમંત્રણ આપ્યું, જે એમણે સ્વીકાર્યું. વિદેશમાં મને કેટલાય સારા સારા લોકો મળ્યા છે. પણ ગાંધી-વિચારને અને ગાંધી-પ્રવૃત્તિને બરાબર અપનાવી લઈને, અમેરિકાની નિગ્રો જાતિને ઉન્નતિને પંથે લઈ જનાર આ અધ્યાત્મ-પરાયણ નેતાનું માહાત્મ્ય કાંઈ અનેરું જ હતું. તેથી ભલે આ નિગ્રો મહાનુભાવનું ચરિત્ર-કીર્તન આ જ ગ્રંથમાં સમાઈ જતું.

હવે એક વાત સંપાદકે આ ચોપડી માટે નક્કી કરી જે મારે ગળે ન ઊતરી; પણ સંપાદકની દૃષ્ટિ માન્ય રાખી મેં મારો વિરોધ પાછો ખેંચી લીધો. સંપાદકે પુસ્તકનું નામ રાખ્યું છે ગાંધીયુગના જ્યોતિર્ધરો. આમાંથી કોણ કેટલી જ્યોતિ ફેલાવી રહ્યા છે એનો હિસાબ કાઢવો સહેલો નથી. ઉપર કહ્યા પ્રમાણે એમાંથી ઘણાખરાએ લોકકેળવણીનું જ કામ કર્યું છે. એમની ન્યાતને 'કેળવણીકારની ન્યાત' કહી શકીએ. હું ગાંધીજી સાથે ત્રીસ-પાંત્રીસ વર્ષ રહ્યો; એમણે ચીંધેલું કામ કરીને જ ધન્યતા અનુભવી તેથી સંપાદકનું કહેવું છે કે મારું વ્યક્તિ-ચિત્ર પણ આમાં આવવું જ જોઈએ. પોતાને વિશે હું ન લખી શકું પણ બીજા લોકોએ

મારા વિશે લખ્યું હોય તે આમાં કેમ ન જોડવા દઉં? મેં વિચાર કર્યો કે મારા આ ચરિત્ર-કીર્તનના ગ્રંથ માટે જો સંપાદકે બીજા કોઈની પ્રસ્તાવના લીધી હોત, અને એ મહેરબાને મારે માટે લાંબું લાંબું કાંઈ લખ્યું હોત તો હું શું કરી શકત? એમાં ઔચિત્ય પણ બરાબર જળવાત. તેથી આ ગ્રંથમાં, પરિશિષ્ટ રૂપે કોઈના મારે વિશે લખેલા બેત્રણ લેખ આવી જાય તો એમાં હું શા માટે વાંધો ઉઠાવું?

હું વાત માની ગયો, અને એક જૂની વાત યાદ આવી.

ગુજરાતના એક નેતા અને સાહિત્યકાર શ્રી કનૈયાલાલ મુનશીએ જ્યારે ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ લખ્યો ત્યારે બધાને લાગ્યું કે ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં એમના ફાળાનો ઉલ્લેખ ન આવે તો ઈતિહાસ અપૂર્ણ રહે. અને પોતાને વિશે તટસ્થતાથી પોતે લખે એ શકય પણ ન હતું અને ઈષ્ટ પણ ન હતું. તેથી એક સ્નેહી પાસે પોતા વિશેનું પ્રકરણ લખાવી લીધું. વાત નવી હતી તેથી લોકોને વિચિત્ર લાગી પણ વધુ વિચાર કરતાં જમાનાએ સ્વીકારી લીધું કે આ જ રસ્તો સારો છે. ('જુઓ, 'સંપાદકીય')

મારી આગળ આવી કોઈ મુશ્કેલી હતી નહીં. આ ચોપડીમાં મારા કયા કયા લેખો લેવા, અને કયા ન લેવા એ નક્કી કરવાનું સંપાદકના જ હાથમાં હતું. સંગ્રહને નામ પણ સંપાદકે જ આપ્યું છે.

પછી, આપેલા નામના સંતોષ અર્થે સંપાદક જો મારે વિશે લખાયેલા અને સહેજે મળે એવા બેત્રણ લેખ આ સંગ્રહને અંતે જોડી દે તો વિરોધ કરી જોવો એટલું જ મારા હાથમાં હતું. પછી મારા સંકોચને આટલું મહત્ત્વ શા માટે આપું?

ગાંધીયુગમાં શિક્ષા, સંસ્કૃતિ, સાહિત્ય, ધર્મસુધાર, સમાજસેવા આદિ ક્ષેત્રોમાં કયાં કયાં કામો થયાં અને એ કરવાવાળા લોકો કેવા હતા એની સહેજ કલ્પના આપવાનું કામ આ સંગ્રહે માથે લીધું છે. આ સ્વેચ્છા-સ્વીકૃત કામનો આરંભ થતી વખતે એને હું હાર્દિક આશીર્વાદ આપી વિરમું છું.

'સન્નિધિ' રાજઘાટ<br>નવી દિલ્હી<br>હોલિકા-દિન ૨૨–૩–'૭૦

**કાકા કાલેલકર**

## ૧. બાપુના ત્રણ ચિર સાથી

મેં ઘણી વાર કહેલું છે કે બાપુના જીવનમાં ત્રણ વ્યક્તિઓ તન-મન-પ્રાણથી ઓતપ્રોત થઈ ગઈ હતી અને છેલ્લી ઘડી સુધી એમની સાથે એકરસ બનીને રહી હતી. એમનું આત્મસમર્પણ બિલકુલ અનુપમ હતું.

બાપુજીનાં લગભગ અભણ સહધર્મિણી કસ્તૂરબા, આરંભથી તે અંત સુધી બાપુજીના બધા પ્રયત્નો, પુરુષાર્થો અને માનસિક સંઘર્ષોનાં સાક્ષી અને એમની

જીવનશુદ્ધિની જેહાદમાં સહકારિણી રહ્યાં. અમે બધા જ, જેમણે આ દંપતીને એમની જીવનયાત્રાના અંતિમ તબક્કે જોયાં હતાં, તે બધા એમનો પરસ્પરનો પ્રેમ અને ઐક્ય જોઈ સદા પ્રભાવિત થતા. વરસોના આત્મૈક્ય અને વફાદાર મૈત્રીનું જ એ મીઠું ફળ હતું. એક વાર બંનેની આંખોમાં ઉન્નત દામ્પત્ય-પ્રેમની ઝલક જોઈ લેવાનું સૌભાગ્ય મને લાધ્યું, અને હું કૃતકૃત્ય થયો. આ ભાવ સંપૂર્ણ પ્રેમ અને નિષ્ઠાનો સૂચક હતો. કસ્તૂરબાનું અખંડ આત્મ-સમર્પણ, એમનો વિશુદ્ધ સ્વાર્થત્યાગ અને તપસ્યાનું ગુપ્ત કારણ આ નૈષ્ઠિક પ્રેમ જ હતો.

૨

બાપુજીના બીજા જીવન-સંગી અને સહસાધક મહાદેવભાઈ દેસાઈ હતા. ગોધરામાં બાપુ અને મહાદેવભાઈની પહેલી મુલાકાત, અને એમના સ્વીકારનો હું સાક્ષી હતો. આ પ્રસંગને 'તારામૈત્રક'નો ઉત્તમ નમૂનો હું માનું છું. મહાદેવને જોતાંવેંત બાપુ ઓળખી ગયા કે, "આ તો એ જ છે જેની હું રાહ જોઈને બેઠો હતો."

એમના સહકારના શરૂઆતના દિવસોમાં પણ મહાદેવે બાપુના હૃદયમાં એવું તો સ્થાન મેળવ્યું હતું કે એક વાર સખત તાવના સન્નિપાતમાં બાપુજી મહાદેવનું જ નામ મોટેથી પોકારતા રહ્યા. અને કહેતા જ રહ્યા કે સમાજની અમુક કુરીતિઓ સામે બલિદાનપૂર્વક સત્યાગ્રહ ચલાવવામાં તમે મને સાથ આપો.

મને એ પણ યાદ છે કે એક વાર જ્યારે મહાદેવ સખત માંદા પડયા હતા અને નરહરિભાઈ અને હું એમની સારવાર કરતા હતા ત્યારે મહાદેવભાઈ વારંવાર અસ્પષ્ટ ઉચ્ચારણથી બોલતા હતા: "મારી બે પત્નીઓ છે, એક દુર્ગા, બીજા બાપુ. હું બન્નેને સરખો વફાદાર રહીશ."

પૂરાં વીસ વરસ (અથવા વધારે) મહાદેવ ચોવીસે કલાક બાપુની અનન્ય સેવા કરતા રહ્યા. આરંભનાં વરસોમાં બાપુનાં કપડાં ધોવાં, એમનું કમોડ સાફ કરવું, એમના બધા કાગળો લખવા. એ મહાદેવનું જ કામ હતું. જરૂર પડયે, બાપુજી વતી ઉચ્ચતમ સરકારી અમલદારો સાથે અને સર્વશ્રેષ્ઠ દેશનેતાઓ સાથે તેઓ 'વિષ્ટિ' (negotiations) પણ કરતા.

એક વાર પંડિત મોતીલાલ નેહરુએ લલચાઈને બાપુજી પાસે મહાદેવની માગણી કરી. બંગાળના નેતા શ્રી ચિત્તરંજન દાસે પણ પોતાનાં કામ માટે મહાદેવભાઈની મદદ માગી હતી. બાપુએ બંનેની અરજી મંજૂર રાખી, કદાચ એમ માનીને કે આવા બે ઉદાત્ત નેતાઓ સાથે કામ કરવું મહાદેવ માટે શ્રેયસ્કર નીવડશે.

પણ મહાદેવનો વિચાર કાંઈ જુદો જ હતો. દરેક વખતે થોડા જ મહિનામાં તેઓ પાછા ભાગી આવતા. જેમ કે એક વાર એમણે મને કહેલું, બાપુ એમના પ્રાણ હતા. એક જ દાખલાથી એ સાબિત થઈ જશે. એક વાર ગ્રીષ્મ ઋતુમાં બાપુ અને મહાદેવ સેવાગ્રામ જ રહ્યા. અસહ્ય ગરમીને લીધે મહાદેવ-ભાઈનું રક્ત-દબાણ એકદમ વધી ગયું. બાપુએ હુકમ છોડયો, "કોઈ ઠંડી જગાએ

ચાલ્યા જાઓ." આજ્ઞાંકિત મહાદેવ નીકળ્યા પ્રવાસે. પણ વર્ધા સ્ટેશન સુધી પહોંચતાં પહોંચતાં એમને સખત ચક્કર આવવા લાગ્યાં. એમણે તરત મોટર પાછી લેવડાવી અને સીધા સેવાગ્રામ પહોંચી ગયા. ત્યાં પહોંચતાંવેંત બાપુ પાસે જઈ, એમને ચરણે માથું મૂકીને બોલ્યા: "મરતી વખતે મારે આપનું સાન્નિધ્ય જોઈએ જ."

થોડાં જ વરસમાં ભગવાને એમની ઈચ્છા પૂરી કરી. પૂનાના આગાખાન મહેલમાં, બાપુનું કામ કરતાં કરતાં મહાદેવે પોતાનો દેહ ત્યાગ્યો.

સ્વરાજ્ય-આંદોલનના રોમાંચક જમાનામાં મહાદેવ યંગ ઇન્ડિયા અને હરિજનમાં ચાલુ અને ઘણાં વર્ષો સુધી સાપ્તાહિક પત્ર લખતા હતા, જેમાં બાપુજીની તે વખતની પ્રવૃત્તિઓનું અજાયબ અને જ્વલંત વર્ણન મળી આવે છે. દરેકની અપેક્ષા હતી કે મહાદેવ જ બાપુજીનું સંપૂર્ણ, પ્રમાણભૂત જીવનચરિત્ર લખશે. ઝીણી ઝીણી વિગતોથી ભરેલી એમની સંપૂર્ણ રોજનીશી—જે આજકાલ સંપાદિત થઈને છપાય છે—બતાવે છે કે લેખક પોતાને આ મહાન કાર્ય માટે કેવી રીતે તૈયાર કરી રહ્યા છે. કૌશલ્ય સાથે ભગવાને મહાદેવને નવરાશ પણ આપી હોત તો સાહિત્યને ક્ષેત્રે મહારથીનો દરજ્જો તેઓ સહેજે મેળવી શક્યા હોત. લોકોનાં તેમ જ ઘટનાઓનાં શબ્દચિત્ર ઘણી જ ખૂબીથી તેમણે દોરેલાં છે. અને એમની સ્ફૂર્તિલી કલમ એક અતિ સૂક્ષ્મ-વેદી અને ઊર્ધ્વગામી આત્માનાં દર્શન વાચકને કરાવે છે. તે જમાનાની દરેક જીવંત અને ઉદાત્ત વસ્તુને મહાદેવની કૃતિઓમાં સ્થાન મળતું જ.

૩

બાપુના ત્રીજા આત્મસંગી તે શ્રી જમનાલાલ બજાજ, જેમણે પોતાની જુવાનીમાં જ બાપુના જીવનમાં પ્રવેશ કર્યો. આ તેજસ્વી જુવાનમાં દેશભક્તિ અને અધ્યાત્મપ્રેમનું અનોખું મિશ્રણ હતું. તે વખતે પણ જમનાલાલ બજાજમાં વેપારી વર્ગના નેતા થવાની લાયકાત દેખાઈ આવતી. વ્યાપારી સૂઝબૂઝ અને વ્યવહાર-કૌશલ્યમાં એ કોઈનાથી ઊતરે એવા ન હતા. એમણે બાપુજી પાસે માગ્યું કે, "આપ મને પોતાનો પાંચમો પુત્ર માની લો." પોતાની દોલત તો શું, એમણે પોતાના આખા કુટુંબને જ બાપુની અને સ્વરાજ્યની સેવામાં સમર્પી દીધું. બાપુની કોઈ પણ રચનાત્મક પ્રવૃત્તિ એવી ન હતી, જેમાં જમનાલાલજીનો સક્રિય સહકાર ન હોય. બલકે એમ જ કહેવું જોઈએ કે બાપુની અનેકાનેક રચનાત્મક પ્રવૃત્તિ-ઓના વહેવારુ સંચાલક જમનાલાલજી જ હતા. બાપુજીને હમેશાં લાગતું અને તેઓ કહેતા પણ ખરા કે જમનાલાલજી સિવાય આ અસંખ્ય પ્રવૃત્તિઓનો ભાર કોઈ ન ઊંચકી શકે. જમનાલાલજી કોંગ્રેસના ખજાનચી અને કારોબારી સમિતિના સક્રિય સભ્ય હતા. ઘણી વાર તેઓ સ્વેચ્છાએ જેલ ગયા અને ત્યાં એમણે દરેક વખતે એક વીર નર અને સાચા સાધક તરીકે પોતાનું ખમીર પ્રગટ કર્યું.

બાપુના વ્યક્તિત્વનાં આ ત્રણ અંગોની ઉપેક્ષા કરીને બાપુની કોઈ પણ જીવનકથા (લિખિત અથવા ચિત્રિત) સફળ અથવા સંપૂર્ણ ન જ ગણી શકાય.

# ૨. પવિત્ર આહુતિ

## મહાદેવભાઈ દેસાઈ

સ્વતંત્રતાની વેદી ઉપર એક પવિત્ર બલિદાન અપાઈ ગયું. શ્રી મહાદેવ દેસાઈએ પોતાનું જીવન કૃતાર્થ કર્યું છે. બરાબર પચીસ વર્ષ થયાં મહાદેવભાઈએ પૂજ્ય ગાંધીજીની અને ગાંધીજી મારફતે દેશની તેમ જ માનવતાની અખંડ સેવા કરવાનો સંકલ્પ કર્યો. એ સંકલ્પની પૂર્તિ, પુણ્ય નગરીનું નામ ધારણ કરનાર ભૂમિ ઉપર કાલે થઈ. આત્મા અને શરીર અથવા શરીર અને એની છાયા,—એ બેની જે જાતની નિકટતા હોય છે, તેવી નિકટતાથી મહાદેવભાઈ ગાંધીજી સાથે રહ્યા. એમનાં કપડાં અને કમોડ ધોવાથી માંડીને વાઈસરૉય પાસે એમના સંદેશા પહોંચાડવા સુધીની બધી જ સેવા એમણે અખંડપણે અને અનન્ય નિષ્ઠાથી કરી. શારીરિક શક્તિ, સહનશક્તિ, બુદ્ધિશક્તિ, હૃદયશક્તિ અને આત્મશક્તિ બધી જ એમણે પૂર્ણ નિષ્ઠાથી ગાંધીજીને ચરણે અર્પણ કરી. એમણે જો ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો તો તે ગાંધીજીમાં જ કર્યો.

જે દિવસે મહાદેવભાઈ બાપુજી પાસે આવ્યા, તે દિવસ આજે પણ તે દિવસ જેટલો જ તાજો છે. બાપુજી ગુજરાતના જાહેર જીવનનો પાયો નાખવા માટે ગોધરા જવાની તૈયારીમાં હતા. અને મહાદેવભાઈએ એમની પાસે આવીને એમના મંત્રી થવાની માગણી કરી. મુગ્ધભાવે એમણે પોતાના અક્ષર ગાંધીજીને બતાવ્યા. પોતે કેવી ભાષા લખે છે એ પણ ગાંધીજી આગળ રજૂ કર્યું. પણ ગાંધીજીએ તો એમનું નિર્મળ હૃદય, નિષ્ઠાશક્તિ અને આત્માર્પણની ભાવના જ મુખ્યત્વે જોયાં હશે. જેને તારામૈત્રક કહે છે એવી રીતે એમનો ગાંધીજી સાથેનો સંબંધ એક ક્ષણમાં બંધાયો. ત્યાર પછી ગાંધીજીએ એમને અનેક કામોમાં નાખ્યા. મહાદેવભાઈ જેવા શક્તિશાળી, સંસ્કારી અને સમય-જ્ઞ માણસ આગળ પ્રલોભનનો કયાંથી જ તોટો હોય? શ્રી મોતીલાલજી નેહરુ, દેશબંધુ ચિત્તરંજન દાસ અને સરદાર વલ્લભભાઈ ત્રણેયે મહાદેવભાઈને અનેક રીતે ખેંચ્યા, પણ મહાદેવભાઈ અલિપ્તના અલિપ્ત જ રહ્યા. અને આ કામ સહેલું ન હતું. કેમ કે મહાત્માજી દાનવીર કર્ણની પેઠે દેશના મહાનેતાઓની ભીડ ભાંગવા માટે મહાદેવભાઈને સોંપવા તૈયાર થતા હતા.

મહાદેવભાઈ ગાંધીજીની આ પચીસ વરસની અદ્‌ભુત તપસ્યાના અનન્ય સાક્ષી હતા. મહાદેવભાઈ એટલે ગાંધીજીના પુરુષાર્થની જીવનકથા એમ જ બધાને લાગતું. તાવના ઘેનમાં ગાંધીજી કાંઈ બોલ્યા હોય તો તેની પણ નોંધ મહાદેવભાઈ પાસે તૈયાર.

મહાદેવભાઈના ત્યાગની વાત અનેક રીતે કહી શકાય. પણ પ્રેમાળ પતિ અને પ્રેમાળ પિતા તરીકે આદર્શ સ્થિતિ ભોગવતાં છતાં એમણે ગાંધીજીની સેવામાં

યત્કિંચિત્ ઊણપ ન આવે એવી જ રીતે કૌટુંબિક જીવન ભોગવ્યું, એ એમની નિષ્ઠાની મોટામાં મોટી કસોટી હું ગણું છું. ગાંધીજીની અખંડ મુસાફરીમાં સાથે રહેવાનું થતું હોવાથી મહાદેવભાઈનું કૌટુંબિક જીવન જાણે કે ખોરવાઈ ગયું હતું. બિચારાં દુર્ગાબહેન આશ્રમમાં રહીને આશ્રમના જીવનમાં એક થઈ જવાને મથ્યા કરતાં. પણ પોતાની તબિયત સારી રહેતી ન હોવાથી તેમને તબિયતની જ સંભાળમાં રહેવું પડતું. આમ છતાં મહાદેવભાઈ હમેશ પ્રેમાળ પતિ અને આદર્શ પિતાના સ્વરૂપમાં જ જોવાને મળે છે. પોતાના એકના એક દીકરા નારાયણની કેળવણી પર તે પૂરતું ધ્યાન આપતા અને સેવાનો ધર્મ બજાવવાને જરૂરી શિક્ષણ પણ તેને આપતા રહેતા. બાબલાએ (નારાયણનું હુલામણું નામ) પણ નિશાળમાં જઈને ભણવાનો ઇન્કાર કર્યો. ગુજરાતી, સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી, એ વિષયો તે પોતાના પિતાની પાસે રહીને જ ભણ્યો. ટાઈપરાઈટિંગ એટલે કે મુદ્રાલેખનની કળા હાથ કરી. પોતાના પિતાની તેમ જ ગાંધીજીની સેવા કરતાં કરતાં તેણે રાષ્ટ્રભાષાની બધી પરીક્ષાઓ આપી. ઉપરાંત ખાદીવિદ્યામાં પણ ઠીકઠીક પ્રગતિ કરે છે. સાહિત્યપ્રવીણ બાપનો દીકરો સાહિત્યની શક્તિ કેળવતો કેળવતો કાગળ બનાવવાની ક્રિયામાં પણ પ્રવીણ થાય, એ ગાંધીજીના જમાનામાં તદ્દન સ્વાભાવિક છે.

જે દેશમાં અને જે જમાનામાં મહાદેવભાઈ જેવાં નરરત્નો પાકે છે, તે દેશ અને તે જમાનાનું ભાવિ ઉજ્જવળ જ છે.

હિંદુસ્તાનના તેમ જ દુનિયાભરના અસંખ્ય લોકોએ મહાદેવભાઈના જીવનની ખુશબો ચાખી છે. એ જો મહાદેવભાઈની પવિત્ર સ્મૃતિ પોતપોતાના હૃદયમાં વાવી દે તો મહાદેવભાઈ નશ્વર દેહ છોડીને આ જ દુનિયામાં અમરપણે વિચરે છે એમ નિઃશંકપણે કહી શકાય.

જ્યારે શ્રી મગનલાલ ગાંધી ગયા ત્યારે બાપુજીએ કહ્યું કે, "હું રંડાયો છું." જ્યારે શ્રી જમનાલાલજી ગયા ત્યારે ગાંધીજીએ કહ્યું કે, "જેને મેં મારો દીકરો ગણ્યો એનો જ ઉત્તરાધિકારી—વારસ થવાનું મારે માથે આવ્યું છે." હવે તો જમનાલાલજીને ગયાને માંડ છ મહિના થયા ત્યાં એમના પચીસ વરસના સાથી ચાલ્યા ગયા છે. એ ખોટ તો તેઓ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યના સંકલ્પને જોરે જ સહન કરી શકે એમ છે.

વીરના મરણ વખતે અશ્રુની શ્રદ્ધાંજલિ અપાતી નથી. બલિદાનના લોહીની અંજલિથી જ વીરપુરુષનું તર્પણ થઈ શકે છે અને ઈશ્વરે એ સંધિ આપણને બધાને માટે આપેલી જ છે.

૧૫–૮–'૪૨

# ૩. અનાવિલ બ્રાહ્મણ

સંસ્કૃતમાં અનાવિલ શબ્દનો અર્થ થાય છે—કાદવથી મુક્ત. કોઈ પણ નદીના કાદવ વગરના સ્વચ્છ પ્રવાહને આપણે અનાવિલ કહી શકીએ છીએ. કેટલાંક સરોવરો પણ અનાવિલ હોય છે.

ગુજરાતમાં અનાવિલ કરીને એક બ્રાહ્મણ જાતિ છે, જે મોટે ભાગે ખેતી કરતી હતી. હવે ખેડૂતને, પછી ભલેને એ બ્રાહ્મણ હોય, કાદવમાં કામ કર્યા વગર ચાલે? છતાં આ જાતિને અનાવિલ બ્રાહ્મણ કહે છે. આ લોકોની વસ્તી સુરત જિલ્લામાં વિશેષ છે. હિંદુસ્તાનમાં સુરત જિલ્લાની જમીન ખાસ ઉપજાઉ છે અને અહીંના ખેડૂતો મહેનતુ અને બુદ્ધિમાન તરીકે પંકાયા છે. કેટલાક સરકારી નોકરી કરી ઊંચા હોદ્દા પર પહોંચ્યા છે.

શ્રી મહાદેવભાઈ દેસાઈનો જન્મ સુરત જિલ્લામાં આ અનાવિલ કોમમાં જ થયો. એમના ઉજ્જવળ જીવનનું સ્મરણ કરીને આપણે કહી શકીએ છીએ કે એમણે પોતાનું જીવન કોઈ પણ જાતના કાદવથી ખરડાવા દીધું નથી. ખરેખર, જન્મે અને કર્મે તેઓ અનાવિલ જ રહ્યા. એમના પિતા શ્રી હરિભાઈ ગુજરાતી પ્રાથમિક શાળાના મુખ્ય અધ્યાપક હતા. એમની શરીરયષ્ટિ મહાદેવભાઈ કરતાં પણ સહેજ ઊંચી અને મજબૂત હતી. શિક્ષણશાસ્ત્રનો રસ એમને જાણે સ્વયંભૂ હતો. ગમે ત્યાં જાય તોયે પોતાની સંસ્કારિતાનો પ્રભાવ આસપાસના લોકો પર પાડ્યા વિના રહે નહીં.

કોઈ ગરીબ કુટુંબના હોશિયાર છોકરાની કેળવણી જેવી રીતે થાય છે, તેવી જ રીતે મહાદેવભાઈની કેળવણી થઈ. મુંબઈની ગોકુળદાસ તેજપાળ ફ્રી બોર્ડિંગ હાઉસમાં તેઓ છાત્ર હતા, અને ત્યાંથી જ એમણે બી.એ. પાસ કરી.

એમના સહપાઠીઓમાં बॉम्बे क्रॉनिकलवाळा શ્રી બ્રેલવી, ગ્રામોદ્યોગ અને સહયોગના તજ્જ્ઞ શ્રી વૈકુંઠલાલ મહેતા જેવા આજે પ્રખ્યાત થયેલા કેટલાક જણ હતા. એલએલ.બી. થયા છતાં મહાદેવભાઈને વકીલ થવાનું ગમ્યું નહીં. એમણે મુંબઈના ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરની ઑફિસમાં શ્રી બેગના હાથ નીચે કામ કર્યું હતું. એક વાર મહાદેવભાઈએ કહેલું કે આ ઑફિસમાં હોવાને કારણે લોકમાન્ય ટિળકના ગીતારહસ્યનું હસ્તલિખિત માંડલેથી આવતાંવેંત સૌથી પહેલાં તેમને પોતાને જ વાંચવા મળ્યું હતું.

કેટલાક દિવસ એમણે કો-ઑપરેટિવ સોસાયટીના ઇન્સ્પેક્ટરનું પણ કામ કરેલું. એક વાર મેં પૂછ્યું, “મહાદેવભાઈ, તમે મરાઠી આટલું સરસ શી રીતે જાણો છો અને બોલો છો?” એમણે કહ્યું, “ઇન્સ્પેક્ટર તરીકે મહારાષ્ટ્રમાં બળદગાડીમાં બેસીને મુસાફરી કરવી પડતી તે વખતે સાથેના મહારાષ્ટ્રીઓની ચમચીનાં પાન ખાતાં ખાતાં

મરાઠી પણ શીખી ગયો. એ મહારાષ્ટ્રીઓ જોડે વાત કરતાં ઘણો રસ આવતો. મહારાષ્ટ્રીઓ એક વાર દિલ ખોલીને વાત શરૂ કરી દે, પછી એમના મનમાં કશો સંકોચ રહે નહીં."

મહાદેવભાઈ આશ્રમમાં કેમ આવ્યા એ વાત પણ મજાની છે. શ્રી નરહરિભાઈની અને મહાદેવભાઈની ઘણી સાહિત્યિક દોસ્તી હતી. બંનેએ મળીને રવિબાબુની ચિત્રાંગદાનું અને વિદાય-અભિશાપનું ગુજરાતી કર્યું હતું, પ્રાચીન સાહિત્ય નામના રવિબાબુના નિબંધસંગ્રહનો પણ એ બંને જણાએ મળીને અનુવાદ કર્યો હતો. હવે શ્રી નરહરિભાઈને વકીલાતનો ધંધો ગમ્યો નહીં. એ ધંધાથી કંટાળીને અને બાપુજીથી આકર્ષાઈને તેઓ આશ્રમમાં દાખલ થયા. શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળા પણ એ જ વખતે આવ્યા. શ્રી ઠક્કરબાપાના પ્રભાવને કારણે અકોલા તરફની પોતાની વકીલાત છોડી, દેશસેવામાં જોડાવાનો સંકલ્પ એમણે કરેલો, એટલે તેઓ ચંપારણમાં ગાંધીજી પાસે પહોંચ્યા. ગાંધીજીએ નરહરિભાઈ અને કિશોરલાલભાઈ બંનેને સીધા આશ્રમમાં જઈ, ત્યાંની રાષ્ટ્રીય શાળાનું કામ ઉપાડવાનું સૂચવ્યું. એ પહેલાં જ હું પણ એ શાળામાં દાખલ થઈ ચૂકચો હતો. અમારું કામ સરસ ચાલ્યું. મહાદેવભાઈને થયું હશે કે જ્યાં નરહરિભાઈ પહોંચ્યા છે ત્યાં પોતે પણ જવું જોઈએ. પણ એમને કેળવણીના કામમાં એટલો રસ નહોતો, એટલે તેઓ મહાત્માજીના મંત્રી બન્યા. હું એમને શિવાજીના ચિટનીસ કહેતો.

મહાદેવભાઈએ બાપુજીને પોતાના કેટલાક ગુજરાતી અને અંગ્રેજી લેખો બતાવ્યા. એમાં કોકને લખી આપેલું એક અંગ્રેજી ભાષણ પણ હતું અને કહ્યું કે, "હું આપની સેવા કરવા ઇચ્છું છું." ગાંધીજી કોઈને બરાબર તપાસ્યા વગર અપનાવતા નથી. માણસને પ્રથમ પોતાની પાસે આવવા દે છે, ધીમે ધીમે એને વધવા દે છે, પણ મહાદેવભાઈને જોતાંવેંત, એમની આંખોમાંની નિષ્ઠાની બાપુજી પર અસર થઈ અને તેઓ સમજી ગયા કે પોતાને માટે જ સરજાયેલો અથવા મોકલાયેલો આ નવયુવક છે. એમણે મહાદેવભાઈની સેવાનો તરત સ્વીકાર કર્યો. મહાદેવભાઈએ પૂછ્યું, "ત્યારે કયે દિવસથી હું આપને કામે ચડું?" બાપુજીએ કહ્યું, "આજથી જ વળી. તમે કામે ચડી ચૂકયા છો એમ માનજો." બસ તે દિવસથી જ બાપુજીએ મહાદેવભાઈને સાથે લીધા.

ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાના પ્રારંભના એ દિવસો હતા. આખા મુંબઈ પ્રાંતની રાજકીય પરિષદો ઘણાં વરસથી થતી હતી. હવે ભાષા પરત્વે પ્રાંતો પાડવાની કલ્પના જાગવાથી ગુજરાતીઓએ ગુજરાત પ્રાંતીય રાજકીય પરિષદ સ્થાપવાનું નક્કી કર્યું. ગાંધીજી અધ્યક્ષ તરીકે ચૂંટાયા. ગોધરામાં પરિષદ ભરાઈ (૧૯૧૭ નવેમ્બર). લોકમાન્ય ટિળક આ પરિષદ માટે માનીતા મહેમાન તરીકે આવ્યા હતા. શ્રી વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ પટેલ તો હતા જ. શ્રી ઠક્કરબાપા પણ પોતાનું હરિજનકાર્ય લઈને આવ્યા હતા. ભારત સેવક મંડળના

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક પણ હતા. ગોધરામાં ગોઠવેલી આ પહેલી રાજકીય પરિષદે ગુજરાતના તેજસ્વી રાજકીય અને રાષ્ટ્રીય જીવનનો પાયો નાખ્યો. એ જ વખતે શ્રી મહાદેવભાઈએ ગાંધીજીના મંત્રીપદનો સ્વીકાર કર્યો. તે દિવસે જે જીવનકાર્ય એમણે શરૂ કર્યું તે છેલ્લા શ્વાસ સુધી નભાવ્યું.

એ દિવસોમાં બાપુજી પરિવ્રાજક બનીને આખા દેશમાં ફરતા હતા, તેથી આશ્રમમાં રહેનાર અમ લોકોને એમનો સહવાસ બહુ ઓછો મળતો. જ્યારે જ્યારે મહાદેવભાઈ બાપુજીની સાથે આશ્રમમાં આવતા, ત્યારે ત્યારે એમની સુગંધ બધે ફેલાતી. એવો એક્કે વિષય નહીં હોય કે જેની અમે ચર્ચા નહીં કરી હોય. કોઈક સંસ્થા તરફથી એમને ભાષાંતરનું કામ મળ્યું હતું. જોન મોરલીના **ऑन कॉम्प्रोमाइझ** નામના પ્રખ્યાત નિબંધનો અનુવાદ એમણે કરી આપ્યો. ઘણી ચર્ચાને અંતે એમણે એ ચોપડીનું નામ રાખ્યું સત્યાગ્રહની મર્યાદા. મૂળ ગ્રંથ ઠીકઠીક અઘરી ભાષામાં લખાયો છે. મહાદેવભાઈના ભાષાંતરનું પહેલું પ્રકરણ અમે સાથે વાંચી ગયા. અંગ્રેજી ને ગુજરાતી અનેક શબ્દોના અર્થ અને મર્મની અમે ચર્ચા કરી. બી.એ.ની પરીક્ષા માટે એમણે ફિલૉસૉફીનો ઐચ્છિક વિષય લીધો હતો. મારે વખતે મેં પણ એ જ વિષય લીધો હતો. અનુવાદની ખૂબીઓની ચર્ચા કરતાં કરતાં અમારી દોસ્તી વધી. એ જ અરસામા મેં પૂર્ણ સ્વદેશી ઉપર એક લેખમાળા લખી હતી. એ એમને ઘણી પસંદ પડી. અંતે જ્યારે મહાદેવભાઈ આશ્રમમાંથી પ્રવાસે ઊપડ્યા ત્યારે એમણે પોતાના સ્વભાવને અનુસરીને મને કાગળ લખીને જણાવ્યું કે હું તમારો સદાનો મિત્ર રહીશ. (મહાવદેભાઈનું એ પુસ્તક વાંચીને શ્રી કિશોરલાલભાઈએ એ વિષય પરત્વે પોતાના વિચારો લખી કાઢ્યા. સત્યમય જીવનને નામે એમના એ વિચારો પ્રગટ થયા છે.) એ જ અરસામાં મહાદેવભાઈએ શરદબાબુની વિરાજ વહુનો બંગાળીમાંથી ગુજરાતીમાં અનુવાદ કર્યો. એમની બંગાળી ત્રણ વાર્તાઓનો પણ અનુવાદ કર્યો. રવિબાબુનાં કેટલાંય ગીતો એમને મોઢે હતાં. કેટલાંક ગીતોનું એમણે ગુજરાતીમાં પદ્યમય ભાષાંતર પણ કર્યું છે.

ગાંધીજીના રાજદ્વારી ગુરુ શ્રી ગોખલેના તમામ લેખોનું ગુજરાતી કરવાનું નક્કી થયું હતું. એમાંથી ચરિત્રકીર્તનાત્મક લેખોનો અનુવાદ મહાદેવભાઈએ કર્યો છે. યુરોપના પ્રખ્યાત સંત ફ્રાંસિસ ઑફ ઍસીસીનો છસો વરસનો ઉત્સવ જ્યારે દુનિયાએ ઊજવ્યો ત્યારે ગાંધીભક્ત મહાદેવભાઈએ કેટલુંક ફ્રાન્સિસ્કન સાહિત્ય વાંચી કાઢ્યું અને એ સંતના જીવન પર એક નાનકડી લેખમાળા લખી. એ લેખમાળા વાંચતાં તરત જણાઈ આવે છે કે મહાત્માજીના જીવન સાથે ઓતપ્રોત થઈ એ જીવનનું અખંડ ધ્યાન કરનાર, એક ભક્તે જ આ બધું લખ્યું છે.

ગાંધીજીના મંત્રી તરીકે ઘણી હિલચાલોની અંદરની બાજુ તેઓ જાણતા. એનો લાભ લઈને એમણે બારડોલીના સત્યાગ્રહનો ઈતિહાસ લખી કાઢ્યો. એ જ રીતે

મરાઠી પણ શીખી ગયો. એ મહારાષ્ટ્રીઓ જોડે વાત કરતાં ઘણો રસ આવતો. મહારાષ્ટ્રીઓ એક વાર દિલ ખોલીને વાત શરૂ કરી દે, પછી એમના મનમાં કશો સંકોચ રહે નહીં."

મહાદેવભાઈ આશ્રમમાં કેમ આવ્યા એ વાત પણ મજાની છે. શ્રી નરહરિભાઈની અને મહાદેવભાઈની ઘણી સાહિત્યિક દોસ્તી હતી. બંનેએ મળીને રવિબાબુની ચિત્રાંગદાનું અને વિદાય-અભિશાપનું ગુજરાતી કર્યું હતું, પ્રાચીન સાહિત્ય નામના રવિબાબુના નિબંધસંગ્રહનો પણ એ બંને જણાએ મળીને અનુવાદ કર્યો હતો. હવે શ્રી નરહરિભાઈને વકીલાતનો ધંધો ગમ્યો નહીં. એ ધંધાથી કંટાળીને અને બાપુજીથી આકર્ષાઈને તેઓ આશ્રમમાં દાખલ થયા. શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળા પણ એ જ વખતે આવ્યા. શ્રી ઠક્કરબાપાના પ્રભાવને કારણે અકોલા તરફની પોતાની વકીલાત છોડી, દેશસેવામાં જોડાવાનો સંકલ્પ એમણે કરેલો, એટલે તેઓ ચંપારણમાં ગાંધીજી પાસે પહોંચ્યા. ગાંધીજીએ નરહરિભાઈ અને કિશોરલાલભાઈ બંનેને સીધા આશ્રમમાં જઈ, ત્યાંની રાષ્ટ્રીય શાળાનું કામ ઉપાડવાનું સૂચવ્યું. એ પહેલાં જ હું પણ એ શાળામાં દાખલ થઈ ચૂક્યો હતો. અમારું કામ સરસ ચાલ્યું. મહાદેવભાઈને થયું હશે કે જ્યાં નરહરિભાઈ પહોંચ્યા છે ત્યાં પોતે પણ જવું જોઈએ. પણ એમને કેળવણીના કામમાં એટલો રસ નહોતો, એટલે તેઓ મહાત્માજીના મંત્રી બન્યા. હું એમને શિવાજીના ચિટનીસ કહેતો.

મહાદેવભાઈએ બાપુજીને પોતાના કેટલાક ગુજરાતી અને અંગ્રેજી લેખો બતાવ્યા. એમાં કોકને લખી આપેલું એક અંગ્રેજી ભાષણ પણ હતું અને કહ્યું કે, "હું આપની સેવા કરવા ઇચ્છું છું." ગાંધીજી કોઈને બરાબર તપાસ્યા વગર અપનાવતા નથી. માણસને પ્રથમ પોતાની પાસે આવવા દે છે, ધીમે ધીમે એને વધવા દે છે, પણ મહાદેવભાઈને જોતાંવેંત, એમની આંખોમાંની નિષ્ઠાની બાપુજી પર અસર થઈ અને તેઓ સમજી ગયા કે પોતાને માટે જ સરજાયેલો અથવા મોકલાયેલો આ નવયુવક છે. એમણે મહાદેવભાઈની સેવાનો તરત સ્વીકાર કર્યો. મહાદેવભાઈએ પૂછ્યું, "ત્યારે કયે દિવસથી હું આપને કામે ચડું?" બાપુજીએ કહ્યું, "આજથી જ વળી. તમે કામે ચડી ચૂક્યા છો એમ માનજો." બસ તે દિવસથી જ બાપુજીએ મહાદેવભાઈને સાથે લીધા.

ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાના પ્રારંભના એ દિવસો હતા. આખા મુંબઈ પ્રાંતની રાજકીય પરિષદો ઘણાં વરસથી થતી હતી. હવે ભાષા પરત્વે પ્રાંતો પાડવાની કલ્પના જાગવાથી ગુજરાતીઓએ ગુજરાત પ્રાંતીય રાજકીય પરિષદ સ્થાપવાનું નક્કી કર્યું. ગાંધીજી અધ્યક્ષ તરીકે ચૂંટાયા. ગોધરામાં પરિષદ ભરાઈ (૧૯૧૭ નવેમ્બર). લોકમાન્ય ટિળક આ પરિષદ માટે માનીતા મહેમાન તરીકે આવ્યા હતા. શ્રી વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ પટેલ તો હતા જ. શ્રી ઠક્કરબાપા પણ પોતાનું હરિજનકાર્ય લઈને આવ્યા હતા. ભારત સેવક મંડળના

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક પણ હતા. ગોધરામાં ગોઠવેલી આ પહેલી રાજકીય પરિષદે ગુજરાતના તેજસ્વી રાજકીય અને રાષ્ટ્રીય જીવનનો પાયો નાખ્યો. એ જ વખતે શ્રી મહાદેવભાઈએ ગાંધીજીના મંત્રીપદનો સ્વીકાર કર્યો. તે દિવસે જે જીવનકાર્ય એમણે શરૂ કર્યું તે છેલ્લા શ્વાસ સુધી નભાવ્યું.

એ દિવસોમાં બાપુજી પરિવ્રાજક બનીને આખા દેશમાં ફરતા હતા, તેથી આશ્રમમાં રહેનાર અમ લોકોને એમનો સહવાસ બહુ ઓછો મળતો. જ્યારે જ્યારે મહાદેવભાઈ બાપુજીની સાથે આશ્રમમાં આવતા, ત્યારે ત્યારે એમની સુગંધ બધે ફેલાતી. એવો એકે વિષય નહીં હોય કે જેની અમે ચર્ચા નહીં કરી હોય. કોઈક સંસ્થા તરફથી એમને ભાષાંતરનું કામ મળ્યું હતું. જૉન મોરલીના ऑन कॉम्प्रोमाइझ નામના પ્રખ્યાત નિબંધનો અનુવાદ એમણે કરી આપ્યો. ઘણી ચર્ચાને અંતે એમણે એ ચોપડીનું નામ રાખ્યું सत्याग्रहनी मर्यादा. મૂળ ગ્રંથ ઠીકઠીક અઘરી ભાષામાં લખાયો છે. મહાદેવભાઈના ભાષાંતરનું પહેલું પ્રકરણ અમે સાથે વાંચી ગયા. અંગ્રેજી ને ગુજરાતી અનેક શબ્દોના અર્થ અને મર્મની અમે ચર્ચા કરી. બી.એ.ની પરીક્ષા માટે એમણે ફિલૉસૉફીનો ઐચ્છિક વિષય લીધો હતો. મારે વખતે મેં પણ એ જ વિષય લીધો હતો. અનુવાદની ખૂબીઓની ચર્ચા કરતાં કરતાં અમારી દોસ્તી વધી. એ જ અરસામા મેં પૂર્ણ સ્વદેશી ઉપર એક લેખમાળા લખી હતી. એ એમને ઘણી પસંદ પડી. અંતે જ્યારે મહાદેવભાઈ આશ્રમમાંથી પ્રવાસે ઊપડ્યા ત્યારે એમણે પોતાના સ્વભાવને અનુસરીને મને કાગળ લખીને જણાવ્યું કે હું તમારો સદાનો મિત્ર રહીશ. (મહાવદેભાઈનું એ પુસ્તક વાંચીને શ્રી કિશોરલાલભાઈએ એ વિષય પરત્વે પોતાના વિચારો લખી કાઢ્યા. सत्यमय जीवनને નામે એમના એ વિચારો પ્રગટ થયા છે.) એ જ અરસામાં મહાદેવભાઈએ શરદબાબુની विराज वहુનો બંગાળીમાંથી ગુજરાતીમાં અનુવાદ કર્યો. એમની બંગાળી त्रण वार्ताओનો પણ અનુવાદ કર્યો. રવિબાબુનાં કેટલાંય ગીતો એમને મોઢે હતાં. કેટલાંક ગીતોનું એમણે ગુજરાતીમાં પદ્યમય ભાષાંતર પણ કર્યું છે.

ગાંધીજીના રાજદ્વારી ગુરુ શ્રી ગોખલેના તમામ લેખોનું ગુજરાતી કરવાનું નક્કી થયું હતું. એમાંથી ચરિત્રકીર્તનાત્મક લેખોનો અનુવાદ મહાદેવભાઈએ કર્યો છે. યુરોપના પ્રખ્યાત સંત ફ્રાંસિસ ઑફ ઍસીસીનો છસો વરસનો ઉત્સવ જ્યારે દુનિયાએ ઊજવ્યો ત્યારે ગાંધીભક્ત મહાદેવભાઈએ કેટલુંક ફ્રાન્સિસ્કન સાહિત્ય વાંચી કાઢ્યું અને એ સંતના જીવન પર એક નાનકડી લેખમાળા લખી. એ લેખમાળા વાંચતાં તરત જણાઈ આવે છે કે મહાત્માજીના જીવન સાથે ઓતપ્રોત થઈ એ જીવનનું અખંડ ધ્યાન કરનાર, એક ભક્તે જ આ બધું લખ્યું છે.

ગાંધીજીના મંત્રી તરીકે ઘણી હિલચાલોની અંદરની બાજુ તેઓ જાણતા. એનો લાભ લઈને એમણે બારડોલીના સત્યાગ્રહનો ઈતિહાસ લખી કાઢ્યો. એ જ રીતે

મહાત્માજીની સિંહલ યાત્રા, ત્રાવણકોરનું હરિજનકાર્ય વગેરે વગેરે પુસ્તકો એમણે લખ્યાં. જીવનચરિત્રની બાબતમાં બે ચોપડીઓ એમની કલમને શોભાવે છે — બે ખુદાઈ ખિદમતગાર(સરહદના ખાન બંધુઓ)નું અને રાષ્ટ્રપતિ મૌલાના અબુલ કલામ આઝાદનું જીવનચરિત્ર. સરદાર વલ્લભભાઈ વિશે પણ એમણે લખ્યું છે. અમદાવાદના મજૂરના સત્યાગ્રહનો ઇતિહાસ एक धर्मयुद्ध તરીકે લખીને એમણે પોતાના રાષ્ટ્રીય સાહિત્યનો પ્રારંભ કર્યો હતો. અને ભગવદ્ગીતા ઉપર અંગ્રેજીમાં લખીને જાણે એમણે એની પૂર્ણાહુતિ કરી.

અંગ્રેજી અને ગુજરાતી દ્વારા મહાદેવભાઈએ કીમતી સાહિત્યસેવા કરી જ છે. પણ જે સેવા માટે આખી દુનિયા મહાદેવભાઈ પ્રત્યે ચિરઋણી રહેશે, તે છે એમના સાપ્તાહિક પત્રો નવજીવન, यंग इन्डिया, हरिजन અને हरिजनबंधु — આ ચાર સાપ્તાહિકોમાં એમણે મહાત્માજીના કાર્યનો જે સવિસ્તર હેવાલ આપ્યો છે, એમના સંવાદો જેવા ને તેવા શબ્દબદ્ધ કર્યા છે અને પ્રવાસવર્ણનો આપી દેશનું આખું વાતાવરણ ઉદ્દીપિત કર્યું છે, એ બધું દુનિયાના સાહિત્યમાં એક અણમોલ ચીજ છે.

મહાત્માજીની જાતજાતની સેવા કરતાં કરતાં જે કંઈક આમતેમ વખત બચી જતો, તેટલામાં જ, ઘણી ઝડપથી ઉતાવળે ઉતાવળે લખેલું આ સાહિત્ય છે એમ કોઈના ધ્યાનમાં પણ નહીં આવે. મહાદેવભાઈ પોતે કહેતા હતા કે સુંદર સાહિત્ય તો ફરી ફરી ઘૂંટવાથી જ પોતાનું સૌષ્ઠવ પ્રગટ કરે છે. તેઓ કહેતા કે જેમ કોઈ ગાય પોતાના વાછરડાને ચાટી ચાટીને એને રૂપાળું બનાવે છે, તેવી જ રીતે ગદ્ય પણ સુધારીને, મઠારીને, ઘૂંટીઘૂંટીને સુંદર કરવાનું હોય છે. કવિતા તો છંદમાં ગોઠવાઈ એટલે જાણે બરાબર થઈ ગઈ, "but prose is never done (બટ પ્રોઝ ઇઝ નેવર ડન)." પછી મને પૂછે કે, "'પ્રોઝ ઇઝ નેવર ડન'નું ગુજરાતી કેમ કરીશું?" મેં કહ્યું, "ગદ્યમાં કોઈ કાળે અલંબુદ્ધિ આવતી જ નથી. ગદ્યકાર કોઈ કાળે કહી ન શકે કે 'બસ, હવે મારે આમાં સુધારવાપણું કશું રહ્યું જ નથી.'"

આવો આદર્શ પોતા આગળ રાખનાર મહાદેવભાઈએ વૃત્તવિવેચકની ઝડપ-(જર્નાલિસ્ટિક હરી)થી જે સાહિત્ય અંગ્રેજીને તેમ જ ગુજરાતીને આપ્યું છે એની શોભા, સંસ્કારિતા અને પ્રસન્નતા જોઈને માણસ ચકિત થઈ જાય છે.

મહાદેવભાઈના સાહિત્યમાં સંસ્કારિતા, પ્રસાદ અને સૌષ્ઠવ છલોછલ ભરેલાં છે જ. પણ એમના કરતાંય મોટી જે વસ્તુ એમાં છે તે તો મહાત્માજીના સહવાસમાં એમણે પૂર્ણપણે અપનાવેલી શુભ દૃષ્ટિ છે. કોઈ પણ પ્રસંગ હોય, કોઈ મત હોય કે કોઈ વ્યક્તિ હોય, એને વિશે મહાદેવભાઈએ જે કાંઈ લખ્યું છે તેમાં આ શુભ દૃષ્ટિ દેખાઈ આવવાની જ. દરેક વસ્તુની સારી બાજુ જોઈ દરેક માણસનો વિચાર મિત્રની અનુકૂળ વૃત્તિથી કરવો, અને દરેક ઘટનામાં સત્યયુગનો જે કાંઈ અંશ હશે તે બહાર આણવો, એ શુભદૃષ્ટિનું લક્ષણ છે. આવી શૈલીને કારણે કોઈને ઉપદેશ કર્યા વગર કેટલીય વ્યક્તિઓને એમણે ઉન્નતિનો રસ્તો બતાવ્યો છે અને

કેટલાક નાજુક પ્રસંગોને ઉગાર્યા છે. એટલા માટે જ કહું છું કે મહાદેવભાઈના આવી ખૂબીવાળા સાહિત્યને વ્યાપક અને તેથી સાચા અર્થમાં, ધાર્મિક સાહિત્ય કહેવું જોઈએ. મહાત્માજીના સર્વકલ્યાણકારી જીવનને આપણે જે વિશેષણો લગાડી શકીએ, તે જ, અમુક હદ સુધી મહાદેવભાઈની સાહિત્યશૈલીને આપણે ખુશીથી લગાડી શકીએ છીએ. ભારતના ઉત્થાનકાળના, એટલે કે ગાંધીયુગના ઈતિહાસનો ઘણો મહત્ત્વનો અંશ મહાદેવભાઈના સાહિત્યમાં દુનિયાને મળવાનો છે. વિલાયતના પ્રકાંડ પંડિત ડૉ. જૉન્સનની જીવનકથા લખનાર બૉસવેલ સાથે મહાદેવભાઈની તુલના કરવામાં આવે છે. મહાકવિ ગટેનાં સંભાષણો નોંધી રાખનાર લેખક એક્કરમાનની જર્મન સાહિત્યમાં ઘણી કદર છે. આપણા લોકોએ એક્કરમાનનાં સંભાષણો ઝાઝાં નહીં વાંચ્યાં હોય. નહીં તો એની સાથે પણ લોકોએ મહાદેવભાઈની સરખામણી કરી હોત. સારી દૃષ્ટિએ મહાદેવભાઈનું વ્યક્તિત્વ બૉસવેલ અને એક્કરમાન, બંને કરતાં તદ્દન જુદું અને ઊંચું છે. અને મહાદેવભાઈનું ભાગ્ય તો એ બેના કરતાં કેટલું નીચું! તેથી જ એમને મહાત્માજી વિશે અને એમના યુગકાર્ય વિશે લખવાનો અવસર મળ્યો.

મહાદેવભાઈનું મુખ્ય કામ તો મહાત્માજીનો પત્રવ્યવહાર સાચવવાનું હતું. તેઓ એકલા જ આ કામ કરતા. ત્યાર પછી શ્રી પ્યારેલાલજી એમને શરૂશરૂમાં મદદ કરવા લાગ્યા અને હવે રાજકુમારી અમૃતકોરે ઘણું કામ સંભાળ્યું છે. હરહંમેશ ત્રણ-ચાર-પાંચ જણ આખો વખત કામ કરે ત્યારે જ મહાત્માજીના પત્રવ્યવહારને પહોંચી શકાય છે. પ્રારંભના દિવસોમાં ઘણાખરા કાગળોના જવાબ બાપુજી મહાદેવભાઈને લખાવતા હતા, આગળ જતાં મહાદેવભાઈ પોતાની મેળે જ અમુક કાગળોનો જવાબ આપતા અને ખાસ કાગળો બાપુજી પોતાને હાથે લખવા લાગ્યા. છેલ્લે છેલ્લે ઈંગ્લંડ, અમેરિકા, યુરોપ, આફ્રિકા આદિ પરદેશનો ગાંધીજીનો બધો પત્રવ્યવહાર મહાદેવભાઈને જ સાચવવો પડતો. અનેક દેશોના મોટા મોટા લોકો જોડે સંબંધ રાખવો, ગાંધીજીની પ્રવૃત્તિ વિશે એમને માહિતી આપવી, એમના સમાચાર પૂછવા અને મહાત્માજીને એ બધું ટૂંકામાં સમજાવવું, આ કાંઈ નાનું કામ ન હતું. આ કામનું મહત્ત્વ અને એનો જથ્થો એક માણસની શક્તિ કરતાં વધારે હતો. પણ મહાદેવભાઈ એકલા જ એ બધું સાચવી લેતા. મહાત્માજીની કામ કરવાની બધી ખૂબી અને એની સુવાસ મહાદેવભાઈની દૃષ્ટિમાં, વાણીમાં અને કલમમાં આવી ગઈ હતી.

મહાદેવભાઈનું કામ વધતું જોઈ મેં એક વાર એમને shorthand – શીઘ્રલિપિ શીખી લેવાની ભલામણ કરી. એક વાર તેઓ બેલગામ આવ્યા હતા ત્યારે પિટ્‌મન તેમ જ સ્લોન ડી પ્લોન બંને પ્રકારની શીઘ્રલેખનપદ્ધતિની ચોપડીઓ મેં એમને આંપી ને એ શિખવાડવાની સગવડ પણ કરી આપી. બેએક દિવસ શીખીને એમણે નક્કી કર્યું કે પોતાને એની જરૂર નથી. “અંગ્રેજી અને ગુજરાતી ચાલુ

લિપિ હું એટલી ઝડપથી અને સુવાચ્ય લખું છું કે દસ વરસ પછી હું પોતે તો શું ગમે તે વાંચી શકે છે!" ખરેખર મહાદેવભાઈની કલમ કોઈ નાગણના વેગથી કાગળ પર અક્ષરો ઉતારતી જોતાં આંખ ઠરી જતી હતી. મહાદેવભાઈના મોતીના દાણા જેવા અક્ષરોને જો ઉપમા આપવી હોય તો એમના મીઠા અને કુશાગ્ર સ્વભાવની જ અપાય.

અંગ્રેજી, ગુજરાતી, હિંદી, બંગાળી, મરાઠી, સંસ્કૃત—આ બધી ભાષાઓ સાથે એમને સારો પરિચય હતો જ. આ ભાષાઓનાં અદ્યતન પુસ્તકો—પોતે મંગાવેલાં અથવા મિત્રોએ મોકલેલાં જોઈ જવાનું કામ એમણે કોઈ કાળે શિથિલ થવા ન દીધું. આખા દિવસનું કામ પૂરું કર્યા પછી રાત્રે સૂતા પહેલાં અનેક પુસ્તકો, માસિકો વગેરે નિયમિત તેઓ વાંચી લેતા. જેલમાં શ્રી અબ્બાસસાહેબની અને બહાર મીરાંબહેનની મદદ લઈને તેમણે થોડું ફ્રેન્ચ પણ શીખી લીધું હતું. એટલા જ્ઞાનથી પણ એમને ઘણો લાભ થયેલો. અખંડ વાચન, અખંડ લેખન, સૂક્ષ્મ નિરીક્ષણ અને જાગરૂક આત્મપરીક્ષણ દ્વારા એમણે પોતાની બાહ્ય તેમ જ આંતરિક યોગ્યતા વધારવાની સાધના આખર સુધી ચલાવ્યે જ રાખી હતી. અને એમાં ઉદ્દેશ એક જ કે મહાત્માજીની સેવા કરવાનું પોતે જે વ્રત લીધું છે તે પૂર્ણપણે પાર પડે.

વીસ વરસ સુધી સેવા આપવાનું એમણે ગાંધીજીને વચન આપ્યું હતું. એ વીસ વર્ષ પૂરાં થતાં પહેલાં તેઓ ગાંધીજી જોડે એવા તો એકરૂપ થયા હતા કે ગાંધીજીની સેવા એમને માટે સાધના કે ધર્મ થવાને બદલે એમનો સ્વભાવ જ થઈ ગયો હતો. એમની આખી જિંદગી એવી તો બાપુમય થઈ ગઈ હતી કે હું એમને સેવાધર્મી પ્રેમયોગી કહેતો. મહાત્માજીનું નાનુમોટું જે કંઈ કામ હોય તે બધું સરખા જ ભક્તિભાવથી અને પ્રેમભાવથી તેઓ કરતા. બાપુજીના કામમાં અમુક મોટું અને અમુક નાનું એવો ભેદ જ એમની પાસે રહ્યો ન હતો. બાપુજી-નાં કપડાં ધોવાં, એમનું કમોડ સાફ કરવું ઈત્યાદિથી માંડીને બાપુજીની વતી મોટામાં મોટા લોકો પાસે પહોંચીને નાજુકમાં નાજુક કામો ચુપચાપ પતાવીને આવી જવાનું કામ મહાદેવભાઈનું જ. શ્રી જમનાલાલજી, વલ્લભભાઈ, રાજાજી, રાજેન્દ્રબાબુ, બિરલાજી જેવા મહાત્માજીના નિજજનો સાથે મહાદેવભાઈનો સંબંધ ભાઈ જેવો હતો. શ્રી જવાહરલાલજીને પણ આમાં ભૂલવા ન જોઈએ.

શ્રી જવાહરલાલજીની આત્મકથાનો ગુજરાતી અનુવાદ મહાદેવભાઈએ કેટલા પ્રેમથી કર્યો હતો? અને એ ચોપડીની પ્રસ્તાવનામાં એમણે પોતાનું વ્યક્તિત્વ પણ સુંદર રીતે પ્રગટ કર્યું હતું.

એક વાર શ્રી મોતીલાલજીએ અને બીજી એક વાર દેશબંધુ ચિત્તરંજન દાસે મહાત્માજી પાસે મહાદેવભાઈની માગણી કરી. દેશનો લાભ સમજી મહાત્માજીએ મહાદેવભાઈને એમની પાસે મોકલ્યા પણ ખરા, પણ બિલાડીને ગમે ત્યાં

આવીએ તોપણ જેમ તે સીધી ઘેર આવી જાય છે તેમ મહાદેવભાઈ પણ પોતાની મીઠી ચાતુરી વાપરીને મહાત્માજી પાસે પાછા આવી પહોંચ્યા.

મહાદેવભાઈમાં ધાર્મિકતાના અંશો પહેલેથી જ હતા. ગોધરામાં બાપજી કરીને કુંભાર જાતિના એક જ્ઞાની ભક્ત હતા. એમના સત્સંગમાં અને એમનાં ભજનો સાંભળવામાં મહાદેવભાઈને તલ્લીન થઈ જતા મેં જોયા છે. એક વાર મહાદેવભાઈ સખત બીમાર હતા. મહિના સુધી તેઓ પથારી છોડી શકયા ન હતા. એવે વખતે એ બાપજી મહાદેવભાઈને ત્યાં ખાસ આવીને રહ્યા હતા અને સવારસાંજ ભજનો સંભળાવતા હતા. અરજન કરીને એક જૂના ગુજરાતી સંતકવિની કવિતા ભેગી કરીને મહાદેવભાઈએ એનું સંપાદન કરેલું. રવિબાબુનાં ગીતોનો ઉપયોગ પણ મહાદેવભાઈ ધાર્મિક વૃત્તિથી જ કરતા. પણ એક વાર ગાંધીજીની પાસે આવ્યા પછી એમની બધી ધર્મસાધના બાપુજીની સેવા અને એમનાં કામનું ધ્યાન ધરવામાં જ સમાપ્ત થઈ હતી. એટલું એકાગ્ર, એકનિષ્ઠ અને અખંડ ધ્યાન ભાગ્યે જ કોઈએ આજીવન ચલાવ્યું હોય. આશ્રમમાં આવ્યા ત્યારથી તેઓ સાદાઈથી અને સ્વાભાવિક સંયમથી જ ચાલતા હતા. પણ બાહ્ય આચાર-વ્યવહારમાં આશ્રમવાસીની છાપ ન પડી જાય એની તેઓ ખાસ સાવચેતી રાખતા. આજકાલના રિવાજના વાળ રાખવા, ચા પીવી વગેરે પોતાની ટેવો એમણે આખર સુધી કાયમ રાખી હતી. પહેલાં પહેલાં તેઓ અમ આશ્રમવાસીઓને a tribe of vow takers—કહીને અમારી મશ્કરી કરતા. પણ એ બધું ઉપર ઉપરનું જ હતું. એનો લાભ એટલો જ હતો કે ગમે તે પ્રકારના લોકોને એમની પાસે જવામાં સંકોચ રહેતો નહીં પણ મહાત્માજી પાસે રહેવાથી એમની જીવનસાધના દહાડે દહાડે ઉગ્ર અને તેજસ્વી થતી ગઈ. બ્રહ્મચર્યનું વ્રત તો એમણે લીધું જ. પણ દિવસમાં ત્રણ વખત ખાધા ઉપરાંત વચમાં એલાયચી પણ મોંમાં ન નાખવાનો નિયમ એમણે આગ્રહથી પાળ્યો. એમની તકલીની દૈનિક ઉપાસના પણ સામાન્ય કોટિની ન હતી. બધા સાથે મૈત્રીભાવ અને ગમે તેવા માણસ જોડે પણ મીઠાશ જાળવવી એ પણ કાંઈ નાનુંસૂનું વ્રત ન હતું. પણ એમની મુખ્ય સાધના તો મહાત્માજીની ઈચ્છામાં પોતાનું જીવન વિલીન કરી દેવાની જ હતી. સાધનાની વાત ચાલે ત્યારે તેઓ કહેતા કે, "હું જાણું છું કે વિકારો ઉપર મેં વિજય નથી મેળવ્યો. વિકારોથી હું મુક્ત નથી." આ કેવળ શિષ્ટાચારનાં વચનો ન હતાં. પણ એમની જાગરૂક સાધના, ઉગ્ર આત્મપરીક્ષણ અને વિકારો પેદા થતાંવેંત એમને દાબી દેવાના એમના પ્રયત્નના સાક્ષી તરીકેનાં આ વચનો હતાં. એક વાર એમણે ચૌદ દિવસનો ઉપવાસ કરેલો. એ દિવસો દરમ્યાન એમણે ભગવાન પાસે એવી તો વ્યાકુળ પ્રાર્થના કરી કે પોતાનાં આંસુઓ વડે એમણે પોતાના વિકાર ધોઈ નાખ્યા. મહાત્માજી પાસે બેસીને જ્યારે તેઓ પ્રાર્થના કરતા, ગીતાપાઠ ચલાવતા અથવા ભજન ગાતા ત્યારે પણ તેમાં તલ્લીનતા દેખાઈ આવતી. મહાત્માજીનું કોઈ પણ કામ આવી પડયું તો એમણે એ પૂર્ણ

એકાગ્રતાથી જ કર્યું છે અને ઈશ્વરે એમને દરેક કામમાં સફળતા જ આપી.

ગુજરાતમાં રેલસંકટ-નિવારણને માટે અગર ઠક્કરબાપાના હરિજનકાર્ય કે એવાં જ બીજાં સેવાનાં કાર્યોને માટે ફાળાની જરૂર પડે કે મહાદેવભાઈ જરૂરી નાણાં લઈને આવ્યા જ હોય. સરદાર પૃથ્વીસિંહને જેલમાંથી છોડાવવાનું કપરું કામ આવ્યું, ત્યારે મહાદેવભાઈએ આપમેળે સર સિકંદર હયાતખાન પાસે પહોંચી જવાનો વિચાર કરી લીધો. હયાતખાનને સમજાવવાનું ને મનાવવાનું કામ સહેલું નહોતું. પણ મહાદેવભાઈ પૃથ્વીસિંહને છોડાવી લઈને જ પાછા ફર્યા.

ગાંધીજીએ વર્ધામાં મગનવાડી છોડીને સેવાગ્રામ જઈ રહેવાનો નિર્ણય કર્યો, ત્યારે મગનવાડીને સંભાળવાની જવાબદારી મહાદેવભાઈને માથે આવી. તે વખતે પણ મગનવાડીથી ગાંધીજીની ટપાલ લઈને છથી સાત માઈલ દૂર સેવાગ્રામ રોજ જવું અને સાંજ પડચે છથી સાત માઈલ ચાલીને પાછા મગનવાડી આવવું, એ કામ તો મહાદેવભાઈએ જ કરવાનું હતું. ધૂમ તડકો પડતો હોય કે ધોધમાર વરસાદ વરસતો હોય, ઉનાળાના ગરમીના દિવસો હોય કે શિયાળાના ઠંડીના દિવસો હોય, તેમની આ સેવાગ્રામયાત્રા વગર અટકચે ચાલતી. ગાંધીજીએ તેમને ઘણી વાર કહ્યું કે, ભલા થઈને સેવાગ્રામ આવીને રહો. પણ કેટલાયે દિવસ સુધી મહાદેવ-ભાઈને એ વાત ન રુચી. આખરે ગાંધીજીનો આગ્રહ પાર પડચો અને મહાદેવભાઈ પોતાને માટે બંધાયેલા ઘરમાં જઈને સેવાગ્રામમાં રહ્યા.

મહાદેવભાઈ મગનવાડીમાં રહેતા હતા ત્યારે તેમને એક વખત બ્લડપ્રેશર એટલે કે મગજ પર લોહીના દબાણની બીમારી થઈ આવી. ગાંધીજીએ તેમને પૂરેપૂરો આરામ લેવાનો હુકમ કર્યો. પણ જીવ કામમાં ને કામમાં એટલે તેમનું મન કેમ માને? એક વખત આરામને માટે નાસિક જઈને રહેવાની ગાંધીજીએ તેમને આજ્ઞા કરી. સરસામાન એકઠો કરી સાથે લઈ મહાદેવભાઈ વર્ધા સ્ટેશને પહોંચ્યા. પણ ત્યાં જ લોહીનું દબાણ એકદમ વધી ગયું, એટલે તેમને પાછા ફરવું પડયું. થોડો આરામ મળતાં ફરી પાછા કામ કરવાને તૈયાર થઈ જવાની મહાદેવભાઈનામાં ખાસ શક્તિ હતી. પણ દેશમાં જે કાંઈ ચાલી રહ્યું હતું તેની અસર જેમ ગાંધીજીના મન પર થતી તેવી જ રીતે ગાંધીજીની માનસિક અવસ્થાની અસર મહાદેવભાઈની તબિયત પર થતી. એક વાર ગાંધીજીએ આમરણ ઉપવાસનો વિચાર જાહેર કર્યો, તે મહાદેવભાઈથી સહન ન થયું. આમરણ ઉપવાસ કરવો વાજબી ગણાય કે નહીં, તેની લોકો ચર્ચા કરતા તે સાંભળવાને પણ મહાદેવભાઈ રાજી નહોતા. તે કહેતા કે, હવા વગર માણસને જેમ જીવવું અશક્ય છે, અને હવા ન હોય તો શું થાય યા શું કરવું એની જેમ ચર્ચા ન હોય, તેવું મારી બાબતમાં ગાંધીજીની હસ્તીનું સમજવું.

ગાંધીજીએ આજ સુધી જે રીતે અંગ્રેજ લોકોને સંભાળ્યા, તેમણે તેમની જે જાતની સેવા કરી, અને તેમને બચાવી લેવાને ખાતર, જે જાતની ખામોશી રાખી,

એ બધાંનો વિચાર કરીએ છીએ ત્યારે એમ થાય છે કે, અંગ્રેજો પર એની કશી નૈતિક અસર ન થઈ અને એ લોકો પોતાના સ્વાર્થમાં આંધળા બની, બસ હિંદુસ્તાનને ઝબે કરવા નીકળ્યા છે, એ આ જમાનાની ખરેખર એક દુ:ખપૂર્ણ નવાઈ છે. આ સ્થિતિથી અનેક લોકો અકળાઈ ઊઠ્યા છે. 'ભલે હિંદુસ્તાનને ઈશ્વરને ભરોસે છોડી દો' એ સૂત્રના પાયામાં એ જ અધીરાઈ ને અકળાટની મનોવૃત્તિ રહેલી છે. એ જ સૂત્રની બીજી બાજુ છે 'અમે હિંદુસ્તાનને સ્વતંત્ર કરીશું યા મરીશું. ગુલામ થઈને જીવવા કરતાં આ શરીર છોડીને મુક્ત થઈ જવું બહેતર છે.'

પોતાની દીર્ઘકાળની તપસ્યા વડે એ જ મુક્તિ મહાદેવભાઈએ મેળવી. આપણે તેમની પાછળ રહ્યા તે સૌ તેમના જીવનમાંથી પ્રેરણા લઈએ અને સેવા કરતાં કરતાં તેમના જેટલી લાયકાત કેળવીએ.

અખંડ સેવાકાર્યમાં રત હોવા છતાં મહાદેવભાઈએ સાહિત્ય અને ઈતિહાસનું પરિશીલન વ્યવસ્થિત ચાલુ રાખ્યું હતું. એટલા ખાતર તે યુરોપ અને અમેરિકાના નામાંકિત વિચારકોની વિચારસરણી અને તેમના કાર્યના પૂરા પરિચયમાં રહેતા. ગાંધીજીની સાથે રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ(ગોળમેજી પરિષદ)ને માટે વિલાયત ગયા ત્યારે ત્યાંના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓની જરૂરી માહિતી તેમ જ ખબર ગાંધીજીને આપવાની જવાબદારી મહાદેવભાઈની હતી. રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાંથી પાછા ફર્યા પછી તરત જ તેમને અમારા ભેગા સાબરમતી જેલમાં રહેવાનું થયેલું. તે વખતે યુરોપની પરિસ્થિતિનું વર્ણન તેમણે બહુ સરસ રીતે અમને આપ્યું હતું. કોઈકે તેમને પૂછ્યું કે, તમે ઈંગ્લંડના રાજાની મુલાકાતે ગયા ત્યારે તેની તમારા મન પર કેવી છાપ પડી? મહાદેવભાઈએ જવાબ આપ્યો કે, ત્યાંનો રાજા થોડો જ સ્વતંત્ર વ્યક્તિ છે? માલવિયાજીએ બ્રાહ્મણ ધર્મને અનુસરીને રાજાને ખૂબ ઉપદેશનાં અને આશીર્વાદનાં વચનો કહ્યાં. રાજાએ એ બધું સાંભળ્યા કર્યું. બાપુજીની સાથે તેને બહુ થોડી વાતચીત થઈ. બિચારાને તેના પ્રધાનોએ જેટલા શબ્દો શીખવી રાખ્યા હતા તેટલા તે બોલી ગયો. ગાંધીજી આવી મુલાકાતોની કિંમત જાણતા હતા. તેથી જવાબમાં તેમણે એટલું જ કહ્યું કે, "આપ સાહેબ આ બધા વિષયોની ચર્ચા તો નહીં જ કરવા માગતા હો!" બસ, આટલા શબ્દોમાં જ ગાંધીજીએ વાતચીત પતાવી દીધી. મહાદેવભાઈ પોતાની યુરોપની મુસાફરીનું વર્ણન લખવાનો વિચાર રાખતા હતા. મારા કહેવાથી હિંદુસ્તાનના આખાયે મુલકનું વર્ણન લખવાનું પણ તેમણે કબૂલ કર્યું હતું. આ વીસ-પચીસ વર્ષની પોતાની ડાયરી હાથમાં રાખી હિંદુસ્તાનનો આધુનિક ઈતિહાસ અને ગાંધીજીનું ચરિત્ર લખવાની જવાબદારી તો તેમને માથે જ હતી. પરંતુ ઈશ્વરે તેમને વચમાંથી જ બોલાવી લીધા. ઈશ્વરના કામને સારું યા માઠું કહેનારા આપણે કોણ? જેણે આપ્યું તેણે જ લઈ લીધું! એની લીલાનો પાર કોઈ પામ્યું નથી.

૧૯૪૨

# ૪. સર્વ-સ્વજન જમનાલાલજી

## વૈશ્યર્ષિ જમનાલાલજી

એક દિવસે શ્રી ઘનશ્યામદાસ બિરલાએ મને પૂછ્યું, "પુરાણોમાં બ્રહ્મર્ષિનો ઉલ્લેખ આવે છે. વિશ્વામિત્ર જેવા ક્ષત્રિર્ષિ પણ થયા, તેવી રીતે કોઈ વૈશ્યર્ષિ ન થઈ શકે?" મેં કહ્યું કે, "બાપુજીનો ટ્રસ્ટીશિપનો સિદ્ધાંત કોઈ ઈશ્વરનિષ્ઠ વૈશ્ય સ્વીકારી લે તો એ વૈશ્યર્ષિ બની જાય."

શ્રી જમનાલાલજી એવા જ એક 'વૈશ્યર્ષિ' હતા. પ્રામાણિકપણે ધન કમાવું અને ઉદારતાપૂર્વક એ ખરચવું, એ તો એમનો સ્વભાવ જ હતો. 'ટ્રસ્ટીશિપ'ની વાત સાંભળ્યા પહેલાં પણ અજાણ્યે એ સિદ્ધાંત એમના હૃદયમાં વ્યાપી ગયો હતો. મેં પહેલેથી જોયું છે કે કોઈ પણ દેશસેવકના દુઃખ વિશે સાંભળતાંવેંત તેઓ તરત જ પોતે એની સ્થિતિનો અનુભવ કરતા. એટલી ઉત્કટ સહાનુભૂતિ એમનામાં કેળવાયેલી હતી. જ્યારે એમણે બાપુજી પાસે માગણી કરી કે મને આપનો પાંચમો પુત્ર ગણી લો, ત્યારે, એ જ ભાવથી એમણે દેશ આખાના સમાજસેવકોને પોતાના પરિવારનાં 'સ્વજનો' માની લીધાં. આ જ પારિવારિક અથવા કૌટુંબિક વૃત્તિને લીધે એમના મનમાં દૃઢ નિશ્ચય થયો કે જે કાંઈ મારું છે તે આખા દેશનું છે. આ ભાવ માત્ર સંપત્તિ પૂરતો સીમિત ન હતો. પોતાનાં કુટુંબનાં નાનાંમોટાં બધાંને એમણે સેવાની દીક્ષા આપી. પરિણામે એમનું ઘર તે આખા દેશનું ઘર બની જતું અને ઉત્તમ અર્થમાં 'ધર્મશાળા' બનતું. પોતાની મોટી હવેલી છોડીને તેઓ બંગલામાં રહેવા આવ્યા અને જોતજોતાંમાં એમનો બંગલો અને એમનું અતિથિગૃહ 'કૉંગ્રેસ ભવન' અથવા 'સ્વરાજ્ય ભવન' બની ગયું.

છેલ્લે છેલ્લે જ્યારે એમણે ગો-સેવાનું યજ્ઞકંકણ પોતાને હાથે બાંધી લીધું, ત્યારે બજાજવાડીનો બંગલો પણ છોડી દઈ ગોપુરીની એક ઝૂંપડીમાં રહેવા તેઓ નીકળી પડ્યા. આ ઝૂંપડી ખરેખર ઘાસપાલાની ઝૂંપડી જ હતી, આરસપહાણની 'પર્ણકુટી' નહીં. અહીં પણ પ્રાન્ત પ્રાન્તના લોકો આવવા લાગ્યા. પછીથી તો શ્રીમતી જાનકીદેવીએ એને 'સેવામંદિર' જ બનાવી દીધું.

એ 'સેવામંદિર' હવે તીર્થયાત્રાનું ધામ બની ગયું છે. અહીં રાતદિવસ લોકો આવે છે, જાય છે, રામાયણ અને ગીતાના પાઠ ચાલે છે અને શ્રી જમનાલાલજીના પુણ્યનામની સાથે સેવાની દીક્ષા લઈ પોતાના જીવનને કૃતાર્થ કરવાનો પ્રયત્ન કરે છે.

શ્રી જમનાલાલજીએ ભારતના સાર્વજનિક જીવનનું આખું સપ્તક પૂરું કર્યું. સજ્ઞાન થયા પહેલાં જ પોતાના ઉત્સાહનો નમૂનો બતાવી રાયબહાદુર થઈ શક્યા. ઑનરરી મૅજિસ્ટ્રેટ પણ થયા. તે વખતે પણ એમની ધાર્મિકતાનું તેજ છૂપું ન

રહ્યું. સરકારી અમલદારોને તેઓ ભોજન માટે બોલાવતા જરૂર, પણ આગ્રહપૂર્વક એક મર્યાદા બાંધેલી કે ગમે તેટલો મોટો અમલદાર હોય તોયે મદિરા કે માંસ ક્યાંય ન વપરાય.

સેવાભાવને કારણે જમનાલાલજી દરેક દેશભક્તના ભક્ત બનીને રહેતા. ગોખલે હોય કે ટિળક, માલવિયાજી હોય કે સર જગદીશચન્દ્ર બસુ હોય, જમના-લાલજી ભક્તિપૂર્વક એમની પાસે જાય અને યથાશક્તિ એમના કામમાં મદદ કરે. સદ્‌ભાગ્યે એ ભક્તિ સ્થિર કરવાનો આધાર એમને જલદી જ મળી ગયો. અસહકારના દિવસ આવ્યા. ગાંધીજીની ધર્મપ્રધાન દેશભક્તિ જમનાલાલજીને આકર્ષી ગઈ અને એમણે તરત જ ગાંધીજી દ્વારા પોતાનું જીવન સર્વસ્વ દેશસેવાને અર્પણ કરી દીધું. અસહકારનો અર્થ જ હતો ત્યાગ અને બલિદાન.

જ્યારે સારા સારા વકીલો ન્યાયાલયનો બહિષ્કાર કરીને દેશસેવા માટે તૈયાર થઈ ગયા ત્યારે જમનાલાલજીને થયું કે આવા દેશસેવકો પૈસાની તાણ વેઠે અને હું ધનનો સંગ્રહ કરતો બેસું એ કેમ ચાલે? એમનું આત્મૌપમ્ય જાગ્રત થયું અને એમણે લાખ બે લાખ રૂપિયા આ કામ માટે આપી દીધા.

આ કામના અનુભવમાંથી જ 'ગાંધી-સેવા-સંઘ'નો જન્મ થયો.

જમનાલાલજીએ ધનદાન તો ઘણું કર્યું; અનેક ધનિકોને દાનની દીક્ષા પણ એમણે આપી. પણ ધનશક્તિ કાંઈ એમની મુખ્ય શક્તિ ન હતી. તેઓ જેટલા ભાવિક અને દાનશૂર હતા, તેથી પણ વધારે બુદ્ધિશાળી, વહેવારચતુર અને કાર્યકુશળ હતા. દરેક સંસ્થાને તેમ જ એમના સંપર્કમાં આવનાર દરેક સેવકને જમના-લાલજીની કાર્યકુશળતાનો અનુભવ થયો છે. પોતાની સ્વાભાવિક કુશાગ્ર બુદ્ધિને દેશના સર્વોચ્ચ નેતાઓની બુદ્ધિ સાથે કસી જોઈ એને વધુ પ્રખર બનાવવાની તક એમને રાત ને દિવસ મળતી અને ભારતમાં એમણે એનો પૂરો લાભ પણ લીધો. જ્યારે મહાત્માજી ભારતમાં પ્રથમ વખત જેલ ગયા ત્યારે વિઠ્ઠલભાઈ પટેલ અને જમનાલાલજીના જે સંવાદો થયા એ સાંભળવા લાયક હતા. કૉંગ્રેસની કારો-બારીમાં જમનાલાલજીનું જે સ્થાન હતું તે કાંઈ માત્ર ખજાનચી તરીકેનું ન હતું. રાષ્ટ્રની મંત્રણામાં એમની ધ્યેયનિષ્ઠ વહેવારબુદ્ધિનો પણ ફાળો યથેચ્છ રહેતો.

પ્રાચીન કાળથી ભારતની જનતા કહેતી આવી છે કે ભારતનો રાજનૈતિક પ્રશ્ન જો વૈશ્યોના હાથમાં રહ્યો હોત તો ભારતનું એટલું નુકસાન ન થાત, જેટલું બ્રાહ્મણો અને ક્ષત્રિયોની બુદ્ધિને લીધે થયું છે. ખરી વાત તો એ છે કે બ્રાહ્મણોની અનાસક્તિ, ક્ષત્રિયોની વીરવૃત્તિ, વૈશ્યોની દીર્ઘદર્શિતા અને શૂદ્રોની સેવાપરાયણતાનું જ્યારે ઈશ્વરનિષ્ઠા સાથે એક રસાયણ બની જાય છે, ત્યારે જ સમાજની ઉન્નતિ થઈ શકે છે અને રાષ્ટ્રને સ્વતંત્રતાદેવીનો પ્રસાદ પ્રાપ્ત થાય છે. ગાંધીજીએ દેશ અને દુનિયા સામે આ આદર્શ જીવી બતાવ્યો અને આની જ સાધના આજના સમાજસેવકો કરી રહ્યા છે. ચાર વર્ણ તો માનવીય ઉન્નતિ રૂપી રત્નનાં ચાર પાસાં

છે. એમને જુદાં જુદાં ન કરાય. જ્યારે જ્યારે ભારતે એ પાસાં જુદાં પાડવાનો
પ્રયત્ન કર્યો છે ત્યારે એને પક્ષાઘાત થયો છે અને ભારતીય સમાજમાનસનો
અધઃપાત થયો છે. શ્રી જમનાલાલજીએ આ ચારે પાસાંનો પોતાના જીવનમાં
સમન્વય કરવાની સાધના આદરી. એ જ એમના સામર્થ્યનું અને સાફલ્યનું મૂળ
રહસ્ય છે.

"કૌટુંબિક સદ્‌ગુણોનો વિકાસ વ્યાપક પાયા પર કરો અને આખી વસુધાને
એક સંયુક્ત કુટુંબ માનો," બાપુના આ આદેશને શ્રી જમનાલાલજીએ અપનાવ્યો.
એમને માટે આ સ્વાભાવિક પણ હતું. અને તેથી જ દેશના વધારેમાં વધારે લોકો
—હિન્દુ અને મુસલમાન, ઈસાઈ અને પારસી, જમનાલાલજીને 'સ્વજન' માનતા
થયા છે.

આવા સર્વ-સ્વજન કદી મરી નથી શકતા. અહીં નવો જન્મ લેવાનો સવાલ
નથી. શ્રી જમનાલાલજીના સંપર્કમાં જેટલા લોકો આવ્યા, તે બધાયનાં હૃદયમાં
તેઓ જન્મી ચૂક્યા છે અને ત્યાં જ એમનું આયુષ્ય અને એમની કાર્યશક્તિ
વધતી જાય છે. દ્વિજગણ (પક્ષીઓ) જે રીતે પોતાના અંડનું કવચ છોડી દઈ
વિશાળ વિશ્વમાં પ્રવેશ કરે છે, તે જ રીતે શ્રી જમનાલાલજીએ પોતાનું શરીર
છોડી દીધું છે, એમણે એની પાસેથી ઓછું કામ નથી લીધું. હવે એ ચતુર
વાણિયો પોતાના બધા મિત્રો અને સહકારીનાં જીવનમાં ઘૂસીને એમની પાસેથી
ભરપૂર કામ લેવા માગે છે.

એમના પ્રેમનો અનુભવ જેણે જેટલો કર્યો હોય એટલી સેવા એણે હવે
તન-મન-ધનથી કરવી પડશે.

૧૯-૨-'૪૨

## ૫. શ્રી જમનાલાલ બજાજ

તા. ૩૦ જાન્યુઆરીથી ૧૨ ફેબ્રુઆરી સુધીના અવકાશને આપણે બાપુ-પક્ષ
કહી શકીએ. આ પિતૃપક્ષમાં શ્રી જમનાલાલ બજાજની પુણ્યતિથિ એક મહત્ત્વનો
દિવસ છે. જમનાલાલજીએ બાપુને પોતાનું હૃદયસર્વસ્વ અને શક્તિસર્વસ્વ અર્પણ
કર્યું હતું. અને જમનાલાલજીની માગણીથી બાપુજીએ પોતાનો એક શિષ્યોત્તમ
જમનાલાલજીને અર્પણ કર્યો. એ જ કારણે શ્રી વિનોબા સાબરમતી છોડી વર્ધામાં
જઈ વસ્યા હતા.

જમનાલાલજીએ પોતાની સેવા અને નિષ્ઠા ગાંધીજીને અર્પણ કરી, એનું મૂળ
કારણ હતું બંનેની અસીમ ધર્મપરાયણતા. જમનાલાલજીમાં 'સત્-શીલ હિંદુ'ની
પરંપરાગત ધર્મપરાયણતા હતી અને ગાંધીજી હિંદુ ધર્મના પ્રાણતત્ત્વને ઓળખી
એને સજીવન કરવા અને એને નવું કલેવર આપવા પાછળ પડ્યા હતા. તેથી

જ તો ગાંધીજી અને જમનાલાલજીનો સંબંધ આટલો જીવનવ્યાપી અને ઘનિષ્ઠ બન્યો હતો. જેટલી હદે ગાંધીજીએ કૉંગ્રેસને અપનાવી, તેટલી જ હદે જમનાલાલજીએ પણ કૉંગ્રેસને અપનાવી અને એની શક્તિ વધારવા પાછળ પોતાની શક્તિ વાપરી.

ભારતમાં રાજનૈતિક, રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક એકતા સ્થાપવામાં ગાંધીજીને લોકોત્તર સફળતા મળી હતી. અસંખ્ય જાતિઓ અને અનેક વર્ણોવાળા હિંદુ-સમાજને એક-હૃદય બનાવવો અને એ હૃદયમાં પારસી, ઈસાઈ, ઇસ્લામી વગેરે સમાજો પ્રત્યે સમભાવ પેદા કરવો એ પણ ગાંધીજીનો લોકોત્તર વિક્રમ હતો. ગાંધીજીની આ સાધનાને જમનાલાલજી સમજી શકયા અને તેથી જ તેઓ ગાંધી-કાર્યને બધી દિશામાં ફેલાવી શકયા અને કૉંગ્રેસને પણ મજબૂત કરી શકયા.

ભારતની સાંસ્કૃતિક એકતા સ્થાપવામાં મુસલમાન સમાજનો પૂરો સહયોગ જો ગાંધીજીને ન મળી શકયો તો એમાં ગાંધીજીમાં કૌશલની ઊણપ ન હતી બલકે ગાંધીયુગના ભારતીય મુસલમાન સમાજની નૈતિક અને બૌદ્ધિક કમજોરી હતી. હિંદુ-મુસ્લિમ-ઐકય અને સર્વ-ધર્મ-સમભાવ માટે ગાંધીજીએ જેટલા પ્રયત્ન કર્યા તે બધામાં શ્રી જમનાલાલજીનો પૂરેપૂરો અને હાર્દિક સહયોગ હતો.

પોતાના જન્મદિવસે કેટલાક શુભ સંકલ્પો કરી, આખા વરસમાં એમને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવાની ટેવ જમનાલાલજીને હતી. એક વર્ષનો પોતાનો એક સંકલ્પ એમણે મને કહેલો કે—"હું આ વર્ષે નવી નવી વિવિધ ધર્મી—મુસલમાન, ઈસાઈ, પારસી આદિ—વ્યક્તિઓનો સ્નેહ મેળવવાનો પ્રયત્ન કરીશ."

ગાંધીજીના અને જમનાલાલજીના સ્વભાવમાં એક સુંદર સમાન તત્ત્વ હતું, જેને લીધે તેઓ પોતપોતાના કામમાં આટલી સફળતા મેળવી શકયા અને પોતાના વ્યક્તિત્વની ખુશબો સર્વત્ર ફેલાવી શકયા. એ તત્ત્વ તે એમની પારિવારિક ભાવના. આ એક ખૂબીમાં પિતાપુત્ર વચ્ચે જાણે હરીફાઈ જ ચાલતી હતી. ગાંધીજી જે વ્યક્તિને અપનાવતા તેને અને એના પરિવારને અપનાવવા જમનાલાલજી ઉત્સુક રહેતા. એટલું જ નહીં પણ આખાય ભારતમાં જે જે લોકોએ રાષ્ટ્રસેવા માટે પોતાનું જીવન અર્પણ કર્યું હોય તે બધાને તેઓ પોતાના કુટુંબીજન જ માનતા—પછી એ લોકો રાજનીતિક ક્ષેત્રમાં કામ કરતા હોય અથવા ધાર્મિક કે રચનાત્મક ક્ષેત્રમાં. જમનાલાલજીને મન કેળવણીના ક્ષેત્રનું મહત્ત્વ વિશેષ હતું.

એક વાર જ્યારે અમુક કારણને લીધે વર્ધાનું મહિલાશ્રમ બંધ કરવાની સલાહ ગાંધીજીએ આપી ત્યારે જમનાલાલજી એકદમ રડી પડયા. કહેવા લાગ્યા, "જે લોકોએ રાષ્ટ્રસેવાનું વ્રત લીધું છે એમની દીકરીઓની કેળવણીનો ભાર જો હું ન લઈ શકું—બધી જાતનાં સાધનો હોવા છતાં—તો મારા જીવનમાં રસ જ શો રહ્યો?"

ગાંધીજીને પોતાની સૂચના તરત પાછી ખેંચી લેવી પડી.

જમનાલાલજી ગાંધીજીથી ઓછા રખડુ ન હતા. ભારતના દરેક પ્રાન્તમાં દરેક કાર્યકર્તા સાથે એમનો હાર્દિક સંબંધ હતો. સમાન નિષ્ઠાવાળા અસંખ્ય પરિવારોનો જાણે એક વિશાળ સમાજ સ્થાપવાનો જ એમનો પ્રયત્ન હતો.

ગાંધીજીએ જ્યારે એક વાર કહ્યું કે એક આશ્રમમાં રહીને સાથે કેળવણી લેતાં છોકરા-છોકરીઓ ભાઈ-બહેન જેવાં ગણાય ત્યારે જમનાલાલજી તરત બોલી ઊઠ્યા—"ત્યારે તો મારે અનેક આશ્રમો ચલાવવા પડશે." પ્રાન્તભેદ, ભાષાભેદ અને જાતિભેદની મર્યાદાઓ તોડીને જુદા જુદા સમાજોના પણ પરસ્પરાનુકૂળ યુવક-યુવતીઓનાં લગ્નો કરાવવામાં જમનાલાલજીને અસાધારણ સફળતા મળી હતી. તેથી અમે એમને વિનોદમાં ઘણી વાર 'શાદીલાલ' કહેતા.

ભિન્ન ભિન્ન લોકોને પાસે આણવાનો એમનો પ્રયત્ન માત્ર પારિવારિક ન હતો, સાંસ્કૃતિક પણ હતો, તેથી જ ભિન્ન ધર્મો અને ભિન્ન દેશોના લોકોને બોલાવી, એમની સાથે મૈત્રી બાંધી એમણે પોતાની આસપાસ સાંસ્કૃતિક સમન્વયનું જબરદસ્ત વાતાવરણ વિકસાવ્યું હતું.

કોંગ્રેસ જેવી અખિલ ભારતીય રાષ્ટ્રીય સંસ્થા સ્થાપનારા આદ્ય રાષ્ટ્રપુરુષોનાં હૃદય જેટલાં વિશાળ હતાં અને એમની મહત્ત્વાકાંક્ષા જેટલી વ્યાપક હતી એટલી જ વિશાળતા અને મહત્તા જમનાલાલજીના હૃદયની અને એમના આદર્શોની હતી. ગાંધીજીના સંપર્કને લીધે એ વધુ ઉજ્જવળ થઈ અને વધી. તેથી જ જમનાલાલજીની ગણના રાષ્ટ્રીય મહાસભા—કોંગ્રેસને ઘડવાવાળા મહાપુરુષો સાથે પણ હું કરું છું.

ફેબ્રુઆરી, ૧૯૫૯

## ૯. જમનાલાલજીની જીવનસાધના

ગાંધીજીના જીવનમાં જેમણે ઉત્કટતાથી પ્રવેશ કર્યો અને એમના જીવનકાર્યને અપનાવ્યું, ગાંધીજી સાથે જેમણે એકમન, એકહૃદય, અને એકપ્રાણ થવાની ઉત્કટ સાધના જ જાણે ચલાવી એવી ત્રણ વ્યક્તિઓનું હું સ્મરણ હમેશાં કરું છું.

માતા કસ્તૂરબા તો એમનાં ધર્મપત્ની જ હતાં. ગાંધીજીના સમસ્ત જીવનમાં ઓતપ્રોત થવાનો એમને અવસર મળ્યો હતો. કસ્તૂરબા વિશે બોલતાં એક વાર રાજાજીએ કહેલું — She was born to be a queen, એમનામાં મહારાણી થવાના જન્મજાત સંસ્કારો હતા. વેવાઈના સંબંધને લીધે કાંઈ રાજગોપાલાચારી આમ બોલ્યા ન હતા.

બીજી વ્યક્તિ હતા મહાદેવભાઈ દેસાઈ. મહાત્માજી સાથે જાણે એમનાં આધ્યાત્મિક લગ્ન જ થયેલાં હતાં.

ત્રીજી વ્યક્તિ તે શ્રી જમનાલાલ બજાજ. એમણે પોતાની પૂરી સંપત્તિ, પોતાની

કાર્યકુશળતા અને સેવાશક્તિ ગાંધીજીને ચરણે અર્પણ કરી હતી. પોતાના આખા પરિવારને પણ ગાંધીસેવામાં પરોવી દીધો હતો. આજે, ૧૧મી તારીખે આપણે એમનું સ્મરણ-ચિંતન, એમનું શ્રાદ્ધ કરવા અહીં એકઠા થયા છીએ. આપણું એ પણ સદ્ભાગ્ય છે કે જમનાલાલજીમાં જે આધ્યાત્મિક ભૂખ હતી, આત્મોન્નતિની તમન્ના હતી, આત્મશુદ્ધિ દ્વારા જીવનસિદ્ધિ મેળવવાના એમના જે પ્રયાસો હતા, એ બધાનું ચિત્ર લગભગ એમના જ શબ્દોમાં રજૂ કરતા એક પુસ્તકનું ઉદ્ઘાટન આજે થવાનું છે. આને વિશે એમણે પોતાની વાસરીમાં જે કાંઈ લખી રાખ્યું હતું, ગુરુજનો આગળ હૈયું ખોલીને વાત કરી હતી, અને સ્નેહીઓને જે પત્રો લખ્યા હતા એ બધાનું સંકલન આ નાનકડા ગ્રંથમાં છે અને આવા પવિત્ર ગ્રંથને ભૂમિકા લખનારા મળ્યા શ્રી નાથજી જેવા જીવનસાધક અને આધ્યાત્મિક પથ-પ્રદર્શક.

આ ગ્રંથનો પરિચય આપતાં જમનાલાલજીના નાના દીકરા રામકૃષ્ણે હમણાં જ મને કહ્યું — "જીવનસાધના માટે, આધ્યાત્મિક ઉન્નતિ કાજે માર્ગદર્શક શોધવાનો પ્રયત્ન મારા પિતાજી નાનપણથી જ કરતા હતા. એમને સારા સારા રાષ્ટ્રીય નેતા અને ધર્મપુરુષોનો સત્સંગ પણ મળ્યો હતો. પણ સર્વાર્પણ કરવા માટે એમને ગાંધીજી જેવા મહાત્મા જ મળ્યા જેને લીધે એમણે પોતાનું જીવન ધન્ય લેખ્યું. શ્રી વિનોબાજી પાસેથી એમને અસાધારણ મદદ મળી હતી, પણ એમને પૂરો સંતોષ, પૂરી શાંતિ મળી ન હતી, તે માતા આનન્દમયી પાસેથી મળી એમ તેઓ કહેતા હતા, આનું કારણ શું એ જમનાલાલજીએ ક્યાંય કહ્યું નથી. એમણે એટલું જ કહ્યું કે મહાત્માજીમાં મને આદર્શ પિતા મળ્યા અને મા આનન્દમયીમાં મને જેવી જોઈતી હતી તેવી આદર્શ માતા મળી અને જે શાંતિની શોધમાં હું હતો એ, એમના સંપર્કથી મને મળી ગઈ.

આ વાતનું રહસ્ય શ્રી નાથજીએ પણ અહીં સમજાવ્યું નથી. એમણે આ વાત એમનેમ જ છોડી દીધી છે."

રામકૃષ્ણની વાત સાંભળીને હું વિચારમાં પડયો. મેં માતા આનન્દમયીનાં દર્શન બેત્રણ વાર કર્યાં છે. પણ એમની સાથે નથી કાંઈ વાતચીત થઈ કે નથી મેં એમનાં ભાષણ સાંભળ્યાં. એમને વિશે મેં સહેજસાજ વાંચ્યું છે ખરું અને એમના ભક્તોને બેચાર વાર મળ્યો પણ છું. એમના વ્યક્તિત્વ વિશે મારે ખાસ કશું કહેવાનું નથી. જમનાલાલજીએ જે કહ્યું છે એને જ વિશેષ રૂપે સમજવાનો મારો પ્રયત્ન છે.

આપણા જ દેશમાં નહીં, દુનિયાના બીજા દેશોમાં પણ એવી લોકમાન્યતા છે કે લોકોત્તર આધ્યાત્મિક સાધના તો પુરુષો માટે જ છે, સ્ત્રીઓમાં એ શક્તિ જ નથી. મને યાદ છે કે 'વન્દે માતરમ્' રાષ્ટ્રગીતના કર્તા બાબુ બંકિમચંદ્ર પોતાની એક નવલકથામાં લખ્યું છે, "સ્ત્રી, પુરુષની સહધર્મચારિણી છે ખરી, જીવનસાધનામાં એની ઉત્તમ મદદ થાય છે, પણ તે માત્ર સામાન્ય સંસારી જીવનક્રમમાં જ.

આધ્યાત્મિક સાધનામાં સ્ત્રી વિઘ્નરૂપ છે. એને ટાળવી જ સારી.” આ થયો એક નવલકથાકારનો અભિપ્રાય. ઈસ્લામમાં અને ઈસાઈ ધર્મના આદિકાળમાં કેટલાક લોકોનો અભિપ્રાય આ જ હતો કે “સ્ત્રીજાતિ મોક્ષની અધિકારિણી છે જ નહીં.”

માનવજાતિએ સ્ત્રીઓ પ્રત્યે આ મોટો અન્યાય કર્યો છે. સ્ત્રીને આધીન રાખી એની પાસેથી બધી જાતની સેવા લેવી, સ્વતંત્રરૂપે જીવનસાધના કરવાની તક એને આપવી નહીં અને ઉપરથી કહેવું કે, “સ્ત્રીમાં મોક્ષસાધના કરવાની શક્તિ જ નથી; તત્ત્વ જ નથી” એ તો ધરાર અન્યાય જ છે. પ્રાચીનકાળથી કેટલીક સ્ત્રીઓએ પોતાની લોકોત્તર જીવનસાધના દ્વારા ઉપરના પ્રવાદને ખોટો ઠરાવ્યો જ છે. યાજ્ઞવલ્ક્ય સાથે જીવન વિતાવનાર મૈત્રેયી અને આધ્યાત્મિક વાદવિવાદ કરવા યાજ્ઞવલ્ક્યને આહ્‌વાન કરનારી ગાર્ગી વાચકનવી જ્યાં સુધી આપણી આગળ છે ત્યાં સુધી કોઈ કહી ન શકે કે સ્ત્રીજાતિમાં મુમુક્ષત્વની શકયતા જ નથી. ઈસાઈ ધર્મના ઈતિહાસમાં સંત થેરેસા જેવી અનેક સાધ્વીઓ મળે છે, ઈસ્લામમાં સંત રાબિયા છે, વૈદિક ઋષિઓમાં વાગાંભૃણીદેવી જેવી, ચિદ્‌શક્તિ સાથે પોતાના તાદાત્મ્યનો અનુભવ કરનારી મહિલાઓ પણ મળે જ છે.

પણ કબૂલ કરવું જ પડે કે મોક્ષ-સાધનાના ઈતિહાસમાં સાધનવીર પુરુષોની સંખ્યાના પ્રમાણમાં સ્ત્રીઓની સંખ્યા નગણ્ય તો નહીં, પણ ઘણી ઓછી તો છે જ.

હવે, પોતાના સ્વાતંત્ર્યની રક્ષા કરતાં કરતાં અધ્યાત્મમાર્ગમાં પણ મૌલિક અને ઉત્કટ પ્રયોગ કરવાનો યુગ સ્ત્રીઓ માટે આવી ગયો છે. હું તો માનું છું કે સ્ત્રીજાતિમાં જે નમ્રતા છે, જીવનનિષ્ઠા છે, આત્માર્પણબુદ્ધિ છે અને ભાવનાનો ઉત્કર્ષ તથા વિસ્ફોટ થતાં સર્વસ્વનો ત્યાગ કરવાની, ફના થવાની જે તત્પરતા સ્ત્રીઓમાં છે, એ જોતાં “દુનિયાને આપવા જેવી, કોઈ અસાધારણ, લોકોત્તર મોક્ષસાધના સ્ત્રીજાતિમાં પણ જરૂર પ્રગટ થઈ શકે.”

કુદરતે પ્રાણીકોટિમાં નર-માદા અથવા સ્ત્રી-પુરુષભેદ ઉત્પન્ન કર્યો જેથી બન્ને વચ્ચે જીવન-સહયોગ ચાલે અને જીવન સંપૂર્ણ અને સમૃદ્ધ બને. મનુષ્યજાતિમાં પણ કુદરતે સ્ત્રી-પુરુષભેદ રાખ્યો છે એ કાંઈ માત્ર પ્રજોત્પત્તિ માટે અથવા દામ્પત્ય જીવનના સહયોગી-સન્તોષ માટે જ નથી. જીવનનું પ્રયોજન જ જે મોક્ષને માટે છે, મુક્તજીવન માટે છે એમાં પણ, નિર્વિકારી જીવન-સહયોગમાં પણ, સ્ત્રીજાતિ પોતાનો ફાળો આપી જ શકે.

હું માનું છું કે જે લોકો નાનપણમાં જ સંન્યાસ લઈને સમાજથી જુદા થઈ જઈ નિવૃત્તિમય જીવન ગાળી મોક્ષની સાધના કર્યા કરે છે એમનું જીવન સર્વશ્રેષ્ઠ નથી. જીવનવિમુખ થવાથી જીવનની સંપૂર્ણતા મળતી નથી. જે લોકો બ્રહ્મચર્યની દીક્ષા લઈને દામ્પત્ય જીવન ગાળે છે અને સામાજિક જીવનમાં પોતાને ભાગે આવેલી સેવા કરતાં કરતાં વિજય શેઠ અને વિજયા શેઠાણીના જેવો મોક્ષમાર્ગી ગૃહસ્થાશ્રમ ચલાવે છે, એમની જ કોટિ શ્રેષ્ઠ છે. “મોક્ષ માટે સ્ત્રી અને પુરુષ

એકબીજાનો ત્યાગ કરે તો જ બચી શકે" એ વિચારે કુદરતે સ્ત્રી-પુરુષભેદ ઉત્પન્ન કર્યો હશે એ વાત કાંઈ માનવામાં નથી આવતી. સ્ત્રીમાં અને પુરુષમાં પોતપોતાની વિશેષતાઓ છે. નિર્વિકારી સહજીવન દ્વારા જીવનસેવા કરતાં કરતાં મોક્ષમાર્ગને રસ્તે આગળ વધતા જવું એ જ અંતિમ સાધના હોઈ શકે.

આવી સાધનામાં સાધકને કોક કોક વાર પુરુષ દ્વારા જે શાંતિ નથી મળી શકતી, સંતોષ નથી થતો, તે સ્ત્રીજાતિની આધ્યાત્મિક સિદ્ધિને લીધે કદાચ ખાસ મળી શકે.

આ ચિંતનમાં કેનોપનિષદનું રહસ્ય મારી મદદમાં આવે છે.

એક વખતે પરબ્રહ્મે દેવો માટે વિજય મેળવી આપ્યો. વિજયથી ઉન્મત્ત થઈ દેવો માનવા લાગ્યા કે "આ વિજય અમારો જ છે. અમારો જ આ મહિમા છે." પરબ્રહ્મે જોઈ લીધું કે આ દેવો અજ્ઞાનને લીધે આંધળા થયા છે. એમને કાંઈક ચમત્કાર બતાવવો જોઈએ. અદ્‌ભુત રૂપ ધારણ કરી બ્રહ્મ એમની આગળ પ્રગટ થયું. દેવો ઓળખી ન શક્યા કે આ અદ્‌ભુત આવિર્ભાવ છે શું? એ શી બલા છે? (ઉપનિષદમાં આને માટે શબ્દ રાખ્યો છે 'યક્ષ.' યક્ષનો અર્થ બલા નહીં પણ અજ્ઞાત છતાં પૂજ્ય વસ્તુ.) દેવોએ પોતાના નેતા અગ્નિદેવને કહ્યું, "આ યક્ષ શું છે? એને જરા જોઈ આવો, ઓળખી લો."

(કથા સહુ જાણે છે. એને અહીં વધારવી નથી.) અગ્નિદેવ પરબ્રહ્મને ઓળખી ન શક્યા ત્યારે દેવોએ વાયુદેવને પ્રાર્થના કરી, એ પણ કાંઈ કરી ન શક્યા ત્યારે એમણે પોતાના રાજા સર્વસમર્થ ઇન્દ્રને આજીજીપૂર્વક વિનંતી કરી કે આપ જ કૃપા કરીને અમને કહો કે આ યક્ષ છે શું? ઇન્દ્રરાજા પણ રહસ્ય પામી ન શક્યા.

જ્યારે અગ્નિ, વાયુ અને દેવાધિદેવ ઇન્દ્ર પણ પરમ રહસ્ય પામી ન શક્યા ત્યારે અધ્યાત્મવિદ્યા (સ્વયં ચિદ્‌શક્તિ) ત્યાં પ્રકટ થઈ અને દેવોને જીવનનું પરમ રહસ્ય સ્ત્રીરૂપિણી ચૈતન્યવિદ્યા પાસેથી પ્રાપ્ત કરવું પડ્યું. ઉપનિષદોમાં એને 'ઉમા હેમવતી' કહી છે.

જીવન-રહસ્ય બતાવનારી આ અધ્યાત્મ-રૂપિણી ઉમા શું છે? પુરાણો કહેશે કે હિમવાન અને મેનાની દીકરીને ઉમા કહે છે. અમે કહીશું કે માંડૂકય ઉપનિષદમાં ॐને રૂપે અધ્યાત્મ-વિદ્યાનું જે વિવરણ આપ્યું છે તે જ ઉમા છે. ॐ અને ઉમા એક જ છે (अ उ म મળીને ॐ બને છે અને उ म अ મળીને ઉમા થાય છે. અક્ષરો એના એ જ છે. માત્ર ક્રમ ઉલટાવ્યો છે અથવા કયો ક્રમ ઊલટો અને કયો સૂલટો એનો નિર્ણય કોણ કરી આપે?) માંડૂકય ઉપનિષદ કહે છે કે ॐમાં આખા વિશ્વનું રહસ્ય સમાયેલું છે. એમાંથી જ આખું વિશ્વ ઉત્પન્ન થયું છે. ભૂતમાત્રની ઉત્પત્તિ અને પ્રલય (प्रभवाप्ययौ हि भूतानाम्) એ જ છે. એને જે કોઈ જાણે છે તે બધી કામનાઓને પ્રાપ્ત કરે છે. સહુથી શ્રેષ્ઠ બને છે. એ જ્ઞાન સન્તતિનો

ઉત્કર્ષ કરે છે. સર્વત્ર સમાનતાની સ્થાપના કરે છે. બધાનું રહસ્ય સમજતો હોવાથી સહુનું આશ્રયસ્થાન બને છે. એ જ પોતાને ઓળખી, વિશ્વને ઓળખી, શાંતિ પ્રાપ્ત કરે છે. આ ચરમ શાંતિની સાધનાને જ આપણે સ્ત્રીરૂપિણી બ્રહ્મવાદિની ઉમા સ્વરૂપે ઓળખીએ.

પોતે રાષ્ટ્રસેવા કરતાં કરતાં અને અસંખ્ય રાષ્ટ્રસેવકોને મદદ અને સહકાર આપતાં આપતાં પોતાની અંદર જીવનશુદ્ધિની સતત સાધના શ્રી જમનાલાલજી ચલાવતા હતા. જીવનથી નાસી છૂટીને એકાંતવાળી કોક ગુફામાં બેસી માણસ પોતાને શુદ્ધ, બુદ્ધ અને મુક્ત માની શકે છે. પણ સાધનાની કસોટી તો જીવન જ છે. અને એ પણ કેવળ વ્યક્તિગત જીવન નહીં પણ સામાજિક જીવન, જેને ગીતાએ 'લોકસંગ્રહ' કહ્યું છે. આવી સાધના ચલાવવાનું કામ તો જીવનવીરોનું જ છે. અસંખ્ય જન્મ-પરંપરામાં જે સારા-નરસા સંસ્કાર મનુષ્યે એકઠા કર્યા છે એની શુદ્ધિ જીવનવિમુખ થયે કોઈ કાળે ન થઈ શકે. જીવનમાં રહીને, પોતાની કસોટી કરીને, હાર્યા વિના સાધના કરતા રહેવું, એ જ છે સાચો પુરુષાર્થ.

જે રીતે સ્વરાજ્યની ઉત્કટ સાધના કરતાં છતાં ગાંધીજીએ જીવનના કોઈ પણ પાસાની ઉપેક્ષા કરી ન હતી તે જ પ્રમાણે જમનાલાલજી પણ રાષ્ટ્રીય જીવનના કોઈ એક જ ક્ષેત્રમાં પોતાને બાંધી ન લેતા, અને કોઈ એકનો જ પુરસ્કાર ન કરતા, ઉત્કર્ષ માટે બધાં જ ક્ષેત્રોમાં રસ ધરાવતા અને બધાં ક્ષેત્રોના રાષ્ટ્રસેવકોને આત્મીય ભાવે અપનાવતા. ગાંધીજી સાથે એકરૂપ થનારાં – માતા કસ્તૂરબા, મહાદેવભાઈ અને જમનાલાલજીનું મનમાં શ્રાદ્ધ કરતાં એક સવાલ ઊઠચો કે આ ત્રણેયે ગાંધીજીના નિર્વાણ પહેલાં જ આ દુનિયામાંથી વિદાય શા માટે લીધી? પોતાની ગાંધીસેવા એમણે અધવચથી શા માટે છોડી દીધી? શ્રદ્ધાએ જવાબ આપ્યો, "ગાંધીજીના નવા અવતારમાં જે કાંઈ કામ ભગવાન લેવા માગતા હશે એની પૂર્વ તૈયારી કરવા સારુ કદાચ ભગવાને આ ત્રણેને આ દુનિયામાંથી ખેંચી લઈને નવા કામમાં લગાડી દીધાં હશે. ભગવાનની લીલા નિશ્ચિતરૂપે કોણ જાણી શકે? આપણે તો કેવળ કલ્પના જ કરી શકીએ. ખેર, ગાંધી પુણ્યતિથિનાં આ બે અઠવાડિયાંમાં આ રાષ્ટ્રપુરુષોનું ચિંતન કરી એમનું શ્રાદ્ધ કરીએ અને પોતાને ભાગે આવેલું રાષ્ટ્રકાર્ય કરતાં કરતાં આપણી જીવનયાત્રા પૂરી કરીએ."*

---

* શ્રી જમનાલાલજીની પુણ્યતિથિ નિમિત્તે તા. ૧–૨–'૬૮ને દિવસે મુંબઈમાં આપેલું વ્યાખ્યાન.

# ૭. રાષ્ટ્રમૂર્તિ

## રાષ્ટ્રમૂર્તિ રાજેન્દ્રબાબુ

બાબુ રાજેન્દ્રપ્રસાદ ભારતના પહેલા રાષ્ટ્રપતિ. રાષ્ટ્રીય મહાસભા કૉંગ્રેસના તેઓ અધ્યક્ષ થઈ ચૂકયા હતા. સ્વતંત્ર ભારતે જે સભા દ્વારા પોતાને માટે વિધાન તૈયાર કર્યું, તે વિધાન પરિષદના પણ તેઓ અધ્યક્ષ હતા. કોણ જાણે ભારતની કેટકેટલી રાષ્ટ્રીય સંસ્થાઓના, સંમેલનો અને પરિષદોના તેઓ અધ્યક્ષ હતા. ભારતની ભાવનાત્મક એકતાને દૃઢ કરવા ગાંધીજીએ જ્યારે વર્ધામાં હિન્દુસ્તાની પ્રચારસભાની સ્થાપના કરી ત્યારે એમણે રાજેન્દ્રબાબુને એના અધ્યક્ષસ્થાને બેસાડયા અને પોતે ઉપાધ્યક્ષ બન્યા. પોતાની વિદ્વત્તા, ચારિત્ર્ય, રાષ્ટ્રભક્તિ, સ્વરાજ્ય-સેવા અને ગાંધી-કાર્યની અનન્ય નિષ્ઠાને લીધે, રાજેન્દ્રબાબુ આખા રાષ્ટ્ર માટે પૂજ્ય તો બન્યા હતા જ. સ્વરાજ્યના આખરી સંઘર્ષ વખતે પોતાની તેજસ્વિતા સાથે એમણે પોતાના સાત્ત્વિક, મિલનસાર, ઉદાર અને અજાતશત્રુ સ્વભાવનો પણ પરિચય કરાવ્યો હતો. ભારતીય સંસ્કૃતિના એ એક શ્રેષ્ઠ પ્રતિનિધિ હતા. અને આ બધી વિભૂતિઓને કારણે એમનું ભાગ્ય પણ ઉજ્જવળ હતું. તેથી જ રાષ્ટ્રે એમને બે વાર રાષ્ટ્રપતિ તરીકે પસંદ કર્યા. એ પણ ભૂલવું ન જોઈએ કે ભારતની રક્ષા માટે રાષ્ટ્રે જે સેના રાખી છે એના પણ તેઓ વિધાનતઃ સર્વોચ્ચ સેનાપતિ બન્યા. આમ હોવા છતાં ગાંધીજીના આદર્શો પ્રત્યે વફાદાર હોવાને લીધે એમણે પોતાનો વિશ્વાસ જાહેર કર્યો કે ભારત જેવા દેશે સૈન્ય-વિસર્જનનો એકતરફી પ્રયોગ પણ અજમાવી જોવો જોઈએ.

આપણે જ્યારે રાજેન્દ્રબાબુને 'રાષ્ટ્રમૂર્તિ' કહીએ છીએ ત્યારે ઉપરની બધી વાતોને યાદ કરીને જ કહીએ છીએ.

જે ત્રણ ભાષાની વધારેમાં વધારે અસર આપણા રાષ્ટ્રીય જીવન પર પડી છે તે ત્રણે ભાષા રાજેન્દ્રબાબુને સરસ આવડતી હતી—સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી. રાષ્ટ્રભાષા તરીકે હિંદીનો પ્રચાર કરવા માટે જ્યારે હિન્દી સાહિત્ય સંમેલન સ્થપાયું ત્યારે શ્રી માલવિયાજી તથા શ્રી ટંડનજી સાથે રાજેન્દ્રબાબુ પણ એના એક સંસ્થાપક હતા.

બિહારની ભૂમિ રાજા જનક, ભગવાન બુદ્ધ અને મહાવીર સ્વામીની કર્મભૂમિ હતી. અને આપણે એ પણ ભૂલવું ન જોઈએ કે બિહારની પ્રજાધાની પટના, શીખોના અંતિમ ગુરુ ગોવિંદસિંહનું જન્મસ્થાન પણ છે.

અને બિહારનું ભાગ્ય પણ કેવું? આતંકવાદી લોકોના પહેલા બૉમ્બનો પ્રયોગ પણ બિહારમાં થયો અને અહિંસક પ્રતિકાર રૂપી શસ્ત્રનો ગાંધીજીનો સત્યાગ્રહી પ્રયોગ પણ ભારતમાં સર્વપ્રથમ બિહારમાં જ થયો. ખનિજ સંપત્તિમાં કોલસા

અને ઉદ્‌ભિજ સંપત્તિમાં ચોખા અને શેરડી બંને માટે બિહારમાં સ્થાન છે. અને હું તો કહીશ કે ‘ગિરમીટિયા’ તરીકેના અપમાનનું કલંક સહન કરતાં કરતાં જે ભારતવાસી પરદેશ જઈ વસ્યા તેમાં પણ બિહારના લોકો સારી સંખ્યામાં હતા, એ પણ ઇતિહાસવિધાતાની જ યોજના સમજવી જોઈએ. ભારતને પોતાના પહેલા રાષ્ટ્રપતિ આ જ બિહાર ભૂમિમાંથી સાંપડ્યા એ વાત પણ બધી રીતે યોગ્ય જ છે.

બિહારમાં જ્યારે સને ૧૯૩૪નો ભયાનક ધરતીકંપ થયો ત્યારે સંકટનિવારણના કામનો પૂરો ભાર શ્રી રાજેન્દ્રબાબુએ ઉપાડી લીધો. આ અસાધારણ સેવાકાર્યને સંગઠિત કરવા માટે રાજેન્દ્રબાબુએ સહુથી પહેલી મદદ માગી સાબરમતીના અમારા સત્યાગ્રહ આશ્રમની જ. આ વાતનું મને અભિમાન છે. કુદરતના આ પ્રકોપ સામે જનતાનું રક્ષણ કરવા માટે જે બે ધન-સંગ્રહ એકઠા થયા – એક વાઈસરૉયનો અને બીજો રાજેન્દ્રબાબુનો, ત્યારે એ બે વચ્ચે ઠીકઠીક હરીફાઈ થઈ. ભારતની અંગ્રેજ સરકારે પોતાનો પ્રભાવ બતાવ્યો. પરિણામે પૈસાદાર લોકોએ સરકારી ફાળામાં સારું એવું ધન આપ્યું. અહીં રાષ્ટ્રની સ્વરાજ્યભક્તિ પણ ઓછી ન હતી. તેથી રાજેન્દ્રબાબુના ફંડમાં પણ રાષ્ટ્રે ધનની રેલ રેલાવી. અને આ હરીફાઈમાં સ્વરાજ્ય-પ્રેમી રાષ્ટ્ર હાર્યું નહીં. ત્યારથી જ લોકો કહેવા લાગ્યા કે સ્વરાજ્યના પ્રમુખ તો રાજેન્દ્રબાબુ જ થશે.

સ્વરાજના આંદોલનમાં મુંબઈ નગરીએ ધન અને જનની જે મદદ કરી હતી એનો વિચાર કરીને ઘણા લોકો મુંબઈને ‘સ્વરાજ્યનગરી’ કહેતા. આ મુંબઈમાં જ્યારે કૉંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાયું ત્યારે પ્રમુખ તરીકે રાજેન્દ્રબાબુ જ ચૂંટાયા.

જ્યારે દેશની આગળ ભાગલાનો સવાલ ઉપસ્થિત થયો ત્યારે એના વિરોધમાં રાજેન્દ્રબાબુએ પોતાની પૂરી શક્તિ વાપરી હતી અને ભાગલા પડવાથી હિન્દુ અને મુસલમાન બન્નેનું સરખું જ અહિત થશે એ હકીકતને તેઓએ અનેક મજબૂત દલીલો સાથે સાબિત કરી હતી.

રાષ્ટ્રપતિ થયા પછી જાપાનથી તે રૂસ (રશિયા) સુધીની મુસાફરી કરી રાજેન્દ્ર-બાબુએ ભારતની વિશ્વકલ્યાણની નીતિના પ્રભાવનો પરિચય બધે કરાવ્યો હતો. ‘नम्रत्वेन उन्नमन्तः’વાળા રાજા ભર્તૃહરિનું વર્ણન જે લોકોના જીવનમાં સંપૂર્ણપણે ચરિતાર્થ થયું છે એ યાદીમાં રાજેન્દ્રબાબુનું નામ સહુથી આગળ લખાશે. ગાંધીયુગના આ ઉજ્જવળ પ્રતિનિધિની જીવનયાત્રા બધી રીતે ધન્ય થઈ, એની સુગંધ રાષ્ટ્રના વાયુમંડળમાં દીર્ઘકાળ સુધી ફોરતી રહેશે.

# ૮. આદરાંજલિ

સાધુચરિત ડૉ. રાજેન્દ્રપ્રસાદજી પ્રખર બુદ્ધિના વકીલ હતા, દીર્ઘદર્શી રાષ્ટ્રનેતા હતા. પોતાની દીર્ઘકાલીન સેવાને કારણે તેઓ પૂજનીય રાષ્ટ્રપુરુષ બન્યા. એમનું જીવન વિવિધ રાષ્ટ્રકાર્યોથી ભરેલું રહેતું. અને એમની વિશેષતા એ હતી કે જીવનમાં કોઈનીયે સાથે એમને દુશ્મનાવટ ન બંધાઈ. ખરેખર તેઓ અજાત-શત્રુ હતા. તેથી જ્યારે ગાંધીજીના પાવન માર્ગ દેશ સ્વતંત્ર થયો ત્યારે રાજેન્દ્રબાબુને સર્વાનુમતે સ્વતંત્ર ભારતના પ્રથમ અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા. પોતાના સેવા અને સાત્ત્વિકતાના ગુણને કારણે તેઓ ગાંધીજીના શ્રેષ્ઠ સાથી બન્યા.

રાષ્ટ્રપતિપદે ચૂંટાયા પછી રાજેન્દ્રબાબુનું અભિનંદન કરવા જ્યારે હું દિલ્હીના રાષ્ટ્રપતિભવનમાં ગયો ત્યારે મારા મનમાં પ્રથમ વિચાર એ જ આવ્યો કે સમ્રાટ અશોક જ્યારે પાટલીપુત્રના સિંહાસન પર બેઠા હતા ત્યારે એમના તાબામાં જેટલું ભારત હતું એનાથી વધુ વિસ્તીર્ણ અને સંપન્ન ભારતના રાષ્ટ્રપતિનું અભિનંદન હું કરી રહ્યો છું.

રાજેન્દ્રબાબુ સાથે મારો પ્રથમ પરિચય ક્યારે થયો તે અત્યારે સ્મરણમાં નથી, જાણે અમે પહેલેથી જ એકબીજાને ઓળખતા હતા! જ્યારે જ્યારે તેઓ ગાંધીજીના આશ્રમમાં આવતા, ત્યારે ત્યારે અમે બધા એમને અમારા આશ્રમના સાથીઓમાંના જ એક માનતા. એમની સાદગી, એમનું સંયમપૂર્ણ જીવન અને રચનાત્મક કાર્યો પ્રત્યેની એમની ભક્તિ જોઈ અમે માનતા કે રાજેન્દ્રબાબુ પણ આશ્રમવાસી જ છે.

બિહારમાં જ્યારે ભયંકર ભૂકંપ થયો ત્યારે બિહારની સેવા માટે હું જરૂર પહોંચી જાત, પણ તે વખતે બ્રિટિશ રાજ્યની સામે સત્યાગ્રહ કરવામાં હું રોકાયેલો હતો, તેથી અનેક આશ્રમવાસીઓ સાથે મેં મારા નાના દીકરા(બાળ)ને બિહાર મોકલી દીધો હતો. આશ્રમમાં મહાત્માજી પાસેથી મારા દીકરાને જે વાત્સલ્ય મળતું તેવું જ વાત્સલ્ય એને રાજેન્દ્રબાબુ પાસેથી મળેલું.

ઈન્દોરના પ્રથમ હિન્દી સાહિત્ય સંમેલન પછી ગાંધીજીએ દક્ષિણના ચારે પ્રાંતોમાં હિન્દીનો પ્રચાર શરૂ કર્યો ત્યારે મારા મિત્રોએ એ કામ પોતાને માથે લીધું.

હિન્દી સાહિત્ય સંમેલનનું અધિવેશન જ્યારે બીજી વાર ઈન્દોરમાં ભરાયું ત્યારથી હિન્દીસેવાનું કામ મારે માથે આવી પડ્યું અને નાગપુર અધિવેશન પછી ભારતના બાકીના આઠ અ-હિન્દી પ્રાંતોમાં કામ કરવા માટે અમે રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની સ્થાપના વર્ધામાં કરી, ત્યારથી પૂજ્ય રાજેન્દ્રબાબુ સાથે મારો સંબંધ ઘનિષ્ઠ થયો. હિન્દીના પ્રચાર અંગે બિહારે બાપુજીને સારી સહાય કરી.

જ્યારે જ્યારે હું પટના જતો ત્યારે પટનામાં સદાકત આશ્રમમાં રાજેન્દ્રબાબુને ઘેર ઊતરતો અને રાજેન્દ્રબાબુના પરિવારના બધા સભ્યો ગાંધીજીના આશ્રમમાં

આવીને રહેતા જ હતા. આ રીતે અમારો કૌટુંબિક સંબંધ વધ્યો. મને કહેતાં સંતોષ થાય છે કે આટલો નજીકનો સંબંધ છતાં રાજેન્દ્રબાબુ તરફનો મારો આદર 'અતિ પરિચયે' ઘટયો નહીં, પણ વધતો જ ગયો.

આ રાષ્ટ્રપુરુષનું આંતર-બાહ્ય જીવન એટલું નિર્મળ હતું કે એમને દૂરથી નીરખીએ કે નિકટથી, એમના વિશેનો આદર વધતો જ જતો.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ જે કોઈ કામ મને સોંપે તે કરવામાં મેં ગૌરવ જ અનુભવ્યું છે.

આજે આખું ભારત બિહાર રાજ્યને 'રાજેન્દ્રબાબુનું બિહાર' કહે છે. સ્વાતંત્ર્ય પછી જ્યારે જ્યારે હું પરદેશ ગયો છું—પછી તે જાપાન હોય કે અમેરિકા, રૂસ હોય કે આફ્રિકા—ત્યાંના લોકોને કહું છું કે તમે જેમ ગાંધીજીના ભારતને નેહરુનું ભારત કહો છો તે જ રીતે 'રાજેન્દ્રના ભારત' તરીકે પણ તમારે ભારતને ઓળખવો જોઈએ. દેખાવમાં રાજેન્દ્રબાબુ ભારતના ખેડૂત જેવા દેખાતા એનો પણ ગૌરવભેર ઉલ્લેખ મેં અનેક દેશોમાં કર્યો છે.

# ૯. ચિર-જીવી સરદાર

## સરદાર વલ્લભભાઈ

સરદાર વલ્લભભાઈ પટેલ ખરેખર તો અમારા શિવાજી અને લોકમાન્ય ટિળકની પરંપરાના હતા. પરંતુ એમણે જોયું કે આજનો યુગધર્મ અહિંસાનો છે, ગાંધીજીના પ્રભાવ નીચે ભારત અવશ્યમેવ આવશે, તેથી તેમણે ગાંધીજીનું નેતૃત્વ કબૂલ્યું અને એક સાચા તથા નિષ્ઠાવાન સિપાઈની દૃઢતાથી એ નેતૃત્વને માન્ય રાખ્યું.

"જો તેઓ ગાંધીજીની અસર તળે ન આવ્યા હોત તો પોતાની બૅરિસ્ટરીમાં જ ડૂબેલા રહ્યા હોત અને દુનિયાના પ્રસિદ્ધ બૅરિસ્ટરોની જેમ ધન કમાવા પાછળ પડયા હોત," એમ કહેવું ખોટું છે. ગાંધીજીની સચ્ચાઈ અને દેશભક્તિથી જો તેઓ પ્રભાવિત ન થયા હોત તો બીજે કોઈ રસ્તે દેશસેવાના ક્ષેત્રમાં પ્રવેશ્યા હોત.

ગાંધીજીની ધર્મપરાયણતા જે જાતની હતી તે જાતની સરદાર વલ્લભભાઈમાં નહોતી. પણ કુળપરંપરાથી તેઓ સ્વામીનારાયણ સંપ્રદાયના હતા. એ સંપ્રદાયમાં જે એક જાતની ખાસ વ્યક્તિનિષ્ઠા મળે છે તે એમનામાં ખાસ હતી. એ નિષ્ઠા એમના કૌટુંબિક જીવનમાં અને ખાસ કરીને તેમના મોટાભાઈ વિઠ્ઠલભાઈ પટેલ તરફ તેઓ જે આદર રાખતા, તેમાં વ્યક્ત થઈ છે. એવી જ અનન્ય નિષ્ઠા એમણે ગાંધીજી પ્રત્યે પણ દર્શાવી.

શ્રી વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ બન્ને સમર્થ પુરુષ હતા. બંનેએ ગાંધીજીના પ્રભાવને ઓળખ્યો. પણ સ્વભાવભેદને કારણે બંનેએ ભિન્ન માર્ગ અપનાવ્યા. વલ્લભભાઈએ પોતાની નિષ્ઠા ગાંધીજીને ચરણે અર્પણ કરી હતી તોપણ પોતાના

મોટાભાઈ પ્રત્યે એમણે આદર ઓછો થવા ન દીધો. પોતાના મોટાભાઈ સાથે તેઓ જે રીતે આખર સુધી વર્ત્યા, તે પરથી વલ્લભભાઈના કોમળ સદ્‌ગુણોનો પરિચય થાય છે.

મનુષ્યમાત્રમાં સુષુપ્તપણે રહેલી ધાર્મિકતા, આર્યતા અને તેજસ્વિતાને જાગ્રત કરવાની અસાધારણ શક્તિ ગાંધીજીમાં હતી. એ જાગ્રત શક્તિ મજબૂત અને પોલાદ જેવી પાણીદાર બનાવવાનું કામ વલ્લભભાઈનું જ હતું. ગાંધીજીએ આખા દેશમાં ચારિત્ર્યના સંસ્કાર સીંચીને લોકોને બહાદુર બનાવ્યા. સરદાર વલ્લભભાઈએ ખેડા અને બારડોલીના ચળવળના દિવસોમાં ગુજરાતના લોકોને લડવૈયા બનાવ્યા. ગાંધીજીએ સેના તૈયાર કરી આપી. વલ્લભભાઈએ પોતાના અસાધારણ યુદ્ધ-કૌશલ્ય સાથે એ સેના પાસેથી કામ લીધું અને વિજય મેળવી બતાવ્યો.

કહેવાય છે કે જ્યારે સોનામાં થોડુંક ત્રાંબું ભળે છે ત્યારે સોનું મજબૂત થાય છે. એનો ચળકાટ પણ વધે છે અને એના રણકામાં પણ ફેર પડે છે. ગાંધીજીમાં તત્ત્વનિષ્ઠાનું સોનું હતું. એમનામાં વહેવારકુશળતા ઓછી ન હતી. પણ એ રહ્યા ક્રાન્તદર્શી. આજે ભેળવેલું ત્રાંબું આગળ જતાં કોક દિવસે નુકસાન કરવાનું જ એ વિચારે તેઓ બનતાં સુધી ત્રાંબાથી દૂર રહેતા. વલ્લભભાઈની નજર હમેશાં વિજય તરફ જ રહેતી. તેઓ કદર તો સોનાની જ કરતા. સોના પાસેથી જ એ કામ લેવા ઇચ્છતા હતા, પણ સોનામાં વહેવારદૃષ્ટિનું ત્રાંબું મેળવવામાં એમને કશો સંકોચ થતો ન હતો. આખી દુનિયા જાણે છે કે શુદ્ધ સોનામહોર કરતાં મિશ્રણવાળા સોનાની ગિની વધારે મજબૂત હોય છે.

લડવૈયા હોવાથી સરદાર વલ્લભભાઈ વિરોધીઓની નિર્બળતા તરત જાણી જતા અને એના પર પ્રહાર કરીને એને માત કરતા હતા. ગાંધીજી રહ્યા અજાતશત્રુ, પોતાના પક્ષના માણસોની ઉન્નતિના પ્રયત્ન જેમ તેઓ કરતા તેમ જ પ્રતિપક્ષીની ઉન્નતિ માટે પણ એમના પ્રયત્ન રહેતા.

આ સૂક્ષ્મ ભેદ સમજવાથી જ વલ્લભભાઈની અસાધારણ કાર્યસફળતાને આપણે સમજી શકીશું. વલ્લભભાઈમાં રજપૂત બહાદુરીનું આંધળાપણું ન હતું અને મુસ્લિમ જેહાદની કટુતા પણ ન હતી. એમણે કોઈ કાળે પ્રતિપક્ષી પર અકારણ પ્રહાર નથી કર્યો. વર્તમાનકાળના સર્વોચ્ચ સેનાનીમાં દેખાતી ‘અવસર ઓળખવાની શક્તિ’ એમનામાં હતી અને યોગ્ય સમય આવે ત્યાં સુધી રાહ જોવાની ધીરજ પણ એમની પાસે હતી. આ ખૂબી ગાંધીજીમાં પણ હતી. પણ એમની રીત જુદી એટલે કે અજાતશત્રુની હતી.

ગાંધીજી અને સરદાર વલ્લભભાઈએ એકબીજાને બરાબર ઓળખ્યા. બંનેને આનંદ હતો કે આપણને એક સારા લગભગ સમાનધર્મી મળી ગયા. સરદાર વલ્લભભાઈમાં ચારિત્ર્યની ઊંચાઈ ન હોત તો ગાંધીજી એમને પોતાનો ‘જમણો હાથ’ ન બનાવત. ગાંધીજીમાં તેજસ્વિતા અને તીવ્ર દેશભક્તિ ન હોત તો

વલ્લભભાઈ જેવા માની પુરુષ એમના સિપાહી ન બનત. બંનેમાં આદર્શની સમાનતા ન હોત તો ત્રીસ વરસ સુધી બંનેનો આટલો ઘનિષ્ઠ સહયોગ ચાલી ન શક્યો હોત.

આપણા દેશી રાજાઓનો સવાલ બહુ આંટીઘૂંટીવાળો હતો. ભારતનું સ્વરાજ્ય માન્ય કરતી વખતે અંગ્રેજોએ આ રાજાઓને સંપૂર્ણ સ્વતંત્ર બનાવી, આ સવાલને વધારે ગૂંચવ્યો હતો. આ પરિસ્થિતિમાં ભાગલા પડેલા દેશની એકતા કાયમ રાખવી અને મજબૂત કરવી એ કઠણ કામ હતું. એ પ્રશ્નનો ઉકેલ લાવી શકે એવા એક સરદાર વલ્લભભાઈ જ હતા. ઘણાખરા રાજવીઓની સામાન્ય નીતિ એ હતી કે સત્તા આગળ માથું નમાવવું, સત્તાના પગ પકડવા, પોતાની પ્રજાને દબાયેલી રાખવી અને આ રીતે જે સલામતી મળે એનો ઉપયોગ ભોગવિલાસ વધારવામાં કરતા રહેવું. કહેવાય છે કે એક શ્યામ વર્ણના માણસે પોતાની આસપાસ શાલિગ્રામ જેવા કાળા જ નોકર રાખ્યા હતા જેથી પોતાનો વર્ણ હમેશાં ઊજળો દેખાય. તેમ જ દેશી રાજાઓની મનગમતી રાજ્યપ્રણાલીના પ્રમાણમાં અંગ્રેજોનું કાયદાનું રાજ્ય હંમેશાં સારું જ દેખાતું હતું.

સરદાર વલ્લભભાઈ આ રાજાઓની નિર્બળતા જાણી ગયા. એમણે એ પણ જોઈ લીધું કે તેઓ આરામપ્રિય અને સલામતીપૂજક છે. લૉર્ડ વેલેસ્લીએ સબ્સિડિયરી સિસ્ટમ દ્વારા આ બધા રાજાઓની ચોટલી પોતાના હાથમાં લઈ લીધી હતી.

સરદાર વલ્લભભાઈએ ગાંધીજી સાથે મસલત કરીને એ જ નીતિને પૂર્ણ બનાવી અને પ્રજા-રાજ્યને મજબૂત કર્યું.

મને પોતાને ખાતરી છે કે જો સરદાર વલ્લભભાઈને સમય મળ્યો હોત તો ગાંધીજીની રીતનું અનુસરણ કરીને એમણે આ રાજાઓના પુનરુદ્ધાર માટે પૂરો પ્રયત્ન કર્યો હોત. આ રાજાઓ ગમે તેવા હોય, આપણા દેશના જ લોકો છે. એમનામાં પરંપરાથી મળેલા કેટલાક સદ્‌ગુણો છે. અંગ્રેજોએ એમના સદ્‌ગુણોને દબાવી દીધા. એમના દુર્ગુણોને પ્રોત્સાહન આપ્યું. તેથી પોતાની પ્રજાના સ્વાતંત્ર્ય પ્રત્યે તેઓ ઉદાસીન અથવા પ્રતિકૂળ બન્યા. પ્રજારાજ્યોને મજબૂત કર્યા પછી આ રાજાઓને પ્રજાસેવાની સારી તકો આપવી જ જોઈએ. આ લોકોને રાજ્યપાલ આદિની જગ્યા આપી અથવા પરદેશ મોકલી એમની પાસેથી સારી સેવા લઈ જ શકાય. હું માનું છું કે થોડા જ દિવસોમાં આ નાનામોટા બધા રાજાઓ ચૂંટણીમાં ઊભા થશે અને પોતાની બધી શક્તિ પ્રજાનો વિશ્વાસ પ્રાપ્ત કરવા પાછળ લગાડી દેશે. એમની પાસે ધન છે, કાંઈક પ્રતિષ્ઠા પણ છે, પરંપરા છે. અને પોતાની વાત સિદ્ધ કરવા માટે શું શું કરવું જોઈએ એ પણ તેઓ જાણે છે. જો એ લોકો ચૂંટણી માટે ઊભા રહે તો આજકાલના ઘણાય નેતાઓને એમનો સામનો કરવાનું મુશ્કેલ થઈ જાય. મારો પોતાનો વિચાર છે કે જો સરદાર વલ્લભભાઈ ત્યાં સુધી

જીવતા હોત તો તેઓ રાજાઓને ચૂંટણીમાં ખેંચી લેતે અને પ્રજાસેવાની નવી દીક્ષા એમને આપતે.

જે યોગ્યતા નામદાર આગાખાને વિલાયતમાં રહીને મેળવી છે તેવી યોગ્યતા અંદરની મહત્ત્વાકાંક્ષા જાગ્રત થયા પછી કેટલાક રાજાઓમાં આવી શકે. સરદાર વલ્લભભાઈના ઉત્તરાધિકારીનું એક મુખ્ય કામ રાજાઓને પ્રજાસેવા માટે ખેંચી લેવાનું રહેશે.

બારડોલીના સત્યાગ્રહનો ઈતિહાસ શ્રી મહાદેવભાઈએ લખ્યો જ છે. સરદાર વલ્લભભાઈનાં ભાષણોનો સંગ્રહ ગુજરાતી ભાષામાં પ્રગટ થયો છે. એમનું જીવન-ચરિત્ર પણ 'નવજીવન પ્રકાશન મંદિરે' પ્રગટ કર્યું છે. પિતાનિષ્ઠ કુમારી મણિબહેને બંને પુસ્તકો માટે સામગ્રી એકત્રિત કરી હતી. શ્રી નરહરિભાઈ પરીખે વલ્લભ-ભાઈનું જીવનચરિત્ર લખ્યું છે. એમનાથી ચડિયાતો ચરિત્રકાર ભાગ્યે જ બીજો મળી શકત.

ગુજરાત બહારના લોકો મણિબહેનને પિતાની સ્વાસ્થ્ય-રક્ષિકા તરીકે જ ઓળખે છે, સ્વરાજ્ય-સંગ્રામના દિવસોમાં મણિબહેને જે તેજસ્વિતા દેખાડી છે અને રચના-ત્મક કાર્યક્રમોમાં પણ જે પ્રગતિ કરી છે એનું વર્ણન દેશની આગળ આવવું જોઈએ. પિતાના અવસાન સુધી એકાગ્રનિષ્ઠાથી એમણે પિતાની સેવા કરી. જે દેશને સ્વતંત્ર અને મજબૂત કરવા માટે પિતાએ આખું જીવન અર્પણ કર્યું એ દેશની સેવા કરવાની ઉજ્જવળ તક મણિબહેનને મળવી જોઈએ. ત્યારે જ એમના વ્યક્તિત્વનાં બધાં પાસાંઓનો પરિચય દેશને થઈ શકશે. આ બધાં પાસાંઓ વિશે જાણી લેવાથી જ મહાત્માજીએ એક વાર સંતોષપૂર્વક કહ્યું હતું કે "મણિ તો સાચે મણિ જ છે."

દેશના વધારેમાં વધારે લોકો સાથે જેમ મહાત્માજી પરિચિત હતા તે જ રીતે સરદાર વલ્લભભાઈ પણ દરેક પ્રાન્તના બધા દેશસેવકોને વત્તાઓછા પ્રમાણમાં ઓળખતા અને કોની પાસેથી કયું કામ લેવું જોઈએ એનો નિર્ણય સત્વર કરી શકતા. આ શક્તિ હવે જેનામાં પ્રગટશે તે જ સરદાર વલ્લભભાઈની પરંપરા આગળ ચલાવી શકશે.

સરદારના અવસાનથી દેશને ઘણું નુકસાન થયું છે. એમની સલાહ અને એમનું નેતૃત્વ હવે આપણને નહીં મળે. પણ એમણે જે એક પ્રણાલી ઊભી કરી છે એની દ્વારા તેઓ દેશની સેવા કરતા જ રહેશે. સરદાર ગયા પરંતુ દેશસેવાનો જે ઉજ્જવળ આદર્શ એમણે દેશ સમક્ષ ઊભો કર્યો છે તે કાંઈ ગયો નથી. એનું સંવર્ધન આપણે જરૂર કરી શકીએ અને મહાત્માજી તથા સરદારનાં બધાં સ્વપ્નો સિદ્ધ કરવાની પરાકાષ્ઠા પણ કરી શકીએ છીએ.

જાન્યુઆરી, ૧૯૫૧.

વલ્લભભાઈ જેવા માની પુરુષ એમના સિપાહી ન બનત. બંનેમાં આદર્શની સમાનતા ન હોત તો ત્રીસ વરસ સુધી બંનેનો આટલો ઘનિષ્ઠ સહયોગ ચાલી ન શક્યો હોત.

આપણા દેશી રાજાઓનો સવાલ બહુ આંટીઘૂંટીવાળો હતો. ભારતનું સ્વરાજ્ય માન્ય કરતી વખતે અંગ્રેજોએ આ રાજાઓને સંપૂર્ણ સ્વતંત્ર બનાવી, આ સવાલને વધારે ગૂંચવ્યો હતો. આ પરિસ્થિતિમાં ભાગલા પડેલા દેશની એકતા કાયમ રાખવી અને મજબૂત કરવી એ કઠણ કામ હતું. એ પ્રશ્નનો ઉકેલ લાવી શકે એવા એક સરદાર વલ્લભભાઈ જ હતા. ઘણાખરા રાજવીઓની સામાન્ય નીતિ એ હતી કે સત્તા આગળ માથું નમાવવું, સત્તાના પગ પકડવા, પોતાની પ્રજાને દબાયેલી રાખવી અને આ રીતે જે સલામતી મળે એનો ઉપયોગ ભોગવિલાસ વધારવામાં કરતા રહેવું. કહેવાય છે કે એક શ્યામ વર્ણના માણસે પોતાની આસપાસ શાલિગ્રામ જેવા કાળા જ નોકર રાખ્યા હતા જેથી પોતાનો વર્ણ હમેશાં ઊજળો દેખાય. તેમ જ દેશી રાજાઓની મનગમતી રાજ્યપ્રણાલીના પ્રમાણમાં અંગ્રેજોનું કાયદાનું રાજ્ય હંમેશાં સારું જ દેખાતું હતું.

સરદાર વલ્લભભાઈ આ રાજાઓની નિર્બળતા જાણી ગયા. એમણે એ પણ જોઈ લીધું કે તેઓ આરામપ્રિય અને સલામતીપૂજક છે. લૉર્ડ વેલેસ્લીએ સબ્સિડિયરી સિસ્ટમ દ્વારા આ બધા રાજાઓની ચોટલી પોતાના હાથમાં લઈ લીધી હતી.

સરદાર વલ્લભભાઈએ ગાંધીજી સાથે મસલત કરીને એ જ નીતિને પૂર્ણ બનાવી અને પ્રજા-રાજ્યને મજબૂત કર્યું.

મને પોતાને ખાતરી છે કે જો સરદાર વલ્લભભાઈને સમય મળ્યો હોત તો ગાંધીજીની રીતનું અનુસરણ કરીને એમણે આ રાજાઓના પુનરુદ્ધાર માટે પૂરો પ્રયત્ન કર્યો હોત. આ રાજાઓ ગમે તેવા હોય, આપણા દેશના જ લોકો છે. એમનામાં પરંપરાથી મળેલા કેટલાક સદ્ગુણો છે. અંગ્રેજોએ એમના સદ્ગુણોને દબાવી દીધા. એમના દુર્ગુણોને પ્રોત્સાહન આપ્યું. તેથી પોતાની પ્રજાના સ્વાતંત્ર્ય પ્રત્યે તેઓ ઉદાસીન અથવા પ્રતિકૂળ બન્યા. પ્રજારાજ્યોને મજબૂત કર્યા પછી આ રાજાઓને પ્રજાસેવાની સારી તકો આપવી જ જોઈએ. આ લોકોને રાજ્યપાલ આદિની જગ્યા આપી અથવા પરદેશ મોકલી એમની પાસેથી સારી સેવા લઈ જ શકાય. હું માનું છું કે થોડા જ દિવસોમાં આ નાનામોટા બધા રાજાઓ ચૂંટણીમાં ઊભા થશે અને પોતાની બધી શક્તિ પ્રજાનો વિશ્વાસ પ્રાપ્ત કરવા પાછળ લગાડી દેશે. એમની પાસે ધન છે, કાંઈક પ્રતિષ્ઠા પણ છે, પરંપરા છે. અને પોતાની વાત સિદ્ધ કરવા માટે શું શું કરવું જોઈએ એ પણ તેઓ જાણે છે. જો એ લોકો ચૂંટણી માટે ઊભા રહે તો આજકાલના ઘણાય નેતાઓને એમનો સામનો કરવાનું મુશ્કેલ થઈ જાય. મારો પોતાનો વિચાર છે કે જો સરદાર વલ્લભભાઈ ત્યાં સુધી

માટે હૃદયની જે ઉત્ફુલ્લતા જરૂરી હતી તે એમનામાં પૂરેપૂરી હતી. પણ તેઓ કોઈના જ અંધ અનુયાયી થઈ શકતા ન હતા. જેટલું બુદ્ધિગ્રાહ્ય હોય એટલું તેઓ અપનાવતા.

કિશોરલાલભાઈની સ્વતંત્ર મનોવૃત્તિ જોઈને ગાંધીજીએ એક વાર કહેલું કે, "કિશોરલાલભાઈની અને મારી ગાડી એક જ રસ્તે નથી ચાલતી. પણ એમનો રસ્તો મારા રસ્તા સાથે સમાન્તર ચાલે છે."

જ્યારે શ્રીનાથજી સાથે એમનો પરિચય થયો ત્યારે આશ્ચર્યચકિત થઈ એમણે જોયું કે નાથ જે કહે છે તે જ સ્વામી સહજાનંદજીના ઉપદેશમાં અને શિક્ષાપત્રીમાં મળે છે. આજ સુધી લોકોએ કે પોતે એ દૃષ્ટિએ જોયું નથી એ તો એ દૃષ્ટિનો જ દોષ હતો. સહજાનંદજી પ્રત્યેની નિષ્ઠા છોડીને એમને નાથજી પાસે જવું ન પડ્યું. બંનેમાં અભેદ જોઈને જ તેઓ નાથજીના શિષ્ય થયા.

નાથજીના સહવાસને લીધે કિશોરલાલભાઈની બુદ્ધિવાદી વૃત્તિ વધુ તીક્ષ્ણ થઈ. ભક્તિનો વેગ ઓછો થઈ એણે નિષ્ઠા વધારવામાં મદદ કરી. અને કિશોરલાલભાઈમાં વિચારની સ્વતંત્રતા ઉજ્જવળ અને ધારદાર બની ગઈ. કોઈ પણ વિચાર અથવા તત્ત્વજ્ઞાનના પાયા સુધી જવાનો તો કિશોરલાલભાઈનો સ્વભાવ હતો જ. ઘણાને ખબર નહીં હોય કે કૉલેજમાં કિશોરલાલભાઈનો ઐચ્છિક વિષય સાયન્સ – વિજ્ઞાન હતો.

વ્યવહારચતુર લોકો દુન્યવી દૃષ્ટિએ ચાલે છે. પોતાના સિદ્ધાન્તનો આગ્રહ છોડી દઈ માંડવાળ કરવા માટે ગમે તે માની જાય છે. કિશોરલાલભાઈની તત્ત્વનિષ્ઠા એવી પોચી કે 'લવચીક' ન હતી. પોતાની વાતમાં તેઓ એવા તો મક્કમ રહેતા કે એમને ડગાવવાની વાત કોઈનાય હાથની ન હતી. પણ આવા તત્ત્વાગ્રહ સાથે એમનામાં નમ્રતા પણ હતી. એમનો આગ્રહ પોતાના આચરણ પૂરતો મર્યાદિત રહેતો. જે સ્વાતંત્ર્ય તેઓ પોતાને માટે અત્યાવશ્યક માનતા એ જ સ્વાતંત્ર્ય તેઓ બીજાઓને પણ, એટલી જ માત્રામાં આપવા તૈયાર રહેતા. મારી દૃષ્ટિએ એનું મુખ્ય કારણ એ જ હતું કે દરેક માણસના વ્યક્તિત્વ માટે તેમના મનમાં પૂરેપૂરો આદર રહેતો.

જન્મે અને સંસ્કારે વૈશ્ય હોવાને લીધે દુનિયાને ઓળખવાની, દરેકના સ્વભાવના ગુણદોષ જાણી લેવાની શક્તિ એમનામાં સારી હતી. પણ સાથે સાથે હૃદયની ઉદારતા અને ક્ષમાભાવ પણ હોવાથી એમનામાં ક્યાંય કટુતા કે તીખાશ આવતી નહીં.

પોતાની આસપાસ વિદ્યાર્થીમંડળ, અનુયાયીમંડળ, શિષ્યમંડળ એકઠાં કરવાની વૃત્તિ જ કિશોરલાલભાઈમાં ન હતી. ઉચ્ચ કોટીના શિક્ષક હોવા છતાં તેઓ પોતાના વિદ્યાર્થીઓને કદી વળગવા દેતા ન હતા. સાથી તરીકે **એકમાત્ર** ગોમતીબહેનનો જ એમણે સ્વીકાર કર્યો હતો. એ વૈવાહિક આદર્શને કોટી સુધી લઈ ગયાં.

# ૧૦. કિશોરલાલભાઈ

## કિશોરલાલ મશરૂવાળા

ગાંધીજીના આશ્રમમાં પહેલવહેલા જોડાનારાઓમાં શ્રી કિશોરલાલભાઈ, શ્રી નરહરિભાઈ અને હું, તેથી અમ ત્રણેયનો વિશેષ સહયોગ હતો. કારણ કે આશ્રમની શાળા અથવા વિદ્યામંદિર ચલાવવાનો ભાર મુખ્યત્વે અમ ત્રણે પર હતો.

પછીથી જ્યારે રાષ્ટ્રીય શિક્ષણને રાષ્ટ્રવ્યાપી રૂપ આપવાનો સંકલ્પ ગુજરાતે કર્યો ત્યારે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવાનો અને એને ચલાવવાનો ભાર પણ અમ ત્રણ જણા પર જ વિશેષ રૂપે આવ્યો. 'નવજીવન પ્રકાશન મંદિર' માટે લેખન-સામગ્રી આપવાનું કામ પણ અમારા ત્રણેયનું હતું. અને જ્યારે મહાત્માજીએ નોઆખાલીના બ્રહ્મયજ્ઞમાં સર્વસ્વ અર્પણ કરવાનો નિશ્ચય કર્યો ત્યારે એમનાં છાપાં ચલાવવાનો ભાર પણ એમણે શ્રી વિનોબાજીને અને અમ ત્રણેયને સોંપ્યો હતો.

સત્યાગ્રહ આશ્રમના આશ્રમ-જીવન સાથે ઓતપ્રોત થઈને ગાંધીજીના આદર્શોને અને સેવાકાર્યોને વ્યક્ત રૂપ આપવાનું કામ પણ બીજાઓ સાથે અમારા ત્રણેને ભાગે આવ્યું હતું.

આ રીતે અમે ત્રણ સમાનધર્મી અને સમવ્યવસાયી હોવા છતાં શ્રી કિશોરલાલભાઈએ પોતાની વિશેષ નિષ્ઠાથી પોતાનું એક સ્વતંત્ર અને અદ્વિતીય સ્થાન સિદ્ધ કરી લીધું હતું.

આશ્રમમાં આવતાં પહેલાં તેઓ અકોલામાં વકીલાત કરતા હતા. ધાર્મિક જીવનમાં એમની અસાધારણ નિષ્ઠા ગુજરાતના સ્વામીનારાયણ સંપ્રદાય પ્રત્યે અને એ પંથના સંસ્થાપક સ્વામી સહજાનંદ પ્રત્યે હતી. શ્રી ઠક્કરબાપાના સેવાકાર્યથી પ્રભાવિત થઈ, એમની જ સૂચનાથી શ્રી કિશોરલાલભાઈ ગાંધીજી પાસે આવ્યા. કિશોરલાલભાઈ અને નરહરિભાઈ બંને ચંપારણમાં ગાંધીજીનું કામ કરવા જઈ પહોંચ્યા. ગાંધીજીએ બંનેને ઓળખી લીધા અને કહ્યું કે, "તમારું કામ અહીં નથી. તમે બંને સીધા સત્યાગ્રહ આશ્રમ ચાલ્યા જાઓ અને ત્યાંના રાષ્ટ્રીય શિક્ષણના કામમાં જોડાઈ જાઓ."

એ પ્રારંભિક દિવસોમાં પણ શ્રી કિશોરલાલભાઈની સહૃદયતા અને એમની સાહિત્ય-શક્તિ એમના કિંકરના મનોરથમાં પ્રગટ થઈ હતી.

શ્રી કિશોરલાલભાઈનો વિશેષ ગુણ હતો એકાગ્ર-નિષ્ઠાનો. દરેક ક્ષેત્રમાં એ દેખાઈ આવતો. શિક્ષક તરીકે એમની અધ્યાપન-નિષ્ઠા અસાધારણ હતી. પતિ તરીકે એમની પત્નીનિષ્ઠા પણ એટલી જ ઉત્કટ હતી. પત્નીનિષ્ઠા સાચવવા માટે એમણે પોતાના મિત્ર-પ્રેમને પણ મર્યાદિત કરી દીધો હતો. ગાંધીજીના વિચારો અપનાવવા

પણ એમનામાં ગુરુબંધુ પ્રત્યે જે કૌટુંબિક ભાવ દેખાઈ આવતો, તે આ જમાનામાં દુર્લભ જ ગણાય. સરદાર વલ્લભભાઈ અને કિશોરલાલભાઈના સ્વભાવમાં બહુ જ ઓછું સામ્ય હતું. પણ શ્રી વલ્લભભાઈ સ્વામીનારાયણ પંથના અનુયાયી હતા. એ જ કારણે—અને વલ્લભભાઈની ઉત્કટ અને ઉજ્જવળ દેશભક્તિને લીધે પણ—કિશોરલાલભાઈ એમની સાથે વિશેષ આત્મીયતાથી ચાલતા.

શ્રીનાથજી જ્યારે મને મળવા આશ્રમમાં આવવા લાગ્યા ત્યારે આશ્રમના અનેક લોકો નાથજી પ્રત્યે આકર્ષાયા. અને જ્યારે કિશોરલાલભાઈ અને નાથજીનો વિશેષ સંબંધ બંધાયો ત્યારે નાથજીના બધા શિષ્યોને પણ કિશોરલાલભાઈએ વિશેષરૂપે અપનાવ્યા. ગુરુબંધુને સહોદરથીય વધારે માનવાનો એમનો સ્વભાવ હતો.

સંસ્થાઓ સ્થાપીને ચલાવવા વિશે કિશોરલાલભાઈને જરાય આસ્થા ન હતી. સંસ્થાગત જીવનને તેઓ મહત્ત્વનું માનતા ન હતા (હું પણ નથી માનતો). પણ કોઈ સંસ્થાનો સ્વીકાર કર્યા પછી એની તરફ પૂર્ણનિષ્ઠા રાખવાનો અને એની અનન્ય સેવા કરવાનો એમનો સ્વભાવ જ હતો. આ સ્વભાવ ગૂજરાત વિદ્યાપીઠની એમની સેવામાં પ્રથમ પ્રગટ થયો. અનેક લોકો સાથે અનેક મતભેદ હોવા છતાં બધા સાથે પ્રેમળ સંબંધ રાખી એમણે વિદ્યાપીઠના કઠણ દિવસોમાં એની ઉત્તમ સેવા કરી. જ્યારે ગાંધીજીએ અને શ્રી જમનાલાલજીએ શ્રી કિશોરલાલભાઈને માથે ગાંધી-સેવા-સંઘનું અધ્યક્ષપદ લાદ્યું ત્યારે તેઓ સંઘ સાથે એકરૂપ થઈ ગયા અને ભારતમાં જેટલા સદસ્ય હતા એમની સાથે પત્રવહેવાર દ્વારા એમણે ઘનિષ્ઠ સંબંધ જોડ્યો. ભારતની રાષ્ટ્રીય મહાસભા કોંગ્રેસનું વિધાન બનાવવામાં પણ શ્રી કિશોરલાલભાઈનો ફાળો હતો. અને અંતિમ દિવસોમાં સર્વ-સેવા-સંઘ અને સર્વોદયસમાજના પોતે સભાસદ ન હોવા છતાં આ બંને સંસ્થાનું માર્ગદર્શન શ્રી કિશોરલાલભાઈ કરતા રહ્યા.

શ્રી કિશોરલાલભાઈનું જેલજીવન પણ આ જાતની નિષ્ઠાનો ઉત્તમ નમૂનો હતો. નાસિક જેલમાં ત્યાંના જેલ-અધિકારીઓને આનો પૂરો અનુભવ થયો. ૧૯૪૨ની ચળવળ વખતે પણ એમની એ જ વૃત્તિ હતી. ગાંધીજીના પકડાયા પછી ભારતવ્યાપી સત્યાગ્રહને કાંઈક દોરવણી આપવાનું કામ પાછળ રહેલા લોકોને કરવું પડ્યું. એ દોરવણી આપવામાં કાંઈક ભૂલ થઈ છે એવું જ્યારે જેલના શાન્ત વાતાવરણમાં કિશોરલાલભાઈને લાગ્યું ત્યારે એમણે તરત જ તે સમયની સરકારને એક પત્ર લખ્યો. ગાંધીજીનો અભિપ્રાય પણ એમના જેવો જ હતો. (હું એમની સાથે સહમત ન થઈ શક્યો પણ શ્રી કિશોરલાલભાઈની હિંમતની તો મેં હંમેશાં કદર જ કરી છે.) શ્રી કિશોરલાલભાઈનું જીવનશોધન અને સમૂળી ક્રાન્તિ મૌલિક ગ્રંથો છે. બાકીનાં એમનાં પુસ્તકો પ્રાસંગિક લેખોના સંગ્રહ જ છે.

શ્રી કિશોરલાલભાઈ જ્યારે ગાંધી-સેવા-સંઘના અધ્યક્ષ હતા ત્યારે જ સહયોગીઓને

સંભાળવાની ઓમની શક્તિની પૂરી કસોટી થઈ. એ જવાબદારી એમણે કેવી રીતે સાચવી તે તો તેઓ જ જાણે.

ગાંધીજીના દેહાંત પછી સર્વ-સેવા-સંઘ અને સર્વોદય-સમાજને સંભાળવાનું કામ શ્રી કિશોરલાલભાઈ જ કરી શકે એમ હતું. અને જ્યારે એમને માથે બાપુજીનાં ત્રણ છાપાં સંભાળવાનો બોજો આવી પડયો ત્યારે તો કૉંગ્રેસ સરકાર, અસંતુષ્ટ જનતા અને ગાંધીજીના સિદ્ધાન્તો, ત્રણે વચ્ચે તટસ્થ રહી દિશાદર્શન કરવાનું અસાધારણ કામ કરીને કિશોરલાલભાઈએ પોતાની સ્થિતપ્રજ્ઞતા પ્રગટ કરી. તત્ત્વ-નિષ્ઠા, નમ્રતા, ક્ષમાવૃત્તિ અને પ્રેમ જેવા શ્રેષ્ઠ સદ્‌ગુણોનો સમન્વય એમનામાં હતો, તેથી તેઓ આ બધું કામ સફળતાપૂર્વક કરી શક્યા. ગાંધીજીમાં આ જ ગુણોનો ઉત્કર્ષ હોવાથી તેઓ કિશોરલાલભાઈની યોગ્યતા સમજી શકતા અને કિશોરલાલભાઈ સાથે મતભેદ થાય ત્યારે ગાંધીજીને અસાધારણ મનોવેદના થતી.

પૂ. કસ્તૂરબા, જમનાલાલજી અને મહાદેવ બાપુના પહેલાં જ ચાલ્યાં ગયાં. શ્રી કિશોરલાલભાઈ અને સરદાર વલ્લભભાઈ એમની પાછળ ચાલ્યા ગયા. આનો હું એ જ અર્થ ઘટાવું છું કે ગાંધીજીના સિદ્ધાન્તોનો હવે નવો જ અવતાર પ્રગટ થવાનો છે, જેને માટે ભારતની કર્મભૂમિ પર નવા પ્રયોગની જરૂર છે.

૧૯૫૨

## ૧૧. વરસગાંઠ

### જે. સી. કુમારપ્પા

શ્રી કુમારપ્પાને તો હું આપણા દેશના સાધુચરિત સંતપુરુષોમાંના એક વિશેષ જાતનાં વ્યક્તિ માનું છું. એમનું નામ સંતોની માલિકામાં કોઈ મૂકવા જાત તો કુમારપ્પા પોતે નારાજ થાત અને એની ઠેકડી પણ કરત. એમના સ્વભાવમાં વિનોદ એટલો ભર્યો હતો અને જીવનની ઝીણામાં ઝીણી વિગતોમાં એ એટલો રસ લેતા કે એમની અલિપ્તતા સહેજે ધ્યાનમાં આવતી નહીં.

કોકે બરાબર કહ્યું છે કે કુમારપ્પા ઝઘડાળુ હતા. જો સ્વર્ગમાં જાય તો ત્યાં ભગવાન સાથે લડવાનું ન ચૂકે. વાત ખરી છે. પણ સાત્ત્વિક રીતે ઝઘડો ચલાવવા-નું શાસ્ત્ર તેઓ જાણતા હતા. પોતે ખ્રિસ્તી હોવાથી, સ્વરાજ્યનું ધર્મયુદ્ધ શરૂ થતાંવેંત એમણે ઈસાઈ ચર્ચના ધર્માધિકારીઓને ઊધડા જ લીધા. બિહાર ભૂકંપના દિવસોમાં શ્રી રાજેન્દ્રબાબુ સાથે ઘનિષ્ઠ રૂપે કામ કરનારા કુમારપ્પાને એમનું રાષ્ટ્રપતિ બનવું પસંદ ન પડયું. તરત એમની જ આગળ પોતાની નાપસંદગી કુમારપ્પાએ વ્યક્ત કરી દીધી. મારી સાથે એમને સારું બનતું. વિદ્યાપીઠના દિવસોમાં કુમારપ્પાની મને સારી મદદ મળી. મારી સાથે પણ તેઓ કોક વાર

લડી તો લેતા જ. પણ એથી અમે એકબીજાની વધુ નજીક આવતા.

જ્યારે ગાંધીજીનું यंग इंडिया ચલાવવાનો ભાર શ્રી કુમારપ્પાને માથે આવ્યો ત્યારે એમણે લખેલા ઘણાખરા લેખો તીખા હતા. કુમારપ્પાની લેખનશૈલીની વાત નીકળતાં ગાંધીજી હસતાં હસતાં કહે, "મદ્રાસનો માણસ ખરો ને! એનાં લખાણમાં મરચાં વધારે હોવાનાં જ!" એક વાર શ્રી દાદાસાહેબ માવળંકર સાથે કુમારપ્પા લડી પડેલા. પણ એમાં દાદાસાહેબનો જરાય વાંક ન હતો.

રાષ્ટ્રીય પંચવર્ષીય યોજનામાં અથવા બીજી કોઈ એવી જ સમિતિમાં શ્રી જવાહરલાલજીએ કુમારપ્પાની મદદ માગી. કુમારપ્પા ખુશીથી સદસ્ય બન્યા. પણ મૌલિક મતભેદ જોઈ, ગાંધીજીની સલાહ લઈ કુમારપ્પાએ તરત રાજીનામું આપી દીધું. એક વાર કુમારપ્પા ગાંધીજી સાથે પણ લડી પડ્યા હતા.

પણ કુમારપ્પાના સ્વભાવની બેચાર વાતો ધ્યાનમાં રાખવાથી સ્પષ્ટ સમજાશે કે ઝઘડો કરવાનું સજ્જનોનું વ્યાકરણ તેઓ જાણતા હતા. ઝઘડો કરતી વખતે પોતાનો સ્વાર્થ કશો જ ન હોય, મનમાં અભિમાન ન હોય, કોઈની નિંદા કરવામાં રસ ન હોય અને જેની સાથે ઝઘડો ચાલે એને વિશે મનમાં દ્વેષ ન હોય, એનું નુકસાન કરવાની વૃત્તિ ન હોય અને એ ઝઘડા પાછળ સામાજિક કલ્યાણ કરવાની જ ભાવના હોય.

વિનોદ તો કુમારપ્પામાં ઠાંસીઠાંસીને ભર્યો હતો; ગાંધીજી સાથે વાતો કરતાં પણ આ વિનોદ તેઓ છોડી શકતા ન હતા. અને ગાંધીજી પણ એમને અમુક હદ સુધી પ્રોત્સાહન આપતા.

શ્રી કુમારપ્પા અવિવાહિત હતા, બ્રહ્મચારી હતા, પણ બ્રહ્મચર્યવ્રતનો ભાર માથા પર ઊંચકી તેઓ ફરતા નહીં. એમને માટે બ્રહ્મચર્ય બિલકુલ સહજ સ્વાભાવિક હતું, તેથી બહેનો સાથે વાતચીત કરતાં કે વિનોદ કરતાં એમને લગીરે સંકોચ નહોતો થતો. જ્યારે તેઓ અમેરિકામાં હતા ત્યારે એક મિત્રની એની માંદગીમાં કુમારપ્પાએ ઘણી સેવા કરી. મિત્રની પત્ની પણ સેવામાં હતી. કેટલીક વાતમાં મિત્ર જરા નારાજ થયો. કુમારપ્પાએ એ મિત્રની એટલી તો મશ્કરી કરી, ઠેકડી કરી કે એને લીધે જ કુમારપ્પાની નિર્દોષતાની મિત્રને ખાતરી થઈ અને બંનેની મૈત્રી વધી.

ત્યાગ, સંયમ અને તપસ્યા કુમારપ્પા માટે બિલકુલ સ્વાભાવિક હતાં. વિદ્યાપીઠમાં આવ્યા ત્યારે કહે, "અત્યારે મારી પાસે થોડા પૈસા છે તેથી પગાર નહીં લઉં." જ્યારે પૈસા ખૂટ્યા ત્યારે પોતાના ખર્ચજોગું લેતાં એમને સંકોચ નહોતો થયો. હું વધારે આપવા માગતો હતો. એમણે ન લીધા. બિહારના ભૂકંપ વખતે તેઓ કામ કરતા હતા ત્યારે વિદ્યાપીઠ બંધ હતી. હું જેલમાં હતો. જેલમાંથી છૂટીને જ્યારે હું ગાંધીજી સાથે પટના ગયો ત્યારે જોયું કે કુમારપ્પા પાસે પૂરતાં કપડાં પણ નથી. એક જ પહેરણથી ચલાવે છે. કોઈને ખબર પણ ન હતી કે એમનું કેમ ચાલે છે. મેં તરત સગવડ કરી આપી અને કામ આગળ ચાલ્યું.

ઈસા મસીહની શિખામણની એક નાનકડી ચોપડી શ્રી કુમારપ્પાએ લખી છે. ઈસાઈ ધર્મનું સાચું રહસ્ય એમાં આપણને અતિ સ્પષ્ટરૂપે મળી જાય છે.

ગાંધીજીના આદર્શ સમાજની કુમારપ્પાને સ્પષ્ટ કલ્પના હતી. એમના લેખોમાં એ બરાબર મળે છે. આજે રાષ્ટ્રવિકાસની જે યોજનાઓ અમલમાં લાવવાની કોશિશ સરકાર કરે છે, એ ગાંધીજીની યોજનાઓ નથી. આ યોજનાઓ ગાંધીજીના આદર્શ તરફ જનારી છે, એમ પણ ન કહેવાય. આપણે એટલું જ કહી શકીએ કે આ યોજનાઓ જો સફળતાપૂર્વક અમલમાં મુકાય તો દેશનું વાતાવરણ ઘણુંખરું સુધરી જશે. રાષ્ટ્રની શક્તિ વધશે. ઘણા લોકો આજે છે તેનાથી વધુ સુખી થશે અને પછી જો ગાંધીજીનું આદર્શ સમાજનું ચિત્ર ગમી જાય તો તે તરફ જતાં લોકોને મુશ્કેલી નહીં પડે.

રૂસ અને ચીન બંને દેશોમાં લોકો પર સરકારનો કાબૂ સારો છે. સંકલ્પ સિદ્ધ કરવાનું સામર્થ્ય ત્યાંની સરકારોમાં છે અને બંને દેશોમાં પ્રજાહિતનાં કામો મોટા પાયા પર સારી રીતે થયાં છે.

કુમારપ્પાને રૂસ અને ચીન જોવાની તક મળી. ત્યાંનો વિકાસ જોઈ તેઓ પ્રભાવિત થયા. સ્વદેશ આવ્યા પછી એમણે પોતાના લેખોમાં ત્યાંનું વર્ણન કર્યું, લખ્યું કે રૂસ અને ચીનના સામ્યવાદી સિદ્ધાંતો ગમે તેવા હો, ત્યાંની રાજનૈતિક કાર્યપદ્ધતિ આપણે બિલકુલ નાપસંદ કરીએ, તોપણ એ બંને સરકારોએ પોતપોતાની પ્રજાઓ માટે જે કામ કર્યું છે અને એમાં જે પ્રગતિ કરી છે એથી તો આપણે શીખવું જ જોઈએ. જે કામ આપણી સરકારે ક્યારનું કરવું જોઈતું હતું, તે ત્યાં થયેલું જોઈને આપણા લોકોને જાગ્રત કરવા માટે કુમારપ્પાએ એ લેખમાળા લખી.

ઊંડા ઊતરીને વિચાર કરવાની ટેવ જેમને નથી એવા લોકોએ બોલવા માંડ્યું કે આ ગાંધીવાદી લોકો તદ્દન ભોળા છે. સહેલાઈથી લોકોની જાળમાં ફસાઈ જાય છે. કેટલાક લોકો કહેવા લાગ્યા કે, "કુમારપ્પા કૉમ્યુનિસ્ટ થઈ ગયા છે." એવે વખતે હું કુમારપ્પાની પડખે રહ્યો. પછી આવી ટીકા પર કોઈનો વિશ્વાસ બેસે શી રીતે? ખેર. કુમારપ્પાની સેવાનો લાભ સરકાર ન લઈ શકી.

ગાંધીજી જાણતા હતા, સ્વરાજ મેળવવા માટે દેશને પોતે એકાગ્ર કરી શક્યા તેનો લાભ નેતાઓ જરૂર લેશે. પણ એમના સિદ્ધાંત નેતાઓને ગળે ઊતરેલા નથી. પોતાના સિદ્ધાંત બરાબર સમજનારા અને અમલમાં મૂકનારા લોકોનું આગળ જતાં ચાલવાનું નથી. દેશના બહુમતનું માનસ જે વસ્તુ પસંદ કરે છે તે જ દિશામાં દેશને લઈ જનારા નેતાઓના હાથમાં દેશને સોંપવો એ જ દેશને માટે આજે ઇષ્ટ છે. આ બધું સમજીને ગાંધીજીએ શ્રી શંકરલાલ બૅન્કર, શ્રી કુમારપ્પા, શ્રી વિનોબા ભાવે ઇત્યાદિ લોકોને અધિકારને ક્ષેત્રે ન મોકલી અલ્પમતમાં રહેવા દીધા. દેશે જેટલી વાતો પચાવી હોય એટલીનો જ બોજો ઊંચકવાનું કામ સરકારને માથે મૂકી શકાય.

૧૫-૧-'૬૦

# ૧૨. કુમારપ્પા પણ ચાલ્યા ગયા

પૂજ્ય ગાંધીજી પાસેથી પ્રેરણા મેળવીને જેમની સાથે વરસો સુધી મેં કામ કર્યું અને સંસ્થાઓ ચલાવી, તેઓ એક પછી એક ચાલી નીકળ્યા છે. બધા જ જેમને 'આશ્રમનો પ્રાણ' કહેતા તે મગનલાલ ગાંધી તો ગાંધીજીના જીવતાં જ ચાલ્યા ગયા. એ જ પ્રમાણે, આશ્રમને તન-મન-ધનથી મદદ કરનારા શ્રી જમનાલાલજી બજાજ અને ગાંધીજીની ચૈતન્યમયી છાયાસ્વરૂપ શ્રી મહાદેવ દેસાઈ પણ એમના જીવતાં જ ચાલ્યા ગયા. એમના જવાનું દારુણ દુઃખ બાપુજીને સહન કરવું પડ્યું. પણ એ લોકો ગાંધી-વિયોગના દુઃખમાંથી ઊગરી ગયા. માતા કસ્તૂરબા વિશે પણ અમે આશ્રમવાસી એટલું જ કહી શકીએ કે તેઓ પોતાના ચૂડીચાંલ્લા સહિત ચાલ્યાં ગયાં અને એમના ગયા પછી દુનિયા એમની વધારે ને વધારે કદર અને ભક્તિ કરવા લાગી.

હું તો મારા સાથીઓનું ચિંતન કરું છું. શ્રી કિશોરલાલ મશરૂવાળાએ ગાંધી-કાર્ય કરતાં કરતાં રોગ-જર્જરિત દેહ છોડી દીધો. દેહની સતત પીડા વેઠવા છતાં આત્મા કેમ અલિપ્ત રહી શકે છે અને મનુષ્ય પોતાની પ્રસન્નતા પણ કેવી રીતે સાચવી શકે છે, એનું તેઓ જ્વલંત ઉદાહરણ હતા.

એના પછી ચાલ્યા ગયા મારા નિકટતમ સાથી શ્રી નરહરિભાઈ પરીખ. તેઓ જેવા સેવામૂર્તિ હતા તેવા જ નમ્રતામૂર્તિ પણ હતા. શરીર અને મન ચાલ્યું ત્યાં સુધી એમણે પૂરેપૂરી સેવા આપી—સંસ્થાઓ ચલાવીને, અને ઘણું કીમતી સાહિત્ય લખીને પણ.

જે એક વખત મારા વિદ્યાર્થી હતા અને જેમણે મારા કામમાં ઘણી મદદ કરી તેવા શ્રી ચંદ્રશંકર શુક્લ અને શ્રી ગોપાળરાવ કુલકર્ણી—બંનેનું સ્મરણ આ ક્ષણે થાય છે. બંનેનું કામ જુદું. પણ બંનેએ પોતપોતાની રીતે સાહિત્યની અને સમાજની ઉત્તમ સેવા કરી અને કેળવણીના ક્ષેત્રમાં કીર્તિ મેળવી. જ્યારે જ્યારે એમનું સ્મરણ કરું છું ત્યારે એડમંડ બર્કનું વચન યાદ આવે છે—"જે મારા વંશજ ઉત્તરાધિકારી થવા જોઈતા હતા તેઓ જાણે મારા પૂર્વજ બની ગયા."

અને હવે જોસફ કૉર્નીલિયસ કુમારપ્પા પણ ચાલ્યા ગયા. એમના નાના ભાઈ ભારતન કુમારપ્પા મારા જ આગ્રહથી દિલ્હી આવ્યા હતા. એમણે સમગ્ર ગાંધી વાઙ્મયનું સંપાદનકાર્ય પોતાને માથે લીધું. શ્રી જે. સી. પ્રત્યેની અસીમ ભ્રાતૃ-ભક્તિને કારણે જ તેઓ ગાંધી-કાર્યમાં ભળ્યા હતા. એમના નૈષ્ઠિક જીવન વિશે ઘણા ઓછા લોકો જાણતા હશે.

શ્રી જે. સી. (બધા જ એમને આ આદ્યાક્ષરોથી ઓળખતા) પોતાની રીતે આદર્શ ખ્રિસ્તી હતા. અખંડ સેવા, શ્રમપરાયણ જીવન, અસાધારણ સાદગી અને વિનોદપ્રિયતા ઇત્યાદિ ગુણોને લીધે તેઓ પોતાનો પ્રભાવ બધા પર પાડતા. બ્રહ્મચર્ય

કેટલું સ્વાભાવિક અને સુવાસિક બનાવી શકાય, એના એ નમૂનારૂપ હતા. એમણે પણ શ્રી કિશોરલાલભાઈની જેમ વરસો સુધી શારીરિક કષ્ટ વેઠયાં અને રોગ સાથે અપરાજિત યુદ્ધ ચલાવ્યું.

ગૂજરાત વિદ્યાપીઠ ચલાવવામાં તેઓ મારા આદરણીય સાથી હતા. આવ્યા હતા સાથી બનીને પણ થોડા જ દિવસોમાં એ બની ગયા જાણે મારા સગા ભાઈ. અમારું પરસ્પર માટેનું આકર્ષણ એક રીતે જોતાં પારિવારિક જેવું હતું. અને બીજી દૃષ્ટિએ જોતાં તદ્દન અલિપ્ત. જીવનભર અનુભવથી ડાહ્યા થઈને સિદ્ધાન્તોનું પાલન હું સમજૂતીના મેળવણ સાથે કરતો આવ્યો છું. અને કુમારપ્પા સિદ્ધાન્તોના પાલનમાં ઘણા જ ઉગ્ર. છતાં મારી પાસે સમજૂતીની માંડવાળ હોવા છતાં મારી સિદ્ધાન્તનિષ્ઠા અક્ષુણ્ણ છે એટલું એમને માટે બસ હતું. તેથી જ જ્યારે જ્યારે હું એમને કાંઈ કરવાનું કહું તો તેઓ વગર સંકોચે માની જતા.

ગાંધીજીના તત્ત્વજ્ઞાનની આર્થિક બાજુ તો એમણે (અને ભારતને પણ) ઘણી યોગ્યતાપૂર્વક સાચવી હતી જ. પણ ગાંધીમત અથવા ગાંધી-જીવનનિષ્ઠાની ધાર્મિક ભૂમિકા જ કુમારપ્પા બંધુને વિશેષ પ્રભાવિત કરી શકી હતી.

ગ્રામ-પુનર્રચનાની એમની ધૂન વિનોબા ભાવે જેટલી જ ઊંડી હતી. પણ ગ્રામ-પુનર્રચનાના આંદોલન વિશે બંનેમાં ઠીકઠીક મતભેદ હતો. એમણે વર્ધા પાસે એક ગામ પસંદ કર્યું, એ સ્થાનને એક તમિળ નામ (પણ્ણૅ આશ્રમ) પણ આપેલું. ત્યાં રહીને તેઓ ગ્રામજીવનના પુનરુદ્ધાર અને નવીનીકરણનો પ્રયોગ કરવાના હતા. પણ એમનું શરીર ચાલ્યું નહીં. તેથી એમણે પોતાની અખિલ ભારતીય ગ્રામોદ્યોગ સેવાની સંસ્થા સર્વ-સેવા-સંઘને સોંપી દીધી અને પોતે નિવૃત્ત થયા.

સંસ્થાના ભારથી તો તેઓ નિવૃત્ત થયા. સ્વાસ્થ્યલાભ માટે જ એમને એ નિવૃત્તિ સ્વીકારવી પડી. માત્ર એમનું ભેજું અને એમનું વ્યક્તિત્વ પોતાનું કામ કરતાં રહ્યાં. અને મને શ્રદ્ધા છે કે શરીર છૂટયા પછી પણ એમનું એ કામ ચાલતું જ રહેવાનું.

શરીર ત્યાગવા માટે એમણે મુહૂર્ત પણ સારું પસંદ કર્યું. આપણે ભૂલીશું નહીં કે એમનું શરીર ગાંધીજીના બલિદાનને દિવસે—'૩૦ જાન્યુઆરીએ જ છૂટયું. ગાંધીજી બાદ એક તપ એટલે બાર વરસ ઇહલોકમાં રહી એમણે ગાંધીવિચારનું પ્રતિનિધિત્વ કર્યું.

ગાંધીજી પાસેથી પ્રેરણા મેળવી જેમણે એમના કામને પોતાનું જીવન અર્પણ કર્યું, એવા લોકો એક પછી એક જઈ રહ્યા છે એમાં આશ્ચર્ય નથી. સૃષ્ટિનો ક્રમ જ આ છે.

એવો એક દિવસ આવશે જ્યારે ગાંધીજીનું કાર્ય સફળ કરવાનો ભાર એવા લોકોને માથે આવશે જેમણે નથી જોયા ગાંધીજીને, ન જોયા છે એમના સાથીઓને. કારણ કે ગાંધીજીનું કાર્ય એક જમાનાનું નહીં પણ સદીઓનું છે. એ કામ સફળ થઈને જ રહેશે. આપણી રીતે નહીં પણ પોતાની જ અદ્વિતીય અને લોકોત્તર રીતે.

# ૧૩. ડૉ. કુમારપ્પા — જેવા મેં જાણ્યા

સન ૧૮૫૭માં બ્રિટિશ ગુલામીને ફગાવી દેવાના સંગ્રામમાં સખત હાર ખાધા પછી દેશ ફરીથી ઊભો થવા જતો હતો ત્યારે તે વખતના મનીષીઓએ આખી પરિસ્થિતિનો હિસાબ કરીને દેશને સુદૃઢ આર્થિક બુનિયાદી પાયા પર સ્થિર કરવાના ઉપાયો શોધવાના પ્રયત્નો કર્યા. ન્યાયમૂર્તિ રાનડે, રમેશચંદ્ર દત્ત, દાદાભાઈ નવરોજી જેવા દૂરદર્શી દેશભક્તોના અને હિંદના મિત્ર — ડિગ્બી (Digbie) જેવાનાં લેખો આ જાતના ઉત્કટ પ્રયત્નોના ઐતિહાસિક પુરાવા છે. આપણે ભારતીયો તે દિવસોમાં આદમ સ્મિથના 'રાષ્ટ્રોની સંપત્તિ' જેવા ગ્રંથોની અસર તળે હતા. બ્રિટિશ ઉદારમત-વાદીઓએ મુક્ત વ્યાપારનો જે સિદ્ધાન્ત ચલાવ્યો હતો એના આપણે સમર્થક હતા. કેટલાક ભારતીય વિદ્વાનો લિસ્ટના રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર તરફ આકર્ષાયા હતા. પણ આપણી પાસે આપણાં પોતાનાં મૂળિયાં ન હતાં.

ગાંધીજી જ્યારે કાંગડી, હરદ્વારના સુપ્રસિદ્ધ ગુરુકુળમાં ગયેલા ત્યારે ત્યાંના રાષ્ટ્રીય અર્થશાસ્ત્રીઓએ ગાંધીજીને વિનંતી કરી કે ભારતીય અર્થશાસ્ત્રના અધ્યયન માટે કોઈ નવું માર્ગદર્શન તેઓ કરે. ગાંધીજી તો દરેક વસ્તુને વૈજ્ઞાનિક નજરે જોનારા, એટલે એમણે અર્થશાસ્ત્રીઓને સલાહ આપી કે પશ્ચિમની કોઈ એક અથવા બીજી શાખાના આંધળા અનુયાયી ન બનો, પોતાના દેશની પરિસ્થિતિની, ખાસ કરીને ગામડાની, પ્રત્યક્ષ તપાસ કરો, સર્વેક્ષણ કરો અને એને આધારે કેટલાક સિદ્ધાંતો નક્કી કરી, સિદ્ધાન્તોના પાયા પર રાષ્ટ્રીય પુનરુત્થાનની યોજનાઓ ઘડો.

જ્યારે ગાંધીજીએ મને ગૂજરાત વિદ્યાપીઠનું કામ સોંપ્યું અને રાષ્ટ્રની શક્તિઓને ત્વરિત સ્વરાજ્ય-પ્રાપ્તિના સર્વોચ્ચ પ્રયત્ન તરફ વાળવાનું કહ્યું ત્યારે મેં ગાંધીજી પાસેથી એમની સ્વદેશીની કલ્પનાનો સવિસ્તર ખ્યાલ મને આપવા વિનંતી કરી. ગાંધીજીના આશ્રમમાં આવતાં પહેલાં મેં પોતે સ્વદેશી વિશે કેટલાક લેખો લખેલા, પણ એમાં મારા વિચારો બરાબર મુકાયા ન હતા, જોકે જ્યારે એ પુસ્તક-રૂપે પ્રકટ થયા ત્યારે એની પ્રસ્તાવના લખી આપવાની કૃપા ગાંધીજીએ કરી હતી. એનો અંગ્રેજી અનુવાદ જ્યારે પ્રકાશિત થયો ત્યારે આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળા સુપ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક રોમાં રોલાંએ એની કડક આલોચના કરી હતી. મેં રોમાં-રોલાંને લખી પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવ્યું. એમણે કબૂલ કર્યું કે એમની કડકાઈ અનુચિત હતી અને પોતે પોતાના લખાણમાં જરૂરી સુધારો કરશે. આટલી પશ્ચાદ્-ભૂમિકા સાથે મને ઉત્કટપણે લાગતું કે અર્થશાસ્ત્રના ગાંધી-આદર્શની સાચી મીમાંસા આપણી પાસે હોવી જ જોઈએ. તેથી જ્યારે કુમારપ્પા વિદ્યાપીઠમાં આવ્યા ત્યારે મેં એમને લખ્યું કે ગાંધીજીએ ઘણાં વરસ પહેલાં ગુરુકુળવાળાઓને જે કહ્યું હતું તેનો સ્વીકાર આપણે કરવો જોઈએ અને ગુજરાતના એકાદ સઘન ક્ષેત્રના

સર્વેક્ષણથી પ્રારંભ કરવો જોઈએ. સરદાર વલ્લભભાઈએ માતર તાલુકાનું સર્વેક્ષણ કરવાનું સૂચવ્યું. મારી ઇચ્છા હતી કે સામાજિક અને આર્થિક બંને દૃષ્ટિએ સર્વેક્ષણ થાય. પણ વલ્લભભાઈ વધારે વહેવારુ. એમણે સૂચવ્યું કે જે હેતુસર આ સર્વેક્ષણ કરવું છે એ ધ્યાનમાં રાખતાં, સર્વેક્ષણને આર્થિક દૃષ્ટિ સુધી સીમિત રાખવું જ વધારે સારું થશે. મને પૂરો સંતોષ તો ન થયો, પણ એમની એ સૂચના મેં માની લીધી, કેમ કે અમારે આ કામ કુમારપ્પા જેવી વ્યક્તિને સોંપવું હતું જેઓ વિશાળ દૃષ્ટિવાળા અર્થશાસ્ત્રી તરીકે વિખ્યાત હતા.

કુમારપ્પાએ પશ્ચિમી કેળવણી પૂરેપૂરી લીધી હતી. સાથે સાથે પશ્ચિમી અર્થ-શાસ્ત્ર અને હિસાબ તેમ જ હિસાબ તપાસવાની વિદ્યામાં પણ તેઓ પ્રવીણ હતા. પણ ભાવિનું ધારવું કાંઈ જુદું જ હતું. કુમારપ્પાને ઈશુ ખ્રિસ્તના ઉપદેશોની જે ધાર્મિક કેળવણી મળી હતી એને લીધે એમણે કોલંબિયા યુનિવર્સિટીના ડૉ. ડેવનપૉર્ટ જેવા લોકોના અતિભૌતિકવાદી અને નીતિવિહીન અર્થશાસ્ત્રીય દૃષ્ટિબિન્દુનો વિરોધ કર્યો. એમણે ગુજરાતના માતર તાલુકાની જનતાની સ્થિતિનું પૂરું અધ્યયન કર્યું. કુમારપ્પા ગુજરાતી જાણતા ન હતા. તેથી આ ઊણપ દૂર કરવા મેં એમની મદદમાં વિદ્યાપીઠના ગ્રામસેવા વિદ્યાલયના બે સ્નાતક આપ્યા, જેમાંથી એક હતા શ્રી ઝવેરભાઈ પટેલ, જેઓ આજે ભારતમાં અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓમાં ગ્રામીણ અર્થશાસ્ત્ર અંગે પ્રસિદ્ધ થઈ ગયા છે.

કુમારપ્પાના આ સર્વેક્ષણે દેશના નેતાઓનું ઠીકઠીક ધ્યાન ખેંચ્યું. અને બીજા પ્રાન્તોમાં આવાં જ સર્વેક્ષણો માટે કુમારપ્પાની સેવાની માગણીઓ આવવા લાગી. અફઘાનિસ્તાન જેવા પાડોશી દેશોમાંથી પણ આવી માગણી આવી.

બિહારમાં જે ભયંકર ભૂકંપ થયો એમાં લોકોનું દુ:ખ દૂર કરવાના રાહતકાર્યમાં જે પરિશ્રમ એમણે કર્યો એથી ગાંધીવાદના એ સમર્થ વિવેચકના શાસક અને વિચારક તરીકેના ઉત્તમ ગુણોનાં દર્શન થયાં.

સ્વતંત્રતાના આંદોલન તરીકે જગજાહેર થયેલી દાંડીયાત્રા જ્યારે થઈ ત્યારે એણે દેશ આખાની જનતાના હૃદય પર કબજો જમાવ્યો. ત્યાર પછી સ્વદેશીના આંદોલનમાં ગાંધીજીએ એક નવો પ્રાણ પૂરવાની ઇચ્છા કરી. પ્રારંભમાં એને તેઓ 'પૂર્ણ સ્વદેશી' કહેતા હતા. પણ એમણે જોયું કે આંદોલનને વધારે હેતુલક્ષી બનાવવું જોઈએ. તેથી એમણે એને 'ગ્રામોદ્યોગોનો ઉદ્ધાર'નું નામ આપ્યું. ગાંધીજીએ કુમારપ્પાને એક 'અખિલ ભારતીય ગ્રામોદ્યોગ સંઘ'નું સંગઠન કરવાનું સૂચવ્યું અને એને જ પોતાનું જીવન-મિશન બનાવવાનું પણ કહ્યું. કુમારપ્પા તો હવે ફકીર જેવા બની ગયા હતા. તેઓ દિલોજાનથી આ આંદોલનમાં પડ્યા. એમણે કેટલાક લેખો લખ્યા, પુસ્તકો લખી આપ્યાં. આજે તેઓ ગાંધીઅર્થશાસ્ત્રના સર્વશ્રેષ્ઠ, સમર્થ વિવેચક ગણાય છે.

ટૉલ્સ્ટૉયના પ્રખ્યાત પુસ્તક "What shall we do then?"ના ગુજરાતી

અનુવાદ માટે પ્રસ્તાવના લખવાનું જ્યારે મને કહેવામાં આવ્યું ત્યારે ટૉલ્સ્ટૉયનું આ વિષય પરનું સાહિત્ય હું વાંચતો થયો. ત્યારે વારંવાર મને કુમારપ્પાનું "Economy of Permanence" પુસ્તક યાદ આવતું હતું. કુમારપ્પાની જેમ ટૉલ્સ્ટૉય પણ પૂરા ખ્રિસ્તી હતા પણ તેઓ સાહિત્યિક કલાકાર અને સ્વપ્નદ્રષ્ટા હતા. કુમારપ્પાને વૈજ્ઞાનિક અને વહેવારુ કેળવણી મળી હતી, સાથે સાથે એમનામાં એક ઊંડી આધ્યાત્મિક પ્રેરણા કામ કરતી હતી. તેથી તેમણે ભારતમાં અને બાકીની દુનિયામાં સર્વોદય કાયમ કરવા માટે વધારે વહેવારુ અને સવિસ્તર યોજના આપી છે.

કુમારપ્પા જ્યારે વિદ્યાર્થી હતા ત્યારે યુરોપ અને અમેરિકામાં મોટા મોટા પૂંજીવાદી ઔદ્યોગિક સાહસોના અર્થશાસ્ત્ર(economics of enterprise)નું પ્રત્યક્ષ અધ્યયન કરવાની તક એમને મળી હતી. હવે આ પાકા ગાંધીવાદી પ્રચારકને રૂસ, જર્મની, બલ્ગેરિયા, ચીન અને જાપાન જેવા દેશોએ ત્યાં જઈને દુનિયાની પરિસ્થિતિનું અધ્યયન કરવાનું આમંત્રણ આપ્યું. આ દેશોની જે અસર એમના મન પર થઈ તે એમણે પોતાના "A Peep Behind the Iron Curtain" પુસ્તકમાં આપી છે. ખરેખર આશ્ચર્ય છે કે આ પુસ્તક વાંચીને કેટલાક લોકોએ પાકો નિર્ણય કરી લીધો કે આ સર્વોદયના અર્થશાસ્ત્રના હિમાયતી હવે સામ્યવાદ તરફી લેખક બની રહ્યા છે. લોકો ભૂલે છે કે આ દેશો સામાજિક અન્યાય દૂર કરવા માટે હિંસાત્મક ઉપાયો કામમાં લે છે એ જાણતા છતાં, અહિંસાથી રંગાયેલો માણસ સામ્યવાદી દેશો વિશે પૂર્વગ્રહ ન સેવી શકે. કુમારપ્પાએ હિંસાને કદી માફ નથી કરી. પણ જે લોકો સામ્યવાદી દેશોને હિંસાના એકમાત્ર સમર્થક તરીકે ઓળખાવી બીજા દેશોથી જુદા જ માને છે, તેમની સાથે પણ કુમારપ્પા ભળી ન શકે. કુમારપ્પા પૂંજીવાદી અને સામ્યવાદી વચ્ચે ન્યાય તોળવાની સાફ ના પાડતા અને સામ્યવાદી દેશોએ પોતાની જનતાની ગરીબી, અધોગતિ અને નિરાશા હઠાવી, કાંઈક સમાનતા, સ્વાવલંબન અને આશા તરફ લઈ જવાની સિદ્ધિ મેળવી છે તે વિશે પોતાનો સંતોષ મોકળે મને વ્યક્ત કરતા હતા.

કુમારપ્પા ખાસ તો રચનાત્મક કાર્યકર્તા. સર્વોદય આધારિત અહિંસાત્મક સમાજરચના કરવા માટે જે વિવિધ કાર્યક્રમો ગાંધીજીએ દેશ આગળ મૂક્યા એમાં એમણે સક્રિય ભાગ લીધો.

ગાંધીજીના દેહાંત પછી ગાંધીપ્રવૃત્તિના નેતા જ્યારે સેવાગ્રામમાં એકઠા થયા અને એમણે એકકેન્દ્રીય સંસ્થા તળે બધી રચનાત્મક સંસ્થાઓને આણવા માટે કુમારપ્પાને પ્રાર્થના કરી ત્યારે સર્વ-સેવા-સંઘની સ્થાપનામાં એમણે સક્રિય ભાગ લીધો અને સહુથી પહેલાં એમણે પોતાના અખિલ ભારતીય ગ્રામોદ્યોગ સંઘને સર્વ-સેવા-સંઘમાં વિલીન કર્યો.

ગાંધીજીના વિચાર તેઓ જાણતા હતા અને સર્વતોમુખી વિકાસના કાર્યક્રમની

ચર્ચા પણ એમણે ગાંધીજી સાથે કરી હતી. એમણે સાચું નેતૃત્વ કર્યું હોત અને ગાંધીજીની સંસ્થાઓમાં નવો પ્રાણ ફૂંકવા માટે પોતાની શ્રેષ્ઠ શક્તિનો ઉપયોગ કર્યો હોત અને ઘણી મુશ્કેલીથી પ્રાપ્ત થયેલા સ્વાતંત્ર્યના નવા સંદર્ભમાં સાધારણ જનતાની સેવામાં આ સંસ્થાઓને લગાડી દીધી હોત. દેશના યોજના–આયોગ (પ્લેનિંગ કમિશન) અને જવાહરલાલના કાર્યક્રમમાં તેઓ જોડાઈ શકતા ન હતા. અને એમની નાદુરસ્ત તબિયત એમને સર્વ-સેવા-સંઘ માટે કામ કરવા દેતી ન હતી. રાષ્ટ્રીય સંગ્રામમાં જેલ-જીવન અનિવાર્ય હતું. પરંતુ કુમારપ્પા જેવા જાગરૂક કાર્યકર્તા માટે એ ભારે થકાવનારું નીવડ્યું. આમ પણ રાષ્ટ્રની સેવામાં એમણે પોતાની જાતને નિચોવી દીધી હતી. એમની શક્તિ ક્ષીણ થઈ ગઈ. ડૉક્ટરોની આજ્ઞા જેવી સ્પષ્ટ સલાહ માનવી પડી કે જેમાં ઘણો શ્રમ પહોંચે એવાં— સંસ્થાઓનાં પ્રશાસનાત્મક કામોથી નિવૃત્ત થઈ જવું. પણ રચનાત્મક પ્રવૃત્તિના વાતાવરણમાં રહેવાનું તો એમણે ચાલુ રાખ્યું જ. અને જે નવયુવક એમની અસર તળે આવ્યા એમને પ્રેરણા આપતા રહ્યા અને એમનું માર્ગદર્શન પણ કરતા રહ્યા.

જોકે ગાંધીજીએ વિનોદમાં કુમારપ્પાને બે ઈલકાબ આપેલા. છતાં તેઓ એ ઈલકાબોને સાચા માનતા જ હતા. એક તો હતો D.V.I. એટલે 'ડૉક્ટર ઑફ વિલેજ ઈન્ડસ્ટ્રીઝ' અને બીજો હતો D.D. એટલે 'ડૉક્ટર ઑફ ડિવિનિટિ,' જે એમણે કુમારપ્પાનું પુસ્તક 'Practice and precepts of Jesus' વાંચીને આપી હતી. કુમારપ્પાએ પોતાના પુસ્તક 'Christianity its economy and way of life'માં ઈસા મસીહે સમર્થન કરેલા સિદ્ધાન્તોની કસોટી પર પશ્ચિમની આર્થિક વ્યવસ્થાની વિવેચનાત્મક પરીક્ષા કરી છે.

હું નથી ધારતો કે આપણા ગાંધી-પરિવારમાં, નવી અર્થવ્યવસ્થા માટે ગાંધીજી-ના આદર્શોને કુમારપ્પાથી વધુ કોઈએ પણ અપનાવ્યા હોય. હવે આપણું કામ છે કે કુમારપ્પાના બધા લેખોને એકત્ર કરી, એનો સારસંગ્રહ તૈયાર કરવો જેથી ગાંધીજીના ક્રાન્તિકારી વિચારોમાં કુમારપ્પાએ પોતાના તરફથી જે આપ્યું અને ઉમેર્યું છે તે સંપૂર્ણ યોજનાબદ્ધ રીતે આપી શકાય. સાર્વજનિક કાર્યકર્તા અને રાષ્ટ્રીય નેતા હજી ગાંધીજીના આદર્શોને પૂરી રીતે સ્વીકારવા તૈયાર નથી. પણ વિશ્વની ઘટનાઓએ માનવસમાજને નવા નવા આઘાતો આપવાનો નિશ્ચય કરી લીધો છે. એક તરફ મુક્તિ પૂંજીવાદી વ્યાપાર(Free enterprise)ના અર્થશાસ્ત્રની કલ્પનાઓને અને બીજી તરફ સમાજવાદના અવ્યવસ્થિત કાર્યક્રમોને છોડી દેવા માટે દબાણ આણે છે. આ થશે ત્યારે જ દુનિયા ગાંધીવિચારો તરફ વળશે અને ત્યારે કુમારપ્પા જેવા ગાંધીમાર્ગી અર્થશાસ્ત્રીના વૈજ્ઞાનિક ઢંગ લખાયેલા લેખોની અનિવાર્યતા સિદ્ધ થશે.

૧૫ જાન્યુઆરી, ૧૯૬૮

# ૧૪. ભારતરત્ન કુમારપ્પા

## ભારતરત્ન કુમારપ્પા

ડૉ. ભારતન કુમારપ્પાનો દેહાન્ત અચાનક થયો. હમણાં હમણાં જ તો મુંબઈમાં ગાંધી સાહિત્યના સંપાદનની બધી વાતો અમે નક્કી કરી. બધું કામ ભારતની ઈચ્છા અનુસાર કરાવવાનો અમારો નિશ્ચય હતો. એમનું સ્થાન, એ જ યોગ્યતાપૂર્વક લેનારું બીજું કોઈ દેખાતું ન હતું.

ડૉ. ભારતનના જવાથી ગાંધીકાર્યને તો મોટું નુકસાન થયું જ છે, આખા દેશે પણ ઉચ્ચ ચારિત્ર્યવાન, ઈશ્વરનિષ્ઠ, વિદ્વાન, નમ્ર સેવક ખોયો છે.

કુમારપ્પા-કુટુંબ દક્ષિણ—સુદૂર દક્ષિણ—ના ઈસાઈ પરિવારોમાંનું એક છે. આ એક વિશાળ કુટુંબમાં એટલી બધી વિદ્વાન અને સંસ્કારી વ્યક્તિઓ પેદા થઈ છે કે એમને જો 'કુમારપ્પા વિશ્વવિદ્યાલય' ચલાવવું હોત તો બહારથી એક પણ માણસને લાવવો ન પડત. આ લોકો કેરળના નહીં પણ તામિલનાડના છે.

સહુથી પહેલા જે. સી. કુમારપ્પા ગાંધીજી પાસે આવ્યા. લક્ષ્મણનો રામ સાથે જેવો સંબંધ હતો તેવો જ સંબંધ ભારતનનો હતો જે. સી. સાથે. જ્યારે ગાંધીજીએ એક નવી સંસ્થા ઊભી કરીને ગ્રામોદ્યોગનું કામ જે. સી.ને સોંપ્યું, ત્યારે એમની મદદમાં ડૉ. ભારતન આવ્યા. તે જ જમાનામાં એમણે 'પૂંજીવાદ, સમાજવાદ અને ગ્રામોન્નતિવાદ' નામનું એક અંગ્રેજી પુસ્તક લખ્યું એનાથી એમની કાર્યશક્તિનો તાગ મળે છે.

ડૉ. ભારતનની કેળવણી ભારતમાં, વિલાયતમાં અને અમેરિકામાં થઈ. તત્ત્વજ્ઞાન અને સમાજશાસ્ત્રના તેઓ પીએચ. ડી. પંડિત બન્યા. રામાનુજના વિશિષ્ટઅદ્વૈત વેદાંત વિશે એક વિરાટ નિબંધ લખી એમણે પ્રતિષ્ઠા મેળવી અને એ બધી વિદ્વત્તાનો લાભ એમણે ગાંધીકાર્યને આપ્યો.

પોતાને હાથે કોઈ પણ અનુચિત, અનાર્ય કર્મ ન થાય એની જાગૃતિ હમેશાં ભારતનમાં દેખાતી. એ કહેતા કે જે શુભ સંસ્કાર એમને મળ્યા છે તે બધા એમની માતા પાસેથી એમને મળ્યા છે. સ્વાર્થને ભૂલીને પરાર્થ માટે કાંઈક ને કાંઈક કરતા રહેવું એ જ બાળપણથી એમનો આનંદ. એમણે અધ્યાપનકાર્ય પણ ઘણું કર્યું. સ્વરાજ્યના આંદોલનમાં જ્યારે એમને જેલ જવું પડ્યું, ત્યારે ત્યાં પણ કેટલાય નવયુવકોને તેઓ રીતસર ભણાવતા. જેલના સ્નેહીમંડળમાં અમે ભારતનને 'રતન' કહેતા હતા, અને ખરેખર તેઓ સજ્જનતાનું એક રત્ન જ હતા. માતા પછી એમના પર સહુથી વધારે અસર હતી એમનાં મોટાં બહેનની.

ભારતીય સંસ્કૃતિના જૂના, મધ્યકાલીન અને આધુનિક ઈતિહાસનું અધ્યયન ભારતને સારી રીતે કર્યું અને અમેરિકા જઈને એમણે એક વ્યાખ્યાનમાળા પણ

શરૂ કરી હતી. પણ ખુશામતનો સ્વભાવ ન હોવાથી અમેરિકા-ભ્રમણનો એ આખો કાર્યક્રમ એમને છોડી દેવો પડ્યો.

ગાંધીજીના કાર્યકર્તાઓને પણ યથાક્રમ જગતની રંગભૂમિ પરથી અદૃશ્ય થવાનું જ છે. પણ કોઈએ માન્યું ન હતું કે ભારતન આટલા જલદી ભારતને છોડીને ચાલ્યા જશે.

૨૬ જૂન, ૧૯૫૭

## ૧૫. દેવ-પુરુષ શ્રી ઠક્કરબાપા

**ઠક્કરબાપા**

जे का रंजले गांजले,
त्यांसि म्हणे जो आपुले।
तोचि साधु ओळखावा,
देव तेथेंचि जाणावा ॥

સંત તુકારામના આ ઉદ્ગાર જો કોઈને પણ પૂર્ણપણે લાગુ પડી શકે તો તે સ્વ. ઠક્કરબાપાને. ઠક્કરબાપાના જવાથી ભારતે એક અતિ ઉત્તમ સેવક ખોયો છે. પણ એમને માટે શોક કરવો યોગ્ય નથી. ઠક્કરબાપાએ પોતાની ૮૨ વરસની પરિપક્વ ઉંમર સુધી પોતાની બધી શક્તિ દલિતોની સેવામાં ખરચી નાખી, એમની પાસે જે કાંઈ બુદ્ધિશક્તિ, હૃદયશક્તિ, શરીરશક્તિ—એટલે કે સંપૂર્ણ સેવાની શક્તિ હતી એ બધી જ અનાથોની સેવામાં એમણે ખરચી નાખી, બાકી કાંઈ જ રહેવા ન દીધું. વર્ષાકાળમાં પોતાનું બધું જ પાણી પૃથ્વીને આપ્યા પછી શરદઋતુનાં વાદળો જેમ હલકાં થઈને ચાલ્યાં જાય છે, એવી જ રીતે પોતાની બધી જ શક્તિનો સેવામાં વ્યય કરીને કૃતાર્થ થઈને ઠક્કરબાપાએ ભગવાનનાં ચરણો તરફ પ્રયાણ કર્યું. એમના મૃત્યુ પર આપણે શોકના ઉદ્ગાર નહીં કાઢવા જોઈએ. ધન્યતાના ઉદ્ગાર જ એમને માટે યોગ્ય છે.

શ્રી ઠક્કરબાપા કાંઈ કોઈ અસાધારણ શક્તિશાળી પુરુષ ન હતા. પણ અનન્ય, એકનિષ્ઠ સેવાના સંકલ્પને લીધે, અને એમાં દૃઢ રહેવાને લીધે તેઓ લોકોત્તર પુરુષ બની શક્યા.

જ્યારે મેં એમને પ્રથમ જોયા ત્યારે તેઓ સાંગલી રાજ્યમાં સ્ટેટ ઈજિનિયર હતા. મારા પિતાજી એ જ રાજ્યમાં ટ્રેઝરી ઑફિસર હતા અને ડૉ. દેવ મેડિકલ ઑફિસર. પિતાજીના સમકાલીન અને સમવ્યવસાયી હોવાને લીધે મારા મનમાં તે વખતથી જ એ બંને પ્રત્યે આદરભાવ હતો. પછીથી ઠક્કરબાપા અને ડૉ. દેવ બંને નોકરી છોડીને ભારતસેવક ગોખલેની સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના સદસ્ય બન્યા. રાજસેવાને છોડીને ભારતસેવાની દીક્ષા એમણે લીધી અને પોતાના જીવનને કૃતાર્થ કર્યું.

સ્વતંત્ર ક્ષેત્ર ઉત્પન્ન કરવાનો વિફળ પ્રયત્ન ન કરતાં તેઓએ પોતાના સ્વભાવને અનુકૂળ 'ભારત સેવક સમાજ'ના સદસ્ય થવાનું પસંદ કર્યું અને સેવામય જીવન શરૂ કર્યું. કેવળ સેવામાં એમને એટલો સંતોષ હતો કે જ્યારે ભારત સેવક સમાજના અધ્યક્ષ બનવાનો એમનો વારો આવ્યો ત્યારે એમણે એનો ઇનકાર કરી શ્રી દેવધરજીને એ સ્થાન આપી દીધું.

ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકાથી પાછા ભારત આવીને વસ્યા ત્યારે ઠક્કરબાપા ગાંધીજી પાસે આવ્યા અને ગાંધીજીની મદદથી એમણે પોતાનું સેવાકાર્ય વધાર્યું. ક્યાંય રેલ આવે, દુકાળ પડે અથવા એવું કોઈ પણ સંકટ ઊભું થાય કે તરત ઠક્કરબાપા ત્યાં પહોંચીને સેવાકાર્યનું સંગઠન કરે અને એમની કાર્યશક્તિ ઓળખીને ગાંધીજી તરત એમને મદદ પહોંચાડે.

ઠક્કરબાપાએ બે કામોને ખાસ પોતાનાં કર્યાં હતાં. એક હરિજન-સેવા અને બીજું ભીલ આદિ આદિવાસીઓની ઉન્નતિનું. ગુજરાતમાં પંચમહાલ જિલ્લામાં ભીલોની સેવાથી એમણે શરૂઆત કરી. એ જ કામ આગળ જતાં ઓરિસા, આસામ, મધ્ય પ્રાન્ત આદિ અનેક ક્ષેત્રોમાં એમણે વધાર્યું. હરિજન સેવક સંઘના તો તેઓ પ્રધાન મંત્રી હતા જ. એમના કાર્યની અનુકૂળતા માટે બિરલાજીએ દિલ્હીમાં એક મોટી સંસ્થા સ્થાપી.

કાયદા-કાનૂનથી અને વિધાન દ્વારા જેટલું થઈ શકે, સ્વરાજ્ય સરકારે અસ્પૃશ્યતાને પૂરી દફનાવી દીધી છે. હવે અસ્પૃશ્યતાનિવારણની બે બાજુ બાકી છે. અસ્પૃશ્યોની આર્થિક હાલત સુધારવાની અને સારામાં સારી કેળવણી આપી એમને રાષ્ટ્રીય જીવનમાં પોતાનો ભાગ લેવા લાયક બનાવવાનું એક જ પાસું ઠક્કરબાપાએ પોતાના હાથમાં લીધું હતું.

બીજી બાજુ છે—સવર્ણો વચ્ચે ચળવળ ચલાવી એમનું હૃદયપરિવર્તન કરાવવાનું. આ કામ શ્રી જમનાલાલજી આદિ સુધારકોએ કર્યું. એવું કામ ઠક્કરબાપાએ હાથમાં નહોતું લીધું. આની તરફ હવે રાષ્ટ્રનું ધ્યાન વધારે જવું જોઈએ. નહીં તો સનાતન સમાજ વધારે ને વધારે સડતો જ રહેવાનો. શ્રી અપ્પાસાહેબ પટવર્ધન જેવા કોઈ સત્પુરુષનું આ કામ છે.

આદિવાસીના પ્રશ્નોનો જેટલો અભ્યાસ થવો જોઈએ, એટલો હજી સુધી થયો નથી. ઈસાઈ મિશનરીઓએ અને અંગ્રેજ રાજ્યકર્તાઓએ આ પ્રશ્નનો ઊંડો અભ્યાસ કર્યો હતો ખરો પણ એમની દૃષ્ટિ હિન્દુ સમાજને સંગઠિત કરવાની ન હતી. જ્યાંત્યાં ભેદ વધારી પોતાનું સ્થાન મજબૂત કરવું એ જ હતી મોટે ભાગે એમની નીતિ. આ સમર્થ લોકો સાથે જરાય સંઘર્ષ કર્યા વગર ઠક્કરબાપાએ આદિવાસીની સેવાનું કામ પોતાના હાથમાં લીધું. એમની આ કાર્યકુશળતા ધ્યાનમાં લેવા જેવી છે. આપણા દેશના અનેક લોકોએ આદિમ જાતિઓના જીવનનું અધ્યયન શરૂ કર્યું છે પણ ઊંચી સાંસ્કૃતિક અને જાગતિક ભૂમિકા પર ઊભા રહી આ

પ્રશ્નનો ઉકેલ એમણે સૂચવ્યો નથી. જેમ અમેરિકન લોકો, પોતાના દેશમાં જે કોઈ આવે એને અમેરિકી બનાવી દે છે અથવા જે રીતે મિશનરીઓ દુનિયાભરની બધી જાતિઓને ઈસાઈ ધર્મની દીક્ષા આપવા કૃતનિશ્ચયી છે, એવો ઉકેલ આપણા કામનો નથી. "આદિવાસીઓને સનાતન સમાજમાં સ્થાન અપાવ્યું એટલે આપણું બધું કામ પૂરું થયું" એવી સ્થિતિ નથી. આદિવાસીઓની પોતાની એક સંસ્કૃતિ છે. આજકાલના જીવનકલહમાં એ પરાસ્ત થઈ છે ખરી પણ એ સંસ્કૃતિમાં સાચવી રાખવા જેવો અંશ ઘણો છે. જીવનકલહમાં પરાસ્ત થઈને જે લોકો જંગલમાં જઈને વસ્યા અને ત્યાંના જીવનમાં ઓતપ્રોત થઈ ગયા, એમના ઉદ્ધારનો સવાલ સહેલો નથી. એમને હિન્દુ સમાજમાં સામેલ કરતી વખતે અને સ્વતંત્ર ભારતના નાગરિકની દીક્ષા આપતી વખતે ખાસ સાચવવું જોઈએ કે આપણા જૂના દોષોનો વારસો એમના પર ન લદાય.

શ્રી ઠક્કરબાપાએ અનન્ય સેવા દ્વારા આખા રાષ્ટ્રનું ધ્યાન આદિવાસીના સવાલ તરફ દોર્યું જ છે. શ્રી ભગવાનદાસ કેલાએ અને શ્રી અખિલ વિનયે આ વિષય પર એક સરસ પુસ્તક હિન્દીમાં લખ્યું છે. હવે, ગંભીર વિચારપૂર્વક ભવિષ્યની દિશા ગોતી ઠક્કરબાપાનું કામ આગળ ચલાવવાનું આપણું કર્તવ્ય થઈ પડે છે. એટલું તો આપણે કરવું જ જોઈએ, કે આપણું અધ્યયન અને આપણી ઉપાય-યોજના મિશનરીઓના પ્રયત્નથી ઓછી અથવા છીછરી ન હોય.

ઠક્કરબાપાની કાર્યકુશળતાની સર્વશ્રેષ્ઠ બાજુ એ હતી કે એમણે દરેક ક્ષેત્ર માટે અનન્ય નિષ્ઠાવાન કાર્યકર્તા તૈયાર કર્યા. યુવકોને પોતાના કામમાં ખેંચી, કડક શાસન દ્વારા એમને સેવાની તાલીમ આપવી અને પુત્રવત્ પ્રેમથી એમને કૃતાર્થ કરવા—એ જ હતું ઠક્કરબાપાનું કામ. ભીલ સેવામંડળના શ્રી વણીકર, કર્ણાટકથી આવીને આસામમાં કામ કરનારા શ્રી ભંડારી, મુંબઈનો પોતાનો વેપાર છોડી દઈ દલિતોની સેવાની દીક્ષા લેનારા શ્રી લક્ષ્મીદાસ શ્રીકાન્ત, ઠક્કરબાપાનું દફતર પૂરી યોગ્યતાથી ચલાવનારા શ્યામલાલજી આદિ અનેક કાર્યકર્તા આ વસ્તુની સાક્ષી આપશે. ઠક્કરબાપા કામ લેવામાં લશ્કરી સેનાપતિ જેવા અને પ્રેમ કરવામાં પિતા જેવા હતા. એવા લોકોએ જ ઠક્કરબાપાને 'બાપા'નો ઈલકાબ આપ્યો હતો. ગાંધીજીએ એમને 'હરિજનોના પુરોહિત' કહ્યા હતા. 'ભારત સેવક' તો તેઓ હતા જ.

સ્વતંત્ર ભારતને ઠક્કરબાપા જેવા સેંકડો સેવકોની જરૂર છે.

ફેબ્રુઆરી, ૧૯૫૧

# ૧૬. કર્મયોગી જાજૂજી

## જાજૂજી

જ્યારથી જાજૂજીનું દર્શન કર્યું છે, એમને રાષ્ટ્રસેવાનાં વિવિધ કામોમાં પરોવાયેલા જ જોયા છે. બીજા પાસેથી સાંભળ્યું કે તેઓ વકીલાત પણ કરતા અને સારું કમાતા પણ હતા. પણ એ બધું છોડી દઈ એમણે કેળવણી તરફ બધું ધ્યાન કેન્દ્રિત કર્યું. વર્ધાના મારવાડી વિદ્યાલય(હવે કૉમર્સ કૉલેજ)ની ભવ્ય ઇમારત જાજૂજીની યોજનાશક્તિ અને ધગશનું સ્વાભાવિક સ્મારક છે.

પણ જાજૂજીના ખાદીકામમાં એમની યોજનાશક્તિ, કાર્યકુશળતા અને તપસ્યા પૂર્ણરૂપે દેખા દે છે. આ ખાદીકાર્યનું મહત્ત્વ આજના લોકો પૂરું સમજી નહીં શકે. હવે જ્યારે સ્વરાજ થઈ ગયું છે અને ભારત સરકારે ગ્રામોદ્યોગ દ્વારા બેકારી નષ્ટ કરવાનું બીડું ઝડપ્યું છે ત્યારે દેશમાં અંબર ચરખો પણ ચાલશે અને લાખો-કરોડો ગજ ખાદી પણ પેદા થશે. પણ જ્યારે ખાદીનું મહત્ત્વ કોઈ જાણતું ન હતું, ખાદીના અર્થશાસ્ત્રના શ્રીગણેશ પણ થયા ન હતા, એવા પ્રતિકૂળ દિવસોમાં નિઝામ રાજ્ય જેવા પછાત અને પ્રતિકૂળ પ્રદેશમાં જઈ ખાદીનો પાયો નાખવો અને ખાદી પર શ્રદ્ધા ન રાખવાવાળા મહારાષ્ટ્રને ખાદી ઉત્પાદનમાં પ્રથમ સ્થાન અપાવવાનું કામ જાજૂજીનું જ હતું. આવા આ ખાદીકામનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે પંડિત જગન્નાથની એક અન્યોક્તિ યાદ આવે છે. 'પ્રખર ગ્રીષ્મ-કાળ'માં જ્યારે બધી વનસ્પતિ સુકાઈ જતી હતી ત્યારે દયાર્દ્ર થઈને માળીએ દૂરદૂરથી પાણીના ઘડા ભરી લાવી લાવીને છોડવાને બચાવ્યો અને એને મોટો કર્યો. એના પ્રત્યે મનમાં જે કૃતજ્ઞતા રહે છે તે કાંઈ વર્ષાના દિવસોમાં ભૂમિ પર બધે જ પાણી પાણી કરી નાખનારા મેઘ પ્રત્યે હોતી નથી.

પ્રામાણિકતા, તત્ત્વનિષ્ઠા અને લોકસેવા સાથે વહેવાર-કુશળતાનો મેળ બેસાડવા-ની શક્તિમાં જેમ જમનાલાલજી કુશળ હતા, તેવી જ કુશળતા ઘણે અંશે જાજૂજીમાં પણ દેખાય છે. વર્ધાની લગભગ બધી સંસ્થાઓ સાથે એમનો ઘનિષ્ઠ સંબંધ હતો. જ્યારે સ્વરાજ્ય આવ્યું અને મંત્રીમંડળોની રચના થવા લાગી ત્યારે એવી સૂચના પણ થઈ હતી કે વિત્તમંત્રીને સ્થાને જાજૂજીની નિમણૂક થાય. વિષમ પરિસ્થિતિમાં એમને મુખ્ય મંત્રી બનાવવાનું પણ વિચારાયું હતું. પણ ગાંધીજીને નારાજ કરીને પણ જાજૂજીએ આવી સૂચનાનો સ્વીકાર ન કર્યો.

સ્વરાજ્ય-પ્રાપ્તિ અર્થે રચનાત્મક કામમાં પડેલા લોકો ઘણુંખરું કૌટુંબિક જીવનથી કંઈક અલિપ્ત, અનુત્સાહી રહે છે. જાજૂજીનું પણ એવું જ હતું. તેઓ પોતા પ્રત્યે એટલા કઠોર રહેતા કે પોતાનો બધો સમય રાષ્ટ્રકાર્યને આપતા છતાં એમને સંતોષ નહોતો.

જીવનના પાછલા દિવસોમાં એમણે ભૂમિદાન અને સંપત્તિદાનનું કામ લીધું અને જે રીતે શ્રી વિનોબા અથવા શંકરરાવ દેવ દેશમાં ફરવા લાગ્યા, એવો જ કાર્યક્રમ જાજૂજીએ પોતાને માટે ચલાવ્યો. સાધારણ રીતે માણસના પુરુષાર્થનાં પાંચ તપ એટલે સાઠ વર્ષ મનાયાં છે. જાજૂજીએ સેવાકાર્યમાં છઠ્ઠું તપ પૂરું કર્યું (તપ એટલે બાર વરસ) અને તોપણ આરામ ન લીધો. યુદ્ધમાન વીરની જેમ પોતાના કાર્યક્ષેત્રમાં જ એમણે પોતાનો દેહ છોડયો.

એવા કર્મયોગીના મરણથી દુ:ખ થવું સ્વાભાવિક છે. પણ શોક કરીને એમના પ્રત્યે આપણે આદર ન બતાવી શકીએ. આવા મૃત્યુની દરેકને ઈર્ષા થવી જોઈએ અને ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ કે આવા કર્મયોગીઓની પરંપરા આ દેશમાં અક્ષુણ્ણ રાખે.

**નવેમ્બર, ૧૯૫૫**

## ૧૭. समाना: स्वर्याता: !

### નરહરિભાઈ પરીખ

નરહરિભાઈ પરીખ મહાદેવભાઈના ઘનિષ્ઠ મિત્ર હતા. મહાદેવભાઈએ બધું છોડી પોતાની સેવા ગાંધીજીને અર્પણ કરી એમાં એક કારણ એ પણ હતું કે નરહરિભાઈ ગાંધીજી પાસે આવી ગયા હતા. આશ્રમમાં આવ્યા પછી બંનેની મૈત્રી વધુ પ્રગાઢ બની. પણ સાહિત્યિક સહયોગ તૂટી ગયો. નરહરિભાઈએ ત્રણ ચરિત્રગ્રંથો લખ્યા છે—મહાદેવભાઈના જીવનનો પૂર્વાર્ધ, કિશોરલાલભાઈનું ચરિત્ર અને સરદાર વલ્લભભાઈનું જીવનચરિત્ર. વર્તમાન અર્થશાસ્ત્રની અનર્થકારિતા બતાવનારો એક મોટો ગ્રંથ—માનવ अर्थशास्त्र એ પોતે જ નરહરિભાઈનું ઉત્તમ સ્મારક છે.

ગાંધીજીનું સવિસ્તર જીવનચરિત્ર લખવા માટે મહાદેવભાઈએ જે નિત્યનોંધ લખી રાખી છે, એ વાસરીઓનું સંપાદન કરવાનું કામ નરહરિભાઈનું જ. એમના સિવાય કોઈ એ કામ કરી ન શકત. સત્યાગ્રહાશ્રમનું વિદ્યામંદિર અને ગુજરાત વિદ્યાપીઠ આ બંને રાષ્ટ્રીય સંસ્થાઓ ચલાવવામાં નરહરિભાઈનો અને મારો વધારેમાં વધારે સહકાર હતો. વિદ્યાપીઠનું આખું તંત્ર એમના જ હાથમાં સોંપી હું વ્યાપક કામ માટે નિશ્ચિત થઈ ગયો હતો.

આશ્રમમાં હોય કે વિદ્યાપીઠમાં, રાષ્ટ્રીય કેળવણીનું કામ ચલાવતા અમે લોકોએ ગ્રામ-સેવા અને ગ્રામ-કેળવણીનું જ રટણ ચલાવ્યું હતું. આખરે જ્યારે નરહરિભાઈએ બારડોલી પાસે સરભોણ જઈને આદિવાસીઓ વચ્ચે કામ શરૂ કર્યું ત્યારે એમની ખરી કસોટી થઈ. ત્યાંના ખેડૂતો ભૂમિહીન આદિવાસી મજૂરોને 'દૂબળા' કહેતા અને એમને સપરિવાર પોતાના ખેતર પર રાખનારા જમીન-માલિકો 'હાળીપ્રથા'

કહેવાતા. જ્યારે 'દૂબળા' બાળકોને ભણાવવાનો પ્રારંભ થયો ત્યારે ધણિયામા સમજી ગયા કે આ તો ક્રાન્તિનો પ્રારંભ છે. એમણે 'દૂબળા'ઓને બોલાવીને ધમકાવ્યા કે, "ખબરદાર! તમારાં બાળકોને ભણવા મોકલ્યાં છે તો તમારાં હાડકાં ખોખરાં કરી નાખીશું." થઈ રહ્યું. નરહરિભાઈની ગ્રામીણ રાષ્ટ્રીય શાળા બંધ પડી. કેળવણી-વીર નરહરિભાઈ આવી હાર શાના સહન કરે? એમણે ઉપવાસ શરૂ કર્યા. જ્યારે મામલો ગંભીર થયો ત્યારે સરદાર વલ્લભભાઈને સરભોણ જઈ 'ધણિયામા'ઓને શિખામણ આપવી પડી અને 'દૂબળા' બાળકોની કેળવણી ફરી શરૂ થઈ. આજે એ જ પ્રદેશમાં દૂબળા,—હળપતિ અને બીજા આદિવાસી લોકોની સેવાનું કાર્ય સહુથી સરસ ચાલે છે, એ જ લોકોમાંથી ઉત્તમ સેવક અને લોકનેતા તૈયાર થઈ રહ્યા છે. શ્રી જુગતરામભાઈ દવે, ચિમનલાલ ભટ્ટ, અન્નપૂર્ણાબહેન આદિ લોકોએ આ પ્રદેશમાં સારી જાગૃતિ આણી છે અને હવે તો શ્રી મહાદેવભાઈ અને નરહરિભાઈના દીકરાઓએ આ પ્રદેશમાં નવો યુગ શરૂ કરવાનો સંકલ્પ કર્યો છે. શ્રી નરહરિભાઈની તપસ્યા એમના દેખતાં જ સફળ થઈ અને એમના ઉપવાસનું કલ્પનાતીત ફળ મળ્યું.

જે બારડોલી સત્યાગ્રહને લીધે દેશમાં નવું ચૈતન્ય આવ્યું અને ભારતે સરદાર વલ્લભભાઈને ઓળખ્યા, એ સત્યાગ્રહ સફળ થયા પછી સરકારે બ્રૂમફીલ્ડ અને મૅક્સ્વેલની એક સમિતિ નીમી. એ સમિતિને સલાહ આપવા માટે કૉંગ્રેસ તરફથી મહાદેવ દેસાઈ, નરહરિ પરીખ અને રામનારાયણ પાઠકની એક સમિતિ ગાંધીજીએ અને સરદાર પટેલે નીમી. આખી પરિસ્થિતિનું ઊંડાણથી અધ્યયન કરી, તે વખતે, ખેડૂતોની બાજુ શ્રી નરહરિભાઈએ એટલી સુંદર રીતે રજૂ કરી કે બ્રૂમફીલ્ડ તથા મૅક્સ્વેલ, બંને એનાથી ઘણા જ પ્રભાવિત થયા અને ખેડૂતોની આવક-ખર્ચનો હિસાબ કરવામાં નરહરિભાઈ-પદ્ધતિ સરકારે મંજૂર રાખી અને એને 'પરીખયુનિટ'નું કામ આપ્યું. ડગલે ને પગલે એ લોકો નરહરિભાઈની સલાહ લેવા લાગ્યા અને ખેડૂતોના સત્યાગ્રહનું પૂરું ફળ એમને મળવા લાગ્યું. જે લોકોની સામે એક વખતે નરહરિભાઈને ઉપવાસ કરવો પડયો હતો એમની જ ચિરકૃતજ્ઞતા નરહરિભાઈને મળી અને બારડોલીમાં એમની લોકપ્રિયતા સહુથી અધિક થઈ એ જ બારડોલીમાં એમણે પોતાની જીવનયાત્રા પૂરી કરી.

નિષ્ઠાપૂર્વક એક જ કામ ચલાવતા નરહરિભાઈને અનેક વાર સ્થાનાંતર કરવું પડયું. એની વાત કરતાં એમનાં પત્ની મણિબહેને એક વાર મને કહેલું, "સ્થાનાંતર કરતાં આપ લોકોને તો કાંઈ જ તકલીફ થતી નથી. ઊઠયા એક ઠેકાણેથી અને બેસી ગયા બીજે સ્થાને. મુશ્કેલી પડે છે અમ સ્ત્રીઓને. એક જગ્યાનો આખો વિસ્તાર સમેટવો અને બીજી જગ્યાએ બધો ઊભો કરી દેવો એ સહેલી વાત નથી. પણ હવે મેં નક્કી જ કર્યું છે કે ક્યાંય પણ એકબે વરસથી વધારે રહેવાની અપેક્ષા જ ન રાખવી. પહેલેથી માની લેવું કે આપણે પરિવ્રાજકધર્મી છીએ. સ્થાનાંતર

કરવું ન પડે તો જ આશ્ચર્ય!" જીવનભર મણિબહેને એટલી પ્રસન્નતાપૂર્વક નરહરિભાઈને સાથ આપ્યો કે નરહરિભાઈ અનેક વાર કહેતા, "મણિ છે તેથી જ મારું ચાલે છે." એમનું એમ પણ કહેવું હતું કે યુવાવસ્થામાં જ્યારે પોતે ઉતાવળે કોઈ કામ કરવા જતા ત્યારે મણિબહેન જ પોતાની દીર્ઘદૃષ્ટિથી અને શુભ આશયથી એમને સાચવી લેતાં. મેં વિનોદમાં કહ્યું, ત્યારે તો મણિબહેનને એક 'ઉત્તમ કાવ્ય' જ કહેવાં જોઈએ. 'कान्तासंमिततया उपदेशयुजे' જેમણે પોતાનું કામ કર્યું એમને કાવ્યની ઉપમા આપવી જોઈએ.

નરહરિભાઈએ ગાંધીયુગનાં અનેક કાર્યો કર્યાં અને પ્રસન્નતાપૂર્વક બધાં કર્યાં. આ પ્રસન્નતા એમનાં દીકરા-દીકરીમાં ઊતરી આવી છે.

સેવાકાર્યના અંતિમ દિવસોમાં નરહરિભાઈને માંદગીએ ઘેરી લીધા અને એમનું જીવન કષ્ટમય બની ગયું. તોપણ જ્યાં સુધી શરીર અને મન ચાલ્યું, સેવા કરતા જ રહ્યા. આપણા ઋષિઓએ માંદગીને પણ તપસ્યા કહી છે. દીર્ઘ તપસ્યાને અંતે ભગવાને એમને પોતાની પાસે બોલાવ્યા અને એમની પાછળ પુણ્યજીવનની સુવાસ જ રહેવા દીધી. સમાજનો ધર્મ છે કે એમની પુણ્યસ્મૃતિને પોતાનો કીમતી વારસો સમજી એને હમેશાં સાચવી રાખે.

૨૩–૭–'૫૭

# ૧૮. બુનિયાદી કેળવણીના આચાર્ય આર્યનાયકમ્જી

## આર્યનાયકમ્

અનેક વરસોના આપણા સાથી શ્રી આર્યનાયકમ્ વિદેહ થયા, એમનું પુણ્ય-સ્મરણ કરવા માટે આપણે આજે એકઠા થયા છીએ. મૃત્યુ સમયે એમની ઉંમર ૭૬ વરસની હતી. ઋષિમુનિ કહે છે शतायुर्वै पुरुषः। મનુષ્યને સો વરસનું આયુષ્ય આપ્યું છે. ઈશોપનિષદ પણ કહે છે કે "કર્મ કરતાં કરતાં સો વરસ જીવવાની કામના કરવી જોઈએ." પણ કેટલાક લોકો એથી વધારે જીવે છે ત્યારે કોઈ કહે છે "સો એટલે ૧૦૩ અથવા ૧૦૮." ઉપનિષદોમાં ૧૧૬નો હિસાબ રાખ્યો છે. ગાંધીજી કહેતા "૧૦૦ એટલે ૧૨૫." આ હિસાબે આર્યનાયકમ્ના મૃત્યુને અકાલ મૃત્યુ જ કહેવું જોઈએ. પણ આટલું પણ ઘણા ઓછા લોકો જીવે છે. જેઓ વધારે જીવે છે એમને ઓછી ઉંમરે જનારા લોકોને શ્રદ્ધાંજલિ અર્પણ કરવી પડે છે ત્યારે ઘણું વસમું લાગે છે.

જ્યારે આર્યનાયકમ્જી ગાંધીજી પાસે આવ્યા ત્યારે એમની યોગ્યતા જોઈને ગાંધીજીએ એમને રાષ્ટ્રીય કેળવણીનું કામ સોંપ્યું. અને આખા દેશને માટે પાયાની કેળવણીનો કાર્યક્રમ ગાંધીજીએ ઘડી આપ્યો, ત્યારે એનો ભાર ડૉ. ઝાકિરહુસેન

અને આર્યનાયકમ્‌જીને માથે નાખ્યો. એ કામ એમણે અનુકૂળ-પ્રતિકૂળ બંને પરિસ્થિતિમાં, પૂરી નિષ્ઠા સાથે ચલાવ્યું.

આર્યનાયકમ્‌જીના જીવનમાં અનેક પ્રકારનો સમન્વય જોવા મળે છે. ભારતના જે તમિળ લોકો લંકા જઈને રહ્યા હતા, ત્યાંના સિંહલી લોકો સાથે હળીમળીને સિંહલી સિલોની બની ગયેલા. એ હતો પહેલો સમન્વય. (ગોરા લોકોએ, પોતાના સ્વભાવ પ્રમાણે, આ લોકોમાં ભેદ પાડવો શરૂ કર્યો અને રાજનૈતિક ચૂંટણીએ એ ભેદને વધાર્યો એ દુર્દૈવની વાત છે.)

આર્યનાયકમ્‌જીમાં બીજો સમન્વય છે ધર્મનો. એમના હિન્દુ પરિવારે ઈસાઈ ધર્મનો સ્વીકાર કરીને ધર્મ-સમન્વયને પ્રોત્સાહન આપ્યું હતું જ. પછી જ્યારે એમણે પાશ્ચાત્ય વિદ્યા મેળવી અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો પરિચય મેળવ્યો ત્યારે એમનામાં પૂર્વ-પશ્ચિમનો સમન્વય થયો.

અમારા જમાનાના દેશભક્તોને આઝાદીની લગન લાગવી સ્વાભાવિક હતું. એક વાત આર્યનાયકમ્‌જીના મનમાં ઠસી ગઈ કે સિલોનની આઝાદી માટે ભારતની સ્વતંત્રતા જ અસરકારક થવાની. આ શ્રદ્ધા સાથે તેઓ વિશ્વ-સમન્વયમૂર્તિ રવીન્દ્રનાથ ઠાકુર પાસે ગયા અને શાન્તિનિકેતનમાં બંગાળી શીખીને કેળવણીનું કામ કરવા લાગ્યા. ભાગ્યશાળી ઈસાઈ વિલિયમ્સને ત્યાં એક વધારેનો સમન્વય કરવાની તક મળી ગઈ. બંગાળી બ્રાહ્મણ પરિવારનાં આશાદેવી સાથે એમનાં લગ્ન થવાથી એમના જીવનમાં નવો ધર્મ-સમન્વય થયો, જેનો લાભ એમનાં બાળકોને મળ્યો.

કવીન્દ્ર સાથે, એમના નિજી સચિવ તરીકે એમણે પશ્ચિમની યાત્રા કરી એની અસર પણ સમન્વયકારી જ નીવડી.

ઈશ્વરની પ્રેરણાથી આશાદેવી-આર્યનાયકમ્ ગાંધીજી પાસે આવ્યાં. મેં જોયું કે એમનામાં અને મારામાં મોટું સામ્ય એ છે કે અમે ગુરુદેવ ઠાકુર અને મહાત્મા ગાંધી વચ્ચે રહેલા મોટા ભેદને સારી રીતે ઓળખવા છતાં અમારા મનમાં એ બંનેનું અભેદ જ પૂર્ણ રૂપે વસી ગયું છે. (હું પણ ભક્તિભાવે રવીન્દ્ર પાસે ગયો હતો અને એમના શાન્તિનિકેતનમાં કામ કરતો હતો ત્યારે જ ગાંધીજીનાં દર્શન મને થયાં હતાં.)

ગુરુદેવ અને મહાત્માજી પ્રત્યે એકસરખી ભક્તિ હોવાને કારણે જ આ દંપતી સાથે મારો હાર્દિક સમન્વય થયો. હિન્દુસ્તાની તાલીમ સંઘમાં અમે ત્રણેયે હૃદયના ઐક્ય સાથે કામ કરેલું. ધર્મ-સમન્વય, સંસ્કૃતિ-સમન્વય અને વંશ-સમન્વયના ત્રિવિધ સિદ્ધાન્તમાં અમારી ભૂમિકા એક જ હતી. તેથી પણ આર્યનાયકમ્‌જીના જવાથી આશાદેવીને જે આઘાત થયો છે એમની સાથે હું સહદુ:ખભાગી છું. મને ખાતરી છે કે સ્વ. આર્યનાયકમ્‌જીનું જીવનકાર્ય એમનાં સહધર્મચારિણી આશાદેવી પૂરી નિષ્ઠા અને યોગ્યતાપૂર્વક આગળ ચલાવશે.

૨ જુલાઈ, ૧૯૬૭

# ૧૯. એક બીજા સાથી

## મગનભાઈ દેસાઈ

આ આખી દુનિયા જ મર્ત્યલોક છે. બધાંને મરવું જ છે, એવી હાલતમાં ખાસ મૃત્યુનોંધ લખવાનો રિવાજ એક પક્ષપાત જેવો જ થઈ જાય છે.

મારી એક બીજી મુશ્કેલી છે, શ્રુતિ ભલે કહે કે સો વરસ જીવવાની ઈચ્છા રાખવી જોઈએ(जिजीविषेत् शतं समा:). મનુ ભગવાને ભલે કહ્યું હોય કે "ન પોતાના મરણનું અભિનંદન કરવું, ન જીવનનું અભિનંદન કરવું. નિષ્ઠાવાન નોકર જેમ આદેશની રાહ જુએ છે તેવી જ રીતે કાળની પ્રતીક્ષા કરવી જોઈએ." તોપણ જ્યારે હું જોઉં છું કે મારા અત્યંત નજીકના નિષ્ઠાવાન, ઉત્તમ સેવા કરનારા સાથીઓ મારી પહેલાં ચાલ્યા જાય છે ત્યારે એમની પાછળ જીવતા રહેવામાં હું કોઈ ગુનો જ કરું છું એવી ભાવના મારા મનમાં ઊઠે છે અને મને લાગે છે કે મારો અહીંનો સમય ક્યારનો પૂરો થઈ ચૂક્યો છે છતાં હું જીવ્યા કરું છું, એવી મનઃસ્થિતિમાં મારા જૂના સાથી વિશે લખતાં મન અસ્વસ્થ થાય છે. લખવાની ઈચ્છા હોવા છતાં કલમ ચાલતી નથી અને દુનિયાએ મૃત્યુલેખ લખવાની રીત પણ એવી નક્કી કરી નાખી છે કે આ એક રિવાજ થઈ જાય છે. દિવંગત આત્માનું સ્મરણ કરવાને બદલે લેખ કેવો લખાયો છે એ જ લોકો જોવા બેસી જાય છે. નાનપણથી આવા લેખો વાંચતો આવ્યો છું. તેથી મૃત્યુલેખ લખવાનો ઉત્સાહ જ નથી રહેતો.

આશ્રમ અને વિદ્યાપીઠના મારા જૂના સાથી શ્રી મગનભાઈ દેસાઈનો દેહાન્ત હમણાં હમણાં જ થયો. સમાચાર સાંભળતાંવેંત રાતની મારી પ્રાર્થનામાં એમનું સ્મરણ કર્યું, એમને શ્રદ્ધાંજલિ અર્પી અને શાંત થયો. પણ જ્યારે કેટલાક સ્થાનિક કાર્યકર્તાઓએ એમની સભામાં મને બોલવાનું કહ્યું ત્યારે મૌન રાખવું પણ કઠણ હતું, એટલે ત્યાં જે બોલ્યો તે જ પાઠકો આગળ રાખવું સ્વાભાવિક હતું. તેથી નીચેની પંક્તિઓ લખાવું છું.

શ્રી મગનભાઈએ મને પહેલો પરિચય આપ્યો પોતાની વિશિષ્ટ શૈલી દ્વારા. એમણે એક કાગળ મારા હાથમાં મૂક્યો. એમાં આ આશયનું લખ્યું હતું:

"હું આશ્રમમાં જોડાવા માગું છું. આશ્રમની શાળામાં કામ કરવાની ઈચ્છા છે. જો તમને લાગે કે આશ્રમમાં જોડાવા માટેની જરૂરી લાયકાત મારામાં નથી તો કૃપયા મને કહો કે મારે કઈ કઈ યોગ્યતા મેળવવી જોઈએ. હું રીતસર પ્રયત્ન કરીશ અને પછી આપની પાસે આવીશ."

મેં કહ્યું, "ગાંધીજીએ જ્યારે મને બોલાવ્યો ત્યારે કહ્યું ન હતું કે મારામાં કઈ યોગ્યતા હોવી જોઈએ. 'સેવા કરવી છે, એને માટે આશ્રમ અનુકૂળ જગા

અને આર્યનાયકમ્‌જીને માથે નાખ્યો. એ કામ એમણે અનુકૂળ-પ્રતિકૂળ બંને પરિસ્થિતિમાં, પૂરી નિષ્ઠા સાથે ચલાવ્યું.

આર્યનાયકમ્‌જીના જીવનમાં અનેક પ્રકારનો સમન્વય જોવા મળે છે. ભારતના જે તમિળ લોકો લંકા જઈને રહ્યા હતા, ત્યાંના સિંહલી લોકો સાથે હળીમળીને સિંહલી સિલોની બની ગયેલા. એ હતો પહેલો સમન્વય. (ગોરા લોકોએ, પોતાના સ્વભાવ પ્રમાણે, આ લોકોમાં ભેદ પાડવો શરૂ કર્યો અને રાજનૈતિક ચૂંટણીએ એ ભેદને વધાર્યો એ દુર્દૈવની વાત છે.)

આર્યનાયકમ્‌જીમાં બીજો સમન્વય છે ધર્મનો. એમના હિન્દુ પરિવારે ઈસાઈ ધર્મનો સ્વીકાર કરીને ધર્મ-સમન્વયને પ્રોત્સાહન આપ્યું હતું જ. પછી જ્યારે એમણે પાશ્ચાત્ય વિદ્યા મેળવી અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો પરિચય મેળવ્યો ત્યારે એમનામાં પૂર્વ-પશ્ચિમનો સમન્વય થયો.

અમારા જમાનાના દેશભક્તોને આઝાદીની લગન લાગવી સ્વાભાવિક હતું. એક વાત આર્યનાયકમ્‌જીના મનમાં ઠસી ગઈ કે સિલોનની આઝાદી માટે ભારતની સ્વતંત્રતા જ અસરકારક થવાની. આ શ્રદ્ધા સાથે તેઓ વિશ્વ-સમન્વયમૂર્તિ રવીન્દ્રનાથ ઠાકુર પાસે ગયા અને શાન્તિનિકેતનમાં બંગાળી શીખીને કેળવણીનું કામ કરવા લાગ્યા. ભાગ્યશાળી ઈસાઈ વિલિયમ્સને ત્યાં એક વધારેનો સમન્વય કરવાની તક મળી ગઈ. બંગાળી બ્રાહ્મણ પરિવારનાં આશાદેવી સાથે એમનાં લગ્ન થવાથી એમના જીવનમાં નવો ધર્મ-સમન્વય થયો, જેનો લાભ એમનાં બાળકોને મળ્યો.

કવીન્દ્ર સાથે, એમના નિજી સચિવ તરીકે એમણે પશ્ચિમની યાત્રા કરી એની અસર પણ સમન્વયકારી જ નીવડી.

ઈશ્વરની પ્રેરણાથી આશાદેવી-આર્યનાયકમ્‌ ગાંધીજી પાસે આવ્યાં. મેં જોયું કે એમનામાં અને મારામાં મોટું સામ્ય એ છે કે અમે ગુરુદેવ ઠાકુર અને મહાત્મા ગાંધી વચ્ચે રહેલા મોટા ભેદને સારી રીતે ઓળખવા છતાં અમારા મનમાં એ બંનેનું અભેદ જ પૂર્ણ રૂપે વસી ગયું છે. (હું પણ ભક્તિભાવે રવીન્દ્ર પાસે ગયો હતો અને એમના શાન્તિનિકેતનમાં કામ કરતો હતો ત્યારે જ ગાંધીજીનાં દર્શન મને થયાં હતાં.)

ગુરુદેવ અને મહાત્માજી પ્રત્યે એકસરખી ભક્તિ હોવાને કારણે જ આ દંપતી સાથે મારો હાર્દિક સમન્વય થયો. હિન્દુસ્તાની તાલીમ સંઘમાં અમે ત્રણેયે હૃદયના ઐક્ય સાથે કામ કરેલું. ધર્મ-સમન્વય, સંસ્કૃતિ-સમન્વય અને વંશ-સમન્વયના ત્રિવિધ સિદ્ધાન્તમાં અમારી ભૂમિકા એક જ હતી. તેથી પણ આર્યનાયકમ્‌જીના જવાથી આશાદેવીને જે આઘાત થયો છે એમની સાથે હું સહદુ:ખભાગી છું. મને ખાતરી છે કે સ્વ. આર્યનાયકમ્‌જીનું જીવનકાર્ય એમનાં સહધર્મચારિણી આશાદેવી પૂરી નિષ્ઠા અને યોગ્યતાપૂર્વક આગળ ચલાવશે.

૨ જુલાઈ, ૧૯૬૭

# ૧૯. એક બીજા સાથી

## મગનભાઈ દેસાઈ

આ આખી દુનિયા જ મર્ત્યલોક છે. બધાંને મરવું જ છે, એવી હાલતમાં ખાસ મૃત્યુનોંધ લખવાનો રિવાજ એક પક્ષપાત જેવો જ થઈ જાય છે.

મારી એક બીજી મુશ્કેલી છે, શ્રુતિ ભલે કહે કે સો વરસ જીવવાની ઇચ્છા રાખવી જોઈએ(जिजीविषेत् शतं समा:). મનુ ભગવાને ભલે કહ્યું હોય કે "ન પોતાના મરણનું અભિનંદન કરવું, ન જીવનનું અભિનંદન કરવું. નિષ્ઠાવાન નોકર જેમ આદેશની રાહ જુએ છે તેવી જ રીતે કાળની પ્રતીક્ષા કરવી જોઈએ." તોપણ જ્યારે હું જોઉં છું કે મારા અત્યંત નજીકના નિષ્ઠાવાન, ઉત્તમ સેવા કરનારા સાથીઓ મારી પહેલાં ચાલ્યા જાય છે ત્યારે એમની પાછળ જીવતા રહેવામાં હું કોઈ ગુનો જ કરું છું એવી ભાવના મારા મનમાં ઊઠે છે અને મને લાગે છે કે મારો અહીંનો સમય ક્યારનો પૂરો થઈ ચૂક્યો છે છતાં હું જીવ્યા કરું છું, એવી મનઃસ્થિતિમાં મારા જૂના સાથી વિશે લખતાં મન અસ્વસ્થ થાય છે. લખવાની ઇચ્છા હોવા છતાં કલમ ચાલતી નથી અને દુનિયાએ મૃત્યુલેખ લખવાની રીત પણ એવી નક્કી કરી નાખી છે કે આ એક રિવાજ થઈ જાય છે. દિવંગત આત્માનું સ્મરણ કરવાને બદલે લેખ કેવો લખાયો છે એ જ લોકો જોવા બેસી જાય છે. નાનપણથી આવા લેખો વાંચતો આવ્યો છું. તેથી મૃત્યુલેખ લખવાનો ઉત્સાહ જ નથી રહેતો.

આશ્રમ અને વિદ્યાપીઠના મારા જૂના સાથી શ્રી મગનભાઈ દેસાઈનો દેહાન્ત હમણાં હમણાં જ થયો. સમાચાર સાંભળતાંવેંત રાતની મારી પ્રાર્થનામાં એમનું સ્મરણ કર્યું, એમને શ્રદ્ધાંજલિ અર્પી અને શાંત થયો. પણ જ્યારે કેટલાક સ્થાનિક કાર્યકર્તાઓએ એમની સભામાં મને બોલવાનું કહ્યું ત્યારે મૌન રાખવું પણ કઠણ હતું, એટલે ત્યાં જે બોલ્યો તે જ પાઠકો આગળ રાખવું સ્વાભાવિક હતું. તેથી નીચેની પંક્તિઓ લખાવું છું.

શ્રી મગનભાઈએ મને પહેલો પરિચય આપ્યો પોતાની વિશિષ્ટ શૈલી દ્વારા. એમણે એક કાગળ મારા હાથમાં મૂક્યો. એમાં આ આશયનું લખ્યું હતું:

"હું આશ્રમમાં જોડાવા માગું છું. આશ્રમની શાળામાં કામ કરવાની ઇચ્છા છે. જો તમને લાગે કે આશ્રમમાં જોડાવા માટેની જરૂરી લાયકાત મારામાં નથી તો કૃપયા મને કહો કે મારે કઈ કઈ યોગ્યતા મેળવવી જોઈએ. હું રીતસર પ્રયત્ન કરીશ અને પછી આપની પાસે આવીશ."

મેં કહ્યું, "ગાંધીજીએ જ્યારે મને બોલાવ્યો ત્યારે કહ્યું ન હતું કે મારામાં કઈ યોગ્યતા હોવી જોઈએ. 'સેવા કરવી છે, એને માટે આશ્રમ અનુકૂળ જગા

છે. ગાંધીજી પાસેથી ઘણું ઘણું મેળવી શકાશે અને મારે હાથે કાંઈ ને કાંઈ સેવા થશે જ' એ વિશ્વાસે મેં ગાંધીજીનું આમંત્રણ સ્વીકાર્યું."

મેં બીજી વાતો પણ કહી જે અહીં લખવાની જરૂર નથી. મેં મગનભાઈનું સ્વાગત કર્યું અને તેઓ મારા સાથી બની ગયા. અમારી વચ્ચે સારો સદ્‌ભાવ હતો. મેં જોયું કે સાર્વજનિક સંસ્થામાં કામ કરવાનું વ્યાકરણ તેઓ સારી રીતે જાણતા હતા. પણ થોડા જ દિવસોમાં મેં જોયું કે તેઓ બોલે છે તે હું પૂરેપૂરું સમજી શકતો નથી. મેં માની લીધું કે કદાચ મારું ગુજરાતી ભાષાનું જ્ઞાન અધૂરું હોવાથી હું એમનું કહેવું સમજી નહીં શકતો હોઉં. પરસ્પરનો અમારો સંબંધ એટલો નિર્મળ હતો કે મારી મુશ્કેલી મેં એમને સમજાવી. મારી વાત તેઓ સમજી ગયા. આથી અમારી વચ્ચે કોઈ અંતર ઊભું ન થયું. વખતોવખત અમે અનેક વાતોની ચર્ચા કરતા. અમે જોયું કે આદર્શ વિશે પૂરો મતૈક્ય હોવા છતાં દરેક સવાલને જોવાની અમારી દૃષ્ટિમાં મૌલિક મતભેદ છે. અમારા કામમાં કોઈ વાર કશી બાધા કે મુશ્કેલી ન આવી. પૂરા વિશ્વાસે હું એમને કામ સોંપતો ગયો અને એ મને સંતોષ આપતા રહ્યા.

જ્યારે ગાંધીજીની સ્વરાજ્ય-સાધનામાં આશ્રમના બધા લોકોને અને વિદ્યાપીઠના અધ્યાપકોને જેલ જવાની નોબત વાગી ત્યારે મેં પોતે જેલ જતાં પહેલાં આજ્ઞા આપી રાખી કે બધા જેલયાત્રા કરી શકે છે. અપવાદ માત્ર બે વ્યક્તિઓના—મગનભાઈ દેસાઈ અને જીવણજી દેસાઈ. આનું કારણ આપતાં મેં કહ્યું:

જ્યારે લડાઈ શરૂ થાય છે ત્યારે મામૂલી અનેક સંસ્થાઓ બંધ કરવામાં આવે છે. પણ યુદ્ધનાં શસ્ત્રાસ્ત્ર બનાવવાનું કારખાનું બંધ નથી કરાતું. સૈનિકોને ગોળી, દારૂગોળો અને કારતૂસ ન મળે તો માત્ર બંદૂક લઈને એ લોકો શી રીતે લડે? 'નવજીવન' સાપ્તાહિક અમારી ઍમ્યુનિશન ફૅક્ટરી છે. એને ચલાવવાનો ભાર હું મગનભાઈ અને જીવણજીને સોંપી દઉં છું. તેથી એ બંનેએ જેલ જવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. સરકાર જ જો એમને ઊંચકી લઈ જાય તો વાત નોખી. મારી વાત બંને દેસાઈ સમજી ગયા અને પ્રસન્નતાપૂર્વક એનું પાલન કર્યું.

આશ્રમનું એક મહત્ત્વનું વ્રત છે, સર્વધર્મ-સમભાવ અથવા સમન્વય. એને માટે ઉપયોગી સાહિત્ય તૈયાર કરવું જોઈએ. આ વિષયમાં મગનભાઈને સારો રસ હતો. તેથી એમણે નાની નાની અનેક ચોપડીઓ તૈયાર કરી.

એક દિવસ મહાત્માજીની સાથે, અંધજગતની એક અમેરિકી નેત્રી, હેલન કેલર વિશે હું વાતો કરતો હતો ત્યારે ગાંધીજીએ કહ્યું, "મેં એનું જીવનચરિત્ર વાંચ્યું છે. એ ગુજરાતીમાં આવવું જોઈએ." મેં એ કામ મગનભાઈને સોંપ્યું. એમણે તરત મને સાહિત્ય તૈયાર કરીને સોંપી દીધું.

હું જાણતો હતો કે મગનભાઈ વેદાન્તના ઉપાસક છે. વિવાહિત હોઈને પણ બ્રહ્મચર્યના ઉપાસક છે. અધ્યાત્મવિદ્યાનું એમનું ઊંડું અધ્યયન હતું. તેથી એ વિશે

પણ અમારે અનેક વાર ચર્ચા થતી. અથવા કોઈ નવો વિચાર સૂઝે તો પોતે આવીને વિસ્તારથી મને સમજાવે. એમના સ્વભાવમાં ચર્ચા અને વિવેચનનું તત્ત્વ ઘણું હતું. છતાં અનેક લોકોનો પ્રેમ અને નિષ્ઠા મેળવવાની પણ એમનામાં શક્તિ હતી. સ્વરાજ્યના આંદોલનમાં આશ્રમ અને વિદ્યાપીઠનો જ્યારે સંકોચ થયો ત્યારે મગનભાઈએ પોતાની સ્વતંત્ર પ્રવૃત્તિ ચલાવી. ગુજરાતની સ્વરાજ્ય સરકારે જ્યારે ગુજરાત યુનિવર્સિટી સ્થાપી ત્યારે મગનભાઈએ ત્યાં કુલપતિનું કામ કર્યું. ભિન્ન મતના લોકો પાસેથી કામ લેતાં એમની ઘણી કસોટી થઈ, એમનો અનુભવ વધ્યો.

હમણાં હમણાં એમણે સત્યાગ્રહ નામનું એક સાપ્તાહિક શરૂ કર્યું હતું. એમાં પોતાની સ્વતંત્ર વૃત્તિ અને નીડર નીતિનો એમણે સારો પરિચય આપ્યો.

આ નૈષ્ઠિક બ્રહ્મચારીની તબિયત તો સારી હતી. પ્રસન્ન પણ રહેતા. કોણ જાણે શાથી એમને એકાએક હૃદયરોગનો હુમલો થઈ ગયો? વર્તમાનયુગનું જીવન જ એવું જટિલ છે કે સમજણ નથી પડતી કે હવાપાણી, આહાર, રહેણીકરણી અને સામાજિક વાતાવરણ આદિની કેવી અને કેટલી અસર શરીર-વ્યાપાર પર પડતી હોય છે?

ગાંધીજી પાસેથી સીધી પ્રેરણા લઈને સમાજની વિવિધ સેવા કરનારા નિષ્ઠાવાન સેવકોની સંખ્યા ઘટતી જાય છે એ તો પ્રવૃત્તિના નિયમ અનુસાર જ થઈ રહ્યું છે. ગાંધીજીની અધ્યાત્મનિષ્ઠા અને કાર્યપરંપરા ચલાવનારા નવા નવા લોકો તૈયાર થવા જોઈએ. જેઓ ભૂતકાળ પ્રત્યે આદર રાખે, વર્તમાનકાળને સારી રીતે ઓળખે અને પોતાની પૂરી નિષ્ઠા ભવિષ્યકાળના નિર્માણ માટે અર્પણ કરી દે.

૧૫ ફેબ્રુઆરી, ૧૯૬૯

## ૨૦. આપણા નવા રાષ્ટ્રપતિ

### સમન્વયવાદી ડૉ. ઝાકિરહુસેન

આસામથી એક પત્ર આવ્યો છે તેમાં લખ્યું છે કે, ડૉ. ઝાકિરસાહેબ ચૂંટાયા તેથી અમને અત્યંત ખુશી થઈ છે. જ્યારે સર્વસંમતિથી ચૂંટણી થાય એનો સંભવ તૂટી ગયો ત્યારે મનમાં ભય ઉત્પન્ન થયો કે ચૂંટણીનું પલ્લું કોણ જાણે કઈ બાજુએ ઢળશે. હવે જોઈએ છીએ કે રીતસર ચૂંટણીમાં ઝાકિરસાહેબ જીતી ગયા ત્યારે અમને આનંદ તો થયો જ, સાથે સાથે ખાતરી પણ થઈ ગઈ કે ભારતની રાષ્ટ્રીયતા આપણે ઇચ્છીએ છીએ એવી જ છે.

આટલું બધું લખ્યા પછી પત્રલેખકે પૂછ્યું કે આ ચૂંટણી વિશે મંગલપ્રભાતમાં કેમ કશું ન આવ્યું? શું આ ચૂંટણી દરમિયાન કોઈ અનિષ્ટ ઘટના બની હતી જેથી તમને મૌન ધરવું ઇષ્ટ લાગ્યું?

પત્રલેખકને મેં લખી જ દીધું છે કે મને પણ પૂરેપૂરી ખુશી ઊપજી છે,

અને ચૂંટણી પછી પોતાનું પદ ગ્રહણ કરતાં પહેલાં રાષ્ટ્રપતિ જ્યારે ગાંધીસમાધિ પર ફૂલ ચડાવવા આવ્યા ત્યારે હું પોતે એમનું અભિનંદન કરવા ગયો હતો. એટલું જ નહીં અમે બધાંએ ડૉ. સાહેબના માનમાં ગાંધીસમાધિ પાસે પ્રાર્થના પણ કરી, જેથી ગાંધીજીના આશીર્વાદ રીતસર જાહેર થઈ જાય.

ડૉ. ઝાકિરસાહેબ એ પદને માટે બધી રીતે યોગ્ય છે જ અને પોતાની દીર્ઘ અને ઉજ્જ્વળ રાષ્ટ્રસેવાને લીધે એમણે આખા દેશનો, દેશની સમસ્ત જનતાનો પ્રેમ અને વિશ્વાસ મેળવ્યો છે.

મારા જેવા માટે ખુશીની એક બીજી વાત પણ છે. હું આજન્મ અધ્યાપક છું, કેળવણીનું કામ જ કરતો આવ્યો છું, મારા મનમાં મારી ન્યાત માટે અભિમાન અને આદર પણ છે. જ્યારે ડૉ. રાધાકૃષ્ણન્ રાષ્ટ્રપતિ-પદે ચૂંટાયા ત્યારે મેં ગ્રીક ફિલસૂફ અફલાતૂન(પ્લેટો)નું વચન ટાંક્યું હતું કે, "જ્યારે તત્ત્વજ્ઞાની રાજગાદી પર આવે છે અથવા રાજગાદી પર બેઠેલા લોકો સાચા તત્ત્વજ્ઞાની હોય છે ત્યારે એ આદર્શ સ્થિતિ છે, પ્રજા સુખી થાય છે અને રાષ્ટ્રનું કલ્યાણ થાય છે."

હવે દુનિયામાં રાજાઓ રહ્યા નથી. રાજાઓ માત્ર પોતાની સત્તાથી અથવા વંશપરંપરાના અધિકારથી ગાદી પર આવે છે. રાષ્ટ્રપતિનું એવું નથી. રાષ્ટ્રપતિ દીર્ઘકાલીન ઉજ્જ્વળ સેવા દ્વારા પોતાની લાયકાત સાબિત કરે છે, અને પ્રજાના પ્રેમ અને વિશ્વાસને કારણે જ એમને એ સ્થાન મળે છે. તેથી જ ગમે તે માણસ રાષ્ટ્રપતિ નથી બની શકતો. (એક અમેરિકન કવયિત્રીએ તો એટલે સુધી લખી નાખ્યું છે કે રાજાની ગાદી પર તો કોઈ બુદ્ધુ પણ બેસી શકે છે. પ્રજા-રાજ્યમાં રાષ્ટ્રપતિ એવો હોવાની બીક કદી નથી હોતી.) ડૉ. રાધાકૃષ્ણન્ પછી ભારતમાં બીજા એવા જ સુયોગ્ય શિક્ષાશાસ્ત્રી દેશે પસંદ કર્યા, એ આપણી સંસ્કૃતિનું શુભ લક્ષણ છે.

રાષ્ટ્રપતિ ડૉ. ઝાકિરહુસેને પ્રારંભ પણ કેટલો સુંદર કર્યો! ગાંધીસમાધિ પર ફૂલ ચડાવ્યા પછી એમણે જગદ્ગુરુ શંકરાચાર્યને મળીને એમના આશીર્વાદ લીધા. એટલું જ નહીં, જૈનોના એક ઉદારમતવાદી અને સર્વધર્મ-સમન્વયમાં માનનારા મુનિ પાસે પણ ગયા. મુનિ સુશીલકુમારજીએ પણ ડૉ. ઝાકિરસાહેબનું અભિનંદન કર્યું.

ડૉ. ઝાકિરહુસેને પહેલેથી જ ગાંધીજીનું નેતૃત્વ માન્ય કર્યું હતું. અને જ્યારે રાષ્ટ્રમાં શોષણરહિત સમાજ સ્થાપવાનું ગાંધીજીએ વિચાર્યું અને એને માટે કેળવણીમાં આમૂલાગ્ર પરિવર્તન કરવાની યોજના રાષ્ટ્ર આગળ મૂકી ત્યારે એ યોજનાને અમલમાં લાવવાનું કામ ગાંધીજીએ પૂરા વિશ્વાસ સાથે ડૉ. સાહેબને માથે જ નાખી દીધું. ત્યારથી અમે એકબીજાના સાથી થઈને કામ કરતા આવ્યા છીએ. મને ડૉ. સાહેબનો નજીકનો પરિચય થઈ શક્યો. એમનું શુદ્ધ ચારિત્ર્ય, પ્રજાહિત માટેની મંગલકામના, પક્ષપાતરહિત રાષ્ટ્રીયતા આદિ એમના અનેક સદ્ગુણોનો હું સાક્ષી છું.

હવે જ્યારે આખા રાષ્ટ્રે ઝાકિરસાહેબને રાષ્ટ્રપતિને સ્થાને નીમ્યા છે અને હું

એમનો જૂનો સાથી છું ત્યારે એમને માટે કાંઈ પણ લખવું મને જરૂરી ન લાગ્યું. જ્યારે પત્રલેખકે સૂક્ષ્મ જેવી શંકા પ્રગટ કરી ત્યારે એનું નિરાકરણ કરવું જરૂરી લાગ્યું.

અને ઝાકિરસાહેબ પ્રત્યે મારી શ્રદ્ધા વ્યક્ત કરવાની એક તક મળી એથી મને આનંદ પણ થયો. આખી દુનિયા માટે આજકાલના દિવસો ઘણા કસોટીના છે. આવે સમયે રાષ્ટ્રપતિને સ્થાને એક આવા સુયોગ્ય વ્યક્તિ આપણને મળ્યા છે, જેમના પર ગાંધીજીનો પૂરો વિશ્વાસ હતો. અને હું તો કહી શકું છું કે એમના પ્રત્યે ગાંધીજીનો ઉત્કટ પ્રેમ પણ હતો. એમના કાર્યકાળમાં ડૉ. ઝાકિર-સાહેબને હાથે રાષ્ટ્રની અને માનવતાની ઉત્તમ સેવા થતી રહે એ જ અમારી પ્રાર્થના છે.

૧ ઑગસ્ટ, ૧૯૬૭

## ૨૧. શુદ્ધ સમન્વયવાદી રાષ્ટ્રપતિ

આપણું સદ્‌ભાગ્ય છે કે સ્વરાજ્ય-પ્રાપ્તિ પછી આપણને એક પછી એક, ત્રણ ઉચ્ચ કોટિના રાષ્ટ્રપતિ મળ્યા. ડૉ. રાજેન્દ્રપ્રસાદ કુશળ રાષ્ટ્રનેતા તો હતા જ, પણ એમની અસાધારણ સાત્ત્વિકતાને લીધે એમનો ખાસ આદર હતો. રાષ્ટ્રનિર્માણ માટે ગાંધીજીએ દેશ આગળ જે રચનાત્મક કાર્યક્રમ મૂક્યો એના તેઓ પૂરા હિમાયતી હતા. ડૉ. રાધાકૃષ્ણન્ આંતરરાષ્ટ્રીય ખ્યાતિપ્રાપ્ત તર્કશાસ્ત્રી, વિદ્વાન તો હતા જ પણ તે ઉપરાંત માનવહિતની મંત્રણાઓ(સલાહ-મસલતો)માં પણ એમણે સારું સ્થાન મેળવ્યું હતું.

એમનો કાર્યકાળ પૂરો થતાં એમનું સ્થાન લીધું ડૉ. ઝાકિરહુસેને. તેઓ તો ઉચ્ચ કોટિના વિદ્વાન અને શિક્ષણશાસ્ત્રી હતા. હું તો એમ જ કહીશ કે એમનું રાષ્ટ્રપતિ બનવું એ ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમનું જ ગૌરવ છે.

સ્વરાજ્ય-પ્રાપ્તિની ચળવળની શરૂઆતથી જ રાષ્ટ્ર-હિત-ચિંતકોનું ધ્યાન રાષ્ટ્રીય કેળવણીની તરફ ખેંચાયું હતું. પરિણામે અંગ્રેજ સરકારની કેળવણી પ્રત્યે અસંતોષ વ્યક્ત કરનારી અને રાષ્ટ્રીય સંસ્કૃતિને પોષણ આપનારી અનેક સંસ્થાઓ. દેશમાં ઊભી થઈ. અસહકારના દિવસોમાં જે ખાસ સંસ્થાઓ આ રીતે સ્થપાઈ એમાં ડૉ. ઝાકિરહુસેનની 'જામિયા મિલિયા ઈસ્લામિયા'ને સ્થાન છે. મહાત્માજીની રાષ્ટ્રીય નીતિ સાથે એકરૂપ થયેલા રાષ્ટ્રપુરુષોમાં ઝાકિરસાહેબનું સ્થાન ઊંચું છે.

જ્યારે સ્વરાજ્ય નજીક આવ્યું અને રાષ્ટ્રીય કેળવણીને રાષ્ટ્રવ્યાપી બુનિયાદી સ્વરૂપ આપવાની દેશ-હિત-ચિંતકોને આવશ્યકતા લાગી ત્યારે એમણે ગાંધીજી પાસે એવી યોજના માગી.

લોકોની અપેક્ષા હતી કે 'ભારતીય સંગમ-સંસ્કૃતિનું આદરયુક્ત અધ્યયન' જેમાં પ્રધાન હોય એવી કોઈ યોજના ગાંધીજી આપશે. ભારતનું અધ્યાત્મ, ભારતની

ઈતિહાસસિદ્ધ સમન્વિત સંસ્કૃતિ, ભારતનું સંગીત, નાટ્ય, નૃત્ય, સ્થાપત્ય, ચિત્રકલા આદિ કલાત્મક જીવનને પ્રોત્સાહન આપનારી યોજના ગાંધીજી પાસેથી મળશે એવી બધાની અપેક્ષા હતી. બંગાળ, પંજાબ, બિહાર, યુક્ત પ્રાંત, મહારાષ્ટ્ર, આંધ્ર, મદ્રાસ આદિ પ્રદેશોમાં એવા પ્રયત્ન મોટા પાયા પર ચાલુ પણ થયા હતા.

પણ ગાંધીજીએ આ બધા પ્રયત્નો પ્રત્યે આદર હોવા છતાં એ પ્રયત્નોને બાજુએ મૂકી દીધા. ધર્મ-સંસ્કૃતિઓએ પોતપોતાના વખતમાં માનવતાની ઉચ્ચ સેવા કરી છે. મેઝીનીના સમયમાં રાષ્ટ્રીયતાનો આદર્શ આખી દુનિયામાં ફેલાયો હતો. પણ ગાંધીજીને ભૂતકાળની ઉપાસના કરવી ન હતી; ભવિષ્યકાળનો પાયો ચણવો હતો. 'નવયુગની પોતાની સાર્વભૌમ અહિંસા' સમજાવતાં એમણે અનેક વાર કહ્યું હતું, "હું યુદ્ધવિરોધી છું. હિંસાત્મક સંઘર્ષ ટાળવાના યુગકાર્યનો પુરસ્કર્તા કરતો આવ્યો છું. પણ સર્વત્ર મનુષ્યજાતિમાં જે શોષણ ચાલી રહ્યું છે એનાથી જેટલો ડરું છું તેટલો યુદ્ધથી હું ડરતો નથી. 'સત્ય, અહિંસા, સંયમ અને સેવા' જ માનવસંસ્કૃતિનો ચતુર્વિધ પાયો છે. યુદ્ધ તો વખતોવખત ફાટી નીકળનારો એક રોગ છે. પણ દિવસરાત અખંડ ચાલનારા સાર્વભૌમ શોષણથી વધારે કોઈ હિંસા છે જ નહીં." પુરુષજાતિ સ્ત્રીજાતિનું શોષણ કરે છે, જ્ઞાની, ચાલાક અને ચતુર લોકો અજ્ઞાની, ભોળા અને અસહાય લોકોનું શોષણ કરે છે. આજકાલનાં લગભગ બધાં જ સંગઠન તો શોષણને પૂરી સફળતા અપાવવા માટે જ ઊભાં કરવામાં આવ્યાં છે. જે કોઈ લોકો અસંગઠિત હોય એમને તો જીવન-સંગ્રામમાં હારવું જ પડવાનું.

આવાં આવાં શોષણોને અટકાવવાં એ અહિંસાધર્મનું મુખ્ય કામ છે. એ જો અહિંસક રીતે કરવામાં નહીં આવે તો હિંસા વધતી જ જવાની. તેથી, રાષ્ટ્ર-વ્યાપી પ્રાથમિક કેળવણી દ્વારા નવા જમાનાનું માનસ જ બદલવું જરૂરી છે. આ માનસ-પરિવર્તન ધર્મોપદેશથી નહીં થાય, જીવન-પરિવર્તનથી જ થઈ શકશે.

આ સમજીને ગાંધીજીએ 'કૌશલ્યયુક્ત પરિશ્રમ'ને મહત્ત્વ આપનારી અને એના જ પાયા પર કેળવણીનું આખું તંત્ર ઊભું કરવાની યોજના રાષ્ટ્ર આગળ મૂકી.

બધી જાતનાં પાપ અને અન્યાય જેમાં ભરેલાં છે એવાં શોષણને માણસ માન્ય શી રીતે કરતો હશે? "માણસને પરિશ્રમ ટાળવો છે અને આરામથી વિલાસી જીવન જીવવું છે. બીજાના પરિશ્રમનો ગેરફાયદો ઉઠાવી પોતે ધનવાન બનવું છે, અને ગરીબી, બેકારી અને અસહાય સ્થિતિ બીજી વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રને માથે ઢોળવી છે." આ જ છે પાપમૂલક શોષણનું આકર્ષણ. આવા આકર્ષણથી મુક્ત એવું એક પણ રાષ્ટ્ર નથી, આવા અન્યાયને દૂર કરવાનો અહિંસક ઈલાજ એક જ છે, સમાજવ્યાપી કેળવણીમાં પરિવર્તન.

ગાંધી-સંસ્કૃતિને માનવવ્યાપી કરવાનો બીજો કયો ઉપાય હોઈ શકે? આ પાયાની કેળવણીને વહેવારી રૂપ આપવાનું કામ ગાંધીજીએ એક સમિતિને સોંપ્યું,

જેના અધ્યક્ષ હતા ડૉ. ઝાકિરહુસેન. એમણે પોતાની પૂરી શક્તિ વાપરીને પાયાની કેળવણીને અમલમાં આણવાનો પ્રયત્ન કર્યો. "સરકાર તરફથી આ પ્રયોગ પ્રામાણિકતાપૂર્વક નથી થયો." એમ ઝાકિરસાહેબે જાહેર પણ કરેલ. પણ રાષ્ટ્ર-માનસ એવી આત્મશુદ્ધિ માટે તૈયાર ન થયું. ગાંધીજીની સલાહ સ્વીકારવી ન હોય તો એનો સુંદર ઈલાજ આ જ છે કે ગાંધીજીના નામનો જયજયકાર કરવો, એમને રાષ્ટ્રપિતાની પદવી આપવી અને છૂટી જવું.

બુનિયાદી તાલીમની યોજના ઘડતા હતા તે દિવસોમાં ઝાકિરસાહેબ સાથે અમારો પરિચય વધ્યો. ગાંધીજીએ નીમેલી સમિતિમાં અમે સાથે હતા, એમાં અમે એમની આદર્શનિષ્ઠા અને વ્યવહારકુશળતાનો સારો સમન્વય જોઈ શક્યા.

પછી ઝાકિરસાહેબની બીજી બાજુનો પરિચય થયો જ્યારે તેઓ ઉપરાષ્ટ્રપતિ તરીકે રાજ્યસભાના સભાપતિ હતા. રાજ્યસભાના એક સદસ્ય તરીકે એમની કાર્યકુશળતા અને તટસ્થતાની કદર હું કરી શક્યો. બધા પક્ષોના લોકો એમની આત્મીયતા અનુભવતા હતા. ગરમાગરમ ચર્ચા ચાલે તોપણ તેઓ પોતાની પ્રસન્નતા ગુમાવતા ન હતા.

ઝાકિરસાહેબ બિહારના રાજ્યપાલ હતા તે વખતે સર્વ પક્ષના લોકોની વાતો સહાનુભૂતિપૂર્વક સાંભળી, બધાને રાજી રાખવાના એમના સ્વભાવ વિશે બિહારના સ્નેહીઓ પાસેથી મેં ઘણું સાંભળ્યું હતું.

ગાંધીજીના મનમાં ઝાકિરસાહેબ વિશે ઘણો આદર હતો. કેમ કે એમની રાષ્ટ્રીયતા સામ્પ્રદાયિકતાથી મલિન કદી થઈ ન હતી. ઝાકિરસાહેબ આદર્શનિષ્ઠા અને વહેવારનો સારો સમન્વય સાધી શકતા હતા. ડૉ. ઝાકિરસાહેબ જેવા થોડા લોકોની આવી સમન્વય-શક્તિ જોઈને મારા મનમાં સિક્કાની એક ઉપમા હંમેશ જાગ્રત થાય છે.

બધા જાણે છે કે ગાંધીજી સત્યના ઉપાસક હોવાથી સો ટકા આદર્શવાદી હતા પણ એમનો આદર્શ માત્ર તાર્કિક અથવા હવાઈ ન હતો. અનેક વાર એમણે કહ્યું છે કે, વહેવારમાં જે ધર્મ મદદ નથી કરી શકતો તે ખરેખર ધર્મ જ નથી, આદર્શ વહેવાર જ ધર્મની સાચી કસોટી છે.

આદર્શને જો આપણે શુદ્ધ સુવર્ણની ઉપમા આપીએ તો વહેવારમાં આવનારા આદર્શને 'ગિની ગોલ્ડ' કહેવું જોઈએ. (આજકાલની દગાબાજ દુનિયા સુવર્ણની જગાએ પીળા રંગના પિત્તળને જ આગળ ધરી ધોખો આપવા માગે છે, ગિની ગોલ્ડનું એવું નથી.) ગિની ગોલ્ડમાં અધિકાંશ સોનું જ હોય છે. એમાં વહેવારદૃષ્ટિનો ભેળ કરવાથી એની ઉપયોગિતા ઘટતી નથી, વધે જ છે. બધાં જ જાણે છે કે ગિની ગોલ્ડનો ચળકાટ અસલી સોના કરતાં વધારે સારો અને તેજ હોય છે. એના અવાજનો રણકાર પણ વધારે સારો હોય છે. અને સોનાની મહોર કરતાં ગિનીની મહોર વધારે મજબૂત અને ટકાઉ પણ હોય છે. સો ટકા સુવર્ણની મહોર જલદી ઘસાઈ જાય. ગિની ગોલ્ડ કદી ઘસાતું નથી. સો ટકા સુવર્ણની આપણે ગમે

તેટલી હિમાયત કરીએ, દુનિયા તો ગિની ગોલ્ડ જ વાપરવાની. અને એને સફળતા પણ એમાં જ મળે છે. સુવર્ણને નામે પિત્તળ ચલાવનારાની વાત જુદી. ગિની ગોલ્ડનો અંતિમ આગ્રહ તો સુવર્ણનો જ હોય છે.

ડૉ. ઝાકિરસાહેબની પૂરેપૂરી રાષ્ટ્રીયતા જોઈને હું તો મુસલમાન સમાજ પ્રત્યે મારી કૃતજ્ઞતા વ્યક્ત કરીશ કે એણે આપણને ઝાકિરસાહેબ જેવા રાષ્ટ્રપતિ આપ્યા.

૧ જૂન, ૧૯૬૯

## ૨૨. સરહદના ગાંધી

### ખાન અબદુલ ગફ્ફારખાન

મારા જીવનમાં મેં જે નેક, પવિત્ર અને સરળ સંત-સત્પુરુષો જોયા છે એમાં ખાન અબદુલ ગફ્ફારખાનનું સ્થાન ઘણું ઊંચું છે. એમનું ઊંચું ભવ્ય શરીર અને પ્રેમપૂર્ણ મીઠી વાણી બંનેની અસર હૃદય પર તરત થાય જ છે. પણ જ્યારે તેઓ કોઈનુંયે ધ્યાન ખેંચ્યા વિના, એક બાજુ ચુપચાપ ભગવાનનું ધ્યાન કરવા બેઠા હતા ત્યારે હું એમને ઓળખી શક્યો.

ધ્યાનમાં બેસવાનો રિવાજ દુનિયામાં કોઈ નવો કે નવાઈ પામવા જેવો નથી. પણ દેખાવ માટે ધ્યાનમાં બેસવાવાળા જુદા, અને હૃદયની કોઈ ઊંડી પ્રેરણાથી ધ્યાનમાં મગ્ન થનારા અને પોતાને ભૂલી જનારા લોકો જુદા. ખાન અબદુલ ગફ્ફારખાન, જેમને લોકો પ્રેમથી ફકીર બાદશાહખાન કહે છે, તે સાચા ઈશ્વરભક્ત છે. બધા પ્રત્યે એમના મનમાં પ્રેમ જ રહે છે. પણ અસત્ય, દંભ અને દેખાવ તેઓ બિલકુલ સહન નથી કરી શકતા. તેઓ ખરેખર ખુદાઈ ખિદમતગાર જ છે.

અંગ્રેજોના વખતમાં સરકારે એમને પંજાબમાં રહેવાની મનાઈ કરી હતી ત્યારે તેઓ વર્ધા આવીને ગાંધીજી પાસે રહ્યા. એમના પરિવારની એક છોકરી અને એક છોકરો પણ ત્યાં આવીને રહ્યાં હતાં. ત્યારે અમે બધા સવારની પ્રાર્થના પછી ગાંધીજી સાથે ફરવા જતા. ગાંધીજીએ વિચાર કર્યો કે આટલા લોકો રોજ સાથે ફરવા આવે છે તો એમની કાંઈક સેવા લેવી જોઈએ. વર્ધાની જમીન પથરાળ, નાનાંમોટાં ખેતરોમાં પણ પથ્થરોની અછત નહીં. ગાંધીજીએ કહ્યું, "અહીં સુધી ફરવા આવો છો તો નાનામોટા પથ્થર ઊંચકીને મહિલાશ્રમ લઈ જઈશું. સારો એવો ઢગલો થઈ જશે. પછી એ પથ્થરોનું કાંઈક કરીશું." દરેકના હાથમાં પથ્થરો દેખાવા લાગ્યા. કોઈ હાથરૂમાલમાં પથ્થર બાંધીને ચાલ્યા. હું મારી સાથે બે નાની થેલીઓ લઈને ચાલ્યો. બંને હાથમાં પથ્થરોની થેલી લઈને ચાલવામાં સમતુલાનો ઘણો આનંદ આવતો. બાદશાહખાન સહુથી આગળ વધ્યા. તેઓ તો પોતાના પહેરણમાં પથ્થરો ભરીને બંને હાથે ઊંચકતા હતા. પથ્થરવાળાઓનું

આવું સરઘસ મહિલાશ્રમ તરફ જતું જોઈ ખૂબ મજા આવતી હતી.

ગાંધીજી ફરીને પાછા આવે ત્યારે ટુવાલ લઈને એમના પગ સાફ કરવાનું કામ માતા કસ્તૂરબા કરતાં. બાદશાહખાને એ કામ પોતાના હાથમાં લઈ લીધું. ભીમ જેવા મોટા સરહદના ગાંધીને આ રીતે મહાત્માજીની ચરણસેવા કરતા જોવા માટે સ્વર્ગના દેવો પણ એકત્ર થતા હશે!

ત્યાર પછી બધા નાસ્તો કરતા. એક સરસ તાજું પાકું સફરજન બાદશાહખાનને ગાંધીજી આપે. ફળ કાપીને ખાવું બાદશાહખાનને નાપસંદ હતું. મોટું ફળ હાથમાં લઈ લે અને દાંતથી કરડીને ખાઈ જાય.

થોડા દિવસો પછી બાદશાહખાનના ભાઈ ડૉ. ખાનસાહેબ આવ્યા. બહુ મીઠા અને મિલનસાર. બંને ભાઈઓ સાથે અનેક વિષયો પર મારે ચર્ચા થતી હતી. મેં તરત જોઈ લીધું, બંને ભાઈઓના સ્વભાવમાં ઘણો ફેર છે, પણ ભારતની આઝાદી માટે મરી ફીટવા બંને સરખા તૈયાર છે. બાદશાહખાન કહેતા હતા કે જે કોમ સ્વતંત્ર નથી એનો કોઈ ધર્મ જ નથી. સ્વતંત્ર થવું એ જ સહુથી પહેલી ફરજ છે.

અમારાં આશાદેવીએ બાદશાહખાનનાં દીકરા-દીકરીને સાચવવાની જુમ્મેદારી લઈ લીધી.

થોડા જ દિવસોમાં ગાંધીજી સરહદ પ્રાંતમાં જવાના હતા. પણ મુંબઈના ગવર્નરે બાદશાહખાનના એક સાધારણ ભાષણનો લાભ લઈ એમને જેલમાં મોકલી દીધા અને ગાંધીજીની સરહદ-યાત્રા તે વખતે સ્થગિત થઈ ગઈ.

પછી ગાંધીજી સરહદ પ્રાંતમાં ગયા ખરા. ત્યાંનું આખું વર્ણન શ્રી મહાદેવભાઈના મોઢે મેં સાંભળ્યું હતું.

ભારતના પિતામહ દાદાભાઈ નવરોજીની દીકરી ખુરશીદબહેનને બધાં ઓળખે જ છે. શરીરે દૂબળી-પાતળી પણ આધ્યાત્મિક શક્તિમાં મોટી વીરાંગના. સરહદના પઠાણો વચ્ચે નીડરતાપૂર્વક એ જઈને રહી. એમની રક્ષા માટે બાદશાહખાન પોતાના એક-બે ખુદાઈ ખિદમતગાર આપવાના હતા. ખુરશીદબહેને કહ્યું, "બધા પઠાણો મારા ભાઈ છે. ભાઈઓથી બહેનને રક્ષણની જરૂર જ શી?" એ તો પઠાણો વચ્ચે નિર્ભયતાથી રહેતાં હતાં અને એમની સેવા કરી એમને શિખામણ પણ આપતાં. બહેનનો એ અધિકાર હતો, જ્યાં સુધી મને યાદ છે, સરકાર બહાદુરે ખુરશીદબહેનને પણ ત્યાં જેલમાં મોકલ્યાં હતાં.

સરહદના પઠાણો ખુરશીદબહેનને કહેતા, "કેટલી વિચિત્ર છે આ સરકાર. મારામારી, ખૂન અને ડાકાટી કરનારા લોકોને સરકાર જેલમાં મોકલે તો તો સમજાય, પણ એવી બૂરાઈને રોકનારા અને સહુનું ભલું કરનારા નેક લોકોને પણ આ સરકાર જેલમાં મોકલે છે! અંતે સરકાર ઇચ્છે છે શું?"

ઘણા દિવસો પછી બાદશાહખાનને હું દિલ્હીમાં મળ્યો. મારે દિલ્હી તથા

આસપાસનાં બધાં સ્થળો જોવાં હતાં, બાદશાહખાનને પણ બધું જોવું હતું. મોટરનો પ્રબંધ થયો અને અમે બધા ઊપડયા.

વર્તમાન દિલ્હીમાં મોગલકાળની ઇમારતો વધારે છે. એ તો અમે જોયેલી જ હતી. મોગલોના પહેલાં જ્યારે દિલ્હીમાં પઠાણ બાદશાહોનું રાજ્ય હતું ત્યારના દિલ્હીના અવશેષ અમે જોવા ગયા. જૂની મસ્જિદો, જૂનાં મંદિરો અને તળાવો, બધું અમે જોઈ વળ્યા. અમે જોયું કે બાદશાહખાન ગંભીર થઈને બધું જોતા હતા, ટૂરિસ્ટના છીછરા કુતૂહલથી નહીં. એમણે મૌન રહીને જ બધું જોયું. ભારતને સ્વતંત્ર કરવાના સંકલ્પને મજબૂત કરીને જ અમે પાછા આવ્યા.

સ્વરાજ્ય પાસે આવ્યું ત્યારે અંગ્રેજોની કુટિલ નીતિ જોરથી ચાલી. હાથમાં લઈ શકાય એટલા મુસલમાનોને સાથે લઈને એમણે બધી જાતનાં વિઘ્નો ઊભાં કર્યાં. હિંદુઓ પણ પાગલ બન્યા. પૂર્વ બંગાળ, કલકત્તા, બિહાર, દિલ્હી, પંજાબ—અનેક જગાએ એકબીજા સાથે દુશ્મનાવટ આદરી. હિંદુ-મુસલમાનોએ સ્વરાજને જોખમમાં મૂક્યું. એવે વખતે હિંદુ-મુસલમાનોને શાંત પાડવાના પ્રયત્નોમાં બાદશાહ-ખાન ગાંધીજીની પડખે રહ્યા. બંનેએ પોતાની પૂરી આધ્યાત્મિક શક્તિ વાપરી દેશને બચાવ્યો.

સ્વરાજ મળ્યું પણ દેશના બે ટુકડા થયા. અંગ્રેજોની સો વર્ષની નીતિ સફળ થઈ પણ અંગ્રેજોનો વાંક કાઢવાથી શું વળે? આપણી પોતાની રાષ્ટ્રીય નિર્બળતાનો જ અંગ્રેજોએ લાભ લીધો.

દેશના ટુકડા થયા એ નુકસાન તો થયું જ. પણ વિભાજન કબૂલ કરવા છતાં હિંદુ-મુસ્લિમોની દિલસફાઈ થઈ ન શકી. સ્વરાજ મેળવી ત્રણ મોટાં દુ:ખો આપણે વેઠવાં પડયાં. ગાંધીજીનું ખૂન થયું, સિંધી લોકોની દુર્દશા થઈ અને ભારતના પઠાણોને પાકિસ્તાનીઓને હાથે શું શું સહન કરવું પડયું તે તો ભગવાન જ જાણે. છેલ્લાં વીસ-પચીસ વર્ષોનો આખો ઇતિહાસ જોતાં, અને એમાં પશ્ચિમના—ઇંગ્લંડ-અમેરિકાના લોકોની નીતિ અને કરણી જોતાં એવો જ ખ્યાલ આવે કે ભગવાનનો કોઈ મોટો શાપ કામ કરી રહ્યો છે. દિવસે દિવસે દુનિયા ઊંડી ખાઈમાં જાણે ડૂબી રહી છે. દુનિયાભરનાં રાષ્ટ્રો માનવની દુર્દશા જોઈ રહ્યાં છે. આજનો મનુષ્ય ઘણો ચિંતનશીલ છે પણ પાપનું પ્રાયશ્ચિત્ત કરી જ્યારે જૂનું પાપ પૂરું થવા લાગે છે ત્યારે પણ કોણ જાણે શી રીતે નવાં નવાં પાપ ઊભાં કરતો જ જાય છે. Even in penance planning sins a new.

જ્યાં સુધી માણસ પોતાની ગંદી બુદ્ધિ ચલાવશે, પાપમાં ડૂબતો જ જશે. જમાનો જ એવો આવ્યો છે. જો આપણે બુદ્ધિનું અભિમાન છોડી દઈ નમ્રતાથી ઈશ્વરને શરણે જઈશું અને ભલાઈને રસ્તે ચાલીશું તો જ બચી શકીશું અને દુનિયાને પણ બચાવી શકીશું.

ભારત અને પાકિસ્તાન સ્વરાજ્ય લઈને બેસી ગયાં, પણ બાદશાહખાન અને

એમના ખુદાઈ ખિદમતગાર પઠાણોની દુર્દશા અવિરતપણે ચાલુ જ રહી છે. પાકિસ્તાન એમને હેરાન કર્યા જ કરે છે. એમણે પાકિસ્તાનને કબૂલ કર્યું અને લોકસેવા કરતા રહ્યા તોપણ એમની હેરાનગત અટકી નહીં. આજે બીમારીનો ઈલાજ કરાવવા માટે બાદશાહખાન અફઘાનિસ્તાનમાં જઈને રહ્યા છે અને ઘણા દુ:ખ સાથે મહાત્માજીને યાદ કરે છે. એમને ભૂલી જવું એ પણ પાપ જ થશે.

૧૫ જુલાઈ, ૧૯૬૫

## ૨૩. બાદશાહખાન પ્રત્યેનું કર્તવ્ય

ખાન અબદુલ ગફ્ફારખાનને આખી દુનિયા 'બાદશાહખાન'ને હુલામણે નામે ઓળખે છે. તેઓ જ્યારે ગાંધીજીને મળવા સેવાગ્રામ, વર્ધા આવ્યા ત્યારે એમનાં પ્રથમ દર્શન થયાં હતાં. પહાડ જેવા ઊંચા શરીરવાળા બાદશાહખાનનો અવાજ એટલો સૌમ્ય અને મધુર હતો કે ઘણું આશ્ચર્ય થતું.

મેં આ પહેલાં પણ કહ્યું જ છે કે જીવનમાં મેં જેટલા ઈશ્વરનિષ્ઠ સજ્જન જોયા એમાં બાદશાહખાનનું સ્થાન, મારે મન, બહુ જ ઊંચું છે. તેઓ જેટલા ઈશ્વરપ્રેમી તેટલા જ સદાચારપ્રેમી, તેથી જ્યારે તેઓ બોલતા ત્યારે એમની સીધી, સ્પષ્ટ ભાષા અને એમની સરળ વિચારસરણી એકદમ ધ્યાન ખેંચી લેતી અને હૃદયમાં ખાતરી થતી કે એક બહુ ઊંચી ભૂમિકાવાળા સત્પુરુષ સાથે આપણે વાત કરીએ છીએ.

કેટલાક લોકો શરૂઆતમાં ઈશ્વરનિષ્ઠ જણાય છે. પણ થોડી વાતચીતમાં જ ખબર પડી જાય છે કે માણસમાં ઈશ્વરનિષ્ઠા ઓછી અને ધર્મનિષ્ઠા વિશેષ છે, એમાં પણ ધર્મના આદર્શો પ્રમાણે વર્તવાનો આગ્રહ ઓછો પણ ધર્મનું અભિમાન અને પોતાની ન્યાતના લાભ-ગેરલાભનો વિચાર જ વધારે. બાદશાહખાન એવા નથી. તેઓ સાચા ઈશ્વરપ્રેમી છે અને આખી મનુષ્યજાતિનું ભલું ચાહે છે, અને તે પણ સદાચારને રસ્તે.

બાદશાહખાન રાષ્ટ્રપુરુષ છે. એમણે પઠાણ કોમને ઈશ્વરના સાચા સેવક બનવાનો આદેશ આપ્યો અને ભારતની આઝાદી માટે લડવા તૈયાર કર્યા. જ્યારે આપણે બધા સમગ્ર ભારતના સ્વાતંત્ર્ય માટે લડતા હતા ત્યારે ભારત અને પાકિસ્તાન એવો ભેદ ન હતો. દેશના ભાગલા પડયા ન હતા. આખો દેશ અખંડિત હતો.

દેશના ભાગલા પડયા એ અંગ્રેજોની ભેદનીતિની બલિહારી છે. પણ બધો દોષ અંગ્રેજોનો જ હતો, એમ કહેવું ખોટું છે. જો સમસ્ત ભારતના હિન્દુ અને મુસલમાન એક-દિલ, એક-પ્રાણ હોત તો અંગ્રેજો દેશના ભાગલા કદી ન પાડી શકત. હિન્દુ અને મુસલમાન પોતાને જુદા જુદા માનતા હતા, એનો જ અંગ્રેજોએ લાભ ઉઠાવ્યો. જ્યારે કોંગ્રેસે આઝાદીની લડત ચલાવી ત્યારે અંગ્રેજોએ મુસ્લિમોને

શીખવ્યું કે જો ભારત સ્વતંત્ર થશે તો ભારતમાં હિન્દુઓની સંખ્યા વધારે હોવાથી રાજ્ય એમનું જ થવાનું, એમાં તમારો કોઈ ફાયદો નથી. મુસલમાનોએ આ વાત માની લીધી અને મુસ્લિમ લીગ સ્થાપીને કોંગ્રેસનો વિરોધ શરૂ કર્યો. અંગ્રેજ રાજ્યકર્તા રાજી થયા. પછી જ્યારે ભારતની આઝાદી એમને કબૂલ કરવી પડી ત્યારે પોતાના હિતેચ્છુ અને કોંગ્રેસની વિરોધી એવી મુસ્લિમ લીગને એની વફાદારી માટે બક્ષિસ આપવાનું એમણે પોતાનું કર્તવ્ય માન્યું. બ્રિટિશ સંસ્કૃતિના સર્વોચ્ચ આદર્શ બાજુ પર રાખી એમણે પોતાની ભેદનીતિ ચલાવી અને દેશનું વિભાજન કર્યું. જે મુસલમાનો ભારતની આઝાદી માટે લડ્યા ન હતા, આઝાદીનો વિરોધ જ કરતા હતા અને પોતાનું જુદું રાજ્ય ઈચ્છતા હતા, એવાઓને આનો પૂરો લાભ મળ્યો.

દીર્ઘદર્શી મહાત્મા ગાંધીજીને દેશના ભાગલા જરા પણ માન્ય ન હતા. તેઓ જાણતા હતા કે આમાં આત્માનો ઘાત છે. પોતાની પૂરી શક્તિથી એમણે વિભાજનનો વિરોધ કર્યો અને કહ્યું, "અમે ભારતમાંથી અંગ્રેજોનું રાજ્ય હટાવવા માગીએ છીએ." એમ કરવા માટે જો મુસલમાનોને વધારે અધિકાર આપવા પડે તો, બાપુજી કહે, "આખું રાજ્ય જો મુસલમાનોના હાથમાં જાય તો એ હું મંજૂર રાખીશ પણ દેશના ટુકડા નહીં થવા દઉં." એમણે કહ્યું કે, "દૂર દેશથી આવેલા વિદેશી અંગ્રેજો સાથે લડીને જો આપણે સ્વરાજ્ય મેળવી શકીએ છીએ તો આખું સ્વરાજ્ય મુસલમાનોના હાથમાં જાય તો હિંદુઓ માટે જરૂરી બધા અધિકારો આપણા મુસલમાન રાજ્યકર્તા ભાઈઓ પાસેથી મેળવવા માટે આપણા સત્યાગ્રહનું બળ પૂરતું છે. આપણા દેશમાંથી પરદેશી રાજ્ય ચાલ્યું જાય પછી સ્વતંત્ર થઈને સાથે કેમ રહેવું એનો ફેંસલો આપણે, આપણી ઢબે કરી શકીશું."

અંગ્રેજોએ અને મુસ્લિમ લીગે તેમ થવા ન દીધું. જ્યારે કોંગ્રેસે જોયું કે સાથે રહીને સ્વતંત્ર થવું કોઈ રીતે શક્ય નથી, અસંભવ છે ત્યારે કોંગ્રેસના નેતા દેશના વિભાજન માટે, લાચારીથી તૈયાર થયા.

અંગ્રેજોએ દેશનું વિભાજન જો આપણા પર લાદ્યું હોત તો ગાંધીજી એની વિરુદ્ધ પોતાની પૂરી શક્તિથી લડી લેત. પોતાનું બલિદાન આપીને પણ ભારતની એકતા તેઓ ટકાવત. પણ જ્યારે એમણે જોયું કે પોતાના સાથીઓ જ વિભાજનને મંજૂર રાખવા તૈયાર થયા છે ત્યારે તેઓ લાચાર થયા. એમણે કહ્યું કે, "સરદાર વલ્લભભાઈ અને જવાહરલાલ જેવા મારા સાથીઓની બુદ્ધિ કરતાં મારી બુદ્ધિ શ્રેષ્ઠ હોવાનો દાવો હું શી રીતે કરી શકું?" લાચારીથી ગાંધીજી ચૂપ રહ્યા અને દેશના ભાગલા પડવા દીધા.

તે વખતે જો દૂરંદેશી ચલાવી આપણે કહ્યું હોત કે—"અંગ્રેજ સરકાર અને મુસ્લિમ લીગ મળીને કબૂલ કરે કે પઠાણો માટે જુદી આઝાદી અમે માન્ય કરીએ છીએ, તો જ અમે વિભાજન માન્ય રાખીશું."—તો સારું થાત.

પણ આપણે રહ્યા સિદ્ધાન્તવાદી. આપણે શી રીતે કહી શકીએ કે 'પઠાણોનું એક અલગ રાષ્ટ્ર છે,' આપણે કંઈક અદૂર-દૃષ્ટિ પણ ખરા. આપણને સૂઝયું નહીં કે પાકિસ્તાન થવાનું કબૂલ કર્યેથી બાદશાહખાનની અને પઠાણોની દુર્દશા થશે. બાદશાહખાન અને એમના ભાઈ ડૉ. ખાનસાહેબ પાકિસ્તાન સાથે દુશ્મનાવટ બાંધવા ઈચ્છતા નહોતા, અને પાકિસ્તાને મીઠી મીઠી વાતો ચલાવી કે આપણે બધા મુસલમાન એક છીએ. પઠાણોને ડરવાનું કશું કારણ નથી. જો આપણામાં પૂરી દૂરંદેશી હોત અને બાદશાહખાનની સેવાની આપણે પૂરી કદર કરી શકયા હોત તો આપણી પાસે એક રસ્તો હતો. આપણે કહી શકયા હોત કે—

અમે કોઈ કાળે કબૂલ નથી કર્યું કે હિન્દુ અને મુસલમાન જુદાં જુદાં રાષ્ટ્ર છે. તેથી જ વિભાજન કબૂલ કર્યા છતાં અમે એમ નથી કહ્યું કે પાકિસ્તાનના બધા હિન્દુ આ તરફ આવી જાય અને ભારતના મુસલમાન ત્યાં ચાલ્યા જાય. પણ ભાગલા પડતાં પહેલાં જે હિન્દુઓ પાકિસ્તાન છોડી ભારત આવવા માગે એમને એમ કરવા દઈએ અને જે મુસલમાનો ભારત છોડી પાકિસ્તાન જવા માગે એમને પહેલેથી જ તેમ કરવા દઈએ. પોતપોતાની માલમિલકત વેચવાની અથવા લઈ જવાની એમને પૂરી તક આપવી જોઈએ.

એ એક વાત. બીજી શરત આપણે કરી શકયા હોત જે સહુથી વધારે મહત્ત્વની હતી.

દેશનું વિભાજન અમે ત્યારે જ માન્ય રાખીશું, જયારે પઠાણોને એમની ઈચ્છા અનુસાર **પહેલાં** પખ્તુનિસ્તાન આપવામાં આવે. એમનું સ્વાતંત્ર્ય પૂરું માન્ય કરવામાં આવે. આ રીતે ભારત, પાકિસ્તાન અને પખ્તુનિસ્તાન એ ત્રણે દેશ પૂરી રીતે અલગ અને સ્વતંત્ર થયા પછી જો પઠાણો પાકિસ્તાનમાં ભળી જવા ઈચ્છે તો તેમ કરવાનો એમને પૂરો અધિકાર રહેશે. પણ પહેલાં તો પખ્તુનિસ્તાન આઝાદ બની જાય પછી જ પાકિસ્તાન માટે અમારી સંમતિ આપીશું.

એમ ન થાય તો અમે લડતા જ રહીશું, પછી ભલેને અંગ્રેજ અને મુસ્લિમ લીગની સંમિલિત શક્તિ સાથે લડવું પડે.

મારી ખાતરી છે કે અંગ્રેજ આ વાત માની જાત, મુસ્લિમ લીગ રાજીખુશીથી ન માનત, હો હા કરી મૂકત પણ મુસ્લિમ લીગને મનાવવી અંગ્રેજો માટે કઠણ ન હતું. આપણાથી આટલું ન થયું એ આપણી મોટી રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક ભૂલ થઈ, જેનો ઈલાજ, દેશના વિભાજન થઈ ગયા પછી, આપણા હાથમાં ન રહ્યો.

હું એવા વખતની વાત કરું છું કે જયારે અંગ્રેજોએ કાશ્મીરનો સવાલ આપણી આગળ મૂકયો જ ન હતો. તે વખતે કાશ્મીરમાં ત્યાંના રાજાનું રાજય હતું જેને પોતાના ભવિષ્યનો વિચાર કરવાનો પૂરો અધિકાર હતો. તે વખતે જો આપણે પખ્તુનિસ્તાનનું સ્વાતંત્ર્ય મેળવી શકયા હોત તો કાશ્મીરનો સવાલ જ ઊભો ન થયો હોત. પછી તો કાશ્મીરના રાજા આગળ બેત્રણ રસ્તા જ રહી જાત—કાં તો

ભારત સાથે ભળી જવું, અથવા સ્વતંત્ર રહેવું. સ્વતંત્ર.રહેવું એમને માટે અશકય થાત કેમ કે પ્રજામત વિરુદ્ધ રાજાને મદદ કરવાની નીતિ ન ભારતની હતી, ન પાકિસ્તાનની હોઈ શકત.

સ્વતંત્ર પખ્તુનિસ્તાન સાથે દેખાદેખી કાશ્મીર પણ સ્વતંત્ર થઈ જાત પણ એનું નેતૃત્વ જુદી જાતનું હોત, આજના જેવું સ્વાર્થી નહીં.

અને શુદ્ધ નીતિ અનુસાર આ બધા વિભાગ સ્વતંત્ર થયા પછી યથાસમય આ બધાનું નેપાળ, બ્રહ્મદેશ (બર્મા), સિલોન આદિ પાડોશીઓ સાથે એક વિશાળ ફેડરેશન પણ થઈ જાત. શુદ્ધ નીતિનું પરિણામ હિતકર હોવું જ જોઈએ.

શું થઈ શકત, શું ના થઈ શકત એની આજે ચર્ચા કરવી જ વ્યર્થ છે. સવાલ છે કે આજે આપણે શું કરી શકીએ?

સવાલ આંતરરાષ્ટ્રીય છે. આમાં જાગતિક પરિસ્થિતિ જોઈને જ ચાલી શકાય. પાકિસ્તાન અને ઇઝરાયેલ જેવાં નાનાં નાનાં રાષ્ટ્રો પણ રાષ્ટ્રસંઘનો અભિપ્રાય કોરે મૂકી પોતાનું ચલાવી શકે છે. આની પાછળ પરિસ્થિતિની શી કમજોરી છે તે ઓળખવું જોઈએ. આંતરરાષ્ટ્રીય રાજનીતિ માત્ર શક્તિને હિસાબે ચાલી ન શકે. અને માત્ર કોઈ સાર્વભૌમ સિદ્ધાન્તના આગ્રહથી પણ ન ચાલી શકે. બધું મળીને જે રસ્તો ઠીક લાગે અને જેના પર ચાલી શકાય તે જ લેવો પડે છે. એની ચર્ચા આજે વ્યર્થ છે. આજે તો બાદશાહખાનના પ્રયત્નને મજબૂત કરવા માટે આપણે જેટલો પ્રજામત વ્યક્ત કરી શકીએ, કરતા જઈએ અને ઈશ્વર પાસે પ્રાર્થના કરીએ કે જાગતિક પરિસ્થિતિ એવી રીતે અનુકૂળ થાય કે બાદશાહખાનને પોતાના જીવનમાં જ સંતોષ મળી શકે.

૧૫ જૂન, ૧૯૬૯

## ૨૪. ઇસ્લામના સાચા પ્રતિનિધિ

**અબ્બાસ તૈયબજી**

આપણે અસાધારણ સંજોગોમાં ભેગા થઈએ છીએ. છેલ્લાં પંદર વરસમાં પ્રજાએ એટલો બધો સાત્ત્વિક પુરુષાર્થ કર્યો છે કે આપણી શક્તિ—માનસિક તેમ જ સામાજિક—ઘણી વધી છે. પણ એમાં અમુક કારણોને લીધે એક ભારે વિચિત્ર બધિરતા આવી ગઈ છે. તેથી શક્તિ હોવા છતાં આપણે અશક્ત જેવા લાગીએ છીએ. કૃત્રિમ અને ઉછીની આણેલી શક્તિ જેમ ટકતી નથી તેમ જ માની લીધેલી અશક્તિ પણ લાંબા વખત સુધી ટકે નહીં. મનમાં ઘૂસેલી અને વગર કારણે દિલમાં ફેલાયેલી અશક્તિ દૂર કરવા માટે આપણે જેમનામાં આત્મવિશ્વાસ અખૂટ ભરેલો છે એવાઓનો સહવાસ શોધવો જોઈએ, એમનું સ્મરણ કરવું

જોઈએ, એમનાં વચનો સાંભળવાં જોઈએ.

અને એવા વીર પુરુષો જે આપણી વચ્ચે રહી સેવા કરી રહ્યા છે તેમના પ્રત્યેની આપણી ભક્તિ બતાવવા ખાતર પણ આપણે એકઠા થઈ એમની જન્મગાંઠ – જયંતી ઊજવવી જોઈએ.

આજની સભા એ ઉત્સવની પૂર્વતૈયારીરૂપ છે. પ્રથમથી જ કહી દઉં છું કે આજની સભામાં ગમે તે પક્ષનો અને ગમે તે ધર્મનો માણસ આવી શકે એટલા ખાતર એનું સ્વરૂપ રાજકીય નથી રાખ્યું. શ્રી અબ્બાસસાહેબ પ્રત્યે પોતાની ભક્તિ બધા મળીને વ્યક્ત કરી શકે એવું જ ઉત્સવનું સ્વરૂપ હોવું જોઈએ. એટલા માટે અબ્બાસસાહેબ રાજદ્વારી પુરુષ હોવા છતાં એમની જયંતીનો દિવસ આપણે કેવળ રાજદ્વારી નથી કરી મૂકતા. અને મારા જેવો સવિનયભંગમાં માનનારો અને રોજ રોજ પત્રિકા કાઢનારો પણ રાજદ્વારી ક્ષેત્રમાંથી બહાર નીકળી ઉચ્ચ સંસ્કૃતિની ભૂમિકા ઉપર રહીને વાતો કરવા માગે છે.

શ્રી અબ્બાસસાહેબનું જીવન આપણા છેલ્લાં પંદર-વીસ વરસના પ્રજાકીય જીવન સાથે પૂરેપૂરું વણાયેલું છે. એમાં એમણે ઇસ્લામી સંસ્કૃતિનું સુંદરમાં સુંદર હીર બતાવ્યું છે. ઇસ્લામ એટલે નિષ્ઠા, ઇસ્લામ એટલે વિશ્વાસ, ઇસ્લામ એટલે વફાદારી.

એક ઈશ્વર જ છે અને એની હારમાં બેસી શકે એવું બીજું એક્કે તત્ત્વ નથી એ જાતનો જે એકેશ્વરી સિદ્ધાંત તે ઇસ્લામી સંસ્કૃતિનો પાયો છે. અને તેથી માણસ પોતાની વફાદારી એ એક ઈશ્વરને જ અર્પણ કરે, બીજા કોઈને નહીં, એ ઇસ્લામની મોટામાં મોટી સાધના છે. ઈશ્વર પ્રત્યે અનન્ય ભક્તિ અને એની આગળ દુન્યવી બીજી બધી વસ્તુઓ પ્રત્યે બેદરકારી, બેફિકરી એ ઇસ્લામની શિખામણ છે. ઇસ્લામ ભક્તિમાર્ગી છે.

દુનિયાના બધા જ ભક્તિમાર્ગોનો ઇતિહાસ તપાસો. એમાં કર્મકાંડને મહત્ત્વનું સ્થાન નથી. ભક્તિમાર્ગ એટલે હૃદયધર્મ. હૃદય સાફ હોય, એકનિષ્ઠ હોય એટલે બસ. પછી બીજી ઝાઝી પંચાતમાં પડવાનું કારણ નહીં. સાચો ભક્ત તે હંમેશ એકનિષ્ઠ સિપાઈ જ હોય છે. વારેઘડી ઈશ્વરનું નામ લેવું અને પ્રેમમાં બેહોશ થયાનો ડોળ કરવો એ ભક્તિ નથી. ભક્તિ એ એક રીતે સિપાઈધર્મ છે. એમાં માથું આપી સર્વસ્વ લેવાપણું હોય છે. કબીરે એ ભક્તિમાર્ગનું લક્ષણ આપ્યું છે:

શીપ ઉતારે ભૂવિ ધરે, તાપર, રખ્ખે પાવ.
દાસ કબીરા યોં કહે, ઐસા હોય તો આવ.

આવી ભક્તિ ઈશ્વર પ્રત્યે, દેશ પ્રત્યે, સાથીઓ પ્રત્યે, જીવનના દરેક ક્ષેત્રમાં જ્યાં હોય ત્યાં સંસ્કૃતિ શિખરે પહોંચી છે એમ જાણવું. અબ્બાસસાહેબના જીવનમાંથી એક જ દાખલો ટાંકું. ગાંધીજીની દાંડીકૂચ વખતે જે ૮૦ લોકો એમની સાથે હતા એમાં અબ્બાસ કરીને એક ખાદીસેવક આશ્રમવાસી યુવાન હતો. એનું

નામ છાપાંવાળાઓના હાથમાં ગયું. છાપાંવાળાઓ પાસે કલ્પનાશક્તિનો ભંડાર અખૂટ હોય છે. એમણે ઠોકી માર્યું કે અબ્બાસસાહેબ પણ ગાંધીજી સાથે કૂચમાં હશે. અબ્બાસસાહેબે જ્યારે છાપાંમાં એ વાંચ્યું ત્યારે તેમને ભારે આશ્ચર્ય થયું, કેમ કે એમની સાથે એ બાબતમાં કશી વાતચીત કે પત્રવ્યવહાર થયો ન હતો. પણ એમણે વિચાર્યું, "પોતાની પાસેથી સેવાની અપેક્ષા રખાય છે ત્યારે ઝાઝી પંચાત શી? ચાલો પહોંચી જઈએ." અને ખરેખર એ વયોવૃદ્ધ મહાપુરુષ હસતે મોઢે જેલ સુધી પહોંચી ગયા. દેશ પ્રત્યેનું પોતાનું ઈમાન સિદ્ધ કરવા માટે અબ્બાસસાહેબ શું ન કરે?

અમૃતસરના પેલા ભીષણ હત્યાકાંડ પછી મહાસભાએ એક કમિટી નીમી. એ કમિટીએ જેમ જેમ તપાસ ચલાવી તેમ તેમ એ કમિટીની ખાતરી થઈ કે પ્રજાની સ્વતંત્રતા જોખમમાં છે. રિપોર્ટ ઘડાયા પછી કમિટીના સભ્યોએ પ્રજાની અથાગ સેવાની દીક્ષા લીધી. તે દીક્ષાનું પાલન, ઉંમરનાં ૮૦ વર્ષ પૂરાં થવા આવ્યાં તોયે અબ્બાસસાહેબ વગર આરામે કરી રહ્યા છે.

વડોદરાના ન્યાયાધીશ તરીકે જે વફાદારીથી એમણે ગાયકવાડ મહારાજની સેવા કરી તે જ વફાદારીથી આજે તેઓ દેશની સેવા કરી રહ્યા છે. ચાર વીશીઓ પૂરી કર્યા છતાં દેશસેવાનો ઉત્સાહ જેમનો મોળો પડ્યો નથી એવા આપણે ત્યાં કેટલા દાખલા હશે? ખરેખર ભારતરત્નોમાં અબ્બાસસાહેબ એક અલૌકિક અને અણમોલું રત્ન છે. આવા તેજસ્વી ચારિત્ર્યની ભવ્યતા જે સંસ્કૃતિમાંથી પ્રગટી તે સંસ્કૃતિનો આવે પ્રસંગે આપણે શ્રદ્ધા, આદર ને વિશ્વાસપૂર્વક અભ્યાસ કરવો ઘટે છે.

કોઈ પણ બે તત્ત્વો, બે સંસ્કૃતિઓ, બે સમાજો અથવા બે વ્યક્તિઓ એકબીજાથી અજાણ્યાં એકાએક પાસે આવે છે, ત્યારે પ્રથમ તો અરસપરસ બાહ્ય આકારનું જ દર્શન થાય છે. એવે પ્રસંગે જ્યાં ભેદ ન હોય ત્યાં પણ ભેદ દેખાય, અને જ્યાં ભેદ હોવો જોઈએ ત્યાં તે ન પણ દેખાય. મુસલમાનો વચ્ચે અને હિંદુઓ વચ્ચે રિવાજના અને માન્યતાના ભેદો ઢગલાબંધ બતાવી શકાય; અને એ ભેદો આગળ કરી એની જ વાતો હમેશાં કરનાર કોઈ મતલબી ત્રાહિત મળી જાય એટલે એ ભેદની પાછળ રહેલી ઉચ્ચ અભેદ સ્થિતિ ધ્યાનમાં આવે જ નહીં. પછી તો જ્યારે માગો ત્યારે અખાડો શરૂ થવાનો. તેથી જ ગીતાએ કહ્યું છે કે, 'ભેદમાં જે અભેદ જોઈ શકે છે;' જુદાઈ ઉપર ઉપરની છે, છીછરી બાબતોમાં છે; એકતા અંદરની છે, ઊંડી છે અને એ જ સારસર્વસ્વ છે. એ જે જોઈ શકે તે જ સાચો ધર્મનિષ્ઠ, તે જ આસ્તિક, તે જ હિંદુ છે.

ઇસ્લામના જન્મસ્થાનને લીધે એનામાં સ્વાભાવિક વિશાળતા આવેલી છે. આસપાસ રેતીના લાંબા લાંબા પટ અને ઉપર સ્વચ્છ વિશાળ ઊંડું આકાશ, એવા પ્રદેશમા ઇસ્લામનો જન્મ છે. નાનાં નાનાં ટોળાંઓ વરસમાં અગિયાર મહિનાઓ સુધી આપસમાં જીવલેણ લડત લડતાં હોય અને શાંતિનો એક મહિનો જીવનકલહ

મટાડવા માટે વેપાર કરતાં હોય એવા સમાજમાં સ્થાયી અને વિશાળ સમાજ સ્થાપન કરવાના ઈશ્વરી સંકલ્પમાંથી ઈસ્લામનો જન્મ થયો છે.

અને એના પ્રસારકો સ્વભાવે વણજારા હતા. એ વૃત્તિ પણ ઈસ્લામમાં આવી ગઈ છે. એ જ ઠેકાણે ઊભા રહી ઝાડની પેઠે ઊગવા ને વધવા કરતાં દેશદેશાંતર ખેડી એક દેશનો માલ બીજા દેશમાં લઈ જવો અને ત્યાંનો સારો માલ પોતાના દેશમાં આણવો એ એમનો એકમાત્ર જીવનરસ હોય છે. ઈસ્લામે પ્રથમ પ્રથમ એકતા સ્થાપવા માટે પ્રયત્નો કર્યા. યહૂદીઓ સાથે ભાઈચારો કેળવવા માટે ઈસ્લામે પ્રથમ પ્રથમ ઘણા પ્રયત્નો કર્યા. બની શકે ત્યાં સુધી પોતે ખમવું અને સબૂરી રાખવી એ ઈસ્લામના સંસ્થાપકને અને ઈસ્લામના ખુદાને હમેશાં પ્રિય હતું. ધીરજ ખૂટે ત્યારે જ એમણે સબૂરી છોડી છે. ઈસ્લામ કહે છે કે જો યુદ્ધો કરીએ તો તે ધીરજ ખૂટયાની નિશાની છે; નહીં કે ઈશ્વરને એ જ વધારે પ્રિય હોવાની. જાતજાતની વસ્તુઓની આપલે કરવી, અનેક પ્રકારના સમાજોમાં ભળી રહેવું અને દરેક ઠેકાણે પોતાનો ઈમાન સાચવવો એ વણજારાનો, ખરા વેપારીઓનો પ્રથમ ધર્મ છે. એ વૃત્તિ ન હોય તો વેપારનો પ્રચાર થાય જ નહીં. વેપારીનો સ્વાર્થ જ્યારે વધી પડે છે ત્યારે જ બાહુબળ વાપરી, બીજા ઉપર હુમલો કરી ઝટપટ પૈસાદાર થવાના પ્રયત્ન શરૂ થાય છે. સાચા ખેડૂત અને સાચા વેપારી ધર્મને વળગીને સમાજસેવા કરે છે અને તેથી તેમનું જીવન સમાજને આશીર્વાદરૂપ થઈ જાય છે.

ઈસ્લામના પયગંબરે વેપારી તરીકે અલ-અમીનની પદવી મેળવી હતી. અલ-અમીન એટલે આદર્શ પ્રામાણિક માણસ (શાહુકાર શબ્દનો અસલી અર્થ પણ એ જ છે.) રોજ સ્થાનાન્તર કરનાર અને વાણિજ્ય ચલાવનાર માણસમાં કર્મકાંડને સ્થાન નથી હોતું. એ સદાચારમાં માને છે. પણ કોઈ ઝીણું કાંતવા બેસે તો એને એ પોસાય નહીં. સુખદુ:ખ, લાભહાનિ આ બધી દુન્યવી વસ્તુઓ વિશે વણજારાને રસ પૂરેપૂરો હોય છે. પણ એમાં એ ડૂબી ન જાય. રસ લેતાં છતાં એ અલિપ્ત રહે, બેફિકર રહે. એ વૃત્તિ પણ આપણે ઈસ્લામમાં જોઈ શકીએ છીએ. ઈસ્લામે જૂના સમાજમાં અનેક જાતના સડા જોયા અને તે દૂર કરવાના આકરા ઈલાજો યોજ્યા. ગુલામો પ્રત્યેની લાગણીઓમાં ઈસ્લામે ઘણો સુધારો કર્યો. તે એટલે સુધી કે આખરે ગુલામો તખ્ત પર પણ બેઠા છે. અરબસ્તાનના સમાજ-માં છોકરીઓને દૂધ પીતી કરવાનો રિવાજ ખૂબ હતો. એ પણ ઈસ્લામે બંધ કર્યો, અને 'ખુદા એનો જવાબ પૂછશે' એવી સખત તાકીદ કરી. ઈસ્લામ પહેલાં અરબી સમાજમાં સ્ત્રીઓની દશા ન બોલાય એટલી ખરાબ હતી; તે બદલીને ઈસ્લામે સ્ત્રીઓને સમાન વારસાહક આપ્યો. ઈસ્લામના પ્રથમ પ્રથમના કેટલાયે ખલીફા અને બાદશાહો સાવ ગરીબાઈમાં રહેતા. પ્રજાનો પૈસો પ્રજાના હિતમાં જ વપરાય, પ્રજાસેવકે પોતાની મહેનતથી પોતાનું ગુજરાન ચલાવવું જોઈએ એ જાતનો આગ્રહ શરૂઆતમાં તો હતો જ.

બધા ધર્મોની પેઠે ઈસ્લામમાં પણ ગરીબોની દાઝને મહત્ત્વનું સ્થાન અપાયું છે. જે માણસ પોતાનો જ વિચાર કરે છે, પોતાની કમાણીનો લાભ પોતાને જ આપે છે તેનું જીવન પાપી છે, તે હરામનું ખાય છે, એમ દરેક ધર્મમાં સ્પષ્ટ કહ્યું છે. આજે કેટલાયે લોકો દલીલ કરે છે, "અમે અમારું સાચવીએ, અમારાં બાલબચ્ચાંને ઉત્તમ કેળવણી આપીએ, અમારો બોજો કોઈના ઉપર પડવા ન દઈએ, એ શું સમાજની ઓછી સેવા છે? અમે ક્યાં કોઈના ઉપર જુલમ ગુજારવા જઈએ છીએ? અમે ભલા અને અમારો સ્વાર્થ ભલો." આવી માન્યતામાં જ મોટામાં મોટો અધર્મ રહ્યો છે. જેઓ લૂંટફાટ કરે છે તેઓ પોતાનો દોષ જોઈ શકે છે—સમજી શકે છે. તેમને પશ્ચાત્તાપ કરવાનો વારો જલદી આવી શકે છે. પણ નર્યા સ્વાર્થને વરેલા લોકો ભયાનક સ્થિતિમાં છે. તેઓ પોતાનું આખું જીવન અધર્મમય કરતા છતાં તે સ્થિતિ સમજી શકતા નથી. તેમને લીધે જ સમાજ-ની ગરીબાઈ સજજડ થાય છે. ગરીબોમાં અદેખાઈ પેદા થાય છે અને વર્ગ-વિદ્રોહ શરૂ થાય છે. આ બધું જોઈ ઈસ્લામે વ્યાજ લેવાની પ્રથા સામે પોતાનો બુલંદ અવાજ ઉઠાવ્યો. દરેક પૈસાદાર માણસે પોતાની આવકમાંથી જકાત આપી ગરીબોનું રક્ષણ કરવું જ જોઈએ એ જાતની આજ્ઞા કાઢી. સમાજમાં સમાનતા આવે તો તે ઉત્તમ જ છે. જેની પાસે વધારે હોય એણે જેની પાસે નથી તેને છૂટથી આપવું જોઈએ, એ જાતની શિખામણ ઈસ્લામમાં બહુ આકરી રીતે અમલમાં આવી હતી. મક્કાના હિજરતીઓ જ્યારે મદીનામાં ગયા ત્યારે ત્યાંના અનુસારી લોકોએ જે ભાઈચારો બતાવ્યો છે, સમાનતા બતાવી છે, આત્મીયતા બતાવી છે તે આજના સામ્યવાદીઓ પણ આદર્શ ગણીને સ્વીકારશે.

આવી સંસ્કૃતિવાળા લોકો જ્યારે આપણા દેશમાં આવ્યા ત્યારે તેઓ આપણા-માં સહેજે ભળી શકત. પણ મુસલમાનો આપણે ત્યાં આવ્યા તે પહેલાં ક્યાંકથી આપણે ત્યાં મૂર્તિપૂજા દાખલ થઈ હતી. અરબસ્તાનની મૂર્તિપૂજા અને હિંદુસ્તાનની મૂર્તિપૂજા વચ્ચે મોટો ભેદ હતો. પણ બહારથી આવેલા લોકો એ શું સમજે? એ મૂર્તિપૂજાએ મોટો ઝઘડો ઊભો કર્યો, અથવા ઝઘડાને એક કારણ આપ્યું. બીજું કારણ આપણે ત્યાંની અસ્પૃશ્યતા છે. મુસલમાનો આ દેશમાં આવ્યા તે વખતે ઘણી કારીગર કોમો અસ્પૃશ્ય મનાતી. ખાનપાનના નિયમો પણ હદ બહાર અટપટા અને સાંકડા થયા હતા. એ કારણે પણ મુસલમાનો આપણી સાથે ભળી ન શક્યા.

ખરું જોતાં હિંદુસ્તાનમાં હિંદુ સંસ્કૃતિ કરતાં પણ મોટી અને વ્યાપક એવી જે સનાતન ભારતીય સંસ્કૃતિ છે તે બધી રીતે મિલનસાર છે. એ સર્વગ્રાહી છે. જે કંઈ નવું તત્ત્વ દેશમાં દાખલ થાય તે સમજી તેમાં આવશ્યક રૂપાંતર કરી યથા-વકાશ તે પોતાનું કરી લેવું એ ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા છે. એ રીતે તે સમૃદ્ધ થઈ છે. નવું તત્ત્વ જેવું આવે તેવું સ્વીકારવું, એ અબુદ્ધિની અને દરિ-દ્રતાની નિશાની છે. અને એવી રીતે દાખલ કરેલું સમાજશરીરને સદે પણ નહીં.

પણ નવામાં રૂપાંતર કરી જૂનામાં જે ઉત્તમોત્તમ તત્ત્વો હોય એની સાથે ભેળવી દેવું એ જ સંસ્કૃતિનું આરોગ્યશાસ્ત્ર છે—પુષ્ટિશાસ્ત્ર છે. દા. ત. શીખ ધર્મે અનેક દેવદેવીઓની ઉપાસના છોડી ઈસ્લામના એકેશ્વરી સિદ્ધાંતનો સ્વીકાર કર્યો. પણ ઈશ્વર વિશેની કલ્પનામાં તો પ્રાચીન ઉદાર પરંપરાનું સ્વરૂપ જ કાયમ રાખ્યું. જ્યારે બે ધર્મો વચ્ચે ઝઘડો શરૂ થાય છે ત્યારે કયો ગ્રંથ ઈશ્વરકૃત એ સિદ્ધ કરવું મુશ્કેલ થાય છે. પરિણામે ગ્રંથપ્રામાણ્ય છોડી દઈ હૃદયપ્રામાણ્ય સ્વીકારવું પડે છે. બુદ્ધ ભગવાને કહ્યું હતું, "મારો ધર્મ 'एहि-पश्येक' છે. 'આવો ને જુઓ.' ગળે ઊતરે તો સ્વીકારો, એવો મારો ધર્મ છે." ઈસ્લામે પણ એવો જ દાવો કર્યો છે કે, અમારા ધર્મસિદ્ધાંતો કોઈ પણ નિર્મળ માણસને ગળે ઊતરે એવા છે. કુરાનમાં તો સાફ કહ્યું છે કે ધર્મની બાબતમાં જબરદસ્તી હોઈ જ ન શકે.

બ્રહ્મસમાજના સંસ્થાપક રાજા રામમોહનરાય ઉપર અદ્વૈતવાદી ઈસ્લામની ઊંડી અસર પડી હતી. અને તેથી બ્રાહ્મોસમાજમાં એમણે ઈશ્વરના અદ્વૈત ઉપર ખૂબ ભાર મૂક્યો હતો. પણ એ આખી કલ્પના એમણે ઉપનિષદનાં વચનોમાંથી ઘટાવી આપી હતી. આર્યસમાજ પણ મૂર્તિવિમુખ એકેશ્વરવાદી છે. એમણે પોતાની ઈશ્વર વિશેની કલ્પના વેદમાંથી લીધી. આમ શીખ સંપ્રદાય, બ્રાહ્મોસમાજ અને આર્ય-સમાજ, ત્રણે ઈસ્લામની નજીકમાં નજીક છે. અને એમાં પણ બ્રહ્મસમાજ અને શીખ ધર્મ ગ્રંથપ્રામાણ્યના ઝઘડામાંથી ઊગરી જઈ ભવિષ્યનો રસ્તો બતાવી શક્યા છે.

ભારતીય સંસ્કૃતિમાં પોતાનું જાળવીને બધાનું સ્વીકારવા માટે જોઈતું યૌવન છે, સમજણશક્તિ છે અને નમ્રતા પણ છે. અને તેથી જ આપણે ક્રાંતિનો લોહી-વાળો રસ્તો લીધા વગર સંસ્કૃતિનો વિકાસ સાધી શક્યા છીએ.

ભારતીય સંસ્કૃતિની બીજી ખાસિયત સર્વધર્મસમભાવ એ છે. "જે મારી ઢબે વિચાર કરતા નથી તે સાચા ન જ હોઈ શકે," એ જાતનો દુરાગ્રહ ભારતીય સંસ્કૃતિમાં નથી. દરેક દેશના ઈતિહાસ અને ત્યાંની જરૂરિયાત પ્રમાણે તે તે દેશનો ધર્મ ગોઠવાયેલો છે, એમ ભારતીય સંસ્કૃતિ માને છે. એ જ વાત આપણે કુરાનમાં પણ જોઈ શકીએ છીએ. કુરાનમાં કહ્યું છે, "એવો એકે દેશ કે જમાનો નથી કે જેને અમે સ્વતંત્ર પયગમ્બર આપ્યો નથી." આવી વૃત્તિને કારણે જ ભારત-વર્ષમાં એક વિશાળ ધર્મકુટુંબ જામી શક્યું. ઈસ્લામે હિંદુસ્તાનમાં આવી હિંદુ-સ્તાનને નુકસાન કર્યું એમ જેઓ માને છે તેઓ ભારતવર્ષની સાધનાને ઓળખી શકતા નથી. એમ તો દરેક પ્રવૃત્તિમાં ગુણદોષ હોય જ છે. પણ ઈસ્લામે હિંદુ-સ્તાનમાં આવી આપણા દેશના ઈતિહાસમાં એક મોટો, સુંદર અને મહત્ત્વનો અધ્યાય લખી કાઢ્યો છે, એ વિશે શંકા ન હોય.

હજીયે ઈસ્લામ પાસેથી શીખવા જેવું આપણે માટે ઘણું છે. આમપ્રજા માટે સહેલા હળવા એવા સર્વસામાન્ય સદાચારનો આગ્રહ ઈસ્લામ પાસેથી આપણે જરૂર લઈ શકીએ છીએ. ઈસ્લામમાં નાના વાડા પાડવા સામે સખત વિરોધ છે.

જે કલમો પઢ્યો તે બધા સાથે સમાન થઈ ગયો. આપણા ભક્તિસંપ્રદાયમાં એ જ જાતની ઉદારતા અવશ્ય છે, પણ એનો અમલ કરવામાં આપણે બહુ મોળા નીવડ્યા. પરિણામે ઉચ્ચનીચભાવ, ભેદ અને સંકુચિતતા, એ આપણામાં વધતાં ગયાં અને આપણે ક્ષીણપ્રાણ અને છિન્નભિન્ન થયા.

ઈસ્લામમાં મોટા મોટા ફકીરો થયા છે એ ખરું. પણ સામાન્યપણે વૈરાગ્યના કર્મકાંડ કરતાં બેફિકરીની ફકીરી એણે વધારે કેળવી છે. એ બાબતમાં પણ આપણે કેટલુંક લેવા લાયક છે. હિંદુ લોકો ભગવાનને પતિતપાવન કહે છે. પણ પતિતોને પોતાના કરી લેવા, એમને ફરી ચડવાની તક આપી દેવી એ ધાર્મિક વૃત્તિ આપણે ભૂલી ગયા હતા. પડેલાને પાટુ મારી વધારે ઘાયલ કરવો એમાં જ જાણે ધર્મ સમાયો હોય એવી રીતે આપણે અનાથો પ્રત્યે આજ સુધી વર્ત્યા છીએ. "આપણ-ને ઈન્સાફ કરવાનો અધિકાર નથી, ઈન્સાફ તો ભગવાન કરશે. આપણે સેવા કરી છૂટીએ, દરેકને ભાઈભાંડુ તરીકે સ્વીકારીએ અને એની ખિદમત કરીએ, એ જ આપણો ધર્મ છે," એ જો આપણે સમજ્યા તો જ આપણો આરો છે.

ઈસ્લામની જીવન વિશેની આવી આદર્શ કલ્પના ગ્રંથોમાંથી તારવી કાઢવી એ કામ અઘરું નથી. પણ પ્રજા ઉપર આવા તારણની અસર થાય તે કરતાં એ આદર્શ જીવી બતાવનાર કોઈ એક શુદ્ધ મુસલમાન નજરે પડે તો એની અસર વધારે થાય છે. એટલા જ માટે અબ્બાસસાહેબનો દાખલો આપણે માટે કીમતી છે. એમના બહાદુર, વેપારી વડવાઓએ એમને વારસામાં શુદ્ધ સદ્‌ભાવ અને સર્વ-ગ્રાહી વ્યવહારબુદ્ધિ આપી છે. તેથી પ્રજાજાગૃતિના આ જમાનામાં બાદશાહી અને લોકશાહીનો સમન્વય તે કરી શક્યા છે. અમીરી સ્વભાવ હોવા છતાં તેઓ ગામડે ગામડે ફરતા ગામડિયા લોકો જોડે સાવ એકરૂપ થઈ જાય છે. ગરીબોનાં દુઃખ આગળ પોતાનું દુઃખ ભૂલી જાય છે અને ગઈ કાલના ન્યાયાધીશ આજે ખાદીના ફેરિયા બને છે. તત્ત્વનિષ્ઠામાં મજબૂત હોવા છતાં એમણે જાહેર જીવનમાં કોઈ પણ ઠેકાણે જક્કીપણું બતાવ્યું નથી. અદેખાઈ તો એમના સ્વપ્નામાંયે નથી. જે વખતે જે કામ માથે આવી પડ્યું તે પૂરી નિષ્ઠાથી પાર પાડવું અને કામ થયા પછી એને ભૂલી જવું એ એમની ખાસિયત છે. અને એમાંથી જ એમણે પોતાનું, આખી દુનિયા અદેખાઈ કરે એવું, ચિરયૌવન મેળવ્યું છે. તેઓ આપણી સાથે એટલા તો ભળ્યા છે કે એમના હાથમાં આપણો એકેએક હિતસંબંધ સુરક્ષિત છે એ વિશે મનમાં શંકા રહેતી જ નથી. જે વિશ્વાસે દેશનું વહાણ ચાલવું જોઈએ તે વિશ્વાસ એમનામાં પૂરેપૂરો છે. તેથી જ તેમને હું ઈસ્લામના આદર્શ પ્રતિનિધિ કહું છું. ઈસ્લામ એટલે જ વિશ્વાસ.*

પ્રસ્થાન માર્ચ, ૧૯૯૦

---

* આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકરે શ્રી સૌ. શારદાબહેન મહેતાના પ્રમુખપદે તા. ૧૬-૧-'૩૪ના રોજ પ્રેમાભાઈ હૉલ, અમદાવાદમાં આપેલું ભાષણ.

## ૨૫. બુર્‌ર્‌ર્‌ર્‌

૧૯૨૨ની સાલનો પ્રસંગ છે. સરકારે ગાંધીજીને પકડી સાબરમતીની જેલમાં કચા કેદી તરીકે મૂક્યા છે. ઘણા લોકો એમને મળવા જાય છે. અમે જ્યારે જેલનું બારણું વટાવી અંદર ગયા તે જ વખતે ધોળી દાઢી અને ધોળી ટોપીથી શોભતી એક ઠીંગણી અને સંસ્કારી મૂર્તિ અમારી આગળ આગળ ચાલતી હતી. ફાંસીખોલી તરીકે ઓળખાતા અને જેલમાં સારામાં સારા ગણાતા વિભાગમાં ગાંધીજીને રાખ્યા હતા; ત્યાં અમે ગયા. અબ્બાસસાહેબને આવતા જોતાંવેંત ગાંધીજી ઓટલા ઉપરથી નીચે ઊતરી આવ્યા. ગાંધીજીએ પોતાનો ડાબો હાથ અબ્બાસસાહેબની પીઠ સુધી લંબાવી જમણે હાથે તેમની દાઢી પકડી અને બોલ્યા 'બુર્‌ર્‌ર્‌ર્‌'!

અબ્બાસસાહેબ પણ ગાંધીજીને ભેટી પડી બોલ્યા, 'બુર્‌ર્‌ર્‌ર્‌' બંને જણ વિલાયતમાં હતા ત્યારે અબ્બાસસાહેબે એક રમૂજી વાર્તા ગાંધીજીને કરી હશે એમાં 'બુર્‌ર્‌ર્‌ર્‌'નો ઉલ્લેખ આવતો હતો. તેનો આ વખતે ગાંધીજીએ ઈશારો કર્યો હતો. બંને જણ હસી પડ્યા. અમે જોયું કે બંનેનાં મોઢાં ઉપરથી ઘડપણ ખસી ગયું હતું અને બંને સાચેસાચા બાળક બન્યા હતા. મોટા માણસના માથા પરનો ઉંમરનો અને ગંભીરતાનો ભાર ઊતરી ગયેલો જોવાની તક મળવી એ પણ જીવનનું મોટું ભાગ્ય છે. અમે અનિમિષ લોચને એ દેવતાઈ પ્રસંગ જોતા જ રહ્યા.

એ 'બુર્‌ર્‌ર્‌ર્‌'નો અર્થ શો? વાર્તામાં એનો ગમે તે અર્થ હોય. એ વાર્તા મેં અબ્બાસસાહેબને મોઢે બે વાર સાંભળી છે અને બે વાર ભૂલી ગયો છું. પણ 'બુર્‌ર્‌ર્‌ર્‌'નો મારે મન જે અર્થ થતો હતો તે તો હૃદય ઉપર કાયમનો કોતરાઈ રહ્યો છે.

છેલ્લા મહાયુદ્ધની વફાદારીને અંતે પ્રજાને બે કાળા કાયદાની ભેટ મળી! એની સામે પોકાર કરવા જતાં વાડામાં ભેગા થયેલા નિરપરાધ લોકોને બ્રિટિશ બંદૂકની ગોળીઓ ખાવી પડી! એનો ઈન્સાફ માગવા જતાં તમાચો મળ્યો! એટલે પ્રજા સમસમી ઊઠી. એ વખતે મહાસભા તરફથી પંજાબના અત્યાચારોની પંચ મારફતે તપાસ થઈ. પ્રજા પરના ત્રાસનું પ્રત્યક્ષ દર્શન થયું. સળગી ઊઠેલાં હૈયાંઓને શાંત કરતાં ગાંધીજીએ કહ્યું, "આપણે અહિંસાને વરેલા છીએ, આપણે જીવલેણ શત્રુને પણ સજા થાય એમ નહીં ઈચ્છીએ, આપણે વેર શમાવવા માગીએ છીએ, નહીં કે બદલો લેવા." તે વખતે પ્રજાને ગળે આજના જેટલી પણ અહિંસા ઊતરી ન હતી. ગાંધીજીએ પોતાની બધી શક્તિ અને બધી કળા વાપરી સાથીઓને સમજાવ્યા કે, "આપણે ઈન્સાફ માગીએ છીએ એટલે પ્રતિપક્ષી તરફ વધારેમાં વધારે ઉદાર થઈએ, પણ જે કાંઈ ઓછામાં ઓછું માગીએ તે મેળવવા માટે પ્રાણ પાથરવા પણ તૈયાર થઈ જઈએ. પ્રજા જો પોતાનો સંકલ્પ સિદ્ધ કરી શકે તો

એમાં જ સ્વરાજ્ય છે. સત્તા લોકમતને માન આપે એ જ સ્વરાજ્ય છે. સત્તા ઉપર લોકમતની છાપ પાડવાના પ્રયત્નમાં એકે પગલું બાકી રાખવાનું નથી."

અમૃતસરના અત્યાચારોની તપાસ કરવા મહાસભાએ જે મહાન દેશભક્તોની સમિતિ નીમી હતી, તેના સભ્યોએ જ્યારે પોતાના રિપોર્ટ ઉપર સહી કરી, ત્યારે એ સહી સાથે દરેક જણે દેશના નિર્દોષ લોહીની સાક્ષી રાખી, દેશના અજાતશત્રુ મહાત્માને ગોર બનાવી દીક્ષા લીધી કે, જ્યાં સુધી અમૃતસર જેવા અત્યાચારો અશક્ય નહીં કરી મૂકીએ, જ્યાં સુધી દેશના આબાલવૃદ્ધોનાં મન અને આબરૂ સુરક્ષિત નહીં કરી મૂકીએ ત્યાં સુધી આપણને આરામ નથી. એ રિપોર્ટ સાથે જેમનાં નામ જોડાયાં છે, તેમણે દરેકે એ દીક્ષાનું પાલન કઈ કઈ રીતે કર્યું તે આપણે બરાબર જાણીએ છીએ. દાસ અને નેહરુ એ લડત ચલાવતાં ચલાવતાં દિવંગત થયા. ગાંધીજી અને માલવિયાજી પોતપોતાની ઢબે સ્વરાજ્યની સેવામાં ખપી રહ્યા છે. આપણા અબ્બાસસાહેબ પણ એ જ સમિતિના એક સભ્ય હતા. વડોદરા રાજ્યના એક મહાન ન્યાયાધીશ તરીકે એમને સમિતિમાં લીધા હશે, ન્યાયાધીશની તટસ્થતાથી એમણે અમૃતસરનો કેસ તપાસ્યો હશે. સરકારના ન્યાયાધીશો ચુકાદો આપી શાંત બેસી શકે છે, કેમ કે ન્યાયાધીશે આપેલો ચુકાદો અમલમાં મૂકવાની જવાબદારી અને તૈયારી સરકારની હોય છે. પ્રજાના ન્યાયાધીશો પોતાનો ચુકાદો પ્રજા આગળ જ રજૂ કરી શકે છે. ચુકાદો અમલમાં મૂકવાની છેલ્લી જવાબદારી પ્રજાની જ હોય છે. આદર્શ પ્રજાજન તરીકે એ જવાબદારી પોતાની પણ છે એમ અબ્બાસસાહેબે ઓળખી લીધું અને તે દિવસથી પોતાના અમીરી જીવનને તિલાંજલિ આપી અને જાણે એમણે ફકીરીનો ભેખ લીધો. ગુજરાતને ખૂણે ખૂણે તેઓ ફર્યા, ગમે તે ઘરનો રોટલો ખાધો અને લોકજાગૃતિનું કામ ચાલુ રાખ્યું. આમ કરતાં કરતાં દેશ જાગ્યો, સરકારને ખાતરી થઈ કે ગાંધીજીને છૂટા રાખવા એ પોતાને માટે સલામતીભર્યું નથી. એટલે સરકારે તેમને જેલમાં પૂરી દીધા.

એ સ્થિતિમાં અબ્બાસસાહેબ તેમને સાબરમતી જેલમાં મળવા આવ્યા. બંનેનાં મોઢાં ઉપર કર્તવ્યપાલનમાં દિલ કે બદન ન ચોર્યાનું સમાધાન હતું. બે લડવૈયાઓ એકબીજાની કદર કરે, એકબીજાને શૂર ચડાવે, એકબીજાની સાક્ષીમાં વધુ ને વધુ પ્રયત્ન કરતા રહેવાનો સંકલ્પ કરે, ત્યારે તેઓ ચારણોની કે સાહિત્યકારોની ભાષા નથી બોલતા. વીરો વીરોની ઢબે જ બોલે. ગાંધીજી બોલ્યા, 'બુર્‌ર્‌ર્‌ર્‌.' અબ્બાસસાહેબે જવાબ વાળ્યો, 'બુર્‌ર્‌ર્‌ર્‌.' બંને હસ્યા. થોડીક મામૂલી વાતો કરી અને જુદા પડ્યા. એ દીક્ષા, એ હૃદયની આપલે અને એ મહાન સંકલ્પ એક અર્થવિહીન 'બુર્‌ર્‌ર્‌ર્‌' શબ્દમાં વ્યક્ત થયાં.

એ દૃશ્ય અલૌકિક હતું.

૧૫–૧–૧૯૩૪

# ૨૬. ભાવનાક્રાન્તિના અગ્રદૂત

## વિનોબા ભાવે

### ૧

બહુ ઓછા લોકો જાણતા હશે કે શ્રી વિનોબા સાથે મારો ઘણો જૂનો સંબંધ છે. એટલો જૂનો કે તે દિવસોમાં ન મેં ગાંધીજીનો વિચાર કરેલો ન વિનોબાએ. વડોદરાની એક રાષ્ટ્રીય શાળા 'ગંગનાથ ભારતીય સર્વ વિદ્યાલય'નો હું આચાર્ય હતો અને વિનોબા ભાવે વડોદરા કૉલેજના એક વિદ્યાર્થી હતા. ત્યાં એમની દ્વિતીય ભાષા સંસ્કૃત નહીં પણ ફ્રેન્ચ હતી. અમારો સંબંધ બંધાવાનું કોઈ કારણ પણ ન હતું. પણ આકાશના તારા શું નથી કરી શકતા! તે દિવસોમાં દક્ષિણ કર્ણાટકના એક સંસ્કારી યુવક ગંગનાથ વિદ્યાલયના સંસ્થાપક બૅરિસ્ટર દેશપાંડેને મળવા આવેલા. એમનું નામ હતું મજેશ્વર ગોવિન્દ પૈ. એમણે મને આકાશના તારાઓનાં દેશી નામો કહ્યાં એટલું જ નહીં, એમનો પ્રત્યક્ષ પરિચય પણ કરાવ્યો. પશ્ચિમનું ખગોળ જ્યોતિષ હું જાણતો જ હતો. ભારતીય જ્યોતિષશાસ્ત્રનાં પુસ્તકો મેં મંગાવી લીધાં અને બંનેની મદદથી આકાશના 'ગ્રહ-નક્ષત્ર-તારા'ઓને ઓળખતો થયો અને એમની ગતિનું ગણિત પણ કરવા લાગ્યો.

મારો સ્વભાવ રહ્યો પ્રચારકનો. 'આકાશના તારાઓનું કાવ્ય' વિશે મેં પ્રચાર શરૂ કર્યો. એની વાત કૉલેજ સુધી પહોંચી. એ સાંભળી કૉલેજના છોકરાઓ સૂર્યાસ્ત પછી મારી પાસે આવવા લાગ્યા. એમની સંખ્યા વધી ત્યારે શ્રી વિનાયક નરહર ભાવે એમાં ખેંચાયા. રાત શરૂ થતાંવેંત જેટલાં નક્ષત્ર અને ગ્રહ દેખાતાં એમનો પરિચય એમણે જોતજોતાંમાં મારી પાસેથી મેળવી લીધો. એમના એક મિત્રે ગીતા વિશે રસ બતાવ્યો ત્યારે મેં સ્વામી સ્વરૂપાનંદના અંગ્રેજી અનુવાદવાળી ગીતા એમને આપી દીધી. ત્યાર પછી કોણ જાણે ક્યારે વિનોબા પોતાનાં એક સહપાઠી પાસેથી સંસ્કૃત શીખ્યા અને ગીતાનું આકર્ષણ એમનામાં ક્યારે પેદા થયું. ઘણાં વર્ષો પછી વિનોબા પાસે મેં મારી સ્વરૂપાનંદવાળી ગીતા જોઈ ત્યારે જૂના દિવસો યાદ આવ્યા.

હમણાં હમણાં જ્યારે હું બિહાર ગયો હતો ત્યારે વિનોબાજીને મળ્યો. એમના શિષ્યો પણ ત્યાં બેઠા હતા. ત્યારે ગણિતી વિનોબાએ આસપાસના લોકોને કહ્યું, "હું કાકાસાહેબથી દસ વર્ષે નાનો છું. પણ મહિનાને હિસાબે પોણા ત્રણ મહિને મોટો છું." ત્યારથી વિનોબાજીની જન્મતારીખ ૧૧ સપ્ટેમ્બર મને યાદ રહી ગઈ છે. મેં વિનોબાજીને પૂછ્યું, "મારી જન્મતારીખ ૧ ડિસેમ્બર તમને શી રીતે યાદ રહી?" એમણે કહ્યું, "વેલ્લોર જેલમાં આપણે સાથે હતા ત્યારે તમે પહેલી ડિસેમ્બરે જન્મદિવસનો ઉપવાસ કર્યો હતો, તેથી તારીખ યાદ રહી." વિનોબાની સ્મરણશક્તિ ઘણી તેજ છે.

પાછળ જોઈએ તો દૂરથી એક એન્જિન પોતાની આખી ટ્રેન લઈને અમારી પાછળ કાળપુરુષની જેમ દોડે છે! રામાનંદજી સહુથી આગળ હતા, હું વચમાં અને વિનોબાજી મારી પાછળ પાછળ આવતા હતા. ટ્રેનને જોતાંવેંત અમે દોડવા માંડ્યું. પુલ પરથી નીચે કૂદવું અશક્ય હતું. બાજુ પર ખસવાની તો ગુંજાશ જ ન હતી. રામાનંદજી ઠીકઠીક આગળ હોવાથી તે તો પુલ પાર કરીને બાજુ પર પહોંચી ગયા હતા. હું ઝડપભેર દોડવા લાગ્યો. વિનોબાજી મારી પાછળ પાછળ દોડતા હતા. હું જાણતો હતો કે વિનોબાજીની આંખો કમજોર છે. તોપણ ચશ્માં ન પહેરવાનો અને ચંપલ પણ ન વાપરવાનો એમનો નિયમ હતો. દોડતા દોડતા જો નીચેનું પાટિયું બરાબર ન દેખાય અને બે પાટિયાં વચ્ચે પગ આવી જાય તો તેઓ એકદમ પડી જશે અને એન્જિન એમના ઉપરથી પસાર થશે. પણ એમને શી મદદ કરી શકું? દોડતાં દોડતાં મેં પુલ પાર કર્યો અને સારી જમીન જોઈને ડાબી બાજુએ કૂદી પડ્યો. પાછળ જોઉં છું તો વિનોબા દોડે છે અને એન્જિન એમની પાસે આવી પહોંચ્યું છે. મારી છાતી પર જાણે કોઈએ મોટો પથ્થર માર્યો હોય, આંખો આગળ અંધારું છવાઈ ગયું. સાંજનું અંધારું પણ આસપાસ બધે ફેલાયું હતું. મેં બૂમ પાડી–"Vinoba, jump to the left!"

અંધારામાં વિનોબાને કશું દેખાતું ન હતું. એમણે પછીથી મને કહ્યું, "હું પાટિયાં જોઈ શકતો ન હતો પણ હું જાણતો હતો કે બધાં પાટિયાં સમાન અંતરે છે. તેથી મેં દોડવાનો એક એક તાલ પકડી લીધો અને ભગવાનનું નામ લઈને એ તાલ પ્રમાણે દોડતો હતો. તેથી પડવાનો કોઈ ભય ન હતો. જીવનમાં પણ જો તાલ મળી જાય તો પડવાનો ભય નથી રહેતો. હું સમજી ગયો હતો કે એન્જિન સાવ પાસે આવી રહ્યું છે. તમે ડાબી તરફ કૂદી ગયા એ પણ હું જોઈ ન શક્યો. માત્ર તમારો અવાજ સાંભળીને એકદમ ડાબી તરફ મેં છલાંગ મારી."

ડાબી તરફ કૂદતા વિનોબાને મારા બાહુપાશમાં જ મેં ઝીલી લીધા. મનમાં વિચાર આવ્યો, "ભગવાને જ એમને બચાવી પ્રસાદરૂપે અમને આપ્યા છે." બેચાર ક્ષણનું પણ જો મોડું થયું હોત તો એન્જિને વિનોબાને પાડી નાખ્યા હોત અને એમના શરીરના ચૂરેચૂરા જ થઈ જાત.

ધડધડાટ કરતી આખી ટ્રેન ચાલી ગઈ. કંઠ ગદ્ગદ હોવાથી થોડો વખત હું કશું બોલી જ ન શક્યો. પછી ઈશ્વરનો ઉપકાર માનતાં માનતાં, એ જ રેલવે લાઈન પર થઈને અમે ત્રણે સાબરમતી સ્ટેશને પહોંચ્યા. ત્યાંથી રેલવેના બધા પાટાઓ ઓળંગી સાબરમતી જેલ તરફ પહોંચ્યા.

બહુ થાકી ગયા હતા. જેમ તેમ કરીને અમે આશ્રમે પહોંચ્યા અને ઈશ્વરનું સ્મરણ કરતાં નિદ્રાધીન થઈ ગયા.

બીજે દિવસે પ્રાર્થના પછી મેં આખો કિસ્સો પૂ. બાપુજીને સંભળાવ્યો અને એમને કહ્યું, "આ વિનોબાને તમે જ સમજાવી શકો છો. ગરમીના દિવસોમાં

મહારાષ્ટ્રમાં ઉઘાડે પગે યાત્રા કરીને એમની આંખો કમજોર થઈ છે. તોપણ નથી ચંપલ પહેરતા કે નથી ચશ્માં પહેરતા. આપ જ એમને આદેશ આપો નહીં તો અનુભવથી એ સુધારો કરવાના નથી.” મહાત્માજીએ વિનોબાજીને બોલાવ્યા અને કશી ચર્ચા ન કરતાં આદેશ આપ્યો. પછી વિનોબાજી શું કરે? એમણે ચશ્માં પણ લઈ લીધાં અને ચંપલ પણ પહેરવા લાગ્યા.

મને ખાતરી છે કે તે સાંજના અંધારામાં મેં કૃતજ્ઞતાપૂર્વક વિનોબાના દીર્ઘાયુ માટે ભગવાનની જે પ્રાર્થના કરી, એ જ આજે એમના જન્મદિન નિમિત્તે કરોડો ભારતવાસી અને બીજા લોકો પણ કરશે.

૯ સપ્ટેમ્બર, ૧૯૫૮

૩

મહારાષ્ટ્રના સર્વશ્રેષ્ઠ સંત અને લોકકવિ શ્રી તુકારામે પોતાના એક અમર અભંગમાં કહ્યું છે:

जे का रंजले गांजले। त्यांसि म्हणे जो आपुले ।
तोचि साधु ओळखावा । देव तेथेचि जाणावा ।।

આ દુનિયામાં જે લોકો પછાત છે, દબાયેલા છે, અનાથ જેવા છે, એમને જે અપનાવે એ જ સાચો સંત. એના જ હૃદયમાં ભગવાન સદા વિરાજે છે. આજના આપણા જમાનામાં એવા એક સંત-સત્પુરુષ થઈ ગયા, મહાત્મા ગાંધી. જેમનું નામ દુનિયાના બધા જ લોકો હવે જાણે છે, એટલું જ નહીં, દેશ-દેશાંતરના દબાયેલા લોકો એમની પાસેથી આશ્વાસન અને પ્રેરણા પણ મેળવે છે.

એવા વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીના એક શિષ્ય છે શ્રી વિનોબા ભાવે. ગાંધીજીનો જન્મ ગુજરાતમાં થયો, પણ તેઓ માત્ર ગુજરાતના ન હતા. તેવી જ રીતે શ્રી વિનોબા ભાવેનો જન્મ ભલે મહારાષ્ટ્રમાં હોય, તેઓ કેવળ મહારાષ્ટ્રના નથી. સમસ્ત ભારતના ગરીબોની સેવાનું વ્રત લઈ વરસો થયાં તેઓ ભારતમાં પગે પ્રવાસ કરી રહ્યા છે. ગામડે ગામડે જઈને લોકોને જગાડે છે અને કહે છે કે આખી દુનિયા એક મોટો પરિવાર છે, બધા આપણા છે, આપણે બધાના છીએ, બધાની સેવા કરવાનો દરેકનો ધર્મ છે.

શ્રી વિનોબા ભારે વિદ્વાન છે. સંસ્કૃત ભાષા અને સંસ્કૃત ધર્મસાહિત્યનો એમને ગાઢ પરિચય છે. દુનિયાના બધા ધર્મોના ધર્મગ્રંથો એમણે વાંચ્યા છે. ભગવદ્‌ગીતા પ્રત્યે એમની નિષ્ઠા એટલી છે કે ગીતાને તેઓ પોતાની મા જ કહે છે. ગીતાનો જે મરાઠી અનુવાદ એમણે કર્યો છે, એને એમણે નામ આપ્યું ‘ગીતાઈ.’ ‘ગીતાઈ’નો અર્થ છે ‘ગીતા માતા.’

ગીતાના અનુવાદો ઘણા થયા છે. પણ ‘ગીતાઈ’ સહુથી સારો અનુવાદ છે. ગીતા પર બહુ સારું ભાષ્ય લખ્યું શ્રી શંકરાચાર્યે. અને આ જ ગીતા પર બહુ જ સુંદર, માર્મિક કાવ્યગ્રંથ લખ્યો સંત કવિ જ્ઞાનેશ્વરે. અને ગીતાના ઉપદેશ

અનુસાર આચરણ કરી બતાવ્યું મહાત્મા ગાંધીએ. વિનોબા આ ત્રણેને પોતાના ગુરુ માને છે અને આપણે જોઈ શકીએ છીએ કે ત્રણેની પૂરી અસર વિનોબા પર દેખાય છે.

જેમ ગાંધીજીના મનમાં બધા ધર્મો પ્રત્યે પૂરેપૂરો આદર હતો તેવો જ વિનોબાના મનમાં પણ છે. ઘણી મહેનતે એમણે, મૂળ અરબી ભાષામાં કુરાને શરીફ વાચ્યું. એની કેટલીક આયતો (શ્લોકો) વિનોબાને કંઠે છે.

ભારતના લોકોની પ્રત્યક્ષ સેવા કરવી હોય તો તે અંગ્રેજી મારફત ન થઈ શકે. હિન્દી દ્વારા પણ બધાની સેવા ન થઈ શકે. તેથી વિનોબાએ ભારતની બધી જ મુખ્ય મુખ્ય ભાષાઓ શીખી લેવાનો નિશ્ચય કર્યો. આજે એમને મરાઠી, ગુજ-રાતી, હિંદી, તામિલ, તેલુગુ, મલયાલમ, કન્નડ, બાંગ્લા વગેરે અનેક ભાષાઓ સારી રીતે આવડે છે.

ભૂમિદાન અંગે ગામડે ગામડે તેઓ ફરે છે, ત્યાંના લોકોનાં હૃદયની વાતો, એમની જ ભાષામાં સમજી લે છે તેથી લોકો એમના પર ખુશ છે.

શ્રી વિનોબાએ જોયું કે દેશમાં લાખો ગરીબ લોકો છે જે ખેતીનું કામ જાણે છે પણ એમની પાસે જમીન ન હોવાથી ઘણા હેરાન થાય છે. મહેનતમજૂરી કરીને ગરીબોને એટલા પૈસા તો ન જ મળી શકે કે પૈસા બચાવી એ લોકો જમીન ખરીદી શકે. આજના સમાજની હાલત જ એવી વિચિત્ર છે કે ગરીબ લોકો ગરીબના ગરીબ રહે છે અને માલદાર લોકો અમીર બનતા જાય છે. આજકાલની સરકારો ગરીબોને થોડીક કેળવણી આપી દે છે. બીજા દેશોમાં ગરીબ લોકોએ ઝઘડો કરીને પોતાની હાલત સુધારવાના પ્રયત્નો અનેક વાર કર્યા. એમાંથી જ એક વિચાર ઊગ્યો—બધી જમીન સરકારે પોતાના હાથમાં લઈ લેવી જોઈએ અને પછી ગરીબોમાં એને વહેંચી દેવી જોઈએ. એવું કાંઈક થાય તો જ ગરીબોની હાલત સુધરી જશે. નાનામોટા અનેક દેશોમાં આ વાતની ઘણી ચર્ચા થઈ. અને એમાંથી સમાજસત્તાવાદ અને સામ્યવાદ જેવા પ્રકારો ઉત્પન્ન થયા.

હવે એમાંથી પ્રશ્ન ઊઠયો કે જેના પર ગરીબોનું અને બધાનું પેટ નિર્ભર છે, એવી જમીન થોડા લોકોના જ હાથમાં રહે એ પણ અન્યાય છે અને જેની પાસે જમીન છે એની પાસેથી એ છીનવી લેવી એ પણ અન્યાય છે. એમાંથી રસ્તો શી રીતે કાઢવો?

વિનોબાએ વિચાર કર્યો કે જેમ દરેક માણસના મનમાં સ્વાર્થ હોય છે, પોતાની મિલકત છોડવા કોઈ રાજી નથી હોતું, તેવી જ રીતે માણસના હૃદયમાં પ્રેમ અને સેવાભાવ પણ હોય જ છે. દેશના બધા લોક એકબીજાના ભાઈ જ છે. ભાઈનું દુઃખ જોઈને દિલ દ્રવે એ સ્વાભાવિક છે. ત્યારે આવા બંધુભાવને આપણે જાગ્રત કેમ ન કરીએ? મનુષ્ય પ્રાણી જેવો સ્વાર્થી છે તેવો દયાવાન પણ છે. લોકો પોતાના કુટુંબીજનોને ખવડાવીને પછી જ પોતે ખાય છે. "જે મારું છે તે મારા

ભાઈનું પણ છે" એવું વિચારીને ચાલે છે. તો, જેમની પાસે જમીન છે એમની પાસેથી આપણે થોડી જમીન કેમ ન માગી લઈએ? એવી માગણી લોકો જરૂર કબૂલ કરશે. મનુષ્ય-હૃદય પર વિશ્વાસ રાખીને વિનોબાએ ભૂમિહીન લોકો માટે જમીન માગવાનું શરૂ કર્યું. લોકો આપશે જ એવા વિશ્વાસને શ્રદ્ધા કહે છે, એ જ સાચી આસ્તિકતા છે. વિનોબાને જમીન મળવા લાગી. દુનિયાને આશ્ચર્ય થયું. લોકો જાતજાતની શંકા સેવવા લાગ્યા પણ વિનોબા રોકાયા નહીં. એમનું કામ ચાલતું જ રહે છે. વિનોબાએ જાહેર કર્યું કે જે જમીન મળશે, ગરીબોને બધી આપી દઈશ. એમાં પણ બિચારા હરિજનોને સહુ પહેલાં જમીન આપીશ, કેમ કે એમનું દુઃખ સહુથી વધારે છે.

લાખો એકર જમીન વિનોબાને મળી છે, પછી તેઓ એક પગલું આગળ વધ્યા છે, એમની વાત માનીને ઘણા ગામલોકો, બધા મળીને ગામની બધી જ જમીન વિનોબાને આપી દે છે, એને કહે છે ગ્રામદાન. આખા ગામની જમીન આ રીતે મળે એટલે વિનોબા કહે છે કે આ બધી જમીન હું આખા ગામને આપું છું. જમીન આખા ગામની. ગામલોકો બધા મળીને એક પરિવાર થાઓ. જમીન ખેડો સાથે મળીને, અને જે ઊપજ થાય તે સહુ મળીને જરૂર પ્રમાણે બધામાં વહેંચી લો.

કોઈની પાસેથી જબરદસ્તી અથવા કાયદાને જોરે જમીન છીનવી લેવાની વાત આમાં નથી. જમીન ખરીદવાની પણ વાત નથી. અને છતાં, કોઈ પાસે વધારે જમીન અને કોઈ પાસે ઓછી, એવો અન્યાય દૂર થઈ રહ્યો છે. બંધુભાવ વધે છે. જાતિભેદ, ધર્મભેદ જેવા ભેદોને લોકો ભૂલી જાય છે. આવી રીતે, ઝઘડો કર્યા વગર, સમાજમાં પરિવર્તન થાય ત્યારે એને ક્રાન્તિ કહેવાય.

વિનોબાએ જે આ ક્રાન્તિ ચલાવી છે એને જોવા દૂર દૂર દેશોના લોકો—યુરોપ અને અમેરિકાના લોકો—આશ્ચર્યચકિત થઈને ભારત આવે છે અને વિનોબા સાથે થોડા દિવસ રહી એમને વિશે પુસ્તકો લખે છે.

વિનોબાનું કામ બધાનું કામ છે. એ કામ કરવા માટે એમને જ્યાંત્યાં સર્વસ્વ-ત્યાગી લોકો પણ મળી રહે છે. જ્યાં આખું ગામનું ગામ જ વિનોબાને આપી દેવામાં આવે છે, ત્યાં નવી રીતે ગામની પુનર્રચના કરવાનો વિચાર ચાલે છે. એને માટે એમને કાયમ-સેવકો જોઈએ. કેટલાક લોકો એમને મળી ગયા છે. હજી ઘણા લોકોની જરૂર છે.

ગામના લોકોને જરૂરી અને ઉપયોગી કેળવણી આપવા માટે ગાંધીજીએ જે પ્રબંધ કર્યો હતો, તે હવે બહુ જ કામનો લાગે છે. આ નઈ તાલીમ દ્વારા દેશ માટે સાચા નેતા તૈયાર થઈ રહ્યા છે. પણ જેટલા જોઈએ છે એટલા શિક્ષક હજી સુધી મળ્યા નથી.

એક બીજી વાત પણ વિનોબાજીને જરૂરી લાગી. ભૂમિદાન અને ગ્રામદાન

દ્વારા જે અહિંસક ક્રાન્તિ એમણે ચલાવી છે એમાં ગામની રક્ષા પણ અહિંસક ઢબે જ થવી જોઈએ. રોજ ઊઠીને પોલીસ અને સેનાની મદદ અહિંસક કેવી રીતે માગી શકે? જ્યાં ગામ એક પરિવાર બને ત્યાં વેર, ઝેર અને ઝઘડા હોવા તો ન જોઈએ. પણ કોક વાર ઝઘડો થઈયે જાય. આવા ઝઘડા દૂર કરવા માટે અને શાંતિ સ્થાપવા માટે એવા લોકો જોઈએ જે પોતાના ચારિત્ર્ય અને સેવા દ્વારા જનતા પર અસર પાડી શકે અને ઝઘડા રોકી શકે. અને જરૂર પડયે જેઓ પોતાનું બલિદાન પણ આપવા તૈયાર થાય. આવા લોકોનું સંગઠન જો ગામે ગામે થઈ શકે તો પોલીસ અને સેના પર થતું હદ ઉપરાંતનું ખર્ચ ઘણુંખરું બચી જશે, લોકોનું સૌજન્ય વધશે અને સાથે સાથે લોકોનો આત્મવિશ્વાસ પણ વધશે; હિંમત તો વધવાની જ.

આ બધું કામ જે આત્મબળને જોરે વિનોબા કરી રહ્યા છે એનો પરિચય એમને ગાંધીજી દ્વારા થયો. તેઓ ગાંધીજીનું જ કામ આગળ ચલાવી રહ્યા છે. જે ભગવાને યુગકાર્ય માટે ગાંધીજીને આ દુનિયામાં મોકલ્યા, એ જ ભગવાન ગાંધીજીનું કાર્ય વિનોબા મારફતે આગળ ચલાવી રહ્યા છે, જેની અસર આજે ભારત પર પડી રહી છે, કાલે ભારત બહાર પણ પડશે. કારણ કે એ યુગકાર્ય છે. આ યુગનાં બાળકો અને યુવાનો વિનોબાના કાર્યને ઓળખે અને એને સફળ કરવા માટે એમનાથી જેટલું થઈ શકે, જરૂર કરે.

-૨૩ સપ્ટેમ્બર, ૧૯૫૮

## ૨૭. વિનોબાની મુખ્ય ત્રણ પ્રવૃત્તિઓ

આપ બધા ઇચ્છો છો કે આજે હું વિનોબાજીની ત્રણ મુખ્ય પ્રવૃત્તિઓ વિશે કાંઈક કહું. સહુથી પહેલાં ખાદીને જ લેવી જોઈએ. કેમ કે ગાંધીજીએ પોતે કહેલું કે, "મારી અનેકાનેક રચનાત્મક પ્રવૃત્તિઓના ગ્રહમંડળનો સૂર્ય છે ખાદી."

'ખાદીનો અર્થ 'હાથે કાંતેલા સૂતરમાંથી હાથવણાટથી બનેલું કપડું' આટલો જ નથી. ગાંધીજી ઇચ્છતા હતા કે દુનિયા 'ખાદી-માનસ' કેળવે. જે સંપૂર્ણ, નિષ્પાપ, સર્વકલ્યાણકારી જીવનની ઝાંખી બાપુજી દેશને કરાવવા માગતા હતા, એ જીવનને જ તેઓ ખાદી-જીવન કહેતા હતા. ખાદી-જીવન જ સર્વોદય-જીવનનું પ્રતીક છે.

ખેતી પછી સહુથી વિશાળ સર્વોપયોગી ઉદ્યોગ વસ્ત્રનિર્માણનો. એ ઉદ્યોગ દ્વારા જો કોઈ વધારેમાં વધારે નફો કરવા માગે અને તેથી એમાં યંત્રોદ્યોગની પદ્ધતિ દાખલ કરી સમાજમાં બેકારી ફેલાવે તો એ રાષ્ટ્રદ્રોહ છે એવું જે સમજ્યા છે એમના જ માનસને આપણે 'ખાદી-માનસ' કહીએ છીએ. ગાંધીજીનો સર્વોદય-સિદ્ધાન્ત કહે છે, "દેશના બધા લોકોને ખવડાવવા-પિવડાવવાનો પ્રબંધ કર્યા વગર જે માણસ ખાય છે તે ચોર છે. એ પાપ ખાય છે. એનું જીવન વ્યર્થ

છે. 'मोघं पार्थ ! स जीवति ।' બધાને ખાવાનું આપણે ત્યારે જ આપી શકીએ જ્યારે બધાને રાષ્ટ્રહિતનું કાંઈક ને કાંઈક ઉત્પાદક કામ કરવાની તક આપીએ. કરોડોને આ જાતની રોજી આપવાની શક્તિ માત્ર ખેતીમાં છે અને ખાદીમાં છે. ખેતીનું કામ ગામડાંમાં ચાલે છે, શહેરોમાં નહીં. ખાદીનું કામ બંને જગાએ ચાલી શકે છે. ગામડાં અને શહેરનો સહયોગ ઘનિષ્ઠ કરવાની શક્તિ ખાદીમાં છે.

'દસ ત્રાકવાળો ચરખો' બનાવવાની સૂચના એક વાર આવી. એને માટે લાખ રૂપિયાનું ઈનામ આપવાનું નક્કી થયું. એક મહારાષ્ટ્રી કલ્પકે એવો ચરખો તૈયાર કર્યો. ઈનામની શરતો પ્રમાણે એ ચરખો કામ આપે છે કે નહીં એની તપાસ કરવાની હતી. ગાંધીજીએ વિનોબાજીને અને મને પરીક્ષક તરીકે નીમ્યા. કેમ કે ચરખાની યંત્રવિદ્યાના અમે બંને નિષ્ણાત ગણાતા. એ ચરખાનો બધો ઈતિહાસ કહેવાની આ જગા નથી. આને જ અંગે આગળ જતાં જ્યારે અંબર ચરખાની શોધ થઈ ત્યારે અમ ગાંધીવાદીઓમાં ઘણો મતભેદ થયો. વિનોબાએ અને મેં અંબર ચરખાનું સમર્થન કર્યું. એ ચરખાનો તત્ત્વતઃ સંપૂર્ણ વિરોધ કરનારાઓમાં હતા ગાંધીજીના ભત્રીજા અને આશ્રમના એક વખતના વ્યવસ્થાપક શ્રી નારણદાસ ગાંધી. અમે તો જાતજાતની તકલીઓ, ધનુષ-તકલી, જૂના-નવા ચરખા ઈત્યાદિ બધાનો પ્રયોગ કરી લીધો હતો. અંબર ચરખાને 'ઘરની મિલનો સંચો' કહેનારાઓને પણ અમે સાંભળ્યા હતા. અમારું કહેવું હતું, જે આજે પણ ખરું છે, કે આપણે સાર્વભૌમ વિજ્ઞાનનો બહિષ્કાર ન કરી શકીએ. આઠ કલાક સૂતર કાંતનારાને પેટ ભરીને જે રોજી મળવી જોઈએ તે અંબર ચરખા દ્વારા મળી શકે છે.

એને જ વિશે મેં વિરોધીઓને પૂછ્યું હતું કે, "ખાદીનો પુરસ્કાર કરીને શું આપણે આદિવાસીઓના જીવનને ફરીથી સાર્વત્રિક કરવા માગીએ છીએ?"

શ્રી વિનોબાજી તો આથી પણ એક ડગલું આગળ ગયા. ઈમાનદારીથી રીતસર આઠ કલાક જૂનો ચરખો ચલાવી બજારને હિસાબે જે મજૂરી મળી શકે એની અંદર જ જીવવાનું એમણે નક્કી કર્યું. એમનો આહાર ઓછો થઈ ગયો. પૌષ્ટિક પદાર્થને અભાવે એમનું સ્વાસ્થ્ય ક્ષીણ થયું. વાત ગાંધીજીને કાને પહોંચી. દેશભરમાં ખાદીનું કામ ફેલાવવાની જ જવાબદારી જેને માથે હતી એવા લોકોને ગાંધીજીએ એકત્ર કર્યા અને વિનોબાનું ઉદાહરણ એમની આગળ મૂકીને અપીલ કરી કે સૂતર કાંતનારી બહેનોને જીવન-વેતન મળવું જ જોઈએ. એને લીધે ખાદી મોંઘી થાય તો તે ઈષ્ટાપત્તિ જ છે. ખાદી સસ્તી કરવા માટે ગરીબોનું શોષણ કરવાનું પાપ આપણે નથી કરવું.

એ અમારો કિસ્સો મેં અહીં એટલા માટે લખ્યો કે તમે સમજી શકો કે શ્રી વિનોબા ખાદી સાથે કેટલા એકરૂપ થઈ ગયા છે. જીવનમાં જે નિષ્ઠા ઊતરી નથી તેવી તત્ત્વનિષ્ઠા માત્ર તાત્ત્વિક જ ગણાય.

આજે વિનોબાજીએ ગ્રામાભિમુખ ખાદીનો આદર્શ દેશ આગળ રાખ્યો છે.

શહેરના લોકો ખાદી ઓછી પહેરે કે વધારે (આજકાલ તો ખાદીનો પ્રચાર શહેરમાં જરાય વધતો નથી.) શહેરોનું જીવન ખાદી-જીવનનું વિરોધી જ છે. ખાદી પહેરીને શહેરના લોકો ગામડાંઓને જિવાડવાનું પુણ્ય મેળવી શકે. પણ શહેરોનું જીવન ખાદી-સંસ્કૃતિને પ્રોત્સાહન નથી આપતું. શહેરના લોકો "ખાદી પહેરીને અને ખાદીને પ્રોત્સાહન આપીને પોતાનું પાપ થોડુંઘણું ધોઈ નાખે," એટલી જ અપેક્ષા આપણે એમની પાસે રાખી શકીએ.

જ્યારે હું શહેરીજીવન અને ખાદી-પ્રચારનું ચિંતન કરું છું ત્યારે ખાદી પરનો મારો વિશ્વાસ કહે છે કે જે રીતે ઍટમ બૉમ્બે યુદ્ધની વિફળતા જ સિદ્ધ કરી છે, એ જ રીતે યંત્રોદ્યોગી મોટાં મોટાં કારખાનાં જ્યારે આખી દુનિયામાં, દરેક દેશમાં એકસરખાં ફેલાશે ત્યારે એમની યંત્ર-સંસ્કૃતિ જ આત્મઘાતક નીવડશે (જ્યારે આપણા યુગમૂર્તિ રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું કે કલ-કારખાનાંઓનો કલયુગ જ ખરેખર કલિયુગ, ત્યારે એમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં આવ્યો હોય કે કોક દિવસે તેઓ આપણી ખાદીના સમર્થક થવાના છે).

ખાદીના ભવિષ્યકાળ પર અટલ વિશ્વાસ રાખીને જ આપણે આજે ખાદીનો પુરસ્કાર કરી શકીએ. આજકાલનું અદૂરદૃષ્ટિ જન-માનસ ખાદીને એટલા જ માટે સહન કરે છે કે ખાદી દ્વારા આપણે ગાંધીજી પ્રત્યેની આપણી અસીમ કૃતજ્ઞતા વ્યક્ત કરી શકીએ છીએ. જ્યારે ખાદી-યુગના દિવસો ખરેખર આવશે ત્યારે લોકો ગાંધીજી પ્રત્યે બીજી રીતે કૃતજ્ઞ થશે કે એમણે અમને સત્યાનાશથી બચાવ્યા.

૨

હવે ભૂદાન, ગ્રામદાનનો આપણે વિચાર કરીએ. ભૂદાન તો ગ્રામદાનની પૂર્વતૈયારી જ હતી. જેમ ગ્રામોદ્યોગમાં ખાદી તેમ જ ગ્રામદાન-મૂલક સર્વોદયી ક્રાન્તિ માટે ભૂદાન છે.

ભૂદાન-ગ્રામદાન વિશે મેં ઝાઝું લખ્યું નથી એ વાત સાચી છે. આ પ્રવૃત્તિને મારા સમર્થનની જરૂર નથી. પરદેશમાં, જ્યારે જ્યારે તક મળી છે ત્યારે ભૂદાન-ગ્રામદાન વિશે ઉત્સાહપૂર્વક મેં વ્યાખ્યાનો આપ્યાં છે. પૂર્વ આફ્રિકામાં એ વિશે ઓછું બોલ્યો હોઈશ. મને લાગે છે કે સહુથી પહેલાં મેં ઈજિપ્તમાં એક વિસ્તૃત વ્યાખ્યાન આપ્યું હતું. એમ તો અમેરિકા અને જાપાનમાં કેટલીય વાર મેં ગ્રામદાનનો અર્થ સમજાવ્યો છે અને કહ્યું છે કે એક દિવસ આવશે જ્યારે કૉમ્યુનિઝમનું સ્થાન ગ્રામદાન લેશે. હું પહેલેથી જ માનું છું કે ગ્રામદાનના લાભનો જ્યારે જનતાને અનુભવ થશે ત્યારે એનો પ્રચાર પોતાની મેળે થવા લાગશે. ગ્રામદાનની વાત લોકોને ગળે ઉતારવી સહેલી નથી પણ એ કામ તો થવાનું જ છે.

મૂળ મુશ્કેલી છે ગ્રામદાન ચલાવવાની. એક એક ગામને અપનાવી ગ્રામદાનરૂપી

સામાજિક ક્રાંતિને સિદ્ધ કરી શકે એવા નિષ્ઠાવાન અને કાર્યકુશળ સેવકો મળવા જોઈએ. ગ્રામદાન ચલાવવા માટે સરકારની અનુકૂળતા ભલે જરૂરી હોય પણ સરકાર દ્વારા ગ્રામદાન કદી સફળ ન થઈ શકે એવો મારો દૃઢ અભિપ્રાય છે. સરકારરૂપી સંસ્થા જ જનતાને ઓછીવત્તી નિષ્ક્રિય બનાવે છે. "અમને વૉટ આપો, ટૅક્સ આપો, બાકીનું બધું અમે જોઈ લઈશું," આ જ વૃત્તિ આજકાલની સરકારોની હોય છે.

અને આપણે તો સોશિયાલિઝમને નામે જનતાનું પૂરું જીવન જ સરકારને સોંપી દઈએ છીએ. સર્વોદયરૂપી પબ્લિક સેક્ટરમાં સરકારની કે એના કાયદાકાનૂનની દખલગીરી હોવી જ ન જોઈએ. પબ્લિક સેક્ટર એટલે જનતાનું ક્ષેત્ર. સરકારના તંત્રને જ પબ્લિક સેક્ટર કહી આપણે વિચારભ્રાન્તિ પેદા કરીએ છીએ. બધું કામ જો સરકાર પોતાના હાથમાં લઈ લે તો એને આપણે સરકારી સેક્ટર અથવા ગવર્નમેન્ટ સેક્ટર કહી શકીએ. પબ્લિક સેક્ટરનું સંચાલન સાર્વજનિક સંસ્થાઓના હાથમાં જ હોવું જોઈએ, સરકારના હાથમાં નહીં. સર્વોદય, ગ્રામદાન, જિલ્લાદાન અને રાજ્યદાનને 'બિનસરકારી સાર્વજનિક સોશિયાલિઝમ' કહી શકાય, ગ્રામદાન આની પૂર્વતૈયારી છે.

૩

હવે ત્રીજા કાર્યક્રમની વાત કરીએ જેને ગાંધીજીએ 'શાંતિસેના'નું નામ આપ્યું હતું. ગાંધીજીનો વિચાર વધારે સ્પષ્ટ કરવા માટે આ નામ બદલવું પડશે— 'અહિંસક શાંતિસેના.' સાંભળું છું કે અમેરિકામાં એવા શાંતિસૈનિક છે જે પણ પ્રયત્ન કરે છે કે પોતાના દેશમાં અને દુનિયામાં પણ શાંતિની રક્ષા થાય, જાનમાલ સુરક્ષિત રહે અને કોઈ કોઈને હેરાન ન કરે. પણ આવા લોકો પોતે શસ્ત્ર ધારણ કરીને પણ શાંતિની રક્ષા કરવાની વાત કરે છે. ગાંધીજીની શાંતિસેના પોતે શસ્ત્ર ગ્રહણ નહીં કરે. સશસ્ત્ર ફોજનો સામનો કરવો પડે તોપણ શસ્ત્ર ધારણ કર્યા વગર, હિંસા વાપર્યા વગર, માત્ર સત્યાગ્રહ દ્વારા શાંતિસૈનિકો વિરોધ કરશે અને એમની ખાતરી હોય છે કે એમાં એમને સફળતા જરૂર મળવાની જ. જે શાંતિસેનાની આપણે અહીં વાત કરીએ છીએ એ તો કોઈ પણ પરિસ્થિતિમાં શસ્ત્રનો ઉપયોગ નહીં કરે.

શસ્ત્રસેના જેટલી જ તાલીમબદ્ધ આવી શાંતિસેનાએ થવું જોઈએ. પણ એની તૈયારી જ જુદી જાતનાં શસ્ત્રાસ્ત્રની હશે. આજકાલની સેનાઓ માટે શસ્ત્ર તૈયાર કરી આપવાં એ ઘણું જ ખર્ચાળ અને યોજનાનું કામ છે અને સેનાના લોકોને સારો પગાર પણ આપવો પડે છે. રહેવા માટે મકાન, પહેરવા માટે સારો પોશાક આપવાની પણ જરૂર રહે છે. અને આજકાલની સેનાની સધાઈ (training) પણ ઓછી ખર્ચાળ હોતી નથી. આ તો થયો સેનાના સાધારણ જવાનોનો ખર્ચ. લશ્કરના અફસરોની સધાઈનું તો પૂછવું જ શું? એ તો

વર્ષો ચાલે છે. જૂના લોકોને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે એટલી મોટી સંખ્યાની સેનાઓ આજકાલ દેશરક્ષા માટે રાખવામાં આવે છે.

આ બધો ખર્ચ આજની સરકારો ખુશીથી કરે છે. કેવળ ભારતની વાત નથી કરતો. દુનિયાભરની સરકારો, સેના પાછળ પોતાની નિત્ય વધતી જતી આવકનો એક તૃતીયાંશ અથવા વધારે ખર્ચ કરે જ છે. આ બધું દેખાદેખી એટલું વધી રહ્યું છે કે એને વિશે ફરિયાદ કરવાનો કોઈ વિચાર પણ નથી કરતું.

આટલી મોટી ફોજ, એની આટલી તૈયારી, એનો આટલો ખર્ચ કરીને પણ સરકારો પૂરી ખાતરી ન આપી શકે કે જનતા પૂરેપૂરી સુરક્ષિત છે. તેથી જ દરેક દેશમાં 'નૅશનલ મિલિશિયા' અથવા 'નૅશનલ કેડેટ કોર' જેવી યોજના ઊભી કરવી જ પડે છે. જર્મનીમાં આવી 'રાષ્ટ્રીય સ્વયંસૈનિક ફોજ'માં દેશના લાખો જુવાનો ખૂબ ઉત્સાહપૂર્વક દાખલ થઈને પ્રશિક્ષણ લે છે. આપણા દેશમાં N.C.C.ની યોજના વિદ્યાર્થીઓમાં જોઈએ તેટલી લોકપ્રિય થઈ નથી એવી ફરિયાદ પણ સંભળાય છે.

આવી દુનિયામાં અમે શાંતિસેનાની વાતો કરવા નીકળ્યા છીએ. વ્યવહાર-ચતુર અને જવાબદારી ઓળખનારો માણસ એ જ ગણાશે જે ગાંધીજીની શાંતિ-સેનાની યોજનાને 'અશક્ય' કહીને ઉડાવી દે.

ગાંધીજી પ્રત્યે વધુ વફાદાર જે લોકો છે તેઓ શાંતિસેનાનું નામ લે છે, પ્રયોગ પણ કરે છે અને માને છે કે આપણે ઘણુંબધું કરી નાખ્યું. આજે ગાંધીજી હોત તો કહેત કે "તમને જે ઠીક લાગે તે કરતા જાઓ. પણ શાંતિસેનાની મારી કલ્પના જ જુદી છે, એની તો આજે રમત જ ચાલી રહી છે."

બીજા જ સંદર્ભમાં, જ્યારે ગાંધીજી ફોજ માટે રંગરૂટની ભરતી કરતા હતા ત્યારે એમણે માગેલું, "મને દરેક ગામમાંથી ઓછામાં ઓછા વીસ માણસો જોઈએ." પૂરા આત્મવિશ્વાસ સાથે એમણે પોતાની ગુજરાતમાં આનો પ્રારંભ પણ કર્યો હતો. પણ એમનો જમાનો જુદો હતો. ગાંધીજીની આગળ કામો પણ જુદાં હતાં. શાંતિ-સેનાના સંગઠનનો કાર્યક્રમ ગાંધીજીએ પોતાના સાથીઓ આગળ ત્રણ વાર મૂક્યો. ત્રણે વાર એમણે જોયું કે સાથીઓ જ જ્યાં ઉત્સાહ બતાવતા નથી, શાંતિસેના-પ્રારંભનું મુહૂર્ત હજી આવ્યું નથી.

જ્યારે ગાંધીજી સ્વરાજ્યની સાધના કરતા હતા ત્યારે અંગ્રેજોનું રાજ્ય હતું. દેશની રક્ષા માટે અંગ્રેજો મોટી ફોજ રાખતા હતા. એમની રાજ્યપદ્ધતિ સહન કર્યા સિવાય આપણો છૂટકો ન હતો. ગાંધીજીના પુણ્ય પ્રતાપે સ્વરાજ્ય તો થઈ ગયું, અંગ્રેજો અહીંથી ચાલ્યા ગયા પણ આપણે એમની રાજ્યપદ્ધતિને માત્ર સહન જ કરીએ છીએ એવું નથી, પણ પસંદ કરીને એમની જ નોકરશાહી મારફત સ્વરાજ ચલાવીને પણ પોતાને રાષ્ટ્ર-ભક્ત અને ગાંધીવાદી કહીએ છીએ. વીસ વરસ થયાં, આપણી પૂરી શક્તિ વાપરી આપણે ગાંધીજીના રસ્તાથી દૂર દૂર

જઈ રહ્યા છીએ. અને તોપણ ગાંધીજીનું નામ લઈએ છીએ અને એમની જન્મ-શતાબ્દી ઊજવવા માટે કરોડોને ખેંચી રહ્યા છીએ.

હું કોઈની સામે આક્ષેપ કરતો નથી. ગાંધીજી પોતે જોઈ શક્યા હતા કે અંગ્રેજોનું રાજ્ય અહીંથી ગયું, એ અર્થમાં સ્વરાજ્ય તો મળી ગયું છે. પણ જેવું હિંદ સ્વરાજ એમને જોઈતું હતું એની સ્થાપના તો હજી કોશો દૂર છે.

અહીં મારે એક મહત્ત્વની ચેતવણી આપવાની છે.

મેં કહ્યું કે બીજા દેશોમાં ડિક્ટેટરશિપ આવી શકે. ભારતમાં કોઈ કાળે નહીં આવે. ભારતમાં નથી જનતા એક જિન્સી કે નથી અહીંની સેના એક જિન્સી. જો એકે 'ગણંજય'-ડિક્ટેટર—બનવાનો પ્રયત્ન કર્યો તો એની વિરુદ્ધ બેચાર હરીફ તરત ઊભા થવાના. અને એમની પાછળ પણ સેનાની અને લોકમતની ઓછી-વત્તી શક્તિ રહેવાની, જેનાથી કાં તો એ લોકો અંદર-અંદર લડી મરવાના અથવા તો સમજૂતી કરીને દેશના ટુકડા કરી બેસવાના.

અને જો દેશના ટુકડા થયા તો રાજ્યાધિકારો સેનાના હાથમાં ગયા વગર રહેવાના નથી. આ બધું આપણે જો ટાળવા માગીએ તો દેશના ચારિત્ર્ય પર આધાર રાખનારી એક મોટી શાંતિસેના આપણે સંગઠિત કરવી જ જોઈશે.

આ કાંઈ આદર્શ ગાંધીવાદની વાત નથી. જે સંકટ નજર આગળ ઊભું જ છે અને વધતું જાય છે, એના ઈલાજ તરીકે શાંતિસેનાનું સંગઠન કર્યા વિના છૂટકો જ નથી.

અને શ્રી વિનોબાનું ગ્રામદાન જો સફળતાપૂર્વક ચલાવવું હોય અને લોક-નીતિનું મહત્ત્વ સિદ્ધ કરવું હોય તો આજથી આપણી બધી જ શક્તિ શાંતિ-સેનાના સંગઠનમાં અને એની સધાઈ પાછળ (પ્રશિક્ષણ પાછળ) વાપરવી જોઈએ.

હું નથી માનતો કે આ વિચારને લોકોના મન પર ઠસાવવા માટે વિશેષ પ્રવચનની જરૂર હોય. શાણો દરદી પોતાની દવા તરત ઓળખી લે છે અને એ લેવામાં મોડું નથી કરતો.

**૧૧ સપ્ટેમ્બર, ૧૯૬૭**

# ૨૮. ગાંધીયુગનો પ્રેરક પ્રતિનિધિ

**રવિશંકર વ્યાસ**

શ્રી રવિશંકર વ્યાસને જ્યારે હું પહેલવહેલો મળ્યો ત્યારે એમનો પોશાક, એમની કામળ અને એમની બેસવાની ઢબ જોઈ, 'આ કોઈ ગામડિયો અભણ કાર્યકર્તા છે' એવી પહેલી છાપ પડી. કોઈએ એમનો પરિચય કરાવ્યો ન હતો. એક રીતે એ સારું જ થયું. બીજી ક્ષણે જોયું કે આ ગામડિયો તંદુરસ્ત અને

મનદુરસ્ત છે. એમનામાં અસાધારણ નમ્રતા હતી. પણ એ નમ્રતા પાછળ પોતાને વિશે કશો અણવિશ્વાસ દેખાતો ન હતો.

એમની સાથે વાતો શરૂ થઈ અને મેં જોયું કે શુદ્ધ જિજ્ઞાસાથી તેઓ જે પ્રશ્ન પૂછતા હતા, એ પ્રશ્નો પાછળ સારીસરખી સંસ્કારિતા અને સામાન્ય લોકોમાં હોય છે એના કરતાં ઘણી ઉપયુક્ત અને વિપુલ માહિતી એ ધરાવે છે. આર્યસમાજના સંસ્કારો તો તરત દેખાઈ આવતા, પણ કેટલાક આર્યસમાજીઓમાં જે સનાતની કટ્ટર 'સમાજી'પણું હોય છે તેનાથી તેઓ મુક્ત હતા. મેં એમને કહ્યું કે સનાતની વૃત્તિ ન છોડેલા લોકો જ્યારે આર્યસમાજી બને છે ત્યારે તેઓ વેદનો અર્થ કરતા સાયણાચાર્યને બદલે ઋષિ દયાનંદને પ્રમાણ માને છે એટલું જ. પણ અંધઅનુયાયિતા અને કટ્ટરપણું બંનેનું સરખું જ હોય છે. એક જણ 'ધર્મ-સિંધુ'ને કે 'રૂઢિ-સ્મૃતિ'ને માને છે તો બીજો 'સત્યાર્થપ્રકાશ'માં માને છે; પણ આંધળા અનુસરણમાં બંને સરખા જ સનાતની હોય છે. તમારામાં એ સનાતનીપણું હું નથી જોતો. તમે સાવ તાજા લાગો છો.

આમ રવિશંકર મહારાજની મારા પૂરતી શોધ મેં જાતે જ કરી. એ વાતને આજે પા સદી કરતાં વધારે વખત થયો હશે. આટલાં વરસોમાં અનેક વાર અનેક પ્રસંગે રવિશંકર મહારાજના પરિચયમાં આવ્યો છું અને હું જોઉં છું કે બુદ્ધિની, હૃદયની અને જીવનદૃષ્ટિની એમની તાજગી એવી ને એવી જ રહી છે. એટલું જ નહીં પણ કાંઈક વધી છે. નિઃસ્પૃહતા જાળવ્યા છતાં બધા પ્રત્યે સમભાવ અને મીઠાશ બતાવવાની કળામાં તો ગાંધીજી પછી એમનું જ સ્થાન છે. એમની સાથે કલાકો સુધી વાતો કરો અને વર્ષો સુધી એમના કામનું નિરીક્ષણ કરો, એમના મનમાં કોઈને વિશે કડવાશ કે શત્રુતા દેખાઈ આવે નહીં.

જ્યારે જ્યારે આનું કારણ મેં શોધ્યું છે, ત્યારે ત્યારે મને તો એ સફળતાના મૂળમાં એમની નિર્લોભતા, અપરિગ્રહ અને અનાસક્તિ દેખાયાં છે; અને લોકોને આશ્ચર્ય થશે, પણ મને તો લાગે જ છે કે એમની મીઠાશ પાછળ એમનું સાદું, કષ્ટ-સહિષ્ણુ, ખડતલ જીવન જ છે, જે લોકોનું ખડતલપણું જબરદસ્તીથી કેળવાયેલું હોય છે અને બરાબર પચેલું હોતું નથી, તેઓ તો પોતાની કદર કરવાને અર્થે પણ બીજા શિથિલ લોકો પ્રત્યે આકરા થઈ જાય છે. પણ જેમણે શીતળ ત્યાગ સાધ્યો છે, વૈતરું કરતાં જેમને આનંદ છૂટે છે અને પરિશ્રમી જીવન જેમને કષ્ટ જેવું લાગતું નથી તેઓ જ ચારિત્ર્યસિદ્ધિને કારણે, કેવળ ઉપરથી નહીં પણ હૃદયના ઊંડાણથી બધા પ્રત્યે મીઠાશ રાખી શકે છે—બતાવી શકે છે.

કેટલાક આધ્યાત્મિક સાધનામાં માનનારા લોકો બહુ જ કોમળ સ્વરે બોલે છે, દરેક બાબતમાં ઉદાર દૃષ્ટિએ જોવાનો આગ્રહ સેવે છે; પણ તેઓ નક્કર વસ્તુસ્થિતિને અડતા જ નથી, ઝઘડામાં ઊતરીને દબાયેલાઓનું પ્રત્યક્ષ ઉપરાણું લેવાનું તો દૂર જ રહ્યું. રવિશંકર મહારાજ એ કોટિના નથી, એમનો પુણ્યપ્રકોપ

જાગ્રત થઈ શકે છે. ગરીબોની વહારે તેઓ ધાઈ શકે છે. ઝઘડો વહોરી લઈ શકે છે. પણ એમની ઉચ્ચ ભૂમિકા નક્કર હોઈ પોતાની અનાસક્તિ દ્વારા જ તેઓ બધાનો આદર મેળવે છે. અળગા રહી પોતાની જાતને બચાવવી એ ખરી અનાસક્તિ નથી. પોતાનો સ્વાર્થ બાળી નાખી દુર્જનો પ્રત્યે પણ સમભાવ કેળવવો એ સાચી અનાસક્તિ છે, એ તેઓ જાણે છે; અને ગરીબો માટે ન્યાય અને રાહત મેળવવા પાછળ કેવળ નરી ન્યાયનિષ્ઠાથી પ્રેરિત થવાને બદલે પ્રેમ, બંધુતા અને માનવતાની નિષ્ઠાથી જ તેઓ સમાજસેવામાં પ્રવૃત્ત થયા છે; અથવા એમ જ કહેવું જોઈએ કે માતામાં પોતાનાં બાળકો પ્રત્યે જે અમર્યાદ વાત્સલ્ય હોય છે તે જ એમને, ગુનેગાર ગણાવી અને ત્રાસરૂપ નીવડેલી દુર્દૈવી કોમોની સેવા કરવાને પ્રેરે છે.

સેવા કરવાની આ વૃત્તિ સાથે લઈને જ તેઓ જન્મ્યા લાગે છે, પણ એ સેવા કરવાની આવડત અથવા કુનેહ તો એમનામાં અનુભવે આવી છે. આ બાબતમાં એમનું આત્મપરીક્ષણ એટલું ઉગ્ર છે, કે સેવાભાવમાં 'પરોપકાર' બુદ્ધિનું મિશ્રણ થવાથી પણ સેવાભાવ મેલો થઈ શકે છે એ પણ તેઓ જોઈ શક્યા છે.

એમની તત્ત્વનિષ્ઠા અને નિ:સ્વાર્થ સેવાભાવ જોઈને સત્તાના પ્રતિનિધિ સરકારી અમલદારો એમની કદર કરવા લાગ્યા, એમની સૂચનાને માન આપી ગરીબોને ન્યાયની તેમ જ નાણાંની અને સગવડોની રાહત આપવા લાગ્યા. મહારાજ એમાં તણાયા પણ એમની અંતર્મુખ જાગરૂકતાને એમાં આવતા દોષો પારખતાં વાર ન લાગી. રાહતકાર્ય એ ચારિત્ર્ય-સંગઠન માટે પાંગળું સાધન છે એ એમણે જોઈ લીધું; અને જોયું એટલે જાહેર પણ કર્યું. રાહતનું કામ છોડી દેવા જેટલું આધ્યાત્મિક આંધળાપણું એમનામાં નથી. પણ રાહતની કિંમત રાહત જેટલી જ છે, વધારે નથી એટલું એમણે જોઈ લીધું છે. ગરીબોનું દુ:ખનિવારણ કરવા માટે સ્વરાજ્ય સરકારની મદદ લેવા તેઓ તૈયાર થાય ખરા; પણ સત્ય અને સત્તાનો મેળ ખાઈ ન શકે એટલું તો એમના મનમાં વસી જ ગયું છે. ખડતલ જીવનને કારણે જળવાયેલી જાગરૂકતા એમની મુખ્ય મૂડી છે; અને તેથી તેઓ ઉચ્ચ કોટિના સેવક અને સાધક બન્યા છે.

એમને સંસ્કૃત કે અંગ્રેજી નહીં આવડતું હોય પણ કોઈ એમને અભણ માને તો તે ભૂલ છે. માણસના મનનું અને જીવનનું પૃથક્કરણ કરવાની કળા જેણે કેળવી છે અને સેવાને અર્થે એ કળા જે સફળતા સાથે વાપરી શકે છે એને અભણ ન જ કહી શકાય.

રવિશંકર મહારાજ જે ગામડિયા ભાષા બોલે છે તે એમણે કેળવેલી છે. પણ એમના વાક્યેવાક્યમાં એમનો શબ્દભંડોળ પ્રકટ થાય છે. એટલું જ નહીં પણ એમને શબ્દશક્તિનું ભાન છે એ પણ તરી આવે છે. સત્યનિષ્ઠા અને જીવનનિષ્ઠા જ્યાં હોય ત્યાં વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ એની મેળે ખીલવાનાં જ. મનુષ્ય-સ્વભાવનું અને સામાજિક પરિસ્થિતિનું આટલું ઊંડું જ્ઞાન જેને છે, તેની ભાષામાં

મનદુરસ્ત છે. એમનામાં અસાધારણ નમ્રતા હતી. પણ એ નમ્રતા પાછળ પોતાને વિશે કશો અણવિશ્વાસ દેખાતો ન હતો.

એમની સાથે વાતો શરૂ થઈ અને મેં જોયું કે શુદ્ધ જિજ્ઞાસાથી તેઓ જે પ્રશ્ન પૂછતા હતા, એ પ્રશ્નો પાછળ સારીસરખી સંસ્કારિતા અને સામાન્ય લોકોમાં હોય છે એના કરતાં ઘણી ઉપયુક્ત અને વિપુલ માહિતી એ ધરાવે છે. આર્યસમાજના સંસ્કારો તો તરત દેખાઈ આવતા, પણ કેટલાક આર્યસમાજીઓમાં જે સનાતની કટ્ટર 'સમાજી'પણું હોય છે તેનાથી તેઓ મુક્ત હતા. મેં એમને કહ્યું કે સનાતની વૃત્તિ ન છોડેલા લોકો જ્યારે આર્યસમાજી બને છે ત્યારે તેઓ વેદનો અર્થ કરતા સાયણાચાર્યને બદલે ઋષિ દયાનંદને પ્રમાણ માને છે એટલું જ. પણ અંધઅનુયાયિતા અને કટ્ટરપણું બંનેનું સરખું જ હોય છે. એક જણ 'ધર્મ-સિંધુ'ને કે 'રૂઢિ-સ્મૃતિ'ને માને છે તો બીજો 'સત્યાર્થપ્રકાશ'માં માને છે; પણ આંધળા અનુસરણમાં બંને સરખા જ સનાતની હોય છે. તમારામાં એ સનાતનીપણું હું નથી જોતો. તમે સાવ તાજા લાગો છો.

આમ રવિશંકર મહારાજની મારા પૂરતી શોધ મેં જાતે જ કરી. એ વાતને આજે પા સદી કરતાં વધારે વખત થયો હશે. આટલાં વરસોમાં અનેક વાર અનેક પ્રસંગે રવિશંકર મહારાજના પરિચયમાં આવ્યો છું અને હું જોઉં છું કે બુદ્ધિની, હૃદયની અને જીવનદૃષ્ટિની એમની તાજગી એવી ને એવી જ રહી છે. એટલું જ નહીં પણ કાંઈક વધી છે. નિઃસ્પૃહતા જાળવ્યા છતાં બધા પ્રત્યે સમભાવ અને મીઠાશ બતાવવાની કળામાં તો ગાંધીજી પછી એમનું જ સ્થાન છે. એમની સાથે કલાકો સુધી વાતો કરો અને વર્ષો સુધી એમના કામનું નિરીક્ષણ કરો, એમના મનમાં કોઈને વિશે કડવાશ કે શત્રુતા દેખાઈ આવે નહીં.

જ્યારે જ્યારે આનું કારણ મેં શોધ્યું છે, ત્યારે ત્યારે મને તો એ સફળતાના મૂળમાં એમની નિર્લોભતા, અપરિગ્રહ અને અનાસક્તિ દેખાયાં છે; અને લોકોને આશ્ચર્ય થશે, પણ મને તો લાગે જ છે કે એમની મીઠાશ પાછળ એમનું સાદું, કષ્ટ-સહિષ્ણુ, ખડતલ જીવન જ છે, જે લોકોનું ખડતલપણું જબરદસ્તીથી કેળવાયેલું હોય છે અને બરાબર પચેલું હોતું નથી, તેઓ તો પોતાની કદર કરવાને અર્થે પણ બીજા શિથિલ લોકો પ્રત્યે આકરા થઈ જાય છે. પણ જેમણે શીતળ ત્યાગ સાધ્યો છે, વૈતરું કરતાં જેમને આનંદ છૂટે છે અને પરિશ્રમી જીવન જેમને કષ્ટ જેવું લાગતું નથી તેઓ જ ચારિત્ર્યસિદ્ધિને કારણે, કેવળ ઉપરથી નહીં પણ હૃદયના ઊંડાણથી બધા પ્રત્યે મીઠાશ રાખી શકે છે—બતાવી શકે છે.

કેટલાક આધ્યાત્મિક સાધનામાં માનનારા લોકો બહુ જ કોમળ સ્વરે બોલે છે, દરેક બાબતમાં ઉદાર દૃષ્ટિએ જોવાનો આગ્રહ સેવે છે; પણ તેઓ નક્કર વસ્તુસ્થિતિને અડતા જ નથી, ઝઘડામાં ઊતરીને દબાયેલાઓનું પ્રત્યક્ષ ઉપરાણું લેવાનું તો દૂર જ રહ્યું. રવિશંકર મહારાજ એ કોટિના નથી, એમનો પુણ્યપ્રકોપ

જાગ્રત થઈ શકે છે. ગરીબોની વહારે તેઓ ધાઈ શકે છે. ઝઘડો વહોરી લઈ શકે છે. પણ એમની ઉચ્ચ ભૂમિકા નક્કર હોઈ પોતાની અનાસક્તિ દ્વારા જ તેઓ બધાનો આદર મેળવે છે. અળગા રહી પોતાની જાતને બચાવવી એ ખરી અનાસક્તિ નથી. પોતાનો સ્વાર્થ બાળી નાખી દુર્જનો પ્રત્યે પણ સમભાવ કેળવવો એ સાચી અનાસક્તિ છે, એ તેઓ જાણે છે; અને ગરીબો માટે ન્યાય અને રાહત મેળવવા પાછળ કેવળ નરી ન્યાયનિષ્ઠાથી પ્રેરિત થવાને બદલે પ્રેમ, બંધુતા અને માનવતાની નિષ્ઠાથી જ તેઓ સમાજસેવામાં પ્રવૃત્ત થયા છે; અથવા એમ જ કહેવું જોઈએ કે માતામાં પોતાનાં બાળકો પ્રત્યે જે અમર્યાદ વાત્સલ્ય હોય છે તે જ એમને, ગુનેગાર ગણાવી અને ત્રાસરૂપ નીવડેલી દુર્દૈવી કોમોની સેવા કરવાને પ્રેરે છે.

સેવા કરવાની આ વૃત્તિ સાથે લઈને જ તેઓ જન્મ્યા લાગે છે, પણ એ સેવા કરવાની આવડત અથવા કુનેહ તો એમનામાં અનુભવે આવી છે. આ બાબતમાં એમનું આત્મપરીક્ષણ એટલું ઉગ્ર છે, કે સેવાભાવમાં 'પરોપકાર' બુદ્ધિનું મિશ્રણ થવાથી પણ સેવાભાવ મેલો થઈ શકે છે એ પણ તેઓ જોઈ શક્યા છે.

એમની તત્ત્વનિષ્ઠા અને નિ:સ્વાર્થ સેવાભાવ જોઈને સત્તાના પ્રતિનિધિ સરકારી અમલદારો એમની કદર કરવા લાગ્યા, એમની સૂચનાને માન આપી ગરીબોને ન્યાયની તેમ જ નાણાંની અને સગવડોની રાહત આપવા લાગ્યા. મહારાજ એમાં તણાયા પણ એમની અંતર્મુખ જાગરૂકતાને એમાં આવતા દોષો પારખતાં વાર ન લાગી. રાહતકાર્ય એ ચારિત્ર્ય-સંગઠન માટે પાંગળું સાધન છે એ એમણે જોઈ લીધું; અને જોયું એટલે જાહેર પણ કર્યું. રાહતનું કામ છોડી દેવા જેટલું આધ્યાત્મિક આંધળાપણું એમનામાં નથી. પણ રાહતની કિંમત રાહત જેટલી જ છે, વધારે નથી એટલું એમણે જોઈ લીધું છે. ગરીબોનું દુ:ખનિવારણ કરવા માટે સ્વરાજ્ય સરકારની મદદ લેવા તેઓ તૈયાર થાય ખરા; પણ સત્ય અને સત્તાનો મેળ ખાઈ ન શકે એટલું તો એમના મનમાં વસી જ ગયું છે. ખડતલ જીવનને કારણે જળવાયેલી જાગરૂકતા એમની મુખ્ય મૂડી છે; અને તેથી તેઓ ઉચ્ચ કોટિના સેવક અને સાધક બન્યા છે.

એમને સંસ્કૃત કે અંગ્રેજી નહીં આવડતું હોય પણ કોઈ એમને અભણ માને તો તે ભૂલ છે. માણસના મનનું અને જીવનનું પૃથક્કરણ કરવાની કળા જેણે કેળવી છે અને સેવાને અર્થે એ કળા જે સફળતા સાથે વાપરી શકે છે એને અભણ ન જ કહી શકાય.

રવિશંકર મહારાજ જે ગામડિયા ભાષા બોલે છે તે એમણે કેળવેલી છે. પણ એમના વાક્યેવાક્યમાં એમનો શબ્દભંડોળ પ્રકટ થાય છે. એટલું જ નહીં પણ એમને શબ્દશક્તિનું ભાન છે એ પણ તરી આવે છે. સત્યનિષ્ઠા અને જીવનનિષ્ઠા જ્યાં હોય ત્યાં વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ એની મેળે ખીલવાનાં જ. મનુષ્ય-સ્વભાવનું અને સામાજિક પરિસ્થિતિનું આટલું ઊંડું જ્ઞાન જેને છે, તેની ભાષામાં

અને શૈલીમાં માર્દવ અને તેજસ્વિતા બંને આવ્યા વગર રહેવાનાં નથી.

આદર્શપાલનને અર્થે જે સંયમ કેળવવો પડે છે અને વહેવારની દૃષ્ટિએ ખુવાર થવું પડે છે, એનો અનુભવ જેને છે તેના મનમાં, જો અભિમાનનો પ્રવેશ ન થયો હોય તો સામાન્ય માણસની શિથિલતા પ્રત્યે અનુકંપા જ પેદા થવાની.

રવિશંકર મહારાજ વિશે અત્યાર સુધી ચાર ચોપડીઓ લખાઈ છે. મહારાજ થયા પહેલાં એ બબલભાઈએ લખેલી એમના પૂર્વચરિત્રની કથા છે તે અને રવિશંકર મહારાજ તેમ જ મહારાજની સાથે એ પુરાતન બૂચે લખેલી ચોપડીઓ મહારાજનાં સંસ્મરણો નોંધવાનું કામ જ મુખ્યત્વે કરે છે. મહારાજ વિશે અને એમનાં કાર્ય વિશે યથાર્થ કલ્પના આપતી મુખ્ય ચોપડી તે સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીની સમર્થ કલમે લખેલી માણસાઈના દીવા એ છે. એ ચોપડી વિશ્વસાહિત્યમાં સ્થાન પામશે એમ જે મેં એની પ્રસ્તાવનામાં લખ્યું છે એમાં જરાય અતિશયોક્તિ નથી. એનાં ત્રણ કારણો છે: આદિવાસીઓની પેઠે પાટણવાડિયા જેવી ગુનેગાર ગણાતી કોમો પ્રત્યે માનવજાતનું સમભાવયુક્ત ધ્યાન ગયું છે. બીજું કારણ પોતાના વિષયનું મહત્ત્વ બરાબર પારખી એને યોગ્ય શબ્દોમાં રજૂ કરતી ઝવેરચંદ મેઘાણીની પરિપકવ શૈલી એ છે; અને ત્રીજું અને મુખ્ય કારણ તો ગાંધીજી પાસેથી પ્રેરણા લઈ અને ઘાડગે જેવા સજ્જન પોલીસ અમલદાર પાસેથી ગુનેગારજાતિનું હૃદય પામવાની શક્તિ મેળવી, રવિશંકર મહારાજે જે ઉજ્જવળ માનવસેવા કરી છે એનો જોટો સહેજે મળી ન શકે; અને એ રસ્તે જ દુનિયાએ ગુનેગારજાતિના સવાલનો ઉકેલ આણવો રહ્યો એ છે. રવિશંકર મહારાજે કેવળ હિંદુસ્તાન આગળ નહીં પણ આજની દુનિયા આગળ એક ઉદાત્ત આદર્શ મૂક્યો છે જે ઝીલવા માટે આજની દુનિયા ભલે ધીમે ધીમે, પણ તૈયાર થતી જાય છે.

કોમ કોમ વચ્ચે બંધુતા સ્થાપન કરવી હોય અને જમાનાઓથી ઘર કરી બેઠેલા સામાજિક દોષો તેમ જ ભૂલભરેલા આદર્શો દૂર કરવા હોય, તો કઠોર ન્યાયનિષ્ઠા કરતાં પ્રેમાળ બંધુભાવ અને માતૃસહજ ક્ષમાવૃત્તિ જ કેળવવી જોઈએ. એમ કરીએ તો જ માણસ માણસ વચ્ચે, જાતિ જાતિ વચ્ચે, કોમ કોમ વચ્ચે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ભાઈચારો અથવા કૌટુમ્બિક ભાવ સ્થાપન થઈ શકશે. સત્ય અને અહિંસા દ્વારા જે માનવધર્મ સ્થાપન કરવા માટે ગાંધીજી આજન્મ અને આમરણ મથ્યા તે જ માનવધર્મનું પાલન કરવાનો સાચો માર્ગ રવિશંકર મહારાજે અજમાવી જોયો છે.

રોમના ઈતિહાસના પ્રારંભમાં સ્વદેશી સરકારની ભૂલો સામે ભોળી દબાયેલી પ્રજાના રક્ષક તરીકે Tribune નામના લોકો નિમાતા એનો ઉલ્લેખ છે. આપણે ત્યાં સ્વરાજના દિવસોમાં આવા 'ટ્રાયબ્યુન્સ'ની જરૂર ઉત્પન્ન થવાની. ફરક એટલો જ છે કે રવિશંકર મહારાજની લોકહિત-રક્ષક તરીકે નિમણૂક થવાની જરૂર નથી. એમની આજન્મ નિ:સ્વાર્થી સેવાએ જ એમની નિમણૂક કરી દીધી છે. સિંહને જંગલનો રાજા થવા માટે અભિષેકની જરૂર રહેતી નથી, એ જૂની સંસ્કૃત

કહેવતને તોલે આવે એવી નવી કહેવત ચાલુ કરવી પડશે કે 'રવિશંકર મહારાજને નથી આપવી પડતી પદવી કે નથી કરવી પડતી એમની નિમણૂક કોઈ એક હોદ્દા પર.' ટૂંકમાં કહીશું કે 'રવિશંકર જેવા એની મેળે જ મહારાજ થાય છે.' આજે ગુજરાતમાં 'મહારાજ એટલે રવિશંકર' એવું સમીકરણ થઈ ગયું છે.

માણસાઈના દીવામાં પાટણવાડિયા કોમની પરિસ્થિતિ અને એમની મનોરચનાની ધરતી ઉપર રવિશંકર મહારાજનું વ્યક્તિત્વ કેમ દીપી ઊઠે છે, એ મધ્યકાલીન સૌરાષ્ટ્રના બહારવટિયા-યુગના આધુનિક ચારણ શ્રી ઝવેરચંદ મેઘાણીએ આબાદ રીતે બતાવ્યું છે; પણ રવિશંકર મહારાજનું જીવનકાર્ય સમજવા માટે તેટલું બસ ન હતું. ગાંધીયુગમાં કોંગ્રેસે સ્વરાજ્ય-પ્રાપ્તિને અર્થે જે ઝુંબેશ ઉઠાવી અને આખા દેશે, ગાંધીજીની પ્રેરણાથી જે સાંસ્કૃતિક જાગૃતિનું કાર્ય કર્યું તે ધરતી ઉપર ગુજરાતના જાહેર જીવનમાં રવિશંકર મહારાજ ક્યાં બેસે છે એ બતાવતું મહારાજનું એક સળંગસૂત્ર જીવનચરિત્ર લખવાની આવશ્યકતા હતી. એ કાર્ય રવિશંકર મહારાજ જેવા જ, પછાત અને અણઘડ કોમની સેવાને વરેલા શ્રી બબલભાઈને હાથે થયું એ ઘણા સંતોષની વાત છે. ગાંધીજીના સૌરાષ્ટ્રમાંથી જ જુગતરામભાઈ જેવા કે બબલભાઈ જેવા ભૂમિજન-સેવકો આપણને મળ્યા છે. એમને હાથે શ્રી રવિશંકર જેવા ગાંધીયુગના આર્ય પ્રતિનિધિનું ચરિત્ર લખાય અને એ સૌરાષ્ટ્રના સાહિત્યસ્વામીના લખાણ કરતાં ઊતરતું ન નીવડે એથી કોને આનંદ ન થાય? એક જુવાન સેવાવીર બીજા મુરબ્બી સેવાવીરની જ્યારે કદર કરે છે, ત્યારે એ ભાષાનો સંયમ વાપરવાનો જ. એ સંયમ આ ચરિત્રમાં વાક્યે વાક્યે દેખાય છે અને તેથી જ આ આખું બયાન સચોટ તેમ જ સમર્થ બન્યું છે.

એટલું તો કહેવું જ જોઈએ કે સંભાષણ-ચતુર રવિશંકર મહારાજ પાસેથી જ માહિતી મેળવીને આ ચારે ચોપડીઓ લખાઈ છે. એટલે ચરિત્રકારોને જે શ્રેય આપણે આપીએ છીએ એમાંનો અમુક ભાગ તો ચરિત્રનાયકના ખાતામાં જમે થાય છે.

ગાંધીયુગના સાહિત્યમાં એક કીમતી ઉમેરો કરવા માટે શ્રી બબલભાઈનું આપણે અભિનંદન કરીશું.

પાટણવાડિયા કોમના નવયુવકો વલ્લભ વિદ્યાલય જેવી સંસ્થામાંથી જ્યારે નવા સંસ્કારો મેળવશે અને પોતાની કોમ ઉપરની મધ્યયુગીન કાંચળી ઉતારી દેશે, ત્યારે પોતાની કોમના ઉદ્ધારક શ્રી રવિશંકર મહારાજ પ્રત્યે અસાધારણ કૃતજ્ઞતાની લાગણી અનુભવશે અને તે વખતે આ જીવનચરિત્રની તેઓ રામાયણ, મહાભારત કે બાઇબલના જેવી કદર કરશે; પણ દુનિયાના લોકો તો આજથી જ આ ચોપડીનું, એક પ્રેરક ગ્રંથ તરીકે સ્વાગત કરશે.*

* શ્રી બબલભાઈ મહેતાકૃત 'રવિશંકર મહારાજ'ની પ્રસ્તાવના. પ્રકાશક: કમલ પ્રકાશન મંદિર, કોચરબનો પહેલો ઢાળ, અમદાવાદ. (પૃ. ૪૩૯ + ૧૨ કિં.: રૂ. ૫–૫૦)

# ૨૯. ગુજરાતના મહારાજ

ગાંધીયુગમાં જે અનેક નિષ્ઠાવાન સેવક ગુજરાતમાં પેદા થયા એમનો પરિચય આખા ભારતને કદાચ ઓછો જ હશે. ઠક્કરબાપાને તો બધા ઓળખે જ છે. શ્રી મામા ફડકે, શ્રી જુગતરામ દવે, શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, શ્રી બબલભાઈ મહેતા, શ્રી પુરાતન બૂચ, શ્રી વણીકર આદિ લોકોની ઓળખાણ ગુજરાત બહારના લોકોને ઓછી જ છે. મારું માનવું છે કે આ લોકોની સેવા અને એમનું વ્યક્તિત્વ ઠક્કરબાપાથી ઓછાં નથી. ગાંધીજીએ જો ઠક્કરબાપા પાસેથી અખિલ ભારતીય કામ ન લીધું હોત તો તેઓ પણ આ લોકોની જેમ ભારત માટે અજ્ઞાત સેવક જ રહી જાત. કામનું વ્યાપક ક્ષેત્ર અને એની સાથે આવનારી પ્રતિષ્ઠા અથવા કીર્તિ દૈવાયત્ત હોય છે. મોટા લોકો સાથે સંપર્કમાં આવવાનું ભાગ્ય જેને મળે એમને બધા ઓળખે. જે લોકો જાણીજોઈને મર્યાદિત ક્ષેત્રમાં ઊંડું કામ કરવાનું પસંદ કરે છે એમની સેવા ભગવાનને ત્યાં તો નોંધાય જ છે અને જે ગરીબોની સેવા તેઓ કરે છે એમના આશીર્વાદ આવા લોકોને મળતા જ રહે છે. આ જ છે જીવનની કૃતાર્થતા.

મેં તો મારાં ઓળખીતાં નામો જ ઉપર લખ્યાં છે. એમના જેવા બીજા સેવકો ઘણા છે. પણ બધાનાં નામો આપવાનો અહીં ઉદ્દેશ નથી.

ગુજરાતના ગાંધીયુગના આવા અનેકાનેક સેવકોમાં શ્રી રવિશંકર મહારાજનું સ્થાન તદ્દન નોખું જ છે. સેવાધર્મની પ્રત્યક્ષ મૂર્તિ જ તેઓ છે. વિચારકોમાં એમનું સ્થાન કોઈથી પણ ઊતરતું નથી. એમના ચારિત્ર્યમાં નમ્રતા અને તેજસ્વિતા એકસાથે વસે છે. કષ્ટ સહન કરવામાં અને જોખમ વહોરવામાં, હું નથી ધારતો કે એમની તોલે બીજું કોઈ પણ આવી શકે.

આશ્ચર્યની વાત એ છે કે મુંબઈ રાજ્યની બહાર આપણા દેશમાં એમને બહુ ઓછા લોકો ઓળખે છે. પણ ચીનના લોકોએ એમને મહેમાન તરીકે પોતાને ત્યાં નોતરી, પોતાનું કાર્ય એમને દેખાડવામાં પરમ સંતોષ માન્યો.

રવિશંકર મહારાજ અંગ્રેજી નથી જાણતા પણ અંગ્રેજી જાણનારા લોકો કરતાં પણ આ દુનિયાને વધારે સારી રીતે ઓળખે છે.

રવિશંકર મહારાજનું પૂરું જીવનકાર્ય ગાંધીજી, શ્રી અબ્બાસ તૈયબજી અને સરદાર વલ્લભભાઈના નેતૃત્વમાં સત્યાગ્રહમાં જોડાવામાં અને બાકીનો સમય ગુનેગાર કોમના તોફાની લોકોની સેવા કરી એમનામાં જીવનપરિવર્તન કરાવવામાં વીત્યું છે.

હવે તેઓ વૃદ્ધ થયા છે. શરીરનું સ્વાસ્થ્ય પહેલાં જેવું રહ્યું નથી. તોપણ ભૂદાનના કામમાં અને ખાસ તો શાંતિસેનાના સંગઠનમાં તેઓ પરોવાયેલા છે.

ગુજરાતીમાં એમનાં અનેક જીવનચરિત્રો લખાયાં છે. હિંદીમાં એમનું જીવન-

ચરિત્ર અખિલ ભારત સર્વ સેવા સંઘ, રાજઘાટ, કાશીએ ગુજરાતના મહારાજને નામે પ્રકાશિત કર્યું છે.

જ્યારે જ્યારે ગુજરાતમાં સત્યાગ્રહ કરવાનો અથવા સરકારનો વિરોધ કરવાનો કોઈ પણ કાર્યક્રમ ગાંધીજી વિચારતા ત્યારે તેઓ ઘણુંખરું રવિશંકર મહારાજની સલાહ લેતા. સરદાર વલ્લભભાઈના તો મહારાજ જમણો હાથ જ હતા. હું નથી ધારતો કે સરદાર વલ્લભભાઈને એમના કરતાં વધારે નિષ્ઠાવાન કોઈ સાથી કોઈ વાર મળ્યા હોય.

એક પ્રસંગ મને યાદ છે. અમદાવાદ શહેરનું ગંદું પાણી જે ખેતરોમાં ફેલાવવામાં આવતું હતું, ત્યાંના ખેડૂતોની કંઈક ફરિયાદ હતી, જેને વિશે સરદાર વલ્લભભાઈ ન્યાય કરતા ન હતા. આખરે શ્રી રવિશંકર મહારાજ અને શ્રી નરહરિભાઈ બન્ને ગયા સરદાર પાસે અને સરદારને એમનો નિર્ણય બદલવા માટે ઘણું સમજાવ્યા. સરદારે માન્યું નહીં. ત્યારે રવિશંકર મહારાજનો પુણ્યપ્રકોપ પ્રગટી ઊઠયો. એમણે કહ્યું, “વલ્લભભાઈ, આજ સુધી તમારા કોઈ પણ કામનો મેં મનમાં પણ વિરોધ કર્યો નથી. તમારો વિરોધ કરવો મહાપાપ સમજું છું. પણ અહીં તો તમે ગરીબો પ્રત્યે ઘોર અન્યાય કરી રહ્યા છો. મારે કહેવું હતું તે કહી દીધું. હવે હું ચાલ્યો! જોઉં છું કે આ ગરીબો પ્રત્યે તમે શી રીતે અન્યાય કરો છો તે!”

મહારાજ ઊઠીને ચાલ્યા ગયા. વલ્લભભાઈ ચૂપ રહ્યા. પણ એમણે તરત પોતાનો આગલો હુકમ રદ કર્યો અને રવિશંકર મહારાજની મરજી મુજબ જ કર્યું.

રવિશંકર મહારાજનાં બે જીવનચરિત્રો ગુજરાતીમાં છપાયાં છે. એમને માટે મેં પ્રસ્તાવના લખી આપી છે. એવી એક પ્રસ્તાવનામાં મેં લખ્યું છે કે રવિશંકર મહારાજનું જીવનકાર્ય એટલું મહત્ત્વનું છે અને એમનું જીવનચરિત્ર* એટલી સુંદર ઢબે લખાયું છે કે એક દિવસે એ ચરિત્રને વિશ્વસાહિત્યમાં સ્થાન અવશ્યમેવ મળવાનું. મારી ભલામણ છે કે હિન્દી વાચકો ભારતના એક લોકોત્તર સેવકનું જીવનચરિત્ર અવશ્ય વાંચે અને સાહિત્ય અકાદમીને મારી ભલામણ છે કે આ ચોપડીનું ભાષાંતર ભારતની બધી જ ભાષાઓમાં કરાવે. અંગ્રેજીમાં પણ કરાવે જેથી બહારની દુનિયા પણ આ ચરિત્ર વાંચીને પાવન થઈ જાય.

૧૪-૭-૧૯૫૯

## ૩૦. ભણસાળીભાઈ

ભણસાળીભાઈ અને છગનલાલ જોશી મુંબઈ વિશ્વવિદ્યાલયમાં પ્રાધ્યાપક પૅટ્રિક ગેડિસ પાસે સમાજશાસ્ત્રનો ઉચ્ચ અભ્યાસ કરતા હતા. બંનેએ એ છોડી દઈ ગાંધીજી પાસે આવવાનું નક્કી કર્યું. શ્રી છગનભાઈ જોશીના મોટાભાઈ કલ્યાણજીભાઈ જોશીને હું ઓળખતો હતો. કેળવણી નામનું માસિક તેઓ ચલાવતા હતા. દ્વારકા તરફના કેળવણીકાર હતા.

---

* માણસાઈના દીવા નામની આ ચોપડી ઝવેરચંદ મેઘાણીએ લખી છે.

# ૨૯. ગુજરાતના મહારાજ

ગાંધીયુગમાં જે અનેક નિષ્ઠાવાન સેવક ગુજરાતમાં પેદા થયા એમનો પરિચય આખા ભારતને કદાચ ઓછો જ હશે. ઠક્કરબાપાને તો બધા ઓળખે જ છે. શ્રી મામા ફડકે, શ્રી જુગતરામ દવે, શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, શ્રી બબલભાઈ મહેતા, શ્રી પુરાતન બૂચ, શ્રી વણીકર આદિ લોકોની ઓળખાણ ગુજરાત બહારના લોકોને ઓછી જ છે. મારું માનવું છે કે આ લોકોની સેવા અને એમનું વ્યક્તિત્વ ઠક્કરબાપાથી ઓછાં નથી. ગાંધીજીએ જો ઠક્કરબાપા પાસેથી અખિલ ભારતીય કામ ન લીધું હોત તો તેઓ પણ આ લોકોની જેમ ભારત માટે અજ્ઞાત સેવક જ રહી જાત. કામનું વ્યાપક ક્ષેત્ર અને એની સાથે આવનારી પ્રતિષ્ઠા અથવા કીર્તિ દૈવાયત્ત હોય છે. મોટા લોકો સાથે સંપર્કમાં આવવાનું ભાગ્ય જેને મળે એમને બધા ઓળખે. જે લોકો જાણીજોઈને મર્યાદિત ક્ષેત્રમાં ઊંડું કામ કરવાનું પસંદ કરે છે એમની સેવા ભગવાનને ત્યાં તો નોંધાય જ છે અને જે ગરીબોની સેવા તેઓ કરે છે એમના આશીર્વાદ આવા લોકોને મળતા જ રહે છે. આ જ છે જીવનની કૃતાર્થતા.

મેં તો મારાં ઓળખીતાં નામો જ ઉપર લખ્યાં છે. એમના જેવા બીજા સેવકો ઘણા છે. પણ બધાનાં નામો આપવાનો અહીં ઉદ્દેશ નથી.

ગુજરાતના ગાંધીયુગના આવા અનેકાનેક સેવકોમાં શ્રી રવિશંકર મહારાજનું સ્થાન તદ્દન નોખું જ છે. સેવાધર્મની પ્રત્યક્ષ મૂર્તિ જ તેઓ છે. વિચારકોમાં એમનું સ્થાન કોઈથી પણ ઊતરતું નથી. એમના ચારિત્ર્યમાં નમ્રતા અને તેજસ્વિતા એકસાથે વસે છે. કષ્ટ સહન કરવામાં અને જોખમ વહોરવામાં, હું નથી ધારતો કે એમની તોલે બીજું કોઈ પણ આવી શકે.

આશ્ચર્યની વાત એ છે કે મુંબઈ રાજ્યની બહાર આપણા દેશમાં એમને બહુ ઓછા લોકો ઓળખે છે. પણ ચીનના લોકોએ એમને મહેમાન તરીકે પોતાને ત્યાં નોતરી, પોતાનું કાર્ય એમને દેખાડવામાં પરમ સંતોષ માન્યો.

રવિશંકર મહારાજ અંગ્રેજી નથી જાણતા પણ અંગ્રેજી જાણનારા લોકો કરતાં પણ આ દુનિયાને વધારે સારી રીતે ઓળખે છે.

રવિશંકર મહારાજનું પૂરું જીવનકાર્ય ગાંધીજી, શ્રી અબ્બાસ તૈયબજી અને સરદાર વલ્લભભાઈના નેતૃત્વમાં સત્યાગ્રહમાં જોડાવામાં અને બાકીનો સમય ગુનેગાર કોમના તોફાની લોકોની સેવા કરી એમનામાં જીવનપરિવર્તન કરાવવામાં વીત્યું છે.

હવે તેઓ વૃદ્ધ થયા છે. શરીરનું સ્વાસ્થ્ય પહેલાં જેવું રહ્યું નથી. તોપણ ભૂદાનના કામમાં અને ખાસ તો શાંતિસેનાના સંગઠનમાં તેઓ પરોવાયેલા છે.

ગુજરાતીમાં એમનાં અનેક જીવનચરિત્રો લખાયાં છે. હિંદીમાં એમનું જીવન-

ચરિત્ર અખિલ ભારત સર્વ સેવા સંઘ, રાજઘાટ, કાશીએ ગુજરાતના મહારાજને નામે પ્રકાશિત કર્યું છે.

જ્યારે જ્યારે ગુજરાતમાં સત્યાગ્રહ કરવાનો અથવા સરકારનો વિરોધ કરવાનો કોઈ પણ કાર્યક્રમ ગાંધીજી વિચારતા ત્યારે તેઓ ઘણુંખરું રવિશંકર મહારાજની સલાહ લેતા. સરદાર વલ્લભભાઈના તો મહારાજ જમણો હાથ જ હતા. હું નથી ધારતો કે સરદાર વલ્લભભાઈને એમના કરતાં વધારે નિષ્ઠાવાન કોઈ સાથી કોઈ વાર મળ્યા હોય.

એક પ્રસંગ મને યાદ છે. અમદાવાદ શહેરનું ગંદું પાણી જે ખેતરોમાં ફેલાવવામાં આવતું હતું, ત્યાંના ખેડૂતોની કંઈક ફરિયાદ હતી, જેને વિશે સરદાર વલ્લભભાઈ ન્યાય કરતા ન હતા. આખરે શ્રી રવિશંકર મહારાજ અને શ્રી નરહરિભાઈ બન્ને ગયા સરદાર પાસે અને સરદારને એમનો નિર્ણય બદલવા માટે ઘણું સમજાવ્યા. સરદારે માન્યું નહીં. ત્યારે રવિશંકર મહારાજનો પુણ્યપ્રકોપ પ્રગટી ઊઠયો. એમણે કહ્યું, "વલ્લભભાઈ, આજ સુધી તમારા કોઈ પણ કામનો મેં મનમાં પણ વિરોધ કર્યો નથી. તમારો વિરોધ કરવો મહાપાપ સમજું છું. પણ અહીં તો તમે ગરીબો પ્રત્યે ઘોર અન્યાય કરી રહ્યા છો. મારે કહેવું હતું તે કહી દીધું. હવે હું ચાલ્યો! જોઉં છું કે આ ગરીબો પ્રત્યે તમે શી રીતે અન્યાય કરો છો તે!"

મહારાજ ઊઠીને ચાલ્યા ગયા. વલ્લભભાઈ ચૂપ રહ્યા. પણ એમણે તરત પોતાનો આગલો હુકમ રદ કર્યો અને રવિશંકર મહારાજની મરજી મુજબ જ કર્યું.

રવિશંકર મહારાજનાં બે જીવનચરિત્રો ગુજરાતીમાં છપાયાં છે. એમને માટે મેં પ્રસ્તાવના લખી આપી છે. એવી એક પ્રસ્તાવનામાં મેં લખ્યું છે કે રવિશંકર મહારાજનું જીવનકાર્ય એટલું મહત્ત્વનું છે અને એમનું જીવનચરિત્ર* એટલી સુંદર ઢબે લખાયું છે કે એક દિવસે એ ચરિત્રને વિશ્વસાહિત્યમાં સ્થાન અવશ્યમેવ મળવાનું. મારી ભલામણ છે કે હિન્દી વાચકો ભારતના એક લોકોત્તર સેવકનું જીવનચરિત્ર અવશ્ય વાંચે અને સાહિત્ય અકાદમીને મારી ભલામણ છે કે આ ચોપડીનું ભાષાંતર ભારતની બધી જ ભાષાઓમાં કરાવે. અંગ્રેજીમાં પણ કરાવે જેથી બહારની દુનિયા પણ આ ચરિત્ર વાંચીને પાવન થઈ જાય.

૧૪–૭–૧૯૫૯

## ૩૦. ભણસાળીભાઈ

ભણસાળીભાઈ અને છગનલાલ જોશી મુંબઈ વિશ્વવિદ્યાલયમાં પ્રાધ્યાપક પૅટ્રિક ગેડિસ પાસે સમાજશાસ્ત્રનો ઉચ્ચ અભ્યાસ કરતા હતા. બંનેએ એ છોડી દઈ ગાંધીજી પાસે આવવાનું નક્કી કર્યું. શ્રી છગનભાઈ જોશીના મોટાભાઈ કલ્યાણજીભાઈ જોશીને હું ઓળખતો હતો. કેળવણી નામનું માસિક તેઓ ચલાવતા હતા. દ્વારકા તરફના કેળવણીકાર હતા.

* માણસાઈના દીવા નામની આ ચોપડી ઝવેરચંદ મેઘાણીએ લખી છે.

શ્રી ભણસાળીભાઈ વિલાયતમાં રહેનારા પ્રખ્યાત પંડિત શ્યામજી કૃષ્ણ વર્માના કોઈ સગામાં હતા. નાનપણથી મુંબઈના પારસીઓ વચ્ચે રહેલા પૂરા પશ્ચિમી રીતરિવાજના હતા. મારી રાષ્ટ્રીયતામાં ધાર્મિકતાની જે સહેજ ગંધ આવે છે તે એમને પસંદ ન હતી. ભણસાળીભાઈએ ગૂજરાત વિદ્યાપીઠમાં ભણવાનું શરૂ કર્યું. यंग इन्डियाનું પણ થોડુંક કામ કરતા હતા. ગાંધીજીના વિચારો સાથે એકરૂપ થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. જેલ પણ જઈ આવ્યા. એમની પાસે પૈસા સારા પ્રમાણમાં હતા. ગાંધીજીની રજા લઈ યુરોપમાં ફરી આવ્યા. દસ મહિના યુરોપમાં ફર્યા હશે. પોતાના મોટાભાઈની માંદગી અથવા મૃત્યુના સમાચાર સાંભળી યુરોપથી પાછા આવ્યા. ત્યાંની સંસ્કૃતિ, લોકોની રહેણીકરણી અને જીવનના આદર્શો વિશે ખૂબ જ નારાજ થઈને પાછા ફર્યા અને એમના જીવનમાં એકાએક જબરદસ્ત ક્રાન્તિ આવી. મોટાભાઈનાં બાળકોની કેળવણી ઇત્યાદિનો ભાર તો પોતે લઈ જ લીધો. પણ જોતજોતાંમાં કોઈ જૈન સાધુ પ્રમાણે રહેવા લાગ્યા. એક વાર આશ્રમમાં રહીને એમણે ઓગણપચાસ દિવસના ઉપવાસ કર્યા. પછી તો ખાનપાનના કડક નિયમ બનાવ્યા. વાહનમાં બેસવું નહીં, પગે ચાલીને જ મુસાફરી કરવી ઇત્યાદિ. આધ્યાત્મિક શોધ માટે આશ્રમ છોડીને ચાલ્યા ગયા. એ શોધના દિવસોનું વર્ણન અદ્‌ભુત અને રોમાંચક છે. કેટલા દિવસ તો લોખંડની પટ્ટીની લંગોટી પહેરતા હતા, કેટલાક દિવસ માટે પીતળના તારથી બંને હોઠ સીવી લીધા હતા જેથી મૌનનો ભંગ થાય જ નહીં. એક નળી દ્વારા લોટનું પાણી પીને જીવતા હતા. આબુના પહાડમાં અને જંગલોમાં ખૂબ ફર્યા. ફરતા ફરતા સૌરાષ્ટ્ર તરફ ગયા હશે. ત્યાં અકસ્માત્ મહાત્માજીને મળ્યા. તે દિવસોમાં મોઢું સીવેલું નહીં હોય. લીમડાનાં પાંદડાં અને કાચું અનાજ ખાઈને જીવતા હતા. ગાંધીજીને મળ્યા પછી વર્ધા આવવાનું નક્કી કર્યું. સૌરાષ્ટ્રથી વર્ધા સુધી ચાલીને જ આવ્યા.

વર્ધામાં ગાંધીજી મગનવાડીમાં રહેતા, ત્યાં આવી ભણસાળીભાઈ ગાંધીજી સાથે રહેવા લાગ્યા. તે વખતની બે વાતો આ લેખમાં આપવી છે. પછી જ્યારે ગાંધીજીએ અંગ્રેજોને ભારત છોડી ચાલ્યા જવાની નોટિસ આપી અને ભારતવ્યાપી આંદોલન ચલાવ્યું ત્યારે ભણસાળીભાઈ અનેક વાર જેલમાં ગયા. અનેક વાર એમણે ઉપવાસ કર્યા. સ્ત્રીજાતિ પર થયેલા અત્યાચારોથી ક્ષુબ્ધ થઈ એમણે જે ઉપવાસ આદર્યો એનો આખો ઇતિહાસ ભારતનાં બધાં છાપાંઓમાં છપાયો છે. ત્યારથી ભણસાળીભાઈને બધા લોકો યોગી ભણસાળીભાઈને નામે બોલાવે છે. પોતાના શરીર પર એમનો કાબૂ અદ્‌ભુત છે. ગમે તેટલા ઉપવાસ કર્યા પછી પણ લાંબી લાંબી પદયાત્રા તેઓ કરી શકે છે. ખાવાની અને ન ખાવાની એમની શક્તિ જોઈ મોટા મોટા ડૉક્ટરો પણ ચકિત થઈ જાય છે.

આજકાલ નાગપુર તરફ ટાકલી નામના ગામે તેઓ એક આશ્રમ ચલાવે છે.

મગનવાડીમાં ગાંધીજી સાથે રહેતા ત્યારે એક વાર ભણસાળીભાઈ માંદા પડ્યા.

ગાંધીજીએ કહ્યું કે હવે તમારે કાચું અનાજ છોડી દઈ રોટી અને દૂધ લેવાં જોઈએ. ભણસાળીભાઈ કહે, 'એ તો મારા વ્રતની વિરુદ્ધ થશે.' ગાંધીજીએ કહ્યું કે, વ્રતનો ભંગ કરવાની સલાહ તો હું નથી આપી શકતો, પણ કોઈ રસ્તો કાઢીશું.

ગાંધીજીએ ઘઉંના લોટને પાણીમાં મેળવી થોડો વખત રાખી મૂક્યો. પછી સોપારી જેવી ગોળીઓ બનાવી, આડણી-વેલણ લઈને રોટલીની જેમ પાતળી પાતળી કાચી રોટલીઓ વણી અને કડક તડકામાં ચાર-ચાર છ-છ કલાક રાખવાથી આ રોટલીઓ પાપડ જેવી બની ગઈ. ગાંધીજીએ ભણસાળીભાઈને આવી આતપ રોટલીઓ પર રાખ્યા. આ આહારની સારી અસર થઈ અને ભણસાળીભાઈ તગડા હૃષ્ટપુષ્ટ થઈ ગયા.

પોતાના સાથીઓનાં અથવા અનુયાયીનાં વ્રતોની રક્ષા કરીને એમની પરિચર્યા કરવાની આવી રીતો ગાંધીજીના અલૌકિક પ્રેમને જ સૂઝી શકે.

બીજો કિસ્સો કંઈક જુદી જાતનો છે.

ગાંધીજીએ બહુ જ પ્રેમથી ભણસાળીભાઈને સૂચવ્યું કે હવે નિયમિત રીતે થોડું કાંતવું સારું. ભણસાળીભાઈએ ઇન્કાર કર્યો. કહેવા લાગ્યા કે સાધનામય જીવનમાં આ વાત બેસતી નથી. હું ચરખો નહીં ચલાવું. કાંતીશ નહીં.

ગાંધીજીએ એમની સાથે ઘણી દલીલો કરી પણ ભણસાળીભાઈ એકના બે ન થયા. ગાંધીજી દુઃખી થયા, પણ કોઈના પર પણ જબરદસ્તી કરવી એ ગાંધીજીના સ્વભાવ અને સિદ્ધાન્તની વિરુદ્ધ હતું.

મગનવાડી આશ્રમમાં બધાને આશ્ચર્ય થયું. ગાંધીજીના આટલા મોટા ભક્ત ભણસાળીભાઈ કાંતવાની ના પાડે છે અને ગાંધીજી પણ એમને સમજાવી નથી શકતા.

થોડા દિવસ પછી મેં આ મામલો મારા હાથમાં લીધો અને થોડા જ દિવસોમાં ભણસાળીભાઈ કાંતવા તૈયાર થઈ ગયા.

શ્રી મહાદેવભાઈ દેસાઈ આશ્ચર્યચકિત થઈને મને પૂછવા લાગ્યા, “કાકા, આ તમે શો જાદુ કર્યો કે જ્યાં ગાંધીજીને પણ સફળતા ન મળી, તમારી વાત ભણસાળીભાઈ માની ગયા?”

મેં હસતાં હસતાં કહ્યું, “એવી પણ શક્તિઓ હોય છે જે મહાત્માઓ પાસે નહીં, પણ મારા જેવા અલ્પાત્માઓ પાસે હોય છે. ભણસાળીભાઈને સમજાવવા માટે મેં જે દલીલો કરી તે મહાત્માજી કોઈ કાળે કરી ન શકે. હવે હું તમને કહું છું કે ભણસાળીભાઈને મેં શું કહ્યું. પછી તમે જ કહેજો કે આવો યુક્તિવાદ બાપુજી કદી કરી શકે?” મેં કહ્યું,—

“ભણસાળીભાઈ, માની લીધું કે કાંતવાનું તમારા આજના સાધનાક્રમમાં બેસી નથી શકતું. ગરીબોની સેવા, રાષ્ટ્રધર્મ, અહિંસક અર્થશાસ્ત્ર વગેરે સિદ્ધાન્તોની ચર્ચા મારે નથી કરવી. હું તો એટલું જ કહીશ કે કાંતવાથી તમારી સાધનામાં કયું કયું અને કેટલું વિઘ્ન આવવાનું છે? તમે જેવા બાપુભક્ત છો તેવો હું પણ છું.

તેથી તમારું હૃદય ઓળખી શકું છું. તમે દેશ ખાતર નહીં, યુગધર્મ પાળવા ખાતર પણ નહીં, કેવળ બાપુજીનો રાજીપો મેળવવા કેમ ન કાંતો? મારી એક વાત યાદ રાખો કે જે દિવસે બાપુજી આ દુનિયામાં નહીં હોય ત્યારે જો તમને તમારી ભૂલ ધ્યાનમાં આવશે તો તમે પોક મૂકીને રડશો કે બાપુજીના જીવતાં મેં એમને એટલો સંતોષ કેમ ન આપ્યો? હું કેવો અભાગી કે એ પ્રેમમૂર્તિનું હૃદય સમજી ન શક્યો, એમના પ્રેમનો જવાબ ન આપી શક્યો અને નાનકડી હઠ કરીને એમની વાત ન માનવાનો ઘોર અપરાધ કરી બેઠો? હવે આખી દુનિયાનો કપાસ લઈને રાતદિવસ કાંતું તોપણ મારો અપરાધ ધોઈ નહીં શકું. ભણસાળીભાઈ, કલ્પાન્તિક વિલાપ કરીને પણ તમને શાંતિ નહીં મળી શકે, એનાથી તો બહેતર છે કે તમે કાંતવાનું શરૂ કરી દો."

ભણસાળીભાઈ તરત ઊઠીને કાંતવા લાગ્યા.

૩૦-૬-'૫૯

## ૩૧. ગાંધીવાદી નિગ્રો વીર

### રેo માર્ટિન લ્યૂથર કિંગ

"બની શકે છે કે નિગ્રોમાં જ કોક દિવસે સત્યાગ્રહની શક્તિ પ્રગટ થશે અને આત્મશક્તિના પ્રભાવ વડે આ જાતિ આખી દુનિયાને ચકિત કરશે." આવા આશયનું વચન ગાંધીજીના લખાણમાં મળી આવે છે. યુરોપ-અમેરિકાના ગોરા લોકો વિજ્ઞાન, યંત્રોદ્યોગ, અર્થસંગઠન અને વિશાળ આયોજન(organisation)ને બળે દુનિયા પર પોતાની અસર પાડે છે અને હવે અંદર અંદરની ઈર્ષ્યા-અસૂયાને લીધે લડાઈની તૈયારીઓ કરે છે. આત્મશક્તિમૂલક તપસ્યામૂલક સત્યાગ્રહનું સ્વરૂપ સમજવું એમને માટે મુશ્કેલ છે અને સમજે તોપણ એનો આધાર લેવાનું એમને સૂઝે નહીં. જે લોકો પીડિત છે, અમુક હદે અસહાય છે, પરાસ્ત છે તેઓ જ્યારે અન્તર્મુખ થાય છે ત્યારે આત્મશક્તિની શોધ કરી શકે છે અને નિરાશામાં આશાનો ઉદ્‌ભવ થતાં આત્મશક્તિનો પ્રયોગ પણ કરી શકે છે.

ભારતમાં આપણી સંખ્યા મોટી હતી. આપણે પોતાના દેશમાં જ હતા. રાજ્યકર્તા ગમે તેટલા બળવાન હો, મુઠ્ઠીભર જ અને તે પણ બહારથી આવેલા. એમની સામે આપણો સત્યાગ્રહ સફળ થયો એમાં કાંઈ જ આશ્ચર્ય નથી. પણ અમેરિકાના મૂળ આદિવાસી તો લગભગ નામશેષ થઈ ગયા છે. યુરોપથી આવેલા ગોરા લોકો બધી જ જમીનના માલિક બની બેઠા છે. પોતાની સગવડ માટે તેઓ આફ્રિકાના કાળા લોકોને ગુલામ બનાવીને લઈ આવ્યા. આ ગુલામોએ કલ્પનાતીત કષ્ટો સહન કર્યાં અને હવે એમને સ્વતંત્રતા સાથે નાગરિકતાના અધિકારો પણ મળી

ગયા છે. પણ એક દેશના નાગરિક હોવા છતાં, ગોરાઓના સમાજમાં કાળા લોકો ભળી નથી શકયા. આ નિગ્રો લોકોની ઉન્નતિ તો સારી થઈ રહી છે. કેળવણી, વેપાર, ઉદ્યોગ-હુન્નર, સરકારી નોકરી અને મિલ-મજૂરી—આ બધાં ક્ષેત્રોમાં એ લોકો દૃઢતાપૂર્વક આગળ વધી રહ્યા છે. પણ સામાજિક જીવનમાં એમને આજે પણ અલગ રાખવામાં આવે છે. અને એમની સ્થિતિ પણ અપમાનજનક છે. અમેરિકા(યુનાઈટેડ સ્ટેટ્સ)ના ઉત્તર વિભાગમાં નિગ્રો લોકોની સંખ્યા ઓછી છે. તેથી જ કદાચ એમની સ્થિતિ ત્યાં સારી છે. દક્ષિણી રાજ્યોમાં શેરડી, કપાસ આદિની ખેતીને લીધે મજૂરી માટે નિગ્રો ગુલામોની સહાયતા લીધી હોવાથી ત્યાં એમની સંખ્યા ઘણી વધારે છે અને ત્યાં જ એમને અછૂતો—અસ્પૃશ્યની જેમ રાખવામાં આવે છે. ગોરાઓની હોટેલોમાં આ લોકો પ્રવેશ ન કરી શકે. ગોરાઓની શાળાઓમાં કાળાં બાળકો ન જઈ શકે. શહેરની બસમાં ગોરા લોકો આગળની બેઠકો પર બેસે અને કાળા લોકોને પાછળ બેસવું પડે. ગોરો ઉતારુ આવે તો કાળાએ ઊઠીને પોતાની જગા ગોરાને આપવી પડે. આ રીતે ડગલે ને પગલે એમનું અપમાન થાય છે. 'કયૂ કલકસ કલૅન' નામની ગોરાઓની એક છૂપી સંસ્થા છે, એ લોકો ધાકધમકી આપી કાળાઓને દબાવે છે. જાતજાતના અત્યાચાર કરે છે અને કાયદાનું તથા નાગરિકતાનું અપમાન કરે છે. સારા સારા પ્રતિષ્ઠિત સજ્જનોને પણ 'કયૂ કલકસ કલૅન'થી ડરવું પડે છે. એની સામે થવાની કોઈ હિંમત કરે તો એને જીવનું જોખમ વહોરવું પડે. કારખાનાંઓમાં જ્યારે સારા દિવસો આવે, વધારે માલ બનાવવાની જરૂર હોય, ત્યારે નિગ્રો લોકોને કારખાનાંમાં નોકરી મળે છે. પણ જ્યારે માલનો ઉપાડ ઓછો થાય, કારખાનાંનું કામ ઘટાડવું પડે, ત્યારે સહુથી પહેલાં નિગ્રો મજૂરોને કાઢી મૂકે છે. બેકારીના શિકાર સર્વ પ્રથમ એ લોકો જ થાય છે. જ્યારે કોઈ પણ કારણે, ગોરા લોકો ચિડાઈ જાય ત્યારે કાયદાને કોરે મૂકી દઈ, ગોરાની ટોળાશાહી નિગ્રોને મારી પણ નાખે છે. આને 'લિંચિંગ' કહે છે. ગામના ખરાબ ગોરાઓ જ્યારે નક્કી કરે છે કે અમુક નિગ્રો દોષિત (ગુનેગાર) છે, તો એને કોરટમાં ન લઈ જતાં તેને મન ફાવે તેવી સજા કરે છે. આવા અત્યાચાર પહેલાં ઘણા થતા હતા. હવે ઓછા થયા છે, પણ ગોરાઓનો મિજાજ જ્યારે બગડી જાય છે ત્યારે દરેક જાતનો ભય (સંકટ) ઊભો થાય જ છે.

આવી કઠણ પરિસ્થિતિમાં પણ નિગ્રો જાતિ ધીરે ધીરે પોતાની ઉન્નતિ કરી રહી છે. એમણે પોતાનાં વિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયો સ્થાપ્યાં છે. નિગ્રો જાતિમાં સારા વિદ્વાન અધ્યાપક, લેખક, કવિ, ન્યાયશાસ્ત્રી અને ઉદ્યોગપતિ તૈયાર થવા લાગ્યા છે. પ્રભાવશાળી ધર્મોપદેશક, સંસ્થાપક, સંચાલક અને વક્તા પણ આ જાતિમાં હવે મળે છે. પોતાની જાતિના ઉદ્ધારનો પ્રયત્ન આ લોકોએ શરૂ કર્યો ત્યારે ગોરાઓ સાથે એમનો સંઘર્ષ વધી ગયો. સંઘર્ષમાં દરેક વાર હારી જવું એ

કોઈ પણ જાતિ માટે હિતકર નથી. જે લોકો ધર્મનું અધ્યયન કરે છે, ધર્મનીતિના સિદ્ધાન્ત પર વિશ્વાસ રાખે છે અને ઈશ્વર પર તથા તેમના નબી ઈસા મસીહ પર શ્રદ્ધા રાખે છે એમની આસ્તિકતાની, ધર્મશ્રદ્ધાની પૂરી કસોટી આવી હાલતમાં થાય છે. એમનું મનોમંથન તીવ્ર વેગે ચાલે છે—"શું ઈસા મસીહે કહ્યું તે બધું સાચું છે? કે પોલું અભિવચન છે? ઈસાએ કહ્યું, 'પ્રેમ કરો, શત્રુ પર પણ પ્રેમ કરો. બૂરાઈનો બદલો બૂરાઈથી ન વાળો. હિંસા ન કરો. જે નમ્ર છે, દીન છે, નિરુપદ્રવી છે એમનો જ અંતે વિજય છે.' આવા ઉદાત્ત વિચારો પર વિશ્વાસ તો તરત બેસે છે, પણ અનુભવ ઊંધો થવાથી શ્રદ્ધા ડગમગવા લાગે છે અને મન કહેવા માંડે છે કે આ બધો ઉપદેશ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના સંબંધ માટે ઠીક છે પણ જ્યારે એક જાતિનો બીજી જાતિ સાથે સંઘર્ષ થાય છે, જાતિ જાતિ વચ્ચે વૈમનસ્ય વધે છે, બે રાષ્ટ્ર વચ્ચે દુશ્મનાવટ જન્મે છે ત્યારે આ બધા નીતિનિયમો કામ નથી આવતા, ત્યાં તો જંગલનો કાનૂન જ સાચો લાગે છે." સહુ પ્રથમ તો ઈસા મસીહ જેવા નબીઓનાં વચનો પર વિશ્વાસ રાખવો, અધ્યાત્મશાસ્ત્રનો શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરવો અને પછી સંતવચન સાર્વભૌમ નથી, એ માન્યતા પર આવવું, એ માણસની નિષ્ઠાને ઠેસ પહોંચાડે છે, આસ્તિકતા અપમાનિત થાય છે, શ્રદ્ધામય જીવન તૂટી જાય છે અને માણસ અસ્વસ્થ થાય છે.

અમેરિકાના નિગ્રો લોકોના એક ધર્મોપદેશક નેતાની હાલત એવી જ થઈ. સાચો આસ્તિક હોવાથી એની અસ્વસ્થતા વધી ગઈ. આવી હાલતમાં એણે ગાંધીજીનું નામ સાંભળ્યું. એમની સત્યાગ્રહ-મીમાંસા એણે વાંચી. ભારતમાં ગાંધીજીએ સત્યના અને સત્યાગ્રહના જે પ્રયોગો કર્યા એની બધી માહિતી મેળવી અને એણે જોયું કે ઈસા મસીહની શિખામણ ખરેખર સાર્વભૌમ છે. ગાંધીજી જ સાચા ઈસાઈ છે, જોકે એમણે એ ધર્મની દીક્ષા લીધી નથી. ઈસા મસીહના ઉપદેશનો આ નવો અર્થ, આ નવું સ્વરૂપ ગાંધીજી પાસેથી પ્રાપ્ત થતાંવેંત આ નવયુવકમાં નવું ચૈતન્ય પ્રગટ થયું અને એણે પોતાની જાતિને આ નવે માર્ગે વાળવાનો નિશ્ચય કર્યો અને બેત્રણ વરસની કઠણ તપશ્ચર્યાને અંતે એને સફળતા મળી. અને આખા અમેરિકાનું અને દુનિયાનું ધ્યાન એની તરફ આકર્ષાયું. નિગ્રો જાતિના આ અમેરિકી નેતાનું નામ છે રેવરંડ ડૉ. માર્ટિન લ્યૂથર કિંગ.

જ્યારે હું નિગ્રોનો સવાલ સમજવા માટે અમેરિકામાં ફરતો હતો ત્યારે, મૉન્ટગોમેરીમાં રેવરંડ કિંગને મળ્યો. બે દિવસ એમનો મહેમાન પણ રહ્યો. અને એમને તથા એમનાં ધર્મપત્નીને ભારત આવવાનો આગ્રહ પણ કર્યો. મેં કહ્યું, "ભારતમાં ફરીને અમારા ગુણદોષ બન્ને તમારે જોવા. સત્યાગ્રહ-આંદોલન પહેલાં સમાજમાં અનેક બદીઓ હતી. ગાંધીજીના પ્રયત્નથી અને સ્વરાજ્ય-પ્રાપ્તિના હેતુથી આખું રાષ્ટ્ર ઠીકઠીક ઊંચે આવ્યું. હિંસાનો આધાર લીધા વગર અમે સ્વતંત્ર થઈ ગયા. આઝાદી મળતાંવેંત એક જાતની કૃતાર્થતા, અલંબુદ્ધિ લોકોમાં આવી ગઈ

છે. નવી આઝાદીના નવા અધિકારોની લાલસા પણ લોકોમાં ઉત્પન્ન થઈ છે. જૂની ઘણી કમજોરીઓ હવે પ્રગટ થઈ છે. આ બધું પણ જોવું જોઈએ અને આવી હાલતમાં શાન્તિપ્રેમી અહિંસામાર્ગી ભારત-હૃદય કેવું કામ કરે છે એ જ તમારે જોવાનું છે."

મૉન્ટગોમેરીના ગોરાઓની બસોના બહિષ્કારનું આંદોલન આમના નેતૃત્વમાં ૩૮૧ દિવસ કેવી રીતે ચાલ્યું અને એની દ્વારા નિગ્રો જાતિની તેજસ્વિતા, એમનો આત્મવિશ્વાસ કેમ વધ્યો, એનો ઈતિહાસ જાણવાલાયક છે.

૧૦ ફેબ્રુઆરી, ૧૯૫૯

## ૩૨. યુગ-પરિવર્તનકારી બલિદાન

જે માણસનું જીવ્યું કોઈને માટે અસહ્ય થઈ જાય છે ત્યારે એને મારી નાખવાનો રિવાજ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. તે એટલે સુધી કે ભાઈ ભાઈને પણ મારી નાખે છે. બાઈબલમાં એબલ અને કેનનું ઉદાહરણ બંધુહત્યા માટે હમેશાં આપવામાં આવે છે. (કહે છે કે બંધુહત્યા પણ થઈ શકે એવી કઠોરતાનો પ્રથમ આવિષ્કાર અને પ્રયોગ કેને કર્યો—પોતાના નાના ભાઈને મારીને. તેથી દુનિયામાં જ્યારે કોઈ પોતાના ભાઈને મારી નાખે છે ત્યારે એ પાપનો થોડોક ભાગ રૉયલ્ટી તરીકે કેનને મળે છે! કેમ કે આ ઘૃણાસ્પદ પાપનો પહેલો આવિષ્કાર કેને કર્યો હતો!)

રાજ્યના લોભથી દીકરાઓ પિતાનું ખૂન કરે છે. સામાજિક શરમથી બચવા માટે અવિવાહિત માતા પોતાના બાળકનું ખૂન કરે છે. દુનિયામાં ખૂનના અસંખ્ય પ્રકારો છે. સમાજદ્રોહી નીચ માણસનું ખૂન કરનારનાં વખાણ થાય છે. દેશના શત્રુને મારનારનો ઉત્સવ ઊજવવો રાષ્ટ્ર પોતાનું કર્તવ્ય માને છે. દરેક ખૂનમાં એક માનવહત્યા થાય છે. પણ બધાં જ ખૂનની કિંમત અથવા નિંદનીયતા એકસરખી નથી હોતી. ખરાબ ખૂનો પ્રત્યે પણ ઘૃણાનું પ્રમાણ વત્તુંઓછું હોય જ છે. આ થયો સામાજિક ઘૃણાનો હિસાબ. ખૂનના હેતુની તુલના કરીને એની નિંદનીયતાની માત્રા નક્કી થાય છે. જેનું ખૂન થાય છે તેનું રાષ્ટ્રીય, સામાજિક અને ધાર્મિક મહત્ત્વ જોઈને પણ ખૂનની નિંદનીયતા ઓછી કે વધારે કરાવવામાં આવે છે. આત્મરક્ષા માટે જો કોઈ બીજાનું ખૂન કરે તો એની નિંદા કોઈ કરતું નથી. નિર્દોષ બાળકનું ખૂન જ્યારે કોઈ નીચ માણસ હીન હેતુથી કરે છે ત્યારે લોકો કહે છે, એવા માણસને સો વાર ફાંસી દઈને પણ અમારી ચીડ શાંત થવાની નથી. લોકોનાં મન પર ખૂનની થતી અસરને હિસાબે પણ ખૂનની કિંમત અંકાતી હોય છે.

સજ્જનોનું ખૂન કરવાથી ખૂનીને કશો લાભ મળતો નથી. મળે તો એ મોંઘો પડે છે. તેથી સજ્જનોની હત્યા કરતાં મહાપાપી પણ ડરે છે. કાંઈ નહીં

તો એને સંકોચ તો થાય જ છે.

દરેક ખૂનની આધ્યાત્મિક અસર પણ ઓછી કે વધારે થાય છે, જેનો હિસાબ આપણે કરી નથી શકતા. પણ જે લોકો હિંસામાં માને છે, યુદ્ધમાં અથવા ન્યાયાલય દ્વારા વિરોધીઓનું અથવા ગુનેગારોનું ખૂન કરવા જે તૈયાર છે એવા સામાન્ય લોકોનું ખૂન અલગ કોટિનું અને જે લોકો પૂર્ણ અહિંસાવાદી છે, કોઈનું બૂરું ઇચ્છતા જ નથી, પોતાનું નુકસાન કરે તોપણ બદલો લેવાનો વિચાર જેમના મનમાં ઊઠતો જ નથી, એવા અહિંસામૂર્તિ લોકો અલગ જ કોટિના છે. એવા અહિંસામૂર્તિ મહાત્માઓનું જો ખૂન થાય તો સમસ્ત માનવજાતિના હૃદયને જબરદસ્ત આઘાત થાય છે. અને જે કાર્ય માટે આવા અહિંસામૂર્તિ લોકો પોતાનું બલિદાન આપે છે, એ કાર્યનું માહાત્મ્ય એકાએક વધી જાય છે અને માનવજાતિની ધર્મભાવના પર, આધ્યાત્મિક ભાવના પર, ઊંડી અસર પડતી હોય છે.

આવા બલિદાનની અસરનું માપ ન ઇતિહાસ કાઢી શકે, ન ન્યાયશાસ્ત્રી કાઢી શકે. અહિંસામૂર્તિની હત્યા એટલી લોકવિલક્ષણ છે કે એમાંથી જાગ્રત થઈને જે આધ્યાત્મિક શક્તિઓ પોતાનું કામ કરવા લાગે છે એનો અનુભવ માણસજાતે કર્યો તો હોય છે, એનું માપ કાઢવું સહેલું નથી. કોઈ કોઈ વાર આવા બલિદાનની ભલીબૂરી અસર લોકો પૂરી માત્રામાં જોઈ શકે છે. કેટલીક વાર એ અસર પૂરી પ્રગટ થતી પણ નથી, પણ અસર થાય છે જરૂર. જાણકાર લોકો કહે છે કે આવી અજ્ઞાત અસરનું મહત્ત્વ જ સહુથી વધારે હોય છે.

ગ્રીસ(યુનાન)ના તત્ત્વજ્ઞોના પિતામહ સૉક્રેટિસને ઍથેન્સના લોકોએ મૃત્યુદંડ દીધો, અને પૅલેસ્ટાઈનના એક ધર્મમૂર્તિ, શ્રદ્ધા-ભક્તિ-મૂર્તિ યહૂદીને એ જ લોકોએ, રાજ્યકર્તાની મદદથી ક્રૂસ પર ચડાવ્યા. બન્ને પૂર્ણ રીતે નિર્દોષ હતા, માનવજાતિની ઉત્તમોત્તમ સેવા કરતા હતા. નિર્ભયતાપૂર્વક બન્નેએ મૃત્યુદંડનો સ્વીકાર કર્યો અને પોતાની પવિત્રતાને લગીરે આંચ ન આવવા દીધી. આજ સુધી માનવજાત બન્નેનાં બલિદાનોને યાદ કરે છે. પણ બન્નેનાં બલિદાનની અસર જુદી જુદી છે. સૉક્રેટિસને એક નિષ્પાપ મહાત્મા તરીકે લોકો યાદ કરે છે. પણ એમની પાછળ કોઈ ધર્મ કે પંથ ઊભો નથી થયો. માત્ર, સત્યને કાજે બલિદાન દેનારા એમના જ જેવા પ્રભાવશાળી લોકોની પરંપરા દુનિયામાં મળે છે ખરી. એમના બલિદાનની માત્ર કદર જ થાય છે એવું નથી, માણસજાતના સર્વમાન્ય નૈતિક આદર્શોમાં સુધારો થાય છે. અને આ જ છે બલિદાનનું સાચું સામર્થ્ય અને માહાત્મ્ય.

ઈસાના બલિદાનની પાછળ એક પંથ સ્થપાયો, જેનો પ્રભાવ આખી દુનિયા પર પડ્યો અને પડી રહ્યો છે. પ્રચાર વધે છે ધર્મસંસ્થાના સંગઠન-કૌશલ્યને લીધે અને પ્રભાવ વધે છે બલિદાનના આંતરિક બળને લીધે. સૉક્રેટિસના બલિદાનનો પ્રચાર કોઈ ધર્મસંસ્થા દ્વારા ન થયો તેથી શું થઈ ગયું? બલિદાનનો પ્રભાવ

તો દેખાય જ છે. પ્રચારને લીધે કોક કોક વાર પ્રભાવ વધે છે અને કોક કોક વાર ઘટે પણ છે. આની તપાસણી કરવાનું કામ સમાજશાસ્ત્રીઓનું છે.

આપણા દેશમાં બલિદાનની પરંપરા ઓછી નથી. પણ આપણાં પુરાણોએ એમનો અન્વયાર્થ જે ઢબે કર્યો એને કારણે બલિદાનની અસર જુદી જ રીતે થવા લાગી. એની ચર્ચા અહીં નહીં કરીએ. પ્રહ્લાદના બલિદાનની અસર વૈષ્ણવ ધર્મના વિસ્તારમાં દેખાય છે. હરિશ્ચન્દ્રના અથવા શિબિરાજાના બલિદાનની અસર પણ આપણે જોઈ શકીએ છીએ. શીખ લોકોના ગુરુઓએ જે પવિત્રતમ બલિદાન આપ્યું એની અદ્‌ભુત અસર આપણે સ્પષ્ટ રૂપે જોઈ શકીએ છીએ. ગુરુઓને નામે શિષ્યોનો એક સંપ્રદાય રચાયો, આ એક અદ્‌ભુત ઐતિહાસિક ઘટના છે જેની કદર કર્યા વગર છૂટકો જ નથી. પણ શિષ્યોનો એક સંપ્રદાય બની જવો એ કાંઈ બલિદાનનું સર્વોચ્ચ ફળ છે એમ માનવાની જરૂર નથી. બલિદાન દ્વારા તો સમાજનું, માનવસમસ્તનું ચારિત્ર્ય સુધરવું જોઈએ.

એક તરફ તો બલિદાન માટે તૈયાર એવા મહાત્માઓની સંખ્યા વધવી જોઈએ અને બીજી તરફ સમાજમાં એટલી વિચારશુદ્ધિ અને હૃદયશુદ્ધિ હોવી જોઈએ કે બલિદાન આપવાના અવસર જ ઓછા આવે.

માત્ર નોકરિયાત તરીકે નહીં, પણ પોતાના દેશના રક્ષણ ખાતર જે લોકો સ્વેચ્છાએ સેનામાં જોડાય છે અને યુદ્ધમાં ખૂબ બહાદુરીથી પોતાનું બલિદાન આપે છે, એમના બલિદાનની અસર રાષ્ટ્રના ચારિત્ર્ય પર થવાની જ. પણ એ અસર પણ જુદી છે. કેમ કે એ સૈનિક મારવા પણ તૈયાર હોય છે અને મરવા પણ.

પણ આત્માનો ઓછોવત્તો સાક્ષાત્કાર થયો હોવાને લીધે જે લોકો કોઈની પણ હિંસા ન કરે, મનથી કે હૃદયથી કોઈનું બૂરું ન ઇચ્છે, એવા આત્મવીરોના બલિદાનની કોટિ જ અનોખી છે. એની અસર પણ જુદી જાતની, ઊંડી અને દીર્ઘવ્યાપી હોય છે.

બલિદાનની દૃષ્ટિએ સૉક્રેટિસનું બલિદાન ઈસાના બલિદાનથી ઓછા મહત્ત્વનું ન હતું. ગાંધીજીએ સુક્રતુને જે નામ આપ્યું 'આત્મવીર', એ બધી રીતે યોગ્ય છે. પણ એની વિભૂતિ જુદી હતી. મનુષ્યહૃદયને જ્ઞાનની જે તેજસ્વિતા અને તટસ્થ અનાસક્તિ જોઈએ, એ બધી સુક્રતુ(સૉક્રેટિસ)માં હતી. એ એક જાતનો અતિવાદી (mystic) પણ હતો, પણ પૂરેપૂરો જ્ઞાનયોગી. તેથી એને નામે કોઈ પંથ ન ચાલ્યો. ઈસામાં શરણાગતિનો સર્વોચ્ચ ઉત્કર્ષ હતો, જે વસ્તુ દુર્બળ માનવ માટે અત્યંત આશ્વાસનરૂપ છે. (આવી શરણાગતિ જ્યારે ચરમ કોટિએ પહોંચે છે ત્યારે જ માણસ કહી શકે છે કે "મારા પિતા સાથે મારો પૂરો અભેદ છે.") આવી અનન્ય શરણાગતિને લીધે જ ઈસા પાછળ એક ધર્મપંથની સ્થાપના થઈ અને માનવહૃદયે એનું સ્વાગત કર્યું. અધ્યાત્મને સમજનારો સમાજ-વિજ્ઞાનશાસ્ત્રી તટસ્થ ભાવથી સૉક્રેટિસ અને ઈસાની એકસરખી કદર કરશે અને બંને વચ્ચે

તુલના કરવાનો ઈનકાર કરશે.

આપણા જમાનામાં એક અલૌકિક અહિંસામૂર્તિનું પ્રત્યક્ષ દર્શન કરવાનું અસાધારણ ભાગ્ય આપણને લાધ્યું. એમની અસર તળે આવેલા અહિંસા-ભક્તોની સંખ્યા ઓછી નથી. ગાંધીજીની પાછળ પાછળ ચાલનારા જીવનસાધક અનેકાનેક છે. આજે એમને કોઈ 'અપોસ્ટલ' નહીં કહે. પણ અધ્યાત્મક્ષેત્રમાં એમનું સ્થાન જરૂર છે.

પણ ગાંધીજીએ સત્ય અને અહિંસાની સાધના દ્વારા ક્ષાત્રતેજને સાત્ત્વિકતમ રૂપ આપીને સત્યાગ્રહનો જે આવિષ્કાર કર્યો, એનો રાષ્ટ્રવ્યાપી, માનવતાવ્યાપી પ્રયોગ કરનારો માણસ તો એક દબાયેલી જાતિના પ્રતિનિધિ તરીકે અમેરિકામાં જ પેદા થયો; જેનું નામ છે રેવરન્ડ માર્ટિન લ્યૂથર કિંગ(જુનિયર). એક અમેરિકી ધર્મપ્રચારકનો દીકરો, જેણે અદ્યતન કેળવણી મેળવીને પિતાના વ્યવસાયમાં પ્રવેશ કર્યો, આ છે એના જીવનની વ્યવહારુ બાજુ, પણ ઈશ્વરની યોજના?

આ માર્ટિન લ્યૂથર કિંગમાં આત્મશક્તિ જાગ્રત થઈ.

ગરીબ, અનાથ, અસહાય, દબાયેલા લોકોનું દર્દ જોઈને એને દૂર કરવાની પ્રેરણા કાં તો દાનશૂરોને થાય છે અથવા જીવનશૂરને. મહાત્મા ગાંધીજી અને રેવરન્ડ કિંગ બંનેમાં ક્ષાત્રતેજની પરાકાષ્ઠા હોવાથી બંનેને દુનિયાએ અંતિમ બલિદાનની તક આપી. તક આપવાનું શ્રેય દુનિયાને છે પણ એની પાછળ હાથ તો ઈતિહાસ-વિધાતા ભગવાનનો જ હોઈ શકે. દરેક સારો માણસ, સત્પુરુષ પોતાના જીવન દ્વારા સેવા કરે જ છે. શ્રેષ્ઠ પુરુષની સેવા ઉત્કટ હોય છે. પણ પોતાના મૃત્યુ દ્વારા પણ સેવા કરવાની તક કોઈ વિરલા મહાત્માઓને જ મળે છે. આપણા જમાનામાં જે સ્થાન ગાંધીજીએ મેળવ્યું તે જ સ્થાન એમના અનુયાયી અમેરિકી નિગ્રો, ઈસા-ભક્ત માર્ટિન લ્યૂથર કિંગે પણ મેળવ્યું. ઈતિહાસ માટે આ એક મહત્ત્વની જાગતિક ઘટના છે. ખરેખર રેવરન્ડ માર્ટિન લ્યૂથર કિંગમાં ઈસાને અને ગાંધીજીને પૂર્ણરૂપે સમજવાની શક્તિ હતી અને એમને રસ્તે ચાલવાની આત્મિક હિંમત પણ હતી. આપણા યુગના આ અપર (બીજા) ગાંધીને શ્રદ્ધાંજલિ અર્પણ કરતાં પરમ સંતોષ થાય છે.

માર્ટિન લ્યૂથર કિંગ વિશે આમતેમથી થોડુંઘણું સાંભળ્યું જ હતું. એમને વિશે વધારે જાણ્યું ભારતમાં જ અમારા અમેરિકી સ્નેહી દંપતી હૅરી નાઇલ્સ અને ખુશી નાઇલ્સ પાસેથી પછીથી. જ્યારે મને દક્ષિણ અમેરિકાના ઉત્તરના ભાગમાં જવાની તક સન ૧૯૫૯માં મળી ત્યારે યુનાઈટેડ સ્ટેટ્સમાં પણ થોડો વખત ફરવાનું આમંત્રણ નાઇલ્સ દંપતીએ અમને આપ્યું. અમે આગ્રહપૂર્વક માગી લીધું કે અમેરિકા જઈએ તો માર્ટિન લ્યૂથર કિંગને તો મળવું જ છે.

ટ્રિનિડાડ, બ્રિટિશ ગિયાના અને સુરીનામ (અથવા ડચ ગિયાના) આ ત્રણ દેશોમાં વસેલા ભારતીયોની પરિસ્થિતિ જોવા-સમજવા માટે હું અમેરિકા ગયો હતો. રસ્તામાં જમૈકા બેટમાં વસેલા ભારતીયોની પરિસ્થિતિ જોવા માટે બે દિવસ રોકાયો

હતો. આ મુખ્ય કામ પૂરું કરીને પછી અમેરિકા જોવા માટે હવાઈ જહાજ દ્વારા ફ્લોરિડા દ્વીપકલ્પની રાજધાની મિયામી પહોંચ્યો. યુનાઇટેડ સ્ટેટ્સના દક્ષિણી રાજ્યમાં નિગ્રોની હાલત કેવી છે એ પ્રત્યક્ષ જોઈને નિગ્રો સવાલનો અભ્યાસ મારે કરવો હતો.

મારી હિમાલયયાત્રા પહેલાં જ મેં નિગ્રો નેતા અને કેળવણીકાર બુકર ટી. વૉશિંગ્ટનનું જીવનચરિત્ર વાંચ્યું હતું. એના લખેલા બીજા ગ્રંથો અને નિગ્રો જાતિનો ઈતિહાસ પણ વાંચ્યો હતો. બુકર ટી. વૉશિંગ્ટનના શિક્ષાગુરુ જનરલ આર્મસ્ટ્રૉંગ અને એમની સંસ્થા હૅમ્પટન ઈન્સ્ટિટ્યૂટ વિશેનું બધું સાહિત્ય મેં વાંચ્યું હતું. અમેરિકામાં 'પ્રત્યક્ષ જીવન દ્વારા કેળવણી આપનારી નયી તાલીમ'ના આવિષ્કર્તા અને નિગ્રો જાતિના ઉદ્ધારક જનરલ આર્મસ્ટ્રૉંગ પ્રત્યે મારા મનમાં અત્યંત શ્રદ્ધા હતી જ. જનરલ આર્મસ્ટ્રૉંગની હૅમ્પટન ઈન્સ્ટિટ્યૂટ અને બુકર વૉશિંગ્ટનની ટસ્કેગી યુનિવર્સિટી વિશે પણ મને સારી માહિતી હતી. આ બધા વિશે મેં લખ્યું પણ હતું. તેથી મેં અમારા મિજબાન નાઇલ્સ દંપતીને લખ્યું હતું કે મારે અમેરિકામાં દેશદર્શન માટે ફરવું નથી. દેશદર્શનમાં જો નાયગરાનો ધોધ જોઈ શકું તો બસ છે. પણ અમેરિકામાં દક્ષિણથી ઉત્તર સુધી ફરીને મારે (અમેરિકાના હરિજન) નિગ્રોનો જ સવાલ સમજવો છે. તેથી બુકર વૉશિંગ્ટનની ટસ્કેગી યુનિવર્સિટી પણ જોવી છે અને માર્ટિન લ્યૂથર કિંગને મળવું પણ છે. નાઇલ્સ દંપતીએ, 'ક્વેકર' લોકોની મદદથી આ બધું ગોઠવી તો આપ્યું જ, પણ હૅરી નાઇલ્સ પોતે અમારી સાથે ફર્યા. એમને માટે એટલું જ કહીશ તો બસ છે કે જ્યારે અમે રેવરન્ડ કિંગને મળવા એમને ગામ — મૉન્ટગૉમેરી — પહોંચ્યા ત્યારે ભાઈ હૅરી નાઇલ્સ સીધા કિંગના રસોડામાં ગયા અને શ્રીમતી કૉરેટા કિંગને રસોઈમાં મદદ કરવા લાગ્યા. (અમારા હૅરી નાઇલ્સ બાલ્ટિમોરની એક ઘણી મોટી વીમા કંપનીના ડાયરેક્ટર છે. નિગ્રો જાતિના મિત્ર છે અને અહિંસાવાદી યુદ્ધ-વિરોધી 'ક્વેકર' તો છે જ.)

માર્ટિન લ્યૂથર કિંગ સાથેની મારી મુલાકાત ઔપચારિક નહોતી. મેં એમનું સાહિત્ય વાંચ્યું હતું. મૉન્ટગૉમેરીના બસોના બહિષ્કારવાળા વિખ્યાત સત્યાગ્રહ વિશે હું જાણતો હતો. મેં જોયું કે ગાંધીજીનું સાહિત્ય વાંચીને માર્ટિન લ્યૂથર એટલા તલ્લીન થયા હતા કે સત્યાગ્રહીઓ માટે એમણે જે નિયમો ઘડ્યા હતા અને સૂચનાઓ જાહેર કરી હતી, તે ગાંધીજીના એવા જ નિયમો અને સૂચનાઓ કરતાં કંઈક વધુ વ્યવસ્થિત અને અસરકારક હતી. રેવરંડ કિંગે મને કહ્યું કે મને મારા કામની મૂળ પ્રેરણા મળી ઈસા મસીહ પાસેથી પણ એ કામની તેજસ્વિતા અને ન્યાય માટે લડવાની સાત્ત્વિક રીત મને ગાંધીજી પાસેથી મળી છે. ત્યારે મેં કહ્યું કે સત્યાગ્રહ ચલાવવાની તમારી વ્યવસ્થા-શક્તિ તો અમેરિકી જ જણાય છે. ખરેખર આ ત્રિવેણી સંગમ છે.

સત્યાગ્રહના તંત્ર વિશેનું ગાંધી-સાહિત્ય એમણે પૂરું વાંચ્યું હતું અને પોતાની

ઢબે એનો ઉપયોગ પણ કર્યો હતો. એની ચર્ચા અમારે કરવી ન હતી. અમે બંને અહિંસાના અધ્યાત્મમાં ખૂબ ઊંડા ઊતર્યા. 'પ્રેમની પરાકાષ્ઠામાં સત્યાગ્રહ યુદ્ધનીતિનું સમર્થન' એ જ વિચારવિનિમયનો અમારો મુખ્ય વિષય હતો.

વચમાં એમણે કહ્યું, "તમે અમેરિકી જીવન જાણો છો. અહીંની સંસ્કૃતિ સાથે આપનો પરિચય છે, એ બધું ધ્યાનમાં રાખી મને સમજાવો કે ગાંધીજીના તત્ત્વ-જ્ઞાનમાં બ્રહ્મચર્યનો આટલો આગ્રહ શા માટે છે?" જવાબમાં મારે વેદાન્ત, બૌદ્ધદર્શન અને સંતમતમાં થોડું ઊતરવું પડ્યું. અને વહેવાર-કુશળ ગાંધીજીની વિચાર-પદ્ધતિ પણ સમજાવવી પડી. એની ચર્ચા મારે અહીં કરવી નથી. મારે એટલું જ બતાવવું છે કે રેવરંડ કિંગ પૂરેપૂરી પારમાર્થિકતાથી વિચાર કરતા હતા અને જે વાત ગળે ઊતરે એને તરત અમલમાં લાવવાની એમની જીવનસાધના પૂરી ઉત્કટ હતી.

હું જોઈ શક્યો કે રેવરંડ કિંગ એક સાચા પરમાર્થી અધ્યાત્મવીર છે. અને ઈશ્વર-કૃપાથી એમને સહધર્મચારિણી પણ સારી મળી છે જે પૂરા હૃદયથી, સેવા દ્વારા પતિને પૂરો સાથ આપી રહ્યાં છે. એમનું સંગીતનું જ્ઞાન પણ સેવામાં સારી મદદ કરે છે.

મેં બંનેને ભારત આવવાનું આમંત્રણ આપ્યું. અને ધન્યતા અનુભવી કે ઈસા અને ગાંધીજીનો ઉપદેશ અમલમાં મૂકનારી એક તેજસ્વી વ્યક્તિનો પરિચય થયો. એ લોકો ભારત આવ્યાં અને બેત્રણ મહિના સર્વત્ર ફર્યાં. એની અસર સારી થઈ.

દુનિયાના લોકોની રીત — તરીકો છે કે એ સમર્થ પુરુષોનું અને મહાત્માઓનું અનુસરણ કરવાને બદલે એમની પૂજા કરે છે, એમને વિશે અભિમાન રાખે છે અને એટલેથી સંતોષ માનીને પોતાનાં સામાન્ય જીવનમાં હમેશની જેમ રચ્યાંપચ્યાં રહે છે. તેથી મહાત્માઓનાં યુગકાર્યને માનવ-સંસ્કૃતિમાં દૃઢમૂલ થવા માટે સેંકડો વર્ષો લાગી જાય છે. માનવસ્વભાવ ગ્રહણશીલ અને ઉન્નતિશીલ છે ખરો, પણ પોતાની જૂની વાતો વખતસર છોડતો નથી. તેથી સમન્વય સુધી પહોંચતાં પહેલાં ઠીકઠીક સંઘર્ષ કરવો પડે છે અને બલિદાન પણ આપવું પડે છે. આવા સંઘર્ષને ઘટાડવો અને પ્રગતિના વેગને વધારવો એ એક માત્ર સાચો રસ્તો છે સત્યાગ્રહનો. જેનું અંતિમ રૂપ છે બલિદાન.

દુનિયાએ રેવરંડ કિંગની યોગ્યતા ઓળખી. દુનિયાના મનીષીઓએ એમને સર્વોચ્ચ નોબલ પ્રાઇઝ આપ્યું. અને માનવતામાં પોતાનું સ્થાન ન છોડનારી વાંશિક અહંતાએ એમનું બલિદાન લઈને રેવરંડ કિંગને યુગપુરુષનો ઇલકાબ આપી ગાંધીજીના સમકક્ષ બનાવ્યા.

અમને ખાતરી છે કે મહાત્મા ગાંધી અને રેવરંડ કિંગના બલિદાન પછી માનવજાતિ પહેલાં જેવી જ નહીં રહી શકે.

૧૫ મે, ૧૯૬૮

# શ્રદ્ધાંજલિ

સહુથી પહેલી મારી કોઈ ચોપડીનો અનુવાદ કોઈએ કર્યો હોય તો તે ચિ. સતીશે. 'ઓતરાતી દીવાલો'નું મરાઠી એણે વર્ષો પહેલાં કર્યું હતું.

મારી ઘણી ચોપડીઓનું ભાષાન્તર કરનારાઓમાં પહેલા ભાઈ જેઠાલાલ ગાંધી અને પછી રવીન્દ્ર કેળેકર છે જ. હમણાં હમણાં રવીન્દ્રે સંપાદેલી મારી એક ચોપડી અજમેરવાળા કૃષ્ણ બ્રધર્સે પ્રકાશિત કરી છે. તેની પ્રસ્તાવનામાં મેં કહ્યું છે: "મહિલાઓં કો સમય સમય પર દી હુઈ શ્રદ્ધાંજલિયાં યદિ હમારે રવીન્દ્ર એક કિતાબમેં લાતે તો બહેતર હોતા."

આ વાત ધ્યાનમાં લઈ, મારી સાથેની બહેનોએ આ ચોપડી તૈયાર કરી છે. ઠેકઠેકાણે પડેલા લેખો એકઠા કરી, નવ-દસ હિન્દી લેખોનું ગુજરાતી ભાષાંતર કરી, આખું મૅટર મારી આગળ મૂક્યું. એટલું સારું છે કે સ્ત્રીઓ વિશેના મારા આ લેખોનું સંપાદન, મારી સાથે રહી કામ કરનાર અને તેથી આત્મીય બનેલી બહેનોએ જ કર્યું છે. જ્યાં જરૂરનું લાગ્યું ત્યાં મારી પાસેથી થોડું થોડું નવું લખાવી લીધું પણ ખરું.

આ નવી ચોપડીનું સંપાદન હું કરત તો, મેં અત્યંત આદરપૂર્વક લખ્યા છતાં, મારી મા, બહેન કે પત્ની જેવાં સંબંધીઓ વિશેના લેખો હું પરિશિષ્ટમાં જ આપત. પણ જેમને હું દીકરીઓ ગણું છું તેઓ જો મારાં મા અને બહેન વિશેનું લખાણ સૌથી પ્રથમ આપવાનો આગ્રહ રાખે તો મારે એ માન્ય કર્યે જ છૂટકો.

સ્ત્રીજાતિનો મારો પરિચય મારા જન્મ પહેલાંનો જ. જેણે મને જન્મ આપ્યો તે માતાને આપેલી અંજલિથી આ ચોપડીનો પ્રારંભ થાય એમાં મને સંતોષ છે એ કબૂલ કર્યા વગર છૂટકો નથી.

છેક નાનપણથી હું માનતો આવ્યો છું કે માણસજાતે માતાઓની જેટલી કદર કરવી જોઈએ તેટલી કરી નથી. એક કારણ એ છે કે બાળકોને જન્મ આપવો, એમને સાચવવાં અને કેળવવાં, એ અત્યંત જરૂરી અને મહત્ત્વનું કામ સ્ત્રીઓને ભાગે કુદરતે જ રાખ્યું. તેથી કમાણી કરવી, લડાઈઓ લડવી, રાજ્યો ચલાવવાં વગેરે કામો પુરુષોને ભાગે જ આવ્યાં. બહેનોએ આ વાતનો સ્વીકાર પણ કર્યો. તેથી માનવ-સંસ્કૃતિનો પ્રારંભ જ પુરુષની પ્રધાનતાથી થયો.

પણ હવે આ સ્થિતિ રહી નથી.

ઝાંસીની રાણી લક્ષ્મીબાઈનું એક જ ઉદાહરણ બસ છે—એ સિદ્ધ કરવા માટે કે સ્ત્રીઓ ધારે તો લડાયક બહાદુરી પણ બતાવી શકે છે. રાજ્ય ચલાવવાની કુશળતા પ્રાચીનકાળથી આજ સુધી સ્ત્રીઓએ બતાવી જ છે. ઉદ્યોગ અથવા વિજ્ઞાનની કુશળતામાં પણ સ્ત્રીઓ પછાત રહી નથી.

એથી ઊલટું, સ્ત્રીઓમાં કેટલીક કુશળતા પુરુષો કરતાં વધારે કેળવાય છે. એનાં ઉદાહરણો દુનિયાના દરેક દેશમાંથી તારવી શકાય. આ ક્ષેત્ર અત્યાર સુધી ઉપેક્ષિત રહ્યું. એ બેદરકારી દૂર કરવા ખાતર હવે વિશેષ પ્રયત્નો થવા જોઈએ. તેના પ્રારંભ તરીકે આ ચોપડી વાચકો આગળ પ્રસન્નતાથી રજૂ કરું છું.

સન્નિધિ
રાજઘાટ, ન્યૂ દિલ્હી
૨૯–૧–'૭૭

કાકા કાલેલકર

## ૧. કેટલું બધું આપ્યું 'આઈ'એ મને!

સ્ત્રીચરિત્ર-કીર્તનમાળાનો જે ક્ષણે સંકલ્પ કર્યો તે જ ક્ષણે મારા મનમાં પોતાની મા વિશે લખવાનો જ વિચાર સૌથી પહેલાં આવવો જોઈતો હતો. પણ માણસ પોતાનાં નજીકનાં સગાંવહાલાંઓને પોતાના જ વ્યક્તિત્વનું એક અંગ સમજે એટલે સામાજિક જીવનમાં અવારનવાર જે સ્ત્રીઓ સાથે સંપર્કમાં આવ્યો તેમનાં જ નામો પ્રથમ ધ્યાનમાં આવવાનાં. અને તે પ્રમાણે આ માળા મેં શરૂ કરી. પછી જ્યારે એ કલ્પનાનો વધુ વિચાર કરવા લાગ્યો ત્યારે થયું, પોતાની મા, દાદી, બહેનો, ભાભીઓ વગેરેથી જ શરૂઆત કરવી જોઈતી હતી.

આ વિચારે મા વિશે અને એકની એક બહેન વિશે લખવાનો વિચાર કરું ત્યારે યાદ આવ્યું કે 'સ્ત્રીચરિત્રકીર્તનની દૃષ્ટિએ નહીં' પણ પોતાના જ જીવન વિશે લખતાં લખતાં મેં આવાં આત્મીયજનો વિશે ક્યારનું ઓછુંવત્તું લખ્યું જ છે. ત્યારે એ જ વસ્તુ આ નવી દૃષ્ટિએ કેમ ન રજૂ કરું? એની સૂચના મને અંદરથી મળી, અને એ પ્રમાણે પ્રારંભ કર્યો. એમાંયે ચિત્તવૃત્તિ બહિર્મુખ હોવાથી અથવા બાલ્યકાળનું જીવન સ્વાભાવિક ઢબે જ વિચાર કરતું હોવાથી મેં પ્રથમ મારી બહેન વિશે લખ્યું.

માએ મને જન્મ આપ્યો, નાનપણના સંસ્કારો આપ્યા અને આજે કહી શકું કે મારા સમસ્ત વ્યક્તિત્વનો પાયો જ એણે ઘડી આપ્યો. પણ નાનપણમાં મા તો જીવનદાતા. એને એક સ્ત્રી તરીકે ઓળખવા જેટલું અંતર પણ ધ્યાનમાં આવે નહીં; એટલે સ્ત્રી-જાતિના પ્રતિનિધિ તરીકે સૌથી પહેલાં ધ્યાનમાં આવ્યાં મારાં બહેન, જે ઉંમરે ઠીકઠીક મોટાં હોવાથી, પિયર આવે ત્યારે, માતાની પેઠે જ મારા ઉપર પ્રેમ કરે. એટલે પ્રથમ સ્મરણ થયું એ આક્કાનું. અને તેથી સ્મરણ-યાત્રામાંથી આક્કાવાળું પ્રકરણ હાથમાં લઈ મેં પ્રથમ મારાં બહેન વિશે લખી કાઢ્યું. હવે એ જ નાનપણનાં સંસ્મરણો હાથમાં લઈ આઈ (મા) વિશે લખવા માગું છું.

જે આઈએ મને જન્મ આપ્યો, દુનિયામાં સ્થાન આપ્યું, પેટમાં હતો ત્યારે પોતાના લોહીથી મને પોષણ આપ્યું, જન્મ્યા પછી પોતાના વાત્સલ્ય સાથે હૈયાનું દૂધ આપ્યું, એનું જ્યારે સ્મરણ કરું છું ત્યારે, તમામ સ્ત્રી-જાતિ કરતાં એ તો

નોખી જ છે, એ ભાવના સૌથી વધારે કામ કરે છે.

બાળકના મનમાં મા અને બાપ એ સૌથી વધારે મહત્ત્વનાં હોય છે. બન્નેનો વિચાર કરતાં સ્પષ્ટ જોઈ શકું છું કે મારા ઘડતરમાં પિતાજી પાસેથી મળેલા સંસ્કારો સહેજસાજ મોટપણના છે. નાનપણનું મારું ઘડતર પૂર્ણપણે 'આઈ' દ્વારા જ થયું છે. દુનિયાની બધી માતાઓને હું મા કહી શકું છું, પણ મારી પોતાની માને 'આઈ' એ ધ્વનિથી યાદ કરી શકું. બાળકને માટે એની આઈ એ જ એનું સર્વસ્વ હોય છે.

આપણે માણસના ચારિત્ર્યની વાતો કરીએ છીએ. ચારિત્ર્ય શબ્દમાં સામાજિક સદાચાર જ મુખ્ય હોય છે. જ્યારે મા પાસેથી મને જે મળ્યું એમાં ચારિત્ર્યનો સંપૂર્ણ અંશ હોવા છતાં બીજી અસંખ્ય વસ્તુઓ એમાં આવી જાય છે. એને માટે 'વ્યક્તિત્વ' શબ્દ જ વપરાય. વ્યક્તિત્વમાં ચારિત્ર્ય ઉપરાંત અનેક જાતના ગમાઅણગમા અને અભિરુચિના આગ્રહો પણ હોય છે. મને યાદ છે, એક અમુક વસ્તુ ખાતી વખતે મને જરા ન ગમી ત્યારે માએ કહ્યું, "ફરી ચાખી તો જો. એ સ્વાદ તને ગમવો જ જોઈએ." અને ખરેખર તે જ ક્ષણે એ સ્વાદ મને પૂરેપૂરો ગમવા લાગ્યો!

આ જાતના વ્યક્તિત્વના ઘડતરને હું કેવળ ચારિત્ર્યમાં ન મૂકી દઉં. ચારિત્ર્યમાં કેટલીયે વસ્તુ એવી હોય છે કે જે આપણને ઇષ્ટ હોય, પૂજનીય હોય, આપણી જીવનસાધનાનું એ પ્રધાન અંગ હોય અને છતાં આપણી ઇન્દ્રિયોને એ વહાલી ન બની હોય. એમને વિશે કાયમી આદર ગમે તેટલો ઊંડો હોય, પણ 'પ્રયત્નને અંતે' એ આપણા વ્યક્તિત્વનો એક ભાગ થઈ ગયેલો હોય છે. મારા તો ગમાઅણગમા ઘડવામાં પણ માએ ભાગ લાધો હતો!

અમારા ઘરમાં સ્વાભાવિક રીતે રાજ તો મારી માનું જ હોય, પણ મારાં દાદી ગમે તેટલાં અભણ, અસંસ્કારી, ઘરડાં અને થાકેલાં હોય, એમનો અધિકાર સર્વોપરી. નાનીમોટી અસંખ્ય વસ્તુઓમાં મા અને દાદીમા વચ્ચે મતભેદ થાય ત્યારે આઈનો અભિપ્રાય સાચો હોય તોપણ પોતાની સાસુ આગળ નમવું જ પડે. પણ આ સ્થિતિ ક્યાં સુધી ચાલે? કુટુંબમાં હું સૌથી નાનો. આઈએ આખું ઘર ચલાવતાં ચલાવતાં પોતાનો જન્મારો લગભગ પૂરો કરેલો, એટલે આઈ ઘર ચલાવે પોતાની ઢબે જ. મતભેદની ચર્ચા થાય ત્યારે પોતાના વિચાર સ્પષ્ટપણે રજૂ પણ કરે અને છતાં વિવેક ખાતર ઘરડી સાસુ આગળ નમ્રતા બતાવવી જ પડે. આ સ્થિતિ મારું બાળ-માનસ પણ સમજી ગયું હતું. સામાન્ય વાતોમાં પૌત્રો દાદી સાથે જે છૂટથી વાતો કરે અને લાડ પામે તે પ્રમાણે મારું ચાલતું હતું. પણ વચમાં આઈનો સંબંધ આવે એટલે મારે તટસ્થ રહેવું જોઈએ. એ જ આઈને ગમે, એટલું તો હું કહ્યા વગર સમજી ગયો હતો. નાની ઉંમરમાં આટલો વિવેક સમજી લેવો એ કાંઈ નાનીસૂની કેળવણી ન હતી.

અમારાં દાદી સૂક્ષ્મ વાતો, નાજુક વાતો, સમજી શકે એવાં હતાં જ નહીં, એટલે પોતાનો અણગમો સ્પષ્ટ શબ્દોમાં બોલી બતાવે અને પોતાની લાચારી સ્વીકારી શાંત થઈ જાય. હું મનમાં કહેતો કે દાદી કરતાં આઈનું મૌન કેટલું સરસ છે! એથી વધારે સમજવાની મારી ઉંમર હતી જ નહીં.

અમારા ઘરમાં નોકર મહાદુ અને એક નોકરાણી આખો વખત કામ કરે. મહાદુ તો ઘરમાં જ રહે અને ખાય. (પિતાશ્રી સરકારી નોકર એટલે એક પટાવાળો ઘરમાં હોય જ.) અને છતાં ઘણી વાર મેં આઈને ઘરની નોકરાણી સાથે બેસી દાળ, ઘઉં વગેરે દળતાં જોયેલાં છે. અમારા નાનપણમાં દરેક ઘરમાં ઘંટી તો હોય જ. મેં તો કેટલીયે વાર દળણું દળતી માના ખોળામાં માથું રાખીને એનાં ગીતો સાંભળ્યાં છે.

આઈનો આખા કુળની સામાજિક પ્રતિષ્ઠાનો ખ્યાલ મેં નાનપણથી જોયો હતો. લોકો કાલેલકર કુટુંબ વિશે સારું જ બોલે. અમારી ક્યાંયે ટીકા ન થાય એ વિશે માની ઈન્તેજારી હું સહેજે સમજી ગયો હતો. અને એ પ્રતિષ્ઠા કોઈ ઠેકાણે ઘવાય નહીં એટલું દરેક જણે જોવું જોઈએ એ પણ હું સમજી ગયો હતો. આઈ સાથે બપોરે એની બહેનપણીઓને ત્યાં ગયો હોઉં ત્યાં કશું મંગાય નહીં, ખાવાની વસ્તુ આપાતી હોય તો તે લેવા દોડાય નહીં, વગેરે ઝીણી ઝીણી વસ્તુઓ બહુ જ નાનપણથી હું શીખી ગયો હતો. એ બાબતમાં માનો આગ્રહ કેટલો કડક છે એનો ખ્યાલ હોવાથી પારકે ઘેર અમે બાળકો સામાન્ય વાતો કરતાં હોઈએ અથવા રમતાં હોઈએ તોયે માને શું ગમે, શું ન ગમે એના ખ્યાલ રાખવા જેટલી જાગરૂકતા મારામાં આવી ગઈ હતી અને મા પણ અમે ઘેર આવ્યા પછી મારા બોલવા-ચાલવામાં જે સારું હોય એની કદર કરે, અને ભૂલ થઈ હોય તો તે લોકોના ઘરમાં ન બતાવતાં, ઘેર આવ્યા પછી એકાંતમાં મને સમજાવે. લોકોના ઘરમાં મારું ખરાબ ન દેખાય એટલું આઈ સાચવે છે એ મારા ધ્યાનમાં સહેજસાજ આવી ગયું હતું.

એકલા હોઈએ ત્યારે આઈ અમને સદાચારના અને વિવેકના રીતસરના પાઠ પણ ભણાવે.

અમે જયારે કારવાર ગયા ત્યારે ત્યાંના લોકો બધા કોંકણી બોલે. પિતાશ્રીની ઑફિસમાં ઘણાખરા કારકુનો કાનડી અથવા અંગ્રેજીમાં બોલે. એ જોયા પછી હું સમજી ગયો કે મરાઠી અમારા ઘરની ખાનગી ભાષા છે. બહારના લોકો સમજે નહીં તેથી કોક વાર આઈ લોકોના દેખતાં પણ અમને મરાઠી ભાષામાં રીતસર વઢી શકતી. પણ તે વખતે એવા શબ્દો વાપરે જે કોંકણી લોકો સમજે નહીં. અને બોલવામાં અવાજ જરાયે ચઢે નહીં, જેથી કોઈને ખબર ન પડે કે મા અમને વઢે છે.

કોક કોક વાર આઈ મારી આગળ પોતાનું દુ:ખ જાહેર કરે. 'કેવે ઠેકાણે આવી પડ્યાં છીએ કે લોકો મરાઠી પણ સમજે નહીં! આપણું સામાજિક જીવન બહુ સંકુચિત થયું છે.'

સામાજિક જીવનમાં ન્યાત અને ધર્મની વાતો તો આવવાની જ. એમાં પછાત ન્યાતો વિશે અમારા મનમાં જે ઊતરતો અભિપ્રાય હોય તે તો 'અમને સ્વાભાવિક જ લાગે, પણ અમ ગૌડ બ્રાહ્મણો વિશે પૂના-સતારા તરફના દ્રાવિડ બ્રાહ્મણોની ન્યાતોમાં જે ઊતરતો ખ્યાલ છે તે જાણીને અમને માઠું લાગવું જોઈએ, એ પણ હું મા પાસેથી શીખ્યો હતો.

મારા પિતાશ્રી સરકારી અફસર હોવાથી એમને નોકરીને કારણે જ્યાં નિમણૂક થાય ત્યાં જઈને રહેવું પડતું. ઘરનાં બધાંને લઈને જવાય નહીં; એટલે પિતાશ્રી સાથે મોટે ભાગે મા અને હું જ જતાં. પરિણામે આઈની જાતજાતની સેવા કરવાની તક મને મળતી. પૂજા માટેનું પાણી નોકરોને હાથે કઢાવાય નહીં, એટલે પૂજા માટે કૂવાનું પાણી હું જ કાઢી આપતો. માના વાળ ઓળવા, નાહવામાં મદદ કરવી, એ પણ કામ મારું. એટલે મારે વિશે બોલતાં મા ઘણી વાર કહે, "દત્તુ, મારો દીકરો નથી પણ દીકરી છે; દીકરીથી પણ સહેજે ન થાય એટલી સેવા દત્તુ કરે છે. અને વાછરડાની પેઠે મારી પાછળ પાછળ ફરે છે."

ફક્ત જ્યારે જ્યારે દાદા (પિતાજી) અને આઈ વચ્ચે મતભેદ થાય ત્યારે ત્યારે અચૂક પિતાજીનો જ પક્ષ હું તાણતો, તેથી આઈ ઘણી વાર દુ:ખી થતી અને કહેતી, 'દુનિયામાં મારું કોઈ છે જ નહીં.' પણ આવો પક્ષપાત કરવાનું કારણ આઈએ શીખવેલી પિતૃભક્તિ જ હતી. એ એના ધ્યાનમાં આવતું નહોતું.

આમ બાળકોને કેળવવાની માની પદ્ધતિ પણ મજાની હતી. જ્યારે પડોશની બહેનો બપોરે વાતો કરવા મા પાસે આવે ત્યારે મા કહે, "મારા બધા છોકરાઓ સારા છે. કોઈને 'ચા' પીવાનું કે પાન ખાવાનું પણ વ્યસન નથી. કોઈને મોઢે ગાળ તો નીકળવાની જ નથી. મારા આ છોકરાઓ, બીજા છોકરાઓની પેઠે, બજારમાંથી ખાવાની ચીજો આણીને ખાતા નથી. અરે! તેઓ કોઈની પાસે કશું ઉધાર પણ લેતા નથી." એવાં વખાણ સાંભળતાં અમને સારું લાગતું, અને એ રીતે અમને સદાચારની દીક્ષા મળતી. છોકરાઓમાં સદાચારનો પ્રેમ ઉત્પન્ન કરવાની આ સુંદર યુક્તિ હતી.

એ રીતે મને મારા બધા કૌટુંબિક ધર્મો 'આઈ' પાસેથી જ મળ્યા. પિતૃભક્તિ, બંધુપ્રેમ, અતિથિસેવા, ગાય, બળદ, ભેંસ, કૂતરા, બિલાડી આદિ જાનવરો પ્રત્યેનો વાત્સલ્યભાવ — બધું જ મને મારી માએ જ શીખવાડ્યું, અને એ બધું પૂરી ઉત્કટતાથી. એક જ વાત સીધી રીતે મારા મન પર ઠસાવી ન શકી અને તે હતી માતૃભક્તિ. કુટુંબ પ્રત્યે પ્રેમ, કુળ-રીતિનું અભિમાન અને આદર, એ પણ મોટે ભાગે મારી મા પાસેથી જ મને મળ્યું, એમાંયે અતિથિ-અભ્યાગતોની સેવામાં પોતાની ખાનદાની, સામાજિક પ્રતિષ્ઠા જળવાય એ આઈનો ખાસ આગ્રહ. ભગવાનની સેવા કોરે મૂકી માતપિતાની જ સેવા કરનાર પંઢરપુરના ભક્ત પુંડરીક વિશે અનેક વાર મેં માને મોઢે સાંભળેલું.[1]

---

૧. (આઈ ના પુણ્યદિન, ૧૯–૬–'૭૫)

## ૨. ભાઈબહેનનો નિર્મળ અને ઉત્કટ પ્રેમ — આક્કા

જેમ આ વિશ્વને સર્જનાર અને ચલાવનાર ભગવાન હોય છે (પછી એને બ્રહ્મા કહો કે વિષ્ણુ કહો) તે પ્રમાણે દરેક ખાનદાન માટે એના કુળદેવતા હોય છે. દરેક ખાનદાન માટે અલગ અલગ કુળદેવતા હોવા જોઈએ એવું નથી. અનેક ખાનદાનો માટે એક જ કુળદેવતા હોઈ શકે. આવાં ખાનદાનોની અંદર બીજા સંબંધો ભલે ન હોય, પણ 'એ જ કુળદેવતા અમારા પણ છે અને તેમના પણ છે' એમ કહી બે કુળ વચ્ચે કાંઈક આત્મીયતા બંધાય છે એમ મેં જોયું છે.

અમારા કુળદેવતા તે ગોવાના મંગેશ મહારુદ્ર. એને જ નામે એ ગામને 'મંગેશી' કહે છે.

હવે મંગેશ એટલે શિવજી. એને જ મહારુદ્ર પણ કહે છે. પણ મંગેશ એટલે શિવજી એ નામ ક્યાંથી આવ્યું? એટલે લોકોએ એક વાર્તા જોડી કાઢી. સંકટમાં સપડાયેલા કોઈ ભક્ત 'ત્રાહિ માં ગિરીશ!' એમ બૂમ પાડી. એ ઉપરથી ભગવાનનું નામ પડયું 'માંગિરીશ.' એનું જ ટૂંકું રૂપ છે મંગેશ. (મારા પિતાશ્રી જ્યારે કાગળો લખે ત્યારે ઉપર 'માંગિરીશ પ્રસન્ન' લખે. બેસતા વર્ષે કુટુંબનો છેલ્લા વર્ષનો હેવાલ માંગિરીશને ઉદ્દેશીને લખેલા એક કાગળના રૂપમાં રહેતો.)

એટલે મારે મન મંગેશ એ જ અમારા કુળદેવ. હું પણ નાનપણમાં મારી પ્રાર્થનામાં મંગેશને જ ઉદ્દેશીને જે માગવું હોય તે માગતો.

અમે છ ભાઈઓ વચ્ચે ભગવાને એક જ બહેન આપેલી, અને તે પણ મારા નાનપણમાં જ એણે પાછી ખેંચી લીધી. કુળદેવની આ કંજૂસાઈ અને કઠોરતા હું કોઈ કાળે ભૂલ્યો નથી.

મારી એ એકમાત્ર વહાલી બહેન વિશે મેં 'સ્મરણયાત્રા'માં આક્કાવાળા પ્રકરણમાં લખ્યું જ છે. મને યાદ છે કે ગુજરાતના જાણીતા મુરબ્બી સાહિત્યકાર નરસિંહરાવ ભોળાનાથે એ આક્કાવાળું પ્રકરણ વાંચી એનાં ખૂબ વખાણ મારી આગળ કર્યાં હતાં, અને બહેનના પ્રેમ વિશે બોલતાં એમની આંખો ભીની થઈ હતી.

'મારી પોતાની એકની એક બહેન જીવતી ન હોવાથી મારું હૈયું કેમ ઝૂરતું રહે છે, અને એ જ કારણે નવી બહેનો મેળવતાં કેમ ફાવતું નથી,' એ મારી મુશ્કેલી એ લેખમાં મેં રજૂ કરી જ છે. આજે એ જ બહેન વિશે ભલે વધારે ન લખી શકતો હોઉં, પણ એ બહેનને મારી શ્રદ્ધાંજલિ અર્પણ ન કરું તો આ સ્ત્રીલેખમાળા અધૂરી જ રહેવાની.

આક્કાવાળા એ લેખમાં જે મેં નથી લખ્યું તેટલું જ અહીં મૂકવા માગું છું.

અમારા ઘરમાં આક્કા બધાની માનીતી અને મારે માટે મુરબ્બી જેવી. એટલે ઘરમાં જાણે એનું જ રાજ્ય ચાલતું. છેક નાનપણથી ભાઈઓ સાથે પૂર્ણ સ્વતંત્રતાથી

રહેલી હોવાથી અને ઘરમાં જ ઉત્તમ રીતે ભણેલી હોવાથી એની 'સાહિત્યપ્રીતિ અને સંસ્કારિતા' અમારા સમાજ માટે પણ અસાધારણ હતી. એણે પૌરાણિક સાહિત્ય વાંચેલું હતું, 'રામવિજય,' 'પાંડવપ્રતાપ,' 'હરિવિજય', 'સંતલીલામૃત' વગેરે મરાઠી ગ્રંથો એણે એટલી બધી વખતે લોકોને વાંચી સંભળાવેલા, કે લાંબા લાંબા ફકરા એને યાદ. યોગ્ય પ્રસંગે એ ફકરાઓ બોલી પોતાનું સંભાષણ આકર્ષક બનાવવાની, રસ અને બોધ બન્ને એકત્ર આપવાની કળા એણે અસાધારણ પ્રમાણમાં ખીલવેલી હતી. એટલે સાતારામાં હોય કે શાહપુરમાં હોય કેટલાયે લોકો એને મોઢે વાર્તાઓ સાંભળવા, કવિતાઓ સાંભળવા, અથવા કેવળ સંભાષણનો લાભ લેવા, આવે અને જાય. આટલા બધા લોકોની અંદર મારાં બહેન માનીતાં છે એમ જોઈ મારું બાળમાનસ અભિમાનથી ફુલાતું.

આગળ જતાં માને અને આક્કાને સાથે બેસી પોતાના હૃદયની વાતો કરતાં સાંભળવાની અને સમજવાની કાંઈક શક્તિ મારામાં જાગ્રત થઈ ત્યારે મારું એ અભિમાન એટલા જ ઉત્કટ દુ:ખમાં પરિણમ્યું. કારણ કહું:

એ જમાનાના રિવાજ પ્રમાણે, આક્કાને નાનપણમાં જ પરણાવી દીધી હશે. એ જમાનામાં દીકરીને પરણાવે ત્યારે એ ખાનદાન પૈસેટકે કેટલું સુખી છે, સમાજમાં કેટલું પ્રતિષ્ઠિત છે, એટલું જ જોવાનું હતું. બહુ બહુ તો દીકરી માટે સાસુ સારી છે કે નહીં એટલું જ જોવાતું. પતિ કેવો છે એની જાણે કોઈને પડી ન હતી. પતિ તબિયતે સારો છે કે નહીં એટલું જ જોવાતું. એના ભણતર વિશે કશી અપેક્ષા રખાતી નહીં.

આવી રીતે મારાં બહેન અવારનવાર સાસરે જાય. ફરી પિયર આવે. મહિના બે મહિના રહી ફરી સાસરે જાય. આવી સ્થિતિમાં મેં જોયું કે મારાં બહેન સાસરે બહુ જ દુ:ખી છે! સાસુ-સસરા કઠોર, અને પતિ તો બિલકુલ અસંસ્કારી. ઉત્તમ રીતે ભણેલી, બધી રીતે સંસ્કારી, સંભાષણ–ચતુર, અને સાહિત્ય-રસિક પત્નીની કદર કરવાનું એ ભાઈને જરાયે સૂઝે નહીં. સમાજમાં પોતાની પત્ની પ્રત્યે વિશેષ આદર છે એ જોઈને એ બળતો. પોતાનો અધિકાર બતાવવા માટે વગર કારણે પત્નીનું અપમાન પણ કરે. આ રીતે આક્કાનું દામ્પત્યજીવન નીરસ, કઠોર અને અપમાનભર્યું બન્યું હતું. એના પતિનું ચારિત્ર્ય કેવું હતું એ વિશે તો મેં નાનપણમાં કશું સાંભળ્યું હોય તોયે આટલી નાની ઉંમરમાં હું શું સમજી શકું?

મારા નાનપણમાં જ આક્કા ગુજરી ગયાં. કોક કોક વાર મારાં બા પોતાની એ માનીતી દીકરીને યાદ કરી કરીને રુવે અને એનું દામ્પત્યજીવન દુ:ખી હતું એની પણ વાતો કરે. ત્યારે કોક વખતે મામા કહે કે "એક રીતે સારું જ થયું કે એ ગઈ. નહીં તો આખો જન્મારો દુ:ખ અને અપમાનિત દશામાં રહેવું પડત. એમાંથી બિચારી છૂટી ગઈ."

આવો 'વિષાદયુક્ત સંતોષ' સ્વીકારતાં માનું હૈયું કેમ વલોવાતું હતું એ હું

જોઈ શકતો હતો.

પછી જ્યારે હું મોટો થયો, પરણ્યો, મા સાથે ઘરની બધી વાતો નિરાંતે ચર્ચવા લાગ્યો, ત્યારે મારાં બા કહે, "મારા છ દીકરાઓ માટે લોકોના ઘરની છ દીકરીઓ મેં મારા ઘરમાં આણી છે. એ બધીને હું મારી દીકરીઓ જ હોય એ રીતે રાખું છું કેમ કે મને મારી પોતાની દીકરીનું દામ્પત્યજીવન કેટલું દુ:ખી હતું એ યાદ આવે છે." મળવા આવનારા લોકો જ્યારે કોક કોક વાર સાસુ તરીકે મારી બાનાં વખાણ કરે ત્યારે મારાં બા અચૂક પોતાની દીકરીના દુ:ખમય દામ્પત્યજીવનને યાદ કરે. પછી પિતૃભક્તિ અને અમ નાના ભાઈઓને લખતાંવાંચતાં કરવાની એની ઇન્તેજારી એ બધી વસ્તુ મારાં બા ફરી ફરી યાદ કરે. એટલે મારા નાનપણનાં આક્કાનાં સંસ્મરણો કરતાં માને મોઢે સાંભળેલાં 'એનાં વિરહી સંસ્મરણો'ની વાત જ વધારે છે.

આજે જ્યારે કોઈ ભાઈને પોતાની બહેન પ્રત્યે બેદરકાર થયેલો જોઉં ત્યારે 'બહેનનો પ્રેમ અને એની પવિત્રતા' તરફ એનું ધ્યાન હું જરૂર ખેંચું છું.

હું માનું છું કે આપણા સમાજમાં બહેન પ્રત્યેનો પ્રેમ અને આદર પ્રયત્નપૂર્વક કેળવાય તો તો માતૃભક્તિ જેટલો જ આપણી સંસ્કારિતાનો એક મહત્ત્વનો ભાગ બની શકશે. માતૃભક્તિમાં આદરનો ભાગ વધારે હોય છે. કૃતજ્ઞતા હોય છે. અને આપણી સંસ્કૃતિના આદર્શ પ્રમાણે માણસ માતાની ભક્તિ કરે જ છે; પણ અત્યંત નિર્મળ, નિર્વિકારી અને પ્રેમપૂર્ણ સમાનતાનો સંબંધ તો બહેન સાથે જ કેળવાય છે, તેથી 'ભાઈબહેનના પ્રેમનો આદર્શ' આપણા ધર્મકારોએ, કવિઓએ, અને સમાજના નેતાઓએ વધારે ખીલવવો જોઈએ. ભવિષ્યના કૌટુંબિક જીવનની અને સામાજિક સંસ્કૃતિની એ ઉત્તમ સેવા થશે.

## ૩. "કાકી"—મારી સહધર્મચારિણી લક્ષ્મી

આજે હવે મારી જીવનસાથી વિશે લખું. એને બધા 'કાકી' કહેતા હતા. એનું પિયરનું નામ સુંદરા. અમે પરણ્યાં ત્યારે મારી માએ એનું નામ રાખ્યું લક્ષ્મી. કાકીનું અને એની માનું બન્નેનું પિયર શાહપુર બેલગામ જ.

અમે છ ભાઈઓ અને એક બહેન. હું સૌથી નાનો એટલે નાનપણથી ઘરના વાયુમંડળમાં બધા સાથે પૂરો ભળી શકતો હતો. મોટાભાઈઓ પરણ્યા. એમની પત્નીઓ આવી. એ ભાભીઓ મને ઘરના બાળક તરીકે નવડાવે-ખવડાવે, લાડ કરે અને ધમકાવે પણ ખરી. આ તો સૌથી મોટા બે ભાઈઓની પત્નીની વાત થઈ. ત્યાર પછી જે ભાઈઓ પરણ્યા, એમની પત્નીઓની ઉંમર મારાથી બહુ ભિન્ન નહીં, એટલે અમે ભાઈબહેનની પેઠે જ વાતો કરીએ.

મારા બધા ભાઈઓના પ્રમાણમાં હું જરા મોટી ઉંમરે પરણ્યો. તે વખતે હું

સોળસત્તર વર્ષનો હોઈશ. મારી પત્ની બાર-તેર વર્ષની. અમે પરણ્યાં પણ અમારા ગૃહસ્થાશ્રમ આ ઉંમરે શરૂ શી રીતે થાય? અમે પરણ્યાં ખરાં પણ પતિપત્ની એકબીજા સાથે વાતો પણ ન કરી શકીએ.

એમાંથી મેં એક રસ્તો કાઢ્યો. માતપિતાની હું ખૂબ સેવા કરતો. પરણ્યા પછી મારી પત્નીને પણ સાસુસસરાની સેવા કરવાની હોય. આવી સ્થિતિમાં માતપિતાની સેવાને અંગે કાંઈ સૂચના કરવાની હોય તો બધાના દેખતાં પત્નીને હું હુકમ કરું કે પિતાશ્રી નાહવા જવાના છે, એમનાં કપડાં તૈયાર રાખ, વગેરે. (આટલી પણ વાતો પતિપત્ની વચ્ચે થાય એવો રિવાજ ન હતો. એટલે બધા હસે. પણ એમણે જોયું કે માતપિતાની સેવા પૂરતી જ વાતો આ કરે છે, એટલે અમારી એટલી હિંમત હજમ થઈ ગઈ. આમાં પણ કાકી એક શબ્દ પણ ન બોલે. 'તમારા હુકમ પ્રમાણે કરીશ' એમ સમજાવવા પૂરતું માથું હલાવે.)

પછી જ્યારે કાકી ઉંમરલાયક થઈ અને અમારો ગૃહસ્થાશ્રમ (સહજીવન) શરૂ થયો ત્યારે બધું સહેલું થઈ ગયું.

પણ તે પહેલાંનો એક પ્રસંગ સહેજ નોંધવા જેવો છે. હુકમ કરું અને કાકી એ સ્વીકારે, પણ એને ખાતરી શી કે હું એને ચાહું છું?

એક દિવસે જમ્યા પછી એકને બદલે બે એલચી લઈ લીધી. એક મોઢામાં નાખી અને બીજી ફોલીને એના દાણા મારી ઓરડીમાં જતાં પહેલાં, એકાંત જોઈ કાકીના હાથમાં મૂકી દીધા અને ચાલ્યો ગયો. બોલવાપણું હતું જ નહીં.

ત્યાર પછી કાકીના મોઢા પર હું પ્રસન્નતા જોવા લાગ્યો. એક દિવસે આંગણામાં હું ખુરશી પર બેઠો હતો. આસપાસ કોઈ ન હતું. એ જોઈ મારી પત્નીએ ત્યાંથી જતાં જતાં હિંમતપૂર્વક કહ્યું, "પેલા એલચીના દાણાએ મને આપના પ્રેમની ખાતરી આપી. હવે જિંદગીમાં ભલે કેટલાંયે સંકટો આવે. મને એની પરવા નથી." આટલું કહીને એ નાસી ગઈ. જીવનમાં એનું આ પહેલવહેલું વાક્ય સાંભળેલું તેથી એ યાદ રહ્યું છે.

મારા પિતાશ્રીને અંગ્રેજ સરકારની નોકરીમાં કોક કોક વાર દેશી રાજાઓના રાજ્યમાં જવું પડતું. (રાજા નાનો હોય ત્યારે એનું રાજ બરાબર ચાલે છે કે નહીં એ જોવાની જવાબદારી અંગ્રેજ સરકારની. સરકાર મારા પિતાશ્રીને આવા દેશી રાજ્યના કારભાર વિશે રિપોર્ટ આપવા મોકલે. એટલે અમે પ્રતિષ્ઠિતપણે રાજધાનીઓમાં થોડા થોડા દિવસ ગાળીએ.

માતાપિતા સાથે હું અને કાકી પણ પ્રતિષ્ઠિત મહેમાન હોઈએ ત્યારે અમે રાજવાડા, મ્યુઝિયમ વગેરે જોવાલાયક સ્થળો ખાસ જોવા જઈએ, અને સાથીઓને દરેક વસ્તુનું મહત્ત્વ હું સમજાવું. એ સાંભળતાં કાકી બરાબર કેળવાય. આ તો ગૃહસ્થાશ્રમનો પ્રારંભ કરતાં પહેલાંની મોંઘી સગવડોની મેં વાત કરી. ગૃહસ્થજીવન ચાલુ કર્યા પછી અમે વિચાર-વિનિમય ખૂબ કરી શક્યાં. કાકીને ખાતરી થઈ કે

મારામાં પત્નીપ્રેમ ઉપરાંત સ્ત્રીજાતિ વિશે આદર પણ છે. વિચાર-વિનિમય કરતા જો મતભેદ દેખાઈ આવે તો એના અભિપ્રાયની હું કદર પણ કરતો.

હવે એક વિચિત્ર મુશ્કેલીની વાત કરું—અંગ્રેજ સરકાર સાથે અમારો મતભેદ વધ્યો અને અમે અસહકારી થયા તે પહેલાંની વાત છે.

દક્ષિણ આફ્રિકાથી કાયમને માટે ભારત પાછા આવી અહીંના જાહેરજીવનમાં ભાગ લેવાનું મહાત્મા ગાંધીએ નક્કી કર્યું, અને અહીં પોતાનો આશ્રમ એમણે કાઢ્યો. એમણે મને આશ્રમમાં રહેવાનું આમંત્રણ આપ્યું. એ પ્રમાણે હું આશ્રમમાં દાખલ થયો.

એ દિવસોમાં ગાંધીજીની અહિંસા પૂરતી આકરી થઈ ન હતી અને બ્રિટિશ સામ્રાજ્ય સાથે છૂટાછેડા કરવાનું પણ એમના મનમાં ઊગ્યું ન હતું. મતભેદ થાય ત્યારે ગાંધીજી લડે ખરા, પણ એમના મનમાં વિશ્વાસ હતો કે બ્રિટિશ સામ્રાજ્ય સરવાળે ભારતનું હિત જ કરશે. એ સામ્રાજ્ય પ્રત્યે વફાદાર રહીશું, ભારતનું સ્વમાન અને તેજસ્વિતા સાચવીને સામ્રાજ્યને મદદ પણ કરીશું, તો તેમાં આપણ-ને લાભ જ છે.'

હવે જ્યારે બ્રિટન અને જર્મની વચ્ચે યુદ્ધ જામ્યું ત્યારે અંગ્રેજોને ભારતની મદદની જરૂર જણાઈ. બ્રિટિશ વાઈસરૉયે દેશના અમુક નેતાઓને દિલ્હી બોલાવ્યા. એમાં ગાંધીજીને પણ આમંત્રણ હતું.

ગાંધીજીએ અંગ્રેજો વતી લડવા માટે દેશના તરુણો વચ્ચે રંગરૂટ ભરતી માટે પ્રયત્ન કરવાનું સ્વીકાર્યું, અને તેઓ આશ્રમમાં પાછા આવ્યા. એમણે વિચાર કર્યો કે રંગરૂટ ભરતી માટે આખા ભારતમાં પ્રયત્ન કરવાનો છે એની શરૂઆત ગુજરાત-માંથી જ કરવી જોઈએ. ગાંધીજી જાણતા હતા કે અંગ્રેજોના પક્ષમાં જર્મનોની વિરુદ્ધ લડવા માટે લોકોને તૈયાર કરવાનું સહેલું નથી. એમણે કહ્યું, "ગુજરાતનો પ્રચાર પણ આશ્રમમાંથી શરૂ થવો જોઈએ."

આમ લોકોને બોલાવી ગાંધીજીએ વાત કરી. આશ્રમની શાળાના આચાર્ય વિજ્ઞાનવેત્તા સાંકળચંદભાઈને બાપુજીએ પ્રથમ પૂછ્યું. જવાબ મળ્યો, "ના રે ભાઈ! આપણે તો વાણિયા. બંદૂક ઝાલવાનું કામ આપણું નહીં."

દુ:ખી થયેલા બાપુજીએ મારા તરફ નજર કરી મને પૂછ્યું. તે પહેલાં એમણે કહ્યું, "આ વખતે અંગ્રેજોને મદદ કરીએ તો એમનો આપણા વિશેનો અવિશ્વાસ દૂર થશે. સામ્રાજ્યમાં આપણી પ્રતિષ્ઠા વધશે. સ્વરાજ્ય મેળવવા માટે આ એક ઉત્તમ પગથિયું થશે."

મેં જવાબ વાળ્યો, "આપ દેશના એટલે અમારા બધાના નેતા છો. અમારા વતી આપ વચન આપી ચૂક્યા છો. એ વચન પાળવાનો જ અમારો ધર્મ છે. હું ફોજમાં દાખલ થવા તૈયાર છું. યુરોપની આ લડાઈમાં જરૂર ભાગ લઈશ."

મારી પાછળ અમારા નરહરિભાઈ પરીખ અને પૃથુ શુકલ કરીને એક યુવાન

કવિ, જે નવોસવો આશ્રમમાં દાખલ થયો હતો, એ બે જણ તૈયાર થયા.

આવડા મોટા આશ્રમમાં ત્રણ જ જણ તૈયાર થયા એ સંખ્યા ઉત્સાહવર્ધક ન હતી. પણ પ્રારંભ સારો થયો. આ વાત જ્યારે બધાને કાને પહોંચી ત્યારે કાકીનો પિત્તો ઊછળ્યો. કાકીએ બધાના સાંભળતાં પૂ. બાપુજીને કહ્યું, "કાકાસાહેબનો જીવ જોખમમાં કેમ નખાય એ હું કહેતી નથી. અંગ્રેજો સામે લડતાં એમના પ્રાણ જાય તોપણ હું રોવાની નથી. અને મારી ઢબે હું પણ લડાઈમાં દાખલ થાત."

"પણ જે અંગ્રેજ સામે લડવા માટે કાકાસાહેબે પોતાનું આખું જીવન અર્પણ કર્યું છે અને સ્વરાજ્યવાદી થયા છે એ જ કાકાસાહેબ અંગ્રેજો વતી એમના દુશ્મન જર્મનો સામે લડવા તૈયાર થઈ જાય એ હું કેમ ચૂપચાપ સાંભળી લઉં? ના, કાકાસાહેબ અંગ્રેજો વતી લડાઈમાં ન જ ઊતરે. મારો વિરોધ છે."

એ આખા પ્રકરણનો અંત કેમ થયો એ અહીં કહેવાની જરૂર નથી. દુનિયા જાણે જ છે. પણ મારે અહીં કાકીનો પરિચય આપવાનો છે. તેથી આટલી વિગતોમાં ઊતર્યો.

ગાંધીજીના આશ્રમમાં બે વિભાગ હતા: એક સંપૂર્ણ આશ્રમવાસીઓનો. એ બધા સાબરમતી નદી અને સરકારી રસ્તો બે વચ્ચેના વિભાગમાં રહેતા હતા. એમને આશ્રમના બધા નિયમો લાગુ પડતા હતા.

જ્યારે આશ્રમની શાળાના શિક્ષકો ગાંધીવિચારના ખરા, અને ગાંધીઢબની શાળા ચલાવવા માટે બંધાયેલા હતા. છતાં આશ્રમના અગિયાર આદર્શોથી તેઓ પૂરા બંધાયેલા ન હતા. માન્ય રાખે પણ યથાશક્તિ પાલન કરે.શ્રી મહાદેવભાઈ દેસાઈ શાળાના શિક્ષક નહીં. ગાંધીજીના સેક્રેટરી. પણ રહેતા હતા અમારા શિક્ષકનિવાસમાં.

મને પોતાને બ્રહ્મચર્યનો આદર્શ માન્ય હતો એટલે હું પેલી બાજુ રહી શકત. પણ હું શિક્ષકો જોડે આ બાજુ જ રહેતો. કાકીને બ્રહ્મચર્યનો આદર્શ માન્ય ન હતો, પણ મારી સાથે મારી ઢબે રહેવા તૈયાર હતી. એટલું જ નહીં, પણ સ્વામી આનંદ, બેલગામના પુંડલીકજી, સિંધી પ્રોફેસર કૃપાલાની, ચંદ્રશંકર શુકલ જેવા મારા સાથીઓ, બધાની એ ઉત્તમ સેવા કરતી. કૃપાલાનીનો ભત્રીજો નાનો ગિરધારી મારી સાથે રહે. એને તો કાકીએ પોતાનો જ દીકરો ગણેલો. આમ કાકીએ મને બધી રીતે સંતોષ આપ્યો.

જૂનો આદર્શ તોડીને અમે એકબીજાને જે સ્વતંત્રતા આપી હતી તેનો લાભ લઈ અમે અનેક વિષયોની ચર્ચા કરતાં હતાં. મતભેદો સ્પષ્ટ કરતાં સંકોચ નહીં. એ જ ખરું દામ્પત્યજીવન હતું. એમાં અમે સહજીવન માણ્યું, વિનોદ મેળવ્યો. એકબીજાને સ્વતંત્રતા આપવાથી કેટલો લાભ થાય છે અને જીવન-સમૃદ્ધિ કેવી કેળવાય છે એનો અનુભવ કર્યો. આખરે સન ૧૯૨૯માં કાકીનો સાબરમતી આશ્રમમાં જ દેહાન્ત થયો. (એનો જન્મ ૧૮૮૯માં એટલે ૪૦મે વર્ષે એનો

દેહાન્ત થયો.) તે વખતે હું ગાંધીજીની ગૂજરાત વિદ્યાપીઠ ચલાવતો હતો. અને કાકી આશ્રમમાં મહાદેવભાઈ દેસાઈને ત્યાં પૂરી આત્મીયતાથી રહેતી હતી.

અહીં જ નોંધી દઉં કે ઘણા દિવસ સુધી કાકી ગુજરાતી સમજી ન શકે. બોલે ક્યાંથી? એવી દશામાં બાપુજી અને કાકી વચ્ચે, દુભાષિયાનું કામ મહાદેવભાઈ કરતા હતા. અમારા જીવનમાં મહાદેવભાઈ પૂરેપૂરા ઓતપ્રોત થયેલા.

મારા આશ્રમજીવન સાથે પૂર્ણપણે ભળીને કાકીએ મને અને મારા સાથીઓનો સંતોષ આપ્યો. પણ આશ્રમજીવન એ એનો આદર્શ ન હતો. તેથી હું એને અવારનવાર પિયર જવા દેતો. એની મા પ્રત્યે આખા સમાજનો અત્યંત આદર, મારા મનમાં પણ એમને વિશે પૂજ્યભાવ. તેથી જ હું એમને ત્યાં જઈને રહું અથવા કાકી મહાદેવભાઈને ત્યાં જઈને રહે, એમાં અમને કશી મુશ્કેલી કે સંકોચ નડતો નહીં. અમારા બન્ને દીકરા અમારા સ્વતંત્ર મિજાજના વાતાવરણમાં ઊછરેલા. એમને માટે એ એક જાતની ઉત્તમ કેળવણી હતી, એમ ગણું છું.

## ૪. કુટુંબમાંથી સમાજ સુધી નવો સુધારો

જેઓ મારી સાથે વર્ષો સુધી રહ્યા છે અને જેમને સલાહસૂચના આપી એમના કામમાં દીર્ઘકાળ સુધી મેં રસ લીધો હતો, એવા લોકોને પણ, કેવળ મારી ઉંમરને કારણે, હવે હું ભૂલી જાઉં છું. એવી સ્થિતિમાં મારી એક સાળી ગંગા(અથવા ગંગુ)ને હું સાવ ભૂલી જાઉં તો આશ્ચર્ય શું? અને ખરેખર અવારનવારના ચિંતનમાં કે વાતચીતમાં પણ આજકાલ ગંગુનું મને સ્મરણ થયાનું યાદ નથી આવતું. એટલામાં પરમ દિવસે મારે સાસરેથી ચિ. દિલીપનો એક કાગળ આવ્યો. જેમાં દિલીપે લખ્યું હતું કે 'એની ફોઈનો દેહાન્ત થયો છે!'

સમાચાર તો સાંભળ્યા, પણ દિમાગ અને હૃદય સુધી એ પહોંચતાં થોડી વાર લાગી. પણ એકદમ યાદ આવ્યું કે મારાં પત્નીની આ નાની બહેન, નાનપણમાં અમારે ત્યાં આવીને રહી હતી. એનો સ્વભાવ અને ઉત્સાહ જોઈ મેં એને દીકરી તરીકે સ્વીકારી. અને ખરેખર જોતજોતામાં અમારો સંબંધ પિતા-પુત્રી જેવો બની ગયો. હું એને વાર્તા કહું. વચમાં વચમાં ભણાવું. એના વિકાસમાં રસ લઉં. મુસાફરીમાં એને સાથે રાખું. એ પણ છૂટથી જાતજાતના સવાલો મને પૂછે અને મારી સલાહ લે.

પછી જ્યારે એને પરણાવવાના દિવસો આવ્યા ત્યારે આટલી રસિક, સંસ્કારી અને નવી ઢબે કેળવાયેલી છોકરીને એને લાયક ઘર મળવું જોઈએ એની ચિંતા એનાં માબાપ કરવા લાગ્યાં.

હિંદુ સંસારમાં એ જમાનામાં કેવળ 'ભાવિ પતિ કેવો હશે' એટલું જ વિચારીને ચાલતું ન હતું. છોકરી પરણે છે એટલે એક આખા નવા કુટુંબને અપનાવે

છે. સાસુ, સસરા, દિયેર, નણંદ, જેઠ-જેઠાણી બધાં કેવાં છે એ બધું જોવાના એ દિવસો હતા.

'આની ચર્ચા દીકરી સાંભળે એ સારું નહીં' એટલો વિચાર તે દિવસોમાં ન હતો. (અથવા 'કોણ જાણે?' દીકરીના જ ભવિષ્યની અને એના જીવનની વાતો કેટલા પ્રેમથી અને ચિંતાથી કરીએ છીએ એ પરણવાલાયક થયેલી દીકરી સાંભળે એ બધી રીતે ઈષ્ટ જ છે? એમ તે વખતનાં માબાપોને થતું હશે.) એ ગમે તેમ હો, ઘરની ચર્ચા ઘરનાં બધાં સાંભળે એમાં કોઈને કશું કઠે એમ હતું નહીં.

ગંગુને થોડા નવા સંસ્કારો પણ મળ્યા હતા. માબાપને પોતાના વિશે ચિંતા કરતાં જોઈ સંકોચ છોડી એણે એક દિવસે કહ્યું, "શા માટે આટલી ચિંતા કરો છો? આપણો સમાજ જેવો છે તેવો છે. મને ગમે ત્યાં પરણાવી દોને! સુખી થવું કે દુઃખી થવું એ આખરે પોતાના જ હાથમાં હોય છે. સાસરિયાં ગમે તેવાં હોય; આપણને નભાવતાં આવડવું જોઈએ. હું માનું છું કે ઘરનું વાતાવરણ ગમે તેવું હોય તોપણ નભાવી શકીશ, અને આસપાસનાનું જીવન સુખી કરી શકીશ."

ગંગુની પીઢ વાત સાંભળી અને એનો આત્મવિશ્વાસ જાણી, મને ખરેખર સમાધાન થયું.

આ આખો પ્રસંગ એક વખતે મેં ચિ. સરોજને વર્ણવ્યો હતો. એ યાદ આવ્યો. કાલે જ એને મોઢે આ સાંભળી મને એ દિવસો ફરી યાદ આવ્યા. અને પછી ધીરે ધીરે ગંગુ અમારી સાથે રહેતી હતી એ દિવસો પણ ધીરે ધીરે યાદ આવવા લાગ્યા. પછી એવી દીકરી ખોયાનું દુઃખ પણ જાગ્રત થવા લાગ્યું.

એટલામાં મારા જૂના કાગળોમાંથી બીજો એક પ્રસંગ મારી આગળ આવ્યો. એ પ્રસંગ આપણી સામાજિક પરિસ્થિતિની દૃષ્ટિએ મહત્ત્વનો હોઈ એને વિશે જ જરા વિસ્તારથી લખવા માગું છું.

ગંગુ પરણી. એનો ઘરસંસાર ચાલ્યો. અવારનવાર એ મને મળતી તો હતી જ. પછી જ્યારે એ વિધવા થઈ ત્યારે રિવાજ પ્રમાણે એણે ચાંદલો કરવાનું છોડી દીધું. મેં કહ્યું, "એ બરાબર નથી. હું જાણું છું કે આપણે ત્યાં કુમારિકાઓ અને સધવાઓ જ ચાંદલો કરી શકે છે. વિધવા થઈ એટલે એનું 'સૌભાગ્ય' નષ્ટ થયું. પછી એનાથી ચાંદલો કરાય નહીં. પણ આપણે હવે નવી ઢબે વિચાર કરવો જોઈએ.

"પતિએ ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. પતિપત્નીમાં પરસ્પર નિષ્ઠા વધી. હવે પતિએ દેહ છોડયો તેથી કાંઈ પરસ્પર નિષ્ઠા ઓછી નથી થઈ. પતિએ દેહ છોડયો એટલે આપણે એ દેહનો પણ અંત આણ્યો, પણ પતિ તારા હૃદયમાં તો છે જ. અને એ ત્યાં છે ત્યાં સુધી તારું 'સૌભાગ્ય' કાયમ છે એમ જ હું માનવાનો. અને મારી સલાહ છે કે તારે રીતસર ચાંદલો કરતાં જ રહેવું."

ગંગુ નાનપણથી મારા વિચારો સાંભળતી આવેલી. એને મારી વાત ગળે ઊતરી. પણ એણે કહ્યું, "આપણો જૂનો રિવાજ હું તોડું તો મારી માને એ ગમે

દેહાન્ત થયો.) તે વખતે હું ગાંધીજીની ગૂજરાત વિદ્યાપીઠ ચલાવતો હતો. અને કાકી આશ્રમમાં મહાદેવભાઈ દેસાઈને ત્યાં પૂરી આત્મીયતાથી રહેતી હતી.

અહીં જ નોંધી દઉં કે ઘણા દિવસ સુધી કાકી ગુજરાતી સમજી ન શકે. બોલે ક્યાંથી? એવી દશામાં બાપુજી અને કાકી વચ્ચે, દુભાષિયાનું કામ મહાદેવભાઈ કરતા હતા. અમારા જીવનમાં મહાદેવભાઈ પૂરેપૂરા ઓતપ્રોત થયેલા.

મારા આશ્રમજીવન સાથે પૂર્ણપણે ભળીને કાકીએ મને અને મારા સાથીઓનો સંતોષ આપ્યો. પણ આશ્રમજીવન એ એનો આદર્શ ન હતો. તેથી હું એને અવારનવાર પિયર જવા દેતો. એની મા પ્રત્યે આખા સમાજનો અત્યંત આદર, મારા મનમાં પણ એમનેં વિશે પૂજ્યભાવ. તેથી જ હું એમને ત્યાં જઈને રહું અથવા કાકી મહાદેવભાઈને ત્યાં જઈને રહે, એમાં અમને કશી મુશ્કેલી કે સંકોચ નડતો નહીં. અમારા બન્ને દીકરા અમારા સ્વતંત્ર મિજાજના વાતાવરણમાં ઊછરેલા. એમને માટે એ એક જાતની ઉત્તમ કેળવણી હતી, એમ ગણું છું.

## ૪. કુટૂંબમાંથી સમાજ સુધી નવો સુધારો

જેઓ મારી સાથે વર્ષો સુધી રહ્યા છે અને જેમને સલાહસૂચના આપી એમના કામમાં દીર્ઘકાળ સુધી મેં રસ લીધો હતો, એવા લોકોને પણ, કેવળ મારી ઉંમરને કારણે, હવે હું ભૂલી જાઉં છું. એવી સ્થિતિમાં મારી એક સાળી ગંગા(અથવા ગંગુ)ને હું સાવ ભૂલી જાઉં તો આશ્ચર્ય શું? અને ખરેખર અવારનવારના ચિંતનમાં કે વાતચીતમાં પણ આજકાલ ગંગુનું મને સ્મરણ થયાનું યાદ નથી આવતું. એટલામાં પરમ દિવસે મારે સાસરેથી ચિ. દિલીપનો એક કાગળ આવ્યો. જેમાં દિલીપે લખ્યું હતું કે 'એની ફોઈનો દેહાન્ત થયો છે!'

સમાચાર તો સાંભળ્યા, પણ દિમાગ અને હૃદય સુધી એ પહોંચતાં થોડી વાર લાગી. પણ એકદમ યાદ આવ્યું કે મારાં પત્નીની આ નાની બહેન, નાનપણમાં અમારે ત્યાં આવીને રહી હતી. એનો સ્વભાવ અને ઉત્સાહ જોઈ મેં એને દીકરી તરીકે સ્વીકારી. અને ખરેખર જોતજોતામાં અમારો સંબંધ પિતા-પુત્રી જેવો બની ગયો. હું એને વાર્તા કહું. વચમાં વચમાં ભણાવું. એના વિકાસમાં રસ લઉં. મુસાફરીમાં એને સાથે રાખું. એ પણ છૂટથી જાતજાતના સવાલો મને પૂછે અને મારી સલાહ લે.

પછી જ્યારે એને પરણાવવાના દિવસો આવ્યા ત્યારે આટલી રસિક, સંસ્કારી અને નવી ઢબે કેળવાયેલી છોકરીને એને લાયક ઘર મળવું જોઈએ એની ચિંતા એનાં માબાપ કરવા લાગ્યાં.

હિંદુ સંસારમાં એ જમાનામાં કેવળ 'ભાવિ પતિ કેવો હશે' એટલું જ વિચારીને ચાલતું ન હતું. છોકરી પરણે છે એટલે એક આખા નવા કુટુંબને અપનાવે

બીજો પક્ષ કહે છે કે રાજકુમાર વર્ધમાને રાજકન્યા યશોદા સાથે લગ્ન કરવાનું જ કબૂલ ન કર્યું. વર્ધમાનનાં માબાપે લાંબા વખત સુધી યુવાન પુત્રને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ એણે માન્યું નહીં.

એક અત્યંત સુંદર, સંસ્કારી અને પરાક્રમી નવયુવક સાથે પોતાનાં લગ્ન થવાનાં છે, એમ સાંભળી રાજકુમારી યશોદાએ એની ભક્તિ શરૂ કરી અને 'લગ્ન થશે, ગૃહસ્થ જીવનનો અનુભવ લેવાશે' ઇત્યાદિ કલ્પનાનાં સ્વપ્નો સેવતાં સેવતાં ઘણો વખત રાહ જોયા કરી.

આખરે, જ્યારે એણે સાંભળ્યું કે વર્ધમાને સંન્યાસ જેવા વિરક્ત જીવનની દીક્ષા લઈ જ લીધી છે ત્યારે એને કેટલું દુ:ખ થયું હશે!

પરંતુ ભારતીય આદર્શમાં ઊછરેલી યુવતી પોતાની ભક્તિનું કેન્દ્ર શી રીતે બદલી શકે? હૃદય અર્પણ કરી દીધું તે કરી દીધું!

અંતે એણે વિચાર્યું હશે કે વિધિપૂર્વક લગ્ન ન થયાં તેથી શું? હૃદયથી જેને મેં પતિ માન્યા છે એમનો ધર્મ જ મારો ધર્મ થઈ જાય છે. એમને જો વૈરાગ્ય ગમતો હોય તો મને પણ વૈરાગ્ય ગમવો જ જોઈએ. 'એમનાં દર્શન કરી, એમની સાથે રહી એમની સેવા કરી જીવન કૃતાર્થ કરું'—આ હતું મારું સપનું. પણ હવે એમને મળવાનો પણ આગ્રહ છોડીને હું સંન્યાસિનીનું જીવન ગાળું—એ જ મારો હૃદય-ધર્મ છે. મારા હૃદયમાં એમને જે સ્થાન મેં આપ્યું છે એને તો એ છીનવી નહીં જ શકે. હવે હું જ એમના વૈરાગ્ય-ધર્મને અપનાવી મારા જીવનને વૈરાગ્ય-પરાયણ બનાવી દઉં. એ જ એક માર્ગ છે. આ તો હું કરીશ જ, પણ મારા ધર્મનું સંપૂર્ણ પાલન ત્યારે જ સિદ્ધ થશે, જ્યારે એવાં વૈરાગ્યમય જીવનમાં હું એટલી જ શાંતિ અને પ્રસન્નતા સ્થાપી શકું—જેટલી મારા હૃદયસ્વામીમાં વ્યક્ત થઈ છે.

બસ. દેવી યશોદાએ સંકલ્પ કરી લીધો. દીક્ષા ગ્રહણ કરી એણે એક પર્વત પર દીર્ઘ કાળ સુધી તપસ્યા કરી અને અંતે શરીર ત્યાગીને પોતાની ધર્મભાવના એણે કૃતાર્થ કરી.

આ સ્થાન આજે 'કુમારી પર્વત' તરીકે પ્રસિદ્ધ છે.

ખારવેલના શિલાલેખમાં આનો ઉલ્લેખ મળે છે.

## ૬. એક વ્યાપક આધ્યાત્મિક ગૃહસ્થાશ્રમ

### શારદામણિ દેવી

શ્રી રામકૃષ્ણ દેવ પરમહંસ અને દેવી શારદામાતાના આધ્યાત્મિક ગૃહસ્થા-શ્રમનું ચિંતન કરતાં હું ચકિત થઈ જાઉં છું.

શ્રી રામકૃષ્ણ પરમહંસ મહાકાળીની પૂજા કરતા. એ પૂજામાં જ એમણે પોતાની સાધના વિકસાવી. પૂજામાંથી તલ્લીનતા ઉદ્ભવી. [illegible] દુનિયાએ નક્કી કર્યું કે 'આમનું લગ્ન કરી નાખીએ તો [illegible] ચાનો.'

હવે મહાવીરના જીવનની વાત લઈએ. એમને વિશે જે કાંઈ સાહિત્ય હાથમા આવી શક્યું તે હું વાંચતો આવ્યો છું અને હવે ઘણુંબધું ભૂલી પણ ગયો છું. એમના ઉપદેશો અને ધર્મસિદ્ધાન્તો પર અત્યાર સુધી વધારે ધ્યાન આપ્યું. હવે એમના જીવનનું અધ્યયન કરવાનું મહત્ત્વ વધારે ઊગવા લાગ્યું છે.

મહાવીરના બોંતેર વર્ષના જીવનના ત્રણ ભાગ પડે છે: પ્રારંભનાં ત્રીસ વરસ સામાન્ય જીવનનાં. ત્યાર પછી બાર વર્ષ સાધનાનાં; અને છેવટનાં ત્રીસ વરસનો છે આ મહાન અંતિમ તીર્થંકરના ધર્મકાર્યનો વિભાગ.

આ ત્રણ વિભાગોનાં જે વર્ણનો આજે મળે છે એમાં પણ પૌરાણિક સ્વરૂપ જ વધારે છે. આ પૌરાણિક કથાનકો ઉપર પૂરો વિશ્વાસ તો ન જ રાખી શકાય. છતાં મહાવીરના વ્યક્તિત્વનું ચિંતન-મનન કરતી વખતે એ પૌરાણિક ભાગને સાવ છોડી પણ ન જ દેવાય. એમાં સત્યમૂલક ઐતિહાસિક ભાગ કેટલો અને કલ્પના-સર્જિત કાવ્યભાવના અથવા કેવલ ભક્તિ-નિર્મિત વાતો કઈ — એનું સંશોધન આજકાલના વિદ્વાન સંશોધકો જરૂર કરે. એમના પ્રયત્નનો લાભ આપણે જરૂર લઈશું. આ નવી પ્રવૃત્તિ પ્રત્યે અમારી સત્ય-પ્રીતિને ઘણો આદર છે.

હવે આપણે ભગવાન મહાવીરના ગાર્હસ્થ્ય જીવનનો વિચાર કરતાં કરતાં કલિંગ દેશની રાજકુમારી યશોદાનું ચિંતન કરીએ. જૈન ધર્મોપદેશકો આ આખા જ પ્રકરણને કાં તો ઉડાવી દે છે અથવા તો ગૌણ બનાવી દે છે. અને મને બીક છે કે આજકાલના કાવ્યરસિક વિદ્વાનો, સત્યનિષ્ઠાની ઉપેક્ષા કરી, આપણા યુગની પ્રેમભાવનાને અનુકૂળ કલ્પના કરી કોઈ નવું જ ચિત્ર તૈયાર કરી આપશે.

ભગવાન મહાવીરનું મૂળ નામ હતું વર્ધમાન. રાજપુત્ર હોવાથી એમનાં બાળ-પણને અને યૌવનને આત્મવિકાસનું ઉત્તમ વાતાવરણ મળ્યું હશે. સારામાં સારા વિદ્વાનોની દેખરેખમાં એમની કેળવણી થઈ હશે. સનાતન ધર્મના બ્રાહ્મણ તથા શ્રમણ વિભાગોની પૂરી કલ્પના એમને મળી હશે. એમના જમાનાની અધ્યાત્મ-સાધનાનું ચિત્ર તો એમની આગળ હશે જ. આવા વાતાવરણમાં યુવાન રાજકુમારે પોતાના આયુષ્યનાં પ્રથમનાં ત્રીસ વરસ પૂરાં કર્યાં.

અધ્યાત્મ-પરાયણ, ત્યાગ-વૈરાગ્ય-સાધનાયુક્ત જીવન ગાળવાનો સંકલ્પ જોર કરી રહ્યો હતો. બીજી તરફ માબાપ, ભાઈબહેન અને સગાંવહાલાંઓના પ્રેમભાવ માટેનો આદર પણ એમના મનમાં હતો જ. આ આખું વર્ણન સાંભળી આપણું આજનું માનસ વર્ધમાનના જીવનનો અભ્યાસ આદરપૂર્વક કરવા લાગે છે.

એમનાં વૈવાહિક જીવન અંગે દિગંબર અને શ્વેતાંબર સાહિત્યમાં પરસ્પર વિરોધી વાતો જોવામાં આવે છે.

એક પક્ષ કહે છે કે પોતાનાં માબાપના આગ્રહને લીધે વર્ધમાને ગાર્હસ્થ્ય સ્વીકાર્યું. એમનો વિવાહ એક સંસ્કારી, ચારિત્ર્ય-સંપન્ન રાજકુમારી સાથે થયો. એમને એક દીકરી પણ થઈ. પછી યથાસમય એમણે વૈવાહિક જીવનનો ત્યાગ કર્યો.

બીજો પક્ષ કહે છે કે રાજકુમાર વર્ધમાને રાજકન્યા યશોદા સાથે લગ્ન કરવાનું જ કબૂલ ન કર્યું. વર્ધમાનનાં માબાપે લાંબા વખત સુધી યુવાન પુત્રને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ એણે માન્યું નહીં.

એક અત્યંત સુંદર, સંસ્કારી અને પરાક્રમી નવયુવક સાથે પોતાનાં લગ્ન થવાનાં છે, એમ સાંભળી રાજકુમારી યશોદાએ એની ભક્તિ શરૂ કરી અને 'લગ્ન થશે, ગૃહસ્થ જીવનનો અનુભવ લેવાશે' ઇત્યાદિ કલ્પનાનાં સ્વપ્નો સેવતાં સેવતાં ઘણો વખત રાહ જોયા કરી.

આખરે, જ્યારે એણે સાંભળ્યું કે વર્ધમાને સંન્યાસ જેવા વિરક્ત જીવનની દીક્ષા લઈ જ લીધી છે ત્યારે એને કેટલું દુ:ખ થયું હશે!

પરંતુ ભારતીય આદર્શમાં ઊછરેલી યુવતી પોતાની ભક્તિનું કેન્દ્ર શી રીતે બદલી શકે? હૃદય અર્પણ કરી દીધું તે કરી દીધું!

અંતે એણે વિચાર્યું હશે કે વિધિપૂર્વક લગ્ન ન થયાં તેથી શું? હૃદયથી જેને મેં પતિ માન્યા છે એમનો ધર્મ જ મારો ધર્મ થઈ જાય છે. એમને જો વૈરાગ્ય ગમતો હોય તો મને પણ વૈરાગ્ય ગમવો જ જોઈએ. 'એમનાં દર્શન કરી, એમની સાથે રહી એમની સેવા કરી જીવન કૃતાર્થ કરું'—આ હતું મારું સપનું. પણ હવે એમને મળવાનો પણ આગ્રહ છોડીને હું સંન્યાસિનીનું જીવન ગાળું—એ જ મારો હૃદય-ધર્મ છે. મારા હૃદયમાં એમને જે સ્થાન મેં આપ્યું છે એને તો એ છીનવી નહીં જ શકે. હવે હું જ એમના વૈરાગ્ય-ધર્મને અપનાવી મારા જીવનને વૈરાગ્ય-પરાયણ બનાવી દઉં. એ જ એક માર્ગ છે. આ તો હું કરીશ જ, પણ મારા ધર્મનું સંપૂર્ણ પાલન ત્યારે જ સિદ્ધ થશે, જ્યારે એવાં વૈરાગ્યમય જીવનમાં હું એટલી જ શાંતિ અને પ્રસન્નતા સ્થાપી શકું—જેટલી મારા હૃદયસ્વામીમાં વ્યક્ત થઈ છે.

બસ. દેવી યશોદાએ સંકલ્પ કરી લીધો. દીક્ષા ગ્રહણ કરી એણે એક પર્વત પર દીર્ઘ કાળ સુધી તપસ્યા કરી અને અંતે શરીર ત્યાગીને પોતાની ધર્મભાવના એણે કૃતાર્થ કરી.

આ સ્થાન આજે 'કુમારી પર્વત' તરીકે પ્રસિદ્ધ છે.

ખારવેલના શિલાલેખમાં આનો ઉલ્લેખ મળે છે.

## ૯. એક વ્યાપક આધ્યાત્મિક ગૃહસ્થાશ્રમ

### શારદામણિ દેવી

શ્રી રામકૃષ્ણ દેવ પરમહંસ અને દેવી શારદામાતાના આધ્યાત્મિક ગૃહસ્થાશ્રમનું ચિંતન કરતાં હું ચકિત થઈ જાઉં છું.

શ્રી રામકૃષ્ણ પરમહંસ મહાકાળીની પૂજા કરતા. એ પૂજામાંથી જ એમણે પોતાની સાધના વિકસાવી. પૂજામાંથી તલ્લીનતા ઉદ્‌ભવી. આ જોઈ વહેવારી દુનિયાએ નક્કી કર્યું કે 'આમનું લગ્ન કરી નાખીએ તો જ આ ઘેલછા દૂર થવાની.'

આશ્ચર્ય એ કે ગુરુ-મહારાજે આ સૂચનાનો કશો વિરોધ ન કર્યો. ઊલટું એમણે કહ્યું કે 'અમુક સ્થળે, અમુક કુટુંબમાં એક કન્યા છે. એની સાથે મારો વિવાહ કરજો.' વહેવારી દુનિયા રાજી થઈ કે કામ કેટલું સહેલું થઈ ગયું. એ કન્યા સાથે લગ્ન થઈ ગયાં. એની ઉંમર ઘણી નાની એટલે લગ્ન પછી પણ કન્યા પિયર જ રહી. પછી જ્યારે એ મોટી થઈ ત્યારે પતિ સાથે રહેવા એને લઈ આવ્યા. રામકૃષ્ણે એનું સ્વાગત કર્યું. શી રીતે? પૂજાનું ફૂલ એને માથે ચઢાવીને!

આ તો થઈ સાદી વાત. ત્યાર પછીની વાત એથી પણ અદ્ભુત છે. પત્નીએ કહ્યું, "મેં આપની સાથે લગ્ન કર્યાં છે. હું આપની અવિદ્યા થઈને આપને સંસારમાં નીચે ખેંચવા માટે નથી આવી. આપની સાધનામાં વિઘ્નરૂપ તો હું નથી જ થવાની. પણ આણીને પ્રસંગે આપની મદદગાર પણ કદાચ બનીશ."

બસ—આ રીતે શરૂ થયો આ બે દૈવી વિભૂતિઓનો ગૃહસ્થાશ્રમ. ભારતીય સંસ્કૃતિમાં આદરણીય ગાર્હસ્થ્ય સંબંધના અનેક પ્રકારો મળે છે. એ બધા આદર્શો સુગંધિત છે. આ બધા આદર્શોને લીધે ભારતીય જીવન બધી રીતે ઉન્નતિને પોષક સાબિત થયું છે. પણ રામકૃષ્ણ પરમહંસ અને શારદામાતાના સ્વેચ્છા-સ્વીકૃત દામ્પત્ય-સંબંધની તોલે આવે એવું બીજું એક પણ દૃષ્ટાંત હું જાણતો નથી.

પરમહંસ અને શારદામાતાના આ સંબંધ વિશે મેં બાંગલા સાહિત્યમાં વાંચ્યું. તે પહેલાં આવા ઉચ્ચ સંબંધવાળો ગૃહસ્થાશ્રમ હોઈ શકે એવી કલ્પના પણ મને ન હતી. અને તેથી જ, આ નવો, સર્વોચ્ચ આદર્શ જાણ્યા પછી, જ્યારે જ્યારે ભારતીય સંસ્કૃતિ અને એના ગૃહસ્થાશ્રમનો વિચાર કરું છું, એને વિશે બોલું છું, અથવા લખું છું, ત્યારે ત્યારે આ આધ્યાત્મિક દંપતીનો દાખલો જ ધ્યાનમાં આવે છે.

સામાન્ય પતિપત્નીના સંબંધમાં બન્ને પક્ષ એકબીજાને લલચાવવા, પાડવા તૈયાર હોય છે. તેથી, જેના મનમાં અધ્યાત્મ ઊગે એણે અખંડ સાચવી—સંભાળીને જ રહેવું પડે છે.

અહીં ખૂબી તો એ કે આ આધ્યાત્મિક આદર્શનો સ્વીકાર બન્ને એક જ રીતે કરે કે ન કરે, બન્નેનાં મનમાં આ આદર્શ પ્રત્યે આદર હોવાથી, પતિ અને પત્ની બંને, આ આદર્શ ઢીલો ન થાય તે માટે એકબીજાને સાચવવા, બચાવવા, જાગરૂક રહેવાનો પ્રયત્ન કરતાં હોય છે. કોઈ વાર પત્ની પતિને બચાવી લે છે, તો કોક વાર પત્નીને બચાવવાનું કામ પતિ પર આવી પડે છે. આવા દાખલા આપણા દેશમાં અનેક મળી શકે.

પણ બન્ને જણે આ સર્વોચ્ચ આદર્શનો એકસાથે સ્વીકાર કરીને લગ્ન કર્યાં હોય એવો બીજો દાખલો મારા જાણવામાં નથી આવ્યો.

મને લાગે છે કે આપણા અધ્યાત્મ-સાધનાના ગ્રંથોમાં દરેક ઠેકાણે આ દૃષ્ટાંતનો સવિસ્તર ઉલ્લેખ કરવો જોઈએ.

આ થઈ અધ્યાત્મની વાત. પણ આપણા આદર્શ પ્રમાણે અધ્યાત્મ કદી પણ

માનવીજીવનથી અલગ કે વિરોધી હોઈ જ ન શકે.

બધા યોગો જીવન માટે હોઈ 'જીવનયોગ'નાં એ વિવિધ અંગો જ છે.

તેથી જ ગૃહસ્થાશ્રમમાં પત્ની પ્રત્યેની પતિની નિષ્ઠા એની પત્નીની પતિનિષ્ઠા કરતાં જરાય ઊતરતી ન હોવી જોઈએ. પતિપત્નીમાં પરસ્પર પ્રેમ અને નિષ્ઠા તો હોવાં જ જોઈએ, સાથે પરસ્પર સમાન આદર પણ હોવો જોઈએ.

આ આદરમાં 'એકબીજાના સ્વાતંત્ર્યની રક્ષા' એક મહત્ત્વનું અને જરૂરી તત્ત્વ છે. પતિ એ 'નેતા' અને પત્ની 'અનુયાયિની' એવો સંબંધ આજ સુધી માન્ય રહ્યો છે. હમેશાં પત્ની જ પતિની પાછળ પાછળ જવા બંધાયેલી છે. લગ્ન સમયે પત્ની જ્યારે પતિનો હાથ પકડે છે ત્યારે પતિ કહે છે:

धर्मे च, अर्थे च, कामे च, त्वम् मम-अनुव्रता भव ।

ધર્મ, અર્થ અને કામ — ગૃહસ્થાશ્રમના આ ત્રણ આદર્શોમાં તું મારી પાછળ પાછળ ચાલજે. પત્ની 'ૐ' કહીને હા પાડે છે.

આ તો થઈ એકતરફી વાત. પતિપત્ની બન્ને એકબીજાને અનુસરે, બન્નેનો સમાન સહયોગ હોય અને બન્ને એકબીજા પ્રત્યે પૂર્ણ આદર રાખે ત્યારે જ સહયોગની ખરી શોભા છે.

વિવાહના મંત્રમાં પતિપત્નીનું પરસ્પર બંધન ધર્મ, અર્થ, કામ — આ ત્રણ પુરુષાર્થો માટે છે.

ચોથો પુરુષાર્થ તે મોક્ષ. એમાં પતિ-પત્ની એકબીજાને બંધનમાં રાખી શકે નહીં એમ મનાય છે. વહેવારની દૃષ્ટિએ આ બરાબર છે. મોક્ષ સાથે કોઈ પણ બંધનનો મેળ કેમ બેસી શકે?

શ્રી પરમહંસ અને શારદાદેવીના ગૃહસ્થાશ્રમમાં ચોથા પુરુષાર્થની પ્રધાનતા હતી. એમાં પરસ્પર નિષ્ઠા હતી અને 'નિષ્ઠા'નું તત્ત્વ 'બંધન' કરતાં ઘણું ઊંચેરું છે.

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી પત્ની પણ હોય અને માતા પણ હોય. અધ્યાત્મના ક્ષેત્રમાં સ્ત્રી-પુરુષ બન્ને જ્યારે બ્રહ્મચર્યનો આદર્શ સ્વીકારે છે ત્યારે એમનું દાંપત્યજીવન કેવળ આધ્યાત્મિક બને છે. એ જીવન શરીરથી બાળકોને જન્મ ભલે ન આપે પણ માતૃત્વ તો સિદ્ધ થવું જ જોઈએ ને? રામકૃષ્ણ પરમહંસના શિષ્યોને 'આધ્યાત્મિક વાત્સલ્ય' આપીને શારદામાતાએ પોતાનું વાત્સલ્ય ધન્ય કર્યું. તે સિવાય એમના પોતાના શિષ્યો (પુરુષો તથા સ્ત્રીઓ) ઓછાં ન હતાં. તેથી જ આપણે એમને શારદામાતા કહીએ છીએ. પોતાનાં શિષ્યોને શારદામાતા જે સાધના શીખવતાં અને ઉપદેશ આપતાં એમાં માતૃવાત્સલ્ય છલોછલ ભરેલું અને ઊભરાતું રહેતું.

આપણી સંસ્કૃતિમાં આજે સ્ત્રીજાતિનું સ્થાન ઊતરતું લેખાય છે તે સ્થિતિ દૂર થવી જોઈએ. પરસ્પર આદર હોય ત્યારે જ એ ઊતરતાપણું નીકળી શકે.

જાણીજોઈને અધ્યાત્મની વાત પરથી મેં અહીં પતિપત્નીના સ્વાતંત્ર્યની વાત છેડી છે. પણ મારે તો સ્ત્રીને સંપૂર્ણ રીતે સ્વતંત્ર થયેલી જોવી છે. (સ્વતંત્ર એટલે 'અતંત્ર' નહીં અને 'પરતંત્ર' પણ નહીં.) પતિપત્ની વચ્ચે સમાનભાવ, આદરયુક્ત પરસ્પર નિષ્ઠા હોવી જ જોઈએ.

આજ સુધી સ્ત્રીને પરતંત્ર રહેવું પડ્યું છે અને પુરુષ સ્વતંત્ર કરતાં અતંત્ર વધારે રહ્યો છે. આ પરિસ્થિતિ સુધારવા માટે સ્ત્રીના સ્વાતંત્ર્ય તરફ વધારે ધ્યાન આપવું પડશે. જે નિષ્ઠાનો આદર્શ આજ સુધી સ્ત્રીઓ પર લાદવામાં આવ્યો તે જ જો બધા પુરુષ પોતાને માટે આજે સ્વીકારે તો કેટલું સરસ થાય!

બીજી એક વાત. સમાજની ધાર્મિક, સાંસ્કૃતિક, આર્થિક અને રાજનૈતિક – બધી જ બાબતોમાં સ્ત્રીઓનો સમાન સહયોગ હોવો જોઈએ. આ બધામાં સ્ત્રીઓને સમાન કેળવણી પણ મળે અને સમાન અધિકાર પણ એમનો હોય ત્યારે જ એ સ્થિતિ ટકી શકે.

હું તો કહીશ કે 'મનુષ્યજાત જો યુદ્ધોની બલા છોડી દે તો સમાજનું નેતૃત્વ પુરુષોની જેમ સ્ત્રીઓને પણ મળી શકે અને એમાં કદાચ સ્ત્રીઓ જ વધુ સફળ નીવડે.'

સ્ત્રીઓએ આને વિશે ઊંડું ચિંતન કરવું જોઈએ. આંધળા થઈ અધિકાર માગવાથી એમની શક્તિ પ્રગટ થવાની નથી. અને 'અમને નથી જોઈતા અધિકાર, જૂનો રિવાજ જ સારો' એમ કહેવું પણ બરોબર નથી. પૂરું ચિંતન કરી સમાજનું નેતૃત્વ લેવાની તક સ્ત્રીઓને મળવી જ જોઈએ.

## ૭. સતી રાણી અહલ્યા*

કર્ણાટક પ્રદેશમાં દક્ષિણે, પશ્ચિમ સમુદ્રને કિનારે, ગોકર્ણ નામનું એક તીર્થક્ષેત્ર છે. ત્યાંના એક મોટા ઉત્સવમાં મારાં માતપિતા સાથે હું ગયો હતો. હું એટલો નાનો કે મને જનોઈ પણ આપેલી નહીં. કોટિ તીર્થમાં નાહવું અને અસંખ્ય મંદિરોમાં દર્શને જવું એ જ હતો મારો ધંધો.

અમે જ્યાં ઊતર્યાં હતાં એની બાજુમાં જ એક મંદિર હતું. તેની સાથે એક અન્નસત્ર પણ ચાલતું. ગરીબ યાત્રીઓને અહીં મફતનું ભોજન મળતું. એક દિવસ બધા જમી રહ્યા પછી એક ભૂખ્યો યાત્રી આવી ચઢયો. એને ક્યાંથી ખવડાવે? પૂજારી બ્રાહ્મણ તો પૂજા કરવા ચાલ્યા ગયેલા. ભાત, શાક, ઇ. જે અન્ન વધ્યું હતું તે કોઈ પવિત્ર ઠેકાણે ઢાંકીને મૂકી દેવાયું હતું. સામાન્ય કપડાં પહેરીને

* રાણી અહલ્યાબાઈની પુણ્યતિથિ નિમિત્તે અહલ્યા-સ્મૃતિ-ગ્રંથ માટે લખાયેલો લેખ.

ત્યાં જઈ અન્નને અડાય નહીં; અને ભૂખ્યા અતિથિને વિમુખ કેમ કઢાય? પ્રશ્ન ઉકેલવા માટે બહેનોની એક સમિતિ બેઠી. એમણે ઈલાજ શોધી કાઢ્યો, "દીકરા! તને જનોઈ ભલે ન મળી હોય પણ તું છે તો બ્રાહ્મણકુમાર. કપડાં ઉતારી દે અને નાગો નાગો રસોડામાં જઈને અમે કહીએ તે રીતે એક થાળી પીરસીને લઈ આવ. તને પુણ્ય મળશે અને આ યાત્રાળુનું પેટ ભરાશે."

મેં તે પ્રમાણે કર્યું અને બધાંના આશીર્વાદ મેળવ્યા. મેં મારી બાને આખી વાત સંભળાવી પૂછ્યું કે "એ મંદિરમાં એક નાનકડી દેવીની મૂર્તિ છે એ કોની છે?" ભક્તિભાવથી ગંભીર થઈ બાએ કહ્યું, "સારું થયું કે આ પવિત્ર સ્થાને કાંઈક સેવા કરવાની તક તને મળી. એ મૂર્તિ અંબા, ભવાની, પાર્વતી કે લક્ષ્મીની નથી, એ તો ઇંદોરની રાણીદેવી અહલ્યાબાઈની મૂર્તિ છે. અહલ્યાબાઈ ધર્મપરાયણ સતી હતાં! એમનાં દાનનાં આવાં અન્નસત્રો કાશીથી માંડીને રામેશ્વર સુધી દેશ આખામાં ફેલાયેલાં છે. સેંકડો વરસ થયાં આ અન્નસત્રોની વ્યવસ્થા બરાબર ચાલતી આવી છે. દેવીએ પોતાના દાનની વ્યવસ્થા રાજ્યને ન સોંપી! એમના વંશજ રાજ્યકર્તાઓને આજે ખબરે નથી કે આ અન્નસત્રો શી રીતે ચાલી રહ્યાં છે! ખરેખર અહલ્યાબાઈ એક દેવી જ હતાં. હવે ફરી વાર એ મંદિરમાં જાય ત્યારે અહલ્યાબાઈને સાષ્ટાંગ નમસ્કાર કરજે. એ ન્યાતે ભરવાડ હતી તો શું થયું? સતી તો હમેશાં પૂજ્ય જ કહેવાય."

અહલ્યાબાઈનું નામ અને ચરિત્ર નાનપણમાં સર્વપ્રથમ જેવું સાંભળ્યું તેવું ને તેવું જ અહીં આપતાં સંતોષ અનુભવું છું.

ત્યાર પછી અહલ્યાબાઈનાં અન્નસત્રો મેં અનેક જોયાં, અહલ્યાબાઈનાં ચરિત્રો પણ વાંચ્યાં, પણ હૃદય પર કાયમી અસર જે થઈ તે તો ભારતને પશ્ચિમ કિનારે ગોકર્ણ મહાબળેશ્વરના તીર્થસ્થાનમાં જ થઈ.

ભારતના ઈતિહાસમાં દેવી અહલ્યાબાઈને જે સ્થાન મળવું જરૂરી છે તે હજી સુધી મળ્યું નથી એ દુ:ખની વાત છે. ખરેખર તો આ દેવીને દુનિયાના ઈતિહાસમાં સ્થાન મળવું જોઈતું હતું. બધી જ પ્રતિકૂળ પરિસ્થિતિમાં એક વ્યક્તિ– અને તે પણ એક સ્ત્રી – જેટલું કામ કરી શકે તેનાથી બમણું કામ જેણે પોતાના ચારિત્ર્યબળ વડે, રાજનૈતિક તત્ત્વનિષ્ઠાથી અને દરેક જાતના કૌશલ્યથી કર્યું, એનો બીજો દાખલો ક્યાંય મળવો મુશ્કેલ છે. પિતા, પતિ, સસરા અને પુત્ર – એક પછી એક ચાલ્યા ગયા. જમાઈની પાછળ એકની એક દીકરી પણ સતી થઈ. તે છતાં પ્રજાપાલનની એકાગ્ર નિષ્ઠાને લીધે એણે રાજ્ય કર્યું. પ્રજાને સુખી કરી. પોતાના કુળના સ્વામી – પૂનાના પેશ્વાઓ પ્રતિ પૂરી નિષ્ઠા રાખી. પણ એમના ગૃહ-કલહની આંચ પોતાના ધર્મકાર્યને લાગવા ન દીધી. દૃઢતાની સાથે સૌમ્યતા અને કોમળતાની સાથે ન્યાય-નિષ્ઠુરતા દાખવી. રાજનીતિ અને યુદ્ધનીતિમાં પોતાનું સવ્યસાચીપણું સિદ્ધ કરી બતાવ્યું અને આખા ભારતવર્ષમાં પોતાની દાનશીલતાનો

પ્રભાવ આજ સુધી અખંડ ચાલુ રાખ્યો. આટલું કૌશલ્ય બીજા કોણે બતાવ્યું છે?

પરિસ્થિતિ અનુકૂળ હોત તો મરાઠાઓના સામ્રાજ્યને મજબૂત કરી ભારતના ઇતિહાસ પર એણે પોતાનો પ્રભાવ પાડયો હોત.

હું ઇચ્છું છું કે દુનિયાનું રહસ્ય જાણનાર, માનવવિકાસમાં સંસ્કૃતિનું મહત્ત્વ ઓળખનાર કોઈ ઇતિહાસકાર દેવી અહલ્યાબાઈનું આવું ચરિત્ર આજે પણ લખે. સામાન્ય જનતા તો અહલ્યાબાઈની દાનશૂરતા જ જાણે છે. રાજ્યશાસનમાં, યુદ્ધનીતિ, અર્થનીતિ, ન્યાયવિતરણ અને સંસ્કૃતિ-સંવર્ધન – બધાં જ ક્ષેત્રોમાં સરખું પ્રાવીણ્ય બતાવનાર આવી બીજી કોઈ રાજ્યકર્ત્રી હું જાણતો નથી. પતનકાળમાં આસપાસનાં બધાં પરિબળો સાથે પરિચય કેળવી, બધાની મદદ લઈને, રાજ્યશકટ ચલાવવાની કુશળતા ધરાવનાર પુરુષો જ જ્યાં ઓછા છે ત્યાં એવી કુશળતા બતાવનાર સ્ત્રી બીજી ક્યાંથી જ મળે?

દેવી અહલ્યાબાઈનું ગૌરવશાળી, પ્રામાણિક ચરિત્ર લખી એને અનેક ભાષાઓમાં પ્રકાશિત કરવું જરૂરી છે.

## ૮. મીરાંની અદ્‌ભુત સાધના

જોગી મત જા ... મત જા...મત જા...
જોગી, મત જા, મત જા, મત જા,
  પાંવ પડૂં મૈં તોરી . . .જોગી મત જા . . . ૧
પ્રેમ ભક્તિ કે પૈર[1] હૈ ન્યારે
  હમકો ગૈલ[2] બતા જા . . . જોગી મત જા . . . ૨
અગર ચંદન કી ચિતા રચાઉં
  અપને હાથ જલા જા . . . જોગી મત જા . . . ૩
જલબલ[3] હુઈ ભસ્મકી ઢેરી[4]
  અપને અંગ લગા જા . . . જોગી મત જા . . . ૪
મીરાં કે પ્રભુ ગિરધર નાગર
  જ્યોતમેં જ્યોત મિલા જા . . . જોગી મત જા . . . ૫

ભારતના સંતોમાં મીરાંની ભાત અનેરી જ પડી છે. પ્રહ્‌લાદ, નચિકેતા, શિબિ અને હરિશ્ચંદ્રની પેઠે મીરાંએ પણ સત્યાગ્રહી જીવનની તેજસ્વિતા દાખવી છે. લોકરૂઢિ અને લોકલાજને નહીં ગણકારવાનો પ્રારંભ એણે પોતાના મુસલમાની નામથી જ કર્યો હશે. ગિરિધર નાગર એના પ્રભુ હતા, પતિ હતા, ગુરુ હતા, સર્વસ્વ હતા.

રાજસ્થાન, માળવા, ગુજરાત, કાઠિયાવાડ એ એની સંચારભૂમિ હતી. પરિણામે

---

૧. પગલાં ૨. પગદંડી-રસ્તો ૩. ભડભડ બળીને ૪. ઢગલી.

એની કવિતામાં એ બધા જ પ્રદેશોની ભાષાના પ્રાદેશિક શબ્દો આવી ગયા છે. એ ઉપરાંત બીજા કોઈ પણ સંતની વાણી કરતાં મીરાંની વાણીમાં પાછળના લોકોએ ઘણા ફેરફાર કર્યા છે. અને કેટલાંક પદો તો કોઈ બીજા જ નાનામોટા કવિઓએ મીરાંને નામે ચડાવ્યાં છે!

મીરાંના જીવનની વિગતો પણ આપણી પાસે વિશ્વાસપાત્ર રૂપમાં નથી. આવી સ્થિતિમાં મીરાંનાં પદોના ભાવાર્થ વિશે નિશ્ચયપૂર્વક કાંઈ પણ લખવું મુશ્કેલ છે. છતાં મીરાંની સાધના અને એની અનુભૂતિ એટલી ઉત્કટ છે કે એની પાછળ કલ્પના દોડાવ્યા વગર રહેવાતું નથી.

પ્રસ્તુત ભજનના 'જોગી' કોણ છે એ આપણે જાણતા નથી. આ ભજનમાં જે પ્રસંગ વર્ણવ્યો છે તે મીરાંએ પોતે અનુભવ્યો છે કે પોતાની કવિત્વશક્તિથી ઉત્પન્ન કર્યો છે તે કહેવું પણ મુશ્કેલ છે.

હમણાં જ એક સ્નેહીએ આ ભજનની એક ગ્રામોફોન રેકર્ડ સંભળાવી અને સમજાવી. તેમાંનું જ્યૂતિકા રૉયનું સંગીત આ ભજન ઉપર અસાધારણ પ્રકાશ પાડે છે.

આ ભજન પ્રમાણે, મીરાં પોતાના ગુરુ જેવા કોઈ સ્થિતપ્રજ્ઞ યોગીને વિનવે છે કે એ એને છોડીને જાય નહીં. જોગી શા માટે છોડી જાય છે? મીરાંને જોગી પાસેથી શું જોઈએ છે? ગુરુ યોગસાધનામાં માનતો હશે અને મીરાં પ્રેમલક્ષણા ભક્તિમાં રાચતી હશે. ગુરુએ જોયું કે જ્યાં આટલો સાધનાભેદ છે, ત્યાં પોતે શી રીતે સહાયક બની શકે? જવા તૈયાર થયો.

મીરાંને પોતાના પ્રેમભક્તિ માર્ગ ઉપર અવિચળ શ્રદ્ધા છે. એમાં એને અનુભવનો ટેકો પણ મળ્યો છે. પણ સાથે સાથે યોગમાર્ગ પ્રત્યે એને અશ્રદ્ધા નથી એટલું જ નહીં, પણ યોગમાર્ગે એના જોગીએ સિદ્ધિ મેળવી છે એનોય તે સ્વીકાર કરે છે. યોગી પ્રત્યે એનામાં અવિચળ શિષ્યભાવ છે, તેથી સમસ્ત અભિમાન તજીને 'પાંવ પડું મેં તોરી' કહીને એ પોતાના ભક્તિમાર્ગને ગુરુના યોગમાર્ગ આગળ ગૌણ કરવા પણ તૈયાર છે.

પહેલી જ લીટીમાં એની આર્તવાણી યોગીને ન જવા માટે ઉત્તરોત્તર વેદનાથી વિનવે છે. છતાં જ્યારે એને શંકા જાય છે કે એ તો જવા જ નીકળ્યો છે, ત્યારે 'જોગી' શબ્દ ઉપર તે એટલી સફળતાથી ભાર મૂકે છે કે જાણે કહેતી હોય કે 'હે જોગી, તું યોગી છે? યોગી થઈને તારાથી જવાય ખરું? જે સાચો યોગી હોય એનાથી કર્તવ્યભ્રષ્ટ થયા વગર જવાય જ કેમ?' જ્યૂતિકા રૉય પોતાના ગાયનમાં 'જોગી' શબ્દ પરનો એ આખો ભાર ફક્ત એક જ વાર મૂકે છે, અને તેથી જ તે હૃદયને વીંધી નાખે છે!

ત્યાર પછી મીરાં મનમાં જ યોગીનો જવાબ કલ્પે છે. જો યોગી કહે કે "હું હારીને નથી જતો, ઉપેક્ષાથી નથી જતો, પણ આપણા માર્ગ જુદા છે.

ભક્તિમાર્ગી મીરાંને યોગમાર્ગી જોગી શી સાધના બતાવી શકે?" એના જવાબમા મીરાં કહે છે કે "ભક્તિમાર્ગ હું છોડી તો ન શકું પણ યોગમાર્ગ આગળ એને ગૌણ કરતાં મને સંકોચ નથી. જો એ બંને પંથ ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવનારા જ હોય તો એ બે વચ્ચે વિરોધ હોઈ જ ન શકે. એક જ ટેકરીને શિખરે ચડનારા અનેક માર્ગો નીચલી ભૂમિકાએ ભલે ભિન્ન દેખાય, પણ ટોચ ઉપર તો એ બધા એક થઈ જ જાય છે—એક થવા જ જોઈએ. માટે જોગી પાસેથી પથપરિચય કરાવનારી સૂચનાઓ લેવામાં એને વાંધો નથી. ભક્તિનો પ્રારંભ ભક્ત અને ભગવાનના દ્વૈતમાંથી ઉત્પન્ન થાય છે. દ્વૈત વગર ભક્તિ સંભવતી જ નથી. ભક્તિનો રસ જ દ્વૈતમાંથી ઉત્પન્ન થતા આકર્ષણનો છે. પણ ભક્તિની પરિણતિ અદ્વૈતમાં જ થાય છે. બે મટીને એક જ રહે, ત્યારે જ ભક્તિ કૃતાર્થ થાય છે. યોગમાર્ગ પણ અંતે એ જ સાધના માગે છે.

ભક્તિનો માર્ગ રસિક હોઈ સહેલો ગણાય છે. પણ એમાં એ રસ્તાનો નકશો ક્યાંય દોરેલો હોતો નથી. વચલા મુકામો પણ ચોક્કસ ગોઠવેલા હોતા નથી. ભક્તિમાં ચકરાવો ઉત્પન્ન થઈ શકે છે. એમાં આગળ વધવાપણું પણ હોય અને પાછળ પડવાપણું પણ હોય, એનો સાધનાક્રમ વિચિત્ર હોય છે. માટે જ એમાં આશાનિરાશાનાં આંદોલનો સહન કરવાં પડે છે.

યોગમાર્ગનો રસ્તો ભલે અઘરો હોય પણ એ ધોરી રસ્તો છે અને એની ગલીકૂંચીઓ બધી નિશ્ચિત છે. એના નકશાઓ દોરેલા છે. યોગી એ બધાનો ભોમિયો હોઈ એણે એ બધા સાથે પરિચય કરાવવો જ જોઈએ. એટલી સેવા કર્યા વગર એનાથી ન જ જવાય.

*

અહીં ગીતનો એક ખંડ પૂરો થાય છે. બીજા ખંડમાં ભક્તિની અને યોગની સાધના એક જ છે.

ભક્તિનું જીવન પ્રાકૃત જીવન તો ન જ હોય. સાધના દ્વારા જે શરીરનો અંતે લોપ કરવાનો હોય છે તે શરીર પણ ભક્તિના કીમિયાથી ચંદન બની ગયું છે. હવે એ ચંદનની જ ચિતા રચવાપણું છે. ભક્તિએ શરીરનું ચંદન કર્યું તે સંઘરવા માટે નહીં, પણ બળીને સુવાસ આપવા માટે. તેથી એ ચંદનની ચિતાને અગ્નિનો સ્પર્શ કરાવવાનું કામ યોગીનું છે. એ કર્યા વગર પણ યોગી જઈ ન શકે.

જે શરીર ચંદન રૂપ થયું, અને હવે ધીમે ધીમે બળીને ભસ્મનાં ઢગલાના રૂપમાં રહી ગયું તેનો પણ યોગી ત્યાગ ન કરી શકે. વૈરાગ્યનો પણ એક ધર્મ હોય છે. વૈરાગીએ સાધના દરમ્યાન જે ભસ્મ પેદા કરી તેનો પણ અંગીકાર કરી એણે એ પોતાના શરીર ઉપર ચડાવ્યે જ છૂટકો—भस्मान्तं शरीरम् ।

*

આમ શરીરની બાબતમાં બળીને યોગી સાથે એકરૂપ થયા પછી મીરાં ગિરધર

નાગર પ્રભુ યોગીને છેલ્લી વિનંતી કરે છે કે હવે એણે પોતાની જ્યોતિમાં મીરાંની જ્યોત સમાવી લેવી જોઈએ. એમ કહેતી વખતે જ્યૂતિકા રૉયના ગીતમાં 'મીરાં' શબ્દ એવો તો હલક સાથે ગવાય છે કે શરીરને ભસ્મ કર્યા પછી જેટલી શુભ વાસનાઓ અને સંસ્કારો બચી ગયાં હોય તે બધાં ભેગા કરી પોતાનું જીવનસર્વસ્વ એક જ પિંડમાં અર્પણ કરીને એ સર્વસ્વ દ્વારા—કેવળ શબ્દ દ્વારા નહીં પણ પોતાની સમગ્ર વિભૂતિ દ્વારા—મીરાં એક નવી જ પ્રાર્થના કરે છે કે "હે પ્રભુ! હવે મારી જ્યોતિમાં પોતાની જ્યોતિ ભેળવી દે." છેવટે પ્રભુએ જ આત્માર્પણ કરવાનું હોય છે. પ્રભુ—ગુરુ તેમ ન કરે ત્યાં સુધી એનાથી જવાય જ નહીં અને એટલું કર્યા પછી એ જાય ક્યાં? યોગીનો ધર્મ જ યોગ કરવાનો—જોડી દેવાનો—મિલન કરવાનો અને અખંડ એકાકાર એકૈકરસ થઈને રહેવાનો છે.

માટે એમ પણ કહી શકાય કે મીરાં સર્વસ્વ અર્પણ કરી અંતે જોગીનો જ ભોગ લેવા મથે છે. એ પ્રભુમાં સમાઈ ગઈ તે પહેલાં એણે પ્રભુને જ પોતાનામાં સમાવી દીધો. આમ યોગ અને ભક્તિ બંને મીરાંમાં કૃતાર્થ થયાં.

## ૯. સમાજમાં તુચ્છ દાસી

### ભગવાનના ઘરમાં ઉચ્ચ ભક્ત કવયિત્રી જનાબાઈ

મરાઠી સાહિત્ય-નિર્માતાઓમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ જ્ઞાનદેવ મનાય છે. શ્રી જ્ઞાનેશ્વર અથવા જ્ઞાનદેવ, નિવૃત્તિનાથ, અને સોપાનદેવ ત્રણ ભાઈઓ હતા: અને મુક્તાબાઈ એમની બહેન. એમનું સંતજીવન અને સંતસાહિત્ય મહારાષ્ટ્ર સંતસમાજ અને મરાઠી સાહિત્ય માટે પાયા રૂપ ગણાય છે. એમના જ સમકાલીન સંત નામદેવ ન્યાતે દરજી હતા. જ્ઞાનદેવ—નામદેવનો પરસ્પર પરિચય થયો. બન્નેએ થોડી યાત્રા પણ સાથે કરી હશે. જ્ઞાનેશ્વરે જુવાનીમાં જ શરીર છોડ્યું. નામદેવે ભક્તિનો પ્રચાર કરતાં કરતાં દીર્ઘજીવન અનુભવ્યું. એમણે પંજાબ સુધી યાત્રા કરી અને પંજાબમાં ઠીકઠીક રહ્યા પણ ખરા.

આવા શ્રેષ્ઠ સંતના કુટુંબમાં એક સ્ત્રીસંત જની અથવા જનાબાઈ હતી. નાનપણથી નામદેવના ઘરમાં હીન જાતિની દાસી તરીકે એ રહેતી હતી. એમને વિશે આટલો જ ઇતિહાસ આપણે જાણીએ છીએ.

જનાબાઈના અભંગો ભક્તિભાવની કોમળતા માટે જાણીતા છે. આજે પણ મહારાષ્ટ્રમાં ઠેરઠેર જનાબાઈની વાણી સંભળાય છે.

જનાબાઈની કવિતામાં ઘણો ભાગ પ્રક્ષિપ્ત હોવાનો સંભવ છે, છતાં જે કવિતા જનાબાઈની હોવામાં શંકા જ નથી, તે પરથી જનાબાઈનો ભક્તિભાવ, નામદેવ પ્રત્યે પૂજ્યભાવ અને પ્રત્યક્ષ ભગવાન વિઠોબા પ્રત્યેનો એક જાતનો

સખ્યભાવ જોઈ ચિત્ત ગદ્ગદ થઈ જાય છે.

તે વખતના સંતસાહિત્ય સિવાય આ સંતોના જીવન વિશે કશો જ ઈતિહાસ આપણી પાસે નથી. જે જાણીએ છીએ તે પરથી જનાબાઈની બે વાતો પર ખાસ ધ્યાન જાય છે.

જનાબાઈનું સંતત્વ નિર્વિવાદ છેઃ જ્ઞાનદેવ આદિ ભાઈબહેન ચતુષ્ટય, નામદેવ તથા એમના સમકાલીન સંત ચોખામેળા, એમની પત્ની સોયરાબાઈ આદિ પૂરો સંતસમુદાય ભગવદ્ ભજનની વેળાએ લેશમાત્ર ભેદભાવ રાખ્યા વગર એક જ કુટુંબના સભ્યોની જેમ પ્રેમથી સાથે નાચતો, ગાતો, એકબીજાની ભક્તિની કદર કરતો. પછી એમાં ચોખામેળા અસ્પૃશ્ય નહીં અને જનાબાઈ દાસી પણ નહીં. ભગવદ્ભક્તિના ઐક્યના વાતાવરણમાં બધાં જ એક થઈ જતાં હતાં.

અને છતાં સંત નામદેવના ઘરમાં દાસી જનીનું જીવન નોકર જેવું જ હતું. ખાનપાનમાં ઘણું કરીને તેઓ એકસાથે જમવા બેસી નહોતાં શકતાં. જે આહાર નામદેવનાં કુટુંબીઓને મળતો તે જ દાસી જનીને મળતો હશે એ માનવું મુશ્કેલ છે. ઘરનું કામ કરવું, ઘઉં દળવા ઈત્યાદિ કામો કરતાં જની થાકી જતી. એ વખતે મોટા ઘર માટે ઘંટી ચલાવી લોટ તૈયાર કરવાનું કામ જનીનું હતું. એ કામમાં ઘરનું કોઈ એને મદદ કરતું દેખાતું નથી. જ્યારે એ ખૂબ જ થાકી જતી ત્યારે દયાળુ ભગવાન વિઠોબા પોતે આવી એને ઘંટી ચલાવવામાં મદદ કરતા હતા.

આમ જોઈએ તો જનાબાઈ મહારાષ્ટ્રની મીરાંબાઈ છે. એણે નમ્રતાથી નામદેવનાં કુટુંબીઓની સેવા કરી, અને વિવાહના અભાવે જે પ્રેમજીવન અતૃપ્ત હતું તેને હૃદયપૂર્વક વિઠોબા સાથે રમમાણ થઈને સમૃદ્ધ કર્યું. વિઠોબા પોતે આવીને તેના વાળ ઓળતા હતા, દળવા-ખાંડવાના કામમાં તેને મદદ કરતા હતા અને ઠંડીના દિવસોમાં એની ગોદડી ઓઢીને સૂઈ પણ જતા.

મીરાંબાઈના કાવ્યમાં જે પ્રેમોત્કટ ભક્તિ છે, બરાબર તેવી જ ભક્તિ સીધી-સાદી ભાષામાં જનાબાઈના અભંગોમાં જોવામાં આવે છે. ભક્તિકાવ્યમાં સ્ત્રીસહજ ભાષા જોવી હોય તો તે જનાબાઈના અભંગોમાં જોઈ શકાય છે. જનાબાઈએ શરીર ટકાવી રાખવા છેવટ સુધી શરીરશ્રમ કર્યો. ખરે જ, જની જનતાની પ્રતિનિધિ હતી અને એણે પોતાનું જીવન જનતા-જનાર્દનને અર્પણ કરીને કૃતાર્થતા પ્રાપ્ત કરી હતી.

છોકરીઓની શાળામાં જનાબાઈનો દિવસ ઊજવીને તે દિવસે એના અભંગ ગાતાં ગાતાં દળવા-ખાંડવાનો કાર્યક્રમ રાખવો જોઈએ.

ઘરનું વાતાવરણ જુદું અને ભજનનું વાતાવરણ જુદું. બન્નેમાં આટલો ફેર જોઈ આશ્ચર્ય થવું સ્વાભાવિક છે. પણ જાતિભેદ જ્યારે પૂર્ણપણે સમાજ-માન્ય હતો અને કડકમાં કડક રૂઢિઓનું પાલન સ્વાભાવિક મનાતું ત્યારે લોકોને આ જીવનભેદ અને ઉચ્ચ-નીચ ભાવનું કશું આશ્ચર્ય થતું નહીં હોય.

આજકાલના આદર્શ અનુસાર મને આશ્ચર્ય થયું તેથી જ તે વખતના સંત-સાહિત્યમાં જે દેખાયું તે તરફ ધ્યાન ગયું. જનાબાઈના વખતના લોકોને એ ભેદભાવનું સહેજ પણ આશ્ચર્ય થયેલું ક્યાંય જણાતું નથી. નામદેવના જન્મથી તે એમની સ્વેચ્છા-સ્વીકૃત સમાધિ સુધી જનાબાઈ એમની સાથે હતી એ સ્પષ્ટ છે. પણ નામદેવ જ્યારે યાત્રા માટે ઉત્તર ભારતમાં પંજાબ તરફ ગયા ત્યારે જની દાસીને સાથે લઈ ગયા હોય એવું દેખાતું નથી. નામદેવના પંજાબના જીવનકાળનું જે સાહિત્ય મળે છે, તેમાં જનાબાઈનો ઉલ્લેખ ક્યાંય મળતો નથી.

# ૧૦. બે સંતોની શિષ્યા?

## બહિણાબાઈ

(આ લેખ મેં મૂળે હિંદીમાં લખ્યો છે. એનો સંક્ષેપ કરી ગુજરાતીમાં સહેજે આપી શકત. જાતે જ લખીએ ત્યારે અનુવાદ શા માટે કરીએ?

પણ મૂળ લેખ એકાદ પ્રવચન કે વ્યાખ્યાનના રૂપમાં લખેલો છે અને એમાં સંતીણ બહિણાબાઈના સમયની આડીઅવળી વાતો પણ આવી જાય છે. તેથી એ ઢબે જ ગુજરાતીમાં આપું તો વાચકોને વધારે રોચક થશે એમ લાગવાથી મૂળ હિંદીની વાતો છૂટે હાથે ગુજરાતીમાં આપી રહ્યો છું.)

પ્રારંભમાં જ કહી દઉં કે બહિણાબાઈ સંત તુકારામ અને રામદાસના પ્રસંગમાં આવી હતી. પોતે ન્યાતે બ્રાહ્મણ હોવા છતાં વૈશ્ય-શૂદ્ર તુકારામની શિષ્યા થવામાં અને કહેવડાવવામાં એ ગૌરવ માનતી હતી. બ્રાહ્મણ સંત રામદાસના પણ પ્રસંગમાં એ આવી હતી. એમના પ્રત્યે પણ બહિણાબાઈમાં પૂજ્યભાવ હતો. હવે લેખ શરૂ કરીએ છીએ.

મહારાષ્ટ્રની મરાઠી ભાષામાં ગ્રંથરચનાનો પ્રારંભ સાતસો વર્ષ પહેલાં થયો હતો. આપણા દેશના બીજા પ્રાદેશિક સાહિત્યની ઉંમર પણ વખતે એટલી જ હશે. અનેક જાતિ અને ધર્મોમાં વિભક્ત એવા આ મોટા દેશમાં દસવીસ પ્રાદેશિક ભાષા ચાલે એમાં આશ્ચર્ય નથી. અખિલ ભારતીય ભાષા તો સંસ્કૃત. પણ એ હતી જાતિનિષ્ઠ અથવા વર્ણનિષ્ઠ. નીચલી જાતિના લોકોને સંસ્કૃત શીખવાનો અધિકાર ન હતો. પ્રાદેશિક ભાષાઓ જનતાની ભાષાઓ હતી અને એ જનતાનિષ્ઠ જ રહી. તેથી જ એ ભાષાઓ જીવતી રહી છે અને આત્મોન્નતિ કરી શકી છે. (પંડિતો સંસ્કૃતને ભલે અમરવાણી કહે પણ એ જીવતી એટલે જનતાની બોલભાષા ન જ રહી શકી.)

તોપણ આ દેવવાણી સંસ્કૃતે પ્રાદેશિક ભાષાઓ ઉપર એટલી ઊંડી અસર કરી છે કે આખા ભારતમાં પ્રાદેશિક ભાષાઓ ભલે પંદર કે અઢાર હોય પણ

એ બધીમાં સાહિત્યિક સંસ્કૃતિ એકસરખી જ રહી છે. સંસ્કૃતને કારણે જ આ સમાનતા સ્થપાઈ છે, એમાં જરાયે શંકા નથી. ઊલટું, સંસ્કૃતની આ સાંસ્કૃતિક સેવા કૃતજ્ઞતાથી માન્ય કરવી જ જોઈએ.

ભારતની બધી ભાષાઓમાં આ જે સાંસ્કૃતિક સમાનતા મળે છે એનું શ્રેય ભારતના સંતોને જ છે. એમણે સંસ્કૃતમાંથી જે જે લીધું એ બધું પ્રાદેશિક જન-ભાષાઓને આપી દીધું.

આ કામ મોટે ભાગે પુરુષજાતિ મારફતે જ થયું છે. પ્રાચીનકાળથી આજ સુધી દરેક ભાષામાં વિદુષી સ્ત્રીઓ મળે છે. પણ એમની સંખ્યા ઘણી ઓછી છે. પુરુષ-જાતિ પાસેથી જે મળ્યું છે એ બધું પૂરી નિષ્ઠાથી પોતાનાં નાનાં નાનાં બાળકો સુધી પહોંચાડી દેવું અને આવી સેવા દ્વારા નવી પેઢીને સંસ્કારી બનાવવી એટલી જ સ્ત્રીજાતિની સેવા હતી. પણ એનું મહત્ત્વ ઘણું છે. કહેવું જોઈએ કે સ્ત્રીજાતિ જેવી સેવાપરાયણ અને નમ્ર જાતિ આખી દુનિયામાં બીજી નથી.

હમણાં આપણે મરાઠી ભાષામાં સ્ત્રી-સાહિત્યની, સંસ્કૃતિની અને અધ્યાત્મની વાત વિચારી રહ્યા છીએ.

આ ભાષામાં અને આ પ્રદેશની જનતામાં સંતો અને વીર પુરુષો ઘણા પેદા થયા છે. જ્ઞાની પંડિતો થયા જ છે. એમની આગળ સ્ત્રીજાતિની સંખ્યા અત્યંત અલ્પ, નહીં જેવી, છે.

આ દોષ કેવળ મહારાષ્ટ્રનો અથવા કેવળ ભારતનો નથી. આ દોષ સમસ્ત માનવજાતિમાં ફેલાયેલો છે.

માનવી સંસ્થાઓમાં કુળ, જાતિ અને ધર્મપરંપરા એ ત્રણ વ્યવસ્થાઓ અથવા સંસ્થાઓ અત્યંત મહત્ત્વની છે. ત્રણેમાં સ્ત્રી-પુરુષના સહયોગ વિના જીવન-પરંપરા જ અશક્ય હતી. અને છતાં પુરુષોએ જે કાંઈ કેળવ્યું અથવા મેળવ્યું એનો અર્ધો હિસ્સો પણ સ્ત્રીજાતિને અર્પણ કરવા જેટલી ન્યાયનિષ્ઠા એમણે બતાવી નથી. સ્ત્રીજાતિ પાસેથી લીધું વધારેમાં વધારે અને છતાં જ્ઞાન, કેળવણી અને સંસ્કારિતા એ ત્રણેમાં સ્ત્રીજાતિને પુરુષજાતિએ આપ્યું ઓછામાં ઓછું. આવી વિષમ પરિસ્થિતિ હોવા છતાં કેટલીક સ્ત્રીઓએ કેવળ પોતાના પુરુષાર્થ(!)થી ઠીકઠીક ઊંચું સ્થાન મેળવ્યું છે.

આપણે મહારાષ્ટ્રની વાત વિચારીએ છીએ. મહારાષ્ટ્રના સંત કવિઓની અને સાહિત્યકોની સંખ્યાના હિસાબે સ્ત્રીઓની સંખ્યા નગણ્ય છે. જ્ઞાનેશ્વરના કાળથી અંગ્રેજી રાજ્યના પ્રારંભકાળ સુધી કેવળ પાંચ અથવા દસ સ્ત્રીઓનાં જ નામ આપણે લઈ શકીએ છીએ.

મહારાષ્ટ્રના અત્યંત પૂજ્ય અને પ્રભાવશાળી સંત જ્ઞાનેશ્વર અને એમનાં ભાઈબહેન મળીને ચાર જણ હતાં. આજકાલના લોકો ભૂલી જાય છે કે જૂના વખતના સમાજે જ્ઞાનેશ્વર આદિની પૂજ્યતા કબૂલ કરીને પણ એમને જાતિ-બહિષ્કૃત

કર્યા હતા. (કેમ કે એમના પિતા સંન્યાસી હોવા છતાં ફરી ગૃહસ્થાશ્રમી બન્યા હતા.)

સંત જ્ઞાનેશ્વરની બહેન મુક્તાબાઈ અવિવાહિત રહી. એણે પોતાની સંસ્કારિતા અને તેજસ્વિતાનો ઉત્તમ પરિચય આપ્યો છે.

જ્ઞાનેશ્વરના સમકાલીન સંત નામદેવ જાતિ અને ધંધાથી દરજી હતા. એમના ઘરનું બધું કામ કરવાવાળી જની નામની એક દાસી હતી. આ જનીએ સંત-મંડળીમાં સ્થાન મેળવ્યું એટલું જ નહીં, પણ એની કવિતા આજે પણ આદરથી વંચાય છે.

ત્રીજા એક સંત ચોખામેળા. જાતે હરિજન એટલે અછૂત હતા. એમણે અને એમનાં પત્નીએ સંતસમાજમાં સ્થાન મેળવ્યું છે.

આ ત્રણેથી જુદાં એક સંત અને કવયિત્રી બહિણાબાઈ વિશે આજે થોડું કહેવું છે. આ બહિણાબાઈ જાતે ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિની.. એનો જીવનકાળ સન ૧૬૨૯થી ૧૭૦૦નો છે. જ્યારે એ આઠ કે નવ વર્ષની હતી ત્યારે એનો વિવાહ એક ત્રીસ અથવા વધારે વર્ષના પુરોહિત સાથે થયો. નાનપણમાં એને ઘણાં કષ્ટો સહન કરવાં પડેલાં. પણ એને બ્રાહ્મોચિત સંસ્કારો પણ મળી શક્યા હતા. સંત-સાહિત્ય પ્રત્યે એની અભિરુચિ જોઈ એના પતિ એના પર નારાજ રહેતા હતા. એમણે પત્નીને અનેક વાર મારીઝૂડી ઘરમાંથી કાઢી મૂકવાની બીક બતાવી. છતાં એ આર્યપત્નીએ પોતાની પતિનિષ્ઠા, પતિ-સેવા અને પતિ-ભક્તિમાં જરાયે ઊણપ આવવા દીધી નહીં. આગળ જતાં પતિ માંદા પડ્યા. એને પોતાની કઠોરતા-નો પશ્ચાત્તાપ થયો. પરિણામે બંનેના છેલ્લા દિવસો શાંતિમાં પસાર થયા.

બહિણાબાઈના જીવનકાળમાં અને સમાજમાં બ્રાહ્મણ સંત ઘણા હતા. કેટલાક સંતો સાથે એને પરિચય પણ હતો, અને છતાં એણે પોતાના ગુરુ તરીકે સંત તુકારામને પોતાના હૃદયથી પસંદ કર્યા. જોકે એ જ્ઞાતિએ વૈશ્યશૂદ્ર હતા. (તુકારામ વાણિયાનો ધંધો કરતા પણ પોતાને શૂદ્ર કહેવડાવતા હતા.)

આ સંત તુકારામનાં દર્શન થયાં તે પહેલાં જ બહિણાબાઈએ એમને મનોમન ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. કહે છે કે તુકારામે સ્વપ્નમાં આવીને બહિણાબાઈને દીક્ષા આપી હતી. આમ દસ વર્ષ વીત્યાં પછી બહિણાબાઈને તુકારામનાં દર્શન થયાં. સારો પરિચય પણ થયો. આ બહિણાબાઈની કવિતા ઉપર તુકારામની કવિતાનો ઠીકઠીક પ્રભાવ દેખાય છે.

તુકારામના દેહત્યાગ પછી બહિણાબાઈએ એમના સમકાલીન અને વિખ્યાત પૂજ્ય સંત રામદાસ સાથે ઠીકઠીક વખત ગાળ્યો હતો. રામદાસ અને એમના સાથીઓ પ્રત્યે ભક્તિભાવ હોવા છતાં બહિણાબાઈએ પોતાનો શિષ્યભાવ તો સંત તુકારામ પ્રત્યે જ કાયમ રાખ્યો.. (તોપણ કેટલાક બહિણાબાઈને રામદાસની શિષ્યા પણ કહે છે. બ્રાહ્મણ કવયિત્રીના ગુરુ તો બ્રાહ્મણ જ હોવા જોઈએ ને?)

એ બધીમાં સાહિત્યિક સંસ્કૃતિ એકસરખી જ રહી છે. સંસ્કૃતને કારણે જ આ સમાનતા સ્થપાઈ છે, એમાં જરાયે શંકા નથી. ઊલટું, સંસ્કૃતની આ સાંસ્કૃતિક સેવા કૃતજ્ઞતાથી માન્ય કરવી જ જોઈએ.

ભારતની બધી ભાષાઓમાં આ જે સાંસ્કૃતિક સમાનતા મળે છે એનું શ્રેય ભારતના સંતોને જ છે. એમણે સંસ્કૃતમાંથી જે જે લીધું એ બધું પ્રાદેશિક જન-ભાષાઓને આપી દીધું.

આ કામ મોટે ભાગે પુરુષજાતિ મારફતે જ થયું છે. પ્રાચીનકાળથી આજ સુધી દરેક ભાષામાં વિદુષી સ્ત્રીઓ મળે છે. પણ એમની સંખ્યા ઘણી ઓછી છે. પુરુષ-જાતિ પાસેથી જે મળ્યું છે એ બધું પૂરી નિષ્ઠાથી પોતાનાં નાનાં નાનાં બાળકો સુધી પહોંચાડી દેવું અને આવી સેવા દ્વારા નવી પેઢીને સંસ્કારી બનાવવી એટલી જ સ્ત્રીજાતિની સેવા હતી. પણ એનું મહત્ત્વ ઘણું છે. કહેવું જોઈએ કે સ્ત્રીજાતિ જેવી સેવાપરાયણ અને નમ્ર જાતિ આખી દુનિયામાં બીજી નથી.

હમણાં આપણે મરાઠી ભાષામાં સ્ત્રી-સાહિત્યની, સંસ્કૃતિની અને અધ્યાત્મની વાત વિચારી રહ્યા છીએ.

આ ભાષામાં અને આ પ્રદેશની જનતામાં સંતો અને વીર પુરુષો ઘણા પેદા થયા છે. જ્ઞાની પંડિતો થયા જ છે. એમની આગળ સ્ત્રીજાતિની સંખ્યા અત્યંત અલ્પ, નહીં જેવી, છે.

આ દોષ કેવળ મહારાષ્ટ્રનો અથવા કેવળ ભારતનો નથી. આ દોષ સમસ્ત માનવજાતિમાં ફેલાયેલો છે.

માનવી સંસ્થાઓમાં કુળ, જાતિ અને ધર્મપરંપરા એ ત્રણ વ્યવસ્થાઓ અથવા સંસ્થાઓ અત્યંત મહત્ત્વની છે. ત્રણેમાં સ્ત્રી-પુરુષના સહયોગ વિના જીવન-પરંપરા જ અશક્ય હતી. અને છતાં પુરુષોએ જે કાંઈ કેળવ્યું અથવા મેળવ્યું એનો અર્ધો હિસ્સો પણ સ્ત્રીજાતિને અર્પણ કરવા જેટલી ન્યાયનિષ્ઠા એમણે બતાવી નથી. સ્ત્રીજાતિ પાસેથી લીધું વધારેમાં વધારે અને છતાં જ્ઞાન, કેળવણી અને સંસ્કારિતા એ ત્રણેમાં સ્ત્રીજાતિને પુરુષજાતિએ આપ્યું ઓછામાં ઓછું. આવી વિષમ પરિસ્થિતિ હોવા છતાં કેટલીક સ્ત્રીઓએ કેવળ પોતાના પુરુષાર્થ(!)થી ઠીકઠીક ઊંચું સ્થાન મેળવ્યું છે.

આપણે મહારાષ્ટ્રની વાત વિચારીએ છીએ. મહારાષ્ટ્રના સંત કવિઓની અને સાહિત્યકોની સંખ્યાના હિસાબે સ્ત્રીઓની સંખ્યા નગણ્ય છે. જ્ઞાનેશ્વરના કાળથી અંગ્રેજી રાજ્યના પ્રારંભકાળ સુધી કેવળ પાંચ અથવા દસ સ્ત્રીઓનાં જ નામ આપણે લઈ શકીએ છીએ.

મહારાષ્ટ્રના અત્યંત પૂજ્ય અને પ્રભાવશાળી સંત જ્ઞાનેશ્વર અને એમનાં ભાઈબહેન મળીને ચાર જણ હતાં. આજકાલના લોકો ભૂલી જાય છે કે જૂના વખતના સમાજે જ્ઞાનેશ્વર આદિની પૂજ્યતા કબૂલ કરીને પણ એમને જાતિ-બહિષ્કૃત

કર્યા હતા. (કેમ કે એમના પિતા સંન્યાસી હોવા છતાં ફરી ગૃહસ્થાશ્રમી બન્યા હતા.)

સંત જ્ઞાનેશ્વરની બહેન મુક્તાબાઈ અવિવાહિત રહી. એણે પોતાની સંસ્કારિતા અને તેજસ્વિતાનો ઉત્તમ પરિચય આપ્યો છે.

જ્ઞાનેશ્વરના સમકાલીન સંત નામદેવ જાતિ અને ધંધાથી દરજી હતા. એમના ઘરનું બધું કામ કરવાવાળી જની નામની એક દાસી હતી. આ જનીએ સંત-મંડળીમાં સ્થાન મેળવ્યું એટલું જ નહીં, પણ એની કવિતા આજે પણ આદરથી વંચાય છે.

ત્રીજા એક સંત ચોખામેળા. જાતે હરિજન એટલે અછૂત હતા. એમણે અને એમનાં પત્નીએ સંતસમાજમાં સ્થાન મેળવ્યું છે.

આ ત્રણેથી જુદાં એક સંત અને કવયિત્રી બહિણાબાઈ વિશે આજે થોડું કહેવું છે. આ બહિણાબાઈ જાતે ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિની. એનો જીવનકાળ સન ૧૬૨૯થી ૧૭૦૦નો છે. જ્યારે એ આઠ કે નવ વર્ષની હતી ત્યારે એનો વિવાહ એક ત્રીસ અથવા વધારે વર્ષના પુરોહિત સાથે થયો. નાનપણમાં એને ઘણાં કષ્ટો સહન કરવાં પડેલાં. પણ એને બ્રાહ્મોચિત સંસ્કારો પણ મળી શક્યા હતા. સંત-સાહિત્ય પ્રત્યે એની અભિરુચિ જોઈ એના પતિ એના પર નારાજ રહેતા હતા. એમણે પત્નીને અનેક વાર મારીઝૂડી ઘરમાંથી કાઢી મૂકવાની બીક બતાવી. છતાં એ આર્યપત્નીએ પોતાની પતિનિષ્ઠા, પતિ-સેવા અને પતિ-ભક્તિમાં જરાયે ઊણપ આવવા દીધી નહીં. આગળ જતાં પતિ માંદા પડયા. એને પોતાની કઠોરતા-નો પશ્ચાત્તાપ થયો. પરિણામે બંનેના છેલ્લા દિવસો શાંતિમાં પસાર થયા.

બહિણાબાઈના જીવનકાળમાં અને સમાજમાં બ્રાહ્મણ સંત ઘણા હતા. કેટલાક સંતો સાથે એને પરિચય પણ હતો, અને છતાં એણે પોતાના ગુરુ તરીકે સંત તુકારામને પોતાના હૃદયથી પસંદ કર્યા. જોકે એ જ્ઞાતિએ વૈશ્યશૂદ્ર હતા. (તુકારામ વાણિયાનો ધંધો કરતા પણ પોતાને શૂદ્ર કહેવડાવતા હતા.)

આ સંત તુકારામનાં દર્શન થયાં તે પહેલાં જ બહિણાબાઈએ એમને મનોમન ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. કહે છે કે તુકારામે સ્વપ્નમાં આવીને બહિણાબાઈને દીક્ષા આપી હતી. આમ દસ વર્ષ વીત્યાં પછી બહિણાબાઈને તુકારામનાં દર્શન થયાં. સારો પરિચય પણ થયો. આ બહિણાબાઈની કવિતા ઉપર તુકારામની કવિતાનો ઠીકઠીક પ્રભાવ દેખાય છે.

તુકારામના દેહત્યાગ પછી બહિણાબાઈએ એમના સમકાલીન અને વિખ્યાત પૂજ્ય સંત રામદાસ સાથે ઠીકઠીક વખત ગાળ્યો હતો. રામદાસ અને એમના સાથીઓ પ્રત્યે ભક્તિભાવ હોવા છતાં બહિણાબાઈએ પોતાનો શિષ્યભાવ તો સંત તુકારામ પ્રત્યે જ કાયમ રાખ્યો. (તોપણ કેટલાક બહિણાબાઈને રામદાસની શિષ્યા પણ કહે છે. બ્રાહ્મણ કવયિત્રીના ગુરુ તો બ્રાહ્મણ જ હોવા જોઈએ ને?)

એ જમાનાની પરિસ્થિતિનો ખ્યાલ આપવા માટે એક પ્રસંગ અહીં નોંધવા જેવો છે.

બહિણાબાઈને અને એમના પતિને એક કપિલા ગાય અને એનું વાછરડું ભેટમાં મળ્યાં હતાં. ગાય અને વાછરડું બન્નેમાં સંત-ભક્તિ પ્રગટ થઈ. વાછરડું તો બહિણાબાઈ સાથે પુરાણશ્રાવણ માટે અને હરિ-કથા-કીર્તન માટે હાજર રહેતું હતું. પુરાણશ્રાવણ માટે ભેગા થયેલા લોકોની ભીડમાં આ વાછરડું જગ્યા રોકે એની કેટલાક લોકોને ચીડ ચડી. એમણે વાછરડાને મંદિર બહાર હાંકી કાઢ્યું, પણ પુરાણ-શ્રાવણ કરાવનાર વિદ્વાન હતો એક સંત. એના મનમાં વાછરડાની ભક્તિની કદર હતી. એણે આગ્રહપૂર્વક એ વાછરડાને બેસવા દીધું. એટલેથી પત્યું નહીં. તુકારામ વગેરે સંતોનો અને એમના વેદાન્તોનો દ્વેષ કરનાર એક વિદ્વાન દુર્જન બ્રાહ્મણ હતો. નામ મમ્બાજી. એણે ગાય અને વાછરડાને પકડીને સંતાડી દીધાં, ઘણો માર માર્યો. પણ કહે છે કે મમ્બાજીના એ પ્રહારોની અસર સંત તુકારામની પીઠ ઉપર દેખાવા લાગી. એ ચમત્કાર જોઈને લોકોની ભક્તિ વધી. પણ પેલા વાછરડાએ અપવાસ શરૂ કર્યા અને અગિયાર દિવસને અંતે પ્રાણ છોડયા!

સંત બહિણાબાઈની કવિતા સાદી અને રોચક છે. એની રચનાઓની સંખ્યા સાતસોથી એક હજાર ગણાય છે. એમાં શ્લોકો પણ છે અને આરતીઓ પણ છે. પણ મોટે ભાગે સંત તુકારામના પ્રિય વૃત્ત અભંગમાં જ એ કવિતા છે. (બહિણાબાઈની કવિતામાં સંતોચિત ભક્તિ, સદુપદેશ અને પૌરાણિક કથાવાર્તાઓનો ઉલ્લેખ મળે છે. પણ હું માનું છું કે બહિણાબાઈની કવિતાની વિશેષતા એમની વેદાન્ત-સાધનામાં છે.)

યોગવિદ્યાનું સવિસ્તર જ્ઞાન બહિણાબાઈને હતું પણ આસન – પ્રાણાયામ વગેરે વાતો છોડી દઈ બહિણાબાઈએ ભક્તિ સાથે ધ્યાન-ધારણાને વિશેષ સ્થાન આપ્યું છે. એની શૈલીમાં બીજા સંતોની ભાષા કરતાં વધારે સંસ્કારિતા અને આધુનિકતા પણ દેખાઈ આવે છે.

મેં મારા સેવાકાળમાં મહારાષ્ટ્રના સંતોનું સાહિત્ય ઠીકઠીક વાંચ્યું હતું. મુક્તા-બાઈ અને જનાબાઈનું સાહિત્ય પણ વાંચ્યું હતું. પણ ખબર નથી કેમ, બહિણા-બાઈના સાહિત્ય તરફ ધ્યાન જ ગયું ન હતું. જ્યારે એ વાંચ્યું ત્યારે આ સંત કવયિત્રીની વેદાન્ત-સાધના પ્રત્યે વિશેષ ધ્યાન ખેંચાયું. એના સાહિત્યનો અનુવાદ બીજી ભાષાઓમાં પણ થવો જોઈએ કેમ કે એનો સાધનાક્રમ વિશેષ અધ્યયન કરવા લાયક છે.

# ૧૧. આમૂલાગ્ર સામાજિક ક્રાંતિ માટે આધ્યાત્મિક સંસ્કૃતિની ઉત્તમ સેવા

## સંત કવયિત્રી વેણુબાઈ

મહારાષ્ટ્રનાં સ્ત્રી અથવા પુરુષ સંતો વિશે જ્યારે ભારતના વિશાળ પ્રદેશોના લોકોને કાંઈ કહેવાનું હોય ત્યારે આ જૂના સંતોના હું બે વિભાગ કરું છું: (૧) છત્રપતિ શ્રી શિવાજીના પૂર્વકાલીન (જેમાં જ્ઞાનદેવ, મુક્તાબાઈ, નામદેવ, એકનાથ, કાન્હોપાત્રા આદિ અનેક સંતો આવી જાય છે) અને (૨) છત્રપતિ શિવાજીકાલીન (જેમાં સમર્થ રામદાસ, તુકારામ આદિ સંતો ગણાય છે.) મેં જોયું છે કે મહારાષ્ટ્ર બહારના લોકો માટે આ ભેદ ઘણો ઉપયોગી છે.

જે સંત કવયિત્રી વિશે થોડું લખવા માગું છું તે છત્રપતિના ગુરુ સમર્થ રામદાસની શિષ્યા હતી, તેથી એને પણ શિવકાલીન સંતમંડળમાં લેવી જોઈએ. વેણાબાઈના જન્મ કે મૃત્યુનો સમય નિશ્ચિત નથી. છતાં ઈતિહાસ-સંશોધન માને છે કે વેણાબાઈનો જન્મ અને શિવાજીનો જન્મ એક જ સાલનો—સન ૧૬૨૭નો—માનવો જોઈએ. શિવાજીનો દેહાન્ત ૧૬૮૦માં થયો. સંત કવયિત્રી વેણાબાઈએ એથી ચાર-છ વરસ પહેલાં પોતાનો દેહ ત્યાગ્યો હતો.

પહેલા મંડળની (૧) સંત કવયિત્રી મુક્તાબાઈ સંત જ્ઞાનેશ્વરની બહેન હતી. (આ ત્રણ ભાઈઓ અને એક બહેન સંન્યાસીનાં સંતાન હોવાથી સમાજમાં બહિષ્કૃત હતાં. પછીથી એમની પ્રતિષ્ઠા વધી. (૨) જનાબાઈ જાતિની શૂદ્ર હતી અને જેમની પાસેથી એને પ્રેરણા મળી હતી તે નામદેવ પણ જાતે દરજી એટલે શૂદ્ર હતા. (૩) ત્રીજી સંત કવયિત્રી કાન્હોપાત્રા તો ગણિકા-કન્યા હતી. (૪) સંત નિર્મલા અને સોયરાબાઈ અંત્યજ એટલે હરિજન ચોખામેળાના કુટુંબની બહેનો હતી.

શિવકાલીન મંડળમાં સંત કવયિત્રી હતી બહિણાબાઈ અને વેણાબાઈ. આ બન્ને જ્ઞાતિએ બ્રાહ્મણ. એમાં બહિણાબાઈ વૈશ્ય સંત તુકારામની શિષ્યા હતી અને વેણાબાઈ હતી બ્રાહ્મણ સંત સમર્થ રામદાસની પટ્ટશિષ્યા.

મુક્તાબાઈ અને જનાબાઈની જેટલી પ્રતિષ્ઠા સમાજમાં છે એટલી બીજીઓની નથી. આ જાણવા છતાં હું કહીશ કે વેણાબાઈ (જેમને વેણીબાઈ, વેણુબાઈ અથવા વેણાસ્વામી પણ કહેતા) તરફ વધારે ધ્યાન આપવું જોઈએ.

વેણાબાઈનું પિયર કોલ્હાપુર અને સાસરું મીરજ હતું. બન્ને તરફનાં કુટુંબો અત્યંત રૂઢિનિષ્ઠ! દેશસ્થ બ્રાહ્મણ સાથે વેણીનાં લગ્ન થયાં, ત્યારે એ આઠ વર્ષની હતી. અને પતિ ગુજરી ગયા ત્યારે નવ વરસની! આ બાળવિધવાના પુનર્વિવાહ પણ અશક્ય હતા. સવારના પહોરમાં આ કંકુ-રહિત બાલવિધવાનાં

દર્શન કોઈને થાય તો એ અશુભ મનાતું. દસ વરસની બાળાને સમજી લેવું પડયું કે એનું દુર્દૈવી જીવન અશુભ પણ છે, અને પૂર્વજન્મનાં પાપ વગર આવું દુ:ખદ વૈધવ્ય એના ભાગ્યમાં આવત નહીં. બન્ને કુટુંબના સભ્યો રામભક્ત હતા. એમણે એ બાળાને થોડું વાચન-લેખન શીખવ્યું તથા પૌરાણિક સાહિત્યનો રસ એનામાં જગાડયો. બન્ને ઘરના લોકોની સેવા કરવી અને ભાગ્યહીનતાને લીધે થનારાં અપમાનો સહન કરવાં—એ જ હતો આ અભાગી બાળાનો જીવનક્રમ.

આવી છોકરીઓ માટે જ્યારે દાંપત્ય કે ગૃહસ્થજીવન અપ્રાપ્ય બને છે ત્યારે સંત સાધુઓની, બાવાઓની તથા સંન્યાસીઓની ભક્તિ કરવાનો એકમાત્ર રસ્તો એમને માટે ખુલ્લો હોય છે. સગાં માને તો એ માર્ગ માટે જ્યારે વેણીએ પોતાનું આકર્ષણ બતાવ્યું ત્યારે બન્ને તરફનાં સંબંધીઓ નારાજ થઈ ગયાં. વિધવા છોકરી જો ઘરની બહાર જાય, મંદિરમાં જઈ કથાકીર્તન સાંભળે, સંત-સાધુઓની સેવા કરે તો સગાંવહાલાંની આબરૂ ક્યાં રહી? છોકરીનાં માબાપને લોકનિંદા સાંભળવી પડી કે "જે છોકરીએ હમણાં હમણાં જ તારુણ્યમાં પ્રવેશ કર્યો છે તે જો સાધુ-જોગીઓનાં પ્રવચનો સાંભળવા જાય તો ઘરના લોકો આ સહન શી રીતે કરે?" કહેવાય છે કે સંબંધીઓએ છોકરીને ઝેર પીવાની ભલામણ કરી. અને આ પરોપકારી સજ્જનોએ એને ઝેર આણી પણ આપ્યું. આગળ કહેવાય છે કે છોકરીએ ઝેર પી લીધું અને ભગવાનનું નામ લેતાં લેતાં બેભાન થઈ પડી ગઈ. માબાપ આવી પહોંચ્યાં. એટલામાં સમર્થ રામદાસ સ્વામી પણ પોતાની શિષ્યાની મદદે ત્યાં પહોંચ્યા. જોયું કે ઝેરને લીધે છોકરીનો ગોરો ચહેરો કાળો પડી ગયો છે. રામદાસ સ્વામીના આશીર્વાદને લીધે ઝેર ઊતરી ગયું અને સગાંસંબંધી દ્વિધામાં આવી પડયાં.

હવે એ છોકરી માટે પિયર અથવા સાસરે રહેવું મુશ્કેલ હતું. એ સીધી પહોંચી રામદાસ સ્વામીના મઠમાં. ત્યાં સમર્થને માટે રસોઈ કરવી, આવેલા મહેમાનોની આગતાસ્વાગતા કરવી, મઠનાં નાનાંમોટાં કામો કરવાં અને ગુરુ-મહારાજના આદેશ અનુસાર આધ્યાત્મિક સાધના ચલાવવી—આ જ થઈ પડયો વેણાબાઈનો નિત્યક્રમ. આક્કાબાઈ કરીને સમર્થ રામદાસની એક શિષ્યા હતી જ. વેણાબાઈ એમની નાની બહેન બની ગઈ.

નાનપણમાં જ્યારે વેણુને રામદાસ સ્વામીનાં પ્રથમ દર્શન થયેલાં ત્યારે આ પ્રતિભાસંપન્ન છોકરીએ એમને વીસ-પચીસ સવાલો પૂછ્યા હતા. આ આધ્યાત્મિક પ્રશ્નોથી આકર્ષિત થઈ રામદાસ સ્વામીએ જવાબો અભંગ વૃત્તમાં લખી આપ્યા હતા. આ જવાબોને રટતા રહેવું, એનું ચિંતન કરવું એ જ વેણુની સાધના બની ગઈ હતી.

હવે તો એ મઠમાં રહેવા માટે જ ગઈ. જોતજોતાંમાં આધ્યાત્મમાં પ્રવીણ બની ગઈ. રામદાસ સ્વામીએ આક્કાબાઈને એક મઠ બનાવી આપ્યો હતો. વેણુ એમની

મદદનીશ બની. બન્નેએ પોતાના મઠ દ્વારા સમાજમાં સંતજીવનનો પ્રચાર કર્યો.

પછીથી વેણુબાઈનો એક સ્વતંત્ર મઠ મિરજમાં સ્થપાયો. એના પણ શિષ્યો-પ્રશિષ્યો થયા.

વેણુસ્વામી ઝેરના મોતથી તો બચી ગઈ હતી પણ એની તંદુરસ્તી કમજોર થઈ ગઈ હતી. ગુરુ તથા શિષ્યા બન્ને સમજી ગયાં કે હવે વેણુનો અંતકાળ પાસે આવ્યો છે. દેહત્યાગનો દિવસ નક્કી કરી સાતારા પાસે સ્વામી રામદાસના પોતાના મઠમાં, ચૈત્ર ચતુર્દશીએ (અમાસની રાત્રે) વેણુબાઈએ પોતાનો દેહ છોડયો.

સનાતની બ્રાહ્મણ પરિવારના રૂઢિ-નિયમો તોડીને વેણાબાઈએ અધ્યાત્મનો માર્ગ લીધો. સમાજે એને રસ્તે અનેક વિઘ્નો નાખ્યાં. આ બાળવિધવાએ બધું જ સહન કરીને પોતાની તેજસ્વિતા સિદ્ધ કરી તથા સમાજની બીજી સાધુમહિલાઓ માટે અધ્યાત્મનો માર્ગ સહેલો કર્યો.

વેણાબાઈએ રામાયણ, મહાભારત, ભાગવત આદિ ગ્રંથોનું અધ્યયન કર્યું જ હતું. સંતસાહિત્યનો પણ એને સારો પરિચય હતો. રામદાસ સ્વામીનું તથા તેમના અનેક શિષ્યોનું ધાર્મિક સાહિત્ય તો એને કંઠસ્થ હતું જ. યથાસમયે એનો કાવ્યાત્મા જાગ્રત થયો. એણે પોતે અનેક ગીતો લખ્યાં. ભુજંગપ્રયાત છંદમાં 'રામ-ગૂહક સંવાદ' આદિ અનેક પ્રકરણ લખ્યાં, અને 'સીતા-સ્વયંવર' નામે એક સુંદર કાવ્ય પણ લખ્યું.

આજકાલ આપણે સ્ત્રીશિક્ષાની વ્યવસ્થા સર્વત્ર કરીએ છીએ. વિધવાવિવાહના માર્ગમાં જે મુશ્કેલીઓ છે તે બધી દૂર કરીએ છીએ. છોકરીઓ ઈચ્છે તો સર્વોચ્ચ શિક્ષણ મેળવી શકે છે. સ્ત્રી-સ્વાતંત્ર્યનો આ જમાનો સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે બધી રીતે અનુકૂળ છે. ત્રણસો સાડા ત્રણસો વરસ પહેલાં, હિંદુ ધર્મનો સર્વોચ્ચ ભાગ ભક્તિયુક્ત અધ્યાત્મ હતો. એણે ઘણી મુશ્કેલીથી ધર્મના ક્ષેત્રમાં સ્ત્રીજાતિ માટે રસ્તો મોકળો કર્યો હતો અને અધ્યાત્મની મદદથી સ્વાતંત્ર્ય તથા સ્ત્રીજાતિની ઉન્નતિ વડે થનારી ક્રાન્તિ શકય બનાવી હતી.

વેણુબાઈનું જીવન અને સાહિત્ય આજના જમાના માટે પણ અત્યંત પ્રેરક છે. અધ્યાત્મની મદદથી મેળવેલું સ્વાતંત્ર્ય આજે પણ સ્ત્રીજાતિને ઉદ્ધારનો રસ્તો બતાવશે. સ્ત્રી-કેળવણીના કાર્યક્રમમાં વેણુબાઈના જીવનને તથા સાહિત્યને યોગ્ય સ્થાન મળવું જોઈએ.

આજના જમાના માટે માત્ર વ્યક્તિગત પ્રયત્ન બસ નથી. આખા મહા-રાષ્ટ્રમાં સ્ત્રીજાતિ માટે રસ્તો સાફ – મોકળો કરવો જોઈએ, ખાસ કરીને ગામડાનું વાતાવરણ તરત સુધારવું જોઈએ. આમતેમ જરાતરા સુધારો કરીએ તે નહીં ચાલે. સમસ્ત માનવ-માનસમાં અને સામાજિક રિવાજોમાં મહાન ક્રાન્તિ કરવાની છે. આ કાર્યમાં સ્વતંત્રતા-પોષક આધ્યાત્મિક સંસ્કૃતિ આજે પણ ઘણી મદદ કરી શકે એમ છે.

# ૧૨. સ્ત્રીજાતિનું સર્વોત્તમ કન્યારત્ન

## સંત કાન્હોપાત્રા

ભારત-વિખ્યાત સંત કવયિત્રી મીરાંના પહેલાં પચાસ અથવા પોણોસો વર્ષ પહેલાં, મહારાષ્ટ્રમાં એક અદ્વિતીય સંત કવયિત્રી કાન્હોપાત્રા થઈ હતી. મીરાં એક રાજકન્યા અને રાજપત્ની પણ હતી. બરાબર એથી ઊલટું કાન્હોપાત્રાનું. તે હતી એક ગણિકા કન્યા. બંનેના માનસવિવાહ નાનપણમાં શ્રીકૃષ્ણની સાથે થયા હતા અને બંને આખરે શ્રીકૃષ્ણનાં ચરણોમાં વિલીન થઈ હતી.

ભક્તિ-પરાયણ મહારાષ્ટ્રની ધર્મ-સંતધાની પંઢરપુરથી વીસ માઈલ દૂર મંગળવેઢે કરીને એક પવિત્ર ગામ છે. મહારાષ્ટ્રના એક બ્રાહ્મણ સંત દામાજી અને હરિજન સંત ચોખામેળાને કારણે મંગળવેઢે મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે. ત્યાં કાન્હોપાત્રાનો જન્મ થયો હતો.

માનું નામ શ્યામા. ન્યાતે અને વ્યવસાયે એ વેશ્યા હતી. નાની બાળાનું સૌન્દર્ય જોઈને મા અભિમાનથી કહે, ‘આ મારી દીકરી એટલી રૂપાળી છે કે દેશના ધનીમાની, રાજારજવાડાં તો આકર્ષિત થશે જ, પણ એને જોઈને સ્વર્ગના દેવો પણ મુગ્ધ થશે.’ માએ દીકરીને સરસ રીતે ભણાવવાનો ઉપક્રમ કર્યો. એને સરસ ભજનો શિખવાડયાં. એને સંગીતમાં પ્રવીણ કરી. નૃત્ય-કલા તો એમના ધંધાની વિશેષતા. એમાં પણ એ પ્રવીણ થઈ. જેમ જેમ બાળાની ઉંમર વધે તેમ તેમ માતાનું અભિમાન અને એનો લોભ પણ વધતો જાય. માએ વિચાર કર્યો કે ગાન સંભળાવવા માટે દીકરીને લઈને રાજદર્શને જવું. દીકરીનું રૂપલાવણ્ય અને ગાયનથી કોઈ રાજપુરુષ મોહિત થઈ જાય.

દીકરીને એ પસંદ ન પડયું. માએ ચિડાઈને પૂછયું, “ત્યારે તું કરવા શું માગે છે?”

“મારા કરતાં ગુણોમાં અને સૌંદર્યમાં ચઢે એવા પુરુષની સેવા કરીશ” દીકરીએ કહ્યું. માએ દીકરીને કુટુંબધર્મની પેઢી દર પેઢીથી ચાલી આવતા ધંધાની વાત કરી. પણ દીકરી માને ત્યારે ને?

દીકરીને કેટલાક ભક્તો પાસેથી પંઢરપુરના યાત્રાળુઓનો પરિચય થયો. એને ખબર પડી કે પંઢરપુરના ભગવાન વિઠ્ઠલ આગળ નાનામોટાનો ભેદ નથી, ઊંચ-નીચ બધા સરખા. પુરાણોમાંની પુંડલીક આદિ ભક્તોની વાતો એ લોકોએ સંભળાવી. માની રજા લઈને કાન્હોપાત્રા પંઢરપુર ગઈ અને ત્યાં એણે ભગવાનની જ સેવા કરવાનું નક્કી કર્યું. એના મોઢામાંથી અભંગનાં ગીતો નીકળ્યાં. (એ અભંગો આજ પણ મહારાષ્ટ્રમાં જ્યાંત્યાં ગવાય છે).

હવે બન્યું એવું કે પંઢરપુરના વિઠોબા ભગવાનની સેવા કરનાર આ ગણિકા-

કન્યાના સૌંદર્યની અને ગાયનકુશળતાની વાત બેદરના બાદશાહ સુધી પહોંચી ગઈ. બાદશાહે એ અદ્‌ભુત લાવણ્યની વાત સાંભળતાંવેંત એ ગણિકા-કન્યાને આણવા માટે માણસો મોકલ્યા. બાદશાહના જબરદસ્ત અધિકારનો એ યુગ હતો.

સરકારી લોકો કરે છે તેમ એ લોકોએ પ્રથમ આદરયુક્ત આમંત્રણ આપ્યું, પણ જરા શંકા આવી કે સ્વીકારશે નહીં ત્યારે એમણે તરત ધમકીની ભાષા શરૂ કરી: "તને પકડીને લઈ આવવાનો બાદશાહનો અમને હુકમ છે." કાન્હોપાત્રા સમજી ગઈ. એણે કહ્યું, "ચાલો ત્યારે, આવું તમારી સાથે. પણ પ્રથમ મને વિઠોબાનાં દર્શને જઈ આવવા દો."

ધાર્યું સફળ થયું એટલે બાદશાહના માણસો રાજી થયા અને એમણે કાન્હો-પાત્રાને વિઠોબાના મંદિરમાં દર્શન માટે જવા દીધી. હવે એ ભક્તાણી બીજું શું કરી શકે? ભગવાનનાં દર્શન થયાં અને ત્યાં જ એણે પોતાના પ્રાણ અર્પણ કર્યા. પૂજારીઓએ નિષ્પ્રાણ શબ ત્યાં પડેલું જોયું. બાદશાહના માણસો નિરાશ થઈ પાછા ગયા. આ છે ભક્તાણી કાન્હોપાત્રાની કથા. ત્યારથી સ્ત્રીજાતિનાં ઉત્તમોત્તમ રત્નોમાં એનું નામ ગવાય છે.

પૂજારીઓએ મંદિરની બહાર દક્ષિણ બાજુ કાન્હોપાત્રાની અંત્યવિધિ કરી. જ્યાં એનો દેહ દાટચો હતો ત્યાં તરટીનું વૃક્ષ ઊગ્યું, જે આજે પણ ત્યાં મોજૂદ છે. એની છાયામાં ભક્તોએ કાન્હોપાત્રાની એક નાનકડી મૂર્તિ સ્થાપિત કરી છે.

આપણા ધર્મ પર અને સંસ્કૃતિ પર એવો કયો શાપ છે કે આપણે પોતાના આધ્યાત્મિક, સામાજિક અને રાજનૈતિક સત્યાગ્રહી વીરોની કદર કરીએ છીએ, ભક્તિ અને પૂજા કરીએ છીએ પણ એમના ધર્મતેજથી પ્રભાવિત થઈ સમાજ-સુધારો અને ધર્મ-સુધારો કરવા તૈયાર નથી થતા? શું આપણાં હૃદયો મડદાલ ચામડાંનાં બનેલાં હોય છે?

કાન્હોપાત્રાના પચીસ-ત્રીસ અભંગ જ હાલ મોજૂદ છે. પણ એમાં હૃદયની વેદના, ભગવાનની કરુણા અને ભક્તિનું આત્મ-સમર્પણ છલોછલ ભર્યું છે. મહા-રાષ્ટ્રની અને ખાસ કરીને પંઢરપુરની સંતમાળામાં ગણિકાકન્યા કાન્હોપાત્રાનું સ્થાન ઊંચું અને સ્થિર છે. હવે આવશ્યક છે કે અખિલ ભારતના સંતોમાં પણ એને સ્થાન મળે અને એનું ચરિત્ર સાંભળી એ બધા લોકો પોતાના હૃદયને પાવન કરે.

# ૧૩. આ યુગની વિજ્ઞાન-યોગિની

## માદામ મેરી ક્યૂરી

માદામ મેરી ક્યૂરીનું જીવનચરિત્ર આપણી ભાષામાં આવે એમ હું ક્યારનો ઇચ્છતો હતો. આવડી મોટી ચોપડીનો અનુવાદ હું જાતે ક્યારે કરત? પણ જોરથી ઇચ્છા થઈ કે 'આવી સુંદર ચોપડી આપણી ભાષામાં આવવી તો જોઈએ જ.' ઘણા લોકોને આની ભલામણ પણ કરી. આશ્ચર્ય એ છે કે ભલે આટલી મોડી પણ આ ચોપડી આપણને ગુજરાતીમાં જ મળે છે.

આ ચરિત્ર-ગ્રંથની મહાનતા અનેક રીતે છે. છેલ્લા બેત્રણ જમાનામાં દુનિયામાં જે મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓ પેદા થયા તેમાં પણ માદામ ક્યૂરીનું નામ ઘણું ઊંચું છે. એટલે 'એક મહાન વ્યક્તિનું આ જીવનચરિત્ર છે.' અને આનંદની વાત એ કે શૈલીની દૃષ્ટિએ પણ આ ચોપડી જીવનચરિત્ર-લેખનનો ઉત્તમ નમૂનો છે. ખૂબી એ કે આ ચરિત્ર માદામ ક્યૂરીની પ્રતિભાસંપન્ન નાની દીકરીએ લખ્યું છે. મોટી દીકરીએ માતાના જીવનનું અનુસરણ કરી માતાની પેઠે જ વિજ્ઞાનકાર્ય માટે નોબેલ પ્રાઇઝ મેળવ્યું, જ્યારે નાની દીકરીએ આ સુંદર ચરિત્ર લખી આપણને ઉપકારબદ્ધ કર્યા છે.

માનવજાતિની સર્વોચ્ચ સેવાની કદર કરતું નોબેલ પારિતોષિક એકાદ દેશને એક વાર મળે તોયે તે દેશ પોતાને ધન્ય માને. જ્યારે માદામ ક્યૂરીની બાબતમાં તો જાણે પારિતોષિકોનો વરસાદ પડતો ગયો. સૌથી પહેલું નોબેલ પારિતોષિક એને મળ્યું તે રેડિયમની શોધ કરવા માટે એમના પતિ પિયર્ર ક્યૂરી સાથે. એ હતું ભૌતિકવિજ્ઞાન(Physics)નું પારિતોષિક. માદામને બીજું મળ્યું તે એ વિધવા થયા પછી—રસાયનશાસ્ત્ર(Chemistry)નું. ચોવીસ વરસ પછી એ જ પારિતોષિક એની દીકરી ઈરીન જોલિયો ક્યૂરીને મળ્યું.

આપણા દેશમાં નોબેલ પારિતોષિક સૌથી પ્રથમ મળ્યું સાહિત્ય માટે રવીન્દ્રનાથ ઠાકુરને. ત્યાર પછી એક મળ્યું વિજ્ઞાન માટે ચંદ્રશેખર રામનને.

બધી રીતે પરતંત્ર અને અનેક રીતે પછાત એવા આપણા દેશને જ્યારે બે પારિતોષિકો મળ્યાં ત્યારે આપણો આત્મવિશ્વાસ વધ્યો કે આપણો પણ દુનિયામાં એકડો છે, અને આપણો ભાગ્યોદય બહુ દૂર નથી. આવી મનોવૃત્તિવાળા આપણે માદામ ક્યૂરીનું જીવનચરિત્ર વિશેષ રસથી વાંચવાના કેમ કે રશિયા અને જર્મની એ બે બલાઢ્ય પડોશીઓ વચ્ચે માદામ ક્યૂરીની જન્મભૂમિ પોલૅન્ડ જાણે સૈકાઓથી ચગદાઈ ગઈ હતી. પણ એ જ પારતંત્ર્યના અસહ્ય શલ્યને કારણે પોલિશ લોકોનો આત્મા સળગી ઊઠયો.

માદામ ક્યૂરી(કુમારી મારયા સ્કલોડોસ્કા)ના નાનપણનું વર્ણન વાંચીએ છીએ

ત્યારે આપણી ભારતીય સહાનુભૂતિ સવિશેષપણે જાગ્રત થાય છે. શારીરિક વેદના વેઠવી એ એટલું અઘરું નથી. પણ સાંસ્કૃતિક અત્યાચાર સહન કરવાની સૂક્ષ્મ વેદી ચિત્તને અસહ્ય થઈ જાય છે. માદામ ક્યૂરીએ એ બધી વેદનાને જ પોતાની સાધના બનાવી દીધી; અને 'બધું હણાય તોયે આત્મા હણાતો નથી' એ સિદ્ધ કરી આપ્યું.

પોલૅંડ દેશ અનેક રીતે દુર્દૈવી છે. પણ એનું મુખ્ય દુર્દૈવ એની ભૌગોલિક પરિસ્થિતિ છે. રશિયા, ઑસ્ટ્રિયા અને જર્મની જેવા ત્રણ સમર્થ વિજિગીષુ અને ઝઘડાળુ દેશો વચ્ચે હોવું અને છતાં પોતાની ભાષા, સંસ્કૃતિ અને અસ્તિત્વ કાયમ ટકાવવાની ઈચ્છા રાખવી એ જ એ દેશનું મોટું દુર્દૈવ, એ જ એની કઠણ સાધના.

પોલૅંડ દેશની મુશ્કેલી તો આખી દુનિયા જાણે છે. તેમાંયે જેઓ યહૂદી છે તેમનું તો પૂછવું જ શું? છતાં એ યહૂદી જાતિએ કેટલાયે લોકોત્તર માનવ-સેવકો તૈયાર કર્યા છે. પોલૅંડમાં જન્મેલા એક યહૂદી વિજ્ઞાનશાસ્ત્રી ઈન્ફેલ્ડનું જીવનચરિત્ર વાંચ્યું હતું. એમાં યહૂદીઓની હાલત કેટલી મુશ્કેલ હોય છે એનો પૂરો ખ્યાલ મળ્યો હતો. આગળ જતાં જતાં ઈન્ફેલ્ડે યહૂદી જાતિના જ વિજ્ઞાન-શિરોમણિ આઈન્સ્ટાઈન સાથે કામ કરીને સારીસરખી એક ચોપડી લખી. આઇ-ન્સ્ટાઈનની અને માદામ ક્યૂરીની સારી દોસ્તી હતી. એમાં આશ્ચર્ય શું? બન્નેએ વિજ્ઞાનમાં ઉત્તમમાં ઉત્તમ શોધ કરીને માનવજાત ઉપર ઉપકાર કર્યા અને પોતાના યુગને શોભાવ્યો. આ બન્નેનું કાર્ય શરૂ થયું તે પહેલાં જર્મનીના વિજ્ઞાનશાસ્ત્રી રેનજેને ક્ષ-કિરણોની શોધ કરી હતી. તેનો ઉપયોગ માદામ ક્યૂરીએ યુદ્ધના દિવસોમાં ઘાયલોના શરીરમાં બંદૂકની ગોળીઓ ક્યાં સંતાઈ છે તે તરત શોધી કાઢવામાં કર્યો હતો.

ક્ષ-કિરણ અને રેડિયમની શોધને કારણે જ ઍટમનું પૃથક્કરણ કરી શકાયું અને તેથી જ આજના યુગને અણુયુગનું નામ મળ્યું છે. કેન્સર જેવા દુઃસાધ્ય રોગોનો ઈલાજ પણ રેડિયમની મદદથી શક્ય થયો અને તેથી માદામ ક્યૂરીનું નામ પાશ્ચર જેવા વિજ્ઞાનશાસ્ત્રીના નામ સાથે લેવાવા લાગ્યું.

પોલૅંડ જેવા પછાત દેશમાં, યહૂદી જેવી હડધૂત જાતિમાં જન્મ લઈ, એક અબલાએ કેવળ પોતાના સંકલ્પબળથી, અને જબરદસ્ત પુરુષાર્થથી, માણસજાતની ઉત્તમોત્તમ સેવા કેવી રીતે કરી એની કહાણી તે આ જીવનચરિત્ર છે. એ પુરુષાર્થ માટે માદામ ક્યૂરીને સ્વદેશ છોડી જર્મનીની પશ્ચિમે ફ્રાન્સમાં જઈને રહેવું પડ્યું. જે સૉરબૉન યુનિવર્સિટીમાં એણે કેળવણી લીધી, અને જ્યાં એને પોતાનો જીવનસાથી જડ્યો; તે જ યુનિવર્સિટીમાં, આગળ જતાં, માદામ ક્યૂરીએ મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓને ભણાવીને તૈયાર કરવાનું કામ કર્યું અને પોતાના પતિના સ્મારક તરીકે રેડિયમ ઇન્સ્ટિટ્યૂટની સ્થાપના કરી વિજ્ઞાનની ખોજનો પાયો મજબૂત કર્યો.

# ૧૩. આ યુગની વિજ્ઞાન-યોગિની

## માદામ મેરી ક્યૂરી

માદામ મેરી ક્યૂરીનું જીવનચરિત્ર આપણી ભાષામાં આવે એમ હું ક્યારનો ઇચ્છતો હતો. આવડી મોટી ચોપડીનો અનુવાદ હું જાતે ક્યારે કરત? પણ જોરથી ઇચ્છા થઈ કે 'આવી સુંદર ચોપડી આપણી ભાષામાં આવવી તો જોઈએ જ.' ઘણા લોકોને આની ભલામણ પણ કરી. આશ્ચર્ય એ છે કે ભલે આટલી મોડી પણ આ ચોપડી આપણને ગુજરાતીમાં જ મળે છે.

આ ચરિત્ર-ગ્રંથની મહાનતા અનેક રીતે છે. છેલ્લા બેત્રણ જમાનામાં દુનિયામાં જે મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓ પેદા થયા તેમાં પણ માદામ ક્યૂરીનું નામ ઘણું ઊંચું છે. એટલે 'એક મહાન વ્યક્તિનું આ જીવનચરિત્ર છે.' અને આનંદની વાત એ કે શૈલીની દૃષ્ટિએ પણ આ ચોપડી જીવનચરિત્ર-લેખનનો ઉત્તમ નમૂનો છે. ખૂબી એ કે આ ચરિત્ર માદામ ક્યૂરીની પ્રતિભાસંપન્ન નાની દીકરીએ લખ્યું છે. મોટી દીકરીએ માતાના જીવનનું અનુસરણ કરી માતાની પેઠે જ વિજ્ઞાનકાર્ય માટે નોબેલ પ્રાઇઝ મેળવ્યું, જ્યારે નાની દીકરીએ આ સુંદર ચરિત્ર લખી આપણને ઉપકારબદ્ધ કર્યાં છે.

માનવજાતિની સર્વોચ્ચ સેવાની કદર કરતું નોબેલ પારિતોષિક એકાદ દેશને એક વાર મળે તોયે તે દેશ પોતાને ધન્ય માને. જ્યારે માદામ ક્યૂરીની બાબતમાં તો જાણે પારિતોષિકોનો વરસાદ પડતો ગયો. સૌથી પહેલું નોબેલ પારિતોષિક એને મળ્યું તે રેડિયમની શોધ કરવા માટે એમના પતિ પિયર્ર ક્યૂરી સાથે. એ હતું ભૌતિકવિજ્ઞાન(Physics)નું પારિતોષિક. માદામને બીજું મળ્યું તે એ વિધવા થયા પછી—રસાયનશાસ્ત્ર(Chemistry)નું. ચોવીસ વરસ પછી એ જ પારિતોષિક એની દીકરી ઈરીન જોલિયો ક્યૂરીને મળ્યું.

આપણા દેશમાં નોબેલ પારિતોષિક સૌથી પ્રથમ મળ્યું સાહિત્ય માટે રવીન્દ્રનાથ ઠાકુરને. ત્યાર પછી એક મળ્યું વિજ્ઞાન માટે ચંદ્રશેખર રામનને.

બધી રીતે પરતંત્ર અને અનેક રીતે પછાત એવા આપણા દેશને જ્યારે બે પારિતોષિકો મળ્યાં ત્યારે આપણો આત્મવિશ્વાસ વધ્યો કે આપણો પણ દુનિયામાં એકડો છે, અને આપણો ભાગ્યોદય બહુ દૂર નથી. આવી મનોવૃત્તિવાળા આપણે માદામ ક્યૂરીનું જીવનચરિત્ર વિશેષ રસથી વાંચવાના કેમ કે રશિયા અને જર્મની એ બે બલાઢ્ય પડોશીઓ વચ્ચે માદામ ક્યૂરીની જન્મભૂમિ પોલૅંડ જાણે સૈકાઓથી ચગદાઈ ગઈ હતી. પણ એ જ પારતંત્ર્યના અસહ્ય શલ્યને કારણે પોલિશ લોકોનો આત્મા સળગી ઊઠયો.

માદામ ક્યૂરી(કુમારી મારયા સ્કલોદોસ્કા)ના નાનપણનું વર્ણન વાંચીએ છીએ

ત્યારે આપણી ભારતીય સહાનુભૂતિ સવિશેષપણે જાગ્રત થાય છે. શારીરિક વેદના વેઠવી એ એટલું અઘરું નથી. પણ સાંસ્કૃતિક અત્યાચાર સહન કરવાની સૂક્ષ્મ વેદી ચિત્તને અસહ્ય થઈ જાય છે. માદામ ક્યૂરીએ એ બધી વેદનાને જ પોતાની સાધના બનાવી દીધી; અને 'બધું હણાય તોયે આત્મા હણાતો નથી' એ સિદ્ધ કરી આપ્યું.

પોલૅંડ દેશ અનેક રીતે દુર્દૈવી છે. પણ એનું મુખ્ય દુર્દૈવ એની ભૌગોલિક પરિસ્થિતિ છે. રશિયા, ઑસ્ટ્રિયા અને જર્મની જેવા ત્રણ સમર્થ વિજિગીષુ અને ઝઘડાળુ દેશો વચ્ચે હોવું અને છતાં પોતાની ભાષા, સંસ્કૃતિ અને અસ્તિત્વ કાયમ ટકાવવાની ઈચ્છા રાખવી એ જ એ દેશનું મોટું દુર્દૈવ, એ જ એની કઠણ સાધના.

પોલૅંડ દેશની મુશ્કેલી તો આખી દુનિયા જાણે છે. તેમાંયે જેઓ યહૂદી છે તેમનું તો પૂછવું જ શું? છતાં એ યહૂદી જાતિએ કેટલાયે લોકોત્તર માનવ-સેવકો તૈયાર કર્યા છે. પોલૅંડમાં જન્મેલા એક યહૂદી વિજ્ઞાનશાસ્ત્રી ઈન્ફેલ્ડનું જીવનચરિત્ર વાંચ્યું હતું. એમાં યહૂદીઓની હાલત કેટલી મુશ્કેલ હોય છે એનો પૂરો ખ્યાલ મળ્યો હતો. આગળ જતાં જતાં ઈન્ફેલ્ડે યહૂદી જાતિના જ વિજ્ઞાન-શિરોમણિ આઈન્સ્ટાઈન સાથે કામ કરીને સારીસરખી એક ચોપડી લખી. આઇ-ન્સ્ટાઈનની અને માદામ ક્યૂરીની સારી દોસ્તી હતી. એમાં આશ્ચર્ય શું? બન્નેએ વિજ્ઞાનમાં ઉત્તમમાં ઉત્તમ શોધ કરીને માનવજાત ઉપર ઉપકાર કર્યા અને પોતાના યુગને શોભાવ્યો. આ બન્નેનું કાર્ય શરૂ થયું તે પહેલાં જર્મનીના વિજ્ઞાનશાસ્ત્રી રોનજેને ક્ષ-કિરણોની શોધ કરી હતી. તેનો ઉપયોગ માદામ ક્યૂરીએ યુદ્ધના દિવસોમાં ઘાયલોના શરીરમાં બંદૂકની ગોળીઓ ક્યાં સંતાઈ છે તે તરત શોધી કાઢવામાં કર્યો હતો.

ક્ષ-કિરણ અને રેડિયમની શોધને કારણે જ ઍટમનું પૃથક્કરણ કરી શકાયું અને તેથી જ આજના યુગને અણુયુગનું નામ મળ્યું છે. કૅન્સર જેવા દુઃસાધ્ય રોગોનો ઈલાજ પણ રેડિયમની મદદથી શક્ય થયો અને તેથી માદામ ક્યૂરીનું નામ પાશ્ચર જેવા વિજ્ઞાનશાસ્ત્રીના નામ સાથે લેવાવા લાગ્યું.

પોલૅંડ જેવા પછાત દેશમાં, યહૂદી જેવી હડધૂત જાતિમાં જન્મ લઈ, એક અબલાએ કેવળ પોતાના સંકલ્પબળથી, અને જબરદસ્ત પુરુષાર્થથી, માણસજાતની ઉત્તમોત્તમ સેવા કેવી રીતે કરી એની કહાણી તે આ જીવનચરિત્ર છે. એ પુરુષાર્થ માટે માદામ ક્યૂરીને સ્વદેશ છોડી જર્મનીની પશ્ચિમે ફ્રાન્સમાં જઈને રહેવું પડ્યું. જે સૉરબૉન યુનિવર્સિટીમાં એણે કેળવણી લીધી, અને જ્યાં એને પોતાનો જીવનસાથી જડ્યો; તે જ યુનિવર્સિટીમાં, આગળ જતાં, માદામ ક્યૂરીએ મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓને ભણાવીને તૈયાર કરવાનું કામ કર્યું અને પોતાના પતિના સ્મારક તરીકે રેડિયમ ઈન્સ્ટિટ્યૂટની સ્થાપના કરી વિજ્ઞાનની ખોજનો પાયો મજબૂત કર્યો.

માદામ ક્યૂરીના જીવનના ત્રણ વિભાગ પડે છે: અઠ્ઠાવીસ વરસ સુધીની કુમારી અને વિદ્યાર્થિનીની અવસ્થા. ત્યાર પછી પિયર્ર ક્યૂરી સાથે પરણીને એણે અગિયાર વરસ સુધી ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. બે બાળાઓના ઉછેર તરફ ધ્યાન આપ્યું. વિજ્ઞાનની શોધખોળ ચલાવી અને નવરાશના દિવસોમાં સાઈકલ પર બેસી, પતિ સાથે આખા ફ્રાન્સની યાત્રા કરી. સાઈકલ પરની યાત્રાના આ દિવસો 'માદામ ક્યૂરીના દાંપત્ય સહજીવનના સૌથી વધારે આનંદના દિવસો હતા.'

એક કરુણ અકસ્માતને કારણે પિયર્ર ક્યૂરીની કારકિર્દીનો અને માદામ ક્યૂરીના સૌભાગ્યનો અંત આવ્યો. અનન્ય પ્રેમથી પતિનું ધ્યાન કરતાં અને એની સાથેનું પોતાનું સહકાર્ય એકલે હાથે ચલાવવામાં માદામ ક્યૂરીએ બીજાં અઠ્ઠાવીસ વરસ ગાળ્યાં. રેડિયમ જેવી જલદ ધાતુ સાથે અખંડ પ્રયોગ કરવાને કારણે એની આંગળીઓ બળી ગઈ હતી. એને પાંડુરોગ લાગુ પડ્યો અને ૨૮ + ૧૧ + ૨૮-વાળું સડસઠ વરસનું શરીર એણે, બધી રીતે થાકી ગયા પછી, છોડી દીધું. જરા સરખી અતિશયોક્તિ વગર કહી શકાય કે કૌમાર્ય-યૌવન-જરા એવા જીવનના ત્રણે વિભાગનો એણે ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કર્યો અને એક સાદા સીધા છતાં લોકોત્તર જીવનનો આદર્શ દુનિયા આગળ રજૂ કર્યો.

માદામ ક્યૂરીનું આ જીવનચરિત્ર લખનાર એની નાની દીકરી ઈવ ક્યૂરી જ્યારે જન્મી ત્યારે એની માતા સાડત્રીસ વરસની હતી. દીકરી સમજણી થઈ ત્યાં તો માતાએ વાર્ધક્યમાં પ્રવેશ પણ કર્યો હતો, છતાં માદામ ક્યૂરીના બાલ્ય-કાળનું વર્ણન દીકરીએ એટલું રસિક અને જીવતું કર્યું છે કે આપણને એમ જ લાગે કે ઈવ જાણે માદામની મોટી બહેન હશે. એણે મારયાનું જીવન એના છેક નાનપણથી, પ્રેમ અને કૌતુક સાથે નિહાળ્યું હતું! આ જીવનચરિત્ર આટલું જીવતું થયું છે, રસિક અને બોધપ્રદ થયું છે, અને પ્રારંભથી ચિત્તનો કબજો લે છે એનું મુખ્ય કારણ એ કે ઈવને તે તે વખતનો આખો પત્રવ્યવહાર વ્યવસ્થિત રીતે સચવાયેલો મળ્યો; અને દરેક વખતના સમકાલીનોનાં સંસ્મરણો પણ એને સાંભળવા મળ્યાં. પરિણામે માદામના જીવનનાં બધાં પાસાંની વિશ્વાસપાત્ર વિગતો એને જાણવાને મળી. પણ એવી વિગતોનો સારામાં સારો ઉપયોગ કરવો અને એમાંથી એક ચૈતન્યથી સ્ફુરતું ચલત્-ચિત્ર તૈયાર કરવું એ ચરિત્ર-લેખિકાની ખરી કીમિયાગીરી. માતા અને મોટી બહેન વિજ્ઞાનના કીમિયાગર નીવડ્યાં તો શ્રીમતી ઈવ ક્યૂરી સાહિત્યના ક્ષેત્રમાં ચરિત્રલેખનની બાબતમાં એટલાં જ સફળ કીમિયાગર નીવડ્યાં છે.

૨

માદામ ક્યૂરીના જીવનમાં આટલી વસ્તુઓ તો ડગલે ને પગલે તરી આવે છે:

એમની ઉત્કટ દેશભક્તિ: પોતાની જન્મભૂમિ પરતંત્ર છે, દબાયેલી છે, એનો આત્મા અપમાનિત છે એ શલ્ય તેઓ કોઈ કાળે ભૂલી શકતાં ન હતાં. યુરોપના

મહાયુદ્ધને અંતે પોલૅંડ દેશ સ્વતંત્ર થયો. એની ધન્યતા પણ એ માણી શક્યાં એ એમનું સદ્ભાગ્ય. રેડિયમની શોધ પહેલાં, એમણે જે બીજી એક ધાતુ શોધી કાઢી એનું નામ જન્મભૂમિ-વાત્સલ્યથી પ્રેરિત થઈને જ એમણે રાખ્યું પોલિનિયમ.

સ્વદેશ સ્વતંત્ર થતાંવેંત ત્યાં વિજ્ઞાનની ઉપાસના વધે અને કૅન્સર જેવા રોગના ઈલાજ તરીકે રેડિયમચિકિત્સાનો લાભ સ્વદેશવાસીઓને મળે એટલા ખાતર એમણે પોલૅંડની રાજધાની વારસોમાં એક રેડિયમ ઈન્સ્ટિટ્યૂટની સ્થાપનામાં મદદ કરી અને અમેરિકામાં જામેલી પ્રતિષ્ઠાનો પણ સ્વદેશ કાજે ઉપયોગ કર્યો.

સ્વદેશનિષ્ઠા કરતાં જરાયે ઊતરતી નહીં, બલકે અનેક અંશે ચડે એવી એમની જ્ઞાન અને વિજ્ઞાન પ્રત્યેની નિષ્ઠા હતી.

ઈશ્વરે જેમને વિજ્ઞાનની પ્રતિભા આપી છે તેઓ ખરેખર કોઈ એક દેશના નથી હોતા, આખી માનવજાતિના હોય છે. તેમનું જીવન, તેમની નિષ્ઠા અને તેમની સાધના કશા પક્ષપાત વગર સમસ્ત માનવજાતિના કલ્યાણને અર્થે અર્પણ થયેલી હોય છે. માદામ ક્યૂરીના શિષ્યમંડળમાં દુનિયાના બધા જ દેશના બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ જોવામાં આવે છે અને એ બધાનો આ 'બૌદ્ધિક ઉછેર' પણ એમણે માતાના સદ્ભાવથી જ કર્યો.

શિષ્ય-વાત્સલ્ય અને વિજ્ઞાનશાસ્ત્રીની ગાંભીર્યયુક્ત અલિપ્તતા બન્ને એમનામાં જોવામાં આવે છે.

નારીજાતિના નિષ્ઠા, કોમલતા, સ્વાત્માર્પણ, પ્રેમ અને વાત્સલ્ય—બધા ગુણો હોવા છતાં અને એમનો ઉત્કર્ષ કરી બતાવ્યા છતાં એમની જ્ઞાનોપાસના પુરુષ-કોટિની જ હતી. તેથી તેમના ચારિત્ર્યવિકાસમાં જરાયે એકાંગિતા આવી નહીં કે રહી નહીં, એ સૂક્ષ્મ વસ્તુ તરફ એમની દીકરીએ સુંદર રીતે આપણું ધ્યાન ખેંચ્યું છે.

દુનિયાના બધા જ ખંડોમાં જેમની કીર્તિ ફેલાઈ હતી તે માદામ ક્યૂરીમાં મોટાઈનું અભિમાન તો શું, ભાન સરખું પણ જાગ્યું ન હતું. ખરેખર એ એક અદ્ભુત સિદ્ધિ જ ગણાય. વિજ્ઞાનના ક્ષેત્રમાં એમના સમોવડિયા આઈન્સ્ટાઈને માદામ ક્યૂરી વિશે કહ્યું કે, "અલમ દુનિયામાં પ્રતિષ્ઠા અને કીર્તિનો કાટ જેના પર ચડયો નથી એવાં તો એક માદામ ક્યૂરી જ ગણાય."

વિજ્ઞાનની ટોચે પહોંચ્યા છતાં કુદરત સાથેનો એમનો સંબંધ બાળકના જેવો જ રહ્યો હતો. બગીચાનાં ફૂલ, કૂતરા-બિલાડી જેવાં ઘરનાં પશુઓ, ગામડાનું વાતાવરણ અને સગાંવહાલાં સાથેનું કૌટુંબિક જીવન—એ વસ્તુઓથી તેઓ જરાયે વિમુખ થયાં ન હતાં.

એમની દેશભક્તિને કારણે રૂસ, જર્મની વગેરે દેશો પ્રત્યે એમનામાં જો દ્વેષ, તિરસ્કાર કે કડવાશ આવી હોત તો તે ક્ષમ્ય ગણાત પણ વિજ્ઞાનની સાધનાને વરેલાં માદામ ક્યૂરીમાં એવી સંકુચિતતા લેશમાત્ર ન હતી. પણ એનો અર્થ એ

માદામ ક્યૂરીના જીવનના ત્રણ વિભાગ પડે છે: અઠ્ઠાવીસ વરસ સુધીની કુમારી અને વિદ્યાર્થિનીની અવસ્થા. ત્યાર પછી પિયર્ર ક્યૂરી સાથે પરણીને એણે અગિયાર વરસ સુધી ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. બે બાળાઓના ઉછેર તરફ ધ્યાન આપ્યું. વિજ્ઞાનની શોધખોળ ચલાવી અને નવરાશના દિવસોમાં સાઈકલ પર બેસી, પતિ સાથે આખા ફ્રાન્સની યાત્રા કરી. સાઈકલ પરની યાત્રાના આ દિવસો 'માદામ ક્યૂરીના દાંપત્ય સહજીવનના સૌથી વધારે આનંદના દિવસો હતા.'

એક કરુણ અકસ્માતને કારણે પિયર્ર ક્યૂરીની કારકિર્દીનો અને માદામ ક્યૂરીના સૌભાગ્યનો અંત આવ્યો. અનન્ય પ્રેમથી પતિનું ધ્યાન કરતાં અને એની સાથેનું પોતાનું સહકાર્ય એકલે હાથે ચલાવવામાં માદામ ક્યૂરીએ બીજાં અઠ્ઠાવીસ વરસ ગાળ્યાં. રેડિયમ જેવી જલદ ધાતુ સાથે અખંડ પ્રયોગ કરવાને કારણે એની આંગળીઓ બળી ગઈ હતી. એને પાંડુરોગ લાગુ પડ્યો અને ૨૮ + ૧૧ + ૨૮-વાળું સડસઠ વરસનું શરીર એણે, બધી રીતે થાકી ગયા પછી, છોડી દીધું. જરા સરખી અતિશયોક્તિ વગર કહી શકાય કે કૌમારં-યૌવનં-જરા એવા જીવનના ત્રણે વિભાગનો એણે ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કર્યો અને એક સાદા સીધા છતાં લોકોત્તર જીવનનો આદર્શ દુનિયા આગળ રજૂ કર્યો.

માદામ ક્યૂરીનું આ જીવનચરિત્ર લખનાર એની નાની દીકરી ઈવ ક્યૂરી જ્યારે જન્મી ત્યારે એની માતા સાડત્રીસ વરસની હતી. દીકરી સમજણી થઈ ત્યાં તો માતાએ વાર્ધક્યમાં પ્રવેશ પણ કર્યો હતો, છતાં માદામ ક્યૂરીના બાલ્ય-કાળનું વર્ણન દીકરીએ એટલું રસિક અને જીવતું કર્યું છે કે આપણને એમ જ લાગે કે ઈવ જાણે માદામની મોટી બહેન હશે. એણે મારયાનું જીવન એના છેક નાનપણથી, પ્રેમ અને કૌતુક સાથે નિહાળ્યું હતું! આ જીવનચરિત્ર આટલું જીવતું થયું છે, રસિક અને બોધપ્રદ થયું છે, અને પ્રારંભથી ચિત્તનો કબજો લે છે એનું મુખ્ય કારણ એ કે ઈવને તે તે વખતનો આખો પત્રવ્યવહાર વ્યવસ્થિત રીતે સચવાયેલો મળ્યો; અને દરેક વખતના સમકાલીનોનાં સંસ્મરણો પણ એને સાંભળવા મળ્યાં. પરિણામે માદામના જીવનનાં બધાં પાસાંની વિશ્વાસપાત્ર વિગતો એને જાણવાને મળી. પણ એવી વિગતોનો સારામાં સારો ઉપયોગ કરવો અને એમાંથી એક ચૈતન્યથી સ્ફુરતું ચલત્-ચિત્ર તૈયાર કરવું એ ચરિત્ર-લેખિકાની ખરી કીમિયાગીરી. માતા અને મોટી બહેન વિજ્ઞાનના કીમિયાગર નીવડ્યાં તો શ્રીમતી ઈવ ક્યૂરી સાહિત્યના ક્ષેત્રમાં ચરિત્રલેખનની બાબતમાં એટલાં જ સફળ કીમિયાગર નીવડ્યાં છે.

## ૨

માદામ ક્યૂરીના જીવનમાં આટલી વસ્તુઓ તો ડગલે ને પગલે તરી આવે છે:

એમની ઉત્કટ દેશભક્તિ: પોતાની જન્મભૂમિ પરતંત્ર છે, દબાયેલી છે, એનો આત્મા અપમાનિત છે એ શલ્ય તેઓ કોઈ કાળે ભૂલી શકતાં ન હતાં. યુરોપના

મહાયુદ્ધને અંતે પોલૅંડ દેશ સ્વતંત્ર થયો. એની ધન્યતા પણ એ માણી શકયાં એ એમનું સદ્‌ભાગ્ય. રેડિયમની શોધ પહેલાં, એમણે જે બીજી એક ધાતુ શોધી કાઢી એનું નામ જન્મભૂમિ-વાત્સલ્યથી પ્રેરિત થઈને જ એમણે રાખ્યું પોલિનિયમ.

સ્વદેશ સ્વતંત્ર થતાંવેંત ત્યાં વિજ્ઞાનની ઉપાસના વધે અને કૅન્સર જેવા રોગના ઈલાજ તરીકે રેડિયમચિકિત્સાનો લાભ સ્વદેશવાસીઓને મળે એટલા ખાતર એમણે પોલૅંડની રાજધાની વારસોમાં એક રેડિયમ ઈન્સ્ટિટયૂટની સ્થાપનામાં મદદ કરી અને અમેરિકામાં જામેલી પ્રતિષ્ઠાનો પણ સ્વદેશ કાજે ઉપયોગ કર્યો.

સ્વદેશનિષ્ઠા કરતાં જરાયે ઊતરતી નહીં, બલકે અનેક અંશે ચડે એવી એમની જ્ઞાન અને વિજ્ઞાન પ્રત્યેની નિષ્ઠા હતી.

ઈશ્વરે જેમને વિજ્ઞાનની પ્રતિભા આપી છે તેઓ ખરેખર કોઈ એક દેશના નથી હોતા, આખી માનવજાતિના હોય છે. તેમનું જીવન, તેમની નિષ્ઠા અને તેમની સાધના કશા પક્ષપાત વગર સમસ્ત માનવજાતિના કલ્યાણને અર્થે અર્પણ થયેલી હોય છે. માદામ કયૂરીના શિષ્યમંડળમાં દુનિયાના બધા જ દેશના બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ જોવામાં આવે છે અને એ બધાનો આ ‘બૌદ્ધિક ઉછેર’ પણ એમણે માતાના સદ્‌ભાવથી જ કર્યો.

શિષ્ય-વાત્સલ્ય અને વિજ્ઞાનશાસ્ત્રીની ગાંભીર્યયુક્ત અલિપ્તતા બન્ને એમનામાં જોવામાં આવે છે.

નારીજાતિના નિષ્ઠા, કોમલતા, સ્વાત્માર્પણ, પ્રેમ અને વાત્સલ્ય—બધા ગુણો હોવા છતાં અને એમનો ઉત્કર્ષ કરી બતાવ્યા છતાં એમની જ્ઞાનોપાસના પુરુષ-કોટિની જ હતી. તેથી તેમના ચારિત્ર્યવિકાસમાં જરાયે એકાંગિતા આવી નહીં કે રહી નહીં, એ સૂક્ષ્મ વસ્તુ તરફ એમની દીકરીએ સુંદર રીતે આપણું ધ્યાન ખેંચ્યું છે.

દુનિયાના બધા જ ખંડોમાં જેમની કીર્તિ ફેલાઈ હતી તે માદામ કયૂરીમાં મોટાઈનું અભિમાન તો શું, ભાન સરખું પણ જાગ્યું ન હતું. ખરેખર એ એક અદ્‌ભુત સિદ્ધિ જ ગણાય. વિજ્ઞાનના ક્ષેત્રમાં એમના સમોવડિયા આઈન્સ્ટાઈને માદામ કયૂરી વિશે કહ્યું કે, “અલમ દુનિયામાં પ્રતિષ્ઠા અને કીર્તિનો કાટ જેના પર ચડયો નથી એવાં તો એક માદામ કયૂરી જ ગણાય.”

વિજ્ઞાનની ટોચે પહોંચ્યા છતાં કુદરત સાથેનો એમનો સંબંધ બાળકના જેવો જ રહ્યો હતો. બગીચાનાં ફૂલ, કૂતરા-બિલાડી જેવાં ઘરનાં પશુઓ, ગામડાનું વાતાવરણ અને સગાંવહાલાં સાથેનું કૌટુંબિક જીવન—એ વસ્તુઓથી તેઓ જરાયે વિમુખ થયાં ન હતાં.

એમની દેશભક્તિને કારણે રૂસ, જર્મની વગેરે દેશો પ્રત્યે એમનામાં જો દ્વેષ, તિરસ્કાર કે કડવાશ આવી હોત તો તે ક્ષમ્ય ગણાત પણ વિજ્ઞાનની સાધનાને વરેલાં માદામ કયૂરીમાં એવી સંકુચિતતા લેશમાત્ર ન હતી. પણ એનો અર્થ એ

નથી કે ચારિત્ર્યની તેજસ્વિતા ખોઈ બેઠેલા અધ્યાપકોની ચાપલૂસી તેઓ સહન કરી શકતાં હતાં.

ધર્મની બાબતમાં એમના વિચારો વિજ્ઞાનના સાધકને શોભે એવા જ હતા. એમના પ્રયોગમંદિર દ્વારા એમને જે વિશ્વદર્શન અને જીવનદર્શન થયું હતું એમાંથી જ એમણે પોતાની ધાર્મિકતા ખીલવી હતી. ધર્મશાસ્ત્રો અને ધર્મસંસ્થાઓ પ્રત્યે એમના મનમાં અનાસ્થા અથવા તટસ્થતા હોવી એ સ્વાભાવિક હતું. સર્વ ધર્મો પ્રત્યે એકસરખી તટસ્થતા ધારણ કર્યા પછી જે વૈજ્ઞાનિક અને મુક્ત વિશ્વધર્મ જાગે છે તે ધર્મને જ તેઓ સમજતાં અને માનતાં હતાં.

એમના ચારિત્ર્યનું હજી એક વિશેષ પાસું છે જે આપણી સંસ્કૃતિના એક ઉચ્ચ આદર્શની ઝાંખી કરાવે છે. જીવનનો મોટો ભાગ દારિદ્ર્યમાં અને જાતજાતની અગવડો વેઠવામાં ગાળ્યા છતાં ધનસંપત્તિ કે વૈભવ તરફ એમનું કે એમના પતિનું ચિત્ત જરાયે આકર્ષાયું નહીં. એમણે જો પોતાની રેડિયમની શોધનું આંતરરાષ્ટ્રીય પેટંટ લીધું હોત તો તેઓ ધનસંપત્તિના ઢગલામાં આળોટી શક્યાં હોત અને પોતાની પ્રવૃત્તિ માટે કે પોતાની સંસ્થાઓ માટે કરોડો રૂપિયા ઉઘરાવવા એમને જે ભિક્ષા-યાત્રા કરવી પડી તેમાંથી એ બચ્યાં હોત. અનેક મિત્રોએ એમને, એ દિશામાં વાળવાનો પ્રયત્ન પણ કર્યો. એ દુન્યવી માર્ગને વખોડ્યા વગર, તેઓ પોતે, પોતાના જ માર્ગને અને આદર્શને મક્કમપણે આખર સુધી વળગી રહ્યાં એ એમની ચારિત્ર્યસિદ્ધિ નાનીસૂની નથી.

મહાયુદ્ધના દિવસોમાં એમણે ઘાયલોની સેવા માટે જે જહેમત ઉઠાવી તે એમના સેવામય જીવનનું એક બીજું અનેરું પાસું હતું. વિજ્ઞાનની સર્વોચ્ચ સાધના માટે અનેક દેશના યુવાનોને અને યુવતીઓને કેળવીને તૈયાર કરતાં જે કેળવણીશાસ્ત્ર એમણે કેળવ્યું તે પણ આપણા પ્રાચીન ભારતીય આદર્શ સાથે ઘણું મળતું આવે છે. વિદ્યાર્થીને પોતાની જ્ઞાનોપાસનામાં બધી રીતે સ્વતંત્ર રાખવા, સર્વોચ્ચ કોટિના વિદ્વાનોના સહવાસમાં એમને આવવા દેવા અને જ્ઞાનોપાસના ચલાવતાં પરિશ્રમ કે કૌશલ્યની વ્યવસ્થાની કે ચોકસાઈની જરા સરખી શિથિલતા સહન ન કરવી એ એમનો આદર્શ દેખાય છે.

આવી આપણા જમાનાની (૧૮૬૭-૧૯૩૪) એક વિશ્વવિભૂતિનું સુંદરમાં સુંદર જીવનચરિત્ર ગુજરાતીમાં આણી આપવા માટે મારા મિત્ર શ્રી બલવંતરાયભાઈનો આપણે બધાએ ઉપકાર માનવો જોઈએ. . . . જ્યારે ભાગ્યોદયનું પર્વ બેસે છે ત્યારે આપણી આગળ દુનિયાભરના ઉત્તમમાં ઉત્તમ દાખલાઓ જ હોવા જોઈએ.

## ૧૪. નેત્ર વિનાની નેત્રી

### હેલન કેલર

સોનાની કે કોલસાની ખાણ જ્યારે ધસી પડે છે અને અંદર માણસો દટાઈ જાય છે ત્યારે એમને શું થતું હશે? હવે આપણે પ્રકાશ જોઈ શકવાના નથી, માણસની દુનિયા આપણે માટે કાયમની ગઈ, થોડીક હવા આપણી આસપાસ છે એ ખૂટે નહીં ત્યાં સુધી જ આપણે જીવવાના, હવે મરણ નિશ્ચિત છે, કાં તો તરસે મરીએ કાં તો ખોરાકને અભાવે મરીએ, અને આ બંને પૂરતા પ્રમાણમાં હોય તોય હવા ખૂટવાથી તો નિશ્ચિત મરણ આગળ છે જ. અને ધારો કે હવા-પાણી અને ખોરાક ત્રણે પૂરતાં મળવાની સગવડ કરી હોય અને મરણની બીક ટાળી હોય, તો દટાયેલા માણસને કેવું લાગશે? એને થશે કે મરણની બીકથી આપણે જીવતા રહેવાનો પ્રયત્ન કર્યો, પણ ખરું જોતાં આ અણધારી વિફળતામાંથી બચાવવા માટે મરણ આવે તો તે મોટો ઉપકાર જ ગણવો જોઈએ. ક્રૂર મરણ કરતાં આ વેરાન જીવન વધારે ભયાનક, વધારે અસહ્ય છે. આના કરતાં જીવવાનો પ્રયત્ન જ ન કર્યો હોત અને મરણને વધાવી લીધું હોત તો સરસ થાત. માણસની જિંદગીને, માણસની પ્રતિષ્ઠાને શોભે એવું થાત. અંધારામાંથી પ્રકાશ તરફ જવાતું હોય તો જ મરણ ટાળીને અમર થવામાં કાંઈ અર્થ છે.

આંખો જવાથી આખી દુનિયા અને આખી જિંદગી—સ્થળ અને કાળ જ્યારે અંધકારમય થઈ જાય છે ત્યારે માણસને આમ જ થતું હશે. ખાણમાં દટાયેલા લોકો બહાર નીકળવા માટે અંદરથી ખોદવા માંડે છે. કઈ દિશાએ ખોદવું એનો એમને ખ્યાલ નથી હોતો. અદૃષ્ટ ઉપર વિશ્વાસ રાખી તેઓ ખોદતા જાય છે; બીજું કશું કરી ન શકે એટલા માટે પણ ખોદતા જાય છે. ક્યાં ખોદવું તેનો એમને ખ્યાલ નથી હોતો. પણ ખોદવું તો જોઈએ જ; આશા કેમ મૂકી દેવાય? અદૃષ્ટને બનતી મદદ કરવી એ માણસનો ધર્મ છે, એટલા ખાતર તેઓ ખોદે છે, કોદાળી ચલાવે છે, ખાડો ઊંડો થતો જાય છે, પણ આશા વધતી નથી. એટલામાં જ્યારે અંદરના લોકોને બહારનો કોદાળીનો ઘા સંભળાય છે અને બહારના લોકોને અંદરથી કાંઈક પ્રવૃત્તિ ચાલતી હોય એવી શંકા જાય છે ત્યારે બંનેનાં હૃદય કેવાં ઊલટતાં હશે? કોલંબસને અમેરિકા જડે, પેલિસીને એનેમલ કરવાની કળા હાથ આવે, અથવા કોઈ ઉપનિષદ-કાલીન ઋષિને આત્મા અને બ્રહ્મના ઐક્યનો યોગ લાધે, ત્યારે જે આનંદ થાય છે તે જ આનંદ ખાણમાં દટાયેલાને બહાર કાઢતાં બંને પક્ષને થતો હશે.

અને જેઓ આંધળા અને બહેરા છે અને પરિણામે જેઓ કોઈ કાળે અવાજ નહીં સાંભળવાને કારણે, મનુષ્યવાણી જ જાણતા નથી, મૂગા છે, એવાઓને પણ

ઇંદ્રિયગોચર દુનિયાનું જ્ઞાન કરી આપવાની કળા જો કોઈને હસ્તગત થઈ જાય તો એવો જ આનંદ—વિજયાનંદ થવો જોઈએ.

મહાભારતના ધૃતરાષ્ટ્ર, મધ્યકાલીન સુરદાસ વગેરે આંધળાઓ આપણે ત્યાં પ્રસિદ્ધ છે. કોઈ દૈવી પુરુષે માથે હાથ મૂકીને આંધળાને દૃષ્ટિ આપ્યાના દાખલા પણ આપણે વાંચીએ છીએ; પણ તે તો કવિતામાં વ્યક્ત થયેલી માણસજાતની કેવળ ઉત્કટ અભિલાષા જ છે.

હેલન કેલર આજના જમાનામાં આખી દુનિયાનાં જેટલાં આંધળાં અને બહેરાંબોબડાં છે તે બધાંની સમર્થ પ્રતિનિધિ છે. એ ૧૯ મહિનાની હતી ત્યારે, માંદગીને કારણે, એની આંખો ગઈ. એના કાન પણ ગયા. નીરવ અંધકારનો વારસો મળ્યા પછી એની વાચા પણ ગઈ, સ્વભાવ ખાટો થઈ ગયો, અને જીવનમાં કેવળ નિરાશા જ વ્યાપી રહી. પ્રેમાળ માતાપિતાએ આ કરુણ કિસ્મત આગળ માથું નમાવવાની ના પાડી અને અંતે નસીબ ઉપર પ્રેમનો વિજય થયો. બાળા સાત વરસની થઈ અને એને એવી તો એક કેળવણીકાર માતા મળી ગઈ કે જેની આગળ આખી દુનિયાએ કૃતજ્ઞ થવું ઘટે. ત્રણ વરસના સખત પ્રયત્ન અને ધીરજથી કુ. સલિવને હેલનને વાચાદાન કર્યું; એને સાહિત્યની સંસ્કારની અને ચારિત્ર્યની કેળવણી આપી; અને દીર્ઘકાલના ભગીરથ પ્રયત્નથી એને માનવી જીવન અને માનવી સંસ્કૃતિનો વારસો પાછો મેળવી આપ્યો. આજે હેલનને આંખ અને કાન નથી એનું દુ:ખ નથી; ચક્ષુ અને શ્રાવણનું કામ એની આખી ચામડી, પગનાં તળિયાં, હાથની હથેળી અને આંગળીનાં ટેરવાં કરે છે. આ એક જ ત્વગ્ ઇંદ્રિય દ્વારા એનું આખું નિરીક્ષણ—પરીક્ષણ, પ્રજ્ઞા, મેધા અને કલ્પના એટલાં તો ખીલ્યાં છે કે કેવળ આંધળા લોકોમાં જ નહીં પણ આખી દુનિયાની તમામ મહાન વ્યક્તિઓમાં એણે એક સ્થાન મેળવી લીધું છે. આવી આ અદ્ભુત બાળા અને એની એનાથીયે અદ્ભુત શિક્ષિકાનો પરિચય આ સુંદર ચોપડીમાં આપણને મળે છે.

પ્રથમ પ્રથમ આપણને ભાન રહે છે કે એક આંધળી બાળાનું આ બયાન છે; પણ આગળ જતાં એની ભાષાશૈલી, એનાં આબાદ વર્ણનો, પ્રસંગોનું એનું પૃથક્કરણ અને એની અનુમાનશક્તિ અને વિચારશક્તિ એટલાં તો ખીલે છે કે આપણે અજાણતાં, શિષ્યભાવે, આ કાવ્યકૃતિનું પાન કરીએ છીએ.

સંધ્યા સમયે આકાશમાં નાનીશી ચંદ્રકલા અને ચળકતી શુક્રની તારિકા પાસે પાસે શોભતી જોઈ કવિ વડ્ર્ઝવર્થ એમને પૂછે છે કે, તમારા બેમાં રાણી કોણ અને સખી કોણ તે તમે જ નક્કી કરીને કહો. હેલનની આત્મકથા વાંચ્યા પછી આપણને થાય છે કે આ અલૌકિક પ્રતિભાશક્તિ તે કોની કહેવાય—હેલનની કે સલિવનની? આંખ, કાન અને વાચાને અભાવે માણસના જ્ઞાનમાં કેટલી ઊણપ આવે છે એનો ખ્યાલ આપણને સહેજે નથી આવતો. મોટપણમાં આ ત્રણે ઇંદ્રિયો જાય તો તો

જીવન કષ્ટમય થાય, પણ અપૂર્ણ ન રહે. પણ નાનપણથી જ જ્યારે આ સાધનો-થી માણસ વંચિત થાય ત્યારે તો એક આખો ખંડ સમુદ્રમાં ડૂબી ગયા જેવું થઈ જાય છે. કલ્પના કરવાથી આનો ખ્યાલ વખતે આપણને આવે, પણ આટલા અનુભવને અભાવે માણસનું ચારિત્ર્ય પણ કેટલું સંકુચિત થઈ જાય છે એનો ખ્યાલ તો કલ્પનાને પણ નહીં આવે. જ્ઞાન, અધૂરું રહે એ પોસાય, પણ હૃદયનો વિકાસ પ્રાથમિક દશામાં જ અટકે એ તો મરણ કરતાંય ભૂંડું. માણસનું વ્યક્તિત્વ એના હૃદયના વિકાસમાં જ રહેલું છે. એ ઝરણું જો સુકાઈ જાય તો જિંદગીનો ભાર વહન કર્યે આનંદ શો? સાર્થકતા શી? કુ. સલિવને હેલનને જ્ઞાન આપ્યું, વાચા આપી, સાહિત્ય-રસિકતા આપી, એટલું જ નહીં પણ સેવામાં જ સાર્થકતા રહેલી છે એમ સમજનારું સંસ્કારી હૃદય આપ્યું; જીવનના ભવ્ય અને કરુણ પ્રસંગો ઓળખવાની શક્તિ અને તે પ્રમાણે જીવનપરિવર્તન કરવાવાળું હૃદય આપ્યું. માટે જ હેલન કહે છે કે "મારામાં જે કાંઈ છે તે બધું મારી જ્ઞાનદાત્રી, જીવનદાત્રી અધ્યાપિકા સલિવનને જ આભારી છે. એનાથી હું જુદી નથી જ. મારું પોતાનું સ્વયંભૂ એવું કશું છે જ નહીં."

આંખકાન ન હોવા છતાં માનવી સાહિત્ય દ્વારા અને અનુભવ દ્વારા હેલને મનુષ્યજીવનની આખી કમાણી પોતાની કરી છે. વ્યક્તિગત જીવનના તેમ જ સામાજિક જીવનના બધા પ્રશ્નો એણે પોતાના કર્યા છે. દુનિયાના ડાહ્યા લોકોના વિચારો તો એ જાણે છે, પણ પોતાની સ્વતંત્ર એવી 'દૃષ્ટિ' કેળવી દુનિયાને આપવા જેવું એની પાસે મૌલિકેય ઘણું છે. ચિત્તનું પૃથક્કરણ; નિરીક્ષણની સૂક્ષ્મતા, પ્રેમની ભેદકતા, માનવી સંસ્થાના ગુણદોષ, દરેક બાબતમાં એનું સંસ્કારી વ્યક્તિત્વ કાંઈ ને કાંઈ અનેરો પ્રકાશ પાડે જ છે.

મને લાગે છે કે આ અસામાન્ય સાહિત્ય-સુંદર આત્મકથા કોઈ પણ દેશના સાહિત્યમાં અગત્યનું સ્થાન ભોગવશે. અધ્યાપન-કળામાં પ્રવીણ થવા ઇચ્છનાર દરેક શિક્ષકે તો આનું પારાયણ કરવું જ જોઈએ. પણ મારા અભિપ્રાય પ્રમાણે બાળકોને સાહિત્યની અને ચારિત્ર્યની કેળવણી આપવા માટે આને પાઠ્યપુસ્તક તરીકે રાખવું જોઈએ. આ ચોપડી અને તેની લેખિકા આપણી પાસેથી દયા માગતી નથી, આપણી કદર પણ માગતી નથી પણ આપણી ગરજે, સંસ્કારિતાને લોભે, શિષ્યભાવે આપણે એનું અધ્યયન કરીએ એવી પ્રેરણા એ આપે છે.

આ નાનકડી આત્મકથામાં હેલનના જીવનનાં વીસ-એકવીસ વર્ષો જ આવી જાય છે. 'મજધાર' કરીને એણે પોતાના જીવનનો ઉત્તરાર્ધ હમણાં હમણાં બહાર પાડ્યો છે. તેની આખી ભૂમિકા જુદી છે, તેનો રસ જુદો છે. હેલન કેલરે ધર્મ વિશે, સામાજિક સુસ્થિતિ વિશે, સમાજસત્તાવાદ વિશે, અનેક ચોપડીઓ લખી છે. મનુષ્ય-જીવન સુસંસ્કૃત બનાવી એમાંથી વધુમાં વધુ આનંદ કેમ મેળવવો અને માનવ-જાતિનું દુઃખ દૂર કરી જીવન કૃતાર્થ કેમ કરવું એ વિશે જે ઉદ્ગારો કાઢ્યા છે

તે ખરેખર આદરથી સાંભળવા જેવા અને મનન કરવા જેવા છે. અધ્યાપક મગનભાઈ એ બધાનું તારણ તૈયાર કરી આપણને નહીં આપે?

પ્રસ્તુત નાનકડી ચોપડીમાં પણ આંધળાનો અનુભવ વ્યક્ત કરનારી હેલનની મૌલિક શૈલી આપણને મુગ્ધ કરે જ છે. એનાં વિશેષણો અને વર્ણનો આપણને કલ્પનાનાં નવાં ક્ષેત્રો ખોલી બતાવે છે, પણ એની સાથે, મનોવૃત્તિનું પૃથક્કરણ, હૃદયનો વિકાસ અને જિંદગીની વિષમ સમસ્યાઓ, એના પણ માર્મિક નમૂનાઓ આપણી આગળ રજૂ કરે છે.

કૉલેજમાં પ્રવેશ કરવા માટે એને જહેમત ઉઠાવવી પડી. તંત્રજડ પરીક્ષકો સાથે અને પરીક્ષાના રાક્ષસ સાથે યુદ્ધ ચલાવી એણે એ રાક્ષસને ધૂળભેગો કર્યો. પણ કૉલેજનું જીવન કેટલું નિ:સાર અને છીછરું છે એ વિશેનો પોતાનો અનુભવ એણે સંસ્કારિતાની ઉચ્ચ ભૂમિકા ઉપરથી પણ સ્પષ્ટ શબ્દોમાં આપણને આપ્યો છે.

જે નાજુક બાળા કુદરતના ભીષણ શાપને શાંતિથી સહન કરી શકી તે માણસની સંશયવૃત્તિ અને અનુદારતા સામે કેવી રીતે ચીમળાઈ ગઈ અને એમાંથી ફરી ખીલતાં એને કેટલી મુશ્કેલી પડી, એ એના પર મૂકેલા કૃતિચૌર્યના આળનો પ્રસંગ વાંચતાં આપણા ધ્યાનમાં આવે છે. બાર વર્ષની બાળા એક નિબંધ લખે અને એનો એક હિતકર્તા મુરબ્બી એની પાછળ નફટાઈથી સંતાડેલું અનુકરણ જુએ, એ પ્રસંગ કેટલો કરુણ છે તે એના નિષ્કારણ લંબાવેલા બચાવમાં નીતરે છે.

'મજધાર'માં પણ એવો જ એક પ્રસંગ એણે નિખાલસતાથી વર્ણવ્યો છે. એ પોતાના મંત્રી સાથે પ્રણયમાં પડી; પણ માતાનો અણગમો જાણતી હોવાથી એ સંતાડી રાખવા માટે એને કાંઈ જૂઠું બોલવું પડ્યું અને એ સંબંધ પણ તોડવો પડ્યો. એનું નિખાલસ બયાન પણ કોઈ રોચક નવલકથા જેવું કરુણરમ્ય બન્યું છે.

આ આત્મકથામાં હેલન કેલર માનવી જીવન અને સંસ્કૃતિ તરફ જે 'દૃષ્ટિ'થી જુએ છે તે માન ઉપજાવે એવી છે. સાહિત્ય દ્વારા એણે માનસશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર, અર્થ અને સમાજશાસ્ત્ર તેમ જ ધર્મશાસ્ત્ર પોતાનાં કર્યાં છે. આ જીવનશાસ્ત્રોથી (Humanities) એણે પોતાનો આત્મા ઉન્નત કર્યો છે.

હેલન કેલરના જીવનનો વિચાર કરતાં બીજા એક પ્રતિભાશાળી પાશ્ચાત્ય અંધ પ્રયોગવીરનું સ્મરણ થાય છે. યુરોપમાં મધુમક્ષિકાનું જીવન એ પણ અનેક વિજ્ઞાનશાસ્ત્રીઓના અધ્યયનનો વિષય થઈ પડ્યો છે. મનુષ્યનો સ્વભાવ અને મનુષ્યની સમાજરચના એ જેટલાં અદ્‌ભુત છે એટલાં જ મધમાખોનો સ્વભાવ અને એમની સમાજરચના ગૂઢ અને અદ્‌ભુત છે. હુબેર એ ઈ. સ. ૧૭૫૮માં જન્મેલો અને બાળપણમાં જ અંધ થયેલો એક વિજ્ઞાનવીર હતો. યુરોપની દક્ષિણે જિનીવામાં એનો જન્મ થયો. મક્ષિકા-સમાજ ઉપરનું સાહિત્ય વાંચતાં પ્રયોગો કરવાની ધગશ એનામાં જાગી. ફ્રાન્સીબર્નેન નામના એક હોશિયાર અને નિષ્ઠાવાન નોકરની સહાયથી એણે આખો જન્મારો મધપૂડાનું અધ્યયન ચલાવ્યું હતું. નોકર નિરીક્ષણ

કરતો જાય, હુબેરના સવાલનો જવાબ આપતો જાય; અને હુબેર પારકી આંખે સૂક્ષ્માતિસૂક્ષ્મ નિરીક્ષણ કરી મધમાખોના જીવનવિધાનના સિદ્ધાંતો બાંધતો જાય. આવો સહકાર અને આવો વિજય અદ્‌ભુતતાથી ભરેલા વિજ્ઞાનના ઈતિહાસમાં પણ વિરલ છે. એણે ૩૯મે વર્ષે પોતાના નિરીક્ષણનો એક ગ્રંથ બહાર પાડયો. વીસ વર્ષ પછી એનો બીજો ભાગ બહાર પડયો. ત્યાર પછી આજ સુધી અસંખ્ય મધુકરશાસ્ત્રીઓએ એ વિજ્ઞાનમાં શોધો કરી છે, પણ હુબેરના સિદ્ધાંતોની સત્યતા અને સૂક્ષ્મતા ઘણે અંશે હજી અબાધિત જ રહી છે.

ખરેખર, ઇંદ્રિયશક્તિ એ કોઈ જ નથી; આત્મશક્તિ, હૃદયશક્તિ એ જ સર્વસ્વ છે. 'અપંગની પ્રતિભા' એ આપણા સાહિત્યમાં સામાન્ય ઉમેરો છે એમ કોઈ નહીં માને. દરેક બાળકના શિક્ષણક્રમમાં આને કયાંક તો સ્થાન હોવું જ જોઈએ.

## ૧૫. જીવ-વિજ્ઞાનની પરિચારિકા

### કુમારી રેચેલ કારસન

હમણાં હમણાં જ છાપામાં વાંચ્યું કે કુમારી રેચેલ કારસનનો (Rachel Carsonનો) છપ્પન વરસની ઉંમરે દેહાન્ત થયો. હું તો કહીશ કે કુમારી કારસન, કુદરતની – પ્રકૃતિમાતાની એકનિષ્ઠ ભક્તિ છપ્પન વરસ સુધી કર્યા પછી, માતાના ખોળામાં ચિર નિદ્રા લેવા પહોંચી ગઈ છે. કુ. કારસનના મૃત્યુની ખબર વાંચી જાણે પરિવારની કોઈ ચિરપરિચિત વ્યક્તિ ઇહલોક છોડી ગઈ હોય એવો જ વિષાદ મનમાં ઊગ્યો. આ કુ. રેચેલ કારસન કોણ હતી? એક વરસ પર મેં એનું નામ સુધ્ધાં સાંભળ્યું ન હતું, અને આજે એ આટલી પરિચિત વ્યક્તિ શી રીતે બની ગઈ?

મારા ધ્યાનનો મુખ્ય વિષય જીવન-ચિંતન છે. માત્ર મનુષ્યના જીવનનું નહીં પરંતુ સમસ્ત જીવસૃષ્ટિના જીવનક્રમનું ચિંતન કરવું એ મારે માટે સહુથી શ્રે વિષય છે. અધ્યાત્મનું અને દુનિયાના અલગ અલગ ધર્મોનું મારું અધ્યય અહિંસાની મારી સાધના, આ બધું જ 'વિરાટ, સાર્વભૌમ જીવનના અ સાક્ષાત્કાર માટે જ' છે. જયારે હું વિશ્વાત્મૈકયની વાત કરું છું ત્યારે મારી ભ વિશ્વના સમસ્ત અનાદિ અનન્ત જીવન તરફ રેલાતી હોય છે.

આ ઉપાસનાનો આરંભ મેં કર્યો પ્રકૃતિના નિરીક્ષણથી. લીલાં લીલાં ખેત અને એમાંથી મળતી સોનેરી ફસલ; શીતળ છાયા તથા અમૃત જેવાં સ્વાદિષ્ટ ફળ આપનાર વૃક્ષો, ફૂલના બગીચા અને એની સાથે ગેલ કરતાં પતંગિયાં; નદી અને નાળાં; વર્ષા અને કોક વાર પડનારા બરફના નાનામોટા 'ઓલા' (બરફના ટુકડા) – આ બધાં હતાં મારી પ્રાથમિક ભક્તિના વિષયો. પછી દૃષ્ટિ ગઈ ઉપર.

તે ખરેખર આદરથી સાંભળવા જેવા અને મનન કરવા જેવા છે. અધ્યાપક મગનભાઈ એ બધાનું તારણ તૈયાર કરી આપણને નહીં આપે?

પ્રસ્તુત નાનકડી ચોપડીમાં પણ આંધળાનો અનુભવ વ્યક્ત કરનારી હેલનની મૌલિક શૈલી આપણને મુગ્ધ કરે જ છે. એનાં વિશેષણો અને વર્ણનો આપણને કલ્પનાનાં નવાં ક્ષેત્રો ખોલી બતાવે છે, પણ એની સાથે, મનોવૃત્તિનું પૃથક્કરણ, હૃદયનો વિકાસ અને જિંદગીની વિષમ સમસ્યાઓ, એના પણ માર્મિક નમૂનાઓ આપણી આગળ રજૂ કરે છે.

કૉલેજમાં પ્રવેશ કરવા માટે એને જહેમત ઉઠાવવી પડી. તંત્રજડ પરીક્ષકો સાથે અને પરીક્ષાના રાક્ષસ સાથે યુદ્ધ ચલાવી એણે એ રાક્ષસને ધૂળભેગો કર્યો. પણ કૉલેજનું જીવન કેટલું નિઃસાર અને છીછરું છે એ વિશેનો પોતાનો અનુભવ એણે સંસ્કારિતાની ઉચ્ચ ભૂમિકા ઉપરથી પણ સ્પષ્ટ શબ્દોમાં આપણને આપ્યો છે.

જે નાજુક બાળા કુદરતના ભીષણ શાપને શાંતિથી સહન કરી શકી તે માણસની સંશયવૃત્તિ અને અનુદારતા સામે કેવી રીતે ચીમળાઈ ગઈ અને એમાંથી ફરી ખીલતાં એને કેટલી મુશ્કેલી પડી, એ એના પર મૂકેલા કૃતિચૌર્યના આળનો પ્રસંગ વાંચતાં આપણા ધ્યાનમાં આવે છે. બાર વર્ષની બાળા એક નિબંધ લખે અને એનો એક હિતકર્તા મુરબ્બી એની પાછળ નફટાઈથી સંતાડેલું અનુકરણ જુએ, એ પ્રસંગ કેટલો કરુણ છે તે એના નિષ્કારણ લંબાવેલા બચાવમાં નીતરે છે.

'મઝધાર'માં પણ એવો જ એક પ્રસંગ એણે નિખાલસતાથી વર્ણવ્યો છે. એ પોતાના મંત્રી સાથે પ્રણયમાં પડી; પણ માતાનો અણગમો જાણતી હોવાથી એ સંતાડી રાખવા માટે એને કાંઈ જૂઠું બોલવું પડયું અને એ સંબંધ પણ તોડવો પડયો. એનું નિખાલસ બયાન પણ કોઈ રોચક નવલકથા જેવું કરુણરમ્ય બન્યું છે.

આ આત્મકથામાં હેલન કેલર માનવી જીવન અને સંસ્કૃતિ તરફ જે 'દૃષ્ટિ'થી જુએ છે તે માન ઉપજાવે એવી છે. સાહિત્ય દ્વારા એણે માનસશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર, અર્થ અને સમાજશાસ્ત્ર તેમ જ ધર્મશાસ્ત્ર પોતાનાં કર્યાં છે. આ જીવનશાસ્ત્રોથી (Humanities) એણે પોતાનો આત્મા ઉન્નત કર્યો છે.

હેલન કેલરના જીવનનો વિચાર કરતાં બીજા એક પ્રતિભાશાળી પાશ્ચાત્ય અંધ પ્રયોગવીરનું સ્મરણ થાય છે. યુરોપમાં મધુમક્ષિકાનું જીવન એ પણ અનેક વિજ્ઞાનશાસ્ત્રીઓના અધ્યયનનો વિષય થઈ પડયો છે. મનુષ્યનો સ્વભાવ અને મનુષ્યની સમાજરચના એ જેટલાં અદ્‌ભુત છે એટલાં જ મધમાખોનો સ્વભાવ અને એમની સમાજરચના ગૂઢ અને અદ્‌ભુત છે. હુબેર એ ઈ. સ. ૧૭૫૮માં જન્મેલો અને બાળપણમાં જ અંધ થયેલો એક વિજ્ઞાનવીર હતો. યુરોપની દક્ષિણે જિનીવામાં એનો જન્મ થયો. મક્ષિકા-સમાજ ઉપરનું સાહિત્ય વાંચતાં પ્રયોગો કરવાની ધગશ એનામાં જાગી. ફ્રાન્સીબર્નેન નામના એક હોશિયાર અને નિષ્ઠાવાન નોકરની સહાયથી એણે આખો જન્મારો મધપૂડાનું અધ્યયન ચલાવ્યું હતું. નોકર નિરીક્ષણ

કરતો જાય, હુબેરના સવાલનો જવાબ આપતો જાય; અને હુબેર પારકી આંખે સૂક્ષ્માતિસૂક્ષ્મ નિરીક્ષણ કરી મધમાખોના જીવનવિધાનના સિદ્ધાંતો બાંધતો જાય. આવો સહકાર અને આવો વિજય અદ્‌ભુતતાથી ભરેલા વિજ્ઞાનના ઈતિહાસમાં પણ વિરલ છે. એણે ૩૯મે વર્ષે પોતાના નિરીક્ષણનો એક ગ્રંથ બહાર પાડ્યો. વીસ વર્ષ પછી એનો બીજો ભાગ બહાર પડ્યો. ત્યાર પછી આજ સુધી અસંખ્ય મધુકરશાસ્ત્રીઓએ એ વિજ્ઞાનમાં શોધો કરી છે, પણ હુબેરના સિદ્ધાંતોની સત્યતા અને સૂક્ષ્મતા ઘણે અંશે હજી અબાધિત જ રહી છે.

ખરેખર, ઇંદ્રિયશક્તિ એ કોઈ જ નથી; આત્મશક્તિ, હૃદયશક્તિ એ જ સર્વસ્વ છે. 'અપંગની પ્રતિભા' એ આપણા સાહિત્યમાં સામાન્ય ઉમેરો છે એમ કોઈ નહીં માને. દરેક બાળકના શિક્ષણક્રમમાં આને ક્યાંક તો સ્થાન હોવું જ જોઈએ.

## ૧૫. જીવ-વિજ્ઞાનની પરિચારિકા

### કુમારી રેચેલ કારસન

હમણાં હમણાં જ છાપામાં વાંચ્યું કે કુમારી રેચેલ કારસનનો (Rachel Carsonનો) છપ્પન વરસની ઉંમરે દેહાન્ત થયો. હું તો કહીશ કે કુમારી કારસન, કુદરતની – પ્રકૃતિમાતાની એકનિષ્ઠ ભક્તિ છપ્પન વરસ સુધી કર્યા પછી, માતાના ખોળામાં ચિર નિદ્રા લેવા પહોંચી ગઈ છે. કુ. કારસનના મૃત્યુની ખબર વાંચી જાણે પરિવારની કોઈ ચિરપરિચિત વ્યક્તિ ઇહલોક છોડી ગઈ હોય એવો જ વિષાદ મનમાં ઊગ્યો. આ કુ. રેચેલ કારસન કોણ હતી? એક વરસ પર મેં એનું નામ સુધ્ધાં સાંભળ્યું ન હતું, અને આજે એ આટલી પરિચિત વ્યક્તિ શી રીતે બની ગઈ?

મારા ધ્યાનનો મુખ્ય વિષય જીવન-ચિંતન છે. માત્ર મનુષ્યના જીવનનું નહીં પરંતુ સમસ્ત જીવસૃષ્ટિના જીવનક્રમનું ચિંતન કરવું એ મારે માટે સહુથી શ્રેષ્ઠ વિષય છે. અધ્યાત્મનું અને દુનિયાના અલગ અલગ ધર્મોનું મારું અધ્યયન, અહિંસાની મારી સાધના, આ બધું જ 'વિરાટ, સાર્વભૌમ જીવનના અન્તિમ સાક્ષાત્કાર માટે જ' છે. જ્યારે હું વિશ્વાત્મૈક્યની વાત કરું છું ત્યારે મારી ભક્તિ વિશ્વના સમસ્ત અનાદિ અનન્ત જીવન તરફ રેલાતી હોય છે.

આ ઉપાસનાનો આરંભ મેં કર્યો પ્રકૃતિના નિરીક્ષણથી. લીલાં લીલાં ખેતરો અને એમાંથી મળતી સોનેરી ફસલ; શીતળ છાયા તથા અમૃત જેવાં સ્વાદિષ્ટ ફળ આપનાર વૃક્ષો, ફૂલના બગીચા અને એની સાથે ગેલ કરતાં પતંગિયાં; નદી અને નાળાં; વર્ષા અને કોક વાર પડનારા બરફના નાનામોટા 'ઓલા' (બરફના ટુકડા) – આ બધાં હતાં મારી પ્રાથમિક ભક્તિના વિષયો. પછી દૃષ્ટિ ગઈ ઉપર.

ઉષા અને સંધ્યાના રંગવૈભવ, શ્વેત વાદળોના બદલાતા આકાર, અને કાળાં વાદળોની ગર્જના તથા કોક કોક વાર ઝબકી જતી વીજળી – આ સહુએ મને વિશાળ સૌન્દર્યની દીક્ષા આપીને મારું ધ્યાન સૂર્ય, ચંદ્ર, એમનાં ગ્રહણો અને ગ્રહ, નક્ષત્ર, તારાઓ તરફ ખેંચ્યું.

આ રીતે હું ખગોળવિદ્યા પ્રત્યે આકર્ષાયો. આપણી પ્રાચીન ખગોળવિદ્યાનું કાવ્ય અને આધુનિક ખગોળવિદ્યાનાં પરાક્રમ – આ સહુ દ્વારા હું 'અનંત કોટિ બ્રહ્માંડ-નાયક જીવનસ્વામી'નું ધ્યાન કરવા લાગ્યો. પરંતુ ધર્મનું અધ્યયન મને ફરી ફરી જીવનસૃષ્ટિ તરફ જ ખેંચવા લાગ્યું. પદાર્થવિજ્ઞાન અને રસાયણનો પ્રારંભિક પરિચય તો થયો, પણ દુર્દૈવ મારું કે વનસ્પતિવિદ્યા અને પ્રાણીવિદ્યા તરફ હું વળી ન શક્યો. હું સીધો જ તર્ક, તત્ત્વજ્ઞાન, માનસવિજ્ઞાન અને સમાજ-વિજ્ઞાન તરફ ચાલ્યો ગયો. કેમ કે મારે મન આ વિષયો ધર્મના અધ્યયન માટે પાયારૂપ હતા. આટલી તૈયારી સાથે રવીન્દ્રનાથની 'જીવનદેવતાની ઉપાસના'નો પરિચય થયો અને તે જ વખતે ગાંધીજી દ્વારા સત્ય અને અહિંસાની દીક્ષા મળી. સત્યની ઉપાસનાએ વિશ્વના પરમ રહસ્યની ગૂઢતાથી ચકિત કર્યો અને અહિંસાના ચિંતને સહાનુભૂતિને સાર્વભૌમ બનાવી.

મારું અધ્યયન કદી વ્યવસ્થિત હતું જ નહીં, પણ ચિંતન સતત, ઉત્કટ અને વ્યાપક થતું ગયું. એટલામાં જીવસૃષ્ટિની એકતા, એના બધા અંશોનું પરસ્પરાવલંબન એમાં દેખાઈ આવતું. સામંજસ્ય અને એના પાયામાં રહેલી પરમ માંગલિકતા, આ બધાનો સાક્ષાત્કાર થતાં એક જાતનો અદ્‌ભુત આનંદ થવા લાગ્યો. આ હતો તો જ્ઞાનાનંદ પણ એ જ્ઞાન જીવનવિષયક હોવાને લીધે એ જ્ઞાનાનંદ જ જીવનાનંદમાં પરિણમવા લાગ્યો.

વિકાસવાદ evolution પછી ecologyનું આવવું સ્વાભાવિક હતું. એકોલૉજી એક નવું જ શાસ્ત્ર છે. એમાં સમસ્ત જીવસૃષ્ટિનું પરસ્પરાવલંબન, સામંજસ્ય અને જીવનવિકાસનો ક્રમ – એ બધું આવી જાય છે.

વિકાસવાદ evolutionના વર્ણનમાં જે ઊણપ હતી તે ફ્રેન્ચ ધર્મનિષ્ઠ મનીષી પીએર તાય્યાર્દ દ શારદેંએ Pierre Teihard de Chardin એણે પૂરી કરવાનો પ્રયત્ન કર્યો. એનો ગ્રંથ 'The phenomenon of Man ભૌતિક વિજ્ઞાન અને અધ્યાત્મ વચ્ચેની એક કડી છે. એ જોયા પછી એકોલૉજીનો રસ વધ્યો. મહાસાગરોમાં સૂક્ષ્મ કીટકો શી રીતે પેદા થાય, એમાંથી માછલીઓનો વિકાસ કઈ રીતે થયો, આ બધો – કરોડો વર્ષોનો ઈતિહાસ વાંચતાં જીવનદર્શન સમૃદ્ધ થવા લાગ્યું.

એટલામાં ચિ. સતીશે કહ્યું કે "આ વિષયમાં તમને આટલો રસ છે તો 'The Sea Around Us' તમે કેમ નથી વાંચતા? આ ચોપડીની લેખિકા, રેચેલ કારસન અમેરિકામાં અમારા પડોશમાં જ રહેતી હતી." એક વાક્યમાં સતીશે

એનો પરિચય આપી દીધો. "अगदीं देवमाणुस आहे, देवमाणुस". શ્રી મહેન્દ્ર મેઘાણીએ ચોપડી મોકલી આપી. એ વાંચતાં એટલો આનંદ થયો કે જાણે હું વિજ્ઞાનક્ષેત્રનું 'મત્સ્યપુરાણ' અને 'કૂર્મપુરાણ' જ વાંચી રહ્યો છું. કુમારી કારસને પોતાનું આખું જીવન મહાસાગરની જીવસૃષ્ટિના વિજ્ઞાનમાં જ ગાળ્યું હતું. એની લેખનશક્તિ એટલી સમર્થ છે કે પોતાની ઉત્સાહપૂર્ણ શૈલી દ્વારા એ તમને પોતાના વિષયની દીક્ષા જ આપી દે છે.

નાનપણમાં હું એક સૂત્ર શીખ્યો હતો. जीवो जीवस्य जीवनम्. 'દરેક જીવ કોઈ બીજા જીવને ખાઈને જ પોતાને જિવાડે છે.' આ છે એ સૂત્રનો પ્રાથમિક અર્થ. પણ એનો ખરો અર્થ તો ઘણો જ વ્યાપક અને ગૂઢ છે. આ સૂત્રનું અંતિમ રૂપ છે – परस्परं भावयन्त श्रेयः परमवाप्स्यथ। સમસ્ત સૃષ્ટિમાં જે કોઈ અંશો છે એ બધા, એકબીજાની સેવા લેતાંદેતાં, એકબીજાનું પોષણ કરતાં, સર્વોચ્ચ સ્થિતિને પામે.

કુમારી કારસને 'જીવસૃષ્ટિની વ્યવસ્થા'નો ઊંડો અભ્યાસ કરીને અનેક પ્રેરક પુસ્તકો લખ્યાં; ધન અને કીર્તિ મેળવ્યાં, પણ લગ્ન કર્યાં નહીં. એણે પોતાની ઘરડી, માંદી માતાની સેવા કરવામાં, અને પોતાના સંબંધીઓનાં અનાથ બાળકોને પાળવામાં પોતાનું પારિવારિક જીવન સમાવી દીધું. જ્યારે કોઈએ લગ્ન વિશે એને પૂછ્યું, ત્યારે આ જ્ઞાનોપાસિકાએ જવાબ આપ્યો કે "મારી પાસે વખત જ ક્યાં છે લગ્નની જંજાળમાં પડવા માટે?"

કુમારી કારસને એક છેલ્લી ચોપડી લખી, જેણે અમેરિકાના આખા સમાજને અસ્વસ્થ કરી મૂક્યો. એ ચોપડીમાં લેખિકાની સાર્વભૌમ કરુણા પ્રગટ થાય છે અને કુદરતના માંગલ્ય પરની શ્રદ્ધા દૃઢ થાય છે. ચોપડીનું નામ છે – The Silent Spring – નિઃશબ્દ, નિરાગ્રહી વસંતઋતુ. આને વિશે કોક વાર વિસ્તારથી લખવું પડશે.

## ૧૬. સ્વતંત્રતાની આદ્ય પૂજારણ

### શ્રીમતી કામા

ભારતની પ્રથમ ક્રાન્તિકારી મહિલા શ્રીમતી ભિકાજી કામા વિશે ક્યારનું લખવું જોઈતું હતું. એ જાતે પારસી હતાં. તેથી તો એમને વિશે લખવું વધારે જરૂરી હતું. પણ એ રહી જ ગયું.

આનું કારણ હું મનમાં શોધતો હતો.

જ્યારે કામાની તેજસ્વિતાની અસર મારા મન પર સહુથી વધારે હતી ત્યારે એને વિશે બોલવું, એ તે વખતના રાજનૈતિક વાતાવરણની દૃષ્ટિએ જોખમકારક

હતું. કૉંગ્રેસજન તો એમનાથી ડરતા પણ હતા. પછી આવ્યા ગાંધીજી. અમારા જીવનની દિશાઓ જ બદલાઈ ગઈ. રાજનૈતિક અને સામાજિક આદર્શ અને સાધનામાં આમૂલાગ્ર પરિવર્તન થઈ ગયું. તેથી આ વાત પહેલાં તો બાજુ પર મુકાઈ અને પછી ભુલાઈ ગઈ. આ જ કારણ મનમાં આવે છે. જે હોય તે, પણ તે દિવસોમાં પણ શ્રીમતી કામા માટે અમને જે આદર હતો તેનો ઉલ્લેખ આજે તો કરવો જ જોઈએ.

ભારતની શાન-શોભા અને હાર્દિક આદરનો અધિકારી આપણો ત્રિરંગી ઝંડો છે. એનો જન્મ આ પારસી બહેન દ્વારા જ થયો હતો. આ વાત તો પોકારી પોકારીને કહેવી જોઈએ.

મારો જન્મ ઈ. સ. ૧૮૮૫ની પહેલી ડિસેમ્બરે થયો. એ જ વરસમાં અને એ જ મહિનામાં રાજનૈતિક કૉંગ્રેસનો જન્મ થયો. તે વખતે આ ક્રાન્તિકારી પારસી મહિલા ચોવીસ વર્ષની હશે.

તે દિવસોમાં ઈ. સ. ૧૮૫૭ની સાલનું વાતાવરણ શાન્ત થઈ ગયું હતું. બ્રિટિશ સામ્રાજ્યનો પૂર્ણરૂપે સ્વીકાર કરી, એમાં લોકો કાંઈક સુધાર માગતા હતા. અંગ્રેજોને નિશ્ચિત કરવા માટે અને જોઈતા સુધારા માટે રાજ્યકર્તાઓના મનની તથા હૃદયની અનુકૂળતા મેળવવા માટે કૉંગ્રેસ અધિવેશનના પ્રારંભમાં બ્રિટનનું રાષ્ટ્રગીત ખૂબ ઉત્સાહથી ગવાતું. (અમારા નાનપણમાં કોણ જાણે કયારે અને શા સારુ અમને પણ બ્રિટનનું રાષ્ટ્રગીત શિખવાડવામાં આવેલું અને કશા આદર વગર મેં એને કંઠસ્થ પણ કરેલું.)

આવા વાતાવરણમાં આ ચોવીસ વરસની પારસી મહિલા જાહેર રીતે કહેવા લાગી કે "આપણો આ આટલો મોટો દેશ, કરોડોની જનતાવાળો દેશ, એ વિદેશી રાજ્યને શા માટે સહન કરે? અમે તો સ્વતંત્ર થવા માટે જ સર્જાયાં છીએ."

દીકરીના પિતાએ વિચાર કર્યો કે દીકરીને શાન્ત અને સમજુ બનાવવાનો એક જ ઈલાજ છે, એનાં લગ્ન કરી નાખીએ. પિતાએ દીકરીનો વિવાહ એક સારા, સંપન્ન, વિદ્વાન ઉદ્યોગપતિના દીકરા સાથે કર્યો. છોકરીને વિવાહ સામે કશું કહેવું ન હતું. એણે એટલું જ કહ્યું, "મારાં લગ્ન તો દેશના સ્વાતંત્ર્ય સાથે ક્યારનાં થઈ ચૂકયાં છે."

પિતાએ જોયું કે દીકરી બીમાર છે, ત્યારે એને વિલાયત મોકલી. એમણે એમ માન્યું કે માંદગીનો ઈલાજ ત્યાં સારી રીતે થશે અને બ્રિટનની અસર પણ એના પર સારી જ થશે. પણ બ્રિટનમાં તો ક્રાન્તિકારી શામજી કૃષ્ણ વર્મા સાથે કન્યા કામાની મૈત્રી બંધાઈ. શામજી અને કામા ઈંગ્લૅંડમાં જુસ્સાભેર ભાષણો આપવા લાગ્યાં. 'ભારત જેવો દેશ ગુલામ રહે એ કેમ જ સહેવાય? ભારતને સ્વતંત્ર કરવો જ છે'—આ હતો એમનો પોકાર. કુશળ રાજ્યકર્તા અંગ્રેજ બન્નેને ઓળખી ગયા. એમણે કામાને ધમકાવી પાછા ભારત જવાનું કહ્યું, પણ એ ઓછી

જ માનવાની હતી? એ ગઈ ફ્રાન્સ. ફ્રાન્સ તો દુનિયાના બધા ક્રાન્તિકારીઓનું પિયર જ હતું. આપણી કામા પેરિસમાં પાંત્રીસ વર્ષ સુધી રહી. ત્યાં એણે એક અંગ્રેજી છાપું ચલાવ્યું જેનું નામ હતું 'વંદે માતરમ્', અને તે પણ પેરિસથી નહીં પણ આંતરરાષ્ટ્રીય શહેર જિનીવાથી પ્રકાશિત થતું હતું. આ છાપું નવ વર્ષ સુધી ચાલ્યું.

શ્રીમતી કામા સમજી ગઈ હતી કે ભારતમાં રહીને ભારતની સ્વતંત્રતાનો ઘોષ કરતા રહેવું એને માટે અશક્ય છે. તેથી યુરોપમાં રહીને જ એણે સ્વતંત્ર ભારત માટે વાતાવરણ તૈયાર કરવું અપરિહાર્ય માન્યું.

સન ૧૯૦૭ની ૧૮મી ઑગસ્ટે જર્મનીમાં આખી દુનિયાના સોશિયલિસ્ટ (સમાજવાદી) લોકોનું એક સંમેલન થયું. ત્યાં પણ કામાએ પોતાનો અવાજ ઉઠાવ્યો. એણે કહ્યું, "ભારતમાં બ્રિટનનું રાજ્ય રહે એ આપણે માટે શરમની – બેઈજ્જતીની વાત છે અને ભારતીય જનતા માટે અહિતકર પણ છે. દુનિયાની કુલ માનવસંખ્યાના એક ચતુર્થાંશથી વધારે લોકો ભારતમાં છે. આટલું મોટું રાષ્ટ્ર ગુલામ રહે એ આપણે તો સહન ન જ કરીએ, પણ દુનિયાનાં સ્વતંત્ર રાષ્ટ્રોએ પણ આ સહન ન કરવું જોઈએ."

ઘણું કરીને ત્યાં જ શ્રીમતી કામાને સવાલ પૂછવામાં આવ્યો કે 'સ્વતંત્ર ભારતનો રાષ્ટ્રધ્વજ કેવો હશે?' કામાએ તરત જ પોતાની સાડીનો એક ભાગ કાપીને એનો ઝંડો કરી બતાવ્યો. આ વાત ૧૯૦૭ની હશે. પછી શ્રીમતી કામાએ ભારતનો એક રીતસર ઝંડો બનાવ્યો, જેમાં ઉપર કેસરી, વચમાં પીળો અને નીચે લીલો રંગ હતો. એમાં નીચે સૂર્ય ચંદ્ર, વચમાં વંદે માતરમ્ અને ઉપર આઠ સફેદ કમળ હતાં.

આગળ જતાં, ગાંધીજીના દિવસોમાં કૉંગ્રેસનો પોતાનો રાષ્ટ્રીય ધ્વજ ઉપર સફેદ, વચમાં લીલો અને નીચે લાલ રંગવાળો તથા ઉપર ચરખાના ચિહ્નવાળો હતો. પછીથી ૧૯૩૧માં ઘણું કરીને આપણો ધ્વજ નિશ્ચિત થયો. ઉપર કેસરી, વચમાં (અહિંસા અને શાન્તિવાદી) સફેદ અને નીચે લીલો – એ ધ્વજ. વચમાં હતો ગાંધીજીનો રેંટિયો. આગળ જતાં સન ૧૯૪૭માં ભારત પૂર્ણ રૂપે સ્વતંત્ર થયું ત્યારે એ જ ત્રિરંગી ધ્વજ પસંદ કરી, વચમાં રેંટિયાને ઠેકાણે માત્ર એક ચક્ર રખાયું અને એ અશોકચક્ર તરીકે ઓળખાયું. એ જ આજે આપણો રાષ્ટ્રધ્વજ છે.

હવે હું થોડી પોતાની વાત લખું – હું કોલેજમાં ભણતો હતો ત્યારથી અમે થોડા લોકોએ ભારત માટે પૂર્ણ સ્વતંત્રતાનો આદર્શ જ પસંદ કર્યો હતો. ત્યારે અમારી ગુપ્ત સભાઓ થતી. એમાં હું કહેતો કે "ભારતની સ્વતંત્રતાનો જયઘોષ શ્રીમતી કામા યુરોપમાં કરી રહી છે એ સારું છે. આપણે એનાં આયુઆરોગ્ય માટે અને એમની સફળતા માટે પ્રાર્થના કરીએ, પણ ભારતમાં આપણે ગુપ્ત

કામ કરવું છે. અહીં આપણા એક સાથી સાવરકર સ્વતંત્રતાની ઘોષણા કરે છે એ મને પસંદ નથી. આપણે મૌન રહીએ અને સ્વતંત્રતા માટે પ્રાણ અર્પણ કરવાની તૈયારી રાખીએ. અનુકૂળ સમય આવે નહીં ત્યાં સુધી આપણે ક્રાન્તિકારી સેવકોએ મૌન જ રહેવું સારું. જ્યારે આપણે ભારતને પૂર્ણ રીતે સ્વતંત્ર થયેલું જોઈએ (જે આજે સહેલું નથી) ત્યારે દસે દિશાઓમાં આઝાદીનો જયઘોષ આપણે કરીશું, જે આજે આપણી તરફથી શ્રીમતી કામા યુરોપમાં કરી રહેલ છે."

મહાત્મા ગાંધી આવ્યા. સશસ્ત્ર ક્રાન્તિમાં માનનારા અમને બધાને એમણે સત્યાગ્રહમાં ખેંચી લીધા. ૧૯૪૭માં આપણે આઝાદ થયા એને પણ આજે ૨૯ વર્ષ થઈ ગયાં. હવે આપણે જરૂર તા. ૧૩ અથવા ૧૮ ઑગસ્ટે સ્વતંત્ર ભારતનો ધ્વજ હાથમાં લઈને 'વન્દે માતરમ્ કી જય' સાથે 'શ્રીમતી કામા કી જય' પણ બોલીએ. (શ્રીમતી કામાનો દેહાન્ત મુંબઈમાં સન ૧૯૩૬ની ૧૩મી ઑગસ્ટે થયો અને એમણે પોતાની કલ્પનાનો તિરંગો ઝંડો ૧૯૦૭ની ૧૮મી ઑગસ્ટે જર્મનીમાં ફરકાવ્યો હતો.)

આપણે ભૂલવું ન જોઈએ કે ભારતની સ્વતંત્રતાનો જયઘોષ યુરોપમાં સર્વપ્રથમ એક પારસી મહિલાએ જ કર્યો હતો અને પ્રાણત્યાગ કરતી વખતે એના મુખથી શબ્દ નીકળ્યા હતા: 'વંદે માતરમ્.'

# ૧૭. રાષ્ટ્રમાતા કસ્તૂરબા

## ૧. પુણ્ય સ્મરણ

પૂજ્ય કસ્તૂરબાનો સ્વર્ગવાસ શિવરાત્રિને દિવસે થયો હતો. પણ આપણને અંગ્રેજી તારીખ પ્રમાણે એમની પુણ્યતિથિ ઊજવવાની ટેવ પડી ગઈ છે. એટલે આખા ભારતમાં બાવીસમી ફેબ્રુઆરીએ કસ્તૂરબા દિન ઊજવાય છે.

જેમને પૂજ્ય કસ્તૂરબાનો પરિચય હતો, તેઓ બધા કહે છે કે બાની મહત્તા એટલા માટે નથી કે તેઓ મહાત્માજીનાં ધર્મપત્ની હતાં, પરંતુ ખરેખર એમનામાં અસાધારણ ચારિત્ર્યતેજ હતું. ખુદ મહાત્માજીએ આત્મકથામાં લખ્યું છે કે પોતાનાં લગ્ન પછી જ્યારે એમણે પત્ની પર ધણીપણું આદર્યું ત્યારે એમને જણાયું કે પત્ની ગરીબ ગાય જેવી નથી, પણ તેજસ્વી છે.

કસ્તૂરબા આદર્શ પતિવ્રતા હતાં. પતિનાં એ નિષ્ઠાવાન ધર્મપત્ની હતાં. જે કોઈ કાર્ય મહાત્માજીએ ઉપાડયાં તે કસ્તૂરબાએ અંતરની ઊલટથી અપનાવી લીધાં.

કસ્તૂરબા ખાસ ભણ્યાં નહોતાં. એમ છતાં તુલસીરામાયણ વાંચવાનો એમને શોખ હતો. ગીતાના શ્લોકોનું તે શ્રવણ કરતાં અને ધર્માચરણનો આગ્રહ રાખતાં.

જૂની રૂઢિઓ તોડીને અસ્પૃશ્યતાનિવારણનું પાલન કરવું અથવા જે મંદિરોમાં હરિજનોને દાખલ થવા દેતા ન હોય એ મંદિરોમાં ન જવું એ કસ્તૂરબાને માટે સરળ કે સુતરું ન હતું. પરંતુ મહાત્માજીની વાતોને અપનાવી લેવી એમાં જ ધર્માચરણ છે એટલું તે જાણતાં જ હતાં. આશ્રમ-જીવન સાથે એકરૂપ થવા માટે કૌટુંબિક આકર્ષણ ઓછું કરવું જોઈએ, નહીં તો કદીક પક્ષપાત થઈ જાય એ વાત તત્ત્વતઃ એમને માન્ય હતી. પરંતુ માતાનું હૃદય એમ દબાઈ જાય એમ નહોતું. આશ્રમમાં વસતાં બધા પ્રાંતનાં અને બધી જાતિનાં બાળકોને બા પોતાનાં બાળક માનતાં. આશ્રમના નિયમોનો ભંગ કરીને પણ બાળકોને બા ખવડાવતાં-પિવડાવતાં, અને એમાં બાપુજીનું પણ કાંઈ ચાલતું નહીં.

જ્યારે કસ્તૂરબાનું જેલમાં અવસાન થયું ત્યારે કૃતજ્ઞ રાષ્ટ્રે ભક્તિભાવપૂર્વક એમના સ્મરણમાં એક કરોડ રૂપિયા એકઠા કરીને ગાંધીજીને આપ્યા. ગાંધીજીએ ગામડાંની સ્ત્રીઓ અને બાળકોની સેવા માટે એનું ટ્રસ્ટ બનાવ્યું અને કહ્યું કે સ્ત્રીઓ માટે અને સ્ત્રીઓને હાથે જ એ પૈસા વપરાવા જોઈએ. અનુભવની ઊણપને કારણે આ પૈસા વેડફાઈ જાય તોયે વાંધો નહીં, પણ આ ટ્રસ્ટની વ્યવસ્થામાં પુરુષો માથું ન મારે.

ટ્રસ્ટનો કાયદેસરનો મુસદ્દો તૈયાર કરતી વખતે શ્રી મંગળદાસ પકવાસાએ ગાંધીજીને વિનોદમાં પૂછ્યું હતું: "બોલો, મહાત્માજી, હિંદુસ્તાનના ઈતિહાસમાં કોઈ સમ્રાટે પોતાની પત્નીના સ્મારક માટે એક કરોડ રૂપિયાનું ટ્રસ્ટ કર્યું હતું?"

પૂજ્ય બાનું સ્મારક આપણે હવે કેવી રીતે કરીએ? આપણે થોડા જ એવી ઈચ્છા રાખીશું કે ભારતની સ્ત્રીઓ પણ પૂજ્ય બાની જેમ અભણ રહે? આપણે તો એવી ઈચ્છા રાખીશું કે ભારતની તમામ સ્ત્રીઓ શિક્ષિત અને સ્વાશ્રયી બને. તેઓ પોતાની શક્તિ મજૂરી અને કારકુની કરવામાં ન વાપરે, પણ કારીગરીયુક્ત ઉદ્યોગમાં પ્રવીણ થઈને ઘરબેઠાં આવકમાં વધારો કરે અને બાળઉછેર તથા સમાજસેવાનાં કાર્યોમાં પોતાનું જીવન વ્યતીત કરે.

અને આ યુગમાં આપણે જે સામાજિક, આર્થિક અને ધાર્મિક ક્રાંતિ કરવી છે, એની આગેવાની ભારતની સ્ત્રીઓ જ લે. આપણી માતાઓ, આપણી બહેનો અને આપણી દીકરીઓ જ્યારે ગાંધીજીએ બતાવેલી ક્રાન્તિની આગેવાની લેશે ત્યારે જ આપણો સર્વોદય મંગળમય બનશે.

## ૨. નિષ્ઠામૂર્તિ બા*

મહાત્મા ગાંધી જેવા મહાન પુરુષની સહધર્મચારિણી તરીકે પૂજ્ય કસ્તૂરબા વિશે રાષ્ટ્રને આદર થવો સ્વાભાવિક છે. દર વર્ષે અથવા વખતોવખત કૉંગ્રેસના

---

* તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૪૭ના રોજ સ્વ. કસ્તૂરબાની ચોથી પુણ્યતિથિ નિમિત્તે ઝીણા હૉલમાં મુંબઈની સર્વ સ્ત્રીસંસ્થાઓ તરફથી ભરાયેલી સભા સમક્ષ કરેલું પ્રવચન.

રાષ્ટ્રપતિ બદલાય છે, પણ રાષ્ટ્રે મહાત્માજીને 'બાપુજી' એ નામથી રાષ્ટ્રપિતાના સ્થાને કાયમના સ્થાપ્યા છે. અને તેથી જ કસ્તૂરબા તે 'બા'ના એકાક્ષરી નામથી રાષ્ટ્રમાતા થયાં છે.

પરંતુ મહાત્માજીના સંબંધને લઈને જ નહીં પણ પોતાના આંતરિક સદ્‌ગુણ અને નિષ્ઠાના પરિબળને લીધે પણ કસ્તૂરબા રાષ્ટ્રમાતા થયાં છે. શું દક્ષિણ આફ્રિકા-માં, શું હિંદુસ્તાનમાં, સરકાર સાથે લડાઈ આપતી વખતે જ્યારે જ્યારે ચારિત્ર્ય-ની, તેજ પ્રગટ કરવાની, પાળી આવી ત્યારે ત્યારે કસ્તૂરબા તે દિવ્ય(કસોટી)-માંથી યશસ્વી રીતે પાર ઊતર્યાં છે.

અને તેથીયે વિશેષ તો, ઝપાટાથી બદલાતા આજના યુગમાં પણ આર્ય સતી સ્ત્રીનો જે આદર્શ હિંદુસ્તાને હૃદયમાં જતન કરી રાખ્યો છે તે આદર્શની જીવંત પ્રતિમા રૂપે રાષ્ટ્ર કસ્તૂરબાને ઓળખે છે.

આવી ત્રિવિધ લોકોત્તર યોગ્યતાને લઈને કસ્તૂરબાની પૂજા આખું રાષ્ટ્ર આજે કરે છે.

પૂજ્ય કસ્તૂરબા અશિક્ષિત હતાં. તેમનું ભાષાજ્ઞાન સામાન્ય ગામડિયાના જ્ઞાન કરતાં અધિક હતું એમ કહી શકાય નહીં. દક્ષિણ આફ્રિકામાં જઈને રહેવાને કારણે તેમને થોડુંક અંગ્રેજી સમજાતું અને પચીસ-ત્રીસ અંગ્રેજી શબ્દો પણ બોલતાં આવડતા હતા. મિ. ઍન્ડ્રૂઝ જેવા પરદેશી પરોણા ઘેર આવ્યા હોય ત્યારે એટલા શબ્દોની મૂડી ઉપર તેઓ પોતાનું કામ ગબડાવતાં હતાં અને ક્યારેક તો એમના એ સંભાષણમાંથી વિનોદ પણ ઉત્પન્ન થતો.

કસ્તૂરબાને ગીતા ઉપર અસાધારણ આસ્થા હતી. કોઈ પણ શીખવનાર મળ્યો એટલે તેઓ ભારે ભક્તિપૂર્વક ગીતા શીખવા બેસતાં. પણ એમનું ગાડું ક્યારેય ઝાઝું આગળ ગયું નથી. તોપણ આગાખાન જેલ-મહેલમાં પણ તેમણે ફરી ફરી ગીતાના પાઠ લેવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો હતો.

તેમની નિષ્ઠાને પાત્ર એવો બીજો ગ્રંથ તે તુલસીરામાયણ. ભારે મુશ્કેલીથી મળતા બપોરના અર્ધા કલાકમાં મોટા મોટા ટાઇપોમાં છાપેલા તુલસીરામાયણના દોહા ચશ્માં ચડાવીને વાંચતાં બેઠેલાં તેમને જોઈને ભારે ગમ્મત આવતી. કસ્તૂરબાને રામાયણ સુધ્ધાં ઠીક રીતે ક્યારેય વાંચતાં આવડયું નહીં. પણ ભલે તેમને રાષ્ટ્રીય સંત તુલસીદાસે કરેલું સતી સીતાનું વર્ણન ઠીકઠીક સમજાયું નહીં, છતાં તેમને પ્રત્યક્ષ સતી સીતા થતાં તો આવડયું.

જગતમાં અમોઘ એવી બે શક્તિઓ છે: એક છે શબ્દ, અને બીજી છે કૃતિ. શબ્દોએ આખી પૃથ્વી હલમલાવી મૂકી છે એમાં શંકા નથી; પણ અંતિમ શક્તિ કૃતિની જ છે. મહાત્માજીએ આ બંનેય શક્તિઓની અસાધારણ ઉપાસના કરી છે. પૂજ્ય કસ્તૂરબાએ આ બંને પૈકી અધિક શ્રેષ્ઠ શક્તિની નમ્રપણે ઉપાસના કરીને સંતોષ માન્યો અને જીવનસિદ્ધિ પણ મેળવી.

દક્ષિણ આફ્રિકાની સરકારે એમને તુરંગમાં પૂર્યાં. કસ્તૂરબાએ પોતાનો બચાવ પણ કર્યો નહીં, ન તો એકાદું સણસણતું નિવેદન બહાર પાડયું. 'મહાત્માજીની હું ધર્મપત્ની નહીં એવું ઠેરવનારો કાયદો મારે તોડવો જ જોઈએ' એમ કહીને તે સીધાં જેલમાં ગયાં. ત્યાં તેમની તેજસ્વિતા તોડી નાખવાના સરકારે પ્રયત્ન કર્યા, પણ સરકારની તે વખતની જીદ જ તૂટી ગઈ.

દાક્તરોએ તેમને ધર્મવિરુદ્ધનો ખોરાક લેવાનું કહ્યું ત્યારે સુધ્ધાં તેમણે ધર્મ-નિષ્ઠા ઉપર વ્યાખ્યાન આપ્યું નહીં, માત્ર એટલું કહ્યું, "મારે અખાજ ખાઈને જીવવું નથી. મોત આવે તો છો આવે."

કસ્તૂરબાની કસોટી કેવળ સરકારે જ કરી એમ નથી. ખુદ મહાત્માજીએ જ કેટલીય વાર એમને 'મને છોડ!' 'મારા ઘરમાંથી ચાલી જા! મારા કહ્યા પ્રમાણે તારે ચાલવું જ પડશે!'—એમ કહી કહીને સતાવ્યાં છે. છતાં તે વખતે પણ એમણે હાર કબૂલી નથી. સતીનું કર્તવ્ય પતિને અનુસરવાનું છે એવી એમની નિષ્ઠા હોવાને કારણે મનમાં કોઈ પણ શંકા ટકવા ન દેતાં. તે ધર્મની બાબતમાં પતિનું અનુસરણ કરતાં રહ્યાં.

કસ્તૂરબાનાં પ્રથમ દર્શન મને શાંતિનિકેતનમાં થયાં. ૧૯૧૫ની શરૂઆતમાં જ્યારે મહાત્માજી ત્યાં આવ્યા હતા ત્યારે સ્વાગતનો સર્વ સમારંભ સમાપ્ત થયા પછી સૌએ સૂવાની તૈયારી કરી. આંગણાની વચ્ચે એક ચોતરો હતો. મહાત્માજી બોલ્યા: "આપણે બંને આની ઉપર જ સૂઈએ." પાસે પાસે પાથરણાં બિછાવી બાપુ અને બા સૂતાં અને અમે સર્વ મંડળી આંગણામાં આસપાસ પોતપોતાની પથારી કરીને સૂઈ ગયા. તે દિવસે મને થયું કે આપણને આધ્યાત્મિક માબાપ મળ્યાં.

મને તેમનાં છેવટનાં દર્શન સરકાર તેમને બિરલા હાઉસમાંથી પકડી લઈ ગઈ તે વખતે થયાં હતાં. સરકારે સવારે મહાત્માજીને પકડયા તે વખતે કસ્તૂરબાને કહેવામાં આવ્યું કે "તમારી ઈચ્છા હોય તો તમે પણ સાથે ચાલો." બા બોલ્યાં: "પકડતા હો તો આવું. એમ ને એમ આવવાની તૈયારી નથી." ઊલટું, મહાત્માજી જે સભામાં બોલવાના હતા તે સભામાં જવાનો તેમણે નિશ્ચય કર્યો. પતિના પકડાયા પછી તેમનું કામ આગળ ચલાવવાની જવાબદારી બાએ અનેક વાર બજાવી હતી. સંધ્યાકાળે તે વ્યાખ્યાન માટે નીકળ્યાં. સરકારના અમલદારોએ આવીને તેમને કહ્યું કે "માતાજી, સરકારનું કહેવું છે કે આપ કષ્ટ ઉઠાવો નહીં, ઘેર જ રહો. સભામાં જવાની તરખડમાં શીદ પડો છો?" બાએ તેમને દેશસેવાનું મહત્ત્વ સમજાવ્યું નહીં, 'દેશદ્રોહ કરનારા કૂતરાઓ' કહીને તેમની નિર્ભર્ત્સના પણ કરી નહીં. તેમણે એક જ વાકયમાં સરકારની સૂચનાનો જવાબ આપ્યો: "સભામાં જવાનો મારો નિશ્ચય છે, અને હું જઈશ જ." આગાખાન પૅલેસમાં ખાવાપીવાની તકલીફ ન હતી. જગ્યા હવાવાળી હતી. મહાત્માજીનો સહવાસ હતો. પણ

કસ્તૂરબાને પોતે કેદમાં છે એ વિચાર જ અસહ્ય નીવડતો. "નથી જોઈતો અહીંનો આ વૈભવ, આપણી સેવાગ્રામની ઝૂંપડી જ સારી," આમ તેઓ વારંવાર કહેતાં. સરકારે શરીરથી તેમને ગોંધી રાખ્યાં, પણ તેમના આત્માથી એ સહન થયું નહીં. પાંજરામાંનું પક્ષી જે પ્રમાણે પ્રાણત્યાગ કરીને બંધનમુક્ત થાય, તે જ પ્રમાણે સતી કસ્તૂરબાએ સરકારની તુરંગમાં પોતાનો દેહ છોડયો અને સ્વતંત્ર થયાં. તેમના આ મૂક પણ તેજસ્વી બલિદાનને લીધે સામ્રાજ્યના પાયા હાલ્યા અને તેની હિંદુસ્તાનમાંની સત્તા નબળી પડી. કસ્તૂરબાએ પોતાની કૃતિનિષ્ઠા વડે બતાવી આપ્યું કે શબ્દ અને સાહિત્યના ડુંગર કરતાં કૃતિનો એક કાંકરો અધિક મૂલ્યવાન છે અને અધિક પાણીદાર છે. શબ્દશાસ્ત્રમાં નિપુણ હોય એવા લોકોને કર્તવ્યાકર્તવ્યની હમેશાં જ વિચિકિત્સા કરવી પડે છે. કૃતિનિષ્ઠા હોય તેમને આવી દુવિધા ક્યારેય નડતી નથી. કસ્તૂરબાની સમક્ષ તેમનું કર્તવ્ય એકદમ દીવા જેવું ચોખ્ખું રહેતું. ક્યારેય કોઈ પણ ચર્ચા થવા લાગતી એટલે મારાથી આ જ થાય અને આ ન થાય—એવા બે વાક્યમાં જ તેઓ નિર્ણય દઈ દેતાં.

આશ્રમમાં કસ્તૂરબા સૌનાં માતા હતાં. સત્યાગ્રહાશ્રમ એટલે તત્ત્વનિષ્ઠ મહાત્માજીની સંસ્થા. ઉગ્રશાસન મગનલાલભાઈ તે સંસ્થા ચલાવતા. આવે ઠેકાણે પ્રેમ અને વાત્સલ્યની વિશેષ આર્દ્રતા મળતી તો તે કસ્તૂરબા પાસેથી જ. ઘણી વાર તો બા, આશ્રમના નિયમ સુધ્ધાં અભરાઈએ ચડાવતાં. આશ્રમમાંનાં બાળકો જ્યારે ભૂખ્યાં થતાં ત્યારે એમની દાદ બા જ સાંભળતાં. નિયમનિષ્ઠ લોકોએ બાની વિરુદ્ધ ઘણી વાર તકરાર કરી જોઈ. છેવટે મહાત્માજીને હાર ખાઈને ઠેરવવું પડયું કે પોતાના નિયમ બાને લાગુ પડતા નથી.

આશ્રમમાં મોટા નેતાઓ આવો, કે નાના અમથા કાર્યકર્તાઓ આવો, તેમને ખાવાપીવાની પૂછગાછ અત્યંત પ્રેમપૂર્વક કોઈ કરે તો તે કસ્તૂરબા જ. અને એમને આળસનું તો કદી નામ જ નહીં. જીવલેણ માંદગીમાંથી ઊઠયાં હોય છતાં અંગમાં થોડીક શક્તિ આવતાં જ, આશ્રમના રસોડે જઈ તે કામે લાગવાનાં. છેક છેવટે એમના હાથપગ થાકયા હતા, શરીર ખખડી ગયું હતું, મોઢામાં એકે દાંત બચ્યો ન હતો, આંખો નિસ્તેજ થઈ ગઈ હતી, ત્યારે પણ તેઓ સ્વયંપાક ઘરમાં જઈ પહોંચતાં અને થઈ શકે એટલું કામ આસ્થાપૂર્વક કરતાં જ. એમને મળવા જાઉં અને એ કાંઈ ખાવાનું આપે ત્યારે નાના બાળકની પેઠે હાથ આગળ કરતાં મને અસાધારણ ધન્યતાનો અનુભવ થતો.

તે ભલે અશિક્ષિત હતાં; સંસ્થા ચલાવવાની જવાબદારી કે મહત્ત્વાકાંક્ષા ભલે તેમને ન હતી, પણ દેશમાં શું ચાલી રહ્યું છે તેની સૂક્ષ્મ માહિતી તે પ્રશ્નો પૂછીને અથવા વર્તમાનપત્રો ઉપર નજર ફેરવીને મેળવી લેતાં.

બેત્રણ વાર મહાત્માજી જેલમાં હતા ને કસ્તૂરબાને રાજકીય પરિષદો કે શિક્ષણસંસ્થાઓનું અધ્યક્ષસ્થાન લેવું પડયું હતું. તેમનાં અધ્યક્ષીય ભાષણ મારે

લખી આપવાનાં થતાં. મેં તેમને કહ્યું, "હું મારો પદરનો એક પણ મુદ્દો ભાષણમાં લાવીશ નહીં. તમે બોલશો તે જ ઠીકઠીક ભાષામાં સજાવી દઈશ." થોડીક હા-ના કર્યા પછી તે ભાષણના મુદ્દા બોલે, તે વખતે તેમની એ શક્તિ જોઈને હું પણ ચકિત જ થઈ જતો.

અધ્યક્ષીય ભાષણ કોઈનીય પાસેથી લખાવી લેવાં સહેલાં છે, પણ પરિષદ થયા પછી ઉપસંહાર કરવો તે તો પોતાની પ્રત્યુત્પન્ન મતિના જોર ઉપર જ સમાપ્ત કરવાનો રહે છે. પ્રત્યેક વખતે કસ્તૂરબાએ કરેલો ઉપસંહાર, ભલે એકદમ સહેલી ભાષામાં, પણ પરિપૂર્ણ નીવડતો. એમના એ ભાષણમાં પરિસ્થિતિની સમજ, ભાષાની સાવધાની અને ખાનદાનીની મહત્તા ઉત્કટપણે દેખાઈ આવતી.

આજના સમયે સ્ત્રીજીવન સંબંધે આપણો આદર્શ આપણે ઘણો જ બદલ્યો છે. આજે કોઈ સ્ત્રી કસ્તૂરબાની જેમ અશિક્ષિત રહે અને કોઈ મહત્ત્વાકાંક્ષાનો ઉદય તેનામાં દેખાય નહીં તો આપણે તેનું જીવન યશસ્વી કે કૃતાર્થ થયું એમ કહેવાના નથી. આમ હોવા છતાં પૂજ્ય કસ્તૂરબાના મૃત્યુ સાથે આખા દેશે સ્વયંસ્ફૂર્તિથી તેમનું સ્મારક કરવાનું ઠરાવ્યું અને સહેજે એકઠો ન થાય એવો પ્રચંડ નિધિ એકઠો કરી બતાવ્યો. એટલા ઉપરથી જ સિદ્ધ થાય છે કે આપણો પ્રાચીન તેજસ્વી આદર્શ આજેય દેશમાન્ય છે. આપણી સંસ્કૃતિનાં મૂળ આજેય સારી રીતે મજબૂત છે.

આ બધી મહત્તા કસ્તૂરબામાં આવી ક્યાંથી? એમની જીવન-સાધના કયા પ્રકારની હતી? શિક્ષણ દ્વારા બહારથી એમણે કાંઈ જ લીધું ન હતું. એમનામાં ખરેખરા એટલે કે આર્ય આદર્શને શોભતા કૌટુંબિક સદ્ગુણો જ હતા. અસાધારણ તક મળતાં અને તેટલી જ અસાધારણ કસોટી આવી પડતાંની સાથે જ એમણે પોતાના સ્વભાવસિદ્ધ કૌટુંબિક સદ્ગુણોને વ્યાપક કર્યા અને તેના જોર ઉપર જ પ્રત્યેક વખતે જીવનસિદ્ધિ મેળવી. સૂક્ષ્મ પ્રમાણમાં અથવા નાના પાયા પર જે શુદ્ધ સાધના કરવામાં આવે છે તેનું તેજ એવું લોકોત્તર હોય છે કે કેવડોય મોટો પ્રસંગ હોય અથવા વ્યાપક પ્રમાણમાં કસોટી થાય છતાં ચારિત્ર્યવાન મનુષ્યે પોતાની શક્તિનો ફક્ત ગુણાકાર જ કરવાનો હોય છે.

સતી કસ્તૂરબા માત્ર સંસ્કાર-બળે પાતિવ્રત્યને, કુટુંબ-વત્સલતાને અને તેજસ્વિતાને વળગી રહ્યાં અને એટલા જોર ઉપર મહાત્માજીના માહાત્મ્યને તે પહોંચી વળ્યાં. આજે હિંદુ, મુસલમાન, પારસી, શીખ, બૌદ્ધ, ખ્રિસ્તી સૌ ધર્મના લોકોનો બનેલો આ વિશાળ દેશ અત્યંત નિષ્ઠાથી કસ્તૂરબાની પૂજા કરે છે અને સ્વાતંત્ર્ય પૂર્વેની શિવરાત્રિના દિવસે તેમનું સ્મરણ કરીને પોતાની તેજસ્વિતાને પાણી ચડાવે છે.

## ૩. વાત્સલ્યમૂર્તિ બા*

આજે કસ્તૂરબા-દિન છે. વરસ પછી વરસ પસાર થઈ ગયાં અને બાની

* ૨૨–૨–'૪૮ને દિને સેવાગ્રામમાં આપેલું વ્યાખ્યાન.

પાછળ બાપુજી પણ ગયા. આ ઝૂંપડીમાં બાપુજી રહેતા, અહીં ફરતા અને પ્રાર્થના કરતા. તથા આ સામે તે જ ઝૂંપડી છે કે જેમાં કસ્તૂરબા રહેતાં. તે બધું તમારી નજરમાં આવી શકે નહીં. પણ અમારા જેવા ઘણા દિવસ બાદ આશ્રમની મુલાકાત લે છે ત્યારે એ બધું તાજું થાય છે. આજે તુલસીરામાયણ સાંભળતાં બાનું ચિત્ર નજર સમક્ષ ખડું થાય છે.

બાની સૌમ્યતા બહારના લોકોએ જોઈ નહીં પણ ચંદ્રકિરણની શીતલતા તો અહીંના લોકોએ અનુભવી છે. છેવટનાં વરસોમાં બાની આંખોનું તેજ ઘટયું હતું પણ પ્રેમ અને વાત્સલ્ય વધી ગયાં હતાં. બાના જીવનની તેજસ્વી ક્ષણ મેં જોઈ છે. મેં તેમની આંખોમાં પૂરું તેજ તે દિવસે જોયું. ૧૯૪૨માં બિરલા હાઉસમાંથી બાપુજીને પકડયા ત્યાર બાદ દાદરના શિવાજી પાર્કની જાહેર સભામાં ન જવાને સરકારે તેમને સમજાવ્યાં. પણ તેઓ તો બાપુનું કામ કરવાને તૈયાર હતાં. પોલીસ તરફની તેમની દૃષ્ટિ પ્રેમભરી હતી. દ્વેષનું નામ ન હતું છતાં દૃઢતા પૂરેપૂરી હતી. તેઓ ગિરફતાર થયાં. આ હતું મારું તેમનું અંતિમ દર્શન.

તેમનું પહેલું દર્શન પણ ધન્ય હતું. તેમાં મને ઉચ્ચ જીવનની ઝાંખી થઈ અને દીક્ષા પણ મળી ગઈ. દક્ષિણ આફ્રિકામાં વિજય મેળવી બાપુ હિંદ આવ્યા તે વખતે કેટલાક આશ્રમવાસીઓને અહીં મોકલેલા. કાંગડી ગુરુકુળની મુલાકાત લઈ તેઓ શાંતિનિકેતન આવ્યા. શાંતિનિકેતનમાં રહી હું અવૈતનિક કામ કરતો હતો અને ત્યાંના કાર્યને બધી રીતે જાણવા ઇચ્છતો હતો. ત્યાં રહ્યો એટલે હું પણ સંસ્થાનો જ થઈ ગયો. વૈદિક વિધિ પ્રમાણે અમે મહાત્માજીનું સ્વાગત કર્યું. રાતના તેમની સૂવાની વ્યવસ્થા સંબંધે અમે વિચાર કરતા હતા ત્યાં એમણે બગીચામાં આવેલી ખુલ્લી વેદી ઉપર બાની અને પોતાની પથારી જોડાજોડ કરવા કહ્યું. આ સૂચનાથી મારા જેવાને આશ્ચર્ય પણ થયું. જોકે તેમના સાથીઓ કે બાને માટે એમાં નવાઈ જેવું કંઈ જ ન હતું. રાષ્ટ્રની સેવા અને ધર્મની સાધના માટે બાપુએ બ્રહ્મચર્યવ્રત લીધું હતું. તેમનો સંબંધ નિર્વિકારી હતો. ભાઈબહેન, પિતા-પુત્રી અને પતિપત્નીની એ બધા સંબંધોની એકતા આમાં આવી જાય છે. બાપુ 'બા' કહી બોલાવતા તેમાં ઘણાને નવીનતા લાગતી. પણ નવીનતા શી હતી? દેવદાસ, પ્રભુદાસ વગેરે બોલાવતા તેમ તેઓ પણ બોલાવતા. મારા ઘરમાં બધાં જ મને 'કાકા' કહીને બોલાવતાં એટલે મારે માટે એમાં નવાઈ ન હતી. તે રાત્રે બા અને બાપુની આજુબાજુ, તેમને કેન્દ્રમાં રાખી એક કુટુંબની જેમ અમે પરિધિમાં સૂતા. ધીમે ધીમે આખું વિશ્વ તેમનું કુટુંબ થઈ ગયું. સાબરમતી આશ્રમમાં એક પ્રાર્થના-મંદિર બાંધવાની વાત એક વખતે ચાલતી હતી. બાપુજી તો સર્વધર્મ-સમભાવ અને સર્વધર્મ-મમભાવમાં માને. તેમણે ચાર દિશાઓની દીવાલવાળા, તારામંડિત આકાશના ઘુમ્મટવાળા અને ચંદ્રમાના દીપવાળા સૌથી વિશાળ મંદિરની કલ્પના મૂકી. તે જ પ્રમાણે તેમનું કુટુંબ પણ વિશાલતમ થતું

ગયું. ગાંધીજીને આખો દેશ 'બાપુ' કહેવા લાગ્યો. અને બાએ માતાનું સ્વાભાવિક સ્થાન લઈ લીધું.

બા ખરેખર વાત્સલ્યમૂર્તિ હતાં. બધાની ખાવાપીવાની સગવડ ઉપર ધ્યાન રાખતાં. આશ્રમનાં બાળકો ભૂખ લાગતી કે બા પાસે આવતાં. બા તેમના હાથમાં કંઈ ને કંઈ મૂકતાં અને બાળકો રાજી થઈ દોડી જતાં. આશ્રમમાં તો બાપુની કડકાઈ ખૂબ રહેતી. સ્વ. મગનભાઈની કડકાઈ પણ ખરી અને આશ્રમજીવન માટે તે જરૂરી પણ હતી. આ કડકાઈમાંથી બાનો વાત્સલ્યપ્રેમ તેમને બચાવતો. બધાંને ખવડાવ્યા પહેલાં તેમણે કદી ખાધું નથી.

શ્રી રાજાજીએ બાને માટે યોગ્ય જ કહ્યું છે કે 'She was born to be a queen' તેઓ રાણી થવા જન્મ્યાં હતાં. તેમનામાં હૃદયની ઉદારતા હતી અને તેમનો ખાનદાનીનો ખ્યાલ ઉચ્ચ હતો. બાપુની વિભૂતિ સાથે તેમની વિભૂતિ પણ વધતી ગઈ. તેઓ એક આદર્શ આર્યપત્ની હતાં. છતાં પતિ કહે તે જ કર્યે જવું એવો ગુલામોનો આદર્શ તેમનો નહોતો. તેથી આવા સમર્થ પતિથી પોતાનું વ્યક્તિત્વ અલગ રાખી શક્યાં. બાપુએ પોતે તેમને વિશે 'આત્મકથા'માં લખ્યું છે. શરૂઆતમાં બાપુએ તે જમાનાના ખ્યાલ પ્રમાણે પતિ તરીકે માલિકની ભાવનાથી કામ લેવા માંડેલું. 'પૂછ્યા વિના બહાર ન જવું, બીજા કોઈની સાથે વાત ન કરવી'—એવા હુકમ બાપુ કાઢતા. પણ બા માનતાં નહીં. બાપુ કહે છે તેમ તેમને દબાવવાનો પ્રયત્ન તો કર્યો પણ તેમનું કંઈ ચાલ્યું નહીં. બા તો પોતાની રીતે જ ચાલતાં. આમ કરવામાં બાની તેજસ્વિતા હતી. વળી તે વખતે બાપુનો સ્વભાવ ક્રોધી. તેઓ સામાન્ય માનવીમાંથી જ ધીમે ધીમે મહાત્મા અને મુક્તાત્મા થયા.

આશ્રમમાં પણ ઝઘડા તો ચાલતા. પણ દબાવવાથી માને એવાં બા નહીં. કોઈ પણ વાત મનમાં બેસે નહીં ત્યાં સુધી સૌમ્યતાથી પણ દૃઢતાથી તેનો વિરોધ કરતાં રહે.

અહીં મને શ્રીરામકૃષ્ણ અને શારદામાતાનું સ્મરણ થાય છે. રામકૃષ્ણ તો જાતનું ભાન ભૂલી મંદિરમાં બેઠા ઈશ્વરમાં લીન હતા. પોતે પરણ્યા છે તેની પણ તેમને યાદ રહી ન હતી. શારદામાતાને પતિની સ્થિતિની ખબર પડી એટલે ચાલતાં ત્યાં આવ્યાં અને પગે લાગ્યાં. રામકૃષ્ણે તેમના માથા ઉપર પણ ફૂલ ચડાવ્યું અને પરિચય માગ્યો. શારદામાતાએ પોતાની પત્ની તરીકે ઓળખ આપી અને કહ્યું કે તમારી સાધનામાં અવિદ્યા કે બાધા નહીં થાઉં પણ મદદરૂપ થઈશ. આ વાત તેમણે બરાબર પાળી. કદાચ કોઈ વખત રામકૃષ્ણનું મન નબળું થયું હશે પણ શારદામાતાનું તો સદા નિર્વિકાર રહ્યું. તે જ પ્રમાણે બા પણ બાપુની સાધનામાં મદદ કરતાં રહ્યાં. બંને વચ્ચે મતભેદ રહેતા, ઝઘડા થતા. કોચરબમાં આશ્રમ હતો ત્યારે બાપુ મુંબઈથી થાકીને આવે તોપણ અમુક પ્રશ્નો અંગે મોડી રાત સુધી ચર્ચા ચાલે. બાએ સામાન્ય ખોરાક તજીને ફળાહાર ચલાવ્યો. બંને વચ્ચે પ્રેમ હતો

એટલે બા વાત સમજી જાય કે તરત પ્રસન્ન થાય અને માને તે પૂરા દિલથી.

રાજકીય કામમાં પણ બા બરાબર ભાગ લેતાં. વર્તમાન પત્રો દ્વારા બધા સમાચાર મેળવતાં. કેટલીક વખતે કોઈ પરિષદ કે સભાના પ્રમુખ પણ તેમને બનવું પડતું. તેવી જગ્યાઓએ તેઓ જે ભાષણ આપતાં તે વિશે લોકોનો સામાન્ય ખ્યાલ એવો છે કે 'એ તો કાકાએ લખી આપેલાં.' છતાં તેમ ન હતું. અલબત્ત લખી તો હું આપતો પણ તેમને જે કંઈ કહેવું હોય તેના મુદ્દાઓ તો તે જ લખાવતાં. હું તેમને શબ્દોમાં બરાબર ગોઠવી આપતો. આ તો સભાની શરૂઆતના ભાષણમાં બની શકતું. પણ ઉપસંહારનું ભાષણ તો તેમને જ કરવાનું રહેતું. સભાની આખી કાર્યવાહી ધ્યાનમાં રાખી બા તેમની મીઠી, મધુરી, ભોળી અને તેજસ્વી ભાષામાં આ કામ સરસ રીતે કરતાં.

બાપુ નિર્વિકારી અને નિર્મોહી હતા. તેમને માટે બધાં બાળકો સમાન હતાં. બાને તેમ ન હતું. પણ તેમાં જ તેમની ખૂબી હતી. બાપુ મધ્યાહ્નના સૂર્ય હતા તો બા સવાર અને સાંજનો સૂર્ય હતાં. તેનો પણ એક જાતનો રાગ-રંગ હોય છે. શ્રી દેવદાસ અને તેનાં બાળકોને તેઓ મળતાં ત્યારે તેઓ સ્વાભાવિક પ્રેમ બતાવતાં તે અવર્ણનીય અને અલૌકિક દૃશ્ય થઈ પડતું.

બાપુજીએ બ્રહ્મચર્યનું વ્રત લીધું. બાને માટે તે સ્વાભાવિક હતું. બાપુજીને બા તરફથી વધારે પોષણ મળતું હતું. આશ્રમના કઠણ જીવન વિશે અને બાની મુશ્કેલી વિશે શ્રી લીલાવતી મુનશીએ બાપુને પત્ર લખેલો તે વાંચીને કોઈના પણ કહ્યા વિના જવાબમાં તેમણે જે પત્ર લખેલો તે સંભારવા જેવો છે. તેમણે લખ્યું કે "બાપુ જે કંઈ કરે છે તે મારા કલ્યાણની સાધના જ છે તેનો મને વિશ્વાસ છે. હું ભણીગણી ભલે નથી પણ તેથી મારી રક્ષા કરનાર તમે કોણ?"

હમણાં તુલસીરામાયણ વંચાયું, તે ઉપરથી બા પ્રાર્થના સમયે કેવાં તન્મય બની જતાં તે યાદ આવે છે. આશ્રમમાં કોઈ પણ સંસ્કૃત જાણનાર આવે તો ગીતા કે રામાયણ સમજવા તેમની પાસે વિદ્યાર્થી-ભાવે પહોંચી જતાં. છેવટે તેમને આગાખાન મહેલમાં રહેવાનું થયું, ત્યાં બધી સુખ-સગવડ હતી; પણ બંધન તો હતું જ. તેમનું મન આશ્રમમાં હતું. સોનેરી પાંજરામાં પંખી ઝૂરી ઝૂરીને પ્રાણ ત્યાગે તેમ ત્યાં આશ્રમના વિરહમાં બાએ દેહ છોડ્યો. તેથી તેઓ અહીં જ સામેની ઝૂંપડીમાં છે એમ લાગે છે. અને આમને ખાધુંપીધું કે નહીં તેની ખબર પૂછતાં તથા આશીર્વાદ આપતાં બાનું ચિત્ર હું હમણાં પણ જોઉં છું.

# ૧૮. ગાંધીયુગમાં રાજપૂતી બહાદુરીનો નવો આદર્શ

**શ્રી ગંગાબહેન વૈદ્ય**

હું નથી માનતો કે પૂ. બાપુજીના આશ્રમે પૂ. ગંગાબહેન કરતાં વધારે યોગ્ય કોઈ બહેનને તૈયાર કર્યાં હોય.

પિયેરમાં અને સાસરિયામાં ખાધેપીધે સુખી અને બધી રીતે પ્રતિષ્ઠિત એવાં ગંગાબહેન જીવનના પ્રારંભમાં જ પિતાના પ્રોત્સાહનથી ગાંધીજી પ્રત્યે આકર્ષાયાં. ભણતર નહીં જેવું જ. પણ પૂ. બાપુજીએ સ્વરાજ્ય માટે, અને લોકમાન્ય ટિળકના સ્મારક તરીકે, એક કરોડ રૂપિયા ભેગા કરવાનું જાહેર કર્યું અને પૂ. ગંગાબાએ તરત મુંબઈમાં ઓળખીતાં લોકોને મળી લઈ પંદર હજાર રૂપિયા ભેગા કરી બાપુજીને આપ્યા. એમનો એ ઉત્સાહ અને એમની નિષ્ઠા તરત પારખી લઈને મહાત્માજીએ એમને પોતાનાં બહેન તરીકે સ્વીકાર્યાં અને ગંગાબહેનને ત્યાં જમવા જવાનું આમંત્રણ સ્વીકાર્યું. પૂ. બાપુજીએ જોયું કે ગંગાબહેનમાં ઉત્કટ સેવાભાવ છે, નિષ્ઠા છે, ત્યાગ છે, ચારિત્ર્યનું તેજ છે, અને તેઓ પ્રેમમૂર્તિ તો છે જ. પૂ. બાપુજીએ ગંગાબહેનને આશ્રમમાં ખેંચવાનો પ્રારંભ કર્યો અને ધીરે ધીરે બહુ જ કુનેહથી તેમ કરવામાં તેઓ સફળ થયા.

ગંગાબાનો ગૃહસ્થાશ્રમ લાંબો નહીં ચાલ્યો. એમણે એક દીકરીને જન્મ આપ્યો અને થોડા જ દિવસોમાં તેઓ વિધવા થયાં.

પતિના દેહાન્ત પછી પિયેર સુખેથી રહી શકાત, પણ તેમણે સાસરે રહેવાનું પસંદ કર્યું. બન્ને ઘરના લોકોને ગંગાબહેનની ભારે ઓથ હતી. પણ ધીરે ધીરે બાપુજીએ ગંગાબહેનને આશ્રમ તરફ ખેંચ્યાં. મોટા ઘરની તમામ સગવડોમાં ઊછરેલાં ગંગાબહેનની અંદર આત્માનું તેજ છે, ઉત્તમ કુનેહ વાપરી હોય તો એ તેજ ખીલશે, એની મર્યાદા નથી, એટલું ગાંધીજી જોઈ શક્યા; અને તેથી એક બાજુ જરા અત્યંત કુનેહ વાપરી, બીજી બાજુ જરા સરખી દયા ન રાખતાં, બાપુજી ગંગાબહેનને ચઢાવતા જ ગયા.

હવે મને વિગતવાર યાદ નથી પણ ગંગાબહેન બાપુજી પ્રત્યે આકર્ષાયાં અને થોડા જ દિવસમાં એમનો મને પણ પરિચય થયો. અમે વિચાર-વિનિમય કરીએ, સામાજિક જીવનની, આશ્રમજીવનની, અને સ્વરાજ્ય મેળવવા માટે લડી લેવાની વાતો અવારનવાર કરતાં રહીએ. વચમાં મને ક્ષયરોગ થયો. (એ રોગ મને મારી માતા તરફથી મળ્યો હતો અને શરીરનું આરોગ્ય અને ખડતલપણું પિતાશ્રી પાસેથી મળ્યું હતું. બન્ને તત્ત્વો મારા જીવનમાં કામ કરતાં રહ્યાં. બન્ને કુટુંબોની આ ખાસિયત હું જાણતો હોવાથી આરોગ્ય-સાધના એ મારે માટે જીવનનો સૌથી મહત્ત્વનો વિષય થઈ પડ્યો.) પૂ. ગંગાબહેનની ઈચ્છાથી અને પૂ. બાપુજીની

આજ્ઞાથી મેં મંદવાડના દિવસોમાં ગંગાબહેનની સેવા લેવાનું શરૂ કર્યું. તેઓ મને રાંધીને ખવડાવે અને હું એમને કેવળ વાતો દ્વારા જ્ઞાન આપી કેળવતો જાઉં.

મારા ભાગ્યમાં આશ્રમની એક અણધારી સેવા કરવાનું હતું એનો પણ ઉલ્લેખ અહીં કરવો જોઈએ.

હું લોકમાન્ય ટિળકની અથવા તમામ મહારાષ્ટ્રની ક્રાંતિકારી ગુપ્ત સેનાનો એક સિપાઈ. કેળવણી દ્વારા ઊગતી પેઢીને ક્રાંતિની દીક્ષા આપવામાં રોકાયેલો. એ કામ જ્યારે અંગ્રેજ સરકારની દમન-નીતિથી અશક્ય બન્યું, ત્યારે અધ્યાત્મ-સાધનાની હૃદયની ભૂખ તૃપ્ત કરવા હિમાલયની યાત્રા અને આધ્યાત્મિક સાધના કરવાને ત્યાં પહોંચ્યો હતો. (એનો ઈતિહાસ ન કહેવાનું જ મેં નક્કી કર્યું છે.) હિમાલયની યાત્રાના દિવસોમાં કેદારનાથજી નામના એક યોગી સાધકનો પરિચય થયો. અમે કોક વાર સાથે રહીએ. કોક વાર સાથે મુસાફરી કરીએ. મોટે ભાગે અલગ રહ્યા છતાં એકબીજાનો સંપર્ક જાગતો રાખીએ.

આગળ જતાં જ્યારે આઝાદીનો સંકલ્પ પૂર્ણ કરવા માટે હું હિમાલયથી પાછો આવ્યો અને કવિવર રવીન્દ્રનાથ અને મહાત્મા ગાંધીના પ્રસંગમાં હું આવ્યો ત્યારે પણ નાથજીનો અને મારો સંપર્ક કાયમ હતો. હું આશ્રમમાં રહેવા આવ્યો ત્યારે નાથજી અનેક વાર મારે ત્યાં રહેવા આવે. અમારા ઘરમાં તે એવા તો એકરૂપ થઈ ગયા હતા કે આવે ત્યારે રાંધવામાં કાકીને મદદ પણ કરે.

આશ્રમના મારા સાથી અને પડોશી કિશોરલાલભાઈ સાથે અધ્યાત્મની વાતો કરતાં મેં નાથજી, એમની યોગિક સાધના અને એમની આધ્યાત્મિક સિદ્ધિ વિશે વાતો કરી. એમને ખબરેય ન હતી કે મારા ઘરમાં રસોઈમાં મદદ કરનાર એક સ્નેહી એ જ નાથજી છે.

કિશોરલાલભાઈએ નાથજીનો સંપર્ક કેળવ્યો. (એમની આકરામાં આકરી કસોટી કરી જોઈ એમ પણ કહી શકાય.) અને કિશોરલાલભાઈ નાથજીના પરમ ભક્ત થયા.

આગળ જતાં પૂ. ગંગાબા પણ જ્યારે આશ્રમમાં રહેવા આવ્યાં ત્યારે એમને નાથજીની અને એમની સાથેના મારા સંબંધની ખબર પડી. એમણે પોતાની મૂંઝવણો અને આધ્યાત્મિક ભૂખની વાત નાથજી આગળ કરી અને પૂર્ણ સંતોષ મળતાં તેઓ પણ નાથજીનાં ભક્ત બન્યાં.

ગંગાબાએ આશ્રમની ઉત્તમોત્તમ સેવા બજાવી અને બાપુજીને પૂર્ણ સંતોષ આપ્યો. આકરામાં આકરું કામ બાપુજી સૂચવે અને પૂ. ગંગાબાએ એ પાર પાડયું જ હોય. બસો બસો લોકોનું રસોડું ચલાવવાનો પ્રયોગ બાપુજીએ કરી જોયો. એમાં ગંગાબાની મદદથી બાપુજીને પૂરી સફળતા મળી.

પિયેરનાં અને સાસરિયાનાં તમામ આકર્ષણો ઉપર વિજય મેળવવો અને ત્યાંથી અલિપ્ત થવું એટલો વૈરાગ્ય જે ગંગાબાએ કેળવી બતાવ્યો એ જ ગંગાબાએ અનેક પ્રાંતનાં, અનેક ધર્મનાં, અનેક ભાષાનાં સ્ત્રી-પુરુષોને અપનાવી એમની

તટસ્થપણે સેવા કરી પોતાનો વિશ્વાત્મૈક્યભાવ પણ સિદ્ધ કરી આપ્યો. અને આ બધી સેવા ચાલતી હતી ત્યારે પણ ગાયોને અને કૂતરાં, બિલાડાં જેવાં પ્રાણીઓને પણ તેઓ ભૂલ્યાં ન હતાં. આશ્રમમાં રહીને સૂતર કાંતવાની કળાના રીતસર પાઠો લઈને જેમ તેઓ નિષ્ણાત થયાં, હકીમજી પાસેથી માંદાઓને આપવા માટે આયુર્વેદી અને યુનાની દવાઓ શીખ્યાં; તે જ પ્રમાણે ગાય બળદની સેવા કરી, એમની નવી પેઢીનો ઉછેર કરેવો એ વિદ્યા-કળા પણ એમણે પોતાની કરી અને આજે ૯૩ વર્ષની ઉંમરે બોચાસણમાં પોતે સ્થાપેલી શ્રેષ્ઠ સંસ્થામાં તેઓ હાથે રાંધીને ખાય છે, મહેમાનોને ખવડાવે છે અને ગાયોના ઉછેરમાં પૂરેપૂરો ભાગ લે છે.

બોચાસણનું નામ લેતાં ગંગાબહેનની લોકોત્તર બહાદુરીનો એક પ્રસંગ યાદ આવે છે.

સ્વરાજ્યની લડત જ્યારે છેલ્લી આણી ઉપર આવી અને બાપુજીએ અંગ્રેજો સામે છેલ્લો સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે (સન ૧૯૩૦) કેટલીક બહેનોએ બાપુજી સાથે એમાં ભાગ લેવાની પોતાની ઈચ્છા બતાવી. બાપુજીએ જ્યારે ના પાડી ત્યારે બધાંને જ ભારે આશ્ચર્ય થયું.

છેવટે બાપુજીએ સમજાવ્યું: અંગ્રેજોનું રાજ્ય આ દેશમાંથી મારે હાથે હાંકી કાઢવા ઊપડયો છું, એટલે અંગ્રેજો મારો વિરોધ કરતાં કઠોરતાની અને ક્રૂરતાની મણા રાખવાના નથી. એવે વખતે, મારો જીવ બચાવવા માટે મેં બહેનોને સાથે રાખી છે એમ કોઈ કહે તો આપણને એ ન પાલવે. જૂના વખતમાં કેટલાક લોકો શત્રુના હુમલામાંથી બચી જવા માટે ગાય સાથે રાખે અને એને આગળ કરે, એવું જાણીને કે ગરીબ ગાય ઉપર કોઈ હુમલો ન કરે, એની પાછળ આપણે બચી જઈશું. એ જ પ્રમાણે મેં બહેનોને સાથે રાખી છે એમ કહેવાનો મારે કોઈને મોકો નથી આપવો."

આવો જવાબ સાંભળી બહેનોએ કહ્યું, "ભલે અમને સાથે નહીં રાખતા. પણ અમને કોઈ આકરો કાર્યક્રમ તો આપશો કે નહીં?" બાપુજીએ એમને એવો એક કાર્યક્રમ આપ્યો. (ભારતીય નારી અબળા નથી પણ શક્તિરૂપિણી છે એ સિદ્ધ કરવાનો મોકો એ કાર્યક્રમમાં બહેનોને મળ્યો. એનું વર્ણન કરવાનો લોભ હું છોડી દઉં છું. લોકોને એ સ્વરાજ્યના ઈતિહાસમાં વાંચવાને મળશે).

અહીં એટલું જ કહીશ કે બહેનોનું એક મોટું ટોળું સત્યાગ્રહ કરે છે. પોલીસના અમલદાર એમના ઉપર હુમલો કરવા આવે છે ત્યારે દેશનો ત્રિરંગી ઝંડો હાથમાં લઈ બહેનો ઊભી છે. પોલીસો એમની પાસેથી ઝંડો ખેંચી લેવા માટે પ્રયત્ન કરે છે, લાઠીમાર શરૂ થાય છે. પોલીસોએ ગંગાબહેન ઉપર લાઠી ચલાવી માથા પર એવા ઘા કર્યા કે માથાનું લોહી સાડીને ભીની કરી પગ સુધી પહોંચી ગયું.

થવા ન દીધો. કેટલાય લોકો એમની પાસે આવ્યા, કેટલાક છોડી ગયા, પણ એમનો ઉત્સાહ મંદ ન પડયો. હિન્દુસ્તાનીની પરીક્ષાઓમાં એમને રસ હતો. એમાંથી જ પાઠયપુસ્તકો બનાવવા તરફ એમનું ધ્યાન ગયું. એમાંથી જ સાહિત્ય-પ્રવૃત્તિ અને સંશોધનનું મહત્ત્વ એ સમજી ગયાં.

આખરે ૧૯૫૮ના ફેબ્રુઆરીની ૧૭મીને દિવસે એમણે દેહ છોડયો. ગાંધી-સ્મારક નિધિએ એમની કાર્યનિષ્ઠાની કદર કરીને મુંબઈ હિન્દુસ્તાની પ્રચાર સભાનું મકાન બાંધવા માટે પાંચ લાખ રૂપિયાનું અનુદાન આપ્યું. મુંબઈ સરકાર તરફથી મળેલી જે જમીન પર આ મકાન બંધાવવાનું હતું, ત્યાં નિધિએ પાંચ માળનું એક પોતાનું મકાન બનાવી, એમાંથી બે માળ હિન્દુસ્તાની પ્રચારસભાને આપવાનું નક્કી કર્યું. સાચે જ, પેરિનબહેનની નિષ્ઠાનું જ આ સ્મારક થવાનું. નિધિને અમારી ભલામણ છે કે આખા મકાનનું જ નામ 'પેરિન મંદિર' રાખવામાં આવે. પેરિનબહેનનું નામ જાગ્રત રાખવું એ આપણું રાષ્ટ્રીય કર્તવ્ય છે.

પેરિનબહેને આટલી નિષ્ઠાપૂર્વક જે કામ ચલાવ્યું, એને બંધ પડવા ન દેવું જોઈએ; ક્ષીણ થવા ન દેવું જોઈએ. બાપુ-ભક્ત અને હિન્દુસ્તાની-ભક્ત પેરિન-બહેનને, પૂર્ણ આદર સાથે અમે અમારી શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ.

ફેબ્રુઆરી, ૧૯૫૮

## ૨૧. ભારત માતાનાં પ્રતીક માયજી

### મીઠુબહેન પિટીટ

ગાંધીજીએ પારસીઓને 'પરગજુ પારસી' કહ્યા છે. પારસીઓની મીઠાશ, દાનવૃત્તિ અને દેશભક્તિ વિશે તો કહેવું જ શું? સ્વરાજ્ય મેળવી આપનાર કોંગ્રેસના જન્મદાતા દાદાભાઈ નવરોજીને આપણે હિંદના દાદા કહીએ છીએ. મુંબઈના લોકો સર ફિરોજશાહને અથવા દિનશા વાચ્છાને ભૂલી ન શકે, અને ભારતના ઔદ્યોગિક ઉત્પાદનની વાત કરીએ ત્યારે સૌથી પહેલું નામ જમશેદજી તાતાનું જ આવવાનું.

ગાંધીયુગની કસોટી આકરામાં આકરી. પછાતમાં પછાત, દબાયેલા અને જાણે ત્યજાયેલા આદિવાસીઓની સેવા કરવા માટે સુખાકારીનું જીવન ત્યજી દઈ ગામડામાં જવું એવો આદર્શ ગાંધીજીએ દેશ આગળ મૂકયો અને કેટલાયે ભારતીઓએ એ આદર્શ ઝીલ્યો.

એવા જીવનદાની સેવકોમાં મોખરાનું સ્થાન મેળવનાર પારસી મહિલા તે આપણાં માયજી મીઠુબહેન પિટીટ છે. એમની સેવાથી કેવળ પારસી કોમનું નહીં, કેવળ ગુજરાતનું નહીં, કેવળ ભારતમાતાનું નહીં, પણ સમસ્ત સ્ત્રીજાતિનું મુખ

ઊજળું થયું છે.

ગાંધીયુગના તેજસ્વી આદર્શથી આકર્ષાઈને મીઠુબહેન પૂ. બાપુજી પાસે આવ્યાં. ઝવેરાતના પારખુ એ વાણિયાએ એમને દેશમાં અનેક ઠેકાણે ફેરવ્યાં, દેશની હાલત અને દેશની જાગૃતિનું દર્શન કરાવ્યું અને પોતાનાં સૌથી મહત્ત્વનાં અને સૌથી આકરાં બેત્રણ કામોમાં એમને રસ પમાડયો. ખાદી, નશાબંધી અને આદિવાસીઓની સેવા. આ ત્રણ કામો બાપુની પ્રેરણાથી મીઠુબહેને ઝડપી લીધાં. એટલે આમ ગાંધી-સેવકોને મન તેઓ રાષ્ટ્રની સર્વોચ્ચ સેવિકા બન્યાં.

અન્ન, વસ્ત્ર, રહેઠાણ અને ઓજારો એ માણસની ચાર મુખ્ય જરૂરિયાતો. જમીન વગર અન્ન ઊગતું નથી. તેથી ખેતીનું કામ ગામડામાં જ રહ્યું છે. ખેતી પછીનો મોટામાં મોટો ઉદ્યોગ વસ્ત્રનિર્માણનો. તે જો ગામડામાંથી ખસી જાય તો મુઠ્ઠીભર લોકો અસંખ્ય જનતાનું શોષણ કરી શકે. એ ટાળવા માટે ગાંધીજીએ ખાદીના કામને આટલું મહત્ત્વ આપ્યું છે.

નશાબંધીનું મહત્ત્વ ખાદીથી જરાયે ઊતરતું નથી. કેવળ ભારતમાં જ નહીં પણ આખી દુનિયામાં સ્ત્રી-પુરુષનું દામ્પત્યજીવન બરબાદ કરનાર ભયાનક રાક્ષસ હોય તો તે શરાબ છે. શરાબ સામે વિજય મેળવવો એ સ્ત્રીજાતિના ઉદ્ધારનું મોટામાં મોટું પગલું છે.

આપણા દેશમાં હરિજનોને હડધૂત દશામાં રાખી એક અત્યંત નમ્ર અને સેવાપરાયણ જાતિ પ્રત્યે ભયંકર અન્યાય થયો છે. એ તો દૂર થવો જ જોઈએ. પણ જે આદિવાસીઓને ખેતી અને જંગલને કિનારે રહેવું પડે છે, તેમની આખા રાષ્ટ્રે કરેલી ઉપેક્ષા અસ્પૃશ્યતા કરતાં ઓછો ગુનો નથી. શહેર અને ગામડાંના લોકોને મળીને આ આદિવાસીઓને અપનાવવા જોઈએ. શહેરી સંસ્કૃતિના હડહડતા પ્રતીક સમાં એક પારસી બહેનને આદિવાસીઓ વચ્ચે જઈને રહેવાનું અને એમને અપનાવવાનું સૂઝયું એ તો કળિકાળમાં એકાદ લોકોત્તર મહાત્મા જ કરાવી શકે.

હું ભૂલતો ન હોઉં તો સન ૧૯૨૭માં જ્યારે હું ગાંધીજી જોડે દક્ષિણ ભારતમાં અને સિલોનમાં ગાંધીજીની ખાદી-યાત્રામાં ફર્યો ત્યારે ઠેકઠેકાણે મારે હાથે જે ખાદી મેં વેચી તેમાં મીઠુબહેને આપેલી ખાદી પણ છે એમ બાપુજીના મોઢે સાંભળેલું. મીઠુબહેને આપેલી ખાદી આપણે વેચીએ છીએ એમ બાપુજીના મોઢે સાંભળેલું મને સ્પષ્ટ યાદ છે. પણ તે સિલોનમાં જ સાંભળ્યું હતું કે અન્યત્ર એનું સ્મરણ અત્યારે સ્પષ્ટ નથી.

આખરે મીઠુબહેને સુરત જિલ્લામાં મરોલી ગામ પસંદ કર્યું; અને ત્યાં એક આશ્રમ અથવા સેવા-કેન્દ્રની સ્થાપના કરી. તે વખતનું પૂ. બાપુજીનું ભાષણ અને મીઠુબહેનનો એક જ વાકયનો જવાબ ઈતિહાસપ્રસિદ્ધ થયાં છે. 'હા, બાપુ, હું અહીં દટાઈ જઈશ' આ પાંચ-છ શબ્દમાં સેવાભાવનો અને સંકલ્પશક્તિનો અર્ક સમાયો છે.

મેં અનેક ઠેકાણે કહ્યું છે કે માનવજાતિના યુગનેતા મહાત્મા ગાંધીએ ઘણાં

સારાં કામો કર્યાં છે. પણ મારે મન એમનું સૌથી મહત્ત્વનું કામ સ્ત્રીજાગૃતિનું છે.

દક્ષિણ આફ્રિકાથી બાપુજી કાયમને માટે ભારત આવ્યા તે પહેલાં અંગ્રેજી કેળવણીને કારણે દેશમાં જે જાગૃતિ આવી હતી તેમાં સ્ત્રીઓનો ફાળો નહીં જેવો હતો અને જે થોડો હતો તે ફક્ત સરોજિની નાયડુ જેવી અંગ્રેજી ભાષા ઉપર કાબૂ મેળવનાર દશવીશ બહેનોનો જ હતો. બાપુજી ભારતમાં આવ્યા અને એમની પ્રેરણાથી આખા ભારતની સ્ત્રીજાત જાગી ઊઠી.

કોણ જાણે કેમ બાપુજીમાં સ્ત્રીજાતિનાં હૃદય સુધી પહોંચવાની અદ્ભુત શક્તિ હતી. એક વાર મોહનદાસ ગાંધી અને એમના દોસ્ત ચાર્લી ઍન્ડ્રૂઝ વચ્ચે ચાલતો એક સુંદર સંવાદ મેં સાંભળેલો. મિસ્ટર ઍન્ડ્રૂઝ કહે, "Mohan ! no doubt you have a feminine soul" અને મહાત્માજી એ ઠંડે પેટે કબૂલ કરે, "yes charli, it is so." અને પછી ઉમેરે, 'સ્ત્રીઓને મારી આગળ પોતાનું આખું દિલ ખોલતાં કશો સંકોચ હોતો નથી.'

કેવળ હિંદુ બહેનો જ નહીં પણ મુસલમાન, ઈસાઈ, ઍંગ્લો-ઇન્ડિયન અને યુરોપિયન બહેનોને પણ ગાંધીજી સાથે પોતાના અનુભવો અને પોતાની લાગણીઓ છૂટથી રજૂ કરતી મેં જોઈ છે.

આવા અનુભવને અંતે, છેલ્લા દિવસોમાં જ્યારે માતા કસ્તૂરબાનો દેહાંત થયો, અને કૃતજ્ઞ રાષ્ટ્રે એક કરોડ રૂપિયાનો નિધિ ભેગો કરી કસ્તૂરબાના સ્મારક તરીકે ગાંધીજીને અર્પણ કર્યો ત્યારે, ગાંધીજીએ એ મોટી રકમ સ્ત્રીઓના હાથમાં સોંપીને કહ્યું કે "આ નાણાંનો વ્યવહાર અને ખર્ચ ફક્ત બહેનો જ કરે. પુરુષો એમાં માથું મારે નહીં." અને ઉમેર્યું, "હું જાણું છું કે સંસ્થા ચલાવવાની અને નાણાં ખર્ચવાની આવડતને અભાવે આ પૈસા બરબાદ થવાની સંભાવના છે. એ જોખમ મને પોસાય, પણ પુરુષોનું નેતૃત્વ એમાં નથી જોઈતું. પોતાના જ વિચાર પ્રમાણે સાર્વજનિક કામો ચલાવવાની શક્તિ સ્ત્રીઓમાં કેળવવા પાછળ એક કરોડ રૂપિયા વપરાય તો એ લેખે લાગે એમ ગણું."

મરોલીના કામમાં મીઠુબહેન દટાઈ ગયાં અને તે જ ક્ષણે તેઓ માયજી બન્યાં. આસપાસના આદિવાસીઓમાં જે કેળવણી ફેલાઈ છે, એમનામાં આત્મ-વિશ્વાસ અને બાહોશી આવ્યાં છે તે બધું માયજીના પ્રતાપે જ છે.

હું નથી માનતો કે 'માનસરોગનો ઇલાજ કરવાની પ્રવૃત્તિ' માયજી મીઠુબહેન ક્યાંય શોધવા ગયાં હતાં. ભગવાને એ કામ એમની પાસે સૂક્ષ્મ રૂપે મોકલી દીધું, અને આસ્તિક-શિરોમણિ, શ્રદ્ધાધન માયજીએ એ કામ વધાવી લીધું. જે કામ માયજી હાથમાં લે તે નિશ્ચિત રૂપે વધવાનું અને ફેલાવાનું જ.

ખરેખર માયજી મીઠુબહેન ભારતમાતાનાં જ એક પ્રતીક છે અને દુનિયાની નારીજાતિમાં એક ચળકતું રત્ન છે. આપણી વચ્ચે એમની હસ્તી અને એમની સેવા ઈશ્વરનો પ્રસાદ જ છે.

# ૨૨. આદર્શ ભાઇ-બહેન

## શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈ

એમ તો ગાંધીજીના પ્રસંગમાં આવેલી કેટલીયે બહેનોએ પોતપોતાની ઢબે ઉત્તમોત્તમ સેવા કરીને નામના મેળવી છે અને સમાજ ઉપર પોતાની સરસ અને કાયમી છાપ પાડી છે. કેટલીક બહેનોના કામથી ગાંધીજીએ પોતે જ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો છે. આવી બહેનોમાં પણ બહેન અનસૂયાબહેન સારાભાઈનું સ્થાન અલગ અને ઊંચું છે. સારા કુટુંબમાં જન્મ થયો. નાનપણથી સારામાં સારા સંસ્કારો મેળવવાની તક મળી અને એમનું વલણ પણ પ્રારંભથી જ પોતાના જીવનનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ થાય એવા સંકલ્પથી પ્રેરાયેલું. એમને વિશે લખવું જેટલું મહત્ત્વનું છે, ઉત્સાહભર્યું છે, તેટલું જ એક રીતે કઠણ પણ છે.

અનસૂયાબહેનનું વ્યક્તિત્વ પહેલેથી જ સ્વતંત્ર અને ઉઠાવદાર છે અને છતાં એમના એકલાં વિશે વિચાર થઈ જ ન શકે, એવું એમનું ઘડતર છે.

પરિસ્થિતિ જ એવી હતી કે એમને છેક નાનપણથી પોતાના નાના ભાઈ અંબાલાલ પ્રત્યે ખાસ ધ્યાન આપ્યા વિના ચાલે એમ ન હતું. નાનપણમાં જ માબાપને ખોયાને કારણે અનસૂયાબહેનને પોતાના કરતાં પાંચ વર્ષે નાના એવા અંબાલાલનાં જાણે માતા થવું પડયું. એ રીતે ભાઈબહેન જે રીતે ઓતપ્રોત થયાં તે સંબંધ આખો જન્મારો એક યા બીજી રીતે એમને સાચવવો પડયો છે.

અને એ સંબંધ પણ કેવો! આખા દેશમાં પશ્ચિમની ઢબની મિલોનો આ દેશમાં પ્રારંભ કરવાનો યુગ. આખા દેશમાં કાપડની મિલોમાં અમદાવાદ સૌથી મોખરે. અને ત્યાં એવી એ મિલોની અંદર અંબાલાલભાઈને તમામ મિલમાલિકોના સંગઠનના અધ્યક્ષ થવું પડયું. અને એમનાં મોટાં બહેન અનસૂયાને 'ઘરની અને બહારની' તમામ મિલોના મજૂરોને સલાહ આપી પોતાના અધિકારો માટે મિલ-માલિકો સામે યુદ્ધ ચલાવવામાં એમનું નેતૃત્વ કરવું પડયું.

મિલમાલિકો અને એમના મજૂરોનો આ ઝઘડો કોક કોક વખત જીવલેણ જેવો બને, અને છતાં બન્ને પક્ષે માણસાઈ ન છોડવાનો આગ્રહ અને એની સાથે આખી દુનિયાનો દાખલો મળી શકે એ રીતે પોતપોતાના હકો વિશે કમર કસીને ઝૂઝવાની તૈયારી. (આપણે અહીં ધ્યાનમાં લેવું જોઈએ કે આવી કટોકટીની પરિસ્થિતિમાં પણ એક બાજુ પોતપોતાની કર્તવ્યનિષ્ઠા કાયમ રાખી, બીજી બાજુ આ ભાઈબહેને પોતાનો પ્રેમ-સંબંધ કાયમ રાખ્યો અને નિર્મળતાનો એક ઉત્તમ દાખલો દુનિયા આગળ રજૂ કર્યો.) અંબાલાલભાઈએ કોઈ કાળે મિલમાલિકોનો વિશ્વાસ ખોયો નહીં. એમનું મક્કમ નેતૃત્વ કાયમ રહ્યું. આ બાજુ અનેક પ્રાંતથી

ભેગા થયેલા હજારો મજૂરોના મનમાં એક મિલમાલિકની બહેનના જ હાથમાં પોતાનું હિત સુરક્ષિત છે એ વિશે કોઈ કાળે શંકા ઊઠી નહીં. ભાઈબહેન વચ્ચેનો કૌટુંબિક પવિત્ર સંબંધ પહેલેથી ઉત્કટ હતો અને લડતમાં સામસામી બાજુનું નેતૃત્વ કરતી વખતે કમર કસીને લડયાં ત્યારે એમાં સત્ય, અહિંસા, જનહિત અને રાષ્ટ્રકલ્યાણ જાળવવાનો નિર્મળ આદર્શ ગાંધીજી પાસેથી મળેલો. એટલે એવી લડત દરમિયાન બન્ને બાજુએ નૈતિક આદર્શ કોઈ કાળે ખોયો નહીં. એનું શ્રેય ગાંધીજીના આદર્શને જ આપવું જોઈએ.

બીજી એક બીના એટલી જ સદ્ભાગ્યની ગણાય. અનસૂયાબહેને મિલ-મજૂરોનું નેતૃત્વ સ્વીકારી તે પ્રવૃત્તિ ગાંધીજીની ઢબે ચલાવી. એ જ કારણે એમને એક અત્યંત કાર્યકુશળ અને ધ્યેયનિષ્ઠ ગાંધીભક્ત નેતાનો સાથ મળ્યો અને તે નેતા શ્રી શંકરલાલ બૅંકર.

જો અનસૂયાબહેન વિશે લખવું હોય તો પ્રારંભમાં જ ગાંધીજી વિશે લખ્યા વગર ચાલે નહીં. પણ મુખ્ય વસ્તુ તો એ કે અંબાલાલ સારાભાઈ, એમનાં બહેન અનસૂયાબહેન અને એ બહેનને બધી રીતે મદદ આપનાર રાષ્ટ્રસેવક નેતા શંકર-લાલ બૅંકર, આ ત્રણેનો એકીસાથે જ વિચાર કરવો પડે છે.

અનસૂયાબહેનનું પ્રતિષ્ઠિત ખાનદાન ધર્મે જૈન. અને ગુજરાતના જૈન એટલે જાણે હિંદુ સમાજની જ એક તેજસ્વી શાખા. અનસૂયાબહેને પોતાનું ભણતર વધારવા માટે વિલાયત જઈ વૈદકનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું હતું પણ એ અભ્યાસક્રમમાં જાનવરોનાં શરીરો ચીરવાનાં, એમનાં હાડકાં અને લોહી તપાસવાનાં વગેરે પ્રયોગો કરવા પડે, એ જાણતાંવેંત અનસૂયાબહેને એ વૈદકનો અભ્યાસક્રમ જ છોડી દીધો અને સમાજવિજ્ઞાનમાં પોતાનું ભેજું ચલાવ્યું. વિલાયતમાં મિલ-માલિકો અને તેમના મજૂરો વચ્ચે જ્યારે જ્યારે ખેંચતાણ ચાલી ત્યારે એનું અધ્યયન એમણે કર્યું. તે જ પ્રમાણે આખી દુનિયામાં સ્ત્રીજાતિની સ્થિતિ સંતોષ આપનારી નથી એ જોઈ, આખી દુનિયાની સ્ત્રીજાતિના સવાલોનું પણ ત્યાં એમણે અધ્યયન કર્યું. અને પોતાનામાં જે સ્વાભાવિક ધાર્મિક વૃત્તિ હતી તેને યુગાનુકૂલ આધ્યાત્મિક રૂપ આપવાનું કામ મહાત્મા ગાંધીના સંપર્કને કારણે થયું.

અનસૂયાબહેનના ઘડતરનું આ સ્વરૂપ સમજી લીધા પછી એમના જીવનમાં સિદ્ધાન્તની રૂએ કશું વધારે જાણવાનું રહેતું નથી. એમણે કઈ કઈ પ્રવૃત્તિઓ હાથમાં ધરી, એને અંગે કેવી કેવી સંસ્થાઓ સ્થાપન કરી અને મજૂરોની લડતમાં કેવો ભાગ ભજવ્યો એની વિગતો આપવાનું જ બાકી રહે છે.

અનસૂયાબહેનની પ્રવૃત્તિઓમાં મુખ્ય ત્રણ ગણાય : પહેલી પ્રવૃત્તિ અમરા-પુરમાં ખોલેલી મજૂરોના બાળકો માટે સ્થાપેલી કેળવણીની સંસ્થા.

ત્યાર પછી મજૂરોની સેવા જ્યારે વધી પડી ત્યારે શ્રી અંબાલાલભાઈની જ

ત્રીજી પ્રવૃત્તિ ગણવી હોય તો સ્ત્રીઓની ખાસ સેવા માટે સ્થપાયેલી સંસ્થાની. આ ત્રણે કામમાં અનસૂયાબહેને પોતાનું હૃદયસર્વસ્વ રેડેલું હતું. અને ત્રણે પાછળ ગાંધીજી પાસેથી મેળવેલી પ્રેરણાને અનુસાર ધારણ કરેલી આધ્યાત્મિક વૃત્તિ જ હતી. એમાં ખૂબી એ કે સમસ્ત જીવનમાં, અધ્યાત્મના એ આદર્શ પ્રત્યે પૂરી જાગરૂકતા રાખ્યા છતાં એમણે કોઈ કાળે વેદાન્તી આચાર્યા અથવા સંતીણ હોવાનો દાવો કર્યો નથી. એટલું જ નહીં પણ પોતાની આસપાસ એવું વાતાવરણ પણ ઊભું થવા દીધું નહીં. કોઈ પણ રાષ્ટ્રસેવિકા જે નિષ્ઠાથી કામ કરે તે નિષ્ઠાનું જ વાતાવરણ પોતાની આસપાસ એમણે રહેવા દીધું. એમાં પણ એમને કર્મ-યોગકુશળ શંકરલાલભાઈ બૅંકરની ઉત્તમ સહાયતા મળી.

આ બધી વસ્તુઓ વિસ્તારથી કહ્યા વગર પૂરેપૂરી સમજાય નહીં. સદ્‌ભાગ્યે આને માટે જરૂરી સાહિત્ય સહેજે ઉપલબ્ધ થઈ શકે એમ છે.

રાજદ્વારી પ્રવૃત્તિ ચલાવી કૉંગ્રેસના અને દેશના રાજદ્વારી નેતા થવાની બધી કુશળતા શંકરલાલભાઈમાં હતી. પણ એમણે ગાંધીજીની પ્રેરણા પ્રત્યે પોતાની નિષ્ઠા પૂર્ણપણે વધારી, પોતાની એ શક્તિ ખાદીપ્રચારમાં લગાવી દીધી અને ગાંધીજીની જ પ્રેરણા પ્રમાણે ચાલતી અનસૂયાબહેનની મજૂરપ્રવૃત્તિમાં સંપૂર્ણ સહાયતા આપી.

આ સહયોગનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે ગાંધીજીનું અધ્યાત્મ આ બે જણની અંદર સરખી રીતે પૂર્ણપણે પ્રગટ થયેલું મને દેખાય છે. મારો એ આદર વ્યક્ત કરવા માટે જ આ નાનકડો લેખ મેં લખ્યો છે. શંકરલાલભાઈ વિશે પણ મારે આ જ રીતે લખવાનું છે. તે થાય ત્યારે ખરું.

## ૨૩. ‘પ્રકાશ’ અને એની ‘પ્રભા’

### ગાંધીયુગનાં આદર્શ દંપતી

શ્રી જયપ્રકાશજીની ધર્મપત્ની ચિ. પ્રભાવતીદેવીને હું પૂ. ગાંધીજીની એક સમર્થ કૃતિ માનું છું. ઓઝલ પડદાઓ વગેરે જૂની પ્રથાઓમાં માનનારા સનાતની સમાજમાં જેનો જન્મ થયો, એને પ્રેમ તથા સેવા જેવા સ્ત્રીસહજ સદ્‌ગુણો દ્વારા આદર્શ પત્ની અને આદર્શ સુધારક સમાજસેવિકા બનવાની હિંમત અને કળા તો બાપુજીની જ હતી.

પ્રભાવતીજીનો જન્મ સન ૧૯૦૬માં થયો. બિહારના એક રાષ્ટ્રસેવક વ્રજ-કિશોરજીની એ દીકરી. એ ચૌદ વર્ષની બાલિકા હતી ત્યારે જયપ્રકાશ નારાયણજી જેવા તેજસ્વી નવયુવક સાથે એનાં લગ્ન થયાં. દામ્પત્યજીવન શરૂ કરતાં પહેલાં જ, જયપ્રકાશજી પશ્ચિમની ઉચ્ચ કેળવણી મેળવવા વિદેશ ગયા, અને સ્વદેશની

નવયુગીન તેજસ્વી કેળવણી મેળવવા પ્રભાવતી બાપુજીના આશ્રમમાં પહોંચી ગઈ. આ વિવાહિત યુવતીને બ્રહ્મચર્યની દીક્ષા આપવાની હિંમત અને કુશળતા મહાત્માજીએ બતાવી.

પોતાની પાસે આવનાર શિષ્યોને અને શિષ્યાઓને પોતાને ફાવે તેવી મનમાની દીક્ષા આપનારા સંતો દુનિયામાં ઓછા નથી. પણ મહાત્માજી આવા રૂઢિધર્મી, સ્વાત્મનિષ્ઠ સંત ન હતા. એમણે પ્રભાવતીનાં માતા-પિતાને અને સ્નેહી સંબંધીઓને તેજસ્વી સનાતની ધર્મના સંસ્કાર આપવાનું શરૂ કર્યું અને આશ્રમમાં રહેનારી નમ્ર, સાત્ત્વિક પ્રભાવતીના અંતરમાં સર્વ પ્રકારની સર્વોચ્ચ ધાર્મિકતા અને તેજસ્વિતા જાગ્રત કરવાનો અખંડ પ્રયાસ ચલાવ્યો.

આ યુગનું સદ્ભાગ્ય કે પ્રભાવતીને લખેલા ગાંધીજીના પત્રોનો સંગ્રહ આપણને મળી શકે એમ છે. એ પત્રવહેવાર વીસ વરસ સુધી ચાલુ રહ્યો. એમાં એક ઉત્તમ, ચારિત્ર્યશાળી બાળાને આદર્શ પત્ની, આદર્શ સમાજસેવિકા અને (હું અવશ્ય કહીશ) આદર્શ મોક્ષસાધિકા બનાવવાની ગાંધીજીની કળા પ્રગટ થાય છે.

પ્રભાવતીને જેમ ઈશ્વરકૃપાએ આદર્શ પિતા મળ્યા તેમ એ જ ઈશ્વરની યોજના અનુસાર એને આદર્શ પતિ અને આદર્શ ગુરુ પણ મળ્યા. શ્રી વ્રજકિશોરજી તો ચંપારણ્યની ચળવળમાં બાપુજીના જમણા હાથ જેવા હતા. એમણે પ્રસન્નતાપૂર્વક પ્રભાવતીને ગાંધીજીના આશ્રમમાં મોકલી. કહેવાય છે કે જનોઈ આપીને ગુરુ નવયુવકને એક નવો જન્મ જ આપે છે. વ્રજકિશોરજીએ પોતાની વહાલી દીકરીને નવો જન્મ મળે તે માટે ગાંધીજીના આશ્રમમાં મોકલી. અને સાચે જ પ્રભાવતીને નવો જન્મ મળ્યો.

હું તો કહીશ કે જયપ્રકાશજી સાથે પ્રભાવતીનાં લગ્ન થવાં એ પણ ઈશ્વરીય યોજના જ હતી. તેજસ્વી જયપ્રકાશજીને, સાત વરસ પશ્ચિમની વિદ્યા મેળવ્યા પછી ગાંધીજીનું કાર્ય દેશ માટે હિતકર ન જણાયું. ભારત પાછા ફરતાંની સાથે જ એમણે એક નવા, ઘણે ભાગે ગાંધીવિરોધી એવા, રાષ્ટ્ર-સેવકદળમાં પ્રવેશ કર્યો. પણ જયપ્રકાશજીની અદ્ભુત ઉદારતા અને નિષ્ઠા જોઈને ખરેખર કહેવું પડે છે કે પ્રભાવતી-જયપ્રકાશજીનો સંબંધ ઈશ્વરની જ યોજના હતી. ભારત આવતાંવેંત જયપ્રકાશજીએ જોયું કે સીતા-સાવિત્રી જેવી આ આદર્શપત્ની પ્રેમ, સેવા તથા નિષ્ઠા લઈને પતિ સાથેના સહજીવન માટે પૂર્ણતયા તૈયાર છે, પણ એ બ્રહ્મચર્યનું વ્રત લઈ ચૂકી છે. કોણ જાણે એમના મનમાં કેટકેટલીય ગડમથલ ચાલી હશે. પણ એમણે પૂરી ઉદારતા અને નિષ્ઠા સાથે પરિસ્થિતિને કબૂલ કરી અને આ બે જણનું આદર્શ દાંપત્યજીવન અર્ધશતાબ્દી કરતાં વધારે વરસ સુંદર ઢબે ચાલ્યું.

'પ્રકાશ' અને 'પ્રભા'ને રાષ્ટ્રસેવા તો કરવી હતી જ. પ્રભાવતીને ગાંધીમાર્ગમાં અગ્રેસર થતાં જયપ્રકાશજીએ કદી રોકી નહીં અને રાજનૈતિક ક્ષેત્રમાં જયપ્રકાશજીને પોતાને જુદે માર્ગે જતા જોઈ પ્રભાવતી કદી અસ્વસ્થ ન થઈ. પણ આ

દ્વૈત (પરસ્પર આદરયુક્ત ભલે હો) દાંપત્યજીવનમાં ક્યાં સુધી ચાલી શકે? જયપ્રકાશજી ગાંધીમાર્ગમાં આવી ગયા. જોતજોતાંમાં એક ઉજ્જવળ કૉંગ્રેસનેતા બન્યા. જો ગાંધીજીનું પૂરતું ચાલ્યું હોત તો જયપ્રકાશજી કૉંગ્રેસના અધ્યક્ષ અધિપતિ પણ બની ગયા હોત.

ગાંધીજીની સત્યાગ્રહી રાજનીતિના ફલસ્વરૂપ ભારત સ્વતંત્ર થયું. પણ સાથે સાથે ગાંધીજીનું બલિદાન પણ અપાયું. ત્યારથી દેશની પરિસ્થિતિ બદલાઈ જ ગઈ. જયપ્રકાશ અને પ્રભાવતી બન્નેએ આપણા વિનોબાજીએ ચલાવેલો ગાંધી-માર્ગ જ પસંદ કર્યો.

દેશની આગળ 'આદર્શ પતિભક્તિનો ઉત્તમ નમૂનો' રાખનાર પ્રભાવતીના દેહાન્ત પછી જયપ્રકાશજી બતાવી રહ્યા છે કે દાંપત્યજીવનમાં પતિભક્તિ એકપક્ષી રહી નથી શકતી. પ્રભાવતીની પૂજા-અર્ચાનાં ધાર્મિક વ્રતોને પણ અપનાવીને જયપ્રકાશજી પોતાના જીવન દ્વારા પ્રભાવતીને જીવિત રાખી રહ્યા છે.

જે જે સંસ્થાઓમાં પ્રભાવતીજીએ કામ કર્યું, જે જે પ્રવૃત્તિઓ એમણે ચલાવી, અને જે અનેક સંસ્થાઓને તથા વ્યક્તિઓને પ્રેરણા આપી, એનું સંપૂર્ણ વર્ણન એમના જીવનચરિત્ર સાથે આપણને મળવું જ જોઈએ. પ્રભાવતીની સ્વરાજ્યસેવામાં આ ભાગ ઓછો નથી.

પ્રભાવતી અને જયપ્રકાશજીનાં દાંપત્યજીવનનું હું જ્યારે ચિંતન કરું છું ત્યારે મને વેદાન્તી યુગનો પ્રારંભ કરનારા આપણા શ્રી રામકૃષ્ણ પરમહંસ અને એમનાં ધર્મપત્ની શારદામાતાના દાંપત્ય-આદર્શનું જ સ્મરણ થાય છે. આ બે નમૂના જુદા જરૂર છે પણ બન્ને એકસરખા આદરણીય અને પૂજનીય છે.

આપણા જમાનાનો પ્રારંભ આ રીતે એક આદર્શ બંગાળી દાંપત્યથી થયો અને સ્વરાજ્યપ્રાપ્તિના સફળ યુગના અંતમાં એક બીજું આદર્શવિહારી દાંપત્ય-જીવન જોવાની તક આપણને મળી. ભગવાનને આમાંથી કેવી નવનિર્મિતિ બતાવવી છે, કોણ જાણે! સ્વરાજ્ય-પ્રાપ્તિને હવે પચીસ વર્ષ થયાં. આપણી રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક નબળાઈઓ દેશમાં સર્વત્ર ફેલાયેલી દેખાય છે. પણ આવાં ઉત્તમોત્તમ ઉદાહરણો જોતાં નિરાશા આપણને સ્પર્શી શકતી નથી. સ્વતંત્ર ભારત માટે કોઈ નવા વિવેકાનંદ તૈયાર થવાના જ.

# ૨૪. બાળકેળવણી દ્વારા જીવનસંસ્કૃતિ માટે નવો પાયો

## તારાબહેન મોડક

પદ્મભૂષણ તારાબહેન મોડક મારી પેઠે જ જન્મે મહારાષ્ટ્રી, પણ પૂરેપૂરાં ગુજરાતી થયેલાં છે. હું ગાંધીઆશ્રમમાં અને વિદ્યાપીઠમાં કેળવણીનું કામ કરવા લાગ્યો એટલે ભાવનગરની દક્ષિણામૂર્તિ સાથે અને શ્રી નાનાભાઈ ભટ્ટ, ગિજુભાઈ બધેકા જેવા કેળવણીના નેતા અને આચાર્યો સાથે મારો ઊંડો સંબંધ બંધાયો, તે એટલે સુધી કે કેટલાક લોકો મને દક્ષિણામૂર્તિના માણસ તરીકે પણ ઓળખવા લાગ્યા. એ દક્ષિણામૂર્તિમાં જ તારાબહેન સાથે મારો પરિચય શરૂ થયો. આખો જન્મારો એમણે કેળવણીકાર્યને જ અર્પણ કર્યો છે. ગિજુભાઈથી આકર્ષાઈ એમણે પોતાનું જીવન બાળકેળવણીને અર્પણ કર્યું અને પોતાની સૂઝ અને આર્ષદૃષ્ટિથી એ ક્ષેત્રનું એમણે નેતૃત્વ મેળવેલું છે. આજે પણ તેઓ નવા નવા પ્રયોગો અજમાવે છે અને એમાં નવી નવી સફળતા મેળવે છે. પૂના, મુંબઈ જેવા શહેરી જીવનમાં ઊછરેલાં અને ઉત્તમોત્તમ કેળવણી પામેલાં તારાબહેન આજે જાણે માનવજાતિના પાપનું પ્રાયશ્ચિત્ત કરતાં હોય એ રીતે છેક ગામડામાં કોસબાડ (જિ. થાણા) રહી ત્યાંના આદિવાસી જેવી પછાત કોમનાં બાળકોને, બાળાઓને અને સ્ત્રીઓને કેળવણી દ્વારા આગળ આણવાનો પ્રયત્ન કરી રહ્યાં છે.

પિયેરનાં તેમ જ સાસરિયાનાં બન્ને મહારાષ્ટ્રી કુટુંબો સાંસ્કૃતિક જીવનમાં આગળ પડતું નેતૃત્વ કરનારાં. એટલું જ નહીં, પણ ધર્મની બાબતમાં લોકમતના વિરોધ અને અણગમાની દરકાર કર્યા વગર પ્રાર્થના સમાજ દ્વારા ઉત્કટ અને વિશુદ્ધ ધાર્મિકતા વધારનારાં બન્ને ખાનદાનો. ધર્મસુધારકો પ્રત્યે મારામાં જે સ્વાભાવિક આકર્ષણ અને પક્ષપાત છે તેનો ઉલ્લેખ મેં નરસિંહરાવ ભોળાનાથનાં ભજન વિશે લખતાં કર્યો જ છે. તે જ પ્રમાણે આપણાં તારાબહેન પણ પ્રાર્થના-સમાજનું નેતૃત્વ કરનાર લોકોના પરિચયમાં બાળપણથી આવેલાં. એ પણ મારા એમના પ્રત્યેના આકર્ષણનું એક કારણ અહીં ઉમેરવું જોઈએ. કેળકર અને મોડક બન્ને ખાનદાન ન્યાયમૂર્તિ રાનડે, ચંદાવરકર, ડૉ. ભાંડારકર ઇત્યાદિ મહારાષ્ટ્રનાં ધર્મ-સુધારકો સાથે કામ કરનાર હોવાથી તારાબહેનને નાનપણથી નવા સર્વોચ્ચ ખાનદાની સંસ્કારો મળેલા. પછી તેઓ ગાંધીજીના ધાર્મિક, સામાજિક અને કેળવણીવિષયક આદર્શોથી પૂરેપૂરાં રંગાઈ જાય તેમાં આશ્ચર્ય શું?

પણ એમનું એ આકર્ષણ અંધ અનુયાયીનું ન હતું. ગાંધીજીના કેળવણીના આદર્શો હોય કે ખાદી જેવા ઔદ્યોગિક આદર્શો હોય, તારાબહેને પોતાના તે વખતના રૂઢ વિચારો કેવળ ભક્તિથી છોડી દીધા નહીં પણ સ્વ. ગિજુભાઈ જેવા સાથે ડગલે ને પગલે પોતાના મતભેદ રજૂ કરી ઊંડી ચર્ચાને અંતે, અને એથીયે

વિશેષ રાષ્ટ્રસેવાના અનુભવને અંતે, સ્વીકાર્યા છે. એ જ એમના ચારિત્ર્યની અ નેતૃત્વની કસોટી ગણાય.

બાળકેળવણીનો વિચાર કરીએ ત્યારે સ્વ. ગિજુભાઈ અને તારાબહેન મો બન્નેનાં નામો એકસાથે નજર આગળ આવે જ છે.

અહીં એક નાનકડો પણ મજાનો કિસ્સો નોંધવાનું મન થાય છે.

આપણા યુગના લોકોનાં મનમાં બાળકેળવણીનું મહત્ત્વ ઊગ્યું અને એની કળ હૃદયમાં ઊતરી તે મૅડમ મૉન્ટેસોરીને કારણે. એમાં આશ્ચર્ય શું? મૅડમ મૉન્ટેસોરીન અસર ચારે ખંડ ઉપર પડેલી પહેલી સ્વીકારાય છે.

ગિજુભાઈએ જ્યારે બાળકેળવણીના પોતાના પ્રયોગો સાથે મૉન્ટેસોરીનું નાર જોડી દીધું ત્યારે મેં એમને કહ્યું: "મને એ તમારી પ્રવૃત્તિ ગમતી નથી. મૉન્ટે સોરી પ્રત્યેની કૃતજ્ઞતા તમે જાહેર કરો એની સામે હું નથી. કોઈ પણ ભારતીર નગુણા કે કૃતઘ્ન બને એ ન જ બને, ન બનવું જોઈએ. પણ પશ્ચિમની સંસ્કૃતિ અલગ, આપણી સંસ્કૃતિ અલગ. હું જોઉં છું કે આજે પણ તમે બાળકેળવણીમ કેટલાક નવા નવા પ્રયોગો કરી રહ્યા છો, સ્વતંત્ર ચિંતન કરો છો. તમારામાં આર્ષબુદ્ધિ છે. તમે એ ન ઓળખો અને તમારા પહેલાં હું ઓળખું એ કાંઈ મારો દોષ નથી. તમારી કૃતજ્ઞતા તમે દિવસ-રાત વ્યક્ત કરો; પણ તમારી પ્રવૃત્તિ ભારતીય પ્રવૃત્તિ છે. એને મૉન્ટેસોરીનું નામ આપી દેશને તમે ખોટે રસ્તે દોરો છો, અને આપણી સંસ્કૃતિની મૌલિકતા અને સ્વતંત્રતાનું અપમાન પણ કરો છો. તમારી નમ્રતા અને કૃતજ્ઞતા યોગ્ય છે, પણ એ આપણી સંસ્કૃતિને નડવી ન જોઈએ." આવી દલીલ મેં પ્રથમ ગિજુભાઈ આગળ કરી. પણ તેમને મૉન્ટે-સોરીનું નામ છોડવાનું મન ન થયું. એમની કૃતજ્ઞતા અને શિષ્યભાવના જોરાવર છે. એ તો હું જોઈ શક્યો; પણ સાથે સાથે 'પશ્ચિમના નામની પ્રતિષ્ઠા મળે છે, તે શા માટે જવા દઈએ?' એ લોભ પણ મેં જોયો. પણ એ વૃત્તિ એમનામાં હું જોઈ શક્યો અને એ જ પ્રવૃત્તિ મારે કાઢવી હતી.

મૉન્ટેસોરી નામ આપણી પ્રવૃત્તિને માથે ન હોય એ જાતનો મારો આગ્રહ હું નથી માનતો કે તારાબહેન આગળ મેં એટલા જોરથી મૂક્યો હોય. પણ તેઓ મારી દૃષ્ટિ જાણતાં તો હતાં અને એનો સ્વીકાર તેઓ કરી શક્યાં નથી, એ પણ હું જોઈ શક્યો. આમાં હું વધારે જોર કરું તો તે 'હિંદુસભાની વૃત્તિ જેવું દેખાશે' એમ લાગવાથી મેં એ વાત છોડી દીધી.

આગળ જતાં બન્નેએ મળીને મૉન્ટેસોરીનું નામ છોડી દીધું. એનું કારણ જરા વિચિત્ર હતું. પણ તે વખતની વાતો અત્યારે બરાબર યાદ નથી, એટલે

કામ, ક્યાં ક્યાં ચાલે છે એ જોવા લાગ્યાં, ત્યારે આ લોકોએ ઘણા ઉત્સાહથી એમને પોતાનું કામ સમજાવી દીધું. તે વખતે એમનો શિષ્યભાવ ટોચે પહોંચ્યો હતો. પણ પોતાનું નામ વાપરવા દેવાય, એની સામે કાયદા પ્રમાણે કાંઈક જવાબદારીઓ અથવા પોતાના પર બીજું કોઈ બંધન છે એવું કાંઈક કારણ મૉન્ટેસોરીએ આગળ કર્યું હશે અને તેથી પોતાનું નામ વાપરવા સામે વાંધો ઉઠાવ્યો હશે. નિશ્ચિત મને અત્યારે કાંઈ યાદ નથી. મૅડમ મૉન્ટેસોરીએ પોતે જ આવો કાંઈક વાંધો ઉઠાવ્યો હતો એવી છાપ અત્યારે મારા મન ઉપર છે. નિશ્ચિત કાંઈ જ કહી ન શકું. પણ એટલી હકીકત છે કે મૅડમ મૉન્ટેસોરી ભારતમાં આવ્યાં ત્યાર પછી ગિજુભાઈએ અને તારાબહેને પોતાની સંસ્થાના નામમાંથી એમનું નામ કાઢી નાખી, કોઈ વ્યક્તિના નામ વગરનું સાદું નામ ચલાવ્યું. હું પોતે માનું છું કે આવો કશો બનાવ ન બન્યો હોત તોપણ પોતાની પ્રવૃત્તિને કોઈ નામ સાથે જોડી રાખવામાં એ પ્રવૃત્તિને એક નકામું બંધન ઉત્પન્ન થશે, એ વાત એમને યથાકાળે સૂઝત જ. એમણે જે ફેરફાર કર્યો તે મને ગમ્યો એમ ઉમેરવાની ખરેખર જરૂર નથી.

હવે આપણા સમાજ માટે બાલશિક્ષણનું મહત્ત્વ કેટલું છે એ વિશે બે શબ્દ લખી અને ખાસ કરીને ગામડાના લોકો અને તેમાંય પછાત કોમોના લોકોનો સાચો ઉદ્ધાર કેવળ કાયદાથી અને અધિકારથી થવાનો નથી, પણ બાળપણથી કેળવણી દ્વારા એમની જીવનદૃષ્ટિ જ શુદ્ધ અને પૌષ્ટિક કરવાથી એ થઈ શકશે, એ બોધ પણ આજની પેઢીના મન ઉપર ઠસાવવાની જરૂર છે.

માણસના માનસનો વિકાસ, ઈતર પ્રાણીઓની પેઠે, કેવળ કુદરત ઉપર કે પરિસ્થિતિ ઉપર આધાર રાખતો નથી. ભગવાને માણસને મનનશક્તિ આપી છે. પોતાના વિકાસને ઘણે અંશે એ પોતે જ રૂપ અને દિશા આપી શકે છે. એમાં જો રૂઢિવાદને શરણે જઈ આપણે જૂની ઢબે કેળવણી આપીશું તો બાળ-માનસને પાયો જ ખોટો મળશે અને તેથી આગળની પ્રગતિ અટકશે, અથવા વિકૃત થશે.

જીવનનો આદર્શ, સંસ્કૃતિનું સાચું સ્વરૂપ, મનની શક્તિઓ ઈત્યાદિ બધાં ક્ષેત્રે નવી નવી શોધો થઈ છે, ઉત્કૃષ્ટ આદર્શો સ્વીકારાયા છે. તે બધા ધ્યાનમાં લઈ બાળકેળવણીનું સ્વરૂપ આપણે ફેરવવું જોઈએ.

અને અત્યાર સુધી ગામડાંઓની અને પછાત વર્ગોની આપણે જે ઉપેક્ષા કરી છે તે પાપ ધોવા જતાં આપણે જો ખોટે માર્ગે જઈશું તો પ્રાયશ્ચિત્ત કરવા જતાં નવાં પાપોમાં ઊતર્યા, એવો દોષ આપણે માથે ચઢી બેસશે.

આ રીતે વિચાર કરતાં તારાબહેને જે કામ કર્યું છે તે ભારતીય સંસ્કૃતિની ઉત્તમોત્તમ સેવા ગણાવી જોઈએ, અને સમાજે એમનું કામ એમની જ નિષ્ઠાથી અને પૂરા ઉત્સાહથી સર્વત્ર ફેલાવવું જોઈએ.

કેટલી ખુશીની વાત છે કે આ લખું છું ત્યારે છાપામાં સમાચાર મળે છે કે

લોકોએ એમનો ૮૧મો જન્મદિવસ ઊજવવાનું નક્કી કર્યું છે. આશા રાખું છું અનેક છાપાં આખા સમાજને તારાબહેનની ઉત્તમ સેવાથી પૂર્ણપણે પરિચિત કરશે, અને કેળવણીને વરેલા લોકો ગામડાંઓમાં જઈ આદિવાસીઓ વચ્ચે બાળકેળવણીની સંસ્થાઓ શરૂ કરશે. કહેવાની જરૂર ન હોવી જોઈએ કે આવી સંસ્થાઓ શ્રી તારાબહેને સૂચવેલા નવા પ્રકારની જ હોવી જોઈએ.

## ૨૫. હિંદુમુસ્લિમ ઐક્ય માટે ઝઝૂમનાર બીબી અમતુસ્સલામ

જ્યારે 'બીબીજી' અમતુસ્સલામબહેને ગાંધીજીના પ્રસંગમાં આવી, એમના આશ્રમમાં દાખલ થવાની ઇચ્છા વ્યક્ત કરી, ત્યારે એમની ઉંમર વીસની આસપાસ હશે અને એમની તબિયત એટલી નબળી કે આશ્રમવાળા એમને લેવાને તૈયાર ન હતા. એમનું શરીર જાતજાતના રોગોનું ઘર છે એમ જો એમને ખબર હોત તો એમણે અમતુસ્સલામબહેનને આશ્રમમાં મહેમાન તરીકે પણ થોડા દિવસ રાખવાની 'હા' ન પાડી હોત.

આજે એમની ઉંમર ૬૭ સાલની હશે અને તબિયત પણ એવી જ. સોળ વરસ એમણે ગાંધીજીનો સહવાસ સેવ્યો અને ત્યાર પછી લગભગ પચીસ વરસ ગાંધીનું જ સેવાકાર્ય કરતાં તેઓ ગાંધીજીને જીવતા રાખી શક્યાં છે.

પ્રસન્નતાથી કહેવું પડે છે કે ગાંધીજીના આશ્રમના ઉત્તમોત્તમ સત્યાગ્રહી સેવકોમાંનાં એ એક છે. ગાંધીજીએ બતાવેલા તેજસ્વી આદર્શોને અપનાવી ત્યાગ-પૂર્ણ સેવામય જીવન ગાળવામાં, અને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ ચલાવવા માટે સારી સારી સંસ્થાઓ ખીલવવામાં, એમના કરતાં ચઢિયાતું માણસ મળવું દુર્લભ.

ઉત્તર ભારતના એક સંસ્કારી, અમીર ખાનદાનના છ ભાઈઓની તે એકમાત્ર લાડકી બહેન. છેક નાનપણથી એમનામાં હિંદુમુસ્લિમ ઐક્ય માટે જીવન સમર્પવાની હોંશ, અને પ્રસંગ પડ્યે એ સિદ્ધ કરવા માટે પ્રાણ અર્પણ કરવાની તૈયારી.

છેક નાનપણથી કુરાને શરીફનો ઉર્દૂ તરજુમો લખી એમાંના અમુક ભાગ મોઢે કરવા પાછળ જેટલો ઉત્સાહ, તેટલો જ ઉત્સાહ હિન્દુ કુટુંબોમાં ભળી રામાયણ, મહાભારતની વાર્તા સાંભળવાનો. આજે આશ્રમની સર્વધર્મી પ્રાર્થના પૂરી ભક્તિથી અને સરખા જ ઉત્સાહથી ગાવામાં, અને એ રોજની પ્રાર્થના બે વાર ગાતા છતાં, એ યાંત્રિક ન બની જાય એટલી 'હૃદયની સંસ્કારિતા અને સિદ્ધિ' એમના જેટલી બહુ જ થોડા લોકોમાં જોવાને મળશે.

પૂ. ગાંધીજીનો સહવાસ એમને સોળ વરસથી સહેજ વધુ મળ્યો. અમતુલ-બહેન બાપુજીનાં થયાં ત્યારે એમની ઉંમર પચીસ વરસની હતી. ત્યારથી તે બાપુજીનાં બલિદાન (સને ૧૯૪૮) સુધી એમણે કેટલાંય આકરાં કામો કરી બતાવ્યાં.

કામ, કયાં કયાં ચાલે છે એ જોવા લાગ્યાં, ત્યારે આ લોકોએ ઘણા ઉત્સાહથી એમને પોતાનું કામ સમજાવી દીધું. તે વખતે એમનો શિષ્યભાવ ટોચે પહોંચ્યો હતો. પણ પોતાનું નામ વાપરવા દેવાય, એની સામે કાયદા પ્રમાણે કાંઈક જવાબદારીઓ અથવા પોતાના પર બીજું કોઈ બંધન છે એવું કાંઈક કારણ મૉન્ટેસોરીએ આગળ કર્યું હશે અને તેથી પોતાનું નામ વાપરવા સામે વાંધો ઉઠાવ્યો હશે. નિશ્ચિત મને અત્યારે કાંઈ યાદ નથી. મૅડમ મૉન્ટેસોરીએ પોતે જ આવો કાંઈક વાંધો ઉઠાવ્યો હતો એવી છાપ અત્યારે મારા મન ઉપર છે. નિશ્ચિત કાંઈ જ કહી ન શકું. પણ એટલી હકીકત છે કે મૅડમ મૉન્ટેસોરી ભારતમાં આવ્યાં ત્યાર પછી ગિજુભાઈએ અને તારાબહેને પોતાની સંસ્થાના નામમાંથી એમનું નામ કાઢી નાખી, કોઈ વ્યક્તિના નામ વગરનું સાદું નામ ચલાવ્યું. હું પોતે માનું છું કે આવો કશો બનાવ ન બન્યો હોત તોપણ પોતાની પ્રવૃત્તિને કોઈ નામ સાથે જોડી રાખવામાં એ પ્રવૃત્તિને એક નકામું બંધન ઉત્પન્ન થશે, એ વાત એમને યથાકાળે સૂઝત જ. એમણે જે ફેરફાર કર્યો તે મને ગમ્યો એમ ઉમેરવાની ખરેખર જરૂર નથી.

હવે આપણા સમાજ માટે બાલશિક્ષણનું મહત્ત્વ કેટલું છે એ વિશે બે શબ્દ લખી અને ખાસ કરીને ગામડાના લોકો અને તેમાંય પછાત કોમોના લોકોનો સાચો ઉદ્ધાર કેવળ કાયદાથી અને અધિકારથી થવાનો નથી, પણ બાળપણથી કેળવણી દ્વારા એમની જીવનદૃષ્ટિ જ શુદ્ધ અને પૌષ્ટિક કરવાથી એ થઈ શકશે, એ બોધ પણ આજની પેઢીના મન ઉપર ઠસાવવાની જરૂર છે.

માણસના માનસનો વિકાસ, ઇતર પ્રાણીઓની પેઠે, કેવળ કુદરત ઉપર કે પરિસ્થિતિ ઉપર આધાર રાખતો નથી. ભગવાને માણસને મનનશક્તિ આપી છે. પોતાના વિકાસને ઘણે અંશે એ પોતે જ રૂપ અને દિશા આપી શકે છે. એમાં જો રૂઢિવાદને શરણે જઈ આપણે જૂની ઢબે કેળવણી આપીશું તો બાળ-માનસને પાયો જ ખોટો મળશે અને તેથી આગળની પ્રગતિ અટકશે, અથવા વિકૃત થશે.

જીવનનો આદર્શ, સંસ્કૃતિનું સાચું સ્વરૂપ, મનની શક્તિઓ ઇત્યાદિ બધાં ક્ષેત્રે નવી નવી શોધો થઈ છે, ઉત્કૃષ્ટ આદર્શો સ્વીકારાયા છે. તે બધા ધ્યાનમાં લઈ બાળકેળવણીનું સ્વરૂપ આપણે ફેરવવું જોઈએ.

અને અત્યાર સુધી ગામડાંઓની અને પછાત વર્ગોની આપણે જે ઉપેક્ષા કરી છે તે પાપ ધોવા જતાં આપણે જો ખોટે માર્ગે જઈશું તો પ્રાયશ્ચિત્ત કરવા જતાં નવાં પાપોમાં ઊતર્યા, એવો દોષ આપણે માથે ચઢી બેસશે.

આ રીતે વિચાર કરતાં તારાબહેને જે કામ કર્યું છે તે ભારતીય સંસ્કૃતિની ઉત્તમોત્તમ સેવા ગણાવી જોઈએ, અને સમાજે એમનું કામ એમની જ નિષ્ઠાથી અને પૂરા ઉત્સાહથી સર્વત્ર ફેલાવવું જોઈએ.

કેટલી ખુશીની વાત છે કે આ લખું છું ત્યારે છાપામાં સમાચાર મળે છે કે

લોકોએ એમનો ૮૧મો જન્મદિવસ ઊજવવાનું નક્કી કર્યું છે. આશા રાખું છું અનેક છાપાં આખા સમાજને તારાબહેનની ઉત્તમ સેવાથી પૂર્ણપણે પરિચિત કરશે, અને કેળવણીને વરેલા લોકો ગામડાંઓમાં જઈ આદિવાસીઓ વચ્ચે બાળકેળવણીની સંસ્થાઓ શરૂ કરશે. કહેવાની જરૂર ન હોવી જોઈએ કે આવી સંસ્થાઓ શ્રી તારાબહેને સૂચવેલા નવા પ્રકારની જ હોવી જોઈએ.

## ૨૫. હિંદુમુસ્લિમ ઐકય માટે ઝઝૂમનાર બીબી અમતુસ્સલામ

જ્યારે 'બીબીજી' અમતુસ્સલામબહેને ગાંધીજીના પ્રસંગમાં આવી, એમના આશ્રમમાં દાખલ થવાની ઇચ્છા વ્યક્ત કરી, ત્યારે એમની ઉંમર વીસની આસપાસ હશે અને એમની તબિયત એટલી નબળી કે આશ્રમવાળા એમને લેવાને તૈયાર ન હતા. એમનું શરીર જાતજાતના રોગોનું ઘર છે એમ જો એમને ખબર હોત તો એમણે અમતુસ્સલામબહેનને આશ્રમમાં મહેમાન તરીકે પણ થોડા દિવસ રાખવાની 'હા' ન પાડી હોત.

આજે એમની ઉંમર ૬૭ સાલની હશે અને તબિયત પણ એવી જ. સોળ વરસ એમણે ગાંધીજીનો સહવાસ સેવ્યો અને ત્યાર પછી લગભગ પચીસ વરસ ગાંધીનું જ સેવાકાર્ય કરતાં તેઓ ગાંધીજીને જીવતા રાખી શક્યાં છે.

પ્રસન્નતાથી કહેવું પડે છે કે ગાંધીજીના આશ્રમના ઉત્તમોત્તમ સત્યાગ્રહી સેવકોમાંનાં એ એક છે. ગાંધીજીએ બતાવેલા તેજસ્વી આદર્શોને અપનાવી ત્યાગપૂર્ણ સેવામય જીવન ગાળવામાં, અને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ ચલાવવા માટે સારી સારી સંસ્થાઓ ખીલવવામાં, એમના કરતાં ચઢિયાતું માણસ મળવું દુર્લભ.

ઉત્તર ભારતના એક સંસ્કારી, અમીર ખાનદાનના છ ભાઈઓની તે એકમાત્ર લાડકી બહેન. છેક નાનપણથી એમનામાં હિંદુમુસ્લિમ ઐકય માટે જીવન સમર્પવાની હોંશ, અને પ્રસંગ પડયે એ સિદ્ધ કરવા માટે પ્રાણ અર્પણ કરવાની તૈયારી.

છેક નાનપણથી કુરાને શરીફનો ઉર્દૂ તરજુમો લખી એમાંના અમુક ભાગ મોઢે કરવા પાછળ જેટલો ઉત્સાહ, તેટલો જ ઉત્સાહ હિન્દુ કુટુંબોમાં ભળી રામાયણ, મહાભારતની વાર્તા સાંભળવાનો. આજે આશ્રમની સર્વધર્મી પ્રાર્થના પૂરી ભક્તિથી અને સરખા જ ઉત્સાહથી ગાવામાં, અને એ રોજની પ્રાર્થના બે વાર ગાતા છતાં, એ યાંત્રિક ન બની જાય એટલી 'હૃદયની સંસ્કારિતા અને સિદ્ધિ' એમના જેટલી બહુ જ થોડા લોકોમાં જોવાને મળશે.

પૂ. ગાંધીજીનો સહવાસ એમને સોળ વરસથી સહેજ વધુ મળ્યો. અમતુલબહેન બાપુજીનાં થયાં ત્યારે એમની ઉંમર પચીસ વરસની હતી. ત્યારથી તે બાપુજીનાં બલિદાન (સને ૧૯૪૮) સુધી એમણે કેટલાંય આકરાં કામો કરી બતાવ્યાં.

સિંધથી માંડીને બંગાળ સુધી હિન્દુમુસ્લિમ ઝઘડાઓ ટાળવા અથવા શમાવવા માટે એમણે જીવ જોખમમાં નાખી અનેક સત્યાગ્રહો આદર્યા છે.

આશ્રમમાં, ગાંધીજીના કુટુંબી સેવકો અને બીજા સાધકો સાથે એટલી બધી આત્મીયતા કેળવી કે અમતુલબહેન પૂ. બાને દીકરી કરતાં પણ વધારે વહાલાં થયાં. આજે એ જ પૂજ્ય બાને નામે એક વિશાળ સંસ્થા તેઓ ચલાવી રહ્યાં છે. એ એમની 'કસ્તૂરબા સેવા મંદિર' સંસ્થા પંજાબના પાંચ જિલ્લામાં ફેલાયેલી છે. ત્યાં ખાદી, અનેક ગ્રામોદ્યોગો, નયી તાલીમ, ખેતી, ગો-પાલન, શાન્તિ-સેના વગેરે આઠ-દસ પ્રવૃત્તિઓ ધમધોકાર ચાલે છે. ફક્ત ખાદીની જ ઉત્પત્તિ દર વરસે ચોવીસ લાખ રૂપિયાની છે. અને એ ખાદી પેદા કરવામાં સત્તાવીસ હજારથી વધારે લોકોને કાયમી કામ અને રોજી મળે છે.

આ બધી પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર પતિયાળા પાસે રાજપુરામાં છેંતાળીસ એકર ભૂમિ પર વસેલું છે.

હમણાં જ દિલ્હીમાં એમને તાજેતરમાં મળવાની તક મળી. બીબી અમતુસ્સલામ માટે દિલ્હીમાં પૂ. ગાંધીજીની સમાધિ એ કેવળ પવિત્ર તીર્થધામ નથી, પણ પૂ. બાપુજીનો સહવાસ મેળવવાનું અને એમની પાસેથી પ્રેરણા અને સૂચના મેળવવાનું જીવતુંજાગતું સ્થાન છે. બીબીજી જ્યારે જ્યારે દિલ્હી આવે ત્યારે ત્યારે તેઓ પૂ. બાપુજીને મળવા રાજઘાટ ગાંધી સમાધિ જઈને કલાકો ત્યાં ગાળવાનાં જ. કોક વાર આખી રાત ત્યાં જ રહે, અને આખો વખત પ્રાર્થના કરે. અમે આશ્રમવાસીઓ મળીએ એટલે સવાર-સાંજની પ્રાર્થનાઓ સાથે કરીએ. અને તે વખતે જ પૂ. બાપુજી સાથે આશ્રમમાં કરેલી પ્રાર્થનાઓ યાદ કરીએ. એમાંયે મારો અનુભવ છે કે આશ્રમની પ્રાર્થના બોલતી વખતે સર્વધર્મ-સમભાવ અને પ્રાણીમાત્ર સાથેનું વિશ્વાત્મૈક્ય અનુભવવામાં અમતુલબહેનનો સહવાસ સહુથી વધારે પ્રાણવાન અને પ્રેમમય હોય છે.

જે જે સંસ્થા બીબીજી ચલાવે છે એની રોજની વિગતો તો એમના ધ્યાનમાં હોય જ છે. એ સંસ્થાઓમાં કામ કરનાર સાથીઓ અને શીખનારા વિદ્યાર્થીઓ પુરુષો તેમ જ સ્ત્રીઓ, ઘરડેરા તેમ જ બાળકો – બીબીજીને મન પોતાના કુટુંબીઓ જ હોય છે.

બીબીજી પરણ્યાં નથી. છેક નાનપણથી સુંદર કપડાં અને ઘરેણાં પહેરવા વિશે પણ એમને તિરસ્કાર. સાદામાં સાદું સેવામય પવિત્ર જીવન ગાળવાનો એમનો આગ્રહ, અને છતાં કેટલાક સંતોની પેઠે સમાજથી વિખૂટું ભક્તિમય મસ્ત જીવન ગાળવામાં તેઓ માનતાં નથી. બીબીજી એટલે જાણે વિશાળ ગૃહસ્થાશ્રમની માતા. સેવા લેતાં સંકોચ કરે અને સેવા આપવામાં એમનું માતૃહૃદય સંતોષથી ખીલી ઊઠે.

ગઈ કાલે જ (તા. ૬–૧–'૭૩) એમની સાથે બેસીને વાતો કરવાની તાજી તક અમને મળી. અને એ પણ દિલ્હીની ઉત્તર રેલવે કેન્દ્રીય આસ્પતાલમાં. રાજપુરાની સંસ્થામાં જે સુધારા કરવાના છે, એની વિગતમાં ઊતરતાં પોતે હૉસ્પિટલનાં દર્દી

છે એ પણ તેઓ ભૂલી જતાં હતાં. વિદાય લેતી વખતે અમે જે પ્રાર્થના કરી એમાં તો એમના સેવાપરાયણ, નીડર, તેજસ્વી ભક્તહૃદયનો સાક્ષાત્કાર થતો હતો, અને એમને કારણે જ, પૂ. બા અને બાપુનો સહવાસ પણ અમે ત્યાં અનુભવી શક્યાં.

છેલ્લી ઘડીએ પરસ્પર 'આવજો' 'આવજો' કરતી વખતે હું તો પ્રત્યક્ષ ગાંધીઆશ્રમની તેજસ્વી સર્વકલ્યાણકારી અલિપ્ત નીડર મૂર્તિનું જ જાણે દર્શન કરી રહ્યો હતો.

બીબી અમતુસ્સલામનો જન્મ ૧૯૦૬માં થયો છે. સને ૧૯૨૨માં તેમણે ખાદી અપનાવી અને ખાદીના પ્રચાર માટે ખાદી વેચવાની ફેરી શરૂ કરી. તેમના મોટા ભાઈ વકીલાત છોડીને આઝાદીની લડતમાં જોડાયેલા. તેમના પુસ્તકસંગ્રહ-માંથી ગાંધીજીની આત્મકથા વાંચીને બીબીજીએ સાબરમતી આશ્રમમાં જવાનો નિર્ણય કર્યો, પણ ગાંધીજીએ એમને આશ્રમના સભ્ય તરીકે નહીં, પણ આગંતુક મહેમાન તરીકે આશ્રમમાં રહેવાની મંજૂરી આપી. સન ૧૯૩૧થી માંડીને તે ગાંધીજીના અવસાન સુધી તેઓ બાપુની સાથે રહ્યાં. આશ્રમમાં તેમણે કાંતણ-વણાટનું ઊંડું જ્ઞાન મેળવ્યું, અને હિંદુમુસ્લિમ એકતાનું કાર્ય ઉપાડી લીધું. સને ૧૯૪૦માં સિંધની સાંપ્રદાયિક આગ બુઝાવવા બાપુએ તેમને સિંધમાં મોકલ્યાં. ૧૯૪૭માં બાપુએ નોઆખલી પ્રદેશમાં પદયાત્રા કરી તે મંડળમાં તેઓ જોડાયાં હતાં. ત્યાં તેમણે હિંદુમુસ્લિમ એકતા માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા. અને શરણાર્થી શિબિરોમાં રાહતકાર્ય ઉપાડી લીધું. બાપુના અવસાન પછી પતિયાળા પાસે રાજપુરમાં શરણાર્થી પુનર્વસવાટ માટે ઊભી કરેલી સંસ્થાનું નામ 'કસ્તૂરબા સેવા મંદિર' રાખી એ સંસ્થા સંભાળી. સને ૧૯૬૦માં અલીગઢના તંગ વાતા-વરણ વખતે શાંતિ સ્થાપવા માટે સહકાર આપી કામ કર્યું. સને ૧૯૬૨માં ચીની આક્રમણ વખતે રાજપુરા સેવામંદિરનું કામ પોતાના સાથીઓને સોંપી તેઓ નેપાળ ગયાં ને તેજપુરમાં સેવાકાર્ય શરૂ કર્યું. આમ તેમણે હિંદુમુસ્લિમ એકતા અને તે સેવાકાર્ય માટે આખું જીવન સમર્પિત કર્યું છે.

બાપુએ એમના ઉપર લખેલ પત્રોનો સંગ્રહ 'બાપુના પત્રો – અમતુ-સ્સલામને' નામે પ્રગટ થયો છે તે જોવાથી એમની સેવાઓની ઝાંખી થશે.

## ૨૬. સમન્વયકારી યુગનું નેતૃત્વ સ્ત્રીજાતિનું

### એનું એક ઉદાહરણ – કુમારી મૃદુલા સારાભાઈ

હમણાં હમણાં એક સ્નેહી સાથે ચર્ચા ચાલતી હતી. મેં કહ્યું, "આખી દુનિયા-ની માનવી સંસ્કૃતિ પુરુષ-પ્રધાન છે. ધર્મ, રાજનીતિ, અર્થનીતિ, સમાજવ્યવસ્થા – કાંઈ પણ લ્યો, માનવી જીવનનો વિકાસ પુરુષોએ જ કર્યો છે. ધર્મ હોય કે રાજનીતિ હોય, પુરુષસ્વભાવ અને પુરુષદૃષ્ટિનું પ્રાધાન્ય દેખાઈ આવે છે. સ્ત્રીઓને પુરુષોની

પાછળ જ જવું પડે છે."

એમણે કહ્યું, "ભારતમાં હશે એવું આખી દુનિયામાં છે એમ કેમ કહી શકો?"

ત્યારે મેં એક દલીલ એમની આગળ મૂકી. પૂર્વમાં કે પશ્ચિમમાં, જ્યારે પુરુષ અને સ્ત્રી પરણે છે (પછી તે ગમે તે ધર્મનાં હોય) ત્યારે સ્ત્રીને પોતાના નામ સાથે પતિનું નામ જોડવું પડે છે અને પતિની અટકથી એ ઓળખાય છે. એમનાં બધાં બાળકો પતિના જ પરિવારનાં અને ધર્મનાં મનાય છે. પતિની રાષ્ટ્રીયતા તે જ બાળકોની ગણાય છે. ધર્મ હોય કે કાયદો, સૌ પુરુષની જ પ્રધાનતા માન્ય કરતા આવ્યા છે."

મારી દલીલ નિર્વિવાદ હતી. એમણે યુરોપ, અમેરિકા, જાપાન, ચીન, ઈજિપ્ત અને અરબસ્તાન—બધા પ્રદેશોની સ્થિતિ મનમાં તપાસી જોઈ. બધે નિરપવાદ પુરુષની જ પ્રધાનતા જણાઈ. પછી મેં પુરુષ-સંસ્કૃતિનું સ્વરૂપ અને સ્ત્રી-સંસ્કૃતિ પ્રધાન થાય તો માનવ-સંસ્કૃતિમાં કેવી ક્રાન્તિ થશે, એની ચર્ચા કરી. (આ એક વિશાળ વિષય છે. એને અહીં છેડવો નથી.)

હમણાં જ એક આદરણીય બહેન મળ્યાં હતાં. તેઓ પરણ્યાં છે, પણ પોતાના નામ સાથે પતિનું અથવા એમના કુળનું નામ એ જોડતાં નથી. જ્યાં જન્મ્યાં ત્યાંનું જ કુલનામ ધારણ કરે છે. મેં એમનું અભિનંદન કર્યું. અને પૂછ્યું કે તમારાં બાળકો પોતાના નામ સાથે કઈ અટક વાપરશે? બહેને જવાબ આપ્યો, "એમની મરજી; પણ હજી બાળકો થયાં નથી એટલે આ સવાલ ઊભો નથી થયો."

આટલી સ્વતંત્રતા અને વિચારોની ઉદારતા જોઈ હું રાજી થયો. આખી દુનિયા માટે આ એક નવો પ્રયોગ થશે.

વાતચીતમાં ખબર પડી આ બહેન જન્મથી પછાત જાતિનાં હિન્દુ છે. કેવળ પોતાની હિંમતથી જ સર્વોચ્ચ કેળવણી મેળવી શક્યાં છે. અનેક યુનિવર્સિટીઓમાં પણ સર્વોચ્ચ પદવી એમણે મેળવી છે. એ એક મુસલમાનને પરણ્યાં છે.

મારી પ્રસન્નતાનું પૂછવું જ શું? હું હંમેશાં જે કહું છું કે 'સ્ત્રીઓને સમાનતાનો હક મળે એટલું બસ નથી, 'સંઘર્ષ-પ્રધાન પુરુષ-સંસ્કૃતિ'નું નેતૃત્વ અસફળ નીવડ્યું છે. 'સમન્વયવાદી સ્ત્રી-સંસ્કૃતિ'નું નેતૃત્વ થવું જોઈએ,' એનો મને એક સારો નમૂનો મળી ગયો.

મહાત્મા ગાંધીની હાકલથી જ્યારે અમે વિદેશી યુનિવર્સિટીઓના બહિષ્કારનો કાર્યક્રમ દેશ આગળ મૂક્યો ત્યારે ગાંધીજીએ મને ગુજરાત માટે અસહયોગી વિદ્યાપીઠ સ્થાપવાનો આદેશ કર્યો. એનો ઈતિહાસ દુનિયા આગળ છે જ.

સન ૧૯૨૦ના દિવસો હશે. અમે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. સારા સારા વિદ્વાન, તેજસ્વી અધ્યાપકો અમને મળ્યા. બાપુજીની પ્રતિષ્ઠાને લીધે અમારે ધનની ચિંતા હતી નહીં. ગાંધીજીના સાપ્તાહિક ગુજરાતી 'નવજીવન' દ્વારા લોકજાગૃતિ પ્રાણવાન બની જ હતી. તે વખતે ગુજરાતના સહુથી ધનવાન

ઉદ્યોગપતિ શ્રી અંબાલાલ સારાભાઈની એક દીકરી ખૂબ હિંમતપૂર્વક, અમારા મહાવિદ્યાલયમાં વિદ્યાર્થિની તરીકે જોડાઈ. માતાપિતાના આશીર્વાદ મેળવવાની શક્તિ પણ એમનામાં હતી.

કુમારી મૃદુલાનો મને સારો અનુભવ થયો. પૂરી શ્રદ્ધા સાથે એ નવા નવા વિચારો, નવા નવા આદર્શો ગ્રહણ કરી લેતી. પણ કેવળ શ્રદ્ધાથી નહીં, જ્યાં મતભેદ હોય ત્યાં સાફ સાફ અમારી સાથે લઢી લેતી. એ માગે એટલો વખત હું એને ખુશીથી આપતો.

મૃદુલામાં વિચારોની તેજસ્વિતા હતી અને વિચાર મનમાં દૃઢ થયો કે તરત તે પ્રમાણે જીવનપરિવર્તન કરવાની પૂરી હિંમત પણ એનામાં હતી.

કુમારી મૃદુલા સારાભાઈએ લગ્ન ન કર્યાં. સન ૧૯૩૦ના સ્વરાજ્ય આંદોલનમાં સક્રિય ભાગ લીધો. વિદેશી કપડાંની અને શરાબની દુકાનો પર પિકેટિંગ કર્યું. અનેક વાર જેલ જઈ આવી.

સ્ત્રીજાતિની ઉન્નતિ કાજે એણે ‘વિકાસગૃહ’ અને ‘જ્યોતિસંઘ’ જેવી સંસ્થાઓ ઊભી કરી. હરિપુરાની પ્રખ્યાત કોંગ્રેસમાં સેવાદળનું કામ કર્યું.

મૃદુલાની પૂરી શક્તિનો અનુભવ દેશને થયો, જ્યારે સ્વાતંત્ર્યની સાથે દેશના બે ટુકડા થઈ ગયા—હિંદુસ્તાન અને પાકિસ્તાન. (ત્યારે અહીંની તથા ત્યાંની બહેનોને કેટલું કેટલું સહન કરવું પડ્યું હતું તેની આજના લોકો કલ્પના પણ ન કરી શકે.) તે વખતે બન્ને પ્રદેશોની દુર્દૈવી બહેનોને સંકટથી બચાવી એમને પોતાનાં સગાંવહાલાં પાસે મોકલી એમનો સ્વીકાર કરાવવો, અને એમની તબિયત સુધારવી — એ કાંઈ જેવું તેવું કામ ન હતું. ત્યારથી તે જીવનના અંત સુધી મૃદુલાએ, કેવળ પોતાના જ તેજસ્વી અને અનુભવી નેતૃત્વને આધારે ઊંડી રાષ્ટ્રસેવા કરી.

વિદ્યાર્થિની મૃદુલામાં જે હિંમત, તેજસ્વિતા તથા ખાસ તો સ્વતંત્ર નેતૃત્વ મેં જોયું, ત્યારથી જ મારી ખાતરી થઈ હતી કે સ્ત્રીસ્વભાવમાં હિંમત, બહાદુરી અને સર્વોદયકારી સમન્વયની દૃષ્ટિ છે. એ જ વિશ્વાસને જોરે સ્ત્રીસેવિકાઓને હું કહું છું કે હવે પછીનો યુગ તમારો છે. આજે તૈયારી ભલે ન હોય, યુગ-યુગનું સમન્વયકારી નેતૃત્વ તમારું જ થવાનું છે. સંઘર્ષ ચલાવી ચલાવી હારેલા પુરુષો તમારી પાછળ પાછળ આવશે.

# ૧. ક્રાંતિકારી જગદ્‌ગુરુ

ગુજરાતમાં જ્યારે જ્યારે પહોંચ્યો છું, કેળવણીકાર તરીકે જ દાખલ થયો છું. તેમાંયે હૃદયથી તો 'ક્રાંતિકારી કેળવણીકાર' તરીકે જ મેં કામ કર્યું છે.

'કેળવણીમાં ઇષ્ટ અને આમૂલાગ્ર ક્રાંતિ કરવી જોઈએ' એમ કહેનારને ક્રાંતિકાર કહે છે. એવો તો ક્રાંતિકારી હું હતો જ. પણ આઝાદી માટે આખા દેશમાં રાજદ્વારી ક્રાંતિ થવી જોઈએ, એ ક્રાંતિને માટે કેળવણીથી પ્રારંભ કરવો જોઈએ એ આદર્શ રાખનારો ક્રાંતિકાર-કેળવણીકાર હું હતો.

તેથી જ, મેં મનમાં હંમેશાં શ્રીકૃષ્ણનો આદર્શ સેવ્યો છે. જ્યારે બાપુજીએ છેલ્લી લડત ઉપાડી ત્યારે આખા ગુજરાતમાં નેતાઓને, માબાપોને અને વિદ્યાર્થીઓને મારે સમજાવવું હતું કે 'પહેલાં રાજદ્વારી ક્રાંતિ, પછી તમારી કેળવણી' એ વાત વૈષ્ણવોના મનમાં ઠસાવવાને માટે મેં ચલાવ્યું—"જાણતા નથી કે શ્રીકૃષ્ણે રાજા કંસના કારાગારમાં સબડતાં માબાપ વસુદેવ—દેવકીને છોડાવવાનો ઉપક્રમ પહેલાં આદર્યો. જુવાનોને ભેગા કર્યા. મલ્લવિદ્યા કેળવી. કંસના ચાણૂર આદિ મલ્લોને અને પછી પ્રત્યક્ષ કંસને ખતમ કરી માબાપને બંધમુક્ત કર્યા, અને પછી નવરાશે રીતસર કેળવણી મેળવવા સાંદીપનિના આશ્રમના માનીતા વિદ્યાર્થી થયા. 'પ્રથમ ક્રાંતિ, પછી કેળવણી', 'પ્રથમ ભારતમાતાની મુક્તિ, પછી સ્વતંત્ર ભારતની સેવા કરવાની યોગ્યતા કેળવવા માટે વિદ્યાપીઠ'. એ વસ્તુ ભારપૂર્વક કહેનાર હું કેળવણીકાર હતો, એટલે જ પ્રજાએ મારી વાત ચૂપચાપ સ્વીકારી.

શ્રીકૃષ્ણે ગુરુ પાસેથી કેળવણી પામ્યા પછી સાંદીપનિને ગુરુદક્ષિણાં પણ કેવી આપી! (પણ એની વાત કરીને મારે લેખ લંબાવવો નથી.) આગળ જતાં પોતાના ગુરુબંધુ સુદામાને કેવી રીતે આવકાર્યો એ તો કવિઓ માટે રસનો વિષય થઈ પડ્યો છે. એની વાત પણ અહીં છોડી દઈએ.

શ્રીકૃષ્ણના જમાનામાં કેટલા બધા રાષ્ટ્રવ્યાપી સવાલો હતા. હસ્તિનાપુરનું રાજકારણ દુર્યોધન અને શકુનિના હાથમાં હતું. આવે વખતે પાંડવોને મદદ કર્યા વગર ચાલે એમ ન હતું. મગધદેશમાં જરાસંધ હતો. એક જબરદસ્ત સમ્રાટ. આસામ તરફ નરકાસુર હતો. દર ઠેકાણે શ્રીકૃષ્ણને કુટિલ લોકોની નીતિને પહોંચવું પડતું. અને જ્યારે પાંડવો વનવાસમાં જઈને બેઠા ત્યારે મહાભારત યુદ્ધની તૈયારી માટે ઠેકઠેકાણેના રાજાઓની અને જનતાની અનુકૂળતા તો શ્રીકૃષ્ણને જ મેળવવી પડી હતી. રાજદરબારમાં શ્રેષ્ઠતાનું માન શ્રીકૃષ્ણને જ અપાય એ જાતની લોકલાગણી અને વિદ્વન્‌માન્યતા મેળવનારે પોતાની કેટલી બધી તૈયારી કરી હશે. અંતે શત્રુએ અને મિત્રોએ સર્વાનુમતે માની લીધું કે આ લોકોત્તર પુરુષ જનતાનો વલ્લભ છે. એટલું જ નહીં પણ ભવિષ્યકાળની સંસ્કૃતિને દોરનાર જગદ્‌ગુરુ પણ

છે. અને તેથી જ દરેક સંસ્કૃતિ-સેવકે કૃષ્ણની પૂજામાં શબ્દો ઉમેર્યા – कृष्णं वंदे जगद्गुरुम् । અને એ જગદ્ગુરુ શ્રીકૃષ્ણે દેશમાં અખિલ ભારતીય ક્રાંતિ કરનાર મહાયુદ્ધની અણીને વખતે દુનિયાને સંદેશ આપ્યો ભગવદ્ગીતાનો. એ જગદ્ગુરુ કેવા હતા એનું થોડું ચિંતન આપણે અહીં કરીએ.

અવતારપરંપરામાં શ્રીકૃષ્ણના ઉત્તરાધિકારી બુદ્ધ ભગવાને પોતાના જમાનાના સારામાં સારા ગુરુઓ પાસેથી વિદ્યા મેળવી. ગુરુઓને સો ટકા સંતુષ્ટ કર્યા. (એક જણે તો ગૌતમ સિદ્ધાર્થને સાફ કહ્યું, "મારામાં જે વિદ્યા છે તે બધી પૂર્ણપણે મેળવી તું મારા સમાન બન્યો છે. હવે આપણે સાથે મળીને આ મઠ ચલાવીએ.

આમ ગુરુઓને સંપૂર્ણ સંતોષ આપનાર સિદ્ધાર્થ ગૌતમ સ્વયં અસંતુષ્ટ રહ્યા. અંતે પોતાને જોઈતી પૂર્ણતા પોતાના જ પુરુષાર્થથી મેળવી. બુદ્ધના પહેલાંના અવતાર – પૂર્ણાવતાર શ્રીકૃષ્ણની પણ આવી સ્થિતિ હતી. ગુરુઓ પાસેથી એણે જે વિદ્યા મેળવી હશે તે એની આગળ નજીવી હતી. એટલે શ્રીકૃષ્ણને કોઈના શિષ્ય તરીકે ઓળખાવી શકાય જ નહીં. જેને કોઈના શિષ્ય તરીકે ઓળખાવાય નહીં એવો એ માણસ જગદ્ગુરુ બન્યો. આ વાત શ્રીકૃષ્ણ વિશે પણ સાચી છે. અને બુદ્ધ ભગવાન વિશે પણ સાચી છે. (અને ગાંધીજી વિશે પણ એટલી જ સાચી છે એમ કહેવું પડશે.)

આ ત્રણે જણા જ્યારે જ્યારે કોઈના નામમાત્ર શિષ્ય હતા ત્યારે ત્યારે એમણે ગુરુઓની સારી સેવા કરી છે. અને એમને સંતોષ આપ્યો છે. શિષ્ય તરીકે એમની સામે વાંધો ઉઠાવવા જેવું કશું ન હતું.

અને જગદ્ગુરુ તરીકે કોઈના ખાસ ગુરુ થવાનો ભાર પણ એમને માથે ન આવ્યો. અર્જુન ભલે માને કે એ શ્રીકૃષ્ણના શિષ્ય હતા. પણ બે વચ્ચેનો સંબંધ સખાનો જ હતો. અર્જુનને પણ એ વાત કબૂલ કરવી પડી છે. બુદ્ધે પોતાનો મોટો સંઘ સ્થાપ્યો. ગાંધીજીએ આશ્રમ ચલાવ્યો. એવી જ રીતે શ્રીકૃષ્ણે કોઈ સંઘ સ્થાપી શિષ્યપરંપરા ચલાવી હોય એમ જાણ્યામાં નથી. ગાંધીજીએ તો અસંખ્ય વાર કહ્યું છે કે મારો કોઈ શિષ્ય નથી. ઘણી વાર તેઓ કહેતા, "મારો શિષ્ય એક જ. અને તે છે – મોહનદાસ ગાંધી. એને કેળવતાં અને કાબૂમાં રાખતાં દમ નીકળી જાય છે. બીજો શિષ્ય ક્યાં કરવા જાઉં?"

ત્રણ મહાપુરુષોની વાત કર્યા પછી ઈશુનો પણ સાથે સાથે વિચાર કરવો રહ્યો. એ પણ જગદ્ગુરુ ખરો જ. એણે જૉન ધિ બૅપ્ટિસ્ટ પાસેથી દીક્ષા લીધી હશે. ઉપદેશ પણ લીધો હશે. પણ ગુરુ સાથે કોઈ સમય એણે ગાળ્યો હોય એમ લાગતું નથી. એને જે કાંઈ મળ્યું તે ઈશ્વરી પ્રેરણાથી મળ્યું. જિસસે રીતસરના શિષ્યો બનાવ્યા. એમને કેળવ્યા. અને એમને આદેશ આપી પ્રચાર કરવા માટે દુનિયામાં મોકલ્યા. આ બાબતમાં બુદ્ધ અને ઈસા સરખા જ લાગે છે.

હજરત મહમ્મદ પયગંબરે પણ શિષ્યો કર્યા. એ જગદ્ગુરુના ગુરુશિષ્ય સંબંધ વિશે નોખો જ વિચાર કરવો રહ્યો.

## ૨. શ્રી રામકૃષ્ણ

ઈ. સ. ૧૮૩૩ કે '૩૪માં લૉર્ડ મૅકોલેએ હિન્દુસ્તાનને વિલાયતી શિક્ષણ આપવાનું કંપની સરકાર પાસે નક્કી કરાવ્યું તેના પહેલાં જ આપણે ધર્મભ્રષ્ટ તો થયા જ હતા. ધર્મભ્રષ્ટ થયા તેથી જ પારતન્ત્ર્યમાં આવી પડ્યા. છતાં અધર્મને જ ધર્મ માનવા જેટલો બુદ્ધિભ્રંશ થયો ન હતો. પણ અંગ્રેજી કેળવણી લેવાને આપણે આતુર થયા અને અંગ્રેજ લોકોએ તે પૂરી પાડવાનો નિશ્ચય કર્યો તે દિવસથી ધીમે ધીમે આપણે આપણા જીવનનો પાયો સ્વાર્થ, સ્વચ્છન્દ અને નરી હરીફાઈ પર જ ચલાવ્યો.

ઈશ્વરને ત્યાં એવો નિયમ છે કે દરેક આપત્તિનો ઈલાજ એની સાથે જ જન્મે છે. ઈ. સ. ૧૮૩૪માં જ જ્યાં અંગ્રેજી કેળવણી પહેલવહેલી વવાઈ ગઈ તે જ પ્રાંતમાં રામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો. રામકૃષ્ણ પરમહંસ એટલે હિન્દુ ધર્મનો શુદ્ધ અને પ્રાણવાન પ્રવાહ. રાજા રામમોહન રાયે હિન્દુ, મુસલમાની અને ઈસાઈ ધર્મનાં તત્ત્વોનું અધ્યયન કરી બધાનો સામાન્ય સાર કાઢવાનો પ્રયાસ ચલાવ્યો હતો. એ જ અરસામાં પ્રત્યક્ષ સાધના કરી ધર્મતત્ત્વનો અનુભવ કરવાનો પ્રયાસ રામકૃષ્ણ પરમહંસે ચલાવ્યો. રામકૃષ્ણ પરમહંસે પણ હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી એ ત્રણે ધર્મનું રહસ્ય અનુભવ્યું, અને તેમણે કહ્યું, 'અનુભવની દૃષ્ટિએ બધા ધર્મ સરખા સાચા છે.' રામમોહન રાયને ત્રણે સંસ્કૃતિનાં સાહિત્ય સાથે પરિચય હતો, જ્યારે રામકૃષ્ણ પરમહંસે ત્રણમાંથી એકેનું અધ્યયન કર્યું ન હતું. ભણ્યા વગર પણ અનુભવ મેળવી શકાય છે એમ રામકૃષ્ણ પરમહંસે સિદ્ધ કર્યું.

*

નાનપણથી જ રામકૃષ્ણ પરમહંસે સ્વતન્ત્ર વૃત્તિ કેળવી હતી. સત્યવાદી પિતા અને નિઃસ્પૃહ માતાનું સંતાન બીજું શું કરી શકે? એમના વખતમાં સામાન્ય કેળવણી મળતી તે પણ લેવાની તેમણે ના પાડી. 'કેળાં, ચોખા અને પૈસા અપાવનાર કેળવણી લઈને હું શું કરું? મારે તો પરમાત્માની પ્રાપ્તિ કરવી છે. તમારી કેળવણી મને તે ક્યાંથી આપે?' એમ જ તેઓ કહેતા. એક વાર જો તેઓ કેળવણીના સકંજામાં સપડાઈ જાત તો તેમને મૅકૉલેવાળી કેળવણી લેવી પડત. પણ તેમને તો ઈશ્વરપ્રાપ્તિની કેળવણી લેવી હતી અને ઈશ્વરને તેમની મારફતે બંગાળને તેવી જ કેળવણી આપવી હતી, તેથી તેઓ અભણ જ રહ્યા.

* ઈ. સ. ૧૯૨૨ની રામકૃષ્ણ પરમહંસની જયંતીને પ્રસંગે અમદાવાદમાં આપેલું ભાષણ.

કલકત્તામાં શારદા માતાનાં દર્શને ગયો હતો ત્યારે તેઓ રામકૃષ્ણ પરમહંસની છબીની પૂજા કરતાં હતાં. માત્ર એક જ સફેદ વસ્ત્ર પહેરેલું. વાળ છૂટા હતા. લાંબા વખત સુધી ધ્યાન કરવાથી આંખમાં જે વિશેષ તેજ આવે છે તે તરફ સ્વાભાવિક રીતે લક્ષ ગયું. તેમની મુખમુદ્રા ઉપર પાવિત્ર્ય, શાન્તિ, પ્રસન્નતા અને માતૃવાત્સલ્ય ભરપૂર વિલસતાં હતાં. પતિદેવની પૂજામાં તેમની તલ્લીનતા જોઈ મનમાં થયું, શું આ પ્રત્યક્ષ દુર્ગાની મૂર્તિ હશે? એમની નજીક પણ દુ:ખ ન આવી શકે, તો એમને પોતાને તો દુ:ખ ક્યાંથી સંભવે?

'મારા ગુરુદેવ' એ સ્વામી વિવેકાનંદના લેખ ઉપરથી જ ઘણાખરાને રામકૃષ્ણ પરમહંસની માહિતી મળી હશે. પણ તેમનો પહેલવહેલો પરિચય તો આપણને 'ગૉસ્પેલ ઑફ શ્રી રામકૃષ્ણ' ઉપરથી થયો. એ ગ્રન્થ લખનાર વિભૂતિ કોણ હશે એમ તો ઘણાને થયું હશે. ચોપડી ઉપર લેખક તરીકે ફક્ત M એટલી જ નિશાની છે. તેમનું આખું નામ ગુપ્ત હતું. કલકત્તામાં તેમને દર્શને પણ અમે ગયા. તેમની ભવ્ય અને ભક્તિનમ્ર મૂર્તિ જોઈ રામકૃષ્ણ પરમહંસનાં જ દર્શન થયા જેટલું સમાધાન થયું. આગળ જતાં તેમનો વધારે સહવાસ મળ્યો. તેઓ તો રામકૃષ્ણ પરમહંસના ચરિત્રકાર. પરમહંસ વિશે તેમની પાસેથી કેટલુંયે સાંભળવાનું મળ્યું. તેમની સ્મરણશક્તિ અજબ છે. જ્યારે જ્યારે અમે તેમને કંઈ પણ પૂછીએ ત્યારે પોતાની સ્મરણપોથી ઉઘાડીને તેમાંથી એકાદ પાનું જોઈ લે, મિનિટેક આંખ મીંચી ધ્યાન કરી લે અને તરત જ પરમહંસ સાથેનો કોઈ જૂનો પ્રસંગ તેમની દૃષ્ટિ આગળ ઊભો થાય. પરમહંસ ક્યાં બેઠેલા. તેમણે શું ઓઢેલું, તેમનું મોં કઈ દિશા તરફ હતું, પાસે કોણ કોણ બેઠેલા હતા, પછી કોણ કોણ આવ્યા, વચમાંથી કોણ ઊઠી ગયા – બધું વિગતવાર તેઓ કહી શકતા. સંભાષણ તો અક્ષરે-અક્ષર ઉતારી શકતા. તેમની ગુરુભક્તિ એટલી ઉત્કટ છે કે એક અક્ષરની પણ ભૂલ થઈ જાય તો તેમને ગુરુદ્રોહ કર્યા જેટલું જ દુ:ખ થાય. તેમના જેટલા યથાર્થવાદી ચરિત્રકાર ભાગ્યે જ બીજા હશે.

*

પરમહંસના છત્રીસ શિષ્યો હતા એમ કહેવાય છે. દરેકને એમણે જુદી જુદી રીતે કેળવેલા. કોઈને જ્ઞાનમાર્ગ બતાવ્યો તો કોઈને ભક્તિમાર્ગ. એક શિષ્યને ખાસ ઉપદેશ આપતા હોય એ વખતે બીજાઓને ત્યાં હાજર રહેવાની રજા આપતા નહીં. એક જણ સાથે અધ્યાત્મ રામાયણ વાંચતા હતા ત્યાં રાખાલ બાબુ (સ્વામી બ્રહ્માનંદ) આવી ચડ્યા. પરમહંસે કહ્યું, 'આ તારે માટે નથી, તું અહીંથી જતો રહે.'

*

રામકૃષ્ણ પરમહંસ એક ઈશ્વરની ભક્તિ જ જાણતા. ઈશ્વરને ઓળખો, ઈશ્વરને પ્રાપ્ત કરો એટલું જ તેઓ કહેતા. છતાં પોતાના જીવનથી તેમણે આ યુગનો યુગધર્મ ચોક્કસ રીતે આપણને બતાવ્યો છે.

૧. તેમનો પ્રથમ સંદેશ સર્વ ધર્મોની એકતાનો છે. બધા ધર્મો એક જ ઈશ્વરની ઉપાસના કરે છે. બધા એક જ ઠેકાણે જાય છે, એકેએક રસ્તો સાચો છે, એમ તેમણે અનુભવની અધિકારયુક્ત વાણીથી દુનિયાને સમજાવ્યું. એક જણે તેમને પૂછ્યું, શું વામાચારી શાક્તધર્મ પણ સાચો રસ્તો છે? તેમણે કહ્યું, 'મન્દિરમાં જવાના અનેક રસ્તા હોય છે, અને ખાળ મોટી હોય તો તેના કાણામાંથી પણ મન્દિરમાં પ્રવેશ તો થઈ શકે. પણ મહાદ્વાર છોડી એવો ગંદો રસ્તો આપણે કેમ પસંદ કરીએ?'

૨. તેમનો બીજો સંદેશ માણસના ધ્યેય વિશે છે. માણસે ઈશ્વરપ્રાપ્તિનો જ વિચાર કરવો, આત્મશુદ્ધિ કરવી, એટલે તેને જે જોઈએ છે તે મળી શકે છે. થડ હાથમાં આવ્યું એટલે ડાળાંપાંદડાં એની મેળે હાથ આવી જાય છે.

૩. આના સાધન તરીકે તેમણે કનક અને કાન્તાનો ત્યાગ બતાવેલો છે, કોઈ પણ માણસ સ્ત્રી તરફ પત્નીભાવે જુએ (અથવા તો કોઈ પણ સ્ત્રી પુરુષ તરફ વલ્લભભાવે જુએ) ત્યાં સુધી તેને માટે મોક્ષ નથી. કામ અને લોભ એ મોક્ષમાર્ગમાં મોટામાં મોટા વાટમારાઓ છે.

૪. રામકૃષ્ણ પરમહંસની સાધનાનું પ્રથમ પગથિયું અહંકારનાશ હતું. અહંકારનો નાશ કરવા તેમણે અન્ત્યજસેવા આદરી આપણને આપણો યુગધર્મ શીખવ્યો છે. કૃષ્ણકિશોર નામના એક વૈષ્ણવ ગૃહસ્થની વાર્તા તેઓ પોતાના શિષ્યોને કહેતા. પરમહંસ કહેતા, 'કૃષ્ણકિશોરને ત્યાં હું અધ્યાત્મ રામાયણ સાંભળવા જતો. કૃષ્ણકિશોરની શ્રદ્ધા ભારે હતી. એક વાર તે વૃન્દાવનની યાત્રાએ નીકળેલો. રસ્તામાં તેને બહુ તરસ લાગી. એક કૂવા પરના કોઈ માણસ પાસે તેણે પાણી માગ્યું. પેલાએ કહ્યું, હું અન્ત્યજ છું, મારું પાણી તમને કેમ ચાલશે? કૃષ્ણકિશોરે કહ્યું, તું ઈશ્વરનું નામ લે અને પાણી કાઢી આપ. પેલાએ તે પ્રમાણે કૃષ્ણકિશોરને પાણી કાઢી આપ્યું અને એ બ્રાહ્મણે તે પાણી પીધું.'

૫. જેણે કનક અને કાન્તાનો ત્યાગ કર્યો છે, જેનામાં અહંકાર નથી, તેના મનમાં સામાજિક ઉચ્ચનીચતાનો ભાવ ક્યાંથી હોય? તેને હિસાબે રાય અને રંક સરખા જ હોય. રામકૃષ્ણ પરમહંસે રાજા સુરેન્દ્રનાથ ટાગોરને રાજા કહેવાની ના પાડી હતી. પરમહંસે કહ્યું, 'જો, હું કંઈ તને રાજા-બાજા કહેવાનો નથી, કેમ કે તેમ કહેવું એ જૂઠું બોલવા સમાન છે.'

૬. પરમહંસની ખાસ વિશેષતા તેમની શિષ્યપ્રીતિ છે. ગુરુની પાછળ પડેલા શિષ્યો ઘણા મળે છે, પણ શિષ્ય પાછળ ઘેલા થયેલા રામકૃષ્ણ પરમહંસ તો અપૂર્વ જ ગણાય. જેમ દયામય પ્રભુ ભક્તાધીન છે તેમ પરમહંસ પોતાના શિષ્યોની બધી કાળજી રાખતા.

*

રામકૃષ્ણ પરમહંસે આ રીતે આખી જિંદગી ઈશ્વરભક્તિમાં અને લોકકલ્યાણમાં ખરચી નાખી. દિવસરાત્ર ધર્મોપદેશ કરી કરી તેમના ગળામાં વ્રણ

પડ્યું. વૈદ્ય અને દાક્તર લોકોએ તેમને બોલવાની મનાઈ કરી. પણ લોકો–સત્પુરુષના ચાર શબ્દો સાંભળી કૃતાર્થ થવા માગનારા લોકો–તેમની પાસે આવ્યા જ કરે અને પરમહંસ પણ કોઈને નિરાશ કરે નહીં. રાતદિવસ તેમનો વાગ્યજ્ઞ ચાલુ જ રહેતો. પરમહંસની ગંભીર માંદગી સાંભળી તેમને આરામ આપવાને બદલે આ છેલ્લી તક સાધવા ટોળેટોળાં દૂરદૂરથી આવવા લાગ્યાં. યજ્ઞ વધારે જોરથી ચાલવા લાગ્યો. આખરે સને ૧૮૮૬ના ઑગસ્ટની ૧૬મીની રાત્રિએ પરમહંસે યજ્ઞમાં પોતાની પૂર્ણાહુતિ આપી દીધી.

*

શરીર નશ્વર છે. તે યથાકાળે પડવાનું જ. પણ આપણા સમાજની પામરતા જોઈ દુઃખ થાય એવું છે. સાધુસંતોએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે ચાલનાર ઓછા હોય છે, પણ સાધુના ચરણનો સ્પર્શ કરી, તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમાં ભરી લઈ, તેના પ્રસાદના બેચાર ટુકડા ખાઈ જઈ, તેના નામનો જયઘોષ કરી 'પાવન' થઈ જવા માગનાર કૃપણ લોભીઓની સંખ્યા જ વધારે હોય છે. અનાયાસે કેટલું મળી શકે છે એ તરફ જ તેમની દૃષ્ટિ હોય છે. શાક વેચનારી પાસેથી બે શિંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સહેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

*

સમાજમાં લોકસેવક વધે એ ઇચ્છવા જેવું છે. પણ તેની સાથે સેવા લેનારની સંખ્યા વધે તો તો મેળ સરખો જ રહેવાનો. સમાજમાં સેવા લેવાની વૃત્તિ વધતી જ જાય છે. સેવકોને તેમનો સેવાધર્મ સમજાવી સમજાવીને તેમના ભોગ કરવામાં આવે છે. શું પત્ની, શું દેશસેવક અને શું સાધુસંત–દરેક ઉપભોગ્ય વસ્તુ છે એવી જ માન્યતા વધી પડી છે.

સાધુસંતો પાસેથી આપણે આશ્વાસન મેળવીએ, સાધનાનો રસ્તો જાણી લઈએ, તેમના સહવાસથી વાસના પર જય મેળવવાની શક્તિ કેળવીએ, પોતાની કૃપણતા છોડી ધર્મવીર થઈએ એવો આશીર્વાદ માગીએ; નહીં કે અનાયાસે ઐહિક કે પારલૌકિક સુખોપભોગ તેમની મારફતે મેળવવાની આશા રાખીએ.

*

પરમહંસનો ઉપદેશ તેમના શિષ્ય સ્વામી વિવેકાનંદે દેશદેશાંતર-સુધી પહોંચાડ્યો. અંગ્રેજી કેળવણીથી મોહિત થયેલા આપણા લોકો ઉપર વિવેકાનંદના અંગ્રેજી લેખો મારફતે જ અસર થાય એમ હતું. પરમહંસનું શુદ્ધ અધ્યાત્મ જીરવવાની શક્તિ જેમનામાં ન હતી તેમને માટે પાશ્ચાત્ય વિચારો મેળવીને કરેલું વિવેકાનંદી મિશ્રણ બહુ જ અનુકૂળ થઈ પડ્યું. વિવેકાનંદે પરમહંસના અધ્યાત્મને તત્ત્વજ્ઞાનની ભાષામાં મૂક્યું અને તે દૃષ્ટિએ સંસારસુધારો અથવા જીવનસુધારો કેવી રીતે થઈ શકે તે બતાવ્યું. તે જ સૂત્ર હાથમાં લઈ ભગિની નિવેદિતાએ હિન્દુ સામાજિક

જીવન અને ઐતિહાસિક રાષ્ટ્રીય જીવનનું રહસ્ય ખોલી બતાવ્યું. આજે રામકૃષ્ણ મિશનનાં અનેક સેવાશ્રમો, અદ્વૈતાશ્રમો અને મંદિરો રામકૃષ્ણનો ઉપદેશ કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિ દ્વારા દુનિયા આગળ પીરસી રહ્યાં છે. જેને ભૂખ લાગી હશે તે જ તે લેશે. જેનામાં મુમુક્ષા હશે તે જ તેનું રહસ્ય સમજી શકશે. જેનામાં વ્યાકુળતા હશે તે જ તેનો ઉપયોગ કરી શકશે.

## ૩. મહાત્મા ગાંધીજી

### ૧. મુક્ત હાસ્ય

આવતી કાલે ગાંધીજીની જન્મતિથિ છે. આવતી કાલે તેમને ચોપનમું વર્ષ બેસે છે. અનેક જણ આવતી કાલે તેમની જયન્તી ઊજવનાર છે, પણ મોટે ભાગે તેમની જયન્તી અંગ્રેજી તારીખ પ્રમાણે બીજી ઑકટોબરે ઊજવાશે.

તેમના ધાર્મિક, રાજકીય અને સામાજિક વિચારો સાથે કેટલાકને વિરોધ છે. પણ ગાંધીજીનું આ ત્રેપન વર્ષનું ચરિત્ર અલૌકિક છે એ વસ્તુનો કોઈ ઇનકાર નહીં કરે. ત્રેપન વર્ષ દરમિયાન તેમણે એક પણ વ્યક્તિની જોડે શત્રુતા બાંધી નથી એ જ વસ્તુ તેમના જીવનની અલૌકિકતા સિદ્ધ કરવા સારુ બસ છે.

આજ સુધીની જિંદગી તેમણે નાનીમોટી લડાઈઓ લડવામાં જ ગાળી છે. લડવા સારુ જ તેમનો જન્મ છે એમ કહીએ તોપણ ચાલે. અને છતાં તેમણે એક પણ માણસ સાથે વેર રાખ્યું નથી એ કંઈ ઓછો પુરુષાર્થ નથી.

દક્ષિણ આફ્રિકામાં તેમનાથી વિરુદ્ધ વિચાર ધરાવનારા કેટલાક લોકોનું એક શિષ્ટ મંડળ જનરલ સ્મટ્સને મળવા ગયું હતું. પોતાનું કહેવું જનરલ સ્મટ્સના મન પર બરાબર ઠસાવવા જેટલું ભાષાનું જ્ઞાન અથવા કુશળતા તેમના કોઈનામાં ન હતાં. તેમણે મહાત્માજીને જ વિનંતી કરી કે આપ અમારે ખાતર આટલું કામ કરી આપો. મહાત્માજીએ તે કામ કરી આપવાનું કબૂલ કર્યું અને તેમને પૂરેપૂરો સંતોષ આપ્યો.

આ પ્રસંગમાં મહાત્માજીનું નિખાલસપણું અને અજાતશત્રુપણું જેટલાં આવે છે તેટલી જ પોતાના વિરોધીના આ ગુણની કદર કરી તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકનાર પેલા ભાઈઓની શ્રદ્ધા પણ તરી આવે છે. પોતાના નિખાલસપણાથી ગાંધીજીએ કેટલાયે શત્રુને મિત્ર બનાવ્યા છે, કેટલાયે જણને સજ્જનતાનો પાઠ ભણાવ્યો છે અને જ્યાં દ્વેષ, મત્સર અને છેતરપિંડીનું રાજ્ય હતું ત્યાં ધર્મયુદ્ધના નિયમોને માન્યતા અપાવી છે.

ધર્મને રસ્તે જતાં આપણું કોઈ કાળે નુકસાન થવાનું નથી એ મહાત્માજીની શ્રદ્ધા આજની દુનિયામાં અલૌકિક છે એમાં શક નથી. 'ધર્મને રસ્તે, સત્ય અને અહિંસાને રસ્તે સ્વરાજ્ય નહીં મળે તો તમે ધર્મ છોડશો કે સ્વરાજ્ય?' એવો

સવાલ જ્યારે લોકો તેમને પૂછે છે ત્યારે તેમને કેટલું દુઃખ થતું હશે? કેટલો આઘાત પહોંચતો હશે? સ્વરાજ્ય જો ઇષ્ટ વસ્તુ હોય તો તે સંપૂર્ણ ધર્માચરણથી વગરવિલંબે મળવી જ જોઈએ એ તેમની શ્રદ્ધા છે, અને આજ સુધીમાં પોતાના પુરુષાર્થથી તેમણે મનુષ્યથી આપી શકાય તેટલું પોતાની શ્રદ્ધાને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. બીકણ સરકારે તેમને જેલમાં પૂર્યા એટલાથી જ કેટલાકની તેમના માર્ગ ઉપરની શ્રદ્ધા ઊડી ગઈ છે. પણ તેમની દેશ પરની શ્રદ્ધા હજી અચળ છે.

મનુષ્યપ્રાણીએ કેટલોયે અન્યાય કર્યો હોય અને કેટલાંયે પાપ કર્યાં હોય તોપણ મનુષ્ય એ મનુષ્ય છે. તેને આખરે ધર્મનો રસ્તો સૂઝશે જ, એવી તેમની અમર શ્રદ્ધા છે. એ શ્રદ્ધાથી જ તેઓ બધું સહન કરે છે અને સહીને પોતાની શ્રદ્ધા બીજામાં રેડે છે. તેમનું બાળક જેવું નિર્મળ મુક્ત હાસ્ય એમની એ શ્રદ્ધાનું જ પ્રતિબિમ્બ છે. લોકવાર્તામાં જે વર્ણન આવે છે કે પવિત્ર પુરુષોના હાસ્ય સાથે પુષ્પ અને મોતીના પોશ ઝરે છે તે ગાંધીજીના હાસ્યમાં ચરિતાર્થ થયું છે.

કેટલાક પાસે વિશ્વવિજયી તલવાર હોય છે, કેટલાક પાસે વિશ્વમોહિની ચતુરાઈ હોય છે, કેટલાક પાસે વિશ્વવશી રૂપ હોય છે, કેટલાક પાસે વિશ્વભયંકરી સત્તા હોય છે. ગાંધીજી પાસે આમાંનું એકે નથી. તેમની પાસે ફક્ત વિશ્વપ્રેમી હાસ્ય છે અને તે એક વિશ્વપ્રેમી હાસ્યની અંદર ઉપર વર્ણવેલી બધી વસ્તુઓ સમાઈ રહેલી છે. આ પવિત્ર હાસ્યે વડીલોને વશ કર્યા છે, બાળકોને વશ કર્યાં છે, ચોર, લૂંટારા અને ખૂની લોકોને સમાજના હિતેચ્છુ બનાવ્યા છે, ધૂર્તોને લજ્જિત કર્યા છે, દીર્ઘસૂત્રીઓને ઉદ્યમી બનાવ્યા છે, દુખિયાંને સંતોષ્યાં છે, પારકાંઓને પોતીકાં બનાવ્યાં છે, બગડેલાંઓને સુધાર્યાં છે, વિખૂટાં પડેલાંઓને જોડી દીધાં છે અને કટ્ટર વિરોધીઓને દિલોજાન દોસ્ત બનાવ્યા છે.

આવા આ હાસ્યનું શું જાદુ હશે? આ હાસ્યમાં કયું રસાયણ હશે કે જેમાં આટલી અપૂર્વ શક્તિઓ ભરેલી છે? આ હાસ્યમાં કૃત્રિમતા નથી, સ્વાર્થ નથી અને અહંકાર પણ નથી. એમાં સત્ય છે, અહિંસા છે, વિશ્વપ્રેમ છે, આત્મૌપમ્ય છે. એમાં કારુણ્ય છે, પરવૃત્તિપ્રવેશ છે, અમૃતસંજીવની છે. એ જ એનું જાદુ, એ જ એની સત્તા, એ જ એની મોહિની. ગંગાનો સ્વચ્છ સ્રોત જેમ અવિચ્છિન્ન વહે છે, ઘડીમાં ગંભીર થાય છે, ઘડીમાં તરંગિત થાય છે અને ઘડીમાં સુધાધવલ ફીણથી ખળખળાટ હસે છે તેમ ગાંધીજીની પવિત્ર મૂર્તિ અનેક વૃત્તિઓમાં એક જ વિશ્વપ્રેમ દાખવે છે.

તેજસ્વી દીપકની પ્રભા તો સર્વત્ર ફેલાય છે, પણ નિર્મળ મણિઓમાં જ તે પ્રકાશ ઝીલવાની અને પોતે પ્રકાશિત થવાની શક્તિ હોય છે, તેમ ગાંધીજીના અલૌકિક તેજનો પ્રભાવ પવિત્ર હૃદયો પર સૌથી વધારે પડવાનો અને તેમનામાં વિશ્વપાવની શક્તિ પ્રગટ થવાની: એવાઓનાં જીવનનાં રોમરોમમાંથી સ્વરાજ્ય ઝરવાનું. તેમને માટે તો સ્વરાજ્ય માગવાપણું પણ નહીં રહે અને મેળવવાપણું પણ નહીં રહે.

## ૨. ભક્તિની દૃષ્ટિ

જનસમાજમાં જે દાની ગૃહસ્થની બહુ કદર થાય છે તે જ જો સંન્યાસ ગ્રહણ કરીને સર્વસ્વનો ત્યાગ કરે તો તેની તેટલી કદર થતી નથી. સંન્યાસી સમાજથી બહાર ગયો. તે દૂરથી પૂજનીય છે; તેનું અનુકરણ ન થઈ શકે, એટલું જ નહીં પણ તેનાં વચનો પણ શ્રદ્ધાસ્પદ ન ગણાય. જનસમાજમાં આ વૃત્તિ શા માટે હશે? જનસમાજ પોતે મોહનો – દુર્બળતાનો ઉપાસક છે. જનસમાજની એ દુર્બળતાનો કંઈ પણ અંશ જે માણસમાં હોય તે જ જનસમાજને આપ્ત-પુરુષ ગણાય છે. જેમ શુદ્ધ પ્રાણવાયુ માણસ સહન કરી શકતો નથી તેમ શુદ્ધ તત્ત્વ જનસમાજથી જીરવી શકાતું નથી.

સામાન્ય જનસમાજ વ્યવહારમાં હમેશાં છેતરાય છે, તેથી શંકાની દૃષ્ટિ એ જ સુરક્ષિત દૃષ્ટિ છે એમ લોકમત થઈ ગયો છે. જેટલો વિશ્વાસ આપણે નિન્દા ઉપર રાખીએ છીએ તેટલો સ્તુતિ ઉપર નથી રાખતા. ઉત્સાહી માણસ કરતાં સાવચેત માણસને આપણે વધારે ડાહ્યો ગણીએ છીએ. ભક્ત કરતાં ટીકા-કાર વધારે મોટો પંડિત ગણાય છે. આને લીધે સમાજમાં એક વિચિત્ર દંભ ઉત્પન્ન થયો છે. માણસ પોતાની દુર્બળતા ઢાંકવાનો પ્રયત્ન કરે, પોતાની એબ પ્રગટ કરતાં શરમાય એ સમજાય એવું છે. પણ ઉપર વર્ણવેલા લોકમતને લીધે તો માણસ પોતાનો ઉચ્ચમાં ઉચ્ચ આદર્શ, પવિત્રમાં પવિત્ર નિશ્ચય અને ઊંડામાં ઊંડો અભિપ્રાય પ્રગટ કરતાં શરમાય છે. સમાજની એ કૃત્રિમ દશા ઘણા લોકોને અસહ્ય થઈ પડી છે. ધુમાડાવાળી હવામાં શ્વાસ લેવો જેટલો અઘરો છે તેથીયે નૈસર્ગિક જીવન વધારે અઘરું થઈ પડ્યું છે.

ગાંધીજી જ્યાં સુધી મિ. ગાંધી હતા ત્યાં સુધી તેમની ડાહ્યા માણસમાં ગણના થતી હતી. જે દિવસે – જે દુર્દૈવ ક્ષણે તેઓ 'મહાત્મા' થયા તે દિવસે તેઓ તરંગી બન્યા. ડાહ્યા લોકોએ હવે પછી ચેતવું જોઈએ. તેમની સલાહ જે અત્યાર સુધી ડહાપણભરેલી હતી તે હવે જોખમભરેલી થઈ ગઈ છે. દૂરથી જ એમને પૂજો, પાસે ન જાઓ; સમાજ મહારાજનો હુકમ છે. અને નવયુવકો, તમે પણ ચેતજો. દૂરથી ગાંધીજી વિશે જે કહેવું હોય તે કહેજો. તમને હોશિયાર કહીશું, ઉચ્ચ આશયવાળા કહીશું, સમાજનેતા પણ ગણીશું. પણ જો એ 'મહાત્મા' પાસે વધારે નજીક જશો તો ખચીત જાણજો કે જે નિર્ણય 'મહાત્મા' વિશે અમે આપ્યો છે તે જ નિર્ણય તમારે વિશે પણ લખેલો છે. વળી તમારી તો બમણી દુર્દશા થશે. ડહાપણમાંથી અમે તમને કાઢી નાખીશું, અને મહાત્માપણામાં તો તમે પેસી શકવાના નથી; એટલે તમે તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈને રખડી જ જવાના.

સમાજનું આ ફરમાન મેં ઘણા વખતથી સાંભળ્યું છે. અત્યાર સુધી હું એને

વશ વર્ત્યો પણ ખરો. જ્યાં સુધી ગાંધીજીના સહવાસમાં હું આવ્યો નહોતો, જ્યાં સુધી તે ઋષિને ચરણે મારું તુચ્છ જીવન મેં અર્પણ કર્યું નહોતું ત્યાં સુધી ગાંધીજી વિશે બોલવાનો મને અધિકાર હતો. ગાંધીજીના ગુણદોષ ચર્ચવા જેટલું ડહાપણ મારામાં છે એ સમાજે સ્વીકાર્યું હતું. ગાંધીજી વિશેનો મેં લખેલો પરિચય પ્રકાશકો છાપતા અને વાચકો વાંચતા. પણ મેં ભૂલ કરી. ડહાપણની મર્યાદા ઓળંગીને હું ભક્ત બન્યો. મને લાગે છે કે એ દિવસથી મને દિવ્ય દૃષ્ટિ મળી. પણ સમાજ કહે છે કે 'તે જ ક્ષણે તમે આંધળા થઈ ગયા.' મેં સમાજનો નિર્ણય સ્વીકાર્યો અને ગાંધીજી વિશેના પ્રેમોદ્‌ગાર કે અનુભવનાં વચનો પણ ન ઉચ્ચારવાનું વ્રત લીધું. આજ લગી બનતાં સુધી મેં એ વ્રતનું પાલન કર્યું છે. પણ હવે મારું ગાંડપણ વધી ગયું છે. સમાજસરકારની આજ્ઞામાં હું રહ્યો નથી; સમાજનું શાસન તોડવા હું બેઠો છું. આ કાયદાનો ભંગ સવિનય છે કે અવિનય એ હું જાણતો નથી. આજે જાણવાની દરકાર પણ રાખતો નથી. જો મારાથી વધારે પડતું બોલાઈ જાય અથવા લખાઈ જાય તો એને માટે જવાબદાર સમાજ છે. ગુલામ જ્યારે સ્વતંત્રતા અખત્યાર કરે ત્યારે તેમાં જો તે કંઈ અતિરેક કરે તો તેની જવાબદારી ગુલામના માલિકને માથે છે. સમાજનો જુલમ આજ સુધી સહન કર્યો. એન્જિનમાં જેમ વરાળ રોકી રાખવાથી એન્જિન ફાટી જવાનો પ્રસંગ આવે છે, તે જ પ્રમાણે અત્યાર સુધી સમાજનું બંધન સ્વીકારીને દબાયેલી વૃત્તિ આજે બંધન તોડીને બહાર નીકળે છે. આજે મારા વિચારો સમાજને સમજાવવા ખાતર હું નથી નોંધી રાખતો. સમાજ ગાંડો છે એ જાણીને અને એ ભાવનાની ઉન્મત્ત દશામાં આવીને હું આજે લખવા માગું છું.

હું મહાત્મા ગાંધીને ઈશ્વરી પુરુષ માનું છું. એટલે તેઓ મનુષ્ય નથી એમ હું નથી કહેવા માગતો. તેઓ મનુષ્ય છે. મનુષ્યમાં જે જે વિકાર અને વિકલ્પ આવી શકે તેને તેઓ આધીન હતા અને હજીયે છે. ગાંધીજીમાં દૈવી શક્તિ પ્રગટ થઈ નથી. હવે પછી પ્રગટ થશે એમ મને લાગે છે. છતાં તે પ્રગટ થાય કે ન થાય તેની મને ફિકર નથી. ગાંધીજી જો અવતારી પુરુષ હોત તો હૃદયને સાક્ષી રાખીને હું કહું છું કે તેમને હું ન પૂજત. તેઓ દૈવી પુરુષ છે. તેઓએ શ્રદ્ધા કેળવી છે. સમાજ જેમને અવતારી પુરુષો ગણે છે એવાઓના ગાઢ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. એવા લોકો વિશે મારા મનમાં સમાજને છે એટલો જ આદર છે. પણ ગાંધીજીએ જેટલી શ્રદ્ધા કેળવી છે તેટલી તો હું ક્યાંયે જોઈ શક્યો નથી. અને એથીયે વધારે ગાંધીજીનો ભક્ત થવાનું મુખ્ય કારણ એ છે કે મને ગાંધીજી જે શ્રદ્ધા આપી શક્યા તે બીજા કોઈ આપી શક્યા નથી. ગાંધીજી પોતે કહે છે કે મને આત્માનું સંપૂર્ણ દર્શન થયું નથી. એ વચનમાં મારો પૂર્ણ વિશ્વાસ છે. છતાં તેમને આત્માનું જેટલું દર્શન થયું છે. તેટલાથી જ તેઓ ચાર્વાકોને આત્મવાદી બનાવી રહ્યા છે, દુર્બળને

સબળ કરી રહ્યા છે. મને શ્રદ્ધા છે કે એમના સહવાસથી મારો આત્મા જાગ્રત થશે.

ગાંધીજીને હું પૂજું છું, એમને હું દૈવી પુરુષ કહું છું, તે તેઓ દેશસેવક છે, રાજદ્વારી પુરુષ છે અથવા અત્યન્ત નીતિમાન છે એટલા માટે બિલકુલ નહીં. હું ગમે તેવો તોપણ આત્માર્થી છું, અને તે આત્મા ગાંધીજી પાસેથી મળશે એવી મને શ્રદ્ધા છે.

'सत्यान्नास्ति परो धर्मः' 'सत्यं चैव परब्रह्म', 'अभयं वै ब्रह्म', 'He who has realized the soul can change the whole world' વગેરે પ્રાચીન તેમ જ અર્વાચીન સત્પુરુષોનાં વચનોનો સાક્ષાત્કાર ગાંધીજીમાં જ મેં જોયો.

જેમ જેમ ગાંધીજીના જીવનનું ચિન્તન કરું છું તેમ તેમ હું એ નિશ્ચય પર આવતો જાઉં છું કે તેની અંદર શરૂઆતથી યોજના છે, યદૃચ્છાનો તે પ્રવાહ નથી. ગાંધીજી હિન્દુસ્તાનને માટે છે—દુનિયાને માટે છે એ પણ દિવસે દિવસે વધારે પ્રતીત થતું જાય છે. સ્વામી વિવેકાનંદ કહેતા, 'સત્પુરુષો દુનિયાથી અજ્ઞાત હિમાલયની ગુફાઓમાં પોતાને પૂરી દે અને ત્યાં પોતાના આત્માનો સાક્ષાત્કાર કરે તોપણ દુનિયાની તે જ ક્ષણે ઉન્નતિ થાય છે.' આ વચનમાં પહેલાં મને કવિની અતિશયોક્તિ લાગતી. હવે મને તે જ વચન સ્વાભાવિક સત્ય જેવું લાગે છે. ભારતીય સંસ્કૃતિનો પ્રાણ ગાંધીજીમાં એકત્ર થયો છે. દુનિયામાં હજારો વર્ષ સુધી ચાલતી આવેલી ત્રિવિધ અશાન્તિ મટાડવાની ભવૌષધિ ગાંધીજીના હાથમાં આવી ગઈ છે.

પાંચ વર્ષ ઉપર સિંધ હૈદરાબાદમાં મીરોની કબરમાં બેસીને હિંદુસ્તાનનું ભવિષ્ય હું જોઈ શક્યો હતો. નજર આગળ બધે લોહીનો પ્રવાહ અને વિનાશનાં ચિહ્‌ન પડયાં હતાં. એ લોહી અંગ્રેજોનું ન હતું, પણ આપણા દેશવાસીઓના પરસ્પર ચાલતા વિદ્વેષ અને કલહને પરિણામે રેડાયેલું હતું. તે કાળે હું રાષ્ટ્રપૂજા-ધર્મને માનનારો હતો, હું લોહીતરસ્યો હતો, છતાં તે રુધિરપ્રવાહ જોઈ હું સ્તંભિત થયો, દિઙ્‌મૂઢ થયો અને ગદ્‌ગદ થઈને મેં પ્રભુની પ્રાર્થના કરી કે 'હે પ્રભુ, આ દૃશ્ય સાચું ન નીવડો.' ગાંધીજીના પરિચયથી હવે મને શાન્તિ મળી છે. ગાંધીજીના ધર્મની મોહિની 'અઘટિતઘટનાપટીયસી' છે એ મેં જોયું છે. જે સત્યનું પાલન કરે છે, જે સત્યને વફાદાર રહે છે તેને દુનિયાનું કશું તત્ત્વ અદૃશ્ય રહેતું નથી, તેને અગમ્ય વસ્તુ પણ દૃષ્ટિગોચર થાય છે, એ શ્રદ્ધા હવે ઉત્પન્ન થઈ છે.

ગાંધીજીનો ધર્મ—સનાતન ધર્મ દુનિયામાં બધે પોકારવામાં આવ્યો છે. દેશે-દેશના દિવ્ય પુરુષોને તેનું માહાત્મ્ય સમજાયું છે. જાપાનીઓએ ગાંધીજીનો સંદેશો સાંભળ્યો છે. ચીનમાં તે પ્રસર્યો છે. મુસલમાની આલમ તેનો પાઠ શીખી રહી છે. યુરોપના મજૂરો આગળ તેનું વાચન થયું છે. ગાંધીજીએ યુગધર્મ પ્રવર્તાવ્યો

છે એમાં કંઈ શક નથી. હવે યુદ્ધનો અંત આવશે, વેર શમી જશે અને આત્માનો ઉદય થશે. વ્યક્તિઓમાં આધ્યાત્મિક જાગૃતિ કરનારા સદ્ગુરુ ઘણા થઈ ગયા છે. વિશિષ્ટ સમાજને અધ્યાત્મપરાયણ કરનાર અવતારી પુરુષો પણ ઓછા નથી થયા. પણ હવે જગદ્ગુરુનું કામ છે. ગાંધીજી તે જગદ્ગુરુ છે કે તે જગદ્ગુરુનું આગમન સૂચવનાર,—તે આગમનની તૈયારી કરનાર અરુણ છે તે હું જાણતો નથી, જાણવા માગતો પણ નથી. નિશાનો અન્ત આવ્યો છે અને પ્રકાશ ફૂટી નીકળે છે એટલું જ શ્રદ્ધાવાન માણસોને બસ છે. ગાંધીજીની મહાવીર, બુદ્ધ કે શ્રીકૃષ્ણની જોડે હું સરખામણી નથી કરતો. પણ તેમણે જે ધર્મ પ્રવર્તાવ્યો છે તે જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ અને ભાગવત ધર્મનો નિષ્કર્ષ છે અને તેથી એ ત્રણે કરતાં ચઢિયાતો છે એમ હું માનું છું.

### ૩. આત્મનિષ્ઠ મહાત્માજી

મહાત્મા ગાંધીજી વિશે આજે હું નવું શું લખું? ગયે વરસે મહાત્માજી વિશેના મારા ઉદ્ગારો ‘દક્ષિણામૂર્તિ’ના વાચકોને મેં ભેટ કરેલા જ છે. આજ પાંચ-છ વરસથી જે ધર્મમૂર્તિનું હું અનન્ય ધ્યાન કરતો આવેલો છું તેને વિશે બાર માસની અંદર ભારે ફેરફાર કરવો પડે એવું તો ન જ હોય. એટલે ગયે વરસે મેં જે સંસ્કારો વર્ણવ્યા છે તે જ આજે દૃઢતર થયા છે એટલું કહું તો બસ છે.

છતાં આ બાર માસ નિષ્ફળ નીવડ્યા નથી. આ વરસે એક અપૂર્વ અનુભવ મને મળ્યો છે. સ્વામી વિવેકાનંદે એક ઠેકાણે લખ્યું છે કે સાચા સદ્ગુરુને માટે આધ્યાત્મિકતાનું દાન કરવું એ સહેલી વાત હોય છે. જેમ કોઈ મિત્રને કંઈક સુન્દર વસ્તુ ભેટ આપીએ છીએ તે જ પ્રમાણે આધ્યાત્મિક દૃષ્ટિ અથવા વૃત્તિ પણ આપી શકાય છે. મહાત્માજી આ રીતે કેટલીક વાર જોતજોતામાં આવું ચૈતન્ય રેડી દે છે. ક્ષીણસ્રોતસ્વિની સાબરમતીમાં જેમ જોતજોતામાં રેલ આવી જાય છે તેમ છેક નાસ્તિક માણસમાં પણ એકાએક સાધુતા આવી જાય છે. મહાત્માજીની આ શક્તિ આ વરસે હું ખાસ જોઈ શક્યો છું. તેમને પૂછો તો તેઓ તો ના જ પાડશે. બાળક પોતાની પ્રસન્ન મુદ્રાથી સૌને પોતાનું દુ:ખ ભુલાવે છે, પણ એ વાતની બાળકને પોતાને ક્યાં ખબર હોય છે?

વિધિની લીલા વિચિત્ર છે. મહાપ્રયાસે અનેક સૈકાઓ પછી તે એક સાચો માણસ પેદા કરે છે. છતાં બધા લોકો તેને ઓળખી શકે એવી ગોઠવણ કરવામાં તે કંજૂસ બને છે. શરૂઆતમાં મહાત્માજી અજ્ઞાત હતા ત્યારે તેમને કોઈ ઓળખતું નહોતું. ત્યાર પછી જ્યારે તેઓ રાષ્ટ્રીય જીવન ઉપર સહેજસાજ અસર પાડવા લાગ્યા ત્યારે દરેક જણે તેમને વિશે ગેરસમજ કરી લેવામાં જ સાર્થકતા માની. અને હવે તો લોકોનાં હૃદયમાં તેમણે એટલે સુધી પ્રવેશ કર્યો છે કે તેમને કોઈ સમજી શકે એમ નથી. જેમ આંખમાં પેઠેલી વસ્તુ આખી જોઈ શકાતી નથી તેમ અહીં પણ થયું છે.

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित्।

છતાં મહાત્માજીનું જીવન છેક સાદું છે. સાધુજીવન સાદું જ હોય. જેથી આત્માનું રક્ષણ થાય, આત્માનું પોષણ થાય, આત્માનો વિકાસ થાય તે જ કરવું. આત્મા તરફ દૃષ્ટિ રાખી કરેલું કાર્ય કોઈ કાળે, કોઈ હાલતમાં અને કોઈ કારણે કોઈનું પણ નુકસાન ન કરી શકે એટલી શ્રદ્ધા રાખવી. રસ્તા પરના ડાકના થાંભલામાં કાગળ નાખીએ છીએ તે વખતે આપણા મનમાં સંપૂર્ણ ખાતરી હોય છે કે અમુક કલાક પછી અમુક સરનામે આ કાગળ જરૂર પહોંચી જવાનો. આ ખાતરીને માટે ટપાલ ખાતાની બધી વ્યવસ્થા અને તેમાં કામ કરનાર માણસોની નામાવલિ જાણવાની જરૂર નથી હોતી. તારની અંદર તારબાબુ જ્યારે બટન દબાવે છે ત્યારે તેને ખાતરી હોય છે કે હજાર માઈલ પર તે જ ક્ષણે તેવો જ અવાજ પેદા થાય છે. તે જાણવા માટે તે વીજળીના પ્રવાહ સાથે દોડી જતો નથી. આપણે પોતે જ આપણી પોતાની શરીરરચના ક્યાં જાણીએ છીએ? છતાં આપણો વિશ્વાસ તો છે કે આપણે જે અન્ન ખાઈએ છીએ તેનું જ લોહી બની શરીરને પોષે છે. આનું જ નામ શ્રદ્ધા છે. આધ્યાત્મિક વિષયો વિશે પણ આવી જ દૃઢ શ્રદ્ધા હોય તો માણસનું જીવન સાદું, નિશ્ચિન્ત અને સુખકારક બને છે. મહાત્માજીના આત્મવિશ્વાસનું મૂળ આમાં જ છે. તેઓ સાશંક થઈ વિચાર કરવા બેસતા નથી. આજે સેવિંગ્સ બૅંકમાં રૂપિયા મૂકી આવું છું, આવતી કાલે તે મને મળશે કે નહીં, એવી શંકા કોઈ કરતું નથી. પણ આજે નિર્વૈર થઈ પ્રેમથી હું વર્તું છું એની અસર સમાજ ઉપર થશે કે નહીં એ વિશે સાશંક રહેનારાઓની સંખ્યા દુનિયામાં ઓછી નથી. દુનિયામાં બધે નાસ્તિકતા જ ફેલાયેલી છે અને તેથી માણસ હાથે કરીને દુઃખી થાય છે.

મહાત્માજીનું શૌર્ય બ્રિટિશ સલ્તનત જેવી જગદ્‌વ્યાપી સલ્તનત સામે લડવામાં નથી, પણ અંતરાત્માના અવાજ સામે અસંખ્ય લોકો પોકાર કરે તોપણ તે પોકારને કાન ન દેવાની હિંમત ધરાવવામાં છે. તેઓ નથી રાજનિષ્ઠ કે નથી રાષ્ટ્રનિષ્ઠ; નથી શાસ્ત્રનિષ્ઠ કે નથી સમાજનિષ્ઠ. તેઓ તો એક આત્મનિષ્ઠ છે. તેથી જ રાજા અને રાષ્ટ્રસમાજ અને શાસ્ત્ર તેમને વશ થઈ જાય છે. આજની દુનિયામાં આત્માર્થી માણસ કેવો હોવો જોઈએ એનું તાદૃશ ચિત્ર તેમણે દુનિયા આગળ રજૂ કર્યું છે.

तमेवैकं जानथ आत्मानं, अन्या वाचो विमुञ्चथ। अमृतस्यैष सेतुः। तमेव विदित्वाऽतिमृत्युमेति। नान्यः पन्था विद्यतेऽयनाय।

### ૪. વ્યવહારકુશળ મહાત્માજી

દુર્દૈવ છે આ દેશનું કે મહાત્માજીની વ્યવહારકુશળતા પણ સિદ્ધ કરવી પડે છે! 'મહાત્માજી આદર્શ સૃષ્ટિમાં વિહાર કરનાર એક તરંગી માણસ છે. તેઓ

અજાતશત્રુ ધર્મરાજાની પેઠે આખી દુનિયાને સજ્જન સમજે છે. પોતાના મનમાં જે કંઈ આવે છે તે પૂર્ણપણે વ્યવહાર્ય છે એમ માનવા જેટલા તરંગી છે. સજ્જનતાથી રાજનીતિના ખેલ ખેલવાની હિંમત ધરાવનારા ધર્માંધ છે. સૂતરને તાંતણે સ્વરાજ્ય મેળવવાની હિંમત રાખનાર બાઘા છે. આખા સમાજને બ્રહ્મચર્યનો ઉપદેશ કરનાર શેખચલ્લી છે. અહિંસાને ખાતર રાષ્ટ્રના સર્વસ્વને ગુમાવી બેસનાર મતાગ્રહી છે.' – આવી આવી ટીકાઓ મહાત્માજી પર કેટલીયે થઈ ચૂકી છે. છતાં આખું રાષ્ટ્ર મહાત્માજીનું જ કહ્યું માને છે; ટીકા કરનાર ડાહ્યાડમરાઓની વાતને તો કોઈ કાને પણ ધરતું નથી. આ કેવી સ્થિતિ કહેવાય? ઠગવિદ્યાથી જ દુનિયા નભી શકે છે એમ માનવામાં જો વ્યવહારકુશળતા રહેલી હોય તો બેશક મહાત્માજી વ્યવહારકુશળ નથી. વ્યક્તિગત વ્યવહારમાં જે આચરણને આપણે દુરાચરણ કહેતા હોઈએ અને જેની તરફ તિરસ્કારદૃષ્ટિથી જોતા હોઈએ તે જ આચરણ રાષ્ટ્રહિતને સારુ જરૂરી અને વાજબી છે એમ માનવું એ જો વ્યવહારકુશળતા હોય તો બેશક મહાત્માજી વ્યવહારકુશળ નથી. વિલાસમાં ડૂબેલા રાષ્ટ્રમાં બ્રહ્મચર્ય વિના શારીરિક તેમ જ માનસિક શક્તિ નથી આવી શકવાની એમ માનવું એ જો વ્યવહારકુશળતાનો અભાવ હોય તો મહાત્માજીમાં એ અભાવ જરૂર છે. સજ્જનતામાં આત્મરક્ષણનું સામર્થ્ય નથી એમ માનવામાં જો વ્યવહારકુશળતા હોય તો મહાત્માજીમાં એ વ્યવહારકુશળતા નથી. પણ મહાત્માજીની વ્યવહારકુશળતાની ચર્ચા કરતાં પહેલાં વ્યવહારકુશળતા શી વસ્તુ છે એ જોવાની જરૂર છે.

દુનિયામાં બે પ્રકારની વ્યવહારકુશળતા હોય છે – એક વીરોની અને બીજી 'ાયરોની. એક એમ માને છે કે પરિણામ ગમે તે આવે, પણ કોઈ પણ જાતનું જોખમ ન ઉઠાવવું. આવો માણસ ઝાઝો પુરુપાર્થ કર્યા વગર જે કંઈ મળી શકે છે યા ટકી શકે છે તેનાથી જ સંતોષ માની લે છે. બીજો એ વાતનો વિચાર કરે છે કે મારા પુરુપાર્થનો પૂરેપૂરો ઉપયોગ કરીને હું વધારેમાં વધારે કેટલું કમાઈ શકું અને એમ કરવામાં મારે કેટલું જોખમ ઉઠાવવું યોગ્ય છે. દરેક વ્યક્તિમાં તેમ જ સમાજમાં શક્તિ-અશક્તિ બન્ને રહેલાં હોય છે. જે માણસ કેવળ શક્તિને જુએ છે અને અશક્તિને ભૂલી જાય છે તે બાઘો છે, તે વ્યવહારકુશળ નથી. એથી ઊલટું જે માણસ અશક્તિનું જ દર્શન કરે છે અને શક્તિને ભૂલી જાય છે તે પણ કંઈ ઓછો વ્યવહારશૂન્ય નથી. તે કાયર છે. મહાભારતમાં એનું વર્ણન આમ કરવામાં આવ્યું છે: निरुत्साहं निरानन्दं निर्वीर्यमरिनन्दनम् । આજકાલ નાસ્તિકતાનો જમાનો છે તેથી આત્મબળ પર શ્રદ્ધા રાખનાર લોકોને તરંગી ગણી કાઢવામાં આવે છે. પણ જે પુરુપાર્થી છે તે જાણે છે કે જમાનો તો જેવો આપણે બનાવીશું તેવો બનશે. વ્યવહારકુશળતા જો નિરાશામાં પરિણત થતી હોય તો તે વ્યવહારકુશળતા નથી. જેની પરિણતિ ઉત્સાહમાં થાય છે તે જ વ્યવહારકુશળતા છે. વ્યવહારકુશળતા મરણની સાથે કદી લગ્ન નથી કરતી. તેને

તો જીવન જ ગમે છે, પુરુષાર્થ જ પ્રિય હોય છે.

હવે મહાત્માજીએ વ્યવહારનો કેટલો અનુભવ લીધો છે તે જોઈએ. જો વંશ-પરંપરાગત સંસ્કારમાં કશો અર્થ હોય તો એક કારભારકુશળ કાઠિયાવાડી દીવાનના તેઓ પુત્ર છે. જો તાલીમથી વ્યવહારકુશળતા આવી શકતી હોય તો વ્યાપાર-કુશળ અમદાવાદમાં મૅટ્રિક સુધી ભણ્યા પછી લૉઇડ જ્યૉર્જના દેશમાં તેમણે પોતાની તાલીમ પૂરી કરી છે. જો મહારાષ્ટ્રીઓમાં વ્યવહારકુશળતા હોય તો મહા-મતિ રાનડે અને ધારાસભાધુરીણ ગોખલેના સહવાસ અને શિષ્યત્વ દ્વારા મહા-ત્માજીએ તે પણ પ્રાપ્ત કરી છે. જો દુનિયાના કડવા અનુભવોથી માણસની વ્યવહારકુશળતા ઘડાતી હોય તો દક્ષિણ આફ્રિકામાં ગાળો અને માર ઝીલી ઝીલીને મહાત્માજી તેમાં પણ સારી પેઠે ઘડાયા છે. હું માનું છું કે વ્યવહારકુશળતા વિના કોઈ માણસ માસિક પાંચ-દસ હજારની આમદાની ન કરી શકે. વ્યવહારકુશળ અસીલો તો વ્યવહારકુશળ વકીલની પાસે જ જાય છે. વળી જો ધૂર્ત લોકોની સાથે વારંવાર પ્રસંગ પડવાથી વ્યવહારકુશળતા આવતી હોય તો જનરલ સ્મટ્સે મહાત્માજીને ખૂબ વ્યવહારકુશળતા શિખવાડી છે. જો વર્તમાન રાજનીતિમાં વ્યવહારકુશળતાનો ઉત્કર્ષ હોય તો બોઅરયુદ્ધ અને ઝુલુ યુદ્ધમાં મહાત્માજીને એનું નિરીક્ષણ કરવાનો ખૂબ અવસર મળ્યો છે. જો દેશમાં અનેક પક્ષવિપક્ષો હોવા છતાં પણ પોતાના વિચારો દેશમાં ફેલાવવામાં વ્યવહારકુશળતા હોય તો હું નથી ધારતો કે આજે વ્યવહારકુશળતામાં મહાત્માજીને આંટે એવો બીજો કોઈ પુરુષ હોય. જો સૈકાઓથી ચાલી આવતી દુશ્મનાવટ દૂર કરવામાં વ્યવહારકુશળતા હોય તો હિન્દુ અને મુસલમાન બન્ને કોમો મહાત્માજીની વ્યવહારકુશળતાની સાક્ષી પૂરશે. જો પોતાની ભૂલમાંથી પણ લાભ ઉઠાવવામાં વ્યવહારકુશળતા હોય તો તે મહાત્માજીમાં ઓછી નથી. સત્યાગ્રહ પહેલાંની રાજદ્વારી હિલચાલમાં જે અત્યાચારો થયા તેને પરિણામે હિન્દુસ્તાનને બહુ દુ:ખ વેઠવું પડેલું. એટલે સુધી કે પાંચ વર્ષ સુધી દેશનું રાજકીય જીવન મૂર્છિત દશામાં પડી રહ્યું હતું. આ વખતે જે અત્યાચાર થયા તેનું દુ:ખદ પરિણામ ઓછામાં ઓછું કરવામાં અને પ્રજાની રાષ્ટ્રીય જાગૃતિ ટકાવી રાખવામાં મહાત્માજીએ જે વ્યવહારકુશળતા બતાવી છે એ એક જ વસ્તુ વ્યવહારકુશળતાના ઇતિહાસમાં તેમનું નામ અમર કરશે. મહાસભા જેવી અંગ્રેજી ભણેલાઓની એક સંસ્થાને રાષ્ટ્રીય વિરાટ મહાસભા બનાવવામાં વ્યવહાર-કુશળતા નથી એમ કોણ કહેશે? અને જો છે તો કોઈ કહી શકે એમ છે કે એ કાર્યમાં મહાત્માજીનો ભાગ નથી? દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ, ચંપારણની લડત અને ખેડાનો સત્યાગ્રહ એનાં તો અહીં નામ માત્ર દેવાં જ બસ થશે.

અસહકારની લડતનો વિચાર કરીએ. હિન્દુમુસલમાનને એક કરવા, આખા ભારતવર્ષને ખૂણે ખૂણે ઘૂમી આવવું, હજારો જ નહીં પણ લાખો માણસોની સાથે મોઢામોઢ વાતચીત કરવી, ગરીબોની હાલત નિહાળવી, એમને સહેવાં પડતાં

દુ:ખો પોતે સહેવાં અને ત્રીસ કરોડની અફાટ વસ્તીવાળા એક મહાન રાષ્ટ્રને એક ભાવનાથી પ્રેરિત કરવું—આ કાર્ય છેલ્લાં ત્રણ હજાર વરસથી માંડીને આજ સુધી કોઈએ કરી બતાવ્યું હોય તો એ પુરુષ કદાચ મહાત્માજીની વ્યવહારકુશળતા વિશે શંકા આણવાને અધિકારી થઈ શકે ખરો. પાંચ વર્ષ પહેલાં કોઈ આવીને કહેત કે રેંટિયે કાંતેલું સૂતર હિન્દુસ્તાનને એકેએક ખૂણે મળી આવશે તો લોકોએ તેને ગાંડો ગણીને હસી કાઢ્યો હોત. આજે લાખો—અને કદાચ કરોડો—માણસો એ ખાદીને અભિમાનપૂર્વક ધારણ કરે છે. આવું પરિવર્તન કરાવવું એ વ્યવહાર-કુશળતા નથી શું? મહાત્માજીમાં જો ક્યાંયે વ્યવહારકુશળતાનો અભાવ હોય તો તે એ છે કે તેઓ નિર્ભય વીરની માફક સરકારની જેલમાં જઈ બેઠા છે, અને એમ કરીને કેટલાક ચતુરંમન્ય લોકોને તેમની વ્યવહારકુશળતા વિશે અંદેશો આણવાનો અવસર આપ્યો છે!

ભારતવર્ષમાં આજે બે વર્ગ છે: એક વર્ગ આમલોકોનો. આ વર્ગમાં રાજ-નૈતિક જ્ઞાન તો લગભગ કંઈ જ નથી, પણ તેઓ સાચી મહેનતથી અને પ્રામા-ણિકતાથી રોટલો કમાય છે અને ઈશ્વરદત્ત ભાવના અને અનુભવપ્રાપ્ત જ્ઞાન અનુસાર પોતાનો જીવનવ્યવહાર ચલાવે છે. આ વર્ગને સ્વરાજ્યની સંસ્થાઓ સોંપવામાં આવે તો એને સારા પાયા પર ચલાવવા જેટલી વ્યવહારકુશળતા એનામાં પૂરેપૂરી છે. આ વર્ગને બ્રિટિશ અમલથી દુ:ખ તો પાર વિનાનું વેઠવું પડે છે, છતાં બ્રિટિશ અમલથી જેટલો નૈતિક અધ:પાત ઈતર લોકોનો થયો છે તેટલો આ વર્ગનો થવા પામ્યો નથી. જો ધર્મબંધનો શિથિલ ન હોત, બ્રિટિશ અદાલતોએ રાષ્ટ્રની નીતિમત્તામાં બગાડો ન કર્યો હોત અને બીજા લોકોએ બુદ્ધિભેદ ન કર્યો હોત તો આ વર્ગ દુનિયાની કોઈ પણ જનતા કરતાં સ્વરાજ્યને માટે વધારે યોગ્ય રહ્યો હોત.

બીજો વર્ગ એ લોકોનો છે જેમનો સરકારી કેળવણી સાથે કંઈ સંબંધ છે યા જેના પર સરકારી કેળવણીની કંઈ અસર થઈ છે. આ વર્ગમાં એશઆરામ વધ્યાં છે; પુરુષાર્થ ઘટ્યો છે; તેજસ્વિતા એથી પણ ઓછી થઈ છે. આ વર્ગ ક્ષુદ્ર સહીસલામતીનો દાસ બની ગયો છે અને પોતાના દેશભાઈઓના વિનાશથી મળતા લાભથી પેટ ભરવાને તત્પર છે. આ વર્ગની રાજનીતિ આજ સુધી અશ્રાદ્ધાયુક્ત અને તેજસ્વિતાહીન રહેલી છે. પહેલા વર્ગની અશક્તિનું કારણ અજ્ઞાન છે, વ્યવસ્થાનો અભાવ છે. આ અશક્તિ સહેલાઈથી દૂર થઈ શકે એમ છે. બીજા વર્ગની દુર્બળતાનું કારણ બુદ્ધિભેદ, અશ્રાદ્ધા અને સંકલ્પસામર્થ્યનો અભાવ છે. બ્રિટિશ રાજ્યને ટકાવી રાખનાર આ જ લોકો છે. એમના મનમાં સરકારનો દોષ ગમે તેટલો ભર્યો હોય છતાં આજીવિકાને ખાતર અને બુદ્ધિ-ભ્રંશને કારણે તેઓ સરકાર સાથે પૂરેપૂરો સહકાર કર્યા કરે છે. સરકારને પ્રેમની ગરજ નથી, સહકારની ગરજ છે. સરકાર તમારા દ્વેષથી નથી ડરતી, તમારા

અસહકારથી જ ડરે છે. આ મનોદશા પરખીને સરકારને મળતો સહકાર બંધ કરી દેવામાં જ પૂરેપૂરી વ્યવહારકુશળતા છે. એ જ મહાત્માજીની વ્યવહારકુશળતા છે, રાજનીતિ છે અને રાજનીતિજ્ઞતા છે. એ વ્યવહારકુશળતા તેજસ્વિતાયુક્ત છે. તેજસ્વિતાહીન વ્યવહારકુશળતા તો નરી કાયરતા છે.

### ૫. સત્ય – રાજનીતિનો જન્મ

દરેક મૌલિક કલ્પના સમ્રાટ જેવી હોય છે. તે એકલી ક્યાંયે જતી નથી. પોતાના સામન્તપરિવારને સાથે લઈને જ જાય છે. અને જ્યારે જાય છે ત્યારે દિગ્વિજયને માટે જ જાય છે. દુનિયામાં બીજી જેટલી કલ્પનાઓ હોય તેમણે કાં તો એને શરણ જવું જોઈએ કાં તો એની સાથે જીવસટોસટનું યુદ્ધ કરવું જોઈએ.

દરેક કલ્પનામાં સમસ્ત વિશ્વ પ્રતિબિંબિત થયેલું હોય છે. કોઈએ કંઈ નવી કલ્પના કાઢી તો તેણે એ કલ્પનાને પોતાના જીવનના પ્રત્યેક અંગમાં, સામાજિક જીવનના એકેએક વિભાગમાં ઘટાવી બતાવવી જોઈએ. એક નવી કલ્પના આવે છે એટલે પછી તેને અનુસરીને ધર્મમાં પરિવર્તન થાય છે, સામાજિક જીવનમાં પરિવર્તન થાય છે અને કૌટુંબિક જીવનમાં પણ ક્રાન્તિ થાય છે. તેનું સ્વતન્ત્ર અર્થશાસ્ત્ર નિર્માણ થાય છે. કળાનો આદર્શ બદલાઈ જાય છે, મનુષ્યનો પરસ્પરનો વ્યવહાર નવું સ્વરૂપ ગ્રહણ કરે છે, પુરુષાર્થોનું સાપેક્ષ મૂલ્ય ફરી જાય છે, ઉન્નતિ-અવનતિની દિશા બદલાતી જાય છે અને આખું વિશ્વ નવો જન્મ ધારણ કરે છે.

દુનિયામાં સત્યનો પ્રાદુર્ભાવ મનુષ્યહૃદયની સાથે જ થયો છે; અહિંસાનો અવતાર પાછળથી થયો છે. છતાં એ બેનો આજ સુધી એકબીજા સાથે પરિચય નહોતો થયો. સાચું જોઈએ તો બન્ને એક જ સનાતન તત્ત્વની બે વિભૂતિઓ છે. છતાં આજ સુધી બન્ને એકબીજાથી વિમુખ જ રહ્યાં હતાં. હવે આજે એ મુહૂર્ત આવ્યું છે જ્યારે એ બેનો વિવાહ મનુષ્યના હૃદયમન્દિરમાં અવશ્ય થવો જોઈએ. આવા 'સાવધાન'નો મન્ત્રોચ્ચાર કરી દીધો છે. ફક્ત અન્તર્પટ ખોલવાની જ વાર છે. આ મંગલ વિવાહ નવી સૃષ્ટિને જન્મ આપવાનો છે.

સાચું પૂછો તો વિવાહ થઈ ચૂકયો છે અને નવી સૃષ્ટિ રચાઈ રહી છે. માત્ર એના ઉત્સવની જ વાર છે. લોકો પૂછે છે, આ દંપતીની રાજનીતિ નામની કન્યાનું રૂપ કેવું હશે? જેમણે મંદિરમાં પ્રવેશ કરીને કન્યાનું દર્શન કર્યું છે તેઓ હર્ષપુલકિત થઈને કહે છે, આ દિવ્ય કન્યા જગતનો ઉદ્ધાર કરશે. તે શાન્ત છે, તે જગદ્ધાત્રી છે, તે દયામણી છે, તે વિશ્વંભરા છે. ક્ષમા, સરલા, અકુટિલા, ધૈર્યવતી એ પણ તેનાં નામ છે. તેની આંખોમાં પ્રસાદ છે. હૃદયમાં કારુણ્ય છે. તેનું વદનકમળ પુંડરીકના જેવું સ્વચ્છ શુભ્ર છે. તે ગજગામિની છે. જ્યાં તે જાય છે ત્યાં વૃક્ષ અને વનસ્પતિ પ્રફુલ્લિત થાય છે. નદીઓ સ્વચ્છસ્રોતસ્વિની થાય છે, મનુષ્ય પોતાના રાગદ્વેષ ભૂલી જાય છે અને ઈશ્વરનો અશીર્વાદ તેના માર્ગમાં નિરંતર વરસતો રહે છે.

*

રાજનીતિનો લોકો કંઈક વિચિત્ર જ અર્થ કરે છે. તેઓ કહે છે, રાજનીતિ એટલે કૂડકપટ; રાજનીતિ એટલે ઠગવિદ્યા; રાજનીતિ એટલે પોતે ઓછામાં ઓછું જોખમ ઉઠાવીને બીજાને હરાવવાની રીત. રાજનીતિ એટલે બહારથી સજ્જનતા દેખાડીને પોતાનો સ્વાર્થ સાધી લેવાની કળા; રાજનીતિ એટલે સામાની આંખમાં ધૂળ નાખવાની આવડત. લોકો માને છે કે આ રીતે આપણે પોતાનું હમેશનું કલ્યાણ સાધીએ છીએ. પણ તેમને ગમ નથી હોતી કે આખી મનુષ્યજાતિ એક જ જહાજમાં બેઠી છે. એકને ડુબાવવા માટે વહાણમાં કાણું પાડવામાં આવશે તો સૌને સાથે જલસમાધિ લેવાનો વખત આવશે. ટૂંકી નજરનો માણસ કહે છે, અંતિમ કલ્યાણની મને પરવા નથી. કલ્યાણ સુધી અમે પહોંચી પણ શકતા નથી. અમને લાભ થાય, અમારો અર્થ સરે એટલું જ અમે માગીએ છીએ. આવા લોકોને વ્યાસજી કહે છે :

ऊर्ध्वबाहुर्विरोम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ।।

જેનાથી સમાજનું કલ્યાણ થાય તે નીતિ છે. જેનાથી ધર્મની રક્ષા થાય તે નીતિ છે. જેમાં કોઈને નાહક દુઃખ ન સોસવું પડે, કોઈના દાસ ન બની રહેવું પડે, ગરીબોની હાય વાતાવરણને અપવિત્ર ન કરે એ નીતિ છે. રાજનીતિ વ્યક્તિગત નીતિથી ખરાબ તો ન જ હોવી જોઈએ. પણ એ લોકો સત્યના માર્ગ પર પોતાને સુરક્ષિત માનતા નથી, ક્ષમાનો આશ્રય લેવામાં પોતાનું કલ્યાણ જોતા નથી. તેથી રાજનીતિને તેઓ વિકૃત કહે છે. રાજનીતિમાં કુશળતા જરૂર જોઈએ, પણ કુટિલતાની જરૂર નથી.

*

અહિંસા જેનો આદર્શ છે અને સત્ય જેનું વ્રત છે તેની રાજનીતિ એના જેવી હોય. ગાંધીજીની રાજનીતિમાં જો કંઈ ખાસ વિશેષતા હોય તો તે એ છે કે તેઓ પોતાની સામે વિરોધને ઊભો જ રહેવા દેતા નથી. બનતાં સુધી તેઓ વિરોધીઓ પાસેથી તેમની વિરોધવૃત્તિ છીનવી લે છે. જેની સાથે તેમનો વિરોધ હોય તેની સાથે તેઓ ઘટે તે કરતાં પણ વધુ પક્ષપાત પહેલેથી જ બતાવી દે છે. પોતાના વિરોધીઓને પોતાના જ જેવા સજ્જન અને બહાદુર માની લે છે અને તેમની સાથે ધર્મયુદ્ધ કરે છે. દરેક માણસનું હૃદય સ્વાર્થ, અભિમાન, ઈર્ષ્યા, અસૂયાથી ભરપૂર હોય છે; બિચારી ધર્મબુદ્ધિ એક ખૂણામાં દબાઈ રહે છે. મહાત્માજી પોતાની ઉદારતાથી એ ધર્મબુદ્ધિને જાગ્રત કરે છે અને પછી વિરોધીઓના ઘરમાં પણ સ્વાર્થ, ક્રોધ આદિ રિપુઓ અને ધર્મબુદ્ધિ વચ્ચે સંગ્રામ શરૂ થાય છે. યુદ્ધશાસ્ત્રવિશારદો કહે છે કે યુદ્ધનું ક્ષેત્ર આપણા ઘરમાં કદી ન હોવું જોઈએ, રણસ્તંભ તો વિરોધીઓના ક્ષેત્રમાં જ રોપાવો જોઈએ. ગાંધીજીએ આ નિયમનું સંપૂર્ણ પાલન કર્યું છે. દુઃખની વાત છે કે આજકાલ આપણા કેટલાયે

દેશભાઈઓ ઘરમાં જ વાગ્યુદ્ધ મચાવી રહ્યા છે. ધર્મ અને અધર્મ વચ્ચે જ્યારે યુદ્ધ મચે છે ત્યારે ધર્મનો જ જય થાય છે એ વાત પર એમને પૂરી શ્રદ્ધા બેઠી જ નથી.

*

ગાંધીજી માને છે કે સાચી રાષ્ટ્રશક્તિ લોકહૃદયમાં છે, કેળવાયેલા લોકોની વાદકુશળતામાં નથી. તેથી જ તેઓ હમેશાં આમવર્ગમાં નવજીવનનો સંચાર કરવાનો પ્રયત્ન કરે છે. પરતંત્રતાની બેડીઓમાં જેઓ ખૂબ સખત જકડાઈ ગયા છે તેમની પાસેથી તેઓ વધારે ત્યાગની આશા રાખે છે; અને હમેશાં એ વાતની કાળજી રાખે છે કે આપણી તરફથી કોઈને પણ અન્યાય ન થાય. શુદ્ધ દૃષ્ટિએ જોતાં જણાશે કે મહાત્માજીની રાજનીતિમાં કુશળતા છે, કુટિલતા નથી.

## ૬. જેલમાં ગાંધીજી

બાંધી મૂઠીમાં લાખ છે કે ખાખ છે એ જાણવાની જિજ્ઞાસા માણસને બહુ હોય છે. જેલ વિશે પણ તેમ જ. જેલની ભીંતોની પછવાડે અમુક જાતના પુરુષાર્થી લોકો અને તેમને સાચવનાર કેટલાક અમલદારો એટલા જ જઈ શકે છે એ ખ્યાલથી જ હજારો લોક જેલની અંદર શું હશે એ જાણવા ઈંતેજાર થાય છે. જેઓએ મહાત્માજીને હજાર વાર જોયા હશે અને મહાત્માજી આશ્રમમાં આવીને રહ્યા હોય ત્યારે પણ તેમને મળવાની જેમને જરૂર ન ભાસે તેવાઓ પણ ગાંધીજી જેલમાં કેવી રીતે રહેતા હશે તેનો વિચાર કરવામાં કલાકના કલાક ગાળી નાખે છે.

*

તેમાં વળી પ્રજાહૃદયમાં ગાંધીજીને સજા થવાની આશંકા ભારે; છડેચોક તેઓ રાજદ્રોહ કરતા આવ્યા છે એટલે સજા થાય તો કેટલી થાય એની કલ્પનાઓ પણ ઘેરેઘેર ચાલુ; અને તેથી મહાત્માજીનાં દર્શન થઈ શકે તો બહુ સારું એવું જ નવરા, ઉદ્યોગી દરેકને થઈ જાય છે.

*

ઠીક થયું કે ગુરુવાર પહેલાં જ હું મહાત્માજીને મળી આવ્યો. હું કંઈ ખાલી કુતૂહલને ખાતર તેમને જોવા ગયો ન હતો. મારે તો તેમને કામસર મળવું હતું. કેટલીક બાબતમાં તેમના હુકમ મેળવવા હતા. આ પહેલાં કોઈ કાળે જેલમાં ગયેલો નહીં તેથી જેલમાં કેમ જવાતું હશે તેની ખબર ન મળે! હા, કંઈક ગુનો કરીને જાત તો સહેલાઈથી જેલમાં પ્રવેશ થઈ શકત. પણ તે રીતે કંઈ મહાત્માજીને થોડું જ મળી શકાત? હું જેલના દરવાજા આગળ જઈ પહોંચ્યો. બહાર સંત્રીઓ પહેરો ભરતા હતા. એક ઝાડ નીચે તોપના જેવા ગોળા ગોઠવેલા પડયા હતા. કેટલાક સિપાઈઓ બીજા સિપાઈઓને અને કેદીઓને ગણી ગણીને બહાર કાઢતા અને કેટલાકને ગણી ગણીને અંદર દાખલ કરતા. એક દરવાજો ને તેની અંદર બીજો એમ બે દરવાજા છે. બન્ને દરવાજા એકીસાથે એક જ ક્ષણે

ખુલ્લા ન રહે તેની ખાસ કાળજી લેવાતી મેં જોઈ. મેં બહાર રહ્યા દરવાજાની જાળીમાંથી અંદરના સિપાઈને કહ્યું, મારે કામસર મહાત્માજીને મળવું છે. પણ તે શાનો મને દાદ દે? એટલામાં મને અંગ્રેજી રિવાજ સૂઝ્યો. ખીસામાંથી કાગળ પેન્સિલ કાઢી મારું નામ અને કામનું સ્વરૂપ લખી તે ચિઠ્ઠી અંદર જેલરને પહોંચતી કરાવી. પછી તેમણે તે મહાત્માજી પાસે મોકલી કે તેમના સુપરિન્ટેન્ડેન્ટ પાસે તે હું જાણતો નથી. વખતસર એટલે — કે ઘણા વખત પછી મને અંદર જવાની રજા મળી.

*

બહારના દરવાજાની બારી ખૂલી. હું ટપીને અંદર પેઠો કે તરત જ પેલા પોલીસે તાળું મારી દીધું. બે બારણાં વચ્ચે હું સપડાયો! જરા ગભરાયો! મારે ત્યાં નામ નોંધાવવું પડ્યું. ત્યાર પછી બીજી બારી ઊઘડી. આ બારીને બે આંખો રાખેલી હોય છે. તેમાંથી જ અંદરનું જોઈ શકાય. હું અંદર ગયો અને બહુ ખુશી થયો. શી ત્યાંની સ્વચ્છતા! એક રસ્તો સીધો સામો જતો હતો ને તેની બન્ને બાજુએ ઝાડની હારો હતી. પણ તે રસ્તે મારે જવાનું ન હતું. મારી સાથે જેલનો એક માણસ હતો તે મને ડાબી તરફ લઈ ગયો. એ રસ્તાના લગભગ છેડા સુધી ગયો એટલે ત્યાં એક ફળિયું આવ્યું. ફાંસીના કેદીઓને આ ફળિયામાં રાખે છે. પણ એ તો મને પાછળથી ખબર પડી. આ જ ફળિયામાં મને તે પુરુષસિંહનાં દર્શન થયાં.

*

કેટલીક હારબંધ ઓરડીઓ, તેનો એક પહોળો ઓટલો, પછી આંગણું અને આંગણાને એક છેડે બે સાફ જાજરૂ. આંગણામાં ત્રણચાર નાનાં નાનાં ઝાડ ઊગ્યાં છે અને લીમડાનું એક ઠીકઠીક મોટું ઝાડ પણ છે. મહાત્માજી ઓટલા ઉપર એક જેલની કાળી કામળી પાથરી તેની ઉપર બિરાજેલા હતા. પાછળ બે તકિયા પડેલા હતા, પણ તેનો ઉપયોગ ભાગ્યે જ થતો હશે. મહાત્માજી કંઈક લખી રહ્યા હતા. પાસે જ 'આશ્રમ ભજનાવલિ'નું નાનું સરખું પુસ્તક, કુરાનનો અંગ્રેજી તરજુમો અને ઈશુ ખ્રિસ્તના ગિરિપ્રવચનની એક સુન્દર આવૃત્તિ પડેલાં હતાં. સર્મનની આ ચોપડી અમેરિકાની કેટલીક બાઈઓએ મહાત્માજીને ભેટ મોકલેલી.

હું જઈને પગે લાગ્યો. ગાંધીજી હસ્યા ને કહ્યું, 'તમે ભલે આવ્યા, મારે તમને કેટલીક વાતો કહેવી હતી.' ભાઈ શંકરલાલ પાસેની ઓરડીમાં કંઈક કામ કરતા બેઠા હતા. તેમને પણ મેં નમસ્કાર કર્યા. તેઓ પણ ખુશમિજાજ દેખાતા હતા. તેમની સાથે ઝાઝી વાતચીત ન થઈ. મહાત્માજી જોડેનું મારું કામ બહુ ન હતું, પણ ત્યાં બીજા મળવા આવેલા કેટલાક બેઠા હતા એટલે મારે રાહ જોતાં વધારે વાર બેસી રહેવું પડ્યું.

એટલામાં જેલર સાહેબે (તેઓ અહીં આવી એક ખુરશી પર બેઠા હતા.) તેમને તેમનો વખત થઈ રહ્યાની સૂચના આપી અને તેમને બહાર લઈ ગયા. હવે મારો વાત કરવાનો વારો આવ્યો. મેં મારું કામ શરૂ કર્યું એટલામાં સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ (તેઓ એક ભલા પારસી સદ્‌ગૃહસ્થ છે.) અબ્બાસ તૈયબજી સાહેબને લઈ આવ્યા. અબ્બાસ સાહેબ મહાત્માજીના નાનપણના દોસ્તદાર હોવા જોઈએ. તેમણે વિનોદપૂર્વક એકબીજાનું સ્વાગત કર્યું, બાથમાં લઈને ભેટયા ને પેટ ભરીને વાતો કરી. મારું કામ તો રહી જ ગયું. મને તેમાં ખોટું તો શું લાગે? પણ મારો વખત થઈ રહ્યે મને કાઢી મૂકશે એ જ બીક મનમાં હતી. અબ્બાસ સાહેબ બોરસદનાં વખાણ કરતા હતા, બારડોલીના ઠરાવની અસર કેવી થઈ છે તેનું વર્ણન કરતા હતા. મહાત્માજીએ કંઈક અનુસંધાનમાં કહ્યું, 'હું ફક્ત શાન્તિ જાળવવાનું જ કામ કરતો હતો એવે વખતે હું પકડાયો છું એનો મને હર્ષ થાય છે. નિર્દોષમાં નિર્દોષ રહીને પકડાવું એ કંઈ નાનીસૂની વાત નથી.'

*

હું અધીરો થયો હતો. મહાત્માજીના દરબારમાં બીજા પણ અરજદાર મારી પેઠે આવી બેઠા જ હતા. અમારી એકબીજા સાથે હરીફાઈ હોય તેમ અમે એકબીજા સામે જોયા કરતા હતા. એક જણ જેટલો વધારે વખત લે તેટલો બીજાનો વખત ગયો. મહાત્માજીનો વાક્‌પ્રવાહ ચાલતો હતો જ: હિન્દુમુસલમાનની એકતા વગર સ્વરાજ્ય સંભવતું નથી અને અહિંસા વગર તે એકતા ટકવી મુશ્કેલ છે. પરસ્પર વિશ્વાસ રાખીએ, એકબીજાનું સાંખીએ, ત્યારે જ સ્વરાજ્યનું વાતાવરણ સંભવે. આ વાતાવરણ રેંટિયાથી જ પેદા થઈ શકે, રેંટિયાથી જ તે દૃઢ થઈ શકે. દેશને મારો એક જ સંદેશો છે—શાન્તિ રાખો અને રેંટિયો ચલાવો. વ્યાવહારિક દૃષ્ટિએ અહિંસા કે શાન્તિનો સ્વીકાર કરો તોયે મન-વાણી-કર્મથી તેનું પૂરેપૂરું પાલન કરો.

પછી 'યંગ ઈન્ડિયા' ને 'નવજીવન'ની વાતો ચાલી. અંત્યજોનો સવાલ નીકળ્યો. રાષ્ટ્રીય શિક્ષણ અને પાઠ્યપુસ્તકો વિશે વાતચીત થઈ. પણ મહત્ત્વનું સ્થાન તો ખાદીએ જ લીધું હતું.

*

મહાત્માજીના આસન આગળ એક રેંટિયો પડયો હતો. તેની ફાળકી ઉપર ખૂબ સૂતર ચડેલું હતું. ભાઈ શંકરલાલ બૅંકરનો રેંટિયો બીજી બાજુએ પડયો હતો. મહાત્માજીએ પાણી માગ્યું અને શંકરલાલે જેલના ટિનના ટંબલરમાં લાવી આપ્યું. આવા વાસણમાં મહાત્માજીને પાણી પીતા જોઈ મારી આંખો જરાક ભીની થઈ, મન કંઈક ઉદાસ થયું. બીજી જ ક્ષણે એ વિચારો મેં મારી નાખ્યા. મેં મનને કહ્યું, મહાત્માજીએ આ બધું માગી લીધું છે. એનો અનુભવ લેતાં મહાત્માજીને દુ:ખ લેશમાત્ર નથી થતું; તને જોવામાં જ આવડું દુ:ખ શા સારુ?

મન અંદરથી બોલ્યું : 'મનમોહન. મન રૂકત ન રોકયો.'

*

જેલર સાહેબ મારી તરફ જોવા લાગ્યા. હું સમજી ગયો. મહાત્માજીને પ્રણામ કરી પાછો ફર્યો. એક પોલીસ દરવાજા સુધી મને પહોંચાડી ગયો. બે બારીઓની કવાયત ફરી ભજવાઈ અને હું બહાર નીકળ્યો. મનમાં વિચાર આવ્યો, આવી વિભૂતિઓને મન જેલ શું ને મહેલ શું? જ્યાં બેઠા ત્યાં જ રાજા.

## ૭. બહેનોના બાપુ

આશ્રમજીવન વિશે ચર્ચા કરતાં એક વાર મેં પૂ. બાપુજીને કહેલું કે "આશ્રમમાં જેટલા પુરુષો આવ્યા છે તે બધા આપની પ્રવૃત્તિથી આકર્ષાઈને આવ્યા છે. રાષ્ટ્રસેવા એ તો બધાનો આદર્શ છે જ; તેમાંના કેટલાકનું આકર્ષણ રાજદ્વારી સ્વરાજ માટેનું છે, કેટલાક લોકો હિંદુ ધર્મની પુનર્જાગૃતિ આપની મારફતે થશે એમ જોઈને આવ્યા છે, કેટલાકને એટલું જ આકર્ષણ છે કે આપની દ્વારા અહિંસા જીવતી અને પ્રભાવિત થવા લાગી છે, કેટલાકનું અસ્પૃશ્યતાનિવારણ એ જ મુખ્ય આકર્ષણ છે, જ્યારે અમારામાંના કેટલાક રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ કરવા માટે આ ઉત્તમ સ્થાન છે એમ સમજીને આવ્યા છીએ. પણ આશ્રમની સ્ત્રીઓ તો આશ્રમના આદર્શ જોઈને આવી છે એમ ન કહેવાય. ગંગાબહેન જેવી એકબે બહેનોના અપવાદ છોડી દઈએ તો બાકીની બધી બહેનો પોતાના પતિ, પિતા કે ભાઈ—એવા જ કોકની પાછળ પાછળ આવી છે. આશ્રમજીવન એમને પરાણે સ્વીકારવું પડ્યું છે એ દેખીતી વાત છે. કેટલીક બહેનોના મનમાં આશ્રમના આદર્શો વિશે વિરોધ નહીં તો અણગમો છે. બ્રહ્મચર્યના આદર્શની જ વાત હું નથી કરતો પણ કૌટુંબિક જીવનને ગૌણ કરી સામાજિક જીવન કેળવવા માગીએ છીએ એ કેટલાંકને રુચતું નથી. આપણાં લક્ષ્મીબહેન ગાંધર્વ મહાવિદ્યાલયના સામાજિક જીવનથી ટેવાયેલાં હોઈ એમનામાં અમુક બાહોશી આવેલી છે. પણ સામાજિક જીવનની ધગશ જેમનામાં છે તેવાઓને જ બધો ભાર ઉઠાવવો પડે છે એ જોઈને એ આદર્શ પ્રત્યે એમનો પણ સમભાવ રહ્યો નથી. આપણા ખોરાકના નિયમો પણ બહેનોને અકળાવે છે.

"બીજી વાત એ છે કે રોજ થોડી થોડી ચર્ચા કરી સ્ત્રીઓને બધું સમજાવવાની ધીરજ પણ પુરુષવર્ગમાં ઓછી છે. જેમતેમ નભાવી લેવું—એવું જ વાતાવરણ ઘણે ભાગે દેખાય છે. પરિણામે સ્ત્રીવર્ગ આશ્રમજીવનને પરિપુષ્ટ કરવાને બદલે શિથિલ કરવાને મથતો હોય એવું લાગે છે. અને એ રીતે આપણો બોજો વધતો જાય છે. આનો ઉપાય આપ જ કરી શકો એમ છો."

આના ઉપર ઘણી ચર્ચા ચાલી અને નક્કી કરવામાં આવ્યું કે બાપુજીએ જ સ્ત્રીઓનો એક વર્ગ ચલાવવો જોઈએ. બાપુજીએ એમાં એક કીમતી ઉમેરો કર્યો. એમણે સ્ત્રીઓ માટે એક સ્વતંત્ર પ્રાર્થના શરૂ કરી. એના બધા શ્લોકો જાતે જ

પસંદ કર્યા અને સ્ત્રીવર્ગ માટે વખત કાઢી એમાં પોતાનો આત્મા રેડયો.

આ બધાની અદ્‌ભુત અસર થઈ. સ્ત્રીઓમાં એક નવી જાગૃતિ આવી. એમના સવાલોની ચર્ચા થવા લાગી. આશ્રમવાસીઓને એમની મુશ્કેલીઓનું વધારે સ્પષ્ટ ભાન થયું. અનેક ખાસ વર્ગો ચાલ્યા, અને જાતજાતના પ્રશ્નો ઉકેલ માટે ઊભા થયા. પછી તો પૂ. બાપુજીએ લગભગ ક્ષેત્રસંન્યાસ લઈ આશ્રમમાં જ એક વરસ ગાળવાનો નિશ્ચય કર્યો. અનેક પ્રવચનો આપ્યાં. વરસ પૂરું થયા પછી બાપુજીએ દક્ષિણની યાત્રા શરૂ કરી. ગુજરાતના રેલસંકટના એ દિવસો હતા. ત્યાર પછી મદ્રાસની મહાસભા થઈ. બાપુજી કૉંગ્રેસના રાજકારણમાંથી નિવૃત્ત થયા હતા. અને એમણે રાજગોપાલાચારીને એમના ખાદીકામમાં મદદ કરવા માટે દક્ષિણમાં પ્રવાસ કર્યો. એ જ કાર્યને અંગે એમણે લંકા-સિલોનની પણ યાત્રા કરી. ઓરિસામાં પણ ગયા. ગૌહાટી કૉંગ્રેસ પછી એમણે ફરી રાજકારણમાં પ્રવેશ કર્યો. અને સ્વરાજ્ય પક્ષને સલાહ-સૂચના આપવાનું માથે લીધું.

સન ૧૯૨૭, '૨૮, '૨૯ — એ ત્રણ વરસ દરમ્યાન પૂ. બાપુજીએ, બહેનો ઉપર કાગળો લખીને, સ્ત્રીમંડળનું પોતે જમાવેલું વાતાવરણ જાગ્રત રાખવાનો પ્રયત્ન કરેલો. સ્ત્રીઓ આગળ કોઈ રચનાત્મક પ્રવૃત્તિની સૂચના તેઓ મૂકે, બહેનો તે વધાવી લે તો એને ઉત્તેજન આપે. તેઓ ગભરાય કે વહેમાય કે તરત પોતાની સૂચના ખેંચી લઈ અથવા મોળી કરી એમને અભયદાન આપે, અને એ વિચારને બીજી રીતે વાળીને ફરી એમની આગળ વધારે સફળતાથી મૂકે. મુસાફરી દરમ્યાન સ્ત્રીજાગૃતિના જે જે દાખલાઓ પોતાની આગળ આવ્યા હોય તેને વિશે બહેનોને લખીને એમને પ્રોત્સાહન આપે. આમ અનેક રીતે પ્રયત્ન કરી બાપુજીએ આશ્રમમાં સ્ત્રીજાગૃતિનું વાતાવરણ જમાવ્યું. એનાં મીઠાં ફળ પણ તરત જોવાને મળ્યાં.

જ્યારે ગાંધીજીએ દાંડીકૂચ શરૂ કરી ત્યારે આશ્રમના ઘણા પુરુષો અને જુવાનો એમની ટુકડીમાં શામિલ થયા અને આશ્રમનાં તમામ ખાતાંઓનો ભાર આશ્રમની બહેનોએ પોતાને માથે લીધો.

આશ્રમ બહારની બહેનોએ પણ, એ દિવસોમાં ભારે કામ કરી બતાવ્યું. તેમાંયે દારૂબંધીને માટે પીઠાં પર ચોકી ભરવાનું કામ, પીઠાંવાળાને સમજાવવાનું કામ અને દારૂ પીનાર લોકોના ઘરમાં જઈ સ્ત્રીપુરુષોને દારૂ સામે કમર કસવા પ્રેરવાનું કામ બહેનોએ અદ્‌ભુત રીતે કર્યું. એ દિવસોની દેશજાગૃતિ અને ખાસ કરીને સ્ત્રીજાગૃતિનું સ્મરણ કરતાં આજે પણ મન આશ્ચર્યચકિત થાય છે અને બોલી ઊઠે છે કે 'ખરેખર એ ભારેલો જમાનો હતો.' એ દિવસોમાં માણસે પોતાની શક્તિ કરતાંયે જાણે વધારે કામ કરી બતાવ્યું હતું એ વિશે શંકા નથી.

૨

સન ૧૯૨૬ની સાલમાં બાપુજીએ સ્ત્રીવર્ગ આગળ જે પ્રવચનો આપ્યાં હતાં તેની નોંધ, સદ્‌ભાગ્યે, ચિ. મણિબહેન પટેલે તે વખતે લખી રાખી હતી. બાપુજીના

કાગળો જેમ એમના જ શબ્દોમાં આપણી આગળ છે તેમ આ નોંધો વિશે ન કહી શકાય. પણ મણિબહેનની ચીવટ, ખંત અને નિષ્ઠાનો અનુભવ મને છે અને એ નોંધો વાંચતાં ખાતરી થાય છે કે જેટલું છે તે બધું પ્રામાણિક છે એટલું જ નહીં પણ લગભગ બાપુજીના જ શબ્દોમાં છે. નોંધો લખતી વખતે કેટલાક મુદ્દાઓ રહી જાય એ અપરિહાર્ય છે. પણ જેટલા નોંધાયા છે, તે યથાતથ હોઈ કીમતી છે.

બાપુજીના કાગળમાં ત્રણ વસ્તુનો સતત આગ્રહ દેખાય છે :

(૧) સામાજિક જીવનનું મહત્ત્વ બહેનોના મન ઉપર ઠસાવવું અને એ સામાજિક જીવન જાગૃત થઈને દૃઢ થાય એને માટે જાતજાતના ઉપાયો યોજવા.

(૨) 'કેળવણી એટલે અક્ષરજ્ઞાન' એ વહેમને તોડીને 'કેળવણી એટલે ચારિત્ર્યનું ઘડતર અને જીવનની દૃષ્ટિએ જરૂરી એવું પાવરધાપણું' એ નવો વિચાર બધા પાસે માન્ય કરાવવો.

(૩) આપણે સમાજ ઉપર અને તેમાંયે દબાયેલા વર્ગ ઉપર ભારરૂપ ન થઈએ અને આપણા જીવનમાં એક યા બીજી રીતે પાપ પ્રવેશ ન કરે એટલા માટે શરીરશ્રમ, ઉદ્યોગપરાયણતા, સાદાઈ અને સંયમ પ્રત્યે નિષ્ઠા કેળવી એનું જ વાતાવરણ જમાવવું.

આ ત્રણ આગ્રહ સાથે તંબૂરાના સૂરની પેઠે સ્ત્રીસ્વાતંત્ર્યની વાત આ કાગળોમાં અખંડ આવે જ છે. સ્ત્રી ખરેખર અબળા નથી; પુરુષોની આશ્રિત થવાનું તેને કશું કારણ નથી; સમાજની આગેવાની પુરુષોના હાથમાં રહે એ પણ કાંઈ સનાતન નિયમ નથી; સ્ત્રી પોતાનું જીવન પોતાની સ્વતંત્ર ઇચ્છા મુજબ ઘડી અને કેળવી શકે છે અને એ રીતે જ માનવપ્રગતિમાં પોતાનો ફાળો આપી શકે છે; એ જાતની શિખામણ, બહેનોની શક્તિ પ્રમાણે એમને આપતાં બાપુજી થાકતા જ નથી.

આશ્રમમાં કોક કોક વાર ચોરો આવતા એ પ્રસંગનો લાભ લઈ, બાપુજીએ પ્રશ્ન છેડયો કે ચોરો આવે ત્યારે બહેનો શું કરે? આશ્રમમાં જો પુરુષો ન જ હોય તો બહેનો પોતાનું રક્ષણ કરે કે નહીં?

એ ચર્ચા વખતના બહેનોના બાપુજી પર લખેલા કાગળો આજે આપણી પાસે હોત તો તે એક કીમતી મસાલો નીવડત. અત્યારે બાપુજીના જવાબો ઉપરથી બહેનોના કાગળોમાં શું હશે એની ફક્ત કલ્પના જ કરી શકાય.

પુરુષે સ્ત્રીજાતિને પરાધીન બનાવી. પોતાની ભોગલાલસાને પ્રધાનપદ આપી એણે સ્ત્રીઓનું જીવન એકાંગી, પરાધીન અને કૃત્રિમ બનાવ્યું. પુરુષની અદેખાઈ અને સ્વામિત્વબુદ્ધિને કારણે જ સ્ત્રીજાતિ અબળા, અસહાય અને અનાથ ગણાઈ. એ બધું ધ્યાનમાં લેતાં સ્ત્રીરક્ષાની છેલ્લી જવાબદારી પુરુષોની જ છે; અને આશ્રમમાં એક પણ પુરુષ હોય ત્યાં સુધી સ્ત્રીની રક્ષા કરતાં કરતાં મરી ફીટવું

એ એનો ધર્મ છે એ સ્વીકારતાં છતાં બાપુજી ફરી કહે છે કે અત્યારે ભલે તમે પોતાની મેળે અને પોતાની ઢબે પોતાની રક્ષા ન કરી શકો. પણ એ શક્તિ તમારે ધીરે ધીરે કેળવવાની તો છે જ.

ઉજળિયાત કોમો અને શ્રમજીવી કોમો વચ્ચે જે ભેદ છે તે ફક્ત ભણેલા લોકોમાં જ છે કે પુરુષોમાં જ છે એમ નથી. સ્ત્રીઓમાં પણ એ એટલો જ મજબૂત રીતે ઘર કરી બેઠો છે, એ જાણી બાપુજી આ પત્રોમાં બહેનોને મજૂરણો સાથે 'સગાઈની ગાંઠ' બાંધવા પ્રેરે છે.

આશ્રમની બહેનોમાં કેટલીક સાવ બાળા જેવી હતી, કેટલીક અભણ વૃદ્ધા જેવી હતી; કેટલીક અનુભવી, કેટલીક બિનઅનુભવી; કેટલીક શહેરી વાતાવરણમાંથી આવેલી, જ્યારે કેટલીક ગામડાંમાંથી સીધી આશ્રમમાં પહોંચેલી; અને એ બધી એક જ પ્રાંતની હતી એમ પણ નહીં. આટલી બધી વિવિધતા જ્યાં હોય ત્યાં એક પણ સૂચના કરતાં દસ વાર વિચાર કરવો પડે. એટલે આ કાગળોમાં ગાંધીજીએ ઘણી જ સાવચેતીથી પોતાની સૂચનાઓ મૂકી છે. જેટલું ગળે ઊતરે, સર્વાનુમતે કરવાનું નક્કી થાય તેટલું જ કરજો, બાકીનું પડતું મૂકજો—એ અભયદાન તો ડગલે ને પગલે આપેલું જ છે.

એમણે પ્રારંભ કર્યો છે સમયપાલનના આગ્રહથી. પ્રાર્થનામાં આવવું જ છે તો તે વખતસર આવવું જોઈએ. સંસ્કૃતમાં સમય શબ્દના બે અર્થ છે: એક છે વખત અને બીજો છે વચન—અથવા કોલકરાર. એ બંને અર્થમાં સમયઃ- प्रतिपाल्यताम्—એ છે બાપુની પહેલી શિખામણ. પ્રાર્થનામાં વખતસર આવવું, ત્યાં પ્રાર્થનામાં ધ્યાન પરોવવું, શ્લોકો મોઢે કરવા, ગીતાના અધ્યાયો કંઠ કરવા, ઉચ્ચારણ તરફ ખાસ ધ્યાન આપવું, એ બધું ધીમે ધીમે આવી જાય છે. પ્રાર્થનામાં જવાનું નક્કી કર્યા પછી અસાધારણ મુશ્કેલી વગર એ ન ટળાય. જે માથે લીધું એનું પાલન થવું જ જોઈએ. પ્રાર્થના એ હૃદયનું સ્નાન છે. રોજ જેમ નાહવાનું આપણે ચૂકતા નથી તેમ હૃદયને શુદ્ધ કરનારી પ્રાર્થના આપણે છોડીએ નહીં.

જૂના વખતમાં ધર્મનિષ્ઠા એટલે મંદિરમાં દેવદર્શને જવું એવો અર્થ થતો. આજના જમાનામાં પ્રભુ રામચંદ્રે રેંટિયાનું રૂપ ધારણ કર્યું છે. એ રામમૂર્તિ રેંટિયો છોડાય નહીં. યજ્ઞ તરીકે એટલે કે પરમાર્થે કરવાના કામ તરીકે રેંટિયો ચલાવવો જ જોઈએ. આજના કળિકાળમાં 'વસંન રૂપ ભયે શ્યામ' એ આપણે ભૂલી ન જઈએ. ત્યાગ દ્વારા જ જીવન ઉન્નત થાય છે. પણ ત્યાગ એમ ને એમ કરાતો નથી. સેવાનિમિત્તે, પરોપકારને અર્થે ત્યાગ કરવો સહેલો પડે છે. એટલા માટે રેંટિયાયજ્ઞનો આગ્રહ રાખેલો છે. એ રેંટિયો નિયમિત કાંતવો જોઈએ. નિયમિત કરેલું કામ સદે છે. એક જ વખતે ઘણું કરવા જઈએ તો તે કર્મ આત્માને દૂભવે છે. પ્રાર્થના અને રેંટિયો એ સામુદાયિક પ્રવૃત્તિ આદરીએ તો તેમાં

એકબીજાનો એકબીજા સાથે અને બધાનો ઈશ્વર સાથે સહકાર સધાય છે.

આમ કહી ગાંધીજીએ સ્ત્રીઓમાં કટુંબભાવના કરતાં વ્યાપક એવી સામાજિક ભાવના કેળવવાનો પ્રયત્ન કર્યો છે અને એને માટે અંદરથી, માનસિક વિકાસ સાધવાની અને બહારથી, પોતાનામાંથી એક પ્રમુખ નીમીને એને બધાની સેવા કરવામાં મદદ કરવાની વાત આગળ ધરી છે. "બહેનો વચ્ચેનો સહયોગ અતિ આવશ્યક છે. આખા આશ્રમને એક કુટુંબ ગણો અને એ દ્વારા વિશ્વ-કુટુંબ-ભાવનાની તૈયારી કરો. આજે સ્ત્રીસેવિકાની ખાસ જરૂરિયાત છે, કેમ કે સ્ત્રીઓના હાથમાં સ્વરાજની ચાવી છે. તમે પાવરધાં થઈ, પવિત્ર જીવન ગાળી, આખા ભારતવર્ષમાં ફેલાઈ જાઓ. સ્ત્રી એ ભીરુ અને અબળા જ હોય એ લોકોની માન્યતા ખોટી પાડજો. જ્યારે સભામાં ભેગી થાઓ ત્યારે બહુ ચર્ચા નહીં કરતાં. વિખવાદનું ભરનીંગળ કાઢી જ નાખવું જોઈએ. આપણે એકત્ર આવીએ છીએ તે હૃદય મેળવવા માટે છે." ઈત્યાદિ મહત્ત્વની વસ્તુ સમજાવ્યા પછી ગાંધીજીએ ધીમે ધીમે એમને સાર્વજનિક રસોડું સોંપ્યું છે કેમ કે એ વસ્તુ સ્ત્રીઓનું પરિચિત ક્ષેત્ર છે.

રસોડા સાથે સાથે કોઠાર આવી જ ગયો. કોઠાર સાચવતાં હિસાબ રાખવાની વાત આવી. એટલે એની કેળવણી પણ મેળવ્યે જ છૂટકો. આટલે સુધી પહોંચ્યા પછી સ્ત્રીઓને બાલમંદિર સોંપી દેવાની બાપુજીએ પેરવી કરી.

સ્ત્રીઓની કેળવણીની બાબતમાં બાપુજીએ બહુ જ હળવો કાર્યક્રમ એમની આગળ રાખ્યો છે: લખવાવાંચવાનો મહાવરો રાખો, અક્ષર સુધારો, ઉચ્ચારણ શુદ્ધ કરો, નામું લખવું એ કાંઈ અઘરી વાત નથી, એને માટે સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર — એટલું ગણિત આવડવું જોઈએ.

ત્યાર પછી આવે છે ઉદ્યોગમંદિરની કેળવણી. એ કેળવણીમાં ઘણી ઘણી વસ્તુઓ આવી જાય છે: આપણે ધીરે ધીરે ખેડૂત, વણકર, ભંગી અને રબારી થવાનાં છીએ, પાયખાનાં સાફ કરવાની સાધના પણ રાષ્ટ્રીય કેળવણીનું મહત્ત્વનું અંગ છે, આપણે માટે અને બાળકો માટે જ્યાં સુધી દૂધની જરૂર રહેવાની ત્યાં સુધી ગૌશાળાની ચિંતા રાખ્યે જ છૂટકો.

એમ જરૂરી કેળવણીનાં અંગો સ્ત્રીઓ આગળ એમણે મૂક્યાં છે. પણ બાપુજીનો મુખ્ય આગ્રહ છે કે સાચી કેળવણી — ઉત્તમ તાલીમ — તે હૃદયની જ છે. એને માટે પહેલી વાત નિર્ભયતાની છે. જન્મમૃત્યુનો હર્ષશોક છોડી દેવો જોઈએ. જો જીવવું ગમે છે તો મૃત્યુ પછી જન્મ આવનાર છે જ. અને જન્મ ન જોઈતો હોય તો આ ભવે જ મોક્ષની સાધના કરી શકાય છે. એટલે બન્ને રીતે મૃત્યુનો ડર કાઢી જ નાખવો જોઈએ.

પુરુષ વગર આપણે અસહાય છીએ, અનાથ છીએ એ ખ્યાલ સૌથી પહેલો કાઢી નાખવો જોઈએ. એને માટે ઘરેણાં અને શણગાર બન્ને છોડી દેવાં જોઈએ.

સાચું સૌંદર્ય હૃદયમાં છે, એ સૌંદર્ય કેળવીએ. રૂપ કાઢવું અને ઘરેણાં પહેરવાં એ બધું વિકાર વધારવા માટે છે. વિકારી ન થવું એનું નામ જ બ્રહ્મચર્ય. એ સધાય તો આ ભવે જ મુક્તિ છે. વિકાર નીકળી જાય તો રોગ પણ નીકળી જાય. આપણને જુવાની મળી છે તે વિકારો પોષવા માટે નહીં પણ જીતવા માટે મળી છે. કળા આપણે અવશ્ય કેળવીએ પણ સાચી કળા સાદી અને સ્વાભાવિક હોય છે, સુઘડતામાં, વ્યવસ્થિતતામાં ઘણીખરી કળા આવી જાય છે.

સ્ત્રીઓમાં જે સ્વાભાવિક કળાવૃત્તિ રહેલી છે તેનો વિચાર કરી બાપુજી કહે છે કે પ્રદર્શનો વગેરે ગોઠવવાનું કામ એમનું જ છે.

સ્ત્રીસંગઠનમાં વચમાં જ્યારે શિથિલતા આવી ત્યારે એનું જોખમ સમજી લઈ ગાંધીજીએ સ્પષ્ટ કહ્યું કે નિયમો મોળા નહીં કરતાં. નિયમો મોળા કરી લાગુ પાડવા કરતાં એ કાઢી જ નાખવા એ સારું છે. એકત્ર ન રહી શકો, સામાજિક જીવન ખીલવી ન શકો તો નોખાં રહી શકો છો, કોઈ સગાંસંબંધી સાથે પણ રહી શકો છો.

દરેક પ્રસંગે અંતર્મુખ થવાની કળા બાપુજી શીખવે છે. ચોરો આવે ત્યારે શું કરવું? એની ચર્ચા કરતાં કરતાં એમણે અચૂક કહી દીધું જ છે કે આપણે અપરિગ્રહ વ્રતનું પાલન બરાબર કરતાં નથી અને ગફલતમાં રહીએ છીએ, તેથી જ ચોરી થાય છે. ધર્મને નામે ચાલતા અનેક રિવાજોનો છેદ ઉડાડી એમણે સ્પષ્ટ કર્યું છે કે ધર્મપાલન એટલે નિ:સ્વાર્થ પરોપકાર, વિકાર ઉપરની જીત, કાયરપણાનો ત્યાગ. કોઈ પણ વસ્તુ છુપાવવી એ પાપ છે કેમ કે અસત્યના મૂળમાં હિંમતનો અભાવ હોય છે.

ભક્તિ એ ધર્મનું સૌથી મોટું અને પ્રધાન અંગ છે. એની વાત કરતાં ટૂંકામાં, પણ ઊંડાણમાં ઊતરીને એમણે કહ્યું છે—ભક્તિ એટલે શ્રદ્ધા. અને તે શ્રદ્ધા જેટલી ઈશ્વર પ્રત્યે હોય તેટલી જ પોતા પ્રત્યે પણ હોય.

ભક્તિની આટલી ઊંડી મીમાંસા આપણને બીજે ભાગ્યે જ મળે.

ધર્મ એટલે પરોપકાર. એટલું કહ્યા પછી પરોપકારમાંથી આવતો અહંકાર અને હુંપણું કાઢી નાખવું જ જોઈએ એ કહેવાનો એક પણ પ્રસંગ એમણે છોડયો નથી. તે એટલે સુધી કે ગંગા નદી ચોમાસામાં ઘણો અને કીમતી કાંપ ફેલાવી આપણી ભૂમિને ફળદ્રૂપ કરે છે અને આગળ વહે છે. એટલું કહ્યા પછી બાપુજી ઉમેરે છે કે 'પોતે કરેલો ઉપકાર કૃતજ્ઞ બાળકોને મોઢે સાંભળવો પડે એ સંકોચને કારણે ગંગા ઝટ નાસી જાય છે.'

આપણા દેશમાં જ્યાં જુઓ ત્યાં સ્વચ્છતાનો અભાવ છે. નદીના ઘાટ ઉપર, શહેરની ગલીઓમાં—એટલું જ નહીં પણ ભગવાનનાં મંદિરોમાં પણ અસ્વચ્છતા અને ગંદકી ફેલાયેલી હોય છે. જાણે ઘરબહાર આપણી કશી જવાબદારી છે જ નહીં.

આ પત્રોમાં શરૂથી આખર સુધી હૃદયની કેળવણીની જ વાત છે. સદ્‌વર્તન + અક્ષરજ્ઞાન = કેળવણી. એટલી સહેલી વ્યાખ્યા કરીને નિર્ભયતા અને સેવાનિષ્ઠા અને

પવિત્રતા એમાં જ બધું સદ્વર્તન આવી જાય છે એમ સમજાવ્યું છે. સેવા કરવાની તે आत्मवत् सर्वभूतेषु થઈને કરવાની છે, અને સેવા કરતાં પ્રાર્થના પડી જાય તોયે તે પ્રાર્થના પડી ગઈ નથી કેમ કે કટોકટીના પ્રસંગ વખતે કર્તવ્યપાલનમાં પ્રાર્થના સમાઈ જાય છે એવી શુદ્ધ દૃષ્ટિ આપ્યા વગર બાપુજી રહેતા નથી.

બાપુજી મુસાફરી કરતા હોય અને જોયેલા ભવ્ય કે આકર્ષક પ્રસંગોનું વર્ણન તેઓ ન કરે એ બને જ કેમ? અને છતાં દેશજાગૃતિનું મહત્ કાર્ય માથે લીધા પછી એક ક્ષણ પણ તેઓ ફાજલ શી રીતે પાડી શકે? એટલે આસામમાં ગયા પછી બ્રહ્મપુત્રા નદી અને એને કાંઠે કળાયુક્ત ઝૂંપડીઓમાં ઊભા કરેલા કૉંગ્રેસ કૅમ્પનું વર્ણન અથવા ગંગાના ઘાટની શોભા, બિહારની આંબાવાડીઓ, કોલંબોની સ્ત્રીઓનો પોશાક, માંડલે (બ્રહ્મદેશ) અથવા હરદ્વાર જેવાં શહેરોનું વર્ણન—એ બધું તેઓ એટલા ટૂંકામાં પતાવી દે છે કે એમાં વાપરેલો સંયમ આપણને ખૂંચ્યા વગર રહેતો નથી.

બાપુજીને એક જ વાત સ્ત્રીઓ ઉપર ઠસાવવી છે કે, આશ્રમમાં તૈયાર થાઓ, પાવરધાં થાઓ, નિર્ભય થાઓ અને લાચાર સ્ત્રીવર્ગની સેવા કરવા નીકળી પડો.

બાપુજી હરિજનસેવા કરતા હોય, તોયે સ્ત્રીજનની સેવા કરવાની તેટલી જ આવશ્યકતા તેમના ધ્યાનમાં આવતી. ગોરક્ષાના કામમાં પણ અસહાય સ્ત્રીની રક્ષાનો એમને મન અંતર્ભાવ થતો. સ્ત્રીઓ પોતાની વિશિષ્ટતા તો સાચવે પણ પુરુષો કરતાં પોતાને ઊતરતી ન ગણે એ વિશે તેઓ સતત જાગરૂક રહેતા. સ્ત્રીજાતિના ઉદ્ધારને અર્થે ગાંધીજી પોતે સ્ત્રી બન્યા હતા એમ કહીએ તો તેમાં લગીરે અતિશયોક્તિ નથી. તેમણે અસાધારણ રીતે સ્ત્રીહૃદય કેળવ્યું હતું તેથી જ તેઓ સ્ત્રીઓના હૃદય સુધી પહોંચી શકતા હતા.

બાપુજીએ સ્ત્રીજાતિની સેવા તરીકે શું શું કર્યું અને તેનું શું ફળ આવ્યું એ તો સ્ત્રીજાતિની કોઈ પ્રતિનિધિએ જ વિસ્તારપૂર્વક લખવું જોઈએ. ગાંધીયુગ સાથે સ્ત્રીજાગૃતિના એક ખાસ યુગનો પ્રારંભ થાય છે.

બારડોલી ૯–૯–’૪૯

## ૮. હિંદુસ્તાનીના પ્રચારક ગાંધીજી

માનવતાના સ્થપતિ (Architect) ગાંધીજીએ અનેક વાર કહ્યું છે કે, હિંદુ-મુસ્લિમ એકતા કાયમ કરવાનું સ્વપ્ન બાળપણથી જ તેઓ જોતા આવ્યા હતા. હિંદુ-મુસ્લિમ એકતા માટે તેમણે શું શું કર્યું અને શું શું સહન કર્યું તેનું વર્ણન કદાચ દુનિયા સમક્ષ પૂરું નહીં આવી શકે.

આ જ સ્વપ્નની સિદ્ધિ માટે તેમણે રાષ્ટ્રભાષાપ્રચારનું કામ દક્ષિણ આફ્રિકામાંથી જ પોતાના હાથમાં લીધું હતું. આ વિષય સંબંધે તેમના વિચાર ઠેઠ સન ૧૯૦૯થી આપણને વાંચવા મળે છે અને આશ્ચર્ય થાય છે કે ૧૯૦૯થી લઈને

૧૯૪૮ સુધીના તેમના વિચાર બિલકુલ એકસરખા અને એક જ પ્રવાહમાં વહેતા આવ્યા છે.

હજારો વરસના હિંદુસ્તાનના ઈતિહાસમાં જો કોઈ સૌથી મોટો અને કઠણ સવાલ હોય તો તે હિંદુ-મુસ્લિમ એકતાનો છે. અને આ સવાલનો ઉકેલ આણવામાં જ હિંદુસ્તાનની શ્રેષ્ઠતા સિદ્ધ થવાની છે. એક બાજુ લોકો કહેતા આવ્યા છે કે, 'મિયાં અને મહાદેવનો કયારેય મેળ ખાનાર નથી.' . . . 'તેલ અને પાણી એક નથી થઈ શકતાં.' બીજી બાજુ હિંદુસ્તાનના બધા સંતોએ, સૂફીઓએ, સમાજસેવકોએ અને થોડા રાજાઓએ એ વિશ્વાસ દૃઢ કર્યો છે કે, હિંદુ અને મુસ્લિમ બન્નેની માનવતા તો એક જ છે, બન્ને ધર્મ એક જ ભગવાનની પ્રાર્થના કરે છે, બન્નેનું જીવન એકબીજામાં વણાયલું છે, અને ભગવાને બનાવેલા નારિયેળના દૂધમાં તેલ અને પાણી મળેલાં જ રહે છે.

ગાંધીજીનું બલિદાન આ જ દૂધથી માનવતાને પોષવા માટે આપવામાં આવ્યું. આ બલિદાન પછી ગાંધીજીના હિંદુસ્તાની પ્રચારના ચાળીસ વરસના મહાન પ્રયત્નનું મૂલ્ય હજારગણું વધે છે અને તેમના પ્રયત્નોનો ઈતિહાસ આપણને કહે છે કે, આપણે તેને ભક્તિનમ્ર થઈને વાંચીએ અને જે અમર શ્રદ્ધા ગાંધીજીએ ધારણ કરી તે જ હિંદુ અને મુસલમાન બન્નેના દિલમાં જડ જમાવે.

ગાંધીજીના હિંદુસ્તાની પ્રચારના કાર્યનું વર્ણન બને ત્યાં સુધી તેમના જ શબ્દોમાં આપવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૧

પુણ્યશ્લોક રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ જે રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરી તેમાં રાષ્ટ્રભાષાપ્રચારપ્રવૃત્તિનું બીજારોપણ બહુ પુરાણું છે. સન ૧૯૦૯માં પોતાના 'હિંદ સ્વરાજ' પુસ્તકમાં તેઓ આ પ્રમાણે લખે છે:

'દરેક કેળવાયલા હિંદીને સ્વભાષા, હિંદુને સંસ્કૃત, મુસલમાનને અરબી, પારસીને પર્શિયનનું અને બધાંને હિંદીનું જ્ઞાન હોવું જોઈએ. કેટલાક હિંદુએ અરબી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઈએ. ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાનના હિંદીએ તામિલ શીખવું જોઈએ. આખા હિંદુસ્તાનને જોઈએ તે તો હિંદી હોવી જોઈએ. તે ઉર્દૂ અથવા નાગરી લિપિમાં લખવાની છૂટ ઘટે છે. હિંદુ-મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બંને લિપિ ઘણા હિંદીએ જાણી લેવાની જરૂર છે. આમ થતાં આપણે એકબીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હંકારી શકીશું.'

૨

આપણા દેશની રાષ્ટ્રભાષા હિંદી જ કેમ હોવી જોઈએ અને અંગ્રેજી કેમ નહીં, હિંદીનું સ્વરૂપ શું હશે, રાષ્ટ્રભાષાની લિપિ કઈ હોય વગેરે સવાલોની ચર્ચા તેમણે સન ૧૯૧૭માં ભરૂચની ગુજરાત શિક્ષણ પરિષદના પ્રમુખની હેસિયતથી

આપેલા પોતાના ભાષણમાં કરી છે. ધ્યાનમાં લેવાનું છે કે, આ તે જમાનો હતો જ્યારે અંગ્રેજીની બોલબાલા હતી, જ્યારે અંગ્રેજ સરકાર માબાપ મનાતી હતી, અને જ્યારે હિંદુસ્તાનીઓ હરેક વાતમાં અંગ્રેજોનું અનુકરણ કરવામાં પોતાની પ્રતિષ્ઠા સમજતા હતા.

ગાંધીજી પોતાના ભાષણમાં કહે છે:

"ત્યારે હવે આપણે એ વિચારીએ કે રાષ્ટ્રીય ભાષાનાં શાં શાં લક્ષણ હોવાં જોઈએ:

(૧) અમલદારોને માટે તે ભાષા સરળ હોવી જોઈએ.

(૨) તે ભાષા દ્વારા ભારતવર્ષનો માંહોમાંહેનો, ધાર્મિક, આર્થિક અને રાજનૈતિક વ્યવહાર થઈ શકવો જોઈએ.

(૩) એ જરૂરી છે કે ભારતવર્ષના ઘણા લોકો તે ભાષા બોલતા હોય.

(૪) રાષ્ટ્રને માટે તે ભાષા સરળ હોવી જોઈએ.

(૫) તે ભાષાનો વિચાર કરતી વખતે કોઈ ક્ષણિક કે અલ્પ-સ્થાયી સ્થિતિ પર જોર આપવું નહીં જોઈએ.

"અંગ્રેજી ભાષામાં આમાંનું એક પણ લક્ષણ નથી.

"અમલદારોની મોટી સંખ્યા હિંદુસ્તાનીઓની જ છે અને તે વધતી જ જશે. આ લોકો માટે હિંદુસ્તાનની કોઈ પણ ભાષાને મુકાબલે અંગ્રેજી મુશ્કેલ છે, એ વાત સૌ કોઈ કબૂલ કરશે.

"બીજા લક્ષણ પર વિચાર કરતાં આપણને માલૂમ થાય છે કે, જ્યાં સુધી આપણો જનસમાજ અંગ્રેજી બોલતો ન થઈ જાય, જ્યાં સુધી તે સંભવિત ન થાય, ત્યાં સુધી આપણો ધાર્મિક વ્યવહાર અંગ્રેજીમાં ચાલી જ ન શકે. સમાજમાં અંગ્રેજીનો આટલી હદ સુધી ફેલાવો થવો અસંભવિત માલૂમ પડે છે.

"ત્રીજું લક્ષણ અંગ્રેજીમાં થઈ જ ન શકે, કારણ કે તે ભારતવર્ષના બહુજન-સમાજની ભાષા નથી.

"ચોથું લક્ષણ પણ અંગ્રેજીમાં નથી, કારણ કે આખા રાષ્ટ્ર માટે તે તેટલી સરળ નથી.

"પાંચમા લક્ષણનો વિચાર કરવાથી આપણને જણાય છે કે આજે અંગ્રેજી ભાષાને જે સત્તા મળી છે તે ક્ષણિક છે. ચિર-સ્થાયી સ્થિતિ તો એ છે કે, હિંદુસ્તાનમાં જનતાનાં રાષ્ટ્રીય કામોમાં અંગ્રેજી ભાષાની જરૂરત બહુ ઓછી રહેશે. હા, અંગ્રેજી સામ્રાજ્યના વ્યવહારમાં તેની જરૂરત રહેશે. આપણે ક્યાંય પણ અંગ્રેજી ભાષાનો દ્વેષ નથી કરતા. આપણો આગ્રહ તો એ જ છે કે, આપણે તેને તેની મર્યાદાની બહાર વધવા દેવા નથી માગતા.

"તો પછી કઈ ભાષામાં આ પાંચ લક્ષણો છે? આપણે એ કબૂલ કરી જ લેવું પડશે કે હિંદી ભાષામાં આ બધાં લક્ષણો છે.

"હિંદી ભાષા હું તેને કહું છું જેને ઉત્તરમાં હિંદુ અને મુસલમાન બોલે છે, અને જે દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખાય છે. આ વ્યાખ્યા સામે થોડો વિરોધ જોયો છે.

"એવી દલીલ થતી જોવામાં આવે છે કે, હિંદી અને ઉર્દૂ બે નોખી ભાષા છે. આ દલીલ વાસ્તવિક નથી. ઉત્તર વિભાગમાં મુસલમાન અને હિંદુ બંને એક જ ભાષા બોલે છે. ભેદ શિક્ષિત વર્ગે પાડયો છે. એટલે કે, હિંદુ શિક્ષિત વર્ગે હિંદીને કેવળ સંસ્કૃતમય કરી મૂકી છે, તેથી કેટલાક મુસલમાન તે નથી સમજી શકતા. લખનૌના મુસલમાન ભાઈઓ ફારસીમાંય ઉર્દૂ બોલીને તે હિંદુથી ન સમજાય તેવી કરી મૂકે છે. આ બંને પરિભાષા છે ને તેને પ્રજાવર્ગમાં ક્યાંયે સ્થાન નથી. હું ઉત્તરમાં રહ્યો છું, હિંદુ-મુસલમાન સાથે ખૂબ ભળ્યો છું, ને મારું હિંદી ભાષાનું જ્ઞાન ઘણું ઓછું હોવા છતાં મને તેમની સાથે વ્યવહાર રાખવામાં જરાયે અડચણ નથી આવી. જે ભાષા ઉત્તર વિભાગમાં જનસમાજ બોલે છે તેને ઉર્દૂ કહો કે હિંદી, બંને એક જ છે. ઉર્દૂ લિપિમાં લખો તો તે ઉર્દૂ નામે ઓળખો, તે જ વાકયો નાગરીમાં લખો તો હિંદી કહેવાશે.

"હવે રહ્યો લિપિનો ઝઘડો. હાલ તુરત મુસલમાન છોકરા જરૂર ઉર્દૂ લિપિમાં લખશે, હિંદુ ઘણે ભાગે દેવનાગરીમાં લખશે. ઘણે ભાગે શબ્દનો પ્રયોગ કરું છું, કેમ કે હજારો હિંદુ આજ પણ પોતાની હિંદી ઉર્દૂ લિપિમાં લખે છે, ને કેટલાક તો દેવનાગરી લિપિ જાણતા પણ નથી. છેવટે જ્યારે હિંદુ-મુસલમાન વચ્ચે જરા પણ શંકાની નજર નહીં રહે, જ્યારે અવિશ્વાસનાં બધાં કારણો દૂર થયાં હશે, ત્યારે જે લિપિમાં જોર રહેશે, તે લિપિ વધારે ભાગે લખાશે, ને તે રાષ્ટ્રીય લિપિ થશે. દરમ્યાન મુસલમાન ભાઈઓ અને હિંદુ જેને ઉર્દૂ લિપિમાં અરજી લખવી હશે તેની અરજી રાષ્ટ્રના સ્થાનમાં કબૂલ કરવામાં આવશે—કરવી જોઈએ."

આથી માલૂમ થાય છે કે, રાષ્ટ્રભાષા વિશે ગાંધીજીના વિચાર પહેલેથી છેલ્લે સુધી સાફ અને એકસરખા રહ્યા છે. તેમણે 'હિંદી' શબ્દનો પ્રયોગ 'હિંદુસ્તાની'ના જ અર્થમાં કર્યો છે.

૩

આ સમયે દેશમાં હિંદી સાહિત્ય સંમેલન નામની સંસ્થા, જે સન ૧૯૧૦માં સ્થપાઈ હતી અને પંડિત મદનમોહન માલવીયજી તથા શ્રી પુરુષોત્તમદાસ ટંડન જેના પ્રાણ હતા, તે હિંદીનો પ્રચાર કરી રહી હતી. સંસ્થાના સંચાલકોએ જોયું કે મહાત્મા ગાંધી જેવી મહાન વ્યક્તિ હિંદીની હિમાયતી છે. તેથી સન ૧૯૧૮માં હિં. સા. સંમેલનના ઇંદોરના અધિવેશનમાં ગાંધીજીને અધ્યક્ષ બનાવ્યા. તેમણે પોતાના ભાષણમાં એ જ વિચાર ફરી વાર રજૂ કર્યા, જે ભરૂચના ભાષણમાં પ્રગટ કર્યા હતા. તેમણે કહ્યું:

"હિંદી ભાષાની વ્યાખ્યાનો થોડોક વિચાર કરવાની જરૂર છે. હું કેટલીય વાર

કહી ચૂકયો છું કે, હિંદી ભાષા તે ભાષા છે કે જે ઉત્તરમાં હિંદુ અને મુસલમાન બોલે છે અને જે નાગરી કે ફારસી લિપિમાં લખાય છે. આ હિંદી સાવ સંસ્કૃતમય નથી, તેમ સાવ ફારસી શબ્દોથી ભરપૂર નથી. જે માધુર્ય ગામડિયાની બોલીમાં મને દેખાય છે, તે લખનૌના મુસલમાન ભાઈઓની બોલીમાં કે પ્રયાગજીના પંડિતોની બોલીમાં જણાતું નથી. એ જ ભાષા શ્રેષ્ઠ કહેવાય કે જે જનસમૂહ સહેલાઈથી સમજી શકે. ગામડિયાઓની બોલી બધા સમજે છે. ભાષાનું મૂળ કરોડો મનુષ્યરૂપી હિમાલયમાંથી મળશે, અને તેમાં જ રહેશે. હિમાલયમાંથી નીકળતી ગંગા અનંત કાળ સુધી વહ્યા કરશે, તેમ ગામડિયાની હિંદીનું ગૌરવ રહેશે; અને જેમ નાના પહાડોમાંથી નીકળતાં ઝરણાંઓ સુકાઈ જાય છે, તેમ જ સંસ્કૃતમય અને ફારસીમય હિંદીની દશા થશે. હિંદુ-મુસલમાન વચ્ચે જે ભેદ કરવામાં આવે છે તે કૃત્રિમ છે. તેવી જ કૃત્રિમતા હિંદી અને ઉર્દૂ ભાષાના ભેદમાં રહેલી છે. હિંદુઓની બોલીમાંથી ફારસી શબ્દોનો સર્વથા ત્યાગ કરવો, અથવા મુસલમાનોની બોલીમાંથી સંસ્કૃત શબ્દોનો સર્વથા ત્યાગ કરવો આવશ્યક નથી. બેનો સ્વાભાવિક સંગમ, ગંગાયમુનાના સંગમ જેવો શોભાયમાન અને અચળ રહેશે. હું ઉમેદ રાખું છું કે, આપણે હિંદી-ઉર્દૂના ઝઘડામાં પડી આપણું બળ ક્ષીણ નહીં કરીએ. લિપિ બાબત કંઈક તકલીફ જણાય છે. મુસલમાન ભાઈઓ અરબી લિપિમાં જ લખશે, અને હિંદુઓ ઘણુંખરું નાગરી લિપિમાં લખશે. રાષ્ટ્રમાં બંનેને સ્થાન મળવું જોઈએ. અમલદારોને બન્ને લિપિનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ. એમાં કંઈ કઠિનતા નથી. છેવટે, જે લિપિમાં ઝાઝી સરળતા હશે તેનો વિજય થશે."

સંમેલનમાં ભાષણ આપીને ગાંધીજી બેસી ન રહ્યા. તેમણે હિંદીના પ્રચાર માટે સંમેલનને કામે વળગાડયું. સંમેલનને અધીન સન ૧૯૧૮માં 'દક્ષિણ ભારત હિંદીપ્રચાર સભા' મદ્રાસમાં સ્થાપી. હિંદુસ્તાનના બીજા પ્રાન્તોને મુકાબલે દક્ષિણ ભારતના ચાર પ્રાન્ત: આંધ્ર, તામિલનાડ, કર્ણાટક અને કેરળ—દ્રાવિડી ભાષાઓને કારણે સંસ્કૃતમાંથી પેદા થયેલી હિંદીથી બહુ જ દૂર છે. તેથી ત્યાં જ પહેલવહેલો હિંદીનો પ્રચાર શરૂ કરવામાં આવ્યો. ગાંધીજીએ સ્વામી સત્યદેવ સાથે પોતાના નાના દીકરા શ્રી દેવદાસને હિંદીપ્રચારને માટે મોકલ્યા અને દક્ષિણ ભારતના કેટલાક નવયુવક કાર્યકર્તાઓને હિંદી શીખવા અલ્લાહાબાદ મોકલ્યા. આ સભાના ગાંધીજી પહેલેથી સભાપતિ રહ્યા. કેટલાંક વરસ પછી કામની સરળતાની દૃષ્ટિથી એ નક્કી કર્યું કે, દક્ષિણ ભારત હિંદીપ્રચાર સભાને હિંદી સાહિત્ય સંમેલનથી સ્વતંત્ર બનાવવામાં આવે અને સંમેલન દક્ષિણ ભારતમાં પોતાની પ્રવૃત્તિ સ્વતંત્રપણે ન ચલાવે. ત્યારથી આજ સુધી દક્ષિણ ભારતમાં જઈને ગાંધીજીએ ખૂબ પ્રચાર કર્યો, ખૂબ ધન ભેગું કર્યું અને પ્રચારકાર્ય મજબૂત બનાવ્યું. આજે લાખો ભાઈબહેન દક્ષિણ ભારતમાં હિંદી શીખી ચૂકયાં છે. સભાનું કામ ખૂબ ફેલાયેલું છે.

૪

સન ૧૯૧૯થી કૉંગ્રેસનું સુકાન ગાંધીજીના હાથમાં આવ્યું અને તેમની પ્રેરણાથી કૉંગ્રેસની બેઠકોની કામગીરી ઘણે ભાગે હિંદુસ્તાનીમાં થવા લાગી.

સન ૧૯૨૦માં સરકારી સ્કૂલ-કૉલેજોના બહિષ્કારના આંદોલન વખતે ગુજરાતમાં 'ગૂજરાત વિદ્યાપીઠ' અને અનેક રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઈ. આ સંસ્થાઓના પાઠયક્રમમાં પણ રાષ્ટ્રભાષાના અભ્યાસને જરૂરી સ્થાન આપવામાં આવ્યું.

સન ૧૯૨૫માં કાનપુર કૉંગ્રેસમાં નીચે લખેલો ઠરાવ પસાર થયો:

"આ કૉંગ્રેસ ઠરાવે છે કે (બંધારણની કલમ ૩૩મીને નીચે મુજબ સુધારવામાં આવે કે,) કૉંગ્રેસ, મહાસમિતિ તથા કાર્યવાહક સમિતિનું કામકાજ સામાન્ય રીતે હિંદુસ્તાનીમાં ચલાવવામાં આવશે. જો વક્તા હિંદુસ્તાનીમાં ન બોલી શકે એમ હોય અથવા જ્યારે જ્યારે જરૂર હોય ત્યારે અંગ્રેજી કે કોઈ પ્રાંતીય ભાષા વાપરી શકાશે. પ્રાંતિક સમિતિઓનું કામકાજ સામાન્ય રીતે તે પ્રાંતની ભાષામાં ચલાવવામાં આવશે. હિંદુસ્તાનીનો ઉપયોગ પણ કરી શકાય.'

આ પ્રમાણે રાષ્ટ્રભાષા માટે કૉંગ્રેસી નામ 'હિંદુસ્તાની' બન્યું. તેથી હવે રાષ્ટ્રભાષાને 'હિંદી', 'હિંદુસ્તાની' કે 'હિંદી-હિંદુસ્તાની' કહેવામાં આવી.

૫

જોકે હિંદી સાહિત્ય સંમેલને રાષ્ટ્રભાષા તરીકેની ગાંધીજીની હિંદીની વ્યાખ્યાનો સ્વીકાર કર્યો હતો તેથી ગાંધીજી અને તેમના સાથીઓનો સંમેલનને હિંદીપ્રચારમાં સુંદર સહયોગ પ્રાપ્ત થયો અને રોજબરોજ પ્રચાર તેજીથી વધતો ચાલ્યો. ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને શ્રી જમનાલાલજી બજાજ જેવા કૉંગ્રેસી નેતાઓને સંમેલનના અધ્યક્ષ બનાવવામાં આવ્યા.

સન ૧૯૩૫માં હિંદી સાહિત્ય સંમેલનના ઇંદોરના અધિવેશન માટે ફરીથી ગાંધીજીને અધ્યક્ષપદે ચૂંટવામાં આવ્યા. ફરીથી ગાંધીજીએ તે જ વિચાર પ્રકટ કર્યા, જે તેમણે સન ૧૯૧૮માં પ્રકટ કર્યા હતા. આ વખતે સંમેલનના બંધારણમાં રાષ્ટ્રભાષા તરીકે ગાંધીજીએ હિંદીની જે વ્યાખ્યા આપી હતી તેને ફૂટનોટમાં આપવાનું ઠરાવવામાં આવ્યું.

અત્યાર સુધી દક્ષિણ ભારતમાં હિંદીનો ખૂબ પ્રચાર થઈ ચૂકયો હતો, તેથી ગાંધીજીએ ઉત્તર હિંદુસ્તાનના અહિંદી પ્રાન્તોમાં હિંદીપ્રચારની પ્રવૃત્તિ શરૂ કરવા માટે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો. અને સન ૧૯૩૬માં ડૉ. રાજેન્દ્રપ્રસાદના પ્રમુખપણા નીચે સંમેલનના નાગપુરના અધિવેશન વખતે અમલી રૂપ આપવામાં આવ્યું. તે વખતે શ્રી જમનાલાલજી બજાજ અને શ્રી કાકાસાહેબ કાલેલકરે પોતાના પાછલા અનુભવને લીધે એવો અભિપ્રાય જાહેર કર્યો કે, સંમેલનથી સ્વતંત્ર એવી એક સમિતિ બનાવવામાં આવે જે ઉત્તર હિંદુસ્તાનના અહિંદી પ્રાન્તોમાં હિંદીપ્રચારનું કામ કરે. પરંતુ શ્રી પુરુષોત્તમદાસ ટંડનજીએ ગાંધીજીને આગ્રહ કર્યો

કે સંમેલનની અંદર જ તે સમિતિ બનાવવામાં આવે. ગાંધીજીએ શ્રી ટંડનજીની વાત માની લીધી અને સંમેલનની અંતર્ગત હિંદીપ્રચાર સમિતિ સ્થાપવામાં આવી. તેનું કાર્યાલય વર્ધામાં રાખવાનું ઠરાવવામાં આવ્યું. ડૉ. રાજેન્દ્રપ્રસાદને સમિતિના અધ્યક્ષ અને શ્રી કાકાસાહેબ કાલેલકરને ઉપાધ્યક્ષ બનાવવામાં આવ્યા. આ સમિતિ દ્વારા ગાંધીજીએ સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર, મુંબઈ, વિદર્ભ-નાગપુર, બંગાળા, ઓરિસા અને આસામ પ્રાંતોમાં હિંદીપ્રચાર સંગઠનના કામનો પૂરો ભાર શ્રી કાકાસાહેબ કાલેલકરને સોંપ્યો. પાછળથી આ સમિતિનું નામ 'રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા' રાખવામાં આવ્યું. શ્રી જમનાલાલજીએ આર્થિક મદદ કરી. પ્રાન્તોના કૉંગ્રેસી નેતા સમિતિમાં લેવાયા અને પ્રાન્તીય સંગઠન થવા લાગ્યાં અને પ્રાન્તોમાં તેજીથી પ્રચાર વધવા લાગ્યો.

સન ૧૯૩૭માં દેશમાં કૉંગ્રેસ-પ્રધાન-મંડળ રચાયાં અને રાષ્ટ્રભાષાપ્રચાર પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો. મુંબઈ સરકારે હિંદુસ્તાની બોર્ડ સ્થાપ્યું જેના પ્રમુખ શ્રી કાકાસાહેબ કાલેલકરને બનાવવામાં આવ્યા. પ્રાંતોમાં પ્રચારની સભાઓમાં હવે રાષ્ટ્રભાષા 'હિંદી' કે 'હિંદુસ્તાની' બન્ને નામથી બોલાવા લાગી. આથી સંમેલનના કેટલાક લોકોમાં અસ્વસ્થતા પેદા થઈ. તેને કારણે રાષ્ટ્રભાષાપ્રચાર સમિતિ, વર્ધાના ગાંધીજી સમેત લગભગ બધા કૉંગ્રેસી સભ્યોએ શ્રી ટંડનજીને લખીને પુછાવ્યું કે આ હાલતમાં તેઓ સમિતિમાં કેવી રીતે રહી શકે? છેવટે ૪થી ઑક્ટોબર ૧૯૪૦-ની સમિતિની બેઠકમાં શ્રી ટંડનજીના ઠરાવથી એમ નક્કી થયું કે સમિતિના સભાસદ બીજી સંસ્થાના સભાસદ રહી શકે છે, પરંતુ સમિતિના પદાધિકારી બીજી સંસ્થાના પદાધિકારી રહી શકે નહીં. તેથી શ્રી કાકાસાહેબે સમિતિમાંથી રાજીનામું આપી દીધું.

૬

તે પછી સન ૧૯૪૧ના ડિસેમ્બર માસમાં હિંદી સાહિત્ય સંમેલને અબોહર-(પંજાબ)ના પોતાના અધિવેશનમાં રાષ્ટ્રભાષા વિશે પોતાની નીતિ એક ખાસ ઠરાવ કરીને સ્પષ્ટ કરી. ઠરાવનો જરૂરી ભાગ નીચે આપવામાં આવ્યો છે:

"વાસ્તવિક રીતે ઉર્દૂ પણ હિંદીથી ઉત્પન્ન થયેલું અરબી-ફારસી મિશ્રિત એક રૂપ છે. હિંદી શબ્દની અંદર ઐતિહાસિક દૃષ્ટિથી ઉર્દૂનો સમાવેશ છે; પરંતુ ઉર્દૂની સાહિત્યિક શૈલી, જે થોડાક આદમીઓની છે, અત્યારે હિંદીથી એટલી બધી ભિન્ન થઈ ગઈ છે કે તેનું અલગ સ્થાન સંમેલન સ્વીકારે છે અને હિંદીની શૈલીથી ભિન્ન માને છે.

"'હિંદુસ્થાની' કે 'હિંદુસ્તાની' શબ્દનો પ્રયોગ મુખ્યત્વે એટલા માટે થયા કરે છે કે તે દેશી શબ્દવ્યવહારથી પ્રભાવિત હિંદી શૈલી તથા અરબી-ફારસી શબ્દ-વ્યવહારથી પ્રભાવિત ઉર્દૂ શૈલી, બન્નેનો એક શબ્દથી એકીવખતે નિર્દેશ કરે. કૉંગ્રેસમાં, હિંદુસ્તાની એકેડેમીનાં અને કેટલાક સરકારી વિભાગોમાં આ જ અર્થમાં

તેનો પ્રયોગ થયો છે અને થાય છે. કેટલાક લોકો આ શબ્દનો પ્રયોગ તે પ્રકારની ભાષાને માટે કરે છે જેમાં હિંદી અને ઉર્દૂ શૈલીનું મિશ્રાણ હોય.

"આ રીતે નિશ્ચિત અર્થમાં ઉર્દૂ અને હિંદુસ્તાની શબ્દોનું ચલન છે. આ વિષયમાં સંમેલનનો કોઈ વિરોધ નથી. પરંતુ સંમેલન સાહિત્યિક અને રાષ્ટ્રીય બન્ને દૃષ્ટિથી પોતાના અને પોતાની સમિતિઓના કામમાં હિંદી શૈલીનો અને એને માટે હિંદી શબ્દનો જ વ્યવહાર અને પ્રચાર કરે છે."

૭

આ પ્રમાણે ગાંધીજીએ હિંદીની જે વ્યાખ્યા આપી હતી અને જે પ્રમાણે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવામાં આવતો હતો તે, સંમેલનના આ નિર્ણય પછી, અ-સંભવિત થઈ ગયો. પૂ. ગાંધીજી, શ્રી જમનાલાલજી, શ્રી રાજેન્દ્રપ્રસાદજી વગેરે બધા કોંગ્રેસી સભ્યોએ શ્રી ટંડનજીને લખ્યું કે, અમારા અભિપ્રાય પ્રમાણે રાષ્ટ્રભાષા હિંદુસ્તાની છે અને તેના પ્રચાર માટે એક અલગ સંસ્થા સ્થાપવી જરૂરી છે. શ્રી ટંડનજીએ, સંમેલનની કાર્યસમિતિના અભિપ્રાયથી, જવાબમાં જણાવ્યું કે, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના સભાસદ રહેતા હોવા છતાં પણ તેઓ અલગ સંસ્થા સ્થાપી શકે છે. ફક્ત બંને સંસ્થાઓના પદાધિકારી એક જ ન હોય. તે દરમ્યાન ફેબ્રુઆરી ૧૯૪૨માં શ્રી જમનાલાલજીનું આકસ્મિક મૃત્યુ થયું.

સને ૧૯૪૨માં ૫મી મેએ ગાંધીજીએ 'હિંદુસ્તાની પ્રચાર સભા' વર્ધામાં સ્થાપી. સભાના સભાપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને ઉપસભાપતિ મહાત્મા ગાંધીજી ચૂંટાયા. સભાની સ્થાપનાનો ઉદ્દેશ નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યો:

"લોકોમાં રાષ્ટ્રભાષા ફેલાવવાનું કામ કરવાથી એ જાણવા મળ્યું છે કે, જે ભાષાને કોંગ્રેસે 'હિંદુસ્તાની'નું નામ આપ્યું છે તે ઓતપ્રોત થયેલી ઉર્દૂ-હિંદીનું સરળ રૂપ છે. આ તે ભાષા છે જે ઉત્તર હિંદુસ્તાનમાં બોલાય છે અને સમજાય છે અને આને જ હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ લોકો ઘણુંખરું સમજે છે અને વાપરે છે. આનાં સાહિત્યિક રૂપ હિંદી અને ઉર્દૂ એકબીજાથી દૂર ચાલ્યાં જતાં જાય છે. જરૂર એ વાતની છે કે આ બન્ને રૂપોને પણ એકબીજાની નજીક લાવવામાં આવે. દેશના તે હિસ્સાઓમાં, કે જ્યાં બીજી ભાષાઓ બોલાય છે, ત્યાં હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા પ્રમાણે ફેલાવવામાં આવે. તેટલા માટે અમે એક એવી સભા બનાવવા ઇચ્છીએ છીએ, જે સરળ હિંદી અને સરળ ઉર્દૂ બન્નેનો સાથે સાથે પ્રચાર કરે અને જેનો દરેક સભ્ય હિંદુસ્તાનીનાં આ બન્ને રૂપોને અને લિપિઓને જાણે અને જરૂરતને સમયે ઉપયોગ કરી શકે. આથી એક તો એ થશે કે આખા દેશમાં એક સરળ અને સાફ ભાષા ચાલશે; બીજું, રહેતાં રહેતાં આ સરળ ભાષામાં એવું સાહિત્ય પેદા થવા માંડશે જેમાં ઊંચા વિચાર અને ભાવોને પણ જાહેર કરવામાં આવશે."

કે સંમેલનની અંદર જ તે સમિતિ બનાવવામાં આવે. ગાંધીજીએ શ્રી ટંડનજીની વાત માની લીધી અને સંમેલનની અંતર્ગત હિંદીપ્રચાર સમિતિ સ્થાપવામાં આવી. તેનું કાર્યાલય વર્ધામાં રાખવાનું ઠરાવવામાં આવ્યું. ડૉ. રાજેન્દ્રપ્રસાદને સમિતિના અધ્યક્ષ અને શ્રી કાકાસાહેબ કાલેલકરને ઉપાધ્યક્ષ બનાવવામાં આવ્યા. આ સમિતિ દ્વારા ગાંધીજીએ સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર, મુંબઈ, વિદર્ભ-નાગપુર, બંગાળા, ઓરિસા અને આસામ પ્રાંતોમાં હિંદીપ્રચાર સંગઠનના કામનો પૂરો ભાર શ્રી કાકાસાહેબ કાલેલકરને સોંપ્યો. પાછળથી આ સમિતિનું નામ 'રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા' રાખવામાં આવ્યું. શ્રી જમનાલાલજીએ આર્થિક મદદ કરી. પ્રાન્તોના કૉંગ્રેસી નેતા સમિતિમાં લેવાયા અને પ્રાન્તીય સંગઠન થવા લાગ્યાં અને પ્રાન્તોમાં તેજીથી પ્રચાર વધવા લાગ્યો.

સન ૧૯૩૭માં દેશમાં કૉંગ્રેસ-પ્રધાન-મંડળ રચાયાં અને રાષ્ટ્રભાષાપ્રચાર પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો. મુંબઈ સરકારે હિંદુસ્તાની બોર્ડ સ્થાપ્યું જેના પ્રમુખ શ્રી કાકાસાહેબ કાલેલકરને બનાવવામાં આવ્યા. પ્રાંતોમાં પ્રચારની સભાઓમાં હવે રાષ્ટ્રભાષા 'હિંદી' કે 'હિંદુસ્તાની' બન્ને નામથી બોલાવા લાગી. આથી સંમેલનના કેટલાક લોકોમાં અસ્વસ્થતા પેદા થઈ. તેને કારણે રાષ્ટ્રભાષાપ્રચાર સમિતિ, વર્ધાના ગાંધીજી સમેત લગભગ બધા કૉંગ્રેસી સભ્યોએ શ્રી ટંડનજીને લખીને પુછાવ્યું કે આ હાલતમાં તેઓ સમિતિમાં કેવી રીતે રહી શકે? છેવટે ૪થી ઑક્ટોબર ૧૯૪૦-ની સમિતિની બેઠકમાં શ્રી ટંડનજીના ઠરાવથી એમ નક્કી થયું કે સમિતિના સભાસદ બીજી સંસ્થાના સભાસદ રહી શકે છે, પરંતુ સમિતિના પદાધિકારી બીજી સંસ્થાના પદાધિકારી રહી શકે નહીં. તેથી શ્રી કાકાસાહેબે સમિતિમાંથી રાજીનામું આપી દીધું.

૬

તે પછી સન ૧૯૪૧ના ડિસેમ્બર માસમાં હિંદી સાહિત્ય સંમેલને અબોહર-(પંજાબ)ના પોતાના અધિવેશનમાં રાષ્ટ્રભાષા વિશે પોતાની નીતિ એક ખાસ ઠરાવ કરીને સ્પષ્ટ કરી. ઠરાવનો જરૂરી ભાગ નીચે આપવામાં આવ્યો છે:

"વાસ્તવિક રીતે ઉર્દૂ પણ હિંદીથી ઉત્પન્ન થયેલું અરબી-ફારસી મિશ્રિત એક રૂપ છે. હિંદી શબ્દની અંદર ઐતિહાસિક દૃષ્ટિથી ઉર્દૂનો સમાવેશ છે; પરંતુ ઉર્દૂની સાહિત્યિક શૈલી, જે થોડાક આદમીઓની છે, અત્યારે હિંદીથી એટલી બધી ભિન્ન થઈ ગઈ છે કે તેનું અલગ સ્થાન સંમેલન સ્વીકારે છે અને હિંદીની શૈલીથી ભિન્ન માને છે.

"'હિંદુસ્થાની' કે 'હિંદુસ્તાની' શબ્દનો પ્રયોગ મુખ્યત્વે એટલા માટે થયા કરે છે કે તે દેશી શબ્દવ્યવહારથી પ્રભાવિત હિંદી શૈલી તથા અરબી-ફારસી શબ્દ-વ્યવહારથી પ્રભાવિત ઉર્દૂ શૈલી, બન્નેનો એક શબ્દથી એકીવખતે નિર્દેશ કરે. કૉંગ્રેસમાં, હિંદુસ્તાની એકેડેમીનાં અને કેટલાક સરકારી વિભાગોમાં આ જ અર્થમાં

તેનો પ્રયોગ થયો છે અને થાય છે. કેટલાક લોકો આ શબ્દનો પ્રયોગ તે પ્રકારની ભાષાને માટે કરે છે જેમાં હિંદી અને ઉર્દૂ શૈલીનું મિશ્રણ હોય.

"આ રીતે નિશ્ચિત અર્થમાં ઉર્દૂ અને હિંદુસ્તાની શબ્દોનું ચલન છે. આ વિષયમાં સંમેલનનો કોઈ વિરોધ નથી. પરંતુ સંમેલન સાહિત્યિક અને રાષ્ટ્રીય બન્ને દૃષ્ટિથી પોતાના અને પોતાની સમિતિઓના કામમાં હિંદી શૈલીનો અને એને માટે હિંદી શબ્દનો જ વ્યવહાર અને પ્રચાર કરે છે."

૭

આ પ્રમાણે ગાંધીજીએ હિંદીની જે વ્યાખ્યા આપી હતી અને જે પ્રમાણે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવામાં આવતો હતો તે, સંમેલનના આ નિર્ણય પછી, અ-સંભવિત થઈ ગયો. પૂ. ગાંધીજી, શ્રી જમનાલાલજી, શ્રી રાજેન્દ્રપ્રસાદજી વગેરે બધા કૉંગ્રેસી સભ્યોએ શ્રી ટંડનજીને લખ્યું કે, અમારા અભિપ્રાય પ્રમાણે રાષ્ટ્રભાષા હિંદુસ્તાની છે અને તેના પ્રચાર માટે એક અલગ સંસ્થા સ્થાપવી જરૂરી છે. શ્રી ટંડનજીએ, સંમેલનની કાર્યસમિતિના અભિપ્રાયથી, જવાબમાં જણાવ્યું કે, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના સભાસદ રહેતા હોવા છતાં પણ તેઓ અલગ સંસ્થા સ્થાપી શકે છે. ફક્ત બંને સંસ્થાઓના પદાધિકારી એક જ ન હોય. તે દરમ્યાન ફેબ્રુઆરી ૧૯૪૨માં શ્રી જમનાલાલજીનું આકસ્મિક મૃત્યુ થયું.

સને ૧૯૪૨માં ૫મી મેએ ગાંધીજીએ 'હિંદુસ્તાની પ્રચાર સભા' વર્ધામાં સ્થાપી. સભાના સભાપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને ઉપસભાપતિ મહાત્મા ગાંધીજી ચૂંટાયા. સભાની સ્થાપનાનો ઉદ્દેશ નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યો:

"લોકોમાં રાષ્ટ્રભાષા ફેલાવવાનું કામ કરવાથી એ જાણવા મળ્યું છે કે, જે ભાષાને કૉંગ્રેસે 'હિંદુસ્તાની'નું નામ આપ્યું છે તે ઓતપ્રોત થયેલી ઉર્દૂ-હિંદીનું સરળ રૂપ છે. આ તે ભાષા છે જે ઉત્તર હિંદુસ્તાનમાં બોલાય છે અને સમજાય છે અને આને જ હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ લોકો ઘણુંખરું સમજે છે અને વાપરે છે. આનાં સાહિત્યિક રૂપ હિંદી અને ઉર્દૂ એકબીજાથી દૂર ચાલ્યાં જતાં જાય છે. જરૂર એ વાતની છે કે આ બન્ને રૂપોને પણ એકબીજાની નજીક લાવવામાં આવે. દેશના તે હિસ્સાઓમાં, કે જ્યાં બીજી ભાષાઓ બોલાય છે, ત્યાં હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા પ્રમાણે ફેલાવવામાં આવે. તેટલા માટે અમે એક એવી સભા બનાવવા ઈચ્છીએ છીએ, જે સરળ હિંદી અને સરળ ઉર્દૂ બન્નેનો સાથે સાથે પ્રચાર કરે અને જેનો દરેક સભ્ય હિંદુસ્તાનીનાં આ બન્ને રૂપોને અને લિપિઓને જાણે અને જરૂરતને સમયે ઉપયોગ કરી શકે. આથી એક તો એ થશે કે આખા દેશમાં એક સરળ અને સાફ ભાષા ચાલશે; બીજું, રહેતાં રહેતાં આ સરળ ભાષામાં એવું સાહિત્ય પેદા થવા માંડશે જેમાં ઊંચા વિચાર અને ભાવોને પણ જાહેર કરવામાં આવશે."

હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા, એ પોતાના બંધારણમાં સભાનો હેતુ નીચે પ્રમાણે આપ્યો છે:

રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનો પ્રચાર કરવો, જે આખા હિંદુસ્તાનની સામાજિક, રાજનૈતિક, કારોબારી અને એવી બીજી જરૂરિયાતોને માટે દેશભરમાં કામ આવી શકે અને અલગ અલગ ભાષાઓ બોલનાર પ્રાંતોમાં મેળ-મિલાપ અને વાતચીતની ભાષા બની શકે.

નોટ—હિંદુસ્તાની તે ભાષા છે જે ઉત્તર હિંદુસ્તાનનાં શહેરો અને ગામોમાં હિંદુ, મુસલમાન વગેરે બધા બોલે છે, સમજે છે, અને પરસ્પરના વહેવારમાં વાપરે છે અને જે નાગરી અને ફારસી બન્ને લિપિમાં લખાય છે અને વંચાય છે અને જેનાં સાહિત્યિક રૂપ આજે હિંદી અને ઉર્દૂના નામથી ઓળખાય છે.

અત્યાર સુધી રાષ્ટ્રભાષાનો પ્રચાર કરતી વેળાએ રાષ્ટ્રભાષાની નાગરી અને ઉર્દૂ બન્ને લિપિઓનો સ્વીકાર કરાતો હતો તથા રાષ્ટ્રભાષા શીખનારાઓએ બન્ને લિપિ જાણવી જોઈએ એવી ઈચ્છા જાહેર કરવામાં આવતી હતી. પરંતુ તેને માટે જોઈએ તેટલો આગ્રહ ન હતો; તેમ ન તેને વ્યવસ્થિત અમલી રૂપ આપવામાં આવ્યું હતું. હવે હિંદુસ્તાની પ્રચાર સભાની સ્થાપનાની સાથે આ ખોટને પૂરી કરવાનું વિચારમાં આવ્યું.

સભાએ કામ શરૂ કર્યું ન કર્યું કે ૧૯૪૨નું ઑગસ્ટ આંદોલન શરૂ થયું અને મહાત્માજી તથા સભાના બીજા મોટા કાર્યકરોને જેલમાં મોકલી દેવામાં આવ્યા. સભાના એક સભાસદ શ્રી અમૃતલાલ નાણાવટી બહાર હતા. એક સાલ પછી જ્યારે નેતાઓના છુટકારાની કોઈ આશા દેખાઈ નહીં ત્યારે તેમણે પહેલવહેલો ગુજરાતમાં હિંદુસ્તાનીનો બન્ને લિપિઓમાં પ્રચાર શરૂ કર્યો. આ પ્રમાણે સભાના કામનો આરંભ એક પ્રાંતથી શરૂ થયો. જ્યારે સન ૧૯૪૪માં ગાંધીજી જેલમાંથી બહાર આવ્યા ત્યારે તેમણે તે કામ પસંદ કર્યું અને નવેમ્બરમાં સભાની બેઠક સેવાગ્રામમાં થઈ તેમાં પણ ઠરાવવામાં આવ્યું કે, ગુજરાતની માફક બીજા પ્રાંતોમાં હિંદુસ્તાનીનો પ્રચાર શરૂ કરવામાં આવે. એ પણ ઠરાવવામાં આવ્યું કે, છેવટની પરીક્ષા વર્ધાથી લેવામાં આવે અને નીચેની પરીક્ષાઓ જ્યાં પ્રાંતીય સંગઠન રચાયું હોય ત્યાં તે સંગઠન જ લે. આ રીતે આજે ગુજરાત અને મુંબઈમાં હિંદુસ્તાની પ્રચાર ચાલી રહ્યો છે. દક્ષિણ ભારતને બાદ રાખી બાકીના સિંધ, મહારાષ્ટ્ર, વિદર્ભ—નાગપુર, બંગાળા, આસામ, ઓરિસ્સા અને અન્ય પ્રાંતોમાં વર્ધાના મુખ્ય કાર્યાલયથી હિંદુસ્તાનીનો પ્રચાર થઈ રહ્યો છે. સભાના સભાસદ ગાંધીજી અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ ઉપરાંત પંડિત જવાહરલાલ નેહરુ, કાકા કાલેલકર, મૌલાના અબુલ કલામ આઝાદ, ડૉ. સૈયદ મહમદ, ડૉ. તારાચંદ, પંડિત સુંદરલાલ, શ્રીમન્નારાયણ અગ્રવાલ, મોટૂર સત્યનારાયણ, પેરીનબહેન કેપ્ટન, મગનભાઈ દેસાઈ અને બીજા નામાંકિત દેશસેવકો છે.

હવે 'દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા'એ પણ પોતાનું નામ બદલીને 'દક્ષિણ ભારત હિંદુસ્તાની પ્રચાર સભા' રાખ્યું છે અને શ્રી ચક્રવર્તી રાજગોપાલાચાર્યની દેખરેખમાં સભા હિંદુસ્તાનીનો બન્ને લિપિઓમાં પ્રચાર કરી રહી છે.

૯

જેલમાંથી બહાર આવ્યા પછી ગાંધીજીએ શ્રી ટંડનજીની સાથે લખાપટ્ટી અને વાતચીત દ્વારા બહુ કોશિશ કરી કે હિંદી સાહિત્ય સંમેલન અને હિં. પ્ર. સભાના કામ અને કાર્યકર્તાઓમાં મેળ હોય. પરંતુ તેમને સફળતા ન મળી અને છેવટે ૧૫મી જુલાઈ, ૧૯૪૫ને દિવસે સંમેલનમાંથી રાજીનામું આપતાં તેમણે શ્રી ટંડનજીને આ પ્રમાણે પત્ર લખ્યો:

"હું તો એટલું જ કહીશ કે, જ્યાં સુધી બન્યું ત્યાં સુધી હું તમારા પ્રેમને આધીન રહ્યો છું. હવે સમય આવ્યો છે કે તે જ પ્રેમ મને તમારો વિયોગ કરાવશે. હું તમારી વાત સમજી શકયો નથી. આ પત્ર તમે સંમેલનની સ્થાયી સમિતિ પાસે મૂકજો. મારો ખ્યાલ છે કે સંમેલને હિંદીની મારી વ્યાખ્યા સ્વીકારી નથી. હવે તો મારા વિચાર આ દિશામાં આગળ વધ્યા છે. રાષ્ટ્રભાષાની મારી વ્યાખ્યામાં હિંદી અને ઉર્દૂ લિપિ તથા બંને શૈલીઓનું જ્ઞાન આવે છે. એમ થવાથી જ બન્નેનો સમન્વય થવાનો હશે તો થઈ જશે. મને ભય છે કે મારી આ વાત સંમેલનને ખૂંચશે. તેથી મારું રાજીનામું કબૂલ કરવામાં આવે. હિંદુસ્તાની પ્રચારનું કઠણ કામ કરતાં કરતાં હું હિંદીની સેવા કરીશ અને ઉર્દૂની પણ."

૧૦

ભારતના પાકિસ્તાન અને હિંદી સંઘ એમ બે ટુકડા થઈ ગયા પછી કેટલાક લોકોના દિલમાં આ વિચાર આવ્યો કે, હવે શા માટે હિંદુસ્તાની અને બંને લિપિઓનો આગ્રહ હોવો જોઈએ? આ વિષયમાં ગાંધીજીના કેવા ખ્યાલો છે અને સભાની શી નીતિ રહેશે, તે તેઓ જાણવા માગતા હતા.

તા. ૬ઠ્ઠી સપ્ટેંબર ૧૯૪૭ને રોજ દિલ્હીમાં સભાની કાર્યસમિતિએ નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો, જેનો ખરડો ગાંધીજીએ કલકત્તાથી મોકલ્યો હતો:

"હિંદુસ્તાનના બે ટુકડા થઈ ગયા છે. એકનું નામ પાકિસ્તાન છે, બીજાનું ઇંડિયન યુનિયન. શું આપણા દિલના પણ ટુકડા થઈ ગયા છે? કોઈ કહે છે 'હા', કોઈ કહે છે 'ના'. તેથી એ પણ સવાલ પેદા થયો છે—સરકાર બે બની છે. તો શું રાષ્ટ્રભાષા પણ બે બનશે? એવો ભય તો રહે છે. આંદોલન થઈ રહ્યું છે કે યુનિયનની નાગરી લિપિમાં હિંદી અને પાકિસ્તાનની ઉર્દૂ લિપિમાં ઉર્દૂ રાષ્ટ્રભાષા હોય.

"જો આ વાત બંને ટુકડાઓમાં કબૂલ થઈ ગઈ તો સાફ પુરાવો મળશે કે બન્નેનાં દિલ પણ જુદાં છે. આથી વધારે દુ:ખની વાત કઈ હોઈ શકે? આ દુ:ખને રોકવાની હિંદુસ્તાની પ્રચાર સભાની ખાસ ફરજ થઈ પડે છે. અને એવી

આશા રાખવામાં આવે છે કે, હિંદુસ્તાની પ્રચાર સભાના સભાસદ અને હિંદુસ્તાની ભાષાના પ્રચારક હિંદુસ્તાનીને, જે નાગરી અને ફારસી બંને લિખાવટમાં લખાય-વંચાય છે, તેને ફેલાવવામાં બનતી પૂરી મહેનત કરશે.

"સભાની પ્રચાર અને પરીક્ષાની નીતિમાં કોઈ ફરક કરવાની જરૂર નથી."

૧૧

આના એક મહિના પહેલાં ગાંધીજીએ 'હરિજનબંધુ'માં 'ગરવી ગુજરાત પણ?' એ મથાળાનો લેખ લખ્યો હતો, જેમાં એ બતાવ્યું છે કે, પોતે ગુજરાતના લોકો પાસેથી હિંદુસ્તાની વિશે કેવી અપેક્ષા રાખે છે. તે લેખનો કેટલોક ભાગ નીચે આપવામાં આવ્યો છે:

"ગામડાંના કરોડો હિંદુમુસલમાનોને ચોપડીઓ સાથે લેવાદેવા ઓછી છે. તેમની બોલી હિંદુસ્તાની છે. આ બોલી મુસલમાન ઉર્દૂ લિપિમાં લખશે, હિંદુ કેટલાક નાગરીમાં અને કેટલાક ઉર્દૂમાં. તેથી મારો-તમારો ધર્મ બન્ને લિપિમાં લખવાનો થાય છે. આ ધર્મને ગુજરાતનાં ભાઈબહેનોએ હોંશે પાળ્યો છે. તેઓએ તેમ કરવામાં આનંદ માન્યો છે, કડવો ઘૂંટડો નથી પીધો. હવે શું ઉર્દૂ લિપિ કડવી થઈ ગઈ? મારે સારુ તો આ ઝેરી વાતાવરણમાં વધારે મીઠી થઈ.

". . . अयं निजः परो वेति गणना लघुचेतसाम् એ સનાતન શ્લોકને આધારે મારે-તમારે મન આ હિંદુસ્તાન અને પેલું પાકિસ્તાન એવો ભેદ નથી. આજે એવું ભલે તમે ને હું બે જ માનીએ. આપણે સાચા હઈશું, સાચા રહીશું તો કાલે બધા માનશે.

"આવી વિશાળ દૃષ્ટિ કૉંગ્રેસની હંમેશાં રહી છે. આજે એ દૃષ્ટિની વધારે જરૂર છે. બંદૂકબળથી હિંદના બે ટુકડા થયા છે. બંદૂકબળથી એ સંધાય નહીં; બેયનાં મન એક થશે ત્યારે—ને ત્યારે જ સંધાય.

"અત્યારની તૈયારી એથી ઊલટી છે. તેમાં કૉંગ્રેસીએ અડગ રહેવું ઘટે છે. રાષ્ટ્રભાષા બે નહીં એક જ હોય. તે સંસ્કૃતમય હિંદી ન હોય, ફારસીમય ઉર્દૂ ન હોય; તે તો બંનેનો સુંદર સહેલો સંગમ હોય ને તે વિકલ્પે બેય લિપિ-નાગરી ઉર્દૂમાં લખાય. ગરવી ગુજરાત, તું આ વાવાઝોડું ચાલે છે તેમાં નમીશ નહીં. જે દાંતે ધાન ચાવ્યાં છે તે કોલસા ચાવશે? મારું ચાલે તો નહીં જ. 'પ્રેમપંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને' એ પ્રીતમે આપણ બધાંને સારુ ગાયું છે. આપણે તેને અનુસરીએ. ઉર્દૂ લિપિથી ભાગીને કાયર ન થઈએ. પાછી પાની નથી કરવી."

૧૨

હમણાં તા. ૧૪ ડિસેમ્બર, ૧૯૪૭ને રોજ હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધાની કાર્યવાહક સમિતિની દિલ્હીની બેઠકના સમય પહેલાં ગાંધીજી સાથે ચર્ચા થઈ

રહી હતી. એક મહાશયે હિંદુસ્તાનના મુસલમાનોની ગણતરી કરતાં કહ્યું કે, 'અમુક કરોડની મુસલમાનોની સંખ્યામાંથી પાકિસ્તાનના આટલા મુસલમાનોને બાદ કરો.' ગાંધીજીએ ગંભીર અવાજે કહ્યું, "બાદ શા માટે કરે? મારે માટે તો કાશ્મીરથી કન્યાકુમારી સુધી બધો દેશ એક છે."

કેટલાક લોકોને ઉમેદ છે અને કેટલાકને ડર કે, હિંદુસ્તાનીનો અર્થ ઉર્દૂ છે અને તેનો જ પ્રચાર ગાંધીજી રાષ્ટ્રભાષા તરીકે કરી રહ્યા છે. આ ઉમેદ અને ડર બંને ખોટાં છે તે નીચે આપેલા તેમના વિચારોથી સિદ્ધ થશે:

"હિંદુસ્તાની એટલે ઉર્દૂ નહીં, પરંતુ હિંદી-ઉર્દૂનું સુંદર મિશ્રણ, અને નાગરી કે ઉર્દૂમાં લખેલું તે રૂપ જે ઉત્તર હિંદના લોકો સમજી શકે. આ પૂરી રાષ્ટ્રભાષા છે. બાકીની અધૂરી. પૂરી રાષ્ટ્રભાષાના શીખનારે આજે તો બન્ને લિપિઓ શીખવી જોઈએ અને બંને રૂપ જાણવાં જોઈએ. રાષ્ટ્રપ્રેમ આ નિશ્ચયપૂર્વક માગે છે. જે આ જાણશે તે કમાશે, નહીં જાણે તે ખોશે."

દેશમાં એક જ લિપિની જરૂર વિશે ગાંધીજીએ વરસો પહેલાં પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો હતો. 'યંગ ઇંડિયા' પુસ્તક ૯, પાન ૨૨૭ પર તેઓ લખે છે:

"હિંદુસ્તાનની બધી ભાષાઓ માટે એક જ લિપિ હોવી જોઈએ, અને તે દેવનાગરી જ થઈ શકે છે, મારી પાકી ખાતરી છે. . . . દેશની મહાન રાષ્ટ્રીય જાગૃતિ ફક્ત આ વિચારને લોકપ્રિય બનાવવા નહીં, પરંતુ તે દિશામાં કંઈક નક્કર કામ કરવાની તક આપે છે. . . . હિંદુ-મુસલમાન પાગલપણું પૂરા સુધારાના માર્ગમાં બેશક આડે આવે છે. પરંતુ દેવનાગરી લિપિ આખા હિંદમાં સામાન્ય થઈ જાય તે પહેલાં સંસ્કૃત અને દ્રાવિડી કુટુંબની બધી ભાષાઓ માટે એક જ લિપિ હોવી જોઈએ, તેવો હિંદુ હિંદનો અભિપ્રાય હોવો જોઈએ. . . . હિંદી કે હિંદુસ્તાનીનો રાષ્ટ્રભાષા તરીકે પ્રચાર કરવાના આંદોલન સાથે આ વાતને ગૂંચવવી નહીં જોઈએ. તે કામ બહુ ધીરે ધીરે પણ સ્થિરતાથી થઈ રહ્યું છે."

ગાંધીજીનો અભિપ્રાય છે કે, જ્યાં સુધી હિંદુ-મુસલમાનનાં દિલ એક ન થઈ જાય ત્યાં સુધી રાષ્ટ્રભાષા માટે દેવનાગરી અને ઉર્દૂ બંને લિપિઓ રહેવી જોઈએ અને શિખાઈ જવી જોઈએ. પરંતુ બીજી પ્રાંતીય ભાષાઓ શીખવામાં સરળ થાય તેટલા માટે હિંદભરની તમામ શાળાઓમાં હિંદુઓને માટે તો ઓછામાં ઓછું દેવનાગરીનું શિક્ષણ આવશ્યક કરી દેવું જોઈએ અને પ્રાંતીય ભાષાઓનું સુંદર સાહિત્ય નાગરીમાં પ્રકાશિત કરાવું જોઈએ.

તેમના લેખોના વાંચનારાઓને ગાંધીજીએ એક સૂચના દઈ રાખી છે. તેઓ કહે છે:

"મારા લેખોના ઉદ્યમી વાંચનારાઓને અને તેમાં મન દેનાર બીજાઓને હું એ કહેવા માગું છું કે, બધી વખતે હું એકસરખો જણાઉં તેની મને કોઈ પરવા નથી. મારી સત્યની શોધમાં મેં ઘણાય વિચારોનો ત્યાગ કર્યો છે અને ઘણીય નવી વસ્તુઓ હું શીખ્યો છું. ઉંમરમાં ભલે હું ઘરડો થયો હઈશ; પણ મને એવું નથી લાગતું કે મારો આંતરિક વિકાસ રોકાઈ ગયો છે કે આ દેહના પડ્યા પછી મારો વિકાસ રોકાઈ જશે. મને એક જ વાતની પડી છે અને તે પ્રત્યેક ક્ષણે સત્યનારાયણની વાણી પ્રમાણે ચાલવાની મારી તત્પરતા. અને તેટલા માટે જ્યારે મારા બે લેખોમાં વિરોધ જેવું કોઈને જણાય ત્યારે, જો મારી બુદ્ધિમાં તેને શ્રદ્ધા હોય તો, એક જ વિષયના બે લેખોમાંથી પછીના લેખને પ્રમાણભૂત માને."

આ કસોટી પર કસતાં પણ માલૂમ પડ્યું છે કે, રાષ્ટ્રભાષાને વિશે સન ૧૯૦૯થી લઈને સન ૧૯૪૮ સુધીના ગાંધીજીના વિચાર એકસરખા છે, એમાં કોઈ વિરોધ નથી.

હિંદુસ્તાની કોણ કોણ શીખે? ક્યારે શીખે? સન ૧૯૩૨-૩૩માં ગાંધીજીએ 'સત્યાગ્રહાશ્રમનો ઈતિહાસ' લખવો શરૂ કર્યો હતો. હાથે લખેલી તે પ્રતમાં 'શિક્ષણ' બાબત પણ વિચાર લખ્યા છે. તેઓ તે પ્રકરણમાં લખે છે કે "આઠ વર્ષનાં છોકરાંને હિંદી-ઉર્દૂ (હિંદુસ્તાની)નું જ્ઞાન રાષ્ટ્રભાષા તરીકે આપવામાં આવે. તેની શરૂઆત અક્ષરજ્ઞાનની પહેલાં થાય."

સન ૧૯૪૨માં જ્યારે 'હિંદુસ્તાની પ્રચાર સભા' સ્થાપવાની વાત સેવાગ્રામમાં ચાલી રહી હતી, સભા સ્થપાઈ ન હતી, ત્યારે ગુજરાતને માટે ગુજરાતના સંચાલક શ્રી અમૃતલાલ નાણાવટીની સહીથી, એક પત્રિકા (જે ગાંધીજીએ લખી આપી હતી,) કાઢવામાં આવી હતી. તેમાં કહેવામાં આવ્યું છે કે:

"આશા તો એ રાખવામાં આવે છે કે થોડા જ વખતમાં શિક્ષિત ભાઈબહેનોમાંથી એવો કોઈ નહીં મળે જે સાદી હિંદી અને ઉર્દૂ ન જાણતો હોય."

ગાંધીજીએ હિંદુસ્તાનીનો જોરથી પ્રચાર કર્યો અને તેને માટે ધન પણ એકઠું કર્યું પરંતુ હિંદુસ્તાન આઝાદ થયું તેના કેટલાક મહિના પહેલાંથી દેશભરમાં સાંપ્રદાયિક ઝેર અને હિંદુ-મુસલમાનના ઝઘડા એટલા બધા વધી ગયા કે ગાંધીજીએ દેશમાં શાન્તિ અને સંપ તથા અલગ અલગ કોમોમાં મેળ કાયમ કરવા માટે 'કરેંગે યા મરેંગે'નું વ્રત લીધું. ગાંધીજીએ નીચે આપેલા થોડા શબ્દોમાં પોતાની ભાવના પ્રગટ કરી છે, જે બધાએ પોતાના દિલમાં સંઘરવી જોઈએ:

"મારે માટે તો આજે જ એ સમય છે, જ્યારે મારે મહેનતપૂર્વક બંને લિપિઓ શીખવી જોઈએ અને એવી ભાષા બોલવી જોઈએ જે હિંદી અને ઉર્દૂ બંનેના બરાબર મેળવાળી હોય."

ચંપારણના દિવસોમાં ત્યાંની સરકાર ગાંધીજીને હાંકી કાઢી ન શકી, અને નીલવરોના રાજ્યની તપાસ શરૂ થઈ. ગોરા નીલવરો અને સરકારી અમલદારો ગાંધીજીને અનેક વાર કહે, "તમે તો બહુ સારા માણસ છો, પણ તમારા સાથીઓને તમે નથી ઓળખતા, એ લોકો બહુ જ ખરાબ છે. અમે એમને નહીં સ્વીકારીએ. તમે એમને છોડી દો, અને જુઓ અમારો તમારી સામે કશો વિરોધ નથી."

ગાંધીજીનો હંમેશનો એક જ જવાબ: "મારા સાથીઓને હું ઓળખું છું. તેમનામાં જે નાનામાં નાનો હશે તેના કરતાં હું જરાયે મોટો કે સારો નથી. એમની સાથે કામ કરવાની મને તક મળે છે એમાં હું ભૂષણ સમજું છું." આપણા કૃપાલાનીજી વિશે પણ સરકારી અમલદારોએ એવી જ ફરિયાદ કરી હતી અને ગાંધીજીએ એવો જ જવાબ આપ્યો હતો.

મને લાગે છે ગાંધીજીના સામાજિક જીવનનું મહત્ત્વ એમની આ ઉદારતાઓને આભારી છે. એમની ધર્મદૃષ્ટિ લોકોના દોષો જોવાની બનતાં સુધી 'ના' જ પાડે છે. અને જ્યારે જુએ ત્યારે માણસના દોષો એ જ એના જીવનનું પ્રધાન કે સ્થાયી અંગ છે એમ માનવાની પણ ના પાડે છે. અને તેથી જ હૃદયની વિશાળતાથી તેઓ બધાનો સ્વીકાર કરે છે, અને દરેકને બનતી મદદ કરે છે. એમને કશા ઐહિક લાભ કે પ્રતિષ્ઠાની પડેલી નહીં હોવાથી તેઓ કોઈના કામમાં માથું મારતા નથી. માગે તેને મદદ આપી છૂટે છે, અને અલિપ્ત જ રહે છે. પોતાના કામમાં પોતાની શરતે ગમે તેનો સહકાર સ્વીકારવા તત્પર રહે છે. અને પરિણામ ઈશ્વરના હાથમાં સુરક્ષિત છે એવી શ્રદ્ધાથી હંમેશ ચાલે છે.

અને પરિણામ એટલે શું? દુન્યવી લાભહાનિ બે દિવસનાં છે, સમાજનું હૃદય કંઈક ઉન્નત થાય, રાષ્ટ્રીય જીવન તેજસ્વી થાય, સત્યનું વધારે સ્પષ્ટ દર્શન થાય, અને શુદ્ધ હૃદયનો વિજય થાય એટલું જ માણસ ઈચ્છી શકે. એ પરિણામમાં ગાંધીજી કોઈ કાળે હાર્યા નથી. બીજા પરિણામની એમને જરાય પડી નથી.

હૃદયની વિશાળતા, દેશવાસીઓ સાથેની આત્મીયતા અને ઈશ્વરી સંકેત ઉપરની અઢળ નિષ્ઠા, એ ત્રણ ગુણો લોકોત્તર કોટિએ પહોંચવાથી તેમણે દુનિયા પર આટલી છાપ પાડી છે.

જ્યારે જ્યારે વિષમ પરિસ્થિતિમાં મૂંઝવણનો ઉકેલ એમને જડતો ન હતો ત્યારે તેમને તે બુદ્ધિ પાસેથી નહીં પણ હૃદય પાસેથી મળ્યો છે. શુદ્ધ હૃદય બુદ્ધિ-વિહીન નથી હોતું. શુદ્ધ હૃદય જ સત્યનો માર્ગ બતાવી શકે છે.

એમનો રાષ્ટ્રને ઉપદેશ શો છે એ તપાસવું હોય તો તે પ્રાચીન ઋષિના વચનમાં આપણને જડે એમ છે: महामना: स्यात् ।

# ૧૦. એક મૂંઝવણ

દુનિયાને તો મૌલિકતા જોઈએ! પછી ભલે એ મૌલિકતા ગાંડપણભરેલી કેમ ન હોય! ગાંધીજીની તરફેણમાં જે કાંઈ કહેવામાં આવે, તે તો અંધશ્રદ્ધા ઠરે છે, યા તો અનુયાયીની ઔપચારિક નિષ્ઠા ગણાય છે. તેની પાછળ લખનારના વ્યક્તિત્વનું તો કશું મૂલ્ય જ હોતું નથી. પરંતુ જ્યારે વિરોધી મત પ્રગટ કરવામાં આવે છે, ત્યારે એકદમ તેને પારમાર્થિક ગણી લેવામાં આવે છે. લખનાર જોઈ શકે છે કે આમાં એની કદર થતી નથી. પરંતુ ગાંધીજીની વિરુદ્ધ કાંઈક ને કાંઈક ઢૂંઢનારાઓને અવસર મળી ગયો—એનો જ એ મહોત્સવ હોય છે. આવું જોઈ કોઈ પણ સારો માણસ શરમનો માર્યો અધમૂઆ જેવો થઈ ગયા વિના ન રહે.

હવે આ બધાંમાંથી બચવાનો માત્ર એક જ ઈલાજ છે—એ છે કલાનો આશ્રય શોધવો તે. ગાંધીજીની વાતો જેટલી યાદ આવી શકે, તેટલી એકઠી કરીને એવી કલાત્મક ભાષામાં આપી દેવી જોઈએ કે જેથી વાંચનાર અચંબો પામે કે આ તે ટીકા છે કે રસગ્રહણ!

આ પ્રકારના લેખો લોકો ખૂબ રસપૂર્વક વાંચે છે એટલું જ નહીં, બલકે એવા લેખો સાહિત્યમાં અમર કીર્તિ પામે છે. એમાં કલાની અભિવ્યક્તિ કેટલી થઈ શકે છે, તે તો માત્ર એક રસેશ્વર જ જાણે. પરંતુ હાથમાં લાકડી લઈને દોરડાંનો પુલ પાર કરી જવા જેવી એમાં કરામત છે, એટલું તો ચોક્કસ. સત્યની ઉપાસના અને કલાની ઉપાસના, બન્ને એક જ સાથે કરી શકવાનું મુશ્કેલ છે. અને ધારો કે એમ માની લીધું કે આ કસરત આપણે કરી પણ શકયા, તોપણ પોતાના હૃદય સમક્ષ તો આપણે અપમાનિત જ દેખાવું પડશે. “તું જે વિભૂતિની પૂજા કરે છે, જેની સમક્ષ તારું જીવન એક અખંડ નમસ્કારસાં નત થાય છે, તેની સાથે આ પ્રકારની કલાની ધૂર્તતા આદરે છે! શું દુનિયાની શરમ એટલી મોટી હોય છે કે પોતાની શ્રદ્ધાને તેની સમક્ષ પ્રગટ કરતાં આટલો બધો સંકોચ વેઠવો પડે? કોણે કહ્યું હતું કે તું લખ યા બોલ? મૌનનું સામ્રાજ્ય તો તારું પોતાનું જ હતું! એ મૂકીને મદારીના ખેલ કરવા શું કામ નીકળ્યો?” જગતના ફિટકારને સહન કરવો સહેલો છે, પરંતુ પોતાના જ હૃદય સમક્ષ તિરસ્કૃત થયા પછી પોતાને પોતાનું મુખ કેમ કરી દેખાડી શકાય?

*

કોઈ એક તરુણે એક વાર રૉબર્ટ સ્ટિવન્સનની સલાહ માગી કે હું કલાકારનું જીવન (career) પસંદ કરું? સ્ટિવન્સને જવાબ આપ્યો કે જો તમારાથી બીજું કાંઈ પણ સારું થઈ શકે તેમ ન હોય તો તો પછી એ જ જીવન તમારે યોગ્ય છે, પરંતુ કલાકારનું જીવન એક વેશ્યાના જીવન કરતાં જરાય ભિન્ન નથી. એ

બિચારી પોતાના રૂપને અને પોતાના હાવભાવને વેચે છે. તેની માગ બહુ બહુ તો ચાર-પાંચ વર્ષ રહે છે. ત્યાર બાદ પણ જો એનું યૌવન કાયમ રહ્યું, તોપણ નવીનતાના પૂજારીઓ એકની જ પૂજા દીર્ઘકાળ પર્યંત કરવાને કારણે કંટાળી જાય છે અને કહે છે કે હવે તો કોઈક નવી વસ્તુ જોઈએ.

આવી દુર્ગતિ માત્ર સાહિત્યકારોની જ નથી હોતી, સમાજસેવકોની પણ આવી જ દશા ઘણી વાર થતી જોવામાં આવે છે. ક્ષુદ્ર માનવ કોઈ પણ વિભૂતિની પૂજા દીર્ઘકાળ સુધી નથી કરી શકતો. મનુષ્યજાતિ પોતાના ઉદ્ધારકમાં પણ પોતાના બધા દોષ જોવા ઈચ્છતી હોય છે. જ્યારે એને એ દોષ જોવા નથી મળતા, ત્યારે તે પોતાના પર જ ગુસ્સે થઈ જાય છે.

ગ્રીસમાં એક રાષ્ટ્રોદ્ધારક એવો થઈ ગયો કે જેણે ઘણા લાંબા સમય સુધી પોતાના દેશબાંધવોની ઉત્તમ પ્રકારે સેવા કરી હતી. લોકોએ જોયું કે તેની સ્તુતિ કરવા સિવાય હવે એમની પાસે કશું જ રહ્યું ન હતું. આખરે લોકો તેના તરફ એટલા બધા અકળાઈ ગયા કે એમણે દર વર્ષે એક માણસનો બહિષ્કાર કરવાનો પોતાનો હક એ રાષ્ટ્રોદ્ધારક પર જ અજમાવ્યો, અને એને દેશપાર કરી દીધો! થોડાક માણસોએ તો એટલે સુધી કહ્યું કે એક જ માણસની અમે ભક્તિ કર્યા કરીએ, એમાં અમારું જ અપમાન છે. આ માણસમાં કશો દોષ નથી, કશો સ્વાર્થ નથી, આળસ અને તંદ્રા પણ નથી—એ જ એનો સૌથી મોટો દોષ છે. એની સલાહ મુજબ ચાલવાથી જો અમે સત્‌યુગને—સુવર્ણયુગને પહોંચતા હોઈએ, તોપણ અમને એ કબૂલ નથી!

રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય તો જ્યારે મળશે ત્યારે મળશે, પરંતુ આપણું વ્યક્તિગત સ્વાતંત્ર્ય—પછી ભલેને એ ગુલામીને જ મજબૂત કરનારું કેમ ન હોય—આપણને સૌથી વધુ પ્રિય હોય છે. તેના વિના આપણને સંતોષ નથી વળતો.

*

"પચીસ વર્ષ થયાં અખંડ જાગૃતિથી ગાંધીજીએ દેશની લગામ પોતાના હાથમાં રાખીને દેશને ઉન્નત કર્યો—સ્વાતંત્ર્ય તરફ ચાલતો કર્યો. હવે ક્રાંતદર્શી આંખો સ્વાતંત્ર્યનું દૃશ્ય જોવા પણ લાગી છે. છતાં આપણે સદા એવું જ માન્યા કર્યું છે કે આ આપણે માટે શોભાસ્પદ નથી. અમે એમનું કહેવું માન્ય રાખીશું, પણ નાછૂટકે. એમને હંમેશાં કસોટીના પથ્થર પર કસતા તો રહીશું જ!"

*

હા, આ દેશમાં એક એવો પણ વર્ગ છે કે જેની વૃત્તિ બરાબર એનાથી ઊલટી છે. પંડિત જવાહરલાલ નેહરુ એ વર્ગના પ્રતિનિધિ છે, એવો મારો અભિપ્રાય છે. આ વર્ગને તાલીમ જ સાવ જુદા પ્રકારની મળેલી છે. ગાંધીજી પ્રતિ એમને શ્રદ્ધા છે. ગાંધીજીના બતાવેલા માર્ગે જવાનું પણ એમને કબૂલ છે. ગાંધીજીના અનુયાયી બનતાં એમને કશો સંકોચ કે ડર પણ નથી. એમ હોવા

છતાં આ વર્ગની સારીય જીવનરચના કોઈક એવા ભિન્ન પ્રકારની છે કે પ્રયત્ન કરવા છતાં પણ કેટલીક બાબતો એમના મનમાં પૂરી ઊતરતી નથી. એમની શ્રદ્ધાની જડ જ સાવ જુદા પ્રકારની છે. આ વર્ગ ગાંધીજી સાથે જેટલો વધારે મતભેદ રાખે છે, તેટલો જ તે વધારે નમ્ર બનતો જાય છે. ગાંધીજીનું ચારિત્ર્ય અને એમની દીર્ઘકાલિક સેવા પ્રત્યે એનો આદર વધતો જાય છે, અને તે પોતાના પર જ ચિડાતો જાય છે. આ વર્ગની આ મુશ્કેલી જોઈને અને તેની પોતાના જ પ્રત્યે પ્રકટ થતી ચીડ જોઈને એના તરફ આપણો આદર વધતો જાય છે. જે લોકો કેવળ કાર્યની જ દૃષ્ટિ રાખે છે, અને આ જ પર્યંત ગાંધીજીએ જે સલાહ આપી છે તેની યોગ્યતા સોળ આના સિદ્ધ થવાના કારણે ગાંધીજીના ઉપદેશની અધિક ચિકિત્સા નથી કરતા તથા પોતાની સારીય બુદ્ધિશક્તિ ગાંધીજીના ઉપદેશાનુસાર કાર્યાન્વિત કરવામાં સમર્પી દે છે, એવા લોકો અને પં. જવાહરલાલ નેહરુ જેમના પ્રતિનિધિ છે એવા લોકો વચ્ચે ક્યારેય સમન્વય થઈ શકશે નહીં અને ક્યારેય તેમની વચ્ચે અણબનાવ પણ થશે નહીં. નહેરમાં હોડી જ્યારે સામા પ્રવાહે જતી હોય છે, ત્યારે બન્ને કિનારા પર બે નાવિકો હોડીને દોરડાંથી બાંધીને પોતાની તરફ ખેંચતા હોય છે. બન્નેની ખેંચ પરસ્પર વિરોધી હોવા છતાં પણ હોડી બરાબર મધ્યમાં રહીને ચાલી જતી હોય છે. એ જ પ્રમાણે આ બન્ને પક્ષોની વચમાં રાષ્ટ્રીય મહાસભાની હોડી પણ પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રતિ જઈ રહી છે. અને હોડીમાં બેઠા બેઠા ગાંધીજી બન્નેનાં દોરડાં પોતાના હાથમાં પકડીને, જ્યારે જે બાજુ વાળવાની જરૂર હોય છે તે બાજુ ચૂપચાપ ખેંચતા જાય છે.

*

જેમને કાંઈ કાર્ય કરવું જ નથી, એમની પાસે વાદવિવાદ કરવા માટે પૂરતો સમય હોય છે. અને એમને બધા પ્રકારના જૂના અને નવા પ્રસંગો ઉકેલવા પડે છે. એ લોકો પણ રાષ્ટ્રની સેવા જ કરતા હોય છે; પરંતુ એમણે જાણવું જોઈએ કે એમનું કાર્ય ગૌણ છે.

**સપ્ટેમ્બર, ૧૯૩૮**

# ૧૧. આત્મવીરની અભિનવ સાધના*

ગાંધીજી જીવતા હતા ત્યારે એમના એક અંતેવાસી તરીકે એમને વિશે કાંઈ પણ બોલતાં ઘણો સંકોચ થતો. આજે તેઓ આપણી વચ્ચે નથી એવે વખતે એમને વિશે બોલવા જતાં રખે ને એમની વિભૂતિને અન્યાય કરી બેસીશ એ જાતનો સંકોચ મનમાં રહે છે.

---

* **પર્યુષણ વ્યાખ્યાનમાળા, મુંબઈના વ્યાખ્યાન(તા. ૭-૯-૧૯૪૮)ની નોંધ ઉપરથી.**

અને આ વરસ દરમિયાન ગાંધીજીની મહાનતા વિશે કેવળ હિંદુસ્તાનના જ નહીં પણ આખી દુનિયાના નાનામોટા અસંખ્ય લોકોએ અનેક બાજુએથી એટલું બધું કહ્યું છે કે હવે ગાંધીજી વિશે કાંઈ પણ નવું ભાગ્યે જ બોલી શકાય.

ગાંધીજી હિંદુસ્તાનના અનન્ય સેવક હતા. એમણે હિંદુસ્તાનને સ્વરાજ મેળવવાનો એક અદ્વિતીય રસ્તો બતાવ્યો અને હિંદુસ્તાનની આખી સંસ્કૃતિને નવો વેગ આપ્યો; એટલું જ નહીં પણ એક નવી દિશા બતાવી. આ રીતે એમનું આખું જીવનકાર્ય હિંદુસ્તાનમાં જ એકાગ્ર નિષ્ઠાથી કેન્દ્રિત હતું; છતાં એમણે હિંદુસ્તાન મારફતે આખી દુનિયાની એટલી બધી ઉજ્જવળ સેવા કરી છે કે ગાંધીજીને આપણે માત્ર હિંદ-ઉદ્ધારક નહીં ગણતાં જગદ્-ઉદ્ધારક તરીકે જ ઓળખીએ છીએ. કેવળ આપણે જ નહીં પણ તમામ દુનિયાના લોકો એમની એ સેવા સ્વીકારે છે.

એનું મુખ્ય કારણ એ હતું કે એમણે આપણાં દુઃખનું મૂળ શોધી કાઢતાં આખી દુનિયાના દર્દની જડ જોઈ લીધી અને માણસજાતને ઊંચે ચડીને જ એ દર્દ દૂર કરવાના રસ્તા બતાવ્યા; અને તેથી જ દુનિયાભરના વિચારવીરો, કર્મવીરો અને સેવાવીરો એમના પ્રત્યે આકર્ષાયા.

ગાંધીજીનો ઘણોખરો વખત આપણા દેશના નાનામોટા લોકોને સલાહ આપવામાં અને દોરવામાં જતો; અને છતાં એમની પાસે આવનારા પરદેશીઓની સંખ્યા ઓછી ન હતી. હિંદુસ્તાનની સેવા કરવા આવેલા પરદેશીઓ તો એમની પાસે આવતા જ, પણ જેમને હિંદુસ્તાનના નહીં પણ પોતપોતાના દેશના કટોકટીના સવાલોની જ પડી હતી, એવા લોકો પણ ગાંધીજી પાસે આવી પોતાના કાર્ય માટે નવી પ્રેરણા મેળવીને પાછા જતા. છેલ્લે છેલ્લે એવું એક પણ અઠવાડિયું નહીં ગયું હોય, કે જ્યારે પરદેશના લોકો આવી રીતે એમની પાસેથી પ્રેરણા લેવા નહીં આવ્યા હોય.

હું એવા પણ દાખલા જાણું છું કે યુરોપ કે અમેરિકાનો કોઈ માણસ ત્યાંથી કેબલ કરીને ગાંધીજી પાસેથી અરધા કલાકની મુલાકાતની રજા માગી લે; હજારો રૂપિયા ખર્ચીને અહીં આવી જાય. પોતાને પૂછવાના સવાલો મનમાં ગોઠવીને અરધા કલાકમાં જેટલું મેળવાય તેટલું મેળવી લે અને પોતાની બધી મહેનત લેખે લાગી એવી ધન્યતા અનુભવતા પાછા જાય.

એશિયામાં ફેલાયેલા ભૂખમરાની વિકરાળતા જાણી અમેરિકાના કેટલાક બહુ મોટા લોકો 'આપણે કઈ રીતે મદદ કરી શકીએ' એ જાતે જોવા અહીં આવ્યા હતા. એમનું એ શિષ્ટમંડળ ગાંધીજીને દિલ્હી ખાતે બિરલામંદિર પાસેના ભંગીવાસમાં મળ્યું. ઘણા સવાલજવાબ થયા. એક જણે ગાંધીજીને સીધો સવાલ પૂછ્યો કે, 'હિંદુસ્તાનની ભીડ ભારે છે, જાપાનની પણ છે, બન્નેને મદદ ન પહોંચાડી શકીએ તો અમારે કોને મદદ કરવી?'

હિંદુસ્તાનમાં ભૂખમરાથી લાખ્ખો લોકો ટળવળતા હતા. ગાંધીજીની પ્રથમ જવાબદારી પોતાના દેશ પ્રત્યે જ હતી; એટલે એમને ઠેકાણે બીજો કોઈ પણ માણસ હોત, તો હિંદુસ્તાનનું જ નામ લેત અને એમાં એમનો વાંક ન કઢાત. પણ ધર્મમૂર્તિ ગાંધીજીને અમેરિકાના પ્રતિનિધિએ 'અમારો ધર્મ શો' એ સવાલ પૂછયો હતો. ગાંધીજી એક ક્ષણ થોભ્યા અને ગંભીર સ્વરે એમણે જવાબ વાળ્યો: 'મારા મનમાં લવલેશ શંકા નથી કે તમારે જાપાનને જ મદદ કરવી.' અને તરત કારણ પણ કહી દીધું: 'હિંદુસ્તાનને મદદ કરશો તો તે સેવાભાવથી પ્રેરાઈને, ઉપકારવૃત્તિથી અથવા આંતરિક માનવતાના સંતોષને કારણે; પણ તમારે જાપાનની સેવા કરવી છે પ્રાયશ્ચિત્ત તરીકે. તમે લોકોએ માણસાઈનું ખૂન કરી જાપાનનો નાશ કર્યો છે, એક બાહોશ અને માની વીરરાષ્ટ્રના આત્માને હણ્યો છે. એ પાપ ધોઈ કાઢવું એ તમારી પ્રથમ ફરજ છે. એ દિશામાં યત્કિંચિત્ પણ કરી શકશો, તો તમારી માણસાઈ બચવા પામશે.' સાંભળનારા તો સડક જ થઈ ગયા અને એ સંવાદ સાંભળવા હું ત્યાં હાજર હતો એની મેં તે ક્ષણે ધન્યતા અનુભવી.

એવી જ રીતે આરબો વચ્ચે અને યહૂદીઓ વચ્ચે ઝઘડો ફાટયો. ત્યારે એ આખા પ્રશ્ન ઉપરનું સાહિત્ય વાંચી, બન્ને બાજુની દલીલો સાંભળી, યહૂદીઓને દૂરંદેશીની સલાહ આપતા બાપુજીને મેં સાંભળ્યા છે. તે વખતે પણ મને થયેલું કે વિશ્વશાંતિ સ્થાપવા માટે અથવા આખી દુનિયાનાં તમામ રાષ્ટ્રોમાં કૌટુંબિક ભાવ ઉત્પન્ન કરવા માટે યૂનો જેવી દરબારી સંસ્થા ઊભી કરવા કરતાં જો દુનિયાએ એકલા ગાંધીજીને સરપંચ નીમ્યા હોત, તો માણસના લોહીની જે નદીઓ વહે છે તે અટકી ગઈ હોત અને સંસ્કૃતિનો નાશ થતો બચી ગયો હોત. પણ સાંકડા મનની દુનિયા ગાંધીજીનું માહાત્મ્ય પૂર્ણપણે ઓળખી ન શકી; અને બધું એમના હાથમાં સોંપવાની કોઈએ હિંમત ન કરી.

આપણા દેશમાં ગાંધીજીએ કૉંગ્રેસ જેવી તે વખતે નાનકડી પણ સ્વરાજને વરેલી એકમાત્ર સંસ્થા હાથમાં લીધી અને એને દુનિયામાં સૌથી મોટી નૈતિક મૂડીવાળી જનશક્તિની સંસ્થા બનાવી; તેમ જ આખા દેશમાં અનેક વાર ફરીને નાનામોટા અસંખ્ય નેતાઓ એમણે ઘડી કાઢ્યા—ખરેખર અક્ષરશઃ ઘડી કાઢ્યા, એ સંસ્થાએ અને એ નેતાઓએ ગાંધીજીનું કાર્ય તો કરી આપ્યું પણ એમણે બતાવેલી સાધના સાધી નહીં, એની ઉપેક્ષા જ કરી. કેટલાકોએ તો એની ઠેકડી પણ કરી. પરિણામે આપણા દેશની સ્થિતિ શીશમહાલ જેવી થઈ છે.

મધ્યકાલીન રાજમહેલોમાં એકાદ ઓરડીમાં જમીન, દીવાલ અને છત બધે અરીસાના નાના નાના કટકાઓ બેસાડેલા હોય છે. એક ચંદ્રજ્યોતિ એ ખંડમાં સળગાવો એટલે અસંખ્ય અરીસામાંથી તેટલાં જ પ્રતિબિંબો ઝળકી ઊઠે છે અને રંગીન પ્રકાશની દિવાળી થઈ જાય છે. આપણને લાગે છે કે લાખેક દીવાઓ ઝળહળી ઊઠયા છે! પણ એ બધાં બિંબો થોડાં જ હોય છે—એક બિંબનાં

અસંખ્ય પ્રતિબિંબો! બિંબનો પ્રકાશ ઝાંખો પડી હોલવાઈ ગયો કે આખો ખંડ સનાતન અંધારામાં ડૂબી જવાનો!

ગાંધીજીની અસર એવી જ હતી એમ નહીં કહું. એમણે જવાહરલાલજી જેવા કેટલાક આર્યભૂષણ પુરુષોમાં જ્યોતિ જગાવી અને આજે તે જ આપણને કંઈક આશાનાં કિરણ બતાવી શકે છે. આપણે જે બધા એમને રસ્તે ચાલ્યા, એમનું કામ કરતા થયા, તે બધાએ જો એમણે બતાવેલી સાધના અંગીકારી હોત તો હિંદુસ્તાનમાં શીશમહાલ બનવાને બદલે સ્વયંભૂ તેજ ફેલાવનારા નવલખ તારાનું આકાશ બન્યું હોત.

સત્યાગ્રહ દ્વારા અહિંસક પ્રતિકાર કરીને વિજય મેળવવાનો નવો માર્ગ ગાંધીજીએ દુનિયા આગળ રજૂ કર્યો. એ સત્યાગ્રહથી જ આપણને સ્વરાજ મળ્યું એમ ન કહેવાય, પણ સત્યાગ્રહ મારફતે દેશમાં એક નવી શક્તિ પેદા ન થઈ હોત અને કૉંગ્રેસ મારફતે એનું સંગઠન ન થયું હોત, તો કોઈ કાળે આપણા હાથમાં સ્વરાજ ન આવ્યું હોત.

સત્યાગ્રહ અથવા અહિંસક પ્રતિકાર એ ગાંધીજીની આખી દુનિયાના દબાયેલા અને રંજાડાયેલા લોકો માટે અદ્ભુત ભેટ છે. જેના હાથમાં સત્યાગ્રહ છે, તેને કોઈ કાળે પરાણે અપમાનજનક સ્થિતિમાં રહેવું નથી પડતું. ગમે તે પરિસ્થિતિમાં સત્યાગ્રહી માણસ આત્મગૌરવ સાચવી જ શકે છે.

રાજદ્વારી હિલચાલ અને સ્વરાજ્યપ્રાપ્તિ એટલું જ ગાંધીજીનું જીવનકાર્ય ન હતું. એમણે જીવનને સ્પર્શતાં અસંખ્ય ક્ષેત્રો ખેડયાં. એમની અહિંસા રાજદ્વારી લડત પૂરતી જ ન હતી. પશુપક્ષી, સર્પવીંછી અને ઝાડપાન સુધી અહિંસક રહેવા તેઓ મથતા હતા. પણ એમણે જોયું કે આજનો જમાનો, આજની માણસ-જાત, આટલી અહિંસા ઝીલી ન શકે. એ અધિકાર માણસે મેળવ્યો નથી. તેથી એમણે માણસ માણસ વચ્ચેના વહેવારમાં ચાલતી હિંસા દૂર કરવાનું કામ પોતાના હાથમાં લીધું. અમે જેલમાં હતા ત્યારે દાતણને અર્થે લીમડાની જરૂર કરતાં મોટી ડાળ તોડું અથવા પીંજણને ઘસવા માટે લીમડાનાં વધારે પડતાં પાંદડાં તોડું તેય એમને ગમતું ન હતું. ‘જરૂરી પાંદડાં ક્ષમા માગીને જ તોડાય’ એમ તેઓ કહેતા. ભગવાન મહાવીરનું સ્મરણ કરવાના દિવસે ગાંધીજીની આ બાજુ મારે આપની આગળ વિશેષ રીતે રજૂ કરવી જોઈએ. વૃત્તિએ આટલા અહિંસક હોવા છતાં એમણે ફક્ત માણસ માણસ વચ્ચેની હિંસા ટાળવાનો જ સવાલ હાથમાં લીધો હતો. એની સાથે જેની મહેનત વગર અને જેના દૂધ વગર આપણે જીવી જ શકતા નથી, તે ગાય-બળદની રક્ષા અને સેવાનું કાર્ય એમણે પોતાનું કર્યું હતું અને એનો કાર્યક્રમ નવી ઢબે દેશ આગળ મૂકયો હતો.

ગાંધીજીએ હરિજનો, સ્રીજનો અને ભૂમિજનોની હજારો વરસની કફોડી સ્થિતિ દૂર કરવા માટે ભારે જહેમત ઉઠાવી.

હિંદુસ્તાનમાં ભૂખમરાથી લાખ્ખો લોકો ટળવળતા હતા. ગાંધીજીની પ્ર જવાબદારી પોતાના દેશ પ્રત્યે જ હતી; એટલે એમને ઠેકાણે બીજો કોઈ માણસ હોત, તો હિંદુસ્તાનનું જ નામ લેત અને એમાં એમનો વાંક ન કહે પણ ધર્મમૂર્તિ ગાંધીજીને અમેરિકાના પ્રતિનિધિએ 'અમારો ધર્મ શો' એ સ પૂછ્યો હતો. ગાંધીજી એક ક્ષણ થોભ્યા અને ગંભીર સ્વરે એમણે જવાબ વાળ 'મારા મનમાં લવલેશ શંકા નથી કે તમારે જાપાનને જ મદદ કરવી.' અને કારણ પણ કહી દીધું: 'હિંદુસ્તાનને મદદ કરશો તો તે સેવાભાવથી પ્રેરા ઉપકારવૃત્તિથી અથવા આંતરિક માનવતાના સંતોષને કારણે; પણ તમારે જાપા સેવા કરવી છે પ્રાયશ્ચિત્ત તરીકે. તમે લોકોએ માણસાઈનું ખૂન કરી જાપા નાશ કર્યો છે, એક બાહોશ અને માની વીરરાષ્ટ્રના આત્માને હણ્યો છે. એ ધોઈ કાઢવું એ તમારી પ્રથમ ફરજ છે. એ દિશામાં યત્કિંચિત્ પણ કરી શ તો તમારી માણસાઈ બચવા પામશે.' સાંભળનારા તો સડક જ થઈ ગયા : એ સંવાદ સાંભળવા હું ત્યાં હાજર હતો એની મેં તે ક્ષણે ધન્યતા અનુભવી

એવી જ રીતે આરબો વચ્ચે અને યહૂદીઓ વચ્ચે ઝઘડો ફાટયો. ત્યારે આખા પ્રશ્ન ઉપરનું સાહિત્ય વાંચી, બન્ને બાજુની દલીલો સાંભળી, યહૂદી દૂરંદેશીની સલાહ આપતા બાપુજીને મેં સાંભળ્યા છે. તે વખતે પણ મને થ કે વિશ્વશાંતિ સ્થાપવા માટે અથવા આખી દુનિયાનાં તમામ રાષ્ટ્રોમાં કૌટું ભાવ ઉત્પન્ન કરવા માટે યૂનો જેવી દરબારી સંસ્થા ઊભી કરવા કરતાં દુનિયાએ એકલા ગાંધીજીને સરપંચ નીમ્યા હોત, તો માણસના લોહીની જે નદી વહે છે તે અટકી ગઈ હોત અને સંસ્કૃતિનો નાશ થતો બચી ગયો હોત. સાંકડા મનની દુનિયા ગાંધીજીનું માહાત્મ્ય પૂર્ણપણે ઓળખી ન શકી; અને એમના હાથમાં સોંપવાની કોઈએ હિંમત ન કરી.

આપણા દેશમાં ગાંધીજીએ કૉંગ્રેસ જેવી તે વખતે નાનકડી પણ સ્વરા વરેલી એકમાત્ર સંસ્થા હાથમાં લીધી અને એને દુનિયામાં સૌથી મોટી નૈ મૂડીવાળી જનશક્તિની સંસ્થા બનાવી; તેમ જ આખા દેશમાં અનેક વાર ફ નાનામોટા અસંખ્ય નેતાઓ એમણે ઘડી કાઢ્યા — ખરેખર અક્ષરશઃ ઘડી કાઢ એ સંસ્થાએ અને એ નેતાઓએ ગાંધીજીનું કાર્ય તો કરી આપ્યું પણ એ બતાવેલી સાધના સાધી નહીં, એની ઉપેક્ષા જ કરી. કેટલાકોએ તો એની ઠે પણ કરી. પરિણામે આપણા દેશની સ્થિતિ શીશમહાલ જેવી થઈ છે.

મધ્યકાલીન રાજમહેલોમાં એકાદ ઓરડીમાં જમીન, દીવાલ અને છત અરીસાના નાના નાના કટકાઓ બેસાડેલા હોય છે. એક ચંદ્રજ્યોતિ એ ખ સળગાવો એટલે અસંખ્ય અરીસામાંથી તેટલાં જ પ્રતિબિંબો ઝળકી ઊઠે છે ર રંગીન પ્રકાશની દિવાળી થઈ જાય છે. આપણને લાગે છે કે લાખેક દીવા

અસંખ્ય પ્રતિબિંબો! બિંબનો પ્રકાશ ઝાંખો પડી હોલવાઈ ગયો કે આખો ખંડ સનાતન અંધારામાં ડૂબી જવાનો!

ગાંધીજીની અસર એવી જ હતી એમ નહીં કહું. એમણે જવાહરલાલજી જેવા કેટલાક આર્યભૂષણ પુરુષોમાં જ્યોતિ જગાવી અને આજે તે જ આપણને કંઈક આશાનાં કિરણ બતાવી શકે છે. આપણે જે બધા એમને રસ્તે ચાલ્યા, એમનું કામ કરતા થયા, તે બધાએ જો એમણે બતાવેલી સાધના અંગીકારી હોત તો હિંદુસ્તાનમાં શીશમહાલ બનવાને બદલે સ્વયંભૂ તેજ ફેલાવનારા નવલખ તારાનું આકાશ બન્યું હોત.

સત્યાગ્રહ દ્વારા અહિંસક પ્રતિકાર કરીને વિજય મેળવવાનો નવો માર્ગ ગાંધીજીએ દુનિયા આગળ રજૂ કર્યો. એ સત્યાગ્રહથી જ આપણને સ્વરાજ મળ્યું એમ ન કહેવાય, પણ સત્યાગ્રહ મારફતે દેશમાં એક નવી શક્તિ પેદા ન થઈ હોત અને કૉંગ્રેસ મારફતે એનું સંગઠન ન થયું હોત, તો કોઈ કાળે આપણા હાથમાં સ્વરાજ ન આવ્યું હોત.

સત્યાગ્રહ અથવા અહિંસક પ્રતિકાર એ ગાંધીજીની આખી દુનિયાના દબાયેલા અને રંજાડાયેલા લોકો માટે અદ્ભુત ભેટ છે. જેના હાથમાં સત્યાગ્રહ છે, તેને કોઈ કાળે પરાણે અપમાનજનક સ્થિતિમાં રહેવું નથી પડતું. ગમે તે પરિસ્થિતિમાં સત્યાગ્રહી માણસ આત્મગૌરવ સાચવી જ શકે છે.

રાજદ્વારી હિલચાલ અને સ્વરાજ્યપ્રાપ્તિ એટલું જ ગાંધીજીનું જીવનકાર્ય ન હતું. એમણે જીવનને સ્પર્શતાં અસંખ્ય ક્ષેત્રો ખેડયાં. એમની અહિંસા રાજદ્વારી લડત પૂરતી જ ન હતી. પશુપક્ષી, સર્પવીંછી અને ઝાડપાન સુધી અહિંસક રહેવા તેઓ મથતા હતા. પણ એમણે જોયું કે આજનો જમાનો, આજની માણસ-જાત, આટલી અહિંસા ઝીલી ન શકે. એ અધિકાર માણસે મેળવ્યો નથી. તેથી એમણે માણસ માણસ વચ્ચેના વહેવારમાં ચાલતી હિંસા દૂર કરવાનું કામ પોતાના હાથમાં લીધું. અમે જેલમાં હતા ત્યારે દાતણને અર્થે લીમડાની જરૂર કરતાં મોટી ડાળ તોડું અથવા પીંજણને ઘસવા માટે લીમડાનાં વધારે પડતાં પાંદડાં તોડું તેય એમને ગમતું ન હતું. 'જરૂરી પાંદડાં ક્ષમા માગીને જ તોડાય' એમ તેઓ કહેતા. ભગવાન મહાવીરનું સ્મરણ કરવાના દિવસે ગાંધીજીની આ બાજુ મારે આપની આગળ વિશેષ રીતે રજૂ કરવી જોઈએ. વૃત્તિએ આટલા અહિંસક હોવા છતાં એમણે ફક્ત માણસ માણસ વચ્ચેની હિંસા ટાળવાનો જ સવાલ હાથમાં લીધો હતો. એની સાથે જેની મહેનત વગર અને જેના દૂધ વગર આપણે જીવી જ શકતા નથી, તે ગાય-બળદની રક્ષા અને સેવાનું કાર્ય એમણે પોતાનું કર્યું હતું અને એનો કાર્યક્રમ નવી ઢબે દેશ આગળ મૂકયો હતો.

ગાંધીજીએ હરિજનો, સ્ત્રીજનો અને ભૂમિજનોની હજારો વરસની સ્થિતિ દૂર કરવા માટે ભારે જહેમત ઉઠાવી.

ધંધાવિષયક અને વૈવાહિક — બધાં જ ક્ષેત્રોમાં વ્યક્તિએ સમાજના અંકુશ તળે રહેવું જોઈએ. સમાજ માટે વ્યક્તિ છે. એ લોકો આપણો જૂનો શ્લોક પણ ટાંકે છે: त्यजेत् एकम् कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् । ग्रामं जनपदस्यार्थे— (ચોથી લીટી આપણે છોડી દઈએ.) આ પક્ષ આપણને સર્વસત્તાવાદી—Totalitarian—સમાજવાદ કે સામ્યવાદ તરફ લઈ જાય છે; અને જેને આજે ડેમૉક્રેસી કહે છે તે આ બે છેડા વચ્ચે જેમતેમ માંડવાળ કરીને ચાલવા માટે ફાંફાં મારે છે.

ગાંધીજીએ જોયું કે જોકે બહુજનસમાજની આજની સ્થિતિમાં કામચલાઉ વ્યવસ્થા તરીકે ડેમૉક્રસી ઠીક છે, પણ જ્યાં સુધી વ્યક્તિ અને સમાજ બન્ને આત્મશુદ્ધિ ન કરે ત્યાં સુધી એ બે છેડા વચ્ચે વિરોધ, ઝઘડો કે સંઘર્ષ રહેવાનો જ. જો વ્યક્તિ અને સમાજ બન્ને શુદ્ધ થઈ જાય તો બન્ને એકબીજાને પૂર્ણપણે પોષક છે.

વ્યક્તિમાં સ્વાર્થ હોય છે. આપ-પર ભાવ હોય છે. ભોગ અને ઐશ્વર્યની લાલસામાં વ્યક્તિ તણાઈ જાય છે. વાસનાની દાસ બને છે અથવા અહંકારથી તોછડાઈ કેળવે છે. પરિણામે વ્યક્તિમાં અસામાજિકતા આવી જાય છે. બીજે છેડે સમાજમાં સંકુચિતતા, ઉચ્ચનીચ ભાવ અને બીજા ઉપર રાજ્ય ચલાવવાની મેલી અભિલાષા દેખા દે છે; અને તેથી સમાજ વ્યક્તિને અને બીજા સમાજને નિચોવવા માગે છે; યુદ્ધ ચલાવે છે અને આત્મહત્યાને રસ્તે જાય છે. વ્યક્તિ અને સમાજ બન્ને આત્મશુદ્ધિ દ્વારા નિર્વિકારી થઈ જાય એટલે એની મેળે સર્વોદય સમાજ સ્થપાવાનો. આને માટે આખી દૃષ્ટિ ફેરવવાનું કામ ગાંધીજીએ આખો જન્મારો કર્યું છે, પણ વ્યક્તિ અને સમાજ બન્નેએ દુર્દૈવે એ તરફ દુર્લક્ષ જ કર્યું છે.

મારે જે બીજી મહત્ત્વની વાત કહેવાની છે, તે ગાંધીજીએ પોતાની જાતને કેળવવા માટે જે સાધના ખીલવી તેની છે. અત્યાર સુધીના ધર્માચાર્યોએ કે ધર્મ-સંસ્થાપકોએ જે જે સાધના બતાવી છે, તેનો ગાંધીજીએ ઓછોવધતો અભ્યાસ કર્યો જ હતો. એના પ્રત્યે એમને આદર પણ હતો. પણ એમણે પોતાની આખી સાધના પોતાની મેળે જ વિકસાવી હતી. જેમ કેળવણીમાં નવી દિશા સૂચવતાં એમણે કહ્યું કે કેળવણી જીવન માટે તો હોવી જ જોઈએ પણ એ જીવનવાટે પણ હોવી જોઈએ. એવી જ રીતે એમણે પોતાની આધ્યાત્મિક સાધના પણ જીવન મારફતે જ સાધી; એટલે કે જીવનને જ સાધનામય બનાવી દીધું. એમનો યોગ પણ જીવનયોગ હતો; અને હું માનું છું કે એમણે એ સાધના, માણસની શક્તિ પ્રમાણે, પૂર્ણત્વ સુધી પહોંચાડી હતી.

એમની સાધનાની મુખ્ય ખૂબી એ હતી કે એમણે એ બધી સાધના પોતાની આસપાસના સમાજને સાક્ષી રાખીને, અમુક હદ સુધી તેનો સહકાર મેળવીને

અને હમેશાં એનો આશીર્વાદ યાચીને સાધી હતી. એમની પાસે ખાનગી એવું કશું ન હતું. બીજાને અગવડ જેવું જણાય એટલું જ તેઓ ખાનગી રાખતા. આખું જીવન પ્રગટ રાખીને એમણે અસાધારણ શુદ્ધિ મેળવી હતી. સત્ય, અહિંસા, પારમાર્થિકતા અને પ્રગટતા એ એમની સાધનાની લોકોત્તર વિશેષતા હતી.

એમની એ સાધનાનું ખાસ અધ્યયન થવું જોઈએ; કેમ કે એ વાટે જ દુનિયાને ઉદ્ધારનો રસ્તો મળવાનો છે. અત્યારે તો એનો કેવળ અંગુલિનિર્દેશ જ કર્યો છે. સાધનવીરોએ એમના આખા જીવનનું અને એનાં પ્રેરક તત્ત્વોનું ઊંડું અધ્યયન કરી અને એમના સાથીઓએ એમની જીવનદૃષ્ટિનું અને કાર્યપદ્ધતિનું પૃથક્કરણ કરી સાધકો આગળ ગાંધીજીની અભિનવ સાધના રજૂ કરવી જોઈએ.

ગાંધીજીની આ સાધનામાં એક બાજુએ સત્યનિષ્ઠા, સંયમ, ઇંદ્રિયજય, એને અંગે ઉપવાસ, આત્મપરીક્ષણ અને પ્રાર્થના આવે છે; તો બીજી બાજુ આવે છે દોષોનો અને ભૂલોનો જાહેર એકરાર, સેવામય જીવન, સેવાર્થે સ્વાર્થત્યાગ, આત્મૌપમ્ય અને અંતે આત્મૈક્ય.

સનાતની બૌદ્ધ અને જૈન યોગસૂત્રોમાંથી એમણે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એ પાંચ યમો લીધા અને એમાં નિર્ભયતા, અસ્પૃશ્યતા-નિવારણ, સ્વદેશી, સર્વધર્મસમભાવ, શરીરશ્રમ — એ છ નવા યમો ઉમેર્યા; અને એમાં નમ્રતાના વાતાવરણની આવશ્યકતા બતાવી સાધના પૂરી કરી દીધી.

ગાંધીજીની સાધનામાં આત્મૌપમ્ય અને આત્મૈક્યને અસાધારણ સ્થાન છે. પણ આત્મૌપમ્ય એમને માટે પહેલેથી એટલું બધું સ્વાભાવિક હતું કે એને એમની સાધના કહેવાય કે નહીં એ એક પ્રશ્ન જ છે. એ આત્મૌપમ્યનો એક જ દાખલો આપું. સેવાગ્રામમાં ગાંધીજી રહેવા ગયા એટલે આસપાસના લોકો એમની પાસે માંદગીનો ઇલાજ કરાવવા માટે આવવા લાગ્યા. સેવા કરવાની તક મળે એટલે ગાંધીજી તો રાચે છે.

એક વાર એક ગરીબ માણસ આવ્યો. એને આખા શરીરે ખરજવું થયું હતું. ગાંધીજીએ એને ઉપવાસ કરાવ્યા. એનિમા — બસ્તિ — આપી; અને સાથે સાથે કહ્યું કે એકાંતમાં નગ્નસ્નાન કરી અમુક રીતે ઘસીને આખું શરીર સાફ કરવું. એટલામાં એમને વિચાર આવ્યો કે આ ગરીબ માણસ પાસે એકાંત ક્યાંથી અને નાહવાની સગવડ પણ એ ક્યાંથી ઊભી કરી શકે? તરત એમણે કહ્યું કે "આ પાસેની ઓરડીમાં મારી નાહવાની સગવડ તૈયાર છે. એ ટબમાં જ નાહજે. ફોલ્લા પરના સુકાયેલા પોપડા વગેરે બધા દૂર કરજે એટલે તને હું દવા લગાડીશ." આટલું કરાવ્યા પછી એક આશ્રમવાસીને એમણે કહ્યું: "એ નાહી રહે એટલે દવા નાખીને ટબ સાફ કરજે અને એમાં મારે નાહવા માટે પાણી ફરી ભરી રાખજો."

પરચૂરે શાસ્ત્રીને કુષ્ઠ રોગ થયો હતો; અને શરીરમાંથી પરુ નીકળતું ત્યારે પણ ગાંધીજી જાતે એમની સેવા કરતા, તે વસ્તુ તો બધા જાણે જ છે. પણ

બહારના લોકો નથી જાણતા તે એ કે ગાંધીજીને આવી રીતે કુષ્ઠ રોગીની સેવા કરતા જોયા પછી આશ્રમના બીજા લોકો પણ નિર્ભયતાથી અને પ્રેમથી પરચૂરે શાસ્ત્રીને માલિશ વગેરે કરતા થયા.

ગાંધીજી સેવાગ્રામ રહેવા ગયા ત્યારે આસપાસ સર્પો ઘણા હતા અને ખેડૂતો સર્પોને મારતા પણ હતા. ગાંધીજીએ વિચાર્યું કે જે સર્પો ઝેરી નથી તેટલાને તો આપણે બચાવીએ. તરત એમણે હિંદુસ્તાનના સર્પો વિશેની ચોપડી મગાવી, આસપાસના સર્પો પકડી પકડીને પાંજરામાં પૂર્યા. એમાં ઝેરી કયા ને નિર્વિષ કયા એ ચોપડી પરથી શોધી કાઢ્યું અને ખેડૂતોને સમજાવવા લાગ્યા કે આવા આવા સર્પોને તો ન જ મારવા.

આપણાં શાસ્ત્રોમાં પણ સર્પોને ક્ષેત્રપાળ કહ્યા છે તે અમસ્તું નથી. ઘણાખરા સર્પો ખેતરના ઉંદરોને ખાઈ જઈ ખેતીનું રક્ષણ કરે છે અને તેથી તેઓ ખેડૂતોના મદદગાર ગણાય છે.

સત્યાગ્રહ એ રાજદ્વારી શસ્ત્ર હોવા ઉપરાંત એમની જીવનસાધના પણ હતી. સામા માણસના હૃદય સુધી પહોંચી ત્યાં દરેક જાતની ભલાઈ જાગ્રત કરવી એ સત્યાગ્રહનો મુખ્ય ઉદ્દેશ હોય છે. સામા માણસમાં હૃદય છે, તે જાગ્રત થઈ શકે છે; અને તે જાગૃતિ આણવા માટે જે કાંઈ ભોગ આપવો પડે તે ભોગ આપવાની આપણામાં શક્તિ છે અને તેની સારી અસર યથાકાળે થવાની જ. એ સત્યાગ્રહના મૂળમાં રહેલી ખાસ શ્રદ્ધા છે. એ જ સાચી આસ્તિકતા છે.

એ આસ્તિકતામાંથી ગાંધીજીએ સત્યાગ્રહના અનેક પ્રકારો પ્રગટ કર્યા છે. સ્વ. મોતીલાલ નેહરુ, ચિત્તરંજન દાસ વગેરે સાથે મતભેદ થતાં ગાંધીજીએ જે નિરાગ્રહી વૃત્તિ ધારણ કરી અને પોતાનો અધિકાર છોડી દીધો તે પણ સત્યાગ્રહનો જ એક પ્રકાર હતો. રાજકોટમાં પોતાની તરફેણમાં મળેલો ચુકાદો ઝેરી રૂપ પકડવાનો છે એ જોતાંવેંત તે ચુકાદો જતો કર્યો એ પણ સત્યાગ્રહનો જ એક પ્રકાર હતો. પણ સત્યાગ્રહનો છેલ્લો આવિષ્કાર ગાંધીજીએ બતાવ્યો તે નોઆખલીમાં; અને ત્યાર પછી બિહાર, કલકત્તા, દિલ્હી તથા નોઆખલીમાં હિંદુઓ દબાઈ ગયા હતા. મુસલમાનોની આંખમાં કેવળ માર જ દેખાતો હતો. એવે વખતે ગાંધીજીએ ત્યાં જઈને મુસલમાનોમાં માણસાઈ આણવાનું અને હિંદુઓમાં નિર્ભયતા આણવાનું અદ્ભુત કામ શરૂ કર્યું. એ વખતે હું એમને મળવા ગયો હતો. એમણે કહ્યું: 'અહીં નોઆખલીમાં મારા સત્યાગ્રહનું નવું સ્વરૂપ પ્રગટ થાય છે અને એ મને મારા નૈસર્ગિક ઉપચારમાંથી જડ્યું છે. નૈસર્ગિક ઉપચારમાં બહારથી દવા લેવાની નથી હોતી પણ અંદરથી જ લોહી શુદ્ધ કરીને રોગ હટાવવાનો હોય છે. એમાં જ મને રામનામનો અદ્ભુત કીમિયો પણ જડ્યો છે. રામનામ એ આત્મિક શક્તિ છે. માનસિક જ નહીં પણ શારીરિક રોગોનું પણ એ ઓસડ છે.'

ખરેખર નોઆખલી, બિહાર, કલકત્તા અને દિલ્હીમાં ગાંધીજીએ જે સત્યાગ્રહ પ્રગટાવ્યો તે એમનું બ્રહ્માસ્ત્ર હતું.

આપણા પુરાણકારોએ બ્રહ્માસ્ત્ર જેવો સુંદર શબ્દ આપણને આપ્યો છે, પણ એ બ્રહ્માસ્ત્રનું સ્વરૂપ કેવું હોય તે એમના ધ્યાનમાં ન આવ્યું. પુરાણકારો વર્ણવે છે કે બ્રહ્માસ્ત્ર છૂટયું અને ત્રિલોકીને બાળીને ભસ્મ કરવા લાગ્યું! બ્રહ્માસ્ત્ર આવું હોય નહીં.

બ્રહ્માસ્ત્ર શું આસુરી શક્તિ છે કે બધે આગ ફેલાવે? બ્રહ્માસ્ત્ર દૈવી શક્તિ છે. એ તો બધે શાંતિ, પ્રેમ અને શીતળતા જ ફેલાવી શકે. એનું કાર્ય ધૂપના કાર્ય જેવું પણ અનંતગણું મોટું હોય છે. ધૂપ જેમ પોતે બળીને આસપાસ સુવાસ અને આરોગ્ય ફેલાવે છે. તેવી જ રીતે બ્રહ્માસ્ત્ર ચલાવનાર મહાત્મા પોતાની જાતને બાળીને પોતાની આસપાસનું ઝેર ઉતારવા મથે છે. નોઆખલી પછી ગાંધીજીએ એ જ કાર્ય કર્યું. પણ એમની એ અદ્ભુત શક્તિ કેટલાક લોક જીરવી ન શકયા અને એમણે ગાંધીજીનો ભોગ લીધો. ભોગ લઈને એમને કશું મળ્યું નહીં. ફક્ત પાપ અને જનતાના શાપ જ એમણે મેળવ્યા; કેમ કે શરીર મારફતે જેટલું કાર્ય કરી શકાય એમ હતું તેટલું ગાંધીજી કરી ચૂકયા હતા. જીવનવાટે પૂરેપૂરી સેવા આપ્યા પછી મરણવાટે પણ અદ્ભુત સેવા કરવાની તક સૉક્રેટિસ અને ખ્રિસ્તની પેઠે, એમને મળી. આજનો સમય એટલો વિષમ છે કે ગાંધીજીના એ અંતિમ બલિદાનની અસર પણ મુસલમાનો ઉપર તેમ જ હિંદુઓ ઉપર થતાં વાર લાગવાની છે. પણ એ અસર થવાની છે એ વિશે શંકા નથી. અત્યારે જે ભૂત ભરાયું છે એ ઊતરી જશે ત્યાર પછી જ ગાંધીજીના બલિદાનનો પૂરો અર્થ એ બન્ને કોમો સમજશે; અને પછી જ એ બન્નેમાં ઝપાટાભેર જીવનપલટો થશે. અહિંસાધર્મનો એ વિશાળ પાયા પરનો વિજય હશે અને એમાંથી જ દુનિયાને વિશ્વશાંતિનો રસ્તો જડશે.

## ૧૨. આપણી ગાંધીનિષ્ઠા

આજે ગાંધીજી આપણી વચ્ચે હોત તો તેઓ દેશને શી સલાહ આપત અને દેશ એમની વાત કેટલે અંશે સ્વીકારત એ પ્રકારે વિચાર કરવો એ નકામી વાત છે. કોઈ પણ નવી પરિસ્થિતિમાં ગાંધીજી શું વિચારે, શું કહે, અથવા કરે એનો અંદાજ તો જેનામાં ગાંધીજીની બુદ્ધિ, એમની દૃષ્ટિ અને શ્રદ્ધા સંપૂર્ણ રીતે હોય તે જ કરી શકે. ખાસ પરિસ્થિતિમાં લોકોની કલ્પના બહારનો રસ્તો એમણે લીધો હોય એવું એમની હયાતીમાં જ કેટલીય વાર જોવા મળેલું. એમાં જ એમનું ગાંધીત્વ એટલે કે વ્યક્તિત્વ હતું. જીવન માટેના એમના સિદ્ધાંતો થોડા હતા અને સરળ હતા. એમની શ્રદ્ધા અડગ હતી, પરંતુ એમનું હૃદય વિશાળ હતું. ભારત માટેનો

પ્રેમ અદ્‌ભુત હતો અને તેઓ આપણને આપણા કરતાં વધુ પિછાનતા હતા તેથી આપણી પાસેથી શું કામ લેવું અને કેટલું કામ લેવું તે તેઓ સારી રીતે સમજતા હતા. ગાંધીજીને લોકો પર વિશ્વાસ હતો અને તેથી પણ વધુ એમને પોતાના પર વિશ્વાસ હતો એટલે વિશિષ્ટ પરિસ્થિતિમાં લોકો પાસેથી શું કામ લેવું ને કેટલું લેવું તેની એમને સમજ હતી. પરંતુ છેલ્લા દિવસોમાં તેઓ પણ લોકોને યોગ્ય દિશામાં લઈ જતાં થાકયા હતા. ગાંધીજી જેટલું ઇચ્છતા તેટલું લોકો આગળ જઈ શકતા નહીં. જેટલી ઊંચાઈ સુધી લોકો પહોંચ્યા હતા ત્યાં તેઓ ટકી પણ શકયા નહીં. આવી સ્થિતિમાં શું કરવું જોઈએ તે ગાંધીજી સારી રીતે જાણતા હતા અને ઈશ્વર પ્રત્યેની નિષ્ઠા અચળ હોવાને લીધે તેઓ કદી નિરાશ થતા નહોતા.

પરંતુ છેવટે ગાંધીજી પણ માનવ હતા. ભાવિમાં શું શું થશે એનું એમને જ્ઞાન નહોતું. પરિસ્થિતિ બદલાય તો એમણે શું કરવું જોઈએ એટલું જ તેઓ જાણતા હતા અને એટલાથી એમને સંતોષ હતો.

ગાંધીજીએ આપણને સનાતન જીવનસિદ્ધાંત શીખવ્યો છે. એના પર આપણી જેટલી અને જેવી શ્રદ્ધા હોય તે પ્રમાણે આપણે ચાલવું જોઈએ. અમુક સમયે ગાંધીજીએ શું કર્યું હતું અને શું કહ્યું હતું એનો વિચાર કરીને બરાબર એ જ રીતે વર્તવાનો પ્રયાસ આપણે ન કરવો જોઈએ. ગાંધીજીના જીવન-સિદ્ધાંત આપણે જે રીતે અને જેટલા પ્રમાણમાં પચાવ્યા હોય એ રીતે આપણે ચાલવું જોઈએ.

જો પુરાણી ભાષામાં આપણે કહેવું હોય તો એમ કહેવું જોઈએ કે ગાંધીજી જે ભૂતને જગાડતા હતા એને પોતાના કાબૂમાં પણ રાખી શકતા હતા અને એની પાસેથી પોતાનું કામ કરાવી લઈ એને દફનાવી પણ દઈ શકતા હતા. આપણે ગાંધીજી પાસેથી જે પ્રેરણા મેળવી છે એને જેટલી પચાવી શકીએ એ પ્રમાણે આપણે ચાલવું જોઈએ. આપણી શ્રદ્ધા, પરિસ્થિતિની આપણી સમજ, આપણી શક્તિ અને આપણી જવાબદારી અનુસાર આપણે આપણો કાર્યક્રમ નક્કી કરવો જોઈએ.

ગાંધીજીના જીવતાં મોતીલાલજી, ચિત્તરંજન દાસ, વિઠ્ઠલભાઈ પટેલ, સત્યમૂર્તિ, ગોવિંદવલ્લભ પંત વગેરેએ પોતાની બુદ્ધિ અને શક્તિ અનુસાર પોતાનો માર્ગ લીધો અને ગાંધીજીને પણ ઠીકઠીક હદ સુધી પોતાને રસ્તે ખેંચી જઈ શકયા. છેલ્લા દિવસોમાં શ્રી રાજગોપાલાચારી, સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ નેહરુ, મૌલાનાસાહેબ જેવાએ ગાંધીજીને પોતાના રસ્તા પર ખેંચી લીધા અને ગાંધીજીને પણ એમની વાત માનવી પડી.

આ બધું ઠીક જ થયું. આપણી અત્યારની પરિસ્થિતિમાં ગાંધીજી શું શું કરત એ કદાચ ગાંધીજી પોતે પણ પહેલેથી કહી ન શકત. તો પછી આજ એમની ગેરહાજરીમાં એમની દૃષ્ટિ, એમની શક્તિ અને એમની

શ્રદ્ધાથી વિમુખ એવા આપણે કઈ રીતે નક્કી કરી શકીએ કે આજે તેઓ આપણને શી શિખામણ આપત અને પોતે શું કરત. ઈશ્વરની ઇચ્છા હતી ત્યાં સુધી એણે ગાંધીજીને આપણી વચ્ચે રાખ્યા. આજે તેઓ આપણી વચ્ચે નથી. એમણે દાખવેલા સિદ્ધાંત, એમની વાણી અને એમની કાર્યપદ્ધતિ આપણે જાણીએ છીએ. તે પરથી હવે આપણે આપણી દૃષ્ટિ, શ્રદ્ધા, શક્તિ અને સમજ અનુસાર સ્વતંત્ર રીતે ચાલીએ અને ડગલે ને પગલે ગાંધીજીનું નામ લેવાનું છોડી દઈએ.

ગાંધીજીનું સઘળું કાર્ય પરતંત્રતાના જમાનાનું હતું. એ દિવસોમાં સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટેની એમની શ્રદ્ધા આપણા કરતાં વધારે હતી. એટલું તો આપણે કહી શકીએ છીએ કે ભારતની ગુલામ અવસ્થામાં પણ નીચે પડેલી ભારતની જનતાની શક્તિને જેઓ ઓળખી શકતા, તેઓ આજે સ્વતંત્ર ભારતને આજના કોઈ પણ નેતા કરતાં વધુ સારી રીતે ઓળખી, એમની સામે એક શક્તિશાળી કાર્યક્રમ મૂકી દેત અને લોકો પાસે એનો અમલ કરાવત. પરંતુ જ્યારે તેઓ આપણી વચ્ચે નથી ત્યારે તેઓ રાષ્ટ્રને શું સલાહ આપત અને કેવો કાર્યક્રમ આપણી સામે રાખત એની કલ્પના કરવી વ્યર્થ છે.

આજે આપણે આપણી શક્તિ, આપણી બુદ્ધિ અને આપણી શ્રદ્ધાના પાથેય પર બદલાયલી પરિસ્થિતિમાં આપણે આપણો જ રસ્તો નક્કી કરવાનો છે, અને આવો આપણી જવાબદારીનો રસ્તો નક્કી કરતી વખતે ગાંધીજી પાસેથી આપણને શી પ્રેરણા મળી શકે તે જોવું જોઈએ.

ગાંધીજીની એક ખૂબી એ હતી કે તેઓ એકસાથે બે કાર્યક્રમ ચલાવી શકતા. એમની પોતાની શ્રદ્ધાદૃષ્ટિ અને એમના અનુયાયીઓની શક્તિનો હિસાબ કરીને તેઓ પોતાનો એક કાર્યક્રમ પોતાની જ જવાબદારી પર ચલાવતા અને સાથોસાથ આખા દેશની શક્તિ અને શ્રદ્ધાનો હિસાબ કરી કૉંગ્રેસ દ્વારા બીજા કાર્યક્રમ ચલાવતા. એમની ખૂબી એ હતી કે કૉંગ્રેસના કાર્યક્રમને પણ તેઓ અપનાવી લેતા ને એ માટે દેશમાં ઉત્સાહ પેદા કરતા અને એમાં એમની કાર્યકુશળતા એ હતી કે જ્યારે પણ તેઓ એમના ને કૉંગ્રેસના કાર્યક્રમમાં જરા પણ હરીફાઈ જેવું જોતા તો તેઓ પોતાના કાર્યક્રમને દેશ પાસે ગૌણ બનાવી એની સફળતા માટે તેઓ પોતાની જ નિષ્ઠા પર નિર્ભર રહેતા. કૉંગ્રેસના એટલે કે દેશના કાર્યક્રમને પોતાની ઉચ્ચ કસોટી પર કસી એને ઓછા દરજ્જાનો બનાવતા નહીં. આ કારણે જ તેઓ છેવટ સુધી સમસ્ત દેશના નેતા રહ્યા. આખા દેશની શ્રદ્ધાને નબળી પાડવાની એમણે કદી કોશિશ કરી નહોતી. એમના પોતાના કાર્યક્રમને પ્રયોગાત્મક કાર્યક્રમ બનાવી એ માટે પોતાના સાથીઓની એમના પ્રત્યેની શ્રદ્ધાથી જ એમણે સંતોષ માન્યો હતો.

૧૯૧૫થી ૧૯૨૦ સુધી અને ૧૯૨૧થી ૧૯૪૭ સુધીમાં ગાંધીજીએ જે

રીતે પોતાના કાર્યક્રમો બદલ્યા, સુધાર્યા, અથવા ટૂંકાવ્યા અને સ્થિર કરતા ગયા તે પરથી આપણે આજે અનુમાન કરી શકીએ કે આજની પરિસ્થિતિમાં એમણે કેટલીય નવી નવી બાબતો દાખલ કરી હોત. રાષ્ટ્રની નબળાઈઓ જોઈને આપણા આજના નેતાઓ આશ્ચર્યમાં ડૂબી જાય છે; જ્યારે ગાંધીજીએ કદાચ આ નબળાઈઓ દૂર કરવા અને આ નબળાઈ પાછળ જે માનસ છે તેમાંથી જ નવી શક્તિ પેદા કરવા કંઈક નવો જ કાર્યક્રમ દેશની સામે રાખ્યો હોત.

સ્વતંત્ર ભારતને અમેરિકા વગેરે પરદેશી રાષ્ટ્રો પાસેથી મદદ લેવાની સલાહ તેઓ આપત, કે પછી રશિયાએ જેમ કોઈ પણ દેશની મદદ લીધા વિના લોકોત્તર પ્રગતિ કરી બતાવી, એવી પ્રગતિનો કોઈ માર્ગ બતાવત, તે આજે આપણે વિચારી નથી શકતા. સોવિયેટ રશિયાએ કોઈ પાસે મદદ માગી નથી, માગત તો એને મદદ મળત પણ નહીં. આવી સ્થિતિમાં રશિયાએ પોતાના દેશમાં એક પ્રકારનો લોખંડી પડદો નાખી દીધો અને માત્ર શ્રદ્ધાનું બળ જમાવી લોકોત્તર પ્રગતિ કરી બતાવી. શક્તિની ઉપાસના કરવામાં રશિયા જેટલું કૌશલ્ય આજ સુધી કોઈએ બતાવ્યું નથી. રશિયા અને રશિયાનો સામ્યવાદી ધર્મ આધ્યાત્મિક શક્તિ પર ભલે શ્રદ્ધા ન રાખે, પરંતુ એમણે લોકોમાં જે શ્રદ્ધા અને સંકલ્પબળ પેદા કર્યું છે એને આધ્યાત્મિક શક્તિ જ કહેવી પડે, પછી ભલે તે સત્ત્વગુણી ન હોય ને રજોગુણી જ હોય. ગાંધીજી આધ્યાત્મિક શક્તિમાં માનતા હતા; એવી શક્તિ જગાવવાનું એમનામાં સામર્થ્ય હતું. તેઓ શું કરી શકત અને શું ન કરી શકત એનો અંદાજ કરવાનું કામ આપણું નથી.

આજે જ્યારે ગાંધીજી આપણી વચ્ચે નથી ત્યારે આપણે એમની પાસેથી કોઈ નવો કાર્યક્રમ માગી શકતાં નથી, કે નથી એમના જૂના કાર્યક્રમથી સંતોષ માની શકતાં. એમણે આપણને જે પ્રેરણા આપી છે અને ઉન્નતિના જે સિદ્ધાંતો આપણી સમક્ષ મૂક્યા છે એને જ આપણું પાથેય માની આપણે આપણો પોતાનો કાર્યક્રમ અપનાવીએ. આપણી શ્રદ્ધા, આપણી દૃષ્ટિ, આપણી પરિસ્થિતિ અને આપણી સૂઝથી આપણે આગળ વધીએ. ગાંધીજીએ બતાવેલ કાર્યક્રમ ચલાવતાં ચલાવતાં આપણે જે શક્તિ મેળવી છે એના જોરથી જ આપણે એમણે બતાવેલો કાર્યક્રમ આગળ ચલાવીએ અથવા એમાં પરિવર્તન કરીએ. જવાબદારી આપણી છે—અધિકાર પણ આપણો છે. આપણે જે કાંઈ કરીએ તે આપણો પોતાનો કાર્યક્રમ માનીને કરીએ, નહીં તો એ બોજારૂપ લાગશે—તે આપણને આગળ નહીં લઈ જાય. ગાંધીજીનો કાર્યક્રમ એમના સાથી બનીને આપણે ચલાવ્યો ત્યારે આપણો એ સ્વધર્મ હતો, પરંતુ અત્યારે જ્યારે તેઓ આપણી વચ્ચે નથી, ને એ કાર્યક્રમ માટે જો આપણી શ્રદ્ધા નથી તો એ પારકો ધર્મ જ બની જાય છે.

ગમે તે હો. આપણે આપણી શ્રદ્ધાને જાગ્રત કરી, દરેક કાર્યક્રમને

શ્રદ્ધાથી વિમુખ એવા આપણે કઈ રીતે નક્કી કરી શકીએ કે આજે તેઓ આપણને શી શિખામણ આપત અને પોતે શું કરત. ઈશ્વરની ઇચ્છા હતી ત્યાં સુધી એણે ગાંધીજીને આપણી વચ્ચે રાખ્યા. આજે તેઓ આપણી વચ્ચે નથી. એમણે દાખવેલા સિદ્ધાંત, એમની વાણી અને એમની કાર્યપદ્ધતિ આપણે જાણીએ છીએ. તે પરથી હવે આપણે આપણી દૃષ્ટિ, શ્રદ્ધા, શક્તિ અને સમજ અનુસાર સ્વતંત્ર રીતે ચાલીએ અને ડગલે ને પગલે ગાંધીજીનું નામ લેવાનું છોડી દઈએ.

ગાંધીજીનું સઘળું કાર્ય પરતંત્રતાના જમાનાનું હતું. એ દિવસોમાં સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટેની એમની શ્રદ્ધા આપણા કરતાં વધારે હતી. એટલું તો આપણે કહી શકીએ છીએ કે ભારતની ગુલામ અવસ્થામાં પણ નીચે પડેલી ભારતની જનતાની શક્તિને જેઓ ઓળખી શકતા, તેઓ આજે સ્વતંત્ર ભારતને આજના કોઈ પણ નેતા કરતાં વધુ સારી રીતે ઓળખી, એમની સામે એક શક્તિશાળી કાર્યક્રમ મૂકી દેત અને લોકો પાસે એનો અમલ કરાવત. પરંતુ જ્યારે તેઓ આપણી વચ્ચે નથી ત્યારે તેઓ રાષ્ટ્રને શું સલાહ આપત અને કેવો કાર્યક્રમ આપણી સામે રાખત એની કલ્પના કરવી વ્યર્થ છે.

આજે આપણે આપણી શક્તિ, આપણી બુદ્ધિ અને આપણી શ્રદ્ધાના પાથેય પર બદલાયલી પરિસ્થિતિમાં આપણે આપણો જ રસ્તો નક્કી કરવાનો છે, અને આવો આપણી જવાબદારીનો રસ્તો નક્કી કરતી વખતે ગાંધીજી પાસેથી આપણને શી પ્રેરણા મળી શકે તે જોવું જોઈએ.

ગાંધીજીની એક ખૂબી એ હતી કે તેઓ એકસાથે બે કાર્યક્રમ ચલાવી શકતા. એમની પોતાની શ્રદ્ધાદૃષ્ટિ અને એમના અનુયાયીઓની શક્તિનો હિસાબ કરીને તેઓ પોતાનો એક કાર્યક્રમ પોતાની જ જવાબદારી પર ચલાવતા અને સાથોસાથ આખા દેશની શક્તિ અને શ્રદ્ધાનો હિસાબ કરી કૉંગ્રેસ દ્વારા બીજા કાર્ય-ક્રમ ચલાવતા. એમની ખૂબી એ હતી કે કૉંગ્રેસના કાર્યક્રમને પણ તેઓ અપ-નાવી લેતા ને એ માટે દેશમાં ઉત્સાહ પેદા કરતા અને એમાં એમની કાર્ય-કુશળતા એ હતી કે જ્યારે પણ તેઓ એમના ને કૉંગ્રેસના કાર્યક્રમમાં જરા પણ હરીફાઈ જેવું જોતા તો તેઓ પોતાના કાર્યક્રમને દેશ પાસે ગૌણ બનાવી એની સફળતા માટે તેઓ પોતાની જ નિષ્ઠા પર નિર્ભર રહેતા. કૉંગ્રેસના એટલે કે દેશના કાર્યક્રમને પોતાની ઉચ્ચ કસોટી પર કસી એને ઓછા દરજ્જાનો બનાવતા નહીં. આ કારણે જ તેઓ છેવટ સુધી સમસ્ત દેશના નેતા રહ્યા. આખા દેશની શ્રદ્ધાને નબળી પાડવાની એમણે કદી કોશિશ કરી નહોતી. એમના પોતાના કાર્યક્રમને પ્રયોગાત્મક કાર્યક્રમ બનાવી એ માટે પોતાના સાથીઓની એમના પ્રત્યેની શ્રદ્ધાથી જ એમણે સંતોષ માન્યો હતો.

૧૯૧૫થી ૧૯૨૦ સુધી અને ૧૯૨૧થી ૧૯૪૭ સુધીમાં ગાંધીજીએ જે

સામે ઝૂઝવું જોઈએ; અને માનેલી રાષ્ટ્રીય એકતા પાછળ રચનાત્મક બળ કેળવવું જોઈએ' એ નીતિનો સંદેશો લઈ મહાત્માજી સન ૧૯૧૫માં ભારતમાં આવ્યા. તે વખતે કૉંગ્રેસની ઉંમર ત્રીસ વર્ષની હતી. એટલે બાપુજી જ્યારે દક્ષિણ આફ્રિકાની અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ ધાર્યો વિજય મેળવી હિંદ-સ્વરાજ્યની સેવા માટે ભારત આવ્યા ત્યારે ગાંધીજી અમારી નજરે કેવા દેખાયા એ ચિત્રથી જ મારે આજે પ્રારંભ કરવો છે.

સન અઢારસો સત્તાવન સાલના અનુભવ પછી જેમ આપણે રાષ્ટ્રીય ઉત્કર્ષનાં નવાં સ્વપ્નો જોતા થયા તેમ જ અંગ્રેજો પણ એક અજરામર બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વપ્નાં પણ સત્તાવન સાલથી જ જોતા થયા. અને એ સ્વપ્નાનો સૂર્યોદય એમણે સન ૧૮૯૭માં માન્યો અને માણ્યો. રાણી વિક્ટોરિયાની ડાયમંડ જ્યુબિલી આ દેશમાં એમણે ભારે ઉત્સાહથી સર્વત્ર ઊજવી હતી. (તે વખતે હું બાર વર્ષનો હતો. અને 'સ્વરાજ્ય એટલે શું' એની કાંઈક સ્પષ્ટ કલ્પના પણ તે જ વખતે મારા મનમાં ઊગવા માંડી હતી. ત્યાર પછી જ અમે 'સ્વરાજ્ય મેળવવા માટે ગુપ્ત સંસ્થાઓ કાઢવી જોઈએ; અંગ્રેજોની દેશી ફોજમાં ફિતૂરી ચલાવવી જોઈએ; દેશના કિલ્લાઓનો કબજો લેવો જોઈએ' વગેરે વિચારો સાંભળતા થયા હતા. એની સાથે સાથે દેશના ઔદ્યોગિક ઉત્કર્ષ વગર આપણે કશું કરી શકવાના નથી એ વિચારે અમે સ્વદેશીની હિલચાલમાં પણ ભળવા લાગ્યા હતા.)

અંગ્રેજોના સામ્રાજ્યનો આદર્શ (એને હું સામ્રાજ્યમદ ન કહું) ગાજતેવાજતે જગજાહેર થયો સન ૧૯૦૩માં, જ્યારે લૉર્ડ કર્ઝને દિલ્હીમાં મોટો દરબાર ગોઠવી બ્રિટિશ સામ્રાજ્યના સામર્થ્યનું પ્રદર્શન કર્યું.

એ જ અરસામાં ગાંધીજી દક્ષિણ આફ્રિકા ગયા. અને ત્યાં એમણે વિદેશની ભૂમિ ઉપર ભારતીય સંસ્કૃતિના આત્માનો સાક્ષાત્કાર કરવા એક અનોખું ચિંતન ચલાવ્યું. બધા પ્રાંતના, બધી ભાષાના, બધા ધર્મના ગિરમીટિયાઓને સંગઠિત કરવા, એમની સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરવું, એને માટે બ્રહ્મચર્યની સાધના સાધવી અને શારીરિક બળ ઉપર આધાર ન રાખતાં તપશ્ચર્યા દ્વારા કેળવેલી આત્મશક્તિમાં ક્ષાત્રતેજ દાખલ કરવું એ જાતના અનોખા લોકોત્તર પ્રયોગો નાનકડા પાયા ઉપર એમણે ત્યાં શરૂ કર્યા.

બ્રિટિશ સામ્રાજ્યે દક્ષિણ આફ્રિકામાં બોઅર લોકોને હરાવ્યા, રશિયા સામે બાથ ભીડનાર જાપાનનું અભિનંદન કર્યું, ચીનમાં સામ્રાજ્યશાહી તૂટેલી જોઈ, અને સન ૧૯૧૪માં યુરોપના મહાયુદ્ધમાં ઝંપલાવ્યું. બ્રિટિશ સામ્રાજ્ય માટે એ કટોકટીનો વખત હતો. ગાંધીજીએ શુદ્ધ હૃદયથી એ સામ્રાજ્યને મદદ કરી બ્રિટિશ લોકોનો સદ્‌ભાવ મેળવવા પૂરતો પ્રયત્ન કર્યો. અને એવા સાત્ત્વિક અને છતાં તેજસ્વી આદર્શ સાથે હિન્દુસ્તાનના જાહેરજીવનમાં પ્રવેશ કર્યો.

તે વખતે મારી નજરે ગાંધીજી કેવા દેખાયા એની હવે વાત કરું. મારી નજર

અંગ્રેજો પાસે હતી તેટલી આપણી પાસે ન હતી. ભારતમાં સાંસ્કૃતિક એકતા ભલે હોય પણ રાજદ્વારી કે સાર્વજનિક વ્યવહારની સંગઠિત એકતા આપણે ત્યાં હતી જ નહીં. હતી એમ માનીએ તોયે તે અવ્યવસ્થિત અને નહીં જેવી જ હતી. સત્તાવનની સાલમાં સારોસરખો સંગઠિત પ્રયત્ન કરી આપણે હાર્યા અને ત્યાર પછી સામાન્ય જનતાએ અંગ્રેજી કેળવણીનો સ્વીકાર કરી એ વિદેશી રાજ્ય મજબૂત કરવામાં પોતાનો સ્વાર્થ રહેલો છે એ જોઈ રાજ્યકર્તા સાથે પૂરો સહકાર કર્યો.

આ વાતને પચ્ચીસ-ત્રીસ વર્ષ થયાં અને 'રાજાઓ અને એમની ફોજો ઉપર આધાર ન રાખતાં, અને એમની આશા પૂર્ણપણે છોડી દઈ, પ્રજાજાગૃતિ કરવી જોઈએ, અને એને માટે હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ વગેરે અનેક ધર્મો વચ્ચે વહેંચાયલી પચરંગી પ્રજાને સંગઠિત કરવી જોઈએ, તો જ એક-રાષ્ટ્રીયતાને જોરે રાષ્ટ્રનો ઉત્કર્ષ સાધી શકાય' એ વિશાળ નીતિનો જેને સાક્ષાત્કાર થયો છે એવી અખિલ ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસ સન ૧૮૮૫માં આ દેશમાં જન્મી. આને હું નવભારતનો જન્મકાળ અથવા બાલ્યકાળ ગણું છું.

અત્યંત સંસ્કારી અને ઉદ્યોગકુશળ એવી આપણી સંગઠિત પ્રજા ઉપર—કરોડોની સંખ્યાની જનતા ઉપર—મુઠ્ઠીભર પઠાણો, મોગલો કે સમુદ્રની પેલી પારથી આવનારા ટોપડાઓ રાજ્ય કરી શકે છે એ જેમ એક ઐતિહાસિક આશ્ચર્ય હતું તેમ જ આજે આપણે કહી શકીએ કે બધી રીતે હારેલી અને તન-મન-હૃદયથી વિદેશી રાજ્ય સ્વીકારી સંતુષ્ટ થયેલી પ્રજા, એક કાલગ્રસ્ત અને હારેલી સંસ્કૃતિના ઘડપણથી ક્ષીણવીર્ય થયેલી હોવા છતાં, પોણોસો વર્ષની અંદર ફરી જાગ્રત થઈ શકી. અને આખી દુનિયા ઉપર જેનો ધાક છે એવા બ્રિટિશ સામ્રાજ્યની જોહુકમીમાંથી પોતાને મુક્ત કરી શકી એ પણ આપણને માટે અને દુનિયા માટે એક ઐતિહાસિક આશ્ચર્ય જ ગણાય.

ભારતીય સંસ્કૃતિનાં ત્રણ હજાર વર્ષના પુરુષાર્થનાં ગુણગાન આપણે ગમે તેટલાં ગાઈએ તોપણ આટલો સાંસ્કૃતિક વૈભવ હોવા છતાં આંતરિક નબળાઈને કારણે અને સામાજિક આદર્શોની રાજનૈતિક ગફલતને કારણે આપણે પોતાનું સ્વાતંત્ર્ય ટકાવી ન શકયા એ વસ્તુનો સ્વીકાર કર્યે જ છૂટકો.

૧૮૮૫ની સાલે જન્મ પામેલી રાષ્ટ્રીય મહાસભા કૉંગ્રેસે રાષ્ટ્રીય એકતાની આવશ્યકતા 'મહેસૂસ' કરી, અને 'હવે જે કાંઈ ચિંતન કે પુરુષાર્થ કરીએ એમાં બધી ન્યાતના અને બધા ધર્મના લોકોને સાથે રાખ્યા વગર છૂટકો નથી' એટલું ડહાપણ એ સભાના જન્મદાતાઓને અને સંચાલકોને ઊગ્યું હતું. પણ એને માટે રાષ્ટ્રવ્યાપી જબરદસ્ત પ્રયત્નો કરવા જોઈએ એ આવશ્યકતા હજી ઊભી નહોતી, 'એ એકતા છે એમ કેવળ માનીને ચાલીએ તો વિદેશી રાજ્યકર્તા ઉપર આપણો પ્રભાવ પડવાનો નથી, એની ખાતરી રાખી રાષ્ટ્રીય એકતાને બાધક બધાં તત્ત્વો

સામે ઝૂઝવું જોઈએ; અને માનેલી રાષ્ટ્રીય એકતા પાછળ રચનાત્મક બળ કેળવવું જોઈએ' એ નીતિનો સંદેશો લઈ મહાત્માજી સન ૧૯૧૫માં ભારતમાં આવ્યા. તે વખતે કોંગ્રેસની ઉંમર ત્રીસ વર્ષની હતી. એટલે બાપુજી જ્યારે દક્ષિણ આફ્રિકાની અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ ધાર્યો વિજય મેળવી હિંદ-સ્વરાજ્યની સેવા માટે ભારત આવ્યા ત્યારે ગાંધીજી અમારી નજરે કેવા દેખાયા એ ચિત્રથી જ મારે આજે પ્રારંભ કરવો છે.

સન અઢારસો સત્તાવન સાલના અનુભવ પછી જેમ આપણે રાષ્ટ્રીય ઉત્કર્ષનાં નવાં સ્વપ્નો જોતા થયા તેમ જ અંગ્રેજો પણ એક અજરામર બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વપ્નાં પણ સત્તાવન સાલથી જ જોતા થયા. અને એ સ્વપ્નાનો સૂર્યોદય એમણે સન ૧૮૯૭માં માન્યો અને માણ્યો. રાણી વિક્ટોરિયાની ડાયમંડ જ્યુબિલી આ દેશમાં એમણે ભારે ઉત્સાહથી સર્વત્ર ઊજવી હતી. (તે વખતે હું બાર વર્ષનો હતો. અને 'સ્વરાજ્ય એટલે શું' એની કાંઈક સ્પષ્ટ કલ્પના પણ તે જ વખતે મારા મનમાં ઊગવા માંડી હતી. ત્યાર પછી જ અમે 'સ્વરાજ્ય મેળવવા માટે ગુપ્ત સંસ્થાઓ કાઢવી જોઈએ; અંગ્રેજોની દેશી ફોજમાં ફિતૂરી ચલાવવી જોઈએ; દેશના કિલ્લાઓનો કબજો લેવો જોઈએ' વગેરે વિચારો સાંભળતા થયા હતા. એની સાથે સાથે દેશના ઔદ્યોગિક ઉત્કર્ષ વગર આપણે કશું કરી શકવાના નથી એ વિચારે અમે સ્વદેશીની હિલચાલમાં પણ ભળવા લાગ્યા હતા.)

અંગ્રેજોના સામ્રાજ્યનો આદર્શ (એને હું સામ્રાજ્યમદ ન કહું) ગાજતે-વાજતે જગજાહેર થયો સન ૧૯૦૩માં, જ્યારે લૉર્ડ કર્ઝને દિલ્હીમાં મોટો દરબાર ગોઠવી બ્રિટિશ સામ્રાજ્યના સામર્થ્યનું પ્રદર્શન કર્યું.

એ જ અરસામાં ગાંધીજી દક્ષિણ આફ્રિકા ગયા. અને ત્યાં એમણે વિદેશની ભૂમિ ઉપર ભારતીય સંસ્કૃતિના આત્માનો સાક્ષાત્કાર કરવા એક અનોખું ચિંતન ચલાવ્યું. બધા પ્રાંતના, બધી ભાષાના, બધા ધર્મના ગિરમીટિયાઓને સંગઠિત કરવા, એમની સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરવું, એને માટે બ્રહ્મચર્યની સાધના સાધવી અને શારીરિક બળ ઉપર આધાર ન રાખતાં તપશ્ચર્યા દ્વારા કેળવેલી આત્મશક્તિમાં ક્ષાત્રતેજ દાખલ કરવું એ જાતના અનોખા લોકોત્તર પ્રયોગો નાનકડા પાયા ઉપર એમણે ત્યાં શરૂ કર્યા.

બ્રિટિશ સામ્રાજ્યે દક્ષિણ આફ્રિકામાં બોઅર લોકોને હરાવ્યા, રશિયા સામે બાથ ભીડનાર જાપાનનું અભિનંદન કર્યું, ચીનમાં સામ્રાજ્યશાહી તૂટેલી જોઈ, અને સન ૧૯૧૪માં યુરોપના મહાયુદ્ધમાં ઝંપલાવ્યું. બ્રિટિશ સામ્રાજ્ય માટે એ કટોકટીનો વખત હતો. ગાંધીજીએ શુદ્ધ હૃદયથી એ સામ્રાજ્યને મદદ કરી બ્રિટિશ લોકોનો સદ્‌ભાવ મેળવવા પૂરતો પ્રયત્ન કર્યો. અને એવા સાત્ત્વિક અને છતાં તેજસ્વી આદર્શ સાથે હિન્દુસ્તાનના જાહેરજીવનમાં પ્રવેશ કર્યો.

તે વખતે મારી નજરે ગાંધીજી કેવા દેખાયા એની હવે વાત કરું. મારી નજર

એક રીતે તરુણ ભારતની નજર હતી. અને બીજી રીતે કહું તો ઘણા પક્ષો સાથે સહાનુભૂતિ રાખ્યા છતાં મતભેદ સેવતી મારી પોતાની ખાસ અટૂલી નજર હતી. રાજદ્વારી ક્ષેત્રે હું તે વખતની કૉંગ્રેસનો વિરોધી હતો. કૉંગ્રેસ રાષ્ટ્રને રાજનિષ્ઠા શીખવી આડે રસ્તે લઈ જાય છે, રાષ્ટ્રનો દ્રોહ કરે છે, સશસ્ત્ર ક્રાંતિ વગર સ્વરાજ્ય મળવાનું નથી એ શુદ્ધ નિર્ણયને મોળો પાડે છે, એ અમારી તકરાર હતી. કૉંગ્રેસના તે વખતના મોવડીઓ સામે મહારાષ્ટ્રના અમે તરુણો ગોખલેપક્ષને મોળો કહેતા. ટિળકપક્ષને તેજસ્વી કહેતા. મવાળ અને જહાલ એ બે નામો તે વખતે ખૂબ ચાલતાં. ટિળકપક્ષના લોકો ગોખલેપક્ષની નિંદા કરતાં, કોઈ કાળે થાકતા નહીં. અને નિંદા કરતાં સત્ય, અસત્યનો વિચાર કોણ કરે? હું ટિળક-પક્ષનો ખરો, એટલું જ નહીં. પણ ટિળકપક્ષની અંદર જે ક્રાંતિકારી ગુપ્ત વિભાગ હતો તેની અંદર પણ ઠીકઠીક ભળેલો. છતાં ગોખલેની દેશભક્તિ વિશે મને શંકા ન હતી. ઠીક ઠીક આદર હતો. ગોખલેની સર્વન્ટ્સ ઑફ સોસાયટી જે મારા કૉલેજના દિવસોમાં સ્થપાઈ હતી એને માટે મેં પૈસા પણ ભેગા કર્યા હતા. લોકમાન્ય ટિળકના નિષ્ઠાવાન (devoted) અને વિશ્વાસુ (trusted) અનુયાયી હોવા છતાં ટિળકની સામાજિક નીતિ મને બિલકુલ પસંદ ન હતી. અંગ્રેજો સામે પ્રજાનો અસંતોષ સંગઠિત કરવા માટે તેઓ, હૃદયથી સુધારાવાળા હોવા છતાં, સુધારકપક્ષનો વિરોધ કરતા હતા. રાષ્ટ્રીય એકતાને બાધક એવા વિચારના લોકોને ઠીકઠીક પ્રોત્સાહન આપતા. અને પોતાની બધી શક્તિ પ્રજામાં અસંતોષ ફેલાવવા પાછળ ખર્ચ કરતા.

મારા મતભેદનો એક જ દાખલો આપું. મેં એક વાર લોકમાન્ય પાસે ખાસ જઈને કહ્યું કે અસ્પૃશ્ય લોકોની અસ્પૃશ્યતા દૂર કરવા માટે આપે ભારપૂર્વક ખાસ પ્રચાર કરવો જોઈએ. ત્યારે તેમણે કહ્યું 'વાત સાચી છે. અસ્પૃશ્ય લોકો જ્યારે સંગઠિત થઈને એવી માગણી લઈને મારી પાસે આવે ત્યારે એમને કહીશ કે અમારી સ્વરાજ્યની માગણીને ટેકો આપો — તો અસ્પૃશ્યતા દૂર કરવાની તમારી માગણીને ટેકો આપું. કાંઈક આપીશું તો લઈશું પણ ખરાને! (મેં એમના જ શબ્દો બરાબર ટાંક્યા નથી. પણ ભાવ તો આ જ હતો.) મેં કહ્યું: "ત્યાં સુધી થોભીશું તો અંગ્રેજો એમને પોતા તરફ ખેંચી લેશે, અને રાજદ્વારી આપલે કે વિનિમય કરવાનો વારો જ નહીં આવે." હું દુ:ખી થઈને પાછો આવ્યો.

અમારા ક્રાંતિકારી દળમાં પણ મારો એવો જ મતભેદ હતો. હું કહેતો કે "બે-ચાર કે પાંચ-દસ અંગ્રેજોને મારી નાખીએ તો આપણો રાજદ્વારી અસંતોષ જગજાહેર થશે ખરો. પણ એટલાથી અંગ્રેજો નાસી નહીં જાય. અંગ્રેજ કાંઈ કાયરોની ઓલાદ નથી. અહીં રાજ્ય કરવા આવ્યા છે. ખૂનની તક લઈ પ્રજાને દબાવશે, હેરાન કરશે અને આપણે પ્રજામાં અકારા થઈશું. આપણે તો લડાઈની ગુપ્ત તૈયારી કરી ઠેકઠેકાણે અંગ્રેજોને હેરાન કરવા જોઈએ. આવડો મોટો દેશ તેઓ

સાચવી જ ન શકે. જેને Guerrilla – ગેરેલાયુદ્ધ – કહે છે, તેની તૈયારી કરવી જોઈએ. હું પોતે કોઈનું ખૂન કરવામાં માનતો નથી. પણ આપણામાંથી જો કોઈ અંગ્રેજનું ખૂન કરી આવે તો એને બચાવવા બનતું કરીશ. એટલે દરજજે તમારી સાથે છું.”

હું ગુપ્ત રીતે બંદૂક ચલાવવાનું શીખ્યો. અને મારો હાથ એમાં ઠીક બેસી ગયો હતો. નવા જમાનાની યુદ્ધકળા પણ આપણે શીખવી જોઈએ. એ મારો અભિપ્રાય હતો.

મેં જોયું કે કોઈ પણ રાજદ્વારીપક્ષની અસર જનતા પર ખાસ દેખાતી નથી. લોકો અસંતોષ કેળવે છે, પણ શક્તિ કેળવતા નથી. અમારા ક્રાંતિકારી દળમાં બાહોશ દેશભક્ત હતા. એમને કોઈ ખરીદી ન શકે. ફાંસીએ ચડવાની તૈયારી. પણ પ્રજામાં ઉઠાવ કરવાની શક્તિ અમારામાં ન હતી. ગુપ્ત રીતે બંદૂક, તલવાર, પિસ્તોલ અને રિવૉલ્વર મેળવીને સંઘરવા જેટલી તૈયારી હતી પણ સરવાળે એ બધી ભાવનાની તૈયારી. અંગ્રેજોની શક્તિ કેટલી? સન ’૫૭ પછી એમણે યુદ્ધકળામાં વિજ્ઞાનની મદદથી કેટલી તૈયારી કરી છે? એમનો મુકાબલો કરવો હોય તો આપણી તૈયારી કેટલી હોવી જોઈએ? એનો હિસાબ નેતાઓ પાસે પણ ન હતો. સરકારે નેતાઓને સખત સજાઓ કરી. અને કઠોરતાથી પ્રજાને દબાવી દીધી. આવી સ્થિતિમાં શું કરવું એ કોઈને સૂઝે નહીં.

કેટલાક વળી ફળજ્યોતિષ ઉપર વિશ્વાસ રાખનારા. એમાં સારા સારા નેતાઓ પણ ખરા. કોઈ સંત સત્પુરુષે આગાહી કરી હોય તે ઝટ માનવા તૈયાર. મને એ બધું બાલિશ લાગતું.

મેં ઉપર કહ્યું કે સન ’૫૭ પછી રાજાઓ મારફતે ક્રાંતિ થઈ શકશે એ આશા ભાંગી ગઈ હતી. છતાં અમારામાંથી કેટલાક નેપાળની આશા રાખતા હતા, કેમ કે એ એક સ્વતંત્ર હિંદુ રાજ્ય છે. કેટલાકો નિઝામ પાસેથી કાંઈક મદદ મળે કે કેમ એની શોધમાં હતા. કેટલાકને આશા હતી કે વખતે કોલ્હાપુરના રાજા અંદરખાનેથી મદદ કરશે. વડોદરાના સર સયાજીરાવ ગાયકવાડ લોકોની મહત્ત્વાકાંક્ષા પ્રત્યે સહાનુભૂતિ બતાવતા હતા. તેનો આધાર લેવાને કેટલાક ઉત્સુક હતા. પણ આ બધું હવામાં. નક્કર તૈયારી નહીં જેવી. આ સ્થિતિમાં નિરાશ થઈ મેં હિમાલય જવાનું નક્કી કર્યું. જ્યોતિષ ઉપર મારો વિશ્વાસ ન હતો. સાધુપુરુષોની આગાહી ઉપર આધાર રાખવાનું જરાયે મન ન હતું. અને છતાં જ્યારે દેશમાં કશું નક્કર કરવાની આશા દેખાઈ નહીં ત્યારે આધ્યાત્મિક પ્રેરણા મેળવવાની અને પ્રજાહૃદય ઓળખી એના પર અસર કરવાની યોગ્યતા મળે એ ઇચ્છાથી હું હિમાલયમાં ગયો. મારા મન ઉપર તે વખતે સ્વામી વિવેકાનંદ અને અરવિંદ ઘોષની ઘેરી અસર હતી. રામકૃષ્ણ મિશન સાથે મારો સંબંધ હતો. અરવિંદ ઘોષના અંતરંગના લોકો સાથે પણ મારી આત્મીયતા હતી. અને

એ અરસામાં રવીન્દ્રનાથ ઠાકુરના કેળવણીવિષયક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક વિચારોનો પણ રંગ મને લાગ્યો હતો. હું જાણતો હતો કે રવીન્દ્રનાથ હું ઈચ્છું એટલા ક્રાંતિકારી નથી. પણ મારામાં એક વિચાર મજબૂત થયો હતો કે સમસ્ત-પ્રજામાં રાષ્ટ્રીય કેળવણી દ્વારા આધ્યાત્મિક તેજ પેદા કર્યા વગર પ્રજાકીય ઉત્થાન શક્ય નથી.

જૂના સંતોએ જે મહાન આધ્યાત્મિક જાગૃતિ દેશવ્યાપી કરી હતી એનું મહત્ત્વ હું સૌથી વધારે ગણતો. પણ સંતોએ ભારતની પ્રજાને પરલોક-પરાયણ ભક્તિ-પરાયણ બનાવ્યા. પ્રજાની નૈતિકતા ખૂબ ઊંચે ચઢાવી. પણ લોકોને ઈહલોક વિશે સાવ ઉદાસીન બનાવ્યા. ભગવાન જેમ રાખે તેમ રહેવું અને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ માટે બધી શક્તિ એકત્રિત કરવી એ એમની શિખામણ સ્વરાજ્ય-સાધના માટે શા કામની?

એવા વિચારો કેળવીને હિમાલયમાંથી હું પાછો આવ્યો અને શાંતિનિકેતનમાં રહી રાષ્ટ્રીય કેળવણી ઉત્કટ અને વ્યાપક કેમ થાય એનું ચિંતન કરવા લાગ્યો. વડોદરાનો અનુભવ મને હતો જ. આવી મારી અને દેશની મનોદશા હતી. તે વખતે મહાત્માજી હિન્દુસ્તાનમાં આવ્યા અને શાંતિનિકેતનમાં હું એમને મળ્યો. મારા વિશે એમણે મારા જૂના મિત્ર ભાઈ કોટવાલ પાસેથી થોડું જાણ્યું હતું. મારા સ્વભાવ અને મારી કાર્યપદ્ધતિ વિશે ગાંધીજીના સાથીઓએ અનુભવ કર્યો હતો. ગાંધીજી સાથે તે વખતે મેં ઘણી ચર્ચા કરી. એમાં મેં કહ્યું —

"અધ્યાત્મની સાધનામાં તેમ જ સંત-સંસ્કૃતિમાં અહિંસાને જે ઊંચું સ્થાન છે તે હું જાણું છું. મને તે માન્ય છે. અહિંસાની સિદ્ધિ વગર મોક્ષ ન જ મળી શકે એ સ્પષ્ટ છે, એટલે અહિંસા વિશે મને આદર છે. પણ અહિંસા દ્વારા ભારતને સ્વરાજ્ય મળી શકશે એ વિશે વિશ્વાસ બેસતો નથી. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ જેવા ઉગ્ર વિરોધનો સામનો કરવા કરતાં ત્રણ પાઉન્ડનો ટૅક્સ રદ કરવો સારો. એ ડહાપણ ગોરાઓને ત્યાં સૂઝ્યું, એ સ્વાભાવિક હતું. પણ ભારતમાં અંગ્રેજોનું રાજ્ય એ તો બ્રિટિશ સામ્રાજ્યના તાજનો મુકુટમણિ કોહિનૂર છે. કેવળ સત્યાગ્રહને જોરે એમના હાથમાંથી એ મુકુટમણિ આપણે છીનવી શકીશું એ વિશ્વાસ બેસતો નથી. આવડા મોટા દેશને માનસિક, સાંસ્કૃતિક અને રાજનૈતિક ગુલામીમાંથી મુક્ત કરવા માટે બધા ઈલાજો અજમાવવા પડશે. અને છેલ્લે તો શસ્ત્રયુદ્ધ પણ કરવું પડશે એમ હું માનું છું. આપની તેજસ્વિતા અને કાર્યકુશળતાથી હું પ્રભાવિત થયો છું અને તેથી જ જાણવા માગું છું કે આપને રસ્તે સ્વરાજ્ય મળશે?

"મારે તો પ્રથમ સ્વરાજ્ય જોઈએ છે. એ મેળવતાં નરકે જવું પડે તો જવા તૈયાર છું. સ્વરાજ્ય મળ્યા પછી ચાણક્યની પેઠે પ્રાયશ્ચિત્ત કરી મોક્ષની તૈયારી કરી શકાશે, પણ અંગ્રેજોને અહીંથી કાઢ્યા વગર અમને બીજું કશું સૂઝવાનું નથી."

ગાંધીજી જાણતા હતા કે એમનાં લખાણો મેં વાંચ્યાં છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની વિગતોથી પણ હું વાકેફ છું. એમણે એટલું જ કહ્યું, "તમે મારી પાસે આવો. હું આશ્રમ ખોલવાનો છું. એમાં રહો. મારી કાર્યપદ્ધતિ સમજી લો. વિશ્વાસ જામે તો રહો, નહીં તો ગમે તે ક્ષણે મને છોડીને ચાલ્યા જાવ. હું તમારી પાંખ કાપવાનો નથી."

છેલ્લે, મેં દલીલ કરી, "અહિંસા પ્રત્યે મારા મનમાં આદર છે, પણ મેં એ સ્વીકારી નથી. એવા માણસને આશ્રમમાં લઈ શકશો ખરા?"

એમના જવાબથી હું માત થયો. એમણે હસીને કહ્યું, "તમારો વિચાર હું સમજ્યો છું. આજે દુનિયામાં તમારી બહુમતી છે. હું માઇનૉરિટીમાં છું. (અલ્પમતીમાં છું) તમારા જેવાનો હું ત્યાગ કરું તો મને સેવક ક્યાંથી મળવાના? અહિંસાની શક્તિ વિશે તમારામાં વિશ્વાસ પેદા કરવો એ મારું કામ છે."

આવા સંવાદ પછી મેં મારા અત્યંત નજીકના મિત્ર અને ક્રાંતિદળના સાથી પ્રો. કૃપાલાનીને તાર કર્યો. અને એમને ગાંધીજીને મળવા બોલાવ્યા. એમણે પણ ગાંધીજી સાથે ખૂબ ચર્ચા કરી. એમાંનો એક સવાલજવાબ અહીં આપવા જેવો છે. ચર્ચા તો અંગ્રેજીમાં ચાલતી હતી. કૃપાલાનીએ કહ્યું, "હું ઇતિહાસનો અધ્યાપક છું. દુનિયાના ઇતિહાસમાં અહિંસક યુદ્ધનો કે અહિંસા દ્વારા રાષ્ટ્ર સ્વતંત્ર થયાનો એક્કે દાખલો નથી. મારા વિદ્યાર્થીઓને મારે તમારી વાત શી રીતે સમજાવવી?" જાણે કોઈ સામાન્ય વાત બોલતા હોય એમ ગાંધીજીએ જવાબ આપ્યો: Yes, you are a teacher of History. I am a maker of History. આપણે અહિંસક પ્રતિકાર દ્વારા ભારતને સ્વરાજ્ય મેળવી આપીશું. પછી ઇતિહાસના અધ્યાપકો એના પર વ્યાખ્યાનો આપશે."

કૃપાલાની પણ મારી પેઠે ગાંધીજીના થઈ ગયા. અમે બંને પોતપોતાની ઢબે ગાંધીકાર્યમાં પરોવાઈ ગયા.

ગાંધીજીના આશ્રમમાં નોકરો ન હતા. આશ્રમજીવનમાં ધર્મભેદ કે જાતિભેદ ન હતો. સ્ત્રીપુરુષનો ભેદ પણ ન હતો. બધા રાંધે, બધા પીરસે, બધા સાથે બેસીને જમે. જાજરૂ સાફ કરવામાં પણ બધાનો સરખો વારો હોય, અને પ્રાર્થનામાં તો બધા ધર્મની પ્રાર્થના અમે સાથે ગાતા હતા. ધર્મભેદ, જાતિભેદ, પ્રાંતભેદ કે લિંગભેદથી આશ્રમમાં સમાજભેદ કે જીવનભેદ ન હતો. બધાનું બધી રીતે સામુદાયિક જીવન. એકકુટુંબ કરતાં પણ અમારું ઐક્ય વધારે ઊંડું. ધીરે ધીરે અહિંસાની શક્તિ વિશે અને સત્યાગ્રહ પાછળ કેળવાતા ક્ષાત્રતેજ વિશે મારો વિશ્વાસ દૃઢ થતો ગયો. પણ એની વિગતમાં અહીં ન ઊતરું.

મારી ખાતરી થઈ કે સ્વરાજ્યની રાજકીય તૈયારી અને આઝાદીની ઉત્કટ ભાવનાનો લાભ લઈ ગાંધીજીએ આખા દેશમાં ભાવનાત્મક એકતા ઉત્પન્ન કરવાનું મહત્કાર્ય શરૂ કર્યું. સમાજમાં ફેલાયેલી હીનવૃત્તિઓ, ભિન્ન ભિન્ન વર્ગોનું

અળગાપણું, સંકુચિત સ્વાર્થ અને પરસ્પર અવિશ્વાસ દૂર કરવાના કાર્યક્રમ એમણે ચલાવ્યા. ત્રીસ વર્ષથી રાષ્ટ્રીયતા જગાડવાનું કામ કરનાર કૉંગ્રેસને ગાંધીજીએ અપનાવી, નમ્રપણે એમાં પ્રવેશ કરી એનું આખું રૂપ એમણે ફેરવી નાખ્યું. નાતાલની રજામાં ભેગા થઈ પ્રજા વતી ત્રણ દિવસ ચર્ચા કરનાર અને સરકાર આગળ અરજીઓ મોકલનાર એ સંસ્થાને એમણે રાષ્ટ્રવ્યાપી અને સર્વોપરી બનાવી. રાષ્ટ્રસંગઠનનો હેતુ સિદ્ધ કરવા માટે આખું વર્ષ, બારે માસ કામ કરનાર સંસ્થા તરીકેનું એને નવું રૂપ આપ્યું. દક્ષિણ આફ્રિકાથી આવેલા આ કર્મવીરે કૉંગ્રેસ માટે કાર્ય કરનારા નેતાઓની એક વર્કિંગ કમિટી — કાર્યકારી સમિતિ — સ્થાપી. અને દેશ આગળ સ્વરાજ્યપ્રાપ્તિ માટે ત્રણ શરતો મૂકી:

(૧) હિંદુ-મુસ્લિમ એકતાનો હૃદયથી સ્વીકાર.

(૨) અસ્પૃશ્યતાનિવારણ. (આમાં આદિવાસીઓની ઉન્નતિનો કાર્યક્રમ પણ આવી જ જાય છે.)

(૩) ગામડાંની પ્રજાને ખેતીની મદદમાં ઘરબેઠાં ઉદ્યોગધંધો મળે, એમની આંશિક બેકારી દૂર થાય અને ગ્રામોદ્યોગો મારફતે એમને સ્વાવલંબી ક્રાંતિકારી પાયાની કેળવણી મળે એટલા માટે ખાદીનો આગ્રહ.

આ ત્રણ કાર્યક્રમોને જોરે ગાંધીજીએ આખા રાષ્ટ્રમાં નવું જીવન રેડ્યું. ભારતની જનતામાં નવું તારુણ્ય આવ્યું. પ્રજા તાલીમબદ્ધ થઈને નેતાઓના કહ્યામાં રહેવાનું શીખી. અને જોતજોતામાં આખું રાષ્ટ્ર સ્વરાજ્યપ્રાપ્તિ માટે તૈયાર થયું.

કૉંગ્રેસ મારફતે લોકજાગૃતિનું જે કામ ગાંધીજીએ ઉપાડ્યું તે તો રાષ્ટ્ર આગળ છે જ. પણ રાષ્ટ્રીય એકતાને વિઘાતક એવી જે સૈકાઓ-જૂની નબળાઈઓ દેશમાં ફેલાઈ હતી અને ભારતીય સંસ્કૃતિની ખૂબી તરીકે જેને લોકો ઓળખતા હતા તે રાષ્ટ્રીય દોષો અને ખામીઓ દૂર કરવાનું ભગીરથ કામ ગાંધીજીએ પોતાના આશ્રમ મારફતે ચલાવ્યું.

દુઃખ સાથે કહેવું પડે છે કે ગાંધીજીની આ આશ્રમપ્રવૃત્તિનું મહત્ત્વ જવાહરલાલજી કે વલ્લભભાઈ જેવા રાષ્ટ્રનેતાઓ પૂરતું સમજ્યા ન હતા. ખાનગી સંભાષણમાં આશ્રમજીવન પ્રત્યે પોતાનો અનાદર તેઓ વ્યક્ત કરતા. અને અમારા કૃપાલાની પણ એમાં અનેક વાર ભળી જતા.

આશ્રમના પ્રારંભના દિવસોમાં જ્યારે જ્યારે ગાંધીજી આશ્રમમાં રહેતા ત્યારે ત્યારે સવારની રોટલી માટેનું દળણું ચલાવવામાં તેઓ ભાગ લેતા. ઘણી વાર ગાંધીજી સાથે બેસીને હું પણ કલાક કલાક ઘઉં દળતો. ક્રાંતિકારી વિચારના મારા મહારાષ્ટ્રના સાથીઓ ઘણી વાર મારી મશ્કરી કરતા. "આ જો આપણા કાકાસાહેબ, ગાંધીજીના આશ્રમમાં બેસી ડોસીની પેઠે દળણું દળીને સ્વરાજ્ય મેળવવાના છે."

શ્રમજીવન દ્વારા અને નોકરોની મદદ કાઢી નાખી સમાજશુદ્ધિનું અને સર્વ-સમાનતાનું વાતાવરણ આશ્રમમાં બંધાય છે એ વસ્તુ અમે લોકોને સમજાવવાનો

ગમે તેટલો પ્રયત્ન કરીએ, લોકો સમજવાની ના પાડતા.

એ તો બધું માફ. પણ સ્વરાજ્ય થયા પછી ધર્મભેદ, જાતિભેદ, ભાષા અને પ્રાંતભેદને કારણે અને ઉચ્ચનીચભાવને કારણે જ્યારે દેશના અને સમાજના નવા નવા ભાગલા પડવાની બીક વધતી જાય છે તે વખતે પણ ગાંધીજીના આશ્રમ-જીવનનું મહત્ત્વ સમજવા લોકો તૈયાર નથી. લોકોને જીવનપરિવર્તન કરવું નથી. કાયદા મારફતે જે થઈ શકે, તે કરવા માટે, સત્તા અને સંપત્તિ પોતાના હાથમાં આવે એ જાતની ચૂંટણીઓ લડવી છે.

સૈકાઓ-જૂની રાષ્ટ્રીય ઊણપો દૂર કરવા માટે ગાંધીજીએ જે પ્રયાસો કર્યા તેમને લીધે રાષ્ટ્રીય ઊણપો અને સામાજિક દોષો દબાઈ ગયા. દૂર થયા નહીં. પણ તેટલાનો લાભ લઈ ગાંધીજીએ સ્વરાજ્ય મેળવી આપ્યું. પરિસ્થિતિએ પણ સાથ આપ્યો. પણ સ્વરાજ્ય મળ્યા પછી આપણે ગાંધીજીનો ઈલાજ કોરે મૂક્યો. અને જ્યાંત્યાં સવાલો પૂછવાનું શરૂ કર્યું. "આજના અમારા નવા જમાના સાથે, નવા સવાલો સાથે અને નવા માનસ સાથે ગાંધીજીને લાગેવળગે એવું કાંઈ છે?" સવાલોમાં મુખ્ય શબ્દ વપરાય છે 'રેલેવેન્સ ઑફ ગાંધીજી'. જવાબમાં કહેવું પડે છે, સવાલ સાચો છે. આજના સમાજમાનસ અને સમાજજીવન સાથે ગાંધીજીને કશું લાગેવળગે નહીં. હવે લાગેવળગે છે. દેશના એક કરતાં વધારે ભાગલાને અને આઝાદીના જોખમને અને દુનિયાના દરબારમાં આપણને જે સ્થાન મળ્યું તે સ્થાનને. દેશની એકતા, દેશની આઝાદી અને દેશની પ્રતિષ્ઠા ટકશે કે નહીં એ સવાલનો ઉકેલ જાણે ગાંધીજી પાસે ન હતો. અને આજના અસંખ્ય વેંતિયા નેતાઓ પાસે છે એ ઢબે સવાલો પુછાય છે.

આજે કેળવણીના આદર્શો શબ્દોમાં જ રહ્યા છે. જાગૃતિ કેવળ ચૂંટણી જીતવા પૂરતી છે. ટીકા કરી કરીને બધા જ બધાને સુધારવા તૈયાર થયા છે. પોતાને સુધારવાનું કોઈને સૂઝતું નથી.

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદ સ્વરાજ્યની સેવા માટે જ્યારે ભારત આવ્યા ત્યારે રાષ્ટ્રીય દોષો ઓછા ન હતા. તે વખતે લોકોમાં જાગૃતિ પૂરતી ન હતી. આજની પેઠે 'હો હા' ચાલતી ન હતી. ગાંધીજીએ પરિસ્થિતિ સામે બળતરા વ્યક્ત કરવાને બદલે પરિસ્થિતિ કાબૂમાં આણવાના પ્રયત્નો આદર્યા. પ્રજામાં જે ચારિત્ર્યના સંસ્કારો છે તેમના ઉપર વિશ્વાસ રાખ્યો અને જોયું કે નેતાઓમાં ત્યાગ, વૈરાગ્ય, નિષ્કામસેવા અને સ્વેચ્છાસ્વીકૃત ગરીબીનું વાવેતર થાય તો સમાજમાં રાષ્ટ્રીય સદ્‌ગુણો, જેને ગીતાએ 'દૈવી સંપત' કહ્યું છે, તેનો ફાલ આવશે, અને આપણે તમામ અધઃપાતના મૂળ કારણ એવી ગુલામીમાંથી ઊગરી જઈશું.

સન ૧૯૧૫માં એવા ગાંધીને અમે જોયા. રાષ્ટ્રનિર્માણના એમના કામમાં ભળવાની જે તક અમને મળી તે અમે ઝડપી લીધી. સમાજના દોષો દૂર કરવા માટે ગાંધીજીએ જે જે પ્રયત્નો કર્યા તેનું મહત્ત્વ ઓળખ્યું. રાષ્ટ્રીય કેળવણી દ્વારા

નવી પેઢીને તૈયાર કરી. પરિણામે દેશને દરેક ક્ષેત્રે સારા સારા કાર્યકર્તાઓ મળ્યા.

સ્વરાજ્ય થયું અને ગાંધીજીની કેળવણી, તેમ જ રાષ્ટ્રનિર્માણની એમની સાધના ગૌણ બની. અને રાજદ્વારી નેતાઓએ પોતાની યોજનાઓ અજમાવી.

એમાંથી સારાં પરિણામો નથી આવ્યાં એમ નથી. હજારો વર્ષ પછી પહેલી જ વાર આપણે ત્યાં પ્રજારાજ્ય ઊગ્યું છે. એને માટે જરૂરી કેળવણી પ્રજા પાસે નથી. પશ્ચિમના દેશોના અનુભવને જોરે આપણે ડાહ્યા થઈ શકવાના નથી. આપણે ભૂલો કરીશું અને એમાંથી ઊગરી જવાનો વારો ખરેખર આવશે, પ્રજા એ જાતનો સંકલ્પ કરશે ત્યારે આપણને સાચો રસ્તો જડ્યા વગર રહે નહીં. એ રસ્તો શોધવામાં ગાંધીજી પાસેથી ઉપયોગી સૂચનાઓ મળી શકે છે. એમાંથી આપણે જરૂર બોધ લઈ શકીશું. એ વિશ્વાસે, અમે જોયેલા અને નેતા તરીકે સ્વીકારેલા ગાંધીજીનું ચિત્ર અહીં મેં રજૂ કરેલું છે. આ નવી વિદ્યાપીઠ પાછળ ગુજરાતનો પ્રાણ છે, ગુજરાતનો સંકલ્પ છે અને ગુજરાતનું ભાગ્ય પણ છે. વિશ્વાસ છે કે અહીંથી નવા જમાનાને અનુકૂળ અને આપણા સનાતન સ્વભાવને પોષક એવું નેતૃત્વ મળી શકશે.[1]

## ૧૪. સ્મરણ*

પરમ પૂજ્ય બાપુજી! આજને દિવસે, આશ્રમમાં આવી આપનું સ્મરણ કરતાં, હૃદય ઊંડાણમાં ઊતરી અસ્વસ્થ થાય છે. સાબરમતીને કિનારે, આ સ્થાને આપે સ્વરાજ્યની, તેમ જ સર્વોદયની, સાધના કરી અને કરાવી. સત્યાગ્રહ એ નામે, એ સાધના આજે આખી દુનિયા જાણે છે. આપની એ સાધના દ્વારા, ભારતભૂમિ સ્વતંત્ર થઈ. આજે એ સાધનાની પ્રેરણા દુનિયાના અનેક પરતંત્ર દેશો મેળવવા લાગ્યા છે. વ્યક્તિગત તેમ જ સામાજિક, આર્થિક તેમ જ રાજનૈતિક તેમ જ આધ્યાત્મિક સ્વતંત્રતા મેળવવા માટે, જે ઉત્કટ સાધના આપે અહીં ખીલવી તે સાધના આજે આ દેશમાં ચારે કોર મોળી થયેલી દેખાય છે. આપે સંગ્રહ કરેલા પુણ્યનું ફળ બધા ભોગવી રહ્યા છીએ. કોઈ એક વસ્તુ છોડી દે છે, તો કોઈ બીજી. અને બાકીનું જેમ તેમ સાચવ્યાનું સમાધાન માને છે.

અમે ભૂલી નથી શકતા કે અમારી મોળાશ તે વખતે જ જોઈને, આપે આ આશ્રમનું નામ ફેરવી એને 'ઉદ્યોગમંદિર' બનાવ્યું; અને આગળ જતાં એ આશ્રમનું વિસર્જન પણ કર્યું. અને ત્યાર પછી આ સ્થાન હરિજનસેવા માટે

---

૧. તા. ૨-૧૦-૧૯૬૭, વલ્લભવિદ્યાનગર, આણંદમાં આપેલું વ્યાખ્યાન.

* તા. ૩૦-૧-૧૯૫૮ની સવારે સાત વાગ્યે હરિજન આશ્રમ(હૃદયકુંજ)માં પ્રાર્થના વખતે કરેલું પ્રવચન. આકાશવાણી અમદાવાદે એ જ પ્રસંગે તેને પ્રસારિત કર્યું હતું.

રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્તરૂપે અર્પણ કર્યું.

છતાં સત્યાગ્રહાશ્રમ તરીકે જ આ સ્થાનની સ્મૃતિ કાયમ રહેશે. શ્રી મગનલાલભાઈ ગાંધીની આ તપોભૂમિ. શ્રી મહાદેવભાઈ, શ્રી કિશોરલાલભાઈ અને શ્રી નરહરિભાઈ જેવાઓએ અહીં પોતાનું જીવન રેડયું. શ્રી જમનાલાલજીએ આ સંસ્થાને ખીલવવામાં પોતાની શક્તિ વાપરી. અને અમે કોઈ કાળે ભૂલી ન શકીએ કે બધી રીતે આત્મવિલોપન કરી પૂજ્ય બા આશ્રમનાં બાળકોને માતાનું હેત અખંડ આપતાં રહ્યાં.

આજે એ આશ્રમ શ્રી વિનોબાના રૂપમાં આખા ભારતની પગપાળા યાત્રા કરી રહ્યો છે, અને કળિયુગમાં સત્યયુગનો ઉદય સાધવા મથી રહ્યો છે.

યુગ બદલાય તેમ આશ્રમના આદર્શોના અને આશ્રમનાં વ્રતોના સ્વરૂપમાં ફેરફાર જરૂર થાય. પણ એ આદર્શો અને વ્રતો જો છોડી દીધાં, તો કશું રહેવાનું નથી. આજે જ જોઈએ છીએ કે "ક્ષીણે પુણ્યે મર્ત્યલોકંવિશન્તિ" જેવી સમાજની સ્થિતિ થવા લાગી છે. તેથી જ, આજને સંક્રાન્તિને દિવસે, આપને શ્રદ્ધાંજલિ અર્પણ કરી, આપને વીનવીએ છીએ, કે અમારા હૃદયમાં ફરી વાર આવીને વસો. ૩૦મી જાન્યુઆરીએ આપની સદેહ સેવા સમાપ્ત થઈ અને આપે વિદેહ સ્થિતિની વ્યાપક સેવામાં સંક્રમણ કર્યું. હવે પોતાનું યુગકાર્ય પૂરું કરવા માટે, દરેક હૃદયમાં ફરી વાર જન્મ લઈ એમની મારફતે સર્વોદયની સાધના પૂર્ણ કરાવો.

જેઓ ઉપેક્ષિત છે તેમના પ્રત્યે જેટલી કરુણા દેશમાં દેખાવી જોઈએ તેટલી દેખાતી નથી, તેથી સ્વરાજ્યનું યૌવન અને સ્વરાજ્યની કાન્તિ જનતાના મુખમંડળ પર હજી ખીલતી દેખાતી નથી. બધા જ તમારું નામ લઈએ છીએ..અને પોતાની સગવડ પ્રમાણે તમારી એક નાનકડી આવૃત્તિ આગળ કરવામાં મશગૂલ છીએ. સ્વભાવે આ દેશ ભૂતકાળનો જડ ઉપાસક રહ્યો, એટલે આપનું શ્રાદ્ધ પણ જડરૂપે કરવાનો મોહ અમને થવાનો. એ જડતામાંથી બચી જઈએ એટલા માટે ભગવાનને વીનવીએ છીએ કે આપની પાસેથી મેળવેલી પ્રેરણા અમને, ભૂતકાળનો વારસો સાથે લેતાં છતાં, વર્તમાનની સમસ્ત શક્તિ વાપરવાની – ભવિષ્યકાળ તરફ પ્રસ્થાન કરવાની દૃષ્ટિ અને સામર્થ્ય આપો.

અમને યાદ છે કે આપે એક વખતે કહેલું કે આખા દેશમાં ફરતાં ફરતાં, અને લોકસ્થિતિ જોતાં, જ્યારે શ્રદ્ધા મોળી થવાની બીક પેદા થાય, ત્યારે આપને આશ્રમજીવનથી ફરી વાર પ્રેરણા મળે છે અને શ્રદ્ધા મજબૂત થાય છે. એ આશ્રમજીવન, ઓછાવત્તા પ્રમાણમાં, આખા દેશમાં ફેલાય, ત્યારે જ દેશનાં દુ:ખો દૂર થશે. સંયમ, ત્યાગ અને સતત ઉદ્યોગ, એ જ આશ્રમજીવનનો મજબૂત પાયો. સ્વરાજ્ય મળ્યા પછી દેશમાં જે અસંખ્ય કાર્યકર્તાઓ દેશસેવા કરી રહ્યા છે, એમની અંદર સંયમ, ત્યાગ અને સમાજને ઉપયોગી થાય એવા

દીક્ષા આપની પ્રેરણાથી મળો.
ઉદ્યોગો માટે ચાલતા કૌશલ્યયુક્ત પરિશ્રમની •દીક્ષા આપની પ્રેરણાથી મળો.
રાષ્ટ્રસેવકો એ જ સમાજનું સાચું ખમીર છે; એ જ લૂણ છે. સમાજજીવન અલૂણું
ન થાય એટલા માટે આખા દેશને આપનું સ્મરણ તાજું રાખવું જોઈએ. આજે
દેશમાં ધાર્મિકતા વગરનું ધર્માભિમાન અનેક ઠેકાણે દેખાય છે. ધર્મનું તત્ત્વ જાણે
ગુફામાં સંતાઈ ગયું છે. આપે ધર્મસંથન કરી, તમામ ધર્મોનું નવનીત, આશ્રમ-
જીવનના રૂપમાં કાઢી આપ્યું. આજની બદલાયેલી સ્થિતિને અનુરૂપ એવું આશ્રમ-
જીવન ઘેરઘેર તેમ જ દરેક સંસ્થામાં અને દરેક પ્રવૃત્તિમાં પ્રગટ થાઓ; જેથી
વ્યક્તિનું, તેમ જ સમાજનું જીવન આખી માનવજાત માટે અને જીવનસૃષ્ટિ
માટે મંગલમય અને આશીર્વાદરૂપ બને.

આપે આશ્રમ દ્વારા, લોકસેવાને અર્થે, લોકભાષાઓ ખીલવી અને શુદ્ધમાં
શુદ્ધ સાહિત્ય જગતને આપ્યું. આશ્રમના પ્રારંભથી જ આપે આગ્રહ રાખ્યો
કે દરેકે સ્વભાષા ઉપરાંત પડોશની ભાષાઓ પણ શીખવી જોઈએ. અને કોઈ પણ
ભાષાનું દાસ્ય સ્વીકાર્યા વગર સેવાશક્તિ અને સંસ્કારિતા કેળવવા માટે અનેક
સમૃદ્ધ ભાષાની ભક્તિ કરવી જોઈએ. ભાષા એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે. જીવન
સમૃદ્ધ કર્યા વગર ભાષા સમૃદ્ધ થવાની નથી. અને સ્વભાષા સમૃદ્ધ કર્યા વગર
લોકજીવન સમૃદ્ધ થવાનું નથી. એ વસ્તુ આપે અનેક વાર, અનેક રીતે, ભારપૂર્વક
કહી હતી.

રાષ્ટ્રનાં બધાં જ તત્ત્વો જેમાં નિરપવાદ પ્રતિબિંબિત થાય એવી સર્વસમન્વય-
કારી અને છતાં લોકસુલભ એવી રાષ્ટ્રભાષા ખીલવવાનો ભગીરથ પ્રયત્ન આ
આશ્રમ દ્વારા જ આપે શરૂ કર્યો.

ઉદ્યોગપ્રધાન અને વિચારચિંતનમય એવા જીવનનો વિકાસ કરવા ખાતર,
આપે આ આશ્રમમાં જે વિદ્યામંદિર સ્થાપ્યું, તેનો જ વિકાસ થતાં આપની
આર્ષદૃષ્ટિને રાષ્ટ્રોદ્ધારક નઈ તાલીમનું દર્શન થયું. એ તાલીમ દ્વારા જ સર્વ-
કલ્યાણકારી સર્વોદયની વિશ્વસંસ્કૃતિ નિર્માણ થવાની છે. સ્પર્ધામૂલક, શોષણપ્રધાન
કેળવણી દેશમાં બધે ફેલાયેલી હતી જ. સ્વરાજ્ય થતાં એ કમજોર થવી જોઈતી
હતી. તેને બદલે એણે શિક્ષણના બધા જ ગઢ કબજે કર્યા છે. હવે એને ખસે-
ડતાં નેવાંનાં પાણી મોભ સુધી લઈ જવા જેટલી મહેનત પડવાની છે.

ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરીને સમાજસત્તાવાદ સ્થપાય તે પહેલાં લોકમાનસમાં
વ્યક્તિગત સ્વાર્થ, ઈર્ષ્યા, સંઘર્ષનું જોર હટાવીને સહયોગ, સેવા, સહજીવન અને
સર્વોદયનું માનસ કેળવવું પડશે. એ કામ નઈ તાલીમનું છે. એ તાલીમ દ્વારા
જ સર્વકલ્યાણકારી સંસ્કૃતિની સ્થાપના થશે.

આમ આપે જે જે વસ્તુ સમજાવી, તે તે અમે ઠોકર ખાઈ ખાઈને ફરી
યાદ કરવાના, અને પછી જ આગળ વધવાના.

રાષ્ટ્રીય જીવનને પ્રાણસ્વરૂપ એવા મોટા મોટા ઉદ્યોગો ખીલવવાની આપે ના

પાડી ન હતી. સ્વરાજ મળ્યા પછી સ્વતંત્ર ભારત એ દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરશે, એ ઉદ્યોગો રાષ્ટ્રીય સરકાર દ્વારા જ ચલાવવા જોઈએ અને એની પાછળ કેવળ માનવકલ્યાણ અને માનવપ્રગતિનો જ હેતુ હોવો જોઈએ, એ આપે સ્પષ્ટ કર્યું જ છે.

પણ જો રાષ્ટ્રની નિર્માણાત્મક બુદ્ધિ, રચનાત્મક શક્તિ અને શોષણપરાઙ્મુખ સામર્થ્ય ખીલવવું હોય, અને પછાતમાં પછાત માણસનો વિકાસ સાધવો હોય તો ગ્રામોદ્યોગોને જ પ્રધાનપદ આપવું જોઈએ, એ આપનો આગ્રહ આખું રાષ્ટ્ર વાર્યું અથવા હાર્યું માનવાનું જ.

રાષ્ટ્રના આહારના સવાલનો ઉકેલ આણતાં આપે એટલે સુધી આગ્રહ કર્યો હતો કે ફૂલોનો અને ફૂલબગીચાનો આનંદ જતો કરી, જમીનના એકેએક કકડાનો ધાન્ય અને શાકભાજી ઉગાડવા માટે ઉપયોગ કરવો જોઈએ. ખોરાક માટેનું પરાવલંબન, રાજનૈતિક પારતંત્ર્ય કરતાં પણ વધારે ભયજનક છે એ અમે ક્યારે સમજીશું?

આશ્રમમાં આપે જાતિભેદ, વર્ણભેદ, ધર્મભેદ વગેરે કશું જ ભેદનું તત્ત્વ રહેવા દીધું ન હતું. એમાં જેટલે દરજ્જે આપણે ફાવ્યા, એટલે દરજ્જે આખા દેશનું વાતાવરણ પણ સુધર્યું અને આ નવા જીવનની ધાર્મિકતા લોકોને ગળે ઊતરી.

કુંભમેળા વખતે, રાષ્ટ્રીય મહાસભાના અધિવેશન વખતે, રેલસંકટ, દુકાળ કે ભૂકંપ જેવાં સંકટ વખતે, સ્વચ્છતા, રોગનિવારણ વગેરેની સાવચેતી સાથે, સામૂહિક મદદના પાઠ શીખવી, આપે રાષ્ટ્રજીવન સમર્થ અને મજબૂત કર્યું. તેમાં પણ આશ્રમજીવનનો ફાળો સૌથી વધારે ઉપયોગી નીવડ્યો.

જ્યાં સુધી દેશ સ્વતંત્ર થયો ન હતો, ત્યાં સુધી ભારતને માટે આંતરરાષ્ટ્રીય જીવન હતું જ નહીં. છતાં મુસ્લિમ રાષ્ટ્રો, યહૂદી પ્રજા, આફ્રિકાના દબાયેલા લોકો વગેરે વંશ વંશના લોકો આપની પાસેથી પ્રેરણા મેળવતા જ હતા. એ જ વસ્તુનો વિકાસ આજે, પંચશીલના રૂપમાં, અને યુદ્ધવિરોધી આંદોલનમાં વિરાટ રૂપ ધારણ કરતો દેખાય છે. મહાયુદ્ધ વખતે અને ત્યાર પછી પણ આપે જર્મન લોકોને, બ્રિટિશ લોકોને, ચીન અને જાપાનના લોકોને, તેમ જ યહૂદી લોકોને જે સલાહ આપી હતી, તે હવે ધીરે ધીરે જગતના નેતાઓને વિચાર કરવા પ્રેરે છે.

'નવજીવન', 'યંગ ઇન્ડિયા', 'હરિજન', વગેરે છાપાંઓ દ્વારા આપે જે પ્રેરણાનો સ્રોત વહેવડાવ્યો, તે આજે દુનિયાના સર્વશ્રેષ્ઠ વિચારકોને ચકિત કરી રહ્યો છે, અને ધીરે ધીરે લોકો એની અસર તળે આવવા લાગ્યા છે.

આપે પોતાના જીવનકાળમાં સત્ય અને અહિંસાના પાયા ઉપર સત્યાગ્રહની હિલચાલ ચલાવી. હવે એમાં અસ્તેય અને અપરિગ્રહ ઉમેરી સર્વોદયની પ્રેરણા આપી રહ્યા છે. અને ધીમે ધીમે લોકો અનુભવે શીખી રહ્યા છે કે સંયમની

વીરતા વગર દુનિયાનો ઉદ્ધાર થવાનો નથી. વિશ્વબંધુતા સ્થપાશે ત્યારે જ સમતા અને સ્વતંત્રતાનો સંદેશો હૃદયગ્રાહ્ય થશે અને જીવનમાં ઊતરશે.

આપે એક વાર કહેલું કે આપને માટે અત્યંત ચિંતાનો વિષય, અકળાવનારી પરિસ્થિતિ એ ફક્ત ભણેલાઓનાં હૃદયની કઠોરતા છે: સમર્થ લોકોનું, બલાઢ્ય રાષ્ટ્રોનું અને એમના બનેલા રાષ્ટ્રસંઘોનું પાષાણહૃદય જ્યાં સુધી પીગળશે નહીં, ત્યાં સુધી વિશ્વના સવાલોનો ઉકેલ આવવાનો નથી. માટે અહિંસામૂર્તિ, પ્રેમમૂર્તિ બાપુ, આજે પોતાનું કારુણ્યસમૃદ્ધ હૃદય અમારાં પામર હૃદયોમાં રેડો અને અમને આજની નવી વિશ્વસાધના માટે યોગ્ય બનાવો. આપની વિદેહસાધના અમ સહુની સર્વસાધના બનો, એ જ આજના બલિદાનના પવિત્ર દિવસે, સમસ્ત હૃદયની ઉત્કટ પ્રાર્થના છે.

## ૧૫. ગાંધીજીનું જીવનદર્શન

ગાંધીજીનું જીવનદર્શન એક અદ્‌ભુત વસ્તુ છે. આશ્ચર્ય છે કે એને વિશે હજી કોઈએ વિસ્તારથી લખ્યું નથી, અથવા એ અદ્‌ભુત છે તેથી જ કોઈએ લખ્યું નથી. કોઈને માટે આધ્યાત્મિક તત્ત્વદર્શન કેવળ ચર્ચાનો વિષય હોય છે, બૌદ્ધિક રમત હોય છે. પ્રત્યક્ષ જીવન સાથે એને વિશેષ લાગેવળગે નહીં. તત્ત્વ-દર્શનની અસર જીવન ઉપર ઓછીવત્તી, અવારનવાર થાય પણ ખરી, પણ તે અમુક પ્રસંગ પૂરતી જ. જેમ આપણે અમુક દિવસે અપવાસ કરીએ છીએ, અથવા અમુક દિવસે, તહેવારને નામે જાતજાતનાં મિષ્ટાન્ન ઉડાવીએ છીએ. પણ એ કાંઈ આપણો રોજનો ખોરાક-વહેવાર નથી હોતો. રોજ તો દાળભાત, રોટલી, શાક સાથે જ સંબંધ હોય છે.

ગાંધીજીને મન આખું જીવન એક આધ્યાત્મિક સાધના જ હતી. જીવનદર્શન નોખું અને અધ્યાત્મદર્શન નોખું એવું દ્વૈત એમને માટે હતું જ નહીં, અને તેથી જ તેઓ તત્ત્વદર્શનની વાતો અને દલીલો કેવળ બુદ્ધિની કસોટી પર કસવાને બદલે જીવનની કસોટી પર જ કસતા, અને તેથી જ એકાદ વસ્તુ એક વાર એમને ગળે ઊતરી, એમની કસોટીએ ખરી નીવડી, કે એને અમલમાં મૂકતાં એમને વાર લાગતી નહીં. પોતાની બધી શક્તિ વાપરીને તેઓ પોતાના નિર્ણયને પૂરેપૂરા અમલમાં મૂકતા અને પોતાના નિર્ણયમાંથી ફલિત થતા તમામ ઉપનિર્ણયો પણ પૂરી હિંમત સાથે સ્વીકારી લેતા.

આને તેઓ સત્યનિષ્ઠાનું જ એક અંગ માનતા. એમના જ શબ્દોમાં કહીએ તો જૂની ટેવોનું અને વહાલા રિવાજોનું ધુમ્મસ ગમે તેટલું જાડું હોય કે જૂનું હોય, સત્યસૂર્ય આગળ એ ઓગળી જવું જ જોઈએ.

તેથી જ મેં કહ્યું છે કે ગાંધીજીનું સત્ય એ કેવળ સાંભળવાની અને માથું ધુણાવીને પૂરતી સ્વીકારવાની જડ વસ્તુ ન હતી. એમનું સત્ય કોઈ તેજાબ જેવી બાળનારી અને ઓગાળી નાખનારી જલદ વસ્તુ હતી. એમની જીવન-નિષ્ઠાના કેન્દ્રમાં જ એમણે સત્યને મૂકયું હતું. સત્યની સાધના એ જ એમને માટે જીવનની પ્રધાન સાધના હતી. બધા જાણે છે કે આ વસ્તુ સ્પષ્ટ કરવા ખાતર એમણે પોતાની આત્મકથાને 'સત્યના પ્રયોગો'નું નામ આપ્યું છે.

ગાંધીજીનું જીવનદર્શન અદ્વૈતવાદી હતું. પણ એનો અર્થ એ કે, "જીવાત્મા અને પરમાત્મામાં ભેદ નથી. હું જ પરબ્રહ્મ છું," એમ કહી તેઓ બેસી શકવાના ન હતા. 'જો બધે પરબ્રહ્મ જ હોય તો આ સૃષ્ટિને માયારૂપ જ ગણવી જોઈએ', એવી દલીલથી એમને સંતોષ થતો નહીં. એમનું અદ્વૈત એમને, એમના પ્રસંગમાં આવનાર તમામ વ્યક્તિઓનાં સુખદુઃખ સાથે એકરૂપ થવા સૂચવતું હતું. પોતાને જે સુખ મળે તેનો આસપાસના બધા સાથે ભાગ પડાવવો, બીજાનું દુઃખ તે પોતાનું જ દુઃખ માની તે દૂર કરવા ભગીરથ પ્રયત્નો આદરવા એ હતું એમના જીવનદર્શનનું અદ્વૈત.

જો જીવ અને શિવ એક જ છે, તો દરેક જીવે પોતાની અપૂર્ણતાઓ અને પોતાની વિકૃતિઓ દૂર કરવા માટે મથવું જ જોઈએ. તમે સિદ્ધાન્ત સ્વીકારો અને એની સાધના આચરો નહીં તો તમારા જીવનમાં સત્યનિષ્ઠા કયાં રહી? તમારી જીવન-સાધનામાં સત્ય જેટલું ઊતર્યું, તેટલા જ સત્યનો તમે સ્વીકાર કર્યો કહેવાય. બાકી બધો દંભ જ છે—આ હતી એમની સત્યની ઉપાસનાની રીત, એ હતી એમની દૃષ્ટિ.

આપણને નજીવો લાગતો એક દાખલો લઈએ. દક્ષિણ આફ્રિકામાં વસતા ભારતીય લોકોની ત્યાંની હસ્તી સુરક્ષિત કરવા માટે તેમણે લડત ઉપાડી. તેમણે દલીલ કરી કે બ્રિટનનું રાજ્ય ભારત પર પણ છે અને દક્ષિણ આફ્રિકા પર પણ છે. અને તેથી જ આપણે એ સામ્રાજ્યના—એ કૉમનવેલ્થના શહેરી તરીકે સમાનતાના અધિકાર માગીએ છીએ. આટલી દલીલ કરી કે તરત એમણે સ્વીકાર્યું કે આપણે એ સામ્રાજ્યની રાજ્યભક્તિનું રાષ્ટ્રગીત ઉમળકાભેર ગાવું જોઈએ અને આણીને પ્રસંગે સામ્રાજ્યને મદદ પણ કરવી જ જોઈએ. કર્તવ્યનો સ્વીકાર કરી, એ પાર પાડયા પછી જ અધિકારોની વાતો કરી શકાય. એમને મન એ વાત દીવા જેવી સ્પષ્ટ હતી અને તેથી જ એમની દલીલમાં કેવળ તર્કનું જ નહીં પણ ઉત્કટ જીવનનું જોર આવતું.

જો ભગવાન છે, જો એ આપણા જીવનનો માલિક છે, તો એના દર્શન માટે, સાક્ષાત્કાર માટે, આપણા હૈયામાં સતત તાલાવેલી હોવી જ જોઈએ, અને તે કેવળ શબ્દો કે સંગીત દ્વારા વ્યક્ત ન થતાં જીવનના દરેક આચરણ દ્વારા પ્રગટ થવી જોઈએ.

જીવન નોખું અને સાધના નોખી એવી વ્યવસ્થા એમને માટે હતી જ નહીં. કેટલાક લોકો ધ્યાન માટે, સાધનાની સિદ્ધિ માટે એકાન્ત શોધે છે, નિવૃત્તિ

સેવે છે. ગાંધીજી પાસે આવી 'હિજરતી સાધના' ન હતી. એમની અદ્વૈત સાધના મહેમાનોની આગતાસ્વાગતામાં, નોકરોના જીવનવિકાસની ચિન્તામાં અને બાળકોની કેળવણીમાં પ્રત્યક્ષ ભાગ લેવામાં વ્યક્ત થતી હતી. સામાજિક જીવનનાં કર્તવ્યો પાર પાડવામાં અને સમાજના સાથીઓ પાસેથી એમનાં કર્તવ્યો પળાવવામાં ગાંધીજી પોતાની અદ્વૈત સાધના ખીલવતા હતા. ગૌરક્ષા માટે એમણે જે ચિંતન કર્યું, પ્રચાર કર્યો અને સંસ્થાઓ ચલાવી – એ બધી એમની વિશાળ હૃદયની અદ્વૈત સાધના જ હતી. તેઓ કહેતા કે "ધર્મ અમલમાં મૂકવા માટે હોય છે, જે ધર્મ વહેવારમાં મુકાતો નથી તે ધર્મ જ નથી." એટલે સુધી કહેવાની એમની હિંમત થતી. કેમ કે તેઓ પોતાનો સંપૂર્ણ ધર્મ અમલમાં મૂકવાની સાધનામાં જ રચ્યાપચ્યા રહેતા હતા. સિદ્ધાન્ત અને વહેવાર – બંને એકબીજાની કસોટી અને પ્રેરણા હોવાં જોઈએ. એ હતું એમનું જીવનસૂત્ર.

આમાંથી જ તેઓ જરૂરી ધીરજ કેળવતાં શીખ્યા. પોતે ઉત્કટતાથી આગળ દોડી શકે એટલું એમને માટે બસ ન હતું. સાથીઓને પણ સાથે રાખવા છે. તેઓ પણ પોતાનું અંગ જ છે, એ હતી એમની ભાવના – કેવળ ભાવના નહીં પણ નક્કર જીવનસિદ્ધાંત, અને તેથી જ તેઓ પોતાના બધા સાથીઓને અને સહધર્મીઓને સાથે લઈને સામુદાયિક સાધના ચલાવતા.

આપણા જમાના માટે, સાધનાના ક્ષેત્રમાં, ગાંધીજીનો આ સૌથી મોટો ફાળો છે. અદ્વૈત સિદ્ધિ માટેની સાધના અથવા જીવનયોગ સિદ્ધ કરવાની પ્રક્રિયા કેવળ વ્યક્તિગત જ નહીં, પણ સામુદાયિક હોવી જોઈએ. એ વસ્તુ ગાંધીજીને અંદરથી ઊગેલી હતી. સ્પષ્ટ શબ્દોમાં એમણે એનો પ્રચાર ભલે ન કર્યો હોય, પણ પોતાના જીવન દ્વારા તો એમણે એ પ્રચાર નિરપવાદ કર્યો છે. સામુદાયિક યોગ અને સામાજિક સાધના એ ગાંધીયુગની ખાસિયત આપણે હવે વિચારપૂર્વક અને પ્રયત્નપૂર્વક ખીલવવી રહી.

જ્યાં બધાને પોતાની સાથે તેઓ લઈ શકતા ન હતા ત્યારે પણ તેમણે આખા સમાજને પોતાની સાધનાનો સાક્ષી તો રાખ્યો જ છે. એમની પાસે ગુપ્ત કે ગોપનીય એવું કશું હતું નહીં. સાથીઓની કે બીજાઓની ફજેતી ન થાય, એટલા માટે તેમનાં સ્ખલનો ઉપર પડદો નાખવો જ પડે તો તેટલી આર્યતા તેઓ જરૂર વાપરતા. દરેકની ઇજ્જત-આબરૂ ગાંધીજીના હાથમાં સુરક્ષિત રહેતી એ વાત સાચી, પણ એમની જીવનસાધનામાં આખી દુનિયાને સાથે રાખવાનો પ્રયત્ન હોવાથી જ તેમણે ગુપ્તતાને પાપરૂપ માન્યું છે. Sin of secrecy એ લેખ એમણે જ્યારે લખ્યો ત્યારે એની ચર્ચા ઘણી ઘણી થઈ હતી. પણ તે વખતે ગાંધીજીના એ વલણનો વિચાર સામુદાયિક અધ્યાત્મ સાધનાની દૃષ્ટિએ કોઈએ કર્યો ન હતો. ગુપ્તતાને સેવીને આપણે કેટલી બધી આધ્યાત્મિક શક્તિ હણીએ છીએ એનો વિચાર માણસ જાતે હજુ સુધી કર્યો નથી, અને તેથી જ બધા ધર્મોમાં

રહસ્યવાદ ખીલ્યો. એણે જાતજાતના દોષોને પ્રશ્રય આપ્યો. ગાંધીજીના ચરિત્રકાર લૂઈ ફીશરે કહ્યું છે કે પોતાની જે વસ્તુ કોઈને કહેવાની કશી જરૂર નથી, એવી વસ્તુ પણ ગાંધીજી પ્રસંગ આવ્યે કહી દેતા, એટલું એમનું જીવન પારદર્શક હતું. પશ્ચિમના લોકોને આ રીતનું જરૂર આશ્ચર્ય થાય. પણ ગાંધીજીને માટે તો એમની જીવનસાધાનાનું એ એક મહત્ત્વનું અંગ જ હતું.

સત્યનિષ્ઠ માણસમાં સામા માણસના વચન પ્રત્યે શંકા ન લાવવાની આસ્તિકતા પણ હોય છે. અને સાથે સાથે કોઈ પણ વસ્તુ પૂરતા પુરાવા વગર ન સ્વીકારવાનું ચોક્કસપણું પણ હોય છે. આને મેં એક વાર શ્રદ્ધા અને અશ્રદ્ધાનું મિશ્રણ કહ્યું હતું. તેથી જ જ્યારે એ જ વિચાર મને એક પૌરાણિક વચનમાં મળ્યો ત્યારે ઘણો આનંદ થયો. जिज्ञासा नास्तिनास्तिवयं સત્યનું યથાર્થ સ્વરૂપ જાણવા માટે ખણખોદ કરવા સુધી જિજ્ઞાસા હોય તો તેને નાસ્તિકતા ન જ કહી શકાય, માણસનું જીવન જ સત્યને પૂરેપૂરું નિ:શંકપણે જાણવા માટેની સાધના છે. એ જાતની ઊંડાણમાં ઊતરનારી જિજ્ઞાસા જ વિજ્ઞાનની શોધખોળ કરનાર લોકોને વરેલી હોય છે. ભૌતિક ક્ષેત્રમાં શું કે આધ્યાત્મિક ક્ષેત્રમાં શું, ઉત્કટ જિજ્ઞાસાથી પ્રયોગો કરનાર અને એ પ્રયોગો દ્વારા સિદ્ધ થયેલા સત્યને નિર્ભયપણે પોતાનું જીવન અર્પણ કરી દેનાર સત્યનિષ્ઠ લોકોએ જ દુનિયાને આગળ ધપાવી છે.

ગાંધીજીમાં એવી સત્યનિષ્ઠા હતી. તેથી તેઓ એક બાજુ આપણા ઋષિ-મુનિઓનાં અને સાધુસંતોનાં વચનો ઉપર અગાધ વિશ્વાસ રાખતા હતા. એ વચનો પ્રમાણે પોતાનું જીવન ઘડવામાં એમના મનમાં જરાય આનાકાની રહેતી નહીં, અને બીજી બાજુ દરેકેદરેક વસ્તુ જીવનની કસોટી ઉપર કસ્યા વગર આગળ જવાય જ નહીં, એવો એમનો સ્વભાવ થયો હતો.

બીજી બાજુ એ જ વસ્તુએ એમની સત્યાગ્રહની નીતિ સ્પષ્ટ કરી હતી. સત્યાગ્રહને અંતે જ્યારે માંડવાળ કે સમાધાન કરવાનો વખત આવે ત્યારે તેઓ સામા માણસની દાનાઈ ઉપર અને એનાં વચન ઉપર પૂરો વિશ્વાસ રાખતા. એવે વખતે જો એમના સાથીઓ વ્યવહારકુશળતાને કારણે પ્રતિપક્ષીના વચન ઉપર વિશ્વાસ ન કરવાનું સૂચવતા ત્યારે તેઓ કહેતા કે, 'જો આપણે ઇચ્છતા હોઈએ કે આપણા વચન ઉપર લોકો વિશ્વાસ રાખે, તો આપણે પણ સામા માણસના વચન ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. સામો માણસ જો ફરી જાય અને આપણને છેતરે તો આપણું સત્યાગ્રહનું શસ્ત્ર ક્યાં નાસી ગયું છે? એ આપણને જેટલી વાર છેતરે એટલી વાર સત્યાગ્રહ કરવા માટે આપણે તૈયાર છીએ. માટે આપણે ભૂલવું ન જોઈએ કે વહાણ તો વિશ્વાસે જ ચાલી શકે છે." આ હતું ગાંધીજીનું સત્ય પરત્વેનું જીવનદર્શન. સત્ય એ જ પરમાત્મા છે. એના ઉપાસકને દુનિયામાં હારવાપણું છે જ નહીં.

ગાંધીજીના જીવનદર્શનની એક બીજી બાજુ એટલી જ મહત્ત્વની છે, જેમાં

નખશિખાન્ત ઊંચનીચભાવ ભરેલો છે એવી આજની વર્ણવ્યવસ્થા, જેમાં ડગલે ને પગલે આપ-પરભાવ દેખાઈ આવે છે, તે જાતિવ્યવસ્થા, અને જેમાં ગોરી ચામડીની તુમાખીનો પરિચય જીવનના દરેક ક્ષેત્રમાં થાય છે, એવો આજનો જમાનો, એની અંદર ઊછરેલા ગાંધીજી સામાજિક વિવેક બરાબર જાણતા હતા અને ચીવટપૂર્વક એનું પાલન પણ કરતા હતા અને છતાં તેઓ પોતાને દબાયેલી દુનિયાના પ્રતિનિધિ માનતા, અને હડધૂત માણસને માથું ઊંચું કરવાની જ્યારે જ્યારે તક મળે, ત્યારે ત્યારે એને પ્રોત્સાહન પણ આપતા, એટલું જ નહીં પણ એવા પ્રસંગો ઉપજાવી પણ કાઢતા. હિંસાને ઉત્તેજન આપ્યા વગર અને દ્વેષને જરાસરખું પણ કોઠું આપ્યા વગર બળવો કેમ કરવો, એ કળામાં તેઓ પ્રવીણ હતા, તેમ જ લોકોને એમાં કેળવવા જેટલી એમનામાં હિંમત હતી.

ભારતની સામાન્ય જનતા ઉપર એમની અપાર શ્રદ્ધા હતી કે ઋષિમુનિઓએ અને સાધુસંતોએ હજારો વરસથી જે ધર્મપ્રચાર કર્યો છે, તે યોગ્ય દિશાદર્શન હોય તો ઊગ્યા વગર રહે નહીં. આને જ હું ગાંધીજીની અદ્ભુત આસ્તિકતા ગણું છું.

જે લોકો હજારો વરસથી દબાયેલા છે, તેમના પ્રત્યે ગાંધીજીનો સ્વાભાવિક પક્ષપાત રહેતો. એમને માટે લડતાં એમને શૂર ચડતું. એમના દોષો કેટલા છીછરા હોય છે, અને એમની ભલાઈ કેટલી ઊંડી હોય છે, એનો ગાંધીજીને પૂરતો ખ્યાલ રહેતો.

આ દબાયેલા વર્ગોમાં સૌથી મોખરે આવે છે સ્ત્રીજાતિ. પણ એને માટે સામાજિક કે રાજકીય કે આર્થિક લડત ઉપાડવાનો સવાલ ન હોવાથી એમણે પોતાના રાષ્ટ્રીય કાર્યક્રમમાં સ્ત્રીજાતિનો સવાલ મોખરે મૂક્યો નહીં પણ અસંખ્ય કુટુંબોમાં પ્રવેશ કરી એમની સ્થિતિ જાણી, જ્યારે જ્યારે તક મળે ત્યારે એમણે દરેક સ્ત્રીને મદદ કરી છે અને ઊંચે આવવાનો રસ્તો બતાવ્યો છે. સ્ત્રીજાતિમાં નવી સમજણ અને નવી હિંમત રેડવાની જરૂર છે, એ તેઓ જોઈ ગયા હતા અને રાષ્ટ્રીય હિલચાલ પણ સ્ત્રીઓ જ ઉપાડી શકે એવા કાર્યક્રમો એમણે હમેશાં કુશળતાપૂર્વક યોજ્યા હતા.

હિન્દુ અવિભક્ત કુટુંબમાં ઊછરેલા હોવાથી ખાનદાનીના બધા આદર્શો તેઓ જાણતા હતા અને બનતાં સુધી એનું પાલન પણ કરતા હતા. તેથી હિન્દુ સ્ત્રીઓને સલાહ આપવામાં તેઓ ઉત્તમ રીતે ફાવી જતા, એમાં આશ્ચર્ય નહીં. આશ્ચર્ય એ હતું કે યુરોપિયન, ઍંગ્લો ઇન્ડિયન, મુસલમાન અને પારસી સમાજનું પણ સૂક્ષ્મ નિરીક્ષણ કરેલું હોવાથી તેઓ એ સમાજની સ્ત્રીઓને પણ એમને યોગ્ય સલાહ આપતા હતા. આના માટે હૃદયની જે વિશાળતા જોઈએ છે, અને પરિસ્થિતિ પરત્વેની કુનેહની જરૂર હોય છે, એ શક્તિ પણ ગાંધીજી પાસે પૂરતા પ્રમાણમાં હતી.

સામાજિક અને રાજકીય ક્ષેત્રે એમણે જે કીમતી સેવા કરી, એ હતી હિન્દુ-

મુસ્લિમ એકતાને અંગે અને અસ્પૃશ્યતાનિવારણને અંગે. આને વિશે એટલું બધું લખાયેલું છે, અને એ કારણે ગાંધીજીએ આપેલું આત્મબલિદાન એટલું લોકોત્તર છે કે એને વિશે વિસ્તારથી કહેવાની આવશ્યકતા નથી.

આર્થિક ક્ષેત્રે દબાયેલી દુનિયા તે ગામડાંના લોકો. ખેતી, વણાટ અને બીજા ગ્રામોદ્યોગોની ઉપેક્ષાને લીધે ગામડાંની પ્રજા કેટલી પાયમાલ થઈ છે, અને એ રાષ્ટ્રીય વિપત્તિ કેટલી ઊંડાણ સુધી પહોંચી ગઈ છે, એનું ઊંડું ચિંતન કરેલું હોવાથી ગાંધીજીએ ખેડૂતોના સવાલને સૌથી વધારે મહત્ત્વ આપ્યું એમાંથી જ ખાતરનો સવાલ, ખાદી અને ગ્રામોદ્યોગ, સામાજિક સ્વચ્છતા અને લોકભાષાનું મહત્ત્વ, એ બધા સવાલો એમની આગળ તરવરવા લાગ્યા. અંગ્રેજોના રાજ્ય સાથે કોરટ બાજુનું જે વ્યસન આપણા દેશમાં વધ્યું એના ઉકેલ તરીકે પંચાયત-રાજ્યની હિમાયત એમણે કરી.

આ કોરટની મોંકાણ, પ્રજા માટે કેટલી ભયાનક છે એનો ચિતાર આપવા માટે એક કરુણ છતાં રમૂજી દાખલો અહીં રજૂ કરવાનું મન થાય છે. આ કિસ્સો કોઈ અંગ્રેજ સેનાપતિના જીવનમાં વાંચ્યો હતો. જેવો યાદ છે તેવો આપી દઉં છું.

એ વખતે અંગ્રેજોની ઈસ્ટ ઈન્ડિયા કંપનીનું રાજ્ય ચાલતું હતું. આપણો ગોરો અમલદાર પોતાના સૈનિકો સાથે મુસાફરી કરતો હતો. એણે જોયું કે એક ઠેકાણે આખા ગામના લોકો પોતાની ચીજવસ્તુઓ લઈને ગામ ખાલી કરીને બીજે જાય છે. ગભરાયેલા લોકોને આશ્વાસન આપતાં એણે કહ્યું, “તમે આમ શા માટે નાસી જાવ છો? હું અંગ્રેજોની ફોજનો અધિકારી છું. જે લોકો તમને કનડે છે, તે લોકો કોણ છે, તે કહો. એમની સામે લડીને તમને નિર્ભય કરવાની શક્તિ ધરાવું છું.”

લોકોએ કહ્યું, “એવો તો કોઈ દુશ્મન અમને કનડતો નથી. અમે અહીંથી ખસી જઈએ છીએ, કેમ કે અહીં હવે બ્રિટિશ કોર્ટની સ્થાપના થવાની છે. હવે અહીં રહેવામાં ભલીવાર નથી.” ભલી પ્રજાનો એ જવાબ સાંભળી એ અંગ્રેજ ફોજી અમલદારને શું થયું હશે! એણે ફક્ત એ કિસ્સો નોંધી રાખ્યો છે.

ગાંધીજીને અંગ્રેજોનું ખર્ચાળ ન્યાયતંત્ર બિલકુલ પસંદ ન હતું. બૅરિસ્ટર તરીકે એમને એ તંત્રનો ઊંડો પરિચય હતો. જ્યારે તેઓ બૅરિસ્ટરી કરતા હતા ત્યારે પણ પોતાની આવકને ભોગે બંને પક્ષને એકત્ર આણી પોતાની બધી શક્તિ વાપરી સમાધાન કરાવતા.

ગાંધીજીની ઘણી ઈચ્છા હતી કે સ્વરાજ થયા પછી ન્યાયાલયનો વિસ્તાર ઘણો ઓછો કરવામાં આવે. જ્યાં ત્યાં પંચાયતો મારફતે જ ઝઘડાનો નિકાલ કરવામાં આવે. પંચાયતના નિર્ણય સામે ફક્ત એક જ અપીલની સગવડ રહે અને તે પણ એક મોટી હાઈકોર્ટ પાસે.

નખશિખાન્ત ઊંચનીચભાવ ભરેલો છે એવી આજની વર્ણવ્યવસ્થા, જેમાં ડગલે ને પગલે આપ-પરભાવ દેખાઈ આવે છે, તે જાતિવ્યવસ્થા, અને જેમાં ગોરી ચામડીની તુમાખીનો પરિચય જીવનના દરેક ક્ષેત્રમાં થાય છે, એવો આજનો જમાનો, એની અંદર ઊછરેલા ગાંધીજી સામાજિક વિવેક બરાબર જાણતા હતા અને ચીવટપૂર્વક એનું પાલન પણ કરતા હતા અને છતાં તેઓ પોતાને દબાયેલી દુનિયાના પ્રતિનિધિ માનતા, અને હડધૂત માણસને માથું ઊંચું કરવાની જ્યારે જ્યારે તક મળે, ત્યારે ત્યારે એને પ્રોત્સાહન પણ આપતા, એટલું જ નહીં પણ એવા પ્રસંગો ઉપજાવી પણ કાઢતા. હિંસાને ઉત્તેજન આપ્યા વગર અને દ્વેષને જરાસરખું પણ કોઠું આપ્યા વગર બળવો કેમ કરવો, એ કળામાં તેઓ પ્રવીણ હતા, તેમ જ લોકોને એમાં કેળવવા જેટલી એમનામાં હિંમત હતી.

ભારતની સામાન્ય જનતા ઉપર એમની અપાર શ્રદ્ધા હતી કે ઋષિમુનિઓએ અને સાધુસંતોએ હજારો વરસથી જે ધર્મપ્રચાર કર્યો છે, તે યોગ્ય દિશાદર્શન હોય તો ઊગ્યા વગર રહે નહીં. આને જ હું ગાંધીજીની અદ્ભુત આસ્તિકતા ગણું છું.

જે લોકો હજારો વરસથી દબાયેલા છે, તેમના પ્રત્યે ગાંધીજીનો સ્વાભાવિક પક્ષપાત રહેતો. એમને માટે લડતાં એમને શૂર ચડતું. એમના દોષો કેટલા છીછરા હોય છે, અને એમની ભલાઈ કેટલી ઊંડી હોય છે, એનો ગાંધીજીને પૂરતો ખ્યાલ રહેતો.

આ દબાયેલા વર્ગોમાં સૌથી મોખરે આવે છે સ્ત્રીજાતિ. પણ એને માટે સામાજિક કે રાજકીય કે આર્થિક લડત ઉપાડવાનો સવાલ ન હોવાથી એમણે પોતાના રાષ્ટ્રીય કાર્યક્રમમાં સ્ત્રીજાતિનો સવાલ મોખરે મૂકયો નહીં પણ અસંખ્ય કુટુંબોમાં પ્રવેશ કરી એમની સ્થિતિ જાણી, જ્યારે જ્યારે તક મળે ત્યારે એમણે દરેક સ્ત્રીને મદદ કરી છે અને ઊંચે આવવાનો રસ્તો બતાવ્યો છે. સ્ત્રીજાતિમાં નવી સમજણ અને નવી હિંમત રેડવાની જરૂર છે, એ તેઓ જોઈ ગયા હતા અને રાષ્ટ્રીય હિલચાલ પણ સ્ત્રીઓ જ ઉપાડી શકે એવા કાર્યક્રમો એમણે હમેશાં કુશળતાપૂર્વક યોજ્યા હતા.

હિન્દુ અવિભક્ત કુટુંબમાં ઊછરેલા હોવાથી ખાનદાનીના બધા આદર્શો તેઓ જાણતા હતા અને બનતાં સુધી એનું પાલન પણ કરતા હતા. તેથી હિન્દુ સ્ત્રીઓને સલાહ આપવામાં તેઓ ઉત્તમ રીતે ફાવી જતા, એમાં આશ્ચર્ય નહીં. આશ્ચર્ય એ હતું કે યુરોપિયન, ઍંગ્લો ઇન્ડિયન, મુસલમાન અને પારસી સમાજનું પણ સૂક્ષ્મ નિરીક્ષણ કરેલું હોવાથી તેઓ એ સમાજની સ્ત્રીઓને પણ એમને યોગ્ય સલાહ આપતા હતા. આના માટે હૃદયની જે વિશાળતા જોઈએ છે, અને પરિસ્થિતિ પરત્વેની કુનેહની જરૂર હોય છે, એ શક્તિ પણ ગાંધીજી પાસે પૂરતા પ્રમાણમાં હતી.

સામાજિક અને રાજકીય ક્ષેત્રે એમણે જે કીમતી સેવા કરી, એ હતી હિન્દુ-

મુસ્લિમ એકતાને અંગે અને અસ્પૃશ્યતાનિવારણને અંગે. આને વિશે એટલું બધું લખાયેલું છે, અને એ કારણે ગાંધીજીએ આપેલું આત્મબલિદાન એટલું લોકોત્તર છે કે એને વિશે વિસ્તારથી કહેવાની આવશ્યકતા નથી.

આર્થિક ક્ષેત્રે દબાયેલી દુનિયા તે ગામડાંના લોકો. ખેતી, વણાટ અને બીજા ગ્રામોદ્યોગોની ઉપેક્ષાને લીધે ગામડાંની પ્રજા કેટલી પાયમાલ થઈ છે, અને એ રાષ્ટ્રીય વિપત્તિ કેટલી ઊંડાણ સુધી પહોંચી ગઈ છે, એનું ઊંડું ચિંતન કરેલું હોવાથી ગાંધીજીએ ખેડૂતોના સવાલને સૌથી વધારે મહત્ત્વ આપ્યું એમાંથી જ ખાતરનો સવાલ, ખાદી અને ગ્રામોદ્યોગ, સામાજિક સ્વચ્છતા અને લોકભાષાનું મહત્ત્વ, એ બધા સવાલો એમની આગળ તરવરવા લાગ્યા. અંગ્રેજોના રાજ્ય સાથે કોરટ બાજીનું જે વ્યસન આપણા દેશમાં વધ્યું એના ઉકેલ તરીકે પંચાયત-રાજ્યની હિમાયત એમણે કરી.

આ કોરટની મોંકાણ, પ્રજા માટે કેટલી ભયાનક છે એનો ચિતાર આપવા માટે એક કરુણ છતાં રમૂજી દાખલો અહીં રજૂ કરવાનું મન થાય છે. આ કિસ્સો કોઈ અંગ્રેજ સેનાપતિના જીવનમાં વાંચ્યો હતો. જેવો યાદ છે તેવો આપી દઉં છું.

એ વખતે અંગ્રેજોની ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું રાજ્ય ચાલતું હતું. આપણો ગોરો અમલદાર પોતાના સૈનિકો સાથે મુસાફરી કરતો હતો. એણે જોયું કે એક ઠેકાણે આખા ગામના લોકો પોતાની ચીજવસ્તુઓ લઈને ગામ ખાલી કરીને બીજે જાય છે. ગભરાયેલા લોકોને આશ્વાસન આપતાં એણે કહ્યું, "તમે આમ શા માટે નાસી જાવ છો? હું અંગ્રેજોની ફોજનો અધિકારી છું. જે લોકો તમને કનડે છે, તે લોકો કોણ છે, તે કહો. એમની સામે લડીને તમને નિર્ભય કરવાની શક્તિ ધરાવું છું."

લોકોએ કહ્યું, "એવો તો કોઈ દુશ્મન અમને કનડતો નથી. અમે અહીંથી ખસી જઈએ છીએ, કેમ કે અહીં હવે બ્રિટિશ કોર્ટની સ્થાપના થવાની છે. હવે અહીં રહેવામાં ભલીવાર નથી." ભલી પ્રજાનો એ જવાબ સાંભળી એ અંગ્રેજ ફોજી અમલદારને શું થયું હશે! એણે ફક્ત એ કિસ્સો નોંધી રાખ્યો છે.

ગાંધીજીને અંગ્રેજોનું ખર્ચાળ ન્યાયતંત્ર બિલકુલ પસંદ ન હતું. બૅરિસ્ટર તરીકે એમને એ તંત્રનો ઊંડો પરિચય હતો. જ્યારે તેઓ બૅરિસ્ટરી કરતા હતા ત્યારે પણ પોતાની આવકને ભોગે બંને પક્ષને એકત્ર આણી પોતાની બધી શક્તિ વાપરી સમાધાન કરાવતા.

ગાંધીજીની ઘણી ઇચ્છા હતી કે સ્વરાજ થયાં પછી ન્યાયાલયનો વિસ્તાર ઘણો ઓછો કરવામાં આવે. જ્યાં ત્યાં પંચાયતો મારફતે જ ઝઘડાનો નિકાલ કરવામાં આવે. પંચાયતના નિર્ણય સામે ફક્ત એક જ અપીલની સગવડ રહે અને તે પણ એક મોટી હાઈકોર્ટ પાસે.

ગાંધીજીના જીવનદર્શનનાં પાસાંઓ ઘણાં છે. એ બધાં વિશે લખવા બેસીએ તો એક મોટો ગ્રંથ થાય—વખતે ગ્રંથમાળા પણ થાય. અહીં તો ગાંધીજીના જીવનદર્શનના પાયામાં મુખ્ય મુખ્ય શી વસ્તુઓ હતી એનો જ નિર્દેશ કર્યો છે. આટલો ઈશારો એમની જીવનદૃષ્ટિ યથાર્થ રીતે સમજવા માટે બસ થશે.*

# ૧૬. લોકમાન્ય ટિળક

## ટિળકયુગ

ઈશ્વરની કૃપાથી કેટલાક લોકો હમેશને માટે નૌજવાનો જ રહે છે. દુનિયાની અંદર સુખદુ:ખ, નિન્દાસ્તુતિ, જયઅપજય એમાંનું કશું એમને વૃદ્ધ કરી શકતું નથી. શરીર કુદરતના ધર્મને અનુસરીને ભલે માંદું કે ઘરડું થાય, પણ તેઓ શરીરથી એટલા બધા જુદા હોય છે કે શરીર પીડાતું હોય તોપણ એમનો ઉત્સાહ જેવો ને તેવો જ, આનું પ્રત્યક્ષ ઉદાહરણ લોકમાન્ય ટિળક. એમનો ઉત્સાહ અદમ્ય હતો. એ પોતે કોઈ કાળે નિરુત્સાહ થયા જ ન હતા, એટલું જ નહીં પણ આસપાસના લોકોને પણ તેઓ નિરુત્સાહ થવા દેતા નહીં. તેથી જ ત્રેસઠ વર્ષની ઉંમરે પણ તેઓ તરુણ પક્ષના આગેવાન રહી શક્યા.

દેશની પરિસ્થિતિ શી છે તે અત્યન્ત કુશળતાથી તેઓ જાણી લેતા અને અમુક વખતે શું કરવું એ નક્કી થયા પછી એમાં હમેશાં પહેલ કરતા. તેથી જ બંગભંગ જેવી પ્રાન્તીય હિલચાલને પણ તેઓ સાર્વત્રિક સ્વરૂપ આપી શક્યા અને તે હિલચાલને દોરવામાં પોતાનો ફાળો આપી શક્યા.

જેમ કેળવણીની બાબતમાં ફર્ગ્યુસન કૉલેજ સ્થાપવામાં તેમણે પહેલ કરી, તેમ દેશમાં સ્વરાજ્યની ખરી જાગૃતિ કરવા માટે 'હોમરૂલ લીગ'ની જરૂર જણાઈ ત્યારે બીજા હજુ વિચાર કરતા હતા ત્યાં એમણે પોતાની 'હોમરૂલ લીગ' સ્થાપન કરી પણ દીધી. પ્રજા જ્યારે કોઈ પણ વિષય ઉપર ઉત્તેજિત થઈ જાય ત્યારે તે ઉત્તેજનાનો પૂરેપૂરો લાભ લેવાની કુશળતા તેમનામાં હતી. સ્વરાજને માટે દિવસરાત ઝંખતા હોવાથી તેઓ પ્રજાજાગૃતિના હમેશાં ભૂખ્યા રહેતા. સૂતેલી પ્રજાને જગાડવી એ જ તેમના જીવનની ઈતિકર્તવ્યતા હતી. જુવાનના ઉત્સાહથી તેમણે એ કામ કર્યું.

*

લોકમાન્યનું જીવન એ એક રીતે હિંદુસ્તાનના અરધી સદીના ઈતિહાસનું પ્રતિબિંબ છે. સશસ્ત્ર બળવાના દિવસોમાં તેમનો જન્મ થયો અને બેઠા બળવાના દિવસોમાં તેમનો સ્વર્ગવાસ થયો. હિન્દુસ્તાનના વિચારપ્રવાહમાં ભારે ફેરફાર

* વલ્લભવિદ્યાનગર યુનિવર્સિટીમાં આપેલું વ્યાખ્યાન.

થયો અને વચમાં ધારાધોરણસર ચાલનાર રાજદ્વારી હિલચાલનો એક યુગ વહી ગયો.

૧૮૫૭ સુધીમાં દેશી રાજાઓ નિરાશ થઈ ગયા હતા. પ્રજા અનિશ્ચિત જીવનથી કંટાળી ગઈ હતી. ખટપટોનો તો પાર રહ્યો ન હતો. 'માર્જાર જેવી માંજરી આંખોવાળા કંપની સરકારના આ તામ્રમુખી એલચીઓ જ્યાં જાઓ ત્યાં ખટપટ ચલાવે છે,' એમ તે વખતના લોકો કહેતા હતા. દેશી દરબારોમાં પ્રતિષ્ઠા પામેલો મુત્સદ્દીવર્ગ અંગ્રેજો પર ખિજાઈ ગયો હતો. પણ માંહોમાંહેના મતભેદને લીધે એકતા સ્થાપન થવી અશકય થઈ પડી હતી. અંગ્રેજો સાથેના સુલેહનામાથી રાજ્યપ્રકરણ એટલું બધું જકડાઈ ગયું હતું કે સેનાપતિઓને પોતાની બાહોશ સેના હોવા છતાં કિલ્લા પછી કિલ્લા અને પ્રાન્ત પછી પ્રાન્ત છોડી દેવા પડતા. આખરે સેનામાં નિરાશાનું ઝનૂન આવી ગયું. 'ગમે તે થાઓ, પણ ચાલતી સ્થિતિ તો બદલાઓ જ' એવી વૃત્તિ પ્રજાની થઈ ગઈ હતી. કંઈક થાય તો અનિષ્ટ નથી એમ દેશી રાજાઓ માનતા. અને કહેવાય છે કે મહત્ત્વાકાંક્ષી અંગ્રેજ મુત્સદ્દીઓ પણ ઇચ્છતા હતા કે લોકો જો બળવો કરે તો નાસીપાસ થયેલા આ રાષ્ટ્ર સાથે કરેલાં જાતજાતનાં સુલેહનામાંઓ અને તેને અંગે રચવા પડતા પ્રપંચો એકસામટાં ધોઈ નાખીએ; કાં તો બધું ગુમાવી બેસીએ કે કાં તો સાર્વભૌમ થઈ બેસીએ.

આમ બધી બાજુથી બળવાની તૈયારી થઈ રહી હતી; પણ સેના અને મુત્સદ્દીવર્ગ વચ્ચે એકતા નહોતી. મુત્સદ્દીવર્ગમાં ભારે સડો પેઠો હતો. બધાને એકત્ર કરી શકે એવો વ્યાપક દૃષ્ટિવાળો નિઃસ્વાર્થી માણસ રહ્યો ન હતો અને સ્વરાજ્ય સ્થાપવા માટે જે રાષ્ટ્રીય નૈતિક ગુણોની આવશ્યકતા હોય છે તેનો મુત્સદ્દીવર્ગમાં અભાવ હતો એટલે બધો પ્રયત્ન નિષ્ફળ ગયો. આપણાથી કશું થવાનું નથી એ નિરાશાથી લોકોએ આવી પડેલી પરિસ્થિતિમાં સંતોષ માની લીધો. અંગ્રેજી રાજ્યને લીધે જેમને ફાયદો થયો તેઓ તો અંગ્રેજી વિદ્યા ઉપર મોહિત થયા. તેમની ચડતી જોઈ બીજાઓનું મન લલચાયું. અંગ્રેજી સાહિત્યનો સ્વાદ ચાખવા મળ્યો. કેટલાક લોકો शिष्यस्तेऽहं शाधि मां त्वाँ प्रपन्नम् એવી પ્રવૃત્તિથી અંગ્રેજ અધ્યાપકોને શરણ ગયા.

એવી દશામાં લોકમાન્ય ટિળક ભણવા લાગ્યા. જૂનું સારું હતું એમ માનનાર એક પક્ષ હતો; અને નવું તેટલું જ સારું છે, જૂનું તો ફેંકી દેવા જેવું જ છે એમ માનનાર બીજો પક્ષ હતો. જેટલું આપણું તેટલું ખરાબ અને પારકાનું તેટલું સારું એમ કેટલાકને લાગતું; તો આપણું એ આપણું છે એટલા માટે જ સારું એમ માનનાર અંધ અભિમાની પણ દેશમાં ઘણા પડેલા હતા. તે જમાનામાં કોઈને એટલું પણ ન સૂઝયું કે જૂનામાંથી જ નવું પેદા થાય છે. જૂનાનો ઇનકાર કરતાં તો આપણે આપણી મૂડી જ ખોઈ બેસીએ છીએ. અને તેની સાથે જ જૂનાને વળગી રહીશું તો મડદાને સાચવવા જેવું થઈ જશે. માટે

જૂનામાંથી જ નવું પેદા કરવું જોઈએ. જે પારકું છે તે પારકું જ રહેવાનું. તેની અસર આપણા ઉપર જરૂર થાય, પણ પોતીકું કાઢી તેને ઠેકાણે પારકું દાખલ કરવા જઈએ તો પોતાના વાળ કાપી નાખી પારકાના વાળનો ચોટલો પહેરવા જેવું વિચિત્ર થઈ જાય છે.

આ સ્થિતિને લીધે તે જમાનામાં ઝઘડો અને ચર્ચા બેહદ ચાલતાં, ને કેટલીક વાર એ ચર્ચા છાશ વલોવવા જેટલી જ સફળ નીવડતી. એવી સ્થિતિમાંથી દેશને સાચા રસ્તા ઉપર લાવવાનું કામ સહેલું નહોતું. તમારા વિચારો મૂર્ખાઈભરેલા છે એમ લોકોને કહ્યે લોકો થોડા જ સુધરવાના હતા? અને આખું રાષ્ટ્ર બેવકૂફ છે એમ કહેનારા આપણે કોણ? લોકમાન્ય ટિળક જેવા કેટલાક લોકોએ આવા ઝઘડાઓમાંથી પસાર થવાનો દેશને રસ્તો દેખાડ્યો અને તેથી હિન્દુસ્તાનના જાહેર જીવનમાં સુધારો થયો. અંગ્રેજી રાજ્ય શરૂ થયું ત્યારથી જ અંગ્રેજ સરકાર પોતાના ઉદ્દેશનું એક ભારે ધતિંગ ચલાવતી આવી છે. દુનિયામાં જે કંઈ ઘટના થાય છે તે ઈશ્વરની પ્રેરણાથી જ થાય છે અને તેમાં આપણું કલ્યાણ જ હોય છે; અને એ તત્ત્વ પ્રમાણે અંગ્રેજી રાજ્ય પણ આપણા કલ્યાણને અર્થે જ છે એ ઉચ્ચ શ્રદ્ધા મહામતિ રાનડે, દેશભક્ત ગોખલે અને મહાત્મા ગાંધીજીએ કેળવી. પણ 'અમે તમારા હિતને માટે જ દિવસરાત મહેનત કરી રહ્યા છીએ' એમ યુરોપિયન મુત્સદ્દીઓ જે કહ્યા જ કરે છે તેમાં તો શુદ્ધ દંભ જ હોય છે એટલું આપણામાંના કેટલાક લોકો **સમજી** શકતા નહોતા. માણસ માણસ વચ્ચે સંબંધ આવે એટલે સ્વાર્થી માણસો પણ એકબીજાનું ભલું કરી શકે છે અને કરે છે પણ ખરા, એ વાત સાચી છે. પણ દુષ્યન્ત રાજાની પેઠે स्वसुखनिरभिलाष: खिद्यसे लोकहेतो: — લોકોના કલ્યાણને અર્થે પોતાના સુખની પરવા રાખ્યા વગર તમે મહેનત ઉઠાવો છો એવું પ્રમાણપત્ર આપવા જેવું નોકરશાહીએ કશું કર્યું નથી એટલું પણ કેટલાક જોઈ શકતા ન હતા. આવા લોકોને સમજાવવા એ અઘરું હતું. વિવેકના વચનથી ભોળવાઈ જઈ મતલબ ખોઈ બેસનારા આપણા લોકોને જાગ્રત કરવા એ સહેલી વસ્તુ ન હતી. તે કામ કરવા પાછળ લોકમાન્યે પારાવાર નિન્દા અને સરકારી અમલદારોનું શત્રુત્વ વહોરી લીધાં. અંગ્રેજ સરકાર શુદ્ધ સ્વાર્થી છે અને તેમનો સ્વાર્થ અને આપણું હિત પરસ્પર વિરોધી છે એ લોકમાન્ય બરાબર જાણતા, અને તેથી જ આ સરકારને વીનવીને કે સમજાવીને નહીં, પણ પ્રજાની શક્તિનો પરિચય કરાવીને સુધારવી એ તેમની નીતિ હતી. તેથી તેઓ કહેતા કે શક્તિ વગરનું રાજ્યપ્રકરણ એ શુદ્ધ બાઘાઈ છે. ગાંધીજીની પદ્ધતિ ગમે તેવી હોય, પણ પ્રજાના નિશ્ચયનો અને પરાક્રમનો પરિચય તેઓ કરાવતા એ તેમને બહુ જ રુચતું. ૧૮૯૫માં તેમણે લખેલું:

'કેટલાક પૂછશે કે લોકમત એટલે શું? અમે કહીએ છીએ કે સામાન્ય રીતે જે ખાધેપીધે સુખી છે અથવા જેમને લખતાંવાંચતાં આવડે છે અને જેઓ

પોતાની મહેનતમજૂરીથી પોતાનું અને પોતાના કુટુંબનું સચ્ચાઈથી પાલનપોષણ કરી શકે છે એવા લોકો સમાજમાં જેટલા હોય—પછી તેઓ વિદ્વત્તામાં, સંપત્તિમાં અને અધિકારમાં મોટા હોય કે નાના—તે બધાઓનો જે મત તે લોકમત. એવા લોકો જ્યાં સુધી આપણા તરફ થયા નથી ત્યાં સુધી તેમને બેવકૂફ અથવા જનાવર કહેવા એમાં પોતાની જ બેવકૂફી રહેલી છે. દરેક ધંધામાં એકબીજાને ટપી જાય એવા વિદ્વાન એટલા બધા પડેલા છે કે કોઈએ પોતાની વિદ્વત્તાનો ઘમંડ રાખવો એ પોતાની ક્ષુદ્ર બુદ્ધિ અને બેપરવાઈનું પ્રદર્શન છે. કેળવાયેલા લોકોના જ મતને મહત્ત્વ આપવું હોય તો અંગ્રેજ લોકો આપણા કરતાં વધારે કેળવાયેલા ગણાય છે અને તેમના હાથમાં રાજસત્તા છે. પછી કૉંગ્રેસ અને કોન્ફરન્સની જરૂર શી? આપણા કરતાં તેઓ વધારે શિક્ષિત છે તેથી જ તો તેઓ આપણા પર રાજ્ય કરે છે. તેમના કરતાં ઓછું ભણેલા લોકોના મતની એમણે શા માટે દરકાર કરવી? અંગ્રેજ રાજ્યકર્તાઓ જો કશાની પરવા રાખતા હોય તો તે બી. એ., એમ. એ. થયેલાઓના મતની તો નથી જ; કેમ કે તેઓ જાણે છે કે યુનિવર્સિટીમાંથી નીકળેલા આ લોકો કશા કામના નથી હોતા. સરકાર જો કોઈના મતની પરવા કરતી હોય તો તે અમે ઉપર વર્ણવેલા લોકમતની જ છે. ખાલી વિદ્વાનોની કચકચને સરકાર કંઈ જ મહત્ત્વ આપે એમ નથી. જેમને સાચી વિદ્યાનો કંઈક સંસ્કાર થયો હોય તેમણે દેશહિતનો પૂરતો વિચાર કરી વેપારી, હુન્નરી, કારકુન, સરદાર, જાગીરદાર, ગરાસિયા, ખેડૂત વગેરે બધા વર્ગોનો મત અનુકૂળ કરી લેવો જોઈએ. સાચી આગેવાની આમાં જ છે; લોકોને જનાવર કહેવામાં નથી. તમે ભારે વિદ્વાન હશો, બર્ક, ગિબન, બકલ વગેરે જેવાઓના ગ્રન્થો તમને મોઢે હશે, એટલું જ નહીં પણ તમે તેના અનુવાદ પણ કર્યા હશે; પરન્તુ જેમ દારૂ વગરની એકલી ગોળીથી કામ થતું નથી તેમ દેશના ખેડૂતો, ધંધાવાળાઓ અને ખાધેપીધે સુખી એવા લોકો જ્યાં સુધી તમને અનુકૂળ નથી ત્યાં સુધી તમારી વિદ્વત્તાની કદર થવાની નથી, ત્યાં સુધી તમારો કોઈ ભાવ પૂછનાર નથી. રાષ્ટ્રીય મહાસભાની ઉન્નતિ થાય અને રાજ્યકર્તાઓને મહાસભાનું કહેવું માન્ય કરવાનો પ્રસંગ આવે એ ત્યારે જ સંભવે કે જ્યારે અમે ઉપર કહી ગયા તેવો લોકમત મહાસભાને અનુકૂળ થાય. તંબૂરાનો તાર એમ ને એમ વગાડવાથી તેમાંથી સૂર નીકળતો નથી પણ તુંબડા ઉપર વગાડવામાં આવે ત્યારે જ તેમાંથી શ્રાવણમધુર ધ્વનિ નીકળે છે. તે જ સંબંધ વિદ્વાન આગેવાનો અને લોકમતનો છે. લોકોને જનાવરોમાં ગણી કાઢનાર પોતે જ જનાવર હોય છે એમ કહેવાને વાંધો નથી.'

લોકમાન્યે આ જે તેજસ્વી રાજકારણ શરૂ કર્યું તેનું જ સ્વાભાવિક પરિણામ આજનો બેઠો બળવો છે. ૧૮૫૭ના બળવા પછી લોકો રાષ્ટ્રના ઉદ્ધાર વિશે અશ્રદ્ધાળુ બની ગયા હતા. આત્મબળથી રાજકારણ ચાલી શકે છે એ કલ્પના

તે વખતે ન હતી. આજે આપણે જોઈ શકયા છીએ કે આત્મબળથી એક માણસ પણ મહાન સલ્તનત સામે ઝુંબેશ ચલાવી શકે છે, અને તે આત્મબળ વાપરવા માટે જેટલી સહનશક્તિ આવશ્યક છે તેટલી દરેક દેહધારી ગમે ત્યારે કેળવી શકે છે; અને સહનશક્તિ કેળવી ટેક જાળવવી એમાં જ બધી વીરતા આવી જાય છે. લોકમાન્યની જિંદગી દરમિયાન હિન્દુસ્તાનની મનોરચનામાં આ એક ભારે ક્રાન્તિ થઈ ગઈ છે.

## ૧૭. રાષ્ટ્રીય શ્રાદ્ધ

પાશ્ચાત્ય ગ્રંથોમાં માણસના જન્મસિદ્ધ હકોનાં વર્ણન આવે છે. આપણા ગ્રંથોમાં મનુષ્યને જન્મથી વળગેલા ઋણની કલ્પના વિશેષ છે. એવાં ઋણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે: દેવઋણ, પિતૃઋણ અને ઋષિઋણ. આ સૃષ્ટિમાં આપણે જીવીએ છીએ તે દેવોની કૃપા છે. મેઘરાજા વરસે છે, નદીઓ વહે છે, સૂરજ તપે છે, ખેડૂત જમીન ખેડે છે, વણકર વણે છે, ગાયબળદ આપણી સેવા કરે છે. આમ ક્ષણેક્ષણે આપણે આખી કુદરતની સેવા લઈ રહ્યા છીએ. જેવી સેવા લઈએ છીએ તેવી જ પોતાને લાયક કુદરત અને સમાજની સેવા કરવી એ દેવઋણ અદા કરવાનો મુખ્ય માર્ગ છે. ગુજરાન ચલાવવા ખાતર આપણે જાણ્યેઅજાણ્યે અસંખ્ય જીવોની હિંસા કરવી પડે છે એ પણ એક જાતનું દેવઋણ છે. તેનો પરિહાર જ્યાં આપણે રહીએ છીએ ત્યાંનાં પશુપક્ષી અને ભૂતમાત્રને સંતોષીને તેમ જ તેમનું રક્ષણપાલન કરીને આપણે કરી શકીએ છીએ. આને જ ભૂતયજ્ઞ કહે છે. સમાજ પાસેથી આપણે સેવા લઈએ છીએ, તેનો બદલો વાળવા ખાતર તેવી જ કંઈ પણ સેવા આપણે કરી છૂટીએ એ યજ્ઞ છે. જે ઝાડ તોડે છે, લાકડું વાપરે છે, તેણે ઝાડ વાવવાં જોઈએ; જે અનાજ ખાય છે તેણે ખેતીમાં મદદ કરવી જોઈએ; જે કપડાં પહેરે છે તેણે કાંતવું જોઈએ. આમ કરે તે જ માણસ દેવઋણ ફેડી નિષ્પાપ રહી શકે છે. અમુક કુળમાં આપણે જન્મ્યા એટલાથી જ આપણને તે કુટુંબમાં વારસો મળે છે, કેટલાક સંસ્કારો મળે છે, પ્રતિષ્ઠા મળે છે અને કેટલાક આદર્શો સાચવવાની ફરજ પણ માથે આવે છે. આ પિતૃઋણ થયું. કુળપરંપરા ચાલુ રાખી, ટેક જાળવી, કુળધર્મના સંસ્કારોને અને રિવાજોને પોતાની સંતતિને સોંપતા જવું એ પિતૃઋણ ફેડવાનો માર્ગ છે.

જે વિદ્વાન, પ્રાણવાન અને તપસ્વી લોકોએ સમાજને માટે તેમ જ આત્મપ્રાપ્તિને માટે ઉચ્ચ આદર્શો ઘડયા અને પોતાના તેટલા જ ઉચ્ચ ઉજ્જવળ જીવનથી તે આદર્શોને સજીવ કર્યા, તેમનું ઋણ પણ આપણી ઉપર રહેલું છે. તેમની પાસેથી સંસ્કૃતિનો વારસો આપણને મળે છે. પ્રજાનું ધ્યેય, પ્રજાનો પ્રાણ અને પ્રજાનો પુરુષાર્થ એ આદર્શદાતાઓને જ આભારી હોય છે. આ ઋણ

કઈ રીતે ફીટે? શું તેઓનું કેવળ સ્મરણ કરીને? નામનાની ઇચ્છા તો તેઓને કદીયે સ્પર્શ કરી શકી નહોતી. તો તેમનું નામ માત્ર ગાવાથી તેમને કેમ સંતોષ થાય? જેમ પિતરો વિશેની આપણી શ્રદ્ધા કેળવવા ખાતર આપણે શ્રાદ્ધ કરીએ છીએ, તેમ આ ઋષિઓનું પણ શ્રાદ્ધ કરવું ઘટે. શ્રાદ્ધમાં શ્રાદ્ધેય વ્યક્તિનું નામસ્મરણ કરવા ઉપરાંત તેનું તર્પણ પણ કરવાનો વિધિ હોય છે. કુળપરંપરા ચાલુ રાખવાથી પિતરો તૃપ્ત થાય છે, તેમ ઋષિઓ પણ તેમણે આરંભેલા મહાકાર્યને શ્રદ્ધાપૂર્વક આગળ ધપાવ્યાથી અને તે પૂરું કર્યાથી જ તૃપ્ત થાય છે. શ્રી રામચન્દ્રે પિતૃવચન પાળી પિતાનું શ્રાદ્ધ કર્યું, અને 'રઘુકુલરીતિ સદા ચલી આઈ, પ્રાણ જાઈ બરુ બચન ન જાઈ'ની પરંપરાને વફાદાર રહી રાજા દશરથનું તર્પણ કર્યું. ઉજ્જડ થયેલી સગરભૂમિને પાવન કરવા સારુ હિમાલયની ગંગા લઈ આવવાનું કુલવ્રત અનેક પેઢીઓ સુધી અખંડ ચાલેલું. રાજા ભગીરથે તે પૂરું કર્યું અને કુળને દીપાવ્યું. એ જ રીતે ઋષિઓએ અને રાષ્ટ્રીય પુરુષોએ લોકસમાજ આગળ જે આદર્શો રજૂ કર્યા તેનું ચિન્તન કરવું, તેને આચરણમાં ઉતારવા, તેને દીપાવવા, ખીલવવા એ દરેક જણની ફરજ છે. એ દરેકની ઉપરનું ઋષિઋણ છે. વિદ્વાન લોકોએ જે જ્ઞાનાગ્નિ સળગાવ્યો તેને ચેતેલો રાખવો, જે વિદ્યાવૃક્ષ વાવ્યું તેને અધ્યયન-અધ્યાપન રૂપી પાણીનું સિંચન કરવું, તેનો વિસ્તાર કરવો, એ જ ઋષિઓનું તર્પણ છે. એનાથી જ તેઓ તૃપ્ત થાય. ઋષિઓએ જે યાત્રા આરંભી તે પુરુષાર્થપૂર્વક પૂરી કરવી એ જ ઋષિઋણ અદા કરવાનો શ્રેષ્ઠ માર્ગ છે.

કેટલાક ઋષિઓ અખિલ માનવસમાજને માટે સનાતન ધ્યેય આપી દે છે; તેમનું તર્પણ આખી મનુષ્યજાતિએ હમેશાં કરવું ઘટે છે. શ્રી શંકરાચાર્ય, બુદ્ધ ભગવાન અગર તો ઈશુ ખ્રિસ્ત એ એવા પરમ ઋષિઓ છે. બીજા કેટલાક પોતાના જ જમાનાને માટે અને પોતાના જ સમાજને માટે કોઈ જ્વલંત આદર્શ ઘડવામાં તેમ જ પ્રચારવામાં જ પોતાની બધી શક્તિ ખર્ચનારા — પોતાનું સર્વસ્વ હોમનારા હોય છે. એકાન્તમાં બેસી ત્રિકાલને માટે અબાધિત એવા સનાતન આદર્શો ઘડવાની શક્તિ ધરાવવા છતાં કરુણાને બળે પોતાના જમાનાની જ સેવામાં પોતાનું જીવન અર્પવું એ ત્યાગ નાનો નથી. આ ત્યાગનું ઋણ પણ સમાજ ઉપર તેટલું જ તાકીદનું હોય છે. દેખાડની હૂંડીના દામની પેઠે એ ઋણને ફેડવામાં વિલંબ ન જ ચાલે.

સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે, એ આપણને શીખવી લોકમાન્ય પરલોક સિધાવ્યા. આખી જિંદગી શરીરસંપત્તિ, બુદ્ધિશક્તિ, ઉદ્યોગ, નવરાશ, કીર્તિ, અપકીર્તિ સર્વ કંઈ સ્વરાજ્યને ચરણે અર્પણ કરવામાં તેમણે ગાળી, ઋણુ-તપની અવિશ્રાન્ત તપશ્ચર્યા એક સ્વરાજ્યની જ ખાતર તેમણે કરી. તેમનો ઉત્સાહ અને તેમનો ઉદ્યોગ, તેમનો ક્રોધ અને તેમની ક્ષમા, તેમનો રાગ અને તેમનો

શકીએ એ શ્રદ્ધા શ્રદ્ધાહીન લોકોમાં તેમણે ઉત્પન્ન કરી. દેશદેશાન્તરના ઈતિહાસનું અધ્યયન કરી અને જનતાનું અન્તર તપાસી તેમણે સ્વરાજ્યપ્રાપ્તિનાં સાધનો પણ નક્કી કર્યાં. આટલું કરીને બેઠા હોત તોપણ તેઓ આપણી પૂજાના, આપણા તર્પણના અધિકારી બન્યા હોત. પણ તેઓએ તો સ્વરાજ્યની ઉપાસના એકપ્રાણ બનીને કઈ રીતે કરવી એનો વસ્તુપાઠ આપણી સમક્ષ રજૂ કર્યો. સ્વરાજ્યની તપશ્ચર્યા એટલે શું એ તેમણે પોતે કષ્ઠ વેઠીને આપણને બતાવ્યું. સ્વરાજ્ય-તરસ્યો આત્મા કેટલો નિર્ભય, કેટલો નિઃસ્પૃહ હોવો જોઈએ એનો આદર્શ તેમણે પોતાના જીવન દ્વારા રજૂ કર્યો. આમર આદર્શને પ્રાપ્ત કરવા સારુ ઉત્સાહ પણ તેટલો જ અદમ્ય હોવો જોઈએ એ તેમણે પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરી બતાવ્યું. રાષ્ટ્રીય શિક્ષણ વગર પ્રજામાંની અશ્રદ્ધા નીકળી ન શકે એ તેમણે બીજા બધાથી પહેલું જોયું. પરદેશી હુમલાઓથી તેમ જ આન્તરિક કજિયાઓથી નિષ્પ્રાણ બનેલા સમાજમાં પ્રાણ રેડવા માટે ભાષણ તેમ જ લેખ દ્વારા લોકજાગૃતિ કરવી જોઈએ, એ ઓળખી તે કામ તેમણે ઉપાડી લીધું. પરાઈ હકૂમત શારીરિક, આર્થિક અને નૈતિક પરાધીનતા જ પેદા કરે અને વધારે, એ જાણી સંસારસુધારામાં, કેળવણીમાં, વેપારમાં કે રાજ્યપ્રકરણમાં સરકારનો સંબંધ જેટલો ઓછો તેટલા આપણે વધુ સલામત, એ વાત તેમણે પરોવી દીધી. 'પરદેશી માલ એટલે પરતન્ત્રતા' એવું ટૂંકું છતાં સચોટ અર્થશાસ્ત્ર તેમણે પ્રજાને ભેટ કર્યું. 'આપણે ચલાવીએ છીએ તેથી જ આ રાજ્ય ચાલી રહેલ છે, આપણામાં શક્તિ આવતાંવેંત આ ચાલતું ગાડું બહિષ્કાર રૂપી ખૂંટી મારીને ઊભું રાખવું જોઈએ' એ રાજ્ય-પ્રકરણ તેમણે પ્રજાને પઢાવ્યું, અને सर्वधर्मान् परित्यज्य એક સ્વરાજ્યની જ સેવામાં લાગો એ અનન્યભાવી સેવામન્ત્ર તેમણે પ્રજાને ઠસાવ્યો. પ્રજામાં ધર્મા-ધર્મને વિશે શંકા જોઈ ગીતાશાસ્ત્રનું રહસ્ય પોતાના ચાળીસ વર્ષનાં અધ્યયનના સાર રૂપે તેમણે પ્રજાને સમર્પ્યું.

આવા આ રાષ્ટ્રઋષિનું શ્રાદ્ધ કરવાનો આજે અવસર આવ્યો છે. જેમણે સ્વરાજ્યનું ધ્યાન કરતાં કરતાં જ દેહ છોડયો, જેઓ સ્વદેશીના ચુસ્ત હિમાયતી અને બહિષ્કારના આચાર્ય હતા, તેમનું તર્પણ આજે પ્રજાએ કેવી રીતે કરવું એ સમજવું મુશ્કેલ ન જ હોય. લોકમાન્ય પ્રત્યેનું આપણું ઋણ અંશતઃ ફેડવા માટે તેમનું પુણ્યશ્લોક નામ ઉચ્ચારી આજે આપણે સ્વદેશીની દીક્ષા લેવી ઘટે. બહિ-ષ્કારના આચાર્યના શ્રાદ્ધને દિવસે આપણી પાસેના પરદેશી કાપડની હોળી કરી આપણે પાવન થવું ઘટે. જે દારૂની જીવલેણ બદી દફનાવવા માટે કાયદાનો ભંગ કરવો પડે તોપણ કરવો, જેલ જવું પડે તોપણ જવું અને જાન આપવી પડે તો તે પણ આપવી, એમ તેમણે ચૌદ વરસ પહેલાં કહેલું, તે બદીને જો આપણે ન દફનાવી શકીએ તો આપણે લોકમાન્યના સ્મરણને સારુ શું કર્યું? જ્યાં

સુધી આ દારૂનાં પીઠાંઓ છડેચોક દેશમાં ચાલી રહ્યાં છે, જ્યાં સુધી દેશમાં પરદેશી કાપડ આયાત કરનારાઓ અને પહેરનારાઓ બાકી છે અને જ્યાં સુધી આ જ વર્ષે સ્વરાજ્ય સ્થાપવાની ધગશ આપણામાં નથી ઉત્પન્ન થઈ, ત્યાં સુધી લોકમાન્યનું શ્રાદ્ધ આપણે કયા હાથે કરીએ? ત્યાં સુધી લોકમાન્યનું ઋણ આપણી ઉપર રહેવાનું જ. હિન્દુસ્તાન માટેની લોકમાન્યની તપશ્ચર્યા એટલી તો ભારે છે કે એમના ઋણનો ભાર એક વર્ષને માટે પણ હિન્દુસ્તાન માથે રાખી શકે નહીં.

## ૨૮. સ્વ. લોકમાન્ય ટિળક

ઈ. સ. ૧૮૫૭ના નિષ્ફળ પ્રયત્ન પછી અંગ્રેજોની સત્તા આ દેશમાં ઠીક જામી ગઈ, કેમ કે કુસંપને લીધે દેશનું શારીરિક બળ છિન્નભિન્ન થયું હતું. શરીરબળના આ યુદ્ધમાં દેશ હાર્યો, પણ હિન્દી રાષ્ટ્ર અને હિન્દી સંસ્કૃતિ અંગ્રેજોને વશ થઈ નથી, થનાર નથી એનું હિન્દી લોકોને તેમ જ અંગ્રેજ સરકારને અખંડ સ્મરણ અને ખાતરી રખાવનાર તેમ જ ખાતરી આપનાર જે કેટલીક વ્યક્તિઓ આ દેશમાં પેદા થઈ તેમાંનો એક વિક્રમ વીર આ લોક છોડી ગયો છે. સત્તાવનની સાલનો સ્વતન્ત્રતાનો મહાપ્રયત્ન થયો તે વર્ષે બાળ ગંગાધર એક વર્ષના બાળક હતા. જે કેળવણીને લીધે અંગ્રેજો જીત મેળવી શકયા તે કેળવણી લઈને તેમની સાથે લડવાનો વિચાર રાખનાર વ્યક્તિઓમાં તેઓ અગ્રેસર નીવડયા. જાહેર જીવનમાં એમના સાથી અને ગુરુ વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર અંગ્રેજી સાહિત્યને 'વાઘણનું દૂધ' કહેતા. એનું પાન કરીને રાજ્યકર્તા સાથે પ્રજાહિતને માટે લડવાનો એમણે નિશ્ચય કર્યો.

પહેલેથી જ સ્વદેશસેવાનાં સ્વપ્ન ઘડનાર બાળ ગંગાધરના જીવનમાં તે વીસ વર્ષે બી.એ. પાસ થયા પછી એલએલ.બી. થયા, વગેરે વિગત બહુ મહત્ત્વની નથી. સત્તાવનની સાલના અનુભવથી એટલું નક્કી થયું હતું કે પ્રજાશરીર દુર્બળ બન્યું છે. તેને સબળ કરવાનો—લોકજાગૃતિ કરવાનો એકમાત્ર ઉપાય રાષ્ટ્રીય કેળવણી છે એ નિર્ણય નાનપણમાં જ ટિળકે ચિપળૂણકર, નામજોશી, આગરકર વગેરે મિત્રો સાથે કરેલો. વિષ્ણુશાસ્ત્રી સ્વાભિમાનની મૂર્તિ હતા; સ્વધર્મ, સ્વદેશ અને સ્વભાષા વિશે એમને અત્યન્ત આદર અને અભિમાન હતાં. તેથી જ સરકારી નોકરી છોડી લોકશિક્ષણના કાર્યમાં તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. દેશમાં તેજસ્વી કેળવણીનો પ્રસાર થાય, લોકોને નિર્દોષ સાહિત્ય વાંચવા મળી જાય, દેશહિતના પ્રશ્નોની ચર્ચા થાય, એટલું જ નહીં પણ લોકોની અભિરુચિ ધર્મને હાનિકર ન થાય એ ઉદ્દેશથી 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' નામની શાળા, 'નવીન કિતાબખાના' નામની પુસ્તકોની દુકાન, 'નિબન્ધમાલા' નામનું એક તેજસ્વી

માસિક અને 'ચિત્રશાળા' નામનું પૌરાણિક અને હિન્દુ જીવન વિશેનાં ચિત્રો છાપવા માટે એક કલાગૃહ, એટલાં વિષ્ણુશાસ્ત્રીએ સ્થાપન કર્યાં. આગરકર એટલા જ દેશાભિમાની હતા, પણ તેમનું વલણ અંગ્રેજી સાહિત્ય તરફ વધારે હોવાથી સંસારસુધારા કરવાની એમની વૃત્તિ વધારે તીવ્ર હતી. નામજોશી અત્યન્ત વ્યવહાર-ચતુર અને કાર્યદક્ષ માણસ હતા. આ લોકોએ લોકશિક્ષણનું કાર્ય શરૂ કર્યું. ટિળક ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં ગણિત શીખવતા. પછી આ મિત્રમંડળે એક કૉલેજ સ્થાપન કરી, જેનું નામ 'મહારાષ્ટ્ર કૉલેજ' રાખવાનો પ્રથમ વિચાર હતો, પણ પછી તેને 'ફર્ગ્યૂસન કૉલેજ' નામ આપવામાં આવ્યું. સાથે સાથે ટિળક એક 'લૉ કલાસ' પણ ચલાવતા. દેશભક્તોનું આ યુવકમંડળ બધા પ્રશ્નો ઉપર ચર્ચા કરતું. પણ રાષ્ટ્રીય શિક્ષણનું કામ હાથમાં લીધા પછી બનતાં સુધી બીજી પ્રવૃત્તિમાં ન પડવું જોઈએ એ વૃત્તિ ટિળકની હતી. વિદ્યાર્થીજીવનમાં એમની અધ્યયનની એકાગ્રતા અને અધ્યાપનની એમની રુચિ તથા કળા જોતાં એ વૃત્તિ અત્યન્ત સ્વાભાવિક હતી; અને એ જ કારણસર ડેક્કન સોસાયટી 'જેસ્યુઈટ' સંસ્થાની ઢબે ચલાવવી અને તેની અંદર કામ કરનાર વ્યક્તિઓએ પોતાનું સર્વસ્વ સંસ્થાને જ અર્પણ કરવું એ આદર્શને વિશે એમનો આગ્રહ રહેતો. આગરકર એ વિચાર સાથે સંમત થઈ શક્યા નહીં. મતભેદ વધ્યો. અને ટિળકે ફર્ગ્યૂસન કૉલેજ છોડી. જન્મસિદ્ધ અધ્યાપકના જીવનમાં પરિવર્તન થયું અને પત્રકાર બનીને લોકશિક્ષણનું વ્યાપક કાર્ય હાથમાં લઈ તેઓ લોકમાન્ય થયા.

ટિળકે 'કેસરી' પત્ર હાથમાં લીધું અને અંગ્રેજીમાં 'મરાઠા' પણ ચલાવવા લાગ્યા. 'કેસરી'માં મતભેદ ઉત્પન્ન થયો તેથી આગરકરે 'સુધારક' પત્ર શરૂ કર્યું. આ બે પત્રોએ સંસારસુધારા વિશે અને હિંદુ સમાજવ્યવસ્થામાં સરકારને ક્યાં સુધી માથું મારવા દેવું એ વિશે અનેક વર્ષો સુધી ચર્ચા કરીને મહારાષ્ટ્રને સારી-નરસી પણ ભારેમાં ભારે કેળવણી આપી. 'કેસરી'માં ફૂટ પડી એના પહેલાં જ આ યુવક મંડળ ઉપર ભારે આફત આવી પડી. શિવાજી મહારાજના વંશજ કોલ્હાપુરના મહારાજને ગાંડા ઠરાવીને મદ્રાસ મોકલવામાં આવ્યા ત્યારે આ દેશાભિમાની નવયુવકોનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠયો. તેમણે 'કેસરી'માં એ પ્રકરણમાં ઊંડા ઊતરીને લખાણો લખ્યાં, જેને પરિણામે 'કેસરી' ઉપર મુકદ્દમો ચાલ્યો. આ મુકદ્દમા દરમિયાન વિષ્ણુશાસ્ત્રી બત્રીસ વર્ષની કાચી ઉંમરે ગુજરી ગયા, અને આગરકર તથા ટિળકને એકસો એક દિવસની સરકારની પરોણાગત સ્વીકારવી પડી. પૂનામાં પ્રજામત કેળવીને સરકાર આગળ મૂકવાના ઇરાદાથી મહામતિ રાનડે જેવાઓએ 'સાર્વજનિક સભા' સ્થાપી હતી. સાર્વજનિક સભા એ કૉંગ્રેસની જનની ગણાય છે. એની અંદર પણ સરકાર સાથે કેટલો સહકાર કરવો એ વિશે મતભેદ થયો અને ટિળકના વિચારો જેમને પસંદ ન હતા તેઓએ 'ડેક્કન સભા' કાઢી. આવી રીતે પૂનામાં

તીવ્ર મતભેદો જાગવા લાગ્યા, પણ તેને પરિણામે પૂનાના રાજકીય વાતાવરણનો પારો ચડેલો રહેવા લાગ્યો. આજે પણ રાજકીય ચર્ચામાં અને અંગ્રેજોની નીતિ વિશે સાશંક રહેવામાં આખા દેશમાં પૂના અગ્રેસર શહેર રહ્યું છે.

તુરંગમાંથી બહાર આવ્યા પછી ટિળકે પોતાનો સઘળો જીવ 'કેસરી'માં પરોવ્યો. મરાઠી ભાષા ઘડીને એને સમૃદ્ધ બનાવવી, આધુનિક જમાનાના બધા વિચારો અને રાજકીય સિદ્ધાંતો મરાઠી ભાષા દ્વારા જનસમુદાયને સમજાવવા, લોકલાગણીની બધી છટાઓ તેમાં વ્યક્ત કરવી અને રાષ્ટ્રીય જાગૃતિનો પ્રાણ ભાષામાં ઉત્પન્ન કરવો એ ઉદ્દેશથી દર અઠવાડિયે તેમણે લખવા માંડયું. તે વખતના 'કેસરી'એ રાજકીય મહારાષ્ટ્ર ઘડયું છે એમ કોઈ કહે તો તે અયોગ્ય ન ગણાય. લોકમાન્યના 'કેસરી'ની ભાષા આડંબર વિનાની, સીધી પણ પ્રૌઢ રહેતી. તેનું લખાણ વિષયનો પરિપૂર્ણ કાબૂ બતાવનારું, મુદ્દાસર અને જુસ્સાદાર રહેતું. 'કેસરી' જ્યારે કોઈ પ્રતિપક્ષીની સામે અખાડામાં ઊતરે ત્યારે તેમની ભાષાનો જુસ્સો સોળે કળાએ પ્રકાશતો. જુસ્સા સાથે કટુતા અથવા ઝેર નહોતાં એમ નહીં, પણ તેમાંયે ગાંભીર્ય ઘણું જાળવેલું રહેતું. પ્રતિપક્ષીનો પરાજય કરવા માટે 'કેસરી' જે ઝેર વાપરે તે ઘણા લોકોની સૌમ્ય અભિરુચિને ભારે પડતું લાગે અને ટિળકની ભાષામાં વિનય નથી હોતો, આદર નથી હોતો એવી ટીકા ઘણાએ સકારણ કરી. ટિળકનો જવાબ એક જ રહેતો: 'લડવૈયો બીજું કરી જ ન શકે. જો મારે નિવૃત્તિમાં જ સમય ગાળવો હોત તો હું બધી જાતની ઉદારતા બતાવત. પણ જેને કાર્ય કરવું છે તેણે તો પ્રસંગોપાત્ત પ્રખર થવું જ જોઈએ.' 'કેસરી'ના જેટલું વ્યવસ્થિત, પ્રતિષ્ઠિત અને લોકપ્રિય વર્તમાનપત્ર હિંદુસ્તાનમાં તે વખતે બીજું ભાગ્યે જ હશે. મહારાષ્ટ્રનું જાહેર જીવન, હિંદુસ્તાનની જાગૃતિ, એશિયાની ભવિતવ્યતા, યુરોપનું રાજકારણ અને દુનિયાની પ્રગતિ વિશે 'કેસરી'માં હમેશાં વિદ્વત્તા અને માહિતીથી ભરેલા પ્રૌઢ લેખો આવતા. 'કેસરી' અત્યંત નિયમિત છાપું છે. એની બધી ગોઠવણ અને વ્યવસ્થા ટિળકે જાતે કરી હતી. એમ કહેવાય છે કે દુનિયામાં જ્યાં જ્યાં મરાઠી ભાષા બોલાય છે અથવા વંચાય છે ત્યાં ત્યાં 'કેસરી' પહોંચે છે.

પણ 'કેસરી' એ જ ટિળક મહારાજનું એકમાત્ર કાર્યક્ષેત્ર ન હતું. એક તરફ સરકાર સામે અને બીજી તરફ સંસારસુધારાવાળાઓ સામે એમને લડવું પડતું. ટિળક ખરું જોતાં પુરાણપ્રિય ન હતા. અનેક સંસારસુધારા તેમને અગત્યના લાગતા. છતાં તેમણે ઘણા સુધારાઓનો વિરોધ કર્યો અને તેથી ગેરસમજ ઉત્પન્ન થઈ. લોકો એમને કુધારક માનવા લાગ્યા. તેમની માન્યતા એવી હતી કે સંસારસુધારા એ હમેશનું કામ છે અને તે ધીમે ધીમે થવું જોઈએ. ખાસ કરીને જ્યારે વિદેશી રાજ્ય હેઠળ પ્રજા આત્મવિશ્વાસ ખોઈ બેસે છે અને જ્યારે આપણી સંસ્કૃતિ ઉપર પરધર્મી પાદરીઓના દિનરાત પ્રહારો ચાલુ છે ત્યારે સમાજને સ્વાભિ-

માનશૂન્ય અને હતોત્સાહ બનાવવો એ ભૂલ છે. વળી સંસારસુધારાની પાછળ પડીશું તો શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે અંતરાય આવશે, તડ પડશે અને રાજ્યપ્રકરણમાં આપણે વધારે નિર્બળ થઈશું. માટે સમાજ ઉપર હુમલા કરીને નહીં, પણ ધીમે ધીમે સમાજને વશ કરીને થઈ શકે તેટલા સુધારા કરવા ઘટે. સરકારની શક્તિથી અંજાઈ જઈને આપણે એની આગળ નરમ બનીએ, તો પછી શ્રદ્ધા અને આદરપૂર્વક સમાજ સામે પણ આપણે કેમ નરમ ન બનીએ? આવા વિચારોને લીધે તેઓ 'કેસરી'માં બનતાં સુધી સંસારસુધારાનો પ્રશ્ન છેડતા જ નહીં. એટલામાં 'સંમતિ વયનું બિલ' આવી પડયું. બિલનું તત્ત્વ ટિળકને માન્ય ન હતું એમ નથી. છતાં તેમણે એ બિલનો સખત વિરોધ કર્યો. તેમનું કહેવું એ હતું કે અંગ્રેજ લોકો પારકા છે; એ જાણીજોઈને આપણી સાંસારિક બાબતોમાં વચ્ચે પડતા નથી; ભલે ઉદાસીનતાનું હોય તોપણ ધાર્મિક અને સામાજિક બાબતોમાં આપણને સ્વરાજ છે, એ શા માટે આપણે હાથે કરીને ખોવું? આપણે જો આપણે જ હાથે સરકારને આપણા ઘરની અંદર પ્રવેશ કરવા દઈશું તો આપણાં સ્વમાન અને સ્વાતંત્ર્ય ઘટશે અને આપણે વધારે દુર્બળ તેમ જ પરાધીન બનીશું. જૂના ઘણા રિવાજો તેઓ પાળતા ન હતા. પંક્તિભેદમાં હાલમાં લેવાતી બધી છૂટ તેઓ લેતા. તેમનું જીવન અત્યંત સાદું અને પવિત્ર હતું અને છતાં ધાર્મિકતાનો તેમાં આડંબર બિલકુલ ન હતો. સમાજનો અને ધર્મનો અધિકાર માનવા ખાતર વિલાયત જઈ આવ્યા પછી એમણે પ્રાયશ્ચિત્ત પણ લીધેલું, જોકે વિલાયતમાં એમણે ખાવાપીવામાં સંપૂર્ણ શુદ્ધિ રાખી હતી. રાજકીય ઉત્સવોમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓની સાથે બેસીને એમણે ભોજન કર્યું હતું. અંત્યજોને અસ્પૃશ્ય ગણવા એવી શાસ્ત્રની આજ્ઞા ક્યાંયે નથી એમ એમણે જાહેર કરેલું. એમના કેટલાક દિલોજાન મિત્રો સંસારસુધારામાં આગેવાન હતા.

સને ૧૮૯૬માં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો અને પૂનામાં પણ તેણે પ્રવેશ કર્યો. આ આપત્તિ અણધારી અને તદ્દન નવી હોવાથી લોકો ગભરાઈ ગયા. સરકારને પણ પ્લેગ સામે શાં પગલાં લેવાં એ સૂઝયું નહીં, અને તેથી 'સેગ્રિગેશન', 'ક્વૉરેન્ટીન' વગેરે સખત ઉપાયો લેવામાં આવ્યા. વળી તેનો ઠીક અમલ કરવા માટે લાગણી અને સભ્યતા વગરના ગોરા સિપાઈઓની યોજના થઈ. પ્લેગના ત્રાસ કરતાં આ સોલ્જરોની ઝડતીનો કેર લોકોને વધારે અસહ્ય થઈ પડયો અને સર્વત્ર હાહાકાર વર્તી ગયો. જેને જેમ ફાવ્યું તેમ સૌ નાઠું. પણ ટિળકે આવે પ્રસંગે પૂના છોડયું નહીં. ગામમાં રહીને એક તરફથી લોકોને મદદ કરવા લાગ્યા અને બીજી તરફથી સરકારની, ઉપાય કરતાં અપાય કરનારી વિવેકશૂન્ય સખતાઈથી થતો પ્રજાક્ષોભ 'કેસરી' દ્વારા વ્યક્ત કરતા ગયા. ટિળકે માત્ર ક્ષોભ વ્યક્ત કર્યો, અને સરકારને લાગ્યું કે એમણે એ નિર્માણ કર્યો, લોકક્ષોભની સીમા પ્લેગ અમલદાર રૅન્ડ સાહેબના ખૂનમાં થઈ. સરકારે પોતાની પ્લેગનીતિ બદલી ખરી, પણ ઉગ્ર

સ્વરૂપ ધારણ કરી લોકોને દબાવવામાં મણા ન રાખી. પૂનાના સરદાર નાતુ બંધુઓને સરકારે નજરકેદ કર્યા, અને 'કેસરી' ઉપર રાજદ્રોહનો મુકદ્દમો ચલાવ્યો. કેટલાક મિત્રોએ ટિળકને માફી માગવાની સલાહ આપી, પણ તેમણે કહ્યું, 'સાચી દાનતથી મેં જે કર્યું છે તેને માટે માફી શાની માગું? જેમ ખલાસીનું કામ કરે ને કોઈક દિવસ સમુદ્રમાં ડૂબે પણ ખરો; એ જ રીતે દેશસેવા કરવી હોય તો જેલયાત્રાનો પ્રસંગ પણ આવે. આ તો અમારા ધંધાને લગતાં જોખમો છે. માફી માગીને હું દેશની કશી સેવા ન કરી શકું. વળી મારું સત્ત્વ જાય, પછી મારામાં શું રહ્યું!' સરકારે એમને દોઢ વર્ષની સજા કરી, એટલું જ નહીં પણ મૂળ કાયદામાં ફેરફાર કરી રાજદ્રોહવાળી કલમ વધારે સખત કરી. એમ કહેવાય છે કે જેલમાં ગયા ત્યારે પહેલે દિવસે એમને એટલું સખત કામ આપવામાં આવેલું કે ઘંટી ચલાવતાં ચલાવતાં તેઓ બેભાન થઈ ગયા. પણ શુદ્ધિમાં આવ્યા કે તરત પાછા કામે વળગ્યા. એમણે રાહત ન માગી. રાહત માગવી એ એમને નામોશીભરેલું લાગતું. એક વર્ષને અંતે તેઓ છૂટ્યા ત્યારે એમના શરીરનું વજન બહુ જ ઘટી ગયું હતું; પણ પ્રજામાં એમનું વજન એટલું જ વધી ગયું હતું. ઘેર આવતાં વાર પાછું 'કેસરી' હાથમાં લીધું અને 'પુનરચ હરિ: ૐ' કરીને લખવા લાગ્યા.

તેઓ જેલમાં હતા તે દરમિયાન પાશ્ચાત્ય સંસ્કૃત પંડિત મૅક્સમૂલરના હાથમાં તેમણે લખેલું 'ઓરાયન' અથવા 'મૃગશિરસ્' નામનું પુસ્તક આવ્યું. 'ઓરાયન'ની અંદર જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિથી વૈદિક કાળનિર્ણયની ચર્ચા હતી. ચોપડી જોઈને મૅક્સ-મૂલર ચકિત થયા, મુગ્ધ થયા અને આવા અગાધ પાંડિત્યવાળા વિદ્વાન પાસે પોતે કરેલું ઋગ્વેદનું ભાષાન્તર અભિપ્રાયને માટે મોકલવાનું તેમને મન થયું. પણ ખબર પડી કે ગ્રંથકર્તા તો જેલમાં છે! એમણે પ્રથમ તો જેલમાં ટિળકને પુસ્તકો મળે, વાંચવાનો સમય અને દીવાબત્તી મળે એવી ગોઠવણ સરકાર પાસે કરાવી. પછી એમની દરમિયાનગીરીને લીધે સરકારે ટિળકને છ મહિના વહેલા છોડવા પડ્યા. જેલમાં વેદનું નિરીક્ષણ કરતાં એમને સૂઝી આવ્યું કે આર્યોનું મૂળ રહેઠાણ ઉત્તર ધ્રુવ તરફ હોવું જોઈએ; અને આર્ય લોકો સુમેરુની આસપાસ રહેતા હતા એવો ઉલ્લેખ વેદમાં મળી આવે છે એમ એમને લાગ્યું. જેલમાંથી છૂટ્યા પછી તાઈ-મહારાજ કેસ જેવો માથું ખાઈ નાખે એવો મુકદ્દમો ચાલુ હતો; છતાં એ જ અરસામાં 'આર્કટિક હોમ ઈન ધિ વેદ્ઝ' એટલે 'આર્યોનું વેદકાળમાં સુમેરુ તરફનું રહેઠાણ' એ નામનો વિદ્વત્તા અને શોધખોળથી ભરેલો ગ્રંથ તેમણે બહાર પાડ્યો. તેને લીધે તેમની કીર્તિ યુરોપના વિદ્વાન સંઘમાં ફેલાઈ. 'આર્કટિક હોમ' ગ્રંથ લખતી વેળાએ પારસી લોકોના ધર્મગ્રંથોનું એમણે અધ્યયન કર્યું. પછી ઈરાન, મેસોપોટેમિયા, ખાલ્ડિયા, સીરિયા, અસીરિયા વગેરે દેશોનો પ્રાચીન ઇતિહાસ આ તેમની સંસ્કૃતિ તરફ તેમનું લક્ષ ગયું; અને વૈદિક સંસ્કૃતિ સાથે તેમનું કેટ સામ્ય છે તે તેમણે કેટલાક વિદ્વન્માન્ય નિબંધોમાં બતાવી દીધું. કેટલાક લોકો

માનશૂન્ય અને હતોત્સાહ બનાવવો એ ભૂલ છે. વળી સંસારસુધારાની પાછળ પડીશું તો શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે અંતરાય આવશે, તડ પડશે અને રાજ્યપ્રકરણમાં આપણે વધારે નિર્બળ થઈશું. માટે સમાજ ઉપર હુમલા કરીને નહીં, પણ ધીમે ધીમે સમાજને વશ કરીને થઈ શકે તેટલા સુધારા કરવા ઘટે. સરકારની શક્તિથી અંજાઈ જઈને આપણે એની આગળ નરમ બનીએ, તો પછી શ્રદ્ધા અને આદરપૂર્વક સમાજ સામે પણ આપણે કેમ નરમ ન બનીએ? આવા વિચારોને લીધે તેઓ 'કેસરી'માં બનતાં સુધી સંસારસુધારાનો પ્રશ્ન છેડતા જ નહીં. એટલામાં 'સંમતિ વયનું બિલ' આવી પડયું. બિલનું તત્ત્વ ટિળકને માન્ય ન હતું એમ નથી. છતાં તેમણે એ બિલનો સખત વિરોધ કર્યો. તેમનું કહેવું એ હતું કે અંગ્રેજ લોકો પારકા છે; એ જાણીજોઈને આપણી સાંસારિક બાબતોમાં વચ્ચે પડતા નથી; ભલે ઉદાસીનતાનું હોય તોપણ ધાર્મિક અને સામાજિક બાબતોમાં આપણને સ્વરાજ છે, એ શા માટે આપણે હાથે કરીને ખોવું? આપણે જો આપણે જ હાથે સરકારને આપણા ઘરની અંદર પ્રવેશ કરવા દઈશું તો આપણાં સ્વમાન અને સ્વાતંત્ર્ય ઘટશે અને આપણે વધારે દુર્બળ તેમ જ પરાધીન બનીશું. જૂના ઘણા રિવાજો તેઓ પાળતા ન હતા. પંક્તિભેદમાં હાલમાં લેવાતી બધી છૂટ તેઓ લેતા. તેમનું જીવન અત્યંત સાદું અને પવિત્ર હતું અને છતાં ધાર્મિકતાનો તેમાં આડંબર બિલકુલ ન હતો. સમાજનો અને ધર્મનો અધિકાર માનવા ખાતર વિલાયત જઈ આવ્યા પછી એમણે પ્રાયશ્ચિત્ત પણ લીધેલું, જોકે વિલાયતમાં એમણે ખાવાપીવામાં સંપૂર્ણ શુદ્ધિ રાખી હતી. રાજકીય ઉત્સવોમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓની સાથે બેસીને એમણે ભોજન કર્યું હતું. અંત્યજોને અસ્પૃશ્ય ગણવા એવી શાસ્ત્રની આજ્ઞા ક્યાંયે નથી એમ એમણે જાહેર કરેલું. એમના કેટલાક દિલોજાન મિત્રો સંસારસુધારામાં આગેવાન હતા.

સને ૧૮૯૬માં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો અને પૂનામાં પણ તેણે પ્રવેશ કર્યો. આ આપત્તિ અણધારી અને તદ્દન નવી હોવાથી લોકો ગભરાઈ ગયા. સરકારને પણ પ્લેગ સામે શાં પગલાં લેવાં એ સૂઝયું નહીં, અને તેથી 'સેગ્રિગેશન', 'ક્વૉરૅન્ટીન' વગેરે સખત ઉપાયો લેવામાં આવ્યા. વળી તેનો ઠીક અમલ કરવા માટે લાગણી અને સભ્યતા વગરના ગોરા સિપાઈઓની યોજના થઈ. પ્લેગના ત્રાસ કરતાં આ સોલ્જરોની ઝડતીનો કેર લોકોને વધારે અસહ્ય થઈ પડયો અને સર્વત્ર હાહાકાર વર્તી ગયો. જેને જેમ ફાવ્યું તેમ સૌ નાઠું. પણ ટિળકે આવે પ્રસંગે પૂના છોડયું નહીં. ગામમાં રહીને એક તરફથી લોકોને મદદ કરવા લાગ્યા અને બીજી તરફથી સરકારની, ઉપાય કરતાં અપાય કરનારી વિવેકશૂન્ય સખતાઈથી થતો પ્રજાક્ષોભ 'કેસરી' દ્વારા વ્યક્ત કરતા ગયા. ટિળકે માત્ર ક્ષોભ વ્યક્ત કર્યો, અને સરકારને લાગ્યું કે એમણે એ નિર્માણ કર્યો, લોકક્ષોભની સીમા પ્લેગ અમલદાર રૅન્ડ સાહેબના ખૂનમાં થઈ. સરકારે પોતાની પ્લેગનીતિ બદલી ખરી, પણ ઉગ્ર

સ્વરૂપ ધારણ કરી લોકોને દબાવવામાં મણા ન રાખી. પૂનાના સરદાર નાતુ બંધુઓને સરકારે નજરકેદ કર્યા, અને 'કેસરી' ઉપર રાજદ્રોહનો મુકદ્દમો ચલાવ્યો. કેટલાક મિત્રોએ ટિળકને માફી માગવાની સલાહ આપી, પણ તેમણે કહ્યું, 'સાચી દાનતથી મેં જે કર્યું છે તેને માટે માફી શાની માગું? જેમ ખલાસીનું કામ કરે તે કોઈક દિવસ સમુદ્રમાં ડૂબે પણ ખરો; એ જ રીતે દેશસેવા કરવી હોય તો જેલજાત્રાનો પ્રસંગ પણ આવે. આ તો અમારા ધંધાને લગતાં જોખમો છે. માફી માગીને હું દેશની કશી સેવા ન કરી શકું. વળી મારું સત્ત્વ જાય, પછી મારામાં શું રહ્યું!' સરકારે એમને દોઢ વર્ષની સજા કરી, એટલું જ નહીં પણ મૂળ કાયદામાં ફેરફાર કરી રાજદ્રોહવાળી કલમ વધારે સખત કરી. એમ કહેવાય છે કે જેલમાં ગયા ત્યારે પહેલે દિવસે એમને એટલું સખત કામ આપવામાં આવેલું કે ઘંટી ચલાવતાં ચલાવતાં તેઓ બેભાન થઈ ગયા. પણ શુદ્ધિમાં આવ્યા કે તરત પાછા કામે વળગ્યા. એમણે રાહત ન માગી. રાહત માગવી એ એમને નામોશીભરેલું લાગતું. એક વર્ષને અંતે તેઓ છૂટયા ત્યારે એમના શરીરનું વજન બહુ જ ઘટી ગયું હતું; પણ પ્રજામાં એમનું વજન એટલું જ વધી ગયું હતું. ઘેર આવતાં વાર પાછું 'કેસરી' હાથમાં લીધું અને 'પુનરશ્ચ हरिः ॐ' કરીને લખવા લાગ્યા.

તેઓ જેલમાં હતા તે દરમિયાન પાશ્ચાત્ય સંસ્કૃત પંડિત મૅક્સમૂલરના હાથમાં તેમણે લખેલું 'ઓરાયન' અથવા 'મૃગશિરસ્' નામનું પુસ્તક આવ્યું. 'ઓરાયન'ની અંદર જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિથી વૈદિક કાળનિર્ણયની ચર્ચા હતી. ચોપડી જોઈને મૅક્સ-મૂલર ચકિત થયા, મુગ્ધ થયા અને આવા અગાધ પાંડિત્યવાળા વિદ્વાન પાસે પોતે કરેલું ઋગ્વેદનું ભાષાન્તર અભિપ્રાયને માટે મોકલવાનું તેમને મન થયું. પણ ખબર પડી કે ગ્રંથકર્તા તો જેલમાં છે! એમણે પ્રથમ તો જેલમાં ટિળકને પુસ્તકો મળે, વાંચવાનો સમય અને દીવાબત્તી મળે એવી ગોઠવણ સરકાર પાસે કરાવી. પછી એમની દરમિયાનગીરીને લીધે સરકારે ટિળકને છ મહિના વહેલા છોડવા પડયા. જેલમાં વેદનું નિરીક્ષણ કરતાં એમને સૂઝી આવ્યું કે આર્યોનું મૂળ રહેઠાણ ઉત્તર ધ્રુવ તરફ હોવું જોઈએ; અને આર્ય લોકો સુમેરુની આસપાસ રહેતા હતા એવો ઉલ્લેખ વેદમાં મળી આવે છે એમ એમને લાગ્યું. જેલમાંથી છૂટયા પછી તાઈ-મહારાજ કેસ જેવો માથું ખાઈ નાખે એવો મુકદ્દમો ચાલુ હતો; છતાં એ જ અરસામાં 'આર્કટિક હોમ ઈન ધિ વેદ્ઝ' એટલે 'આર્યોનું વેદકાળમાં સુમેરુ તરફનું રહેઠાણ' એ નામનો વિદ્વત્તા અને શોધખોળથી ભરેલો ગ્રંથ તેમણે બહાર પાડયો. તેને લીધે તેમની કીર્તિ યુરોપના વિદ્વાન મંડળમાં ફેલાઈ. 'આર્કટિક હોમ' ગ્રંથ લખતી વેળાએ પારસી લોકોના ધર્મગ્રંથોનું એમણે અધ્યયન કર્યું. પછી ઈરાન, મેસોપોટેમિયા, ખાલ્ડિયા, સીરિયા, અસીરિયા વગેરે દેશોનો પ્રાચીન ઈતિહાસ અને તેમની સંસ્કૃતિ તરફ તેમનું લક્ષ ગયું; અને વૈદિક સંસ્કૃતિ સાથે તેમનું કેટલું સામ્ય છે તે તેમણે કેટલાક વિદ્વન્માન્ય નિબંધોમાં બતાવી દીધું. કેટલાક લોકો તો

એમની વિદ્વત્તા જોઈને એમને વીનવતા કે તમે રાજ્યપ્રકરણી ઝઘડાઓ છોડી દો અને વિદ્વત્તાથી દુનિયામાં ભારેમાં ભારે સેવા કરી શકો છો તે કરો. તેઓ કહેતા 'મારે એ સ્વચ્છન્દ કરવો નથી. દેશને માટે લડવું એ જ મારું કર્તવ્ય છે. વિદ્વત્તાનું કામ કરનાર પંડિતો હિંદુસ્તાનમાં અગણિત નિર્માણ થશે. આર્યબુદ્ધિ વંધ્યા થઈ નથી.'

એમના એક સ્નેહીએ એમને પૂછ્યું, 'સ્વરાજ્ય થશે ત્યારે તમે કયા ખાતાના મંત્રી થશો?' એમણે કહ્યું, 'મને રાજ્યપ્રકરણનો કંટાળો છે. નછૂટકે આમાં પડ્યો છું. સ્વરાજ્ય મળ્યું એટલે હું તો મારે ગણિતનો અધ્યાપક થઈ જઈશ અને નિરાંતે વિદ્યાનંદનો લહાવો લઈશ.'

જ્યાં સુધી પોતાના દેશબંધુઓને પેટપૂરતું ખાવા નથી મળતું ત્યાં સુધી વિદ્યાનંદ જેવો સાત્ત્વિક આનંદ પણ એમને હરામ લાગતો. તેઓ હમેશાં કહેતા, 'स्वराज्याची चळवळ हा पोटापाण्याचा प्रश्न आहे.' તેથી સરકારે જ્યારે જમીન-મહેસૂલના કાયદામાં ફેરફાર કર્યો અને અનાદિકાળથી વંશપરંપરાગત ચાલતો આવેલો જમીનનો માલિકીહક ભૂમિનાં બાળ પાસેથી છીનવી લઈને સાત સમુદ્ર પારથી આવેલી સરકારને હિંદુસ્તાનની ભૂમિની માલિક ઠરાવવામાં આવી અને હિંદી ખેડૂતને માત્ર તેના ભાડૂતની સ્થિતિમાં મૂક્યો ત્યારે ટિળકે સરકારને મહેસૂલ નહીં આપવાની લડત ચલાવવાનો વિચાર રાખ્યો હતો; પણ તે વખતે પ્રજા એટલી ચડેલી ન હતી.

એ જ અરસામાં મુંબઈમાં અને પૂનામાં હિંદુમુસલમાન વચ્ચે નજીવા કારણસર ઝઘડો થયો અને ભારે મારામારી થઈ. પૂનામાં ઘણાં વર્ષથી હિંદુઓ મોહરમમાં ભાગ લેતા હતા તે બંધ થયા. રમખાણમાં વાંક બંનેનો હતો એ ટિળકે સ્વીકાર્યું હતું, પણ વધારે વાંક મુસલમાનોનો હતો એ એમણે જાહેર કર્યું. તેથી ટિળક મુસલમાન કોમની સામે છે એવો વહેમ કેટલાક મુસલમાનોના મનમાં પેસી ગયો, પણ તે ખોટો હોવાથી કાળે કરીને નીકળી ગયો. ટિળક મુસલમાનની વિરુદ્ધ છે એ અમારી માન્યતા ભૂલભરેલી હતી એમ ખિલાફત ડેપ્યુટેશનવાળા સૈયદ હુસેને જાહેર રીતે સ્વીકાર્યું છે, કેમ કે લખનૌની કૉંગ્રેસમાં હિંદુમુસલમાન વચ્ચે વિરોધ અને શંકા ન રહે એટલા માટે જે અધિકારવિભાગ કરવામાં આવ્યો તેમાં મુસલમાનો જેટલું માગતા હતા તેટલું બધુંયે આપવાની સલાહ ટિળકે પોતે આગેવાનોને આપી. 'પ્રથમ દેશનો વિચાર થવો જોઈએ; હું હિંદુ છું કે મુસલમાન એ ભેદ દેશહિતનો વિચાર કરતાં મનમાં ન આવવો જોઈએ', એ એમનું તે વખતનું પ્રસિદ્ધ વાક્ય છે. પૂનામાં હિંદુમુસલમાન વચ્ચે જે અણબનાવ ઉત્પન્ન થયો તે ધર્મ વિશેની સંકુચિત કલ્પનાને લીધે થયો હતો એ જોઈને તેમ જ હિંદુઓને પણ મોહરમને બદલે ઉત્સવ કરવાનું કાંઈક સાધન મળે એ હેતુથી એમણે ગણેશ ઉત્સવ શરૂ કર્યો. ગણપતિ ઉત્સવમાં સ્વયંસેવકોના અને બીજા નવયુવાનોના મેળાઓ ભજન ગાય, વિદ્વાન નેતાઓ ધાર્મિક, સામાજિક અને કોઈક વાર રાજકીય વિષયની ચર્ચા કરે અને આવી રીતે

લોકોને જમાનાને અનુકૂળ કેળવણી મળે. જેમ ગણેશ ઉત્સવથી ધાર્મિક જાગૃતિ થઈ તેમ દેશાભિમાન અને સ્વાભિમાન જાગ્રત કરવા માટે ટિળકે ગણેશ ઉત્સવ પહેલાં જ જે શિવાજી ઉત્સવ શરૂ કરેલો તેથી પણ લોકજાગૃતિ ખૂબ થઈ. આ બંને હિલચાલને લીધે સ્વદેશીનો પ્રચાર મહારાષ્ટ્રમાં ખૂબ થયો અને શિક્ષિત-અશિક્ષિત વચ્ચેનો ભેદ ઓછો થતો ગયો. શિવાજી ઉત્સવને લીધે જ જૂનો ઇતિહાસ તપાસવાની વૃત્તિ વધી અને કેટલાક વિદ્વાનોનું 'ભારત ઇતિહાસ સંશોધક મંડળ' તૈયાર થયું.

૧૯૦૪માં યુનિવર્સિટી ઍક્ટ પસાર થયો અને સરકારે કેળવણી ખાતું – ઉચ્ચ કેળવણી સુધ્ધાં – પોતાના અંકુશ તળે વધારે આણ્યું. ૧૯૦૫માં બંગભંગ થયો. બંગાળીઓએ અરજીઓ, સભાઓ વગેરે જેટલું થઈ શકે તેટલું કર્યું અને આખરે સ્વદેશી અને બહિષ્કારની મહારાષ્ટ્રી ચળવળ ઉપાડી લીધી. સ્વાભાવિક રીતે જ બંગાળી લોકોને પહેલવહેલી સહાનુભૂતિ મહારાષ્ટ્ર તરફથી મળી. સરકાર તો એમ જ માને છે કે અત્યાચારનો ઉપદેશ પણ બંગાળને પૂના તરફથી મળ્યો છે. સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ આ ત્રણ ઉપાયોથી સ્વરાજ મેળવવું છે એ રાષ્ટ્રીય મૂલમંત્ર બધે ફેલાયો. ટિળકે આને 'स्वराज्याची चतुःसूत्री' કહી છે.

બંગાળના રાષ્ટ્રીય આગેવાનો સ્વરાજનો અર્થ 'પૂર્ણ સ્વાતંત્ર્ય' કરતા અને બહિષ્કારનો અર્થ પણ 'અંગ્રેજી રાજ્ય અને અંગ્રેજી રાષ્ટ્ર સાથે પરિપૂર્ણ અસહકાર' એવો કરતા. તે ઉપરથી ઘણા નરમ આગેવાનોને એમ લાગ્યું કે કૉંગ્રેસને માટે એક નયસૂત્ર(creed)નું બંધન રાખવું જોઈએ. ટિળકને લાગ્યું કે આવું બંધન એક રીતે અત્યાર સુધી સૌ સ્વેચ્છાએ માનતા આવ્યા જ છે, છતાં સોગન સાથે સહી કરીને તે સ્વીકારવામાં એક જાતની માનહાનિ છે અને દેશના બધા પક્ષોને કૉંગ્રેસમાં સ્થાન લેવા દેવામાં એ અગવડરૂપ થાય માટે તેમણે તે પસંદ કર્યું નહીં. આને કારણે સુરતમાં કૉંગ્રેસના ભાગલા પડ્યા.

બંગભંગને લીધે સ્વાવલંબનનો માર્ગ સ્વીકારનાર પ્રજા ઉપરનો એક તરફથી કૉંગ્રેસનો અંકુશ દૂર થયો તે જ વખતે બીજી તરફ સરકારે દંડનીતિ અખત્યાર કરી. એને પરિણામે બંગાળામાં યુરોપનું આસુરી હથિયાર એટલે કે બૉમ્બ અવતીર્ણ થયું. આ પરિસ્થિતિને માટે 'દેશનું દુર્દૈવ' એ માથાળા નીચે એક અગ્રલેખમાં ટિળકે સરકારની દુષ્ટ નીતિને જ જવાબદાર ગણી. મહારાષ્ટ્રમાં બંગાળા વિશે સંપૂર્ણ સહાનુભૂતિ હતી, પણ ટિળકના દૂરંદેશી ધોરણને લીધે અત્યાચારની પ્રવૃત્તિ રોકાઈ હતી. એ જ અરસામાં સ્વદેશી અને બહિષ્કારની ચળવળ સાથે મદ્યપાનનિષેધની ચળવળને જોર આપીને પ્રજાનું જીવન વિશુદ્ધ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. તે પણ સરકારને ગમ્યો નહીં. દારૂનાં પીઠાં આગળ લોકોને ઉપદેશ કરનાર સમાજસેવકોને સરકારે દબાવી દીધા. ટિળકે મદ્યપાનનિષેધની ચળવળ મુંબઈના મિલમજૂરોમાં પણ ચલાવી તેથી ઘણી જ લોકજાગૃતિ થઈ. લોકમાન્ય મિલમજૂરોને કહેતા કે 'તમે અજ્ઞાનમાં અને વ્યસનમાં શા માટે સબડો છો? તમારું જીવન સુધારો તો મુંબઈમાં તમે ત્રણ

લાખ છો, મુંબઈ તમારી છે. જીવન સુધારો, સંપ કરો અને હાલની સ્થિતિ જાણી લો.' આ શુદ્ધ હિલચાલ પણ સરકારને ભારે લાગી. ટિળકને લીધે મહારાષ્ટ્રમાં અત્યાચાર આવતો અટક્યો હતો, પણ સરકારને એથી ઊલટું જ ભાસ્યું. દેશના તેમ જ સરકારના દુર્ભાગ્યે ટિળકના 'દેશનું દુર્દૈવ' એ લખાણમાં સરકારને રાજદ્રોહ જડયો. 'જે દેશ ઉપર પ્રેમ કરવાનો તમે દાવો કરો છો તે દેશમાંથી તમને છ વરસ બહાર રાખવામાં જ એ દેશનું ભલું છે' એમ કહીને હાઈકોર્ટે તેમને દેશ-નિકાલની સજા કરી! 'વ્યક્તિઓનું અને રાષ્ટ્રનું ભાગ્ય આ ન્યાયમંદિર કરતાં વધુ ઉચ્ચ શક્તિના હાથમાં રહે છે, જે સિદ્ધાંતને માટે હું લડું છું તેનો ઉત્કર્ષ મારા છૂટાપણાના કરતાં મારા કારાવાસથી જ કરવાની એ જગન્નિયંતાની ઇચ્છા હશે' એમ કહીને તે મહાત્માએ પોતાને થયેલી સજા સ્વીકારી. લોકમાન્યની આ તપ-શ્ચર્યાથી સ્વરાજ્યનો મંત્ર દરેક હિંદવાસીના હૃદયમાં સ્ફુરવા લાગ્યો. છ વરસની આ તપશ્ચર્યાનું બીજું ફળ 'ગીતારહસ્ય' એ સાહિત્યરત્ન છે.

સરકારે ટિળકને સજા કરીને જે પરિણામ લાવવાની ઇચ્છા રાખી હતી તેથી ઊલટું પરિણામ આવ્યું. ટિળકની પ્રેરણા અને અંકુશ નષ્ટ થતાં જ મહારાષ્ટ્રના નવયુવકો નિરંકુશ થયા અને જે અત્યાચાર ટિળકને લીધે અટક્યો હતો અને જે અત્યાચાર ટિળકને સજા કરીને સરકાર અટકાવવા માગતી હતી તે જ અત્યાચાર મહારાષ્ટ્રમાં ફાટી નીકળ્યો. નાશિકમાં કાવતરું ઊભું થયું. કલેક્ટર જૅકસનનું ખૂન થયું અને અનર્થપરંપરાનો પ્રવાહ વહેવા લાગ્યો. લગભગ પૂરે છ વરસે ઉંમરમાં વૃદ્ધ, શરીરે ક્ષીણ, છતાં ઉત્સાહમાં તરુણ એવા લોકમાન્ય કર્મયુગનો સંદેશો લઈ પાછા આવ્યા. એ સંદેશો હિંદુસ્તાનની લગભગ બધી ભાષાઓમાં ફેલાયો. કર્મયોગના એ આચાર્યે 'સ્વરાજ્ય સંઘ'ની સ્થાપના કરી અને દેશમાં સ્વરાજ્યની હિલચાલ શરૂ થઈ. રાષ્ટ્રમદથી અંધ થયેલાં યુરોપિયન રાષ્ટ્રોમાં યુદ્ધ શરૂ થયું અને હિંદુસ્તાન આણીને પ્રસંગે વફાદાર રહેશે કે નહીં એની સામ્રાજ્યને બીક લાગી. તે વખતે બ્રિટિશ સામ્રાજ્યની સાથે રહેવામાં હિંદુસ્તાનનું હિત છે એમ જાહેર કરી ટિળકે સામ્રાજ્યની ભારેમાં ભારે સેવા કરી. છતાં શંકાખોર સરકારને ટિળકનાં ભાષણોમાં રાજદ્રોહ જ દીસી આવતો. ફરી એક વાર સરકારે ટિળક ઉપર નોટિસ કાઢી, પણ આ વખતે હાઈકોર્ટને ટિળકના નિર્દોષપણાની ખાતરી થઈ અને તેઓ છૂટયા.

ત્યાર પછીનો ઇતિહાસ સાવ તાજો છે. સૈન્યભરતી વિશેના એમના પ્રયત્નો, પંજાબ-દિલ્હી તરફ જવાની એમને થયેલી મનાઈ, મૉન્ટેગ્યુની મુલાકાત, વિલાયત જવાની મનાઈ – પણ આખરે મળેલી પરવાનગી, વિલાયતમાં કરેલું કામ વગેરે સર્વ વસ્તુઓ હજુ ગઈ સાલના જેટલી તાજી છે. ટિળકની આખી જિંદગી લડવામાં જ ગયેલી છે. એક પત્રકારે કહ્યું છે તે પ્રમાણે 'મૃત્યુએ જ તેમને પહેલી શાંતિ આપી.' તેમનું ખાનગી જીવન સાદું અને પવિત્ર હતું. તેમની રાજકીય પ્રવૃત્તિ જોશભરી અને લડાયક હતી. અખાડામાં ઊતરે ત્યારે કોઈ પાસેથી દયા

માગે નહીં, કોઈના ઉપર દયા કરે નહીં; છતાં એમના મનમાં દ્વેષ આમરણ ટકતો નહોતો. આગરકર સાથે વિરોધ કર્યો પણ એમની અંતકાળની સેવા કરવા પોતે હાજર હતા. ભાંડારકર ઉપર પ્રહાર કરતા, પણ ભાંડારકરની કદર કરીને તેમની સાથે શિષ્યભાવ પણ રાખતા. ગોખલે જોડે એમને કોઈ દિવસ બન્યું નહીં, પણ ગોખલેએ ૧૯૦૪–૫માં વિલાયતમાં હિંદની જે સેવા બજાવી તેની કદર કરવા માટે પૂના શહેર તરફથી તેમને સાર્વજનિક અભિનંદન આપવામાં ટિળક પોતે જ અગ્રેસર હતા. ટિળકના રાજકીય મતો કેવા હતા એ તપાસવાનું આ સ્થાન નથી. તેમના મતોથી હિંદી દુનિયા પરિપૂર્ણ પરિચિત છે. કોઈ માણસ ન જાણતો હોય તો તે ટિળકનો દોષ નથી. પોતાના મતનો પ્રચાર કરવાની ટિળકની શક્તિ અને કળા ખરેખર અલૌકિક હતી. તેમની જે વિદ્વત્તાનો સાક્ષાત્કાર દુનિયાને થયો છે, તે પોતાની સઘળી વિદ્વત્તા તેઓએ હિંદી લોકોના મોક્ષને માટે જન્મભૂમિને ચરણે અર્પણ કરી હતી. સ્વરાજ્ય એમની જીવનપ્રવૃત્તિનો આધારસ્તંભ હતો. તેઓ બુદ્ધિમાં બ્રાહ્મણ અને વૃત્તિમાં ક્ષત્રિય હતા. તેઓ હિંદી જાગૃતિના જનક, આધુનિક મહારાષ્ટ્રના પંચપ્રાણ, રાષ્ટ્રીય પક્ષના અધ્વર્યુ, સ્વરાજ્ય-મંત્રના ઋષિ, નોકરશાહીના વેરી અને હિંદ દેવીના અનન્ય ઉપાસક હતા. હિંદુસ્તાનવાસી આપણે એમના જીવન ઉપરથી સ્વદેશસેવાની દીક્ષા લઈને સ્વરાજ્યના અધિકારી થઈશું ત્યારે જ એમના પરાક્રમી આત્માને શાંતિ મળશે અને ત્યારે જ એમનું જીવન સફળ થશે. સ્વપ્રયત્નથી માણસ જેટલું જીવન-સાફલ્ય મેળવી શકે છે તેટલું તેમણે પરિપૂર્ણ મેળવેલું છે.

## ૧૯. દ્વિતીય સંવત્સરી

૧

કાળ કેટલો ઝડપથી વહ્યો જાય છે! કાલ સવારે જ આપણે લોકમાન્યને ગોધરામાં સ્વરાજ્ય ઉપર મરાઠીમાં ભાષણ કરતા સાંભળ્યા હતા. આજે આપણને તેમની દ્વિતીય સંવત્સરી પાળવાનો પ્રસંગ આવ્યો છે!

૨

અમૃતસરની મહાસભા વખતે લોકમાન્યે કહેલું, 'આ સરકારની દાનત વિશે ખાતરી નથી. સરકાર જેટલી ભલાઈ બતાવે તેટલો જ તેની સાથે સહકાર કરીએ.' તે વખતે ગાંધીજી કહેતા, 'એમ નહીં. સરકાર સુધારા આપવાનું કહે છે, બાદશાહે સંદેશો મોકલ્યો છે, ત્યારે આપણામાં જેટલી ભલાઈ હોય તેટલી બધી વાપરીને આપણે સહકાર કરીએ.' સૈન્યભરતી વખતે પણ લોકમાન્યે કહેલું, 'જો કાંઈ પણ સારા હકો મળે તો માની લઈએ કે આ સરકારની તરફેણમાં લડવામાં માલ છે;

નહીં તો બધી મદદ સરપને દૂધ પાવા સમાન છે.' ગાંધીજી કહેતા, 'ના. અણીને પ્રસંગે સરકારને મદદ કરવી છે. આપણે કશી શરત ન કરીએ. બધા હકો આપોઆપ મળી રહેશે. શું આ સલ્તનત જાન આપનારને પણ દગો દેશે?' લોકમાન્ય ગાંધીજીને કહેતા, 'તમે ભલા માણસ છો. તમને આ નોકરશાહીના સ્વભાવની પારખ નથી. મેં મારી જિંદગીનાં ત્રીસ વરસ આ નોકરશાહી સામે લડવા પાછળ ગાળ્યાં છે.'

ગાંધીજીની ભલાઈ પાછળ નબળાઈ ન હતી. કેટલાક લોકો પોતાને છેતરી નબળાઈને ભલાઈનું રૂપ આપે છે. ગાંધીજી એ વર્ગના નથી એ પણ લોકમાન્ય જાણતા. બેલગામમાં હોમરૂલ લીગ સ્થપાઈ ત્યારે ટિળક અને ગાંધી બન્ને ત્યાં હાજર હતા. તે વખતે લોકમાન્યે ગાંધીજી વિશે ખાનગીમાં કહેલું, 'આ ગાંધીની વિચારસરણી આપણા જેવી નથી; પણ આને હાથે દેશનું નુકસાન થવાનું નથી. આની સામે થવાનો પ્રસંગ આપણને આવવાનો નથી.'

હંટર કમિટી આવી અને ગઈ. પંજાબને ઇન્સાફ ન મળ્યો. વફાદાર ભારતવર્ષને માથે કાળા કાયદાઓ ચોંટયા. ભારતવર્ષના મુસલમાનોને બ્રિટિશ સલ્તનતે દગો દીધો. 'ભલા માણસ'ને ટિળકનું વચન યાદ આવ્યું. તેણે અસહકાર પોકાર્યો. ગાંધીજીની ખાતરી હતી કે આખો દેશ પુણ્યપ્રકોપથી સળગી ઊઠશે, એ પુણ્યપ્રકોપને અસહકારને રસ્તે વાળવામાં જ શ્રેય છે.

લોકમાન્યને ગાંધીજીનો સત્યાગ્રહ પસંદ હતો. વિલાયતથી તેમણે કાગળો લખેલા કે 'ગાંધીનો વિરોધ કોઈ કરશો નહીં. આપણે તેમને બનતી મદદ જ કરવી ઘટે છે.' લોકમાન્યને અસહકાર વિશે શંકા એટલી જ હતી કે આવું તીક્ષ્ણ શસ્ત્ર લોકો ઉપાડી શકશે કે નહીં. અસહકાર એ મૂઠ વગરની તલવાર છે. લોકમાન્યને અસહકાર પસંદ હતો; પણ રાષ્ટ્રને તે ગ્રહણ કરવાનો ઉપદેશ તેઓ કરત કે નહીં એ સવાલ છે. સાથે સાથે એ પણ સવાલ છે કે અસહકાર નહીં તો બીજું શું ઉપદેશત? નિષ્ઠુર કાળે બન્ને સવાલોને જ ઉડાવી દીધા.

જે દિવસે અસહકાર શરૂ થયો તે જ દિવસે — લગભગ તે જ ઘડીએ લોકમાન્યનો સ્વર્ગવાસ થયો. ગાંધીજી તે દિવસે મુંબઈમાં હતા. લોકમાન્યના સ્વર્ગવાસથી તેમનું હૈયું કેટલું હલમલી ઊઠયું હતું તે તેમના તે વખતના લેખ ઉપરથી સહેજે જણાઈ આવે છે. લોકમાન્યે અલૌકિક તપશ્ચર્યા કરી સ્વરાજ્યનો મન્ત્ર સિદ્ધ કર્યો હતો અને આખા રાષ્ટ્રે એકમતે સ્વાતન્ત્ર્યયુદ્ધનો ઝંડો તેમના જ હાથમાં સોંપી દીધો હતો. તેમના હાથમાંથી તે ઝંડો નીચે પડે તેના પહેલાં જ ગાંધીજીએ તેને ઉપાડી લીધો. સ્વર્ગમાંથી ગંગા ઉતારવાનું કામ જેમ પેઢીઓ સુધી ચાલ્યું તેમ લોકમાન્યનું કાર્ય મહાત્માજીએ ઉપાડી લીધું અને પોતાની ઢબે પણ લોકમાન્યના ઉત્સાહથી તે આગળ ચલાવ્યું. પોતાને છ વરસની સજા થઈ તે વખતે હાઈકોર્ટમાં લોકમાન્યે કહેલું કે 'મારા છૂટા રહેવા કરતાં મારા બંદીવાસથી જ સ્વરાજ્યનું કાર્ય વધે એવી પરમાત્માની ઇચ્છા જણાય છે.' આજે મહાત્માજી પણ એ જ શ્રદ્ધાથી યરવડાની

જેલમાં સ્વરાજ્ય-સાધના કરી રહ્યા છે.

મહાત્માજી જ્યારે લોકમાન્યના સ્વર્ગવાસ પછી પહેલાવહેલા પૂને ગયેલા ત્યારે તીર્થયાત્રાની શ્રદ્ધાથી લોકમાન્યની ઓરડી જોવા ગયેલા. ત્યાં તેમણે દુખિત હૃદયે પણ નિખાલસપણે કબૂલ કર્યું કે 'ટિળક મહારાજ મને નોકરશાહી વિશે હમેશાં ચેતાવતા પણ મારામાં એવું તો ભૂત ભરાઈ ગયું હતું કે તેમની વાત મારે ગળે ઊતરતી જ નહોતી.' જાગ્યા ત્યાંથી સવાર એ પોતાના સિદ્ધાંત પ્રમાણે ગાંધીજીએ લોકમાન્યનું કાર્ય – અન્યાય સામે અસંતોષ ફેલાવવાનું કાર્ય મનસા, વાચા, કર્મણા ચલાવ્યું; તે એટલે સુધી કે સજા કરતી વખતે મિ. બ્રૂમફીલ્ડને પણ લોકમાન્યનું સ્મરણ થયું.

૩

લોકમાન્ય ટિળકનું જીવન એ ગેરસમજની એક લાંબી પરંપરા જ છે. એમને ભાગે જન્મથી મૃત્યુ સુધી લડવાપણું જ હતું. નાનપણમાં દરિદ્રતા સાથે લડવું એ તો ઘણાખરા મહારાષ્ટ્રીઓના ભાગ્યમાં હોય જ. તેનો વિચાર છોડી દઈએ તોપણ લોકમાન્યના જાહેર જીવનની શરૂઆતમાં જ કોલ્હાપુર પ્રકરણમાં તેમને જેલ જવું પડ્યું. શિવાજીના વંશજ તરીકે કોલ્હાપુરના રાજાની તરફદારી કરવા ગયા ત્યાં તે જ રાજાના દીવાને તેમના ઉપર બદનક્ષીની ફરિયાદ કરી અને લોકમાન્યનો જેલ સાથેનો એકસો એક દિવસનો પહેલો પરિચય થયો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ સ્થાપન કરી ત્યાં ચિપળૂણકરને તેઓ ખોઈ બેઠા. 'કેસરી' છાપું શરૂ કર્યું ત્યાં એમના સાથી આગરકર સાથે મતભેદ પડ્યો, અને રાજકીય સુધારો પ્રથમ કે સંસારસુધારો પ્રથમ એ વિષય પર બંને મિત્રો વર્ષો સુધી લડ્યા. સનાતન ધર્મના પક્ષપાતી તરીકે ઓળખાતા લોકમાન્ય પર જ્ઞાતિબહિષ્કૃત થવાનો પણ પ્રસંગ એક વાર આવેલો. લોકમાન્ય હિન્દુઓના પક્ષપાતી છે અને મુસલમાનોનો દ્વેષ કરે છે એમ કેટલાંયે વર્ષો સુધી મનાતું. તેની નિવૃત્તિ આખરે લખનૌમાં થઈ, અને તેમના સ્વર્ગવાસ પછી તેમના પવિત્ર દેહને દહનભૂમિ સુધી લઈ જવામાં મહાત્માજી સાથે મૌ. શૌકતઅલી અને ડૉ. કીચલુ જેવા મુસલમાન આગેવાનોએ પણ ખાંધ આપી હતી. સુરત વખતે મહાસભા તોડ્યાની જવાબદારી લોકમાન્ય પર ઢોળવામાં આવતી; પણ આખરે તેમના જ પ્રયત્નથી મહાસભાનાં તડ સંધાયાં, એટલું જ નહીં પણ મહાસભાએ પોતાના સ્વરાજનિધિ સાથે તેમનું નામ જોડી દઈ પોતાની કૃતજ્ઞતા કાયમને માટે વ્યક્ત કરી છે. મારી ખાતરી છે કે એક એવો દિવસ પણ જરૂર ઊગવાનો કે જ્યારે આ નોકરશાહીને હાથમાં જળ લઈ કબૂલ કરવું પડશે કે ટિળક અમારા સાચા હિતચિંતક હતા, વખતસર તેમનું માન્યું હોત તો પસ્તાવાનો પ્રસંગ ન આવત.

લોકમાન્ય ટિળકે આપણા ઉપર અનંત ઉપકાર કર્યા છે, પણ તે ફેડવાનો ઉપાય એટલો જ છે કે તેમની પેઠે ફક્ત દેશહિતની જ દૃષ્ટિ મનમાં રાખી સ્વરાજ્યના કાર્ય પાછળ જિંદગીની દરેક ક્ષણ ગાળવી. તેમને નામે આપણે જે સ્વરાજ્ય-ફાળો

અથવા સ્વરાજ્યનિધિ સ્થાપન કર્યો છે તે દહાડે દહાડે વધવો જોઈએ અને તેનો ઉપયોગ ફક્ત સ્વરાજ્યને અર્થે જ થવો જોઈએ. નોકરશાહીને કોઈ પણ રીતે શરણ ન જવાની તેમની ટેક આપણે જાળવવી જ જોઈએ. દરેક માણસે પોતાની કાયિક, વાચિક અને માનસિક શક્તિ સ્વરાજ્યને અર્થે જ ખરચવી જોઈએ અને ગમે તેટલી ગેરસમજ થાય તોપણ શ્રદ્ધા ખોયા વગર સ્વરાજ્યને સેવવું જોઈએ.

૪

આપણું શરીર જે નાનપણમાં હતું તે જ આજે છે અને છતાં નથીયે ખરું. હિન્દુ ધર્મ વેદકાળમાં હતો તે જ આજેયે છે અને છતાં ભિન્ન પણ છે. એ જ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય પહેલાં જે હતું તે જ આજે છે અને છતાં નથી. પણ લોકમાન્ય ટિળકે આપણને જે રાષ્ટ્રમંત્ર આપ્યો તે જ આપણે આગળ ચલાવીએ છીએ: 'સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે, અને સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ એ તે પ્રાપ્ત કરવાનાં સાધનો છે.' તે વખતે સ્વરાજ્યનો અર્થ સામ્રાજ્યના શહેરીઓનો હક એટલો જ થતો હતો. આજે તે વ્યાપક અને ચોકસ થયો છે. સ્વરાજ્ય એટલે હિન્દુસ્તાનની સેના ઉપર અધિકાર, હિન્દુસ્તાનના અનાજના વેચાણ ઉપર પૂરેપૂરો અંકુશ, ધાર્મિક સુરક્ષિતતા અને સામ્રાજ્યમાં રહેવું કે ન રહેવું એની મુનસફી. સ્વદેશીનો અર્થ પણ આજે બહુ જ ચોકસ થઈ ગયો છે. સ્વદેશી એટલે સ્વદેશમાં ઉગાડેલાં રૂ, શણ, ઊન કે રેશમનાં હાથે કાંતેલાં અને હાથે વણેલાં કપડાંનો ઉપયોગ કરવો અને તમામ પરદેશી કાપડનો બહિષ્કાર કરવો. રાષ્ટ્રીય શિક્ષણમાં સરકારી મદદ, સરકારી માન્યતા અને સરકારી વિદ્યાપીઠનો બહિષ્કાર એટલો ચોકસ અર્થ તે કાળે ન હતો, જોકે તે દિશામાં પ્રયત્ન તો સારી પેઠે થયો હતો. આજે પણ રાષ્ટ્રીય શિક્ષણનું સ્વરૂપ જેટલું ચોકસ થવું જોઈએ તેટલું થયું નથી; પણ સરકારી કેળવણીનો બહિષ્કાર થવો જ જોઈએ એ વિશે સંદિગ્ધતા રહી નથી.

હવે રહ્યો બહિષ્કાર. બહિષ્કારનો તે વખતનો સ્થૂળ અર્થ તો લૅંકેશાયરના વેપારીઓને નુકસાન થાય એ રીતે વિલાયતી માલનો ત્યાગ અને એને સ્થાને વિલાયત સિવાયના બીજા ગમે તે દેશનો માલ લેવાની છૂટ — જોકે તેમાંયે સ્વદેશી વસ્તુ બનતાં સુધી પસંદ કરવાની ભલામણ — એવો હતો. આત્મશુદ્ધિના અને અહિંસાના આજના યુગમાં આપણે તે ખ્યાલ છોડી દીધો છે. પણ બહિષ્કારનો તે વખતે પણ પ્રજાહૃદયમાં એક જુદો, વ્યાપક અને મનુષ્યસ્વભાવને સુલભ એવો અર્થ હતો. તે એ કે જે સરકારે અન્યાય કર્યો છે તે સરકાર સાથેનો માનભંગયુક્ત સંબંધ છોડી દેવો. એ આજના અસહકારનું સ્થૂળ સ્વરૂપ હતું.

બહિષ્કારના દિવસોમાં ખાનગી વ્યવહારમાં તેમ જ સભા-પરિષદોમાં અંગ્રેજી ભાષાનો ત્યાગ, પોશાકમાં અને ઘરના રાચરચીલામાં વિલાયતી ઢબનો ત્યાગ, પત્ર-વ્યવહારમાં અને હિસાબકિતાબમાં વિલાયતી તારીખનો ત્યાગ, ગવર્નરના કે વાઇસરૉયના દરબારમાં અથવા સરકારી અમલદારોને ત્યાં ભોજનનું આમંત્રણ આવે તો

તેનો અસ્વીકાર, સરકારી નિશાળોનો ત્યાગ, બનતાં સુધી કોરટોનો ત્યાગ, સરકારી નોકરી વિશે ઘૃણા — એ બધું બહિષ્કારમાં સમાતું હતું; એટલું જ નહીં પણ મ્યુનિસિપાલિટીનો ત્યાગ એ બહિષ્કારમાં આવે કે નહીં એવો સવાલ પણ પૂનામાં ઊઠેલો અને લોકમાન્યે તેનો ચુકાદો આપવો પડેલો કે મ્યુનિસિપાલિટીઓમાં જ્યાં સુધી પ્રજામતને પોતાની ઇચ્છા પ્રમાણે કાંઈ કરવાનો અવકાશ છે ત્યાં સુધી મ્યુનિસિપાલિટીનો ત્યાગ કરવો એ બરાબર નથી. બહિષ્કાર એટલે પોતાની શક્તિ ખોઈ બેસવી એવો અર્થ ન થવો જોઈએ એમ તેમણે તે વખતે કહેલું. કેટલાક ગામડિયા લોકો તો એમ પણ પૂછતા કે બહિષ્કારનો પોકાર કર્યા પછી આપણાથી રેલમાં બેસાય ખરું? ટપાલનો ઉપયોગ કરી શકાય ખરો? અને અંગ્રેજ સરકારના સિક્કાઓ આપણે વાપરી શકીએ ખરા? નેતાઓએ બહિષ્કારને આર્થિક સ્વરૂપ આપી રાજનૈતિક શસ્ત્ર તરીકે તેનો ઉપયોગ કર્યો હતો, પણ લોકહૃદયે તો તેનો ધર્મ તરીકે સ્વીકાર કર્યો હતો. અને તેથી જ હિન્દુસ્તાનની ધાર્મિક પ્રજા નેતાઓ પાસેથી વિગતવાર બહિષ્કારસ્મૃતિ માગતી હતી. આજે પણ લોકો અસહકારનો શાસ્ત્રાર્થ કેટલો ચલાવે છે તે આપણે જાણીએ છીએ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બહિષ્કાર અને અસહકાર એ તે તે કાળના સ્થૂળ અથવા સૂક્ષ્મ ધર્મ જ છે. અરવિંદ ઘોષ એક ઠેકાણે લખે છે કે 'બહિષ્કાર એ તે વખતનું નિઃશસ્ત્ર પ્રતિકારનું લૌકિક નામ હતું અને તે દ્વારા નોકરશાહીના દોર અને પ્રજાના અંકુશ વચ્ચે ચાલેલી ઝુંબેશને જોરદાર અને અસરકારક સ્વરૂપ આપાયું હતું.' આજે અસહકાર પણ તે જ પરિણામ લાવવા માગે છે. માત્ર આજ સુધીના અનુભવ પરથી હિન્દુસ્તાનના સાત્ત્વિક સ્વભાવને અનુકૂળ એવું તેનું અહિંસામય વિશુદ્ધ સ્વરૂપ આપણે હવે દૃષ્ટિ આગળ રાખ્યું છે. લોકમાન્ય ટિળકે આપણને જે માર્ગ બતાવ્યો તે જ તપસ્યાના અગ્નિથી પ્રદીપ્ત, તેજસ્વી અને વિશુદ્ધ થઈ આપણી આગળ ખડો છે. એ જ માર્ગે લોકમાન્યની શ્રદ્ધાથી, લોકમાન્યની ઊલટથી અને લોકમાન્યની એકાગ્રતાથી લોકમાન્યે બતાવેલા સ્વરાજ્યમંદિર સુધી આપણે યાત્રા કરવાની છે અને યાત્રાને ડગલે ડગલે લોકમાન્યનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરવાનું છે.

## ૨૦. લોકમાન્યનાં સંસ્મરણો

હું કાશ્મીરમાં સાધુને વેશે ફરતો હતો ત્યાં એક જણે મને પૂછેલું, 'સ્વામી બાદશાહ! આપ કહાં કે રહને વાલે?' મેં કહ્યું, 'બંબઈ કે.' મને લાગ્યું કે કાશ્મીર જેવા દૂર દેશમાં એથી વધારે ચોકસ જવાબ આપવો વ્યર્થ છે. પણ એમ ધારવામાં મેં ભૂલ કરી હતી. પેલા માણસે પાછું મને પૂછ્યું, 'બંબઈ કહાં પર હૈ? નખલૌ

(લખનૌ) કે પાસ?' આટલું એ બિચારાને ભૂગોળનું જ્ઞાન હતું! બહુ બહુ દૂર તો 'બંબઈ' લખનૌ જેટલું દૂર હશે! પણ એણે બીજો સવાલ પૂછયો: 'આપ કૌન દૂધ હૈ?" મેં કહ્યું, 'મહારાષ્ટ્રી બ્રાહ્મણ.' આ જવાબ મળતાંની સાથે જ, મુંબઈ લખનૌ પાસે હશે એવું માનનાર માણસે મને લાગલું જ પૂછયું, 'ટિળક મહારાજ ક્યારે છૂટશે?' જે માણસને ભૂગોળનું આટલું અગાધ (!) જ્ઞાન હતું તે પણ જાણતો હતો કે ટિળક મહારાજ નામના કોઈ મહારાષ્ટ્રી દેશભક્ત સરકાર સામે લડી જેલમાં ગયા છે!

દિલ્હીમાં ભારતમંત્રી મૉન્ટેગ્યુ સાહેબને મળવા જ્યારે લોકમાન્ય ગયા ત્યારે તેમનું સરઘસ કાઢવાની સરકારે બંધી કરી હતી. રસ્તા પરના અભણ લોકો અંદર અંદર બોલતા હતા, 'આજ પૂના કા રાજા આને વાલા હૈ. સરકાર ઉસસે બહુત ડરતી હૈ!'

એક યુરોપિયન બાઈએ 'Glimpses of India' નામની ચોપડી લખી છે. તેની અંદર એ લખે છે કે 'હાલના સિવિલિયનો – એટલે અંગ્રેજી અમલદારો – બહુ જ બેદરકાર થઈ ગયા છે. હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય કેમ સ્થપાયું, તે કેમ ફૂલ્યુંફાલ્યું એનો ઈતિહાસ તેઓ બરાબર નથી જાણતા. બ્રિટિશ રિયાસતનો એક સવિસ્તાર ઈતિહાસ લખાવાની જરૂર છે. અહોરાત્ર જાગ્રત દૃષ્ટિ રાખનાર પૂનાના મહાપંડિત બાળ ગંગાધર ટિળક કરતાં બીજો કોઈ અંગ્રેજ કે હિન્દી આ કામને માટે લાયક નથી. આવો ઈતિહાસ લખવા માટે સરકારે એમને વીનવવા જોઈએ.'

ટિળકના એક સ્નેહીએ વાતવાતમાં એક દિવસ તેમને પૂછયું, 'બળવંતરાવ! જ્યારે સ્વરાજ્ય થશે ત્યારે એ સ્વદેશી સરકારમાં તમે કયો હોદ્દો પસંદ કરશો? વડા પ્રધાન થશો કે પરરાષ્ટ્રમંત્રી?' એમણે જવાબ આપ્યો તે સાંભળવા જેવો છે: 'ના રે ભાઈ, સ્વરાજ્ય થશે એટલે હું તો મારે સ્વદેશી કૉલેજમાં ગણિતનો અધ્યાપક બનીને બેસી જઈશ. મારે નથી જોઈતી આ રાજખટપટ. મારે તો હજુ ડિફ્રેન્શયલ કેલ્ક્યુલસ ઉપર પુસ્તક લખવું છે. દેશ ઉપર સંકટ આવી પડયું છે અને તમે કોઈ દેશનું કામ હાથમાં નથી લેતા, તેથી મારે તે નછૂટકે કરવું પડે છે.'

મુંબઈમાં એક સભા મળી હતી. અનેક વિદ્વાનો ત્યાં એકઠા થયા હતા. ત્યાં ટિળકે 'ખાલ્ડિયન સંસ્કૃતિ' ઉપર તેમ જ હિન્દી અને ઈરાની સંસ્કૃતિ વચ્ચે કેટલું સામ્ય છે એ વિશે એક વિદ્વત્તાપૂર્ણ અને અપૂર્વ કલ્પનાભર્યું વિવેચન કર્યું. સભા બરખાસ્ત થયા પછી તે સભાના તે દિવસના પારસી અધ્યક્ષે કહ્યું, 'મિ. ટિળક, તમે તમારી બુદ્ધિનો દુરુપયોગ કરો છો. આટલી અગાધ બુદ્ધિની બક્ષિશ છે; તમે ઈતિહાસસંશોધનનું કામ કરશો તો દુનિયાભરમાં તમારી કીર્તિ ફેલાશે. તે છોડી આ રાજ્યપ્રકરણના કીચડમાં શું પડયા છે?' ટિળકે જવાબ વાળ્યો: (એમના અવાજમાં સહેજ ફેર પડયો હતો.) 'હિન્દ કંઈ વન્ધ્યા નથી. સ્વરાજ્ય થશે એટલે મારા જેવા હજારો પંડિત પાકશે. આજે તો દેશની વહારે ધાવાની જરૂર છે.

આજે દરેક જણે પોતાની બુદ્ધિ, શક્તિ અને સર્વસ્વ સ્વરાજ્ય પાછળ જ આપી છૂટવું જોઈએ.'

૧૮૯૭માં સરકાર એમના ઉપર ચિડાઈ અને રાજદ્રોહનો આરોપ એમના ઉપર મૂકવામાં આવ્યો. પ્રસંગ ગંભીર જોઈ એક મિત્રે એમને માફી માગી લેવાની સલાહ આપી. ટિળકે જવાબમાં લખ્યું, 'દરેક ધંધા સાથે તે ધંધાનું જોખમ તો રહેલું જ છે. આપણે વર્તમાન પત્રકાર રહ્યા એટલે જેલનું જોખમ તો ખેડવું જ જોઈએ. પ્રજાના પ્રતિનિધિ તરીકે આપણે બોલીએ અને ગુના ન કર્યા છતાં ડરને લીધે માફી માગીએ એ પ્રજાને દગો દીધા બરાબર છે. અને માફી માગ્યા પછી પૂનામાં રહેવું એ માંડલેમાં સડવા જેટલું જ મારે મન વસમું છે.

એક દિવસે વર્તમાનપત્રકાર થવા માટે માણસે શું વાંચવું જોઈએ, શી તૈયારી કરવી જોઈએ એમ મેં તેમને પૂછ્યું. તેમણે કહ્યું, 'જેમ કવિ વિશે અથવા અધ્યાપક વિશે કહેવાય છે કે He is born, not made તે જ પ્રમાણે વર્તમાનપત્રકાર વિશે પણ છે. રોજ રોજ કંઈ નવું લખવા જેવું નથી હોતું. એક જ વસ્તુ નવી નવી રીતે કહેવી પડે છે. છતાં તમારી પાસે પ્રજાને આપવાને કંઈ પણ દિવ્ય સંદેશ હોવો જોઈએ. તમને એમ થવું જોઈએ કે જો આટલું હું પ્રજાના મનમાં નહીં ઠસાવું તો દુનિયા ડૂબી જશે, પ્રજાનો ઘાત થશે. આમ હોય તો જ વર્તમાનપત્રકાર થવું. બાકીની તૈયારી ધીમે ધીમે થઈ શકે. પ્રસંગ આવી લાગે તે વખતે તે વિષયમાં પૂરું અધ્યયન કરીને તે ઉપર લખવાનો રિવાજ રાખવો, જેથી લખાણનો પ્રભાવ પડે અને એક વાર લખેલું પાછું ખેંચવા વારો ન આવે. આપણું સ્મૃતિકાળનું સાહિત્ય મેં આવો જ એક પ્રસંગ આવ્યે વાંચી કાઢ્યું હતું.'

સ્વરાજ્યસંઘ સ્થાપવા લોકમાન્ય બેલગાંવ આવ્યા હતા. શ્રી ગંગાધરરાવ દેશપાંડેને ત્યાં ખાનગી વાતચીત ચાલતી હતી. વિષય કયો હતો તે હું ભૂલી ગયો છું. ખાપર્ડે કંઈક લપ કરી રહ્યા હતા. એટલામાં લોકમાન્ય એકદમ બોલી ઊઠ્યા : 'प्रयत्नान्तीं परमेश्वरं' ઈશ્વરે જેટલી બુદ્ધિશક્તિ આપી હોય તેનો પૂરો ઉપયોગ કરી, આગળપાછળનો વિચાર કરી, દક્ષતાપૂર્વક દરેક કામ કરવું રહ્યું. આટલું કરવા છતાં અદૃષ્ટ એવું ઘણું રહી જાય છે. તે આપણા હાથ બહારની વાત છે. તે વિશે ઈશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઈએ. એનું નામ તે જ શ્રદ્ધા. નેપોલિયનમાં આવી શ્રદ્ધા હતી. એક દિવસ તે રણભૂમિ ઉપર ઊભો હતો. આસપાસ ગોળીઓ અને ગોળાઓનો વરસાદ વરસી રહ્યો હતો. એક દૂત કોઈ સેનાપતિનો કંઈક સંદેશો કહેવા આવ્યો. કહી રહ્યા પછી પણ તે કૌતુકથી બાદશાહને નીરખતો ઊભો રહ્યો. નેપોલિયને ત્રાડ પાડી કહ્યું : અલ્યા કેમ ઊભો છે? ગોળી વાગશે તો ઠાલો મરી જઈશ. ચાલ્યો જા અહીંથી. યુવાને કહ્યું : 'મહારાજ, આપ બાદશાહ થઈને આટલું જોખમ ખેડો છો તો હું તો શી વિસાતમાં?' નેપોલિયને કહ્યું : અરે જા! જોખમ ખેડવાનો મારો તો ધંધો છે, પણ તારે માટે

તો એ સ્વચ્છન્દ છે. નેપોલિયનનું વાક્ય પૂરું થયું ન થયું એટલામાં તો એક મોટો ગોળો આવી પડ્યો અને પેલા બિચારાના ટુકડેટુકડા થઈ ગયા!'

'રાષ્ટ્રમત' (મુંબઈનું દૈનિક પત્ર) શરૂ થયું ત્યારે ઑફિસ માટે આટલાં મેજ, આટલી ખુરશીઓ વગેરેની જરૂર પડશે, એમ સીતારામપંત બોલતા હતા. લોકમાન્યે કહ્યું, 'અમે જ્યારે 'કેસરી' અને 'મરાઠા' શરૂ કર્યાં ત્યારે અમારી પાસે તો આવી કશી જ સાહ્યબી નહોતી. વર્તમાનપત્રમાંથી અમને રાતી પાઈ મળતી નહીં. અમે તો પથારીનો વીંટો કરીને આગળ મૂકતા અને લખતા. એ જ અમારું મેજ. એ વીંટાને આધારે રહીને લખાતાં છતાં અમારાં લખાણ મોળાં પડ્યાં ન હતાં!'

વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સાથે જુવાનીના દહાડામાં જ્યારે લોકમાન્યે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ સ્થાપન કરી ત્યારે શરૂઆતમાં સારા ઘરના કે સારી બુદ્ધિના છોકરાઓ એમને મળ્યા નહીં. બધા છોકરા તોફાની અથવા ઠોઠ આવતા. આ વિશે એક વાર કોઈએ નિરાશા બતાવી ત્યારે તેમણે કહ્યું, 'આમાં જ આપણી ખરી કસોટી છે. આવા છોકરાઓમાંથી જ્યારે આપણે કંઈક કરી બતાવી શકીશું ત્યારે જ લોકોને આપણામાં શ્રદ્ધા આવશે.'

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ શરૂ થઈ ત્યારે લોકમાન્ય ત્રીસ રૂપિયા માસિક પગાર લેતા. એક સાથીએ કહ્યું, 'મરી જઈએ ત્યારે પ્રેતદહન કરવા જેટલા પૈસા પણ આપણે ન બચાવી શકીએ?' લોકમાન્યે જવાબ આપ્યો, 'તેની પંચાત આપણા કરતાં સમાજને વધારે હોવી જોઈએ. માન આપવા નહીં તો ગંદકી અટકાવવા ખાતર પણ તેઓ આપણું મડદું ફૂંકી બાળશે જ!'

શિક્ષણસંસ્થાઓ જેસ્યુઇટ લોકોની ઢબે ચલાવવી જોઈએ એવો એમને ભારે આગ્રહ રહેતો. જો અધ્યાપકનો ધંધો ધર્મભાવે કરવો હોય તો અધ્યાપકે ચોવીસે કલાક શાળાને આપવા જોઈએ. શાળા પાસેથી આજીવિકા લીધા પછી બીજી રીતે માણસ કશી કમાણી ન કરે અને તેવી કમાણી થાય તો તેણે તે શાળાને જ અર્પણ કરવી જોઈએ, એવો તેમનો આગ્રહ હતો.

અહમદનગરમાં અંત્યજ લોકોએ લોકમાન્યને પાનસોપારીનો સ્વીકાર કરવા આમંત્રણ કર્યું હતું. ટિળક મહારાજ ત્યાં ગયા. અંત્યજો સાથે ભળીને તેમની પાનસોપારી લીધી અને સ્વરાજ્યનો ઉપદેશ કરતાં તેમને કહ્યું, 'બ્રાહ્મણોએ તમને દબાવ્યા એ ખ્યાલ કાઢી નાખો. જૂના સંસ્કારોમાંથી બ્રાહ્મણો પણ એકદમ છૂટી શકતા નથી. ધીમે ધીમે બધા સુધારા થશે.' તેઓએ કહ્યું કે 'અંત્યજોને અસ્પૃશ્ય માનવા વિશે શાસ્ત્રોમાં ક્યાંયે વચન નથી. પણ રૂઢિ બળવાન છે. ધીમે ધીમે જ તે નીકળી જશે.'

હિન્દુસ્તાનમાં નોકરશાહીનું રાજ્ય ચાલે એ એક ક્ષણને માટે પણ તેઓ સાંખી શકતા ન હતા. છતાં ખાનગીમાં પણ તેઓ કહેતા કે 'અંગ્રેજોનું રાજ્ય

અને જર્મનો કે જાપાનીઓ અહીં આવીને રાજ્ય કરે એવું હું જરાય
ો નથી. તેના કરતાં તો અંગ્રેજોનું રાજ્ય જ ભલે રહ્યું. અંગ્રેજો તો અહીં
ત ભોગવીને કંઈક ધરાયા છે. નવા આવશે તે તો નવી ભૂખ લેતા
ો.' જાપાનીઓ અને અમેરિકનો આપણને મદદ કરશે એવી એમને બિલકુલ
ન હતી. તેઓ કહેતા 'શા માટે આ પ્રબળ સામ્રાજ્ય સામે કોઈ પોતાની
આપણને મદદ કરવા આવે? આપણે જાતે મરીને જ સ્વર્ગે જવું જોઈએ.'
સ્ત્રીશિક્ષણ વિશે તેઓ કહેતા, 'આપણે તો નવી કેળવણીને લીધે શ્રદ્ધાહીન
ગયા છીએ. સંશય અને દરેક ઉચ્ચ ભાવના વિશે અશ્રદ્ધા એ લગભગ
ણો સ્વભાવ થઈ પડેલો છે. શું એ જ અશ્રદ્ધા તમે સ્ત્રીઓમાં પણ પેદા
માગો છો? કર્વેની શિક્ષણપદ્ધતિ સામે મારો મોટામાં મોટો વિરોધ
જ છે. હિન્દુ સંસ્કૃતિને વિશે આપણી સ્ત્રીઓમાં જે શ્રદ્ધા છે તે આપણું
ધન છે. તેનો નાશ ન થવા દેવો જોઈએ.'

લોકમાન્યના વકતૃત્વને ગોળીબારની ઉપમા આપી શકાય. સિપાહી જેમ
તે છાતી કે કપાળ ઉપર સીધી ગોળી છોડે છે તેમ લોકમાન્ય સીધી ભાષામાં,
નાનાં વાક્યોમાં પોતાનાં વાગ્બાણ છોડી સાંભળનારનાં હૃદય અથવા
ને વીંધી નાખતા. તેમનો મારો હૃદય કરતાં બુદ્ધિ ઉપર વધારે હતો.

સિંહગઢમાં એમને હું મળવા ગયો ત્યારે કર્ણાટક પ્રાંતિક પરિષદ વિશે
ચાલતી હતી. તેઓએ કહ્યું, 'જુઓ આ પ્રાંતો હવે જુદા પડવા લાગ્યા
સિંધ અલગ થયો, તમારો ગુજરાત અલગ થયો, હવે કર્ણાટક જુદો પડવા
છે; જેને 'મુંબઈ પ્રાંતિક પરિષદ' કહેવામાં આવે છે તે તો હવે
રાષ્ટ્રની જ કૉન્ફરન્સ બની ગઈ છે. એક રીતે તો એ ઠીક થાય છે. રાજ્ય-
ણની ચર્ચા દેશી ભાષામાં થશે અને તેથી સામાન્ય પ્રજા રાજ્યપ્રકરણમાં રસ
થશે.' મેં કહ્યું, 'ત્રીસ વર્ષ ઉપર કેસરીએ જે કામ કર્યું તે આજે આ લોકો
માગે છે.' આમાં મેં ખુશામતની અતિશયોક્તિ બિલકુલ કરી ન હતી.
માન્યે 'ઑલ-ઇન્ડિયા લીડર' (ભારતવર્ષીય નેતા) થવાની બિલકુલ ઉતાવળ કરી
. મરાઠી ભાષા દ્વારા એકલા મહારાષ્ટ્રને જ તૈયાર કરવામાં તેઓ મશગૂલ
અને મહારાષ્ટ્રમાં તેઓએ એટલું બધું સંગીન કામ કરી રાખ્યું કે વખત આવ્યે
દુસ્તાનના રાજ્યપ્રકરણમાં પોતાનું સ્થાન લેતાં એમને છાંટાભાર પણ અડચણ
ડી કે ક્ષણનો વિલંબ પણ ન લાગ્યો. આવી સ્પૃહણીય સ્થિતિ એક ગાંધીજી
ય બીજા કોઈએ પ્રાપ્ત કરી નથી. બંગભંગ પહેલાં બંગાળાના તાજ
ના રાજાએ — શ્રી સુરેન્દ્રનાથે — બંગાળીમાં એક પણ ભાષણ કર્યું ન હતું!

લોકમાન્યે ચર્ચા આગળ ચલાવી: 'જ્યારે અમે 'કેસરી' શરૂ કર્યું ત્યારે બધા
હકારો કહેતા કે દેશી ભાષામાં પત્ર કાઢશો તો ખોટ ખાશો. દેશી પત્રની
કોણ કરવાનું હતું? અમે તો માન્યું નહીં. આખરે સલાહકારોએ આજીજી

કરીને કહ્યું, છેવટ 'કેસરી'માં બે કૉલમ તો અંગ્રેજીનાં રાખો જ. અમે કહ્યું, ના. 'કેસરી' આમપ્રજાને સારુ છે, અને પ્રજા પાસે અંગ્રેજી વિના જ અમે એની કદર કરાવીશું. રાજ્યપ્રકરણની આખી પરિભાષા અમારે તૈયાર કરવી પડી. જૂની મરાઠીમાં ભક્તિ અને તત્ત્વજ્ઞાન પુષ્કળ હતું. ભાટચારણ શાએરોએ વીરરસનો પણ ઉમેરો કર્યો હતો. પણ રાજ્યપ્રકરણી ગંભીર ચર્ચા, જાહેર વ્યંગકટાક્ષ, ઉપહાસ, એ બધું કરવાને તો અમારે નવી ભાષા બનાવવી પડી. જે માણસમાં ઉત્કટતા છે તે એની મેળે જ ભાષા ઊભી કરી શકે છે.' મેં કહ્યું, 'હા, સાચી વાત છે. ગાંધીજીએ ગુજરાતીનો ઊંડો અભ્યાસ કર્યા વિના જ ગુજરાતી ભાષામાં નવીન જીવન રેડ્યું છે. તેમનાં લખાણોને લીધે ગુજરાતી અત્યારે વીરની ભાષા બની ગઈ છે.' તેમણે કહ્યું, 'મેં એ જોયું છે. ગુજરાતી હું બોલી શકતો નથી, પણ છાપેલું સારી પેઠે વાંચી તથા સમજી શકું છું.' પછી ભાષા વિશે ચર્ચા ચાલી. તેઓ બોલ્યા, 'હિન્દી રાષ્ટ્રભાષા થવાને લાયક છે. પણ જ્યાં લગી હિન્દી બોલનારાઓમાં દેશભક્તિની ધગશ ઉત્પન્ન નહીં થાય ત્યાં સુધી તે ભાષામાં તેજ આવવાનું નથી. પ્રજાને ખાસ સંદેશો કહેવાની માણસમાં ઉત્કટતા હશે ત્યારે જ તે ભાષાને ખીલવી શકશે.' મેં કહ્યું, 'હિન્દીમાં ખુશામતીનો ભાગ બહુ છે. આપે ખંડવામાં હિન્દીમાં જે ભાષણ કર્યું તેની blunt grace (અતિવિવેકના અભાવને લીધે આવતી મધુરતા) જોઈને ગાંધીજી ખુશ ખુશ થઈ ગયેલા. ગાંધીજી કહે છે, 'ટિળક મહારાજે હિન્દીમાં નવી જ ભાષાશૈલી દાખલ કરી છે.' લોકમાન્યે કહ્યું, 'હા, પારતંત્ર્યની હિન્દી ઉપર ખૂબ અસર થઈ છે.'

૧૯૦૬માં મહાસભા કલકત્તામાં ભરાઈ ત્યારે ત્યાંના રાષ્ટ્રીય પક્ષે ભારે ચળવળ માંડી હતી; અને લોકમાન્યના નામ પર ભારે ઝઘડા ચાલતા હતા. કોઈએ તેમને કહ્યું, 'તમારા નામ ઉપર આટલા ઝઘડા ચાલે એ તમે કેમ સાંખી શકો છો? તમે કેમ જાહેર નથી કરતા કે મારે પ્રમુખ નથી થવું?' લોકમાન્યે જે જવાબ આપ્યો તેમાં તેમનું વ્યક્તિત્વ પૂરેપૂરું જણાઈ આવે છે. તે બોલ્યા, 'પ્રમુખપદનું માન મને આપવા ખાતર આ હિલચાલ ચાલે છે એમ માની લેવા જેટલો હું મૂર્ખ કે અહંકારી નથી. રાષ્ટ્રીય પક્ષનાં તત્ત્વોનો વિજય થાય તેવું કરવાને સારુ તેઓ મારા નામનો આમ ઉપયોગ કરી રહ્યા છે; તેની વચમાં હું શું કરવા આવું? મને પૂછવા આવશે ત્યારે મારે જે કહેવું હશે તે કહીશ.' મહાસભાના પ્રમુખપદનું માન તેમને આપવાનો અને તેઓએ તેનો અસ્વીકાર કરવાનો પ્રસંગ છેક દિલ્હીની મહાસભાને અવસરે આવ્યો.

પૂનામાં અમે ભણતા ત્યારે દારૂનિષેધની હિલચાલ વિદ્યાર્થીવર્ગે ઉપાડી લીધેલી. અમારી હિલચાલ ઉપર લોકમાન્યનો સંપૂર્ણ આશીર્વાદ હતો. તેમણે કરેલો ઉપદેશ હજી મારા કાનમાં ગાજે છે. તેમણે કહેલું, 'તમે તમારું ભણતર છોડી દો એમ હું નથી ઇચ્છતો; પણ દેશહિતની ખાતર સમાજસેવા કરવામાં તમારે કાંઈ

ખમવું પડે તો જરૂર તમે તે ખમી લેજો; કારણ દેશસેવા એ જ મોટામાં મોટી કેળવણી છે. ફર્સ્ટ કલાસમાં આવનાર છોકરો જો પોતાનો સમય દેશસેવામાં રોકવાથી સેકન્ડ કલાસમાં આવે અને સેકન્ડ કલાસવાળો જો પાસ કલાસમાં આવે, તો એણે એમાં જ ગૌરવ માનવું; એવા પ્રત્યે જ અમે માનની નજરથી જોઈશું. જે પોતાની કેળવણીનો ઉપયોગ દેશસેવાને અર્થે કરે છે તે જ સાચો કેળવાયેલો; બીજા બધા પોતાનો ભાર ઉપાડનાર ગધેડાં જ.'

લોકમાન્યનું આખું જીવનચરિત્ર, મને લાગે છે, કદાપિ લખી શકાવાનું નથી. એક તો આપણા લોકો જે ભવિષ્યને માટે હોય એવું કંઈ લખી શકતા નથી. તેમ જેઓ ટિળક જેવા મહાપુરુષના સંસર્ગમાં આવે છે તેઓ બધા જ કંઈ લખનારા હોતા નથી. પતિત દશામાં શાની કદર કરવી, શું ચાહવું. મોટાઈ અથવા ઉદારતા શામાં છે એ જાણનારા લોકો પણ બહુ ઓછા નીકળે છે. ચિકિત્સક લોકો પણ પોતપોતાની દૃષ્ટિએ જ મહાપુરુષનાં જીવનચરિત્રોને જુએ છે; તેમ અંધભક્તો પોતાની આરાધ્ય વ્યક્તિના ગુણ કયા હતા એનો પણ વિવેક કરી શકતા નથી. અમે નાના હતા ત્યારે અમારા એક શિક્ષક પૂનાની કૉંગ્રેસમાં ગયા હતા. ત્યાંથી આવીને પોતાના મિત્રો આગળ તેમણે કૉંગ્રેસનું જે વર્ણન કર્યું તેનો મુખ્ય ભાગ એટલો જ હતો કે 'સુરેન્દ્રનાથ બેનરજીના ગળામાં આવઆવડા મોટા ફૂલના હાર હતા!' એથી વધારે એમને કૉંગ્રેસમાં કશું જ જોવાલાયક જડયું નહીં!

મહારાષ્ટ્રમાં લોકમાન્ય ઉપર ગામડિયા લોકોએ રચેલાં જે લોકગીતો પ્રચલિત છે તેમાંના એકમાં તેમની અગાધ પ્રતિભા સિદ્ધ કરી બતાવવા એવો પ્રસંગ કલ્પ્યો છે કે 'વિલાયતથી અહીંની સરકાર ઉપર એક કાગળ આવ્યો. તે અહીંના મોટા મોટા ગોરાઓ પણ વાંચી શકયા નહીં. આખરે તે કાગળ લોકમાન્ય પાસે લાવ્યા. એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર તેમણે તે કડકડાટ વાંચી બતાવ્યો! એટલું જ નહીં પણ તેનો જવાબ પણ લખી આપ્યો!' બિચારા ગામડિયા લોકો બુદ્ધિશક્તિની સીમા તો અંગ્રેજી કાગળોના અક્ષરો ઉકેલવામાં જ છે એમ માને છે. છતાં આ ક્ષુદ્ર કાવ્યમાં પણ કેટલી શ્રદ્ધા અને શક્તિ રહેલી છે!

લોકોના હૃદયમાં એક જાતનો રાજકીય અસન્તોષ છે. હિન્દુસ્તાનના ભૂતકાળનું જેને જેને સ્મરણ છે તે દરેકના મનમાં અન્તઃકરણના ઊંડાણમાં વિચારશક્તિથી પણ છૂપી રીતે એય અસ્પષ્ટ પણ પ્રબળ રાજકીય આકાંક્ષા ધૂંધવે છે તે આકાંક્ષાની સાથે લોકમાન્યની પૂરેપૂરી સહાનુભૂતિ હતી, એટલું જ નહીં પણ એ આકાંક્ષા સાથે તેઓ તન્મય થયા હતા. પ્રજા અન્તઃસ્ફૂર્તિથી આ જાણતી, તેથી જ આખું હિન્દુસ્તાન તેમના પર આટલું આફરીન હતું.

મુંબઈના વિનીત લોકો હોય અથવા બંગાળાના અરાજક હોય, સત્યમૂર્તિ જેવા રાષ્ટ્રીય હોય અથવા લૉર્ડ સિંહ જેવા મુત્સદ્દી હોય—બધાના મનમાં હિન્દુ-

સ્તાનનું જે રાજકીય ધ્યેય હોય છે તે દેશી નથી. અંગ્રેજી શિક્ષણને લીધે અને માનસિક વૃત્તિના ભેદોને લીધે એ જુદાં જુદાં ધ્યેયો ઉત્પન્ન થયાં છે. વક્તા પોતાની શક્તિથી છટાદાર વર્ણન કરે એટલે ગમે તે ધ્યેય લોકોને સુન્દર લાગે છે, પણ તેનો સ્વીકાર ક્ષણિક હોય છે. રાષ્ટ્રના હૃદયમાં ચિરકાળ રમી રહેલું ધ્યેય લોકમાન્ય જાણતા હતા. તે જ ધ્યેય તેમણે પોતાનું કરેલું હતું; અને તેથી જ તેઓ લોકમાન્ય થયા. ગાંધીજીનું રાજકીય ધ્યેય સ્વદેશી છે ખરું, પણ હિન્દી સંસ્કૃતિના સર્વોચ્ચ આદર્શોને અનુસરીને તેઓએ પોતાનું રાજકીય ધ્યેય ઘડ્યું છે. લોકોને તે પોતાનું અને છતાંયે દૂર દૂર હોય એવું લાગે છે. (વ્યવહારમાં તો ગાંધીજી પણ લોકોને આજે ગળે ઊતરે એવું પાર્લમેન્ટરી સ્વરાજ્યનું ધ્યેય સન્મુખ રાખી કામ કરે છે. માત્ર સાથે પોતાને લાગતું શ્રેષ્ઠ ધ્યેય પણ લોકો આગળ સતત જાગતું રાખે છે.) લોકમાન્યે એક વાર પોતે ખાનગી વાતચીતમાં ગાંધીજીના આ આદર્શનું બહુ મજાનું વર્ણન કર્યું હતું. દરિયામાં ફરતું વહાણ ધ્રુવના તારા પર લક્ષ રાખી ચાલે છે, પણ તે કાંઈ ધ્રુવતારા પર નથી જતું. કરાંચી, મુંબઈ કે દાભોળ, એવું કોઈ ને કોઈ દુન્યવી બંદર જ તેનું ધ્યેય હોય છે. તે જ પ્રમાણે વ્યવહારની ઉપેક્ષા કરી કેવળ ધર્મનો જ વિચાર રાખીને નક્કી કરેલું ધ્યેય અધૂરું હોય છે. ધ્રુવતારા તરફ ધ્યાન તો રાખો જ, તેના વગર ચાલશે નહીં; પણ જહાજને ધ્રુવ ઉપર તમે લઈ જઈ શકવાના નથી.

આવી રીતે સામાન્ય લોકોને સમજણ પડી શકે, તેમને ગળે ઊતરી શકે, તેમની અલ્પ પણ સંઘટિત શક્તિથી પ્રાપ્ત થઈ શકે, એવું જ લોકમાન્યનું ધ્યેય છે એમ લોકો જાણતા. રાજદ્વારી ધમાચકડીઓની નિત્ય બદલાતી હવામાં લોકમાન્ય એ ધ્યેયને કયા શબ્દોમાં મૂકતા તે સામું પ્રજા બિલકુલ જોતી નહીં. મનોમન સાક્ષી હતાં એટલું જ લોકોને માટે બસ હતું. આમાં જ લોકમાન્યનું લોકમાન્યત્વ હતું. તેઓ પણ જનતાને ઈશ્વરરૂપ માનતા ને પૂજતા. અજ્ઞ લોકો જ્યાં દોરે ત્યાં તેઓ દોરાઈ જતા નહીં. પોતાના નિશ્ચિત અર્થથી તેઓ કદાપિ ખસ્યા નથી. વિરાટ જનતા ઉપર તેમની સંપૂર્ણ શ્રદ્ધા હતી. વિરાટ જનતાના હૃદયની લાગણી સાચી હોય છે, જનતાનો સહજસ્ફૂર્તિ(instinct)થી ઊઠેલો ખ્યાલ હમેશાં સાચો હોય છે, એમ તેઓ માનતા. જરા ઊંડો વિચાર કરી જોઈશું તો આ માન્યતા કેટલી ધાર્મિક છે એ આપણા ધ્યાનમાં આવશે. જેની ઈશ્વર ઉપર શ્રદ્ધા છે, જેની માંગલ્ય ઉપર શ્રદ્ધા છે તે કોઈ દિવસ નહીં કહે કે વિરાટ જનતાની સ્થાયી લાગણી ભૂલભરેલી હોઈ શકે છે. લોકોની લાગણી – સ્થાયી લાગણી – એ જ ઈતિહાસવિધાતાનો સન્દેશ છે. એ સન્દેશો જેઓ ઓળખી શકે છે, જીવનમાં સ્વીકારી શકે છે અને તેની સિદ્ધિ પાછળ દૈવી શ્રદ્ધાથી પ્રેરિત થઈને જીવનપર્યન્ત અનન્ય કર્મયોગને વરેલા રહે છે, તેઓ જ ઈશ્વરનિર્મિત અથવા પ્રકૃતિસિદ્ધ આગેવાન છે.

# ૨૧. લોકમાન્યને અંજલિ

ઉન્નતિનો સાચો માર્ગ શરૂઆતમાં બહુ કષ્ટપ્રદ અને નિરાશાજનક હોય છે, પરંતુ પરિણામમાં સીધો, ટૂંકો અને મીઠો માલમ પડે છે. પાછલી સદીના મધ્યકાળમાં જ્યારે ભારતના દેશહિતૈષીઓ વિચારવા લાગ્યા કે ભારતની ચઢતી અને કલ્યાણ કેવી રીતે થાય, ત્યારે ઘણા લોકોએ અંગ્રેજી વિદ્યાના મોહમાં ફસાઈ જઈને નિશ્ચય કર્યો કે ભારતનો ઉદ્ધાર અંગ્રેજોથી જ થઈ શકે છે; અને તેઓની કાર્ય કરવાની રીત અખત્યાર કરવાથી લોકો એ વાતને ભૂલી ગયા કે રાષ્ટ્ર પોતાનો ઉદ્ધાર પોતે કરી શકે છે. તેટલા માટે મહાસભાની શરૂઆતમાં આપણા નેતાઓ આપણા દેશવાસીઓને દેશની સ્થિતિથી માહિતગાર કરવાને બદલે સરકારી ઑફિસર, પાર્લમેન્ટના મેમ્બર અને વિલાયતની જનતાને ભારતની દશાથી પરિચિત કરવા પ્રયત્ન કરવા લાગ્યા. બેશક, આ કામ તો રાજભાષામાં જ કરતા હતા. દેશની મહાસભા અંગ્રેજીમાં બોલવા લાગી, અંગ્રેજીમાં વિચાર કરવા લાગી, અને અંગ્રેજોની જ તરફ જોવા લાગી. અંગ્રેજી ભાષા દ્વારા દેશસેવા કરવાવાળાઓની પ્રતિષ્ઠા વધવા લાગી અને તેઓ જ અખિલ ભારતવર્ષના નેતાઓ ગણાયા.

પરંતુ ભારતના સૌભાગ્યથી થોડાઘણા લોકો પહેલેથી જ જાણતા હતા કે દેશનો ઉદ્ધાર જનતા મારફત જ થઈ શકે છે. જનતાને જાગ્રત કરવી, જનતાનું સ્વાભિમાન, આત્મવિશ્વાસ અને પુરુષાર્થ વધારવો એ જ સાચી દેશસેવા છે. આવા લોકો દેશી ભાષામાં પોતાનું કામ કરવા લાગ્યા. આખા ભારતવર્ષમાં એક ભાષા ન હોવાથી તેમનું કામ એક એક પ્રાંત સુધી જ ફેલાઈ શક્યું. તેઓ પ્રાંતના જ આગેવાન ગણાયા. તેમની પ્રતિષ્ઠા આખા ભારતવર્ષના અંગ્રેજી ભાષા બોલવાવાળા નેતાઓના કરતાં કંઈક થોડી હતી.

ભારતવર્ષની રાજનીતિની શરૂઆતમાં આ એક મુખ્ય ભેદ હતો. બીજો ભેદ અંગ્રેજી રાજ્યપદ્ધતિના ઉદ્દેશ્યનો અને હેતુના સંબંધનો. અંગ્રેજ લોકો પહેલેથી જ કહેતા આવ્યા છે કે અમે લોકો ભારતના કલ્યાણ માટે જ પ્રયત્ન કરી રહ્યા છીએ. એ વાત સાચી છે કે ભારતના લોકોએ અંદર અંદર ઝઘડા મચાવીને કેટલીય વાર અંગ્રેજોની મદદ માગી હતી, અને ક્ષુદ્ર રાજાઓના ઝઘડાઓથી કંટાળી ગયેલી પ્રજા કોઈ કોઈ વખત અંગ્રેજોનું રાજ્ય ઇચ્છતી હતી. આવી દશામાં અમે ભારતના કલ્યાણ માટે જ આવ્યા છીએ એવા અંગ્રેજોના દાવા પર કેટલાય લોકો નાના બાળકની માફક વિશ્વાસ રાખતા હતા. કેટલાક લોકો એવા હતા કે જે જાણતા હતા કે આ બધું 'દંભ' છે, અંગ્રેજોનું આ દેશમાં આવવાનું કારણ માત્ર સ્વાર્થ જ છે. જે લોકો અંગ્રેજોના રાજ્યના ઉચ્ચ ઉદ્દેશો પર વિશ્વાસ કરતા હતા,

તેઓ તે દિવસોમાં શિષ્ટ ગણાતા હતા અને તેમના મનમાં અવિશ્વાસ હતો. તેઓ ઉદ્ધત અગર ગરમ સાબિત થતા હતા.

લોકમાન્ય ટિળક ઉપર બતાવેલા બન્ને ભેદોમાંથી બીજા પક્ષમાં હતા. તે જનતામાં માનતા હતા અને નોકરશાહીને ઓળખતા હતા. દેશી ભાષામાં અને પોતાના જ પ્રાંતમાં તેમણે કામ શરૂ કર્યું અને પહેલેથી જ નોકરશાહીનો વિરોધ શરૂ કર્યો. પરિણામ એ આવ્યું કે શરૂઆતમાં મહારાષ્ટ્ર સિવાયનું ભારતવર્ષ તેમને બહુ જ થોડું ઓળખતું હતું. અને જે થોડોઘણો પરિચય તેમનો થયો હતો તેનાથી લોકોમાં તેમના વિરુદ્ધ ગેરસમજ ફેલાઈ હતી. લોકમાન્ય ટિળક આ બધું જાણતા હતા. પરંતુ તેમનો સ્વભાવ વીરોચિત અને ધીરોદાત્ત હતો. તેથી આ બધું તે સહન કરતા હતા. તેમને વિશ્વાસ હતો કે તેમનો રસ્તો જ સાચો હતો, અને દેશને છેવટે તે જ રસ્તા પર આવવું પડશે. અને સાચેસાચ થયું પણ તેવું જ. જેને લોકો ૧૯૦૭માં મહાસભાના વિનાશક માનતા હતા તેના જ નામથી ૧૯૨૧માં વિરાટ મહાસભાએ પોતાનો સ્વરાજફાળો કાયમ કર્યો. મહાસભાનું કામ અંગ્રેજ અધિકારીઓને વંચાવવાનું નથી, પરંતુ જનતાને દેશની સ્થિતિથી માહિતગાર કરીને પોતાના હક અને કર્તવ્યનું ભાન કરાવવાનું છે. તેમની આ વાત પણ આજે મહાસભાએ સ્વીકારી છે.

કમળનું મૂળ જેવી રીતે પાણીની નીચે જમીન પર રહે છે તેવી રીતે રાષ્ટ્રનો પ્રાણ તેના ભૂતકાળના ઈતિહાસમાં રહે છે. ઈતિહાસમાંથી પોષક દ્રવ્ય ચૂસી લઈને વર્તમાન નવજીવનથી સિંચાઈને રાષ્ટ્ર-કમળ પોતાના આદર્શ-રૂપી સૂર્યની ઉપાસના કરે છે. આ સિદ્ધાંતને સમજીને લોકમાન્યે મહારાષ્ટ્રમાં શિવાજી ઉત્સવ ચાલુ કર્યો. તે શિવાજીની ધર્મનિષ્ઠા અને અન્યાય પ્રત્યે વિરોધ અને અસહિષ્ણુતા આ દેશમાં દાખલ કરવા ઇચ્છતા હતા. પરંતુ ટૂંકી નજરવાળા લોકો અંદર અંદર અશ્રદ્ધા ઊભી કરીને તેનો વિરોધ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આથી ધર્માન્ધતા પેદા થશે, હિંદુ-મુસલમાનો વચ્ચે ઝઘડા થશે. બસ, શંકા પ્રગટ થઈ અને એકદમ ફેલાવા લાગી. મુસલમાન લોકો પણ માનવા લાગ્યા કે લોક-માન્ય ટિળક આખરે તો પૂનાના બ્રાહ્મણ રહ્યા ને. હિંદુઓના પક્ષપાતી છે, મુસલમાનોનો દ્વેષ કરે છે. ગેરસમજ સહન કરવાનું લોકમાન્યના ભાગ્યમાં પહેલેથી જ લખ્યું હતું. તેમણે મનમાં એટલો જ વિચાર કર્યો કે મારા હૃદયમાં એક અને અખંડ ભારતવર્ષના કલ્યાણની ઇચ્છા છે. મારા શબ્દોથી નહીં, પણ મારા કામથી જ ગેરસમજ દૂર થશે. અને સાચેસાચ થયું પણ તેમ જ. લખનૌની મહાસભા વખતે જ્યારે હિંદુ-મુસલમાનનો વિરોધ મટી ગયો ત્યારે લોકમાન્યે જ મુસલમાનોની ઇચ્છા અનુસાર હકો આપવાનો ઠરાવ રજૂ કર્યો. તેમણે એમ પણ કહ્યું કે મુસલમાનો આનાથી વધુ હકો માગે તોપણ હું તેમને આપવા તૈયાર છું. મુસલમાનો અમારા શત્રુ નથી. જે લોકમાન્યને મુસલમાન લોકો પોતાના

વિરોધી સમજતા હતા તેમની જ સ્મશાનયાત્રામાં મુસલમાન આગેવાન મૌ. શૌકત-અલીએ પોતાની કાંધ આપી હતી અને પૂનાના હજારો બ્રાહ્મણોમાંથી એકેયે પણ તેનો વિરોધ ન કર્યો. ખિલાફતની ચળવળમાં લોકમાન્ય પૂરેપૂરા અલીભાઈઓની સાથમાં હતા, તોપણ તે કહેતા હતા કે ખિલાફતના પ્રશ્ન પર જે હિંદુ-મુસલમાન એકતા સધાઈ છે તે ગાંધીજી મારફતે જ દૃઢ થવી જોઈએ. તેમાં તેમનું જ અગ્રસ્થાન હોવું જોઈએ.

લોકમાન્યે આખી જિંદગીભર લડતાં લડતાં ભારતવર્ષમાં અપૂર્વ જાગૃતિ જોઈને પોતાનો દેહ છોડયો. દેહની સાથે તેમના બધા ઝઘડાઓ પણ છૂટી ગયા. હવે તે ભારતવાસીઓના હૃદયમાં પ્રવેશીને પોતાના ચૈતન્ય દ્વારા સ્વરાજની પ્રેરણા કરવાનું પવિત્ર કામ કરી રહ્યા છે. લોકમાન્યની સ્વદેશ પર અપૂર્વ શ્રદ્ધા હતી. નજીવા શ્રાદ્ધથી તેમને અંજલિ નથી આપી શકાતી. જ્યારે હિંદવાસીઓ તેમની સાથે એકચિત્ત થઈને સ્વરાજ્ય પ્રાપ્ત કરશે ત્યારે જ લોકમાન્યને સાચી અંજલિ આપી શકાશે. જેમ ગંગાના પાણીથી જ સૂર્યવંશને અંજલિ આપી શકાઈ તેવી જ રીતે આપણા ભગીરથ પ્રયત્નથી પ્રાપ્ત થયેલા સ્વરાજ-જલ દ્વારા જ લોક-માન્યને આપણે અંજલિ આપવી જોઈએ. આ જ આપણું રાષ્ટ્રીય કર્તવ્ય અને તેમાં જ આપણા રાષ્ટ્રનો ઉદ્ધાર છે.

## ૨૨. ચારિત્ર્યનું અનુવર્તન

ઑગસ્ટની પહેલી તારીખ રાષ્ટ્રીય શ્રાદ્ધનો દિવસ છે. તે દિવસે શ્રદ્ધાવાન વ્યક્તિના ચારિત્ર્યના અનુવર્તનના સંકલ્પને પુનર્જીવિત કરવાનો છે. શ્રાદ્ધ દ્વારા આપણે કેવળ દિવંગત વ્યક્તિઓનું સ્મરણ જ તાજું કરવા નથી માગતા પરંતુ એ વ્યક્તિઓને આપણે સદાને માટે જીવંત રાખવા માગીએ છીએ. લોકમાન્ય ટિળક આજે જીવતા હોત તો તેઓ ૧૯૨૦માં હતા તેવા ન હોત. આજે જે જીવતી વ્યક્તિઓ છે તે આજ સુધીમાં કયાંની કયાં પહોંચી ગઈ છે? રાજાજી, જવાહરલાલજી કે વલ્લભભાઈ સામે જુઓ! આ ગાળામાં એમનો ચારિત્ર્યક્રમ કેટલો બદલાઈ ગયો છે? એ સ્થિતિમાં શું લોકમાન્ય ટિળક જેવા પ્રતિભાશાળી અને તેજસ્વી દેશભક્ત જેવા હતા તેવા ને તેવા જ રહેત? જે ત્રણ વ્યક્તિઓનું આપણે ઉદાહરણ ઉપર લીધું તેમના જીવનમાં જે પરિવર્તનો થયાં એની ૧૯૨૦માં કોઈને કલ્પના પણ આવી શકતી હતી? એમને પોતાને પણ ખબર હતી કે એમનામાં આટલું પરિવર્તન થશે? તો પછી આજે આપણે એમ કેવી રીતે કહી શકીએ કે લોકમાન્ય ટિળકે આજની પરિસ્થિતિમાં ફલાણું કર્યું હોત અને ઢીકણું ન કર્યું હોત?

જ્યારે દેશમાં પક્ષાપક્ષી થાય, વાંડાઓ બંધાય ત્યારે સર્વમાન્ય દિવંગત વ્યક્તિઓનો આશરો લઈ સહુ કોઈ પોતાના પક્ષને પુષ્ટ કરવાનો પ્રયત્ન કરે એ સૌથી સહેલો માર્ગ છે. આથી પ્રચલિત પરિસ્થિતિને કશો લાભ થતો નથી જ. પરંતુ દિવંગત વ્યક્તિઓ પ્રત્યે ભારે અન્યાય થાય છે અને તે પણ તેઓ પોતાની જાતને બચાવી ન શકે એવી સ્થિતિમાં. કોઈ ખાસ પરિસ્થિતિમાં લોકમાન્ય ટિળક શું કરત એ જો કોઈ પણ વ્યક્તિ કહી શકે તો તો લોકમાન્યનું 'ટિળકત્વ' જ કાંઈ ન રહ્યું એમ કહેવું પડશે. શાળાઓ તથા કૉલેજોના વિદ્યાર્થીઓ આવા પ્રશ્નો કરે અને તેના જવાબો આપવા બેસે તો એમનાં બુદ્ધિકૌશલને અજમાવવાનું એ એક સરસ સાધન છે.

લોકમાન્યનું આપણે જે શ્રાદ્ધ કરીએ છીએ તે તો તેમના તરફથી મળેલી પ્રેરણાને સજીવ કરવા માટે જ. એમણે દેશ સમક્ષ જે અવિરત સેવાના, સ્વરાજ્યના અખંડ ધ્યાનના, ત્યાગ અને બલિદાનના આદર્શો રાખ્યા તેનાથી જ તો આજે દેશ આટલો ઊંચો ચઢી શક્યો છે. લોકમાન્ય જેવા દેશભક્તોએ હળ ચલાવીને રાષ્ટ્રસેવાનું ક્ષેત્ર તૈયાર ન કર્યું હોત તો ગાંધીજી જેવા તેમના ઉત્તરાધિકારીઓને આજે જેટલી સફળતા મળી છે તેટલી ન જ મળી હોત. ગાંધીજીએ પોતે સાચું કહ્યું છે કે લોકમાન્યે સ્વરાજ્યગીતાનો પૂર્વાર્ધ લખ્યો કે 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે.' જ્યારે ગાંધીજીએ એ જ ગીતાનો ઉત્તરાર્ધ પૂરો કર્યો અને કહ્યું, 'વ્યાપક સ્વદેશી દ્વારા હું એ સ્વરાજ્યને સિદ્ધ કરીશ.'

લોકમાન્ય પોતાના યુગના સર્વશ્રેષ્ઠ રાજનીતિજ્ઞ હતા. કારણ કે એમની બુદ્ધિમાં અસાધારણ વીરતા હતી. 'દેશના કરોડો લોકોમાં એવી જ વીરતા પડી છે અને એને હું જાગ્રત કરી શકું છું.' એ એમનો વિશ્વાસ હતો. આવો વિશ્વાસ જેમનામાં હોય તે જ પોતાની જાતને લોકમાન્યના અનુયાયી કહેવડાવી શકે છે. પોતાની વીરતામાં અને પોતાના દેશભાઈઓની ત્યાગશક્તિમાં વિશ્વાસ એ જ લોકમાન્યનું લોકમાન્યત્વ હતું.

ધનદોલતનો લોકમાન્યે કેટલો ત્યાગ કર્યો તેની તો આપણને કશી માહિતી નથી, અને તે મેળવવા ઇચ્છા ધરાવતા પણ નથી. તેઓ સરકારી નોકરી કરત તો કેટલું કમાત, હાઈકોર્ટ ન્યાયાધીશ બનત તો કેટલી પ્રતિષ્ઠા પામત, આનો જ્યારે કોઈ હિસાબ કરવા બેસે છે ત્યારે આપણને ખૂબ ચીડ ચડે છે. લોકમાન્ય મનુષ્ય હતા, મનુષ્યસહજ આકાંક્ષાઓ એમનામાં પણ હતી. એમના જીવનકાર્યનો પ્રારંભ તદ્દન સામાન્ય હતો. આ બધું ખરું છે. છતાં તે પહેલેથી તે છેલ્લે સુધી આગળ વધતા જ રહ્યા, ક્યાંય રોકાયા નહીં. બે બાબતો વચ્ચે જ્યારે જ્યારે પસંદગી કરવાનો પ્રશ્ન આવ્યો ત્યારે ત્યારે એમણે તુચ્છ વસ્તુનો ત્યાગ કરી ઉચ્ચ વસ્તુને જ ગ્રહણ કરી હતી. પોતાના ત્રેસઠ વર્ષના જીવનકાળ દરમિયાન એમણે પોતાને હાથે એક પણ એવું કાર્ય ન થવા દીધું કે જેથી એમને કે દેશને શરમાવું પડે. એમની દેશભક્તિ

અને વીરતાએ રાષ્ટ્રજીવનમાં કદી પણ પોતાનું સ્થાન ઊતરવા દીધું નથી.

લોકમાન્યના જીવનની બે બાબતો આપણને ખાસ આકર્ષે છે. અસાધારણ વિદ્વત્તા હોવા છતાં એમણે કદી દેશભક્તિના માર્ગમાં એને આડે નથી આવવા દીધી. જ્યારે એમને કોઈએ કહ્યું કે 'તમારી વિદ્વત્તા ત્રિખંડપંડિત થવા લાયક છે. તમે સંશોધન અને અનુશીલનનાં કાર્યો છોડીને રાજકારણની આ ગંદકીમાં શું કામ પડો છો?' ત્યારે એમણે જવાબ આપ્યો કે 'વિદ્વત્તાના ક્ષેત્રમાં મારી માતૃભૂમિ કદી વાંઝણી રહી નથી, ભવિષ્યમાં એવું વાંઝિયાપણું એને આવવાનું નથી; સ્વરાજ્ય વિના એનું સૌભાગ્યતિલક નષ્ટ પામ્યું છે. જો હું એ ફરીથી પ્રાપ્ત કરાવી દઉં તો સારી દુનિયાને ચકિત કરી નાખે તેવા સેંકડો સંશોધકોને એ જન્મ દેશે.' એમાં જ લોકમાન્યનું ટિળકત્વ હતું.

બીજી વાત એ હતી કે જનતાને સ્વદેશી ભાષા દ્વારા રાજનૈતિક શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવાને કારણે એમને શરૂઆતથી જ અંગ્રેજી ભણેલા દેશનેતાઓ સમક્ષ ઘણા દિવસો સુધી અપ્રતિષ્ઠિત રહેવું પડ્યું. પરંતુ એમણે પોતાનો માર્ગ કદી છોડ્યો નહીં. દેશી ભાષામાં સ્વદેશની શક્તિ છે એ તેઓ બરાબર જાણતા હતા. દેશના કરોડો અભણ ભાઈઓની જાગૃતિમાં સ્વરાજ્યની કૂંચી છે એ પણ તેઓ જાણતા હતા. આથી એમણે પ્રથમથી જ એ કાર્ય કર્યું અને અંગ્રેજીમાં લખનાર, બોલનાર અને સ્વપ્નાં સેવનાર લોકો સાથે એ હમેશાં લડતા જ રહ્યા. લોકમાન્ય કાંઈ અજાતશત્રુ ધર્મરાજ ન હતા. એમનામાં સારા પ્રમાણમાં કડવાશ હતી, મોટા ઝઘડાખોર હતા. પરંતુ એમનામાં વ્યક્તિગત દ્વેષભાવ જરા પણ ન હતો. સ્વરાજ્યપ્રેમી વ્યક્તિ સાથે એમનો ગમે તેટલો ઝઘડો થયો હોય તોપણ એને ઊંહકાર દેવામાં એ જરા પણ આંચકો ન ખાતા. પોતાના ઝઘડાથી એમણે કદી દેશને નબળો નથી પાડ્યો.

લખનૌ કૉંગ્રેસ વખતે અને ખિલાફત-આંદોલનના દિવસોમાં એમણે મુસલમાનોને બતાવી દીધું કે તેઓ એમના શત્રુ ન હતા. શત્રુતામાં પણ તેઓ આજન્મ એકનિષ્ઠ રહ્યા. એમનો એક જ શત્રુ રહ્યો અને તે બ્રિટિશ સામ્રાજ્યની નોકરશાહી. જો લોકમાન્યની એકનિષ્ઠા આપણે દેશમાં પ્રસ્થાપિત કરી શકીએ તો આજની પરિસ્થિતિમાં સ્વરાજ્યના પ્રશ્નનો ઉકેલ લાવવામાં આપણને એક વર્ષ પણ નહીં લાગે.

ઑગસ્ટ, ૧૯૩૮

# ૨૩. સ્વરાજ્ય-ઋષિ લોકમાન્ય

સ્વામી વિવેકાનંદે આપણા દેશમાં ભારે મોટી ધાર્મિક જાગૃતિ પેદા કરી. આ દુનિયા એ કેવળ માયાનો પસારો છે, માયાની પાથરેલી જાળ છે, તેમાંથી જેમ તેમ કરીને છૂટવું જોઈએ અને મોક્ષનો રસ્તો પકડવો જોઈએ, એટલો જ જેનો અર્થ કરવામાં આવતો હતો તે વેદાન્તને જોરે ઇહલોકનું જીવન તેજસ્વી, જોમવાળું, સેવાસમર્થ અને શાંતિદાયક કેવી રીતે બનાવવું એ આપણને તેમણે બતાવ્યું, અને વેદાન્ત એ જ હિંદુસ્તાનનો અને દુનિયાનો શુદ્ધ ધર્મ થઈ શકે તેવો છે એની જગતને ખાતરી કરી આપી. સ્વામી વિવેકાનંદનું આ કાર્ય કદી પણ વાસી થાય તેવું નથી. દિવસે દિવસે તે વધતું જ જવાનું છે. વેદાન્તને વિશે લોકોમાં કેટલોક વખત અનાસ્થા પેદા થશે, કેટલાક દિવસ તેમની દિશાભૂલ થશે, છતાં એક વખત વેદાન્તધર્મનું યથાર્થ આકલન થશે એટલે માણસ અને સમાજ ફરી ફરી એ ધર્મ તરફ જ દોડી જવાના. દરેક યુગાન્તરને પ્રસંગે તેમ જ દરેક ઉત્થાપનને વખતે વેદાન્તનું નવેસર પુનરાવર્તન થવાનું જ.

આ વેદાન્તધર્મની આજના જમાનાને અનુરૂપ થાય એવી રજૂઆત કરવાનું કામ વિવેકાનંદે કર્યું તેથી સ્વામી વિવેકાનંદ આ જમાનાના યુગપુરુષ ગણાય છે.

કેટલાક લોકો આવી જ કોઈ યુગપ્રવર્તનકારી સાર્વભૌમ કલ્પનાથી તરબોળ હોય છે, છતાં તેમને મન પોતાની પેઢીના રોજિંદા સવાલોનું એટલું બધું મહત્ત્વ હોય છે કે પોતાની બધી કાર્યપ્રણાલીનું મંડાણ તેમને તદ્દન વહેવારુપણાના પાયા પર જ કરવાની ફરજ પડે છે, અને યુગકાર્યને પણ તે તે ઘડીનું અથવા બહુ તો તે તે દિવસનું કાર્ય બનાવવું પડે છે. વિવેકાનંદને જો આપણે યુગપુરુષ (man of the age) કહીએ તો લોકમાન્ય ટિળકને પ્રસંગ-પુરુષ (man of the hour) કહેવા પડે. સામે જે પરિસ્થિતિ આવી પડે તેનો સામનો શી રીતે કરવો, આવી પડેલો પ્રસંગ શી રીતે પસાર કરવો, અને જ્યાં ઊભા હોઈએ ત્યાંથી એક ડગલું આગળ શી રીતે ખસવું, એટલો જ વિચાર કરવાનું તેમને ભાગે આવ્યું હતું. અને તેથી જ ગીતા જેવા ઇહ પર જીવનના રહસ્યનું ઉદ્‌ઘાટન કરનારા ત્રૈકાલિક ગ્રન્થ પર ભાષ્ય લખતી વખતે પણ તેમને તેમાંથી આજની ઘડીનો ધર્મ જ કાઢીને લોકો આગળ રજૂ કરવો પડ્યો.

અકર્મણ્ય જડસુ સમાજને કર્મપ્રવણ કરવાનું અત્યંત આવશ્યક હોવાથી તેમણે ગીતામાં કહેલાં યોગ, જ્ઞાન, ભક્તિ ઇત્યાદિ મહાન તત્ત્વોને કંઈક ગૌણ સ્થાન આપીને કર્મયોગને તેમણે પ્રાધાન્ય આપ્યું, એટલું જ નહીં પણ સત્ય, અહિંસા વગેરે જેવા સાર્વભૌમ ધર્મોને પણ થોડુંક મચડવાની આવશ્યકતા શી રીતે ઊભી

થાય છે એ કહેવું તેમને જરૂરનું જણાયું. ભોળા અને બાધા સમાજને સર્વોચ્ચ જીવનનો બોધ આપતાં પહેલાં પ્રથમ વ્યવહારજ્ઞાન અને કુનેહની શિખામણ આપવી પડે છે, કારણ કે જેમને ભેજું જ નથી એવાઓને કેવળ પંડિતાઈ આપીએ તો તેઓ પઠનમૂર્ખ વેદિયા જ થવાના અને તેમને જીવનધર્મ સમજાવીએ તોપણ એ બાવાઓને તેમાંનો મરણધર્મ જ રટવાનો. એટલા માટે પ્રથમ તેમને નફા-તોટાનો વિચાર કરતાં શીખવવું. વહેવાર શું કહે છે તે સમજવાની દૃષ્ટિ આપવી અને પછી જ સર્વશ્રેષ્ઠ જ્ઞાનના તેજ સમાજને પાવા જોઈએ. લોકમાન્યને આ પદ્ધતિ સ્વીકારવી પડી. પરદેશી સરકાર પરોપકાર કરવા ખાતર અહીં રાજ્ય કરવા આવી નથી, તે ગમે તેટલું મધુરું બોલે તોપણ તેનો હેતુ સ્વાર્થનો જ હોવાનો; તેની રાજ્યની શી ચાલબાજી છે તે ચેતતા રહીને જોવી જોઈએ એમ તેમણે શરૂઆતથી જ જનતાને શીખવવા દીધું.

ધર્મની અને સમાજસુધારાની બાબતમાં પણ તેમણે લોકોને યોગ્ય સમય ને સ્થાન ઓળખતાં શીખવ્યું. સમાજસુધારાનું કાર્ય અખંડ ચાલનારું હોય છે. પણ જ્યારે પરદેશી સત્તા રાષ્ટ્રની પાયમાલી કરવા સજ્જ થઈને બેઠી હોય તે વખતે તો ઓછામાં ઓછું સંસારસુધારાને નામે અંદર અંદર ફૂટ ન પડે તે જોવું જોઈએ. મૂંગા લોકોના માનસમાં જે દીનતાભાવ ઘર કરી બેઠો છે તેને પોષણ મળે એવું કશું ન કરવું જોઈએ; પરદેશી સત્તાનો સામનો કરવા કેડ કસીને સજ્જ થવા માટે બધી જમાતોને એકત્ર આણવી જોઈએ. સંસારસુધારા પછી નિરાંતે થઈ શકશે એવી તેમની કાર્યનીતિ હતી. આગળ જતાં કામ કરતાં કરતાં જ્યારે તેમને જણાઈ આવ્યું કે સામાજિક દૂષણો અને અન્યાયો એ જ આપણી રાજકીય પ્રગતિમાં ડગલે ને પગલે નડતરરૂપ થાય છે, ત્યારે સાચ્ચ તેઓ જાગ્રત થયા અને સંસારસુધારાના કાર્યને પણ તેમણે મદદ કરવાનું શરૂ કર્યું.

પરદેશી સત્તા વિરુદ્ધ લોકોમાં અસંતોષ પેદા કરવો, પરદેશીઓની ચાલબાજી ઓળખવા જેટલું શાણપણ લોકોમાં કેળવવું અને નાનીમોટી હિલચાલો ઉપાડીને જનતામાં આત્મવિશ્વાસ પોષવો એટલું કામ લોકમાન્યે ઉત્તમ રીતે પાર પાડ્યું. અને 'કેસરી', 'મરાઠા' જેવાં વર્તમાનપત્રો ચલાવીને એકનિષ્ઠ વૃત્તવિવેચન કેવું હોવું જોઈએ તેનો પાઠ પણ તેમણે જનતા આગળ રજૂ કર્યો.

રાજકીય ક્ષેત્રમાં જોકે તેઓ નાગરિકતાના હકો મેળવવા પૂરતી જ હિલચાલો ઉપાડતા, તેમ જ પૂર્ણ સ્વરાજ એ જ આપણું અંતિમ ધ્યેય છે એનું ભાન જોકે તેઓ પેદા કરતા હતા, તોપણ ક્રાન્તિ વિના – બંડ કર્યા વિના – અંગ્રેજોની હકૂમત ઉથલાવી દઈ શકાશે નહીં એ માન્યતાને તેઓ અંદરખાનેથી પ્રોત્સાહન આપતા. અલબત્ત એ પ્રોત્સાહન બહુ જ સાવચેતીથી તેઓ આપતા હતા તેથી એ પ્રોત્સાહન [illegible] મર્યાદિત [illegible] હતાં જનતા તેમાં ખૂબ વધારે [illegible]

લોકમાન્ય ટિળકે પોતાનું કાર્ય એટલી ચીવટથી અને સાચા દિલથી કર્યું હતું કે તેમના મૃત્યુ પછી તેમનું કામ આગળ ધપાવવા માટે ખૂબ તેજસ્વી એવા કેટલાક કાર્યકરો પરમેશ્વરની કૃપાથી આગળ આવ્યા. અને લોકમાન્યે કાર્યની જે રૂપરેખા દોરી હતી તેમાં રંગો પૂરીને આ નવા લોકોએ બહુ જ પ્રયત્નપૂર્વક એ ચિત્ર પૂરું કર્યું. અને લોકમાન્ય જોકે પોતાની આંખે સ્વરાજનાં દર્શન ન કરી શકયા તોપણ તેમની પેઢીએ સ્વરાજની પ્રત્યક્ષ સ્થાપના થતી આખરે જોઈ ખરી.

અંગ્રેજો પાસેથી સ્વરાજ મેળવવું હોય તો મુસલમાનોને સારી પેઠે સંતુષ્ટ કર્યા વિના બીજો ઉપાય નથી એ વાત બરાબર ઓળખીને તેમણે પંડિત માલવીયજી જેવા હિંદુત્વનિષ્ઠ આગેવાનોની જોખમની ચેતવણી બાજુએ હેલીને મુસલમાનો સાથે લખનૌ-કરાર કરવાનું પસંદ કર્યું. અને મુસલમાનોને તેમન વસ્તીના પ્રમાણ કરતાં વધારે ટકા બેઠકો વગેરે આપી. અને આજે આપણુ ભાગ્ય ઊઘડયું છે એવો લખનૌ (લક નાઉ) શબ્દ પર શ્લેષ કરીને જાહેર કર્યું.

લોકમાન્યની ‘લક નાઉ’વાળી નીતિની પરિણતિ આજે દેશના બે ભાગલા પડવામાં થઈ છે એમ આજે આપણને દેખાય છે, પણ એટલા પરથી તેમની નીતિ ભૂલભરેલી હતી એમ આપણે કહી શકીએ નહીં. દેશના ભાગલા પાડવાનું અપરિહાર્ય કેમ થયું એ જો આપણે ઓળખી શકીએ અને હિંદની વિચ્છેદપ્રવણ સમાજનીતિને બદલી શકીએ તો હિંદુસ્તાનના બે ભાગલા પડયા હોય કે ત્રણ પડયા હોય તોપણ આપણે તે બધાને ફરી સાંધી શકીશું; એટલું જ નહીં પણ આપણે વિશ્વબંધુત્વના પાયા પર વિશ્વસંગઠન પણ કરી શકીશું.

લોકમાન્ય ટિળકે ઉપાડેલું કાર્ય તેમના વખતમાં ગમે તેટલું મુશ્કેલ હતું તોય તે આજે પૂરું થયું છે. એ તેમનું સદ્‌ભાગ્ય ગણવું જોઈએ. તેમના જીવનમાંથી આપણને ગમે તેટલી પ્રેરણા મળતી હોય તોપણ તેમની કાર્યપદ્ધતિનું અનુકરણ કરવાના દિવસો માત્ર હવે રહ્યા નથી. લોકમાન્યની ધ્યેયનિષ્ઠા, સંકટો સહન કરવાની તેમની હિંમત, કામ કરવાની સાહસિકતા, ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ વિદ્યાની ઉપાસના ચાલુ રાખવાની તેમની બ્રાહ્મણી વૃત્તિ અને કાર્યનો ખ્યાલ રાખીને પ્રસંગ પડતાં નમતું આપવાની તૈયારી વગેરે ગુણો આપણે તેમની પાસેથી શીખવા હમેશાં તત્પર રહીશું. પણ તેમની કાર્યપદ્ધતિ હવે આપણે આગળ ચલાવવાની જરૂર નથી. હવે આપણી સામે વિશાળ પ્રશ્નો ઊભા થયા છે. સામાજિક સુધારાનો આપણો આદર્શ હવે ઘણો વ્યાપક બન્યો છે. આપણું અર્થ-કારણ હવે દુનિયાના અર્થકારણની પડખે જઈને ઊભું છે. યુદ્ધનીતિની બાબતમાં જગતનું અનુકરણ ન કરતાં તેને જ નવો ધર્મ પ્રત્યક્ષ આચરણ દ્વારા શીખવવાનું મિશન આપણને લાધ્યું છે. ૧૮૫૭ની સાલમાં જેમ આપણે આપણાં રાજ-રજવાડાંઓની મદદથી આપણી સ્વતંત્રતાને માટે લડયા તેવી રીતે હવે ૧૯૫૭ સુધી હિંસક યુદ્ધ ન કરતાં અહિંસક પ્રતિકારનું સત્યાગ્રહી યુદ્ધ શી રીતે લડાય

રામકૃષ્ણ પરમહંસના દેહવિલય પછી એમના બધા શિષ્યોને ભેગા કરી એમનું એક સમર્થ ધાર્મિક, આધ્યાત્મિક સંગઠન તેઓ કરી શક્યા એમાં જ એમનું સૌથી મોટું માહાત્મ્ય ગણું છું.

અમેરિકા જતાં પહેલાં આખા ભારતનું ભ્રમણ કરતાં એમને જાતજાતના અનુભવો થયા. સમાજની ઊજળી અને કાળી બંને બાજુ તેઓ જોઈ શક્યા. અને એમાંથી સનાતની સંસ્કૃતિનું પ્રાણતત્ત્વ ઓળખી એનો એમણે ભાષણ દ્વારા, લેખન દ્વારા, પોતાના જીવન દ્વારા અને રામકૃષ્ણ મિશનનાં અસંખ્ય કેન્દ્રો દ્વારા જીવતો પ્રચાર કર્યો.

મિસ માર્ગરેટ નોબલ (ભગિની નિવેદિતા) જેવી આખા યુરોપમાં મશહૂર વિદુષી ઉપર અધ્યાત્મની અસર પાડી. એને હિંદુ ધર્મની દીક્ષા પોતે આપી શક્યા એ દુનિયાના આધ્યાત્મિક ઈતિહાસમાં નાનીસૂની ઘટના નથી.

હું તો માનું છું કે રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને ભગિની નિવેદિતા ત્રણે મળીને એક ધાર્મિક, આધ્યાત્મિક માનવ-સામાજિક વ્યક્તિ થાય છે.

પરમહંસના બધા જ શિષ્યો પ્રભાવશાળી નીવડ્યા. તેઓ રામકૃષ્ણમિશન સ્થાપન કરી સરસ રીતે ચલાવી રહ્યા છે એ પણ આપણા દેશને માટે મગરૂર થવા જેવી બીના છે. મિશનનાં કેન્દ્રો ભારત બહાર વિદેશોમાં વિવેકપૂર્વક કામ કરી રહ્યાં છે એ જોઈ સંતોષ થાય છે.

સ્વામી વિવેકાનંદ અને એમના ગુરુભાઈઓએ જોઈ લીધું કે ધર્મપ્રચારનું કામ શિક્ષણસંસ્થાઓ દ્વારા વધારે અસરકારક થાય છે. તેમાંયે યુવકોનાં અને યુવતીઓનાં છાત્રાલયોમાં જો કામ કરીએ તો એ દ્વારા આખા સમાજમાં નવ-ચૈતન્ય ઉત્પન્ન કરી શકાય છે.

આ બધું કામ ધર્મસુધારને નામે ન કરતાં ધર્મજાગૃતિને નામે તેઓ કરી રહ્યા છે. તેથી બધા જ ધર્મો ઉપર એની સારી અસર થાય છે. ધર્મજાગૃતિનું કામ શરૂ થયું એટલે જરૂરી સુધાર એની મેળે પાછળ પાછળ આવી જાય છે. આ રીતે સમાજમાં એક વાર જાગૃતિ આવી એટલે પછી પરંપરાગત રૂઢ ધર્મમાં જે સડો પેઠો છે [illegible]ી સામે સીધી લડત પણ ચલાવી શકાય.

આવા યુગપુરુષ સ્વામી વિવેકાનંદનું નામ ધારણ કરનાર કૉલેજના દ્વારા એ બધી પ્રેરણા આજના સમાજને મળશે એવી આશા રાખું છું.

આજે તો હિંદુ ધર્મમાં સામ્રાજ્ય છે તે અલગ સમાજ બનાવવા જેટલું છૂપું તોછડાપણું છે એ કાઢી નાખવાની જરૂર છે. એ કામ આજે, પહેલાં જેટલું અઘરું રહ્યું નથી. એ સુધારો કાળબળે અને પરિસ્થિતિને કારણે થતો જ જાય છે. આજે તો ભિન્ન જાતિઓ વચ્ચે આંતરજાતીય વિવાહો રૂઢ કરવાની ખાસ આવશ્યકતા છે.

અને તેથીયે વિશેષ 'ધર્મભેદને કારણે સમાજભેદ માનવાની પ્રથા' હવે તોડયે જ છૂટકો. ગાંધીજીએ આ બાબતમાં સરસ પ્રેરણા આપી છે. અને આપણો સમાજ એ સૂચના ઝીલતો જાય છે, એ પણ એક શુભ ચિહ્ન છે. સ્વામી વિવેકાનંદનું કાર્ય હજી બેત્રણ પેઢીઓ સુધી જોરથી ચલાવવું જોઈએ.

૨

## વિવેકાનંદ પુણ્યતિથિ વિશે

ગયાં સો વરસોમાં જે રીતે ભારતની બધી જ મુખ્ય ભાષાઓના સાહિત્યમાં એક અપૂર્વ ક્રાન્તિ થઈ છે — ગદ્ય અને પદ્ય બન્ને વિભાગોમાં કલ્પનાતીત નવીનતા અને સમૃદ્ધિ આવી છે, તે જ પ્રમાણે હિંદુ ધર્મ વિશે પણ થયું છે. આપણા ધાર્મિક ઇતિહાસનું, નવી ઐતિહાસિક દૃષ્ટિએ સારું એવું સંશોધન થઈ શક્યું છે. અને હવે તો તદ્દન નવી જ નવી દૃષ્ટિએ નવાં નવાં સંશોધન થવા લાગ્યાં છે.

જૂનાનું રહસ્ય સમજી લેવું એ પહેલો પ્રયત્ન હતો. આગળ જતાં જૂનામાંથી કયો ભાગ ટકાવવા જેવો છે, કયો ભાગ કાલગ્રસ્ત તરીકે છોડી દેવો જોઈએ અથવા એને મ્યુઝિયમમાં (પદાર્થ સંગ્રહાલયમાં) પહોંચાડવો જોઈએ અને ભારતનું ઉજ્જવળતમ ભવિષ્ય ઓળખી, ભવિષ્યકાળની ઉત્તમ સેવા કરી શકે એવું સ્વરૂપ હિંદુ ધર્મને કેમ આપવું — એ છે આજનો ચિંતાનો વિષય.

એક કાળે આપણા સનાતન ધર્મે ઘરના અસંખ્ય પંથોનો અને રીતરિવાજોનો સમન્વય કર્યો. હવે એ જ મનોવૃત્તિ અને સમન્વયદૃષ્ટિ કાયમ રાખી 'ભારતમાં આવી સ્વદેશી થયેલા સર્વ ધર્મનું ધર્મકુટુંબ શી રીતે કરવું' આનો પણ વિચાર હવે પછી થવો જોઈએ. અને ભારતના આ નવા મિશન માટે અનુરૂપ એવું નવું સાહિત્ય પણ તૈયાર થવું જોઈએ.

ભવિષ્યસેવાનું આ જવાબદારીભર્યું ચિંતન કરવા માટે ઉત્તમ દિવસ એટલે સ્વામી વિવેકાનંદની પુણ્યતિથિ છે.

મેં લખ્યું જ છે કે સ્વામી વિવેકાનંદ, એમના ગુરુ શ્રીરામકૃષ્ણ પરમહંસ અને એમની પશ્ચિમની શિષ્યા ભગિની નિવેદિતા આ ત્રિમૂર્તિનું એક સંમિલિત અધ્યાત્મ થાય છે. ( स्वभावोऽध्यात्मम् उच्यते તે સિવાય ડૉ. રાધાકૃષ્ણન,

સ્વામી રામતીર્થ વગેરે અનેક લોકોએ ચાલુ યુગમાં હિંદુ ધર્મ સમજાવવાનો જે પ્રયત્ન કર્યો છે તે બધાના પ્રતિનિધિ તરીકે સ્વામી વિવેકાનંદને મનાય અને તેથી જ વિવેકાનંદ પુણ્યતિથિને દિવસે આપણે 'કોને કોને યાદ કરી શકીએ' એની એક યાદી બનાવવી જોઈએ. અને તે દિવસે ઉપરની ત્રિમૂર્તિની સાથે આવા બધા લોકોના જીવનકાર્યની રૂપરેખા આપણે લોકો આગળ મૂકવી જોઈએ.

સ્વામી વિવેકાનંદે વેદાન્તને આધુનિક રૂપ આપ્યું. વેદાન્તવિદ્યા એ જ જગતનો ખરો ધર્મ થઈ શકે છે, બધા જ ધર્મોએ પોતપોતાની એક વેદાંતી આવૃત્તિ ઉત્પન્ન કરવી જ પડવાની. આ વાત ઓળખી, આપણે આ દિવસે આપણા અધ્યયનનો સાર સમાજ આગળ મૂકવાનું નક્કી કરવું.

આનો અર્થ જ એ થાય છે કે 'સ્વામી વિવેકાનંદની પુણ્યતિથિ એટલે આજના યુગના હિંદુ ધર્મનો જન્મદિવસ'. આ આપણે સિદ્ધ કરવું જોઈએ. આ કામ પ્રથમ બંગાળમાં અને મહારાષ્ટ્રમાં શરૂ થશે એવો મારો કયાસ છે. પછી આ પ્રવૃત્તિ સહેજે ભારતવ્યાપી થઈ શકશે.

શ્રીરામકૃષ્ણ પરમહંસ પોતે દેવીઉપાસક હતા. સ્વામી વિવેકાનંદ જેમ એક સમયે બ્રાહ્મો હતા તેમ જ વીરેશ્વરને નામે તેમણે દેવીઉપાસના પણ કરી છે. તેથી મહારાષ્ટ્રમાં અથવા માત્ર બંગાળમાં જ નહીં પણ આખા ભારતમાં દેવી-ઉપાસના કેવી ચાલતી આવી છે અને હવે પછી એને શુદ્ધ અને વ્યાપક સ્વરૂપ કેમ આપવું એ પણ આપણે સૂચવવું જોઈએ.

દેવીઉપાસનામાં 'વામાચારનો અધ્યાય' આપણને અસ્વસ્થ કરે તેવો છે. આની આપણે યથેચ્છ નિંદા પણ કરી છે. પશ્ચિમ તરફના કેટલાક યુરોપીય અને અમેરિકી લોકો સ્ત્રીપુરુષસંબંધમાં સ્વતંત્રતા વધારી એ સંબંધને સાવ અતંત્ર કરવા માગે છે. એમનામાંના કેટલાકનું ધ્યાન આપણા વામાચાર તરફ ગયું છે. એક તરફથી યોગ અને બીજી તરફથી શક્તિઉપાસના – આ બન્નેનો અભ્યાસ અને સ્વીકાર કરીને તેમાંથી એ લોકો શું શું કાઢશે એની કલ્પના આજે કરવી અઘરી છે. પણ તેમની નિંદા અથવા ઉપેક્ષા કરીને ચાલશે નહીં. જૂના રિવાજોનું સમર્થન કરતા બેસવાનું આપણને પોષાય નહીં અને નવી જાતના પ્રયોગો કરતા રહેવું એ તો શુદ્ધ ગાંડપણ થશે. તેથી જૂનાનું સમર્થન અથવા નવાનું અનર્ગળ દાસ્ય આ બન્ને પ્રકાર છોડી દઈ આપણને જવાબદાર, મૌલિક ચિંતન કરીને, વિશ્વકલ્યાણકારી નવી દેવી ઉપાસના નિર્માણ કરવી પડશે. અને એના જ સંદર્ભમાં સ્ત્રીપુરુષસંબંધનો આદર્શ કેવો હોવો જોઈએ એ આપણે બતાવવું જોઈશે.

આ દિશામાં જ્યારે આપણે પ્રયત્નો શરૂ કરીશું ત્યારે ભગિની નિવેદિતાની સમાજ-વિજ્ઞાન દૃષ્ટિ આપણને ઘણી ઉપયોગી થશે.

વિવેકાનંદ પુણ્યતિથિને દિવસે કાર્યક્રમ શો રાખવો એની સૂચના સહેજે કરી

શકાય. પણ નવી હિંદુસંસ્કૃતિનો એ જન્મદિવસ છે એ સ્વીકારીને તે દિવસે કેવા ચિંતનને પ્રોત્સાહન આપવું જોઈએ એ વધારે મહત્ત્વનું હોવાથી થોડુંક દિશાદર્શન અહીં કર્યું છે.

## ૨૫. દેશભક્ત સંત

नमः परम ऋषिभ्यः

'ભારતના દેશભક્ત સંત' (The Patriot Saint of India) આ શબ્દો વડે લોકમાન્ય ટિળકે સ્વામી વિવેકાનંદનું ગૌરવ કર્યું હતું. લોકમાન્યના આ શબ્દો તે વખતે આખા રાષ્ટ્રને પ્રિય થઈ પડ્યા હતા અને અંગ્રેજી જાણનારા ભારતીયોની જીભે રમતા હતા. સ્વામી વિવેકાનંદના હૃદયમાં ભારત વિશે અસીમ પ્રેમ હતો. ભારતની ઉજ્જવળ આધ્યાત્મિક સંસ્કૃતિના તેઓ એક તેજસ્વી પ્રતિનિધિ હતા. એમનું ભારતીય હૃદય માનવવ્યાપી, વિશ્વવ્યાપી હતું. ભારતના પોતાના યુગના તેઓ 'અધ્યાત્મવીર' હતા.

સન ૧૮૯૩માં અમેરિકાના શિકાગો શહેરમાં ભરાયેલી 'વિશ્વધર્મ પરિષદ'માં સ્વામી વિવેકાનંદે 'ખરા વિશ્વધર્મ વેદાન્ત'ની શ્રેષ્ઠતા ગર્જના કરી સંભળાવી, ત્યારે જ દુનિયાએ અને આપણા દેશે, એમને ઓળખ્યા. 'દરેક મનુષ્ય અમૃતનો પુત્ર છે અને માણસે આખરે દેવ બનવાનું છે.' આ એમનો સંદેશો અમેરિકા માટે ત્યારે ખરેખર સાવ નવો હતો. અમેરિકાથી સ્વદેશ પાછા ફરતાં સ્વામીજી રસ્તામાં ફ્રાન્સ, બ્રિટન વગેરે દેશોમાં જઈને આવ્યા. પાછા માતૃભૂમિ પહોંચ્યા પછી કોલંબોથી આલમોડા સુધીની જે યાત્રા એમણે કરી તે તો ખરેખર જાણે દિગ્વિજયની જ યાત્રા હતી.

સન ૧૮૫૭ પછી આપણા રાષ્ટ્રમાં એક જાતનો વૈરાગ્ય ફેલાયો હતો. એ વૈરાગ્ય પાછળ નિરાશા અને 'आत्मनिअनित्यय' હતો. રાષ્ટ્ર પોતાનું આત્મગૌરવ ખોઈ બેઠું હતું. આ માનસિક ગ્લાનિ દૂર કરવા માટે 'આત્મવિશ્વાસ, સ્વાભિમાન, નિર્ભયતા, ત્યાગ, વૈરાગ્ય અને નિઃસ્વાર્થ સેવા'નો આદર્શ સ્વામીજીએ જ સર્વપ્રથમ રાષ્ટ્ર આગળ રાખ્યો. ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસને ચરણે બેસી એમણે અને એમના ગુરુબંધુઓએ જે આધ્યાત્મિક પ્રેરણા મેળવી હતી તેને સંગઠિત રૂપ આપી, સેવા અને પ્રચાર દ્વારા એને જગભર ફેલાવવાનો સંકલ્પ સ્વામીજીએ કર્યો. વેદાન્તમાં દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત વગેરે અનેક સંપ્રદાયો હતા. એ બધા અંદર અંદર ચર્ચા અને શાસ્ત્રાર્થ કરવામાં જ મશગૂલ હતા. સ્વામીજીએ આ સંપ્રદાયોને અને એમના માંહોમાંહેના વાદવિવાદને ગૌણ માન્યા. તેઓ પોતે શાંકરમતના, એટલે અદ્વૈતવાદી હતા. પણ અદ્વૈતના આદ્ય

આચાર્યશ્રી ગૌડપાદ પાસેથી એમણે સમન્વયદૃષ્ટિ લીધી હતી. તેથી કોઈની સાથે પણ એમના અદ્વૈતમતનો ઝઘડો ન હતો. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ, ભક્તિમાર્ગ ઇ. બધા માર્ગોનો એમણે સરખો જ પુરસ્કાર કર્યો અને આ માર્ગો વચ્ચે સમન્વય આણવાનો પૂરો પ્રયત્ન કમર કસીને એમણે કર્યો.

સ્વામી વિવેકાનંદ પહેલાં આપણા દેશમાં વેદાન્તનો પ્રચાર ઓછો નહોતો થતો. ગૌડપાદાચાર્ય, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય આદિ શ્રેષ્ઠ ભાષ્યકારોએ વેદાન્તવિદ્યાનો વિસ્તાર માનવબુદ્ધિની પરાકાષ્ઠા સુધી પહોંચાડયો હતો. મહારાષ્ટ્રમાં શ્રી જ્ઞાનેશ્વર, વામન પંડિત, દાસોપંત, સોહિરોબા આદિ મનીષીઓએ ગીતાનો સંદેશો ઘેર-ઘેર પહોંચતો કર્યો હતો. નામદેવ, જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ, રામદાસ આદિ સંતોએ વર્ણાશ્રમવ્યવસ્થાને ગૌણ બનાવી અભેદ વૃત્તિ દ્વારા સમાજમાં ધર્મ-જાગૃતિ આણવાનું કામ કર્યું હતું. આ જે કામ મહારાષ્ટ્રમાં થયું તે જ જાતનું કાર્ય ભારતની દરેક ભાષાના અને દરેક પ્રદેશના સંતોએ તથા ધર્મપરાયણ કવિઓએ પોતપોતાના પ્રદેશોમાં પણ કર્યું હતું. ઈશ્વરભક્તિ, સદાચાર, સંતોષ, સેવા અને નામમાહાત્મ્ય—એ જ આ કાર્યનો સાર હતો.

વ્યાવહારિક જીવનમાં એમનો ભાર સદાચાર અને સંતોષ પર જ રહેતો. તેજસ્વી પુરુષાર્થ, રાજનૈતિક અસ્મિતા, ભૌતિક જ્ઞાનોપાસના અને સામાજિક સુધારા પર સંતોએ ભાર મૂકયો ન હતો.

અંગ્રેજો અને અંગ્રેજી વિદ્યાની અસર ઓગણીસમી સદીના પ્રારંભથી જ આપણા પર પડવા માંડી હતી. પણ આખા રાષ્ટ્રનું જીવન-પરિવર્તન, સાચા અર્થમાં ૧૮૫૭ પછી જ શરૂ થયું એમ કહેવું જોઈએ. આપણો ધર્મ, સંતોનું કાર્ય, ઉદ્યોગધંધાઓની પ્રગતિ, જુદી જુદી કળાઓનો વિકાસ, સાહિત્ય-સંપદા-આ બધું જ આપણી પાસે હોવા છતાં આપણું રાષ્ટ્રીય જીવન અસંગઠિત, દુર્બળ અને ક્ષીણવીર્ય બન્યું હતું. ત્રીસ-ચાળીસ વર્ષોથી આપણે લગભગ કિંકર્તવ્યમૂઢ થઈને પડયા હતા. અંગ્રેજી વિદ્યા, સંસ્કૃત વિદ્યા અને અરબી-ફારસી ગ્રંથોમાં ગૂંથાયેલી ઈસ્લામી સંસ્કૃતિનું મૂલ્યાંકન કરવું આપણે માટે જરૂરી થઈ પડયું હતું. જૂની સંસ્કૃતિનું પુનરુજ્જીવન કરવા ઇચ્છનારો ઉદ્ધારક પક્ષ અને 'જૂની વાતો હવે નિઃસત્ત્વ થઈ છે' એવું માનીને સારી વસ્તુંઓ જયાંથી મળે ત્યાંથી લઈને જીવનમાં નવું ચૈતન્ય આણવાની સિફારશ કરનારો સુધારક પક્ષ—આ બન્ને વચ્ચે ઠીકઠીક સંઘર્ષ ચાલ્યો. એક તરફથી બ્રહ્મસમાજ અને બીજી તરફથી આર્યસમાજ વિશાળ જનતાને પોતપોતાની બાજુએ ખેંચવાનો પ્રયત્ન કરતા રહ્યા અને બન્નેની તરફ શંકાની નજરે જોનારો સનાતન સમાજ જૂની વાતોનું સમર્થન કરવામાં અસમર્થ સાબિત થયો. આર્યસમાજમાં 'ઘાસ' પાર્ટી અને 'ઘાસ' પાર્ટી, 'ગુરુકુલવાળા' અને 'ડી.એ.વી. કૉલેજવાળા,'—આવા પક્ષો પડયા. આ પરિસ્થિતિમાં ધર્માનુભવના આધારે સંસ્કૃતિમાં નવજીવન રેડવા માગનારી, શિક્ષણમાં

રાષ્ટ્રીયતા દાખલ કરવા માગનારી અને ઉદ્યોગધંધા મારફત આર્થિક અવદશા દૂર કરવા ઈચ્છનારી એક સર્વાંગીણ જાગૃતિ દેશમાં ઉદય પામી. એના એક અગ્રદૂત હતા સ્વામી વિવેકાનંદ.

અમેરિકા જતાં પહેલાં એમણે અજાણ્યા સંન્યાસીને વેશે આખા દેશમાં પરિભ્રમણ કર્યું હતું. બધે ફરીને એમણે પરિસ્થિતિનું ઊંડું નિરીક્ષણ અને પરીક્ષણ પણ કર્યું હતું. દેશના ઉદ્ધારનો માર્ગ એમની આગળ સ્પષ્ટ હતો. એમણે જોયું કે જે રાષ્ટ્ર આત્મવિશ્વાસ ખોઈ બેઠું છે તે રાષ્ટ્ર સારુ પ્રતિષ્ઠાની સંજીવની બહારથી જ આણવી પડશે. તેથી જ તેઓ અમેરિકા આદિ પશ્ચિમના દેશોમાં ગયા. ત્યાં તેમને શિષ્યો પણ મળ્યા, અને આર્થિક મદદ પણ મળી. ભારતીય સંસ્કૃતિને આવી રીતે પ્રતિષ્ઠિત અને પુન: સ્થાપિત કરી એની આગળ વિશ્વ-વિજયનો આધ્યાત્મિક આદર્શ મૂક્યો. અને દેશમાં જનતા-જનાર્દનની – વિશેષત: દરિદ્રનારાયણની સેવાથી પ્રારંભ કર્યો. ('દરિદ્રનારાયણ' આ શબ્દ એમનો પોતાનો જ ઘડેલો છે)

સ્વામી વિવેકાનંદને વધારેમાં વધારે ચીઢ હોય તો તે હતી દુર્બળતા વિશેની. બીજાં બધાં પાપો તેઓ સહન કરી શકતા. પણ દુર્બળતા એમને અસહ્ય લાગતી. એમના આખા કાર્યને કોઈ એક યથાર્થ નામ આપવું હોય તો નવા અર્થમાં 'શક્તિની ઉપાસના' એ જ નામ આપવું પડશે. સંન્યાસી થયા તે પહેલાંનું નામ હતું 'વીરેશ્વર'.

પણ બંગાળમાં કાલીપૂજાને અને પશુના બલિદાનને જ શક્તિની ઉપાસના માનવામાં આવે છે. સ્વામીજીના ગુરુ શ્રીરામકૃષ્ણ પરમહંસે કાલીમાતાની પૂજા અને ભક્તિમાંથી જ બધું મેળવ્યું હતું. આ કાલી-ઉપાસનાનો સ્વામી વિવેકાનંદ વિરોધ નહોતા કરતા, પરંતુ જે 'શક્તિની ઉપાસના' એમને જોઈતી હતી તે નિરાળી જ હતી. દેશનું પરિભ્રમણ કરતાં તેઓ મહારાષ્ટ્ર પહોંચ્યા. અહીં એમણે રામભક્તિ, હનુમાનની ઉપાસના અને હનુમાનની પૂજા સાથે સાથે ચલાવાતા કુસ્તીના અખાડાઓ જોયા અને એમના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યો, 'શક્તિની ઉપાસના માટે 'બાળ-બ્રહ્મચારી હનુમાનજી'નો આદર્શ જ વધારે ઉપયોગી છે.' તેમણે પોતાના મઠોમાં રામકથાનું સૂચન કરતું એક સ્તોત્ર પણ ચલાવ્યું. અને 'હનુમાનને આગળ કરીને, શક્તિની ઉપાસના ચલાવવી' એ આજના યુગ માટે વધુ હિતકર છે એવો મત પણ જાહેર કર્યો.

જુદી જુદી જગ્યાએ એમણે જે અદ્વૈતાશ્રમો અને સેવાશ્રમો સ્થાપ્યા તે બધા દેશ આખા માટે આધ્યાત્મિક પ્રેરણાના ચૈતન્ય-સ્રોતો બન્યા. આ સંસ્થાઓએ એક બાજુએ શિક્ષિતવર્ગમાં અને વિદ્યાર્થીઓમાં આત્મપરિચયનું અને આત્મ-ગૌરવનું વાતાવરણ નિર્માણ કર્યું, અને બીજી બાજુ દીન-હીન, પતિત અને પરિ-ત્યક્ત જનતાનો સ્વીકાર કરી આખા રાષ્ટ્રમાં ભાવનાત્મક ઐક્યનું બળ નિર્માણ

કર્યું. 'સામાજિક સુધારણાનું કામ ધર્મની નિંદા કરીને નહીં, પણ ધર્મ પાસેથી પ્રેરણા લઈને જ થઈ શકે છે' એ સિદ્ધાન્ત સર્વપ્રથમ સ્વામી વિવેકાનંદે જ રાષ્ટ્રને સમજાવ્યો.

જે લોકો ખ્રિસ્તી આદિ લોકોને હિન્દુ ધર્મના દુશ્મન માનતા હતા એમની દૃષ્ટિ શુદ્ધ કરવાનું કામ પણ વિવેકાનંદે જ કર્યું. થિયૉસૉફી સાથે જોકે એમનો સહકાર થઈ શક્યો નહીં, તોયે થિયૉસૉફીના સર્વ-ધર્મ-સમભાવને સ્વામી વિવેકાનંદે સંપૂર્ણપણે સ્વીકાર્યો હતો.

રાષ્ટ્ર પર સ્વામી વિવેકાનંદનો કેટલો પ્રભાવ પડયો એનો અંદાજ કાઢવો હોય તો હું કહું કે, કવિવર રવીન્દ્રનાથ, યોગી શ્રી અરવિંદ અને મહાત્મા ગાંધી આ ત્રણે મહાપુરુષોને જોઈ લો. આ મહાપુરુષોનો વિકાસ વિવેકાનંદે નિર્માણ કરેલા વાતાવરણમાં જ થઈ શકતો હતો.

તે વખતે હિન્દુ ધર્મના દોષો જોઈ એમાં સુધારા કરવાનો પ્રયત્ન કરનારા 'સુધારકો'નો એક પક્ષ હતો. અને હિન્દુ ધર્મના સૌન્દર્યનું વર્ણન કરી એ ધર્મ વિશે લોકોના મનમાં નિષ્ઠા-વધારનારા 'ઉદ્ધારકો'નો પણ એક પક્ષ હતો, એ વિશે મેં ઉપર કહ્યું જ છે. આ બન્નેથી અલિપ્ત રહી, હિન્દુ ધર્મમાં જે માનવ-હિતકારી તત્ત્વો છે તે જ આગળ કરી હિન્દુ ધર્મને નવું રૂપ આપવાનું અને એની આધ્યાત્મિક ભૂમિકા વિશદ કરવાનું કાર્ય સ્વામી વિવેકાનંદે કર્યું. એ જ કામ આપણી દૃષ્ટિએ આજે મહત્ત્વનું છે. આ જ કામને આધારે આજે આપણે સામાજિક ઉન્નતિ કરી શકીએ, અને રાષ્ટ્રીય સંસ્કૃતિને પણ પ્રભાવશાળી કરી શકીએ.

જે હિન્દુ ધર્મ વિશે આપણે ગૌરવ અનુભવીએ છીએ અને જેને લીધે આજનો યુગ જીવનદર્શન તરફ આદરથી જુએ છે તે હિન્દુ ધર્મ કયો ?

રોટી-બેટી વહેવારની મર્યાદામાં ખૂંચેલો, અને જાતિઓની ઉચ્ચ-નીચતાને જ ધર્મ-સર્વસ્વ માનનારો હિન્દુ ધર્મ આજે કોઈનો જ આદર મેળવી ન શકે. ખાનપાનના વિધિનિષેધને જ જેણે પ્રાધાન્ય આપ્યું છે તે ધર્મને સ્વામી વિવેકાનંદે Kitchen Religion (રસોડાનો ધર્મ) એવું નામ આપી એનાથી દૂર રહેવાની ભલામણ આજની દુનિયાને કરી હતી. અદ્વૈતાદિ તત્ત્વજ્ઞાનમાંથી વ્યક્ત થતો વેદાન્તધર્મ જ ખરો હિન્દુ ધર્મ છે. સદાચાર, ભક્તિ, નિ:સ્વાર્થ સેવાવૃત્તિ, માનવતા, નિર્ભયતા, તેજસ્વિતા અને સમન્વયકારી ઉદારતાના સમુચ્ચયને જ સ્વામીજીએ ખરા હિન્દુ ધર્મ તરીકે ઓળખાવ્યો. દરેક માણસમાં જે આત્મતત્ત્વ અથવા ઈશ્વરી તત્ત્વ સુપ્ત રહેલું છે તેને જાગ્રત કરવું, તેનો સાક્ષાત્કાર કરવો, અને મનુષ્ય-હૃદયમાંથી જ ઈશ્વરને પ્રગટ કરવો — આ જ સાધનાનો સંપૂર્ણ પુરસ્કાર સ્વામીજીએ કર્યો. આજે પણ આપણે આ જ કરવાનું છે.

વર્ણાશ્રમમાં જ હિન્દુ ધર્મનું હાર્દ સમાઈ જાય છે એવી એક સર્વસામાન્ય

માન્યતા છે. આમાં આશ્રમવ્યવસ્થાને કોરે મૂકી દેવી જોઈએ. કારણ કે આશ્રમ-વ્યવસ્થામાંથી બ્રહ્મચર્ય આશ્રમ તો 'સવર્ણોને જ જનોઈ અપાય' એટલું જ સમાજ જાણે છે. બાકીનાં ક્ષેત્રોમાં તો એ માત્ર હાસ્યાસ્પદ જ થઈ બેઠો છે. બીજો ગૃહસ્થાશ્રમ. એ તો દુનિયાભરમાં ચાલે છે તેવો જ આપણે ત્યાં પણ ચાલે છે. પતિ-પત્નીની પરસ્પર નિષ્ઠા, અપત્ય વાત્સલ્ય અને આતિથ્ય આ ત્રણ તત્ત્વોનો પુરસ્કાર બધા જ ધર્મોમાં મળે છે. અને એની કેટલેક અંશે ઉપેક્ષા પણ બીજા-ઓની જેમ આપણામાં પણ દેખાય છે. ત્રીજો વાનપ્રસ્થાશ્રમ ક્યારનો લુપ્ત થઈ ગયો છે અને ચોથો સંન્યાસાશ્રમ એટલો રૂઢિનિષ્ઠ બન્યો હતો કે જો સ્વામી વિવેકાનંદ જેવા થોડા સંન્યાસીઓએ એ આશ્રમને ઉજ્જવળ કર્યો ન હોત તો 'સંન્યાસધર્મ' અને 'વિધવાધર્મ'માં કશો જ ફેર જણાત નહીં. આ ચાર આશ્રમોનું ગૌરવપૂર્ણ વર્ણન અનેક પુસ્તકોમાં વાંચવા મળે છે. પણ તેમના પુનરુદ્ધારના પ્રયત્ન ક્યાંય થયેલા દેખાતા ન હતા. ભગવદ્‌ગીતામાં આ ચાર આશ્રમોનો અસ્પષ્ટ ઉલ્લેખ મળે છે ખરો, પણ તે નનામો જ ગણાય.

ચાર વર્ણોની વ્યવસ્થા જેટલી શાસ્ત્રોમાં અને ગ્રંથોમાં મળે છે તેટલી સામાજિક જીવનમાં મળતી નથી. જાતિવ્યવસ્થાનાં જંગલોમાં વર્ણવ્યવસ્થા ક્યારની નામશેષ થઈ ચૂકી છે. એનું તાત્ત્વિક સમર્થન અવશ્ય કરી શકાય, પણ વર્ણ-વ્યવસ્થામાં ભયાનક દોષો છે. તેમાં રહેલી 'પ્રતિષ્ઠાની ઉચ્ચનીચતા' દૂર કરવી સહેલી નથી. 'પોતપોતાના વર્ણ પ્રમાણે જીવન જીવનારા લોકોમાં ચારે વર્ણોના આદર્શોનો સમન્વય આણ્યા વગર' હિન્દુસમાજ સમર્થ થઈ શકવાનો નથી અને જીવન તથા સમાજમાં સર્વાંગિતા આવવાની નથી. તે સિવાય 'દુનિયામાં જે અનેક ધર્મો પ્રચલિત છે તેમની વચ્ચે કૌટુંબિક સંબંધની સ્થાપના' કર્યા વગર હિન્દુ ધર્મને તેમ જ સંસ્કૃતિને સાફલ્યનો સંતોષ પણ મળવાનો નથી.

સ્વામી વિવેકાનંદે આપેલી આ પ્રેરણા એટલી બધી પરિણામકારક હતી કે આજના સામાજિક નેતાઓના માનસમાં એ દૃઢમૂળ થઈ બેઠી છે. આ જ પ્રેરણાને આગળ વધારીને રૂઢિપરાયણ સમાજમાં જીવનપરિવર્તન કરાવવા માટે જો આપણે આપણું જીવન સમર્પિત કરીશું તો તે જ સ્વામી વિવેકાનંદના ચરિત્રના ચરિત્ર-કીર્તનની ઉત્તમ ફલશ્રુતિ થશે.

## ૨૯. આત્મપરિચયની સાધના

ભારતની સાધના આત્મપરિચયની છે. આત્મતત્ત્વના અધિકાધિક પરિચય વડે આપણી સંસ્કૃતિ સમૃદ્ધ થતી આવી છે. જ્યારે વિશ્વનો પરિચય આપણને એના આઘાતો દ્વારા થતો ગયો, અને છતાં આ વિશ્વપરિચયને આપણે હજી આત્મ-

સાત્ કરી શક્યા નથી. જે થોડો વિશ્વ-પરિચય રાષ્ટ્રને થયો છે તે પોતાને જ નવે નવે પ્રકારે ઓળખીને.

મહાભારતના કૌરવ કોણ હતા? પાંડવ કોણ હતા? શ્રીકૃષ્ણના યાદવો આ બન્ને કરતાં કઈ બાબતમાં ભિન્ન હતા? આમાંનું કશું જ આપણે સ્પષ્ટપણે કે પૂર્ણપણે જાણતા નથી. વિશ્વકુટુંબના વિચારે આપણે આ બધાને એકબીજાના સંબંધી બનાવ્યા અને એ જ દૃષ્ટિએ એમની તરફ જોયું. મહાભારતના ભીષણ સંઘર્ષ પછી હસ્તિનાપુરમાં એકછત્રી સામ્રાજ્ય સ્થપાયું. આપણો મયાસુર પાડોશના ચીનમાંથી સ્થાપત્યકલા લઈ આવ્યો. શ્રીકૃષ્ણની સમન્વયી દૃષ્ટિ કામ કરવા લાગી. પણ આપણી આંતરિક ક્ષીણતા કાંઈ દૂર ન થઈ શકી. આત્મ-પરિચય કરવા માટે આપણને પાંચસો અથવા હજાર વરસ વાટ જોતાં બેસવું પડયું. આખરે બુદ્ધ-મહાવીર જેવા જ્ઞાની-ધ્યાની કર્મયોગીઓએ સંસ્કૃતિવ્યાપી આત્મપરિચય કર્યો. ભારતીય યુદ્ધને પરિણામે ભગવાન મહાવીરની 'અહિંસા' અને ભગવાન બુદ્ધનો 'અવેર'—આ બે તત્ત્વો ભારતીય આત્માને પસંદ પડયાં. ભગવાન મહાવીરે તપસ્યાનો માર્ગ સ્વીકાર્યો અને ભગવાન બુદ્ધે મધ્યમ માર્ગની પરિ-વ્રજ્યા ધારણ કરી. ભગવાન બુદ્ધે પોતે મગધ-કોશલમાં અને ઉત્તર ભારતમાં વિહાર કર્યો. પણ એમના ભિખ્ખુ શિષ્યોએ 'દેવાનામ્ પ્રિય પ્રિયદર્શી' અશોકની પ્રેરણાથી પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર—બધી દિશાઓમાં સંચાર કર્યો. આનો પ્રભાવ આખા એશિયા ખંડ પર પડયો. અને હવે પશ્ચિમના મનીષીઓ પર પણ પડવા લાગ્યો છે.

અશોક પછી ફરી એક વાર આપણે ત્યાં ગ્લાનિ ફેલાઈ. આપણે પહેલાં દેશ-વિદેશના પ્રવાસે જતા હતા. હવે દેશ-વિદેશના વિજયી લોકો આપણે ત્યાં આવવા લાગ્યા છે. સિકંદર આવ્યો, મહમ્મદ બિનકાસીમ આવ્યો, પઠાણ આવ્યા, મોગલ આવ્યા અને એમણે પોતાની જબરદસ્તીથી અરબસ્તાનની ધર્મજાગૃતિનો અને ઈરાનની સંસ્કૃતિ-સમૃદ્ધિનો પરિચય આપણને કરાવ્યો. પણ આપણા સંતોએ જ્યારે સગુણ-નિર્ગુણ ભક્તિમાર્ગ મારફતે આત્મપરિચયની સાધના આપણને શીખવી ત્યાર પછી જ (એ પરિચયથી જ) આપણે ઈસ્લામી સંસ્કૃતિનો લાભ ખરેખર ઉઠાવી શક્યા.

આપણે ભારતની બહાર જતા હતા ત્યાં સુધી આપણી શક્તિ વધતી હતી, આપણી તાજગી વધતી હતી; પણ આત્મશુદ્ધિને નામે, 'બીજશુદ્ધિ'નો સંકુચિત આદર્શ આપણે સ્વીકાર્યો અને કૂપમંડુક બનીને રહેવાનું પસંદ કર્યું: 'અટક'ની અટક નિર્માણ કરી તેમાં જ આપણે અટકી ગયા અને પછી સમુદ્રમાર્ગે આક્રમણ-કારી લોકોને અહીં મોકલી ભગવાને બળજબરીથી આપણને વિશ્વપરિચય કરાવ્યો. આ પ્રક્રિયા ઈ. સ. ૧૮૫૭ સુધી ચાલી. આપણે ત્યાં ફિરંગી આવ્યા, વલંદા આવ્યા, પોર્ટુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજ પણ આવ્યા. જોતજોતામાં

આપણે ત્યાં 'ટોપીવાળાઓનું રાજય શરૂ થયું. આપણે ત્યાં પશ્ચિમની વિદ્યા શીખવ-નારાં વિશ્વવિદ્યાલયો સ્થપાયાં અને આપણે આત્મવિશ્વાસ ખોઈ કિંકર્તવ્યમૂઢ બન્યા. આપણને પશ્ચિમનો પરિચય થયો ખરો, પણ તેનાથી આપણે અંજાઈ ગયા.

આવે વખતે અંતર્મુખ થઈને, આપણને આત્મપરિચય કરાવી આપવાનું કામ જે મનીષીઓએ કર્યું છે તેમાંના બેનું આપણને વિશેષ સ્મરણ થાય છે: એક રાજા રામમોહન રૉયનું અને બીજું સ્વામી વિવેકાનંદનું. બન્નેની સાધના સરખી હતી—'અંતર્મુખ થઈને આપણા આધ્યાત્મિક વારસાનો જીવતો પરિચય મેળવી લેવો અને પશ્ચિમ તરફ જઈને પોતાનો આંતરિક આત્મવિશ્વાસ પ્રગટ કરવો.'

અધ્યાત્મ વગર ધર્મ નિષ્પ્રાણ થાય છે એમ સ્વામી વિવેકાનંદે ઓળખ્યું. એમણે એમ પણ જોયું કે ગુફામાં બેસીને અધ્યાત્મનું ચિંતન કરવાથી પરલોકની સાધના થઈ શકતી હોય કદાચ. પણ ધર્મજાગૃતિનું કામ જો કરવું હોય તો તે લોકો સાથે હીન-દીન, પતિત અને પરિત્યક્ત દરિદ્રનારાયણો સાથે—એકરૂપ થઈને જ, તેમની સેવા કરીને જ, કરી શકાય.

સ્વામી વિવેકાનંદની પૂર્વતૈયારીમાં આપણને ત્રણ આધાર દેખાય છે।

૧. પશ્ચિમ તરફથી અંગ્રેજી વિદ્યા;

૨. સનાતન ધર્મ પર થયેલા બ્રહ્મસમાજના સામાન્ય સંસ્કાર; અને

૩. સંગીત વિશે અસાધારણ અનુરાગ.

આ ત્રિવિધ તૈયારી સાથે નિયતિએ એમને ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસ પાસે મોકલી દીધા. પરમહંસ જેવા આત્મસાક્ષાત્કારી સત્પુરુષના સંપર્ક વગર નરેન્દ્રનાથ દત્તની વિભૂતિ પૂર્ણપણે જાગ્રત થઈ શકી ન હોત. પરમહંસ સાથેનો એમનો સંબંધ વિચિત્ર હતો. મનમાં શ્રદ્ધા પણ હતી અને વિરોધ પણ હતો. અનેક રીતે એમણે ગુરુમહારાજની કસોટી કરી જોઈ, પોતાની અશ્રદ્ધાને પણ એમણે પૂરી છૂટ આપી; અને એમ પણ કહી શકાય કે ગુરુમહારાજે પણ પોતાના શિષ્યોત્તમને ઓળખી એની જ દ્વારા પોતે પોતાનું યુગકાર્ય કરવાનું છે એ તેઓ જાણી ગયા હતા. તેથી તેમણે નરેન્દ્રનાથને દોર્યા. સ્વામી વિવેકાનંદની આધ્યાત્મિક તૈયારી તો ગુરુમહારાજના સહવાસમાં પૂર્ણ થઈ. પણ તેમના યુગ-કાર્ય માટે—'મિશન' માટે—આટલું બસ ન હતું.

એ સમયે એક અજાણ્યા સંન્યાસી રૂપે એમણે સંપૂર્ણ ભારતની યાત્રા કરી. માન-અપમાન સહન કર્યાં. ગરીબોના ઘરના રોટલા ખાધા. હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી આવો કોઈ જાતનો ભેદભાવ મનમાં રાખ્યો નહીં અને ભારતમાતાનાં હૃદયનો તથા ભારતના ભવિતવ્યનો સાક્ષાત્કાર કરી લીધો.

આટલી તૈયારી પછી જ ભારતના ભાગ્યે એમને અમેરિકા મોકલી આપ્યા. જ્યાં સુધી અમેરિકાએ એમનો સ્વીકાર કર્યો ન હતો ત્યાં સુધી દુર્ભાગી ભારત પર એમની પૂરી અસર થઈ શકે એમ હતું નહીં. રવીન્દ્રનાથ વિશે પણ એવું જ

બન્યું. એમને નોબેલ ઇનામ પ્રદાન કરીને પશ્ચિમના દેશોએ એમની પ્રતિભાની કદર કરી ત્યારે જ વર્તમાન ભારતે એ વિશ્વકવિમાં પોતાનું ગૌરવ જોયું. ગાંધીજીને પણ, આત્મશક્તિનો પરિચય પોતે કરવા માટે અને જગતને એની ખાતરી કરાવવા માટે દક્ષિણ આફ્રિકા જવું પડયું. સ્વામી વિવેકાનંદ વિશ્વધર્મ પરિષદ માટે અમેરિકા ગયા ત્યારે એમની ઉંમર માંડ ત્રીસ વરસની હતી. આ ઉંમરે તેઓ એકાએક દુનિયા આગળ ઝળકયા અને ત્યાર પછી માંડ નવ વરસમાં જ એમણે પોતાનું જીવનકાર્ય પૂરું કર્યું. જ્ઞાનયોગ, ભક્તિયોગ, રાજયોગ આદિ ગ્રંથો દ્વારા અને પોતાના જીવનના ઉત્કટ કર્મયોગ દ્વારા એમણે સ્વદેશને તેમ જ પશ્ચિમના દેશોને પ્રભાવિત કર્યા અને 'પોતાનું ઉત્કટ હૃદય વ્યક્ત કરનારા પત્રો' દ્વારા તેમણે ભારતના અનેક તરુણોને જાગ્રત કર્યા. યુરોપ-અમેરિકાથી તેઓ ઝાઝું ધન આણી ન શકયા, પણ ત્યાં તેમને નિષ્ઠાવાન શિષ્યો સારી સંખ્યામાં મળ્યા, આનું પણ પરિણામ ભારતના લોકમાનસ પર વિશેષ થયું. જયાં ગોરા લોકો આપણા માલિક, શેઠ અથવા ગુરુજી બની બેઠા હતા ત્યાં તેમને શિષ્યભાવનાથી ભારતની શુશ્રૂષા કરતા જોઈ ભારતનો ન્યૂનગંડ (inferiority complex) દૂર થયો. આ પણ એક ઘણી મોટી જ સિદ્ધિ હતી. મિશનરી લોકોએ અહીંના ધર્મગ્રંથોમાંથી અને સમાજમાંથી નાના-મોટા, ખરા-ખોટા બધા દોષો શોધી શોધીને એમની તરફ આંગળી ચીંધીને, આપણો તેજોવધ ચલાવ્યો હતો. અને આપણા 'ઉદ્ધાર' માટે આપણને ખ્રિસ્તી બનાવવાનું કાર્ય જોશપૂર્વક ચલાવ્યું હતું. ૧૮૫૭થી ૧૮૯૭ સુધીનાં ચાળીસ વરસના અરસામાં અંગ્રેજોએ રાજકીય, સામાજિક, શૈક્ષ-ણિક, ઔદ્યોગિક અને સાંસ્કૃતિક ક્ષેત્રોમાં ભારતને પૂર્ણ રીતે જીતી લીધું હતું, એની સામે સ્વામીજીએ જ, સર્વપ્રથમ ૧૮૯૩માં અમેરિકા જઈને અવાજ ઉઠાવ્યો અને ત્યાર પછી જાણે પશ્ચિમનું પૂર પાછું કાઢવા માટે એમણે હિન્દુ-વેદાન્ત ધર્મનો પ્રચાર કરનારા અદ્વૈત આશ્રમો અમેરિકામાં સ્થાપ્યા. આ કામ ઘણુંખરું પ્રતીકાત્મક જ હતું. એની અસર પશ્ચિમના દેશો પર તો થઈ જ. પણ ક્ષીણ થયેલા ભારતના આત્મવિશ્વાસ પર એની વધારે અસર થઈ.

હું જયારે મારા બાલ્યકાળનો અને યૌવનકાળનો વિચાર કરું છું ત્યારે અમારા હૃદય પર સ્વામી વિવેકાનંદે કેવી જાદુ જેવી અસર કરી હતી એના સ્મરણથી આજે પણ ગદ્ગદ થાઉં છું. અમારા નાનપણમાં શ્રદ્ધા અને બુદ્ધિવાદ વચ્ચે સંઘર્ષ ચાલ્યો હતો. પશ્ચિમની સંસ્કૃતિને પ્રાધાન્ય આપનારા 'સુધારક' અને પશ્ચિમનો આંધળો વિરોધ કરી જૂનો કાળ ફરી જીવતો કરવાનો વૃથા પ્રયત્ન કરનારા સનાતની 'ઉદ્ધારકો' વચ્ચે દારુણ સંઘર્ષ ચાલ્યો હતો. આ સંઘર્ષ ખાસ તો બંગાળમાં અને મહારાષ્ટ્રમાં વધુ તીવ્રતાથી ચાલ્યો. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો ઝઘડો તો હતો જ. તે સિવાય બ્રહ્મસમાજ, આર્યસમાજ અને થિયોસૉફી પોત-પોતાની રીતે ધર્મજાગૃતિનું કામ કરતા હતા. આ બધી પ્રવૃત્તિઓમાંથી ભવિષ્ય-

કાળ માટેનાં પોષક તત્ત્વો એકત્ર કરીને અદ્વૈતનું સમન્વયકાર્ય સ્વામી વિવેકાનંદે ચલાવ્યું. સ્વામીજીનું અદ્વૈત માત્ર દાર્શનિક અદ્વૈત ન હતું. એમણે 'સર્વ-સમન્વયકારી અદ્વૈતનો દાર્શનિક અને સામાજિક પુરસ્કાર' કર્યો. એમના હિન્દુ ધર્મને ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વિશે પણ આદર જ હતો.

ભારતભ્રમણ દરમ્યાન એમણે જે દેશનિરીક્ષણ કર્યું, ભારતના ઈતિહાસનું જે રહસ્ય એમણે સમજી લીધું અને ગ્રામાજિક આત્માની જે ઓળખાણ એમના મનમાં ઠસી ગઈ એના આધાર પર એમણે સંન્યાસ-આશ્રમને એક નવું જ રૂપ આપ્યું અને દેશમાં અનેક અદ્વૈત-આશ્રમોની અને સેવાશ્રમોની સ્થાપના કરી સાંસ્કૃતિક ઉત્થાનના રચનાત્મક કામનો પાયો નાખ્યો. સ્વામીજી વધુ જીવ્યા હોત તો એમણે 'વેદાન્તનાં વિશ્વવિદ્યાલયો' પણ સ્થાપ્યાં હોત. એમનો બધો પ્રયત્ન વ્યાપક શિક્ષણ મારફતે જીવન-પરિવર્તન કરાવવાની અને સાંસ્કૃતિક સંવર્ધન કરવાની દિશાએ ચાલ્યો હતો. એમનાં કાર્યનાં આ પાસાંનો વિકાસ કાંઈક અંશે એમની શિષ્યા ભગિની નિવેદિતાએ કર્યો.

હું તો એમ જ માનું છું કે શ્રીરામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને ભગિની નિવેદિતા—આ ત્રણ વિભૂતિઓનો ત્રિવેણીસંગમ જ પ્રબુદ્ધ ભારતનું તીર્થોત્તમ પ્રયાગરાજ છે. ભગિની નિવેદિતાની ઐતિહાસિક, સામાજિક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક સેવા દ્વારા સ્વામી વિવેકાનંદના યુગકાર્યને રાષ્ટ્રીય રૂપ આપવામાં ઘણી મદદ થઈ છે. કવીન્દ્ર રવીન્દ્રનાથ, યોગીરાજ શ્રી અરવિંદ અને મહાત્મા ગાંધી—આ ત્રણેયની જીવનદૃષ્ટિ પર અને એમનાં યુગકાર્ય પર સ્વામી વિવેકા-નંદનો પ્રભાવ સ્પષ્ટ દેખાઈ આવે છે. આથી પણ આગળ જઈને હું કહીશ કે સ્વામી વિવેકાનંદની અસર આજે પણ કેટલી ઊંડી છે તે જોવું હોય તો બે નેતાઓના બે નાના નિબંધો જોઈ લો—એક રાજાજીનો 'Religion of the Future' અને બીજો ડૉ. રાધાકૃષ્ણનનો 'Religion we Need.'

'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति तदा तदा' હિન્દુ ધર્મે તથા હિન્દુ સંસ્કૃતિએ કાયાકલ્પ કરી નવું અને ઉજ્જવલતર રૂપ ધારણ કર્યું જ છે. આ હિન્દુ સંસ્કૃતિનો એક વિભાગ તે એનો સંન્યાસાશ્રમ. ઈતિહાસમાં આ આશ્રમનાં ઉત્થાન અને પતનનાં અનેક પાસાં જડી આવે છે. ભારતીય સંસ્કૃતિનો કોઈ પ્રતિભાવાન ઈતિહાસકાર જ્યારે સંન્યાસાશ્રમનો આમૂલાગ્ર ઈતિહાસ લખવા બેસશે ત્યારે આપણા પૂર્વજોએ જીવનમાં કયા કયા પ્રયોગો કર્યા હતા અને સામાજિક જીવનનું આધ્યાત્મિક સંગઠન કરવા માટે એમણે કયાં કયાં તત્ત્વોનું અનુશીલન કર્યું—આ બધી વાતો પર નવો જ પ્રકાશ પડશે. આપણે ત્યાં સંન્યાસના કેટલાય પ્રકારો ઉદ્ભવ્યા. શુકમુનિનો સંન્યાસ એક પ્રકારનો; તો યાજ્ઞવલ્કયનો બીજી જ જાતનો. બુદ્ધ-મહાવીરનો સંન્યાસ રૂઢિવિનાશક તો શંકરાચાર્યનો સંન્યાસ બધી રૂઢિઓને પચાવી નવી રૂઢિ નિર્માણ કરનારો અને નવું સંગઠન કરનારો.

યજ્ઞમાર્ગી પૂર્વમીમાંસાએ સંન્યાસનો સીધો ઇનકાર કર્યો, તો શ્રીકૃષ્ણે સંન્યાસ-યોગને મહત્ત્વ આપ્યું. હું માનું છું કે યાજ્ઞવલ્ક્યનો સંન્યાસ વધુ જીવનનિષ્ઠ હતો અને યાજ્ઞવલ્ક્ય પોતે તો સ્વભાવે પ્રૉટેસ્ટન્ટ જ હતા.

સંન્યાસ આશ્રમને મિશનરીનું રૂપ પ્રથમ આપ્યું તે ભગવાન બુદ્ધે. અને એને પ્રોત્સાહન આપ્યું સમ્રાટ અશોકે. એમના સમકાલીન મહાવીર સ્વામીએ પોતાના બધા સાધુઓ મારફત અહિંસાની અને તપસ્યાની પ્રયોગશાળાઓ ચલાવી. ભારતના મધ્યયુગીન સંતોએ સંન્યાસ માટે આદર કાયમ રાખી એની અનાવશ્યકતા પર અધિક ભાર મૂક્યો. ભક્તિમાર્ગ દ્વારા અને વૈષ્ણવ-ઉપાસના દ્વારા સંન્યાસ આશ્રમ તો આશ્રમ-વ્યવસ્થામાંનો એક ઉપેક્ષિત અને આશ્રિત અંગ બનીને રહ્યો.

આપણા પૂર્વજોએ સંન્યાસાશ્રમને કલિવર્જ્ય ગણીને એને પેન્શન જ આપી દીધું હતું. પણ ભગવાન બુદ્ધે વર્ણવ્યવસ્થાને ગૌણ કરવા માટે ભિક્ષુસંગઠન પર વધારે ભાર મૂક્યો. એમની અને ભગવાન મહાવીરની સફળતા જોઈને શંકરાચાર્યને સંન્યાસાશ્રમની પુનઃ સ્થાપના કરવી પડી. ઘણાખરા સંન્યાસીઓનું માત્ર દાર્શનિક નેતૃત્વ ટકી શક્યું. શંકરાચાર્યના ચાર મઠોએ દાર્શનિક સાથે ધાર્મિક અને સામાજિક નેતૃત્વ પણ સંભાળ્યું. શંકરાચાર્યનું કામ ઘણું જ પ્રભાવશાળી સિદ્ધ થયું. પણ વર્ણાશ્રમની જાળમાં સપડાવાથી એ ધીરે ધીરે ક્ષીણપ્રાણ થયું. આના પછી સંતોનું કાર્ય અને પશ્ચિમી વિદ્યાનો પ્રભાવ—બન્નેના વાતાવરણમાં સંન્યાસાશ્રમને જ વિશ્વાસપૂર્વક નવું રૂપ આપ્યું તે તો માત્ર સ્વામી વિવેકાનંદે જ. કંચન અને કામિનીનો ત્યાગ આ એક જ તત્ત્વને પ્રાધાન્ય આપી બાકીની બધી યતિ-ધર્મની વિગતો પર એમણે કાપ મૂક્યો અને પોતાના સંન્યાસીઓને સેવા અને ધર્મપ્રચારની દીક્ષા આપી.

રામકૃષ્ણ મિશનનું કામ જ્યાં જ્યાં જન્મભાષા બંગાળી દ્વારા ચાલ્યું ત્યાં ત્યાં એ જનતા સુધી પહોંચી ગયું. બંગાળ બહાર આ મિશનરી લોકોએ અંગ્રેજી ભાષાની મદદ લીધી. તેથી તેમનું કામ આંગ્લવિદ્યાવિભૂષિત વર્ગ પૂરતું જ મર્યાદિત રહ્યું, એ ઘણા દુઃખની સત્ય વાત છે.

હવે જો રામકૃષ્ણ-વિવેકાનંદ-નિવેદિતાનાં સાહિત્યનો પ્રચાર ભારતની બધી ભાષાઓમાં થશે, તો તેને લીધે સ્વામી વિવેકાનંદનો સંદેશો ભારતીય જનતા સુધી વધુ સચોટ રીતે પહોંચી શકશે. પણ માત્ર સાહિત્યનો પ્રચાર આજે પૂરતો નથી. આજે સેવાશ્રમોની સંખ્યા પણ વધવી જોઈએ. તેમાં વળી આજે તો ભારતને સ્ત્રી સંન્યાસિનીઓની જરૂર વધારે છે. આ કામ સહેલું નથી. પણ સમયાનુકૂલ છે જ. ભગિની નિવેદિતાએ ઈંગ્લંડવતી ભારતની જે સેવા કરી એની ભરપાઈ તરીકે રામકૃષ્ણ મિશનની સ્ત્રીશાખાઓ જોમથી વધવી જોઈએ. આનું પરિણામ સારું અને કલ્પનાતીત થશે.

સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ ઠાકુર, અરવિંદ ઘોષ અને મહાત્મા ગાંધી — આ

યુગપુરુષોની કાર્યપરંપરા હવે સમન્વિત રૂપે ચલાવવાના દિવસ આવ્યા છે. આજનો યુગ જ સમન્વયયુગ છે. અદ્વૈતાચાર્ય શ્રી ગૌડપાદાચાર્યે કહ્યું છે—'બીજા લોકો અંદર અંદર ભલે લડે, અમે અદ્વૈતવાળાની કોઈની પણ સાથે લડાઈ હોય નહીં.' અમારી ભૂમિકા જ સર્વસમન્વયની છે અને સમન્વય જ આજનો યુગધર્મ છે.

## ૨૭. સ્વામી વિવેકાનંદનું યુગકાર્ય

સ્વામી વિવેકાનંદે નવભારતનો—પ્રબુદ્ધ ભારતનો—પ્રારંભ કર્યો તેથી હું તેમને યુગપુરુષ માનું છું. આપણા કાળમાં ત્રણ મહાપુરુષ ઉત્પન્ન થયા: એક કવીન્દ્ર રવીન્દ્રનાથ; બીજા મહાયોગી શ્રી અરવિંદ અને ત્રીજા કર્મવીર મહાત્મા ગાંધી. ત્રણેયનું કામ, એમની વાણી, એમનું સાહિત્ય અને એમનો કાર્યપ્રવાહ—એનો વિચાર કરીને આ ત્રણેયના યુગકાર્યમાં સ્વામી વિવેકાનંદનો ફાળો બહુ મોટો હતો એમ હું કહેતો આવ્યો છું.

બ્રિટિશોના વખતમાં, સ્વામી વિવેકાનંદની પહેલાંના લોકોએ ભારતીય સંસ્કૃતિ પરની પોતાની શ્રદ્ધા પ્રગટ કરી હતી ખરી. પણ આ લોકો આપણા ધર્મગ્રંથોનો માત્ર આદર કરનારા લોકો હતા. આપણાં વેદ અને શાસ્ત્રો વિશે એમને ઉત્સુકતા હતી, કુતૂહલ હતું. થિયૉસૉફિકલ સોસાયટીની સ્થાપના પણ થયેલી હતી. મૅક્સ-મૂલર આદિ વિદ્વાનોએ જર્મનીમાં અને ઈંગ્લંડમાં વેદાદિ ગ્રંથોનું અધ્યયન પણ કર્યું હતું. પરંતુ 'ભારતીય સંસ્કૃતિ દુનિયાને નવો માર્ગ બતાવી શકે છે.' નવા પ્રકાશની આ સંભાવના પશ્ચિમના દેશોને બતાવવાનું કામ સર્વપ્રથમ કર્યું તે સ્વામી વિવેકાનંદે જ. પશ્ચિમના પ્રવાસેથી પાછા વળ્યા પછી એમણે ભારતમાં આત્મવિશ્વાસ જગાડવાનો ભગીરથ પ્રયત્ન કર્યો. સ્વામીજીનું આ કામ ખરેખર અદ્‌ભુત હતું.

જે સમયે સ્વામી વિવેકાનંદે દુનિયા પર અને ભારત પર પોતાનો તેજસ્વી પ્રભાવ પાડ્યો તે સમયનો હું એક તરુણ છું. વિવેકાનંદ પહેલાં અમે તરુણો કેવી રીતે વિચાર કરતા હતા અને ત્યાર પછી કઈ રીતે વિચાર કરતા થયા, આ આખું પરિવર્તન મેં પોતે અનુભવ્યું છે.

'અંગ્રેજોનું રાજ્ય આપણા હિતનું નથી.' આ અનુભવ થયા પછી આ રાજ્ય દૂર કરવાનો પ્રથમ પ્રયત્ન આપણા રાષ્ટ્રે કર્યો તે સન ૧૮૫૭માં. પણ તે વખતે આપણે વ્યવસ્થિત રીતે સંગઠિત પણ ન હતા, અને અંગ્રેજોને હાંકી કાઢવા છે એ આપણો નિશ્ચય પરિપક્વ પણ થયેલો ન હતો. તોપણ દેશભરમાં ઠેકઠેકાણે લોકો ઊઠીને ઊભા થયા હતા. 'ગદર' કહેવા જેટલો આ પ્રયાસ ક્ષુદ્ર ન હતો. પણ 'સ્વાતંત્ર્ય-સમર' કહેવા જેટલી એની તૈયારી પણ ન હતી. તેથી આપણે હારી ગયા. આપણા આ પરાભવથી અંગ્રેજોએ પૂરો ફાયદો ઉઠાવ્યો અને ત્યારથી અંગ્રેજી

રાજ્યનો પાયો અહીં મજબૂત થયો.

આપણા આ પરાજયનાં બાર વરસ પછી અંગ્રેજી આક્રમણનો પરાભવ કરનાર એક સમર્થ પુરુષ અહીં પેદા થયા. તે હતા સ્વામી વિવેકાનંદ. ૧૮૫૭નો આપણો પરાજય માત્ર સામરિક ન હતો. એ પૂરેપૂરો નૈતિક પરાભવ હતો. તે વખતના આપણા સમાજના કેટલાય પ્રતિષ્ઠિત લોકોએ અંગ્રેજી રાજ્યનું પ્રસન્નપણે સ્વાગત કર્યું હતું. એ રાજ્યનાં સ્તુતિ-સ્તોત્રો પણ ગાયાં હતાં. લોકહૃદયમાં અંગ્રેજો વિશે નિંદા તથા ઘૃણા ભરેલી હોવા છતાં તે વખતના એક મહારાષ્ટ્રી કવિએ 'धरातळीं इंग्रजांसरिखा प्रभु नाहीं दुसरा' એવું ગીત ગાયું હતું. અંગ્રેજોનો વિજય થયો અને મહારાષ્ટ્રમાં જ્યારે પેશ્વાઓનું રાજ્ય તૂટ્યું, ત્યારે ખુશાલી મનાવવા માટે અંગ્રેજોએ દક્ષિણા વહેંચી. તે લેવા સારુ વેદ-શાસ્ત્ર-સંપન્ન શાસ્ત્રીઓ પણ દોડી ગયેલા. આટલી હદ સુધી આપણે હૃદયથી હારી ગયા હતા. હું મહારાષ્ટ્રનો છું એટલે મહારાષ્ટ્રની વાત કહી. ભારતના બીજા ભાગોમાં આના કરતાં કાંઈ વધારે સારી સ્થિતિ ન હતી.

ઈશ્વરની રચના જ એવી છે કે જ્યારે એકાદ અનિષ્ટ વસ્તુ પેદા થાય છે તે જ વખતે એનું નિવારણ કરનારો ઈલાજ પણ જન્મ લે જ છે. કોંકણનો જ દાખલો લઈએ. અહીં નારિયેળ સાથે કોકમનાં ઝાડો પણ ઊગે છે. નારિયેળને લીધે પિત્તવૃદ્ધિ થાય છે. તેનું શમન કોકમ ખાધેથી થાય છે. ઔષધિવિદ્યાના જાણકારો કહે છે કે વનમાં જ્યાં વિષનાં ઝાડો ઊગે છે ત્યાં આસપાસમાં જ અમૃતનું કામ આપનારી વનસ્પતિ પણ જડતી હોય છે.

સ્વામી વિવેકાનંદ પહેલાં આપણા દેશમાં મોટા મોટા નેતા અને દેશભક્ત થઈ ગયા. પણ ભારતની દરેક દિશામાં જઈને, દરેક ગામની સ્થિતિ જોઈને, લોકોનાં ઘર ઘરનો રોટલો ખાઈને લોકસ્થિતિનો સંપૂર્ણ અનુભવ જો કોઈએ સર્વપ્રથમ લીધો હોય તો તે સ્વામી વિવેકાનંદે જ લીધો છે.

કૉલેજમાં તેઓ ભણતા ત્યારે સંશય-અસંશયની જાળમાં તેઓ સપડાયા. તે જ વખતે એમણે પોતાની સાધના શરૂ કરી. શ્રીરામકૃષ્ણ પરમહંસે એમના સંશયનું નિવારણ કર્યું અને ત્યાર પછી તેઓ દેશદર્શને નીકળ્યા. દેશદર્શન દરમ્યાન મુસલમાનનાં ઘરનો તેમ જ ખ્રિસ્તી લોકોનાં ઘરનો પણ રોટલો એમણે ખાધો, ગરીબના ઘરનો રોટલો ખાધો અને રાજમહેલોમાં પણ જમ્યા. સજ્જન-દુર્જન, મહાત્મા-દુરાત્મા બધી જાતના લોકો એમણે જોઈ લીધા.

આમ દેશની અને સમાજની સંપૂર્ણ સ્થિતિ જોઈ લીધા પછી પોતાનો આત્મવિશ્વાસ એમણે દૃઢ કર્યો. દેશની દુઃસ્થિતિ જોઈને એમનામાં નાસ્તિકતાનો ઉદય ન થયો. ઊલટું, આપણને ફોલી ખાનારી વિદ્યા જ્યાંથી આવી ત્યાં જઈને પોતાના આત્મતેજ તથા બ્રહ્મતેજ વડે એમણે દુનિયાને આશ્ચર્યચકિત કરી દીધી. કોઈ પણ સિફારસ કે સંસ્થાનું બળ એમની પાછળ ન હતું. કેવળ પોતાની

જ શક્તિથી એમણે વિદેશની યાત્રા કરી અને 'દુનિયાના કોઈ પણ ધર્મ કરતાં ભારતનો ધર્મ ઓછો મહાન નથી; કોઈ પણ સંસ્કૃતિ કરતાં ભારતીય સંસ્કૃતિ ઊતરતી નથી; બલ્કે શ્રેષ્ઠ જ છે અને તેની પાસેથી દુનિયાને શીખવા જેવું ઘણું છે' એ એમણે દુનિયાના મન પર ઠસાવી દીધું.

આનું પરિણામ એ આવ્યું કે વિદેશના કેટલાક લોકો એમના શિષ્ય બન્યા. આ લોકોએ એમનાં ચરણોમાં બેસી એમનો ઉપદેશ પણ લીધો. સ્વામીજીએ પશ્ચિમમાં જે કીર્તિ મેળવી, એના પડઘા ભારત સુધી પહોંચ્યા. અને પરિણામે આપણા લોકોમાં પોતાની સંસ્કૃતિ વિશે વિશ્વાસ પેદા થયો.

આટલું જ કરીને સ્વામીજી અટક્યા નહીં. દેશભરમાં એમણે અદ્વૈતાશ્રમ અને સેવાશ્રમ જેવી સંસ્થાઓ સ્થાપી અને સંન્યાસાશ્રમને નવી રીતે પુનરુજ્જીવિત કર્યો.

સ્વામીજીના આ કામનું મહત્ત્વ સમજી લેવા માટે આપણે અહીં 'વર્ણ' અને 'આશ્રમ' નામની ભારતીય જીવનવ્યવસ્થા વિશે ફરી એક વાર વિચાર કરવો જોઈએ.

ગીતાએ 'જાતિધર્મ' અને 'કુલધર્મ'ને 'શાશ્વત' કહ્યા છે. વર્ણધર્મ ત્યાર પછી આવ્યો. વર્ણવ્યવસ્થા સાથે આશ્રમવ્યવસ્થા પણ ચાલી. ભગવદ્‌ગીતામાં ચાર વર્ણોનો ઉલ્લેખ વિસ્તારથી આવે છે, પણ આશ્રમનો ઉલ્લેખ નહીં જેવો છે. બલ્કે પૂરી ગીતામાં ચાર આશ્રમનો પુરસ્કાર ક્યાંય મળતો નથી, એમ જ કહેવું પડે. અગ્નિ ઉપાસના છોડીને જે સંન્યાસ લેવાય છે એનો સહેજ ઉલ્લેખ ગીતામાં મળે છે ખરો પણ ગીતાના ભગવાને સંન્યાસ 'આશ્રમ'ને બદલે સંન્યાસ 'યોગ'નો જ પુરસ્કાર કરેલો છે. કેટલું આશ્ચર્ય કે આખી ગીતામાં 'આશ્રમ' શબ્દ પણ નથી.

વેદવિદ્યાના આગ્રહી જે 'પૂર્વ-મીમાંસાવાદી' હતા તેમણે તો 'સંન્યાસ આશ્રમ'નો સ્વીકાર જ કદી કર્યો ન હતો. ઊલટું સંન્યાસાશ્રમને એમણે ચોખ્ખું ગાંડપણ જ માન્યું હતું. બીજા લોકોએ સિદ્ધાંત તરીકે સંન્યાસાશ્રમને સારો કહ્યો હશે, કદાચ. પણ મધ્યકાલીન શાસ્ત્રકારોએ તો સંન્યાસ આશ્રમ 'કલિવર્જ્ય' છે, એટલે કલિયુગમાં 'ચાલવાનો નથી, ન ચાલવો જોઈએ' એમ કહીને એને કોરે જ મૂકી દીધો.

પછી બૌદ્ધ જાગૃતિના દિવસ આવ્યા અને બૌદ્ધોએ તથા જૈનોએ શ્રમણ-સંસ્કૃતિ શરૂ કરી. ત્યારે શંકરાચાર્યે વિચાર કર્યો કે સંન્યાસ આશ્રમ કલિ-વર્જિત થયો હોય તોપણ, એ ફરી ચલાવવા જેવો છે, એને ફરી ચલાવવો જ જોઈએ. એમણે હિન્દુ ધર્મને સંગઠિત કર્યો અને દેશમાં જુદી જુદી જગ્યાએ સંન્યાસીઓના દસ મઠ અથવા અખાડા સ્થાપ્યા. શંકરાચાર્યની આ વ્યવસ્થા આજે પણ માન્ય-પણે ચાલે છે. પણ પહેલાં જેવું તેજ એનામાં રહ્યું નથી. પછીના સંતોએ તો

ભક્તિમાર્ગનો અને જ્ઞાનમાર્ગનો પુરસ્કાર કરીને સંન્યાસ આશ્રમનું મહત્ત્વ જ ઓછું કરી નાખ્યું. એટલું જ નહીં પણ એને લગભગ ઉપેક્ષિત કરી મૂક્યો. ત્યાર પછી સંન્યાસીઓની પરંપરા ચાલી ખરી, પણ 'પરંપરા' કહેવડાવવા પૂરતી જ.

આગળ જતાં, દેશમાં જાગૃતિ આણવા માટે પરિવ્રાજકોની જરૂર છે એ સર્વ-પ્રથમ લાગ્યું સ્વામી વિવેકાનંદને જ — અને તેમણે આ આશ્રમને ફરીથી એક નવું રૂપ આપ્યું. એમણે એક નવી જ પ્રણાલી શરૂ કરી. એમણે કહ્યું કે સંન્યાસીઓ રહે અદ્વૈતાશ્રમમાં, પણ કામ કરે સેવાશ્રમો મારફત. સ્વામી વિવેકાનંદે 'કર્મપ્રવણ સેવાપરાયણ સંન્યાસાશ્રમ' ચલાવ્યો એમ જ કહેવું જોઈએ. નવા સંન્યાસીઓને એમણે કહ્યું કે સંન્યાસાશ્રમમાં રહી આપણે બાગમાં શાકભાજી પણ ઉગવવાપણું છે અને સાથે સાથે મંદિરમાં જઈને ધ્યાન પણ કરવું છે. આપણે નૈતિક સૈનિકો પણ થવાનું છે અને સેવક પણ બનવાનું છે. આવી રીતે નવા સંન્યાસીઓ મારફતે સ્વામીજીએ સંપૂર્ણ સમાજ બદલવાનું પોતાનું યુગકાર્ય શરૂ કર્યું.

વિવેકાનંદ પાસેથી પ્રેરણા લીધા પછી રવીન્દ્રનાથે શાન્તિનિકેતનમાં બ્રહ્મચર્યાશ્રમ-ની સ્થાપના કરી. શ્રી અરવિંદે પોંડિચેરીમાં પોતાનો એક આશ્રમ સ્થાપ્યો અને ગાંધીજીએ સત્યાગ્રહાશ્રમ ચલાવ્યો (વિનોબાએ ગયાં બાર વરસમાં છ નવા આશ્રમો સ્થાપ્યા છે). ખરું જોતાં આ બધા આશ્રમો એટલે આપણા આધ્યાત્મિક-સામાજિક જીવનનાં પ્રયોગાલયો જ છે. વિજ્ઞાન માટે જે પ્રમાણે પ્રયોગશાળાની જરૂર હોય છે તે જ પ્રમાણે સમાજના વિકાસ અને ઉત્થાન માટે આશ્રમોની જરૂર છે.

સ્વામી વિવેકાનંદનું હૃદય ખરેખર ઓળખવું હોય તો એમણે લખેલા ખાનગી કાગળો વાંચવા જોઈએ (એ એકત્ર પ્રસિદ્ધ થયેલા મળે છે). સ્વામી વિવેકાનંદને સમજવા માટે બે ગ્રંથો ખૂબ ઉપયોગી છે: એક તો એમના પત્રોનો સંગ્રહ, અને બીજો, ભગિની નિવેદિતાએ લખેલો 'The Master as I saw him.' ભગિની નિવેદિતાની આ ચોપડીમાં સ્વામી વિવેકાનંદના જીવનની 'જ્વલંત મશાલ' જોવા મળે છે.

વિવેકાનંદનું જીવન બહુ જલદી પૂરું થયું. ચાળીસ વરસ પૂરાં કર્યાં પહેલાં જ તેઓ ઇહલોક છોડી ગયા. પણ આટલી નાની અવધિમાં એમણે અતિશય ત્વરાથી પોતાનું ભારતવ્યાપી કામ કર્યું : તેમનું જીવન બધી રીતે એક કૃતાર્થ જીવન હતું.

જ્યારે મહાપુરુષોનો વિચાર આપણે કરીએ છીએ ત્યારે માના પેટમાંથી એમનો જન્મ ક્યારે થયો એનું ઝાઝું મહત્ત્વ હોતું નથી. આપણે એ વિચારવું જોઈએ કે એમણે તમારા-અમારા હૃદયમાં ક્યારે જન્મ લીધો? મારા પૂરતું હું કહી શકું કે, સ્વામીજીએ મને નાસ્તિકતામાંથી ઉગાર્યો. ઈશ્વર વિશેનો અવિશ્વાસ જાહેરપણે વ્યક્ત કરવાના એ મારા દિવસો હતા. માણસના જીવનમાં એવી જાતના દિવસોનું આવવું પણ કોક વાર જરૂરી હોય છે, આવી જાતની નાસ્તિકતા મારામાં ઊગી ન હોત તો

હું કેવળ પરંપરાનો ઉપાસક અને રૂઢિવાદી આસ્તિક જ બનીને રહી ગયો હોત. તે દિવસો આવ્યા અને ચાલી પણ ગયા.

ઈશ્વર ઉપરની મારી શ્રદ્ધા ફરી જગાડી તે પ્રથમ ન્યાયમૂર્તિ રાનડેનાં ધર્મ-પ્રવચનોએ અને પછી સ્વામી વિવેકાનંદે. મારો ઉદ્ધાર કરનારા, મારા હૃદયને જાગ્રત કરીને આગળ લઈ જનારા યુગપુરુષ તે સ્વામી વિવેકાનંદ જ હતા. એમની તેજસ્વી વાણીએ મને જાગ્રત કર્યો.

આપણા યુગનું આ મહાન કાર્ય કરનારા સ્વામી વિવેકાનંદ એકલા જ નહોતા. ત્રણ આત્માઓએ મળીને આ કાર્ય કર્યું છે. શ્રીરામકૃષ્ણદેવે આપણને વેદાન્તના અધ્યાત્મનો મર્મ આપ્યો. સ્વામી વિવેકાનંદે આ અધ્યાત્મનો વિનિયોગ માનવસેવા માટે કરી બતાવ્યો. ભગિની નિવેદિતાએ એનું સમાજશાસ્ત્ર આપણને આપ્યું. આ ત્રિમૂર્તિનો એકત્ર વિચાર આપણે કરવો જોઈએ. ત્રણેયનું સાહિત્ય એકત્ર વાંચવું જોઈએ. એ એકસાથે વાંચવાથી જ તે વખતના એમના કાર્યની – માનવકાર્યની યથાર્થ કલ્પના આજના લોકોને મળી શકશે.

શ્રીરામકૃષ્ણ અત્યંત કુશળ ગુરુ હતા. કોઈ ખાસ શિષ્યને, એને અનુકૂળ સાધના-ઉપાસના સમજાવતી વખતે તેઓ પોતાના બીજા શિષ્યોને ત્યાં હાજર પણ રહેવા ન દેતા. પરમહંસના ગયા બાદ પોતાના બધા ગુરુભાઈઓને સાથે લઈને ચાલવાનું અને એમનું એક આધ્યાત્મિક કુટુંબ બનાવવાનું કામ સ્વામી વિવેકાનંદે કર્યું.

ચાર ચાર વાર લગ્ન કરનારા ગૃહસ્થો પણ ઘણી વાર નિપુત્રિક હોય છે. પણ સંન્યાસીઓની પરંપરા કદી જ નિપુત્રિક રહી નથી. આપણા આ ભારતદેશમાં સંન્યાસીઓની પરંપરા અખંડ ચાલતી આવી છે.

હિન્દુ ધર્મની જાગૃતિ સાથે સ્વામી વિવેકાનંદે બીજા બધા પ્રધાન ધર્મો આગળ આદર સાથે માથું નમાવ્યું એ ભારતીય સમાજના હિતની દૃષ્ટિએ અતિશય મહત્ત્વની વાત છે. ઈસ્લામ, યહૂદી, ખ્રિસ્તી, બૌદ્ધ, જૈન બધા જ ધર્મોને એમણે પોતાની શ્રદ્ધા અર્પણ કરી છે. જે ધર્મનો જે વિશેષ દિવસ આવે તે દિવસે એમણે પોતાના આશ્રમની ઉપાસનામાં ફેરફાર કર્યો છે. ક્રિસમસને દિવસે, રામકૃષ્ણ પરમહંસની છબીમાં ઈસુ ખ્રિસ્તને જોવો એ સ્વામી વિવેકાનંદની નવી સાધના છે. રામકૃષ્ણ પરમહંસે ખ્રિસ્તી, ઈસલામી વગેરે સાધનાઓ પોતે સ્વીકારી-અજમાવી અનુભવે કહ્યું છે કે, 'બધા ધર્મો ખરા છે.' આ જ અનુભવનો પ્રચાર પોતાની સંસ્થાઓ દ્વારા સ્વામી વિવેકાનંદે કર્યો. વિવેકાનંદ પછી મહાત્મા ગાંધીજીએ પોતાની આશ્રમની પ્રાર્થનામાં બધા ધર્મોની પ્રાર્થના એકત્ર કરી સર્વ-ધર્મ-સમ-ભાવ ચલાવ્યો. હવે આપણે કહેવા લાગ્યા છીએ કે સર્વ-ધર્મ-સમભાવથી પણ આગળ જઈ હવે આપણે 'સર્વ-ધર્મ-મમભાવ' દૃઢ કરવાનો છે. આજે દુનિયામાં બધા ધર્મોમાં એક જાતનું 'શીતયુદ્ધ' ચાલી રહ્યું છે. આફ્રિકાના કેટલાક ભાગમાં

ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે મૌન સંઘર્ષ અથવા સ્પર્ધા અને જબરદસ્ત હરીફાઈ ચાલુ છે. ત્યાં જઈને સમન્વય દ્વારા શાંતિ સ્થાપવાનું કામ ભારત કરશે? એક જ ગ્રંથ, એક જ પ્રેષિત અને એક જ પ્રકારની સાધના જે લોકો માને છે તે લોકોનો આખરે એક પંથ બને છે. 'વ્યાપક ધર્મ' તો બધા જ પેગંબરોની વાણીનો આદરપૂર્વક સ્વીકાર કરે છે.

સ્વામીજી કેવળ દાર્શનિક તત્ત્વજ્ઞાની ન હતા. સંગીતના પણ તેઓ સારા જાણકાર હતા. ગાયનવાદન તો જાણતા જ હતા. તે સિવાય કુસ્તી પણ સારી પેઠે જાણતા હતા. દસ દસ વરસના પ્રયત્ને જે કામ બીજા લોકો દ્વારા થઈ ન શક્યું હોય તે કામ એમણે એક એક વર્ષમાં પાર પાડ્યું. તેથી જ હું કહું છું કે સ્વામી વિવેકાનંદ, સાચા અર્થમાં, યુગપુરુષ હતા. માત્ર ભારતના જ યુગપુરુષ નહીં, આખી દુનિયાના યુગપુરુષ તેઓ હતા. એમના જીવનથી, એમના કાર્ય પાસેથી અને એમના સાહિત્ય પાસેથી આજે પણ આપણે પ્રેરણા લેવી જોઈએ અને એમનું શરૂ કરેલું યુગકાર્ય આગળ ચલાવવું જોઈએ.

## ૨૮. ભારત સેવક ગોખલેજી

૧

ગોખલેજીને ઈહલોક છોડ્યાને તેર વરસ થઈ ગયાં. આ તેર વરસમાં દેશમાં કેટલું પરિવર્તન થયું છે! ગોખલેની અથવા તે વખતની આપણી કલ્પનામાં પણ ન આવત કે હિંદુસ્તાન આ તેર વરસમાં આટલી પ્રગતિ કરશે, અને આટલાં વીતકો અનુભવશે. સાધારણ રીતે જે ફેરફાર એકબે સૈકાઓમાં થાય છે તે એક દાયકામાં થઈ ગયો છે. તેથી હવે ગોખલેના જીવનની વિગતો આપણને જૂની જૂની લાગે છે. છતાં એમના જીવનનો સંદેશો હજી જૂનો થયો નથી, એટલી એક જ વાત એમના જીવનની મહત્તા સમજવા માટે બસ છે. ઈશ્વરે એમને જન્મતઃ અનુકૂળ સંજોગો આપ્યા ન હતા. ભારે ગરીબાઈમાં એમને કેળવણી મેળવવી પડી હતી. અને ખૂબ ગોખી કાઢે ત્યારે જ યાદ રહે એવી એમની સ્થિતિ હતી. છતાં અસાધારણ ઉદ્યોગ અને ખંતથી એમણે પ્રતિકૂળ સંજોગોને પોતાની ઉન્નતિનાં પગથિયાં બનાવ્યાં.

દેશની ઉત્તમ સેવા કેળવણી દ્વારા જ થઈ શકે છે એમ માનનાર મહારાષ્ટ્રના દીર્ઘદૃષ્ટિ યુવાનો સાથે જોડાઈને ગોખલેજીએ ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસરનું કામ કરતા છતાં હમેશાં પ્રિન્સિપાલની સ્થિતિ ભોગવી. અને પોતાની પ્રતિભાનો પરિચય આપ્યો. રાજદ્વારી હિલચાલમાં તેઓ પહેલેથી જ રસ લેતા હતા, અને તે વાટે તેમણે દેશની કીમતી સેવા કરી. તેમાં પણ હિંદુસ્તાનની ગરીબાઈ અને હિંદુસ્તાનનું

અજ્ઞાન દૂર કરવા પાછળ જ તેમણે પોતાની બધી શક્તિ એકાગ્ર કરી હતી. અજ્ઞાન દૂર કરવા માટે જેમ તેમણે અધ્યાપનનું વ્રત લીધું તેમ દેશની ગરીબાઈ દૂર કરવા માટે તેમણે સ્વેચ્છાએ ગરીબાઈ પણ ધારણ કરી, અને એ વ્રત લેનાર સેવકોનો એક સમાજ સ્થાપ્યો. ધાર્મિક વિધિઓ અને માન્યતાઓની કડાકૂટમાં પડ્યા વગર તેમણે જીવનને અને રાજકારણને ધાર્મિકતાનો પાયો આપ્યો. રાનડેના શિષ્ય અને ગાંધીજીના ગુરુ ધર્મવિમુખ દેખાય તોયે ધર્મશૂન્ય હોઈ જ ન શકે.

વિદ્યાર્થીદશાની એમની વિદ્યાનિષ્ઠા, સ્વમાન જાળવવાની તેજસ્વિતા અને લાગણીની કોમળતા વિદ્યાર્થીઓ માટે અનુકરણીય તો છે જ; પણ વિદ્યાર્થીદશા પછીનો એમનો જીવનપ્રવેશ પણ વિદ્યાર્થીઓએ સમજી લેવો ઘટે છે.

કેળવણી પૂરી કર્યા પછી જીવનમાં પ્રવેશ કરવાનો પ્રસંગ જ્યારે આવે છે ત્યારે ક્યા યુવાનને મૂંઝવણ જણાતી નથી? શિયાળામાં ઠંડા પાણીમાં નહાવા ઊતરતાં પહેલાં જેવો સંકોચ થાય છે તેવો સંકોચ, જીવનસંકોચ, દરેક મુગ્ધ તરુણને થાય છે. અસાધારણ શક્તિ હોય, દિવ્ય દૃષ્ટિ હોય તે તો પોતાને માટે બધું જ ક્ષેત્ર ઉત્પન્ન કરે છે, પણ હમેશનો સાધારણ જીવનપ્રવેશ સહેલો નથી હોતો. સમાજના ચાલતા યંત્રમાં પોતાનું પૈડું ઘુસાડી દેવું એ સહેલી વાત નથી હોતી. યુવાનો આગળ એવે વખતે બે માર્ગ હોય છે: કાં તો આથડાઆથડી કરીને તે પોતાનો પ્રવેશ સાધી લે છે; અથવા વૃદ્ધસેવાનો માર્ગ ગ્રહણ કરે છે. સમાજ-કાર્યમાં જેઓ પ્રતિષ્ઠિત થયા છે તેમને, તેમની ઉંમર નાની હોય કે મોટી, આપણાં શાસ્ત્રોમાં વૃદ્ધ કહેલા છે એવા વૃદ્ધોની સરદારી તળે તેમની ઇચ્છા અને દોરવણી અનુસાર કાર્ય કરવું, અને તે રીતે કીમતીમાં કીમતી અનુભવ મેળવવો, એનું નામ વૃદ્ધસેવા. લોકમાન્ય ટિળકને પ્રસંગવશાત્ પહેલો રસ્તો લેવો પડ્યો હતો. એમના સાથી ચિપળૂણકર બહુ જ વહેલા ગુજરી ગયેલા. ત્યાર પછી ટિળકને હમેશાં કોક વાર રાનડે સાથે તો કોક વાર ભાંડારકર સાથે, કોક દિવસ વાચ્છા સાથે તો કોક દિવસ ફિરોજશા મહેતા સાથે આથડવું પડતું. આવી આથડામણને લીધે તેમનામાં અખાડાબાજી આવી ગઈ હતી. રાજકારણમાં તેઓ પ્રતિવાદી ભયંકર મલ્લ થયા હતા.

સૌમ્ય ગોખલેનો રસ્તો વૃદ્ધસેવાનો હતો. એમને વૃદ્ધોના અનુભવનો અને પ્રતિષ્ઠાનો વારસો સ્વાભાવિક રીતે મળી ગયો. વૃદ્ધોના આશીર્વાદની હૂંફ હમેશાં મળતી હોવાથી, અને તેમના છત્ર તળે કામ કરવાનું હોવાથી એમનામાં લોકમાન્યનું ખડતલપણું ન હતું. છતાં એમનું જીવન કષ્ટમય ન હતું એમ નહીં. આળી લાગણીને લીધે એમને સામાન્ય માણસ કરતાં વધારે સોસવું પડતું. માફી પ્રકરણ પછી દેશે એમના પર જે ફિટકાર વરસાવ્યો તે સહન કરતાં તેમને કેટલાં કષ્ટ પડ્યાં હશે તેની કલ્પના તેમના જેવી કોમળ લાગણીવાળા જ કરી શકે. આમ છતાં તેમનું સેવાવ્રત અડગ રહ્યું અને પોતાના દેશવાસીઓ પરનો તેમનો વિશ્વાસ પણ ઓછો ન થયો. યજ્ઞ-

મંડપમાં બળિ પહોંચે તેમ માફી પછીની મહાસભામાં તેઓ જઈ પહોંચ્યા, અને અસાધારણ નમ્રતાથી તેમણે સમાજે વરસાવેલા શરમના પોકાર ઝીલી લીધા. એમની સમાજ પરની શ્રદ્ધા આખરે સિદ્ધ પણ થઈ ચૂકી. એ જ મહાસભાએ આગળ જતાં બનારસમાં તેમને પોતાના પ્રમુખ ચૂંટયા.

ગોખલે વિશે એમના જીવતાં ગેરસમજ ઘણી રહેલી. અને કયા સમાજસેવક વિશે એમ નથી બન્યું? છતાં લોકમાન્ય ટિળક જેવા પ્રતિસ્પર્ધીએ પણ જેની કદર કરી છે તેને વિશે સમાજમાં ગેરસમજ રહી તોયે શું? અને ન રહી તોયે શું? જ્યારે ગોખલેનો સ્વર્ગવાસ થયો ત્યારે લોકમાન્યે મહાભારતની એક જ લીટીમાં એમને વિશેની પોતાની કદર પૂરેપૂરી વ્યક્ત કરી હતી :

मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम्।

એવા તેજસ્વી તારાની પુણ્યતિથિ આજે આપણે ઊજવીએ છીએ, જેથી આપણને એનું સ્મરણ રહે. માણસ જીવતો હોય છે ત્યારે ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન વૃત્તિવાળું એનું વ્યક્તિત્વ આપણી વચ્ચે વિચરતું હોય છે. નશ્વર દેહ પડ્યા પછી એનું નામ અને સ્મરણ રહે છે. કાળે કરીને એ પણ ભૂંસાઈ જાય છે, અને ફક્ત એનું કાર્ય જ રહે છે. અને જેમ અન્ન પોતાનું કાર્ય પૂરું કરી પુષ્ટિ રૂપે જ રહી જાય છે, તેમ જ્યારે એ કાર્ય પણ સમાજમાં વ્યાપક થઈ જાય છે ત્યારે એનું વિશિષ્ટ સ્વરૂપ જેવું કશું જ રહેતું નથી. આ એક રીતે નિર્વાણ જ છે. આવા નિર્વાણની ઇચ્છા દરેક કરે.

૧૯–૨–'૨૮

## ૨૯. પ્રભામંડળ

['ભારતસેવક ગોખલે'*ની પ્રસ્તાવના]

ગોખલેજી વિશે જાણવું હોય તો એમના સાથીઓ વિશે અને શિષ્યમંડળ વિશે પણ જાણવું જોઈએ. ગોખલેજીએ લોકસેવાનો પ્રારંભ કર્યો કેળવણીના ક્ષેત્રથી. તે વખતે શ્રી ચિપળૂણકર, આગરકર અને ટિળક મહારાષ્ટ્રના જાહેર જીવનમાં એક નવી ભાત પાડતા હતા. એમને ખ્રિસ્તી જેસ્યુઇટ લોકોની પેઠે દેશસેવા માટે દીક્ષિત જીવન ગાળવું હતું, પણ એ મતાગ્રહી લોકસેવકો આખર સુધી સાથે ન રહી શક્યા. વિષ્ણુશાસ્ત્રી સરકાર સાથેના સંઘર્ષમાં પહેલવહેલા ઘસાયા અને એમણે ઇહલોક છોડયો. સામાજિક સુધારાની ધગશને કારણે આગરકર જુદા પડયા અને અનેક રીતે સામાજિક પજવણીના ભોગ થઈ પડયા. લોકમાન્યને પોતાના સાથીઓ

* લેખક શ્રી જુગતરામ દવે.

સાથે ન બન્યું એટલે એમણે ફર્ગ્યુસન કૉલેજ છોડી અને એની સાથે જેસ્યુઈટ જીવનનો આગ્રહ પણ છોડયો. ત્યાર પછીની પેઢીમાં જે લોકો ઝળકયા તેમાં ગોખલે, આપટે અને ગોળે એ ત્રણ જણ નામ લેવાલાયક થયા. આપટેએ સંસ્કૃત વિદ્યાની અપ્રતિમ સેવા કરી અને વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ સંસ્કૃત-અંગ્રેજી અને અંગ્રેજી-સંસ્કૃત એવા બે કોશો તૈયાર કરી એ મહેનતમાં જ તેઓ ખપી ગયા. પ્રિન્સિપાલ ગોળેએ 'બ્રાહ્મણો અને તેમની વિદ્યા' તેમ જ 'હિંદુ ધર્મ અને તેની સુધારણા' એવા બે પ્રતિભાપૂર્ણ ગ્રંથો લખી મહારાષ્ટ્ર સમાજની ભારેમાં ભારે સેવા કરી. એ બે ગ્રંથો કાલગ્રસ્ત થયા છતાં આજે પણ રસપૂર્વક વંચાય એવા છે, અને એ વાંચતાં આજે પણ ખાતરી થાય એમ છે કે એ ગ્રંથો લખનારનું ભેજું સમર્થ સમાજહિતૈષી હતું. ગોખલે ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર હતા. છતાં પ્રિન્સિ-પાલની પ્રતિષ્ઠા એમણે જ ભોગવી. એમણે ગણિત અને ઈતિહાસના તેમ જ રાજકારણના અધ્યાપક તરીકે નામના અવશ્ય મેળવી પણ એમનું મુખ્ય જીવનકાર્ય કેળવણીની ચાર દીવાલ બહાર જ થયું છે.

આપણા દેશમાં રાજદ્વારી નેતાપણું મોટે ભાગે કાયદાપંડિતોને જ વરતું આવ્યું છે, પણ કેળવણીના ક્ષેત્રમાંથી આગળ વધીને રાજદ્વારી ક્ષેત્રમાં દીપી નીકળનાર લોકોની પરંપરા પણ નાનીસૂની નથી. પિતામહ દાદાભાઈ, સુરેન્દ્રનાથ બેનરજી, અરવિંદ ઘોષ, ગોખલેજી અને એમના શિષ્ય નેક નામદાર શ્રીનિવાસ શાસ્ત્રિયાર, એ બધા કેળવણીના ક્ષેત્રમાં ઠીકઠીક અનુભવ લીધા પછી જ રાજદ્વારી ક્ષેત્રમાં પડેલા છે.

ગોખલેની શિષ્યપરંપરામાં કાર્યક્ષેત્રની વિવિધતા સહજે દેખાઈ આવે છે. શાસ્ત્રિયારે રાજદ્વારી ક્ષેત્રમાં અને સંસ્કારિતામાં ચઢી બતાવ્યું. પરાંજપેએ કેળવણીમાં તેમ જ રાજદ્વારી ક્ષેત્રમાં પોતાની ખાસ ભાત પાડી. શ્રી દેવધરે સહકારી સંસ્થાઓ સ્થાપવામાં અને સ્ત્રીકેળવણીમાં પહેલ કરી, જ્યારે નારાયણ મલ્હાર જોષીએ હિંદના મિલમજૂરોનો સવાલ પોતાનો કર્યો છે.

જેઓ ગોખલેના સહવાસમાં બહુ ન આવી શકયા પણ એમની જ પ્રેરણાથી સેવામય જીવન પસંદ કરી શકયા એવામાં ડૉ. દેવ અને ઠક્કર બાપા પ્રમુખ ગણાય. ડૉ. દેવ ગાંધીજીની ચંપારણની લડતમાં જોડાયા તે કારણે ગુજરાતમાં પરિ-ચિત થયા હતા. અને બાપાએ તો ગુજરાતને જ પોતાની સેવાભૂમિ બનાવી એટલે એમને વિશે ગુજરાતની જનતાને કશું કહેવાની જરૂર નથી. જેમને નામે પ્રજાએ માગતાંવેંત સવા લાખ રૂપિયા ભેગા કરી આપ્યા તેમની ઓળખાણ ગુજરાતની પ્રજાને આપવાપણું હોય નહીં. પણ ગોખલેજીના શિષ્યોનું નામ દેતી વખતે આ મૂક સેવકનો ઉલ્લેખ તો થવો જ જોઈએ

એ ઉપરાંત દેશી રાજ્યોની હિલચાલ ચલાવનારા; 'જ્ઞાનપ્રકાશ' અને 'સર્વન્ટ ઑફ ઈન્ડિયા' જેવાં છાપાં ચલાવનારા; આર્યભૂષણ જેવા પ્રેસને ચલાવવામાં જ દેશસેવાનો ઉચ્ચ સંતોષ મેળવનારા; એવા એવા ગોખલેના અનેક શિષ્યો થયા છે

અને હજીયે એ પરંપરા ચાલુ છે. આજે ગોખલેજીની સોસાયટી હૃદયનાથ કુંજરુ ચલાવે છે. મુંબઈના શ્રી નટરાજન એ કાંઈ ગોખલેના શિષ્ય ન ગણાય છતાં ગોખલેની અસર તળે આવનારા લોકોમાં વખતે એમનું નામ લેવાય. શ્રીમતી સરોજિની નાયડુ પણ એ રીતે પોતાનું નામ નોંધી શકે છે. આવો મોટો શિષ્ય-વિસ્તાર હોવા છતાં, शिष्यात् इच्छेत् पराजयम् અથવા शिष्ये इच्छेत् पुनर्भवम् એ સૂત્રોનો જો કાંઈ પણ અર્થ હોય તો ગોખલેના એકમાત્ર શિષ્ય તે ગાંધીજી જ છે."

એક જ ગુરુના બે ચેલાઓમાં ગમે તેટલો મતભેદ, સ્વભાવભેદ, અને દૃષ્ટિ-ભેદ હોય તોયે તેઓ એકબીજાને ચાહી શકે છે અને એમની વચ્ચે અતૂટ પ્રેમ-ગ્રંથિ ટકી શકે છે. એનો દાખલો આપણને ગાંધીજી અને શ્રીનિવાસ શાસ્ત્રિયારના સંબંધમાં મળે છે. દેશભક્તિ અને ગોખલેભક્તિ આ મોટી બે વસ્તુઓ બાદ કરીએ તો આ બે જણ વચ્ચે સામ્ય કરતાં વૈધર્મ્ય જ વધારે દેખાઈ આવશે.

ગોખલેજીના શિષ્યોએ રાજકારણમાં કોઈ ખાસ પ્રભાવ પાડચો નથી, પણ અમુક ઢબનું રચનાત્મક કાર્ય તેઓ જરૂર કરતા આવ્યા છે. ગાંધીજીએ રચનાત્મક કાર્યને ઉગ્રમાં ઉગ્ર રાજદ્વારી હિલચાલનો પાયો જ બનાવી દીધો છે; પણ એ રચનાત્મક કાર્યક્રમ જુદો.

*

ન્યાયમૂર્તિ રાનડેના શિષ્ય ગોખલે અને ગોખલેના શિષ્ય ગાંધી, એવી શિષ્ય-પરંપરા મનાય છે. ન્યાયમૂર્તિ રાનડેએ ઘણા લોકો ઉપર અસર પાડી. એમના વખતના મહારાષ્ટ્રની તમામ પ્રવૃત્તિઓ ઉપર રાનડેની ઓછીવત્તી અસર હતી જ. તેમાંય ગોખલેનું તો આખું ઘડતર — રાજકીય ઘડતર — રાનડેને હાથે થયું હતું.

પણ તેવી જ રીતે ગાંધીજીનું ઘડતર ગોખલેજીને હાથે થયું હતું એમ ન કહેવાય. ગાંધીજીનું ઘડતર એમનું પોતાનું જ છે. છતાં આ ત્રણેમાં એક પ્રકારની પરંપરા શોધી શકાય છે.

રાનડે જ્યારે કૉલેજના વિદ્યાર્થી હતા અથવા ફેલો હશે તે વખતે, સ્વાતંત્ર્ય-પ્રિયતાની અથવા મતસ્વાતંત્ર્ય પ્રત્યે આદર રાખવાની અંગ્રેજોની ખાસિયત ઉપર તેઓ મોહિત થયા હશે. એટલે તેમણે એક અંગ્રેજી નિબંધમાં હિંદમાંની બ્રિટિશ રાજ્યપદ્ધતિની સારી પેઠે ઝાટકણી કાઢી. એમને તરત અનુભવ થયો કે ગુરુ અંગ્રેજ અને અમલદાર અંગ્રેજ નોખા હોય છે. એમના પ્રિન્સિપાલે એ નિબંધ વાંચતાંવેંત રાનડેની શિષ્યવૃત્તિ બંધ કરી અને રાનડેને પોતાના જીવનનો પહેલો કીમતી પાઠ મળ્યો. આપણે જિતાયેલા છીએ અને રાજ્યકર્તાઓને સાચવીને જ બોલીચાલી શકીએ છીએ, એ વાત એમના ઉપર એવી તો ઠસી ગઈ કે આખા દેશની હિલચાલોમાં રસ લેવા છતાં તેમણે રાજ્યદ્વારી હિલચાલમાં પ્રત્યક્ષ ભાગ ન લીધો.

તરુણ ગોખલેએ પોતાના ગુરુ રાનડે સાથે મુસાફરી કરતાં એક વાર એમને પૂછ્યું કે, 'આપણે કેટલીયે અરજીઓ ઘડી સરકાર પાસે મોકલીએ છીએ પણ સરકાર એને ગણકારતી જ નથી. ત્યારે શા માટે અપમાનભરી રીતે આપણે ફરી ફરી એમની પાસે આ અરજીઓ મોકલતા જઈએ છીએ?' સમય જાણનાર ન્યાયમૂર્તિએ જવાબ વાળ્યો કે, 'આપણી અરજીઓ આપણે લખીએ છીએ અંગ્રેજોને ઉદ્દેશીને, પણ તે ઘડેલી હોય છે પ્રજાની કેળવણી માટે. પ્રજાને ખબર પડવી જોઈએ કે આપણે ક્યાં છીએ? આપણું દર્દ શું છે? આપણે શું ચાહવું જોઈએ અને શું માગવું જોઈએ? આ રીતે જ પ્રજા ઘડાશે.'

ના. ગોખલેને એક કીમતી કેળવણી મળી ગઈ. બીજી કેળવણી એમને મળી વેલ્બી કમિશન આગળ જુબાની આપી પાછા સ્વદેશ આવતાં. જે મિત્રોના કાગળનાં આધારે એમણે સરકારના લોકો ઉપર પૂનામાં અત્યાચાર કર્યાના આક્ષેપો કર્યા હતા તે મિત્રો એમને પડખે ઊભવાની હિંમત ન કરે એટલે માણસ શું કરે? એમણે મુક્તકંઠે, જરાસરખોયે શ્લેષ રાખ્યા વગર સરકારના લોકોની માફી માગી. આખું રાષ્ટ્ર એમના પર ચિડાયું, પણ અંતે એ પ્રસંગમાંથી ગોખલેને જ નહીં પણ આખા રાષ્ટ્રને એક કેળવણી મળી. જાહેર જીવનના મૂળભૂત સિદ્ધાંતો શીખ્યા વગર આગળ જવાય જ કેમ?

ગોખલેએ એક વાર કહ્યું હતું કે, 'દેશસેવાની પ્રાથમિક અવસ્થામાં અમે છીએ. સેવાને અંતે સફળતા પ્રાપ્ત કરનાર ભાગ્યશાળી લોકો હવે પછી આવશે. અમારા ભાગ્યમાં નિષ્ફળતાની પરંપરા દ્વારા જ દેશની સેવા કરવાનું લખેલું છે.' કડવા અનુભવ પછી જ ગોખલેએ પોતાના મન સાથે નક્કી કર્યું કે 'We must spiritualize politics', — દેશના રાજકારણમાં આધ્યાત્મિક વૃત્તિ ભરી દેવી જોઈએ, રાજકારણને ધર્મકારણ બનાવવું જોઈએ, રાજકીય સેવા સેવકનાં ચારિત્ર્યનાં બળે ચલાવવી જોઈએ.

ગાંધીજી આ પાઠ ગોખલે પાસેથી શીખ્યા નથી. પણ પોતાના જીવનમાં ખીલવેલો આ સિદ્ધાંત ગોખલેજીને પણ પસંદ છે; તેઓ પણ પોતાના અનુભવને અંતે એ જ નિર્ણય પર આવ્યા છે એમ જોઈ ગાંધીજીએ પોતાની નિષ્ઠા ગોખલેજી પ્રત્યે વાળી.

દરેક જુવાનને — ખાસ કરીને ગાંધીજી જેવા ભારતીય કૌટુમ્બિક સંસ્કૃતિમાં ઊછરેલા જુવાનના હૃદયને — શિરછત્ર રૂપ કોઈ ને કોઈ મુરબ્બીની જરૂર હોય જ. ઘર છોડીને વિલાયત ગયા એટલે ત્યાં એમણે પિતામહ દાદાભાઈને એ સ્થાને સ્થાપ્યા.

દક્ષિણ આફ્રિકાના હિંદુસ્તાનીઓની હાડમારી સ્વદેશ આગળ મૂકવા માટે જ્યારે તેઓ હિંદ આવ્યા ત્યારે પણ હિંદના રાજકીય જીવનમાં પ્રવેશ કરવા માટે એમને કોઈ મુરબ્બીની જરૂર હતી. એમના યુવાન હૃદયને જે જાતની ભૂખ હતી

તે તૃપ્ત કરનારા એમને ગોખલે જ મળ્યા. ગોખલેની કાર્યપદ્ધતિ જુદી, શ્રદ્ધા જુદી અને ગાંધીજીની જુદી; છતાં બંને વચ્ચે સુંદર સંબંધ બંધાયો. એનું એક કારણ બન્નેમાં રહેલી આધ્યાત્મિકતા છે. ગોખલેનાં ભાષણોમાં કે દૈનિક કાર્યક્રમમાં 'ધર્મ'ને જવલ્લે જ સ્થાન રહેતું, છતાં દીક્ષામય જીવન ગાળનારા તેઓ અધ્યાત્મને જોરે જ ટકી શકયા હતા. જે કામ કરવું હોય તેનો પૂરતો અભ્યાસ કરવો, ઝીણામાં ઝીણી વિગતો સમજી લેવી, ન્યાય ખાતર પ્રતિપક્ષી પ્રત્યે પૂરતી ઉદારતા કેળવવી, પરિણામ વિશે અધીરા ન થવું, અને દેશવાસીઓ કે પરદેશીઓ જેવા છે તેવા લઈને એમના પ્રત્યે અસંતોષ, ચીડ કે અકળામણ બતાવ્યા વગર કામ કર્યે જવું, એવી ખેલાડી વૃત્તિ બંનેમાં સમાન હતી. રમતમાં ખરાબ પાનાં પોતાના હાથમાં આવ્યાં એવી ફરિયાદ ન કરતાં, સારો રમનાર જેવાં પાનાં મળ્યાં તેવાંનો સારામાં સારો ઉપયોગ કરી પોતાની શક્તિનો પરિચય કરાવે છે. વૈદ્ય અને વકીલ પોતાના હાથમાં આવેલો કેસ અટપટો કે ગૂંચવણભરેલો છે એટલા ખાતર અકળાતો નથી, પણ વિશિષ્ટ પરિસ્થિતિમાં જે થઈ શકે એમ હોય તે બધું કરી છૂટે છે. તેવી જ રીતે આ બંને દેશસેવકો પણ એ જ નિષ્કામ, અનાસક્ત ભાવે સેવા કરવામાં માનવાવાળા હોવાથી બંને વચ્ચે સ્નેહગ્રંથિ બંધાઈ.

અને બન્નેનું કાર્ય જોતાં એમ જ કહેવું પડે છે કે ગાંધીજીએ પોતાના જીવનમાં ગોખલેજીની સુધારેલી, વધારેલી અને એ રીતે તદ્દન નવી જ બનેલી આવૃત્તિ કાઢી. ગોખલેજીની 'સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાયટી' એ અંગ્રેજી નામ વાળી સંસ્થાના આદર્શ અને નિયમો જુઓ અને ગાંધીજીના સત્યાગ્રહાશ્રમનાં વ્રતો અને નિયમો જુઓ. ગોખલેજીએ હથિયારબંધીના કાયદા સામે ઝુંબેશ ચલાવી, જ્યારે ગાંધીજીએ હથિયારોનું મહત્ત્વ જ નષ્ટ કરી એક નવું આધ્યાત્મિક શસ્ત્ર ઘડી, અજમાવી, હિન્દુસ્તાનને અને હિન્દુસ્તાન મારફતે દુનિયાને ભેટ ધર્યું. ગોખલેજીએ લશ્કરી ખર્ચ ઓછું કરવા માટે વરસોવરસ સરકારની આજીજી કરી. ગાંધીજીએ એ લશ્કરની ગરજ જ ન રહે એવી જાતની એક તેજસ્વી સંસ્કૃતિની દુનિયાને ઝાંખી કરાવી.

ગોખલેજીએ રાનડે પાસેથી મળેલી સ્વદેશી હિલચાલનો પુરસ્કાર કર્યો અને સ્વદેશી મિલોને ઉત્તેજન આપવા લોકોને તેમ જ સરકારને સૂચવ્યું. ગાંધીજીએ મિલવાળાઓની સ્વાર્થપરાયણતા અને મિલપરાયણ સંસ્કૃતિની ઘાતકતા ઓળખી ખાદી તેમ જ ગ્રામોદ્યોગની મૌલિક તેમ જ વ્યાપક હિલચાલો ચલાવી, અને સરકારને સાવ ભૂલી જઈ જનતાને જ એ જીવનપરિવર્તન માટે તૈયાર કરી. ગોખલેજીએ પ્રાથમિક કેળવણીનો સવાલ હાથમાં લીધો અને ચર્ચ્યો, અને દેશને કેળવણી ફરજિયાત અને મફત મળવી જોઈએ એ સિદ્ધાંતનો પુરસ્કાર કર્યો. ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણીનો આખો સવાલ હાથમાં લઈ દેશી ભાષા અને રાષ્ટ્રભાષાની પ્રતિષ્ઠા વધારી, અનેક વિદ્યાપીઠો સ્થાપ્યાં; અને અંતે ગ્રામોદ્યોગપ્રધાન અનુબંધી શિક્ષણ-

પદ્ધતિનો આવિષ્કાર કરી, રાષ્ટ્રીય મહાસભા તેમ જ સરકાર પાસે તેનો સ્વીકાર કરાવ્યો. અને અહિંસક સમાજમાં વિદ્યાર્થીઓની શ્રમદક્ષિણામાંથી કેળવણી અમુક અંશે મફત કરી શકાય એ બતાવ્યું.

ગોખલેજીએ લડી લડીને મીઠાવેરો થોડા સમય માટે ઓછો કરાવ્યો. ગાંધીજીએ મીઠા જેવી કુદરતની બક્ષિસ ઉપર વેરો હોય જ નહીં, હવા, પાણી અને મીઠું ત્રણેની મનુષ્યજાતને પૂર્ણ છૂટ હોવી જ જોઈએ, એ સિદ્ધાંત આગળ કરી મીઠા મારફતે સરકારની શેતાનિયત સામે યુદ્ધનો મોરચો માંડયો.

આમ પોતાના રાજદ્વારી દિશાદર્શક ગોખલેજીએ જે જે કામો હાથ ધર્યાં તે બધાંને દિવ્ય ઓપ આપી ગાંધીજીએ એકદમ ઉચ્ચ ભૂમિકા ઉપર ચડાવ્યાં અને ગોખલેજીના કૉલોનિયલ સેલ્ફગવર્નમેન્ટ(વસાહતી સ્વરાજ્ય)ના આદર્શને સબ્સ્ટન્સ ઑફ ઈન્ડિપેન્ડેન્સ (સ્વાતંત્ર્યના સાર) સુધી પહોંચાડી દીધો.

આનું નામ તે સત્‌શિષ્ય મેળવવાનું સદ્‌ભાગ્ય.

*

ગોખલેના સ્વભાવ વિશે પરસ્પર વિરોધી લાગતી એવી બે વસ્તુઓ આપણે સાંભળીએ છીએ. કેટલાક – ઘણાખરા – લોકોનો અનુભવ છે કે ગોખલેના સ્વભાવનો મુખ્ય ગુણ એની નિખાલસતા અને માધુર્ય છે. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનો સવાલ ઉઠાવી હિન્દુસ્તાનમાં જે પહેલવહેલી મુસાફરી કરી તે વખતે હિંદુસ્તાનના તમામ આગેવાનોમાં ગોખલેજીએ જ ગાંધીજીના મન પર વધારેમાં વધારે અસર કરી. ગાંધીજીએ શું ખાધું, શું પીધું એની પણ સંભાળ રાખવાનું તેઓ ચૂકતા નહીં.

જે રાષ્ટ્રપુરુષે, ભારત સેવક સમાજ જેવી આધ્યાત્મિક આદર્શવાળી સંસ્થા સ્થાપન કરી, અને દેશસેવા માટે જીવન અર્પણ કરનાર એવા લોકોનો સારોસરખો સંઘ ભેગો કર્યો, તે પુરુષના સ્વભાવમાં મીઠાશ અને અનેક લોકોને એકત્ર રાખવાની ઉદારતા હોવાં જ જોઈએ.

આમ છતાં ગોખલેજીમાં ખટાશ પણ સારા પ્રમાણમાં હતી એમ એમના નિકટ સહવાસમાં રહેનાર લોકો પાસેથી આપણે જાણીએ છીએ. વાત વાતમાં તેઓ ચિડાઈ જતા, પોતે અસ્વસ્થ થતા અને બીજાને પણ અસ્વસ્થ કરતા એમ કહેવામાં આવ્યું છે.

પોતાના પર થયેલી ટીકા તેઓ સહન તો કરતા પણ લાંબા વખત સુધી અસ્વસ્થ થયા વગર નહીં; એમ પણ કહેવામાં આવ્યું છે. એટલે સહેજે પ્રશ્ન ઊઠે છે કે, આમાં સાચી વસ્તુ શી હતી? શું એમનો સ્વભાવ મૂળે ખાટો હતો અને એને કાબૂમાં રાખવાનો ભગીરથ પ્રયત્ન કરી એમણે સ્વભાવનું માધુર્ય કેળવ્યું હતું? કે મીઠાશ એ જ એમના સ્વભાવની ખાસિયત હતી પણ પરિસ્થિતિ પરત્વે એમનામાં ખાટાપણું આવી ગયું હતું?

પહેલી વાત સાચી હોત તોયે આપણા મનમાં તેમને વિશે ભારે માન ઊપજત. જન્મજાત મૂળ સ્વભાવ કેવો હોય એના ઉપર માણસનો કાબૂ શી રીતે હોઈ શકે? પણ જેવો સ્વભાવ કુદરતે કે ઈશ્વરે આપ્યો એની સામે ઝૂઝીને પોતીકાંઓને તેમ જ વિરોધીઓને પોતાની મીઠાશથી જીતી લેવા જેટલી મધુરિમા કેળવવી એ કાંઈ નાનોસૂનો પુરુષાર્થ નથી. ક્રોધ ઉપર વિજય મેળવવો, ક્રોધ કાબૂમાં આણવો, એટલું કરતાં પણ માણસની એક જિંદગી ખપી જાય છે. ક્રોધ જીતવો એ માણસ માટે ગમે તેટલું અઘરું હોય તોયે અશક્ય નથી; પણ એ જીતની માત્રા મીઠાશ સુધી લઈ જવી એ તો અલૌકિક સફળતા છે.

પણ સાચી વાત એમ લાગે છે કે, કોમળતા અને મધુરતા એ જ એમનો મૂળ સ્વભાવ હતો અને વિપરીત પરિસ્થિતિએ જ એમનામાં ચીડિયાપણાનાં મોજાંઓ આવવા દીધાં હતાં; પૃષ્ઠભાગ ઉપર ભલે અસ્વસ્થ કરનારાં આવાં મોજાંઓ આવ્યાં હશે પણ સ્વભાવના ગંભીર સાગરના ઊંડાણમાં તો કેવળ મીઠાશ છલોછલ ભરેલી હતી.'

ત્યારે એ વિષમ પરિસ્થિતિ કેવી હશે અને એને માટે જોખમદાર કોણ, એ સવાલ મનમાં સહેજે ઊઠે છે.

જે માણસને સેવાનાં બધાં કાર્યો ભગવત્પૂજાની ચીવટથી કરવાની ટેવ છે, તેને ઉપરછલ્લા અને પ્રસાદિયા કામથી સંતોષ નહીં થાય એ તો સમજાય એવી વાત છે. અને આપણા દેશમાં ચીવટપૂર્વક ખંતથી કામ કરનારાઓની સંખ્યા ઓછી જ છે. સાથીઓ પાસેથી કેવળ કામ લેવાનો આદર્શ નહીં રાખતાં, તેમને પોતાના જેવા જ સેવક તરીકે કેળવવાનો આગ્રહ રાખ્યો હોય તો પ્રેમની ઉત્કટતા જ કોક કોક વખતે ચીડનું રૂપ ધારણ કરે છે.

અને બીજું એક મહત્ત્વનું કારણ પણ આપણે ભૂલી ન જવું જોઈએ. મહારાષ્ટ્રમાં શું અને હિંદુસ્તાનમાં શું, જ્યાં મતભેદ કે પક્ષભેદ થયો ત્યાં અંગત અણગમો કેળવવાની અને સામા ધણીને બને તેમ ઉતારી પાડવાની પ્રથા આપણે ત્યાં છે જ. અને જાહેર જીવનનો એ દોષ દુર્દૈવે મહારાષ્ટ્રમાં જરાય ઓછો નથી. નામદાર ગોખલે નરમ દળના આગેવાન, અને મહારાષ્ટ્રની જનતા જહાલ વિચારને તાળીઓથી વધાવનારી. એ સ્થિતિમાં ગોખલેને નિષ્કારણ નિંદાના ભોગ થવાના પ્રસંગો ડગલે ને પગલે આવતા. જનતાએ એમની સેવાથી લાભ તો ઘણો ઉઠાવ્યો પણ તેઓ જે કરે એની તો નિંદા જ થાય. જ્યાંત્યાં એમની નબળાઈ, એમનો સરકાર પરનો વિશ્વાસ અને એમનું બીકણપણું ગવાતું. નગુણા લોકો વિશે મરાઠીમાં એક કહેવત છે કે "માથું ઉતારીને આપીએ તોપણ કહેશે કે માથું જ આપ્યું ને! ધડ ક્યાં આપ્યું?" ગોખલેજીને અનેક વાર આવો અનુભવ થયો હતો. ન્યાય ખાતર અહીં કહેવું જોઈએ કે રાજદ્વારી ક્ષેત્રમાં ગોખલેનો અખંડ વિરોધ કરનાર લોકમાન્ય ટિળકે, ગોખલે વિલાયત જઈ આવ્યા પછી

એમનું જે સન્માન કર્યું હતું તે નાનુંસૂનું ન હતું. અને ગોખલેજીના મરણ પછી લોકમાન્યે સ્મશાનમાં તેમ જ 'કેસરી'માં જે હાર્દિક ઉદ્ગારો કાઢ્યા હતા તે ગમે તે માણસને અમર કરવા માટે બસ હતા.

દુનિયાદાર જનતાનો રિવાજ જ છે કે પોતાના પેગંબરોને પ્રથમ ક્રૂસ ઉપર ચઢાવી પાછળથી એમની પૂજા કરવી, જીવતાં અન્નદાનમાં કંજૂસાઈ કરવી અને મરી ગયા પછી પિંડપ્રદાનમાં ઉડાઉપણું કરવું. પાછળની પૂજા જનતાના હૃદયને ભલે શુદ્ધ કરે અને મરનારની કીર્તિને વધારે, પણ જીવતાં એને એનો લાભ મળતો નથી. કરોડો જેને અનુસરે છે તે ઈશુને મૃત્યુની ઘડીએ એના અંતેવાસી શિષ્યોએ તજી દીધો હતો, એ પણ આ જ લોકસ્વભાવનો એક દાખલો છે.

આટલા લાંબા વિવેચન ઉપરથી કોઈ એમ ન માને કે ચીડિયાપણું એ ગોખલેજીનો ધ્યાન ખેંચે એવો મહાન દોષ હતો, અથવા તો એમને એમની જિંદગીમાં કેવળ અન્યાયનો જ અનુભવ કરવો પડ્યો હતો. એમ માની બેસીએ તો બંનેને અન્યાય થાય. અહીં તો માત્ર એક નાનીસરખી બિનાનો આધાર લઈ જાહેર જીવનના એક પાસાનું પૃથક્કરણ કરવાનો જ વિચાર હતો.

*

ગોખલેજીની ધાર્મિકતાનું સ્વરૂપ પણ આપણે ઓળખવું જોઈએ. હિંદુમાત્રને જે ધાર્મિકતા સ્વાભાવિક છે તે એમનામાં પ્રથમથી હતી એ વિશે શંકા નથી. જીવનનો પહેલવહેલો મોટો સંકલ્પ કરતી વખતે એમણે પોતાની વાસરીમાં – ડાયરીમાં – જે નોંધ લખી છે તેમાં ગુરુ દત્તાત્રેયનો ઉલ્લેખ છે. 'ભારત સેવક સમાજ'ની સ્થાપના વખતે એમણે જાહેર કરેલી શ્રદ્ધામાં ડિવ્હાઇન ડિસ્પેન્સેશન એટલે કે ઈશ્વરી યોજના અથવા સંકેતનો ઉલ્લેખ છે.

આમ જીવનના પ્રારંભમાં તેમ જ પરિપક્વ દશામાં તેમની ઈશ્વરનિષ્ઠા સહેજે પ્રગટ થઈ છે. હિંદુસ્તાનની રાજદ્વારી લડત ઠીકઠીક ચલાવ્યા પછી એ લડતની નબળાઈ દૂર કરવાના ઓસડ તરીકે એમણે જે વસ્તુ સૂચવી તે એમણે એક વાક્યમાં મૂકી છે, "We must spiritualize Politics," – આપણે રાજકારણમાં ધર્મકારણનું, આધ્યાત્મિકતાનું સત્ત્વ રેડવું જોઈએ. ગોખલેજીના આ સૂત્રનો ગાંધીજીએ નીચે પ્રમાણે અર્થ કરી બતાવ્યો છે:

"સદ્ગત ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. . . . કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થદૃષ્ટિએ કદી કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર શૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નીડરપણે, હસમુખે ચહેરે કરવાની તેમનામાં શક્તિ હતી એવી મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા તેમને સારુ શૂળી ઉપર ચઢવું એ, જે દશામાંથી તેઓ નીકળી ચૂક્યા તેમાં રહેવા કરતાં ઘણું સહેલું હતું. આવી વિકટ સ્થિતિ તેમની કોર્યાં

વધારે વાર થયેલી, પણ તેમણે પાછી પાની કરી નથી.

"આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે, જો આપણે આ મહાન દેશભક્તના જીવનમાંથી કંઈ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ વડી ધારાસભામાં પેસી શકતા નથી, તેમાં પેસવામાં દેશસેવા થઈ જ જાય છે એવું આપણે હમેશાં જોયું નથી. આપણે સહુ પબ્લિક સર્વિસ કમિશનમાં જઈ નથી શકતા અને જનાર બધા દેશના ભક્ત જ હોતા નથી. આપણે સહુ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી અને વિદ્વાન માત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરળતા, અડગતા વગેરે ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. 'રાજકીય જીવન ધર્મમય કરવું' એ મહાવાકયનો આ અર્થ છે. એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હમેશાં સૂઝી રહેશે; એ સદ્ગત ગોખલેના વારસામાં ભાગીદાર થશે. એ નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઈશ્વરી વચન છે ને સદ્ગત ગોખલેનું જીવન તેનો મહાન પુરાવો છે."

ધાર્મિક જીવન, ગાંધીજીની તેવા જીવનની વ્યાખ્યા પ્રમાણે ગોખલેજીએ અવશ્ય જીવી બતાવ્યું. એ જ ધાર્મિક જીવનની પરાકાષ્ઠા એમના એ સત્શિષ્ય આપણને જીવી બતાવે છે.

નહીં તોયે આપણને એ ખાતરી હતી જ કે રાનડેના શિષ્ય અને ગાંધીજીના ગુરુ ધર્મવિમુખ તો હોઈ જ ન શકે. ગોખલેજી પોતાનાં ભાષણોમાં તેમ જ જાહેર પ્રવૃત્તિમાં ધર્મનું અને ઈશ્વરનું નામ વારે ઘડીએ આણતા નહીં એ એમની વૃત્તિની નમ્રતા હશે, ધર્મને ખાનગી વસ્તુ તરીકે બાજુ પર મૂકી રાખવાની આજના જમાનાની નીતિ હશે, અથવા ધાર્મિક ઝઘડાથી ભરેલા આ દેશની સેવા પરત્વેની કુનેહ હશે, અથવા ઈતિહાસ અને તત્ત્વજ્ઞાનના અધ્યયન ને મનનને પરિણામે ઊપજતા સ્યાદ્વાદની—સંશયવાદની અસર હશે: ગમે તે કારણ હોય પણ દબાવી રાખેલી એમની ધાર્મિકતા એમના જીવનમાંથી સુવાસરૂપે પ્રગટ થાય જ છે.

*

ઋષિ શબ્દ ઉચ્ચારતાંની સાથે ઈન્દ્રિયાતીત વસ્તુને ઓળખનારો, ત્રિકાળદર્શી, ધર્મસમર્થ, એવા પૂર્ણ પુરુષનો ખ્યાલ નજર આગળ આવે છે. પણ એ શું દરેક ઉદાહરણમાં સાચો છે? વસિષ્ઠ, વિશ્વામિત્ર, નારદ, અંબરીષ, વાલ્મીકિ, વામદેવ, ત્રિશંકુ, યાજ્ઞવલ્ક્ય ઈત્યાદિ અનેક હિમાલય સમા ભવ્ય વિભૂતિવાળા ઋષિઓનાં નામ આપણે સાંભળીએ છીએ અને એમનું નામ સાંભળતાંવેંત આપણે ભક્તિનમ્ર થઈએ છીએ. જે ધર્માનુભવ અને ધર્મજ્ઞાન એ લોકોએ કેળવ્યાં એ વસ્તુનું સામાન્ય આકલન પણ આપણે માટે કઠણ જેવું લાગે છે. છતાં બધા જ ઋષિઓ

કાંઈ લોકોત્તર વ્યક્તિઓ હતા એમ ન કહેવાય. પુરાણોમાં જે અનેક ઋષિઓનાં વર્ણનો આવે છે તે ઉપરથી જોતાં આજકાલના સંખ્યાબંધ સંસ્કૃતિસેવકો આપણે ઋષિકોટિમાં સહેજે મૂકી શકીએ. દયાનંદ સરસ્વતી, દેવેન્દ્રનાથ ટાગોર, રાનડે, અણ્ણાસાહેબ પટવર્ધન વગેરે લોકોને આપણે ઋષિનું નામ આપતા થયા જ છીએ. છતાં ઋષિ શબ્દ સાથે કોઈ ચોકસ આદર્શ અને ચોકસ જીવન-કાર્ય આપણે નક્કી નથી કર્યાં. આપણે એમ કેમ નક્કી ન કરીએ કે જેમની જીવન પ્રત્યે કાંઈક વિશિષ્ટ દૃષ્ટિ છે, જેમણે જીવનના તમામ પ્રશ્નોનો કાંઈક ઉકેલ જોયો છે અને જેમણે જીવનના કોઈ પ્રધાન ક્ષેત્રની સેવા કરતી એક પરંપરા અથવા સંસ્થા સ્થાપી છે તે ઋષિ, પછી એ જીવનદૃષ્ટિ એમણે પોતે ખીલવી હોય કે કોઈની પાસેથી પ્રેરણારૂપ મેળવી હોય.

આ નવી વ્યાખ્યા જો આપણે સ્વીકારીએ તો સ્વામી વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રદ્ધાનંદ, ગોખલેજી, ગાંધીજી, શ્રી અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ઠાકુર, શ્રીમતી એની બેસંટ, વગેરે લોકોને ઋષિની કોટિમાં જ મૂકવા જોઈએ. ઋષિનો સંબંધ ઈહલોક સાથે વધારે હોવો જોઈએ અને તે પરલોકનો વિરોધી ન હોવો જોઈએ. ઉપર ગણાવેલી બધી વ્યક્તિઓએ પોતાની પાછળ પોતાની પરં-પરા ચલાવી શકે એવી સંસ્થાઓ મૂકી છે.

હવે સવાલ એ ઊઠે છે કે આ લોકોની સંસ્થાઓ મૂળ સંસ્થાપકને તોલે આવે એવી છે ખરી? આ લોકોની વિભૂતિ શ્રેષ્ઠ કે એમની સંસ્થાની વિભૂતિ શ્રેષ્ઠ? શું ગોખલેના જીવનની ભવ્યતા એમના 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી' ભારત સેવક સમાજમાં પ્રતિબિંબિત થઈ છે? શું ગાંધીજીનું માહાત્મ્ય એમના સત્યાગ્રહ આશ્રમમાં ઊતર્યું છે? શું રવીન્દ્રનાથ ઠાકુરની પ્રતિભા એમના શાંતિનિકેતન કે વિશ્વભારતીમાં સંગઠિત થઈ છે? શું દયાનંદ સરસ્વતીનું ધર્મતેજ તમામ આર્યસમાજીઓમાં પ્રગટેલું છે? શું અરવિંદ ઘોષના શિષ્યો શ્રી અરવિંદે જોયેલા દિવ્ય જીવનનો સાક્ષાત્કાર કરી શકયા છે? આ અત્યંત સ્વાભાવિક અને મહત્ત્વના પ્રશ્નોનો અનુકૂળ જવાબ આપણે આપી શકતા નથી. ત્યારે શું એ જ સાચું છે કે, પ્રતિભાશાળી પુરુષોને સંસ્થાની પરંપરા વગર ચાલતું નથી અને છતાં એમનું દૈવત ઝીલી શકે એવા લોકો તેઓ મેળવી અથવા કેળવી શકતા નથી? આવા સવાલોનો જવાબ આપણી પાસે નથી. નાના પાયા ઉપર ગોખલે શું અને મોટા પાયા ઉપર ગાંધીજી શું, બંને જણા પોતાના જીવનમાં ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકાઓ ધારણ કરી શકયા છે. સાથીઓ તેમ નથી કરી શકયા. તેઓ તેમનો સાથ નથી ટકાવી શકયા.

*

ગોખલેજી છેક નાનપણની નાની નાની ટેકોમાંથી વધતા વધતા અને હળવી અઘરી કસોટીમાંથી પસાર થતા થતા કેમ ઉત્તરોત્તર ચઢતા ગયા એનો સુંદર

ચિતાર શ્રી જુગતરામભાઇએ આ નાના સરખા ચોપડામાં આપ્યો છે. ગુજરાત માટે ગોખલેજી વિશે લખાય તે ગાંધીજીના જીવનની ધરતી ઉપર જ લખાય. એ સ્વાભાવિકતા ઓળખીને જ જુગતરામભાઈએ પોતાની ચોપડીનો પ્રારંભ કર્યો છે. ગોખલેજીના જીવનના બહિરંગ સાથે એમનું અંતરંગ પણ ચીતરવાનો એમણે સફળ પ્રયત્ન કર્યો છે. રાજદ્વારી સમાજનેતાના જીવનની જેટલી વિગતો આપવી જોઈએ એના કરતાં જુગતરામભાઈએ કંઈક ઓછી વિગતો આપી છે એમ આપણને લાગે; પણ ગોખલેજીના ભાષણમાંથી કળાના નમૂના જેવા સંખ્યાબંધ સારા ઉતારાઓ ભરી કાઢી તેમણે એ ખામી પૂરી કરી છે. અને સાથે સાથે ભાષાંતર કળામાં પોતે કુશળ હોવાનો પરિચય આપતાં પણ જુગતરામભાઈ ચૂક્યા નથી. રાનીપરજની સેવાનું પોતાનું દીક્ષાકાર્ય ચલાવતાં જેમતેમ વખત મેળવીને એમણે આપણને એક ઉત્કૃષ્ટ ભારતસેવકનું ચરિત્ર આપી દીધું એટલા માટે ગુજરાતી વાચકવર્ગ હૃદયથી એમનો ઉપકાર માનશે; અને સાથે સાથે ગોખલેના આવા સરસ જીવનચરિત્ર પછી એક બાજુ રાનડેનું અને બીજી બાજુ લોકમાન્ય ટિળકનું જીવનચરિત્ર એમની પાસેથી જરૂર માગશે.

*

ગોખલેજીનું જીવન વાંચતાંની સાથે આપણે અનેક વિષયોના ઠીકઠીક જાણકાર થઈ શકીએ છીએ. ગોખલેજીનું જીવન એટલે મહાસભાની સ્થાપનાથી માંડીને ગાંધીયુગની સ્થાપના સુધીનો દેશનો ઈતિહાસ છે. એની અંદર ફરજિયાત અને મફત કેળવણીનો સવાલ, મીઠાવેરો નાબૂદ કરવાનો સવાલ, લશ્કરી ખર્ચ ઓછું કરી એનું હિંદીકરણ કરવાનો સવાલ, હિંદુસ્તાનમાં જ દેખાઈ આવતી પરદેશી સનંદી નોકરોની જબરદસ્ત કૉર્પોરેશન(જમાત)નો સવાલ, બંગભંગ, સ્વદેશી, બહિષ્કાર, હિંદુસ્તાનનો રાજદ્વારી આદર્શ, હિંદુસ્તાન બહારની હિંદુસ્તાની વસાહતોનો પ્રશ્ન વગેરે તમામ રાજદ્વારી અને રાષ્ટ્રીય સવાલોનું સંગીન અધ્યયન કરવું હોય તો ગોખલેજીના જીવનથી પ્રારંભ કરવો એ ખોટો રસ્તો નથી. કેમ કે આ રીતે આપણે ભારદસ્ત, પ્રામાણિક, સંગીન અને સમતોલ અધ્યયનથી પરિચિત થઈએ છીએ અને આવો પરિચય એ જ જાહેર જીવન માટેની એક કીમતી કેળવણી છે.

ફેબ્રુઆરી, ૧૯૪૦

## ૩૦. અમર રાષ્ટ્રભક્ત લાલા હરદયાળ

હિંદુસ્તાનની સ્વતંત્રતા ખાતર ગાંડા બનીને દેશ છોડી બહાર જનારામાં રાજા મહેન્દ્રપ્રતાપ અને લાલા હરદયાળનાં નામ ખાસ યાદ આવે છે. બન્નેએ આ દેશમાં પૂરતું કાર્ય કરીને પરદેશનો રસ્તો લીધો. લાલા લજપતરાયને પણ કેટલોક સમય આવી રીતે પરદેશમાં રહેવું પડેલું, પણ પાછળથી તે સ્વદેશ પાછા ફરી

શક્યા. લાલાજીનો માર્ગ ઉપરના દેશભક્તો કરતાં જુદા પ્રકારનો હતો. લાલાજીએ એ બન્ને વિશે પોતે અમેરિકામાં લખેલા પુસ્તક 'યંગ ઈન્ડિયા'માં ઘણું લખ્યું છે.

આખો દેશ ઇચ્છે છે કે રાજા મહેન્દ્રપ્રતાપને સ્વદેશ પાછા ફરવાની રજા મળે. લાલા હરદયાળ પણ સ્વદેશમાં પાછા ફરી શક્યા હોત તો પ્રત્યેક હિંદુસ્તાનીને ખૂબ આનંદ થાત. પણ તેમને આપણે આપણા દેશમાં પાછા લાવી શકીએ તે પહેલાં જ ગયા માર્ચ મહિનામાં અમેરિકામાં તેમનું અવસાન થયું. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જે એકાગ્રતા જોઈએ, જે ઉદારતા અને તેમાંથી પરિણમતી દીર્ઘદૃષ્ટિ જોઈએ તેની આ દેશમાં ખોટ છે. તેથી જ આપણે આજ સુધી સ્વતંત્ર બની શક્યા નથી.

આપણા દેશભક્તો પૂર્ણ સ્વતંત્રતાની વાતો તો કરે જ છે. કોઈને છ મહિનામાં સ્વતંત્રતા જોઈએ છે અને કોઈને તો વળી સૂરજ આથમે ત્યાં સુધી રાહ જોવાનીયે તૈયારી નથી. પણ એ બધા એટલું પણ સમજતા નથી કે સ્વાતંત્ર્યના બંદરે પહોંચવું હોય તો રાષ્ટ્રનું વહાણ એક જ દિશામાં હંકારવું જોઈએ. આજે આપણે ત્યાં તો જેટલા દેશભક્તો છે તેનાથીયે વધારે સ્વાતંત્ર્યપ્રાપ્તિના માર્ગ છે. જેનો માર્ગ અલગ ન હોય તે ઓછો દેશનેતા બની શકવાનો હતો?

હજારો વર્ષના કડવા અનુભવ પછી એક જણે કહ્યું છે:

सर्वे महत्त्वमिच्छन्ति कुलं तदवसीदति।
सर्वे यत्र विनेतारः राष्ट्रं तन्नश्यति ध्रुवम्॥

ખેર, આપણે તો જેવા છીએ તેવા જ રહેવાના. અને તેમ રહેતાં છતાં પણ સ્વાતંત્ર્ય મળે તો તેનું અહોભાગ્ય.

લાલા હરદયાળ ભારતીય સ્વાતંત્ર્યના અનન્ય ઉપાસક હતા. એમનાં જીવન અને વિચારમાં આશ્ચર્યજનક પરિવર્તન થયાં છે. પણ તેમની ભારતભક્તિ અને આઝાદીની ઉપાસના અખંડ રહ્યાં છે.

લાલા હરદયાળના અવસાનના ખબર મેં જ્યારે છાપામાં વાંચ્યા ત્યારે મારા મિત્ર ભાઈ જેઠાલાલ ગાંધીએ મેં લખેલી એક નાની નોંધ મારા ઉપર મોકલી દીધી. આ નોંધ વર્ષો પહેલાં લખાયેલી છે. હું તો તે વિશે ભૂલી પણ ગયો હતો. આજે એ વાંચીને મનમાં અનેક મિશ્ર લાગણીઓ જાગી ઊઠે છે. જો હું આજે લખું તો આ આધુનિક ભક્ત વિશે આના કરતાં વધારે ગૌરવભરી ભાષામાં લખત. છતાં એ જૂની નોંધ જ અહીં આપવાનું ઠીક માનું છું.

"લાલા હરદયાળ એટલે પ્રચંડ ઝંઝાવાત. જ્યાં થઈને તે પસાર થાય ત્યાં મોટાં મોટાં ઝાડોને ઉખાડી નાખે. — જો પવન વાવાની દિશામાં સ્થિરતા આવી શકે તો હરદયાળના વિચારોમાં સ્થિરતા આવવાની તમે આશા રાખી શકો. તેમનામાં સ્થિરતા ભલે ન હોય પણ પારમાર્થિકતા (Earnestness and Sincerity) પુષ્કળ હતી. તેમના વિચાર ગમે તે હોય તોપણ તેમની વૃત્તિ બ્રાહ્મણની હતી.

ચિતાર શ્રી જુગતરામભાઈએ આ નાની સરખી ચોપડીમાં આપ્યો છે. ગુજરાત માટે ગોખલેજી વિશે લખાય તે ગાંધીજીના જીવનની ધરતી ઉપર જ લખાય. એ સ્વાભાવિકતા ઓળખીને જ જુગતરામભાઈએ પોતાની ચોપડીનો પ્રારંભ કર્યો છે. ગોખલેજીના જીવનના બહિરંગ સાથે એમનું અંતરંગ પણ ચીતરવાનો એમણે સફળ પ્રયત્ન કર્યો છે. રાજદ્વારી સમાજનેતાના જીવનની જેટલી વિગતો આપવી જોઈએ એના કરતાં જુગતરામભાઈએ કંઈક ઓછી વિગતો આપી છે એમ આપણને લાગે; પણ ગોખલેજીના ભાષણમાંથી કળાના નમૂના જેવા સંખ્યાબંધ સારા ઉતારાઓ ભરી કાઢી તેમણે એ ખામી પૂરી કરી છે. અને સાથે સાથે ભાષાંતર કળામાં પોતે કુશળ હોવાનો પરિચય આપતાં પણ જુગતરામભાઈ ચૂક્યા નથી. રાનીપરજની સેવાનું પોતાનું દીક્ષાકાર્ય ચલાવતાં જેમતેમ વખત મેળવીને એમણે આપણને એક ઉત્કૃષ્ટ ભારતસેવકનું ચરિત્ર આપી દીધું એટલા માટે ગુજરાતી વાચકવર્ગ હૃદયથી એમનો ઉપકાર માનશે; અને સાથે સાથે ગોખલેના આવા સરસ જીવનચરિત્ર પછી એક બાજુ રાનડેનું અને બીજી બાજુ લોકમાન્ય ટિળકનું જીવનચરિત્ર એમની પાસેથી જરૂર માગશે.

*

ગોખલેજીનું જીવન વાંચતાંની સાથે આપણે અનેક વિષયોના ઠીકઠીક જાણકાર થઈ શકીએ છીએ. ગોખલેજીનું જીવન એટલે મહાસભાની સ્થાપનાથી માંડીને ગાંધીયુગની સ્થાપના સુધીનો દેશનો ઈતિહાસ છે. એની અંદર ફરજિયાત અને મફત કેળવણીનો સવાલ, મીઠાવેરો નાબૂદ કરવાનો સવાલ, લશ્કરી ખર્ચ ઓછું કરી એનું હિંદીકરણ કરવાનો સવાલ, હિંદુસ્તાનમાં જ દેખાઈ આવતી પરદેશી સનંદી નોકરોની જબરદસ્ત કૉર્પોરેશન(જમાત)નો સવાલ, બંગભંગ, સ્વદેશી, બહિષ્કાર, હિંદુસ્તાનનો રાજદ્વારી આદર્શ, હિંદુસ્તાન બહારની હિંદુસ્તાની વસાહતોનો પ્રશ્ન વગેરે તમામ રાજદ્વારી અને રાષ્ટ્રીય સવાલોનું સંગીન અધ્યયન કરવું હોય તો ગોખલેજીના જીવનથી પ્રારંભ કરવો એ ખોટો રસ્તો નથી. કેમ કે આ રીતે આપણે ભારદસ્ત, પ્રામાણિક, સંગીન અને સમતોલ અધ્યયનથી પરિચિત થઈએ છીએ અને આવો પરિચય એ જ જાહેર જીવન માટેની એક કીમતી કેળવણી છે.

ફેબ્રુઆરી, ૧૯૪૦

## ૩૦. અમર રાષ્ટ્રભક્ત લાલા હરદયાળ

હિંદુસ્તાનની સ્વતંત્રતા ખાતર ગાંડા બનીને દેશ છોડી બહાર જનારામાં રાજા મહેન્દ્રપ્રતાપ અને લાલા હરદયાળનાં નામ ખાસ યાદ આવે છે. બન્નેએ આ દેશમાં પૂરતું કાર્ય કરીને પરદેશનો રસ્તો લીધો. લાલા લજપતરાયને પણ કેટલોક સમય આવી રીતે પરદેશમાં રહેવું પડેલું, પણ પાછળથી તે સ્વદેશ પાછા ફરી

શક્યા. લાલાજીનો માર્ગ ઉપરના દેશભક્તો કરતાં જુદા પ્રકારનો હતો. લાલાજીએ એ બન્ને વિશે પોતે અમેરિકામાં લખેલા પુસ્તક 'યંગ ઇન્ડિયા'માં ઘણું લખ્યું છે.

આખો દેશ ઇચ્છે છે કે રાજા મહેન્દ્રપ્રતાપને સ્વદેશ પાછા ફરવાની રજા મળે. લાલા હરદયાળ પણ સ્વદેશમાં પાછા ફરી શક્યા હોત તો પ્રત્યેક હિંદુસ્તાની ને ખૂબ આનંદ થાત. પણ તેમને આપણે આપણા દેશમાં પાછા લાવી શકીએ તે પહેલાં જ ગયા માર્ચ મહિનામાં અમેરિકામાં તેમનું અવસાન થયું. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જે એકાગ્રતા જોઈએ, જે ઉદારતા અને તેમાંથી પરિણમતી દીર્ઘદૃષ્ટિ જોઈએ તેની આ દેશમાં ખોટ છે. તેથી જ આપણે આજ સુધી સ્વતંત્ર બની શક્યા નથી.

આપણા દેશભક્તો પૂર્ણ સ્વતંત્રતાની વાતો તો કરે જ છે. કોઈને છ મહિના- માં સ્વતંત્રતા જોઈએ છે અને કોઈને તો વળી સૂરજ આથમે ત્યાં સુધી રાહ જોવાનીયે તૈયારી નથી. પણ એ બધા એટલું પણ સમજતા નથી કે સ્વાતંત્ર્યના બંદરે પહોંચવું હોય તો રાષ્ટ્રનું વહાણ એક જ દિશામાં હંકારવું જોઈએ. આજે આપણે ત્યાં તો જેટલા દેશભક્તો છે તેનાથીયે વધારે સ્વાતંત્ર્યપ્રાપ્તિના માર્ગ છે. જેનો માર્ગ અલગ ન હોય તે ઓછો દેશનેતા બની શકવાનો હતો?

હજારો વર્ષના કડવા અનુભવ પછી એક જણે કહ્યું છે:

सर्वे महत्त्वमिच्छन्ति कुलं तदवसीदति।
सर्वे यत्र विनेतारः राष्ट्रं तन्नश्यति ध्रुवम्॥

ખેર, આપણે તો જેવા છીએ તેવા જ રહેવાના. અને તેમ રહેતાં છતાં પણ સ્વાતંત્ર્ય મળે તો તેનું અહોભાગ્ય.

લાલા હરદયાળ ભારતીય સ્વાતંત્ર્યના અનન્ય ઉપાસક હતા. એમનાં જીવન અને વિચારમાં આશ્ચર્યજનક પરિવર્તન થયાં છે. પણ તેમની ભારતભક્તિ અને આઝાદીની ઉપાસના અખંડ રહ્યાં છે.

લાલા હરદયાળના અવસાનના ખબર મેં જ્યારે છાપામાં વાંચ્યા ત્યારે મારા મિત્ર ભાઈ જેઠાલાલ ગાંધીએ મેં લખેલી એક નાની નોંધ મારા ઉપર મોકલી દીધી. આ નોંધ વર્ષો પહેલાં લખાયેલી છે. હું તો તે વિશે ભૂલી પણ ગયો હતો. આજે એ વાંચીને મનમાં અનેક મિશ્ર લાગણીઓ જાગી ઊઠે છે. જો હું આજે લખું તો આ આધુનિક ભક્ત વિશે આના કરતાં વધારે ગૌરવભરી ભાષામાં લખત. છતાં એ જૂની નોંધ જ અહીં આપવાનું ઠીક માનું છું.

"લાલા હરદયાળ એટલે પ્રચંડ ઝંઝાવાત. જ્યાં [illegible] મોટાં મોટાં ઝાડોને ઉખાડી નાખે. — જે પવન વાવાની દિશામાં સ્થિરતા [illegible] તો હરદયાળના વિચારોમાં સ્થિરતા આવવાની નથી [illegible] સ્થિરતા ભલે ન હોય પણ પારમાર્થિકતા (Earnestness and Sincerity) પુષ્કળ હતી. તેમના વિચાર [illegible]

ઉત્સાહ અને ચીવટને છાજે એવી જ હતી. અંગ્રેજી વિદ્યા આર્થિક દૃષ્ટિએ કામધેનુ સમાન હતી, સામાજિક દૃષ્ટિએ રાજ્યમાન્યતા આવનારી હતી; અને આખરે નવી દુનિયાનો નવો પ્રકાશ લાવનાર મશાલ તો હતી જ. ઇંગ્લંડ, ગ્રીસ અને રોમના ઇતિહાસ વાંચી, વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધો જાણી લઈ, કાયદાના રહસ્યના ઊંડાણમાં ઊતરી, અને ગોરાઓની સમભાવભરી, કે અસૂયાભરી ટીકાઓ સાંભળી એમના મનમાં જાતજાતના વિચારો સ્ફુરતા અને આદર્શો બંધાતા. સામાજિક અને ધાર્મિક જીવનનું દરેક પાસું મૂળથી તેઓ તપાસતા. યુરોપિયન લોકોનો ઉદ્યોગ, તેમની જ્ઞાનપિપાસા અને તેમની સ્વદેશપ્રીતિ, એ ત્રણે વસ્તુ આ નવયુવકોને ગુરુસ્થાને હતી. અને કાળની સંસ્કૃતિ અને ખાનદાની એ પણ એમની પાસે હતી. આપણી પડતીનો કાળ એમને પ્રત્યક્ષ હતો. છતાં તેઓ નિરાશ ન હતા. તેઓ હિંદુસ્તાનની, હિંદી સમાજની પુનર્રચના કરવાની હામ ભીડનાર હતા. રામમોહનરાય જેવાઓએ એ રસ્તો કંઈક આંકેલો હતો જ. મિશનરીઓ એક એક રસ્તો બતાવતા, જ્યારે ધર્માભિમાન અને દેશાભિમાન બીજો જ રસ્તો બતાવતા.

આ નવયુવકોમાં કેટલાકે રાજદ્વારી હિલચાલનો રસ્તો લીધો. કેટલાકે રાજ-સેવાનો સહેલો અને લાભદાયી રસ્તો પકડ્યો. ઘણાઓએ અનુભવશૂન્ય ઉત્સાહથી પણ આદરપાત્ર તત્ત્વનિષ્ઠાથી સામાજિક સુધારાનો માર્ગ લીધો. આપણા ભાંડારકરને કેળવણી અને સંશોધનનો રસ્તો હાથ આવ્યો. પોતાની સામાન્ય કેળવણી પૂરી કરી એમણે સાડા પાંચ વરસ સુધી અધ્યેતા(ફેલો)નું કામ કર્યું. પણ મુંબઈ યુનિવર્સિટીની સ્થાપના પાછળથી જ થઈ એટલા માટે જ તેમને કોઈ પણ પરીક્ષાના પરીક્ષકની યોગ્યતા ધરાવતા છતાં પહેલેથી જ મૅટ્રિકથી માંડીને એમ.એ. સુધીની પરીક્ષાઓ પસાર કરવી પડી. વિદ્યાગુરુ તંત્રના દાસ અને વિદ્યાર્થી ક્ષાંતની મૂર્તિ, તેથી જ આમ બનવા પામ્યું. સાડા પાંચ વરસ દરમ્યાન ભાંડારકરે સંસ્કૃતનું અધ્યયન સાંગોપાંગ કર્યું. જૂના શાસ્ત્રીઓ પાસેથી તેઓ શાસ્ત્રીય પદ્ધતિ-એ ભણ્યા અને શબ્દવિદ્યાની નવી અને તાજી દૃષ્ટિએ તેમણે સંસ્કૃતનો માર્ગ ઉપદેશ અને મંદિરમાં પ્રવેશ કરનારી બે ચોપડીઓ લખી કાઢી. સંગીત હોય તો જ પાંડિત્ય સાચું. ભાંડારકરની એકેએક ચોપડીમાં સંગીતપણું તરી આવે છે. 'માલતીમાધવ' પરનાં ટિપ્પણ હોય કે શૈવ, વૈષ્ણવ અને બીજા સાંપ્રદાયોનો ઇતિહાસ હોય, દરેક ઝીણી ઝીણી વસ્તુ પાછળ સુધ્ધાંત તેમણે પૂરેપૂરું ધ્યાન ખરચી તોળી-તોળીને અનુમાનો કાઢેલાં છે. અને અસંદિગ્ધ અને તોળેલી જ ભાષામાં વ્યક્ત કરેલાં તે જડી આવે છે.

આપણાં સાહિત્ય અને સંશોધનનું કાર્ય ગોરાઓએ શરૂ કર્યું. તેમનું અધ્યયન અને સંશોધન અલ્પજ્ઞાન ઈપ્સિત તો હતું જ. સાથે સાથે વિકારદોષ પણ કંઈ ઓછો ન હતો. એ જમાનાની કલ્પના આજે આપણને ન આવી શકે. ગોરાઓ

આપણે માટે નવી એવી પદ્ધતિ અને શૈલીથી લખે, ગમે તેવાં અનુમાનો કાઢે, અને આપણે નિરુત્તર થઈ બધું સાંભળવું પડે, એવો એ જમાનો હતો. હિંદુ લોકોમાં સ્વયંપ્રજ્ઞા નથી, જે કંઈ છે તે બધું ગ્રીસ અને અન્ય પાશ્ચાત્ય દેશોનું કઢંગું અનુકરણ જ છે, સંસ્કૃતિનું ઉગમસ્થાન તો ગ્રીસમાં જ છે, અને ઉદાત્ત ધર્મભાવનાઓ તો બધી ખ્રિસ્તી ધર્મમાંથી જ નીકળેલ એ પૂર્વગ્રહ સિદ્ધ કરવા માટે જ ગોરાઓનો ઘણોખરો પ્રયાસ. એવે વખતે આપણને સાધારણ રીતે શુષ્ક અને ધૂળધોયાના કામ જેવા લાગતા કાળનિર્ણયનાં સવાલો રાષ્ટ્રીય ક્ષેત્રમાં મહત્ત્વના થઈ પડ્યા હતા. વિદ્વત્તાના ક્ષેત્રમાં આંધળો વિરોધ કર્યે પોસાય એમ હોતું નથી. વિદ્વત્તા સામે તો સવાઈ વિદ્વત્તા જ ટકે. એવી સવાઈ વિદ્વત્તા કેળવીને જે વિદ્વાનોએ સંસ્કૃતિનો બચાવ કરનાર વીરોનું કામ કર્યું તેઓમાં દા. ભાંડારકર અગ્રિમ હતા. જર્મની, ફ્રાંસ, રશિયા, ઈટાલી અને અમેરિકા જેવાં રાષ્ટ્રોના પ્રાચ્યવિદ્યાકોવિદો દા. ભાંડારકર ઉપર પદવીઓ અને ઉપાધિઓ વરસાવીને પોતાનું જ બહુમાન કરતા, ત્યારે આ દેશની રાજ્યવ્યવસ્થાને આ સંસ્કૃત વિશારદ બ્રાહ્મણને સંસ્કૃતના પ્રોફેસર નીમવામાં ઔચિત્યનો ભંગ લાગતો હતો! દેશી માણસ એટલે અંગ્રેજી પ્રોફેસરના હાથ તળે મદદનીશ થઈને જ રહેવા લાયક. પણ આખરે દા. ભાંડારકરે તિતિક્ષાથી બધું જીતી લીધું. તેઓ પ્રોફેસરેય થયા અને મુંબઈ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર પણ થયા. યુનિવર્સિટીની તેમની સેવા નાનીસૂની નથી. ત્રીસ વર્ષ સુધી તેમણે અધ્યાપકનું કામ કર્યું, બેંતાળીસ વર્ષ સુધી તેઓ પરીક્ષક રહ્યા, મુંબઈ સરકારને માટે સંશોધનનું કાર્ય ચલાવી બહુમૂલ્ય હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કર્યો, અને 'વિલ્સન ફાઈલોલૉજિકલ લેક્ચરશિપ' સ્વીકારી શબ્દવિદ્યાનું મંડાણ માંડ્યું. પૂનાના 'મરાઠા' પત્રે કહ્યું છે તેમ ભાંડારકર જેવાના પરિશ્રમ અને શોધોથી જ પાશ્ચાત્ય લોકો આર્યસંસ્કૃતિની કદર બૂઝતાં થયા અને તેની નિંદા કરવાનું તેમણે છોડી દીધું.

દા. ભાંડારકર આપણી પ્રાચ્યવિદ્યાના અભ્યાસી હતા, અભિમાની હતા. આપણાં શાસ્ત્રો પ્રત્યે તેમને ઊંડી આદરબુદ્ધિ હતી. છતાં તેઓ શાસ્ત્રનિષ્ઠા કરતાં સત્યનિષ્ઠાને જ વધારે માનનાર હતા. શાસ્ત્રનિષ્ઠ હમેશાં આંધળો અને ઝનૂની હોય છે. પછી તે આપણું જૂનું સંસ્કૃતશાસ્ત્ર હો કે પાશ્ચાત્ય લોકોનું આધુનિક શાસ્ત્ર હો. દા. ભાંડારકરે શાસ્ત્રોનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે છતાં કોઈ કાળે શાસ્ત્રપ્રામાણ્ય માન્યું નથી. બુદ્ધિને, વિવેકને, ભૂતદયાને અને માણસાઈને જે યોગ્ય લાગે તે જ માનવું એવો તેમનો સદાનો આગ્રહ હતો. આ આગ્રહને લીધે તેમને પૂનાની પ્રજાને હાથે અપમાન, તિરસ્કાર અને માર સહન કરવા પડ્યાં છે. પણ તેઓ ન તો દબાયા કે ન ચિડાયા. અહીં પણ તેમણે તિતિક્ષાથી જ વિજય મેળવ્યો, અને પૂનાના કાયમના રહેવાસી થયા, એટલું જ નહીં પણ પૂનાની સર્વમાન્ય અને પૂજ્ય વિભૂતિ થઈ પડ્યા.

૧૮૯૧ની સાલમાં સંમતિવય વિશેનો કાયદો ચર્ચા માટે રજૂ થયો. તે વખતે ભારે સામાજિક ક્ષોભ થઈ પડ્યો હતો. કેટલાક લોકોને આપણા ધાર્મિક રિવાજોમાં પરાઈ સરકાર હાથ નાખે એ અસહ્ય હતું. કેટલાક કહેતા કે લોકમત કેળવાય ત્યાં સુધી રાહ જુઓ. સામો પક્ષ કહેતો કે પહેલાં હડહડતી અનીતિ બંધ કરો ને પછી ધીમે ધીમે લોકમત કેળવતા રહો. એ સવાલ આજે પણ ચર્ચાય છે. અને આજે પણ ગાંધીજીને લખવું પડે છે કે 'સંમતિવય વધારવાનો કોઈ યોગ્ય કાયદો રજૂ થાય તો મારો એને ટેકો છે. પણ જ્યાં સુધી લોકમતનો ટેકો એને ન હોય ત્યાં સુધી કાયદો એળે જ જવાનો!' ગાંધીજીએ એમ પણ લખ્યું છે કે 'જે રિવાજ વસ્તુતઃ અનીતિમૂલક છે તેનો બચાવ કરવા સારુ ગમે ત્યાંથી શાસ્ત્રવચન કાઢ્યે દહાડો વળવાનો નથી!' પણ આટલું જાણવા માટે પૂનામાં તો બે પક્ષોને લાંબા કાળ સુધી અને અત્યંત કડવાશથી લડવું પડ્યું. પૂનાના જાહેરજીવનની ખૂબી જ એ છે કે બધા પાઠ ત્યાં અનુભવથી શિખાય છે. દા. ભાંડારકરને એક તરફ આપણા મધ્યમવર્ગમાં જે વહેમો અને અનાચાર પ્રચલિત છે તે જોઈને દુઃખ થતું, જ્યારે બીજી તરફ ભણેલા લોકોને ઈશ્વર-વિમુખ, ધર્મશૂન્ય અને અસંયમી જોઈ તેમનું હૃદય આક્રોશ કરતું. તેમનાં ધર્મ પર લેખ અને વ્યાખ્યાનો પ્રસિદ્ધ થયાં છે તેમાં સર્વત્ર એ જ છાયા દેખાય છે.

આ સંગ્રહને તેમણે પોતે 'પ્રપન્નપ્રલપિત' એવું દીનતાસૂચક નામ આપ્યું છે. પણ સાચું જોતાં 'પ્રપત્તિયોગ' એ જ એને અન્વર્થક નામ છે. ગ્રંથમાં હૃદયના સાચેસાચા ઉદ્ગારો હૃદયની જ ભાષામાં મૂકેલા છે. તેથી જ મરાઠી ભાષાનો પણ એ ઉત્તમ નમૂનો છે. ઉપનિષદ, ગીતા અને ભાગવતના અધ્યયનથી સંસ્કારી અને ધાર્મિક માણસ કેવો બોધ લે છે, આત્મપરીક્ષણ કરનાર માણસના હૃદય ઉપર સંતવાણીની શી અસર થાય છે, એ આપણને આ ગ્રંથમાં પાને પાને જોવા મળે છે. ધાર્મિક વાચન તરીકે આ ગ્રંથની કિંમત બહુ મોટી છે. ન્યાયમૂર્તિ રાનડેએ એક વાર કહ્યું હતું કે ભાંડારકર તો આપણે માટે ગુરુસ્થાને છે. આ ગ્રંથ એનો સાક્ષી છે. એમનાં પાંડિત્યના ગ્રંથો જૂના થઈ જાય છે ત્યારે પણ આ 'પ્રપન્નપ્રલપિત'ની અસર તાજી ને તાજી જ રહેશે. જે હૃદયમાં ભાંડારકરના જેવી સાચી ધાર્મિકતા પ્રગટી છે તેની આખા સમાજ ઉપર તત્કાલ અને અસાધારણ અસર થવી જ જોઈએ.

ભાંડારકરની મુદ્રા જેટલી ઉગ્ર દેખાતી તેટલું જ તેમનું હૃદય કોમળ હતું. શિષ્યવાત્સલ્ય એ તો એમનો ખાસ ગુણ. કાશીનાથ પંત તેલંગને સ્થાન મળે એટલા માટે તો તેઓએ યુનિવર્સિટીની સિંડિકેટમાંનું પોતાનું સ્થાન છોડી દીધું. કેટલાયે વિદ્યાર્થીઓએ એમની પાસે જઈને મદદ મેળવ્યાના દાખલા મેં જોયા છે. લોકમાન્ય ટિળક તરફ તેમને પુત્રસદૃશ સ્નેહ હતો. લોકમાન્ય કંઈ વિનંતી કરે તો ના કહેતાં તેમની જીભ ઊપડતી જ નહીં. ફર્ગ્યુસન કૉલેજને

ભાંડારકરની ભારે ઓથ હતી. રિસ્લી સર્ક્યુલરના દિવસોમાં જ્યારે ફર્ગ્યુસન કૉલેજની . . . . અથવા હસ્તી જોખમમાં હતી ત્યારે ભાંડારકરે વચમાં પડી ને બંને ટકાવી રાખ્યાં એ વાત હવે તો સૌને જાણીતી છે.

બ્રાહ્મણનું મુખ્ય ધન તો એની વિદ્યા અને એનો ગ્રંથસંગ્રહ. એ બંને વસ્તુ એમણે પ્રજાને જ અર્પણ કર્યાં. જિંદગીના એંશીમે વર્ષે એમના મિત્રો અને વિદ્યાર્થીઓએ એમના સન્માનને અર્થે સંશોધનનો એક વિવિધ ગ્રંથ તૈયાર કરી એમને અર્પણ કર્યો. જેમાં હિંદુસ્તાન અને યુરોપના મળીને ચાળીસ વિદ્વાનોના લેખ છે. એ જ વખતે પુરાતત્ત્વ સંશોધનની એક પરિષદ પણ તેમના પ્રમુખપણા નીચે ભરાઈ હતી. એ વખતનું એમનું ભાષણ એ વિદ્યામાં ઘણાં વરસ સુધી દિશાદર્શક નીવડે એવું હતું. ભાંડારકરના સ્મારક તરીકે એક પુરાતત્ત્વ સંશોધન મંડળ પણ સ્થાપન થયું છે. તેમાં ભાંડારકર ગ્રંથસંગ્રહ તેમ જ સરકાર માટે એમણે ભેગો કરેલો ગ્રંથસંગ્રહ સમાયેલો છે.

શિક્ષિત લોકસમાજની ભાવનાઓ અને વિચારો ગ્રહણ કરે એવી ઉપાસના ચલાવવા માટે પ્રાર્થના સમાજની સ્થાપના થયેલી. એ સમાજને નિર્દોષ રાખવા માટે અને સર્વાંગસુંદર કરવા માટે ભાંડારકરે અર્ધશતક કરતાં વધારે વર્ષ સુધી મહેનત કરી છે. પ્રાર્થના સમાજના સાપ્તાહિક પ્રવચન ઉપરાંત ઘરમાં પણ બધાં કુટુંબીઓને ભેગાં કરી તેઓ નિત્ય ઉપાસના ચલાવતા. એ રિવાજ હિંદુ કુટુંબોમાં દાખલ કરવા જેવો છે. જેમ પ્રાચીન કાળમાં અગ્નિહોત્ર એ કુટુંબનું કેન્દ્ર રહેતું, મધ્યકાળમાં પુરાણશ્રાવણ અને કીર્તન એ જેમ જીવનનું પ્રધાન અંગ રહેતું, તેમ આજકાલના ઉદ્યોગવ્યગ્ર જમાનામાં કુટુંબમાં સામુદાયિક પ્રાર્થના આપવા ઉપાસના અથવા ભજન એ એક આવશ્યક અને પ્રધાન પ્રથા થવી જોઈએ.

નેવ્યાસી વર્ષની, આપણા લોકોને માટે લાંબી જીવનયાત્રા પૂરી કરી અને લગભગ આખર સુધી જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રિયોની શક્તિ કાયમ ટકાવી રાખી તેમણે વાઈસ ચાન્સેલર તરીકે કરેલા ભાપણનું ઉત્કૃષ્ટ ભાષ્ય લખેલું છે. આપણા ભણેલા નવયુવકો અકાળે જ દેહયાત્રા પૂર્ણ કરી ચાલ્યા જાય છે. એ સામાજિક આપત્તિની મીમાંસા કરતાં તેમણે કહેલું કે અપ્રૌઢ છોકરાછોકરીઓના આપણે વિવાહ કરી નાખીએ છીએ અને નાનપણમાં જ તેમને વિષયસુખ તરફ દોરીએ છીએ. બાલિકાઓ પુખ્ત ઉંમરની થાય તે પહેલાં જ માતૃપદ ધારણ કરે છે. સાદો અને પૌષ્ટિક ખોરાક લોકોને મળતો નથી. શરીરબળવર્ધક વ્યાયામ કરવાની લોકોને ટેવ જ રહી નથી. એ આપણા અલ્પાયુષનું મુખ્ય કારણ છે. આ દોષ આપણે દૂર કરીએ ત્યારે જ દીર્ઘાયુષ્ય અને પરાક્રમી સંતતિ આપણને મળે; અને એવી સર્વાંગી ઉન્નતિ થશે ત્યારે જ સમાજનો ઉદ્ધાર થવાનો છે અને તે પણ ઈશ્વરને શરણ જઈ આપણે ધર્મપરાયણ થઈએ તો જ. ---

આવો આ આધુનિક ઋષિનો આપણને સંદેશો છે. એનું ગ્રહણ કરીએ તો જ આપણો ઉદ્ધાર છે અને તેમાં જ સાચું ઋષિતર્પણ છે.

**તા. ૬–૯–૧૯૨૫**

**૨**

## ત્રિખંડ પંડિત ભાંડારકર

જીવ્યા ત્યાં સુધી વિદ્યાર્થી જ રહ્યા એમ ડૉક્ટર* ભાંડારકર વિશે કહી શકીએ. અને આપણા લોકોની દૃષ્ટિએ તેઓ કંઈ ઓછું જીવ્યા નથી. ખાસા નેવ્યાસી વરસના થઈને હમણાં જ એ ગુજરી ગયા.

તેઓ જન્મ્યા ત્યારે મુંબઈની યુનિવર્સિટી પણ જન્મી ન હતી. બી.એ. અને એમ.એ.ની પદવીઓ પણ ચાલુ થઈ ન હતી. અરે, ૧૮૫૭ની સાલનો બળવો પણ થયો ન હતો.

૧૮૩૭નો એ વખત. અંગ્રેજોનું રાજ્ય શરૂ થયે પૂરાં વીસ વરસ પણ થયાં ન હતાં. છેલ્લા પેશ્વાએ રાજ્ય છોડતી વખતે એક મોટી રકમ અંગ્રેજોના હાથમાં સોંપી દઈ કહ્યું હતું કે આમાંથી મારા બ્રાહ્મણોને દક્ષિણા આપતા રહેજો. એ નાણાંનું શું કરવું એ પણ સરકારને સૂઝ્યું ન હતું. એવે વખતે ભાંડારકર જન્મેલા.

અંગ્રેજોનું રાજ્ય અહીં ટકશે એમ તે વેળા કોણે માન્યું હશે? અંગ્રેજી વિદ્યા શીખવાનો ઉત્સાહ એ વખતે કોને હશે? બાબર હિંદુસ્તાનમાં આવ્યો એટલા જ ઉપરથી લોકો કેમ માને કે મોગલોનું સામ્રાજ્ય થવાનું છે? એ જ પ્રમાણે પેશ્વાઓ હાર્યા અને અંગ્રેજો આવ્યા એટલા માટે શું નવી વિદ્યા ગ્રહણ કરીશું? આપણું જૂનું છોડી દઈશું? એમ જ દરેકને થતું.

પણ કેટલાકોને તો આ અંગ્રેજો છે કોણ, એમની વિદ્યા છે કેવી, એ જોવાની જિજ્ઞાસા વધી. મુંબઈગરો અંગ્રેજી શીખીને પૈસાદાર થાય છે એવો અનુભવ પણ હતો. એટલે દસમે જ વરસે જ ભાંડારકરે અંગ્રેજી શીખવાનું શરૂ કર્યું. ભારે મુસીબત વેઠી પંદરમે વરસે મુંબઈ પહોંચ્યા અને અંગ્રેજી વિદ્યાની પાછળ પડ્યા. તે દિવસે શું એમના ખ્યાલમાં પણ હશે કે પોતાની દેશસેવા સંસ્કૃત ભાષાના અધ્યયન મારફતે જ થવાની છે? અને સંસ્કૃત વિદ્યા જ પોતાને ત્રિખંડ પંડિતનો માનભર્યો ઇલકાબ આપવાની છે?

અને વિદ્યા પાછળ એ મહેનત પણ કેટલી લેતા? છ કલાક કરતાં વધારે ઊંઘે નહીં. ઊંઘ આવે તો દોરી વતી ચોટલી ખીંટી સાથે બાંધી રાખે. મિત્રો વાતો કરવા આવે ત્યારે તેમની સાથે ગહન વિષયો પર ચર્ચા ચલાવે અને પોતાના વખતનો સદુપયોગ કરે.

એ વખતના લોકો કદાવર ને જોરદાર તો ખરા. ખાય પેટ ભરીને, કામ

---

*** ડૉક્ટર એટલે દવા આપનાર ડૉક્ટર નહીં. અસાધારણ વિદ્વાનને ડૉક્ટર કહે છે.**

કરતાં થાકે નહીં, હિંમત પાર વગરની, ગમે તેટલી મુસીબતો આવે તોપણ નાસીપાસી તો જાણે જ નહીં, અને ખંત તથા ચીવટથી ધાર્યું મેળવ્યે જ છૂટકો કરે. જ્યાં આત્મવિશ્વાસ પૂરતો હોય ત્યાં ખુશામતની ટેવ તો ક્યાંથી જ હોય? શિક્ષક હોય કે પ્રોફેસર, જરાક આડુંઅવળું બોલ્યા કે એમનો તેજસ્વી જવાબ હાજર જ. પણ એની પાછળ એક વાત હતી. જેટલું બોલે એટલું કરી બતાવે. તેથી જ આ બધું શોભતું.

૧૮૫૮માં એમની કેળવણી પૂરી થઈ. અંગ્રેજી, ઈતિહાસ, તર્કશાસ્ત્ર અને બીજા શાસ્ત્રીય વિષયો, એટલાંની પાછળ એમણે ખૂબ મહેનત લીધેલી. પણ તેઓ વારી જતા તો એક ગણિત ઉપર. પ્રખર બુદ્ધિનું એ લક્ષણ જ છે. ગણિત, વ્યાકરણ, ભાષાશાસ્ત્ર, તર્કશાસ્ત્ર એ વિષયો બુદ્ધિને પ્રખર બનાવે છે, તેજસ્વી બનાવે છે, ચોક્કસ બનાવે છે. અને એક વાર બુદ્ધિ સૂક્ષ્મ અણિયાળી બની ગઈ, પછી એને ગમે તે વિષયમાં લઈ જાઓને.

અમને ગણિતમાં રસ નથી પડતો, વ્યાકરણ મગજમાં પેસતું જ નથી, વાર્તા કહો વાર્તા, એમ કહેનાર વિદ્યાર્થીઓ બધે જ દેખાય છે. તેઓ કલ્પના દોડાવી શકે છે, સહૃદયતા કેળવી શકે છે, ઈતિહાસમાં માથું મારી શકે છે, પણ બુદ્ધિનું કોઈ વીરકાર્ય કરવાની એમની હિંમત ચાલતી નથી. ઘણા લોકો નહીં જાણતા હોય, પણ રવીન્દ્રનાથ ઠાકુર જેવા કવિઓએ પણ વ્યાકરણમાં ઓછું માથું નથી માર્યું. ગણિતમાં જે વિદ્યાનંદ હોય છે તેનો એક વાર સ્વાદ ચાખવો જોઈએ; પછી તો કોઈ કાળે એ છૂટવાનો જ નહીં. ભાંડારકર ગણિત, તર્કશાસ્ત્ર, વ્યાકરણ અને શબ્દવિદ્યા — ચારેમાં સરખા જ પ્રવીણ હતા. તેથી જ તેઓ આટલા મહાન વિદ્વાન થયા.

એક વખતે કોઈ તાજો યુરોપિયન પ્રોફેસર ગણિત ભણાવવા નિમાયો. પણ ભાઈસાહેબ કશું ભણાવે જ નહીં. થોડા દિવસ રાહ જોઈ ભાંડારકરે એમને કહ્યું, ‘ગણિત વધારવા માટે તો આ કૉલેજમાં હું આવ્યો; પણ આવીને નિરાશ થયો.’ સાહેબ ગરમ થયા અને ગણિત વિષય ઉપરની બધી અઘરી અઘરી ચોપડીઓ ભેગી કરી એમણે ભાંડારકર આગળ મૂકી. હેતુ એ કે વિદ્યાર્થી ઉપર ઠસાવું કે આટલી ચોપડીઓ વાંચીને હું તૈયાર થયો છું. ભાંડારકરે જવાબ વાળ્યો, ‘આ બધી ચોપડીઓ અમારી આગળ મૂકવાનો અર્થ શો? આમાંથી કશું આપ ભણાવતા તો નથી જ!’

આમ, કેળવણી પૂરી તો કરી અને ફેલોશિપ પણ મેળવી. પણ પાછળથી યુનિવર્સિટી સ્થપાઈ. એટલે યુનિવર્સિટીની પ્રતિષ્ઠા જાળવવા ખાતર બિચારા ભાંડારકરને પહેલેથી બધી પરીક્ષા માટે બેસવું પડ્યું! ઠેઠ મૅટ્રિકથી માંડીને બધી પરીક્ષાઓ ફરીથી આપીને તેઓ ૧૮૬૩ની સાલમાં એમ.એ. થયા.

સાડા પાંચ વરસની ફેલોશિપ દરમ્યાન તેમણે ખૂબ અધ્યયન કર્યું. મરાઠી જૂનાં કાવ્યો વાંચી લીધાં અને સંસ્કૃતની પણ તૈયારી કરી. એમણે જોઈ લીધું કે યુરોપિયન

લોકો કાંઈક નવી જ દૃષ્ટિએ સંસ્કૃત શીખે છે. એ પદ્ધતિમાં કુશળતા રહેલી છે. તરત જ એમણે એ પદ્ધતિ પોતાની કરી, અને જૂના શાસ્ત્રીઓ પાસેથી ન્યાય, વ્યાકરણ, વેદાંત વગેરે વિષયો શીખી નવી ઢબે શીખવાની તૈયારી કરી. પૂર્વ અને પશ્ચિમ બંનેનો લાભ એમણે બરાબર મેળવ્યો. ન્યાયમૂર્તિ તેલંગ વિશે પણ એમ જ કહેવાય છે કે કૉલેજની કેળવણી પૂરી થયા પછી નાનપણથી શીખેલા બધા વિષયોનું એમણે પુનરાવર્તન કર્યું અને પોતાનું જ્ઞાન ચોક્કસ કર્યું.

ભણતર તો પૂરું થયું; હવે આગળ શું કરવું? અર્થાત્ વકીલ. 'મહાજનો યેન ગતઃ સઃ પન્થા' વાગળે રાનડે, બધા જ કાયદાનો અભ્યાસ કરે છે. આપણે પણ એ જ રસ્તે જઈએ. પણ સદ્ભાગ્ય ભાંડારકરનાં અને આપણી સંસ્કૃત વિદ્યાનાં, કે ભાંડારકરને હાઈસ્કૂલના હેડ માસ્તરની જગ્યા મળી. તે વખતે 'નેટીવ' લોકોને હેડ માસ્તરની જગ્યા પણ મળતી ન હતી! ભાંડારકરને મળી એટલે તેઓ ત્યાં ગયા. પછી થોડા જ દિવસમાં તેઓ પ્રોફેસર થયા. તેમાં કેટલી મુશ્કેલી! યુરોપિયન પ્રોફેસરોની પ્રતિષ્ઠા વધારે; 'નેટીવ' માણસને સ્વતંત્ર કામ સોંપાય નહીં. પણ સરકાર નફટાઈ કરીકરીને કેટલી કરે? અસાધારણ વિદ્વત્તાને અને નિખાલસપણાને કેટલા દિવસ દબાવી રાખે?

તેમના નિખાલસપણાનો એક દાખલો અહીં ટાંકું. ૧૮૯૯માં એમનો દીકરો એમ.એ.ની પરીક્ષામાં બેસવાનો હતો. ડૉ. ભાંડારકર પરીક્ષક હતા. તેમણે યુનિ-વર્સિટીને લખી જણાવ્યું કે 'આ વરસે મારો દીકરો પરીક્ષામાં બેસનાર છે. એના વિષયો એને મેં જ ભણાવ્યા છે, એટલે હું પરીક્ષક ન થઈ શકું.' આ નિખા-લસતા છે તો અલૌકિક, પણ એની જરૂર છે કે કેમ એનો વિચાર કરવો જોઈએ. સીતા વિશે પ્રજામાંથી કોઈ શંકા લે એ માટે રામે સીતાનો ત્યાગ કર્યો, કેમ કે રામ રાજા હતા. પણ શું માણસમાં એટલો આત્મવિશ્વાસ ન હોય, કે દીકરાનો સવાલ હોય તોપણ આપણે ન્યાયનિષ્ઠ રહી શકીએ?

૧૮૭૦માં ડૉ. માણેકજી આદરજી નામના એક પારસી ભાઈને જમીનમાંથી એક તામ્રપટ જડી આવ્યું. તેમણે એ ડૉ. ભાંડારકરને આપ્યું. બસ, એ તામ્રપટે ભાંડારકરને પુરાતત્ત્વ-સંશોધક બનાવ્યા. એમણે હિંદુસ્તાનના પ્રાચીન ઈતિહાસ ઉપર ખૂબ મહેનત લીધી. દક્ષિણનો જૂનો ઈતિહાસ લખી કાઢ્યો. શૈવ તથા વૈષ્ણવ તથા એવા બીજા સંપ્રદાયોનો ઈતિહાસ ભારે શોધખોળ પછી જિંદગીની લગભગ છેલ્લી ઘડીએ તૈયાર કર્યો. એક વાર તેઓ યુરોપ પણ જઈ આવ્યા. મુંબઈ સરકારે એમને કાઠિયાવાડના દેશી રાજાઓના ખર્ચે યુરોપ મોકલ્યા હતા. જર્મનીના લોકોએ એમની વિદ્વત્તા જોઈ એમને પીએચ.ડી.ની પદવી આપી. પછી તો પદવીઓનો એમના પર વરસાદ વરસવા લાગ્યો. ત્રણે ખંડોએ એમને મહાન પંડિત તરીકે માન્ય કર્યા. એ એંશી વરસના થયા ત્યારે તેમના મિત્રો અને શિષ્યોએ તેમનું મોટું સ્મારક કર્યું. દરેક જણે વિદ્વત્તાભર્યો એકેક નિબંધ લખી તેનો ગ્રંથ ભાંડારકરને

અર્પણ કર્યો. અને તેમને નામે એક પુરાતત્ત્વ મંદિર પણ બાંધ્યું.

ભાંડારકરના જમાનામાં, આ દેશના કે પરદેશના જે કોઈએ સંસ્કૃત વિદ્યામાં કંઈ પણ શોધખોળ કરી છે તેમને જરા સરખી પણ શંકા આવે કે તરત જ ભાંડારકરને શરણે જતા. ભાંડારકરની અનુમતિ મળ્યા પછી જ એમને નિરાંત વળતી.

એમની મુખમુદ્રા ઉપરથી તેઓ બહુ ઉગ્ર દેખાય છે. સત્યની શોધમાં તેઓ જરૂર ઉગ્ર હતા. પણ તેમનું શિષ્ય વાત્સલ્ય અસાધારણ હતું. કેટલાયે વિદ્યાર્થીઓ એમની પાસેથી જોઈતી મદદ મેળવી શકતા. એમણે પોતાનો કીમતીમાં કીમતી ગ્રંથસંગ્રહ પણ આખરે લોકસેવામાં જ અર્પણ કર્યો.

પંડિતો વિદ્યાના વિષયમાં ગમે તેટલા ઊંડા ઊતરતા હોય, પણ વ્યવહારમાં કોક વખતે છક્કડ પણ ખાઈ જાય છે. ભાંડારકરની રાજનિષ્ઠા નિર્વ્યાજ હતી. લૉર્ડ કર્ઝને એક વખતે એનો ઠીકઠીક લાભ લઈ લીધો. એને યુનિવર્સિટી ઉપર અંકુશ મૂકનારું એક બિલ પસાર કરવું હતું. પ્રજાને એ બિલકુલ રુચતું ન હતું, કેમ કે પ્રજા સરકારનો હેતુ જાણતી હતી. ભોળા ભાંડારકર સરકાર જે હેતુ બતાવે એ જ સાચો માની બેસે એમાં નવાઈ નથી. એમણે ધારાસભામાં જઈ એ બિલને ટેકો આપ્યો! કર્ઝનનું કામ પાકી ગયું! આખો દેશ ભાંડારકર ઉપર ચિડાયો. છતાં એમની નિખાલસતા વિશે કોઈએ શંકા ન ઉઠાવી.

અંગ્રેજી ભણેલા લોકો નાસ્તિક થઈ જાય છે, અસંયમી બને છે, એનું ડૉ. ભાંડારકરને બહુ માઠું લાગતું; અને ન ભણેલા લોકો સારાનરસાનો વિચાર કર્યા વગર, ચાલતી આવેલી ખરાબ રૂઢિનેયે વળગી રહે છે, એ પણ એમને અસહ્ય લાગતું. એમણે બંને સામે પોતાના હૃદયનો અવાજ ઉઠાવ્યો અને પચાસ વરસ સુધી સમાજસેવા કરી. એને અંગે નિંદા અને અપમાન એમને ઓછાં સહન કરવાં પડયાં ન હતાં. પણ ક્ષમા અને નીડરતા — એ બે ગુણને પ્રતાપે એમણે આખર સુધી ટક્કર ઝીલી. અને અંતે પ્રજાએ એમની સેવા કબૂલ રાખી.

એમનું 'ધર્મ પર ભાષણો અને લેખો'નું પુસ્તક શુદ્ધ ધાર્મિક લાગણી અને સાદી ભાષાનો સુંદર નમૂનો છે. ન્યાયમૂર્તિ રાનડે જેવા મહાન આગેવાનો પણ તેમને ગુરુ તરીકે લેખતા. લોકમાન્ય ટિળક તો એમના શિષ્ય જ રહ્યા. બંને વચ્ચે અસાધારણ આદર અને વાત્સલ્યનો સંબંધ હતો.

ડૉ. ભાંડારકરની રહેણી અત્યંત સાદી, નિયમિત, સંયમી અને ઉદ્યોગી હતી. એમની ઈશ્વરભક્તિ સંતોની કોટિની હતી. પવિત્ર રહેણીને લીધે તેઓ લાંબા વખત સુધી જીવ્યા અને આખર સુધી દેશની સેવા કરી શકયા. હિંદુસ્તાન એમને લીધે મગરૂર છે. સાચ્ચે જ, ડૉ. ભાંડારકર એક તર્પણ કરવા યોગ્ય ઋષિ થઈ ગયા.

આસો, ૧૯૮૧.

# ૩૨. શ્રી પુરુષોત્તમદાસ ટંડન

દૂબળાપાતળા નાના શરીરવાળા લોકો કોઈ કોઈ વખત ફક્ત પોતાની આંખના તેજથી તેમ જ ભારે અવાજથી જનસમાજ ઉપર અદ્‌ભુત પ્રભાવ પાડે છે. જો આ બન્ને ગુણો સાથે હૃદયની આર્યતા અને જીવનની તપશ્ચર્યા મળે તો પછી પૂછવાનું જ શું? જાણે સોનું અને સુગંધ મળ્યાં! શ્રદ્ધેય શ્રી પુરુષોત્તમદાસ ટંડનજીમાં આ બધી વસ્તુઓ છે. જયારે તે જુસ્સામાં આવીને બોલે છે ત્યારે તેમના નાનાશા શરીરમાં તેમના વિચારોનો વેગ સમાતો નથી. તેમના ગળાની નસો ફૂલી જાય છે અને એમ લાગે છે કે તેમનું નબળુંપાતળું શરીર જે ન કરી શકે તે તેમની અદમ્ય સંકલ્પશક્તિ કરી દેશે. એમ તો તે એકદમ સરળ છે અને સ્વભાવે ખૂબ મુલાયમ છે. તે બાળકની જેમ તરત સંતોષ પામનારા તથા સેવાભાવીના જેવા નિરભિમાની છે. પરંતુ પોતાના વિચારો તેમ જ કાર્યપદ્ધતિમાં તેમના જેવા આગ્રહી ભાગ્યે જ કોઈ હશે. ઘણા લોકો પોતાની મહત્ત્વાકાંક્ષાઓ સામે પોતાના સિદ્ધાંતો ઢીલા કરી દે છે. ટંડનજીએ પોતાના જીવનસિદ્ધાંતોના પાલનની સામે પોતાની મહત્ત્વાકાંક્ષાઓનો વિચાર સરખો પણ કર્યો નહીં હોય. ટંડનજી 'શક્તિ' પણ છે અને 'ભક્ત' પણ છે. આ એક વાતમાં જ તેમના સ્વભાવનું રહસ્ય અને તેમની તપશ્ચર્યાનો મર્મ છે.

અઠ્ઠાવીસ વર્ષ પહેલાં નવજુવાન પુરુષોત્તમદાસે માલવિયજીની સમક્ષ સંકલ્પ કર્યો હતો કે દેશમાં હિંદીની પ્રતિષ્ઠા વધારવાને માટે દિલોજાનીથી પ્રયત્ન કરીશ. એ બન્નેએ મળીને રાજેન્દ્રબાબુ જેવા દેશના અનેક હિંદી ભક્તોને એકઠા કરી લીધા અને હિંદી સાહિત્ય સંમેલનની સ્થાપના કરી. શરૂઆતથી જ સંમેલનનો ઉદ્દેશ હિંદીને દેશના વ્યવહારમાં અગ્રસ્થાન આપવાનો હતો. બીજી ભાષાઓનાં સાહિત્ય સંમેલનો કોઈ વખત કુંભકર્ણની નિદ્રા લેતાં હતાં, કોઈ વખત જાગતાં હતાં, કોઈ વખત ઊઠતાં હતાં, કોઈ વખત બેઠાં થતાં હતાં, કોઈ વખત જોશમાં આવી જતાં હતાં તો કોઈ વખત નિરાશામાં ડૂબી જતાં હતાં. પરંતુ હિંદી સાહિત્ય સંમેલન તો પ્રયાગની ગંગાની જેમ અખંડ ધારાથી વહેતું જ ચાલ્યું છે. દેશના મોટા મોટા રાષ્ટ્રસેવકો અને સાહિત્યસેવકો આ સંસ્થાના સભાપતિ થઈ ચૂકયા છે. પરંતુ સંમેલનના કર્ણધાર તો એના જન્મદિવસથી માંડીને આજ સુધી શ્રી ટંડનજી જ રહ્યા છે. પહેલાં પ્રધાનમંત્રીના હોદ્દે રહીને, પછીથી તેના સભાપતિ બનીને અને આજે એના કોશાધ્યક્ષનું સ્થાન સ્વીકારીને સંમેલન-સંસ્થાની નીતિ તથા ધૂંસરી તે દોરી રહ્યા છે.

ટંડનજીએ પ્રયાગમાં વકીલાત કરી, નાભા રાજ્યની દીવાનગીરી કરી, બૅંકનું

સંચાલન કર્યું, સંયુક્ત પ્રાંતના રાજનૈતિક ક્ષેત્રમાં મહત્ત્વનો તેમ જ સન્માનપાત્ર ભાગ લીધો. લાલા લજપતરાયના અવસાન બાદ તેમના 'લોકસેવક મંડળ'નું નેતૃત્વ પણ તેમણે સ્વીકાર્યું છે. આમ અનેક રીતે તેમણે રાષ્ટ્રની સેવા કરી છે. પરંતુ તેમના જીવનનું મુખ્ય કાર્ય, એકમાત્ર ચિંતા અને ઉપાસના તો હિંદી સાહિત્ય સંમેલન જ છે. જેમણે આખા જીવનમાં એક નાની શી કવિતા, સાહિત્ય સંમેલનના પ્રમુખ-પદેથી આપેલું એક વ્યાખ્યાન અને એક પુસ્તકની નાનીશી પ્રસ્તાવના બાદ કરતાં હિંદી સાહિત્યને કશું જ નથી આપ્યું તેમણે જ હિંદી સાહિત્યની અદ્ભુત અને અજોડ સેવા કરી છે.

સાહિત્યકારો અને પંડિતો મોટે ભાગે સ્વભાવે અતડા હોય છે. ઈર્ષા અને મિજાજખોરી તો જાણે તેમણે 'स्वधर्मे निधनं श्रेय:' જેવાં બનાવી મૂકયાં હોય છે. આવા લોકોને સાથે રાખીને એક ખૂબ મોટી સંસ્થા ચલાવવી અને સાહિત્યસેવીઓ તેમ જ સ્વરાજસેવીઓને એક હારમાં લાવવા એ કાંઈ નાનીસૂની કરામત નથી. રેલગાડીના બે ડબા જ્યારે એકબીજા સાથે અથડાય છે ત્યારે તેનો ધક્કો સહન કરવા માટે વચ્ચે એક મજબૂત અને ખૂબ સહનશીલ સ્પ્રિંગ રાખવામાં આવે છે. તેને 'બફર' કહે છે. ડબાની સલામતી માટે બધો ધક્કો આ બફરે સહન કરવો પડે છે. સંમેલનને સાચવતાં સાચવતાં કોણ જાણે કેટલીયે વાર ટંડનજીને બફરની દશા સ્વીકારવી પડી હશે. એમના જેવા સ્વાભિમાની અને નિસ્પૃહી સાચા સેવક માટે આ કાંઈ જેવી તેવી તપશ્ચર્યા નથી. જ્યારે કોઈ વાત તેમની સમજમાં નથી ઊતરતી ત્યારે તે પોતાનો અભિપ્રાય સાફ સાફ જાહેર કરી દે છે. પરંતુ સાથે સાથે તેમનામાં એ ગુણ પણ છે કે પોતાનો અભિપ્રાય જણાવ્યા પછી તે પોતાના સાથીઓને કદી પણ મધ્ય દરિયે છોડી દેતા નથી. તેમનામાં ગુરુભક્તિ તેમ જ બીજાઓને સંભાળવાની શક્તિ એ ખાસ ગુણો છે. કાર્યક્ષેત્રમાં જે કોઈ સેવકો તેમના સંબંધમાં આવે છે તે બધાની તરફ ટંડનજીનો આ ભાવ સ્વાભાવિક રીતે જ દેખાય છે.

જો ટંડનજી હિંદુ-ઉર્દૂના ઝઘડામાં ફસાઈ પડત તો સંમેલનનું વહાણ સુકાન-વિહોણું બનીને તોફાનમાં ઊંધું વળીને ક્યારનું છિન્નભિન્ન થઈ ગયું હોત. પરંતુ તેમની હિંદી પ્રત્યેની ભક્તિ તેમને મુસલમાનોનો દ્વેષ કે ઉર્દૂનો ભય શીખવતી નથી. તે તો ખૂબ તપાવેલા સોના જેવા મહાસભા-નિષ્ઠ છે, સાચા અર્થમાં રાષ્ટ્રીય છે અને પૂરેપૂરા સ્વરાજ્યભક્ત છે. તેમની સંમેલનસેવા સ્વરાજ્યસેવાનું જ એક મહત્ત્વનું અંગ છે. તેમની સાહિત્યક અભિરુચિ તેમની સંસ્કારિતા તથા જીવન-સમૃદ્ધિમાંથી નીકળેલી છે. શ્રી પુરુષોત્તમદાસ ટંડન જેવા સેવક જે ભાષાને મળ્યા છે, તે ભાષાનો ભાગ્યોદય નિશ્ચિત છે.

**જાનેવારી, ૧૯૪૦**

હિંદી સાહિત્ય સંમેલન સૌથી જૂની સાહિત્યક સંસ્થા છે કે બંગીય સાહિત્ય પરિષદ એ બાબતની પૂરતી ચોકસાઈ કરી નથી. તોપણ એ વાત તો બિલકુલ શંકા વગરની છે કે મહારાષ્ટ્ર અને ગુજરાતની સાહિત્યક સંસ્થાઓ સાથે સરખાવતાં તે ઠીકઠીક જૂની છે. બીજી એક દૃષ્ટિએ પણ હિંદી સાહિત્ય સંમેલનની વિશેષતા છે. જે પ્રાંતોમાં હિંદી એ જ મુખ્ય ભાષા છે ત્યાં હિંદી સાહિત્ય સંમેલન પ્રાન્તીય સાહિત્ય સંમેલનને મદદરૂપ બને છે. પરંતુ આ સંમેલનનો ઉદ્દેશ પ્રાંતીય નથી. એક દૃષ્ટિએ વિચારીએ તો હિંદી સાહિત્ય સંમેલન એ નામ જ બરાબર નથી. 'અખિલ ભારતીય રાષ્ટ્રભાષા સંમેલન' એવું આ સંસ્થાનું નામ યથાર્થ હોઈ શકે. બધી પ્રાંતીય ભાષાઓની મદદ લઈને, રાષ્ટ્રીય દૃષ્ટિ રાખી, બધાનો સહકાર સાધી, સર્વાંગ સ્વદેશી સંસ્કૃતિ પોષવી એ જ આ સંસ્થાનો ઉદ્દેશ હોઈ શકે. લોકમાન્ય જેવા રાષ્ટ્રીય આગેવાન જેમ પોતાના પ્રાંતનો જ વિચાર કરતા ન હતા પરંતુ બધા પ્રાંતો તરફ પ્રેમ રાખી તેમ જ બધાને મદદ કરવા તૈયારી રાખી આખા રાષ્ટ્રનો આત્મા જાગ્રત કરતા રહ્યા, તેવી રીતે હિંદીએ, બધાં પ્રાંતીય સાહિત્યોની મદદ લઈ, ભારતીય સંસ્કૃતિનું સંગોપન કરવું ઇષ્ટ છે અને તે માટે તેણે ભારતીય હૃદયનું વાહન બનીને અંગ્રેજી સાથે સદાય ઝઘડતા રહેવું પડે છે. પરિણામે 'સ્વ રાષ્ટ્રભાષા' કે 'પર રાષ્ટ્રભાષા'નો પ્રશ્ન ખડો થાય છે ત્યારે બધા પ્રાંતોના રાષ્ટ્રીય વૃત્તિવાળા ભાષાભક્તો હિંદીનો પક્ષ લે છે.

આવી અદ્વિતીય સંસ્થાની સ્થાપના કરી, અખંડ જાગૃતિ રાખી તેનું સંગોપન કરનાર રાષ્ટ્રપુરુષ કોણ છે, કેવા છે તે જાણવાની ઇચ્છા કોઈ પણ પ્રાંતના લોકોને થાય તે સ્વાભાવિક છે. આ કારણે મેં શ્રી બાપુ પુરુષોત્તમદાસ ટંડનજીની ખાસ મુલાકાત લીધી હતી.

'ખાસ મુલાકાત'નો અર્થ એ નથી કે ખાસ એ માટે જ હું અલ્લાહાબાદ ગયો હતો. જ્યારે ત્રિવેણીસંગમ પુનિત પ્રયાગક્ષેત્રમાં કાંઈ પણ કામ હોય છે ત્યારે હું ટંડનજીને ત્યાં જ ઊતરું છું. રાષ્ટ્રભાષા પ્રત્યેની ભક્તિ એ જ અમારા બન્નેની વચ્ચે 'સમાન ધર્મ' નથી. અમે બન્ને મોટા ભાગે એક જ પ્રકારના ફળાહારી છીએ; અને ત્રીજી વાત એ છે કે શ્રી ટંડનજીમાં પ્રાંતીયતાનો અંશ પણ નથી. નાની નાની બાબતોમાં અમારો મતભેદ હોય છે. પોતાના મતભેદોને મીઠા શબ્દોની ચાદર નીચે ઢાંકી તેની તીવ્રતા ઓછી કરવાની શક્તિ અને વૃત્તિ, એ બન્ને, ટંડનજીમાં નથી. એમને તો જે દિલમાં હોય છે તે જ જીભ ઉપર આવે છે. એ કદાચ એમનો સ્વભાવગુણ હોય અથવા તો નાભા જેવી રિયાસતમાં દીવાનપદ પર રહ્યા હોવાને કારણે તેમનામાં આ પ્રકારની હાકેમી આવી ગઈ હોય. શ્રી ટંડનજી પોતાની ભાષા અને આચારમાં ખાસ આગ્રહી છે. તાર્કિકતા અને નીતિનિપુણતા સાથે સરખાવતાં સદ્વૃત્તિ અને ભાવનાની અસર જ તેમનામાં વિશેષ હોય છે

મેં જ્યારે તેમને કહ્યું કે આપની મુલાકાત લેવી છે ત્યારે તેમણે એ વાત હસી કાઢી. મેં આગ્રહ કર્યો એટલે તેમણે 'આપણે લાહોરમાં તો મળવાના જ છીએ, તે વખતે મને પકડજો', એમ કહીને એ પ્રસંગ ટાળ્યો. અને તેમની ટેવ પ્રમાણે તે લાહોરમાં વખતસર આવ્યા જ નહીં.

આ વખતે જ્યારે હું પ્રયાગ મહિલા વિદ્યાપીઠના દીક્ષાન્ત ઉત્સવને કારણે અલ્લાહાબાદ ગયો હતો ત્યારે મેં તેમને ફરીથી પકડયા. આ વખતે મેં મારા પ્રશ્નો તેમની સામે ધરી જ દીધા અને કહ્યું કે આ સવાલો આપ જોઈ લો. આવતી કાલે તે વિશે વાતો કરીશું. તેમને તે વખતે જરૂરી કામ હતું તેની મને ખબર હતી. તેથી મેં મારું અર્ધું કામ આ જ રીતે પતાવ્યું. હા-ના કરતાં કરતાં તે મારા સવાલો વાંચી ગયા. પછી તો તેમને તેની જ ધૂન લાગી. તેમનું કામ અને બીજાને આપેલો સમય બાજુએ રહી ગયાં. મુલાકાત માટે બોલાવેલા મિત્રોને બહાર બેસવાનું કહ્યું અને તેમની એ તપશ્ચર્યા – પૂરાં વીસ વર્ષો – નો ઈતિહાસ ખોળવા માંડયો.

પત્રકારોને મુલાકાત આપવી એ કાંઈ સહેલી વાત નથી. શબ્દોનો પ્રયોગ તોળી તોળીને કરવો પડે છે. માણસ સહેજ પણ એક કે બીજી બાજુ ઢળી પડે કે તરત જ આ પત્રકારો વાત કરનારની આખી વાતને ઊલટાવી નાખે. મને સમજાયું છે કે કોઈ દુર્વૃત્તિવાળો પત્રકાર ચાહે તો ટંડનજીને ચક્કરમાં નાખી દે. 'મહીં એક અને બહાર બીજું', એવી તેમની નીતિ ન હોવાને કારણે જ્યારે કોઈ પણ વિષય ઉપર તે બોલવા બેસે છે ત્યારે તેની સાંગોપાંગ ચર્ચા કરવા લાગે છે. આ દિવસે એક જ કલાકમાં એમણે એટલી બધી વાતો કરી કે એટલામાંથી મને તો પા સદીનો ઈતિહાસ મળી ગયો. તેમાંથી મારા પ્રશ્નોને લગતી બાબતો અહીં ઉતારું છું.

મેં મારા પ્રશ્નોની શરૂઆત બરાબર સૃષ્ટિની ઉત્પત્તિથી કરી.

प्रश्न : હિંદી સાહિત્ય સંમેલનની સ્થાપનાની કલ્પના પહેલવહેલી ક્યાંથી ઉદ્ભવી?

उत्तर : શરૂઆત તો કંઈક જુદી જ રીતે થઈ છે. તે સમયે આખા હિંદુસ્તાનમાં એક જ લિપિનો પ્રચાર કરવાના ઉદ્દેશથી નાગરી પ્રચારિણી સભાઓ કામ કરવા માંડયું હતું. તેમાંથી આ સંમેલનનો જન્મ થયો. જોકે શરૂઆતમાં તો કલ્પના પણ જુદી હતી. વિદ્વાનો અધ્યયન અને સંશોધનો કરે, નિબંધો વાંચે એવી જાતની કાંઈક કલ્પના હતી.

में : રાજેન્દ્રબાબુએ પણ સંમેલનની સ્થાપનામાં ભાગ લીધો હતો ને? તેમને પણ સંસ્થાપકોમાંના એક કહી શકાય ને? તે એક વખતે મને કહેતા હતા કે તે જમાનામાં અમારામાંના કોઈને પણ કશી કલ્પના જ ન હતી. અમને તો કાંઈ ને કાંઈ કરવાની જ લગની લાગી હતી. એ આશ્ચર્યની વાત નથી; કારણ કે 'હમ

કુછ ન કુછ કર જાયેંગે'નો એ જમાનો હતો.

ટં : પણ તે વખતે મારા મગજમાં એવો ખ્યાલ તો હતો જ કે આખા દેશમાં એક જ રાષ્ટ્રભાષા હોવી જોઈએ, અને તે માટે હિંદીનો પ્રચાર કરવાનું જરૂરી છે. અમારા પ્રાંતમાં લોકોની ભાષા હિંદી અને લિપિ નાગરી હોવા છતાં અમારે કોર્ટનાં બધાં કામકાજ ઉર્દૂમાં જ કરવાં પડે છે. પંડિત માલવિયજીએ મને પ્રોત્સાહન આપ્યું અને આ કામ મારે ઉપાડવું જોઈએ એ વાત ભારપૂર્વક જણાવી. હું તેનો પ્રધાન મંત્રી બન્યો. અને ત્યારથી સંમેલન સાથેનો મારો સંબંધ શરૂ થયો છે. હિંદી વિદ્યાપીઠ કાઢવા સુધી તો મારી હિંમત પહોંચી ન હતી તોપણ મારો એવો અભિપ્રાય તો હતો જ કે જો હિંદીની પરીક્ષાઓ શરૂ કરવામાં આવે તો તે ખૂબ જ લોકપ્રિય થશે અને તે પરીક્ષાઓ મારફતે હિંદીનો સારો પ્રચાર થશે તથા અમારી પ્રવૃત્તિ તરફ લોકોનું ધ્યાન ખેંચાશે.

વચમાં જ મેં ટંડનજીને પૂછ્યું : આપના પ્રાંતની સરકાર હિંદી પ્રચારને કેટલા પ્રમાણમાં અનુકૂળ છે?

ટં : સરકારનું એવું કાંઈ નિશ્ચિત ધોરણ જણાતું નથી. જેવા અધિકારી હોય તેવી સરકારની નીતિ માલૂમ પડે છે. તદ્દન શરૂઆતમાં, જ્યારે હિંદીનું કશું જ સ્થાન ન હતું ત્યારે, એક સાહેબ એવા આવ્યા હતા તેમને હિંદી પ્રત્યે કાંઈક આસ્થા હતી. તેમણે અમને થોડું પ્રોત્સાહન આપ્યું. પણ પાછળથી તે સ્થિતિ ન રહી.

મેં : તો અત્યારે સરકાર હિંદીની વિરુદ્ધ છે એમ કહી શકાય?

ટં : સરકાર હિંદીની વિરુદ્ધ છે એમ તો ન કહી શકાય. પણ હિંદીની પ્રવૃત્તિ એક રાષ્ટ્રીય હિલચાલ છે તે જોઈને સરકારની સહાનુભૂતિ મોળી પડી ગઈ. જ્યાં જ્યાં હિંદી પ્રચાર થાય છે ત્યાં ત્યાં રાષ્ટ્રીય વૃત્તિ જોરદાર થાય છે તે કારણે આ હિલચાલ માટે સરકારને શંકા રહ્યા કરે છે.

મેં : પણ આપનું સંમેલન રાજકારણથી તો અલિપ્ત છે ને?

ટં : શરૂઆતથી જ આ સાવચેતી મેં રાખેલી છે. જે લોકોને કોઈ પણ પ્રકારનો રાજકીય મત ન હોય છતાં હિંદી પ્રત્યે આસ્થા છે તેમને પણ અમારી સાથે લીધા છે—તેથી તેમનામાં પણ આત્મીયતાનો ભાવ ઉત્પન્ન થયો છે અને સંસ્થાનું સ્વરૂપ વ્યાપક બન્યું છે. રાષ્ટ્રભાષા પ્રચાર તથા નાગરી લિપિ પ્રચારમાં જેટલું રાજકારણ અનિવાર્ય તરીકે આવે તેટલું તો અમારી સંસ્થામાં હોય જ.

મેં : સંમેલનના મૂળ ઉદ્દેશોમાં આપે આ વસ્તુ રાખ્યાની મને ખબર છે.

ટં : શરૂઆતથી જ મારો એવો ખ્યાલ હતો કે, 'હિંદી સાહિત્ય સંમેલન' એ નામ અમારી સંસ્થાને બંધબેસતું નથી. પણ તેને બદલવાનો પ્રયત્ન મેં કર્યો

નથી. ઉદ્દેશોનું* સ્પષ્ટીકરણ કરી લીધું; અને મારે માટે એટલું બસ હતું.

કેવળ તાત્ત્વિક ચર્ચા કરવાના ઈરાદાથી તેમને જરા ઉત્તેજિત કરતાં મેં પૂછ્યું: સંમેલનના પ્રધાનમંત્રી, અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષ બનીને આપ સંમેલનના કાર્યનો બોજો બરાબર ઉપાડતા રહ્યા છો. પરંતુ આપે કોઈ પણ જાતની સાહિત્યસેવા કરી નથી, અથવા તો પત્રકાર તરીકે પણ કીર્તિ પ્રાપ્ત કરી નથી –

મારો પ્રશ્ન પૂરો થાય તે પહેલાં જ તે બોલ્યા : આ બન્ને વાત પૂરેપૂરી સાચી નથી. મને શરૂઆતથી જ સાહિત્યનો ખૂબ શોખ હતો. હું તો ઇતિહાસ-સંશોધનમાં જ પડવાનો હતો. અમે વિદ્યાર્થી હતા. તે જમાનામાં ઇંગ્લંડનો તથા યુરોપનો ઇતિહાસ નવી ઢબે લખાતો હતો. તે વખતે મારામાં પણ તેવો ઉત્સાહ આવ્યો હતો. હું ઇચ્છતો હતો, અને આજે પણ ઇચ્છું છું કે આપણા જે લોકો સ્વદેશી સંસ્કૃતિ સારી રીતે સમજ્યા છે તેઓ હિંદુસ્તાનનો ઇતિહાસ લખે. પણ શું કરું? રાજકીય હિલચાલમાં પડતાં જ બધા સંકલ્પો ધૂળમાં મળી જાય છે. મારી મૂળ રુચિ સાહિત્યની હોવાને કારણે હિંદી વિદ્વાનો સાથેનો મારો સંબંધ આજ-સુધી કાયમ રહ્યો છે. હિંદી વ્યાકરણમાં લિંગવ્યવસ્થા અવ્યવસ્થિત છે તે વ્યવસ્થિત કરીને સર્વસામાન્ય નિયમો તથા મુખ્ય મુખ્ય અપવાદો નક્કી કરીને રાષ્ટ્રભાષા સુગમ બનાવવાની મુરાદ ક્યારનીયે મારા હૃદયમાં છે. એ કાર્યની યોજના પણ મારા મનમાં નિશ્ચિત છે. પરંતુ તે લખી નાખવાનું આજ સુધી મારાથી બન્યું નથી. આ વર્ષે કરવાનો હતો ત્યાં વચમાં 'ચૂંટણી' આવી.

મેં : હિંદી ભાષાના લિંગભેદ અમને મહારાષ્ટ્રીઓને એટલા ખટકતા નથી, પણ મદ્રાસીઓને તો ખૂબ હેરાનગતિ થાય છે. દરેક શબ્દનું લિંગ ધ્યાનમાં રાખવું પડે છે, અને તેમાંયે અરબી, ફારસી વગેરેની પાછળ પડીને તમે લોકોએ આત્મા,

---

*હિંદી સાહિત્ય સંમેલનના ઉદ્દેશો નીચે પ્રમાણે છે :

દેશવ્યાપી વ્યવહારોં ઔર કાર્યોં કો સુલભ કરને કે લિયે રાષ્ટ્રલિપિ દેવનાગરી ઔર રાષ્ટ્રભાષા હિંદી કા પ્રચાર બઢાને કા પ્રયત્ન કરના.

હિંદી ભાષાકો અધિક સુગમ, મનોરમ ઔર લાભદાયક બનાને કે લિયે સમય સમય પર ઉસકે અભાવોં કો પૂરા કરના ઔર ઉસકી શૈલી ઔર ત્રુટિયોં કે સંશોધન કા પ્રયત્ન કરના.

હિંદી ભાષી પ્રાંતો મેં સરકારી પ્રબંધ, દેશી રાજ્યોં, પાઠશાલાઓં, કોલેજો, વિશ્વ-વિદ્યાલયોં; મ્યુનિસિપાલિટીયોં ઔર અન્ય સંસ્થાઓ, સમાજો, જનસમૂહોં, તથા વ્યાપાર, જમીનદારી ઔર અદાલત કે કાર્યોં મેં દેવનાગરી ઔર હિંદી ભાષા કે પ્રચાર કા ઉદ્યોગ કરતે રહેના.

ઉચ્ચ શિક્ષા-પાત્ર યુવકોં મેં હિંદી કા અનુરાગ ઉત્પન્ન કરને ઔર બઢાને કે લિયે પ્રયત્ન કરના.

હિંદી ભાષા દ્વારા પરમોચ્ચ શિક્ષા દેને કે લિયે વિશ્વવિદ્યાલય સ્થાપિત કરના.

હિંદી સાહિત્ય કે સબ અંગોકી પુષ્ટિ ઔર ઉન્નતિ કા પ્રયત્ન કરના.

...સ્તક અને એવા શબ્દો પણ સ્ત્રીલિંગી બનાવી મૂકયા છે.

ટં : પણ એમાં છે શું? સંસ્કૃતમાં પણ શબ્દોનાં લિંગ સાંકેતિક જ છે ને? ...ર્વ સામાન્ય નિયમો બનાવવામાં આવે અને પછીથી તે પ્રમાણે કોઈ વ્યવહાર કરે ...ને તે રૂઢ ન થાય તોયે તે ખોટું ન ગણવામાં આવે એટલે બસ.

ટં : નિયમો જો મોટે ભાગે રૂઢિને અનુસરનારા હોય અને રૂઢિભંગને વિકલ્પ તરીકે સ્વીકારવામાં આવે તો મને લાગે છે કે કશી ખાસ મુશ્કેલી નહીં આવે.

પણ મારે કાંઈ લિંગ-સુધાર-સમિતિના સભ્ય તરીકે ચર્ચા કરવી ન હતી. મેં એકદમ વિષયાંતર કરીને તેમને પૂછયું; રાષ્ટ્રભાષાને હિંદી કહેવી જોઈએ કે હિંદુસ્તાની કહેવી જોઈએ એવો જે નામનો ઝઘડો છે તે બાબતમાં આપનો શો અભિપ્રાય છે?

'બેશક હિંદી,' ટંડનજી ખૂબ જોરમાં આવીને બોલ્યા, પરંતુ તરત જ જરા નરમ પડીને કહેવા લાગ્યા : રાષ્ટ્રભાષાને હિંદુસ્તાની કહેવામાં આવે તો મારો કશો વાંધો નથી. તમે ખુશીથી હિંદુસ્તાની કહો. પણ ઔચિત્ય પણ એક વસ્તુ છે. 'હિંદી' એ નામ રૂઢ છે, નાનું છે. ઉપરાંત આ નામમાં રાષ્ટ્રીયતા પણ છે. તેને બદલવાનો વિચાર તદ્દન અપ્રસ્તુત છે. નકામી જીદ કરીને હિંદીને બદલે હિંદુસ્તાની શબ્દ શા માટે લાવવામાં આવે?

મેં : આપનું કહેવું મને માન્ય છે. પરંતુ હિંદુસ્તાની શબ્દ પણ ઓછો રૂઢ નથી. અને તેમાં પણ રાષ્ટ્રીયતા છે. તે માટે તો અમે 'હરિ-હર' જેમ 'હિંદી-હિંદુસ્તાની' શબ્દ બનાવ્યો છે. આને નિર્દ્વંદ્વ સમાસ કહેવો જોઈએ ને? એમાં હિંદી એટલે હિંદુસ્તાની એમાં દ્વૈત નથી.

આ પ્રશ્નની ચર્ચા હું આગળ ચલાવવા ઇચ્છતો ન હતો. તેથી મેં આજકાલ જેની ચર્ચા બધે જ થતી હતી એ સવાલ છેડયો. સંમેલનના અધ્યક્ષ દર વરસ ચૂંટવામાં આવે છે તો આ વરસે એ પદ કોને આપવું જોઈએ, કોની સેવા વધારે થઈ છે, અને કોને ખૂબ વયોવૃદ્ધ હોવાને કારણે આ વર્ષે સભાપતિ બનાવવાનું ખૂબ જરૂરી છે?

આવી બાબતોની, સંમેલનની મોસમમાં ખૂબ ચર્ચાઓ ચાલે છે. સાહિત્યના ક્ષેત્રમાં કોંગ્રેસવાળા અને રાજકારણી પુરુષો શા માટે દખલ કરે છે એવી ફરિયાદ હિંદીમાં પણ શરૂ થઈ ચૂકી છે. મારો પોતાનો મત એવો છે કે આપણે સન્માનિત બનાવવાના ઇરાદાથી કોઈને સભાપતિ બનાવતા નથી. આખું વર્ષ પૂરી લગનીથી કામ કરે અને ભાષાની ઉન્નતિના કાર્યમાં સહાય રૂપ થાય એવી જે લાયક વ્યક્તિ હોય તેને જ સભાપતિ બનાવવામાં આવે. તેનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હોવું જોઈએ. રાજકારણીય પુરુષો સાહિત્યની ઉપેક્ષા કરે છે, કદી કદી ભાષાભિમાનની પણ ઠેકડી કરે છે તે માટે તેમને બરાબર પારખીને લેવામાં આવે. પરંતુ સાહિત્યની સર્વોચ્ચ અને ઉજ્જવળ સેવા રાષ્ટ્રીય વૃત્તિવાળા લોકોએ જ કરી છે એ વાત ભૂલવી ન જોઈએ. અને તેથી કોઈ વ્યક્તિની રાજકારણીય સેવા તેને અધ્યક્ષ ચૂંટવાના કાર્યમાં

બાધારૂપ ન નીવડવી જોઈએ. એ પણ યાદ રાખવું જોઈએ કે અનન્ય સાહિત્ય-સેવીઓને પણ સન્માનની લાલસા તો હોય છે. તેટલા માટે જ મેં ટંડનજી પાસે આ પ્રશ્ન મૂકયો.

પ્રશ્ન : હિંદી સાહિત્ય સંમેલનના અનેક ઉદ્દેશોમાં 'સાહિત્ય સેવકોનું સન્માન કરવું, સંમેલનની તરફથી તેમને ઉપાધિ વગેરેથી વિભૂષિત કરવા', એવો પણ એક ઉદ્દેશ છે. પરંતુ ગયાં પચીસ વર્ષમાં એક જણને પણ ઉપાધિ અપાઈ છે કે? સંસ્થા તરફથી કોઈનું બહુમાન કરવામાં આવે તે પહેલાં સંસ્થાની પણ કાંઈક પ્રતિષ્ઠા હોવી જોઈએ એ સાચી વાત છે, તેથી શરૂઆતનાં પાંચદસ વરસ કોઈને પણ ઉપાધિ ન અપાઈ હોય એ વાત સમજી શકાય છે. પરંતુ આજે તો સંસ્થા 'મંગલાપ્રસાદ પારિતોષક' જેવડું રૂ. ૧,૨૦૦નું સ્પૃહણીય પારિતોષક દર વરસે આપે છે. 'સેક્સરિયા પારિતોષક' જેવું બીજું પારિતોષક પણ આપે છે. સંસ્થાએ ભારતીય સાહિત્ય પરિષદ જેવી અખિલ ભારતીય સંસ્થાને જન્મ આપ્યો છે. રાષ્ટ્રના મોટા મોટા લોકોએ સંમેલનનું અધ્યક્ષપદ શોભાવ્યું છે તો હવે કોઈને બહુમાન કરવા માટે વાર્ષિક અધિવેશનના અધ્યક્ષ બનાવવામાં આવે અને કોઈ અચ્છો સાહિત્યસેવક અધ્યક્ષ બન્યા વિના સ્વર્ગવાસી થઈ જાય તો જુદા જુદા પક્ષો એકબીજા સામે ગુસ્સો ઠાલવે તેના કરતાં આપણે સીધા સીધા બહુમાનની ઉપાધિ જ કેમ ન આપીએ? રાષ્ટ્રભાષા સંમેલનની સામે મોટું રાષ્ટ્રીય કાર્ય છે. ત્યાં કામ કરનારા લોકોએ જ સભાપતિ બનવા આગળ આવવું જોઈએ. આપણે કોઈને વહાણનો કપ્તાન કે લશ્કરનો સેનાપતિ કાંઈ બહુમાન કરવા બનાવતા નથી.

ટં : આ પ્રશ્ન તમે મને પહેલાં પણ પૂછયો હતો. પરંતુ સાહિત્યવીરોમાં અંદર અંદર કેવી હરીફાઈ હોય છે તેની મને ખબર છે. જ્યાં એક વખત ઉપાધિ-ઓ આપવાની શરૂઆત થઈ કે તરત જ ઈર્ષા અને મત્સરનું બજાર તેજ થઈ જશે. અમે જાણીજોઈને આ વાતને ટાળી છે.

મેં : ટાળી કયાં છે! સભાપતિ કોને બનાવવા એ પ્રશ્ન ઊભો કરીને એ જ ઈર્ષા અને એ જ મત્સર આગળ આવવાનું કરે છે. કાં તો ઉદ્દેશોમાંથી જ એ વાતને કાઢી નાખવી જોઈએ અથવા તો સાહિત્યવીરોને પદવીઓથી અલંકારીને ઊંચે ચડાવવા માંડવું જોઈએ.

આ બાબત મેં આટલે જ છોડી કારણ આ વર્ષે મદ્રાસના સંમેલન માટે ત્યાંના લોકોએ જમનાલાલજીનું નામ સૂચવેલું અને મેં તેનું સમર્થન કર્યું હતું. હું સમજું છું કે ટંડનજીએ સાહિત્યકારોના સંતોષને માટે કવિવર મૈથિલીશરણજીનું નામ સૂચવ્યું હતું. તેથી મારા આ પ્રશ્નની ચર્ચા, આ બાબતમાં કશા પણ નિર્ણય પર પહોંચ્યા સિવાય, અવળે રસ્તે ચડી હતી. એટલે મારા એક મહારાષ્ટ્રીય મિત્રે પૂછેલો સવાલ મેં તેમની સમક્ષ મૂકયો : જ્યાં જ્યાં હિંદીની સીમા પ્રાંતીય ભાષાઓની સીમાને લાગેલી હોય છે ત્યાં ત્યાં ફલાણો જિલ્લો અમારો કે તમારો એ પ્રકારનો ઝઘડો

કોઈ કોઈ વખત ઊભો થાય છે. અને પછી જો રાષ્ટ્રભાષા હોવાને કારણે હિંદી
સ્વીકાર કરવામાં આવે તોયે પ્રાંતીય ઈર્ષા ઉત્પન્ન થાય છે. તેવે પ્રસંગે હિંદીવાળ
ઓએ ન્યાય અને ઉદારતા દાખવવી ન જોઈએ?

ટં : તમારો પ્રશ્ન મારી સમજમાં જ નથી આવ્યો. હિંદી રાષ્ટ્રભાષા હોય
એની સીમા શાની? એની સીમા તો આખો ભારતવર્ષ જ છે. પ્રાંતીય ભાષાઓ
પોતપોતાની સીમા હોય છે. હિંદીની તેવી સીમા હોવાનું કાંઈ કારણ નથી.

મેં જોયું કે ટંડનજીની સમજમાં મારો પ્રશ્ન આવ્યો નથી. તેથી મેં ફરી
સ્પષ્ટીકરણ કર્યું : આપે હમણાં જે કાંઈ કહ્યું તે બાબતમાં મતભેદ છે
નહીં. પરંતુ કેટલાક ભાગોમાં બે ભાષાઓ ચાલે છે. કેટલાક લોકોની જન્મભા
હિંદી હોય અને બીજા કેટલાકની ગુજરાતી અથવા મરાઠી હોય તો એ ભાગ
ગણતરી કયા પ્રાંતમાં કરવી જોઈએ એ મહત્ત્વનો મુદ્દો છે. એ ભાષાઓના પ્રક
શકોને આ પ્રશ્ન ખૂબ કઠે છે. એવી સ્થિતિમાં જો હિંદી હાથપગ પહોળા
તો તેટલા પ્રમાણમાં તેમના પેટ ઉપર પગ મુકાય છે એવો ચોક્કસ ખ્યાલ આ
છે. તે કારણે જ મેં આ પ્રશ્ન પૂછ્યો છે.

ટં : હવે સમજ્યો. મારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે હિંદીએ હાથપ
પહોળા કરીને કોઈ પણ પ્રાંતીય ભાષાના ક્ષેત્ર પર આક્રમણ ન કરવું જોઈએ
એમાં પૂછવાનું છે જ શું? આ તો ન્યાયનો સવાલ છે.

આવો જ એક બીજો પ્રશ્ન એક મિત્ર તરફથી મેં પૂછ્યો : પૂરેપૂરા મરા
પ્રદેશમાં રહેનાર અને સારી રીતે મરાઠી બોલનાર (ખાનગી વાતચીતમાં પણ મરા
વાપરનાર) લોકો મરાઠી શ્રોતાઓ સમક્ષ હિંદીમાં ભાષણ કરે તો આપને પસંદ

ટંડનજીએ હસતાં હસતાં મને પૂછ્યું : "અજી કાલેલકરજી, આપની સામે
આ ફરિયાદ નથી ને?"

મેં કહ્યું : હું શું જાણું? હું તો મહારાષ્ટ્રમાં ઘણુંખરું મરાઠીમાં જ બોલું છું. જો
મારી મરાઠીમાં પણ હવે તો ગુજરાતી અને હિંદીની બૂ આવી ગઈ છે. હ
મહારાષ્ટ્રીય શ્રોતાઓને રાષ્ટ્રભાષાનો પાઠ આપવા માટે મારી 'રાષ્ટ્રીય' હિંદીમાં ક
કદી બોલું છું. જોકે લોકો રાજી હોય તો જ તેમ કરું છું.

ટં : એ તો તમે ઠીક કરો છો. તો તમે તમારા મિત્રને મારી તરફથી કહી દે
કે મારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે મહારાષ્ટ્રી જનતા સમક્ષ મરાઠી જાણનારાઓ
મરાઠીમાં બોલવાનું જ સામાન્ય ધોરણ રાખવું જોઈએ. એમાં કશા સંદેહને સ્થા
નથી. આપણે ઓછા પ્રાંતીય ભાષાઓના વિરોધી છીએ?

*

મળવા આવેલા લોકો બિચારા બેસી બેસીને થાકી ગયા હતા. તેમણે પુછાવ
કે અમે ચાલ્યા જઈએ? ત્યારે જ અમે બન્ને હસતા હસતા ઊઠ્યા. તેમ
પાછળ કોંગ્રેસની 'ચૂંટણી' પડી હતી જ્યારે મારી પાછળ સ્ત્રીશિક્ષણની ચિંતા આ

સંગમલાલજી તરફનો માણસ એવું પૂછવા આવ્યો હતો, કે મારામાં મહિલા વિદ્યાપીઠ જોવા જવાની ઇચ્છા હતી કે ગંગાયમુનાના સંગમસ્થાને સ્નાન કરવા જવાની શ્રદ્ધા?

## ૩૩. કોશકાર રાનડે

મને એમની પાસે કોણ લઈ ગયું તે આજે યાદ આવતું નથી. કોઈ સિંધી મિત્ર સાથે હું એમની પાસે ગયો હોઈશ, એવું સ્મરણ થાય છે. પણ વધુ વિચાર કરતાં એ વહેમ જ હશે એમ લાગે છે.

વિદ્યાર્થીદશામાં વિદ્વાનો પ્રત્યે આદરભાવ કંઈક વધારે હોય છે. વિદ્વાનો આગળ જતાં અકારણ બીકણ જણાય છે. એ કંઈ ઉચ્ચ કોટિના જીવો છે, એમની આગળ આપણે રાંક છીએ, એ વિચાર કેમે કર્યો મનમાંથી ખસી શકતો નથી. કેટલાક વિદ્યાર્થીઓની ધૃષ્ટતા જોઈ હું વિસ્મય પામતો, એટલું જ નહીં પણ ભયભીત પણ થતો. કોઈ માણસ લપસી પડતો હોય, અથવા કોઈ ચિડાયેલો માણસ વિવેક ભૂલી મોઢામાંથી હમણાં ગાળ કાઢશે એવી બીક લાગતી હોય, ત્યારે જેમ આપણે પોતાને ઠેકાણે અસ્વસ્થ થઈએ છીએ, તેમ જ કોઈ વિદ્યાર્થી મુરબ્બીઓ આગળ ધૃષ્ટતાથી જ્યારે વાત કરે ત્યારે હું પોતે જ ભયભીત થતો. આજે પણ એ બીક – અથવા ક્ષોભ કહો – મારામાંથી નીકળી નથી. એવો ક્ષોભ સ્વભાવમાં રહે એ મને સાલે છે. પણ એ નીકળી જાય તો સારું થશે એમ પણ મન માનતું નથી.

પ્રોફેસર નીલકંઠ બાબાજી રાનડે ઠાકુરદ્વાર પર એક નાનકડા ઘરમાં રહેતા. ઘણું કરીને પૈસા-ફંડ ભેગું કરવા સ્વયંસેવકો મેળવવા એ મથતા હશે. ફર્ગ્યુસન કૉલેજમાં પૈસા-ફંડ ઉઘરાવવામાં મારાં ઉત્સાહ અને કુનેહ વખણાયાં હતાં, એટલે કોકે મારું નામ એમને સૂચવ્યું હશે.

હું મેડી ચઢીને એમની ઓરડીમાં ગયો. છાતીમાં ધ્રુજારો તો હતો જ. એમની ઓરડીમાં ચોપડીઓના ઢગલા પડ્યા હતા. વ્યવસ્થાનું નામ ન મળે. એકબે મદદનીશો મોટા મોટા શબ્દકોશો ખોળામાં લઈને ઝીણી આંખો વડે એનાં પાનાં ખેડતા હતા. એક ખૂણામાં લાલ પતરાનો 'એનિમા ઇરિગેટર' લટકતો હતો. એની રબરની નળી સાચવીને રાખી હોય એમ લાગતું ન હતું. રાનડે પોતે એક ટેબલ પાસે ખુરશી પર પલાંઠી વાળીને બેઠા હતા. શરીરે મજબૂત, કદે ઠીંગણા, અને માથું ગોળ.

કૉલેજના બીજા પ્રોફેસરોની પેઠે આ મહાશય પણ જાણે ઉપકાર કરતા હોય એવી ઢબે મારી સાથે બોલશે એમ મેં ધાર્યું હતું. એને બદલે તેઓ તો કંઈક

આદરપૂર્વક જ બોલવા લાગ્યા. જાણે મારી પાસેથી કંઈક અનુગ્રહ મેળવવો હોય એ ઢબે એમણે વાત શરૂ કરી. મને આશ્ચર્ય થયું અને હું મૂંઝાયો. વાતો શરૂ થાય ત્યાં સુધી ક્ષોભ રહે છે. થોડાક પ્રશ્નોત્તર પછી, આપણે અલ્પજ્ઞ છીએ અને સામે બેઠેલા સાક્ષર ભૂરિશ્રવા છે, એ ભાન હું હમેશ ભૂલી જાઉં છું. તેથી અતિવિવેક પછી અવિવેક આવી જાય છે. બંને વિચિત્ર અને કૃત્રિમ દેખાય છે. પણ મારે માટે બંને અપરિહાર્ય અને સ્વાભાવિક હોય છે, એટલે મારો ઈલાજ ચાલતો નથી. એ સ્થિતિ પણ હજી ગઈ નથી. મંદિરમાં મૂર્તિ જ્યાં સુધી બોલતી નથી ત્યાં સુધી આપણે એને ઈશ્વર તરીકે સ્વીકારીએ છીએ. મૂર્તિ જો બોલવા લાગે તો થોડોક વખત એ ચમત્કાર જોઈ આપણે આભા બનીશું, પણ પછી એને વિશે ઈશ્વરભાવ નહીં રહે. એવું જ આ કંઈક હશે. વાતોનો વિષય કયો હતો તે આજે યાદ નથી. પણ મારી ધૃષ્ટતા પણ એમણે શાંતિથી સાંખી લીધી હતી એટલી છાપ છે.

પ્રોફેસર રાનડે એક અંગ્રેજી-મરાઠી કોશ તૈયાર કરતા હતા. કોશ બનાવનાર માણસ સર્વજ્ઞ હોય છે એ માન્યતા કૉલેજની કેળવણી પૂરી કર્યા છતાં મારામાંથી ગઈ ન હતી. માણસ એકેએક શબ્દની ન્યાતજાત જાણે; એના પૂર્વજો કોણ હતા એ શોધી કાઢે; દરેક શબ્દ પાસે મૂડી કેટલી છે એનો પણ હિસાબ એની પાસે હોય; કયો શબ્દ ક્યાં મળ્યો હતો, એ ઠેકાણે એનો મિજાજ કેવો હતો, એ પણ એ જાણે. એવા માણસની ચોક્સ વિદ્વત્તા અસાધારણ જ ગણાયને! અંગ્રેજી શબ્દો માટે મરાઠી શબ્દો શોધી કાઢવા, અને ન હોય ત્યાં પોતાની ટંકશાળમાંથી તૈયાર કરવા, એ કેટલું અઘરું કામ! પોતે તૈયાર કરેલા શબ્દો સમાજ સ્વીકારશે કે નહીં એ વિશેનો 'आत्मनि अप्रत्यय' એમને પીડતો નહીં હોય?

એ મુલાકાતનું પરિણામ શું આવ્યું એ પણ અત્યારે યાદ નથી. પણ નીલકંઠ બાબાજી વિદ્યાર્થીના મિત્ર છે એટલી છાપ મન પર રહી.

*

એક દિવસ સાંજે ચોપાટી પર હું ફરવા ગયેલો. સૂર્યાસ્તની શોભા, ડોલતાં વહાણોની મસ્તી, અને મોજાંઓનું પથરા સાથેનું અસમાન યુદ્ધ જોવામાં હું એવો તો ગુલતાન થયો હતો કે હું ક્યાં છું એ પણ ભૂલી ગયેલો. મોજાં જોર જોરથી આવે અને પથરા ઉપર હુમલો કરે. પથરાઓને ચારે બાજુથી ઘેરી લે. પણ પથરાઓનો બેઠો બળવો તૂટે એવું હતું નહીં. મોજાં થાકીને પાછાં જતાં હોય ત્યારે પણ એ પથરા હસતા નહોતા, કે પોતાને વિજય મળ્યો એનો આનંદ વ્યક્ત કરતા ન હતા. એ તો નખશિખાંત પલળ્યા છતાં હૃદયમાં કોરા તે કોરા જ.

મારી પાછળ કંઈક અવાજ થયો. ભાનમાં આવ્યા વગર જ મેં પાછા વળીને જોયું. લાલ રેશમી ફેંટો પહેરેલા કોઈ સજ્જન મારું ધ્યાન ખેંચવા પોતાની લાકડી મારા તરફ તાકતા હતા. હું એમને ઓળખું નહીં, એટલે શૂન્ય નજરે જોવા લાગ્યો.

'કેમ છો? હાલ ક્યાં રહો છો? ફરવા આવ્યા હતા?' વગેરે પરિચયસૂચક સવાલો એમણે પૂછ્યા. હું મૂંઝાયો. કાંઈક અસ્પષ્ટ, અર્થશૂન્ય મારા જવાબો મોઢામાંથી નીકળ્યા. સામા ભાઈ સમજી ગયા કે અહીં પ્રેમના સ્વીકારનો ઉમળકો નથી, એટલે કંઈક વિરસ થઈને ચાલ્યા ગયા. એ ગયા અને પછી મને સ્મરણ થયું કે એ તો આપણા કોશકાર રાનડે. એમને ઘેર તો એમને એક પહેરણમાં જ જોયેલા. પૂરા પોશાકમાં મેં એમને જોયેલા નહીં. અને જ્યારે અહીં જોયા ત્યારે એમની મારા તરફ તાકેલી લાકડી અને ઘડિયાળના જાડા અછોડા તરફ જ મારું ધ્યાન વધારે ગયું. હું કેવો બાઘો કે આવડા મોટા માણસને હું ઓળખી ન શક્યો! એમના મનમાં મારે વિશે શો અભિપ્રાય બંધાયો હશે? શું એમને ત્યાં જઈને માફી માગી આવું? એ પણ કૃત્રિમ દેખાશે. અને માફી માગવા જતાં કોણ જાણે મોઢામાંથી કેવા શબ્દો નીકળશે, અને વધારે ફજેતી થશે તો? તે વખતે, અને તે રાત્રે પણ, મેં પોતાની ખૂબ નિંદા કરી. દુનિયામાં આપણે માટે સ્થાન નથી, સામાન્ય સમયસૂચકતા પણ આપણી પાસે ન મળે, આપણે શું કરી શકવાના હતા? એવા એવા અનેક વિચારો મનમાં આવ્યા અને ચિત્ત અપ્રસન્ન થયું. ઊંઘની ભરતીએ આખરે એ આત્મનિંદાના લિસોટા ભૂંસી નાખ્યા, અને વિદ્યાર્થીનો નિત્યક્રમ ચાલ્યો.

*

લોકમાન્ય ટિળકને સરકારે પકડ્યા છે, હાઈકોર્ટમાં તેઓ છ-છ દિવસ પોતાના બચાવનું ભાષણ કરે છે. આખી મુંબઈમાં જાણે અદ્‌ભુત વીજળીનો સંચાર થયો છે. મિલમજૂરો તોફાને ચઢ્યા છે. લોહીતરસ્યા અમે એમની વચ્ચે જઈ એમને ઉશ્કેરી રહ્યા છીએ. પોલીસો અમને ત્યાં જવા દેતા નથી. 'ભાગો અહીંથી, નહીં તો નાહક પકડાઈ જશો,' એવી ચેતવણી ગોરા અમલદારોને મોઢેથી સાંભળીએ છીએ. ગોળીબાર ચાલે છે. રસ્તા પરના પથરા ગોરાઓને સામા વાગે છે. ઇસ્પિતાલમાં ઘાયલોની સંખ્યા વધતી જાય છે. ઘાયલ મજૂરોની સારવાર કરવા અમે ઊપડ્યા છીએ. પોતાનાં ખેસ અને ધોતિયાં ફાડીને એના પાટા બનાવીએ છીએ. આ બધાંનું પરિણામ શું આવશે એનો કોઈને વિચાર નથી. પણ ચાલે છે એ યથાયોગ્ય છે, સરકાર એ જ લાગની છે, એટલું સમાધાન દરેક હૈયામાં અને દરેક મોઢા પર દેખાય છે. અમે વિદ્યાર્થીઓએ આગેવાનો પાસે જવાનું માંડી જ વાળ્યું હતું. એ બીકણો અમને ડહાપણ શીખવશે એ બીકે એમને ઉમરે ચડવું અમને ગમતું નહીં.

એટલામાં મેં સાંભળ્યું કે, મિલમજૂરોને મદદ કરવાને એક ફંડ ખોલવામાં આવ્યું છે અને પેલા પ્રોફેસર રાનડે એના મંત્રી થયા છે. આપણાથી બને તેટલું કરવું જ જોઈએ. સરકાર આપણા દેશબંધુઓને ગોળીથી વીંધે એ આપણાથી કેમ પેટે કેમ સહ્યું જાય? મજૂરોને ખાતરી થવી જોઈએ કે, તેઓ અસહાય નથી. તેઓની નેતાભક્તિની કદર કરનાર લોકો દુનિયામાં પડ્યા છે. મારું ગજવું ખાલી હતું. શું

કરવું એ સૂઝયું નહીં. પણ ઓરડીમાં પિતાશ્રીએ મને આપેલી નવી સતાર આંખને સાલવા માંડી. મારે સંગીત શીખવું હતું. એની તૈયારી સતાર વસાવીને કરી હતી. સતાર સાંગલીના એક ઉસ્તાદે ખાસ તૈયાર કરી આપી હતી. બહુ જ સુંદર અને સુરીલી હતી. પણ મને તાર મેળવતાં આવડે ત્યારે એ બોલેને? બીજા પાસેથી વગાડાવી કોક વાર આનંદ લેતો. મેં એ સતારનો એક ઘરાક શોધી કાઢયો. ઘરની ચીજ વેચવી એ ખાનદાનીને ન શોભે એ નાનપણથી કેળવેલો વિચાર મનમાં ઊગ્યો ત્યાં જ એને ગૂંગળાવી માર્યો, અને સતારને જતી કરી. બીજા કેટલાક મિત્રો પાસેથી ફાળો ઉઘરાવીને સતારની કિંમતમાં ઉમેર્યો અને ગયો નીલકંઠ બાબાજીને ત્યાં.

આ વખતે તેઓ મને ઓળખી ન શકયા હોય અથવા જૂના કડવા અનુભવથી વિશેષ સ્નેહભાવ વ્યક્ત કરવો એમને ન રુચ્યો હોય. મેં એમને પૂર્વપરિચયનું સ્મરણ કરાવ્યું. 'હા, હા,' કહી એમણે ઠંડો જવાબ આપ્યો. (અને તેઓ કામમાં પણ હતા જ.) પછી મેં કહ્યું કે, 'મારો અને મારા મિત્રોનો ફાળો આપવા આવ્યો છું.' નોટો અને રૂપિયા એમના ટેબલ પર મૂકયા.

હવે નીલકંઠ બાબાજી પલળ્યા. જૂનો પરિચય એકદમ તાજો થયો. સરકારે મિલમજૂરોમાં વર્તાવેલા કેરનું ગદ્ગદ કંઠે એમણે વર્ણન કર્યું. મેં પણ અમારા અનુભવો કહ્યા.

આ ઉદ્યોગી માણસ પાસે ફરી જવાનું બન્યું જ નહીં. એમણે પોતાનો કોશ બહુ જ શ્રમપૂર્વક પૂરો કર્યો. હમેશ થાય છે તેમ એ કોશને કારણે તેઓ ખૂબ ખોટમાં ઊતર્યા. બંગાળની રાષ્ટ્રીય કૉલેજમાં મરાઠીના અધ્યાપક તરીકે તેઓ ગયા હતા એવું કંઈક અસ્પષ્ટ સાંભરે છે. આજે જ્યારે જ્યારે ચોપડીઓની ઘોડી પર 'ટ્વૅંટિયેથ-સેંચરી ઈંગ્લિશ-મરાઠી ડિક્ષનરી'ના બે દળદાર ભાગ નજરે પડે છે, ત્યારે ત્યારે નીલકંઠ બાબાજી રાનડે યાદ આવે છે. કોશ એ જ એમનું સ્મારક રહ્યું છે. તે ભારે નામ કમાયા હોય એમ લાગતું નથી. પણ એ શબ્દશાસ્ત્રી પંડિતના હૈયામાં જે દેશદાઝ હતી એ જ મારા પૂરતું એમનું સ્મારક છે.

૧૯૩૧

## ૩૪. ઉપન્યાસ-સમ્રાટ વામન મલ્હાર જોશી

વામન મલ્હાર જોશીનું નામ જ્યારે તેઓ 'વિશ્વવૃત્ત' માસિકના સહતંત્રી હતા ત્યારે મેં સાંભળેલું. 'આશાની નિરાશા અને નિરાશાની આશા' નામના લોકમાન્ય ટિળકના એક લેખ વડે જ એ માસિકનો પ્રારંભ થવાથી તેના પ્રત્યે અમ વિદ્યાર્થીઓના હૃદયમાં વધારે આદરભાવ હતો. ત્યાર પછી કોલ્હાપુર સરકારની

કિન્નાખોર નીતિને કારણે રાષ્ટ્રીય કેળવણીના અધ્વર્યુ પ્રોફેસર વિજાપુરકર અને વામન મલ્હાર જોશી ઉપર 'ખૂનમાં મદદ કરવા'ના ગુના બદલ મુકદ્દમો ચાલ્યો. વાત માત્ર એટલી જ હતી કે લાહોરના પંડિત શ્રી સાતવળેકરનો 'વૈદિક પ્રાર્થનાઓની તેજસ્વિતા' નામનો લેખ આ તંત્રીદ્રયે 'વિશ્વવૃત્ત'માં પ્રકટ કર્યો હતો!

આથી વિશેષ મૂર્ખાઈભરેલા મુકદ્દમાની કલ્પનાયે કરી શકાતી નથી. છતાં પણ મહારાષ્ટ્રીય લોકવાર્તાઓનો સંગ્રહ કરી પ્રસિદ્ધિ મેળવનાર કિંકેડ સાહેબે બન્ને તંત્રીઓને અને મુદ્રકને ખાસી સજા કરી હતી. આજે યાદ આવે છે કે શ્રી સાતવળેકરના લેખમાં શંખાસુરનો અર્થ મહામૂર્ખ બતાવતાં અનેક રાજાઓ મહામૂર્ખ હોય છે એવા આશયનું કથન લેખકે પોતે અથવા તંત્રીમંડળના કાર્યાલયમાંથી કોઈએ કર્યું હતું તે સારુ, શ્રી વિજાપુરકરને સાબરમતી જેલમાં અને વામન મલ્હારને હૈદરાબાદ જેલમાં રાખવામાં આવ્યા હતા. નિયમાનુસાર સજા ભોગવી જ્યારે વામન મલ્હાર છૂટયા ત્યારે તેમની પાછળ દેખરેખ રાખવા માટે એક છૂપો પોલીસ મૂકવામાં આવ્યો હતો. આ સિપાઈ તેમને કેદમાંથી છૂટેલા હોવા છતાં મરજી પ્રમાણે કંઈ જવા-આવવા દેતો નહીં. અને જ્યારે વામન મલ્હારે તેનો હુકમ ન માન્યો ત્યારે તેણે તેમને સખત મારઝૂડ કરવામાં પણ કસર રાખી નહોતી. આ વાત મેં મારા મિત્ર અને મહાસભાના આજના જનરલ સેક્રેટરી (શ્રી જીવતરામ કૃપાલાની) પાસેથી જાણી. મહારાષ્ટ્રના એક દેશભક્ત જેલાંથી છૂટે છે એમ સમજી તેમનું સ્વાગત કરવા તેઓ ગયેલા અને તેમણે આ બનાવ પોતાની આંખે પ્રત્યક્ષ જોયેલો. જીવતરામ જેવા યુવકો માટે તો આવા બનાવો સ્વરાજ્યની દીક્ષારૂપ ગણી શકાય. બ્રિટિશ સામ્રાજ્યનું પશુબળ આ પ્રમાણે ત્રણ બદામના પોલીસ સિપાઈમાં આરૂઢ થઈ આપણા પરમ માનનીય દેશસેવકોની શી દશા કરે છે તે બાબતનો પ્રત્યક્ષ ચિતાર જોયા પછી આપણને બીજું સૂઝી જ શું શકે!

આ પછી વામનરાવનું નામ મેં 'આશ્રામહરિણી'ના લેખક તરીકે સાંભળ્યું. રાષ્ટ્રીય શિક્ષણના એક ઉત્કટ પ્રયોગમાં મેં પણ કંઈક ભાગ લીધેલો હોવાથી મારામાં વામનરાવ જેવા સમર્થ રાષ્ટ્રીય કેળવણીકારની કૃતિ વિશે પ્રેમ અને આદરભાવ વર્તે એ સ્વાભાવિક જ હતું. સાથે સાથે કબૂલ કરવું જોઈએ કે 'આશ્રામહરિણી' નવલિકા જેટલી નાની છે તેટલી જ તે સુંદર પણ છે. તેના પહેલા ભાગમાં આશ્રમજીવન અને વિદ્યાર્થીઓની મુગ્ધ માનસકલિકાના પ્રથમ ઉન્મેષનું વર્ણન એટલું તો મનોહર છે કે તેમાં જ વામનરાવની પછીની બધી શક્તિઓનું પૂરેપૂરું દર્શન થઈ શકે છે. જ્યારે ગુરુકન્યા મુગ્ધભાવે પિતાને પૂછે છે કે : 'બાપુ, તપ કોને કહે છે?' ત્યારે બાઇબલમાં વર્ણવેલો 'સત્ય કોને કહે છે?' એવો કૌતુકપૂર્ણ પણ નાસ્તિકતાથી ભરેલો, રોમન ગવર્નર પાઈલેટનો પ્રશ્ન યાદ આવ્યા વિના રહેતો નથી. જે સ્ત્રીજાતનો અવતાર અનેક મહર્ષિઓનું તપોબળ નષ્ટ કરવા માટે જ થયેલો છે તેની જ આ નાનીસરખી આવૃત્તિ સર્વથા મુગ્ધભાવે જ્યાં 'તપ

કોને કહે છે' એમ પોતાના પિતાને પૂછે છે ત્યાં તે પ્રસંગ ખરેખર પરમ રમણીય છે. આ જ પ્રમાણે આશ્રમબાળકોનું ઠસ્સાથી કહેવું કે 'સ્ત્રીઓ સુંદર છે તેથી શું થયું? આપણે તેમની વાત શા માટે માનીએ?' આ પ્રસંગ એક બાજુએ કણ્વના આશ્રમની યાદ અપાવે છે તો બીજી બાજુએ ઋષ્યશૃંગની. લેખકે 'આશ્રમહરિણી'ને બધી રીતે પૌરાણિક કથાનક સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ છેવટે 'આશ્રમ-હરિણી' ટેનિસનના 'Enoch Arden' નામના કાવ્યની શૈલીએ પહોંચી ગઈ છે. લેખકને ખાસ પરિસ્થિતિમાં પુનર્વિવાહની જરૂરિયાત સિદ્ધ કરવાનું વાતાવરણ ઊભું કરવું હતું.

તે વખતે મારો મત પુનર્વિવાહને ઘણે અંશે વિરુદ્ધ હોવાને લીધે આ પ્રમાણે નવલિકાની મદદથી અને પૌરાણિક વાતાવરણને બળે પુનર્વિવાહનો આવો પ્રચાર કરવો અને તે પણ આવી અસરકારક રીતે એ મને જરાયે ન ગમ્યું. અને તેથી જ મેં 'આશ્રમહરિણી'ની સખત સમાલોચના કરવાનો નિશ્ચય કર્યો. પણ વિવેચના કરવાની દૃષ્ટિએ હું જેમ જેમ આ કથાનું નિરીક્ષણ કરતો ગયો, તેમ તેમ મને તેની સુંદરતા વધારે ને વધારે જણાવા લાગી. એટલે સુધી કે અંતે મારે સાચા દિલથી સંતોષ માનવો પડયો કે આ પુસ્તક વિશે કંઈ પણ ન લખવું એ જ તેની યોગ્ય વિવેચના છે અથવા પૂરતો વિરોધ છે. વામનરાવે કેટલીય સાહિત્યકન્યકાઓને જન્મ આપ્યો છે, છતાં તેમની 'આશ્રમહરિણી' જેમ સૌથી જયેષ્ઠ તેમ સૌથી શ્રેષ્ઠ પણ છે.

પણ મહારાષ્ટ્રને વામનરાવનો યથાર્થ પરિચય તો 'રાગિણી' દ્વારા જ થયો, અને તેમની કીર્તિનું કારણ પણ તેમની 'રાગિણી' જ છે. આ નવલકથા મહારાષ્ટ્રના કાલ્પનિક સાહિત્યમાં વિવેચન અને શૈલી બન્ને દૃષ્ટિએ ક્રાન્તિ ઉત્પન્ન કરનાર નીવડી. એનાં સંસ્કારી પાત્રો કાવ્યશાસ્ત્ર-વિનોદના એવા તો આનંદદાયક ફુવારા ઉડાવે છે કે સમગ્ર જીવન એકદમ નન્દનવન સમું બની જાય છે. એ નવલમાં વામનરાવની તત્ત્વચર્ચા અને વાદપટુતા બન્ને તેના ઉત્કૃષ્ટ રૂપમાં જોઈ શકાય છે.

વાસ્તવિક રીતે જોઈએ તો વામનરાવનું અસલ સ્વરૂપ તત્ત્વજ્ઞાનના એક પ્રોફેસર તરીકે આપણી આગળ પ્રગટ થાય છે. તેઓ દાર્શનિક તત્ત્વોની શોધ કરવામાં અત્યંત પ્રવીણ છે. તેમની સામે ગમે તે વિષય મૂકો, તેઓ સૌથી પહેલાં આ બાબતોનો નિર્ણય કરવામાં અગ્રેસર થશે કે આનો કેટલી દૃષ્ટિએ વિચાર થઈ શકે, આને કેટલી બાજુઓ હોઈ શકે અને આનાં અંગપ્રત્યંગનાં કેટકેટલાં અનુકૂળ-પ્રતિકૂળ પ્રમાણો હોઈ શકે. રસ્કિનના મત પ્રમાણે 'મનુષ્ય વધારેમાં વધારે એટલું જ કરી શકે છે કે કોઈ પણ વિષયના સંબંધમાં બુદ્ધિપૂર્વક શંકા ઉત્પન્ન કરવી અને તેને એવી રીતે રજૂ કરવી કે સાંભળનારને રુચે, અને આટલું કરી શકવું એ જ્ઞાનની પ્રગતિમાં નાનીસૂની મદદ નથી.' (આ લખતી વખતે મારી સામે રસ્કિનના શબ્દો નથી. પા સૈકા પહેલાં વાંચેલી વાતોનું સ્મરણ જો બરાબર

મનાતું હોય તો કંઈક આવા જ વિચારો રસ્કિને કોઈક સ્થળે રજૂ કર્યા છે.)

મહાકવિ ગટેએ પોતાની 'વિલ્હેલ્મ માયસ્ટર' નામની કૃતિમાં બેએક સ્ત્રી-પાત્રોનું ઘણું જ મનોહર અંકન કર્યું છે. આ જ કારણે જર્મન રાષ્ટ્ર ગટે પ્રતિ હમેશાં કૃતજ્ઞતાની લાગણી અનુભવે છે. મહારાષ્ટ્રે પણ 'રાગિણી' અને 'ઉત્તરા' જેવી શાલીન કન્યાઓ ભેટ આપવા માટે વામનરાવના સદૈવ કૃતજ્ઞ થવું જોઈએ.

'રાગિણી'ના બીજા ભાગનું વાતાવરણ પહેલાંના કરતાં એકદમ જુદું જ છે. પહેલા ભાગમાં આદર્શોનું જે ઉડ્ડયન છે, તે જીવનમાં ટકી શકતું નથી. આદર્શ એક રીતે ગગનવિહાર છે. જ્યારે જીવન છે પૃથ્વી પરનો સંચાર. જાણે આ જ વિચારે તેમણે બીજા ભાગની રચના એકદમ બદલી નાખી છે. કેટલાક વિવેચકોનું મંતવ્ય છે કે બીજા ભાગમાં તેમની પ્રતિભાની પાંખો સંધ્યાસમયનો થાક અનુભવે છે. પણ મને તો એવું જણાયું નથી.

'આશ્રમહરિણી'ના કથાનકમાં 'Enoch Arden'ની પ્રેરણા ઉછીની લેવા વિશે આલોચના થવાના કારણે 'રાગિણી'ના ઉત્તરાર્ધમાં વામનરાવ સાવધાન થઈ ગયા છે. જ્યારે આ કથાનકની મહારાષ્ટ્રીય ટોળીને જંગલી લોકોએ કેદ કરી કહ્યું કે 'ધર્મપરિવર્તન કરો, નહીં તો અમે તમને ઊના તેલના કઢાયામાં તળી કાઢીશું' ત્યારે પોતાના બુદ્ધિબળે તેમણે કઈ રીતે છુટકારો મેળવ્યો તેનું વર્ણન કરતાં વામનરાવે પોતાના એક પાત્રને મોઢે કહેવડાવ્યું છે કે આવા દુસ્તર પ્રસંગે પહેલાં વાંચેલી અમુક નવલકથાનું મને સ્મરણ થઈ આવ્યું. અને તેમાં વર્ણવેલી યુક્તિનું અનુસરણ કરવાથી અહીં કામ સરી શકે છે એવો મેં મારા મનમાં નિર્ણય કર્યો.' બીજામાંથી લીધેલી પ્રેરણાનો આ પ્રમાણે કુશળતાપૂર્વક સ્વીકાર કરવાથી સાહિત્યિક કૃતિચૌર્યના દોષભાગી નથી થવું પડતું.

નવલકાર વામનરાવે તત્ત્વજ્ઞાની વામનરાવને છુપાવી દીધા છે. નહીં તો 'નીતિ-શાસ્ત્રપ્રવેશ'ના કારણે જ તેમની વિશેષ ખ્યાતિ થઈ શકતી હતી. નીતિશાસ્ત્ર પરત્વે આટલો સુબોધ, સુભગ અને મનોરંજક ગ્રન્થ દેશી ભાષામાં તો ક્યાંય મારા જોવામાં નથી આવ્યો. તત્ત્વજ્ઞાની થયા પછી માણસે અત્યંત ન્યાયનિષ્ઠ થવું જોઈએ, આ આદર્શનો વામનરાવે એટલી ઉત્કૃષ્ટતાથી નિર્વાહ કર્યો છે કે પોતાના સિદ્ધાંત-પક્ષ કરતાં પૂર્વપક્ષની રચના જ તેમના હાથે સુંદર બને છે. અને હું માનું છું કે તેમની લોકપ્રિયતાનું મૂળ કારણ આમાં જ રહેલું છે. જેમ સંસારને શ્રમશીલ (કષ્ટસહિષ્ણુ) સેવકો પ્રિય હોય છે, દાનવીર લોકો પ્રિય હોય છે અને સત્કાર્ય કર્યા પછી તેના શ્રેયની ચિન્તા ન કરનાર બેદરકાર લોકો પણ પ્રિય હોય છે, તેમ વિપક્ષીઓને ઉદારતાપૂર્વક અને શક્તિસંપન્ન પીછીથી સુસજ્જિત કરનાર લોકો પણ પ્રિય હોય છે. કહેવાય છે કે વિપક્ષીઓ વિશે વામનરાવનું દાક્ષિણ્ય જોઈ લોકમાન્ય ટિળકે તેમને કહ્યું હતું કે સમાચારપત્રોના તંત્રીઓ માટે આ સ્વભાવ દોષરૂપ છે. તંત્રીએ તો ન્યાયાધીશની નહીં પણ લડાઈખોર વકીલની ભૂમિકા

સંપાદન કરવાની હોય છે.

લૉર્ડ મોર્લીએ ક્યાંક કહ્યું છે કે 'કોઈ વિષયનાં સાધક-બાધક પ્રમાણોની યોજના કરી બન્ને બાજુએ વ્યૂહ રચવા એ આપણા વિદ્વાનો માટે એક રમત-વાત છે. પણ રાજ્યભાર માથે ઉપાડી લીધા પછી સાધક-બાધક પ્રમાણોનો વિચાર કરી અન્તે જ્યારે નિશ્ચયાત્મક નિર્ણય આપવો પડે છે ત્યારે શેરશેર લોહી સુકાઈ જાય છે.' પણ આ પ્રમાણે અનેક વાર શેર શેર લોહી આપવા વામનરાવ તૈયાર નથી જણાતા. એડિસનનો સર રૉજર ડી૦ કાવ્હરલે પોતાનું અજ્ઞાન છુપાવવા જેમ વારંવાર કહે છે કે Much might be said on both sides (બન્ને પક્ષો વિશે ઘણું કહી શકાય એમ છે) અને નિર્ણય આપવાની વાત કોરાણે મૂકી દે છે, તેમ વામનરાવ પણ નિર્ણય જાહેર કરવાનો પ્રસંગ ઘણું કરીને ટાળ્યા કરે છે. પણ તેનું કારણ અજ્ઞાનથી બિલકુલ ઊલટું છે. તેમને દરેક વિષયની બધી બાજુઓ સમાનરૂપે પ્રત્યક્ષ જેવી જણાતી હોવાને લીધે તેમનું તીવ્ર જ્ઞાન જ તેમને અંતિમ નિર્ણય આપવા દેતું નથી, અને સાથે સાથે તેમના પ્રેમ-પૂર્ણ તેમ જ મધુર સ્વભાવની અહિંસાવૃત્તિને લીધે મિત્રમંડળીના કથન પ્રમાણે તેઓ જીવનવ્યવહારમાં પણ ઘણે ભાગે મૃદુ – નમ્ર છે.

મારા મનમાં પણ અનેક વાર એક વિકલ્પ ઉદ્દ્ભવ્યો છે કે વામનરાવ આ રીતે પ્રત્યેક વિષયના અંગપ્રત્યંગનું પ્રતિપાદન કરે છે તે જ્ઞાન તેમના વિશાળ અને ચોક્કસ ગ્રન્થાવલોકનનું પરિણામ છે કે તેમના તત્ત્વજ્ઞસુલભ મનનનું? ત્યારે અંતઃ-કરણ એમ જ કહે છે કે જો ગ્રન્થપરિશીલન કરતાં તેમનું મનન અધિક હોત તો કદાચ તેમની બુદ્ધિ વિશેષ નિશ્ચયાત્મક થઈ શકત. પણ જે મનુષ્ય ગુણગ્રહણશીલ છે અને જેની ચિત્તવૃત્તિમાં મુખ્યત્વે માર્દવ છે તેમાં ગ્રાહકવૃત્તિ (receptivity) અને કદરદાની (appreciativeness) વધારે હોવાં જ જોઈએ.

*

દરેક આગળ વધતી ભાષા માટે અનુવાદોની જરૂર હોય છે જ. માટે વામન-રાવ જેવા સાહિત્યનિપુણ તત્ત્વચિંતક માટે પણ કલમનો આ ક્ષેત્રમાં પ્રયોગ કરી જોવો સ્વાભાવિક હતું. તેમનો આ ક્ષેત્રનો અનુભવ પણ કંઈક મનોરંજક છે. 'વિશ્વવૃત્ત'ના પ્રતાપે કોલ્હાપુર જેલમાં રહેતા ત્યારે જેલના કામરૂપે ત્યાંના છત્રપતિએ તેમને 'દશકુમારચરિત'નો અનુવાદ કરવાની આજ્ઞા આપી હતી. જોકે આ ગ્રન્થની ભાષા અપ્રતિમ છે અને સંસ્કૃતના શાસ્ત્રીઓ તથા વિદ્વાન વ્યાકરણ-વિશેષજ્ઞો આ ગ્રન્થ ઉપર હમેશાં વારી જાય છે, છતાં પણ કથાનકની દૃષ્ટિએ આ ગ્રન્થ કચરાપેટીમાં ફેંકવા જેવો છે. વામનરાવે આને બદલે બીજા કોઈ સારા ગ્રન્થ માટે પ્રાર્થના કરી જોઈ પણ એપિક્ટેટસ(Epictetus)ને આથી સારું કામ ક્યાંથી મળી શકે? આ પછી તો સિંધ–હૈદરાબાદ જેલમાં જતાં તેમને ભાગે ઘંટી દળવાનું, દોરડાં વણવાનું અને જોડાનાં તળિયાં તૈયાર કરવાનું કામ આવ્યું હતું.

આગળ જતાં જ્યારે તેમણે સ્વેચ્છાએ સમાચાર-પત્રની ચક્કીનું કામ અપનાવ્યું ત્યારે મનોવિનોદરૂપે તેમના હાથે 'સૉક્રેટિસના સંવાદો'નો ઘણો જ મધુર અનુવાદ થયો અને તેને માટે તેટલી જ ઉત્તમ ચરિત્રાત્મક ભૂમિકા પણ લખી શકાઈ. જ્યારે મારા નાના દીકરાએ મરાઠીનો કોઈ ઉત્તમ ગ્રન્થ મારી કને વાંચવા માગ્યો ત્યારે મેં તેને તેની વધતી જતી બૌદ્ધિક ક્ષુધાની તૃપ્તિ માટે પૌષ્ટિક ભોજનરૂપે 'સૉક્રેટિસના સંવાદો' વાંચવા આપ્યા અને તેને તે બહુ જ ગમ્યા. આ પ્રમાણે બીજા એક ગુજરાતી યુવકે થોડુંક મરાઠી શીખ્યા પછી વાંચવા માટે મરાઠીનો કોઈ સારો ગ્રન્થ સૂચવવા કહ્યું ત્યારે મેં તેને 'નીતિશાસ્ત્રપ્રવેશ'નું નામ આપ્યું. આ ગ્રન્થ વાંચવાથી તેના હૃદયમાં મરાઠી સાહિત્ય વિશે આદરભાવ જાગ્યો અને હમણાં તે જ્યારે મને મળવા પૂને આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે મારા અહીં આવવાનો ઉદ્દેશ કેવળ આપને મળવા પૂરતો જ નથી પણ બની શકે તો વામનરાવજીનાં દર્શન કરવાનો છે. મારે માટે પૂનાની આ પવિત્ર પુણ્યયાત્રા છે.

એક વાર જ્યારે વામનરાવ અમુક સમય માટે વડોદરા જઈ રહ્યા હતા ત્યારે અમે તેમને વારંવાર અમારે ત્યાં બોલાવતા. તેમને બોલાવવા એટલે કાવ્યશાસ્ત્ર-વિનોદની ચર્ચાનો આનંદ લૂંટવો. આ પ્રસંગ પહેલાં હું પોતાનાં સ્ત્રી-પુત્રને છોડી તેમને મારો પત્તો સુધ્ધાં ન આપતાં અમુક સમય માટે હિમાલયમાં જઈ વસ્યો હતો. તેથી 'રાગિણી'ના વિભિન્ન પ્રસંગની મીમાંસા કરવામાં અમને કંઈક વિશેષ આનંદાનુભવ થતો હતો. એક વાર મેં વામનરાવને કહ્યું કે 'તમે ક્યાં ક્યાંની યાત્રા કરી છે તે તો હું નથી જાણતો પણ તમે કાશી નથી ગયા એ તો હું નિશ્ચય-પૂર્વક કહી શકું છું!' તેમણે જવાબ આપ્યો : 'તમારું કહેવું તદ્દન સાચું છે. પણ તમે આ અનુમાન શા ઉપરથી કર્યું?' મેં જવાબ આપ્યો : 'તમારી 'રાગિણી'નું એક પાત્ર ટાંગામાં બેસી ઠેઠ દુર્ગાઘાટ સુધી ગયું છે. આથી મેં એ અનુમાન કર્યું. કારણ કે દુર્ગાઘાટને માર્ગે એટલી તો વાંકીચૂંકી અને સાંકડી ગલીઓ છે કે ત્યાં ઘોડાગાડી જઈ શકતી જ નથી.' આ સાંભળી વામનરાવે કહ્યું : ' 'રાગિણી'નો આ ભાગ લખતી વખતે મારી પાસે શ્રી ઘોરપડેનું 'યાત્રાવર્ણન' હતું. તેમાંથી દુર્ગા-ઘાટનું નામ લઈ મેં આમાં જોડી દીધું!' વિખ્યાત વિદ્વાન શેમે શેલાં પણ ઘણે ભાગે સમાચારપત્રોની કાપલીઓ ઘણી જ સંભાળપૂર્વક સંગ્રહી રાખે છે અને તેનો પોતાની કૃતિઓમાં આબાદ ઉપયોગ કરે છે. પ્રતિભાશાળી લેખક ક્યાંથી કઈ વસ્તુ લેશે અને તેનો શો ઉપયોગ કરશે તે કોણ કહી શકે? તેમનો હાથ તો જાણે એક જાતના પારસમણિ જેવો હોય છે.

બીજા નવલકારો કરતાં વામનરાવમાં એક બહુ મોટું અંતર જણાય છે. નવલ-કારની એક વાર ખ્યાતિ થઈ કે પછી તેને રૂપિયાની ટંકશાળ ખોલવાનું મન થઈ જાય છે. અને તેથી જ તે એક પછી બીજી આતશબાજીની જેમ પોતાની રચના-ઓનો ચમત્કાર બતાવ્યે જાય છે. રૉબર્ટ લુઈ સ્ટીવન્સનના કથન પ્રમાણે, સાહિત્ય-

કૃતની ખ્યાતિ સ્ત્રીઓના સૌંદર્ય જેવી હોય છે. યૌવન ટકતાં સુધી લોકો તે પર મુગ્ધ બને છે. માટે તે તકે જ વહેતી ગંગામાં હાથ ધોઈ લેવા જોઈએ. કોઈ વ્યક્તિની ઘણા દિવસો સુધી ભક્તિ કરી શકવાની ભાવના મનમાં ઉદ્‌ભવતાં જ માત્ર આટલા જ કારણે લોકો પોતાના પ્રિય લેખકને મૂકી બીજાની આરાધના કરવા મંડી જાય છે. માટે જ ખ્યાતિરૂપ મેઘની છાયા ટકી છે ત્યાં સુધી તેનો લાભ અવશ્ય લેવો જોઈએ. પણ વામનરાવ વિશે આ કહી શકીએ નહીં. હું તો માનું છું કે તેઓ એક જ સરખી બે નવલો કદીય ન લખી શકે. તેમની કલાભિરુચિ નિરન્તર વધતી જ રહે છે. કહેવાય છે કે તેમની 'નલિની' એટલી સારી કૃતિ નથી ગણાઈ. પણ હું તો હજુ સુધી તે વાંચી જ શક્યો નથી. આ સ્થિતિમાં મારી દૃષ્ટિએ હું 'રાગિણી' પછી 'સુશીલાનો દેવ' વિશે જ અભિપ્રાય આપી શકું છું.

આ નવલકથામાં વામનરાવ ઉચ્ચ કોટિનું કલાવિધાન સાધી શક્યા છે. આમાં વર્ણનવિસ્તારની સાથે સાથે શૈલીના કસ્સાને પણ દૂર કરી કેવળ સ્વભાવચિત્રણ, સંવિધાન-ગૂંથન, મનોવિશ્લેષણ વગેરે બાબતોનો સમારેલો ગજ એમણે વાચકો સામે ધર્યો છે. આ નવલમાં વામનરાવ કેવળ લોકરંજક ન રહેતાં સમાજના વિચારધુરીણ બન્યા છે. ઈશ્વરવિષયક હઠ બાલિશ અને પૌરાણિક કલ્પનાઓથી નીકળી બુદ્ધિવાદની બીન બજાવી તેઓ એવી સમતલ ભૂમિએ પહોંચ્યા છે કે જ્યાં કેવળ પ્રેમ જ ઈશ્વર છે.

'સુશીલાનો દેવ' આ નવલકથાએ ચિન્તનશીલ મહારાષ્ટ્રમાં ખળભળાટ મચાવી મૂક્યો. પણ સર્વસાધારણ જનતામાં તે વિશેષ આકર્ષક થઈ ન કહેવાય. પરન્તુ તે દોષ વામનરાવનો નથી પણ જનતાનો છે. કારણ કે જે તીવ્ર વેગે તેમનો સાહિત્યનો આદર્શ આગળ ને આગળ ધપે જાય છે તેની સાથે લોકો દોડીને પણ સાથ ટકાવી શકતા નથી.

સામાન્ય શ્રેણીના લેખકો જનતા સમક્ષ પરીક્ષાર્થે ઊભા રહે છે. પણ વામન-રાવ જેવા પ્રતિભાશાળી સિદ્ધહસ્ત કલાધરોની સમક્ષ તો જનતાની જ પરીક્ષા થાય છે. 'સુશીલાનો દેવ'માં વામનરાવે સામાજિક જીવનની અનેક કલ્પનાઓ તોડી આદર્શ સમાજનું ચિત્ર અંકિત કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ વામનરાવ કદીય કોઈ આદર્શના મિશનરી (પ્રચારક) નથી થઈ શક્તા. તેમના જીવનમાં વીરતાને અવકાશ છે પણ તેમના તત્ત્વજ્ઞાન માટે તે વધારે અનુકૂળ નથી જણાતો. આ જ કારણે તેમના જેવો ધીર રાજકારણકુશળ સાહસ માત્ર સામાજિક પરિસ્થિતિનો નિરીક્ષક વાચનલોલુપ જનતાનો પ્રેરક અને મહારાષ્ટ્ર સાહિત્યકારોનો આસ્વાદક બની સંતોષ માની લે છે. નહીંતર જો સહાનુભૂતિથી અને કેસર હાથે 'ઊઠ કરો અને સરસા બોલો' નામની તેમની નવી નવલકથા લખાઈ છે તે સહાનુભૂતિનો પરિપાક થયે તેમણે કેમ મહારાષ્ટ્રને જ નહીં બલ્કે અખિલ

ભારતવર્ષને બતાવી આપ્યું હોત કે નિજ જીવનમાં ધ્યેયનિષ્ઠાને લીધે આવનાર આપદાઓમાં કેટલો ઉદાત્ત રસ રહેલો છે. વામનરાવ ખરેખર જન્મથી જ ધ્યેયોપાસક વીર છે. જો તેમણે પોતાના ત્રીજા ભાઈની જેમ ભારતસેવાનો માર્ગ સ્વીકાર્યો હોત તો જરૂર તેઓ રાષ્ટ્રીય મહાસભાના એક અગ્રગણ્ય સેવક બન્યા હોત, અને પ્રશ્નની દરેક બાજુની મહત્તા પારખવાની શક્તિને લીધે તેઓ કેવળ રાજનીતિજ્ઞ જ નહીં બલ્કે રાષ્ટ્રપુરુષ પણ બની શક્યા હોત.

અત્રે કેવળ સંસ્મરણ આપવાં એટલો જ ઉદ્દેશ હોવાથી મારે વામનરાવના રાજનૈતિક, સામાજિક અને શિક્ષણવિષયક સિદ્ધાન્તોની ચર્ચા અહીં નથી કરવી તેમ જ તેમના લેખનનૈપુણ્ય વિષે પણ કોઈ સાંગોપાંગ વિવેચન નથી કરવું. હમણાં જ એક દિવસે હું પૂના જઈ તેમને મળ્યો હતો. તે દિવસે વામનરાવ પોતાની કૃતિઓના ગુણદોષની તદ્દન તટસ્થ વૃત્તિથી તેમ જ સર્વથા સહજ રીતે ચર્ચા કરવા તૈયાર જણાયા.

વામનરાવ જેવા તત્ત્વચિંતક, સાહિત્યરસિક, શિક્ષણપરાયણ અને સમાજહિતૈષી પુરુષ એક રીતે સામાજિક જીવનના એક મોળવણ (leaven) જ કહી શકાય. કલાનું સ્વાતંત્ર્ય અને નીતિનું સામ્રાજ્ય બન્ને સ્વીકૃત હોવાને લીધે તથા સાહિત્ય-કલાનો અત્યુચ્ચ આદર્શ તેના દ્વારા પળાતો હોઈ તેઓ સહેજે મહારાષ્ટ્રના એક સાહિત્યસમ્રાટ લેખાયા છે.

**સપ્ટેમ્બર, ૧૯૩૬**

## ૩૫. ઇતિહાસ-સંશોધક રાજવાડે

જે માણસના જીવતાં એને વિષે જાતજાતની દંતકથાઓ લોકોમાં પ્રચલિત થાય છે તે માણસમાં કંઈક અસાધારણતા તો હોવી જ જોઈએ. વિસુભાઉ રાજવાડે એવી એક વ્યક્તિ હતા. નાનપણથી એમને વિષે જાતજાતની મજાની વાતો સાંભળીએ. જેને ત્યાં મહેમાન જાય તેને ત્યાં પોતાની જોહુકમી ચલાવે. જેઓ મદદ કરે તેમની આટકણી કાઢે. ઇન્સાફની આવી લાગણીને લીધે જેની તેની સાથે આથડી પડે. શુદ્ધ રહેણીમાં અશુદ્ધ વાણીનો ભેળ કરવામાં બહાદુરી માને. સરકારી પેન્શન કે ઇલકાબો ધારણ કરનાર લોકોનું પક્ષપાત વગર જાહેર રીતે અપમાન કરવામાં પોતાની સ્વાતંત્ર્યવૃત્તિ પોષાય છે એમ સમજે. એવા એવા તાત્પર્યના કેટલાયે કિસ્સાઓ વખતોવખત એમના પરિચયમાં આવેલા લોકો પાસેથી સાંભળવા મળતા.

વિસુભાઉ જોડે સહકાર કરવો એ તો પવનચક્કી ચલાવવા જેવું કઠણ કામ

હતું. છતાં એ વિક્ષિપ્ત અખ્તરંગી માણસે મરાઠી સાહિત્યની, મહારાષ્ટ્રના ઈતિહાસની અને સામાજિક ઉન્નતિની મીમાંસાનું જેટલું કામ કર્યું તેટલું કરનાર લોકો ગણ્યાગાંઠ્યા જ કહેવાય. પાસે કોડી નથી, કોઈની મદદ નથી, મધુર વાણી પણ નથી, લાગવગ સામે તો જાણે હાડવેર, એવી સ્થિતિમાં આ દુર્વાસાએ એકાદ ભારે ભવ્ય સંસ્થા જેટલું કામ કરી બતાવ્યું છે.

અંગ્રેજી સાહિત્યનો – શિષ્ટ કે લલિત સાહિત્યનો નહીં, પણ ઉપયુક્ત અને શાસ્ત્રીય સાહિત્યનો ઊંડો અને અદ્યતન અભ્યાસ કરી વિસુભાઉએ સમાજમીમાંસાની પોતાની દૃષ્ટિ તીક્ષ્ણ કરી હતી. અને એની સાથે અંગ્રેજીમાં એક પણ લીટી ન લખવાનું વ્રત ધારણ કરી સ્વભાષાની નિષ્ઠા કેવી હોય એનો આત્યંતિક દાખલો બેસાડ્યો હતો. ઈતિહાસ એટલે કંઈ પૌરાણિક કથા નથી, એ તો સમાજશાસ્ત્રનિષ્ણાત ન્યાયાધીશે કાઢવાનાં ચોક્કસ પુરાવા ઉપરનાં ચોક્કસ અનુમાનો છે, એમ રાજવાડે માનતા. અને તેથી છટાદાર ઈતિહાસ લખવાના સહેલા પણ કીર્તિદાયી પ્રવાસમાં ન ઊતરતાં ઈતિહાસનાં સાધનો ભેગાં કરવામાં જ એમણે પોતાનો જીવનક્રમ પૂરો કર્યો. સ્વરાજની લડત લડનાર સત્યાગ્રહી વીર દેશની તૈયારી નથી એમ જોઈ જેમ એકડેએકથી – તકલી, ત્રાક, પૂણીથી શરૂઆત કરે તેમ આ સમાજશાસ્ત્રજ્ઞ ઈતિહાસાચાર્યે બબ્બે ડઝન સાધનગ્રંથ પ્રગટ કરવામાં પોતાના બ્રહ્મચર્યની તમામ શક્તિ ખર્ચ કરી. દરેક ખંડ જોડે લખેલી વિસ્તૃત અને માર્મિક પ્રસ્તાવના એ જ વિસુભાઉનો મહારાષ્ટ્રના ઈતિહાસને અંગે આપેલો ફાળો છે.

ઈતિહાસનાં સાધનોનું સંશોધન કરતાં જે સાહિત્ય હાથ આવે તેનું આ સર્વગ્રાહી પંડિત ઊંડું અધ્યયન કરતો. તેમ કરતાં એની નજર વ્યુત્પત્તિશાસ્ત્ર ઉપર પડી. મરાઠી ભાષાનો આદ્યગ્રંથ ગણીગ્રંશ કાય એવી 'જ્ઞાનેશ્વરી'ની પ્રાચીન પોથી હાથ આવતાં જ એમણે 'જ્ઞાનેશ્વરી'નું વ્યાકરણ લખી કાઢ્યું. એમાંથી ઊંડા ઊતરતાં પચીસ હજાર ધાતુઓનો એક બૃહત્ મરાઠી કોશ એમણે તૈયાર કર્યો. એ હજી છપાયો નથી. દરેક શબ્દની ઊલટતપાસ કરી એની પાસેથી એનો ઈતિહાસ કઢાવવાનો રાજવાડેને ભારે શોખ હતો. ગામડાંનાં નામોમાંથી પણ એમણે કેટલોક કીમતી ઈતિહાસ તારવી કાઢ્યો છે. (ગુજરાતના ભાષાશાસ્ત્રીઓ જો એવી જ મહેનત કરી ગુજરાતનાં તમામ ગામડાંની યાદી તૈયાર કરે અને તેમનાં નામ, પ્રત્યય વગેરેની તપાસ કરે તો તેમાંથી કીમતી ઐતિહાસિક સુવર્ણ નીકળ્યા વગર રહે નહીં. માત્ર એમાં પ્રતિભા અને વૈતરું બંનેનો સંગમ હોવો જોઈએ.)

લોકોત્તર બુદ્ધિશાળી લોકોનું ભેજું સહેજ ચસકેલું હોય છે એમ વ્યવહારજ્ઞ લોકો કહે છે. વિસુભાઉનું એવું જ હતું. ન્યાયસિદ્ધ અનુમાન પર જ ઈતિહાસની ઈમારત રચાવી જોઈએ એમ માનનાર વિસુભાઉ જબરદસ્ત પૂર્વગ્રહને આધીન રહેતા. પણ જો કોઈ એનું દુઃખ માને કે એને દોષ ગણે તો એ ભૂલ કરે છે.

આનાપાન-સ્થિતિએ જઈ પહોંચ્યો છે તે મરણનો સમય થતાં પણ મૂર્છા પામતો નથી. તેના શ્વાસોચ્છ્વાસ જાગ્રત અવસ્થામાં જ બંધ પડે છે."

ભગવાન બુદ્ધનાં ઉપરનાં વચનો સાધુ ધર્માનન્દ કોસંબીજીએ પોતાની અંતિમ પળો વખતે સિદ્ધ કરી બતાવ્યાં.

ધર્માનન્દજીએ પ્રથમ સંયુક્ત પ્રાંતમાં આવેલા દોહરી ઘાટના આશ્રમમાં અનશન કરીને દેહત્યાગ કરવાનો સંકલ્પ કરેલો. પરંતુ ગાંધીજીની વિનંતીથી તેમણે એ વિચાર પડતો મૂક્યો. ખોરાક લેવાની શરૂઆત કર્યા પછી શરીરમાં શક્તિ આવતાં તેઓ મુંબઈ પોતાની દીકરીને ત્યાં જઈને રહ્યા. પરંતુ પરિવ્રાજકે કુટુંબમાં રહેવું ઉચિત નહીં લાગવાથી તેઓ ગાંધીજીના આશ્રમમાં સેવાગ્રામ આવીને રહ્યા. અનશન કરીને મરવાનો સંકલ્પ તો તેમણે છોડી દીધો હતો, પણ જીવવાનો સંકલ્પ પણ ફરી દૃઢ થતો ન હતો. જ્યાં જિજીવિષા (જીવવાની ઈચ્છા) જ ક્ષીણ થઈ ગઈ છે ત્યાં ખોરાકનું પચન પણ વ્યવસ્થિતપણે શી રીતે થાય? અને દવાની પણ શી અસર ઊપજે? સેવાગ્રામના આશ્રમમાં રહેવા-ખાવાની વ્યવસ્થા સરસ હતી; જાણીતા ડૉક્ટરો સેવા માટે તૈયાર હતા; કેટલાય પરિચારકો ભક્તિભાવથી અને તત્પરતાથી સેવાચાકરી કરતા હતા. શ્રી જમનાલાલજીએ પોતાને માટે બંધાવેલી પણ ગાંધીજીએ જ વાપરેલી ઝૂંપડીમાં તેમની રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. કુટુંબનાં માણસો પાસે ન હોવાં જોઈએ એવો જોકે ધર્માનન્દજીનો આગ્રહ હતો, છતાં આશ્રમવાસીઓએ કુટુંબીજનોની ઊણપ ભાસવા દીધી નહીં.

જીવવાનો રસ જ ઊડી ગયા પછી દૂધ પણ પચતું બંધ થયું. થોડા વખત પછી ફળનો રસ પણ બંધ પડયો. શાકભાજીનું પાણી પણ લેવાય નહીં. આખરે બરાબર એક મહિનો તેઓ એકલા પાણી પર રહ્યા. એનિમા, બસ્તીની મદદથી પેટ તદ્દન સાફ રાખવામાં આવતું. છેવટના ત્રણ દિવસ તેઓ પાણી પણ ન લઈ શકયા. પરિવ્રાજકનું મૃત્યુ તદ્દન કોરું અને સ્વચ્છ અવસ્થામાં થવું જોઈએ એવો એમનો ખાસ આગ્રહ હતો. પાણી લેવાનું બંધ થતાં બોલવાનું પણ સ્વાભાવિકપણે જ ક્ષીણ થતું થતું આખરે બંધ પડયું. પણ તેમના કાન તીક્ષ્ણ રહ્યા હતા, મગજ ઉત્તમ રીતે કામ કરતું હતું. હાથપગની નસો કામ કરતી બંધ પડી, તોપણ શ્વાસોચ્છ્વાસની ક્રિયા છાતી પૂરતી નિયમિતપણે ચાલુ હતી. કોઈ પ્રશ્ન પૂછવામાં આવે તો ઈશારાથી જવાબ આપતા. છેલ્લી વિદાય માટે તેમણે જેઠ પૂર્ણિમા જ નક્કી કરી રાખેલી હતી. પૂર્ણિમાને દિવસે હું આવીને મળીશ એવી તેમની અપેક્ષા હતી. રાતના બાર વાગ્યા સુધી તેમણે મૃત્યુની વાટ જોઈ અને પછી બધાને સૂઈ જવા કહ્યું. મળસકે પાંચ વાગ્યે તેઓ બોલ્યા, 'હવે માત્ર ત્રણ-ચાર કલાક જ બાકી છે.'

તા. ૪થીને દિવસે સવારે દસ વાગ્યે હું તેમને મળ્યો. હાથનો ઈશારો કરી તેમણે પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી. 'દીકરાને અને દીકરીને છેવટની ઘડીએ

આનાપાન-સ્થિતિએ જઈ પહોંચ્યો છે તે મરણનો સમય થતાં પણ મૂર્છા પામતો નથી. તેના શ્વાસોચ્છ્વાસ જાગ્રત અવસ્થામાં જ બંધ પડે છે."

ભગવાન બુદ્ધનાં ઉપરનાં વચનો સાધુ ધર્માનન્દ કોસંબીજીએ પોતાની અંતિમ પળો વખતે સિદ્ધ કરી બતાવ્યાં.

ધર્માનન્દજીએ પ્રથમ સંયુક્ત પ્રાંતમાં આવેલા દોહરી ઘાટના આશ્રમમાં અનશન કરીને દેહત્યાગ કરવાનો સંકલ્પ કરેલો. પરંતુ ગાંધીજીની વિનંતીથી તેમણે એ વિચાર પડતો મૂક્યો. ખોરાક લેવાની શરૂઆત કર્યા પછી શરીરમાં શક્તિ આવતાં તેઓ મુંબઈ પોતાની દીકરીને ત્યાં જઈને રહ્યા. પરંતુ પરિવ્રાજકે કુટુંબમાં રહેવું ઉચિત નહીં લાગવાથી તેઓ ગાંધીજીના આશ્રમમાં સેવાગ્રામ આવીને રહ્યા. અનશન કરીને મરવાનો સંકલ્પ તો તેમણે છોડી દીધો હતો, પણ જીવવાનો સંકલ્પ પણ ફરી દૃઢ થતો ન હતો. જ્યાં જિજીવિષા (જીવવાની ઇચ્છા) જ ક્ષીણ થઈ ગઈ છે ત્યાં ખોરાકનું પચન પણ વ્યવસ્થિતપણે શી રીતે થાય? અને દવાની પણ શી અસર ઊપજે? સેવાગ્રામના આશ્રમમાં રહેવા-ખાવાની વ્યવસ્થા સરસ હતી; જાણીતા ડૉક્ટરો સેવા માટે તૈયાર હતા; કેટલાય પરિચારકો ભક્તિભાવથી અને તત્પરતાથી સેવાચાકરી કરતા હતા. શ્રી જમનાલાલજીએ પોતાને માટે બંધાવેલી પણ ગાંધીજીએ જ વાપરેલી ઝૂંપડીમાં તેમની રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. કુટુંબનાં માણસો પાસે ન હોવાં જોઈએ એવો જોકે ધર્માનન્દજીનો આગ્રહ હતો, છતાં આશ્રમવાસીઓએ કુટુંબીજનોની ઊણપ ભાસવા દીધી નહીં.

જીવવાનો રસ જ ઊડી ગયા પછી દૂધ પણ પચતું બંધ થયું. થોડા વખત પછી ફળનો રસ પણ બંધ પડયો. શાકભાજીનું પાણી પણ લેવાય નહીં. આખરે બરાબર એક મહિનો તેઓ એકલા પાણી પર રહ્યા. એનિમા, બસ્તીની મદદથી પેટ તદ્દન સાફ રાખવામાં આવતું. છેવટના ત્રણ દિવસ તેઓ પાણી પણ ન લઈ શકયા. પરિવ્રાજકનું મૃત્યુ તદ્દન કોરું અને સ્વચ્છ અવસ્થામાં થવું જોઈએ એવો એમનો ખાસ આગ્રહ હતો. પાણી લેવાનું બંધ થતાં બોલવાનું પણ સ્વાભાવિકપણે જ ક્ષીણ થતું થતું આખરે બંધ પડયું. પણ તેમના કાન તીક્ષ્ણ રહ્યા હતા, મગજ ઉત્તમ રીતે કામ કરતું હતું. હાથપગની નસો કામ કરતી બંધ પડી, તોપણ શ્વાસોચ્છ્વાસની ક્રિયા છાતી પૂરતી નિયમિતપણે ચાલુ હતી. કોઈ પ્રશ્ન પૂછવામાં આવે તો ઇશારાથી જવાબ આપતા. છેલ્લી વિદાય માટે તેમણે જેઠ પૂર્ણિમા જ નક્કી કરી રાખેલી હતી. પૂર્ણિમાને દિવસે હું આવીને મળીશ એવી તેમની અપેક્ષા હતી. રાતના બાર વાગ્યા સુધી તેમણે મૃત્યુની વાટ જોઈ અને પછી બધાને સૂઈ જવા કહ્યું. મળસકે પાંચ વાગ્યે તેઓ બોલ્યા, 'હવે માત્ર ત્રણ-ચાર કલાક જ બાકી છે.'

તા. ૪થીને દિવસે સવારે દસ વાગ્યે હું તેમને મળ્યો. હાથનો ઇશારો કરી તેમણે પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી. 'દીકરાને અને દીકરીને છેવટની ઘડીએ

આવીને દર્શન કરી જવાની તમારી રજા છે કે?' એમ મેં તેમને પૂછ્યું. તેમણે તરત ના જણાવી. મારા મરણ વખતે મારી આસપાસ શોકવિહ્વળતા ન હોવી જોઈએ એમ તો તેમણે અગાઉ પત્રો દ્વારા જણાવ્યું જ હતું. હું કલાકેક પાસે બેઠો. પછી તરત તેમની આંખો ભારે થઈ ગઈ, શ્વાસોચ્છ્વાસ મુશ્કેલ થવા લાગ્યો. એક વાગ્યાને સુમારે તેમણે ભીના કપડાથી પોતાનું શરીર લુછાવ્યું. દોઢ વાગ્યાની આસપાસ તેમણે ઝૂંપડીના ચારે દરવાજાઓ ખુલ્લા મૂકવા કહ્યું. છેવટની ક્ષણ આવતાં જ પરિચારક શંકરનો હાથ છાતીસરસો મજબૂત દબાવી રાખ્યો અને છેવટનો શ્વાસ છોડયો. પાણી લેવાનું બંધ થયા પછી ચોવીસ કલાકમાં તેઓ મૂર્છિત થશે એવી ડૉકટરોની ધારણા હતી. પણ તેમની યોગસાધના તેમને કામ આવી. શ્વાસોચ્છ્વાસ પર ધ્યાન કરવાથી અને તેની સાથે જ દેહની સ્મૃતિ કાયમ રાખીને, કાય-સંસ્કાર શાંત કરીને નિષ્કામ પ્રીતિસુખનો અનુભવ કરીને, ચિત્તના સંસ્કારોને ઓળખીને તેમને શાંત કરીને, પ્રમુદિત ચિત્તને સમાધાનપૂર્વક વિમુક્ત કરીને, તેમ જ અનિત્યતા અને વૈરાગ્યની સ્મૃતિ જીવતી રાખવાથી નિર્વાણનો માર્ગ ખુલ્લો થાય છે.

ધર્માનંદજીએ ઘણા દિવસ પહેલાં પોતાનો ઔર્ધ્વદૈહિક સંસ્કાર શી રીતે કરવો એ બાબત વિગતવાર સૂચનાઓ આપી મૂકી હતી : “મરણ પછી મોઢામાં ગંગાજળનાં ચાર ટીપાં નાખજો. મારે માટે પ્રાર્થના કે મંત્ર કશુંય ન જોઈએ. કફન માટે નવું કપડું વાપરશો નહીં. આશ્રમમાં કામ કરનારાઓને જમવાની મુશ્કેલી નહીં પડે એવી રીતે જ મારો અગ્નિસંસ્કાર કરજો. વધારે ખર્ચ ન થાય તે જોજો.” આવી આવી કેટલીય સૂચનાઓ તેમણે આપી હતી.

મૃત્યુ પોતાનો શિકાર કરવા પાછળ પડે છે એવે વખતે જીવ બચાવવાના સારાનરસા બધા માર્ગો અખત્યાર કરનારા લોકો દુનિયામાં અસંખ્ય નજરે પડે છે. મૃત્યુને વિશે બેફિકર રહીને પોતાનાં હંમેશનાં કામ કરનારા લોકો પણ ક્યાંક ક્યાંક મળી આવે છે. પરંતુ આપણું જીવનકાર્ય ખલાસ થયું છે એ ઓળખીને જાતે મૃત્યુને આમંત્રણ આપીને આ જીવનને અંગેની બધી છેવટની વ્યવસ્થા પતાવી દઈને મૃત્યુના આગમનની ઉત્કંઠાથી રાહ જોનારા સાધુપુરુષ દુનિયામાં ભાગ્યે જ જોવા મળે છે. એટલા માટે જ ધર્માનંદજીના છેલ્લા દિવસોનું વર્ણન કંઈક વિસ્તારથી આપ્યું છે. છેલ્લા ઉપવાસથી એમનું આખું શરીર એટલું ક્ષીણ થઈ ગયું હતું અને એટલું સુકાઈ ગયું હતું કે, તેમને ઊંચકી જવાનો ભાર પણ કોઈને જણાયો નહીં હોય. અંતિમ યાત્રાએ તેમને વિદાય આપવા જે સ્ત્રીપુરુષ મંડળી ભેગી થઈ હતી, તેમાં કોઈના પણ મોઢા પર વિહ્વળતા કે ગ્લાનિ ન હતી. બધાં જ આ ભવ્ય પ્રસંગનું ગંભીરપણે મનન કરતાં હતાં. ત્રણ ખંડમાં ફરીને પોતાની જબરી પંડિતાઈને જોરે બૌદ્ધ ધર્મશાસ્ત્રનો પ્રચાર કરનારા અને પોતાની પાછળ ઉજ્જવળ શિષ્યપરંપરા

સેવા કરવાને માટે તેમની વચ્ચે જઈને તથા રહીને તેમનાં સુખદુ:ખનું અધ્યયન કરનારા આ રાષ્ટ્રસેવક સાધુપુરુષને વિશે લોકોના મનમાં આદરની લાગણી કંઈ જેવીતેવી ન હતી.

ગૌતમ બુદ્ધ વિશે તેમ જ તેમના ઉપદેશ વિશે અનન્ય શ્રદ્ધા હોવા છતાં ધર્માનંદજી કોઈ રૂઢિવાદી બૌદ્ધ ન હતા. દરેક વસ્તુનો પ્રજ્ઞા અને શ્રદ્ધા એ બે સાધનોથી વિચાર કરીને જે યોગ્ય લાગે એ જ લેવા કે કહેવા બાબત તેમનો આગ્રહ હતો. ધર્માનંદજીએ 'निवेदन' (આપવીતી) અને 'खुलासा' એ નામનાં આત્મચરિત્રવિષયક બે પુસ્તકો લખેલાં છે. બૌદ્ધ ધર્મને વિશે પ્રમાણભૂત અને સરળ એવાં દસ-બાર પુસ્તકો તેમણે લખ્યાં છે. પણ આ ગ્રંથો કરતાં પણ વધારે મહત્ત્વની વસ્તુ તો તેમણે પોતાના હાથ નીચે તાલીમ આપીને કેટલાક વિદ્વાન શિષ્યો તૈયાર કર્યા એ છે. ઈશ્વરની બાબતમાં તેઓ ઉદાસીન હતા. આત્મા વિશેની રૂઢ માન્યતાઓ તેમણે છોડી દીધી હતી. सत्कर्मयोगे वय घालवावें (સત્કર્મ કરતા રહીને જીવન પસાર કરવું) એટલું જ તેઓ જાણતા અને આખરે सर्वांमुखीं मंगल (બધાને મોઢે મંગલ) બોલાવતા બોલાવતા તેઓ પરલોક સિધાવ્યા.

શ્રી ધર્માનન્દ કોસંબી મૂળ ગોવાના વતની. નાનપણમાં તેમની કેળવણીની ઉપેક્ષા જ થઈ હતી. તેમ છતાં તેમણે પોતાની હોંશથી મરાઠી કવિતા અને સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. કોઈ માસિકમાં ગૌતમ બુદ્ધનું ચરિત્ર વાંચીને બુદ્ધને વિશે તેમ જ બૌદ્ધ ધર્મને વિશે તેમના મનમાં આસ્થા પેદા થઈ. પૈસાની અનુકૂળતા ન હોવાથી તેમ જ કોઈનું માર્ગદર્શન ન મળવાથી, અનેક હાડમારીઓ વેઠીને તેમણે સિલોન(લંકા), બ્રહ્મદેશ, અને નેપાળ-તિબેટનો પ્રવાસ કરીને પાલિ ભાષાનો અને બૌદ્ધ સાહિત્યનો અભ્યાસ કર્યો અને તેઓ બૌદ્ધ વિદ્યાના અજોડ પંડિત થયા. પ્રથમ બંગાળ તરફ તેમણે અધ્યાપનનું કાર્ય કર્યું. તે પછી વડોદરાના ગાયકવાડ મરહૂમ સયાજીરાવના પ્રોત્સાહનથી તેમણે મરાઠીમાં બૌદ્ધ ધર્મ વિશે ભાષણો આપ્યાં અને લેખો લખ્યા. આગળ જતાં તેઓ બૌદ્ધ ગ્રંથોનું સંપાદન કરવા માટે બે વાર અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીમાં જઈને કામ કરી આવ્યા. અસહકારના જમાનામાં જ્યારે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ ત્યારે તેમાં પણ તેમણે કેટલાંક વરસ કામ કર્યું અને બૌદ્ધ ધર્મ પર કેટલાંક પુસ્તકો લખ્યાં. તે મરાઠીમાં તેમ જ ગુજ-રાતીમાં પ્રસિદ્ધ થયાં છે. મુંબઈ સરકારની અવકૃપાના પણ તેઓ ભોગ બન્યા હતા. કોસંબીજી અમેરિકામાં હતા તે દરમ્યાન દેશભક્ત લાલા હરદયાળના સંપર્કને લીધે તેમનામાં સમાજવાદનાં બીજ રોપાયાં. પાછળથી તેઓ રશિયા ગયા અને ત્યાં પ્રો. શેર બર્ટ્સ્કીને તેમણે બૌદ્ધ ગ્રંથોના સંપાદનકાર્યમાં મદદ કરી.

ત્યાંથી પાછા આવ્યા પછી મુંબઈના મિલમજૂરોમાં કામ કરવાને માટે તેમણે શ્રી જુગલકિશોર બિડલાની મદદથી બહુજન વિહારની સ્થાપના કરી.

ફર્ગ્યુસન કૉલેજમાં પણ તેમણે ઘણા દિવસ અધ્યાપનનું કાર્ય કર્યું હતું. કાશી

વિદ્યાપીઠમાં તેમ જ સારનાથ મહાબોધિ સોસાયટીમાં રહીને ત્યાં પણ તેમણે અધ્યાપનનું ઘણું કાર્ય કર્યું હતું. કોસંબીજીના હાથ નીચે ભણીને તૈયાર થયેલા કેટલાય વિદ્વાનો પાલિ સાહિત્યના અધ્યયનનો પ્રસાર કરી રહ્યા છે.

બૌદ્ધ ધર્મ વિશેના ગ્રંથો, તેમ જ 'निवेदन' (આપવીતી) અને 'खुलासा' એ બે આત્મચરિત્રનાં પુસ્તકો ઉપરાંત કોસંબીજીએ 'હિન્દુ સંસ્કૃતિ અને અહિંસા' નામનો એક મૌલિક અને ઉગ્ર ચર્ચાઓ પેદા કરનારો જોશીલો ગ્રંથ લખ્યો છે. કોસંબીજી સિલોનમાં હતા ત્યારે બૌદ્ધ ધર્મની દીક્ષા લઈને તેઓ સાધુ બન્યા હતા. પણ પાછળથી ગુરુની રજાથી તેમણે ફરી કેટલોક વખત ગૃહસ્થાશ્રમમાં ગાળ્યો હતો. બૌદ્ધ ધર્મમાં આવી છૂટ હોય છે.

પોતાનું જીવનકાર્ય પૂરું થયું છે એમ લાગવાથી તેમણે જીવવાનો આગ્રહ (ભવતૃષ્ણા) છોડી દીધો અને મરવાનો આગ્રહ (વિ-ભવ-તૃષ્ણા) પણ ખોટો છે એ વાત ગાંધીજીના કહેવાથી ગળે ઊતરવાથી તેમણે તે વિશેનો આગ્રહ પણ છોડી દીધો; અને નિરાગ્રહી વૃત્તિથી જેઠ સુદ પૂર્ણિમાને બીજે દિવસે એટલે કે ૪થી જૂનને રોજ સેવાગ્રામ મુકામે તેઓ નિર્વાણ પામ્યા.

## ૩૭. રાષ્ટ્રપુરુષ સરદાર

સરદાર વલ્લભભાઈ રાષ્ટ્રપુરુષ છે. હિન્દુસ્તાન જો ખેડૂતનું રાષ્ટ્ર હોય તો વલ્લભભાઈ ખેડૂતોના રાજા છે. ખેડૂત જ્યારે અકળાય છે ત્યારે વલ્લભભાઈનું લોહી ઊકળે છે. એમણે રાગદ્વેષ તજ્યા નથી, પણ કોઈ યોગીને છાજે એવી રીતે એમણે રાગદ્વેષ ઉપર કાબૂ મેળવ્યો છે. એમનો એ યોગ સાધુસંતોનો નથી, પણ ક્ષત્રિયવીરનો છે. એમણે બ્રહ્મચર્યનું પાલન કર્યું છે. પણ તે પરલોકમાં કામ આવનાર મોક્ષને માટે નહીં, પણ પોતાનાં ત્રીસ કરોડ ભાઈબહેનોને પારતંત્ર્યના નરકમાંથી ઐહિક મોક્ષ મેળવી આપવા સારુ. આજે વલ્લભભાઈ પાસે રહેવાનું ઘર નથી; એશઆરામનાં ગાડીઘોડા, રાચરચીલાં કે કપડાં પણ નથી; જેને તેઓ પોતાનો કહી શકે એવો ખાનગી સમય પણ નથી. એમણે બધું જ દેશને અર્પણ કર્યું છે, અને એથીયે વિશેષ એ કે એ ત્યાગનું એમને ભાન સરખું પણ નથી. દુનિયાથી પોતે કોઈ પણ રીતે જુદા છે કે ઊંચા છે એવી છાપ સરખી તેઓ પડવા નથી દેતા એ જ એમની સાચી ઊંચાઈ છે, એ જ કારણે આખા હિન્દુસ્તાનની નજર એમની ઉપર વિશેષ ભાવે પડે છે.

ગુરુએ આપેલો મંત્ર આખો જન્મારો ઘૂંટ્યા જ કરે એવો એ શિષ્ય નથી. એક વાર સાંભળી લીધું, જાણી લીધું, ગળે ઉતારી લીધું એટલે બસ. ફરી ફરી પૂછવાનું શું હોય? અને ફરી ફરી વિચારવાનું પણ શું હોય? શ્રીરામચંદ્રનું એકપત્નીવ્રત

હતું, એકબાણનું વ્રત હતું. એકવચન અને એક ટેકવાળા પણ ઘણા આર્યો છે. વલ્લભભાઈએ જાણે એક વિચારનું વ્રત લીધું છે. એમને રાજદ્વારી હિલચાલની સૂગ હતી, જાહેર જીવન ઉપર અશ્રદ્ધા હતી. પામર જમાના પ્રત્યેનો તિરસ્કાર તેઓ પાનાં અને સિગારમાં ડુબાડી દેતા. એવામાં તેમણે ગાંધીજીને જોયા, તપાસ્યા અને સ્વીકાર્યા. તે દિવસથી આજ સુધી એકનિષ્ઠાથી, અનન્ય નિષ્ઠાથી તેઓ ગાંધીજીના માર્ગને વળગી રહ્યા છે.

કોણ કહે છે, વલ્લભભાઈ સાક્ષર નથી? બારડોલીનાં ભાષણોમાં જે જીવતી સરસ્વતી વહે છે, વીર, કરુણ, હાસ્ય ઇત્યાદિ બધા જ રસો જેમાં ઊછળી ઊઠે છે તેવી ભાષા કોઈ ચમરબંધી સાક્ષર લખી કે બોલી તો બતાવે. કોણ કહે છે કે વલ્લભભાઈ મુત્સદ્દી નથી? ગુજરાતના મોટા-નાના સરકારી અમલદારોને એમની એ શક્તિનો કદી ન ભુલાય એવો પરિચય છે. વાત એટલી જ છે કે વલ્લભભાઈ તેજસ્વી છે, શૂર છે. નામર્દનું 'રાજકારણ' તેઓ જાણતા નથી, તેથી જ્યારે કરવાનું કશું ન હોય ત્યારે 'નવરા બેઠા નખોદ વાળવા'નું એમને સૂઝતું નથી. પાંજરામાં પૂરેલા સિંહની પેઠે આંટા મારીને તેઓ વખત કાઢી નાખે છે. વલ્લભભાઈમાં સુંવાળપ નથી. લોકમાન્યમાં પણ નહોતી. પણ જે દેશસેવકો એમના પરિચયમાં આવે છે તેમના પ્રત્યેનો એમનો પ્રેમ અને અભિમાન કોણ નથી જાણતું? તેમની આબરૂ તે પોતાની આબરૂ એમ સમજીને તેઓ ચાલે છે. તેઓ શબ્દોથી કોઈની કદર નથી કરતા, પણ યોગ્ય પ્રસંગે માણસને યોગ્ય કામ સોંપીને તેઓ તેમની કદર કરે છે. કેમ કે તેઓ સાથીઓને પોતાના જેવા જ લડવૈયા સિપાહી ગણે છે; કદરના ભૂખ્યા રાજદરબારના મુત્સદ્દીઓ નથી ગણતા.

ગાંધીજીએ ગુજરાતની સરદારી વલ્લભભાઈને સોંપી અને પોતાના પ્રાંત વિશે નિશ્ચિંત થયા. આ પંદર વરસ દરમ્યાન 'નવજીવન' મારફતે કે આશ્રમ મારફતે ગાંધીજીએ ગુજરાતની ઘણી સેવા કરી છે, પણ સરવાળે એમ જ કહી શકાય કે ગાંધીજીએ ગુજરાતની બહુ ચિંતા રાખી જ નથી. હિન્દુસ્તાનના બીજા પ્રાન્તોને તૈયાર કરવા પાછળ જ એમની શક્તિનો ઉપયોગ વધારે થયો છે. વલ્લભભાઈની વીરતા અને નિષ્ઠા ઉપરનો એમનો વિશ્વાસ એ જ એનું કારણ છે.

અમદાવાદમાં રમખાણ વખતે વલ્લભભાઈનું મેં પ્રથમ દર્શન કર્યું એમ કહું તો ચાલે. ત્યારથી અત્યાર સુધી અખંડ સેવામાં જ જીવન ગાળતા મેં એમને જોયા છે. અને તે વખતથી એમણે પ્રજા ઉપર જે કાબૂ મેળવ્યો છે તે અખંડ રહ્યો છે. ગુજરાતની શાંતિ કોઈ પણ સુધરેલા રાષ્ટ્રને શોભાવે એવી છે.

ગાંધીજીના સિદ્ધાંતની વ્યવહારુ આવૃત્તિ કાઢવામાં વલ્લભભાઈએ બતાવેલી કુશળતા જોઈ કેટલાકને એમ જ થાય છે કે ગાંધીજી જો વલ્લભભાઈ મારફતે જ બધું કામ લે તો પ્રજા જલદી સમજી જશે. એ ગમે તે હો, પણ ખેડા જિલ્લાના ધારાળા અને બહારવટિયાથી માંડીને આજની દુનિયાના શ્રેષ્ઠ અને ધ્યેયવાદી પુરુષ

સુધીના બધાનાં હૃદયો સમજવાની શક્તિ જેણે બતાવી છે એને રાષ્ટ્રપુરુષ ન ગણીએ તો બીજો કયો રાષ્ટ્રપુરુષ હોઈ શકે? લોકમાન્ય પછી પ્રજાહૃદયને પૂરેપૂરું પારખનાર વલ્લભભાઈ જેવો બીજો એક્કે પુરુષ પાક્યો નથી. મારો એ વિશ્વાસ છે કે જો લડત લંબાશે તો મહારાષ્ટ્રને સજીવન કરનાર છત્રપતિ શિવાજીની કેટલીક કળાઓ વલ્લભભાઈ જરૂર બતાવશે. આજે જ એમણે મહારાષ્ટ્ર, કર્ણાટક, તામિલનાડ અને બિહારના ખેડૂતનાં ચિત્ત હરણ કર્યાં છે. ગુજરાતની સેવા કરી બધા જ પ્રાન્તોમાં એમણે આશાનાં કિરણો ફેલાવ્યાં છે અને શ્રદ્ધાનાં બીજ વાવ્યાં છે.

સવિનયભંગની તપાસસમિતિએ દેશનો જે ઉત્સાહભંગ કર્યો હતો તે દૂર કરી દેશને ફરી સ્વરાજ્યનિષ્ઠ કરવાનું કામ બારડોલીના વિજયી સેનાપતિ વલ્લભ-ભાઈએ જ કર્યું છે.

સરકાર વલ્લભભાઈને ગાંધીજી કરતાં પણ પ્રથમ પકડે છે એ જ બતાવે છે કે સરકારે એમને રાષ્ટ્રપુરુષ તરીકે ઓળખ્યા છે.

રાષ્ટ્રપુરુષો એ રાષ્ટ્રના સ્વયંભૂ રાજાઓ હોય છે. તેમની વાણી એ જ રાષ્ટ્રશાસન હોય છે. એ વાણીને અવગણનાર, એને દબાવી દેનાર અને એ રીતે રાષ્ટ્ર સામે ગુનો કરનાર રાષ્ટ્રદ્રોહી સરકારને યથાયોગ્ય સજા જ થવી ઘટે છે. અને હવે તો સરકાર એ સજા પોતાને હાથે જ લેશે એમ લાગે છે.

ઈ. ૧૯૩૦

## ૩૮. ગોપાળદાસભાઈ

આપણા દેશમાં સારાં જીવનચરિત્રો બહુ જ ઓછાં મળે છે. યુદ્ધકળા ન જાણનાર માણસ જેમ યુદ્ધનું વર્ણન કરી શકતો નથી તેમ જીવનની કળા ન જાણ-નાર માણસ કોઈનું જીવન શી રીતે બરાબર લખી શકે? જૂના રાજાઓનાં ચરિત્રોમાં ચરિત્રનાયકનું વ્યક્તિત્વ અને જીવનરહસ્ય પ્રકટ કરવાને બદલે ચરિત્રકાર ચરિત્રનો આધાર લઈને પોતાનાં પાંડિત્ય અને કાવ્યશક્તિ પ્રકટ કરવાનો મુખ્ય હેતુ રાખતા. હવે તે સ્થિતિ બદલાઈ છે અને સારાં જીવનચરિત્રો લખાવા માંડયાં છે. છતાં ઘણે ભાગે ચરિત્રનાયકનું ઉચ્ચ કુળ, માતાપિતાની ધર્મનિષ્ઠા, વિદ્યાર્થીદશામાં મેળ-વેલાં ઇનામો, સમાજમાં થયેલી વાહવાહ, ચરિત્રનાયકે કરેલાં ભાષણો અને પરોપ-કારનાં કૃત્યો અને બહુ તો તેની શિષ્યશાખાનો વિસ્તાર એ જ ભાગ ચરિત્રોમાં આવી જાય છે.

આવાં ચરિત્રો ચરિત્ર નથી પણ માહાત્મ્ય છે. ચરિત્ર એ માણસનું યથાર્થ

ચિત્ર હોવું જોઈએ એ આદર્શ જ્યારે આપણા લેખકો સ્વીકારશે ત્યારે જ સારાં ચરિત્રો આપણને મળશે. ગમે તેમ કરીને ચરિત્રનાયકને છાપરે ચડાવવો એ વૃત્તિથી સમાજને અન્યાય તો થાય છે, પણ ચરિત્રનાયકને પણ ઓછો અન્યાય નથી થતો. કૃત્રિમ રીતે ચીતરેલાં ચરિત્રચિત્રો અસરકારક નથી થતાં. અવતારો જેમ અનુકરણને લાયક નથી હોતા તેમ છાપરે બેઠેલા લોકો પણ પૂજનીય હોવા છતાં અનુકરણીય નથી હોતા. જેઓ આપણી પેઠે ધરતી પર વિચરે છે તેમનું જ આપણે અનુકરણ કરી શકીએ.

ચરિત્ર સહાનુભૂતિપૂર્વક લખેલું હોવું જોઈએ. સત્ય અને સહાનુભૂતિ સાથે સાથે ન જઈ શકે એ કલ્પના ખોટી છે. આ કસોટીને પહોંચી શકે એવું એક ચરિત્ર આપણા હાથમાં મૂકી શ્રી કલ્યાણજીભાઈએ આપણને ઋણી કરી રાખ્યા છે, અને તેથી જ દરબારશ્રીનું અભિનંદન કરતાં પહેલાં કલ્યાણજીભાઈનું અભિનંદન કરવા હું પ્રવૃત્ત થયો છું. દરબારશ્રીએ રૂઢ વિવેક કોરે મૂકી કલ્યાણજીભાઈને મદદ કરી હોત અથવા તેમના પ્રસંગમાં આવેલા ઇષ્ટ મિત્રોએ પૂરેપૂરી મદદ કરી હોત તો 'ગુજરાતના નૂર'નું ચરિત્ર વધારે વિસ્તૃત અને લાભદાયક થયું હોત; કેમ કે આ નાનકડા ચરિત્ર ઉપરથી જ સ્પષ્ટ દેખાઈ આવે છે કે તેમનો જીવનપ્રવાહ અને સ્વભાવ કોઈ પણ ચરિત્રકારને લલચાવે એવા છે.

એક ત્યાગી દેશસેવકનું ચરિત્ર બીજો ત્યાગી દેશસેવક લખે એ યોગ જેટલો અપૂર્વ છે તેટલો જ ઉપપન્ન છે, અને તેથી જ કલ્યાણજીભાઈ સહાનુભૂતિ સાથે સ્વતંત્રતાથી આ જીવનચરિત્ર લખી શક્યા છે.

ચરિત્ર માટે સાધનની ન્યૂનતા સાથે બીજી અગવડ કલ્યાણજીભાઈને નડેલી દેખાય છે. ગોપાળદાસ હજી જુવાન છે, તેમનું ચરિત્ર ઘડાય છે, તેમની કળા વર્ધમાન છે. આજે જ તેમનું ચરિત્ર લખી કાઢવું એ અનેક રીતે અગવડભરેલું છે, છતાં સમર્થ કેળવણીકારની દૃષ્ટિથી કલ્યાણજીભાઈએ ગોપાળદાસભાઈના જીવનનું ઘડતર બરાબર પારખ્યું છે અને તેથી જ તેમના અંતરનું ચિત્ર તેઓ આ ચોપડીમાં આપી શક્યા છે.

ખાનદાનીની પ્રતિષ્ઠા સાચવવાની જવાબદારી, અણસમજુ શિક્ષકો અને સુરબ્બી-ઓની બેદરકાર તાલીમ, મોતીભાઈના શાસ્ત્રીય ચારિત્રની અસર, અરવિંદ ઘોષની જ્વલન્ત દેશભક્તિની ચિનગારી અને સ્વદેશીનું પ્રાણરક્ષક બંધન, માણસનું અથાણું કરી નાખનાર ગરાસિયા કેળવણીનો ખારો અને હજામ પ્રિન્સિપાલનો કંકાસ, ઇંદોરનું સ્વાવલંબન, ફ્રીમેસન્રીનો મોહ વગેરે ચિત્રવિચિત્ર સંસ્કારોથી ગોપાળદાસ-ભાઈનું પ્રારંભિક જીવન ઘડાયેલું છે, અને દરેક ઠેકાણે બીતે બીતે બળવો કરવાની દૃઢતા તેમણે બતાવી છે. ગોપાળદાસભાઈની સૌમ્ય દૃઢતા તેમને જીવનમાં કેટલી મદદકાર નીવડી છે તે તો તેઓ જ જાણે; પણ ચરિત્રનું નિરીક્ષણ કરનાર અને ચિત્તના વિકાસનું અધ્યયન કરનાર માટે તે એક અત્યન્ત આકર્ષક વસ્તુ છે

એમાં શક નથી. જો તેમનામાં સામાન્ય બળવાખોરની ઉદ્ધતાઈ અને બેપરવાઈ હોત તો તેમની દૃઢતા હું તો બહુ કીમતી ન ગણત.

ગોપાળદાસભાઈએ સાધુતા કેળવવાનો કંઈ ખાસ પ્રયત્ન કરેલો દેખાતો નથી; પણ આર્યત્વને ન છાજે એવું કશું ન કરવા જેટલા તેઓ ચારિત્રવત્સલ હોવાથી તેઓ દરેક પ્રસંગે ચડતા જ ગયા છે. તેમનામાં દૃઢતા બહુ ધીમે ધીમે આવી છે. વખતે હજીયે તે પરિપક્વ ન થઈ હોય. પણ તેમની દૃઢતા એ ધીમે ધીમે વધેલી હોવાથી ઠરેલ અને વિશ્વાસપાત્ર છે. લોકનાયકમાં આવી જ દૃઢતા જરૂરની હોય છે. જ્યાં આવી દૃઢતા હોય ત્યાં જ અસંખ્ય લોકો પોતાનું કલ્યાણ-અકલ્યાણ બધું નિઃશંકપણે સોંપી શકે છે.

ગોપાળદાસભાઈ સૌમ્ય છે, વ્યવહારને જાણનાર છે, છતાં સાહસની લિજજત અને મજેદારી તેઓ ખોઈ બેઠા નથી. કેટલેક ઠેકાણે તો વિક્રમ રાજાની વૃત્તિ તેમનામાં સ્ફુરેલી દેખાય છે; છતાં આધુનિક સુધારા અને લોકશાહીના સિદ્ધાંત તેમને ગળે પૂરેપૂરા ઊતરેલા દેખાય છે.

ગોપાળદાસનું ગોકુળ હું એક વાર જોઈ આવ્યો છું. ઢસાવાસીઓ તેમને જિગરથી કેટલા ચાહે છે તે મેં પ્રત્યક્ષ જોયું છે. શિક્ષકના શિકારી કવિશ્રી નાનાલાલ અતિથિ હોવાથી તેમની જોહુકમી સહન કરતા ગોપાળદાસ કેવી રીતે કોચવાયા હતા તે જોઈ ગોપાળદાસની દયા પણ મેં ખાધી છે. ગોપાળદાસ આશ્રમમાં આવ્યા હતા ત્યારે પણ પોતાના સાહસિક ગોપજનો સાથે જ રહેવાનો તેમનો આગ્રહ મેં જોયો છે. અને તેમની માત્ર એક નબળાઈ તેમને કેવી રીતે પછાડે છે એનો પણ હું સાક્ષી છું. દરબારસાહેબ બીડી છોડવાનો વિચાર કરે છે છતાં બીડીનો તિરસ્કાર કરતા નથી તેથી જ તે તેમના ઉપર આટલી સવાર થઈને બેઠી છે. બીડીનું વ્યસન એ ચન્દ્રના કલંકની પેઠે શોભારૂપ જ છે એમ પણ વખતે તેઓ માનતા હશે. આવો વિચાર તેમના મનમાં પણ તેમનાથી છૂપો રહી શકે છે. બીડીને તેઓ નિર્દોષ માનતા હોત તો મારે કશું કહેવાનું ન હતું. પોતાની નબળાઈ ગણતાં છતાં તેઓ તે છોડતા નથી માટે જ આ બીડીમીમાંસામાં ઊતરવું પડ્યું. ગોપાળદાસ લોકનાયક છે, જુવાન ગુજરાતીઓની ધ્યાનમૂર્તિ છે, એટલા માટે જ મારા જેવા અનધિકારી માણસો પણ તેમની પ્રત્યે આકરા થઈ શકે છે.

ઈશ્વરે તેમને સારી સ્થિતિ આપી, સારી વૃત્તિ આપી, સારા સંજોગો આપ્યા, જીવનનું સાર્થક કરવાના પ્રસંગો આપ્યા, તેટલા માટે તેઓ ઈશ્વરનો ઉપકાર માનતા હશે જ. પણ તેમનું મોટામાં મોટું ભાગ્ય ભક્તિલક્ષ્મીબહેન જેવાં વીરાંગના સહધર્મચારિણી તેમને મળ્યાં તેમાં છે. તેમનું પૂરેપૂરું પ્રોત્સાહન ન હોત તો ગોપાળદાસ પોતાની સોળે કળા પ્રકાશિત કરી બતાવત એવી ખાતરી નથી થતી. ભક્તિબાએ અન્ત્યજોદ્ધારમાં જેટલું કર્યું છે તેટલા માટે પણ ગુજરાતનો હિન્દુ સમાજ તેમનો કાયમનો ઋણી છે.

ગોપાળદાસ વક્તા કે લેખક નથી, અને તેથી જ તેમનાં કેટલાંક રત્ન જેવાં વાકયો તરફ મારા જેવાનું ખાસ ધ્યાન જાય છે. દાખલા તરીકે:

૧. 'ઉત્તરચિત્રાનો તાપ સહન કરે તો જ દાણામાં દૂધ આવે. સહન કરવા જેટલું બળ ન હોય તો અધવચ બળી જ જાય.'

૨. 'સ્વીકારેલી ફરજ બજાવવી એમાં કીર્તિનો લોભ પણ શાનો હોય? આ જમાનામાં કાર્ય કરનારા, ભોગ આપનારા નીકળતા નહીં હોવાથી અમારા જેવા આગળ આવી જઈએ છીએ. બાકી ફરજ બજાવવામાં કોણ કોના ઉપર ઉપકાર કરે છે? અને જ્યારે કોઈ કોઈના ઉપર ઉપકાર નથી જ કરતો ત્યારે તેની કીર્તિ પણ ઝાંઝવાંનાં નીર જેવી હોવી જોઈએ.'

૩. 'સરકાર સાથે ફક્ત લડવાની ખાતર જોડાયો હશે તેનું હાલનું જીવન અગાઉની માફક જ હશે. અને એવા અમારામાં નથી એમ નથી. તેની સાથે જાણ બિલકુલ બદલાઈ ગયેલા પણ છે.'

૪. 'અમે પ્રમાણમાં ઘણા થોડા જ હોવાથી તો ચળવળ લંબાણી છે. નહીંતર ક્યારનોયે નિકાલ આવી ગયો હોત, અગર નિકાલ આવવા તરફ પ્રયાણ હોત. હજી તો પરિણામ મેળવવા કેટલાંયે વર્ષ જોઈએ છે.'

૫. 'લોકસમૂહ હજી બિલકુલ તૈયાર નથી એમ આપે આગળ કાગળોમાં જણાવ્યું હતું. તે કારણે જ આ ચળવળને દરેક સમજુએ ઉપાડી લેવી.'

આવા જેમના વિચારો છે તેમણે આંધળિયાં કર્યાં એમ માનવું એ કાયરયુગની નિશાની છે.

ગોપાળદાસ જેવા આદર્શ નરેશને જન્મ આપી કોઈ પણ ભૂમિ પાવન થઈ શકે છે. તેમનું અનુકરણ કરી ગુજરાતીઓ તેમની કદર કરશે એવી આશા રાખવી શું વધારે પડતી છે?

ઢસાના દરબારના ત્યાગની કીર્તિ ગુજરાત બહાર ક્યારની પહોંચી છે. તેમનું ચરિત્ર હિન્દીમાં સરસ રીતે છપાવી દેશને ભેટ કરવાની ગુજરાતની ફરજ છે.

## ૩૯. શિષ્યનિષ્ઠાનો લોકોત્તર નમૂનો

ગઈ કાલે જ મુનિશ્રી નાનચંદ્રજીનું જીવનચરિત્ર જોવા મળ્યું છે. એ જ્યારે વાંચી શકીશ ત્યારે એમના પ્રત્યેના મારા આદરને સંતોષ થાય એવી એમની જીવન-વિગતો જાણી લઈશ.

હમણાં મારી ઉંમર નેવું વટાવી ચૂકી છે. પરિણામે ભૂલકણાપણું એટલું વધ્યું છે કે આજે વાંચેલું કાલે ભૂલી જવાય છે. તેથી મુનિશ્રી નાનચંદ્રજી વિશે જે શ્રદ્ધાભક્તિ આજ સુધી મનમાં ટકી છે તે જ અહીં પ્રથમ નોંધી રાખવા માગું છું.

હું મુનિશ્રી નાનચંદ્રજીને અમારા આદરણીય મિત્ર મુનિશ્રી સંતબાલજીના ગુરુ તરીકે જ જાણું છું અને ઓળખું છું.

મુનિ શ્રી જ્ઞાનચંદ્ર (આ ખરું નામ હશે, 'જ્ઞાન'નું જ 'નાન' થયું હશે) એક વિદ્વાન, અનુભવી જૈન સાધુ. એમને વિશે બધી રીતે જાણનારા મારા સ્નેહીઓ આગળ વાત કરતાં મેં જે કહ્યું તે એ લોકોને ગમ્યું. તેથી મારો વિશ્વાસ વધ્યો.

મેં કહ્યું – આપણી સંસ્કૃતિમાં, અથવા બધી જ સંસ્કૃતિઓમાં ગુરુભક્તિ અને ગુરુનિષ્ઠાનું માહાત્મ્ય સ્વીકારાયેલું છે. અનુભવી ગુરુ જે કાંઈ કહે તે જ ધર્મનો સાચો સિદ્ધાંત અને તે જ યોગ્ય સાધના, એમ માનીને ચાલવું. આપણે ભાગે જે ગુરુ પ્રાપ્ત થયા, આપણને મળ્યા, તેની મારફતે જે કાંઈ જ્ઞાન, સૂચનાઓ અને પ્રેરણા મળે, તે ઈશ્વરે જ આપણને માટે મોકલી છે એમ સમજીને ચાલવું. ઈશ્વરભક્તિ કરતાં આપણી ગુરુભક્તિ જરાય ઓછી ન હોય તો 'આપણાં ભાગ્યમાં જે હશે તે બધું એ ગુરુ મારફતે જ મળવાનું છે,' એટલો વિશ્વાસ રાખી ચાલવું – એમાં જ આપણું સમસ્ત કલ્યાણ છે. એવી શ્રદ્ધા હોવી જોઈએ. परा भक्तिः यथा देवे तथा गुरौ એ સૂત્રમાં બધું આવી જાય છે.

મુનિશ્રી નાનચંદ્રજીમાં આવી ગુરુભક્તિ તો હતી જ પણ એમનામાં જે વિશેષતા હું ઓળખી શકયો એને 'शिष्य-निष्ठा' જ કહી શકાય.

મુનિ સંતબાલજી, પોતાના શિવલાલ નામથી ગુરુની સેવામાં પહોંચી ગયા. શિવલાલની યોગ્યતા જોઈ, એને જે આપવા જેવું લાગ્યું, તે બધુ નાનચંદ્રજીએ આપી દીધું. પછી જોયું કે આ શિષ્ય એક 'સ્વતંત્ર સાધક ભક્ત' છે. જે જ્ઞાન મળે છે તે પોતાની શ્રદ્ધા ઉપર કસીને જુએ છે. આ શિષ્યમાં કેવળ જિજ્ઞાસા નથી પણ સાક્ષાત્કારની ભૂખ છે. અને એ ભૂખ તૃપ્ત કરવા માટે જીવન અર્પણ કરવાની તમન્ના પણ છે.

બસ આટલું જોયું અને ગુરુ મહારાજે આવા યોગ્ય શિષ્યની સ્વતંત્રતાની કદર કરી એનો ત્યાગ ન કર્યો. શિષ્યે પોતાની સાધના પોતાની ઢબે ખીલવી. અને ગુરુ મહારાજ એને અનુકૂળ થયા. આને હું શિષ્ય-નિષ્ઠા કહું છું. શિષ્ય પોતાની આધ્યાત્મિક સાધનાના વિકાસના પ્રયોગો અજમાવતા જાય અને ગુરુ નાનચંદ્ર એને અનુકૂળ થઈ મદદ કરતા જાય – આને જ હું શિષ્યનિષ્ઠા કહું છું. સંતબાલજીમાં ગુરુભક્તિ ઓછી ન હતી. પણ, એની સાથે પોતાને રસ્તે જવાનો આગ્રહ પણ હતો. એની કદર કરી મુનિ નાનચંદ્રજી અનુકૂળ થયા. એવા ગુરુનો દાખલો મેં તો બીજો જાણેલો-જોયેલો યાદ નથી. સાધકમાં પરંપરા પ્રત્યે શ્રદ્ધા હોવી જોઈએ. અને અનુભવી ગુરુની સહાયતા લેવાની તત્પરતા પણ હોવી જોઈએ, પણ આત્મનિષ્ઠા-મૂલક-સ્વતંત્રતા પણ એનામાં હોવી જોઈએ. તો જ 'ઈશ્વર તરફથી મળેલું વ્યક્તિત્વ' કૃતાર્થ થઈ શકે. આ વાત ગુરુએ સ્વીકારી.

(મહારાષ્ટ્રમાં જનાર્દન-સ્વામીના શિષ્ય એકનાથની બાબતમાં પણ આમ જ

થયું હશે.) પણ મુનિ નાનચંદ્રજીની શિષ્યનિષ્ઠા અદ્ભુત હતી એ તરફ જ, સહુથી પ્રથમ, મારું ધ્યાન ગયું છે. હવે આ દિશામાં વધારે ચિંતન કરી શકાશે.

## ૪૦. વેડફાયેલું જીવન

વિઠ્ઠલ નાનપણથી જ તોફાની હતો. ઘરમાં માબાપ એના તરફ જરાયે ધ્યાન ન આપે; અને નિશાળે શિક્ષકને સોટી વાપરવા ઉપરાંત કશું ન આવડે એટલે એ બિચારો કરે શું? સૌથી પ્રથમ એણે શરૂ કર્યું પૈસા ચોરવાનું. પગ તળે ગુંદર કે મીણ ચોડીને બજારમાં જાય. ત્યાં રૂપિયે પાઈનો વટાવ લઈને પરચૂરણ આપનાર ગરીબ શરાફ કોથળી પાથરીને પરચૂરણના ચાર ચાર આનાના ઢગલા રાખીને બેઠેલો હોય છે. વિઠ્ઠલ દોડતો દોડતો એક કોથળી ઉપર થઈને પસાર થઈ જાય. તેમાં તેના પગે એકબે પૈસા તો જરૂર ચોંટે જ. એટલી જ તે દિવસની કમાણી. એ પૈસાથી ભજિયાં કરતાં સારી વસ્તુ કઈ ખરીદાય?

આમ ભજિયાંનો સ્વાદ વધ્યો; પણ થોડા જ દિવસમાં એ બજારના લોકોની નજરે ચડી ગયો, અને લોકોએ એને પકડીને સારી પેઠે મેથીપાક જમાડયો. આમ કમાણીનો રસ્તો તો ગયો, પણ ભજિયાંનો સ્વાદ હજી રહ્યો હતો; એટલે વિઠ્ઠલે નવો ઉપાય શોધી કાઢયો. ગજવામાં લાંબી શીશી રાખીને હનુમાનને મંદિરે જાય. ત્યાં તો તેલ હોય જ. એ ચોરી લાવી ભજિયાંવાળાને આપે અને એમાંથી ભજિયાં ખાય. લોકો માનતા કે બજારનો માર ખાઈને વિઠ્ઠલ સુધરી ગયો છે અને હવે નિયમિત મંદિરે જવા જેટલો ભક્ત પણ બન્યો છે. પણ લોકોને કયાં ખબર હતી કે એ હનુમાનભક્તિ નહીં પણ ભજિયાં-ભક્તિ હતી! અને હનુમાનને તેલ ચડાવવા નહીં પણ ચડાવેલું લૂંટવા તે જતો હતો! આમ ઘણા દિવસ ચાલ્યું. એક દિવસ ઘરમાં તેલ થઈ રહ્યું હશે. માની મૂંઝવણ જોઈને વિઠ્ઠલનું હૈયું પીગળ્યું. તે દોડતો દોડતો જઈને હમેશને ઠેકાણેથી તેલની શીશી ભરી લાવ્યો.

'આટલું બધું તેલ કયાંથી લઈ આવ્યો વિઠ્ઠલ? ઉછીનું આણતાં તો ઠીક લાગે છે, પણ પાછું વખતસર આપીએ નહીં તો લોકોના બોલ સાંભળવા પડે.'

'ઉછીનું લાવ્યો નથી; એ તો ભગવાને આપ્યું છે.'

'સાચું બોલ એ કયાંથી લાવ્યો?'

'તારે એની શી પંચાત? રાખવું હોય તો રાખ, નહીં તો લાવ પાછું. મેં આણ્યું એ જ ભૂલ કરી ને?'

ગરીબાઈ એ પારાના રસાયણ જેવી છે. પચે તો જીવનનો ઉદ્ધાર થાય, નહીં તો વિવેક, ખાનદાની, માણસાઈ, બધું જ ધૂળ ભેગું કરી નાખે.

માતાએ તેલ રાખ્યું અને વિઠ્ઠલને હવે ભજિયાં માટે બજારમાં જવાની જરૂર ન રહી. રોજ ભજિયાંવાળા પાસે જવામાં જોખમ તો હતું જ, કેમ કે આ છોકરો રોજ આટલું તેલ આપે છે એ પ્રામાણિક તેલ નથી, એટલું તો ભજિયાંવાળો જાણે છે એમ એની આંખો જ કહેતી હતી. પણ હવે મામલો ઘરની અંદર જ રહ્યો એટલે બીક ઓછી રહી. પણ પરિણામ ઊંધું જ આવ્યું. ભજિયાંવાળાને મફતનું ગમે તેટલું મળતું તેલ બંધ થયું એટલે એનાં આંખમીંચામણાં પણ બંધ થયાં. એની નજર ઝીણી થઈ અને ગંગોત્રીનાં યાત્રીની પેઠે એ તેલનું મૂળ શોધવા નીકળ્યો. થોડા જ દિવસમાં વિઠ્ઠલની હનુમાનભક્તિનું મૂળ લોકોને જડયું અને વિઠ્ઠલનાં હાડકાં નરમ થયાં.

નંદીગઢ પૈસાદારોનું એક ગામડું છે. એક દિવસ વિઠ્ઠલ કોઈના લગ્નમાં વણનોતરે ત્યાં ગયો. એણે યુક્તિ કરી. બજારમાં જઈ એણે પાનસોપારીનાં સો-બસો બીડાં આણ્યાં. (ખરીદ્યાં એમ તો ખાતરીપૂર્વક ન જ કહેવાય ને?) અને લગ્નમંડપમાં જઈ આવેલા મહેમાનોને એણે બીડાં આપવા માંડયાં.

મહેમાનોએ માન્યું કે પોતાનામાંનો કોઈ હોંશીલો માણસ છે. બીડાં પૂરાં કરી એણે ઘરમાંથી અત્તરદાની મગાવી બધાને અત્તર આપી અત્તરદાની પાછી સોંપી અને ગુલાબદાની માગી આણી; એ પણ વખતસર પાછી સોંપી, એટલે લગ્નવાળાના ઘરમાં પણ થયું કે આ કોઈ જવાબદાર માણસ છે. જમવાનો વખત થયો એટલે વિઠ્ઠલ ચાંદીનો લોટો લઈ જમવા ગયો. ઉતાવળે ખાધું અને જાણે જમ્યા પછી મહેમાનોની આગતાસ્વાગતા માટે તૈયાર રહેવાનો હોય તેમ ઉતાવળે-ઉતાવળે લોટો લઈ હાથ ધોવા બહાર ગયો.

બહાર કપડાં ચડાવી ભાઈસાહેબે ચાંદીના લોટા સાથે પલાયન કર્યું. એક ગાડીવાળાને કહે 'ચલો અભીકે અભી સ્ટેશન તક મુઝે લે જાઓ'. સ્ટેશન બહુ દૂર. બાર વાગ્યાનો અંગાર જેવો તડકો. ગાડીવાળો કહે આવા તડકામાં કોઈને ફાંસીએ પણ નથી ચડાવતા, તો હું તે શાનો ગાડી જોડવાનો હતો ? વિઠ્ઠલ કહે મારે બપોરની ગાડી પકડવી જોઈએ; તું માગે તે આપું. ગાડીવાળો લલચાયો. બળદને મારી મારી મહામુસીબતે સ્ટેશન સુધી પહોંચ્યો. વિઠ્ઠલના ગજવામાં પૈસા શાના હોય? સ્ટેશન થોડુંક દૂર રહ્યું એટલામાં ગાડીનું પાછળનું બારણું ખોલીને તેણે રસ્તો પકડયો અને બીજે રસ્તે દોડતો જઈ ગાડી પકડી. થોડી વારે બિચારા ગાડીવાળાએ ખાલી ગાડી જોઈ ભારે પસ્તાવો કર્યો, ચાલતી ટ્રેનમાં વિઠ્ઠલને બેઠેલો જોઈ મોં ભરીને ગાળો દીધી અને પાછો ફર્યો!

વિઠ્ઠલનાં આવાં પરાક્રમો વધતાં જ રહ્યાં. અંતે એક ચોરીમાં સપડાઈ એ જેલમાં ગયો. શરીરે મજબૂત એટલે એક વખતે જેલમાંથી જંજીર તોડી નાઠો. પોલીસસવાર એની પાછળ પડયા. શક્તિ હતી ત્યાં સુધી વિઠ્ઠલ દોડયો અને લાચાર થઈને ઝાડ પર ચડયો. ત્યાં ઘોડેસવારે ભાલો મારી એને ઘાયલ કર્યો.

પછી એનું શું થયું એની મને ખબર નથી.

એને સારા સંસ્કારો મળ્યા હોત તો આટલી બુદ્ધિશક્તિવાળા એ માણસનું જીવન જુદી જ રીતે લખાત.

વૈશાખ, ૧૯૯૦

# ૪૧. સ્વામી આનંદ

સ્વામી વિશે મારે કંઈ પણ લખવું એ બહુ જ વિચિત્ર લાગે છે. સ્વામી સાથે મારો આત્મીયભાવ એટલો ઊંડો છે કે સ્વામી વિશે લખવું ને પોતા વિશે લખવું એ મારે મન સરખું જ છે. તોપણ જેમ હું કેટલીક વાર પોતાને વિશે લખવાની કે બોલવાની ધૃષ્ટતા કરું છું તેમ આજે મારે સ્વામી વિશે લખવું જોઈએ. સ્વામીએ એટલા બધા લોકોનો પ્રેમ સંપાદન કર્યો છે કે સ્વામી વિશે બે શબ્દો લખવાના તેમના આગ્રહને મારે માન આપવું જ જોઈએ.

સ્વામીની વૃત્તિ અને મારી વૃત્તિ જુદી છે. સ્વામીના વિચારો અને મારા વિચારો એકસરખા નથી. સ્વામીની શક્તિનો દશાંશ પણ મારામાં ભાગ્યે જ હશે. છતાં અમે એકબીજાને એટલા બધા ઓળખતા થઈ ગયા છીએ કે કોઈ પણ જાતનો ભેદ અમારી આત્મીયતા ઓછી કરી શકે એમ નથી.

૧૯૦૮માં હું મુંબઈમાં 'રાષ્ટ્રમત'ના તંત્રીમંડળમાં કામ કરતો હતો. 'રાષ્ટ્રમત' એ મુંબઈમાં નીકળતું રાષ્ટ્રીય પક્ષનું એક દૈનિક પત્ર હતું. સુરતની મહાસભા પછી રાષ્ટ્રીય વિચારોનો પ્રચાર કરવા એક દૈનિકની જરૂર છે એમ સર્વને લાગ્યું હતું અને તે જરૂર પૂરી પાડવા 'રાષ્ટ્રમત' શરૂ કરવામાં આવેલું. 'રાષ્ટ્રમત' પ્રેસ ગોઠવવાની તૈયારી ચાલતી હતી તે જ વખતે સરકારે લો૦ ટિળકને બંગાળની અરાજક હિલચાલ સાથે સહાનુભૂતિ બતાવવાના આરોપસર છ વરસની સજા કરી તેમને બ્રહ્મદેશમાં મોકલી દીધા. મહારાષ્ટ્રમાં રાષ્ટ્રીય હિલચાલ આ કારણથી અસ્ત-વ્યસ્ત થઈ ગઈ અને 'રાષ્ટ્રમતે' બગડેલું વાતાવરણ ઠેકાણે લાવવાનો પ્રયાસ શરૂ કર્યો.

'રાષ્ટ્રમત' લોકપ્રિય નીવડ્યું પણ ફતેહમંદ નીવડ્યું નહીં. 'રાષ્ટ્રમત' પર કરજ-નો ભારે બોજો આવી પડ્યો. બેલગામના શ્રી ગંગાધરરાવ દેશપાંડેએ છાપું પોતાના હાથમાં લીધું અને પગારદાર નોકરોને બદલે સ્વયંસેવકોની મારફત 'રાષ્ટ્રમત' ચલાવવાનું શરૂ કરી દીધું. વરાડ નાગપુરથી માંડી કર્ણાટક સુધીના સ્વયંસેવકો કામ કરવા ભેગા થઈ ગયા હતા. બે વખત ખાય અને આખો દિવસ કામ કરે. બધા સરખી રીતે રહે એવી ત્યાંની વ્યવસ્થા હતી. ઘણા લોકો પાસે ખાનગી કપડાં પણ ન હતાં. જે ધોતિયું જેના હાથમાં આવે તે તે પહેરી લે અને બધાં ધોતિયાં એકસામટાં ધોઈ નાખવામાં આવે એવી ત્યાંની વ્યવસ્થા હતી. મારામાં એટલી અભેદબુદ્ધિ ન હતી. હું અન્ત્યજની પેઠે અલગ ઓરડીમાં રહેતો. જેને જે સૂઝે

તે કામ કરે. ઉચ્ચનીચભાવ તો હતો જ નહીં. એક દિવસ અમે બધા પોતપોતાના કામમાં ગિરફતાર હતા તે વખતે અમારા સરદાર શ્રી ગંગાધરરાવ દેશપાંડે છાના-માના ગંધાતું જાજરૂ પોતે સાફ કરવા વળગી ગયા હતા. અમારી આ સંસ્થાને બહારના લોકો 'રાષ્ટ્રમઠ' કહેતા.

સુરતના કજિયાને લીધે ગુજરાતમાં રાષ્ટ્રીય પક્ષ વિશે ગેરસમજ ખૂબ થઈ હતી. તે દૂર કરવા માટે અમારી સંસ્થાએ ગુજરાતીમાં દૈનિક 'રાષ્ટ્રમત' શરૂ કર્યું.

તે વખતે અમારી સંસ્થામાં એક પાણીદાર દૃષ્ટિવાળો જુવાન – અથવા બાળક કહું તો ચાલે – આવી ચડ્યો. આવ્યો કે તરત જ એણે બધા સાથે દોસ્તી બાંધી. સાંજે અગાસીમાં બેસી અમે તન્ત્રીપદને છાજે એ રીતે દુનિયાના એકેએક વિષય પર ચર્ચા કરતા. તેમાં આ છોકરો પણ છૂટથી ભાગ લેતો. એની આ ધૃષ્ટતા જોઈ મને મારા સ્વભાવ પ્રમાણે રીસ ચડવી જોઈતી હતી, પણ તે છોકરો એટલી નિર્વ્યાજ વૃત્તિથી બોલતો હતો કે રીસને બદલે મને એને વિશે કૌતુક જ લાગ્યું. એ પોતાને સ્વામી આનન્દાનન્દને નામે ઓળખાવતો હતો. આ સ્વામીજી ક્યાંના છે, ક્યાંથી આવ્યા છે, એમની યોગ્યતા શી છે, એમાંનું હું કશું જાણતો નહોતો. એક દિવસ મેં આ બાલસ્વામીજીને પૂછ્યું, 'સ્વામીજી, આપે ધાર્મિક ગ્રન્થો તો ખૂબ વાંચ્યા હશે!' સ્વામીજી ઉદ્દામ બેદરકારીથી બોલ્યા, 'હું એક સ્વદેશને ઓળખું છું. રાજકારણ એ જ મારો ધર્મ છે.' મેં કહ્યું, 'ત્યારે તમે સંન્યાસી શાના?' સ્વામીજી કહે, 'અમે તો એવા સંન્યાસી.' મેં કહ્યું, 'ધર્મથી આપ આટલા ભડકી શા માટે જાઓ છો? ધર્મ કંઈ રાજકારણની આડે નથી આવતો. ઊલટું રાજકારણમાં જે બળ જોઈએ છે તે ધર્મમાં જ મળી શકે છે.'

'તેમ હોય તો ધર્મ સામે અમારો વાંધો નથી. પણ અત્યાર સુધી મેં ધર્મમાં એવું કશું જોયું નથી.'

'તમે ધર્મના જૂના ગ્રન્થ જોયા હશે. તમે વિવેકાનન્દ વાંચ્યો છે? વિવેકાનન્દ વાંચો એટલે ધર્મ દ્વારા દેશભક્તિ કેવી સરસ કેળવાય છે એનો તમને ખ્યાલ આવશે.'

આ બધું સંભાષણ શુદ્ધ મરાઠીમાં ચાલતું હતું; વચમાં કેટલાક અંગ્રેજી શબ્દો આવતા એટલું જ. આ બાલસ્વામી મહારાષ્ટ્રી નથી એવી મને શંકા સરખી ન આવી. બીજે દિવસે ગંગાધરરાવે વિવેકાનન્દના બધા ગ્રન્થો મગાવ્યા અને સ્વામી આનન્દાનન્દ ગુજરાતી દૈનિક 'રાષ્ટ્રમત' ચલાવવા લાગ્યા.

મહારાષ્ટ્રમાં નિરાશા તો છવાઈ હતી જ. રાષ્ટ્રના આગેવાન જેલમાં છે એ મહારાષ્ટ્રને સાલતું હતું. જુવાનિયાઓ બેફામ બન્યા હતા. ગંગાધરરાવ જેવા મોટેરા તેમની સાથે વાત કરવા જાય તો તેઓ વિવેક જાળવવા છતાં કહેતા, 'તમારી જોડે વાત જ શાને કરીએ? અમારા હૈયામાં શું છે તે તમે કેમ સમજી શકો?' તે અરસામાં અમારા 'રાષ્ટ્રમતે' રાષ્ટ્રીય હિલચાલનું ધાર્મિક અને કાયદેસર

સ્વરૂપ જાળવવાનો ખૂબ પ્રત્ન કર્યો હતો, છતાં વાતાવરણ એવું ને એવું જ રહ્યું. નાશિકમાં જેકસન કલેકટરનું ખૂન થયું. વેરની દમનનીતિ ચોમેર અખત્યાર કરવામાં આવી અને 'રાષ્ટ્રમત' બંધ પડયું.

મેં મુંબઈ છોડયું અને થોડીક યાત્રા કરી મારું પ્રિય અધ્યાપનનું કામ કરવા લાગ્યો. સ્વામીને તો હું ભૂલી જ ગયો, પણ સ્વામી મને ભૂલ્યા ન હતા. એક દિવસ અકસ્માત્ મારે ત્યાં આવ્યા અને અમે થોડા દિવસ આનન્દમાં રહ્યા. એ અરસામાં સ્વામીએ ધાર્મિક સાહિત્ય ખૂબ વાંચ્યું. એક સંસ્કૃત વ્યાકરણનું ગુજરાતી બનાવ્યું અને સ્વામી રામતીર્થના કેટલાક લેખોનું ભાષાન્તર કર્યું.

'રાષ્ટ્રમત'માં આવ્યા તે પહેલાં સ્વામીજી શું કરતા તેની હવે કેટલાક મિત્રો પાસેથી વિગત મળી ગઈ. તે ઉપરથી મેં જાણ્યું કે સ્વામી આનન્દાનન્દ એ મૂળ કાઠિયાવાડના રહીશ. બાળપણમાં મુંબઈમાં જ રહેલા. નિશાળની અને તેમની ઓળખાણ બહુ જ જૂજ હતી. પછી બે વચ્ચે સ્નેહ તો શાનો હોય? નાનપણમાં માબાપે દીકરાને પરણાવવાનો વિચાર કર્યો. દીકરાના મનમાં વસી ગયું હતું કે પરણવામાં શ્રેય નથી. જ્યાં વેવિશાળ કરવાનો વિચાર ચાલતો હતો ત્યાં જઈને તેમણે કહી દીધું, 'જો જો હોં, મારે પરણવું નથી. તમે આ સંબંધમાં ઊતરશો તો પસ્તાશો.' ત્યાર પછી ઝાઝા દિવસ સુધી ઘેર રહેવું અશકય હતું. તેઓ યાત્રાએ નીકળ્યા, સંન્યાસની દીક્ષા લીધી અને લો૦ ટિળકના દૌરામાં ભળી વરાડમાં ગયા. ત્યાં ત્યાંના અવિશ્રાન્ત કાર્યકર્તા વીર વામનરાવના કુટુંબમાં ભળી ગયા. મોટી મોટી સભાઓમાં, દસદસ વીસવીસ હજાર લોકોને સભાઓમાં વ્યાખ્યાનો દેવા લાગ્યા. 'તરુણ હિન્દ' નામનું એક મરાઠી છાપું તેમણે શરૂ કર્યું. તેને અંગે યા બીજા કંઈ પણ કારણસર પોલીસે તેમને પકડયા અને પૂર્વાશ્રમનું નામ ન કહેવા માટે જેલમાં બેસાડી મૂકયા. વરાડ પ્રાન્તમાં એવું એક પણ ગામડું નહીં હોય કે જ્યાં સ્વામીની વીર હાકલ ન પહોંચી હોય.

થોડા જ દિવસમાં 'સો સભાનો વીર' એવું નામ તેમને મળ્યું. 'તરુણ હિન્દ'માં બહુ સારા લેખો આવતા. તેની અંદર દાવપેચવાળું રાજકારણ નહોતું. રાષ્ટ્રીય પક્ષનાં સીધાં અને તેજસ્વી તત્ત્વો જ. લેખનશૈલીમાં અપરિપકવતા જરૂર જણાતી, છતાં કલકત્તાના 'વન્દે માતરમ્'ની છાપ તેમાં સહેજે દેખાઈ આવતી.

મેં ઉપર કહ્યું તેમ 'રાષ્ટ્રમત' બંધ પડયા પછી સ્વામીએ થોડો વખત રાષ્ટ્રીય અને ધાર્મિક સાહિત્ય વાંચવામાં ગાળ્યો. ગુજરાતી સાહિત્ય તો તેમણે નાનપણમાં જ પૂરું કર્યું હતું. સરસ્વતીચન્દ્ર અને કલાપી એ તો તે જમાનાના ગુજરાતના નવયુવકોમાં મહાભારત અને ભગવદ્ગીતા સમાન હતાં. સ્વામી મને કલાપીનાં કેટલાંયે સરસ સરસ કાવ્યો વાંચી સંભળાવતા. મૂળદાસની વાર્તા અને વ્હાલી બાત્રાંનું કરેલું સાન્ત્વન, ઘાયલ પંખીને ઉદ્દેશીને લખેલી કવિતા અને વૃદ્ધ ટેલિયાનું શબ્દચિત્ર એમની પાસે હું સાંભળતો. ગુજરાતી ભાષા મને આવડે નહીં,

પણ કલાપીના કારુણ્યરસપૂર્ણ વિચારોથી હું વાકેફ થયો. અશ્રુ, મૃત્યુ અને રુદનથી ભરપૂર સાહિત્ય તરફ આ જુવાન અને હિંમતવાન સ્વામીનું મન કેમ આકર્ષાયું એનું મને આશ્ચર્ય થતું. સરસ્વતીચન્દ્ર અને કલાપીની અભિરુચિ વિદગ્ધ અને સંસ્કારી છે એમાં શક નથી, પણ બન્નેમાં હૃદયદૌર્બલ્ય પૂરેપૂરું છે, અને યુવાવસ્થામાં એવા સાહિત્યના જ્ઞાનથી એક જાતની ક્ષીણવીર્ય ઉન્મત્તાતા આવી જાય છે એમ હું માનતો. પણ સ્વામી ઉપર એવી અસર મેં જોઈ નહીં. મને લાગે છે કે એનું કારણ એ જ હશે કે જેટલા રસથી તેમણે કલાપી અને સરસ્વતીચન્દ્રનું અધ્યયન કર્યું હતું તેટલા જ રસપૂર્વક કાઠિયાવાડનું પ્રાણવાન લોકસાહિત્ય પણ સાંભળ્યું હતું. રાણકદેવી અને સિદ્ધરાજ, કુમારપાળ અને કરણઘેલો, એમની સાથે પણ સ્વામીનો પરિચય તેટલો જ હતો. એવી ભૂમિકા ઉપર રાષ્ટ્રીય પક્ષના વિચારોનું વાવેતર સરસ થવું જ જોઈએ.

મહારાષ્ટ્રમાં આવ્યા પછી સ્વામીએ મરાઠી સાહિત્ય ઉપર હુમલો શરૂ કર્યો. 'કેસરી'નાં લખાણો અને પરાંજપેનાં વાગ્બાણ, સાવરકરના તેજાબ જેવા લેખ અને પાંગારકરનાં ભક્તિરસપરિપૂર્ણ પ્રવચનો, આપટેની નવલકથાઓ અને ટિળકની કવિતા, દરેક વસ્તુ સાથે એમનો સારો પરિચય થયો.

નાનપણથી જ સેવાવૃત્તિની મોહિની એમની પાસે હોવાથી તેઓ આત્મોન્નતિના અનેક પ્રસંગો સહેજે મેળવતા અને દરેક પ્રસંગનો પૂરેપૂરો લાભ મેળવવાની આવડત તેમનામાં હતી. બીજાનું દુ:ખ જોઈ જેનું હૃદય સહેજે પીગળી જાય છે તેના જીવનમાં બહુ જલદીથી ક્રાન્તિ થઈ જાય છે. રાજકારણનું રૂપાન્તર ધાર્મિકતામાં થયું અને મિત્રપ્રેમનો વિકાસ થઈ તેનું રૂપાન્તર ગરીબોની દાઝમાં થઈ ગયું.

સ્વામીને લાગ્યું કે આપણે કંઈક ધાર્મિક સાધના કરવી જોઈએ. તેઓ હિમાલયમાં ગયા, અને ત્યાં ગાયત્રીનું પુરશ્ચરણ આદર્યું. સ્વામી વિવેકાનન્દના માયાવતી મઠનું દર્શન કરી તેઓ સ્ફૂર્તિ નામના એક ગામડામાં કેટલાક દિવસ રહ્યા. પણ પછી ત્યાંથી ઊઠીને આલમોડા આવ્યા. પુરશ્ચરણ દરમિયાન માનસરોવર અને કૈલાસનાં દર્શન કરવાનો સંકલ્પ તેમણે મનમાં બાંધ્યો. આમ નિવૃત્તિમાર્ગ તો સ્વીકાર્યો, પણ પ્રવૃત્તિની કંબલ બાબાકો છોડે તેવી નહોતી. આલમોડામાં હિલ બૉયઝ સ્કૂલ કરીને એક નિશાળ હતી તેમાં ભણાવવાનું કામ કરવાનું સ્વામીને સૂઝયું અને ઘણા પહાડી વિદ્યાર્થીઓ સ્વામીની આસપાસ વીંટળાઈ વળ્યા. હિમાલયમાં બેઠાં બેઠાં સ્વામીએ ધાર્મિક સાહિત્યનું અધ્યયન સારી રીતે ચલાવ્યું હતું. ગીતા અને ઉપનિષદનો થોડો થોડો આસ્વાદ લેતાં, બંકિમચન્દ્રના 'ધર્મતત્ત્વ'માં અવગાહન કરતાં, એમર્સન અને વૉલ્ટ વ્હિટમન સાથે પરિચય કરતાં તેમનો વખત જતો. બિપિનચન્દ્ર પાલ અને અરવિન્દ ઘોષ, લજપતરાય અને હરદયાળ વગેરેના સિદ્ધાન્તોનું તેમણે ધ્યાનપૂર્વક અધ્યયન કર્યું, કુમારસ્વામી અને ભગિની નિવેદિતાના ઉચ્ચ સંસ્કારવાળા સાહિત્યનું મનન કર્યું, વિવેકાનન્દ અને રામતીર્થનું અનેક

વાર પારાયણ કર્યું, મૅકસમૂલર અને ડૉયસન શું કહે છે તે જાણી લીધું, બંગાળી અને હિન્દી સાહિત્ય સાથે થોડો થોડો પરિચય કર્યો અને પુરશ્ચરણ પૂરું કરી યાત્રા આરંભી.

હિમાલયની પોતાની યાત્રાનું વર્ણન તેમણે 'લોકશિક્ષણ' નામના મરાઠી માસિકમાં કંઈક અંશે આપેલું છે. મરાઠી ભાષા પરનું તેમનું પ્રભુત્વ જોઈ મોટા સાક્ષરો પણ વિસ્મિત થયા. ઉત્તરાખંડની યાત્રા પૂરી કરી તેઓ કૈલાસમાનસસરોવર તરફ ગયા. કૈલાસ તરફ જવાના બેત્રણ રસ્તાઓ છે, પણ આપણા સ્વામીને સહેલો રસ્તો તો કોઈ કાળે સૂઝે જ નહીં. તેમણે જતી વખતે અઘરામાં અઘરો રસ્તો – ઉંટાધુરાની ઘાટીનો – પસંદ કર્યો. આ મુસાફરીમાં તેમણે રોજના ચાળીસ-ચુમ્માળીસ માઈલ પ્રવાસ કર્યો છે. છેલ્લા બે દિવસ તો કશું ખાવાનું પણ ન મળે, છતાં તેમણે નિર્વિઘ્નપણે કૈલાસની પ્રદક્ષિણા કરી, માનસસરોવરનું સ્નાનપાન પણ કર્યું. નેપાળ તરફના ખોજરનાથનાં દર્શન કર્યાં અને લેપુ ઘાટીને રસ્તે પાછા આવ્યા. આવીને થોડો આરામ લીધો અને નેપાળની યાત્રાએ નીકળ્યા.

નેપાળની યાત્રામાં અમારી સાથે બ્રહ્મચારી યોગાનન્દ અને પ્રો. કૃપાલાની પણ હતા. નેપાળમાં ગુરખા લોકોનું જીવન અને નેપાળી સ્થાપત્ય અધ્યયન કરવા લાયક છે. નેપાળથી પાછા આવી સ્વામીએ કાશ્મીરની યાત્રા કરી. ફક્ત એક લંગોટી પહેરી અમરનાથ સુધી જઈ આવ્યા. કાશીમાં પણ ધર્મ અને ઇતિહાસનું થોડુંઘણું અધ્યયન કર્યું અને પાછા ગુજરાત મહારાષ્ટ્રમાં કામ કરવા આવી ગયા.

હિમાલયમાંથી પાછા આવ્યા ત્યારે સ્વામી એક જુદા જ માણસ બન્યા. તેમણે જોઈ લીધું કે માણસમાં સાધુતા હોય છતાં સાધુનો વેશ હોવો ન જોઈએ; માણસ અપરિગ્રહવ્રતનું પાલન કરે પણ ભિક્ષા માગતો – ઉપદેશ કરતો ન ફરે; દુનિયામાં રહે છતાં નિઃસ્પૃહતા કેળવે; અમર્યાદ પ્રવૃત્તિમાં પડે છતાં અનાસક્ત રહે; તો જ માણસ આજે દેશની કંઈક સેવા કરી શકે. લોકો આપણને સાધુ તરીકે ઓળખે એટલે આપણે મૂઆ પડ્યા. લોકો જોડે દુનિયાદારી માણસ જેવા જ રહીશું, તેમની જ ભાષા બોલીશું, તેમના જેવી જ પ્રવૃત્તિ આદરશું અને છતાં તેની અંદર મોહમમતા નહીં રાખીએ તો જ સંન્યાસીનું કર્તવ્ય પાર પાડ્યું ગણાશે. સ્વામીએ પોતાની લાંબી જટા અને દાઢી ઉતરાવી નાખી, કફની અને દંડને રજા આપી અને મુંબઈગરા જેવો સામાન્ય પોશાક ચડાવ્યો, જોકે આ બાબતમાં તેઓ બહુ જ બેદરકાર હતા. મુંબઈમાં રહી તેમણે સામાન્ય માણસ પૈસા કમાવાના જે સામાન્ય ઉદ્યોગો કરે છે તેવા ઉદ્યોગો કેટલાક દિવસ સુધી કર્યા. છાપાંઓના ખબરપત્રી, જુવાનિયાઓના ટ્યૂટર, હિન્દી સાહિત્ય સંમેલનના ઉપ-મન્ત્રી વગેરે વગેરે કામો તેઓ કરતા. સાધુસંન્યાસીમાં પણ દરેક પ્રકારની વ્યવહારકુશળતા હોઈ શકે છે એનો તેમણે અનુભવ કરાવ્યો.

લોકમાન્ય ટિળક એ તો સ્વામીની ધ્યાનમૂર્તિ. તેમનું 'ગીતારહસ્ય' બહાર પડયું ત્યારે ઉત્સાહથી અને નિષ્કામવૃત્તિથી સ્વામીએ તેનું આખું ભાષાન્તર કરી રાખ્યું. હું એટલું કહી શકું કે હાલમાં જે ગીતારહસ્યનું ગુજરાતી ભાષાન્તર બહાર પડયું છે તેના કરતાં સ્વામીનું ભાષાન્તર અનેક દરજ્જે ચડિયાતું છે.

વચમાં થોડા દિવસ વડોદરામાં રહી ત્યાંની સેન્ટ્રલ લાઇબ્રેરીનો સારો ઉપયોગ કર્યો અને નવરાશનો વખત જાતજાતની યોજનાઓ કરવામાં ગાળ્યો. રાષ્ટ્રમાં જે નવું જીવન આવવા લાગ્યું છે તેના બધા સિદ્ધાન્તોનું વિવેચન કરવા માટે 'સાધના' નામનું મસિક ચલાવવાનો સ્વામીનો વિચાર હતો. તેની કાંઈક કલ્પના તેમણે 'નવજીવન અને સત્ય' માસિકમાં અ એવી સહીથી આપી હતી. ગુજરાતી સાહિત્યમાં ભાષાની શુદ્ધિનો આદર્શ સચવાતો નથી, ઉચ્ચ અભિરુચિનું ઘણી વાર ખૂન થાય છે; તેને કંઈક દિશા બતાવવા અને અધમ સાહિત્ય ઉપર અંકુશ મૂકવા સારા સારા સાક્ષર અને લેખકોને આમન્ત્રણ કરી એક સાહિત્યનો 'પહેરેગીર' મહિનામાં બે વાર સાહિત્યની ચોકી કરે એવી પણ તેમની એક યોજના હતી. સરસ સરસ પુસ્તકો સુન્દર રૂપમાં ગુજરાતના હાથમાં હોય, ગ્રન્થકારોને કંઈક સારું મહેનતાણું મળે અને પ્રકાશકોની નફાખોરી અટકે એટલા માટે એક પ્રકાશન મન્દિર ખોલવાની પણ સ્વામીએ તૈયારી કરી હતી, જેની અંદર કશો નફો લીધા વગર ઉત્તમોત્તમ અને શોભીતાં પુસ્તકો બહાર પાડી તેનો બધો નફો ગ્રન્થકારને મળે એવી ગોઠવણ હતી.

આટલામાં સ્વામી મહાત્માજીના પ્રસંગમાં આવ્યા, ધીમે ધીમે તેમની તરફ આકર્ષાતા ગયા, તેમની 'મોહિની'માં સપડાયા અને બધી પ્રવૃત્તિઓ છોડી તેમણે 'નવજીવન' હાથમાં લીધું. નિન્દા અને સ્તુતિને વશ થયા વગર, જાહેરમાં આવવાની કશી લાલસા રાખ્યા વગર પોતાની સામ્યાવસ્થા જાળવી, ચોવીસે કલાક કામમાં પરોવાઈ જવાની પોતાની વૃત્તિને સાથે લઈ તેમણે 'નવજીવન'માં પ્રવેશ કર્યો.

પ્રથમ 'નવજીવન'ની વ્યવસ્થામાં, ત્યાર પછી નવજીવન મુદ્રણાલયમાં અને 'નવજીવન'ના તન્ત્રમાં તેમણે પોતાની પ્રવૃત્તિ વધારી. તેમની કારકિર્દીમાં 'નવજીવન' વધ્યું અને એની સાથે સ્વામીના માથા પરનો બોજો પણ વધ્યો. તે બોજો ઉતારી અઢી વરસની સખત મહેનત પછી હકની રજા મળવાની તક કેવી રીતે તેમને હાથ આવી છે એ તો સૌ વાચકો જાણે જ છે.

જેના ઉપર હું નાનપણથી જ વહાલ કરતો આવ્યો છું તે આખા ગુજરાતનો વહાલો થઈ પડેલો છે એ જોઈ મને મગરૂરી થાય છે અને વહાલના આ ભાગીદારોની ઈર્ષા પણ આવે છે.

મિત્રોના આગ્રહને વશ થઈ સ્વામીના બાહ્ય જીવનની આ રૂપરેખા મેં આપી છે. તેમનો યાત્રાપ્રસંગ અત્યન્ત કાવ્યમય અને વિવિધ છે. પણ તેનું હું વર્ણન કરું તે કરતાં હું આશા રાખું છું કે જ્યારે તેમને નવરાશ મળશે ત્યારે તેઓ પોતે જ તે આપશે.

સ્વામીના જીવનવિકાસનું આન્તરિક ચિત્ર પણ તેમણે પોતે જ આપવું જોઈએ, કેમ કે તેમનો અન્તઃપ્રવાહ બહુ ગૂઢ છે. સ્નેહીનું અંતર બરાબર સમજી લેવું એ દરેક સ્નેહીની ફરજ છે, અને તે રીતે મારે સ્વામીના જીવનસિદ્ધાંત વિશે કંઈક વિગતવાર લખવું જોઈએ એ ખરું. પણ સ્વામી હજુ જુવાન છે, લાંબી ઉપયુક્ત અને ઉજ્જવલ જિંદગી હજુ તેમની આગળ ઉઘાડી છે. તેની અપૂર્વતા કાંઈ પણ લખીને મારે બગાડવી ન જોઈએ. સ્વામીના જીવનપ્રવાહની મેં જે આટલી રૂપરેખા આપી છે તે પણ સ્વામીને નહીં રુચે એ હું જાણું છું. તેમની વિનયવૃત્તિને આથી આઘાત પહોંચશે એ વાત સાચી છે. પણ મેં સ્વામી ઉપર અત્યાર સુધી અનેક જુલમ કર્યા છે તેમાંનો જ આ એક ગણી तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि એ સંન્યાસીઓનું સમાધાન ધ્યાનમાં રાખી તેઓ ચૂપ રહેશે એવી મારી ખાતરી છે

# ૪૨. કાળની તરાપ

ભારતવર્ષે એવાં તે શાં ઘોર પાતક કર્યાં હશે, એવા તે કયા તપમાંથી આ પ્રાચીન રાષ્ટ્ર ભ્રષ્ટ થયું હશે કે જેને લીધે ભારતભૂમિનાં શ્રેષ્ઠ સંતાનો અકાળે મૃત્યુના મોંમાં પડે છે? હૃદયમાં મનુષ્યપ્રેમ અને ત્યાગવૃત્તિ ધારણ કરીને જે માણસ દેશસેવા માટે તત્પર થાય છે તે જ અચાનક કાળની કરાળ દાઢમાં સપડાય છે એ કયા પ્રાચીન મહાપાપનું ફળ હશે?

*

કરગુપ્પીકર એટલે કર્ણાટકની આશા, અવિશ્રાંત દેશસેવાની જીવતીજાગતી મૂર્તિ, નિરભિમાન સરળતાનો સાક્ષાત્ આદર્શ. કરગુપ્પીકર એ નામ ઉચ્ચારતાંની સાથે જ એમની એ નિર્વ્યાજ પ્રેમમૂર્તિ દૃષ્ટિ સમક્ષ ઊભી થાય છે. એમનું નામ સાંભળતાંવેંત મનમાં દેશદાઝ અને હૃદયની નિર્મળતાના ભાવ જાગ્રત થાય છે. કરગુપ્પીકર એટલે પ્રસન્નતા, પ્રેમ અને અવિરત ઉદ્યોગ.

*

કૃષ્ણરાવનો અને મારો પ્રથમ પરિચય રાષ્ટ્રીય શિક્ષણના અમારા સમાન પ્રેમને લીધે થયો. અમે સાથે રહીને કામ કરવાનું ઠરાવ્યું હતું. પણ મારા મનના સાંકડાપણાને લીધે મેં એમનો સહવાસ છોડચો. મને એમનો સહવાસ છોડચાને માટે હજી પશ્ચાત્તાપ થાય છે; અને કૃષ્ણરાવે પણ પોતે રાષ્ટ્રીય શિક્ષણ છોડચું તેને માટે તેમને ઘનો પશ્ચાત્તાપ એક વાર જાહેર રીતે વ્યક્ત કર્યો હતો. કૃષ્ણરાવે રાષ્ટ્રીય શિક્ષણ છોડયું, પણ રાષ્ટ્રીય લોકશિક્ષણ છોડયું ન હતું. આજની હિલચાલ એટલે અનેક લોકના હૃદયની ક્રાંતિ. કૃષ્ણરાવ મૂળે જ સાત્ત્વિક અને કોમળ વૃત્તિના. શ્રદ્ધા

આશ્રય શોધવો પડ્યો. વધુ ભણવા માટે પૂના-મુંબઈ તરફ આવ્યા. ત્યાં અનેક જાતના લોકો સાથે પરિચય થયો. સમાજના ઉચ્ચમાં ઉચ્ચ અને નીચમાં નીચ લોકો જોડે રહેવાનો પ્રસંગ આવ્યો છતાં તેમણે પોતાની પવિત્રતા અને પોતાની સાદાઈ કદી છોડી જ નહીં. સરકાર દુનિયાને ઠીક ઓળખતા હતા. કોઈ પણ પ્રસંગ સાનમાં સમજી જતા હતા છતાં તેમનું ભોળપણ બાળક જેવું હતું.

આશ્રમ કોચરબમાં હતો ત્યારે સરકાર મુંબઈથી પ્રથમ આવ્યા ત્યારે બધા તેમને યાદવાડકર તરીકે ઓળખતા. તેઓ કોઈની જોડે ઝાઝી વાતચીત કરતા ન હતા. આશ્રમનું કામ કરતા, બે આંખે જોતા અને કાન ધરીને સાંભળતા. તેઓ એલ-એલ. બી. પાસ થયા છે એમ જો મને ખબર પડી હત તો તે વખતે હું એમની પાસે બોલવા ન જ ગયો હોત. મને વકીલોની બોલવાની ઢબની હમેશાં બીક રહે છે. મામાએ એમનો પરિચય કરાવ્યો અને તેઓ સરદારગૃહમાં રહેતા એ સાંભળીને ત્યાં મારા કૉલેજના મિત્ર કુન્ટે રહેતા હતા તેમણે કેવી રીતે આત્મહત્યા કરી વગેરે મેં તેમને પૂછી લીધું. આત્મહત્યા જેટલી ભયંકર હોય છે તેટલી જ તેની ચર્ચા રસમય હોય છે. અને તેથી જીવનના અનેક પ્રશ્ન ઉપર અમારી ચર્ચા ચાલી જે સરકાર પોતાનું મોઢું સરખું ખોલતા ન હતા તેમણે પોતાનું હૃદય ખોલ્યું.

હું ફરી આશ્રમમાં આવ્યો ત્યારે સરકાર અહીં ન હતા. 'તેઓ મુંબઈમાં છે, બાપુજીને હંમેશાં મળે છે,' એટલું જ હું સાંભળતો. પછી તેઓ 'યંગ ઇંડિયા'માં કામ કરવા લાગ્યા અને 'યંગ ઇંડિયા' જ્યારે આશ્રમમાં આવ્યું ત્યારે તેઓ પણ આવ્યા. 'યંગ ઇંડિયા' જો મહાદેવભાઈના હાથમાં ન હોત તો તેઓ અહીં ન આવત એમ તેમણે બેત્રણ વાર મારી પાસે કહેલું. આ વખતે સરકારનું મૌનવ્રત રહ્યું ન હતું. પોતાના મીઠા સ્વભાવથી અને ખાનદાની વૃત્તિથી બધાનાં હૃદય ઉપર સરકારે પોતાનું રાજ્ય જમાવી દીધું હતું. રામભાઉ બાળ ભાનુ જેવા એમના સિપાઈ સરકાર કહે તેમના ઉપર બંદૂક ફોડતા. ગિરિધારી જેવો પ્રૌઢ બાળક એમની પાસે લાઠી શીખતો. છોકરાઓ સરકારને ત્રાસનો ફાળો આપતા અને તેમની પાસેથી વાર્તાઓ મેળવતા. સરકારમાં પોતાની સેવા છૂપી રાખવાની કળા અદ્ભુત હતી. આશ્રમમાં દરેક ઘરમાં ઘરના માણસની પેઠે તેઓ ફરતા. તે ક્યારે આવ્યા અને ક્યારે ગયા એનું ભાન સરખું પણ કોઈને થતું નહીં. એટલા બધા તે દરેકને પોતાના ઘરના લાગતા. મારી તબિયત બગડેલી જોઈ રોજ નિયમસર સાંજરે મારી પાસે આવે અને મને ફરવા લઈ જાય. ત્યાં અનેક વિષયો ઉપર ચર્ચા ચાલતી. ઇતિહાસ અને અર્થશાસ્ત્ર ઉપર તેમનું વાચન અગાધ હતું છતાં જાણે તે વિષયના કોઈ પણ પ્રશ્ન ઉપર મારો મત પૂછતા હોય એ રીતે મને પોતાના જ્ઞાનનો લાભ આપતા. હાલની હિન્દુસ્તાનની સ્થિતિ, યુરોપનું ધોરણ, નોકરશાહીનાં કાવત્રાં વગેરે વિશે તાજી તાજી ચોપડીઓ વાંચી તેનો સાર બહુ જ વ્યવસ્થિત રીતે કહેતા અને તેના ઉપર ચર્ચા કરતા. સત્યશોધનની જવાબદારીનું ભાન તેમનામાં એટલું બધું

હતું કે કોઈ પણ વિષય ઉપર તેઓ ઉતાવળે નિર્ણય ઉપર આવતા નહીં. બાપુજીનો વિચાર અને તેમનું તત્ત્વજ્ઞાન એ અમારો પ્રિય વિષય ઘણી વાર બનતો. કોઈના ઉપર ટીકા કરવામાં કોઈના દોષનું વર્ણન કરવું પડે ત્યારે જાણે પોતાના જ દોષનું વિવેચન ચાલે છે એમ તેમને થતું. નીચમાં નીચ માણસમાં પણ કાંઈ પણ સારો ભાગ હોય છે એમ તેઓ માનતા – એટલું જ નહીં પણ તે સારો ભાગ કયો છે તે શોધી કાઢી શકતા હતા. દુનિયામાં ચાલતું પાપ જોઈ ઘણા લોકો – અથાણાનાં રસ જેવા થઈ જાય છે પણ સરકારને સહાનુભૂતિ દુનિયાના પાપ કરતાં મોટી હતી. એક દિવસ નાટક કંપનીઓમાં કામ કરતા નટના જીવન વિશે તેઓ વાત કરતા હતા. એક દિવસે મહારાષ્ટ્ર નાટકકાર ગડકરીની કરુણ કહાણી કહેતાં તેમણે દેશી રાજાઓ અને તેમના દરબારના લોકોનું એટલું બધું નિરીક્ષણ કર્યું હતું અને તેનું વર્ણન જુદે જુદે પ્રસંગે જુદી જુદી શૈલીમાં એટલું બધું સરસ કરતા હતા કે જો તેઓ ધારત તો ચારપાંચ નવલકથાઓ સહેજે ઉપજાવી શકત અને તેમાં મનુષ્યસ્વભાવનું વર્ણન અને દેશની સ્થિતિનો આબેહૂબ ચિતાર આવી જાત કે તે એક જાતની ભારે દેશસેવા થાત. પણ ઈશ્વરની ઈચ્છા તેમની પાસેથી આ ભવે દેશસેવા કરાવવાની ન હતી. જેમ આપણે એક ક્યારામાં છોડ ઉછેરીને બીજા ક્યારામાં વાવવા માટે ખેંચી કાઢીએ છીએ તેમ જ ઈશ્વરે જાણે તેમની પાસે અનેક જાતની સાધનાઓ કરાવી કંઈ પણ ભારે કામ માટે તેમને અહીંથી ઉપાડી લીધા. તેમની હમેશાંની પ્રસન્નતા પાછળ કેટલી ઊંડી અને આકરી તપશ્ચર્યા રહેલી હતી એ સહેજે ધ્યાનમાં આવે એવું ન હતું. તે નાના હતા ત્યારે એકાએક ગરીબાઈ આવી પડવાથી તેમને જે દુ:ખ અને અગવડ ભોગવવી પડી તેનું તો કંઈ નહીં પણ આસપાસના પાડોશીઓ અને સ્વાર્થી લોકો જ્યારે તેમની દયા ખાતા ત્યારે નાનપણમાં પણ તેમને તેનું કેટલું ખોટું લાગતું એનું વર્ણન એક વાર તેમને મોઢે સાંભળ્યું અને હું ચકિત થયો. જેમને નાનપણમાં દુ:ખ ભોગવવું પડે છે તેઓ દુનિયાના વેરી બને છે અને ભલમનસાઈ સાથે હંમેશનો અસહકાર કરે છે. પણ એ જ અકાલ દુ:ખની સરકાર ઉપર ઊલટી અસર થઈ. તેમનું ઉદાર હૃદય કરુણાથી હંમેશાં ભીનું રહેતું અને સાથે સાથે દુનિયાના સર્વતોમુખી અનુભવને લીધે એમની દરેક વૃત્તિમાં સંયમ રહેતો. જ્યારે તેઓ સરદારગૃહમાં આવતા, જાતજાતના લોકોનું વર્ણન કરતા ત્યારે જાણે મધ્યયુગનો કોઈ શ્રીમાન વેપારી બસોરા મસ્કત રૂમસામ અથવા જાવાની વાર્તા કહેતો હોય અને પોતાના વિશાળ નિરીક્ષણથી આવતી સંસ્કૃતિ રેડતો હોય એમ લાગતું. જ્યારે જ્યારે પ્રોફેસર રાનડે અથવા બીજા કોઈ જમખંડીના અથવા ઉમરાવતીના કોઈ મિત્રના ગુણોનું વર્ણન કરતા ત્યારે તેમનો ઉત્સાહ જોઈ તેમને વિશે હું મનમાં ભર્તુહરિની પ્રખ્યાત લીટીઓ લગાડતો परगुण कथनैः स्वान् गुणान् ख्यापयन्तः ।

તેમના વિશે મારા મનમાં કેટલો પૂજ્યભાવ છે એ બતાવવાની મેં એક પણ

તક લીધી નહીં. હું એટલો બધો શુષ્ક થઈ ગયો છું કે અંદરથી ભાવના ગમે તેટલી પ્રબળ થઈ હોય તોપણ તેની અસર વાણી ઉપર કે વર્તન ઉપર થતી નથી. પછી તે પૂજ્યભાવ આ શ્રદ્ધાંજલિમાં પણ ક્યાંથી બતાવી શકું? તેમના પ્રેમને અને તેમના સ્નેહને હું લાયક ન હતો એટલું માત્ર મેં તેમને સિદ્ધ કરી બતાવ્યું હતું અને આજે તે અહીં કબૂલ કરું છું.

## ૪૪. માતૃભક્ત નાના આઠવલે

નાના આઠવલે એટલે મહારાષ્ટ્રનું પાણીદાર મોતી. પૂનામાં હું પ્રથમ જ એમને મળ્યો ત્યારે તેઓ પોતાનું 'दुर्वर्तनी मुलांची सुधारणा' (દુર્વર્તની બાળકોની સુધારણા) નામનું પુસ્તક લઈને મારી પાસે આવેલા. રાષ્ટ્રીય શિક્ષણને વરેલી આ વ્યક્તિ ગુજરાતી સાહિત્યના સંસર્ગમાં પણ છે તે જાણીને મને એમને વિશે ભાવ થયો. અમે વારંવાર મળવા લાગ્યા. 'સેન્ટ વિનિફ્રેડ' નામની ડીન ફેરારની શાળાજીવન સંબંધે એક નવલકથા વાંચવાની મેં એમને ભલામણ કરી. એમને એ ગમી. 'એ પુસ્તકનું મરાઠી વેશાંતર કરશો? એવો મેં એમને પ્રશ્ન કર્યો. રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થામાં માણસ તદ્‌રૂપ બની ગયા સિવાય એના જેવી નવલકથાનું મરાઠી રૂપાંતર કરી શકે નહીં એની મને ખબર હતી. સમર્થ વિદ્યાલય ચલાવવામાં નાનાએ પોતાનાં બાર વર્ષ – એક તપ જેટલાં વર્ષ – ખર્ચ્યાં હતાં. એમણે ઘણા આનંદથી મારી માગણીનો સ્વીકાર કર્યો. અને સ્વીકારેલું કામ પૂરું પણ કરી દેખાડ્યું. ડૉ. દિનશા મહેતાના આરોગ્યભવનમાં હું દુગ્ધાહારનો પ્રયોગ કરતો હતો ત્યારે નાના ઘણી વાર ત્યાં આવતા અને 'व्यास विद्याश्रम'નાં પ્રકરણો વાંચી સંભળાવતા. મૂળે જ અંગ્રેજીમાં કથા અપ્રતિમ અને તેમાં શિક્ષણ અને માનસશાસ્ત્રને વરેલા નાના જેવા મરાઠી વેશ પહેરાવનાર. પછી પૂછવું જ શું? છાત્રાલયના વિદ્યાર્થીઓનું વાતાવરણ એટલું ખૂબીદાર ચીતરાયું કે મરાઠી ભાષાને એક નવું જ આભૂષણ મળ્યું એવું મને લાગ્યું. નાનાએ તરત જ મારી પાસેથી એની પ્રસ્તાવના લઈ લીધી અને પછી પુસ્તક કેમ છપાવવું તેનો અમે વિચાર કરવા લાગ્યા. એકાદ પ્રકાશકને એ પુસ્તક આપી દઈને પ્રકાશનની અકળામણમાંથી છૂટી જવું એવો મારો આગ્રહ હતો. પણ નાના એ વિષયમાં વધુ અનુભવી. એમણે કહ્યું, 'આજકાલ મહારાષ્ટ્રમાં પ્રેમવાર્તાઓ સિવાય બીજા સાહિત્યની કિંમત નથી. આ પુસ્તકને પ્રકાશક મળવા કઠિન છે.'

નાનપણમાં 'हरि आणि त्रिंबक' નામની વાર્તા અમે જે હોંશથી વાંચતા હતા, તેનું સ્મરણ કરતાં નાનાનો મત હું સ્વીકારી શકું એમ ન હતું.

પણ પછી એ વાત તો ત્યાં જ રહી. રાષ્ટ્રીય શિક્ષણ વિશે અમે ખૂબ

ચર્ચા કરતા. સમર્થ વિદ્યાલયમાં કામ કરતાં નાનાની પ્રકૃતિ ઠીક ખડતલ હતી. પછી તો એમને કાળજાનો રોગ થયો અને શારીરિક શ્રમનું કંઈ જ કામ એમનાથી ન થાય. નકામા ન બેસવું એમ લાગતું તેથી તે ચિરનેરના હરિભાઉ જોશીને મદદ કરતા.

એ જ વખતે શ્રી જમનાલાલજીનો કન્યાશ્રમ ખૂલ્યો અને 'એકાદ સારા રાષ્ટ્રીય વૃત્તિના શિક્ષક શોધી આપો' એમ કહી તેઓ મારી પાછળ પડયા. મને નાનાનું સ્મરણ થયું. સેવાનું નિમંત્રણ અને તેય રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રમાં ! નાનાએ તુરત જ જવાબ આપ્યો અને વર્ધા આશ્રમમાં તેઓ સ્થપાયા. અહીં કેટલાયે ફેરફારો થયા. નાનાની ઠીક કસોટી થઈ. પણ એમની તત્ત્વનિષ્ઠા અને ટેક છોડયા વિના એમણે બધા પ્રસંગોએ સાચવી લીધું.

સમર્થ વિદ્યાલયમાં બાર વર્ષમાં નાનામોટા મતભેદ થતાં લોકો એકમેકને કેમ ઉતારી પાડે છે તેનો અનુભવ હોવાથી નાના ખૂબ જ ધીરજ અને મનમેળ રાખીને બોલતા. તત્ત્વની બાબતમાં આગ્રહી હોવા છતાં સાથી કાર્યકર્તાઓ સાથે દરેક વખતે નમ્રતા અને મીઠાશથી કેમ બોલી શકતા તેનું મને આશ્ચર્ય થાય છે. સંસ્થા સંબંધે અમે કલાકો સુધી વાતો કરતા. ધીમે ધીમે સંસ્થાનો તમામ ભાર નાના ઉપર આવી પડયો ત્યારે પણ બધાં કામ કરતાં છતાં પોતાના વાચનમાં બિલકુલ અદ્યતન રહેતા. ઈંગ્લંડ અને અમેરિકામાં કયા કયા શિક્ષણ-પ્રયોગો થાય છે તેની વિગતવાર માહિતી એમને હોય. સિનેમાને કારણે કુમાર-કુમારિકાઓનાં ચારિત્ર્ય ઉપર કેવાં પરિણામો આવે છે એ સંબંધે એક વિસ્તૃત રિપોર્ટ વાંચીને એમણે 'लोकशिक्षण'માં લખેલા બે લેખો વાચકોના સ્મરણમાં તાજા જ હશે. ગુજરાતીમાં પણ તે લેખો આવ્યા હોવાથી વાચકોને નાનાનો પરિચય તો 'પ્રસ્થાન' મારફતે થયો છે જ.

શિક્ષકનો ધંધો એમના લોહીમાં એટલો ભળી ગયો હતો કે અમારી સાથે વાત કરતાં પણ દરેક મુદ્દો ઉલટાવીસુલટાવી ફરીફરીને અમારી પાસે મૂકતા. જ્યારે એમને અમે અંગત પ્રશ્ન પૂછતા ત્યારે જ એમની વાચા કુંઠિત થતી. મહિલા વિદ્યાલયની બધી છોકરીઓને મન નાના એટલે વડીલ. છોકરીઓ એમની જોડે રિસાતી કે એમના પર ગુસ્સો કરતી ત્યારે પણ વડીલ સાથે કરતી હોય તેમ જ. જે છોકરીએ એમના પર ગુસ્સો કર્યો હોય તે જ તેમની પાસે પોતાના સાંત્વનને અર્થે જાય એવો એમનો જીવ મળી ગયો હતો.

સ્ત્રીઓની સંસ્થા ચલાવવી એટલે કાજળની કોટડીમાં જઈ અંગે ડાઘ ન લાગવા દેતાં પાછા બહાર આવવા જેવું છે. એનો નાનાને ખ્યાલ હતો. એક વખત એક પ્રૌઢ વિધવાએ બાઘાઈથી એમની વધુ નજીક આવવાનો પ્રયત્ન કર્યો, ત્યારે નાનાએ જે રુદ્રાવતાર ધારણ કરેલો તે તો તેમના જેવો માતૃભક્ત જ કરી શકે.

નાનાનું આ જગતમાં જો કોઈ પૂજાસ્થાન હોય તો તે એમનાં માતુશ્રી હતાં.

સહજ વાત કરતાંય માતુશ્રીનો ઉલ્લેખ થાય કે તરત એમનામાં જે ભક્તિની ભીનાશ આવી જતી તે જોઈને મને ઘણો આનંદ થતો. દર સાલ પોતાની માને મળવા તેઓ પૂના જતા. એમની પ્રત્યે એમનો પ્રેમ અધિક હતો કે ભક્તિભાવ એ કહેવું મુશ્કેલ છે. નાનાના ઉજ્જ્વળ ચારિત્ર્યનો મક્કમ પાયો એમની આ માતૃભક્તિમાં મને જડ્યો હતો.

“નાના! લગ્નની જાળમાંથી તમે કેમ બચી ગયા?' એમ એક વખત મેં પૂછેલું. એ કહેવા જ જતા હતા, પણ એકાએક એમણે પોતાના મનને પાછું વાળી લઈ કઠોર બનાવ્યું, અને મારો પ્રશ્ન ઉડાવી દીધો. તે એટલું જ બોલ્યા, ‘કૈ. અણ્ણાસાહેબ પટવર્ધનની મારા જીવન પર જબરી અસર પડી છે.' લગ્ન ન કરવાનું એમનું એ રહસ્ય નાના મરણપથારીએ હતા ત્યારે એમનાં માતુશ્રીને સોંએથી ગાંધીજીએ જાણ્યું. પંજાબમાં થયેલા અત્યાચાર સાંભળીને એમણે પ્રતિજ્ઞા કરેલી કે દેશ જ્યાં સુધી ગુલામીની દશામાં છે ત્યાં સુધી લગ્ન ન કરવાં.

શ્રી જમનાલાલજી વિશે એમને હમેશાં આદરભાવ રહેતો. એમને વિશે મારી સાથે બોલતાં તેઓ પોતાના ઝીણામાં ઝીણા મતભેદો પણ સ્પષ્ટ કરીને કહેતા. પણ એ ચર્ચામાં પણ શ્રી જમનાલાલજી સાથેનો એમનો કૌટુમ્બિક જેવો સ્નેહ સ્પષ્ટ દેખાઈ આવતો. સંસ્થાનો કંઈ બગાડ થતાં તે કોઈના દોષને છોડતા નહીં. વર્ધાશિક્ષણપરિષદ વખતે એમના એક શિક્ષકને મેં ઠરાવેલ મુદત કરતાં વધુ કામમાં રોકી રાખ્યા અને એ માટે એમણે મારી જે ખબર લઈ નાખી તેવો અનુભવ તો મને કદી ક્યાંય થયો નહોતો. પણ એથી મારો તો નાના વિશેનો આદર વધ્યો.

સ્ત્રીઓની સંસ્થા છેવટે તો સ્ત્રીઓએ જ સંભાળવી જોઈએ એવું તો અમે પહેલેથી જ ઠરાવેલું હતું. એટલે કુમારી કૃષ્ણાબાઈ કોલ્હટકર સંસ્થાને આવી મળતાં જ નાનાએ મને આવીને કહ્યું કે, ‘કૃષ્ણાબાઈ કરતાં વધુ યોગ્યતાવાળી શિક્ષિકા તમને મળવાની નથી. જો તમારે તમારો સિદ્ધાંત પાળવો હોય તો અત્યારે જ સંસ્થા એમને અધીન કરી દઈને મને છૂટો કરો.' છેવટે એવું નક્કી કર્યું કે નાનાએ હજી એક વર્ષ વધુ સંસ્થાનું સંચાલન કરવું અને કૃષ્ણાબાઈ સંભાળતાં જાય તેમ તેમ એકેક ખાતું એમને સોંપતાં જવું. નાનાની સાથે મેં ઠરાવ્યું હતું કે મહિલાશ્રમને હળવે હળવે મહિલા વિદ્યાપીઠ બનાવી દઈ, ઘેર રહીને અભ્યાસ કરવા ઇચ્છતી સ્ત્રીઓને પત્રવ્યવહાર પદ્ધતિથી શિક્ષણ આપવાની યોજના કરવી. આ પદ્ધતિથી સર્વોત્કૃષ્ટ સાહિત્યનું અધ્યયન દેશભરમાં પ્રસરશે, ખાદીવિદ્યાનો પ્રચાર થતો જશે અને દરેક પ્રાંતમાં દેશસેવિકાઓ પણ તૈયાર થતી જશે.

નાનાને ગુજરાતી એટલું બધું સરસ આવડતું કે તેથી મહાત્માજીને ખૂબ જ આશ્ચર્ય થયું. એનું કારણ એમને એમનાં માતુશ્રી પાસેથી મળ્યું કે નાનાનું શિક્ષણ નાનપણમાં કાઠિયાવાડમાં ગુજરાતી ભાષામાં જ થયું હતું.

માંદા પડયા તે દિવસે પરોઢમાં નાના મારી પાસે આવેલા. એમાં સંસ્થા વિષે અને બીજી વાતો કરતાં એમણે મને પૂછ્યું, 'ગીતાનું ભાષાન્તર નવીન પદ્ધતિએ, જે હું એમને લખાવતો તે પૂરું કરનાર છું કે અધવચ જ મૂકી દેનાર છું?' એમ કહેતાં મને એમણે ઠીક ચીમકી આપી હતી. અને મેં પણ વચન આપેલું કે દિવાળીની રજાઓ પછી એ જ કામ હાથ ધરીશ.

'વ્યાસ વિદ્યાશ્રમ' એ નવલકથા જેમ એમણે મારા આગ્રહને વશ થઈને લખી એ જ પ્રમાણે 'જેકિલ અને હાઈડ'નું ભાષાન્તર પણ 'ડૉ. શરચ્ચન્દ્ર' ને નામે એમણે તૈયાર કર્યું હતું. એ નિતાન્તસુંદર કલાકૃતિનું ભાષાન્તર કરવું સહેલ નથી એવા ગાંધીજીના કથનને મેં નાનાના કાન પર નાખ્યું. ભાષાભક્ત નાનાને એટલી ચેતવણી બસ હતી. એમણે તરત જ એ પુસ્તક હાથમાં લીધું અને ભાષાન્તર પૂરું કર્યું. એમાંના વિષય સંબંધે અમે સારી રીતે ચર્ચા કરી હતી. સારાં સારાં પુસ્તકોની પ્રસ્તાવના લખી આપીને મફતની મોટાઈ ખાટી જવાનો મારો ઇજારો હોવાને લીધે મને લાગ્યું હતું કે તેઓ મારી પાસે પ્રસ્તાવનાની માગણી કરશે. પણ પુસ્તક છપાઈને તૈયાર થયું તોપણ પ્રસ્તાવનાની એમણે વાત જ ન કાઢી. મને લાગ્યું કે હું વખતસર કામ કરી આપતો નથી એની ચીડ આવી રીતે તેઓ મારી પાસે વ્યક્ત કરે છે. પણ એનું રહસ્ય જુદું જ હતું અને તે મારા જન્મદિવસે જ મારા જાણવામાં આવતાં મને ઘણી શરમ ઊપજી. [એ પુસ્તક એમણે મને અર્પણ કરેલું છે.]

નાનાએ બાલમાનસશાસ્ત્ર ઉપર એક શાસ્ત્રીય ગ્રંથ પૂરો કર્યો છે. નાગપુરના બનહટ્ટીની ગ્રંથમાળામાં એ છપાયો છે. એમનું 'વ્યાસ વિદ્યાશ્રમ' છેવટ એમણે પોતાને જોખમે છપાવવાનું ઠર્યું. એમની છેલ્લી માંદગીમાં એ પુસ્તકનાં પૂઠાં આવીને અનાથ છોકરાની પેઠે ખૂણામાં પડ્યાં હતાં.

મોતી જેવી પાણીદાર અને મોતી જેવી સૌમ્ય તેજસ્વી એવી નાનાની મૂર્તિ મોતી પ્રમાણે જ ભંગુર નીવડી એ તો એમની છેલ્લી માંદગીએ સાબિત કર્યું. કોલેરામાંથી જેમતેમ કરીને સારા થયા પણ તેમના પહેલેથી જ નબળા [illegible] માંદગીનો આઘાત સહન થયો નહીં અને તે [illegible] થયું. છેલ્લે દિવસે પૂજ્ય બાપુજીની એમણે ઝંખના કરી એટલે ગાંધીજી એમને મળવા [illegible] ચાલીને આવ્યા. ગાંધીજીને જોતાં જ એમનામાં નવું ચૈતન્ય આવેલું દેખાયું. પણ તે તો બુઝાતા દીપકનું ચૈતન્ય હતું.

રાષ્ટ્રીય શિક્ષણના કાર્યને માટે તો નાના [illegible] સંસ્થા ચલાવવા માટે એમના જેવા ચારિત્ર્યવાન માણસો પણ ક્યાંથી મળી [illegible] પણ નાનાએ એમની માતુશ્રીને ખાતર આટલી [illegible] મને વારે ઘડીએ લાગ્યા જ કરે છે. જ્યારે એમના [illegible] એમણે પૂનાનું પોતાનું રહેવાનું ઘર [illegible]

એક રમૂજી વાત પંડિતજીના આશ્રમપ્રવેશને અંગે યાદ આવે છે. મગનલાલભાઈ જ્યારે ગાંધર્વ મહાવિદ્યાલયમાં ગયા ત્યારે એમણે ત્યાંના કેટલાક સંગીત-પ્રવીણોનું ગાયન સાંભળ્યું અને એક જણની પસંદગી થઈ. મગનલાલભાઈ પાછા આવ્યા, અને થોડા દિવસ પછી નારાયણરાવ ખરેએ આશ્રમપ્રવેશ કર્યો. બીજે દિવસે મગનલાલભાઈ ખાનગીમાં મને કહે, "કાકાસાહેબ, આમાં કાંઈક ગોટાળો છે. મને જે ભાઈ બતાવવામાં આવ્યા હતા ને જેમની મેં પસંદગી કરી હતી તે જુદા જ હતા. પણ હશે, આપણે ભાગે જે આવ્યા છે તે ખરા?" મેં પણ એ વાત છેડી નહીં. ઘણા દિવસ પછી જ્યારે પંડિતજી જોડે મેં આ વિશે સહેજ વાત કરી ત્યારે તેમણે મને કહ્યાનું સ્મરણ છે કે મગનલાલભાઈ ગાંધર્વ મહા-વિદ્યાલયમાં ગયેલા ત્યારે તેઓ ક્યાંક બહાર ગયા હતા.

જો સાચે જ ગોટાળો થયો હોય તો એની પાછળ હું તો ઈશ્વરનો જ હાથ જોઉં. પંડિતજી કરતાં શ્રેષ્ઠ સાથી અમને આશ્રમવાસીઓને કોઈ ભાગ્યે જ મળત. હિંદુસ્તાનના અનેક પ્રાંતોમાં અનેક સંગીતજ્ઞો જોયા છે. પણ હું નથી માનતો કે જે ગરજ પંડિતજીએ સારી તે બીજા કોઈ સારી શકત.

ગાંધર્વ મહાવિદ્યાલયમાં એમના સાથીઓ પંડિતજીની મશ્કરી કરવા ખાતર એમને 'નરસિંહ મહેતા' કહેતા. પણ ખરેખર પંડિતજી નરસિંહ મહેતા જેવા જ સાચા ધૂની ભક્ત હતા.

આ એકવીસ વર્ષ દરમ્યાન અમે કોઈએ પંડિતજીમાં આળસ, સ્વાર્થ કે કૂડ-કપટ જોયાં નહીં. એમને એક સંગીતની જ લગની લાગી હતી. અત્યંત નિર્મળ વૃત્તિ, નમ્ર સ્વભાવ, પ્રેમાળ હૈયું અને મધુર કંઠ. જ્યાં જાય ત્યાં પંડિતજી સાત્ત્વિકતાનું વાતાવરણ ફેલાવે. પણ એમનામાં તેજ ન હતું એમ કોઈ ન માને. પંડિતજીના સ્વભાવનો પૂરેપૂરો નિદર્શક એક પ્રસંગ યાદ આવે છે. સાબરમતી સ્ટેશન પાસે કેટલાક મહારાષ્ટ્રીઓ વસતા હતા. એમણે એક દિવસ પંડિતજીને કહ્યું, "અમે તમારું સંગીત સાંભળવા માગીએ છીએ. આજે રાત્રે મિત્રમંડળ ભેગું થશે, તમે આવશો?" નિરભિમાની પંડિતજીએ હા પાડી. રાતના અંધારામાં તંબૂરો લઈ બે માઈલ ચાલતા ગયા. જઈને જુએ છે તો વેશ્યાનું ગાયન ચાલતું હતું. બિચારા પંડિતજી અવાક થઈ ગયા. "આવો આવો, ખરેશાસ્ત્રી, તમારું પણ ગાયન થવા દો," કરીને એ રસિયાઓએ પંડિતજીને આવકાર આપ્યો. "આવે ઠેકાણે મારાથી ન ગવાય," એટલું જ કહી પંડિતજી તંબૂરો લઈને ત્યાંથી ઊઠ્યા ને પગપાળા પાછા ઘેર આવ્યા. બીજે દિવસે આશ્ચર્યચકિત મુદ્રાથી મને કહે, 'મને ખ્યાલ નહીં કે એ લોકો આવા હશે. મારાથી ત્યાં એક ક્ષણ પણ રહેવાયું નહીં. હું તો સીધો પાછો આવ્યો." બસ, આટલું એમણે કહ્યું ને ત્યાર પછી કોઈ કાળે એ પ્રસંગનો ઉલ્લેખ સરખો ન કર્યો.

હું જમાવી ન શકું. મારામાં ભક્તિ જ ક્યાં છે? હું શી રીતે સંગીતમાં ભક્તિભાવ રેડી શકું?" મેં કહ્યું, "તમારું સંગીત પોતે જ ભક્તિરસ છે. તમે જ ગાઓ છો ને કે નાદબ્રહ્મની ઉપાસના કરવાથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ત્રણે તૃપ્ત થાય છે. તમારે બીજો કશો પ્રયત્ન કરવાની જરૂર જ નથી."

દાંડી-કૂચના દિવસો અમે આશ્રમવાસીઓ કોઈ કાળે ભૂલી શકીએ એમ નથી. આશ્રમમાં શીતળાનો કોપ ફાટી નીકળ્યો અને પંડિતજીનો નાનો વસંત એનો ભોગ થઈ પડચો. વસંત રૂપ અને ગુણ બંનેને કારણે બધાનો વહાલો હતો. વસંતને કારણે પંડિતજીના ઘરમાં બેચાર જણનું ટોળું હંમેશાં જામતું. પંડિતજીના સંગીત જેટલું જ આકર્ષક વસંતનું સંગીત હતું. વસંત ગયા પછી તરત જ દાંડી-કૂચ શરૂ થઈ. લક્ષ્મીબહેનને ધીરજ આપવા સારુ પંડિતજી પાછળ રહે તો સારું એમ ગાંધીજીએ સૂચવ્યું. પણ એ વીરાંગનાએ કહ્યું, "ના, હું પંડિતજીને લડતમાંથી નહીં રોકું. એ ભલે જાય. મારું દુઃખ હું ખમી લઈશ. દાંડી-કૂચનાં ચિત્રો જે લોકોએ જોયાં છે તેઓએ પંડિતજીને ગાંધીજીને પડખે ચાલતા જોયા હશે.

અમદાવાદના કેટલાક ધનિકોએ પંડિતજીને પોતાની સેવામાં ખેંચવાનો પ્રથમ પ્રથમ પ્રયત્ન કર્યો. દરેકને પંડિતજી કહેતા કે, "તમને સારો માણસ હું મેળવી આપીશ. મેં મારી સેવા આશ્રમને અર્પણ કરી છે. હવે ધનને લોભે ઊતરતું કામ હું નહીં કરું." અને ખરેખર એમણે અનેક ગુરુભાઈઓને સારે સારે સ્થાને ગોઠવી દીધા, પણ એમને પોતાને કોઈ કાળે એમ ન થયું કે ચાલો આપણે કમાણી કરીએ.

લક્ષ્મીબહેનને આ સ્થિતિથી કોઈ કોઈ વાર માઠું લાગતું, પણ તે કમાણી ઓછી થાય છે કે આશ્રમમાં રહેવું પડે છે એ કારણે નહીં, પણ પંડિતજી પાસેથી એમની વિદ્યા લૂંટી લેનાર સંખ્યાબંધ વિદ્યાર્થીઓનું ટોળું એમની આસપાસ નથી, પંડિતજીની વિદ્યા એળે જાય છે, એ કારણે. પંડિત વિષ્ણુ દિગંબરે પોતાના મહાવિદ્યાલયમાં એક છાત્રાલય ચલાવ્યું હતું. એમાં એમણે કૌટુંબિક ભાવ ઠીકઠીક જાળવ્યો હતો. એટલે લક્ષ્મીબહેન કહેતાં કે, "હું તો એક આશ્રમમાંથી નીકળી બીજા આશ્રમમાં આવી છું એટલું જ."

સાબરમતી આશ્રમમાં કૌટુંબિક ભાવ ખીલવવામાં પંડિતજીનો ફાળો ઓછો ન હતો. એકેએક પરિવારમાં પંડિતજી આત્મીય ભાવથી ભળી જતા, દરેકના ઉત્કર્ષથી પ્રસન્ન થતા, અને દરેકના દુઃખથી દુઃખી થતા.

સંગીતવિદ્યા નિર્મળ ચારિત્ર્યવાળા લોકોના હાથમાં રહે અને આપણા સામાજિક તેમ જ રાષ્ટ્રીય જીવનમાં સંગીતને ઊંચું સ્થાન મળે, એટલા ખાતર પંડિતજીએ એકાગ્ર ભક્તિથી અખંડ પ્રયત્ન કરેલા. પંડિતજીની ગુરુભક્તિ અસાધારણ હતી. વિષ્ણુ દિગંબર પલુસકર અને તેમનું ગાંધર્વ મહાવિદ્યાલય એ બંનેની પ્રતિષ્ઠા વધારવામાં પોતાનાથી બનતું કશું કરવું એમણે બાકી રાખ્યું નહોતું. વાતો કરે

ત્યારે એમની જ કરે. વિષ્ણુ દિગંબરની હયાતીમાં અને વિશેષે કરીને તેમના સ્વર્ગવાસ પછી પોતાના ગુરુભાઈઓને એકત્ર આણી એમનામાં સંઘભાવ દાખલ કરવાનો પંડિત ખરેએ ભગીરથ પ્રયત્ન કર્યો. આ કામમાં જ્યારે જ્યારે વિઘ્ન આવતાં ત્યારે પંડિતજી લગભગ ચીમળાઈ જતા. મુંબઈ, નાશક, અમદાવાદ, પૂના, લાહોર, અલ્લાહાબાદ દરેક ઠેકાણે એમનું હૈયું કામ કરતું હતું. પંડિતજીના અનેક ગુણોમાં આ ગુણ મને વધારેમાં વધારે આકર્ષક લાગ્યો. એટલા ઉદારહૃદયી સાથી કે સેવક જે સંસ્થાને મળે તે સંસ્થાની અદેખાઈ જ કરવી જોઈએ.

પંડિતજી જ્યારે આશ્રમમાં આવ્યા ત્યારે તેઓ સંગીતકળામાં અપ્રતિમ નિષ્ણાત હતા, પણ સંગીતશાસ્ત્રની તાત્ત્વિક ચર્ચામાં તેઓ ઊંડા ઊતર્યા ન હતા. એ બાજુનું મહત્ત્વ જ્યારે એમના ધ્યાનમાં આવ્યું ત્યારે એમણે પોતાનું સંસ્કૃતનું સામાન્ય જ્ઞાન વધારવાથી પ્રારંભ કર્યો. સંગીતશાસ્ત્ર અને ભારતીય સંગીતના ઈતિહાસ વિશેની જેટલી ચોપડીઓ મળી શકતી હતી તે બધી ભેગી કરી એમણે વાંચી કાઢી. સંગીતશાસ્ત્રમાં નિષ્ણાત એવા એકેએક માણસની મુલાકાત લીધી. સંગીત સાથે પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર જાણી લીધું, અને પોતે પોતાની પ્રતિભા ચલાવી નવી નવી શોધખોળો પણ કરી. સંગીતશાસ્ત્ર ઉપર લખનાર મહારાષ્ટ્રી વિદ્વાન ભાતખંડે ગાંધર્વ મહાવિદ્યાલયથી ભિન્ન દળના કહેવાતા હતા, છતાં ભાતખંડેએ કરેલી સંગીતવિદ્યાની સેવાની કદર પંડિતજી પાસે ઘણી હતી. આશ્રમમાં સંગીતશાસ્ત્રની ચર્ચામાં રસ ધરાવનાર એકંડો હું એકલો જ હતો, એટલે પોતાનાં વાચન ને શોધખોળમાંથી નવી નવી વસ્તુઓ તેઓ મને આવીને કહેતા ને તેની ચર્ચા કરતા. એ વખતનો એમનો વિદ્યાનંદ અને શોધખોળનો જ્ઞાનાનંદ એમના મોઢા પર અપ્રતિમ રીતે તરી આવતો. સંગીતના રાગોનું વર્ગીકરણ એમણે નવી ઢબે કર્યું હતું. સંગીતના અનેક આલાપોમાંથી કુદરતી રીતે પડતા કકડા અલગ અલગ કરી એનું વ્યાકરણ વિદ્યાર્થીઓને શીખવ્યું હોય તો સંગીતવિદ્યા શીખવવામાં પદ્ધતિ અને શાસ્ત્રીયતા આવે. એ દિશામાં એમણે ઘણો પ્રયત્ન કર્યો હતો, અને પોતાનો માર્ગ એમને સ્પષ્ટ દેખાવા પણ લાગ્યો હતો. હું એમને કહેતો કે, “તમારી આ બધી કલ્પનાઓ, કાચી પાકી જેવી છે તેવી લખી કાઢો.” તેઓ કહેતા “હજુ નહીં, મારી શોધો હજુ ચાલે છે. દર વખતે મને નવું નવું સૂઝે છે. એમાં જ્યારે સ્થિરતા આવશે ત્યારે સંગીત ઉપર એક સરસ ગ્રંથ હું તમને આપીશ.”

હવે એ ગ્રંથ આપણને શી રીતે મળવાનો હતો? એમણે અવારનવાર ભારતીય સંગીત ઉપર જે અનેક લેખો લખ્યા છે તે ભેગા કરી, ક્રમબદ્ધ ગોઠવી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા એ કર્તવ્ય પુરુષોત્તમ ગાંધી જેવા એમના શિષ્યોનું છે.

સંગીતવિદ્યા આનુવંશિક છે કે નહીં એનો કોઈએ હજુ નિર્ણય કર્યો નથી. પણ પંડિતજીનું આખું કુટુંબ સંગીતમય છે એ ઉપરથી સંગીતના વાતાવરણની અસર તો સ્પષ્ટ થાય જ છે. ખાસ કરીને પંડિતજીની નાની મથુરીનું ગાયન જેમણે

હરિપુરામાં સાંભળ્યું હશે તેઓ તો જરૂર કહેશે કે સંગીતમાં આનુવંશિક સંસ્કારનો ફાળો ઘણો હોવો જોઈએ.

આશ્રમમાં આવ્યા પછી પંડિતજીએ જોયું કે સંગીતના અધ્યાપકને કેવળ સંગીતવિદ્યા આવડે એટલું બસ નથી, એને શિક્ષણશાસ્ત્રનો પણ સારો અને ઊંડો પરિચય હોવો જોઈએ. એટલે એમણે એ દિશાએ પોતાનું મન વાળી શિક્ષણક્રમને અનુકૂળ એવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું માથે લીધું, અને એને માટે ખાસ અલ્લાહાબાદમાં રહી ત્યાંના પોતાના ગુરુબંધુની મદદથી સારાં પાઠ્યપુસ્તકો તૈયાર કર્યાં.

હિંદી સંગીતમાં કેટલાંક ગાયનો સંગીતની દૃષ્ટિએ ઉચ્ચ કોટિનાં પણ અર્થ અને ભાવની દૃષ્ટિએ હીન પ્રકારનાં હોય છે, એ જોઈ તે તે રાગ અને ઢંગનાં શુદ્ધ કાવ્યો તૈયાર કરાવવા માટે એમણે હિંદી તેમ જ ગુજરાતી કવિઓની ઘણી ખુશામત કરી. હિંદીમાં જેવી રાગદારીની 'ચીજો' છે તેવી જ મરાઠીમાં પણ હોવી જોઈએ, એ જાતની જે હિલચાલ મહારાષ્ટ્રમાં ચાલી રહી છે તેને પંડિતજીનો ટેકો હતો. ગુજરાતમાં પણ એ ઢબની પ્રવૃત્તિ શરૂ થવી જોઈએ એવો એમનો આગ્રહ હતો.

એક માણસ અનન્ય ભક્તિથી પોતાની વિદ્યાના વિકાસ અને વિસ્તાર પાછળ મંડી પડે તો એક આખા પ્રાંત ઉપર કેટલી અસર પાડી શકે છે, એનો દાખલો પંડિત નારાયણરાવ ખરેએ ઉત્તમ આપ્યો છે. ગમે તે માણસ કે ગમે તે પુસ્તક પંડિતજી પાસે આવે કે તેઓ તેને એક જ નજરે જોતા કે, આમાંથી સંગીતને ઉપયોગી કંઈ મળી શકે એમ છે ખરું?

હમણાં થોડા દિવસ પર મારા આગ્રહથી જ્યારે તેઓ વર્ધા આવેલા ત્યારે વર્ધા-શિક્ષણક્રમમાં સંગીતને કેવું ને કેટલું સ્થાન હોવું જોઈએ, એ ક્રમ પ્રમાણે સાર્વત્રિક કેળવણી દ્વારા કેટલું સંગીત રાષ્ટ્રવ્યાપી કરી શકાય એની ઘણી ચર્ચા અમે કરી. તે વખતે 'વંદે માતરમ્'વાળા રાષ્ટ્રગીત વિશે પણ અમારી થોડી વાતો થઈ. એ ગીતનો રાગ બદલવા વિશે અભિપ્રાય પૂછતાં એમણે કહ્યું, 'અમારા વિદ્યાલયે રાગ બેસાડયો છે તેના કરતાં સારો રાગ કોઈ બેસાડી આપે અને રાષ્ટ્રહૃદયને જીતી શકે, તોયે રાષ્ટ્રગીતના રાગમાં ફેરફાર ન જ કરાય એમ હું નથી કહેતો. પણ અમે બેસાડેલા રાગ કરતાં ખાસ વિશેપ સારો રાગ કોઈ બેસાડે નહીં ત્યાં સુધી જે રાગ પાછળ અમે ૧૫–૨૦ વરસ સુધી તપશ્ચર્યા કરી છે અને આખા દેશમાં જેનો પ્રચાર કર્યો છે તેનો તમારે સહેજે ત્યાગ ન જ કરવો ઘટે."

પંડિતજીની આ છેલ્લી વાણી આખા રાષ્ટ્રને વિનંતીરૂપે છે, પ્રાર્થનારૂપે છે.

પંડિતજીનો સહવાસ એટલો પ્રેમાળ, સાત્ત્વિક અને ઉન્નતિકર હતો કે એમના જવાથી ઘણા લોકોનાં જીવનમાં એક મોટો ખાડો પડયો છે. વર્ધામાં અમે જે બે દિવસ વાર્તાલાપમાં ગાળ્યા એ જ છેલ્લા હતા એ ખ્યાલ મનમાં આવતાં મન

તો અસ્વસ્થ થાય જ છે. પણ આખું શરીર પણ એ ખ્યાલ મનમાં આવતાંવેંત અસ્વસ્થ થઈ જાય છે. ગુજરાત મહરાષ્ટ્રના લોકો તો પંડિતજીને સ્વરાજકાળના સાત્ત્વિક સંગીતશાસ્ત્રી તરીકે જ લાંબા વખત સુધી ઓળખશે. એમણે સંગ્રહેલી 'આશ્રમ ભજનાવલિ' આખા હિંદુસ્તાનમાં ચાલે છે ને એમનું કાર્ય આગળ ચલાવે છે.

૨૦-૩-'૩૮ ૨

સંગીતવિદ્યાની એમની આ ઉપાસનામાં જે વસ્તુ એમને અત્યંત પ્રિય લાગતી તે એ કે, એ ઉપાસના એમણે પોતાની રામભક્તિને ચરણે અર્પણ કરી હતી. પોતાની રામભક્તિ સંગીત વાટે અને સંગીતની ઢબે જ તેઓ ચલાવતા, પણ રામભક્તિને એમણે ગૌણ કરી હોય એવું કોઈ કાળે જોવામાં ન આવ્યું. આપણે ત્યાં આધુનિક કાળમાં સંગીતશાસ્ત્ર અને સંગીતસાહિત્ય બહુ ખીલ્યાં નથી. આનું કારણ એ લાગે છે કે, વિદ્વાન લોકોએ મોટે ભાગે સંગીતની ઉપેક્ષા કરી છે અને સંગીતવિદ્યાના ઉસ્તાદોએ ઘણે ભાગે વિદ્વત્તા પ્રત્યે તો શું પણ સંસ્કારિતા પ્રત્યે પણ ઉદાસીનતા કેળવી છે. યુરોપમાં જેમ વેગ્નર કે બીથોવન જેવા થઈ ગયા તેવા અપણે ત્યાં જો થયા હોત તો સંગીતશાસ્ત્ર દ્વારા આપણે દુનિયાની પણ સેવા કરી હોત. ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજનીતિ, સમાજરચના, મલ્લવિદ્યા, ચિત્રકળા, નૃત્યકળા આદિ જીવનનાં અનેક પાસાંઓમાં આપણા લોકોએ છેલ્લાં ૫૦ વર્ષમાં જે નવીન તેજ બતાવ્યું છે તેવું જ તેજ આપણી સંગીતકળા મારફતે પણ આપણે બતાવી શકત. છેલ્લાં ૫૦ વર્ષમાં આપણે જો કંઈ પણ કર્યું હોય તો સંગીતકળાને એની ગયેલી પ્રતિષ્ઠા પાછી આપી છે અને વિસ્મૃતિમાં તણાઈ જતા આપણા પરંપરાગત સંગીતને બચાવ્યું છે. એનો સંગ્રહ પણ જેવો થવો જોઈતો હતો તેવો હજી થયો નથી. લોકગીતો પ્રત્યે તો આપણું ધ્યાન ઠીકઠીક ગયું છે, પણ લોકસંગીત પ્રત્યેની આપણી ઉપેક્ષા હજી ઓછી થઈ નથી; ત્યાં તો હજી ઘોર મધરાત જ પ્રવર્તે છે.

સંગીતવિદ્યાનો પુનરુદ્ધાર કરી એમાં નવા પ્રાણનો નવો ઉમેરો કરવાની વાતો હજી ઘણી દૂર છે. કવિવર રવીન્દ્ર અથવા દિલીપકુમાર રાય જેવા સંસ્કારી પુરુષો થોડુંઘણું સંગીત વિશે લખીબોલીને આશા ઉત્પન્ન કરે છે, પણ એથી ભૂખ ભાંગવાને બદલે વધારે સળગે છે અને ચિત્ત વધારે વ્યગ્ર થાય છે.

ગ્રામોફોનની જ્યાં આટલી બધી સગવડ પેદા થઈ છે, ત્યાં આપણું લોકસંગીત અને શાસ્ત્રીય સંગીત જેને વાલ્મીકિ દેશી અને માર્ગી તરીકે ઓળખાવે છે; તેનો સંગ્રહ શાસ્ત્રીય વ્યવસ્થાથી થવો જોઈએ અને રાષ્ટ્રીય પાયા ઉપર સંગીતના યોગક્ષેમની* પેરવી થવી જોઈએ.

* ક્ષેમ એટલે આપણી પાસે જે મૂડી છે તેનું રક્ષણ અને યોગ એટલે એ મૂડીમાં ઉમેરો.

કલાવૃત્તિ, ભાવપ્રવણતા, રસ અને સૌંદર્યશાસ્ત્રના વિકાસ સાથે સંગીતનો સંબંધ ઘનિષ્ઠ છે. આપણે ત્યાંનું રસશાસ્ત્ર ગમે તેટલું ખીલેલું હોય તોપણ નવા જીવન સાથે એની નવી મીમાંસા થવી જોઈએ; અને તે મીમાંસામાં આપણું ભારતીય અથવા હિન્દુસ્તાની સંગીત ક્યાં બેસે છે તે આપણે તપાસવું જોઈએ અને બતાવવું જોઈએ. એ ક્ષેત્રમાં નવું ખેડાણ કરવાની અને એમાં જૂનું બીજ નવેસર વાવવાની ઘણી જરૂર છે.

પોતાના ક્ષેત્રમાં આ બધી તપશ્ચર્યા કરવાની જરૂર છે, એની કાંઈક ઝાંખી પંડિતજીને આશ્રમમાં આવતાંવેંત થઈ હતી. ગુરુસેવા, ગુરુસંસ્થાની પરિચર્યા અને ગુરુભાઈઓનો અનુનય, આવો ત્રિવિધ યોગ સાધીને તૈયાર થયા પછી જ તેઓ આશ્રમમાં આવ્યા હતા, એટલે આવતાંવેંત એમણે પોતાની સંગીત ઉપાસનાની ધૂન ચલાવી.

જૂના સંગીતગ્રંથોની શોધ કરવી, પ્રાચીન પરંપરાના તૂટેલા ધાગાઓ મેળવી લેવા, સંગીતશાસ્ત્રમાં અણઉકલેલા ભાગોની શોધખોળ કરવી, ઉસ્તાદી ચીજોનો સંગ્રહ કરવો, પ્રાચીન સંગીતાચાર્યોનાં જીવનચરિત્રોની નોંધો લખવી, આજકાલ સંગીતશાસ્ત્ર ઉપર લખનાર રાજા સૌરેન્દ્રમોહન ટાગોરથી માંડીને સંગીતના ભગીરથ સેવક ભાતખંડે સુધીના લેખકોના સાહિત્ય સાથે પરિચય કેળવવો, શ્રી વિષ્ણુ દિગંબર પલુસકર પાસેથી મેળવેલી ખાસ ચીજોની સ્વરલિપિ ઉતારી કાઢવી અને પોતાના ઊંડા જ્ઞાન અને અનુભવમાંથી સંગીતશાસ્ત્રને નવું રૂપ આપવાનો પ્રયત્ન કરવો, એવી વિવિધ પ્રવૃત્તિ છેલ્લાં વીસ વરસો પંડિતજીએ ચલાવી હતી. ગુજરાતના લોકસંગીતનું સ્વરલેખન તૈયાર કરવામાં પણ પંડિતજીએ જ પહેલ કરી છે.

માણસ સામાજિક પ્રાણી છે એ વ્યાખ્યા બધા જાણે છે. માણસ જે કંઈ પ્રવૃત્તિ કરે તેનું બયાન સહાનુભૂતિપૂર્વક સાંભળનાર પાસે જ્યાં સુધી એ ન કરે ત્યાં સુધી એને સંતોષ થતો નથી. સાંભળનાર માણસ પાસે સહાનુભૂતિ હોય એટલું જ કહેનાર માગે છે. સાંભળનારમાં બીજી યોગ્યતા ન હોય તોય એને વાંધો આવતો નથી. આશ્રમમાં આવ્યા પછી પંડિતજીને પહેલવહેલો શ્રોતા મળ્યો તે હું. એટલે પોતાનાં સુખદુ:ખ અને શોધખોળનો આનંદ ઠાલવવા માટે તેઓ અચૂક મારી પાસે દોડી આવતા. ૧૯૦૬માં સાંગલીમાં એવા જ એક સંગીતશાસ્ત્રજ્ઞના શ્રોતા થવાનું સદ્ભાગ્ય મને મળ્યું હતું. રાવબહાદુર દેવલ અને હું સવારે ઊઠીને પુસ્તકાલયમાં જઈએ અને ત્યાંના છાપાની થોડી ચર્ચા પતાવીને અમે સંગીતશાસ્ત્ર ઉપર ઊતરતા. મલ્લને કુસ્તી રમવા માટે જેમ મલખમ કામ આવે છે તેમ રાવબહાદુર દેવલને પોતાના સંગીતશાસ્ત્રના જ્ઞાનની ઉજાણી કરવા માટે હું કામ આવતો. એ જ મારી આવડતનો ઉપયોગ મેં પંડિતજી આગળ કર્યો અને કશી યોગ્યતા કે મહેનત વગર હું એમનો સહાયક બન્યો. મારું કામ સવાલો ઉઠાવવાનું

અને શોધખોળની દિશાઓ સુઝાડવાનું; અને પછી પંડિતજીનું કામ શોધખોળ કરી તમામ સાહિત્ય ભેગું કરવાનું અને એમાં ડૂબકી મારી રત્નો બહાર કાઢી મને બતાવવાનું. એવો અમારો સહકાર ચાલતો. પંડિતજીએ તમામ સંગીતક્ષેત્રની પરિક્રમા ઘડિયાળના કાંટાની પેઠે પૂરી કરી અને હું માત્ર હતો ત્યાં ને ત્યાં રહ્યો. આજે એમનાં લખાણો માટે પ્રસ્તાવના લખતાં એ આખો ચિતાર મન આગળ ઊભો થઈ ચિત્તમાં વિષાદ ફેલાવે છે.

હરિદાસ, તાનસેન, બૈજુ બાવરા, પુરંદર વિઠ્ઠલ, ત્યાગરાય, રામપ્રસાદ, જયદેવ, નરસિંહ મહેતા જેવા અનેક સંગીત ઋષિઓ અને સંતો થઈ ગયા. તેમનાં જીવન-ચરિત્રો આપણે ભેગાં કરવાં જોઈએ. નાટ્યશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, છંદશાસ્ત્ર આદિ ગ્રંથમાં સંગીતના જે ઉલ્લેખો મળે છે તે ભેગા કરવા જોઈએ. શારંગધર આદિ સંગીતશાસ્ત્રજ્ઞના ગ્રંથોનું સંપાદન અને એમના અનુવાદ કરવાનું કામ તો છે જ. તે ઉપરાંત ભિન્ન ભિન્ન વાદ્યોનું ઘડતર, એમનો ઉપયોગ, એમની ખાસિયત, એ બધા ઉપર પ્રમાણભૂત ગ્રંથો તૈયાર કરવા જોઈએ : — કેવળ પદાર્થસંગ્રહાલયની દૃષ્ટિએ નહીં પણ એના પુનરુદ્ધારની દૃષ્ટિએ, એમને જીવનમાં સ્થાન આપવાની દૃષ્ટિએ.

આપણું સંગીત બેઠાડુ છે અને ભજનની મંડળીમાં ગમે તેટલો રંગ આવતો હોય તોયે વૈયક્તિક છે. એની એ ખાસિયત ખીલવતાંની સાથે આપણે સામુદાયિક સંગીતનો વિકાસ પણ કરવો જોઈએ. લોકજાગૃતિના દિવસોમાં જેમ વક્તૃત્વકળા ખીલે છે તેમ સામુદાયિક સંગીત પણ ખીલવું જોઈએ; અને જેમ જેમ પ્રજામાં નવા નવા ભાવો ઊઠે છે તેમ તેમ સંગીતના પણ નવા નવા અવતારોનું પ્રાકટ્ય થવું જોઈએ.

**નવેમ્બર, ૧૯૩૯**

## ૪૬. આવતી કાલનો પુરુષ

દુનિયામાં આજે બધે અશાન્તિ છે. દરેક દેશમાં અનેક પક્ષો પડેલા છે અને કંઈ ને કંઈ કારણસર જાદવી ચાલે છે. દરેક માણસને પોતાના પક્ષનું અથવા પોતાના દેશનું અભિમાન હોય છે. શાન્ત વૃત્તિથી આનો વિચાર કરતાં મોંમાંથી નિરાશાના ઉદ્‌ગાર નીકળે છે: ‘ક્યાં સુધી? હે પ્રભુ, આ બધું ક્યાં સુધી ચાલવાનું?’ આ સવાલના જવાબમાં ઈશ્વરે મોકલેલા કેટલાક શાન્તિના ફિરસ્તા કેટલીક વાર મળે છે. તેઓ અમુક દેશના હોતા નથી, અમુક ધર્મના હોતા નથી. ભૂતકાળનો ઇતિહાસ તેમને બાંધતો નથી, વર્તમાન કાળની જાદવી તેમને સ્પર્શ કરતી નથી. દૃષ્ટિ અગળ ચાલતો અન્યાય જોઈને તેઓ દુઃખી થાય છે, પણ ક્રુદ્ધ થતા નથી. તેઓ ગઈ કાલના માણસ નથી, તેઓ આજના માણસ નથી; તેઓ

છે આવતી કાલના માણસ. આજના લોકો તેમને સમજી શકતા નથી, આજની પરિસ્થિતિ ઉપર તેમનો કાબૂ નથી, આજની પ્રવૃત્તિ સાથે તેઓ ભળતા નથી. આવતી કાલ તેમની છે. ભવિષ્યના તેઓ માલિક છે. દુનિયા જ્યારે આજની પ્રવૃત્તિમાં રચીપચી છે ત્યારે તેઓ શાન્તિથી, દુનિયાને અજાણ્યાં, ભવિષ્યની સૃષ્ટિ નિર્માણ કરી રહ્યા છે. ૧૭મા અને ૧૮મા સૈકામાં આપણે માંહોમાંહે લડતા હતા ત્યારે જેમ અંગ્રેજોએ પોતાનું સામ્રાજ્ય ધીમે રહીને જમાવી લીધું, તેમ આ આવતી કાલના લોકો આજની દુનિયાની 'તને ખાઉં કે તારા પાડોશીને ખાઉં'ની મચેલી જાદવી વચ્ચે રહ્યા રહ્યા આજથી જ એ સર્વનાશમાંથી માનવજાતિને ઉગારનારા ન્યાય, સમતા, ભ્રાતૃભાવ અને ધર્મના સામ્રાજ્યને સ્થાપવાની તૈયારી કરી રહ્યા છે.

મહાશય પૉલ રિશાર આવા આવતી કાલના પુરુષોની આગાહી કરી રહ્યા છે. તેઓ ફ્રાન્સના વતની છે. હાલમાં પોંડીચેરીમાં રહે છે. પોતાના જેવા નવયુગના માણસોને ભેગા કરવાને તેઓ દેશદેશાન્તરમાં ફર્યા છે. હિન્દુસ્તાનમાં આવીને કોઈ મહાન યોગીને મળવાની તેમની ઉત્કટ ઇચ્છા હતી, અને અકલ્પિત રીતે શ્રીમાન અરવિન્દ ઘોષ જોડે પરિચય થઈને તેમની અભિલાષા તૃપ્ત થઈ. તેઓ માને છે કે એશિયાનો ઉષ:કાળ હવે નજીક આવ્યો છે અને થોડા જ દિવસમાં હિન્દુસ્તાન, ચીન, જાપાન જેવાં પૌરસ્ત્ય રાષ્ટ્રો દુનિયાની આગેવાની કરશે. એશિયાના ઐક્યને માટે તેઓ પ્રયત્ન કરી રહ્યા છે.

થોડા જ દિવસ પર 'રાષ્ટ્રોને ઉદ્દેશી'ને તેમણે જે ચોપડી બહાર પાડી છે તેમાં તેમણે પોતાની નવયુગની કલ્પના કાવ્યસમી મધુર ભાષામાં ઋષિવાણીની ગંભીરતાથી દુનિયા આગળ મૂકી છે. 'એશિયાનો પ્રભાતકાળ' એ એમની નવી કૃતિ છે. અરવિન્દ ઘોષને પોતાનું 'આર્ય' માસિક કાઢવાનો આગ્રહ એમણે જ કરેલો, અને એમની જ સલાહથી જાપાનમાં એશિયાઈ ઐક્ય સાધવા માટે 'એશિયન રિવ્યૂ' નીકળવા લાગ્યું છે.

આવા મહાનુભાવની મુલાકાત થવી એ અસાધારણ લહાવો છે.

નાગપુરના કૉંગ્રેસનગરમાં એક દિવસ સહેજે તેઓ મહાત્માજીની ઝૂંપડીમાં આવી ચડયા. વખત બપોરનો હોવાથી ઘણાખરા મહાસભાના કામમાં રોકાયેલા હતા. પરિચયનો ઉપચાર થયા પછી મેં કહ્યું, મહાશય, આપનું 'ટુ ધી નેશન્સ' વાંચીને હું ભારે ખુશ થયો. મને લાગે છે કવીન્દ્રના 'નૅશનૅલિઝમ' કરતાં આપના પુસ્તકમાં યુરોપના રોગનું નિદાન અને તેનો ઇલાજ વધારે સ્પષ્ટ શબ્દોમાં બતાવાયાં છે.

તેમણે કહ્યું: ભૂતકાળ ગમે તેટલો સુંદર હોય તોપણ તે તરફ તમે પાછા જઈ શકવાના નથી. આવતી કાલની તૈયારી કરો.

મેં કહ્યું: રવીન્દ્રનાથ રાષ્ટ્ર અને પ્રજા વચ્ચે ભેદ પાડે છે; પણ આપે એની કરેલી મીમાંસા મને વધારે ઠીક લાગે છે. સાચે જ રાષ્ટ્ર એ પ્રજાએ જ નિર્માણ

કરેલું પૂતળું છે. રાષ્ટ્રીય સ્વાર્થ અને અભિમાનની તે મૂર્તિ છે. **પ્રજાને પશ્ચાત્તાપ** થાય એટલે પોતાના પાપનો દોષ પોતે જ નિર્માણ કરેલી મૂર્તિ ઉપર ઢોળી દઈને પ્રજા તે મૂર્તિને તોડવા તૈયાર થાય છે એટલું જ.

તેમણે કહ્યું : વાત સાચી છે. હવે નવી પ્રજા નિર્માણ થવાની છે. જેમ વાનરમાંથી માણસ નિર્માણ થયો તેમ માણસમાંથી દેવમાણસ નિર્માણ થવાનો છે. આપણી આગળ જેવાં પશુઓ છે તેવો દેવમાણસ આગળ સામાન્ય માણસ થશે.

મેં કહ્યું: જેમ નિટ્શે (જર્મન તત્ત્વવેત્તા) માને છે કે સુપરમૅન એટલે કે વ્યાઘ્રપુરુષ આવવાનો છે તેમ જ આપ પણ શું માનો છો કે દેવમાણસ આવવાનો છે? બાકી એ માની લઉં છું કે નિટ્શેએ કલ્પેલો વ્યાઘ્રપુરુષ રાક્ષસી છે, જ્યારે આપનો દેવમાણસ સાત્ત્વિકતાનો અવતાર છે.

એમણે કહ્યું: બરાબર છે. તમને લોકોને વિશ્વાસ નહીં આવે, પણ એવો માણસ આવવાનો તો છે જ. આજે તમે એ સમજી ન શકો, કેમ કે તમારી કલ્પનામાં એ ભળે એમ નથી.

મેં કહ્યું: એ વાત ઉપર મારો અવિશ્વાસ નથી. દુનિયાની નિરાશાની સ્થિતિ જોતાં જો કોઈ દેવમાણસ આવવાનો હોય તો તે આજે જ આવવો જોઈએ એમ લાગે છે.

તેમણે કહ્યું: આજની દુનિયાની અશાન્તિ એ એક જાતની પ્રસવવેદના છે. જૂની વ્યવસ્થા તૂટી ગઈ છે. અત્યાર સુધી મનુષ્ય તર્ક ઉપર ચાલતો હતો; બુદ્ધિને લીધે જ માણસની ઉન્નતિ અત્યાર સુધી થઈ છે. પણ હવે બુદ્ધિ જ એની આગળની ઉન્નતિમાં વિઘ્નરૂપ થવા લાગી છે. પાકેલા ઘડાને જેમ નવો આકાર આપી શકાતો નથી તેમ બુદ્ધિપ્રધાન યુક્તિપ્રધાન માણસ હવેના નવયુગમાં પ્રવેશ કરી શકે એમ નથી; કેમ કે તેનામાં પ્રાણ ઓછો હોય છે. જે માણસ અન્ત:પ્રેરણાને વધારે મહત્ત્વ આપે છે, જેની અંદર પ્રાણ વધારે છે, બુદ્ધિમાન માણસને જે કાચો અથવા વિચિત્ર લાગે છે તેનો જ નવયુગ છે. આજે નવયુગનો માણસ જ્યારે બોલે છે ત્યારે લોકો તેનો વિશ્વાસ કરતા નથી, તેમને તે ગાંડાના લવારા જેવું લાગે છે, કેમ કે તે આવતી કાલની વાણી બોલે છે.

મેં પૂછ્યું: આવતી કાલની ભાષા કેવી હશે? આવતી કાલનો માણસ દુનિયામાં કેમ વર્તતો હશે?

તેમણે કહ્યું : તે વર્તતો નથી, પણ નિરાગ્રહી થઈને ઈશ્વરને પોતાની મારફત વર્તવા દે છે. તે જાણે છે કે આ દુનિયાનો કુલ એકંદર વ્યવહાર એક ચિત્શક્તિના હાથમાં છે. માણસે પોતાની ઇચ્છાશક્તિ, પોતાનો સંકલ્પ તે ચિત્શક્તિને ચરણે સોંપી દેવાં જોઈએ.

મેં કહ્યું: એડવર્ડ કાર્પેન્ટરે પણ એમ જ કહેલું છે. પણ આ ઉપદેશ સામાન્ય લોકોને નિર્બળ બનાવે છે, પુરુષાર્થવિહીન બનાવે છે, અકર્મણ્ય બનાવે છે એમ

આપને નથી લાગતું? કેમ કે તે ઉપદેશ પ્રમાણે માણસોને પોતાને કશું કરવાની જરૂર રહેતી જ નથી. આળસુ માણસને એ ઉપદેશ ઠીક ફાવશે.

તેમણે જરા ઉત્તેજિત થઈને સામું પૂછ્યું: શું વ્યક્તિગત ઇચ્છાશક્તિમાં સામર્થ્ય છે એમ તમે માનો છો? શું શક્તિ કેળવવા વ્યક્તિગત સંકલ્પને કેળવ્યા વગર માણસનું ચાલે જ નહીં?

મારી સામે બેઠેલા તે ગંભીર પુરુષની છાતી ફૂલીને આકર્ષક થઈ ગઈ. તેમની સફેદ દાઢી તે ગંભીરતાને પોષતી હતી. તેમના દરેક અક્ષરમાં શ્રદ્ધા ઊભરાતી હતી. હું મોળો પડયો.

મેં કહ્યું: આપની વાત હું સમજી શકું છું. મેં તો સામાન્ય લોકોની જ દૃષ્ટિ આપની આગળ મૂકી હતી. હું આપ કહો છો તેમ સંકલ્પસંન્યાસમાં માનું છું. અરવિન્દ ઘોષ પણ એ જ શીખવે છે.

વચમાં જ એક જણે પૂછ્યું: અરવિન્દ ઘોષ ક્યારે બહાર આવશે?

તેમણે કહ્યું: થોડા જ દિવસમાં. એમની સાધના પૂરી થવા આવી છે.

અરવિન્દ ઘોષ વિશે વધારે વાત ચાલી તેમાં એમણે કહ્યું: અરવિન્દ ઘોષ જોડેનો મારો પરિચય અણધારી રીતે થયો. હું જ્યારે પોંડીચેરી આવ્યો ત્યારે હિન્દુસ્તાનના કોઈ મહાન યોગીને મળવાને ઇન્તેજાર હતો. મેં એક જણને પૂછ્યું. તેણે મારી વાત હસી કાઢી, પણ મેં કહ્યું, મારી તીવ્ર ઇચ્છા છે એટલે કોઈ મહાન યોગી હોવો તો જોઈએ જ. થોડા જ દહાડામાં ઉત્તરથી આવેલા અરવિન્દ ઘોષ મને મળ્યા.

ત્યાર પછી મેં એમને એમના જાપાનના પ્રવાસ વિશે પૂછ્યું. જાપાનના ભવિષ્ય વિશે એમની શ્રદ્ધા અસાધારણ હતી. મેં કહ્યું: જાપાનની હાલની પ્રવૃત્તિ જોઈને જાપાન વિશેનો મારો આદર વધતો નથી. શું ત્યાંની 'કોકુર્યુકાઈ' સંસ્થા આપના વિચારો સાથે મળતી છે? શું જાપાનમાં સામ્રાજ્યમદ ઉત્પન્ન થયો નથી?

તેમણે કહ્યું: જાપાનમાં બે પક્ષ છે. એક પક્ષ સામ્રાજ્યવાદી છે ખરો, પણ બીજો સામ્રાજ્યવાદ છોડીને એશિયામાં બન્ધુભાવનો પ્રચાર કરવા માગે છે.

મેં વચમાં કહ્યું: અને જાપાન 'મોટાભાઈપણું' ભોગવવા માગે છે?

એમણે કહ્યું: ના, ના; એ પક્ષ સમતા ચાહે છે.

મેં પૂછ્યું: ત્યારે તમારું 'એશિયન રિવ્યૂ' શા માટે કોરિયા ઉપરની જાપાનની સત્તાનું સમર્થન કરે છે?

તેમણે કહ્યું: જાપાન કોરિયાને છોડી દે તો બીજા તેને ખાઈ જાય.

મેં કહ્યું: અને તેથી જાપાન પોતે જ તેને ખાવા માગે છે! જાપાને કોરિયામાં કેર વર્તાવ્યો છે.

તેમણે કહ્યું: હું અન્યાયનું સમર્થન કરવા નથી માગતો, પણ જાપાનમાંયે સારા લોકો એશિયાઈ ઐક્ય પ્રસ્થાપિત કરવા માગે છે તેમની વાત કરું છું. તેઓ બધે

સ્વરાજ્ય ચાહે છે. જાપાની લોકો જે ‘ટેન્નો’ની વાત કરે છે તે કોઈ દુન્યવી બાદશાહ નથી; તે આધ્યાત્મિક અને સામાજિક આદર્શ છે. તેઓ ઈશ્વરી સામ્રાજ્ય, ધર્મનું સામ્રાજ્ય સ્થાપન થાય એવું ઇચ્છે છે.

ત્યાર પછી હાલની પરિસ્થિતિ વિશે વાત ચાલી. મેં કહ્યું: અમારી લડતમાં અમે જે પશુબળનો વિરોધ કરીએ છીએ તે પણ નિરાગ્રહનું જ એક સ્વરૂપ છે, કેમ કે પશુબળ વાપરવું એ ઈશ્વરની સત્તા પોતાના હાથમાં લેવા જેવું છે.

તેમણે કહ્યું: તે બધું ઈશ્વરના હાથમાં સોંપી દો. ઈશ્વરના હાથમાં એક ઓજાર બનો અને ઈશ્વર કરાવે તેમ કરો. મહાત્માજીની પ્રવૃત્તિ વિશે મારા મનમાં પૂરતો આદર છે. તેઓ ભારે કામ કરી રહ્યા છે. હવે તમારે હિન્દુસ્તાનની અંદર ઐક્ય વધારવું જોઈએ, સંઘટિત કામ કરવું જોઈએ.

મેં તેમને પૂછ્યું: મહાશય, આપ આશ્રમમાં ક્યારે પધારશો? આ મુલાકાતથી આપનો વધારે પરિચય થાય એવી લાલસા ઊપજી છે.

તેમણે કહ્યું: હા, હું આશ્રમમાં જરૂર આવીશ. મારી રહેણી તમારા જેવી જ છે, એટલે આશ્રમમાં રહેવામાં મને કશી અગવડ પડવાની નથી.

તેમને બીજે ક્યાંક જવું હતું તેથી તેમને પરાણે ઊઠવું પડ્યું. અગાધ વિદ્વત્તા હોવા છતાં આટલી નમ્રતા, વિચાર ઊંડામાં ઊંડા હોવા છતાં આટલી સાદી ભાષા, ભવિષ્યમાં જોવાની શક્તિ હોવા છતાં આવી સાદી વૃત્તિ જોઈ હું વિસ્મય પામ્યો. એ ઝૂંપડી છોડી ગયા તોપણ ઘણા વખત સુધી એમનાં વિચિત્ર ફ્રેન્ચ ઉચ્ચારવાળાં અંગ્રેજી વાક્યો મારા કાનમાં ગુંજતાં હતાં અને એમની ઋષિ સમી તીક્ષ્ણ સૌમ્ય દૃષ્ટિ આંખ સામે તરી રહી હતી.

## ૪૭. સેવામૂર્તિ ગોવિંદરાવ

દેશભક્તિની ઉત્કટ જ્યોતિ હૃદયમાં સળગતી હોય તો માણસ ટૂંકા જીવનમાં પણ કેટલી દેશસેવા ઘીચોઘીચ ભરી શકે છે એનું ઉત્કૃષ્ટ ઉદાહરણ સેવામૂર્તિ ગોવિંદરાવ યાળગીએ બતાવ્યું. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અમે ભણતા હતા ત્યારે ગોવિંદરાવ અમારા વર્ગમાં હતા. ભણતર તરફ તેમનું ધ્યાન બહુ ઓછું હતું. વર્ગમાં બોલતા પણ બહુ ઓછું. પણ બે તેજસ્વી આંખે શાળાનું આખું વાતાવરણ પી જતા હોય એમ દેખાતું. તેમની મુદ્રા હમેશાં સૌમ્ય અને નિશ્ચયી દેખાતી, હવાનો પ્રવેશ જેમ ગમે ત્યાં થાય છે તેમ વામનમૂર્તિ ગોવિંદરાવનો પ્રવેશ પણ ગમે ત્યાં થતો.

ગોવિંદરાવને નાનપણમાં અસાધારણ કષ્ટ વેઠવાં પડેલાં. સ્વાભાવિક ગરીબાઈ હોય તો તે કેમ વેઠવી એનું શાસ્ત્ર માણસ શીખેલો હોય છે. પણ પૈસાદાર અને ખાનદાન કુટુંબ પર જ્યારે અસહાય દશા આવી પડે છે ત્યારે વેઠવાં પડતાં કષ્ટ

અસાધારણ હોય છે. ઘરમાં આવકને નામે મીંડું અને ખર્ચ તો નિયમિત ચાલતું જ હોય, એ સ્થિતિમાં મા પાસેથી ઘરનાં ઘરેણાં લઈ બજારમાં છાનામાના વેચી તેના પર ગુજરાન ચલાવવાનો પ્રસંગ ગોવિંદરાવ પર આવ્યો. તે દિવસે કોણે જાણ્યું હતું કે આ વીતકમાંથી જ ગોવિંદરાવને તેમનો અભ્યુદયનો માર્ગ જડવાનો હતો? દરેક કામ કરવું તે ચોકસાઈથી કરવું એ તેમનો સ્વભાવ હોવાથી વિપત્તિના દિવસમાં ઘરેણાં વેચતાં વેચતાં તેમણે શરાફીના ધંધાનું રહસ્ય જાણી લીધું અને થોડા જ દિવસમાં તે સોનામોતીના તેમ જ ચાંદીહીરાના અસાધારણ પારેખ બની ગયા. વેપારમાં તેમની શાખ વધી અને નાની ઉંમરે જ તેઓ બેલગામ-શહાપુરમાં એક ધીકતા શરાફ થઈ પડ્યા.

પણ તેમના જીવનની સુવાસ તેમની ધન કમાવાની આ બાહોશીમાં નહોતી. નાનપણથી જ દુ:ખ વેઠેલું હોવાથી પારકાનું દુ:ખ જોઈ તેમનું હૈયું પીગળી જતું. તેમના સહવાસમાં આવેલો એક પણ માણસ એવો નહીં હોય કે જેને ભીડને પ્રસંગે ગોવિંદરાવની ઓથ અને મદદ મળી ન હોય.

લોકમાન્ય ટિળકની અવિરત દેશસેવા અને અનહદ સ્વાર્થત્યાગનો એ જમાનો હતો. ગોવિંદરાવ જેવા પુણ્યાત્માના હૃદય પર તેની અસર થયા વગર કેમ રહે? તેમણે મૂંગા મૂંગા દેશસેવાનું વ્રત લીધું. અને એ વ્રત પણ મૂક સેવાનું જ હતું. ગોવિંદરાવની ખાસિયત એમાં રહેલી હતી કે જેટલું પોતે કરે એટલું જ બીજા પાસેથી પણ કરાવે. દરેક માણસના ગુણદોષ બરાબર તપાસી ગુણોની કદર કરવી, પ્રેમથી તે ગુણો પર સિંચન કરવું, અને દોષો દરગુજર કરવા એ તો આ રત્નપારખુનો સ્વભાવ જ રહ્યો. એટલે લોકસંગ્રહની અસાધારણ કળા તેમનામાં અદ્‌ભુત રીતે ખીલેલી હતી.

તેમણે જોયું કે બેલગામમાં કામ કરનાર લોકોમાં ગંગાધરરાવ દેશપાંડેમાં કંઈક અસાધારણ ઝવેરાત છે. બસ, ગોવિંદરાવ તેમને વળગી જ પડ્યા. ગંગાધરરાવે અનેક વાર જાહેરમાં કહ્યું છે કે જાહેર કામમાં જો તેઓ આજ સુધી અડગ રહ્યા હોય તો તેનું કારણ સેવામૂર્તિ ગોવિંદરાવનાં સાથ અને હૂંફ એ જ છે. જ્યાં ગોવિંદરાવ હોય ત્યાં નિરાશા પેસી શકે જ નહીં. પરિસ્થિતિ ગમે તેટલી વિષમ હોય પણ ગોવિંદરાવ મૂંઝાયા છે એવો પ્રસંગ કોઈએ જોયો જ નથી.

બંગભંગ પછી દેશમાં જેટલી હિલચાલો થઈ તે બધીમાં કર્ણાટક તરફ ગોવિંદરાવનો પૂરેપૂરો હાથ ખરો જ. જાહેર સભાઓ, ગણપતિ-ઉત્સવો, છાપાંનો પ્રચાર, મદ્યપાનનિષેધ, વિલાયતી માલનો બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ, ખાદીપ્રચાર, પ્લેગ અને ઈન્ફ્લુએન્ઝાના દિવસોમાં અનાથોને સહાય અને માંદાઓની માવજત — દરેક પ્રવૃત્તિમાં ગોવિંદરાવની સેવા પૂરેપૂરી અને લોકોત્તર જ હતી. એક વાર કામ ઉપાડ્યું કે પછી તંદુરસ્તીએ કે પૈસેટકે ખુવાર થવાના પ્રસંગ આવે તોપણ કામ પૂરું કર્યા વગર ગોવિંદરાવ તેનો કેડો મૂકે જ નહીં. જાહેર સેવાને અંગે તેમણે કેટલો ખર્ચ

કર્યો છે અને કેટલી વાર તળિયું દેખાયું છે એ તો એમના અંગત મિત્રો સિવાય ભાગ્યે જ કોઈ જાણતું હશે. છતાં વ્રતમાં અને ઉત્સાહમાં તેઓ કોઈ કાળે ઢીલા પડ્યા જ નથી.

બૉંબ અને કાવતરાંના દિવસોમાં સરકારે એવો તો કેર વર્તાવ્યો હતો કે લોકો એકબીજાને મળતાં પણ બીતા. સરકારની સંશયવૃત્તિને લીધે હિંદુસ્તાનનો જગ-જાહેર આતિથ્યધર્મ પણ મોળો પડ્યો હતો. ઘરમાં કોઈ પરગામનો માણસ આવે તો તે ગમે તેટલો વહાલો હોય તોપણ રખેને પોલીસની ઝેરી દૃષ્ટિ આપણા પર પડે એ બીકથી લોકો અકળાતા, અને અતિથિને જોઈને આપણે ઘેર પ્રભુ પધાર્યા છે એમ માનવાને બદલે એક આફત આવી પડી છે એમ જ લોકો માનતા. એ સ્થિતિનું વર્ણન રવીન્દ્રનાથ ઠાકુરે એક ઠેકાણે બહુ સુંદર કર્યું છે. સરકારી કાયદાનો અમલ એટલે તો રાક્ષસી વ્યવહાર. ત્યાં કરુણાને કે માણસાઈને સ્થાન જ ક્યાં? લડાઈમાં શત્રુપક્ષના ઘાયલ યોદ્ધાઓને પણ પકડાયા પછી સારવારની સગવડ મળે છે. પણ કાયદાથી ઘવાયેલા લોકોને કે તેમનાં આશ્રિતને ખાનગી મદદ કે આશ્રય મળે તે પણ સરકારથી સહ્યું જતું ન હતું. આખા રાષ્ટ્રને કાયર અને ચારિત્ર્યહીન બનાવવાનું જાણે સરકારે વ્રત જ લીધું હતું.

એવે સમયે જોખમની પરવા કર્યા વગર સિંહ જેવા નીડર ગોવિંદરાવ આફતમાં આવી પડેલાઓની વહારે ધાતા. ગોવિંદરાવનું ઘર એ તો જાહેર સેવા કરનાર દરેક માણસનું જાણે પિયર. સેવાની દીક્ષા એકલા ગોવિંદરાવે જ લીધી ન હતી. તેમના ભાઈઓ, તેમના મહેતા-ગુમાસ્તાઓ અને ઘરનો સ્ત્રીવર્ગ પણ ગમે તે જાતની અંગ-મહેનત કરતાં કંટાળે જ નહીં.

જાહેર જીવન કેમ બંધાય એનું રહસ્ય ગોવિંદરાવ બરાબર સમજ્યા હતા. ઉજળિયાત વર્ગની બુદ્ધિને તર્પે અને લાગણીને ઉશ્કેરે એવાં વ્યાખ્યાનોથી જાહેર જીવન બંધાતું નથી એ તેઓ બરાબર જાણતા. લોકોને જાગ્રત કરવા હોય, લોકોનો વિશ્વાસ મેળવવો હોય અને લોકોને આણીને પ્રસંગે લડતા કરવા હોય તો દેશસેવકે દિવસરાત લોકોને ઉપયોગી થઈ પડવું જોઈએ. પરોપકારની પરંપરા અખંડ રહે ત્યારે જ લોકોમાં સામાજિક અને રાષ્ટ્રીય ભાવના બદ્ધમૂલ થાય છે, પરસ્પર વિશ્વાસ વધે છે અને પ્રજા એકરાષ્ટ્ર તરીકે ગમે તેવું પગલું ભરવા તત્પર અને સમર્થ થાય છે એ ગોવિંદરાવ બરાબર જોઈ શક્યા હતા, અને તેથી જ બેલગામ શહેરના જ શું, આખા જિલ્લાના સર્વ વર્ગના લોકોને પોતાની સેવાથી તેમણે પોતીકા બનાવ્યા હતા. સ્થાનિક ઝઘડાઓ ગમે તેટલા વધ્યા હોય તોપણ ગોવિંદરાવ વચ્ચે પડે એટલે તે શમી જવા જ જોઈએ. ગમે તેવું મહાભારત કામ હોય તોપણ ગોવિંદરાવને મનુષ્યબળની અછત જણાય જ નહીં. ઈન્ફ્લુએન્ઝાના દિવસોમાં જ્યારે પોતાના સાથીઓની સાથે ગોવિંદરાવ દવાના બાટલા અને કાંજીની

છે એમ લાગતું.

ગોવિંદરાવ અંગ્રેજી ઝાઝું જાણતા નહીં, છતાં હિન્દુસ્તાનના તેમ જ આખી દુનિયાના રાજકારણના તેઓ ઊંડા અભ્યાસી હતા. હિન્દુસ્તાન વિશે અથવા મહાયુદ્ધ વિશે જેટલી ચોપડીઓ હાથમાં આવે તેટલી બધી તેઓ ધ્યાનપૂર્વક વાંચતા અને મિત્રો સાથે ચર્ચા કરી સર્વ વસ્તુઓ બરાબર સમજી લેતા. તેથી કયે વખતે શું કરવું જોઈએ એ બાબતમાં તેમની દૃષ્ટિ શુદ્ધ રહેતી. આ જ કારણે લોકમાન્ય ટિળકના અનન્ય ભક્ત ગોવિંદરાવને અસહકારની હિલચાલમાં જોડાઈ જતાં વાર ન લાગી. તેઓ કહેતા કે પ્રજાને જાગ્રત, તેજસ્વી અને સંપીલી કરવાની અલૌકિક શક્તિ આ અસહકારની હિલચાલમાં છે. લોકમાન્યે વાવેલા બીજને અસહકારની હિલચાલથી જ વધારે ને વધારે સિંચન મળવાનું છે.

ગોવિંદરાવે કર્ણાટકના જાહેરજીવન પર ભારેમાં ભારે અસર પાડી છે, છતાં તેમણે સાર્વજનિક સભાઓમાં કે પરિષદોમાં કોઈ કાળે અગ્રસ્થાન લીધું નથી. બધી રીતે નિર્મળ વૃત્તિવાળા ગોવિંદરાવ કીર્તિ અને નામનાથી બહુ જ બીતા. જોખમને પ્રસંગે હમેશાં મોખરે રહેનાર અને નામના થવાનો પ્રસંગ આવે ત્યારે પોતાની જાતને છુપાવનાર ગોવિંદરાવનો યોગ અદ્‌ભુત હતો.

ગંગાધરરાવ દેશપાંડે ઉપર બીજી કોઈ રીત નહીં ફાવે એમ જોઈ બેલગામની પોલીસે તેમની મિત્રનિષ્ઠાનો ગેરલાભ લઈ તેમના પર એક હિચકારા ખૂનમાં ભાગ લીધાનું તહોમત મૂકયું. હિન્દુસ્તાન પર એક નફટ સરકારનું રાજ્ય ન હોત તો આવા આરોપ મૂકનાર માણસને સમાજ ગાંડાની ઇસ્પિતાલમાં જ મોકલી દેત. પણ સરકારે તો ગંગાધરરાવને પકડીને કેદમાં જ પૂર્યા. તે વખતે પોતાનાં બચ્ચાંના બચાવને અર્થે સિંહણ જેવું સ્વરૂપ પકડે તેવું સ્વરૂપ ગોવિંદરાવે પકડયું હતું. પોલીસના કાવતરામાંથી ગંગાધરરાવને બચાવવા ખાતર ગોવિંદરાવે જે જે પ્રયાસ કર્યા તેનું યથાર્થ વર્ણન લખાય તો અદ્‌ભુત નવલકથા કરતાં પણ તે ચઢી જાય.

આ બધી શક્તિઓ તેમનામાં કયાંથી આવી? અસાધારણ સદ્‌ગુણ કે પરાક્રમ જોઈ આપણે નક્કી કરી શકીએ છીએ કે અમુક માણસ લોકવિલક્ષણ હતો, ઈશ્વરે જ મોકલેલો હતો, સામાન્ય મનુષ્યકોટિની અને તેની નાત જુદી જ હતી, સત્પુરુષો અને સામાન્ય માણસો વચ્ચે સામ્ય હોતું જ નથી, તેઓ માણસની વચ્ચે આવીને રહે છે, માણસની પેઠે કામ કરે છે, માણસની ભીડ ભાંગે છે, અને પછી નિજ-ધામ જાય છે. તેમનું ધામ પણ જુદું જ હોય છે. આવી ફિલસૂફી ભૂલભરેલી હોય છે અને ઘાતક પણ હોય છે. માણસને લોકોત્તર કોટિમાં નાખી દઈ આપણે તેની તપશ્ચર્યાને વંધ્ય કરી નાખીએ છીએ. તેમનું પૂજન થાય પણ અનુકરણ થાય નહીં એમ જ લોકો માનતા થાય છે. તેમનું અનુકરણ કરવાનો મનમાં વિચાર સરખો આણવો એ પણ ધૃષ્ટતા ગણાવા લાગે છે. અને જેમના જીવનથી સામાજિક જીવનમાં અને આદર્શમાં પરિવર્તન થવું જોઈએ તેમને આપણે આવી રીતે

નાતબહાર મૂકીએ છીએ.

દરેક વિભૂતિમાન વ્યક્તિ પોતાના જ સમાજમાંથી નિર્માણ થયેલી હોય છે. તેના ઘડતરમાં તે સમાજનો વારસો અથવા મૂડી કામમાં આવેલાં હોય છે. તેલ અને ખોળ બંને તલની જ પેદાશ છે. કેટલાક લોકો પોતાના ચારિત્ર્યથી પોતાના સામાજિક વારસાનો ઉત્કૃષ્ટ ભાગ જ ખેંચી લે છે અને તે રીતે સમાજના ઉદ્ધારક બને છે. તેમનામાં જે જે સદ્‌ગુણો દેખાય છે તે બધા તેમની જાતિમાંથી જ ઉદય પામેલા હોય છે, અને તેમની જાતિના દરેક માણસમાં તે બધા સદ્‌ગુણો સુપ્તરૂપે રહેલા જ હોય છે. અને તેથી જ એવા વિભૂતિમાન લોકો પોતાની કોમનો ઉદ્ધાર કરવાને સમર્થ બને છે. કોઈ પણ જાતિ અને તે જાતિનો તારણહાર એ બે વચ્ચે આવું સંપૂર્ણ સામ્ય ન હોય તો તેનામાં તારકશક્તિ આવે જ નહીં. દરેક કોમ પોતાની અંદર રહેલું દૈવત અમુક વ્યક્તિઓમાં એકાગ્ર કરી પોતાનો ઉદ્ધાર સાધે છે. આનું જ નામ આત્મોદ્ધાર.

ગોવિંદરાવ આદર્શ કર્ણાટકી અને આદર્શ હિંદુ હતા. હિંદુ કોમે જેટલા કૌટુંબિક અને સામાજિક સદ્‌ગુણો કેળવ્યા છે તે બધાનો ઉત્કર્ષ તેમણે દાખવ્યો. કર્ણાટકમાં જે બાહોશી, ખાનદાની અને નિષ્ઠા રહેલી છે તેનું તેમણે કર્ણાટકને દર્શન કરાવ્યું, અને આ રીતે દરેક કર્ણાટકીને તેને માટે શું શું શકય છે એનું માપ કાઢી આપ્યું. એ આદર્શ સુધી જો આપણે ન પહોંચી શકીએ તો તે વાંક આપણો છે, તે શરમ આપણી છે, તેનો બચાવ છે જ નહીં, એમ તેઓ પોતાના જીવનથી આપણને બતાવતા ગયા છે.

## ૪૮. સદ્‌ગુરુપરાયણ માસ્ટર મહાશય

જેવી રીતે ન્યાયમૂર્તિ રાનડેનાં ધર્મવિષયક પુસ્તકોએ મને નાસ્તિકતાથી આસ્તિકતા તરફ વાળ્યો એવી જ રીતે સ્વામી વિવેકાનંદના મૂલ-ગ્રંથોને વાંચ્યા પછી હું 'સંત મત' તરફ વળતો થયો હતો. પણ સ્વામી વિવેકાનંદનું આ વાકય મારા અંતઃકરણને અસર કરી ન ગયું હોત કે, 'મારામાં જે કાંઈ છે તે બધું મને સદ્‌ગુરુ રામકૃષ્ણ પરમહંસ તરફથી મળ્યું છે,' તો સ્વામીજીને વાંચીને પણ મેં મારી 'પ્રાર્થનાસમાજી વૃત્તિ' ન છોડી હોત. ધર્મનો આશય છે શ્રદ્ધા, નિષ્ઠા, અનુભવ અને સાક્ષાત્કાર. આ બધું સ્વામી રામકૃષ્ણમાં હતું, અને ખરેખર એઓ અવતારી પુરુષ હતા; યુગપુરુષ હતા. મને આજે પણ એવું જણાય છે કે અંગ્રેજી શિક્ષણથી વિશેષ પ્રભાન્વિત હોવાથી અને સ્વામી વિવેકાનંદનો ઉપદેશ પણ અંગ્રેજીમાં હોવાથી જ તે વધુ હૃદયંગમ થઈ શકયો.

મેક્સમૂલરે પ્રગટ કરેલ રામકૃષ્ણ પરમહંસના ઉપદેશ પણ એટલા હૃદયંગમ

ન થઈ શકત જો એ પહેલાં વિવેકાનંદને ન વાંચ્યા હોત.

અંગ્રેજી ભાષાના આકર્ષણ ઉપરાંત સ્વામી વિવેકાનંદની વિવેચનશૈલી પણ ધ્યાન દેવા જેવી છે. એમને એ વાતનો સ્પષ્ટ ખ્યાલ હતો કે એમણે પોતાની વાતો બુદ્ધિવાદી જગત સમક્ષ રજૂ કરવી હતી. સાથે સાથે તે જ શૈલીથી નિરૂપણ કરવામાં પણ તેઓ સિદ્ધહસ્ત હતા.

સ્વામી વિવેકાનંદે રાજકારણમાં કદી ભાગ નથી લીધો છતાં એમની નસેનસમાં દેશાભિમાન ભર્યું હતું. આ વિચારને એમણે જ જન્મ આપ્યો હતો કે, પતિત ભારત-પ્રબુદ્ધ ભારત બનીને સંસારભરનું ગુરુપદ ગ્રહણ કરે. અને એ અનુસાર એમને અનેક પાશ્ચાત્ય અનુયાયીઓ પણ મળ્યાં એવામાંનાં ભગિની નિવેદિતાનું નામ ખાસ લેવું જોઈએ. આ મહાન ભગિનીએ ઈતિહાસ, કેળવણી અને કલાનાં શાસ્ત્રોનું ગંભીર અધ્યયન કર્યું હતું. તે જ રીતે એમનું સમાજશાસ્ત્ર વિશેનું જ્ઞાન પણ અસાધારણ હતું. સ્વામી વિવેકાનંદ જેવા મહાપુરુષ પાસેથી હિંદુ ધર્મ – હિંદુ-સંસ્કૃતિનું રહસ્ય સમજી શકવાની પાત્રતા એમનામાં વિશેષ રૂપે હતી અને એ રહસ્યને પોતાની સંસ્કારી અને સહાનુભૂતિપૂર્ણ દૃષ્ટિથી ગૌરવપૂર્ણ શૈલીમાં સંસાર સમક્ષ રજૂ કરવામાં પણ એ ઠીક સફળ થયા. એમનું તમામ સાહિત્ય ઉચ્ચ કોટિનું છે. અને એનું વાચન કરવું એટલે વિશ્વવિદ્યાલયની સંપૂર્ણ કેળવણી લઈ લીધા બરાબર છે. એ મહાન દેવીએ હિંદમાં આવી હિંદુ ધર્મની દીક્ષા લીધી અને હિંદુ સમાજ સાથે એકરૂપ થઈને શુદ્ધ અંતઃકરણની લગનીથી સેવા કરતાં ચંદનની માફક પોતાની કાયા ઘસી ઘસી જીવન સફળ કર્યું. એમને એવી ખાતરી થતી હતી કે રામકૃષ્ણ અને વિવેકાનંદ એ ગુરુ-શિષ્યની જોડી નહીં પરંતુ એ બે શરીરમાં વિચરતી એક જ વ્યક્તિ ઈશ્વરે નિર્માણ કરી હતી. એની જ પ્રેરણાથી અનેક બંગાળી યુવકોએ નિરનિરાળા ક્ષેત્રમાં પ્રવેશ કરી પોતાના બુદ્ધિવૈભવથી તરેહવાર ચમત્કારો કરી દેખાડયા.

એક દિવસ ભગવા રંગની બાંધણીનું એક પુસ્તક મારા હાથમાં આવી ગયું. એ પુસ્તકનું નામ "ગોસ્પેલ ઑફ રામકૃષ્ણ પરમહંસ, ધી આઈડિયલ મૅન ઑફ ઇન્ડિયા ઍન્ડ ધી વર્લ્ડ." સ્વામી વિવેકાનંદનો આભારદર્શક પત્ર શરૂમાં હતો – 'અત્યંત, અત્યંત, અત્યંત આભાર ! ઈશ્વરઇચ્છા ગુરુદેવનું ચરિત્ર આપને હાથે જ લખાવી લેવાની હતી. અમારાથી તો એ કામ કદી ન બની શકત. ગ્રીસ દેશના અફલાતુને (પ્લેટોએ) પોતાના ગુરુ સુકરાત(સૉક્રેટિસ)નો સંવાદ લખ્યો હતો પરંતુ એ આખામાં પ્લેટો જ દેખાયા કરે છે. આપે ગુરુદેવનું ચરિત્ર લખ્યું પણ આપને તો આપે ગુપ્ત જ રાખ્યા છે.'

ઉક્ત ગ્રંથના લેખક 'એમ' રામકૃષ્ણ પરમહંસના શિષ્ય મહીન્દ્રનાથ ગુપ્ત જ હતા. સ્વામી વિવેકાનંદે ઉપરના પત્રમાં એમની અટક 'ગુપ્ત' શબ્દ પર શ્લેષની અંદર રમત કરી છે (આ સ્મૃતિચિત્ર લખતી વખતે મારી પાસે

એક પણ ગ્રંથ નથી. ઉપરનું અવતરણ પણ યાદદાસ્ત ઉપર આધાર રાખીને લખેલ છે.) રામકૃષ્ણ મિશનમાં મહીન્દ્રનાથ ગુપ્તને માસ્ટર મહાશય કહેતા. એમણે "માર્ટન હાઈસ્કૂલ" નામે એક મોટી હાઈસ્કૂલ ચલાવી હતી, એટલે કદાચ એટલા જ કારણે એમનું એ નામ પડી ગયું હશે.

માસ્ટર મહાશયનું 'ગોસ્પેલ' ખરેખર એક અપૂર્વ ગ્રંથ છે. રામકૃષ્ણ પરમહંસ પોતાના શિષ્યો વચ્ચે બેસીને જે અનેકાનેક ધર્મચર્ચા કર્યા કરતા તે ચર્ચાને ખૂબ નિષ્ઠાથી અક્ષરેઅક્ષર ડાયરીમાં ઉતારી લેતા. એથી ગુરુદેવના દેહત્યાગ પછી સ્વામી વિવેકાનંદ દ્વારા રામકૃષ્ણ મિશનની સ્થાપના થયા પછી એમણે પોતાની ડાયરીમાંથી નોંધ જોઈ જોઈ આખો સંવાદ લખી નાખ્યો. પ્રત્યેક સંવાદની શરૂઆતમાં ગુરુદેવ એ સમયે ક્યાં બેઠા હતા, કઈ તરફ એમનું મોં હતું, કેવું ઉપવસ્ત્ર પહેર્યું હતું, એમનો હોકો કોણ તૈયાર કરતું હતું – આવી આવી ઝીણી બાબતો લખીને એમણે પ્રસંગનું આબેહૂબ ચિત્ર ખડું કરી આપ્યું.

રામકૃષ્ણ પરમહંસે વાચન પરથી વિદ્વત્તા તો નામમાત્રયે નહોતી મેળવી. એમનું સમગ્ર જ્ઞાન જુદા જુદા અવસરે એમણે ગુરુ માનેલ જુદી જુદી વ્યક્તિઓને મુખેથી જ પ્રાપ્ત કરેલું. ભિન્ન ભિન્ન સંપ્રદાયોની ભિન્ન ભિન્ન સાધનાઓનો એમણે પ્રત્યક્ષ અનુભવ કરી જોયો હતો. જ્યારે કોઈ એમની સામે બેસી શાસ્ત્રવાચન કરવા લાગતો ત્યારે એ કહેતા, "હું જે કહું છું તે જ સાચો અર્થ છે, કારણ કે એ અનુભવનો વિષય છે. જો મારો બતાવ્યો અર્થ શાસ્ત્રમાંથી વ્યક્ત ન થતો હોય યા શાસ્ત્રની સાથે તે સંગત ન હોય તો સમજી લેવું જોઈએ કે લખવામાં અથવા અર્થ કરવામાં જરૂર ક્યાંક ભૂલ થઈ છે."

દરેક શિષ્યને તૈયાર કરવા માટે એમની પદ્ધતિઓ પણ ભિન્ન ભિન્ન હતી. જેમની જેવી યોગ્યતા અને મનોવૃત્તિ એવી એમને સાધના બતાવવામાં આવતી. પોતાને પ્રથમ પહેલી જ મુલાકાતે ગુરુદેવે એમના ઉપર કેવી કૃપા કરેલી એનું ખૂબ છટાદાર વર્ણન આપીને માસ્ટર મહાશયે પોતાના ગ્રંથની શરૂઆત કરી છે. મૂળ તો આ સંવાદો "શ્રી રામકૃષ્ણ કથામૃત" નામે પ્રગટ થયેલ. એનું જ અંગ્રેજી તે 'ગોસ્પલ' થયું. આ પુસ્તકથી એમને ખૂબ જ લાભ થયો પરંતુ તેને એમણે 'કથામૃત-ફંડ'ના નામથી અલગ રાખીને ચરિત્રવાન સાધકોને એમાંથી ઠીક સહાયતા કરી.

જેવી રીતે કાગડાને કંઈ ખાવાની ચીજ મળે તો તે કાકા કાકા કરીને પોતાના બધા જાતભાઈઓને બોલાવે છે અને એકલો જ ન ખાતાં ઇષ્ટમિત્રોની સાથે બેસીને ખાવાની શાસ્ત્રઆજ્ઞા પાળે છે, એવી જ દશા મનુષ્યજાતની છે. આથી મેં મારા એક મિત્રની સાથે મળી 'ગોસ્પેલ'નો મરાઠી અનુવાદ કરવાનો નિશ્ચય કર્યો. આ પહેલાં સ્વામી રામતીર્થના લેખોનો અનુવાદ હું કરી ચૂક્યો હતો એટલે "આધુનિક શિક્ષિતોના વેદાંત"ને મરાઠીમાં પ્રતિપાદન કરવાની કળા હાથ બેસી ગઈ હતી.

એ અરસામાં વેદાન્તના વાચન અને મનન તથા દેશની પરિસ્થિતિને કારણે વૈરાગ્યસાધના માટે હિમાલય જવું મને જરૂરી લાગ્યું. આથી ત્યાં જતાં પહેલાં કલકત્તા જઈ આવી સ્વામી વિવેકાનંદનો મઠ, ઉદ્‌બોધન કાર્યાલયના સ્વામી શારદાનંદ, શ્રી રામકૃષ્ણનાં પત્ની શ્રી શારદા માતા અને માસ્ટર મહાશયને મળી લેવાનું મેં નક્કી કર્યું. સવારે ૯-૧૦ વાગ્યે હું માસ્ટર મહાશય પાસે પહોંચ્યો. ઘર બતાવવા મિશનનો એક બ્રહ્મચારી મારી સાથે આવ્યો હતો. મને ખબર મળી કે ત્યારે માસ્ટર મહાશય પૂજામાં બેઠા હતા. ઘરમાં જ્યાંત્યાં સાદાઈ દેખાતી હતી. થોડી જ વારમાં એક ભવ્ય મૂર્તિ અમારી સામે આવી ઊભી. મારી થોડી ઓળખાણ કરી લીધા પછી એમણે સંતોષ અનુભવતાં કહ્યું, 'ગોસ્પેલ'નો મરાઠી અનુવાદક કેવળ પંડિત જ નથી, તે સાધક પણ છે. સફેદ દાઢીથી એમનો ચહેરો ભવ્ય દેખાતો જ હતો. પરંતુ એથી વિશેષ તો એમનાં નેત્રોમાંથી લાંબા સમય સુધી ધ્યાનમાં બેસવાની દૃઢતા વ્યક્ત થતી હતી. સામું જોવાથી એમની દૃષ્ટિમાં વ્યવહારકુશળ મનુષ્યની વેધકતા અને અધ્યાત્મપરાયણ સાધુતાનું ઉત્તમ મિશ્રણ જોઈ શકાતું હતું. થોડો સમય વાતો કર્યા પછી મેં એમની વિદાય લીધી.

આ પછી મેં હિમાલય ઉપર ગંગોત્રી, જમનોત્રી, કેદાર-બદરી અને કાશ્મીરમાં અમરનાથ આદિની યાત્રા પૂરી કરી પુરશ્ચરણ માટે હૃષીકેશની બાજુમાં કોઈ સ્થાને રહેવાનો નિશ્ચય કર્યો. અહીં રહેતો હતો તે સમયે રામકૃષ્ણ મિશનના એક સંન્યાસી અને બે બ્રહ્મચારીઓ મારી પાડોશમાં રહેવા આવી ગયા હતા. એમની સાથે મુખ્યત્વે હું ધર્મ; સાધના, દેશ અને પરિસ્થિતિની જ કેવળ ચર્ચા કર્યા કરતો. મારા મિત્ર અનંત બુવા (બાબા) મરઢેકર અને સ્વામી આનંદ પણ એ દિવસોમાં હૃષીકેશમાં હતા. એક દિવસ નિર્મલ નામના બંગાળી બ્રહ્મચારીએ મને કહ્યું, માસ્ટર મહાશય આ વખતે શિયાળાના કેટલાક દિવસ રહેવા માટે હૃષીકેશમાં આવી રહેશે. આ જાણી મને ખૂબ આનંદ થયો. એમને રહેવા માટે સ્થળ વગેરેની ગોઠવણ કરવામાં મેં ઠીક પરિશ્રમ લીધો. જે દિવસે એઓ આવ્યા, તે દિવસે 'દાસ નવમી' (સમર્થ રામદાસની પુણ્યતિથિ) હતી. અનંતબુવાએ સમર્થની તિથિ પાળી હતી. એ દિવસથી અમે રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદનાં સ્મરણો માસ્ટર મહાશય પાસે અનેક વાર જઈને સાંભળતા. એ વખતે એમના સ્વરમાં પ્રેમાર્દ્રતા અને અપત્ય (બાળકમાં હોય છે તેવી) પ્રેમવત્સલતા વિશેષ રૂપમાં પ્રગટ થતી. અમારામાંથી અનંતબુવાની ભક્તિ જોઈ એમને ખૂબ જ આનંદ થતો. એક દિવસ માસ્ટર મહાશયે મને પૂછ્યું, "તારે હજી ઘણાં કર્મ કરવાનાં છે જ્યારે બુવાનાં બધાં કર્મો સંપૂર્ણ થયેલ હોવાથી હવે એમને ભાગે કેવળ ભક્તિ-ભક્તિ જ રહી છે."

સાધકે કેવી રીતે રહેવું, કેવું આચરણ રાખવું, અને કેટલું બોલવું તથા ક્યાં સુધી મૌન-રહેવું એ બધી બાબતો એઓ ખૂબ વિસ્તારથી સમજાવતા.

માસ્ટર મહાશયની પાસે રામકૃષ્ણ પરમહંસના સમયની નિત્યનોંધની નાની નાની ચોપડીઓ રહેતી. એમાંનું કોઈ પાનું ઉઘાડીને એમાં લખેલી બાબતોને જોતા અને પછી પાંચ-સાત મિનિટ આંખો બંધ કરીને એ વાતોનું ધ્યાન ધરતા. આમ કરતાં જ્યારે એ પ્રસંગ એમનાં અંતઃચક્ષુઓ સમક્ષ ખડો થતો ત્યારે એનું તેઓ વર્ણન કરવા લાગતા. એ વખતે અમને એવું લાગતું કે એ અમારી સન્મુખ બેઠા જ નથી પરંતુ એ પ્રસંગના સમયમાં રામકૃષ્ણ પરમહંસના સાંનિધ્યમાં પહોંચી ગયા છે.

શિષ્ટાચારમાં માસ્ટર મહાશય બહુ જ જૂના મતના લાગતા. અમારું મંડળ તથા બીજા બ્રહ્મચારીઓ અને સાધુ-સંન્યાસીઓ પાસેથી પોતે ગૃહસ્થાશ્રમી હોવાને કારણે ડગલેપગલે સંકોચ અનુભવતા. ખાવાની વસ્તુઓ અમે બીજે ઠેકાણેથી લાવતા એટલે એ તો એઓ અમારી પાસેથી ન જ લેતા. પરંતુ અમે એમનું આસન ઉપાડી દઈએ કે પાણીનો લોટો ભરી દઈએ એ પણ એમને ઠીક નહોતું લાગતું. એમના આ સંકોચને દૂર કરવા માટે પ્રથમ તો મેં મારો મહારાષ્ટ્રીય અત્યાગ્રહ કરી જોયો પરંતુ બંગાળી સાથીઓએ મને મના કરી. એમણે કહ્યું, 'માસ્ટર મહાશય તમારા આ આગ્રહથી ખિન્ન થાય છે.'

એક વિષયમાં તો મેં એમને બહુ જ દુઃખી કર્યા. હૃષીકેશમાં જ્યારે માસ્ટર મહાશય પ્રસિદ્ધ સંન્યાસીઓ અથવા વિભિન્ન સંસ્થાઓ જોવા જતા ત્યારે મારે પણ એમની સાથે જવું પડતું. એ સમયે મેં એમની સાથે લોકો ઉચિત સન્માનપૂર્વક વર્તે એ વિચારે કોઈ પણ વાર્તાલાપ શરૂ થતાં પહેલાં હું જલદીથી એમનો પરિચય આપવા માંડતો કે એઓ સ્વામી વિવેકાનંદના ગુરુભાઈ હતા. એમણે શ્રી રામકૃષ્ણના સંવાદો પ્રત્યક્ષ સાંભળીને લખ્યા હતા, ઈત્યાદિ. માસ્ટર મહાશય મને વારંવાર કહેતા કે મારે એમનો પરિચય ન આપવો કારણ કે એઓ બિલકુલ સાધારણ માણસની પેઠે બધું જોવા માગતા; સાથે સાથે એમને એ પણ જાણવું હતું કે એ સંન્યાસીઓ સાધારણ મનુષ્યના પ્રશ્નોના ઉત્તર કેમ આપતા. પણ મને તો એમ જ થતું કે જો લોકો એમની સાથે સંપૂર્ણ વિનયપૂર્વક નહીં વર્તે અને મામૂલી સમજીને વાત કરશે તો મારી શી દશા ! હું મારી આંખો સમક્ષ એમનું અપમાન અથવા અનાદર કેમ જોઈ શકીશ. એમ થવા દેવું એ મારે માટે કર્તવ્યચ્યુત થવા જેવું ન ગણાય? આ ભાવનાથી હું જીવ મુઠ્ઠીમાં રાખીને એમની સાથે ઘૂમતો, કોઈ પણ સ્થળે એમનો પરિચય આપવાનું ન ભૂલતો.

એક દિવસ એમને હું સ્વામી રામતીર્થના એક શિષ્ય પાસે લઈ ગયો. એઓ અંગ્રેજી જાણતા હતા. ત્યાંથી પાછા ફર્યા પછી બીજે દિવસે હું એકલો જ એ રામશિષ્ય પાસે ગયો. એ વખતે એમણે એક બીજા સજ્જન જોડે માસ્ટર મહાશયના સંબંધમાં વાત કરતાં કહ્યું – એઓ પોતાને વિવેકાનંદના ગુરુ તરીકે ઓળખાવે છે. એમના આ ઉદ્‌ગારોમાં તિરસ્કાર જેવો કંઈક ભાવ સ્પષ્ટ દેખાતો હતો.

હું તરત જ સમજી ગયો કે મેં કરેલ વર્ણનમાંથી 'ગુરુભાઈ' શબ્દ એમણે પૂરો સાંભળ્યો નથી. એટલે મેં એ જ ક્ષણે એમની ભૂલ સુધારી. જોકે પોતાની આ ભૂલ તો એમણે સુધારી, પરંતુ પેલો તિરસ્કારનો ભાવ એમના ચહેરા પરથી ન ખસ્યો. પણ એમ કહી શકાય કે એ ભાવ વધુ દૃઢ થયો. મને બહુ જ માઠું લાગ્યું. અને તે દિવસથી એક મહાપુરુષની મારે હાથે વ્યર્થ જ અસેવા થઈ રહી છે એ વિચારીને મેં એમનો ઉચિત પરિચય આપવાના સ્વેચ્છાએ સ્વીકારેલ કર્તવ્યનો ત્યાગ કર્યો.

ગંગાને કિનારે કેરી અને નાળિયેરના આકારના ઘણા પથ્થર પથરાયેલા હોય છે. એની ઉપર એક સાધુ એક જ સ્થાને સતત બેઠેલો દેખાતો. કોઈ શ્રદ્ધાળુએ એમને તડકો અને હવાથી બચાવવા એના પર એક રાવટી જેવું ઊભું કરી દીધું હતું. માસ્ટર મહાશયે હૃષીકેશના હજારો સાધુઓમાંથી એને જ પસંદ કર્યો. એઓ વારંવાર એની પાસે જઈને બેસતા. મને પણ બેચાર વાર એની પાસે લઈ ગયા. એ સાધુના બબડાટનો અર્થ હું કંઈ જ સમજ્યો નહીં હોવાથી એની ઉપેક્ષા કરતો. પણ માસ્ટર મહાશય મને એ પ્રલાપમાંથી કોઈ ખાસ વચન લઈને એનો ગૂઢ અર્થ સમજાવ્યા કરતા. એમનું એ વિવેચન મને બહુ આકર્ષક અને શિક્ષાપ્રદ લાગતું પણ તે સાથે મનમાં એવી પણ શંકા રહેતી કે એ બધી વાત એ સાધુના મનમાં હતી કે માસ્ટર મહાશયે પોતાની ભોળી શ્રદ્ધાથી એ પાગલના પ્રલાપમાંથી આવો મહાન અર્થ કાઢ્યો છે. એક વાર એ પણ શંકા થઈ હતી કે સ્વામી વિવેકાનંદ અને એમના ગુરુભાઈઓએ મળીને તો રામકૃષ્ણ પરમહંસનું આટલું મહત્ત્વ નહીં વધારી દીધું હોય! પણ આ જાતની શંકા કે નાસ્તિકતા એક ક્ષણ જ ટકી અને મને મારા પોતાને માટે બહુ શરમ લાગવા માંડી. જ્યારે મેં પરમહંસનું ભવ્ય ચરિત્ર અને એમના ઉદ્‌ગારો જાતે જ વાંચ્યા હતા ત્યારે તો આ શંકા ટકવાનું શક્ય જ નહોતું. પણ આખરે તો માણસનું મન છે ને, ક્યાંય ક્યાંયથી શંકાઓ ઊભી કરશે અને ક્યાંય ક્યાંય આથડશે. માસ્ટર મહાશયને શ્રદ્ધા હતી કે રાવટીમાં રહેનાર તે સાધુ ઉચ્ચ કોટિના મહાત્મા હતા. હું એમની એ શ્રદ્ધાને માર્ગે ન ગયો. પણ છતાંયે માસ્ટર મહાશય કંઈ ભોળા તો નહોતા જ. પોતાની ટપાલ લેવા ક્યારેક ક્યારેક એ જાતે જ જતા. એક દિવસ ત્યાંથી આવીને મને ધીરેથી કહેવા લાગ્યા, ત્યાંના પોસ્ટ માસ્તરને 'સર' કહી બોલાવવાથી તે બહુ ખુશ થાય છે અને આપણું કામ ખૂબ શાંતિ અને શીઘ્રતાથી કરી આપે છે.

હૃષીકેશ પછી માસ્ટર મહાશય કેટલાક દિવસ વૃંદાવન જઈને પણ રહ્યા હતા. ત્યાં એક વાર હું પણ 'પ્રેમ વિદ્યાલય'ના ઉત્સવ ઉપર ગયો હતો. ઉત્સવના અવસરે એ સંસ્થાના પ્રાણરૂપ અને પ્રખ્યાત દેશભક્ત રાજા મહેન્દ્રપ્રતાપ તદ્દન સાદા વેશમાં નમ્રભાવે અહીંથી તહીં જતાઆવતા દેખાતા હતા. જેમણે એમને જોયા હતા તેઓ તો એમની આત્મવિલોપનની ભાવના પર ખૂબ આશ્ચર્ય

પામતા હતા. હું માસ્ટર મહાશયને એ ઉત્સવમાં લઈ ગયો. આ વખતે મેં નિશ્ચય કરી લીધો હતો કે એમનો કોઈ પણ જાતનો પરિચય કોઈને નહીં આપું. અમે અમારે સ્થાને જઈને બેઠા. એટલામાં જ માસ્ટર મહાશયે એટલા જબ્બર જનસમુદાય વચ્ચે રાજા મહેન્દ્રપ્રતાપને બરાબર ઓળખી કાઢ્યા અને મારા કાનમાં ધીરેથી કહ્યું "એ પેલા સફેદ સાફો બાંધેલ પણે ઊભા રહેલા છે તે જ રાજા મહેન્દ્રપ્રતાપ કે? એ જ હોવા જોઈએ." હું તો આશ્ચર્ય જ પામી ગયો, હા એ જ હશે. પરંતુ આપે એને કેવી રીતે ઓળખી કાઢ્યા? એમણે કહ્યું, "મને એવું અંતરમાં ઊગી આવ્યું કે, એ જ એ મહાપુરુષ હોવા જોઈએ. એમની આંખો તો જુઓ. એમાં કેટલી ગંભીરતા, જનકલ્યાણ માટે અંતર્વેદના અને એક પ્રકારની ભવ્ય શાંતિ દેખાય છે. એ મહાપુરુષ જ્યાં હશે ત્યાં પોતાની ભવ્યતાથી ઊંચા જ દેખાશે."

ઉત્સવ પછી મેં માસ્ટર મહાશય સાથે થોડી સાર્વજનિક જીવનની વાતો કરવાની ઈચ્છા કરી, પરંતુ એમને એ રુચ્યું નહીં. અત્યંત કોમલ અને નમ્ર સ્વરે એમણે કહ્યું, "તારા જેવા સાધકોએ એવી વાતોને મનમાં પણ સ્થાન ન આપવું જોઈએ. તું તો અખંડ ઈશ્વરપ્રાપ્તિનો જ વિચાર કરે એ જ યોગ્ય છે."

એમનું કથન મને સાચું તો લાગ્યું. પરંતુ મારો વૈરાગ્ય એવા પ્રકારનો નહોતો, એમાં હું શું કરું?

આ પછી એક વાર જ્યારે કલકત્તા એમને હું મળવા ગયો ત્યારે એઓ ખૂબ વૃદ્ધ થઈ ગયા હતા. પરંતુ છતાં એમને જર્જર તો ન કહી શકાય. એમની બેઠકમાં બે નાની પાટ, એક પુસ્તક અને એક નોટબુક સિવાય કંઈ જ નહોતું. એમણે મને મીઠાઈ મગાવીને બહુ આગ્રહપૂર્વક ખવરાવી અને મારા મિત્રો વિશે આવશ્યક પૂછપરછ પણ કરી. જ્યારે એમણે જાણ્યું કે હું શાંતિનિકેતનમાં જઈને કેટલોક સમય અધ્યાપન-કાર્ય કરવાનો છું ત્યારે એમણે મને સૂચન કર્યું કે અમે પહાડીમાં એક શિક્ષણસંસ્થા ખોલવા ઈચ્છીએ છીએ, તું એમાં ભાગ લેશે? પરંતુ એમને હું અનિશ્ચિત જેવો જવાબ આપીને પાછો ફર્યો કારણ કે એ સમયે ટાગોરની સંસ્થા તરફ મને વિશેષ આકર્ષણ હતું. માસ્ટર મહાશય સમજ્યા હશે કે આ જુવાન એ એકાન્તને નહીં પચાવી શકે, શિક્ષણના ક્ષેત્રનો એ કીડો છે અને રામકૃષ્ણ મિશનના વૈરાગ્ય તરફ એનું વલણ છે, એટલા માટે એને ત્યાં જ લગાડી દેવો ઠીક છે. પરંતુ એ પોતે તો સર્વ પ્રકારના વ્યવસાયોથી મુક્ત થઈ ચૂક્યા હતા, 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના અનેક ભાગોની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી હતી; એનું સંશોધન કરવા ઉપરાંત અન્ય કથાપ્રસંગોના સંવાદોને નિષ્ઠાવાન લોકોને માટે નવી નવી ઢબે વિશિષ્ટ બનાવવા સિવાય બીજી કોઈ પણ પ્રવૃત્તિમાં એઓ ભાગ ન લેતા.

હું એમને ઘણી વાર મળ્યો, અને અનેક પરિસ્થિતિઓમાં મેં એમને જોયા.

દરેક પ્રસંગે મારા મન પર એવી જ છાપ પાડી કે એઓ એક મહાન વિભૂતિ છે. રામકૃષ્ણ પરમહંસ પાસેથી એમને ખરેખર કોઈ અદ્ભુત વસ્તુ પ્રાપ્ત થઈ છે. અને એ જ કારણથી એમના જીવનમાં અલૌકિક અને સ્થાયી પરિવર્તન થયું છે. એમની એ શાંતિ, ઈશ્વરનિષ્ઠા અને પિતાતુલ્ય વાત્સલ્ય હું કદી નહીં ભૂલી શકું.

મેં રામકૃષ્ણ પરમહંસના ત્રણ શિષ્યો જોયા: માસ્ટર મહાશયની સન્મુખ ગુરુદેવની ચર્ચા આરંભ કરતાં જ એમના અંતરમાં જાણે પ્રેમની ધારા ફૂટતી અને એમના મોંમાંથી પરમહંસના ઉપદેશનું દુગ્ધામૃત વહેવા લાગતું. સ્વામી પ્રેમાનંદ સ્વભાવે બરાબર નામ તેવા ગુણ ધરાવનારા અને આચરણે મૂક સેવાનંદ હતા. એમને જ્યારે ગુરુદેવનાં સંસ્મરણો સંભળાવવાનું કહેતા ત્યારે કંઈક કહેવાનો પ્રયત્ન કરવા એકાગ્ર થતા પણ જોતજોતામાં જ ગદ્ગદ થઈ જતા અને મોંમાંથી એક શબ્દ પણ ઉચ્ચારી શકતા નહીં અને ચૂપ થઈ રહેતા. સ્વામી બ્રહ્માનંદની પાસે ગુરુદેવની ચર્ચા ખોલીએ તો ઘડીક ગંભીર ચર્ચા થયા પછી તુરત વિષયાંતર કરી નાખતા, જાણે મૂકભાવથી એમ કહેતા કે અમારો એ ગૂઢ અને પવિત્ર અનુભવ વાણીથી વ્યક્ત ન થઈ શકે. એ વાતો તમારે માટે નથી. એ અચિંત્ય ભાવનાઓને વાણી સાથે જોડી દેવી ઉચિત નથી.

કલકત્તામાં રહેતા ત્યારે માસ્ટર મહાશયને જ્યારે પણ કંઈ દવાની જરૂર પડતી તો તે પણ એઓ એ દુકાનેથી જ લેતા કે જ્યાંથી ગુરુદેવ લેતા. ગુરુદેવને જે ખોરાક પસંદ હતો તે જ તેઓ પસંદ કરતા. કેશવચંદ્ર સેનના બાલમંદિરમાં ગુરુદેવ જે સ્થાને ઊભા રહેતા તે જ સ્થાને એ જ ભાવનાથી એઓ થોડી વાર ઊભા રહેતા કે જે ભાવનાથી આપણે દેવમંદિરમાં દર્શને જતાં થોડી વાર બેસી જઈએ છીએ. ગુરુદેવને જે રંગની ચાદર ગમતી, જેવાં સ્લીપર એઓ પહેરતા, એવી જ ચીજો એ જ દુકાનોએથી મગાવીને ઉપયોગમાં લેતા. એમની એ ભક્તિ, એ વૈરાગ્ય અને ગૃહસ્થને ઉચિત એવો નમૂનો જોઈને મનમાં થતું કે ભિક્ષુ-સંન્યાસી થવામાં શું ખરેખર જ કોઈ લાભ છે?

રામકૃષ્ણ મિશનના અનેક બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ તથા મિશનની બહાર રહેનાર ઘણા શ્રદ્ધાવાન લોકોએ માસ્ટર મહાશય પાસેથી પ્રેરણાત્મક જ્ઞાન મેળવ્યું છે. ખરે જ ગઈ પેઢીની એઓ એક અલૌકિક વિભૂતિ હતા.

## ૪૯. સ્વ. મહાવીરપ્રસાદજી દ્વિવેદી

હિંદુ ધર્મનું વર્ણન કરતાં મહારાષ્ટ્રના એક ઈસાઈ લેખકે એને વડલાની ઉપમા આપી હતી. વડલાની દરેક શાખા પોતાની વડવાઈ જમીન સુધી પહોંચાડે છે અને મૂળ વૃક્ષની સાથે સંબંધ રાખવા છતાં પોતાનું પોષણ સ્વતંત્ર રીતે સીધું

જમીનમાંથી મેળવી શકે છે. આ જ કારણથી અસલી ઝાડનું થડ પુરાણું બનીને સુકાઈ જાય અગર પોલું થઈ જાય તોપણ આખું ઝાડ જીવન્ત રહે છે; એટલું જ નહીં પણ પોતાની છાયાનો વિસ્તાર પણ વધારતું રહે છે.

આચાર્ય મહાવીરપ્રસાદજી દ્વિવેદીના મૃત્યુથી હિન્દી સાહિત્યજગતમાં તથા તેના વૃત્તવિવેચનમાં એક મોટા વડલાના થડનો નાશ થવા પામ્યો છે. તે ક્યારનુંય સુકાઈ તો ગયું હતું; તોપણ તે તેના આશીર્વાદરૂપી આધારવૃક્ષની બધી ડાળીઓથી જોડાયેલું હતું. કોઈ ગુરુકુલનો કુલપતિ જેવી રીતે પોતાના અનેકાનેક વિદ્યાર્થીઓને અન્નદાનાદિ પોષણ આપીને ભણાવે છે તેવી રીતે 'સરસ્વતી' કુળના આચાર્ય દ્વિવેદીજીએ હિન્દીના કેટલાય યુવાનોને પ્રોત્સાહન તથા દિશાદર્શનનું પોષણ આપીને સાહિત્યના ઉપાસક બનાવ્યા હતા.

મહાવીરપ્રસાદજી એક સાચા ભાષાભક્ત હતા, સાચા સાહિત્યરસજ્ઞ હતા. શુદ્ધિ અને સમૃદ્ધિનો આગ્રહ એ તો દરેક સંસ્કૃતિનો આત્મા હોય છે. મહાવીરપ્રસાદજીમાં એ બંને બાબતો ભરપૂર હતી. જેને આપણે શુદ્ધ હિન્દી કહીએ છીએ તેના તેઓ આચાર્ય હતા. એમની સંભાળથી જ હિન્દી શૈલીએ આધુનિક રૂપ ગ્રહણ કર્યું.

વર્તમાન હિન્દીના પિતા ભારતેન્દુ હરિશ્ચંદ્ર ગણાય છે. પરંતુ આજ એમનું સાહિત્ય વાંચતાં ચિત્ત પર એ અસર થાય છે કે આપણે વીતી ગયેલા જમાનાની ભાષા સાંભળી રહ્યા છીએ. 'સરસ્વતી' કુળની સ્થાપનાના દિવસોમાં મહાવીરપ્રસાદની ભાષા જેવી પ્રચલિત હતી તેવી જ આજે પણ છે.

એક સ્થિતિ બધાય પ્રાન્તોમાં જોવામાં આવે છે કે જે લોકો પોતપોતાની ભાષાને સાહિત્યિક પરંપરાથી ખેડતા આવ્યા છે તેમની ભાષા વિશુદ્ધ અને રૂઢિપ્રયોગવાળી બનવા છતાં લોકસુલભ બને છે. પરંતુ તે ભાષા હવે કંઈક પાછળ પડી ગઈ છે. જે લોકોએ પોતાની ભાષા અને એના સાહિત્ય માટે જરા પણ મહેનત કદી કરી નથી, અને જેમણે કૉલેજમાં જઈને માત્ર સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય ઉપર જ બધો પરિશ્રમ કર્યો છે, તેઓ જ્યારે દેશી ભાષામાં લખે છે ત્યારે, એમની શૈલી સુંદર, શુદ્ધ, વિશાળ અર્થવાળી અને સંસ્કારસંપન્ન હોવા છતાં પણ પરંપરાથી વંચિત હોવાને લીધે લોકસુલભ નથી હોતી. ભારતમાં વિશ્વવિદ્યાલયોની સ્થાપના પછી દરેકેદરેક પ્રાન્તીય ભાષાની આવી જ હાલત થઈ ગઈ છે. કદાચ આ જ કારણથી બધાય પ્રાન્તોના શિક્ષિત સમાજની ભાષા, જો આપણે લિપિભેદ અને પ્રત્યયભેદને ભૂલી જઈએ તો, એકસરખી અને જનતાની ભાષાથી જુદી પડી ગયેલી છે. મહાવીરપ્રસાદજીની ભાષા આ નવી શૈલીની પ્રતિનિધિ છે કે નહીં એ હું નથી કહી શકતો, પરંતુ આપણને સૌને તે તેની બિલકુલ નજીક હોય તેવી માલૂમ પડે છે. દરેક પ્રાન્તની જનતા આ નવી શૈલીને ગ્રહણ કરવાનો પ્રયત્ન તો કરે જ છે. પરંતુ આપણી સંસ્કારિતા પરિપક્વ કર્યા બાદ આ શૈલી લોકસુલભ બનાવવાના દિવસ આવી ગયા છે. કદાચ પ્રેમચંદજીએ આ

પ્રયત્ન સૌથી વધારે સફળતાથી કર્યો છે.

સારું થયું છે કે અંગ્રેજી શિક્ષણના પ્રચારની સાથે સંસ્કૃતના અગર અરબી-ફારસીના અભ્યાસને ફરજિયાત બનાવવામાં આવ્યો. થોડા દિવસ માટે જો ઉત્તર હિન્દુસ્તાનમાં સંસ્કૃત તથા ફારસી બન્નેનો ભેગો અભ્યાસ ફરજિયાત કરવામાં આવે તો સંભવ છે કે હિંદી અને ઉર્દૂ બન્ને શૈલીઓના સવ્યસાચી શૈલીધરો, પદ્મસિંહ જેવા, આંગળીને વેઢે ગણાય તેટલા ન રહે; અને મુસલમાનોને હિન્દીની જેટલી ભડક આજે છે તેટલી ન રહે. સંસ્કૃતને લીધે આપણી પ્રાંતીય ભાષાઓ એકબીજાથી ઘણી જ નિકટ આવી ગઈ છે. ફારસીનો અભ્યાસ પણ એમાં મદદ કરે, અને જો પ્રાંતીય ભાષાઓ લિપિભેદ ટાળી નાખે તો આ બધી ભાષાઓ ખૂબ વેગથી એકબીજાની નજીક વધારે ને વધારે આવી જશે. પ્રાંતીય લિપિભેદને લીધે આપણે એ જાણી પણ નથી શકતા કે આપણે એકબીજાથી કેટલા નજીક છીએ.

એક વ્યક્તિ તરીકે પણ મહાવીરપ્રસાદજીનું જીવન આપણે માટે આકર્ષક છે. જીવનના સિદ્ધાંતો નક્કી કરીને એના પાલનમાં દૃઢ રહેવું એ કાંઈ જેવી તેવી સિદ્ધિ નથી. સમયપાલન, સિદ્ધાન્તપાલન અને અવિરત ઉદ્યોગ એ ત્રિવિધ સિદ્ધિઓ જેણે બતાવી તે જરૂર આચાર્ય છે; પછી ભલે કોઈ વિદ્યાપીઠ એને એ ઉપાધિ આપે કે ન આપે.

'સરસ્વતી' દ્વારા મહાવીરપ્રસાદજીએ માત્ર હિંદીનું રૂપ નિશ્ચિત કરી દીધું, એટલું જ નહીં પણ તેમણે વૃત્તવિવેચનનો એક સુંદર આદર્શ પણ દેશની સામે મૂક્યો.

મહાવીરપ્રસાદજીના દેહાન્ત પછી જ્યારે મેં એમની ટૂંકી આત્મકથા વાંચી – જે તેમણે દ્વિવેદી અભિનન્દન ગ્રંથનો સ્વીકાર કરતાં હિંદી જગતની સામે મૂકી હતી – ત્યારે મને એમના જીવનની એક સુંદર બાજુ જોવા મળી. સાહિત્ય દ્વારા ધન અને કીર્તિ મેળવવાના લોભથી જ્યારે એમણે એક શૃંગારપ્રધાન કથા લખી નાખી અને તેઓ એવા સાહિત્યના લેખક તરીકેની કારકિર્દીનાં સ્વપ્ન જોવા લાગ્યા ત્યારે એમનાં ધર્મપત્નીએ એમને કેવી રીતે રોક્યા, એનું વર્ણન એમણે શુદ્ધ અને સ્ફટિક જેવા નિર્મળ ભાવથી એ આત્મનિવેદનમાં કર્યું છે. ભારતની નારીઓએ પોતાની સૌમ્ય શક્તિથી દેશના ચારિત્ર્યધનને આજ સુધી કેટલું જાળવ્યું છે એનો આ એક દાખલો છે. જરાય આશ્ચર્યની વાત નથી કે મહાવીરપ્રસાદજી પોતાની ધર્મપત્નીના પૂજક બન્યા.

આત્મનિવેદનના આ અંશમાં એટલી પારદર્શક નિર્મળતા છે કે એ ઠેકાણે સાહિત્યકાર દ્વિવેદીજીને બદલે આર્યવ્યક્તિ દ્વિવેદીજી જ વિશેષ રૂપથી આપણી સામે ખડા થઈ જાય છે. અને જે પાવનશક્તિ આપણે સ્વામી શ્રદ્ધાનન્દજીના "कल्याण मार्ग के पथिक"માં જોઈએ છીએ એ જ શૈત્યપાવનત્વનો અનુભવ આપણે આ રસિક પુસ્તકોના વર્ણનમાં કરીએ છીએ.

દ્વિવેદીજીનું કાર્ય સંપૂર્ણ થઈ ગયું છે. એમનું કાર્ય આગળ ધપાવવાનો હવે

સવાલ રહ્યો નથી. હિન્દી સાહિત્યના એક યુગને જ એમનું નામ મળી ચૂક્યું છે. એમની ચારિત્ર્યનિષ્ઠા, ભાષાભક્તિ અને સાહિત્યસેવા તથા નિ:સ્પૃહ, નિર્ભય સિદ્ધાન્તનિષ્ઠા એ જ આપણે માટે એક મોટો વારસો છે. દ્વિવેદીજીનું ખરું સ્મારક તો આજની હિન્દીમાં અને એની શૈલીના એકેએક વાક્યમાં આપણે જોઈએ છીએ. દ્વિવેદીજીની તપસ્યા સિદ્ધ થઈ ગઈ છે.

કૃતકૃત્ય થઈને જ એમણે આ દુનિયા છોડી છે.

ફેબ્રુઆરી, ૧૯૩૯

## ૫૦. પ્રતિભાશાળી શીઘ્રલિપિકાર દાબકે

શ્રી ગજાનન દાબકે એ મને મહારાષ્ટ્રના અગ્રગણ્ય નાટકકાર મામા વરેરકરની આપેલી ભેટ હતા. મુંબઈમાં બેએક વરસ પર અમે મળેલા ત્યારે તેમણે ભાઈ દાબકેની સાથે મારો પરિચય કરાવ્યો હતો. દાબકેએ અંગ્રેજી શીઘ્રલિપિ (શૉર્ટહૅન્ડ) શીખી લઈને મરાઠી શૉર્ટહૅન્ડની પદ્ધતિ શોધવાની શરૂઆત કરી હતી. આ નાના જુવાનનો એ ઉત્સાહ અને આત્મવિશ્વાસ જોઈને મારું મન એના તરફ ખેંચાયું હતું. અમે વર્ધામાં ભારતની તમામ ભાષાઓના શીઘ્રલેખકોને બોલાવીને એક નાનકડું સંમેલન ભર્યું ત્યારે મેં ગજાનન દાબકેને મામાની મારફતે ખાસ નિમંત્રણ મોકલ્યું હતું. ગજાનન ભારે ઉત્સાહ અને ઉમંગભેર આવ્યો. એ આવ્યો ને એણે પોતાનો પ્રભાવ પહેલી જ બેઠકમાં બતાવી દીધો. એને ખબર હતી કે જે જાતની તૈયારી એણે કરી હતી એવી બીજી કોઈએ કરી નહોતી. તપશ્ચર્યા અને સ્વયંપ્રજ્ઞાનું તેજ એના ચહેરા પર હતું. યૌવનની સાથે આત્મવિશ્વાસનું બળ પણ એનામાં ફૂટવા લાગ્યું હતું. એણે પોતાની વાતો ટૂંકામાં સૌની સામે રજૂ કરી. પરિષદમાં આવેલા સૌના પર એની છાપ પડી. શ્રીમન્નારાયણજી અગ્રવાલે કહ્યું કે ભાઈને આપણે સેવાકાર્યમાં લેવા જોઈએ. મેં એની સાથે વાતચીત કરી. ગજાનને કહ્યું, "મને તો આ જ કળાની લેહ લાગેલી છે. મારો કોઈ કામમાં ઉપયોગ થઈ શકે એમ હોય તો હું એને માટે તૈયાર છું. પણ હું મામાની સાથે બંધાયેલો છું. તમે એમને લખીને મને તમારી પાસે લઈ શકો છો." મેં મામાને લખ્યું. મામાએ પણ જોઈ લીધું કે આ છોકરાનો ને દેશની પ્રગતિનો ભાગ્યોદય થઈ રહ્યો છે; એને પોતાના સ્વાર્થને માટે રોકી રાખવો એ સારું નહીં. એમણે બહુ પ્રેમથી ગજાનનને આશીર્વાદ આપ્યા. બધી વાતો નક્કી થઈ અને ગજાનન વર્ધા આવીને મારી સાથે રહેવા લાગ્યો. આવતાંવેંત એણે કહ્યું કે "મામાએ મને આશીર્વાદ તો આપ્યા છે, પણ એમનું જે કામ અધૂરું છે તે હું વચ્ચે વચ્ચે જઈ આવીને પૂરું કરીશ, અને એમને જ્યારે જરૂર પડે ત્યારે એમની પાસે જવાની રજા તમારે મને આપવી પડશે." આ નિષ્ઠા જોઈને હું વધારે પ્રસન્ન

પ્રયત્ન સૌથી વધારે સફળતાથી કર્યો છે.

સારું થયું છે કે અંગ્રેજી શિક્ષણના પ્રચારની સાથે સંસ્કૃતના અગર અરબી-ફારસીના અભ્યાસને ફરજિયાત બનાવવામાં આવ્યો. થોડા દિવસ માટે જો ઉત્તર હિન્દુસ્તાનમાં સંસ્કૃત તથા ફારસી બન્નેનો ભેગો અભ્યાસ ફરજિયાત કરવામાં આવે તો સંભવ છે કે હિંદી અને ઉર્દૂ બન્ને શૈલીઓના સવ્યસાચી શૈલીધરો, પદ્મસિંહ જેવા, આંગળીને વેઢે ગણાય તેટલા ન રહે; અને મુસલમાનોને હિન્દીની જેટલી ભડક આજે છે તેટલી ન રહે. સંસ્કૃતને લીધે આપણી પ્રાંતીય ભાષાઓ એકબીજાથી ઘણી જ નિકટ આવી ગઈ છે. ફારસીનો અભ્યાસ પણ એમાં મદદ કરે, અને જો પ્રાંતીય ભાષાઓ લિપિભેદ ટાળી નાખે તો આ બધી ભાષાઓ ખૂબ વેગથી એકબીજાની નજીક વધારે ને વધારે આવી જશે. પ્રાંતીય લિપિભેદને લીધે આપણે એ જાણી પણ નથી શકતા કે આપણે એકબીજાથી કેટલા નજીક છીએ.

એક વ્યક્તિ તરીકે પણ મહાવીરપ્રસાદજીનું જીવન આપણે માટે આકર્ષક છે. જીવનના સિદ્ધાંતો નક્કી કરીને એના પાલનમાં દૃઢ રહેવું એ કાંઈ જેવી તેવી સિદ્ધિ નથી. સમયપાલન, સિદ્ધાન્તપાલન અને અવિરત ઉદ્યોગ એ ત્રિવિધ સિદ્ધિઓ જેણે બતાવી તે જરૂર આચાર્ય છે; પછી ભલે કોઈ વિદ્યાપીઠ એને એ ઉપાધિ આપે કે ન આપે.

'સરસ્વતી' દ્વારા મહાવીરપ્રસાદજીએ માત્ર હિંદીનું રૂપ નિશ્ચિત કરી દીધું, એટલું જ નહીં પણ તેમણે વૃત્તવિવેચનનો એક સુંદર આદર્શ પણ દેશની સામે મૂક્યો.

મહાવીરપ્રસાદજીના દેહાન્ત પછી જ્યારે મેં એમની ટૂંકી આત્મકથા વાંચી — જે તેમણે દ્વિવેદી અભિનન્દન ગ્રંથનો સ્વીકાર કરતાં હિંદી જગતની સામે મૂકી હતી — ત્યારે મને એમના જીવનની એક સુંદર બાજુ જોવા મળી. સાહિત્ય દ્વારા ધન અને કીર્તિ મેળવવાના લોભથી જ્યારે એમણે એક શૃંગારપ્રધાન કથા લખી નાખી અને તેઓ એવા સાહિત્યના લેખક તરીકેની કારકિર્દીનાં સ્વપ્ન જોવા લાગ્યા ત્યારે એમનાં ધર્મપત્નીએ એમને કેવી રીતે રોક્યા, એનું વર્ણન એમણે શુદ્ધ અને સ્ફટિક જેવા નિર્મળ ભાવથી એ આત્મનિવેદનમાં કર્યું છે. ભારતની નારીઓએ પોતાની સૌમ્ય શક્તિથી દેશના ચારિત્ર્યધનને આજ સુધી કેટલું જાળવ્યું છે એનો આ એક દાખલો છે. જરાય આશ્ચર્યની વાત નથી કે મહાવીરપ્રસાદજી પોતાની ધર્મપત્નીના પૂજક બન્યા.

આત્મનિવેદનના આ અંશમાં એટલી પારદર્શક નિર્મળતા છે કે એ ઠેકાણે સાહિત્યકાર દ્વિવેદીજીને બદલે આર્યવ્યક્તિ દ્વિવેદીજી જ વિશેષ રૂપથી આપણી સામે ખડા થઈ જાય છે. અને જે પાવનશક્તિ આપણે સ્વામી શ્રદ્ધાનન્દજીના "कल्याण मार्ग के पथिक"માં જોઈએ છીએ એ જ શૈત્યપાવનત્વનો અનુભવ આપણે આ રસિક પુસ્તકોના વર્ણનમાં કરીએ છીએ.

દ્વિવેદીજીનું કાર્ય સંપૂર્ણ થઈ ગયું છે. એમનું કાર્ય આગળ ધપાવવાનો હવે

સવાલ રહ્યો નથી. હિન્દી સાહિત્યના એક યુગને જ એમનું નામ મળી ચૂક્યું છે. એમની ચારિત્ર્યનિષ્ઠા, ભાષાભક્તિ અને સાહિત્યસેવા તથા નિઃસ્પૃહ, નિર્ભય સિદ્ધાન્તનિષ્ઠા એ જ આપણે માટે એક મોટો વારસો છે. દ્વિવેદીજીનું ખરું સ્મારક તો આજની હિન્દીમાં અને એની શૈલીના એકેએક વાક્યમાં આપણે જોઈએ છીએ. દ્વિવેદીજીની તપસ્યા સિદ્ધ થઈ ગઈ છે.

કૃતકૃત્ય થઈને જ એમણે આ દુનિયા છોડી છે.

ફેબ્રુઆરી, ૧૯૩૯

## ૫૦. પ્રતિભાશાળી શીઘ્રલિપિકાર દાબકે

શ્રી ગજાનન દાબકે એ મને મહારાષ્ટ્રના અગ્રગણ્ય નાટકકાર મામા વરેરકરની આપેલી ભેટ હતા. મુંબઈમાં બેએક વરસ પર અમે મળેલા ત્યારે તેમણે ભાઈ દાબકેની સાથે મારો પરિચય કરાવ્યો હતો. દાબકેએ અંગ્રેજી શીઘ્રલિપિ (શૉર્ટહૅન્ડ) શીખી લઈને મરાઠી શૉર્ટહૅન્ડની પદ્ધતિ શોધવાની શરૂઆત કરી હતી. આ નાના જુવાનનો એ ઉત્સાહ અને આત્મવિશ્વાસ જોઈને મારું મન એના તરફ ખેંચાયું હતું. અમે વર્ધામાં ભારતની તમામ ભાષાઓના શીઘ્રલેખકોને બોલાવીને એક નાનકડું સંમેલન ભર્યું ત્યારે મેં ગજાનન દાબકેને મામાની મારફતે ખાસ નિમંત્રણ મોકલ્યું હતું. ગજાનન ભારે ઉત્સાહ અને ઉમંગભેર આવ્યો. એ આવ્યો ને એણે પોતાનો પ્રભાવ પહેલી જ બેઠકમાં બતાવી દીધો. એને ખબર હતી કે જે જાતની તૈયારી એણે કરી હતી એવી બીજી કોઈએ કરી નહોતી. તપશ્ચર્યા અને સ્વયંપ્રજ્ઞાનું તેજ એના ચહેરા પર હતું. યૌવનની સાથે આત્મવિશ્વાસનું બળ પણ એનામાં ફૂટવા લાગ્યું હતું. એણે પોતાની વાતો ટૂંકામાં સૌની સામે રજૂ કરી. પરિષદમાં આવેલા સૌના પર એની છાપ પડી. શ્રીમન્નારાયણજી અગ્રવાલે કહ્યું કે ભાઈને આપણે સેવાકાર્યમાં લેવા જોઈએ. મેં એની સાથે વાતચીત કરી. ગજાનને કહ્યું, "મને તો આ જ કળાની લેહ લાગેલી છે. મારો કોઈ કામમાં ઉપયોગ થઈ શકે એમ હોય તો હું એને માટે તૈયાર છું. પણ હું મામાની સાથે બંધાયેલો છું. તમે એમને લખીને મને તમારી પાસે લઈ શકો છો." મેં મામાને લખ્યું. મામાએ પણ જોઈ લીધું કે આ છોકરાનો ને દેશની પ્રગતિનો ભાગ્યોદય થઈ રહ્યો છે; એને પોતાના સ્વાર્થને માટે રોકી રાખવો એ સારું નહીં. એમણે બહુ પ્રેમથી ગજાનનને આશીર્વાદ આપ્યા. બધી વાતો નક્કી થઈ અને ગજાનન વર્ધા આવીને મારી સાથે રહેવા લાગ્યો. આવતાંવેંત એણે કહ્યું કે "મામાએ મને આશીર્વાદ તો આપ્યા છે, પણ એમનું જે કામ અધૂરું છે તે હું વચ્ચે વચ્ચે જઈ આવીને પૂરું કરીશ, અને એમને જ્યારે જરૂર પડે ત્યારે એમની પાસે જવાની રજા તમારે મને આપવી પડશે." આ નિષ્ઠા જોઈને હું વધારે પ્રસન્ન [illegible]

થયો ને એને વિશેની મારી આશાઓ વધી.

વર્ધા આવતાં જ ગજાનન ઘરના લાડકા દીકરા જેવો થઈ ગયો. અને પાંડુરંગની ને એની દોસ્તી એકદમ જામી. પોતાની ધૂનમાં રચીપચી રહેલા પાંડુરંગની સાથે હળીમળીને રહેવું એ સહેલી વાત નહોતી. પણ આ બંને ગુણીજનોએ એકબીજાની કદર કરી; કેમ કે બંનેના સ્વભાવમાં પોતપોતાની ઢબનો સેવાભાવ ભરેલ હતો.

'સર્વોદય'ની કલ્પના સાંભળતાં જ ગજાનને કહ્યું કે "કાકાસાહેબ, તમે 'સર્વોદય'ની છપામણી ને 'ગેટઅપ'ની ચિંતા જરાયે ન કરશો. હું એ જોઈ લઈશ. મને છાપખાનાના કામની સારી પેઠે ખબર છે." છાપખાનાના કામની જાણ સાથે ટાઈપરાઈટિંગ અને મુદ્રણયંત્રોની રચનાને વિશે પણ એ સારી પેઠે જાણતો હતો. મેં એને કહ્યું કે "શીઘ્રલેખન, મુદ્રાલેખન અને વિદ્યુત્લેખન એ ત્રણેમાં જ્યાં લગી આપણે દેશી ભાષાઓની પ્રતિષ્ઠા નહીં વધારીએ ત્યાં લગી અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય હઠાવી નહીં શકીએ." એટલે એને એક નવી દૃષ્ટિનો અદ્ભુત આનંદ મળી ગયો. એણે મને સાક્ષી રાખીને પણ કીધું કે 'હું એ ત્રણે બાબતમાં શોધખોળ કરતો રહીશ, અને જે જે દિશામાં પ્રયત્ન કરવો જરૂરનો હશે તે તે દિશામાં મહેનતની જરાયે ખામી નહીં રાખું.' મારો વિચાર હતો કે લિપિસુધારા ને શીઘ્રલેખનમાંથી નિશ્ચિત થઈ ગયા પછી સુધારેલી નાગરીનું નવું ને બહુ સસ્તું ટાઈપરાઈટર બનાવડાવું, ને એ કામને માટે દાબકેને જર્મની પણ મોકલવો પડે તો જરૂર મોકલી દઉં.

ગજાનનમાં એ ખૂબી હતી કે જે કંઈ કરવાનું હોય તેને એ શાસ્ત્રીય રૂપ આપી દેતો. દુનિયાભરમાં જેટલી લઘુલેખનલિપિઓ છે એની સંજ્ઞાઓ યાને અક્ષરમાળા તો બધી લગભગ સરખી જ છે. એ સંજ્ઞાઓ લખવામાં જે ઓછોવત્તો વખત લાગે છે એનું સૂક્ષ્મ ગણિત ગજાનને સૌથી પહેલાં કર્યું. તે પછી નક્કી કર્યું કે દરેક ભાષામાં જે વર્ણ (ધ્વનિ) સૌથી વધારે બોલાય છે તેને માટે સૌથી સહેલી અક્ષરસંજ્ઞા રાખવી જોઈએ. એને માટે એણે મરાઠીનાં પ્રાતિનિધિક વ્યાખ્યાન, નવલકથા અને નિબંધોમાંથી વીસ લાખ શબ્દોનો હિસાબ કાઢયો, અને તે પછી જે જે વર્ણો સૌથી વધારે વાર આવતા હતા તેને સૌથી સહેલી સંજ્ઞા આપી દીધી.

વર્ધા આવ્યા પછી પણ એણે પોતાનું અધ્યયન બહુ જોરથી ચાલુ રાખ્યું હતું. પાણિનિની વર્ણવ્યવસ્થાનું અને ધ્વનિશાસ્ત્રનું એનું અધ્યયન જેમ જેમ વધ્યું તેમ તેમ તેણે પોતાની યોજનામાં જરૂરી ફેરફારો પણ કર્યા. રાતના બબ્બે વાગ્યા સુધી ગજાનનનાં અધ્યનન, ગણન અને ચિંતન ચાલુ રહેતાં.

એક દહાડો સવારે આવીને ગજાનને મને કહ્યું, "આજે મારી વરસગાંઠ છે. દર વરસે હું કંઈક ને કંઈક નવું કામ લઉં છું અને સાલભર એની પાછળ મંડયા રહેવાનો વિચાર રાખું છું." પછી એણે એનાં અનેક વર્ષોના વાર્ષિક સંકલ્પોની યાદી સંભળાવી, અને એમાં કેટકેટલી સફળતા મળી તેનું પણ ટૂંકમાં વર્ણન કર્યું.

મેં એને કહ્યું કે "એક વરસમાં હિંદીમાં પારંગત થઈ જાઓ ને ઉર્દૂ લિપિ પણ થોડી શીખી લો." એણે એ માન્યું. પણ મને લાગે છે એ સંકલ્પ કર્યાને એક અઠવાડિયું પણ પૂરું નહીં થયું હોય ને બિચારો ચાલ્યો ગયો!

ફક્ત પચીસ વરસ પૂરાં કરીને એની આયુધારા એકાએક ક્ષીણ થઈ ગઈ.

દુનિયાના મોટા મોટા શોધકોમાં જે ધૂન, લગની અને નિરલસ નિષ્ઠા હોય છે તે બધી એનામાં હતી. કલ્પનાનું પ્રાચુર્ય હતું. અને જે વસ્તુની જરૂર પડે તેનો તરત અભ્યાસ કરવાની પ્રતિભા એની પાસે હતી.

આવા ઊગતી આશા ને પ્રતિભાવાળા નવયુવકો ખોઈ બેસવા એ કેવી દુર્ભાગ્યની વાત છે! હું તો એની કંઈ પણ સેવા ન કરી શક્યો. મારા સાથીઓએ એને બચાવવાનો એક પણ પ્રયત્ન બાકી ન રાખ્યો; પણ કોઈની પાસે એના પિતાનું સરનામું ન હોવાથી એમને વખતસર ખબર ન આપી શકાઈ. એમને તાર મોડો મળ્યો અને ગજાનનને દેહ છોડ્યા પછી બેત્રણ મિનિટે જ બિચારા પિતા ઇસ્પિતાલમાં આવી પહોંચ્યા. પિતાને અમે શું સાંત્વન આપી શકીએ? ગજાનને મને અનેક વાર કહ્યું હતું કે "મારા પિતા ગણતરીના કામમાં બહુ હોશિયાર છે. દરેક કામમાં કેટલો વખત લાગ્યો, કેટલું ખરચ થયું, ફરી એ કામ કરવું હોય તો એના ખરચનો અંદાજ કેટલો થાય વગેરે વાતોની ગણતરી કર્યા વિના એમને ઊંઘ નથી આવતી. મારામાં જે કંઈ છે તે મેં મારા પિતાજી પાસેથી પ્રાપ્ત કરેલું છે. હું સ્વતંત્ર વૃત્તિનો છું, એટલે પિતાજીને આધારે રહેવું મને કદી ગમ્યું નથી. પણ દરેક ચીજને માટે હું પિતાજીનો જ આભારી છું." મને લાગે છે ગજાનનની આ પિતૃભક્તિની કદાચ એ વૃદ્ધ પિતાને પણ ખબર નહીં હોય. આપણો હિંદીઓનો સ્વભાવ જ સંકોચશીલ હોય છે. આપણી ગૂઢ ભાવના આપણે આપણા પ્રેમીજનોથી પણ છુપાવીએ છીએ. પોતાના પ્રિય પુત્રના મરણ પછી એની એ પિતૃભક્તિ વિશે સાંભળીને પિતાને સાંત્વન મળશે કે એમનું દુ:ખ વધશે એ કહેવું સહેલું નથી. પણ ગજાનનની આટલી શ્રદ્ધાંજલિ પિતાના અને સમાજના કાન સુધી પહોંચાડવાનો તો મારો ધર્મ છે.

**ઑગસ્ટ, ૧૯૩૮**

## ગજાનન દાબકેનું અપૂર્ણ કાર્ય

ઘણી વખત એવું જોવામાં આવે છે કે હિન્દીના પક્ષપાતી લોકો પણ મોટી મોટી સભાઓમાં પોતાનું મહત્ત્વપૂર્ણ ભાષણ એટલા માટે અંગ્રેજીમાં ઇચ્છે છે કે અંગ્રેજીમાં એનો અહેવાલ વિસ્તૃત અને બરાબર લેવામાં આવે છે અને ચોવીસ કલાકમાં દેશના ખૂણેખૂણામાં પહોંચી જાય છે—પહોંચાડવામાં આવે છે. જો આ સ્થિતિને બદલવી હોય અને હિન્દીને એનું સ્વાભાવિક સ્થાન અપાવવું હોય તો હિન્દીને માટે સૌથી પહેલાં એક એવી લઘુલિપિ કે શીઘ્રલેખનપદ્ધતિ ચલાવવ

જોઈએ કે તેના વડે હિન્દીમાં અપાયેલાં ભાષણ જેટલી ઝડપથી અંગ્રેજીમાં લેવામાં આવે છે એટલી જ સરળતા અને ઝડપથી લઈ શકાય. પછી, લઘુલિપિના સંકેતાક્ષરોમાંથી તેમને નાગરીમાં લખવા માટે અને તેની એકસાથે અનેક નકલો બનાવવા માટે અંગ્રેજી અથવા રોમન લિપિના ટાઈપરાઈટરના કરતાં વધારે સુગમ, સર્વાંગપરિપૂર્ણ અને સસ્તાં હોય તેવાં મુદ્રાલેખનયંત્ર (ટાઈપરાઈટર) પણ હોવાં જોઈએ.

ઉપરાંત, દેશભરમાં ખબરપત્રીઓનું એક એવું જબરદસ્ત સંગઠન પણ જોઈએ કે જેના દ્વારા ઓછામાં ઓછા પચીસ કે ત્રીસ સ્થાનોમાંથી હિન્દી-ખબર ભેગા કરી દેશનાં બધાં મુખ્ય વર્તમાનપત્રો ઉપર મોકલાવી દેવાય. ખબર મોકલવાનું આ કામ તાર દ્વારા નહીં થઈ શકે, તારઑફિસોની આજની વ્યવસ્થા અંગ્રેજી અને રોમન લિપિને જ માન્ય કરે છે, એને જ સ્વીકારે છે. આપણે એવો દિવસ લાવવો જોઈએ જ્યારે તારઑફિસો માટે પણ દેશી વર્ણમાલાના સંકેત નક્કી કરવામાં આવે અને નાગરી અક્ષર તથા હિન્દી ભાષામાં લખાયેલા તાર (સંદેશા) પણ તારઑફિસોમાં લેવામાં આવે અને એ જ અક્ષરો અને શબ્દોમાં હિન્દના ખૂણે ખૂણે પહોંચાડવામાં આવે.

લિપિસુધાર, શીઘ્રલેખનપદ્ધતિ, નાગરીનું સંપૂર્ણ અને સુલભ મુદ્રાલેખની યંત્ર, નાગરીની વિદ્યુલ્લિપિ (ટેલિગ્રાફિક કોડ) અને ખબરપત્રીઓનું સમાચાર-સંગઠન : આટલી વાતો રાષ્ટ્રભાષા અને પ્રાન્તીય ભાષાઓની પ્રતિષ્ઠા માટે, લોકજીવનની સમૃદ્ધિ માટે અને સ્વરાજ્યના વિચારોના પ્રચાર માટે અત્યંત આવશ્યક છે. રાષ્ટ્રીય જીવન-ના સંગઠનની આ ભવિષ્યની દૃષ્ટિ સામે રાખીને જે કામ આપણે શરૂ કર્યું છે તેમાં શીઘ્રલેખનના આવિષ્કારનું મહત્ત્વ આજકાલના યુગમાં અસીમ છે. આ કામમાં જેની સહાયતાથી આપણે ઘણું કાર્ય કરી શકતા હતા એવા એક ઉજ્જવલ ભવિષ્યવાળા નવયુવક શ્રી ગજાનન દાબકે હતા.

જીવનની દરેક વસ્તુને ગણિતમાં બદલી નાખવાની ધગશવાળા પિતાને ત્યાં ગજાનને જન્મ લીધો અને એ જ શક્તિ શીઘ્રલેખનપદ્ધતિમાં વૈજ્ઞાનિકતા લાવવાના કામમાં લાવવાનો એમણે નિશ્ચય કર્યો. એમની સામે એમની માતૃભાષા મરાઠી જ હતી. આજે દેશમાં દેશી ભાષાઓ માટે જે શીઘ્રલિપિઓ વધતી જાય છે, એમાં ઘણી વખત પશ્ચિમની શીઘ્રલિપિઓનું અંધ અનુકરણ હોય છે. લાંબા અનુ-ભવને અંતે એમાં કંઈ ને કંઈ સુધારણા સૂઝે છે. એવી આપણી આજની ભારતીય શીઘ્રલેખનપદ્ધતિ છે. એના ઘણાખરા લેખકો તો પિટમૅનનું જ અનુકરણ કરે છે. અમુક હદ સુધી એ ઠીક છે, કેમ કે પિટમૅનની વ્યવસ્થામાં આપણી વર્ણમાલાની વૈજ્ઞાનિકતાનો સ્વીકાર છે, અને એ જ વ્યવસ્થાને આધારે પિટમૅનની વર્ણવ્યવસ્થા બનાવવામાં આવી છે. ક, ચ, ટ, ત, પની વર્ણવ્યવસ્થા માનીને જ પિટમૅને

પદ્ધતિમાં સ્વરવ્યવસ્થા અંગ્રેજીભાષાની સહેલાઈની દૃષ્ટિએ કરવામાં આવી છે.

ગજાનન દાબકેએ જોયું કે વ્યંજનોને વ્યક્ત કરવા પિટમૅનમાં જે સંજ્ઞાઓ નક્કી કરવામાં આવી છે એમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ નથી. શીઘ્રલેખનના સાર્વત્રિક સિદ્ધાંતનું પાલન એમાં નથી. જો સંકેતલિપિની શીઘ્રતા સિદ્ધ કરવી હોય તો જે વર્ણોની પ્રચુરતા ભાષામાં વધારેમાં વધારે તેમને માટે સૌથી સહેલી સંજ્ઞાઓ ઠરાવવી જોઈએ, અને બાકીની સંજ્ઞાઓ પણ વ્યંજનોની પ્રચુરતાના ક્રમ પ્રમાણે જ (ઑર્ડર ઑફ ફ્રીક્વન્સી) નક્કી કરવી જોઈએ. આ સિદ્ધાંત સર્વમાન્ય હોવા છતાં તે પ્રમાણે લિપિ નક્કી કરવાનો નથી કોઈએ પ્રયત્ન કર્યો કે નથી કોઈને એ સૂઝયું. બાળક ગજાનને હાથમાં ક્રોનોમીટર (સૂક્ષ્મ ઘડિયાળ) લઈ શીઘ્રલિપિનાં સંકેતાક્ષરો લખવાનું શરૂ કર્યું અને સંકેતાક્ષરોની લેખનગતિ નક્કી કરી દીધી. ત્યાર પછી મરાઠીના પ્રતિનિધિરૂપ ગ્રંથો, નવલકથાઓ, નિબંધો અને વર્તમાનપત્રોના લેખો વગેરેમાંથી લાખો શબ્દોની ગણના કરી અને ભાષામાં કયા શબ્દોની પ્રચુરતા છે એ મરાઠી પૂરતું નક્કી કર્યું. શીઘ્રલેખક પોતાની ગતિ વધારવા માટે જે સર્વમાન્ય તરકીબો અમલમાં લાવે છે તેનું અધ્યયન પણ ગજાનને સારી રીતે કર્યું. અને એક મિનિટમાં ૧,૦૦૦ અથવા ૧,૦૪૫ શબ્દો સુધી તેમની ગતિ પહોંચી ગઈ. જે કામ કર્યું તે વ્યવસ્થિત, ક્રમબદ્ધ અને સુંદરતાથી કર્યું અને નિયત સમયમાં પૂરું કર્યું. શરૂઆતથી ગજાનનની એવી ટેવ હોવાથી તેમનામાં અસીમ આત્મવિશ્વાસ હતો.

મુંબઈમાં તેમની આ શક્તિ અને યોગ્યતા હું પામી ગયો. તેથી લિપિ પરિષદમાં મેં એમને બોલાવેલા. વર્ધા આવતાં જ ગજાનને પોતાનો અભ્યાસ વૈજ્ઞાનિક રીતે શરૂ કર્યો. સ્થાન અનુસાર સ્પર્શવર્ણોની વ્યવસ્થા, ઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ વગેરે પ્રયત્નોની રચના એમણે સમજી લીધી. હિન્દી ભાષાની ખૂબીઓ, પ્રાન્તીય ભાષાઓની વિશેષતાઓ અને વર્ણમાળની ન્યૂનાધિકતા જ્યારે એમની દૃષ્ટિ સામે આવી ત્યારે, એમની દૃષ્ટિ વ્યાપક થઈ અને એમણે પોતાની લિપિમાં ફેરફાર કરીને તેને સંપૂર્ણ રીતે વૈજ્ઞાનિક બનાવવાનો પ્રયત્ન કર્યો. પિટમૅનની પદ્ધતિનો તો એમને પ્રત્યક્ષ પરિચય હતો જ. એની સાથે સાથે સ્લોન ડુપ્લાઈન, ગ્રેગ અને ડટનની પદ્ધતિઓ પણ એમણે સારી રીતે જોઈ લીધી. હવે, એ બધી પદ્ધતિઓમાં લિપિમાળા તો એક જેવી જ હોય છે. પરંતુ કઈ સંજ્ઞા કયા વર્ણને માટે નક્કી કરવી જોઈએ એ બાબતમાં મોટો મતભેદ છે. માત્રાઓ પાતળી કે જાડી કરવી, પંક્તિને રેખાની ઉપર, નીચે કે મધ્યમાં લખવી, નીચેથી ઉપર કે ઉપરથી નીચે લઈ જવી વગેરે, જે અનેક રીતો હોય છે, તેનો પણ શી રીતે ઉપયોગ કરવાથી વધારે ને વધારે લાભ થઈ શકે તે જોવામાં શીઘ્રલિપિની સફળતા આધાર રાખે છે.

જેવી રીતે ઉર્દૂમાં સ્વરદર્શક, જબર, જેર, પેશ વગેરે ચિહ્ન છોડી દેવામાં આવે છે, એટલું જ નહીં, પરંતુ ઘસીટીમાં વ્યંજન ભેદ-દર્શક નુક્તાઓ, જે બે,

પે, તે – જેવા વ્યંજનોની સાથે આવે છે તે પણ છોડી દેવામાં આવે છે, એવી જ રીતે શીઘ્રલિપિમાં પણ સ્વરદર્શક સંજ્ઞાઓ અને વ્યંજનભેદદર્શક તરકીબો છોડી દેવી પડે છે. એવો પ્રયત્ન કરવામાં આવે છે કે એ સંજ્ઞાઓ, માત્રાઓ અને તરકીબો બાદ કરતાં પણ લેખ વાંચવામાં ઓછામાં ઓછી સંદિગ્ધતાનો અનુભવ થાય. તે માટે ભાષાનો સૂક્ષ્મ પરિચય અને શીઘ્રલેખનની ગુત્થિયાંની ઉત્તમ ઓળખાણ જરૂરી છે. આવિષ્કારકના મગજમાં એથી પણ વધારે એકલચીલાપણાની જરૂર છે કે જેનાથી એ એક ભાષાથી બીજી ભાષામાં, એક લિપિમાંથી બીજી લિપિમાં, એક ગણનપદ્ધતિથી બીજી ગણનપદ્ધતિમાં સહેલાઈથી કૂદી શકે. અસાધારણ પ્રતિભા વિના આ અસંભવિત છે. એક સાર્વભૌમ દિશાદર્શક સૂત્ર પામતાં જ એનો અધિકાર ક્યાં ક્યાં ચાલી શકે છે એ વાતને તરત સમજવી, એના અપવાદો કલ્પનાથી જ દૃષ્ટિગોચર કરી લેવા અને એ બધાની કાંઈ ને કાંઈ વ્યવસ્થા કરી લેવી, એ પણ પ્રતિભાનું જ કામ છે. ગજાનનમાં આ પ્રતિભા હતી અને એ જ કારણે એમનામાં પ્રત્યુત્પન્નમતિનો પણ યોગ્ય વિકાસ થયો હતો.

એક દિવસે સાંજે મેં એમને એક નવી કલ્પના આપી. શીઘ્રલિપિની બધી વ્યવસ્થાને જ બદલનારી એ કલ્પના હતી. આજ સુધીની બધી લિપિઓમાં વ્યંજનો માટે સરળ અથવા વાંકી રેખા વગેરે સંજ્ઞાઓ આપવામાં આવે છે અથવા આદિ, મધ્ય, અન્ત, ઉપર, નીચે અને મધ્યમાં બિંદુ રાખવાની યુક્તિઓ દ્વારા વ્યક્ત કરવામાં આવે છે. મેં વિચાર કરી લીધો કે બોલવામાં લઘુ અને દીર્ઘ સ્વર કંઈક સમય લે છે જ. વ્યંજન એક ક્ષણથી પણ થોડા સમયમાં બોલાય છે, જોડાક્ષરના ત્રણત્રણ ચારચાર વ્યંજન મળીને પણ એક માત્રાના ઉચ્ચારણ જેટલો સમય નથી લેતા, ત્યારે આપણે શા માટે સ્વરને માટે સીધી કે વાંકી રેખા, ઊર્ધ્વ અથવા અધોગતિથી અને પંચસ્થાનાત્મક (પાંચ સ્થાનમાંથી ઉચ્ચારાતા) વ્યંજનો માટે કેવળ બિંદુ કે સ્થાનનો ઉપયોગ કરવો. લકીરની ઉપર, વચમાં કે નીચેની તરકીબને આપણે 'લોકવ્યવસ્થા' કહેતા હતા. એ આપણી પોતાની પરિભાષા હતી. સ્વર્ગ, મૃત્યુ, પાતાળની ઉપમા મનમાં રાખીને, આ પરિભાષા આપણે કાયમ કરી હતી. લકીરના આદિ, મધ્ય અને અંતમાં જ્યારે બિંદુ આપવામાં આવે છે ત્યારે આપણે તેને સ્થાનભેદ કહેતા. મારી નવી સૂચના એ હતી કે સ્વરકાલિક હોવાથી આપણે એમને સંજ્ઞાઓ અને માત્રાઓ આપીએ અને વ્યંજન ક્ષણિક હોવાથી તે બિન્દુ દ્વારા સ્થાનભેદ વડે, લોકભેદ વડે કે બંને વડે વ્યક્ત કરવામાં આવે. આગળ જતાં મેં એ પણ સૂચના કરી કે શબ્દસંક્ષેપ અને શબ્દસમૂહસંક્ષેપમાં સ્વરોને છોડી દેવા કરતાં પહેલાં વ્યંજન રાખીને જો પછી આપણે સ્વરને રાખી લઈએ – જેમ મરાઠી ભાષાની જૂની મોડી લિપિમાં કરવામાં આવતું – તો લેખનની ગતિ વધે અને શબ્દબોધ (શબ્દના અર્થનું જ્ઞાન) પણ અસંદિગ્ધ થઈ જાય. અધ્યાહૃત (સમજી લેવાના) વ્યંજનોનો વિચાર કરવાનું અધ્યાહૃત સ્વરોનો વિચાર કરવા જેટલું મુશ્કેલ નથી. એથી સ્વરોને જ વ્યક્ત

કરવાથી જે સંદિગ્ધતાનો આજ આપણે અનુભવ કરીએ છીએ તે ઓછી થઈ જશે.

ગજાનનને એક ક્રાન્તિકારી સાર્વભૌમ કલ્પના મળતાં જ એમની પોતાની કલ્પનાશક્તિ જાગ્રત થઈ ગઈ અને વૈજ્ઞાનિક બુદ્ધિ ઝડપથી કામ કરવા લાગી અને એ દીવાના જેવા થઈ ગયા. ખાવાપીવાનું ભાન ભૂલી ગયા. પાસેના પોતાના ખંડમાં દોડીને ગયા અને વીજળીનું બટન દબાવીને વિચાર અને કામમાં લીન થઈ ગયા. રાતના બે વાગ્યા સુધી બેસીને પોતાની કલ્પના, અનુભવ અને ગણન-શક્તિની સહાયથી એમણે એક જ રાતમાં આ નવી કલ્પનાનો પૂરેપૂરો વિકાસ કરી બતાવ્યો અને સવારની ચાર વાગ્યાની પ્રાર્થના પછી બ્રહ્મદેવની માફક બધું કામ મારી સામે રજૂ કર્યું. બીજે દિવસે અમે બંને એ નવી વ્યવસ્થાના દોષો જોવા લાગ્યા. આ નવી પદ્ધતિમાં વ્યંજનોના યુક્તાક્ષર વ્યક્ત કરવાનું અસંભવ જેવું છે એવું ગજાનને બતાવ્યું. યુક્તાક્ષરની વ્યવસ્થા જો ન થઈ શકી તો બધી યોજના ફેંકી દેવી પડશે. પણ ગજાનન આ પ્રકારની કોઈ કલ્પના ફેંકી દેનાર માણસ નહોતા. યુક્તાક્ષર કેટલા હોય છે, કયા કયા યુક્તાક્ષર ભાષામાં વધારે વપરાય છે, એ સહુ જોવાનો એમણે નિશ્ચય કર્યો. હું જાણતો હતો કે ઘણાખરા યુક્તાક્ષર હ, ર, ય, ન, મ, સ—ના સંયોગથી જ થાય છે, પણ એમની પ્રચુરતાની ગણના મેં કદી પણ કરી નહોતી. ગજાનને એ કામ શરૂ કરી દીધું. પછી મેં એમને કહ્યું કે હ, ય, ર, ન, મ, સ—ના યુક્તાક્ષરો પછી વધારેમાં વધારે યુક્તાક્ષરો દ્વિત્તના થાય છે. એક જ વ્યંજન બે વખત આવવાથી કોઈ ને કોઈ રીતે આપણે એનો દ્વિત્ત વ્યક્ત કરી શકીશું અને બાકી યુક્તાક્ષરો માટે બંગાળી તરકીબની સહાય (આશરો) લઈશું. બંગાળી લોકો લખવામાં તો બધા યુક્તાક્ષર બરાબર લખે છે પણ ઉચ્ચારણમાં યુક્તાક્ષરના પ્રથમ વર્ણનો દ્વિત્ત કરી નાખે છે. જેમ કે, સત્યનું સત્ત, વિદ્વાનનું બિદ્દાન, આત્માનું આત્તાં અને તોપણ એમની ભાષા સાંભળી સંદેહ નથી રહેતો. પછી (તો) આપણે પણ લઘુલિપિમાં એ જ યુક્તિનો આધાર કેમ ન લેવો? ગજાનને મોટો ડ્રૉઈંગનો કાગળ લઈને તે પર બધા યુક્તાક્ષરોની એક મોટી યાદી બનાવી અને સંસ્કૃત અને બીજી ભાષાઓનાં વ્યાકરણ લઈ તેમાં વપ-રાયલા યુક્તાક્ષરો પર નિશાન કર્યાં. ત્યાર પછી એમનો વિચાર એમની પ્રચુરતાની ગણતરી કરી ક્યાં કઈ મુશ્કેલી આવે છે તેની શોધ કરવાનો હતો. જો આ નવી પદ્ધતિ સિદ્ધ થઈ જાય તો આપણી એક મોટી મુશ્કેલી દૂર થઈ જાય એમ ગજાનનનું કહેવું હતું. શીઘ્રલિપિમાં સંજ્ઞા અને માત્રાઓ ઘણી પરિમિત હોવાથી સંજ્ઞાદારિદ્રનો નિભાવ કરવો એ ઘણું કઠણ કામ છે. સ્વર વ્યંજનોની અભિવ્યક્તિ ઉલટાવવાથી આ દારિદ્ર દૂર થઈ જશે અને આજના કરતાં ગતિ પણ વધી જશે. હિન્દની ભાષામાં સ્વરોની વિવિધતા બહુ છે તેથી મેં આ સંજ્ઞાવિક્રમ બતાવ્યો હતો. આપણા દેશની આબોહવા જ એવી છે કે અહીં આપણે મોં ખોલીને બોલી શકીએ છીએ અને સ્વરોનો વિસ્તાર કરી શકીએ છીએ. ઠંડા મુલકવાળા

અંગ્રેજોને જેમ પોતાના ઘરનાં બારણાં અને ખડકીઓ બંધ રાખવી પડે છે તેવી
રીતે બોલવામાં મોં ઓછામાં ઓછું ખોલવાનું એમનું વલણ હોય છે. આપણી
વર્ણવ્યવસ્થા જો સંપૂર્ણ થઈ જાય તો હિન્દની બધી પ્રાન્તીય ભાષાઓની વ્યવસ્થા
આપણે સહેલાઈથી કરી શકીએ. ગજાનને અમારી સાથે ડેલાંગ (ઓરિસા) પહોંચતાં
જ કંટકમાં ઉડિયા લિપિનો અભ્યાસ કર્યો. ત્યાંનાં થોડાં પુસ્તકો ખરીદ્યાં અને બંગાળી,
આસામી અને ઉડિયા ભાષાઓની સુવિધા માટે જે પરિવર્તન જરૂરનું છે તેનો
વિચાર કરવા માંડયો. મારી સાથે પંજાબ આવી ત્યાંના અક્ષરોની ખાસિયત એમને
જોવી હતી. મુદ્રાલેખ યંત્રરચનાનો પણ એમણે અભ્યાસ કર્યો હતો. અને એમાં પણ
નવા નવા આવિષ્કાર કરી હિન્દની ભાષાઓને બધી રીતે સમર્થ બનાવવાનો અમારો
વિચાર હતો. પણ આ વખતે તો એ સૌ સ્વપ્નમાત્ર થઈ ગયું છે. હિન્દના આ
ઉદયકાળમાં ગજાનનનું કાર્ય પૂરું કરનાર એક પણ પ્રતિભાશાળી યુવક નહીં મળે
એવું આપણે શી રીતે માનીએ? અત્યારે તો કામ થોડા સમય માટે રોકાઈ ગયું
છે, પણ એને આગળ ચલાવવાનું જ છે.

**નવેમ્બર, ૧૯૩૮**

## ૫૧. મશ્કરા સંન્યાસી

પ્રખ્યાત ધર્મોપદેશક પ્રતાપચંદ્ર મજુમદારે શ્રીરામકૃષ્ણ પરમહંસ
વિશે લખ્યું છે કે કોઈ કોઈ વખત શ્રી પરમહંસની વાતચીતમાં અશિષ્ટ વાતો આવી
જતી હતી. ગોવાના સંતકવિ કૃષ્ણ-જગન્નાથ બાંદકર વિશે પણ એમના શિષ્યો
પાસેથી મેં સાંભળ્યું હતું કે કોઈ કોઈ વખત વિનોદ કરતાં કરતાં તેઓ પણ
જુગુપ્સા ઉપજાવે એવા શબ્દો ખૂબ શોખથી વાપરતા હતા. સંત પુરુષો વિકારો
વધારવાની દૃષ્ટિથી કદી પણ અશ્લીલ વાતો કરતા નથી; પણ જેમના મનના
વિકાર નાશ પામ્યા છે તેવા સંતો માટે 'શ્રી' કે 'અશ્રી'નો ભેદ રહેતો નથી. સમાજ-
માં કામલોલુપતાનો વધતો જતો પ્રભાવ જોઈને તેની મશ્કરી કરવા માટે તેઓ
અશ્લીલ વાતો એકદમ ખુલ્લી રીતે બોલે છે. શિયાળામાં મેથીપાક, યાકુતી અને
વિષયસેવન પછી ફાગણ મહિનામાં હોળીના દિવસે ગંદી વાતો બોલીને કામલોલુ-
પતા — રસિકતા — ની મશ્કરી કરવી જોઈએ એ ઈરાદાથી 'હોલિકોત્સવ' રાખવામાં
આવ્યો છે, એવી જાતનો બચાવ કરવામાં આવે છે. યુરોપના પ્રસિદ્ધ અને સમર્થ
કલાકાર ટૉલ્સ્ટૉય પણ કોઈ કોઈ વખત જરૂરી ચિત્ર દોરીને હીન વૃત્તિ તરફ ઘૃણા
ઉત્પન્ન કરે છે.

તે ગમે તેમ હોય પણ કેટલાયે સાધુપુરુષો એવા મળે છે કે જેઓ
વાતચીતમાં સભ્યતાની હદ હરહમેશ વટાવી જાય છે. એવા એક સંન્યાસી મને

હિમાલયની યાત્રા વખતે મળ્યા હતા. તેમની સાથેની થોડી વાતચીતથી માલૂમ પડયું કે તે પણ પોતાની રીતે વિશિષ્ટ વ્યક્તિ છે.

અમે જમનોત્રીથી પાછા ફરીને ગંગોત્રી તરફ જઈ રહ્યા હતા. રસ્તામાં ઉત્તરકાશીનું પુણ્યધામ આવ્યું. ત્યાં એક દિવસ રોકાયા અને ત્યાંનાં પ્રખ્યાત ઘાટ મંદિર અને તપોમૂર્તિઓ જોયાં. આ મૂર્તિઓમાં ઉપર જણાવેલા સંન્યાસીઓનાં પણ દર્શન થયાં. તેમનો બાંધો મહારાષ્ટ્રી હતો. ઊંચાઈ લગભગ પાંચ ફૂટ જેટલી હશે. શરીરનો વર્ણ શાલિગ્રામજી સાથે મોટે ભાગે મળતો હતો. તેમનું મુંડન કરાવેલું માથું ચોરસા જેવું હતું. આંખો ચમકતી અને ચપળ હતી. મોંમાંની બત્રીસી રાજીનામું આપીને ક્યારની વિદાય થઈ ગઈ હતી, તેથી તેમની મુખમુદ્રા ઉપર બાલ્યભાવ ફરીથી આવીને બેસી ગયો હતો. જુવાનીમાં લાંબા સમય સુધી તેમણે કસરત કરી હશે તેની શરીરના સ્નાયુઓ સાબિતી આપતા હતા, તોપણ આજે તો તે દૂબળા-પાતળા બની ગયા હતા. જાંઘોમાં માંસ ખૂબ ઓછું થઈ ગયું હતું. નાનીશી લંગોટી અને બરડા ઉપરની નાનીશી ચાદર, આ બન્નેનો ભગવો રંગ તેમના શ્યામ રંગ સાથે ખૂબ આકર્ષક છતાં સ્વાભાવિક લાગતો હતો.

અમને ત્રણેને (મારી સાથે બીજા બે જણ હતા) અંદર અંદર મરાઠીમાં વાત કરતા સાંભળીને સંન્યાસીથી ન રહેવાયું. તે અમારી વચ્ચે આવીને બેઠા અને 'અમે ક્યાંથી આવ્યા, કયા જિલ્લાના છીએ, વગેરે કુશળ-પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. ઉત્તરાખંડમાં, આટલે દૂર, આવા એક જૂના મહારાષ્ટ્રીય સંન્યાસીને જોઈને અમે પણ પ્રેમથી વિહ્વળ બની ગયા અને અમે પણ અમારી તરફથી પ્રશ્નોની ઝડી શરૂ કરી. પહેલાં પહેલાં તો સંન્યાસી મહાશયે આશ્રમોચિત રંગઢંગ બતાવ્યો — 'આ દેહ તો મહારાષ્ટ્રી છે; અમારો આશ્રમધર્મ કહે છે કે પૂર્વાશ્રમની બાબતો સ્મરણમાં પણ ન લાવવી જોઈએ,' વગેરે, વગેરે. અમે તુરત જ કહી દીધું કે આપે અમને બધા શાસ્ત્રોક્ત જવાબો તો આપ્યા. હવે માણસ માણસની સાથે વાત કરતો હોય તેવી રીતે થોડા જવાબો આપો.

સંન્યાસી આવી જ કોઈ તકની રાહ જોઈ રહ્યા હતા. તે હસી પડયા અને તેમણે પોતાની રામકહાની શરૂ કરી દીધી. તે પંઢરપુર બાજુના હતા. નાનપણમાં શરીરે ઠીકઠીક પડછંદ હતા. પોતાનાં નાનપણનાં પરાક્રમો સંભળાવી સંભળાવીને તેમણે અમને એટલા હસાવ્યા કે વાતવાતમાં અમારી એમની સાથે ગાઢી દોસ્તી થઈ ગઈ. ખૂબ સરસ રીતે તે ખીલ્યા. પછી તો તેમણે હિમાલયમાં રહીને પ્રતિષ્ઠા પામેલા અનેક સંન્યાસીઓના રંગઢંગની વાતો ચલાવી. સંન્યાસ લીધો હોય તોપણ શરીરનો ધર્મ ઓછો છૂટે છે? આગળ ચાલતાં તેમણે પહાડી લોકોનાં જીવન અને 'તુરગ બ્રહ્મચારીઓ'નાં પરાક્રમો વિશે સંભળાવવા માંડયું. આ બધું તે ભારે ઉત્સાહથી વર્ણવવા લાગ્યા. આ સંન્યાસી આ પહાડમાં વીસ-ત્રીસ વર્ષ રહી ચૂકયા હતા. પહાડી લોકોની ભાષા સારી રીતે બોલતા હતા. તેમનો 'હલકો શબ્દકોશ' પણ

તેમને બરાબર મોઢે હતો અને પોતાના તે જ્ઞાનનું પ્રદર્શન આ પ્રસંગે તેમણે સારી રીતે કર્યું. આવી વાતો સાંભળવાનો અમારામાં કોઈને ખાસ શોખ ન હતો, તોપણ આ વૃદ્ધ સંન્યાસી પાસે પોતાના જન્મ પહેલાંના મહારાષ્ટ્રની વાતો સાંભળવાનો આવો અપૂર્વ અવસર અમારા હાથમાંથી કેવી રીતે જવા દેવાય? હિમાલયની ચાળીસ દિવસની યાત્રામાં લોકસ્થિતિનું જે દર્શન અમે કરી શકયા ન હતા તે આવા વૃદ્ધ જટાયુ પાસેથી અમને અનાયાસે મળી રહ્યું હતું.

અમારી વાતો આગળ ચાલી અને સંન્યાસીએ જાણી લીધું કે 'બંગભંગ' પછી દેશમાં રાષ્ટ્રીયતાનું જે મોજું ફરી વળ્યું હતું તેના અમે પ્રતિનિધિ હતા. હિમાલયના આવા જનશૂન્ય પ્રદેશમાં આ સંન્યાસી પાસે વર્તમાનપત્ર તો ભાગ્યે જ આવતું હોય. યાત્રાળુઓનાં મોંએ જે કાંઈ વાતો કાને પડે એ જ તેમનો આધુનિક સમયનો ઈતિહાસ હતો. લોકમાન્ય ટિળકનું નામ તો તેમણે સાંભળેલું જ હતું. 'તે જેલમાં ગયા છે' એટલી માહિતી પણ તેમને હતી. અમારી પાસેથી ભારતવર્ષની અને ખાસ કરીને મહારાષ્ટ્રની નવી તવારીખ સાંભળીને સંન્યાસીને વિશ્વાસ આવ્યો કે આ લોકોના ઢંગ સાધારણ યાત્રીઓના નથી. આ તો રાષ્ટ્રીય આંદોલનમાં સીધો ભાગ લેનારા સેવકો છે. પછી તો તેમણે ધારણ કરેલું સંન્યાસીનું કવચ આપોઆપ ઊતરી ગયું અને અંદરથી પુરાણો સૈનિક પ્રગટ થયો.

આ સંન્યાસીએ '૧૮૫૭'ની ઘટનાઓનો કાંઈક અનુભવ કરેલો હતો. '૫૭ના બળવામાં મહત્ત્વનો ભાગ લેનારા અનેક રાષ્ટ્રસેવકોને તે જાણતા પણ હતા; એટલે એ સમયનાં દેશી રાજાઓ અને રિયાસતોની તેમ જ રાજનીતિની ભીતરની વાતો સંન્યાસીના હૃદયના એક ખૂણામાં છુપાયલી પડી હતી. ઈતિહાસકારોની કેટલીયે જૂઠી વાતોનો પ્રતિકાર કરવાની શક્તિ આ સંન્યાસી પાસે હતી. જ્યારે અમે તેમને મળ્યા ત્યારે બળવાવાળા ઘણા લોકો આ દુનિયામાંથી વિદાય થઈ ગયા હતા; તેથી તેમને વાતો કરવામાં કાંઈ ડર ન હતો. તે અંતિમ વીરનું હું આ વર્ણન કરું છું ત્યારે તે પણ પરલોકમાં પોતાના સ્થાને સુરક્ષિત બેઠા હશે. '૫૭ની સાલનો પ્રયત્ન નિષ્ફળ જતાં ઘણા રાજકારણી પુરુષો પોતાનો જાન બચાવવા માટે તથા અસ્વસ્થ ચિત્તને શાંત કરવા માટે સંન્યાસ લઈને હિમાલયનાં પહાડો, જંગલો, ઝૂંપડીઓ અને ગુફાઓમાં જઈને વસ્યા હતા. 'मौनं चैवास्मि गुह्यानाम् ।' એ મંત્રનું મનન કરતાં કરતાં એ બધા રાજસંન્યાસીઓ પોતાના પૂર્વાશ્રમની વાતો ભૂલમાં પણ છેડતા ન હતા. જેમણે ભેગા મળીને પુરુષાર્થ કર્યો હોય એવા પૂર્વાશ્રમના બે સાથીઓ એકાન્તમાં મળતા હશે ત્યારે શું કરતા હશે તે તો કોણ કહી શકે?

એટલી વાત તો ચોક્કસ હતી કે તે બધા ભગ્નાશ, હતાશ અને નિરાશ હતા. જે કાંઈ કરવા જેવું હતું તે એક વાર કરી જોયું; પણ તે ઈશ્વરે મંજૂર ન રાખ્યું. હવે શું થવાનું હતું? હવે તો ઈશ્વરનું નામ લો અને બાકીની જિંદગી પૂરી કરો એમ જ એમની તમન્ના હતી.

જૂના જમાનાના આવી વૃત્તિવાળા લોકો મેં મહારાષ્ટ્રમાં જોયા હતા. તેથી આ સંન્યાસી સમક્ષ પણ મેં એ જ પ્રશ્ન છેડયો. તેમણે ગંભીર બની એક ઊંડો શ્વાસ નાખ્યો અને કહેવા માંડયું – શું કરીએ? તે દિવસોમાં અંગ્રેજ લશ્કરની તાલીમ અમારાથી ખૂબ ચડિયાતી હતી તેમાં તો શંકા નથી, તેમની પાસે તોપો પણ વધારે હતી. તોપણ ટોપીવાળાઓ કરતાં અમે કાંઈ ઊતરતા ન હતા. ટોપીવાળાઓને અમે ઠેકાણે ઠેકાણે હાર ખવરાવતા ગયા. લશ્કરી દૃષ્ટિએ તો અમે હાર્યા જ ન હતા. પણ એકલું લશ્કર શું કરી શકે? અંગ્રેજોના હાથમાંથી અમે જેટલો મુલક જીતી લીધો તેને સંભાળનારા કોઈ માણસો તો જોઈએ જ ને? જેમના હાથમાં તે સોંપ્યો તેમણે તેને પોતાની જ જાગીર બનાવવાનો વિચાર કર્યો. બ્રાહ્મણ-ભોજન કરાવવા માંડયાં. અને કોઈ કોઈ ઠેકાણે તો પોતાની જાગીર સુરક્ષિત રાખવા માટે અંગ્રેજોની સાથે ખાનગી રીતે મસલતો પણ શરૂ કરી. અમે અંગ્રેજોના લશ્કરથી નથી હાર્યા; આપણી બદદાનતથી હાર્યા, સંકુચિતતાથી હાર્યા છીએ. આજે પણ એ બદી સમાજમાં નજરે પડે છે. અમારા સંન્યાસીઓ જ જુઓને. પોતાનો કુટુંબકબીલો છોડીને અહીં આવ્યા તોપણ 'અન્નક્ષેત્ર'માં કાંઈક સગવડ પામવા માટે કેવા કેવા પ્રપંચ કરે છે! જ્યાં સુધી નિયત નહીં સુધરે ત્યાં સુધી શું કરી શકાવાનું હતું? અમે અંગ્રેજી જાણતા ન હતા તેથી ટોપીવાળાની કેટલીક બાબતોની અમને માહિતી ન હતી. તેમનો દેશ પણ અમે જોયો ન હતો. અત્યારે તમે લોકો તો તેમની સાથે સારી રીતે વાતચીત કરી શકો છો. ઘણા તો તેમનો દેશ પણ જોઈ આવ્યા છે. તોપણ શું કરી શકાવાનું છે? ખરી ચીજ તો નિયત છે. જ્યાં સુધી આપણામાં આપમતલબીપણું છે, દગો-ફિસાદ છે, ત્યાં સુધી કશું કરી શકાવાનું નથી.

પછી તો સંન્યાસીએ નજરે જોયેલી અને કાને સાંભળેલી કેટલીયે વાતો સંભળાવી. મને સ્મરણ છે તે પ્રમાણે તે દિનકરરાવ રાજેનાં ખૂબ વખાણ કરતા હતા.

તેમની વાતો પરથી મને એ પણ સમજાયું કે અંગ્રેજો સાથે સરખાવતાં આપણી ટપાલ-વ્યવસ્થા ખૂબ નબળી હતી. આખા દેશમાં બનતી બાબતોની મોટા મોટા રાષ્ટ્રપુરુષોને પણ યથાર્થ રૂપમાં અને વખતસર ખબર પડતી ન હતી. આપણે લોક શૂર હતા, પણ ચતુર ન હતા. ત્યાગી હતા તોપણ રાષ્ટ્રીય સદ્‌ગુણોની આપણામાં ઊણપ હતી. આપણે સ્વાર્થ અને પરમાર્થ બે જ સમજી શકતા હતા, પણ પોતાના રાષ્ટ્રીય સ્વાર્થને ભૂલી ગયા હતા.

'સ્વામીજી મહારાજ, આપ મહારાષ્ટ્રમાં ક્યારે આવશો?' મેં પૂછ્યું.

સંન્યાસીની ગંભીરતા ચાલી ગઈ. ફરીથી તેમનાં ઠઠ્ઠા-મશ્કરી શરૂ થયાં: મહારાષ્ટ્રમાં આવીને શું કરે? ત્યાં મારી સ્ત્રી ઓછી બેઠી છે કે તે મને રોટી પકાવીને ખવરાવે અને મારા પગ દબાવે? હવે તો બાવા કાલીકમલીવાલાની બે રોટી અને પહાડી દાળ-ભાજી જ અમારે માટે ઠીક છે.

સંન્યાસી ભારે કર્મકાંડી, સંયમી અને સદાચારી હતા. તોપણ વાણીમાં તેમની 'રસિકતા' વહેતી હતી. તે સિવાય તેમનું જીવન શુષ્ક બની જાત. મેં એમ પણ સાંભળ્યું કે આજુબાજુના ઘણાય સંન્યાસીઓ તેમનાથી ડરતા હતા કારણ કે તે સંયમી અને સ્પષ્ટવક્તા હતા.

એપ્રિલ, ૧૯૩૬

## ૫૨. વાચાળ મૌનવાદી

કાશ્મીરની યાત્રા પૂરી કરીને હું ગંગાતટે હૃષીકેશ પાસેના સ્વર્ગાશ્રમમાં કેટલાક દિવસ રહ્યો. એકસરખા પ્રવાસ કરવાને લીધે પ્રકૃતિ સારી પેઠે ક્ષીણ થઈ ગઈ હતી. સ્વર્ગાશ્રમના અન્નછત્રમાંથી દાળરોટી મળવાની સગવડ હતી. અમે કેટલાક યુવાન સાધકો સ્વર્ગાશ્રમના બદરીવનમાં પોતપોતાની ઝૂંપડી પસંદ કરીને રહ્યા. ગંગાના સામા કાંઠા ઉપર લાલા બૈજનાથે, સ્વામી રામતીર્થના નામથી સ્થાપન કરેલો રામાશ્રમ હતો. ત્યાંના પુસ્તકાલયમાંથી કેટલાક સાધકો પુસ્તકો વાંચવા માટે લાવતા. મારી પાસે મારી પોતાની કેટલીક ચોપડીઓ હતી. રાત્રે અઢી અથવા ત્રણ વાગ્યે ઊઠીને હું ધ્યાનમાં બેસતો. તે નિર્જન વનમાં કોઈ કોઈ વાર મુક્ત કંઠે ભજન પણ ગાતો. ઉષા પ્રગટ્યા પહેલાં જ હું ગંગાના પ્રવાહમાં સ્નાન કરીને જપ કરવા બેસી જતો. બપોરનું ભોજન થઈ જાય એટલે પછી થોડુંક લેખનવાચન કરતો. મારું લેખન કેવળ આત્મનેપદી હતું. મારે કોઈ પુસ્તક લખવું ન હતું, કે કોઈ છાપાં કે માસિકને લેખ લખીને મોકલવો ન હતો. કોઈ મિત્રને પત્ર લખવાની પણ ઈચ્છા ન હતી. મારું લેખન એટલે ચિંતનનો જ એક પ્રકાર. લખવાની લહેર આવે ત્યારે થોડું લખવું અને પછી ફાડી નાખવું. સાંજે ચારપાંચ વાગ્યાને સુમારે અમે અમારી ઝૂંપડીમાંથી બહાર નીકળીને આસપાસ ફરવા જતા.

ગમે તેવા થયા તોપણ અમે આખરે મનુષ્ય ખરા જ. સામાજિક જીવનનો થોડોઘણો ભાગ અમને જરૂરી લાગતો. અમારી ઝૂંપડીઓમાં કોઈ બંગાળી, કોઈ મદ્રાસી, કોઈ મહારાષ્ટ્રી અથવા ગુજરાતી, તો એકાદો સિંહલી, — એમ અનેક પ્રાંતના સાધુઓ હતા. દેખીતી રીતે સંયુક્ત પ્રાંત અને પંજાબ એ બે પ્રાંતના સાધુઓની સંખ્યા એમાં વધારે હતી. તે બધા ઠાવકી હિંદી બોલતા. તેમની ટોળી જ જુદી. અમે અન્યભાષી લોકો હિંદીમાં બોલવા જઈએ એટલે અમારું ટીખળ જ થાય. આથી, સ્વાભાવિક રીતે અમારામાંના જેમને અંગ્રેજી આવડતું તેમની ટોળી જુદી થઈ. તેમાંનો એક બંગાળી યુવાન સાધક મોટો સેવાપરાયણ અને મીઠાઈ-પરાયણ હતો. હૃષીકેશના બજારમાં કોઈનું કાંઈ પણ કામ હોય તો ભાઈસાહેબ ત્યાં જઈને કાળજીથી કરી આવે અને દલાલી તરીકે સીધી રીતે તમારા પૈસામાંથી

મીઠાઈ ખાઈ આવે. તેની અંગ્રેજી ભાષા બિલકુલ ચીની પદ્ધતિની. તેને અવયવો કે પ્રત્યયોની કાંઈ આવશ્યકતા જ નહોતી. નામ, સર્વનામ અને ક્રિયાપદ પાસે મૂકયાં અટલે કામ ચાલ્યું. અમે અંગ્રેજી બોલનારા ઘણે ભાગે ધાર્મિક ગ્રન્થોની ચર્ચા કરતા. એ વિષય ન હોય ત્યારે દરેકને પોતપોતાની પ્રવાસવર્ણનની પોથી નછૂટકે ઉઘાડવી જ પડતી.

સાધુ લોકો જે રીતે આપસઆપસમાં વાતો કરે છે તે પ્રમાણે પ્રાકૃત ગૃહસ્થો સાથે નથી કરતા. સાધુઓને સંસારી લોકો સાથે બહુ સંભાળીને બોલવું પડે છે. સાધુ કોઈ દિવસ પ્રથમપુરુષ સર્વનામ વાપરતો નથી. 'હું' કહેવાને બદલે 'આ શરીર' એમ જ કહે છે. 'ઈસ શરીર કો જુખામ(સળેખમ) હો ગયા હૈ,' 'ઈસ શરીરને તીન દફા બદરીનારાયણ કી યાત્રા કી હૈ,' 'ઈસ શરીર કો સૂંઘની(તપકીર) કી આદત હૈ'. જે કાંઈ થાય છે તે શરીરને થાય છે. આત્મા તો દેખીતી રીતે અલિપ્ત જ હોય ! જે મહાત્માને આત્મજ્ઞાન થયું હોય તે પોતાના શરીરના તુચ્છ વ્યવહારના સંબંધ પોતાના શરીરની સાથે જ લગાડે છે. જો આત્માનો સંબંધ શારીરિક ક્રિયા સાથે લગાડયો તો અજ્ઞાનતાનો મોટો દોષ પોતાને લાગી જાય!

કેટલાક સાધુઓ કર્તાકારવતા પરમેશ્વર છે. એ સિદ્ધાંતનું અવલંબન કરીને 'આ શરીર' કહેવાને બદલે 'નારાયણ' એમ કહે છે. 'આ જ નારાયણને તેનો એક પ્રેમીભક્ત મળ્યો. નારાયણને પ્રથમથી જ ઠંડાઈની ટેવ. તે કેટલાક દિવસ થયા નહોતી મળી. આ જ તે ભક્તે નારાયણને એવી તો કાંઈ સ્વાદિષ્ટ ઠંડાઈ તૈયાર કરી આપી કે નારાયણની તબિયત ખૂબ ખુશ થઈ.'

'ગિરસ્તી' (ગૃહસ્થ) લોકો સાથે શાસ્ત્રોક્ત બોલવું જોઈએ, કારણ કે તેઓને આત્માઅનાત્માનો વિવેક નથી હોતો. પણ જ્યારે ચાર સાધુ એકત્ર થાય અને તેમની દોસ્તી બંધાય ત્યારે 'શરીર' અને 'નારાયણ'ને વચમાં લાવવાની જરૂર હોતી નથી. બધા જ જ્ઞાની અને મુક્ત હોવાને લીધે આપસઆપસમાં ગમે તેવી ભાષા બોલે તોપણ ચિત્ત ભ્રાન્ત થવાનો સંભવ રહેતો નથી. અમે પોતપોતાના ઘરની વાતો પણ કોઈ કોઈ વખત કરતા. સાધુએ પૂર્વાશ્રમના પ્રસંગનું સ્મરણ સરખું પણ કરવું ન જોઈએ એવો વૈરાગ્યધર્મનો નિયમ છે. પૂર્વાશ્રમનું સ્મરણ કર્યાથી શા શા દોષો લાગે છે એની પણ અમને ખબર હતી. પણ અમે વિચારતાં કે જેને આવી પૂર્વસ્મૃતિના દોષોની ખબર છે તેને માટે તે દોષો ટાળવા કઠણ નથી. 'यत् दृष्टं तन्नष्टम्' જે દોષ દેખાઈ આવ્યો — ઉઘાડો પડયો — તે કેવી રીતે નડે? બંધન અજ્ઞાનને જ લાગે છે.

અમારી સાથે નારાયણન્ કરીને કેરળનો એક બ્રહ્મચારી હતો. તે આખો દિવસ યોગવાસિષ્ઠના અંગ્રેજી ભાષાંતરનું પારાયણ કરતો. સાંજે મળે કે યોગવાસિષ્ઠ વિશે મારી સાથે વાર્તાલાપ શરૂ થાય. યોગવાસિષ્ઠ વાંચતાંવાંચતાં તેને મૌનનું મહત્ત્વ સમજાયું; અને પછી તે જ અમારા મન ઉપર ઠસાવવા માટે તે સતત પ્રયત્ન કરવા

લાગ્યો. મારો તેની જોડે મતભેદ હતો. મેં કહ્યું, આપણે બધા સાધક છીએ. આપણે જે કાંઈ બોલીએ છીએ તે અનુભવની વાતો હોઈને તે વડે ઉત્કટ સાધનાનું વાતાવરણ ઉત્પન્ન કરીએ છીએ. આપણી ટોળીમાં જો કોઈ જેવીતેવી વાતો કરે તો આપણે તેનો અવશ્ય પ્રતિબંધ કરવો જોઈએ. આપણે કાંઈ મોજ કરવા આવ્યા નથી. પણ રોજ સાંજે કલાક વાર બોલીએ છીએ તે બંધ કરવાની જરૂર નથી. નારાયણને મારા એ આદર્શમાં થોડી શિથિલતા જણાઈ. તેણે કહ્યું, 'એ નહીં ચાલે. વાણીમાત્ર સદોષ છે. સાધકોએ બોલવું જ ન જોઈએ.'

દુર્દૈવ મારું કે તેનું કહેવું મારે ગળે ઊતર્યું નહીં. તેથી મારા પ્રત્યે તેને જે સદ્ભાવ હતો તે હળવે હળવે સુકાઈ ગયો. પહેલાં પ્રમાણે તે મારી સાથે બોલતો અટકી ગયો. જ્યારે અમે પહેલાં મળ્યા ત્યારે તેણે પોતાની આખી કર્મકહાણી કહી હતી. પણ આ બધી 'યોગવાસિષ્ઠ'નો કેફ ચડ્યા પહેલાંની વાત છે. તેનું આ બદલાઈ ગયેલું વલણ જોઈને મેં મનમાં કહ્યું, 'साधनानामनेकता દરેકનો સાધનક્રમ જુદો હોય છે. એને કદાચિત સંપૂર્ણ મૌન જ આવશ્યક હશે એમ વિચારીને મેં પણ તેની સાથે બોલવું બંધ કર્યું. અમે કોઈ દિવસ નકામી વાત તો કરતા જ નહીં. તદ્દન અંતરની વાતો જ કરતા. તેને આવો શુષ્ક થયેલો જોઈને મને માઠું તો લાગ્યું, પણ ઉપાય શો? તે જો મારા ઉપર ગુસ્સે થયો હોત અથવા ચીડાયો હોત તો મેં તેને સમજાવ્યો હોત. પ્રસંગ પડ્યે ક્ષમા પણ માગી હોત. પણ સ્વભાવ માટે ઓસડ કયું?

થોડા દિવસ ગયા અને લંકાથી એક યુવાન સંન્યાસી આવ્યો. તેનું શરીર તામિલ ભાષા બોલનારું હતું. એ હિંદી પણ સારી બોલતો, પરંતુ મદ્રાસી લહેકા સાથે. તેની સાથે વાતચીત કરતાં મને જણાયું કે આ મૂર્તિ પણ મૌનવાદી જ છે. મેં તેને મારો પક્ષ સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ હું ફાવ્યો નહીં. ઊલટું અમારા નારાયણન્ કરતાં પણ એ વધારે કટ્ટર લાગ્યો. વાણીમાત્ર પાપ છે, એવો તેનો નિશ્ચય હતો. મેં તેને કહ્યું, 'તમારા જેવો જ મત ધરાવતા એક બ્રહ્મચારી અમારે ત્યાં છે. તમારા જેવા જ "ચક્રમ"; યોગવાસિષ્ઠ વાંચે છે; મૌનવાદી છે.' બે મૌન-વાદીનો પરિચય થતાં કેટલો વખત લાગે? એ નવા આવેલા શંકરાનંદજીએ અમારા બાકીના બધાનો એકદમ ત્યાગ કર્યો. પછી તો નારાયણન્ અને શંકરાનંદ બંને સાથે ફરવા લાગ્યા. ગંગા ઉપર નહાવા જાય તે પણ સાથે. જ્યારે જુઓ ત્યારે તેમની જોડી જ હોય: અમારામાંથી એક જણ ન્યાયશાસ્ત્ર વાંચતો હતો તેણે આ બેલડીનું નામ અયુતસિદ્ધ રાખ્યું. तौ एव अयुतसिद्धौ द्वौ विज्ञातव्यौ ययोः द्वयोः अनश्यत् एकम् अपराश्रितम् एव अवतिष्ठते ।'

પણ આશ્ચર્યની વાત એ હતી કે ગમે ત્યારે આ બે જણાને જુઓ—સવારે, બપોરે કે સાંજે—ગંગાના પ્રવાહ પ્રમાણે એમના સંભાષણની વાગ્ધારા અખંડ ચાલતી જ હોય! અને જ્યારે જ્યારે મારા સુદૈવે તેમનું સંભાષણ મને સાંભળવા

મળતું ત્યારે તે અચૂક મૌનની પ્રશંસા ઉપર જ રહેતું!

મૌનવાદીઓએ પ્રાકૃત લોકો સાથે મૌન રાખવું જ જોઈએ. મૌનવાદીઓ આપસ-આપસમાં અખંડ બોલતા રહે તોપણ તેમનું મૌન તૂટતું નથી.

જાનેવરી, ૧૯૩૭

## ૫૩. ચારિત્રધન સેવામૂર્તિ પાંડુરંગ

ગયા ઑગસ્ટ મહિનાના આરંભમાં મેં ત્રણ રત્નો ગુમાવ્યાં. પાંડુરંગ ભુર્કે લગભગ ત્રણ વરસથી મારી પાસે મંત્રીનું કામ કરતો હતો. ભારતીય ભાષાઓને માટે અનુકૂળ શીઘ્રલેખનપદ્ધતિ ખીલવવાની નવી પ્રવૃત્તિમાં મને મદદ આપવાને ગજાનન દાબકે થોડા જ મહિના થયા મારી પાસે આવ્યો હતો. એ બેયે જે સેવા કરી અને જે આશા બતાવી તેથી તો કોઈ પણ રાષ્ટ્રસેવકને હર્ષ થાય એવું હતું.

પાંડુરંગ ભુર્કેએ કૉલેજની કેળવણી સફળતાપૂર્વક પૂરી કરીને સરકારી નોકરી પણ લીધી હતી, પણ એથી એના આત્માને સંતોષ ન થયો. કોઈ ગામડામાં રહીને ગામડાંના ગરીબોની સેવા કરવાના સંકલ્પથી એ મારી પાસે આવ્યો. કોલ્હાપુરના દબાયેલા વાતાવરણમાં એનાં બચપણ ને વિદ્યાકાળ વ્યતીત થયાં હતાં. પૂનામાં એને સરકારી નોકરી મળી હતી, પણ એને તો ગામડાની સેવામાં જ જીવન ગાળવું હતું. તે પોતાનો બાપદાદાનો સોનીનો ધંધો કરત તોપણ પૂરતું ધન કમાત. કેમ કે એના મગજમાં ને હાથમાં કારીગરી ભરેલી હતી. અંગ્રેજી અને નાગરી મુદ્રાયંત્ર (ટાઈપ-રાઈટર) પર લખવાની પોતાની શક્તિ વડે તે પૂરતું ધન કમાઈ શકત. પણ તેને દેશસેવાની જ ધૂન લાગી હતી. વર્ધા આવીને તેણે જોયું કે મારા કામમાં ઠીકઠીક મદદની જરૂર છે, એટલે તેણે પોતાનો મૂળ સંકલ્પ બદલીને મારી સાથે જ હમેશને માટે રહેવાનો નિશ્ચય કર્યો. ત્રણ વરસનો વાયદો પૂરો થતાં જ તેણે પરણવાનો વિચાર કર્યો, અને પોતાના ભાવિ કાર્યમાં અનુકૂળ થાય એવી સહધર્મચારિણીની શોધમાં તે હતો.

એમ તો સ્વરાજ્યના આ દિવસોમાં પોતાનાં જીવન રાષ્ટ્રકાર્યમાં અર્પણ કરનારા યુવકો સદ્‌ભાગ્યે દરેક પ્રાંતમાં મળી આવે છે, અને સ્વરાજ્યસિદ્ધિ વિશેનો વિશ્વાસ વધારતા જાય છે. પણ પાંડુરંગની વિભૂતિ કંઈક અસાધારણ પ્રકારની હતી. એની શ્રદ્ધા અને નિષ્ઠા એટલી સહજ હતી કે ચારિત્રનો વિકાસ એને માટે બહુ સહેલો હતો. ત્રણ વરસમાં જ એણે એટલી પ્રગતિ કરી બતાવી કે હું તો ચકિત થઈ ગયો. અને આ છેવટના બે મહિનામાં એના વિકાસનો વેગ જોઈને તો હું સાચે જ ગભરાયો પણ હતો. પાંડુરંગને માટે જીવનમાં કર્તવ્ય અને આનંદ એ બે ભિન્ન વસ્તુઓ નહોતી. સદા તત્પર, સદા પ્રવૃત્તિશીલ અને સદા વિકાસની ચિંતા

રાખનાર પાંડરંગ હમેશાં હસતા ચહેરાથી ને ઉત્કટ સેવાભાવથી વાતાવરણમાં પ્રસન્નતા ફેલાવતો હતો.

શરૂઆતમાં તે બહુ ભુલકણો હતો. પણ પોતાના એ દોષ તરફ તેનું ધ્યાન જતાં જ તેણે બહુ તીવ્ર પ્રયત્ન કર્યો, અને કામ એટલું વ્યવસ્થિત કરી દીધું કે ભુલકણાપણાની ટેવ તે લગભગ ભૂલી ગયો. પુસ્તકાલયની વ્યવસ્થા રાખવી, હિસાબ રાખવા, પત્રવહેવાર સાચવવો, લેખો લખવા, અનુવાદ કરવો વગેરે બધી વાતોમાં પૂરો સંતોષ આપીને તે પોતાની રસોઈ પણ જાતે કરી લેતો, અને મારા ફળાહારની વ્યવસ્થા પણ સંભાળતો. એમાંથી પણ વખત બચાવીને સ્થાનિક હરિજન છાત્રાલયના વિદ્યાર્થીઓને ભણાવવા, તેમને ચોપડીઓ બાંધતાં શીખવવું, પરબીડિયાં, નોટપેપર વગેરે બનાવવાં, એવા એવા હુન્નર શીખવાની અને બીજાઓને શીખવવાની તેની કોશિશ હમેશાં ચાલુ રહેતી. 'પાંડુરંગ' શબ્દ મોઢામાંથી નીકળતાંવેંત તે પાસે આવીને ઊભો રહેતો. પાંડુરંગે મારી કાર્યપ્રવૃત્તિ સાથે એટલા ઓતપ્રોત થઈ બતાવ્યું કે એની મદદને લીધે હું મારાં કામોની મર્યાદાઓ પણ ભૂલી ગયો.

કોલ્હાપુર અને પૂનામાં રહેનાર પાંડુરંગને મરાઠી, સંસ્કૃત અને અંગ્રેજી સિવાય બીજી ભાષાઓનું જ્ઞાન મેળવવાનું કંઈ કારણ ન હતું. પણ તેણે મારી પાસે આવતાં પહેલાં મારી સાથે રહેવાની યોગ્યતા મેળવવાના વિચારથી પૂનામાં હિંદી શીખી લીધી. મારા કાગળો લખતાં લખતાં તેણે ગુજરાતી સાહિત્ય વાંચ્યા વિના, અને ગુજરાતમાં રહ્યા વિના, ગુજરાતી ભાષાનું સારું જ્ઞાન મેળવી લીધું. એ મારી સાથે વડોદરા અને કરાંચી ગયો ત્યારે ત્યાંના લોકોની સાથે ગુજરાતીમાં બોલીને, અને પછી ત્યાંના ગુજરાતી મિત્રો સાથે ગુજરાતીમાં પત્રવહેવાર કરીને તેણે મને આશ્ચર્યચકિત કર્યો. પાંડુરંગ મારી પાસે આવ્યો ત્યારે તેનામાં કંઈ સાહિત્યશક્તિ છે એવી ખબર મને ન હતી. અને પાંડુરંગને પોતાને પણ ન હતી. એક વરસની અંદર જ તેના સંભાષણમાં અને ચર્ચામાં સાહિત્યની ઝમક દેખાવા લાગી. શબ્દશક્તિનો તેનો પરિચય અસાધારણ હતો. તેની વર્ણનશૈલી એટલી ઉઠાવદાર ને આકર્ષક હતી કે એક-બે કલ્પનાઓ આપીને એને પૂરેપૂરી ખીલવવાનો ભાર હું તેના પર જ છોડી દેતો. પાંડુરંગ અને આળસ એ બે વાતો ભેગી રહી શકે એ અશક્ય હતું. એક વસ્તુ ચાર વાર લખતાં તેણે કદી અસંતોષ નહોતો બતાવ્યો, બલકે દર વખતે નવું જ સૌંદર્ય પ્રગટ કરવાની પોતાની શક્તિનો પરિચય તે આપવા લાગ્યો. મારા ગુજરાતી અને હિંદી કાગળોના મરાઠી અનુવાદ કરીને અનેક જગાએ મોકલવાનો એનો શોખ એટલો વધી ગયો હતો કે એના પર લોકોના તગાદા આવવા લાગ્યા. સભ્યતાને નામે દુનિયામાં જે દંભ અને સૂક્ષ્મ અસત્ય ચાલે છે એની ગંધ પણ પાંડુરંગમાં ન હતી. સત્યની ઉપાસના એને માટે સહજ અને સ્વાભાવિક હતી. એટલે શરૂઆતમાં મારા પરિચિત લોકોને પાંડુરંગ જરા તોછડા જેવો દેખાતો હતો.

પણ થોડા જ દિવસમાં એના નિર્મળ હૃદયનો ને એની સાર્વભૌમ ને સેવાવૃત્તિનો અનુભવ થતાં તેઓ તેની સામે નમ્ર બની જતા. પાંડુરંગના આ નિર્મળ સ્વભાવની ઉગ્રતાનો મારે પણ અનેક વાર અનુભવ કરવો પડચો છે. પણ દર વખતે એની ભક્તિ અને એની સહજ, સુંદર સત્યનિષ્ઠા જોઈને મારા મનમાં એને વિશે આદર-ભાવ જ વધતો જતો.

જ્યારથી ગજાનન દાબકે મારી પાસે આવીને રહ્યો ત્યારથી એ બેની વચ્ચે મારા પત્રવહેવારમાં મદદ કરવાની જાણે હરીફાઈ ચાલી ! ગજાનન દાબકે શૉર્ટ-હૅંડમાં કાગળ કે લેખ લખીને સાંજ સુધીમાં કે બીજે દિવસે એ ટાઈપ કરી દેતો તો પાંડુરંગે સીધા નાગરી ટાઈપરાઈટર પર જ મારા લેખ ને કાગળ લેવા શરૂ કર્યા, અને એક મહિનાની અંદર તેણે તેની શક્તિ એટલી વધારી કે મારું કામ બહુ જ સહેલું થઈ ગયું.

પાંડુરંગના સ્વભાવમાં મોટાનાનાનો ભેદ જરા પણ ન હતો. કંઈ પણ પક્ષ-પાત હોય તો તે ગરીબો પ્રત્યે દેખાઈ આવતો. ગરીબોની મુશ્કેલીઓનો ખ્યાલ તેને તરત આવતો ને આગળપાછળનો હિસાબ રાખ્યા વિના તે તેમને જરૂર મદદ પહોંચાડતો.

પાંડુરંગે મારી પાસે આવતાંવેંત પોતાના વ્યક્તિગત જીવનના સર્વ પાસા મારી આગળ ખુલ્લા કરી બતાવ્યા હતા. તે પરથી એના જીવનનો એક અતિશય કીમતી પાસો હું જોઈ શક્યો તે બીજી રીતે મારા જોવામાં આવી શકે એમ ન હતો.

નિર્મળ હૃદયના પાંડુરંગના મનમાં સ્ત્રી-પુરુષોના ભેદ જેવી કોઈ વસ્તુ ન હતી. તેથી સ્ત્રીઓની સાથે પરિચય વધારવામાં તેને કોઈ પણ પ્રકારનો સંકોચ ન હતો. પરિણામ એ આવ્યું કે એનાં સગાંમાંથી અનેક સ્ત્રીઓ સાથે એનો ગાઢ સંબંધ થયો. એથી તેને સાત્ત્વિક સાંત્વન પણ મળવા લાગ્યું. કોઈ પણ કુટુંબમાં પ્રવેશ કરી ઘરના માણસ થઈ જવું પાંડુરંગને માટે સ્વાભાવિક હતું. એવી પ્રવૃત્તિની સામાજિક મર્યાદાઓ મેં એને બતાવી ત્યારે તેણે તે પર પૂરો વિચાર કર્યો, પોતાની રીતભાતમાં ફેરફાર કર્યો અને એ રીતે પોતાની અસાધારણ સેવાશક્તિમાં વધારો કર્યો.

પાંડુરંગ વ્યવહારકુશળ ન હતો. એટલે જ દરેક પ્રસંગે 'किं कृत्वा सुकृतं चरेत्' એ પ્રશ્નનો ઉત્તર એને તરત અને શુદ્ધપણે મળી જતો.

સાચે જ, ત્રણ વરસમાં પાંડુરંગે એટલો વિકાસ કરી બતાવ્યો કે છેવટના દિવસોમાં હું એનો પૂજક બનવા લાગ્યો હતો. મનુષ્યને માટે આત્માર્પણ ક્યાં સુધી સાધ્ય છે એનો એક નમૂનો બતાવીને પાંડુરંગ ચાલ્યો ગયો. હિંદુસ્તાનની સેવાની દૃષ્ટિએ તેની કારકિર્દીના આરંભમાં જ તે ચાલ્યો ગયો, પણ આત્મિક દૃષ્ટિએ તેણે ત્રણ વરસમાં ત્રણ પેઢી જેટલો વિકાસ કરી બતાવ્યો, અને જીવનનું એક સંપૂર્ણ સપ્તક પૂરું કરી તે આ જગતમાંથી ચાલી નીકળ્યો.

૧–૯–'૩૮

# ૫૪. સ્વ. મોતીભાઈ અમીન

સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીન ગુજરાતના પ્રથમ પંક્તિના સેવકો-માંના એક હતા. પરોપકાર અને જ્ઞાનપ્રચાર એ એમનો વિશેષ જીવનધર્મ હતો. અનેક પ્રસંગે હું એમને મળ્યો છું. એક વખત કમાટીબાગ પાસેના એમના રહેઠાણમાં એક રાત એમનો મહેમાન પણ હું રહ્યો હતો. ગુજરાતના વિદ્યાર્થીવર્ગ ઉપર એમણે જે ઉપકાર કર્યો છે અને પોતાના ચારિત્ર્યની એમણે જે છાપ પાડી છે તે સહેજે ધ્યાનમાં આવી શકે છે. જોકે એનું ઊંડાણ મનુષ્યની નજર પહોંચે છે એના કરતાં વધારે છે.

ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના પહેલાં આવું જ કંઈક સંગઠિત કામ કરવાના વિચારથી જુદી જુદી શિક્ષણસંસ્થાઓના અમે કેટલાક પ્રતિનિધિઓ આણંદ ખાતે મળ્યા હતા. તે વખતે મોતીભાઈએ જે ભાષણ કર્યું હતું એની મારા ઉપર ઘણી ઊંડી અસર થઈ હતી.

બીજે એક પ્રસંગે મોતીભાઈએ નિખાલસપણે વાતો કરતાં કહ્યું હતું કે "ગાંધીજી તો લોકો આગળ વીરધર્મ મૂકે છે; અસાધારણ ત્યાગ શીખવે છે અને સમાજનું આખું સ્વરૂપ ફેરવવા માગે છે. અમે એવી મહત્ત્વાકાંક્ષા કોઈ કાળે સેવી નથી. સમાજ જેવો છે તેવો લઈને એની અંદર પ્રવેશ કરતી વ્યક્તિઓને સ્વાશ્રય, જ્ઞાનની ઉપાસના અને ચારિત્ર્યનું તેજ એટલું ભાથું આપી દઈએ અને એવી વ્યક્તિ પોતાનાં અજ્ઞાન, અણઆવડત અને ચારિત્ર્યની શિથિલતાને કારણે સમાજ ઉપર ભારભૂત ન થતાં પોતાની વિદ્યા, પોતાની ખંત, સામાજિક જવાબ-દારીનું ભાન અને સ્વાશ્રય દ્વારા સમાજનો કંઈક બોજો ઊંચકવાને સમર્થ થાય એટલે અમને બધી રીતે સંતોષ છે."

આ શબ્દો તો મારા છે પણ એમનો ભાવ મને લાગે છે કે મેં બરાબર વ્યક્ત કર્યો છે. તે વખતે મેં એમને જે જવાબ આપ્યો હતો તે મને આજે પણ બરાબર યાદ છે. માણસ અસાધારણ ઊંચો આદર્શ રાખે અને તે આદર્શ સુધી પહોંચવા માટે જે આકરી સાધના કરવી ઘટે છે તે જો ન કરે તો કલ્પનાના કેફમાં પોતાને બહુ ઊંચો ચડેલો માને અને કસોટી થતાં નીચે પડે એ શા કામનું? એના કરતાં પોતાની શક્તિ-અશક્તિનું માપ કાઢી પોતાની યોગ્યતા અને પરિસ્થિતિ પ્રમાણે સિદ્ધ કરી શકાય એવો આદર્શ માણસ પોતાની સામે રાખે અને અત્યંત દૃઢતા-પૂર્વક એ આદર્શને સિદ્ધ કરવાને માટે પ્રયત્નશીલ રહે તો એવા માણસે સમાજની વધારે સેવા કરી છે એ વિશે બે મત ન હોઈ શકે. તરંગી કવિઓ ગમે તેટલો ઊંચો આદર્શ સમાજ આગળ રાખી શકે છે અને રૂપાળા શબ્દોમાં તે ચીતરી શકે છે પણ એટલાથી તેઓ સમાજસેવકની યોગ્યતાએ નથી પહોંચી શકતા. આપે

સમાજ આગળ કેટલો ઊંચો આદર્શ રાખ્યો હતો એનો વિચાર ભવિષ્યની પેઢી નહીં કરે પણ મધ્યમ વર્ગને માટે જે આદર્શ આપે નક્કી કર્યો તેનું ઉત્કૃષ્ટ પાલન પોતે કરી તે આદર્શને આજીવન વળગી રહેનારા અસંખ્ય નવયુવકો આપે કેળવ્યા એ આપની ગુજરાતની અને હિંદની ઉજ્જવળ સેવા છે. ગાંધીજીએ અસાધારણ ઉજ્જવળ આદર્શ સમાજ આગળ મૂક્યો એમાં એમનું માહાત્મ્ય નથી પણ એ ઉચ્ચ આદર્શ પ્રમાણે તેઓ પોતે જીવી બતાવે છે અને એ આદર્શ પ્રત્યે લોકોની શ્રદ્ધા જગાડી રાષ્ટ્રના અસંખ્ય લોકોને નવજીવન અર્પે છે એટલે તેઓ મહાત્મા ગણાય છે.

જ્યારે જ્યારે મોતીભાઈને હું મળ્યો છું ત્યારે ત્યારે જ્ઞાનપ્રચાર કેમ કરાય, જેઓ પૈસાદાર નથી તેમને સરસમાં સરસ સાહિત્ય ઉપલબ્ધ કેમ કરવું, જેઓ અપંગ છે તેમને પગભર કેમ કરવા અને લીધેલા ઉપકારનું વળતર આપવાનું ચારિત્ર્ય સમાજમાં પેદા કેમ કરવું એની જ ચિંતા, ચર્ચા અને યોજના કરતા મેં એમને જોયા છે. એમની વૃત્તિ તો કોઈ વિશાળ સંયુક્ત કુટુંબના મુરબ્બી માણસ જેવી હતી. એટલે આ ઉપદેશામૃતના એમના છેલ્લા શબ્દો જાણે એમનું જ વર્ણન કરતા હોય એમ મને લાગ્યા. “સાદાઈથી રહેવાની, એકબીજાના દોષો તરફ નહીં પણ ગુણો તરફ દૃષ્ટિ રાખી જીવન ગાળવાની, કુટંબીજનો સાથે મીઠો સંબંધ સાચવી રાખવાની, સંયુક્ત કુટુંબની જવાબદારીઓ આનંદથી અને હોંશથી ઉઠાવી લેવાની, જુદા પડતા સ્વભાવના [સંબંધીઓ] સાથે મેળ પાડવાની, સાચું સુખ અને શાંતિ સંપમાં જ છે અને જુદા પડવામાં દુ:ખ છે એમ સમજવાની તૈયારી હોવી જોઈએ.”

આજની લગ્નની રૂઢિઓ સામે બળવો પોકારનાર લોકો જ્યારે લગ્નસંબંધને જ પ્રપંચ ગણી એને શિથિલ કરવા મથે છે તે વખતે મોતીભાઈનાં નીચેનાં વચનો જુનવાણી લાગતાં છતાં બધી રીતે કલ્યાણકારી છે એ અનુભવે જણાશે. “લગ્ન જેવો પવિત્ર, શાશ્વત, દૃઢ, આવશ્યક, સુખદ બીજો સંબંધ નથી એમ વિચારી સુખદુ:ખમાં સાથે રહેવાના દૃઢ નિશ્ચયથી (વડીલોના આશીર્વાદ મેળવી) સંબંધ જોડવો.”

પ્રકાશકો આ પંચ શિખામણ નિત્યપાઠ તરીકે વપરાય એમ ઇચ્છે છે એ રીતે આ ઉપદેશામૃતનો નિત્યપાઠ કરનારાઓએ ધ્યાનમાં રાખવું જોઈએ કે કોઈને આવો નિત્યપાઠ એકબે વરસ કરતાં વધારે લંબાવવાની જરૂર નથી. એકબે વરસના પારાયણથી પણ જો ભલમનસાઈની આ શિખામણ માણસના જીવનમાં ન ઊતરે તો કેવળ યાંત્રિક પારાયણથી માણસનો ઉદ્ધાર થવાનો નથી.

ખરેખર મોતીભાઈએ પોતાના સમાજ માટે આ કીમતીમાં કીમતી વારસો મૂકેલો છે. મહત્ત્વાકાંક્ષી નવયુવકો આ આદર્શ કરતાંયે ઉપર ઊડવાનો પ્રયત્ન ભલે કરે પણ આથી નીચે તો કોઈ પણ ન ઊતરે એ જ મોતીભાઈની શિખામણ છે.

# ૫૫. આદર્શ આચાર્ય નાનાભાઈ

૧૯૬૧ના વર્ષના છેલ્લા દિવસે સૌરાષ્ટ્રના બલકે ગુજરાતના એક સમર્થ નિષ્ઠાવાન શિક્ષણશાસ્ત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટનું અવસાન થયું. તેઓ સાચી બ્રાહ્મણવૃત્તિવાળા, તત્ત્વનિષ્ઠ અને વ્યવહારકુશળ તેજસ્વી અધ્યાપક હતા. ગાંધી-યુગમાં રાષ્ટ્રીય શિક્ષણનું જે નક્કર કામ થયું તેમાં નાનાભાઈ ભટ્ટ મારા મોટાભાઈ–પુરોગામી હતા. પણ અમે સૌ તેમને નાનાભાઈ કહેતા હતા. આખું ગુજરાત તેમને નાનાભાઈના નામથી જ ઓળખતું આવ્યું છે. શાસ્ત્રનિષ્ઠા, રૂઢિનિષ્ઠા અને ગુરુનિષ્ઠાના સનાતન આદર્શોની વચ્ચે ઊછરેલા નાનાભાઈમાં આત્મનિષ્ઠા અને તત્ત્વનિષ્ઠા, ઉપરની બધી નિષ્ઠાઓથી વધારે પ્રભાવશાળી સાબિત થઈ છે, અને તેથી નાનાભાઈ પોતાના જીવનમાં નવી નવી સિદ્ધિ પ્રાપ્ત કરતા ગયા. પહેલાં તો તેમણે કૉલેજમાં ઇતિહાસના અધ્યાપક તરીકે કામ કરતાં કરતાં એક છાત્રાલય ચલાવ્યું. આ છાત્રાલયમાં તેમણે સાચા બ્રાહ્મણજીવનનો આદર્શ મૂર્તિમંત કર્યો. ધીમે ધીમે એ છાત્રાલયપ્રવૃત્તિએ વિકાસ સાધીને દક્ષિણામૂર્તિ વિદ્યાલયનું સ્વરૂપ ધારણ કર્યું. ગાંધીજીના પ્રભાવને લીધે એ વિદ્યાલય સાચા અર્થમાં પૂરેપૂરું રાષ્ટ્રીય વિદ્યાલય થયું, અને પશ્ચિમના નવા નવા વિચારો અજમાવવા માટેની એક પ્રયોગશાળા બન્યું. જ્યારથી દક્ષિણામૂર્તિ વિદ્યાલય ગાંધીજીના પ્રભાવ નીચે આવ્યું, ત્યારથી મારો એ સંસ્થા સાથેનો સંબંધ વધતો ગયો.

નાનાભાઈને શરૂઆતથી સારા સાથીઓ મળ્યા. તેમાંના એક શ્રી ગિજુભાઈ બધેકાએ બાલશિક્ષણનું ક્ષેત્ર બધી રીતે સર કર્યું. અને તારાબહેન મોડકનો સાથ મળ્યા પછી તો બાલમંદિરપ્રવૃત્તિ આખાયે ગુજરાતમાં વ્યાપક કરી. બાલશિક્ષણ-ના નવા આદર્શે આજે ગુજરાતી સમાજમાં જડ ઘાલી છે. અને લોકો તેનું મહત્ત્વ સારી રીતે સમજી ચૂક્યા છે.

પ્રગતિ અને સ્થિરતા, બન્ને તત્ત્વોની એકીસાથે ઉપાસના એ શિક્ષણનો ઊંચામાં ઊંચો આદર્શ. દક્ષિણામૂર્તિએ પ્રયોગ પર વિશેષ ભાર મૂક્યો. પરિણામે નાનાભાઈને એ સંસ્થાનું વિસર્જન કરવું પડ્યું. નાનાભાઈ અને તેમના સાથીઓનું અનેક વર્ષનું તપ એળે ગયું. પરંતુ નાનાભાઈ હારે તેવા ન હતા. ગાંધીજીના પ્રભાવની તેમના ઉપર ઘણી ઊંડી અસર થઈ હતી. તેથી તેમણે નાના ગામડામાં જઈ ગ્રામશિક્ષણનો પ્રારંભ કર્યો. એ કાર્ય તેમણે એકડે એકથી શરૂ કર્યું હતું, એટલે દરેક કાર્ય શરૂઆતમાં હોય છે તેવી દરેક પ્રકારની મુશ્કેલીનો સામનો કરતાં કરતાં ધીરે ધીરે આગળ વધ્યા.

નાનાભાઈએ પોતાને પ્રાપ્ત થયેલ જન્મક્ષેત્ર અને સ્વભાવનો ત્યાગ કર્યો ન

હતો. જે સમાજમાં તેમનો જન્મ થયો, જે સમાજમાંથી તેમણે સંસ્કારોનું પોષણ મેળવ્યું, એ જ સમાજની ભાષાની સેવા કરવામાં તેમને અસાધારણ સફળતા મળી. તેમની ગ્રામદક્ષિણામૂર્તિ સંસ્થા ફાલીફૂલી અને નવા નવા સાથીઓની મદદથી તેમણે લોકભારતી નામની એક વિદ્યાપીઠ સ્થાપવાની હિંમત કરી. શરૂઆતમાં સર પ્રભાશંકર પટ્ટણી જેવા અને પછી શ્રી ઢેબરભાઈ જેવા રાજનીતિજ્ઞ નેતાઓએ નાનાભાઈના કાર્યનું મહત્ત્વ પારખી લીધું અને બધા જ પ્રકારની મદદ કરી.

નાનાભાઈ સારા શિક્ષણશાસ્ત્રી તો હતા જ. ભારતીય સંસ્કૃતિનું, વિશાળ અને વ્યાપક સંસ્કૃતિનું દર્શન થયું હતું. વાણી અને કલમથી સમાજની સાંસ્કૃતિક ઉન્નતિ કરવી એ પણ એમનું જીવનકાર્ય હતું. રામાયણ, મહાભારત અને ભાગવત જેવા આપણી સંસ્કૃતિના અમર ગ્રંથોનો તેમને સારો એવો અભ્યાસ હતો. આ ગ્રંથોનું નવનીત લોક – આમજનતા સુધી પહોંચાડવાનું સુંદર કામ તેમણે કર્યું છે. સ્વરાજ આવતાં જ સૌરાષ્ટ્રમાં નવચેતનનો સંચાર થયો. સૌરાષ્ટ્ર સરકાર મારફતે રાષ્ટ્રીય શિક્ષણનો પ્રચાર વ્યાપકપણે કરવાની ઇચ્છાથી નાનાભાઈએ સૌરાષ્ટ્ર સરકારના પ્રધાનમંડળમાં સ્થાન લીધું. પણ તેમણે જોયું કે સરકારો ભલે ગાંધીજીનું નામ લે, પરંતુ અંગ્રેજી સત્તાના અમલને લીધે જે રૂઢિ સમાજમાં જડ ઘાલી ગઈ છે, તેમાંથી બહાર નીકળી આવવાની શક્તિ કે ઇચ્છા સમાજમાં નથી. નાનાભાઈએ સ્વરાજ સરકાર મારફતે સાંસ્કૃતિક સ્વરાજ્યની સ્થાપના કરવાની આશા છોડી દીધી, અને પોતે સ્થાપેલી ‘લોકભારતી’ની સેવા એકાગ્રતાથી ચલાવી.

જેવી રીતે નાનાભાઈ દક્ષિણામૂર્તિની શરૂઆતમાં સંસ્થા સાથે ઓતપ્રોત થયા હતા, તેવી જ રીતે આપણી ગૂજરાત વિદ્યાપીઠની સાથે નાનાભાઈ કેટલોક કાળ ઓતપ્રોત થયા હતા અને મારા પહેલાં તેઓ ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયક (Vice Chancellor) થયા હતા. જ્યારે ગાંધીજીએ નાનાભાઈને કુલનાયક બનાવ્યા ત્યારે તેમણે નમ્રતા અને આત્મવિશ્વાસની સાથે કહ્યું કે “આ તો ગાંધીજીનો જ પ્રભાવ છે કે પથ્થર પણ તેમની સાથે રહી દેવ બને. अश्मापि याति देवत्वम् ।

થોડાંક વર્ષોથી નાનાભાઈની તબિયત સારી ન હતી. તેઓ એંશી વર્ષની ઉંમરે પહોંચ્યા હતા. શ્રી મનુભાઈ પંચોળી જેવા તેમના સમર્થ સાથી તેમનું કામ સારી રીતે સંભાળતા હતા, અને નાનાભાઈને માટે તો સંસ્થાનો વિકાસ આનંદપૂર્વક નિહાળવાનું કામ જ બાકી હતું. પણ ભગવાનને નાનાભાઈની ઉન્નતિમાં જરા જેટલી પણ ખામી રાખવી ન હતી. જ્યારે તેમનું એંશીમું વરસ ચાલતું હતું, ત્યારે એક યુવાન અને કાર્યકુશળ પુત્રનો વિયોગ તેમને સહન કરવો પડચો. દુઃખની ભયાનક માત્રા વિના મનુષ્યનું જીવનદર્શન પૂરું થતું નથી.

લગભગ એક વર્ષથી હું લોકભારતી, સણોસરા જઈને નાનાભાઈનું પુણ્યદર્શન કરવાનું વિચારતો હતો. એક વખત તો સૌરાષ્ટ્ર જવા માટેનો કાર્યક્રમ પૂરેપૂરો

ઘડયો પણ હતો, પણ તેમ નિર્માયું નહીં હોય. વાત રહી ગઈ, અને નાનાભાઈનું દર્શન આ સ્થૂળ જગતમાં નહીં કરી શકું એટલો વિષાદ મનમાં રહ્યો છે.

ભારતમાં અધ્યયન અને અધ્યાપનના સનાતન આદર્શને જીવતો રાખવાનો ભાર જેમના શિરે હતો અને જેઓ પ્રાચીન આદર્શ તથા નવી આશાઓ એમ બંનેનો સમન્વય કરી જાણતા હતા તેવા સમર્થ શિક્ષણશાસ્ત્રીઓમાંના એક પ્રતિનિધિ નાનાભાઈ પોતાની બધી તપશ્ચર્યાનો આશીર્વાદ દઈને આ દુનિયામાંથી ચાલ્યા ગયા છે. આ સ્થૂળ દુનિયા તો નાનાભાઈએ છોડી, પરંતુ તેઓ લોકભારતીને માટે અને આખાય ગુજરાતને માટે ઘણા લાંબા કાળ સુધી પ્રેરણારૂપ બની રહેશે. આટલી એકનિષ્ઠ તપશ્ચર્યા વ્યર્થ નહીં જાય. આખરે તો તપશ્ચર્યા એ જ સર્વ-શક્તિમાન છે. तपो हि दुरतक्रमम् ।

# ૫૬. બાળકેળવણીના પુરસ્કર્તા ગિજુભાઈ

## ૧

દક્ષિણામૂર્તિમાં જ્યારે પહેલવહેલો હું ગયો ત્યારે ત્યાંના શિક્ષકોમાં વિવેક જાળવવાનો આગ્રહ ભારે હતો. રીતસર પોશાક કરીને ભેગા થાય. નાનાભાઈ તે પ્રોફેસર નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ હતા. અને ગિજુભાઈ પણ ગિરિજાશંકર ભગવાનજી બધેકા હતા. આવી બધી ઠાવકાઈથી હું અકળાયો. મેં એમને કહ્યું ‘તમે એક શિક્ષણસંસ્થાના આજીવન સભાસદ છો. એકબીજા માટે ભાઈ ભાઈ કરતાં પણ વધારે છો. ભાઈઓનો સંબંધ લોહીનો હોય છે. તમારો આધ્યાત્મિક છે. એક ઘરના ભાઈઓ ઘર જુદાં કરીને અલગ રહી શકે છે. તમે બધા અનેક ઘરના હોવા છતાં એક સંકલ્પને કારણે એક થયા છો. એટલે તમારાં ઘરગથ્થુ નામો જ સંસ્થામાં ચાલવાં જોઈએ.’ દક્ષિણામૂર્તિના શિક્ષકોમાં મારો પ્રથમ પરિચય વધ્યો ગિજુભાઈ સાથે. નાનાભાઈ કાંઈક વધારે ચુસ્ત સનાતની. પૂજા વૈશ્વદેવ વગેરેના આગ્રહી. ગિજુભાઈ એથી ઊલટા. એ જ મુખ્ય કારણ હશે. નાનાભાઈને સંસ્થા ચલાવવાની હોવાથી સંસ્થાના વિકાસની તે અખંડ ચિંતા કરતા હતા. જ્યારે ગિજુભાઈ કેળવણીની પદ્ધતિઓ અને કેળવણીના સિદ્ધાંતોની વિશેષ ચર્ચા કરતા હતા.

બાળવાર્તાઓ અને લોકવાર્તાઓ ભેગી કરવાનો ગિજુભાઈનો શોખ પણ અમારા પરસ્પર આકર્ષણનું એક કારણ હશે. ‘રસાસ્વાદ’વાળી પ્રસ્તાવના જ્યારે મેં લખી ત્યારે ગિજુભાઈને ઘણો આનંદ થયો. પછી તો એમની દરેક ચોપડીની પ્રસ્તાવના લખવાનો જાણે ઇજારો જ તેમણે મને આપ્યો. એમણે ‘વાર્તાનું શાસ્ત્ર’ લખી કાઢયું અને બાળકોને વાર્તા છટાદાર રીતે કહેવાની ઢબ પણ ગોઠવી કાઢી.

આગળ જતાં મૉન્ટેસોરીના સિદ્ધાંતોનું એમનું અધ્યયન વધ્યું અને એમણે

બાળમંદિર કાઢયું. એમની એ નિષ્ઠાનું ફળ એમને તરત મળ્યું. ભાવનગરવાળા શ્રી હીરાલાલ અમૃતલાલ શાહે તખ્તેશ્વર પાસેની એક ટેકરી ઉપર એક બાળ-મંદિર બાંધી આપ્યું. અને ગિજુભાઈ કેળવણીનાં બાકીનાં બધાં અંગો કોરે મૂકી બાળકેળવણીને જ વર્યા. બાળકેળવણીને લગતું સાહિત્ય તૈયાર કરવાનું પણ બીડું એમણે ઝડપ્યું. શ્રી હીરાલાલભાઈએ જેમ ગિજુભાઈને બાલમંદિર બાંધી આપ્યું તેમ શ્રીમતી તારાબાઈ મોડકે એમને પોતાનો કીમતી સહકાર આપ્યો. તારાબહેન જેવી સમર્થ શિક્ષાશાસ્ત્રીણીનો સહકાર મળવો એ કાંઈ માણસનું ઓછું ભાગ્ય નથી.

સંસ્થાઓ વધે એટલે દરેકનું કાર્યક્ષેત્ર જુદું થઈ જાય છે. દરેકના આદર્શો અને આગ્રહો જુદા પડવા લાગે છે. સંસ્થાના વાતાવરણ કરતાં પોતાના સ્વાતંત્ર્યનો ખ્યાલ વધારે મહત્ત્વ ભોગવવા લાગે છે. એ ઉપરાંત સામાજિક આદર્શ પરત્વે પણ મતભેદો વધે છે. શ્રી દક્ષિણામૂર્તિની બાબતમાં આવાં અનેક બળોએ પોતાની અસર કરી. ગિજુભાઈ સંસ્થામાંથી છૂટા પડયા. છતાં આખર સુધી એમનું પોતાનું પ્રિય અધ્યાપનકાર્ય ચાલુ જ રાખ્યું હતું.

શ્રાદ્ધ વખતે માણસની વિભૂતિમાં જે કાંઈ સારું હોય તેનું સ્મરણ કરી તેનો વિકાસ સમાજ દ્વારા કરાવવાનો હોય છે. ગિજુભાઈમાં જે અપૂર્ણતા હતી તે એમની સાથે જ ગઈ છે. એમણે જે કાંઈ સારું કર્યું છે તે ગુજરાતની મૂડી છે અને એ મૂડી નાનીસૂની નથી.

તા. ૨૦–૭–'૩૯

## ૨

## બાલમિત્ર ગિજુભાઈ

ગુજરાતના શક્તિશાળી શિક્ષણશાસ્ત્રીઓમાંનો એક તેજસ્વી તારો ખરી ગયો છે. અસંખ્ય કુટુંબોમાં પારાવાર શોક છવાયો છે. રમતગમતમાં મસ્ત અને ફૂલોની જેમ આનંદ આપનારાં બાળકોની આંખોમાંથી પણ દુ:ખાશ્રુઓનાં ઝરણાં વહી રહ્યાં છે. મોટી મોટી મૂછોવાળા એમના પ્યારા ગિજુભાઈના દેહાન્તના સમાચાર આજે ઘર ઘર પહોંચી ગયા છે. ગિજુભાઈ દેહ છોડવા છતાં પણ કેવા જીવતા છે તેની સાબિતી આજ મળી રહે છે.

જ્યારે હું ૧૯૨૨ની આસપાસ સૌથી પહેલી વાર દક્ષિણામૂર્તિમાં ગયો હતો ત્યારે શ્રી નાનાભાઈ ભટ્ટના કરતાં પણ ગિજુભાઈ સાથે મારો વધારે ગાઢ સંબંધ બંધાયો હતો. પૂર્વ આફ્રિકામાં જઈને ત્યાં વકીલાત કરવાની ઈચ્છાવાળા ગિજુ-ભાઈને એ સ્ફુરણા થઈ કે આ ક્ષેત્ર મારે માટે નથી. મારે તો સ્વદેશ જઈને શિક્ષણનું કામ કરવું જોઈએ. તે દિવસોમાં તેઓ ગુજરાતમાં આટલા જાણીતા નહોતા. એમના ખાસ મિત્રોમાં તેઓ ગિરિજાશંકર ભગવાનજી બધેકાના નામે ઓળખાતા. સૌથી પહેલાં મેં જ ગિજુભાઈ એ નામ જાહેરમાં રૂઢ કર્યું અને

મારા રિપોર્ટમાં જાહેર કર્યું કે ગિજુભાઈ સ્વયંભૂ શિક્ષક છે. ત્યાર બાદ કેટલાય દિવસો સુધી અમારી વચ્ચે એવો રિવાજ બંધાયો હતો કે ગિજુભાઈ જે ચોપડી લખે તેની પ્રસ્તાવના મારે લખી આપવી. બાળકોને વાર્તા કહેવાની એક નવી જ રીત ગિજુભાઈએ શોધી અને તેઓ બાળકથાના વિધાતા અને બાળકોના મિત્ર બન્યા. એમણે ભાવનગરમાં એક બાળમંદિર ખોલ્યું. શિક્ષણાલયની સાથે મંદિર શબ્દ જોડવાથી બધાને ઘણો આનંદ થયો. ગિજુભાઈનો આવો ઉત્સાહ જોઈને ભાવનગરવાસી અમારા મિત્ર શ્રી હીરાલાલ શાહે પચીસ હજાર રૂપિયા ખર્ચ કરીને ભાવનગર પાસે એક ટેકરી ઉપર બાળમંદિર બનાવી દીધું; અને ગિજુભાઈએ એમના ઉપાસ્ય દેવ બાળકોની પૂજા અને ભક્તિની ત્યાં શરૂઆત કરી. થોડા જ દિવસોમાં શ્રીમતી તારાબહેન મોડક ગિજુભાઈના કાર્યમાં સામેલ થયાં. શિક્ષણ-શાસ્ત્રમાં, શિક્ષણવિષયક પ્રશ્નો પર ચર્ચા કરવામાં અને બાળકોને સંસ્કારી બના-વવાની નિપુણતામાં તારાબહેન મોડક ગિજુભાઈથી સહેજ પણ ઊતરે તેવાં નહોતાં. બન્નેએ મળીને બાળશિક્ષણમાં એક નવા યુગનો આરંભ કર્યો. જ્યારે ગિજુભાઈ સાથે મારો પહેલો પરિચય થયો ત્યારે તેમણે મને કહેલું કે તમારી સાથે મારો પરિચય પહેલાં થયો હોત તો હું દક્ષિણામૂર્તિમાં ન જોડાત પણ તમારી પાસે જ આવી જાત. પણ હવે તો દક્ષિણામૂર્તિના હાથમાં વેચાઈ ગયો છું. તે જ ગિજુભાઈ બાળમંદિર સિવાયના દક્ષિણામૂર્તિનો વિચાર કરવામાં પણ સ્વધર્મનો ત્યાગ સમજતા થયા. ગિજુભાઈએ બાળમંદિર ચલાવ્યું એની સાથે સાથે એક શિક્ષણપત્રિકા અને એક અધ્યાપનમંદિર પણ શરૂ કર્યું. એ અધ્યાપનમંદિરમાં અનેક માબાપો અને શિક્ષકોએ બાળશિક્ષણની તાલીમ લીધી અને તેઓ ગુજરાત-ભરમાં ફેલાયા. ગિજુભાઈના બાળમંદિરની વંશવાડી ગુજરાતમાં ઠેર ઠેર વિસ્તાર પામી છે. આ બધી સંસ્થાઓએ મિશનરીના ઉત્સાહથી બાળશિક્ષણનું એક નવું તંત્ર ગુજરાતભરમાં ફેલાવ્યું છે. તેમની 'શિક્ષણપત્રિકા'નું હિન્દી સંસ્કરણ ઇંદોરમાં છપાવી ગિજુભાઈએ ગુજરાતની બહાર પણ પોતાનો સંદેશો ફેલાવ્યો છે.

મેં તો ગિજુભાઈને સ્વયંભૂ શિક્ષણશાસ્ત્રી તરીકે જાહેર કર્યા. પણ તેમણે થોડા જ દિવસોમાં તેમની નિષ્ઠા બાળમાતા બ્રહ્મચારિણી મૉન્ટેસોરીને અર્પણ કરી અને અંતકાળ સુધી એમની એ નિષ્ઠા કાયમ રહી.

'શિક્ષણપત્રિકા' દ્વારા તારાબહેનની સાથે ગિજુભાઈએ બાળકોનાં શિક્ષકો અને માબાપોને તેમ જ પ્રૌઢ બાળકોને પણ કેટલાંય વર્ષો સુધી સતત જે શિખામણ આપી છે, તેનું સ્મરણ ગુજરાતની જનતાને ઘણા લાંબા સમય સુધી રહેશે. ગિજુ-ભાઈના પ્રભાવથી ગુજરાતના એકાદબે પુસ્તા વધ્યા છે.

ગિજુભાઈના મનમાં ગાંધીજી પ્રત્યે ભક્તિ હતી. એમણે ખાદી ધારણ કરી અને અંતકાળ સુધી કાયમ રાખી. ગાંધીજીના આશ્રમ માટે પણ તેમને ઘણો આદર હતો. પણ આશ્રમના આદર્શ સાથે આશ્રમી જીવન તરફ એમની બહુ ઓછી

સહાનુભૂતિ હતી. બાળસ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યની એમની કલ્પના કંઈક જુદી હતી. પોતાનું કાર્ય કરવાની લગનીમાં ખાનપાન અને જીવનની નિયમિતતામાં તે ધ્યાન આપતા નહીં. આથી કરીને ઈશ્વરે આપેલું સુદૃઢ શરીર તેમણે કમજોર બનાવી દીધું. અને કુદરતે એમને એમની બેપરવાઈનો બદલો આપ્યો.

ગિજુભાઈ શિક્ષણમાં જેવા ક્રાન્તિકારી હતા તેવા ક્રાન્તિકારી કૌટુંબિક કે સામાજિક જીવનમાં નહોતા. તેમની બધી તેજસ્વિતા તેમણે શિક્ષણના ક્ષેત્રમાં ખપાવી દીધી. એથી બીજા ક્ષેત્રમાં કામ કરવાની તેજસ્વિતા તેમની પાસે ન રહી.

એમનાં જીવતાં જ ગુજરાતે એમની સારી કદર કરી છે પણ એમની શક્તિ અને પ્રતિભાની કદર ગુજરાત કરતાં પણ વધારે શ્રી નાનાભાઈ ભટ્ટે કરી છે. ગિજુભાઈ જે માગતા તે નાનાભાઈ તેમને લાવી દેતા. ગિજુભાઈ પોતે જ કહેતા કે "પૈસા ભેગા કરવાનું કામ નાનાભાઈનું અને વગર વિચાર્યે ઉડાવી દેવાનું કામ અમારું છે. માનો કે નાનાભાઈ કુટુંબ-સંસ્થાપક છે અને હું તો મોટા બાપનો દીકરો છું." ગિજુભાઈનો આત્મવિશ્વાસ જબરદસ્ત હતો. આગળ જતાં તેઓ પોતાની અને પોતાના કાર્યની કદર કરતાં પણ શીખી ગયા હતા. ગિજુભાઈનું બાળમંદિર, એમનું અધ્યાપનમંદિર, એમનું માસિક અને એમનું શિષ્યવૃન્દ, એ બધી એમની ચતુર્વિધ સૃષ્ટિ હતી. આમાંથી ગિજુભાઈનું શિષ્યવૃન્દ તો ગિજુભાઈ-ની, ગુજરાતની અને શિક્ષણની મોટી તાકાત છે. મારે એક નાની સિફારસ કરવાની છે કે ગિજુભાઈના મૃત્યુથી પડેલી ખોટ દૂર કરવા એમના બધા શિષ્યો અને બાળમંદિરોના પ્રતિનિધિઓએ કોઈ એક સારા સ્થળે એકઠા થઈ બાળ-શિક્ષકોનું એક બંધુમંડલ સ્થાપવું અને ગિજુભાઈએ ઉપાડેલું કાર્ય આગળ વધારવું જોઈએ. ગિજુભાઈના કાર્યમાં સુધારા થઈ ન શકે એમ સમજી એમનાં કાર્યોની પૂજા કરવી તે મૂર્તિપૂજા ગણાય, શ્રાદ્ધ નહીં. ગિજુભાઈ પાસેથી મેળવેલી પ્રેરણામાં તેઓએ પોતાનો અનુભવ ઉમેરી જ્યોત અખંડ રાખવી જોઈએ.

શિક્ષણ-સાહિત્યમાં ગિજુભાઈની સેવા થોડી નથી. તેમની શૈલી બિલકુલ સાદી અને અસરકારક હતી. શબ્દોને નવું નવું રૂપ આપીને ભાષાશક્તિ વધારવાનો તેમને શોખ હતો. અક્ષરજ્ઞાનના પ્રચાર માટે પણ તેમને ઘણો ઉત્સાહ હતો. પોતાના એક કાર્યમાં અખંડ આજીવન ધ્યાન આપીને તેઓ ગુજરાત માટે બાલશિક્ષણના આદ્યઆચાર્ય બન્યા. દક્ષિણામૂર્તિ, બાળમંદિર, અધ્યાપનમંદિર, બાળસાહિત્ય અને શિક્ષણપત્રિકા વગેરે છોડી ગિજુભાઈ ચાલ્યા ગયા છે. તેથી તેમના શિષ્યોમાંના દરેકે દરેકની શક્તિ પ્રમાણે આમાંનો એક એક વિભાગ સંભાળવા તૈયાર રહેવું જોઈએ.

ગિજુભાઈના પરિવારને અને એમના પ્રોત્સાહક મિત્ર નાનાભાઈને હું શું આશ્વાસન આપું? એમણે જે સત્કાર્ય કર્યું છે તેનો તો ક્યારેય નાશ થવાનો નથી.

૨૩–૬–'૩૯

# ૫૭. બાપુબોધી જીવનકળાના આચાર્ય : જુગતરામભાઈ

૧

સુરત જિલ્લાના રાનીપરજ વિભાગમાં, ત્યાંની અબોધ જનતાને 'બાપુબોધી જીવનકળા' શીખવનાર જુગતરામભાઈનું જીવનચરિત્ર મેં એમના સાથીઓ પાસેથી માગ્યું.

શૂન્યમાંથી સૃષ્ટિ ઉપજાવનાર જુગતરામભાઈએ, પોતાના કામમાં મદદ કરી શકે એવા અનેક સાથીઓ ભેગા કર્યા છે. એટલું જ નહીં, પણ પોતાની પાસે આવેલાં છોકરા-છોકરીઓને પોતાની ઢબે ભણાવી, એમનામાંથી જ કેટલાય નક્કર કાર્યકર્તાઓ અને નેતાઓ એમણે તૈયાર કર્યા છે, એ લોકોમાંથી કોઈ પણ ધારે તો જુગતરામભાઈનું ઉત્તામોત્તમ જીવનચરિત્ર આપી શકે. પણ હજી એને માટે કોઈ તૈયાર થયા નથી.

મેં જુગતરામભાઈ પાસેથી 'આત્મચરિત્રના રૂપમાં પોતાના જીવનકાર્યનું અને સાથીઓના પુરુષાર્થનું ચિત્ર' માગ્યું. પણ તેઓ પોતાનું જીવનચરિત્ર લખવા કેમે કરીને તૈયાર ન થાય. અમુક સંતોને પોતાનું જીવનચરિત્ર લખતાં ડર લાગે છે. પોતાને વિશે લખવા-બોલવા તૈયાર થાય તો તેમની આધ્યાત્મિક સાધના ભ્રષ્ટ થાય છે.

એટલે મેં જુગતરામભાઈને છોડીને એમના સાથીઓને સૂચના કરી. પણ જેવા ગુરુ તેવા ચેલા! જુગતરામભાઈએ પોતાના જીવનની વિગતો કહેવાની 'ના' પાડી. પછી એ કરે શું? યુરોપ-અમેરિકાના, અને આપણા દેશના પણ, અનેકાનેક ચરિત્રકારો પોતાના ચરિત્રનાયકનાં જીવનની વિગતો ભેગી કરવા આકાશપાતળ એક કરે છે; અને વરસો સુધી એની પાછળ મંડી પડે છે. પણ આ જાતનો પુરુષાર્થ જુગતરામભાઈએ એમને શીખવ્યો નથી. અને પોતાનું કામ છોડી ચરિત્રકીર્તન કરવા બેસે એવા સાથીઓ ઉપર જુગતરામભાઈ નારાજ થાય તો શું કરવું?

જુગતરામભાઈના પૂર્વજીવન વિશે સ્વામી આનંદ પાસેથી ઘણું જાણવાનું મળી શકે છે. મારા આમંત્રણથી જુગતરામભાઈ વડોદરા આવ્યા. પછી જ્યારે હું ગાંધીજીના આશ્રમમાં દાખલ થયો, ત્યારે અમે જુગતરામભાઈને પણ ગાંધીકાર્યમાં ખેંચી લીધા. એટલે સ્વામી પાસેથી અને મારી પાસેથી ગમે તેટલી માહિતી મળી શકે એમ હતું. પણ જુગતરામભાઈના સાથીઓમાંથી કોઈએ એ બાબતમાં અમારી મુલાકાત લીધી નથી!

'ભારતીય સંસ્કૃતિની આવી હાલત'માં મનુભાઈ પંડિતે જુગતરામભાઈના સ્વભાવનાં વખાણ કરી શકાય એવા થોડાક પ્રસંગો લખીને આપણને આપ્યા એ

આશ્ચર્ય માટે હું એમને ધન્યવાદ આપું છું. અને 'જુગતરામભાઈ પોતાના શબ્દોમાં'વાળા પરિશિષ્ટમાં ખાસાં સાત પાનાં અહીં આપી શક્યા, એ માટે પણ મનુભાઈ પંડિતનું અભિનંદન કરવું ઘટે છે.

માણસ નાનો હોય કે મોટો, એના જીવનમાંથી બોધ લેવા લાયક ગમે તેટલા સરસ પ્રસંગો શોધી કાઢી શકાય અને એ પ્રસંગો સુંદર રીતે શણગારી શકાય. પણ આપણે એવાં બધાં સંસ્મરણો વાંચવા બેસવાના નથી. જે માણસના જીવનમાં ભારે પુરુષાર્થ પ્રગટ થયો છે અથવા માનવી જીવન ઉપર કાયમી છાપ પાડી શકે એવી અદ્‌ભુત ઘટનાઓ જેના જીવનમાં તરી આવે છે, એવા લોકોનાં જ સંભારણાં આપણે રસપૂર્વક વાંચીએ છીએ.

અથવા સામાન્ય કે અદ્‌ભુત, સાચા કે કાલ્પનિક પ્રસંગો રજૂ કરવાની અસાધારણ સાહિત્યકળા કોઈ ગ્રંથમાં પ્રગટ થઈ હોય, તો એ રસને કારણે જ આપણે એ ચોપડી ખાસ વાંચીએ છીએ.

શ્રી જુગતરામભાઈએ 'આત્મરચના અથવા આશ્રમની કેળવણી'માં પોતાના અનુભવનો નિચોડ સરસ રીતે આપ્યો છે, અને પોતાના ચિરસાથી ચુનીભાઈના જીવનચરિત્રમાં અમુક માહિતી પૂરી પાડી છે. આ બે ચોપડીઓ જેમણે વાંચી છે અને જેઓ જુગતરામભાઈના પ્રસંગમાં ઠીકઠીક આવ્યા છે, તે લોકોને માટે મનુભાઈનાં આ સંભારણાં ઘણાં રસપ્રદ નીવડશે.

મારે કહેવું જોઈએ કે આ પ્રસંગો રજૂ કરવામાં મનુભાઈ ઠીકઠીક ફાવી ગયા છે. અને એમણે જુગતરામભાઈનો સ્વભાવ, એમની ખાસિયતો અને એમની કાર્યપદ્ધતિ આમાં સુંદર રીતે વર્ણવી છે.

એટલે એમને આટલી સેવા માટે હાર્દિક અભિનંદન આપી એટલું જ કહીશ કે 'જુગતરામભાઈનું જીવનચરિત્ર જો તમે ન આપી શકો તો છગનલાલ જોશી જેવા કોઈ જૂના ગાંધીસેવક પાસેથી એ મેળવી આપો.' 'લઢ નહીં તો લડનાર આપ' એટલું જ આપણે કહી શકીએ ને?

શ્રી જુગતરામભાઈએ કહ્યું છે તેમ નાનપણમાં જ તેઓ સૌરાષ્ટ્ર છોડીને મુંબઈ આવીને રહેલા. મેં જ્યારે એમને પીપળવાડીમાં પહેલવહેલા જોયા ત્યારે એ સાવ મુંબઈગરા ગુજરાતી કારકુન જેવા હતા. છાતી એટલે એક ગોખલો જાણી લો. અંદર ગયેલી આંખો, જોર ફક્ત સોયા જેવા માથાના વાળમાં! પીપળવાડીનું જીવન અને અલ્લારખિયાના 'વીસમી સદી'વાળી નજીવી પ્રવૃત્તિ. છતાં સ્વામીની આર્ષદૃષ્ટિએ આ માણસમાં રહેલું દૈવત જોયું અને મને એમની ભલામણ કરી. હું એમને વડોદરે લઈ ગયો. કોઈ પ્રેસવાળાને ત્યાં કામચલાઉ ગોઠવી દીધા. પછી અમે ગ્રામજગતની સેવા કરવા માટે, દેશપાંડેસાહેબના સયાજીપુરામાં જઈ વસ્યા. જુગતરામભાઈને એમનું પોતાનું વાતાવરણ ત્યાં જડી આવ્યું. ત્યાર પછી પૂ. બાપુજીએ દેશપાંડેસાહેબ પાસે મારી માગણી કરી. સાહેબે મને, સાથે

એ છે કે કાર્યકર્તાઓ વિશેષ ધ્યાન શહેર ઉપર જ આપે છે. એમનામાં આત્મ-વિશ્વાસ ઉત્પન્ન કરવો એ કામ ગાંધીવાળાઓમાં પણ કેટલા લોકો કરી રહ્યા છે?

જૂની ઢબના સાધકો બ્રહ્મચર્યની દીક્ષા લે એટલે સ્ત્રીજાતિની ઉપેક્ષા જ કરવાના. જુગતરામભાઈએ સ્ત્રીજાતિની રાજનૈતિક અને આધ્યાત્મિક સમાનતા સ્વીકારી છે, એટલું જ નહીં, પણ એમને આગળ આવવાની દરેક તક મેળવી આપી છે, અને સ્ત્રીસ્વભાવમાં જે સંયમ છે, સેવાભાવ છે અને માનવતાના ઉત્કર્ષની ભાવના છે એની કદર કરી એમણે સ્ત્રીજાતિમાં નવો આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યો છે.

અને આટલું કર્યા છતાં જુગતરામભાઈમાં જે સામાજિક નમ્રતા છે તેવી તો અમ ગાંધીવાળાઓમાં કેટલા લોકોમાં ધ્યાન ખેંચે એવી હશે?

જુગતરામભાઈએ પોતાની સેવા મોટે ભાગે ગુજરાતને જ આપી છે. એમને વિશેની માહિતી ગુજરાત બહારના લોકોને વિશેષ નથી.

ગામડાની સેવા કરવા માટે એકાગ્ર થયા પછી, જુગતરામભાઈ ગુજરાત બહાર ગયા નથી. શહેરોમાં જઈ રહેવાનું પણ ટાળે છે. એ હું એમની ખાસ મોટાઈ ગણું છું. જુગતરામભાઈનું ચરિત્ર આખા દેશ માટે હિંદીમાં પ્રગટ થવું જ જોઈએ.

પોતાનું બધું કામ ગામડાંની પ્રજા વચ્ચે જ એમણે ચલાવ્યું અને તેથી જ પોતાના વિચારો એ પ્રજાની સગવડ ખાતર ગુજરાતી મારફતે જ વ્યક્ત કર્યા, એ ખરું. પણ તે જ કારણે એમનાં લખાણોમાં ગામડાંની પ્રજાને જે અત્યંત ઉપયોગી સૂચનાઓ અને બોધ મળે છે તેનો લાભ અખિલ ભારતીય લેખકોના લખાણમાં સહેજે મળે તેમ નથી. એ બધું પણ હવે હિંદીમાં આવવું જોઈએ.

## ૫૮. ગાંધીઆશ્રમમાં કેળવણીનું કામ : નરહરિભાઈ

મેં એક ઠેકાણે લખ્યું છે કે વિનોબા ભાવે પૂ. બાપુજી સાથે જોડાયા અને તરત જ પોતાનો કોઈ સંસ્કૃતનો કાર્યક્રમ પૂરો કરવા ચાલ્યા ગયા. ત્યાર પછી હું ગાંધીજી સાથે રીતસર જોડાયો. આ રીતે આશ્રમવાસી તરીકે એમનું સ્થાન પ્રથમ છે. પણ ગાંધીજી વિશે લખતાં-બોલતાં બધા લોકો મને જ સૌથી જૂનો આશ્રમ-વાસી ગણે છે. કેમ કે તેઓ દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે જ મારા કેટલાક દોસ્તોને મોઢે એમણે મારું નામ એક રાષ્ટ્રસેવક તરીકે સાંભળેલું. અને તેઓ કાયમને માટે ભારત આવ્યા તે પહેલાં એમના લોકો સાથે શાંતિનિકેતનમાં હું ભળી ગયો હતો. જમવાનું, પ્રાર્થના કરવાનું અને વાસણો વગેરે માંજવાનું કામ મગનલાલભાઈ સાથે મેં શરૂ કર્યું ત્યાર પછી જ ગાંધીજી શાંતિનિકેતનમાં આવ્યા હતા. એમણે મને પોતાના આશ્રમમાં દાખલ થવાનું તરત આમંત્રણ આપ્યું. મેં

તે સ્વીકાર્યું, પણ થોડી મુશ્કેલીઓ દૂર કરીને પછી દાખલ થઈશ એમ જણાવ્યું.

હું આશ્રમમાં દાખલ થયો ત્યારે ગાંધીજી અમદાવાદમાં કોચરબમાં (૧૯૧૬) ભાડાના મકાનમાં રહેતા હતા. ત્યાં એમની સાથે ભળ્યો. ત્યાર પછી સાબરમતીને કિનારે સાબરમતી જેલ અને સ્મશાન વચ્ચે બાપુજીને (૧૯૧૭) જગા મળી. ત્યાં તંબૂ અને ઝૂંપડાં ઊભાં કરી અમે આશ્રમનો પ્રારંભ કર્યો. હું રહ્યો કેળવણીકાર. જ્યાં જાઉં ત્યાં વિદ્યાર્થીઓને ભેગા કરી વર્ગો શરૂ કરું. સાબરમતીમાં એક બાજુ નદી. વચમાં જેલ તરફ જવાનો જાહેર રસ્તો. અને એ રસ્તાની બંને બાજુ આશ્રમની જમીન. બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેનારા લોકો સો ટકા આશ્રમવાસી ગણાતા. એ રસ્તા અને નદી તરફના ભાગમાં રહેતા અને આશ્રમનો શાળા-વિભાગ રસ્તાની બીજી બાજુ હતો.

આવી પરિસ્થિતિમાં નરહરિભાઈ, મહાદેવભાઈ, કિશોરલાલભાઈ યથાક્રમે આશ્રમમાં રહેવા આવ્યા. હું બ્રહ્મચર્યનું પાલન કરતો હતો. પણ પ્રતિજ્ઞા લેવાની આવશ્યકતા માનતો ન હતો. એટલે રસ્તાની સામી બાજુ એક શિક્ષકનિવાસ અમે તૈયાર કર્યો. એક છેડે હું, મારી પડોશમાં કિશોરલાલભાઈ, પછી હું માનું છું કે મહાદેવભાઈ અને દુર્ગાબહેન, છગનલાલ ગાંધી ને કાશીબહેન, ત્યાર પછી સંગીતશાસ્ત્રી પંડિતજી ખરે, અને નરહરિભાઈ તથા મણિબહેન.

આ રીતે નરહરિભાઈ, મહાદેવભાઈ, દુર્ગાબહેન, મણિબહેન, હું અને મારી પત્ની લક્ષ્મી ઠીકઠીક ભળી ગયાં. મહાદેવભાઈ શાળાના શિક્ષક નહીં પણ અમે એમને શિક્ષકનિવાસમાં જ સ્થાન આપ્યું હતું. મહાદેવભાઈ અને નરહરિભાઈ જૂના દોસ્તો. એકબીજાના આકર્ષણને કારણે જ બંનેને ગાંધી આશ્રમમાં દાખલ થવાનું સાથે સૂઝ્યું.

ગાંધીજી ભારત આવવાના છે એ પણ અમે કાંઈ જાણતા ન હતા. એવા વખતના મારા જૂના સાથીઓનાં નામ પણ અહીં આપી દઉં. જે મારા પરિચયને કારણે ગાંધીજી સાથે પરિચિત થયા.

એમાં પ્રથમ નામ દઉં સ્વામી આનંદનું. અમે બંને લોકમાન્ય ટિળકના મુંબઈના મરાઠી દૈનિક 'રાષ્ટ્રમત'માં સાથે કામ કરતા હતા. મારા પરિચયને કારણે જ જુગતરામભાઈ પણ ગાંધી પરિવારમાં દાખલ થયા.

વિનોબા સાથે મારો પરિચય પણ ગાંધી પહેલાંનો. પણ તેઓ મારે કારણે પરિચિત થયા એમ ન કહું. બીજા કેટલાક મારી સાથેના નિકટ પરિચય પછી જ ગાંધીજીના પરિચયમાં આવ્યા, એમનાં નામો આ છે : ૧. દક્ષિણના હરિહર શર્મા અણ્ણા, ૨. રત્નાગિરિ બાજુના મામાસાહેબ ફડકે, ૩. સિંધના પ્રાધ્યાપક જીવતરામ કૃપાલાની, ૪. બેલગામના નેતા ગંગાધરરાવ દેશપાંડે, ૫. એમના સેવક પુંડલિક કાતગડે, ૬. કારવાર તરફના શંકરરાવ ગુલવાડી.

હવે મારે મુખ્ય તો નરહરિભાઈ વિશે લખવાનું છે. પણ એમને અને

મહાદેવભાઈને અલગ કરી શકાય જ નહીં. મહાદેવભાઈ સાથે દુર્ગાબહેન અને એમનો દીકરો નારાયણ જ્યારે નરહરિભાઈ સાથે મણિબહેન અને એમનાં બાળકો વનમાળા અને મોહન.

આગળ જતાં નારાયણ અને મોહન પોતપોતાના પિતા જેટલા જ પરસ્પર ઉત્કટ સાથીઓ બની ગયા. મારા દીકરા સતીશ અને બાળ પણ એ લોકો સાથે ભળી ગયા. એટલે અમે ત્રણે કુટુંબો એક કુટુંબ કરતાં પણ વધારે આત્મીય બની ગયાં. અમે બધાં મળીને શું નામ ધારણ કરીએ? ગાંધી સમુદાય કે ગાંધી પરિવાર? ત્રણ પેઢીનો ઉત્કટ સંબંધ રાષ્ટ્રસેવા અને આધ્યાત્મિક દૃષ્ટિએ જેમાં ટક્યા છે એવા દાખલા કેટલા હશે?

નરહરિભાઈ અને મણિબહેન બંનેને ભગવાને જ જાણે પતિપત્ની તરીકે સર્જેલાં. બંનેના પિતાઓ એકબીજાના દોસ્તો. મણિબહેન છ મહિનાનાં હતાં ત્યારે નરહરિભાઈ સાડા ચાર વર્ષના. બંને બાજુના પિતાઓએ આવાં બાળકોની સગાઈ કરી નાખી.

નરહરિભાઈ બી.એ., એલએલ.બી. થઈને વકીલાત કરવા લાગ્યા. થોડા વખત પછી ગાંધીજીનો આશ્રમ શરૂ થયો ત્યાં પણ જવા લાગ્યા. મણિબહેનને ભાગે આ બે પરસ્પર વિરોધી પ્રવૃત્તિઓ સાથે સમભાવથી ભળવાનું આવ્યું નરહરિભાઈ સ્વાદના શોખીન – કપડાં, ઘરેણાં જોઈ રાજી થાય. અને આશ્રમની રસોઈમાં મીઠું પણ ઉપરથી લેવાનું. આ જોઈને મણિબહેનના શા હાલ થતા હશે?

ગાંધીજીના આશ્રમમાં સર્વધર્મસમભાવ, સર્વજાતિસમભાવ, સર્વવંશસમભાવ, એ વસ્તુ સ્વીકારવી, પોતાના જીવનમાં દાખલ કરવી અને એથી વિરુદ્ધ એવી જૂની રૂઢ સંસ્કૃતિમાં આ બધું દાખલ કરવું, એ કામ ગાંધીજીના સાથી કરે એ મહાક્રાન્તિ માટે સર્વશક્તિ ખરચવી પડતી. પણ એ બધું અમલમાં મૂકવાનું સ્ત્રીઓને કેટલું ભારે પડે?

તે વખતથી જ હું મણિબહેનની ખાસ કદર કરતો થયો. બધી ન્યાતોમાં સમાનતા આણવા, વ્યવહારમાં સુધારો કરવો એ કસોટી તો મોટી હતી જ. પણ ગામડાંના હરિજનો અને પછાત કોમોની બાળાઓને નવડાવી, એમના વાળ સાફ કરવા, એ કેવળ તે વખતની આ મુશ્કેલી સમજી પણ ન શકે!

પૂ. બાપુજીએ ઈન્દુલાલ યાજ્ઞિક પાસેથી એમનું ‘નવજીવન’ છાપું માગી લીધું. એ નવજીવનનો આખો ઈતિહાસ ટૂંકામાં લખવા જેવો છે. પ્રારંભના અંકોમાં બાપુજીએ આશ્રમની બહેનો પાસેથી લેખો તૈયાર કરાવ્યા. વિષયો પણ સુઝાડે અને ભાષા સુધારે. [પ્રારંભના પાંચદસ અંકો આજે જોવા જોઈએ, મજા પડશે.]

મિલના કાપડની સ્વદેશીની ચળવળ વ્યાપક કરીને પછી જ્યારે બાપુજીએ હાથે કાંતેલા સૂતરની ખાદી ચલાવી ત્યારે મણિબહેન અને એમનાં બાએ સૂતર કાંતીને જે પહેલી ખાદી તૈયાર કરી, એનું ધોતિયું પહેરતાં જે ધન્યતા પૂ. બાપુજીએ

એટલો જ સંતોષ થયો હતો.

આશ્રમજીવન એટલે મણિબહેનને સવારમાં ઘણું કામ હોય. એ જોઈને માંદી કાકીએ (મારી પત્નીએ) છ મહિનાના ચિ. મોહનને રમાડવાનું માથે લીધું એનો પણ ઉલ્લેખ મણિબહેને કર્યો છે. એ વાંચી અમારી આત્મીયતા મનમાં ઉઠાવદાર થઈ. અમારું આશ્રમી કુટુંબ એવું વ્યાપક અને પ્રેમાળ હતું.

નરહરિભાઈ અને એમના અત્યંત નજીકના દોસ્ત મહાદેવભાઈ બંને ગાંધી-કાર્યમાં એકરૂપ થઈ ગયા. તેથી એ બંનેનું કૌટુંબિક જીવન લગભગ એકરૂપ થઈ ગયું. ગાંધી આશ્રમને કારણે હું પણ એ બે જણ સાથે એટલો ભળી ગયો કે અમે ત્રણે કુટુંબો પરસ્પર સહયોગથી ગાંધી આશ્રમને શોભાવવા લાગ્યાં. ધર્મ, વંશ કે ભાષા અમને ક્યાંય નડયાં નહીં. અમે બધાં, આસપાસનાં બધાં સાથે એકતા કેળવી શક્યાં, અને એ એકતા અખંડ વધતી જ ગઈ. એને તો હું ઈશ્વરની કૃપા જ ગણું છું. આનું ચિંતન કરતાં એક સૂક્ષ્મ ભેદ તરફ ધ્યાન ગયું. આટલી એકતા સાથે જે અત્યંત અલિપ્ત ભાવ પણ જરૂરી હતો તે તો અમને મળ્યો ગાંધીજીના મહાત્માપણામાંથી. અનેક દેશના લોકોએ ગાંધીજીને મહાત્મા તરીકે ઓળખ્યા એ એમનું આધ્યાત્મિક અલિપ્તપણું, એ એમનું આગવું જ હતું. એ અલિપ્તપણું એમનામાં હોવાને કારણે જ વિશ્વ સાથેની આટલી બધી એકતા અને કૌશલ્ય તેઓ ખીલવી શક્યા, અને વિવિધ લોકોને તે આપી શક્યા એ અલિપ્તતા એક લોકોત્તર આધ્યાત્મિકતા છે અને કૌશલ્ય પણ છે. આ જાતનું માહાત્મ્ય માનવ-ઈતિહાસમાં બીજે ક્યાંય પ્રગટ થતું હોય તો અમે જાણતા નથી. મહાત્મા ગાંધીનું મહાત્માપણું અદ્વિતીય હતું અને તેથી જ તેઓ એ જાતજાતના લોકોમાં અલિપ્તતા કેળવી શક્યા.

આ આદર્શ પૂર્ણપણે સમજી લઈ તે પ્રમાણે પોતાનું જીવન પોતાના કાળને અનુરૂપ ખીલવવામાં નરહરિભાઈ તરત સફળ નીવડયા. એટલું જ નહીં પણ પૂ. બાપુજીની પ્રવૃત્તિનું મહત્ત્વ ઓળખી લઈ તેમાં એમણે પોતાનું જીવન અર્પણ કર્યું.

નરહરિભાઈ અને મહાદેવભાઈના પુત્રો મોહન અને નારાયણ બંનેએ મળીને ગાંધીકાર્ય આગળ ચલાવ્યું. અને ચિ. વનુ વિશે વધારે કહેવાની જરૂર નથી. એણે જ આ ચરિત્ર લખ્યું છે. મારે માટે એ દીકરી જેવી હોવાથી એને વિશેનો આદર વ્યક્ત કરતાં આનંદ સાથે સંકોચ પણ અનુભવું છું.

મારી જેમ નરહરિભાઈ અને મહાદેવભાઈ બંને ઉપર સ્વામી વિવેકાનંદ અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના અધ્યાત્મની અસર તો હતી જ. અમે ત્રણે બંગાળી ભાષાના પણ ભક્ત બન્યા. અને ત્રણેએ પોતપોતાની ઢબે ગુજરાતીઓને બંગાળી ભાષા અને સાહિત્યનો પરિચય કરાવ્યો. આને ઈશ્વરની યોજના કહીએ કે યુગ-પ્રેરણા કહીએ? પણ ભારતમાતાની ઉત્તમ સેવાની દૃષ્ટિએ એ બે ભાષા અને એમનું સાહિત્ય પરસ્પર પોષક બન્યાં, એ લાભ નાનોસૂનો ન કહેવાય. અમારા જમાનાના

મહાદેવભાઈને અલગ કરી શકાય જ નહીં. મહાદેવભાઈ સાથે દુર્ગાબહેન અને એમનો દીકરો નારાયણ જ્યારે નરહરિભાઈ સાથે મણિબહેન અને એમનાં બાળકો વનમાળા અને મોહન.

આગળ જતાં નારાયણ અને મોહન પોતપોતાના પિતા જેટલા જ પરસ્પર ઉત્કટ સાથીઓ બની ગયા. મારા દીકરા સતીશ અને બાળ પણ એ લોકો સાથે ભળી ગયા. એટલે અમે ત્રણે કુટુંબો એક કુટુંબ કરતાં પણ વધારે આત્મીય બની ગયાં. અમે બધાં મળીને શું નામ ધારણ કરીએ? ગાંધી સમુદાય કે ગાંધી પરિવાર? ત્રણ પેઢીનો ઉત્કટ સંબંધ રાષ્ટ્રસેવા અને આધ્યાત્મિક દૃષ્ટિએ જેમાં ટકયા છે એવા દાખલા કેટલા હશે?

નરહરિભાઈ અને મણિબહેન બંનેને ભગવાને જ જાણે પતિપત્ની તરીકે સર્જેલાં. બંનેના પિતાઓ એકબીજાના દોસ્તો. મણિબહેન છ મહિનાનાં હતાં ત્યારે નરહરિભાઈ સાડા ચાર વર્ષના. બંને બાજુના પિતાઓએ આવાં બાળકોની સગાઈ કરી નાખી.

નરહરિભાઈ બી.એ., એલએલ.બી. થઈને વકીલાત કરવા લાગ્યા. થોડા વખત પછી ગાંધીજીનો આશ્રમ શરૂ થયો ત્યાં પણ જવા લાગ્યા. મણિબહેનને ભાગે આ બે પરસ્પર વિરોધી પ્રવૃત્તિઓ સાથે સમભાવથી ભળવાનું આવ્યું. નરહરિભાઈ સ્વાદના શોખીન – કપડાં, ઘરેણાં જોઈ રાજી થાય. અને આશ્રમની રસોઈમાં મીઠું પણ ઉપરથી લેવાનું. આ જોઈને મણિબહેનના શા હાલ થતા હશે?

ગાંધીજીના આશ્રમમાં સર્વધર્મસમભાવ, સર્વજાતિસમભાવ, સર્વવંશસમભાવ, એ વસ્તુ સ્વીકારવી, પોતાના જીવનમાં દાખલ કરવી અને એથી વિરુદ્ધ એવી જૂની રૂઢ સંસ્કૃતિમાં આ બધું દાખલ કરવું, એ કામ ગાંધીજીના સાથી કરે એ મહાક્રાન્તિ માટે સર્વશક્તિ ખરચવી પડતી. પણ એ બધું અમલમાં મૂકવાનું સ્ત્રીઓને કેટલું ભારે પડે?

તે વખતથી જ હું મણિબહેનની ખાસ કદર કરતો થયો. બધી ન્યાતોમાં સમાનતા આણવા, વ્યવહારમાં સુધારો કરવો એ કસોટી તો મોટી હતી જ. પણ ગામડાંના હરિજનો અને પછાત કોમોની બાળાઓને નવડાવી, એમના વાળ સાફ કરવા, એ કેવળ તે વખતની આ મુશ્કેલી સમજી પણ ન શકે!

પૂ. બાપુજીએ ઇન્દુલાલ યાજ્ઞિક પાસેથી એમનું 'નવજીવન' છાપું માગી લીધું. એ નવજીવનનો આખો ઇતિહાસ ટૂંકામાં લખવા જેવો છે. પ્રારંભના અંકોમાં બાપુજીએ આશ્રમની બહેનો પાસેથી લેખો તૈયાર કરાવ્યા. વિષયો પણ સુઝાડે અને ભાષા સુધારે. [પ્રારંભના પાંચદસ અંકો આજે જોવા જોઈએ, મજા પડશે.]

મિલના કાપડની સ્વદેશીની ચળવળ વ્યાપક કરીને પછી જ્યારે બાપુજીએ હાથે કાંતેલા સૂતરની ખાદી ચલાવી ત્યારે મણિબહેન અને એમનાં બાએ સૂતર કાંતીને જે પહેલી ખાદી તૈયાર કરી, એનું ધોતિયું પહેરતાં જે ધન્યતા પૂ. બાપુજીએ અનુભવી એનો ઉલ્લેખ એમણે નવજીવનમાં કર્યો છે. આ વાંચી મને મણિબહેન

એટલો જ સંતોષ થયો હતો.

આશ્રમજીવન એટલે મણિબહેનને સવારમાં ઘણું કામ હોય. એ જોઈને માંદી કાકીએ (મારી પત્નીએ) છ મહિનાના ચિ. મોહનને રમાડવાનું માથે લીધું એનો પણ ઉલ્લેખ મણિબહેને કર્યો છે. એ વાંચી અમારી આત્મીયતા મનમાં ઉઠાવદાર થઈ. અમારું આશ્રમી કુટુંબ એવું વ્યાપક અને પ્રેમાળ હતું.

નરહરિભાઈ અને એમના અત્યંત નજીકના દોસ્ત મહાદેવભાઈ બંને ગાંધી-કાર્યમાં એકરૂપ થઈ ગયા. તેથી એ બંનેનું કૌટુંબિક જીવન લગભગ એકરૂપ થઈ ગયું. ગાંધી આશ્રમને કારણે હું પણ એ બે જણ સાથે એટલો ભળી ગયો કે અમે ત્રણે કુટુંબો પરસ્પર સહયોગથી ગાંધી આશ્રમને શોભાવવા લાગ્યાં. ધર્મ, વંશ કે ભાષા અમને ક્યાંય નડયાં નહીં. અમે બધાં, આસપાસનાં બધાં સાથે એકતા કેળવી શક્યાં, અને એ એકતા અખંડ વધતી જ ગઈ. એને તો હું ઈશ્વરની કૃપા જ ગણું છું. આનું ચિંતન કરતાં એક સૂક્ષ્મ ભેદ તરફ ધ્યાન ગયું. આટલી એકતા સાથે જે અત્યંત અલિપ્ત ભાવ પણ જરૂરી હતો તે તો અમને મળ્યો ગાંધીજીના મહાત્માપણામાંથી. અનેક દેશના લોકોએ ગાંધીજીને મહાત્મા તરીકે ઓળખ્યા એ એમનું આધ્યાત્મિક અલિપ્તપણું, એ એમનું આગવું જ હતું. એ અલિપ્તપણું એમનામાં હોવાને કારણે જ વિશ્વ સાથેની આટલી બધી એકતા અને કૌશલ્ય તેઓ ખીલવી શક્યા, અને વિવિધ લોકોને તે આપી શક્યા એ અલિપ્તતા એક લોકોત્તર આધ્યાત્મિકતા છે અને કૌશલ્ય પણ છે. આ જાતનું માહાત્મ્ય માનવ-ઈતિહાસમાં બીજે ક્યાંય પ્રગટ થતું હોય તો અમે જાણતા નથી. મહાત્મા ગાંધીનું મહાત્માપણું અદ્વિતીય હતું અને તેથી જ તેઓ એ જાતજાતના લોકોમાં અલિપ્તતા કેળવી શક્યા.

આ આદર્શ પૂર્ણપણે સમજી લઈ તે પ્રમાણે પોતાનું જીવન પોતાના કાળને અનુરૂપ ખીલવવામાં નરહરિભાઈ તરત સફળ નીવડયા. એટલું જ નહીં પણ પૂ. બાપુજીની પ્રવૃત્તિનું મહત્ત્વ ઓળખી લઈ તેમાં એમણે પોતાનું જીવન અર્પણ કર્યું.

નરહરિભાઈ અને મહાદેવભાઈના પુત્રો મોહન અને નારાયણ બંનેએ મળીને ગાંધીકાર્ય આગળ ચલાવ્યું. અને ચિ. વનુ વિશે વધારે કહેવાની જરૂર નથી. એણે જ આ ચરિત્ર લખ્યું છે. મારે માટે એ દીકરી જેવી હોવાથી એને વિશેનો આદર વ્યક્ત કરતાં આનંદ સાથે સંકોચ પણ અનુભવું છું.

મારી જેમ નરહરિભાઈ અને મહાદેવભાઈ બંને ઉપર સ્વામી વિવેકાનંદ અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના અધ્યાત્મની અસર તો હતી જ. અમે ત્રણે બંગાળી ભાષાના પણ ભક્ત બન્યા. અને ત્રણેએ પોતપોતાની ઢબે ગુજરાતીઓને બંગાળી ભાષા અને સાહિત્યનો પરિચય કરાવ્યો. આને ઈશ્વરની યોજના કહીએ કે યુગ-પ્રેરણા કહીએ? પણ ભારતમાતાની ઉત્તમ સેવાની દૃષ્ટિએ એ બે ભાષા અને એમનું સાહિત્ય પરસ્પર પોષક બન્યાં, એ લાભ નાનોસૂનો ન કહેવાય. અમારા જમાનાના

# ૫૯. રાષ્ટ્રીય શિક્ષણના આદ્ય અધ્યાપક

હું વડોદરામાં રહેતો હતો. કંઈ ખાસ કરતો ન હતો. ત્યાં ગાંધીજીએ મારી આગળ સૂચના મૂકી કે સત્યાગ્રહ આશ્રમમાં એક રાષ્ટ્રીય શાળા ચલાવવી છે. બે શિક્ષકો આવીને જોડાયા છે. વિજ્ઞાનના એક વિદ્વાન અધ્યાપક આવીને જોડાવાની વકી છે. રાષ્ટ્રીય શિક્ષણ પ્રત્યેનો મારો પક્ષપાત જાણતા હોવાથી તેમણે મને પણ એમાં જોડાવાનું સૂચવ્યું. મેં હા પાડી. ગાંધીજી પોતે ચંપારણ તરફ જતા હતા. ચંપારણ ક્યાં આવ્યું એમ પણ એમણે મને પૂછયાનું યાદ છે.

મેં કહ્યું, રાષ્ટ્રીય શાળા જેવી મહત્ત્વની પ્રવૃત્તિ શરૂ કરતી વખતે આપ આશ્રમમાં ન હો એ જરા અજુગતું છે. ગાંધીજીએ કહ્યું : બે જણ જોડાયા છે. તે સરસ માણસ છે. હું પણ ચંપારણથી અવારનવાર આવતો રહીશ. કાંઈ પણ બગડે તો સુધારતાં આપણને વાર કેટલી લાગવાની હતી?

હું અમદાવાદ ગયો, અને કોચરબમાં ગાંધીજીએ બે બંગલા ભાડે રાખ્યા હતા ત્યાં સત્યાગ્રહ આશ્રમની અંદર, અમે ગુજરાતી રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી. થોડા જ દિવસોમાં શ્રી નરહરિભાઈ પરીખ અને શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળા આવીને અમારી શાળામાં જોડાયા. મહાદેવભાઈ પાછળથી આવ્યા, પણ તેઓ આવતાંવેંત ગાંધીજીના ચિટનીસ થયા. શ્રી મગનલાલભાઈ તો દક્ષિણ આફ્રિકાથી જ ગાંધીજી સાથે હતા. પણ તેમને માથે આશ્રમ ચલાવવાનો ભાર હતો.

આશ્રમની શાળામાં જે બે ભાઈઓ સૌથી પહેલવહેલા જોડાયા હતા, તેમાંના મુખ્ય હતા શ્રી ફૂલચંદભાઈ કસ્તૂરચંદ શાહ. શરીરે દૂબળા-પાતળા અને ગોરાવાન; આંખો તેજસ્વી, શરીર નાજુક હતું પણ કસાયેલું લાગતું. સંકલ્પની દૃઢતા અને એક જાતની બેફિકર અલિપ્તતા, એ એમની વાણીમાં તેમ જ નજરમાં સહેજે તરી આવતી. સિદ્ધાંતનિષ્ઠા એ એમનો સ્વભાવ હતો. જૈન ધર્મશાસ્ત્ર એમણે ઠીકઠીક વાંચ્યું હોય એમ લાગતું હતું; પણ તેઓ રૂઢિગ્રસ્ત દેખાતા નહીં. એમના સાથી સ્વભાવે કંઈક નરમ અને શાસ્ત્રવચનપ્રિય લાગતા. અને તેથી ફૂલચંદભાઈની કર્મપરાયણતા અને સરલ દૃષ્ટિ વધારે દીપી નીકળતી.

ગાંધીયુગનો પ્રારંભ પણ થયો ન હતો. ઘણા લોકો ગાંધીજીને સમજી પણ શકતા ન હતા. દરેક વાત લોકો ઊંધી જ સમજે અને ગાંધીજી ધીરજપૂર્વક, અનેક રીતે, લોકોને સમજાવે. એવે વખતે ગાંધીજીને સમજવાનો – કેવળ બુદ્ધિ દ્વારા નહીં, પણ જીવન દ્વારા – પ્રયત્ન કરનારાઓમાં ફૂલચંદભાઈ પણ હતા.

વિદ્યાર્થીઓનાં સુખદુ:ખમાં પ્રેમાળપણે ઓતપ્રોત થતાં ફૂલચંદભાઈને સરસ આવડતું હતું તેથી એમનો આખો દિવસ અવિરત સેવામાં પસાર થતો. આગળ

જતાં એમણે શાળાની સેવા સાથે આશ્રમમાં પણ કામ કરવાનું શરૂ કર્યું.

આખરે ફૂલચંદભાઈએ વઢવાણમાં એક શાળા ખોલી. એ શાળાએ ત્યાં અસાધારણ સફળતા મેળવી. પણ આવી સફળતાથી મોહિત થઈ મોળા પડનારા ફૂલચંદભાઈ ન હતા. જ્યારે શાળામાં હરિજન બાળકો દાખલ કરવાનો સવાલ ઊઠયો ત્યારે સમાજમાં ભારે ખળભળાટ થયો. એ વખતે લોકોને ધર્મનો રસ્તો સમજાવવાની ફૂલચંદભાઈએ પરાકાષ્ઠા કરી. સ્વર્ગસ્થ શ્રી ચમનલાલ વૈષ્ણવ જેવા આદર્શ સેવકો એમના સાથી હોવાથી, ઉત્કર્ષ અને અપકર્ષ બન્ને સ્થિતિમાં આંતરિક સમાધાન મેળવવાની અને જાળવવાની કળા એ આખા મંડળે કેળવી હતી. એ વખતે એ મંડળની જે ધર્મસંકટની સ્થિતિ હતી તેનો અને એમની દૃઢ નિષ્ઠાનો હું સાક્ષી છું.-અમેરિકામાં પ્રૂડેન્સ ક્રેન્ડેલ નામની ગોરી ખ્રિસ્તી બાઈએ પોતાની શાળામાં કાળી હબસી છોકરીને દાખલ કરવાની જીદ રાખી કેવી ભયંકર હાડમારી વહોરી લીધી અને પોતાની ધીકતી સંસ્થા ખેદાનમેદાન થવા દઈ પોતાનું અને પોતાની શાળાનું નામ અમર કર્યું, એ બરાબર સો વરસ પહેલાંનો કિસ્સો મારા ધ્યાનમાં આવ્યો અને મેં એમનું અભિનંદન કર્યું. ફૂલચંદભાઈએ શાળાનું રૂપાંતર કરી ત્યાં જ આશ્રમ સ્થાપ્યો, અને હરિજનો માટે જ આખો સમય આપવા લાગ્યા. કેળવણી, હરિજનસેવા, ખાદી-સ્વદેશી, સત્યાગ્રહ, પરદેશી કાપડનો બહિષ્કાર, આદિ એકેએક ક્ષેત્રમાં એમણે નક્કર સેવા કરી છે. બહિષ્કાર અને પિકેટિંગના દિવસોમાં ભાવનગરના વેપારીઓ વચ્ચે અને ફૂલચંદભાઈ વચ્ચે જે ગજગ્રાહ ચાલ્યો હતો તેનું ચિત્ર આજે પણ મોરી નજર આગળ તાજું છે.

ફૂલચંદભાઈ પોતાની તપશ્ચર્યાને કારણે પોતાની ધર્મપત્નીને પોતાના કામમાં પૂરતો રસ પમાડી શકયા. એમને નિષ્ઠાવાન સાથીઓ પણ હંમેશ મળતા ગયા. નક્કર સેવા કર્યાનું સમાધાન મળ્યું એટલે ફૂલચંદભાઈને પરમ સંતોષ રહેતો. આવી સેવા કરતાં કરતાં તેમણે પોતાની કાયા નિચોવી નાખી અને અંતે એમાંથી ઝાઝો કસ કઢાય એમ જ્યારે રહ્યું નહીં, ત્યારે શાંતિથી એ છોડી દીધી.

જેમને હાથે ગુજરાતની રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ ગાંધીજીએ શરૂ કરી, અને તેથી જેઓ રાષ્ટ્રીય શિક્ષણના સર્વ પ્રથમ અધ્યાપક થઈ શકયા હતા, તેમના અવ- સાનના સમાચાર મેં તો મુંબઈમાં અચાનક એક છાપામાં વાંચ્યા. વાંચતાંવેંત આશ્રમની શાળાની સ્થાપના, અનેક કેળવણી પરિષદો, વિદ્યાપીઠની સ્થાપના અને વિસ્તાર, અને દાંડીકૂચ તથા ધરાસણામાં એ બધી પ્રવૃત્તિની થયેલી પૂર્ણાહુતિ, અને ત્યાર પછી એ જ અંગારમાંથી નીકળેલી વર્ધા-યોજનાની ચિનગારી, એ બધી વસ્તુ એક ક્ષણે, એકસામટી નજર સામે થઈને પસાર થઈ.

ગુજરાતના તમામ શિક્ષણશાસ્ત્રીઓએ પોતાના આ સર્વ પ્રથમ શ્રદ્ધામૂર્તિ શિક્ષણ- શાસ્ત્રીને શ્રદ્ધાપૂર્વક અંજલિ અર્પણ કરવી જોઈએ. મારી આ અંજલિ અર્પણ કરતી વખતે એક વિષાદપૂર્ણ વિચાર મનમાં આવે છે. એ વિષાદમાં શ્રી કિશોરલાલભાઈનો

શક્તિને અજમાવવાની પણ સુંદર તક મળી.

પરીક્ષિતલાલ અમેરિકાના ગૅરિસનની કોટિના માણસ હતા. હાલ પૂરતો તરત જ જીવનચરિત્રનો હિન્દી અને અંગ્રેજીમાં અને તે પછી દુનિયાની ભિન્ન ભિન્ન ભાષાઓમાં તેનો અનુવાદ થવો જોઈએ, કારણ તેમણે માત્ર હરિજનોની જ નહીં પણ માનવજાતની અકલ્પ્ય સેવા કરી છે. તે તેજસ્વી અને જાગ્રત સંતપુરુષ હતા. તેઓ માણસજાતની નબળાઈ સામે હંમેશાં પ્રેમથી લડયા છે.

પરીક્ષિતલાલ વિદ્યાપીઠના વિદ્યાર્થી હતા ત્યારે તેમના પ્રત્યે મને પ્રેમ હતો, પછી તેમનું સેવાકાર્ય જોઈને આદર થયો, અને છેલ્લે તેમનું સમર્પણ જોઈને મને ભક્તિનો ભાવ જાગે છે. હિન્દુ ધર્મની તેમણે જેટલી સેવા કરી છે તેટલી બીજા કોઈ ભાગ્યે જ કરી શકે. હિન્દુ ધર્મનું કલંક ધોવાનું પવિત્ર કાર્ય કરનાર તે સંતપુરુષ હતા.

બીજું પુસ્તક છે **'હરિજન લોકકવિઓ'**. દુનિયામાં જેટલા ધર્મો છે તેના ધર્મ-ગ્રંથોમાં ધર્મ સંગઠિત કરેલો છે. તે એક પ્રેરણા અને શાસ્ત્રનો ધર્મ. સામાન્ય જનતામાંથી જે લોકોને હૈયે ભગવાન વસ્યો અને ઊગી એવી કવિતા લખીને તેમણે ભક્તિભાવ રેલાવ્યો તે લોકધર્મ.

શાસ્ત્રધર્મમાં ઊંડા વિચારોનું મોટું સાહિત્ય છે. પણ તેમાં કયાંક કૃત્રિમતા આવી ગઈ છે. જ્યારે હૃદયમાં ભગવાન વસે ત્યારે તેમાં કેવળ હૃદયની સાચી ભાવના અને ઈશ્વર પ્રત્યેની સાચી લાગણી ભક્તિરૂપે વસેલી હોય છે. એ રીતે ધર્મની પણ સેવા થાય છે.

કેટલાક સાહિત્યિક છે તેમનું હું અભિવાદન કરું છું, પણ તેમના જ પ્રયત્નોથી હરિજનોની પૂર્ણ સેવા થતી નથી. તેઓ સંસ્કૃતિની ઉત્તમ સેવા માટે પ્રયત્ન કરે, તે માટે સાંસ્કૃતિક સેવા થવી જોઈએ. હરિજનોની સંસ્કૃતિ સમજવી જોઈએ.

ભાઈ દલપત શ્રીમાળીમાં કુદરતે મૂકેલી વિશિષ્ટ શક્તિનું મને દર્શન થયું છે અને તેથી આજને પ્રસંગે હું એક નવું કામ તેને સોંપવા માગું છું, અને તે એ કે હરિજન સમાજની સ્થિતિનું તે અધ્યયન કરે અને હરિજનોનો પાંચ હજાર વર્ષનો સાંસ્કૃતિક અને સામાજિક ઈતિહાસ એકઠો કરીને એક મોટો ગ્રંથ લખે. ગુજરાત રાજ્ય અને ભારત સરકાર આ બાબત અંગે શકયત: મદદ કરશે તેની મને ખાતરી છે, અને એ રીતે, તેના જ હાથે સમાજસેવા સાથે સાહિત્યસેવા પણ થશે. આ કાર્યમાં તે સફળ થાઓ તેવા મારા આશીર્વાદ છે.

સામાજિક નેતાઓમાં Social Leaders સમાજવિદ્ હરિજનો પણ બેસે તેમ હું ઈચ્છું.

એક સવર્ણ ભાઈએ મને પૂછયું કે અસ્પૃશ્યતા દૂર થઈ છે તેવું તમે કયારે કબૂલ કરશો? મેં કહ્યું : આ સમાજમાં કોઈ શિષ્ટતા પામેલો, ચારિત્ર્યવાન, ધર્મશાસ્ત્ર અને સંસ્કૃત જાણનારો કોઈ હરિજન શંકરાચાર્યની ગાદીએ બેસે તો હું કહીશ કે

હવે અસ્પૃશ્યતા દૂર થઈ. આ મેં આદર્શ કહ્યો. આજે શંકરાચાર્યની ગાદીની શી સ્થિતિ છે તે આપણે સૌ જાણીએ છીએ.

અસ્પૃશ્યતાનિવારણનું કામ થોડું થોડું કર્યે નહીં ચાલે. પાપ સંપૂર્ણ ધોઈ નાખવું જોઈએ; પછી તેમાં પુણ્ય મળે કે ન મળે.

આપણે અસ્પૃશ્યતાનું પાપ બીજાઓને પણ લગાડયું છે. હું બેકવર્ડ કલાસ કમિશનનો ચૅરમૅન હતો ત્યારે મેં જોયું કે જે હરિજનો ઈસાઈ થયા છે તેમને પણ અસ્પૃશ્યતા નડે છે. હરિજન ઈસાઈ થયો હોય તે મરી ગયા પછી પણ ઈસાઈ સાથે સૂઈ શકતો નથી. બન્નેનાં સ્મશાન પણ જુદાં. આ પાપ આપણે બીજાઓને લગાડયું, આથી આપણે દરેક હૃદયથી નિર્ણય કરીએ અને અસ્પૃશ્યતાનું પાપ દૂર કરવા બની શકે તેટલી પૂરી કોશિશ કરીએ.*

## ૬૧. સેવાકુશળ દાદાસાહેબ

ભારતના એક મહાન અને સેવાપરાયણ સપૂત ચાલી ગયા. સૌના મનમાં આશા પ્રગટી હતી કે સંકટ દૂર થયું છે અને હવે શ્રી દાદાસાહેબ રોગમુક્ત થતાં સેવાકાર્યનું પોતાનું ઉજ્જવળ જીવન ફરીથી શરૂ કરશે ને ત્યાં એકાએક ખબર આવ્યા કે દાદાસાહેબે આ દુનિયામાંથી વિદાય લીધી.

લોકસભાના પ્રારંભમાં શ્રી દાદાસાહેબે તેના અધ્યક્ષ તરીકે એવું સરસ કાર્ય કર્યું છે કે આ જમાનાની તેમ જ આવતા જમાનાની અનેક પેઢીઓ તેમને ભારતીય લોકતંત્રની વિશુદ્ધ પરંપરાના આદ્ય સંસ્થાપક તરીકે યાદ કરશે. આજે આખો દેશ તેમને ભારતીય લોકતંત્ર પ્રણાલીના સર્જક The founder of Indian parliamentary traditionની પદવી આપી રહ્યો છે.

અંગ્રેજો સાથે જંગ ખેલીને આપણે જે આઝાદી મેળવી તેની જડ મજબૂત કરવા માટે તથા બહુધર્મી અને બહુપક્ષી ભારતીય જનતામાં રાજનૈતિક સ્વતંત્રતા સુરક્ષિત બનાવવા માટે અંગ્રેજો પાસેથી આપણે શું લેવું ને શું ન લેવું ઘટે એનો સૂક્ષ્મ વિવેક શ્રી દાદાસાહેબ પાસે હતો. સ્વરાજ્ય આવતાં ભારતનાં અનેક સુપુત્રોએ ઉચ્ચ અધિકારનાં સ્થાન શોભાવ્યાં તે વખતે શ્રી દાદાસાહેબને જે સ્થાન અપાયું હોત તે તેઓ ભારે યોગ્યતા સાથે સંભાળે તેમ હતું. આ સમયે સરદાર શ્રી વલ્લભભાઈએ કહ્યું હતું કે પ્રત્યેક સ્થાનને માટે આપણી પાસે લાયક વ્યક્તિઓ એક કરતાં વધારે છે, પરંતુ લોકસભાના અધ્યક્ષને માટે તો દાદાસાહેબ માવળંકર જેવી બીજી વ્યક્તિ આપણી પાસે કોઈ નથી. બધા રાજકીય પક્ષોના બધા

* તા. ૧૨-૯-'૭૦ના રોજ સ્વ. પરીક્ષિતલાલની પાંચમી પુણ્યતિથિએ કરેલા આકાશવાણી પરના પ્રવચન પરથી.

સભાસદોનો જેનામાં વિશ્વાસ એકસરખો હોય એવા એક શ્રી દાદાસાહેબ જ આપણી પાસે છે.

મુંબઈ રાજ્યની વિધાનસભાના અધ્યક્ષ તરીકે તેમણે જે કાર્ય કર્યું હતું એ જોઈને સૌએ નિશ્ચય કરી લીધો હતો કે ભારતની પ્રથમ લોકસભાનું સંચાલન કરવાનું અને લોકતંત્રનો ઊંડો અને મજબૂત પાયો નાખવાનું કામ તેમનું જ છે.

જ્યારે મહાત્મા ગાંધીએ દેશકાર્યની અને રાષ્ટ્રીય મહાસભાની લગામ હાથમાં લીધી ત્યારથી શ્રી દાદાસાહેબની સાર્વજનિક સેવાનો હું સાક્ષી છું. ગુજરાતનું એવું એક પણ સાર્વજનિક કાર્ય નથી કે જેમાં લોકોએ શ્રી દાદાસાહેબને ખેંચ્યા ન હોય. દુકાળનિવારણનું કામ હોય, સંસ્થાઓનાં બંધારણ ઘડવાનું કામ હોય, નાણાં એકઠાં કરવાનું કામ હોય કે નાણાં સાચવીને તેનો વિનિયોગ કરવાનું કામ હોય, દાદાસાહેબ વિના કામ આગળ ચાલતું જ નહીં. સરદાર શ્રી વલ્લભભાઈ અને દાદાસાહેબ ખભેખભા મિલાવીને પોતાની પૂરી શક્તિ વાપરતા હતા. સને ૧૯૨૧માં અમદાવાદ મહાસભાનું અધિવેશન થયું ત્યારે શ્રી દાદાસાહેબની દૂરદર્શિતા અને સંગઠનકુશળતા પૂર્ણ રૂપે પ્રગટ થઈ. અમદાવાદના બધા ઉદ્યોગપતિઓ શ્રી દાદાસાહેબને પોતાના હિતચિંતક અને મિત્ર સમજતા હતા. કેટલાંયે કુટુંબોને તેમણે તેમની વિષમ પરિસ્થિતિમાં અસાધારણ મદદ કરી છે.

સહાયતાનો વિચાર કરું છું ત્યારે શ્રી દાદાસાહેબ જેલમાં બેઠા બેઠા કેટલાયે ખૂની, લૂંટારા તથા અન્ય ગુનેગારોને સાચી સલાહ આપતા હતા અને બચાવતા પણ હતા એ દિવસો યાદ આવે છે. કેટલાયને તેમણે ફાંસીથી બચાવ્યા એટલું જ નહીં પણ તેમના હૃદયમાં સ્થાન પામીને તેમના જીવનમાં એવું પરિવર્તન કર્યું કે તેઓ નવા માનવીમાં પલટાઈ ગયા.

અને જેમને બચાવી ન શક્યા તેમને આ લોક છોડી પરલોકમાં જવા માટે શ્રી દાદાસાહેબે એવું માનસિક અને આધ્યાત્મિક બળ આપ્યું કે તેઓએ પૂરેપૂરી શાંતિથી પોતાનો દેહ છોડયો. કસ્તૂરબા સ્મારક નિધિ તથા ગાંધી સ્મારક નિધિના સંચાલનમાં તેમની એકાગ્રતા અને કાર્યકુશળતાનો પરિચય આખા રાષ્ટ્રને મળ્યો. દેશભરમાં વિવિધ પ્રવૃત્તિઓ ચલાવનારા અસંખ્ય કાર્યકર્તાઓને ઓળખવા, તેમની મુશ્કેલીઓ દૂર કરવી, તેમની ભૂલો સુધારવી અને પ્રત્યેક કાર્યને માટે અનુકૂળ પરિસ્થિતિ ઊભી કરવી એ બધાં દાદાસાહેબનાં જ કામ હતાં. ગુજરાત વિશ્વવિદ્યાલય (યુનિવર્સિટી) લાવવામાં સૌથી અધિક પરિશ્રમ શ્રી દાદાસાહેબનો જ હતો. બ્રહ્મચારી વાડી, ગુજરાત વિદ્યાસભા, રામાનંદ કૉલેજ જેવી અનેક સંસ્થાઓને શ્રી દાદાસાહેબ તરફથી દરેક પ્રકારનું સિંચન મળતું હતું. શ્રી દાદાસાહેબ જેટલા મહારાષ્ટ્રી હતા તેટલા જ ગુજરાતી હતા અને તેટલા જ ભારતીય હતા.

ચારિત્ર્યનો આવો ઉચ્ચ આદર્શ અને સેવાની આધ્યાત્મિક વૃત્તિ એ બંનેનાં મૂળ તેમની માતૃભક્તિમાં મળે છે. એમની માતૃભક્તિ જ મને સૌથી વિશેષ આકર્ષક

લાગતી હતી. માતૃભક્તિનો વિકાસ થયો અને એણે રાષ્ટ્રભક્તિનું સ્વરૂપ લીધું. માતૃસેવાએ જ એમને જનતાની સેવાના પાઠ ભણાવ્યા. મહાત્મા ગાંધીજીનું અનુયાયિત્વ અને સરદાર વલ્લભભાઈની મૈત્રી એ બંને શ્રી દાદાસાહેબના જીવનની વિશેષતા હતી. એમ છતાં પણ દાદાસાહેબે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ કદી પણ ખોયું નહોતું. આ જ કારણથી તેમના વ્યક્તિત્વનો પ્રભાવ બધા લોકો પર અને બધાં કાર્યો પર આટલો ઘેરો પડતો હતો.

મનુષ્યના જીવનનાં જેટલાં પાસાં છે એ બધાંનો પ્રમાણસરનો વિકાસ શ્રી દાદાસાહેબમાં જોવામાં આવે છે. એમણે બધી રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થોનું યથોચિત સેવન કર્યું અને આપણને વિશ્વાસ પડે છે કે તેમણે આ રીતે પોતાને મોક્ષયાત્રાના અધિકારી બનાવ્યા.

જેવું ભાગ્ય દાદાસાહેબને પ્રાપ્ત થયું તેવું બહુ ઓછા લોકોને મળે છે અને તેમણે બધે પ્રસંગે પોતે એ ભાગ્યને લાયક છે એવું સિદ્ધ કર્યું છે.

સ્વરાજ્યના ઇતિહાસમાં શ્રી દાદાસાહેબનું નામ સુવર્ણ અક્ષરોમાં અંકિત થઈ ચૂક્યું છે.

## ૬૨. ઇમામસાહેબ

જેમને મળવા માટે ગાંધીજી મુંબઈ થોભ્યા વગર સીધા અમદાવાદ આવવાના હતા તેઓ ગાંધીજીના પરમ મિત્ર "ભાઈ સમાન ભાઈ" ઇમામસાહેબ અબદુલ કાદર બાવઝીર ગયે બુધવારે (તા. ૯–૧૨–'૩૧) બપોરે સાડા ત્રણ વાગ્યે આ લોક છોડીને ગયા. વિલાયતથી પાછા ફરેલા ગાંધીજીને મળી શકાશે એ આશાએ ઇમામસાહેબે શરીરમાં ઘર કરી બેઠેલા ચાર જુદા જુદા રોગો સાથે લાંબા વખત સુધી ટક્કર ઝીલી. પણ અંતે ન ફાવ્યા. ગાંધીજી વિલાયત ગયા ત્યારથી ગોળમેજી પરિષદની વિગતો તરફ ઇમામસાહેબ ખૂબ ધ્યાન આપતા. ધર્મનિષ્ઠ હિંદુ અને ધર્મનિષ્ઠ મુસલમાનો પ્રામાણિકપણે પ્રેમથી એકત્ર રહી શકે છે એ સિદ્ધાંત જેમણે આખો જન્મારો જીવી બતાવ્યો, તેમને ગોળમેજી પરિષદનું પરસ્પર અધાર્મિક, અવિશ્વાસનું વાતાવરણ ખૂંચતું. તેઓ બહુ દુ:ખી થતા. શરીરમાં ઘર કરી બેઠેલા રોગો સામે તો તેઓ બરાબર ઝૂઝયા પણ દેશમાં ઘર કરી બેઠેલી વહેમી સંકુચિતતા આગળ તેઓ નાસીપાસ થયા. દેશમાં ફરી સ્વાતંત્ર્યયુદ્ધ જાગશે એ યુદ્ધ જન-નિર્દોષના લોહીથી આપણી બધી સંકુચિતતા ધોઈ કાઢશે એવો એમનો વિશ્વાસ હતો. અને એ સ્વાતંત્ર્યયુદ્ધમાં ફરી ભાગ લેવાનું પોતાના ભાગ્યમાં નથી એનું ઇમામસાહેબને ભારે દુ:ખ હતું.

મરણસમયે ઇમામસાહેબની ઉંમર બાસઠ સાલની આસપાસ હશે. નાનપણથી

લાડમાં ઊછરેલા એ રૂપાળા શોખીન જીવ જેલનાં કષ્ટ સહન કરશે, ફિનિક્સ આશ્રમમાં શારીરિક મહેનત કરશે, ધરાસણાની ધાડની આગેવાની કરશે, એમ શરૂઆતમાં કોઈએ સાચું માન્યું ન હોત. દક્ષિણ આફ્રિકાની જેલજાત્રા વિશે વર્ણવતાં ગાંધીજી લખે છે :

"આમ પકડાયેલામાં આપણા ઈમામસાહેબ બાવઝીર પણ હતા. તેમની શરૂઆત ચાર દિવસથી થયેલી. ફેરી કરીને પકડાયેલા. તેમનું શરીર એવું નાજુક હતું કે લોકો તેમના જવાથી હસતા. મને આવીને કેટલાક કહી જતા કે 'ભાઈ, ઈમામસાહેબને ન લો તો સારું. તે કોમને લજવશે.' મેં એ ચેતવણી ન ગણકારી. ઈમામસાહેબની શક્તિનો આંકનાર હું કોણ? ઈમામસાહેબ કોઈ દહાડો ઉઘાડે પગે ન ચાલતા, શોખીન હતા, તેમને મલાઈ ઓરત હતી, ઘર શણગારેલું રાખતા અને ઘોડાગાડી વિના ક્યાંય જતા નહીં. એ બધું સાચું પણ તેમના મનને કોણ જાણતું હતું? એ ઈમામસાહેબ ચાર દિવસની જેલ ભોગવી પાછા પણ જેલમાં ગયા. તેમાં આદર્શ કેદી તરીકે રહ્યા, ત્યાં સખત મજૂરી કરીને જમે, ને નિત્ય નવા ખોરાક ખાવાની ટેવ હતી તેમણે મકાઈના આટાની રાબ પીને ખુદાનો પાડ માન્યો. તે હાર્યા તો નહીં જ, પણ તેમણે સાદાઈ ગ્રહણ કરી; કેદી તરીકે પથ્થર ફોડ્યા, ઝાડુ વાળ્યું ને બીજા કેદીઓની હારે ઊભા રહ્યા. છેવટે ફિનિક્સમાં પાણી ભર્યાં ને છાપખાનામાં બીબાં પણ ગોઠવ્યાં. ફિનિક્સ આશ્રમમાં રહેનારને બીબાં ગોઠવવાની કળા જાણી લેવાની ફરજ હતી. તે ફરજ ઈમામસાહેબે યથાશક્તિ જાણી લીધી હતી. આ ઈમામસાહેબ અત્યારે હિન્દુસ્તાનમાં પોતાનો ફાળો ભરી રહ્યા છે."

નાની વયે પોતાનાં ભાગ્ય ઉઘાડવા માબાપને પૂછ્યા વગર ઈમામસાહેબ આફ્રિકાની મુસાફરીએ ઊપડ્યા. ત્યાં એમણે ઠીકઠીક વેપાર ખેડ્યો. દક્ષિણ આફ્રિકામાં ગોરાઓ ખરચાળ ઢબે રહે છે ત્યાં આપણે કંજૂસાઈથી રહીએ તો કોમની ઈજ્જતને ઝાંખપ આવે એવા ખ્યાલથી મોજશોખમાં રહેવાની પોતાની આદતને ઉત્તેજન આપતા. તેથી જ લોકોને થતું કે ઈમામસાહેબ નાજુકાઈ છોડી શકશે નહીં. પણ આફ્રિકામાં પ્રથમથી એમણે કષ્ટ વેઠવાની માનસિક તૈયારી કરી રાખી હતી. આફ્રિકા ગયેલા પોતાના આ દીકરાને કશી મૂંઝવણ ન રહે એ ખાતર પ્રેમાળ પિતાએ મુંબઈથી ભલામણચિઠ્ઠીઓ મોકલી હતી. ઈમામસાહેબે એનો ઉપયોગ કરવાનું પસંદ ન કર્યું. પોતાની શક્તિને જોરે જે સ્થાન મળી શકે તે જ મેળવવું એવી ટેક એમણે રાખેલી. વેપાર દરમ્યાન શાખ સાચવવા એમણે કોઈ પણ કષ્ટ ઉઠાવતાં સંકોચ નહોતો કર્યો. ઈજ્જતનો એટલો ખ્યાલ રાખનાર ઈમામસાહેબ ઈજ્જતની લડતમાં ભાગ ન લે એ બને જ કેમ?

આપણી છેલ્લી લડતમાં જેલમાં અમે જ્યારે સાથે હતા ત્યારે મેં ઈમામસાહેબને પૂછેલું કે તમે ગાંધીજી તરફ શાથી આકર્ષાયા? લડતમાં જોડાવાનું શા ઉપરથી સૂઝ્યું? એમણે કહ્યું, "દક્ષિણ આફ્રિકામાં લડત ઉપાડી ત્યારે ત્યાંનો વેપાર

મોટે ભાગે અમારા મુસલમાનોના જ હાથમાં હતો. એશિયાટિક કાયદાથી નુકસાન થાત તો તે અમને જ વધારે થાત. વ્યવહારદૃષ્ટિએ જોતાં ત્યાંનો સવાલ એ મુસલમાનોનો સવાલ હતો. પણ ગાંધીજીએ મનમાં કશો ભેદભાવ રાખ્યા વગર હિંદુસ્તાનની ઇજ્જત ખાતર, અમારા ભલાને ખાતર હિલચાલ ઉપાડી એટલે મારી ખાતરી થઈ કે ગાંધીજી સાચા દેશભક્ત છે, મુસલમાનોના નેક ખેરખ્વાહ છે. મેં લડતમાં ઝંપલાવ્યું, કેમ કે મારો ગાંધીજી ઉપર વિશ્વાસ બેઠો.” ઇમામસાહેબનો એ વિશ્વાસ કોઈ કાળે ચળ્યો નહીં, એમાં ભરતીઓટ સરખી પણ આવી નહીં. ગાંધીજીએ એક વાર ‘નવજીવન’માં જ લખ્યું :

“ઇમામસાહેબ ઘણાં વર્ષો થયાં મારી સાથે જ રહેતા આવેલા છે. જેલમાં પણ મારી સાથે જ હતા. જેલના અનુભવ ઉપરથી તેમનો પોતાના વેપાર ઉપરથી લોભ ઊતર્યો, અને તેઓ કુટુંબ સહિત મારી સાથે ફિનિક્સમાં જ રહેવા લાગ્યા. તેઓ મારી સાથે સગા ભાઈની જેમ રહ્યા છે, અને અમે બંનેએ એકબીજાના ધર્મને પૂરેપૂરું માન આપ્યું છે. તેથી અમે જુદા ધર્મના છીએ એનું દુ:ખ થયું જ નથી. એઓ પોતાની નિમાજ પઢે ને હિંદુ પોતાની ધર્મક્રિયા કરે તેમાં એકબીજાએ ખોટું જોયું નથી. એટલું જ નહીં પણ એ જ યથાર્થ માન્યું છે.”

ઇમામસાહેબ પોતાના ધર્મ ઉપર બહુ જ દૃઢ હતા. આશ્રમની પ્રાર્થનામાં આવીને બેસે અને પોતાની નિમાજ પણ બરાબર વખતસર પઢે. ગમે તેટલી તબિયત નબળી હોય તોયે રોજા બરોબર રાખે.

નિખાલસતા એ ઇમામસાહેબનો ખાસ ગુણ. મનને જે સાચું લાગ્યું તે સાફ-સાફ કહી દે. એમાં લાભ કે હાનિ છે એનો વિચાર કરવા નહીં બેસે. કોઈ સાથીની ભૂલ જુએ તો તે સ્પષ્ટ શબ્દમાં બતાવી દેતાં એમણે સંકોચ કર્યો નથી. અને પોતાની ભૂલ જુએ તો તે સુધારતાં પણ વાર ન લગાડે. ન્યાયનો, ઇન્સાફનો ખ્યાલ પણ એમને બહુ તીવ્ર હતો. એ ગુણ એમણે ઇસ્લામમાંથી જ લીધેલો હોવો જોઈએ. તેઓ બહુ ભણેલા ન હતા પણ ગણેલા હતા પૂરા, તેથી વ્યવહારમાં એમની સલાહ ઘણી વાર કીમતી નીવડતી. ગાંધીજી શું અને વલ્લભભાઈ શું, આશ્રમ શું અને વિદ્યાપીઠ શું, બધા જ એમની સલાહ લેવાને ઇંતેજાર રહેતા.

વિદ્યાપીઠની સ્થાપનાથી તે આજ સુધી એકેએક પ્રસંગે ઇમામસાહેબની બંદગી અને દુઆથી જ બધા સમારંભની શરૂઆત થઈ છે. વિદ્યાપીઠના તેઓ એક ટ્રસ્ટી હતા, અને એના એકેએક કાર્યમાં રસ લઈ ઊંડાણમાં ઊતરતા.

ગાંધીજીએ દાંડીકૂચ દરમ્યાન લખ્યું હતું :

“મેં તો ઇમામસાહેબને આશ્રમમાં દાટી મૂક્યા હતા. તેમને આશ્રમની બહાર કાઢનાર સરદાર હતા. ઇમામસાહેબની ખુશામત કરવા સારુ તેમને સરદાર બહાર કાઢે તેવા નહોતા. તે ઇમામસાહેબની સ્વતંત્રતા ઓળખી ગયા તેથી તેમણે તેમને બહાર કાઢ્યા ને જ્યાં જાય ત્યાં તેમને લઈ જતા.

ઈમામસાહેબ નિરક્ષર કહેવાય છતાં ચતુર છે, દુનિયાના વ્યવહાર સમજનાર છે: અનેક વાતો ઈશારામાં તે સમજી જાય છે. ઈમામસાહેબના હાથમાં આજે પહેલી સદારત નથી આવતી. તે ઘણી વાર દક્ષિણ આફ્રિકામાં સદર રહ્યા છે, ઈમામસાહેબ છૂટા રહેશે તો થોડા જ સમયમાં તેમના પ્રસંગમાં આવનાર સમજી જશે કે ઈમામસાહેબ ખુરસીમાં પૂતળાની જેમ બેસનાર માણસ નથી. તે સભાને દોરી શકે છે, નિર્ણયો વિચારપૂર્વક આપી શકે છે."

અમૃતસર પછીના ગુજરાતનાં રમખાણોના દિવસોમાં, ખિલાફતની હિલચાલના પ્રસંગમાં, અસહકારના જમાનામાં ગાંધીજીના પ્રથમ યરોડાનિવાસ દરમ્યાન દેશમાં સળગેલા હિંદુ-મુસ્લિમ વૈમનસ્યના દિવસોમાં, બારડોલીની લડત દરમ્યાન તેમ જ રેલસંકટના આફત પ્રસંગે ઈમામસાહેબે સરદાર વલ્લભભાઈને ઠીકઠીક સાથ આપ્યો હતો.

ડાભેલ મુકામે ઈસ્લામની પાઠશાળા છે. એના વાર્ષિક ઉત્સવમાં અમે ગયા હતા. ત્યાં મુસલમાનો વચ્ચે ઈમામસાહેબ કઈ ઢબે કામ કરે છે એ નજરે જોઈ શક્યો હતો. ઈસ્લામના ઉચ્ચ આદર્શ, હિંદુઓની પ્રગતિ, મુસલમાનોની ફરજ અને એમનો ચોખ્ખો સ્વાર્થ એક જ દિશામાં વહે છે એ વાત તેઓ ફરી ફરી અનેક રીતે સમજાવતા હતા. દરેક મત અને પક્ષના માણસને સાચવવાની કુનેહ પણ દર વખતે એટલી જ તરી આવતી. પોતે ચુસ્તપણે રાષ્ટ્રીય મહાસભાની નીતિમાં માનતા હતા છતાં જુદો મત ધરાવનાર લોકો સાથે સંભાળપૂર્વક કામ કરતાં એમને આવડતું હતું. એ બધું તેઓ પોતાની વ્યવહારકુશળતામાંથી શીખ્યા હતા.

લાહોર મહાસભા પછી જ્યારે સ્વાતંત્ર્યયુદ્ધની શરૂઆત થઈ ત્યારે ઈમામસાહેબની તબિયત બહુ જ નરમ હતી, માટે એમને વિશે એમ જ નક્કી કર્યું હતું કે ઈમામસાહેબ આશ્રમમાં રહે અને બધાને સલાહસૂચના આપે. પણ એ કસાયેલા સત્યાગ્રહી વીર આઝાદીના આ છેલ્લા જંગમાં આરામ શી રીતે લઈ શકે? પ્રસંગ જોઈને એમણે તરત પોતાના હાથમાં સરદારી લીધી અને ઝંપલાવ્યું. ધરાસણામાં બે હજાર સત્યાગ્રહી સૈનિકોના સેનાપતિ બની એમણે મીઠાના અગર ઉપર આક્રમણ કર્યું. કોઈ પણ યુવાનને છાજે એવા ઉત્સાહથી અને સ્ફૂર્તિથી એમણે એ આક્રમણ કર્યું. તેઓ પકડાયા અને જેલમાં પુરાયા. જેલમાં જોયું તો એમનું શરીર સાવ ભાંગેલું હતું. મુશ્કેલીથી ઊઠે અને મુશ્કેલીથી બેસે. છતાં દુશ્મનના ઘરમાં છીએ, અહીં એક્કે નિયમમાં રાહત ન મગાય, એ ખ્યાલ જાગતો રાખી તેઓ પોતાની ઇજ્જત સાચવીને રહેતા, ત્યાં સાથે બેસતા, સાથે જમતા અને આકાશના તારાઓ જોતા સાથે સૂતા. એમના જીવનના કેટલાય પ્રસંગો એમને મોઢે સાંભળવાની તક મળી હતી. એ દરેક પ્રસંગે એમનો ઈશ્વર પ્રત્યેનો વિશ્વાસ, એમની ન્યાયનિષ્ઠા, ગાંધીજી પ્રત્યેની એમની પ્રેમભક્તિ અને આઝાદીની તમન્ના તરી આવતાં. દક્ષિણ આફ્રિકાના દિવસોમાં મુસલમાનોમાં જ્યારે પક્ષાપક્ષી ચાલતી ત્યારે

નિર્ભયતાથી કામ લેવાથી અને જાનનો ડર બતાવનાર લોકોને નહીં ગણકારવાથી કઠણ પ્રસંગો કેમ ટળ્યા એના દાખલાઓ તેઓ અત્યંત નમ્રતાથી સંભળાવતા.

એવા એક ઈશ્વરનિષ્ઠ દેશસેવક પોતાની જીવનયાત્રા પૂરી કરી ઈશ્વરને ઘેર ગયા છે તે આપણે માટે ઓછું બોધપ્રદ નથી. ધરાસણાના આક્રમણ વખતે એમણે જે પ્રાર્થના કરી હતી તેમાં એમનું ઈસ્લામી ભક્તહૃદય પૂરેપૂરું પ્રગટ થાય છે. એમની આ પ્રાર્થના એ જ આપણો કીમતી વારસો છે.

“અય ખુદા! અમે બધા નિર્બળ છીએ. નિર્બળોની તું કસોટી ના કરતો. તારે આશરે આજે અમે ઝંપલાવ્યું છે. મારે તોયે તું, ઉગારે તોય તું. તારામાં અમારી આસ્થા હો. હવે તો અય પિતા! અય માલિક! હદ થઈ છે. આ સહ્યું જતું નથી. અમારી વધુ કસોટી ના કર, અમ દીનોને તારા કરુણાળુ હાથ આપ! મરતાં મરતાં જબાં પર તારું નામ જ હો! એવું આજ અમને બળ આપ! આમીન.”

## ગાંધીજીનાભાઈ ઈમામસાહેબ

ઈમામસાહેબને તો હું આશ્રમમાં આવ્યા ત્યારથી જ ઓળખું. ઈમામસાહેબનું પ્રથમ આકર્ષણ કંઈક પ્રાંતિક ભાવને લીધે થયું હોય તો નવાઈ નથી. કારણ તેમના દાદા મહારાષ્ટ્રીય હતા. પણ આશ્રમમાં મારા આવ્યા પછી થોડા જ દિવસમાં પોતાના વ્યક્તિત્વથી એમણે મારો આદર મેળવ્યો. એમના સ્વભાવમાં ખાસ ગુણ એ હતો કે તેમનાથી અન્યાય જરાસરખો સહન ન થઈ શકતો. પરંતુ જો તમે તેમની પાસે સાચી વાત કહી દો તો પછી બધી વસ્તુ એક ક્ષણમાં ભૂલી જાય.

ઈમામસાહેબ બહુ ભણેલા નહોતા પણ તેમની સલાહ લેવામાં આવતી ત્યારે એવી સલાહ આપતા કે ભણેલાઓ પણ તેમની કદર કરતા. વિદ્યાપીઠ ચલાવવામાં મને કોક વખત મૂંઝવણ ઊભી થતી ત્યારે ઈમામસાહેબની સલાહ મેં લીધી છે અને માન્ય રાખી છે. વિદ્યાપીઠ તો ભણેલાઓની સંસ્થા છે છતાં ભણેલાઓને ઘણી ચર્ચાને અંતે એમ અનુભવમાં આવતું કે અન્તે ઈમામસાહેબે જે સૂચવ્યું છે તે જ સારું હતું.

એમના પિતાશ્રી મુંબઈની એક પ્રખ્યાત મસીદના ઈમામ હતા. ઈમામસાહેબને નાનપણમાં જ એમ જણાયું કે પિતાના પ્રેમમાં પોતે દબાઈ જાય છે. આથી માબાપની રજા વગર પરદેશ ચાલ્યા ગયા. તેમના પિતાશ્રીએ તેમને પરદેશ કાગળ લખ્યા કે મદદ મોકલું, અને ભલામણચિઠ્ઠીઓ પણ મોકલી પણ તેમણે એ ભલામણ-ચિઠ્ઠીઓનો પણ ઉપયોગ ન કર્યો. તેમની એ ટેક કે હું પરદેશમાં પણ મારી મેળે રસ્તો કાઢીશ.

એમની કમાણી પરદેશમાં ખૂબ ધીકતી હતી સાથે તેઓ પૈસા વાપરવામાં શોખીન હતા. એમના મનમાં એ પણ વિચાર રહ્યા કરતો કે ગોરાઓના મુલકમાં

આપણી ઇજ્જત સાચવવી હોય તો રસિયો સ્વભાવ રાખવો જોઈએ. ગોરાઓ પોતાની કોમની ઇજ્જત ખાતર પાણીની માફક પૈસા ખરચે છે તો આપણે શા માટે આપણી કોમની ઇજ્જતને ખાતર પૈસા ન ખરચીએ!

સાબરમતી જેલમાં અમે સાથે બેસીને ખૂબ વાતો કરતા, અમે સાથે ઊઠતા, બેસતા, ખાતા, સૂતા. તે વખતે તેઓએ પોતાના જીવનની અનેક વાતો અને અનુભવો કહેલાં છે. જેલમાં મેં તેમને તે વખતે પૂછ્યું હતું કે ગાંધીજી વિશે તમારા મનમાં સદ્ભાવ ક્યારથી જાગ્યો? તેમણે કહ્યું કે 'અમે આફ્રિકામાં સહુથી પહેલા વેપાર માટે ગયા હતા. તે વખતે ત્યાં લગભગ બધા વેપારીઓ મુસલમાનો હતા અને તેથી એશિયાટિક કાયદાથી મુસલમાન ભાઈઓને ઘણું નુકસાન ખમવું પડતું. ગાંધીજી આફ્રિકા આવ્યા અને મેં જોયું કે ગાંધીજી હિન્દુ હોવા છતાં મુસલમાનોનો ભેદ રાખતા નથી. એમણે જોયું કે આ કાયદાથી પોતાના આ ભાઈઓ તારાજ થાય છે અને એમાં આબરૂનો સવાલ છે. એટલે તરત એઓ અમારી વહારે ધાયા. ગાંધીજીને આ રીતે ઓળખી લીધા પછી થયું કે એ આપણ ભાઈ જેવા છે. એમની પડખે રહીએ નહીં તો ન ચાલે.'

આમ સમજીને ઇમામસાહેબ ગાંધીજી સાથે જોડાયા. ગાંધીજી તો માણસોના મોટા શિકારી. પરંતુ ભગવાન જેમ ભક્તની કસોટી કરે તેમ ગાંધીજી પણ બરોબર કસોટી કર્યા પછી જ મૂંડે. ઇમામસાહેબનો બધો વેપાર લડતમાં સાફ થઈ ગયો. લડતને અંગે પોતે જેલમાં ગયા. ત્યાં અનેક અગવડો વેઠી. જેલમાંથી આવ્યા પછી મનમાં થયું કે હવે ધંધો કેવો? દેશની સેવા સિવાય બીજો ધંધો શાનો હોય.

ગાંધીજીની સાથે રહ્યા તે દરમ્યાન તેમણે અનેક કામો કર્યાં. કોમી ઝઘડાઓમાં પણ બહાદુરીનો પરિચય કરાવવાના અનેક પ્રસંગો તેમને મળ્યા છે. મુસલમાનો ઉશ્કેરાયેલા હોય ત્યારે તો ખાસ સભામાં જાય અને પોતાને કહેવાનું હોય તે નીડરતાથી કહે. ડરના માર્યા ન બોલે એવું ન બને. એમનું પાક હૃદય અને એમની નિખાલસતા એમની બોલવાની શક્તિથી સહુ સમજી જતા. આફ્રિકામાં કામ કર્યા પછી, ગાંધીજીએ હિન્દુસ્તાન આવી આશ્રમ સ્થાપ્યો ત્યારે તે આશ્રમમાં આવીને રહ્યા. હું પણ આવ્યો પરંતુ પ્રથમ મને ખબર નહીં કે ઇમામસાહેબ કોણ છે. હું આશ્રમની નિશાળ ચલાવતો. એક વખત તેમની છોકરી આવીને કહે કે મને નિશાળમાં દાખલ કરો. મેં ના પાડી કે મહેમાનની છોકરીને હું નિશાળમાં નહીં લઉં. બે દિવસ બેસે અને પછી ચાલી જાય; ઇમામસાહેબને આની જાણ થઈ કે તરત જ મારી આગળ આવી એમણે રાવ ખાધી, કે શું હું આશ્રમનો મહેમાન છું? પાછળથી મને ખબર પડી કે એ પણ એક સ્થાયી આશ્રમવાસી જ છે.

હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારથી એ આશ્રમમાં જ રહેતા. એક વાર ગાંધીજી કહેતા કે ઇમામસાહેબને લાવ્યો હું પણ ઉપયોગ તો કરી જાણ્યો સરદાર વલ્લભભાઈએ. ઇમામસાહેબે પ્રાંતિક સમિતિનું ઘણું કામ કર્યું હતું. વિદ્યાપીઠમાં અમે એકેએક

ાબત ઇમામસાહેબને પૂછ્યા વગર ન કરતા. એમની દુવાથી એક પાક મુસલ-ાનના આશીર્વાદ મળે છે એમ અમને જણાતું. છેલ્લી સ્વાતંત્ર્યની લડત વખતે એમની તબિયત જોઈ ગાંધીજીએ એમને ના પાડી. પણ ઇમામસાહેબથી ન હેવાયું. સરદાર પકડાયા અને ગાંધીજીએ કૂચ શરૂ કરી. તે પછી મહાદેવભાઈ જેલમાં ાયા. મેં ઇમામસાહેબને કહ્યું કે ઇમામસાહેબ તમે કષ્ટ ન કરો; તો કહે ના. અને ાખરે ધરાસણા ગયા અને ત્યાં એક જુવાનની માફક કામ કરવા મંડ્યા. લોકો ેમને રોકે પણ રોકાતા નહીં. સ્વાતંત્ર્યયુદ્ધમાં આગળ ધસ્યા અને પકડાયા. ેમની તબિયત ખૂબ નાજુક હતી, અનેક રોગોએ એમના શરીરમાં ઘર કર્યું હતું. છતાં તેઓ જેલમાં ગયા. શરીરે તેઓ ગમે તેટલા સુંવાળા હતા તોપણ તેમનું મન સાયેલું અને દેશના સ્વાતંત્ર્ય માટે સંકટો સહન કરી શકે તેવું હતું. દેશ સ્વતંત્ર ાય એ એમનો સંકલ્પ હતો. આઝાદી મળવી જ જોઈએ એનો એમને વિશ્વાસ હતો.

અમે જેલમાં વાતો કરતા ત્યારે ઇમામસાહેબ કહેતા કે ઈસ્લામને જેટલો મજું છું તેટલો જીવનમાં જીવવાનો પ્રયત્ન કરીશ. મારાથી કોઈ કામ ખરાબ શે તો તેટલે દરજ્જે ઇસ્લામ લજવાશે.

એક વખત એમની જે મદદ મને મળી છે તેથી તો તેમનો હું કાયમને માટે કૃતજ્ઞ રહીશ. એક મિત્રે એક વાર વાત ફેલાવી કે કાકાસાહેબને હિન્દુમુસલમાન વચ્ચે ભેદભાવ છે. આ જાણીને તરત તેઓ એ મિત્રની પાસે ગયા અને કહ્યું કે 'બીજા ગમે તેને વિશે તમે ભલે આવું બોલો પણ કાકાસાહેબને તો આવું હોય જ નહીં.' આ પ્રમાણપત્ર સાચવવાની શક્તિ ઈશ્વર મને આપે એમ ઇચ્છું છું.

એક પાક, સાચા મુસલમાન, હિન્દુઓના મિત્ર અને સ્વરાજ્યના સૈનિક હવે તો ઈશ્વર પાસે ગયા છે. આ માસ(ડિસેમ્બર)માં તેમનો મૃત્યુદિન આવે છે. તેમણે લીધેલી મહેનત એળે ન જાય માટે તેમનું સ્મરણ કરી સ્વાતંત્ર્યયુદ્ધ માટે ફરી લડીએ જેથી એમને ત્યાં બેઠાં થાય કે મારું વાવેલું બીજ હજારગણું વધ્યું છે.

ડિસેમ્બર, ૧૯૩૯

## ૬૩. તપસ્વી જીવન

બરાબર ચૌદ વરસ સુધી અમે એકબીજાને સમજવાનો પ્રયત્ન કર્યો. એક આદર્શ અને તદ્દન ભિન્ન મનોવૃત્તિનો અમારા જેવો બીજો દાખલો ભાગ્યે જ જડે. પહેલી મુલાકાતે જ અમે એકબીજા તરફ આકર્ષાયા, અને હું માનું છું કે અમારી વચ્ચેની છેલ્લી મુલાકાતે અમે એકબીજાને ઠીકઠીક સમજી શક્યા. આશ્રમમાંથી હું વિદ્યાપીઠમાં રહેવા આવ્યો ત્યાર પછીના મારા અપૂર્વ અનુભવને લીધે હું મગનલાલભાઈને અને એમની દૃષ્ટિને જેટલાં સમજી શક્યો તેટલાં ચૌદ

વરસોના સહવાસથી સમજી શકયો નહોતો. એકબે વાર એ વિશે એમને કાગળ લખવાનું મન થયેલું, પણ સંકોચને લીધે રહી ગયું. આજે એમને લખવાને બદલે એમને વિશે લખવાનો અત્યંત દુખદ પ્રસંગ આવી પડયો છે.

ગાંધીજીના પરિવારમાં બધા લોકો મગનલાલભાઈને અખંડ કર્મયોગી તરીકે ઓળખે છે. હું એમને આજે અહિંસાના ઉપાસક તરીકે ઓળખાવવા માગું છું. અમારી વચ્ચે અનેક તાત્ત્વિક મતભેદો હતા, તેથી અમારે હમેશાં લડવું પડતું. અને એમાં અમે કદી મોળાશ રાખવાનો વિચાર કર્યો નહોતો. અમારા મતભેદની શરૂઆતમાં જ મેં ગાંધીજીને કહેલું કે 'આત્મોન્નતિનો તીવ્ર પ્રયત્ન એ મગનલાલ-ભાઈનો સૌથી મોટો ગુણ હું જોઉં છું. તેથી એમના સ્વાભાવિક ક્રોધ આગળ પણ હું પોતાને સુરક્ષિત માનું છું.' મારા એ અભિપ્રાયમાં મારે કદી ફેરફાર કરવો ન પડયો. આધ્યાત્મિક અને દેશસેવાની સંસ્થા ચલાવવી એ કંઈ રમત વાત નથી. ખાંડાની ધારની ઉપમા સાચે જ કયાંય લાગુ પડતી હોય તો આવે ઠેકાણે લાગુ પડે છે.

ગાંધીજી કહે છે એ સાચું છે. એમણે મગનલાલભાઈને અસહ્ય રીતે કફોડી સ્થિતિમાં મૂકવામાં મણા રાખી નથી. શરૂઆતથી આખર સુધી એવા એવા વિચિત્ર લોકોને ગાંધીજીએ આશ્રમમાં ભેગા કર્યા, અને એ લોકોએ એવો તો કડવો અનુભવ મગનલાલભાઈને ચખાડયો કે એમને ઠેકાણે બીજો કોઈ હોત તો સંસ્થા તોડીને ભાગી જ જાત. કષ્ટ અને અપમાન સહન કરવાં એ સહેલી વાત છે. બુદ્ધિ-શક્તિને અને ધર્મબુદ્ધિને પૂરેપૂરી તાણ પડે અને હૃદયથી મૂંઝાઈ જવાય એવી પરિસ્થિતિ ઊભી થાય એ પણ માણસ સહન કરે. પણ આવી પરિસ્થિતિમાં પોતાનું કૌટુંબિક જીવન હોમી દેવું અને પુત્રકલત્રની કફોડી દશા જોવી, તેમને ઠંડું આશ્વાસન આપવું, અને હસતે મોઢે કામ ચલાવવું એ તો મોટો યોગ જ છે. આશ્રમમાં સેંકડો લોકો આવ્યા અને ગયા. આશ્રમના નિયમો પાળીશું એવો એક-રાર કરીને આવે અને આશ્રમનું વાતાવરણ ડહોળીને જાય, અને એ બધું બલિદાનમાં અપાયેલા એક કુટુંબને હમેશાં ખમવું પડે એ કેવી વિચિત્ર સ્થિતિ! અને દરેક જનાર માણસ જતી વખતે જે ઝેરીલાં વચનો સંભળાવે તે મૂંગે મોઢે સહન કરવાં, અને બીજી જ ક્ષણે જે નવા લોકો આવે તેમના પ્રત્યે સદ્ભાવ રાખી તેમને આવકાર આપવો, એ કંઈ નાનીસૂની વાત નથી. ઘણા લોકોએ મગનલાલભાઈને નુકસાન કર્યું હશે, પણ મગનલાલભાઈએ કોઈનું નુકસાન કરવાનો ઇરાદો રાખ્યો હોય એવું મારા જોવામાં કદી આવ્યું નથી. હું એમને હંમેશાં કહેતો કે 'મગનલાલ-ભાઈ, તમે કોઈ પણ વસ્તુની બીજી બાજુ જોઈ શકતા નથી. તમારું આંધળાપણું તમને નડે છે.' ઘણાં વરસોને અંતે મેં જોયું કે એ દોષ મારામાં પણ હતો, અને તેથી મેં પણ એમને ખૂબ હેરાન કર્યા છે. અમે બંને એકબીજાની સ્થિતિ સમજતા હતા. તેથી અમને સામસામા લડવામાં રસ પણ ખૂબ આવતો. બાર વરસોને

અંતે જ્યારે મગનલાલભાઈનું વચન મેં સાંભળ્યું કે 'કાકા સાથે મતભેદ ગમે તેટલો હોય, પણ એમની સાથે કામ કરતાં મને વાંધો નહીં આવે,' ત્યારે મેં ધન્યતા અનુભવી, પણ મને આશ્ચર્ય થવાનું કારણ નહોતું. ઘણાં વરસો પહેલાં મારા મોટા દીકરાએ એમનો ભારે અપરાધ કર્યો. મેં માન્યું કે મગનલાલભાઈની ક્ષમાની હવે હદ આવશે. તેઓ જે કંઈ પગલું લેત તેને હું યોગ્ય જ ગણત અને વધાવી લેત. મેં તરત એમને કહ્યું, 'અમે તમારા અપરાધી છીએ. તમે જેમ સૂચવો તેમ કરવા હું તૈયાર છું.' એ ઉદાર નરે 'કંઈ નહીં' કહીને બધું સંકેલી લીધું, અને પહેલાંના જેટલી જ મીઠાશથી આગળ ચલાવ્યું.

ગાંધીજીએ મને મારા કાર્યને અંગે પરિપૂર્ણ સ્વતંત્રતા આપી હતી. છતાં જ્યાં સુધી મગનલાલભાઈનો સંતોષ ન મળે ત્યાં સુધી કાંઈ પણ પગલું ભરતાં મને હંમેશાં અવિશ્વાસ રહેતો. મિત્રો એને કાયરતા સમજતા. પણ હું જાણતો હતો કે મગનલાલભાઈ એ આશ્રમના આદર્શની અને તપસ્યાની જીવતી જ્યોત છે. આજે આશ્રમમાં જે કંઈ સારું છે તે ગાંધીજીને નહીં પણ મગનલાલભાઈને આભારી છે. મગનલાલભાઈના સદ્‌ગુણો ભલે ગાંધીજીને આભારી હોય.

મગનલાલભાઈનો ક્રોધ ઘણા જોતા. પણ એ ક્રોધ પાછળ ચારિત્રની સાત્ત્વિકતા, આશ્રમ પ્રત્યેની નિષ્ઠા અને ઉજ્જવળ દેશભક્તિ હતી તે એ ક્રોધના ભોગ થયેલા ક્યાંથી જોઈ શકે? ન્યાયાધીશને જેમ અખંડ કડવાં કામો જ કરવાં પડે છે તેમ આ ચારિત્રશિથિલ અને પ્રમાદી સમાજમાં દેશસેવકને હર ક્ષણે કોઈ ને કોઈ માણસને દૂભવ્યા વગર છૂટકો નથી થતો. મગનલાલભાઈને હાથે દુભાયેલા લોકોની ફરિયાદો મેં કેટલીયે સાંભળી છે. પણ કોઈને દૂભવતાં તેઓ પોતે કેટલા દુભાતા હતા તેનો સાક્ષી હું છું. દિન પર દિન તેમનું વજન ઘટયું તે શારીરિક શ્રમને લીધે હોય એમ હું નથી માનતો. પણ આવી રીતે અનેક લોકોને સાચવવાના પ્રયાસમાં જ હૃદયની મૂંઝવણને લીધે લોહી બળી જતું હોવું જોઈએ. જેનું નામ એક વાર ક્રોધી પડયું તેને તો દર વખતે હદ ઉપરાંત ખામોશ પકડવાની રહે, અને દર વખતે પોતાને જ નિચોવવો રહે. મેં હમેશ જોયું છે કે મગનલાલભાઈએ લોકોનો ગુનો કર્યો હોય એથી વધારે ગુનાઓ તો લોકોએ જ એમના પ્રત્યે કર્યા છે. અને એ બધું એમને એકાકી સહન કરવું પડયું છે. ગાંધીજી તો પોતાના સ્વભાવ પ્રમાણે જેને એક વાર પોતાનો ગણે તેને રામચંદ્રની પેઠે દુનિયાના સ્થંડિલ પર હોમી જ દે. જો પોતાની દયા ખાય તો જ પોતીકાંની દયા ખાય ને! ગાંધીજીના આ અલૌકિક પ્રેમનો આસ્વાદ હું ધારું છું બે જ જણને વિશેષે મળ્યો છે: રાજાજી અને મગનલાલભાઈ.

શાંતિનિકેતનમાં અમે પહેલવહેલા મળ્યા ત્યારથી રાષ્ટ્રીય શિક્ષણનો અમે સાથે વિચાર કર્યો છે. અને રાષ્ટ્રીય શિક્ષણના મુખ્ય સિદ્ધાંતોનું આકલન એમને કોઈનાથી ઊતરતું નહોતું. રાષ્ટ્રીય શિક્ષણ દ્વારા આપણે કુશળ રાષ્ટ્રીય મજૂરો તૈયાર કરવા છે

એ તેઓ બરાબર સમજ્યા હતા. અને રાષ્ટ્રીય મજૂરોનું જીવન અને એના વિચારો બંને ખડતલ હોવા જોઈએ એ એમનો આગ્રહ હતો. એમને હમેશાં પોતાના જમાના સામે લડવું જ પડયું એ એમનું દુર્દૈવ.

ચૌદ વરસના સાથીના જીવનમાંથી અસંખ્ય સંસ્મરણો ભેગાં કરી શકાય. પણ મગનલાલભાઈના જવાથી આશ્રમને અને ગુજરાતને કેટલી ખોટ ગઈ છે એની કલ્પના કરવા માટે પણ એમના મરણનો આઘાત કંઈક ઓછો થવો જોઈએ. શુદ્ધ વારસો તેઓ પાછળ મૂકી ગયા છે. જેનામાં દૈવત હોય તે તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરે.

## ૬૪. કનક અભિનંદન*

'ગુણવંતી ગુજરાત'ના દેશભક્ત કવિને જોવાની ઇચ્છા બહુ જૂની હતી. તે થોડા જ દિવસ પહેલાં પૂરી થઈ. બારડોલીના સત્યાગ્રહના વખતમાં એક સ્ફૂર્તિભર્યું કાવ્ય લખી કવિ શ્રી ખબરદારે પ્રજાના પુરુષાર્થ સાથે કવિહૃદય કેટલું ઊછળે છે એનો પુરાવો આપ્યો હતો. ખબરદારમાં ગુર્જરી ગિરા, ગુર્જર ભૂમિ અને ગુજરાતી સમાજ પ્રત્યે અખંડ પ્રેમ છે અને એમની એ પ્રેમધારા દૂર પ્રદેશમાં રહેવાથી અને લાંબી લાંબી માંદગીઓ ભોગવવાથી વધારે જુસ્સાદાર બની છે. એ પ્રેમને લીધે ગુજરાતના જાહેરજીવનના દરેક પાસા તરફ કવિશ્રી ધ્યાનપૂર્વક લક્ષ રાખે છે. એ જ પ્રેમને લીધે ભાષાશુદ્ધિ વિશે એમણે એટલો આગ્રહ કેળવ્યો છે અને એ જ પ્રેમને લીધે ઉત્તમમાં ઉત્તમ વિચારો ગુજરાતી ભાષામાં ગ્રથિત કરવાનો એમનો અખંડ પ્રયાસ ચાલુ છે. કવિશ્રીને મળવાની ઇચ્છાનું બીજું પણ એક કારણ હતું. મારી કલ્પના પ્રમાણે કવિ કલ્પનાસમ્રાટ હોય એટલું બસ નથી. મનુષ્યજીવન વિશેનું એનું જ્ઞાન ઊંડું હોવું જોઈએ, સંસ્કૃતિનો એ ઊંડો અભ્યાસી હોવો જોઈએ, માનસશાસ્ત્રી અને સમાજશાસ્ત્રના ચિંતનને પરિણામે મનુષ્યજીવનના આદર્શ નિહાળવાની શક્તિ એનામાં હોવી જોઈએ. રવીન્દ્રનાથ ઠાકુર એવા આદર્શ કવિ છે, એટલે એમનો સહવાસ દુનિયાના આટલા બધા લોકો શોધે છે. કવિ ખબરદારને મળતાંવેંત મેં જોયું કે એમની કવિતાના મૂળમાં ઊંડી ફિલસૂફી રહેલી છે. જેની પાસે જીવનની ફિલસૂફી નથી, તેને હું કવિની પદવી નહીં આપું. કોરા ફિલસૂફોએ લોકોમાં ફિલસૂફી પ્રત્યે અરુચિ ઉત્પન્ન કરી છે, નહીં તો ફિલસૂફી જેવો રસિક વિષય માણસ માટે બીજો નથી.

કવિશ્રીને મળવા ગયો ત્યારે તેઓ એક લાંબી માંદગી ખંખેરી નાખવાની તૈયારીમાં હતા. ઘણા લોકો પોતાની નવરાશનો પણ ઉપયોગ નથી કરી શકતા. પછી

---

* કવિ ખબરદાર કનકોત્સવ અભિનંદનગ્રંથ.

માંદગીની તો વાત જ શી કરવી? કવિ ખબરદારે પોતાની ફુરસદ કવિતાદેવીને ચરણે અર્પણ કરી છે અને માંદગીમાંથી સ્વભાવની કડવાશ કે ખટાશ કેળવવાને બદલે વિશ્વપ્રેમની સાર્વભૌમ ફિલસૂફી તારવી કાઢી છે. પોતાના જીવનની ફિલસૂફી એમણે એક બૃહત્ કાવ્યમાં લખી કાઢયાનું જણાવ્યું. એનાં છાપેલાં પાનાં એમણે મને બતાવ્યાં. હું તો કેવળ એની પ્રસ્તાવના જ વાંચી શકયો.

એમની વાતચીતમાં અને પ્રસ્તાવનામાં પણ એમનો આત્મવિશ્વાસ સહેજે તરી આવે છે. ઔપચારિક વિનયના અને નિરાગ્રહની કદર કરવાના આ જમાનામાં એમનો આત્મવિશ્વાસ ખાસ ધ્યાન ખેંચે છે અને રુચિ ઉપજાવે છે.

ભારત વિશેનું એમનું અભિમાન અને એમનો પક્ષપાત સ્પષ્ટ છે. જે પોતીકું છે તેને વિશે પક્ષપાત રહે એ સ્વાભાવિક છે. પણ એટલા ખાતર પરાયા વિશે કેટલાક લોકો જે તિરસ્કાર કે તુચ્છ ભાવ કેળવે છે તે ખબરદારમાં નથી. અને અન્ય દેશની સંસ્કૃતિ અને સાહિત્યના ક્ષેત્રમાં તે તે દેશે કરેલા પુરુષાર્થ પ્રત્યે તેમના મનમાં આદર ઓછો નથી.

હિંદુસ્તાનના બીજા કવિઓની પેઠે ખબરદારે પણ અંગ્રેજી ભાષાને પોતાની કાવ્યશક્તિનો કારભાર આપ્યો છે. હમણાં જ લખેલા એક કાગળમાં તેઓ પ્રેમથી લખે છે: “આપણી સેવાના માર્ગ ભલે ભિન્ન ભિન્ન હો, પણ આપણા હૃદયમાં રહેલી પરમ જ્યોતિનો પ્રકાશ આપણી શક્તિ, ગતિ, મતિ અનુસાર આપણા માનવબંધુઓની સેવામાં ફેલાવવો અને જે એકમાંથી અનેક થયા તે અનેકને પાછા એકના અમર સ્નેહમાં ગ્રથિત કરવા બનતું કરવું એ જ આપણા સર્વનું ધ્યેય અને લક્ષ્ય હોવું જોઈએ.” ગીતા ધર્મને અનુસરનારા બધાનો જ એ જીવનસિદ્ધાંત છે કે વિવિધ ભૂતોમાં એક જ અવિનાશીને જોવો, વિવિધતામાં એકતાને જ નિહાળવી અને પોષવી. પ્રગતિવિરોધી અને રજોગુણી લોકો જ્યાં નથી ત્યાં પણ ભેદભાવ ઉત્પન્ન કરે છે, અને જયાં હોય ત્યાં તે ટકાવવા અને વધારવા પ્રયત્ન કરે છે. જયાં ભેદ દેખ્યા ત્યાં ઉચ્ચ-નીચ કે કનિષ્ઠનો દરજ્જો પણ નક્કી કર્યા વગર રજોગુણી માણસથી રહેવાતું નથી. સાત્ત્વિકતાનું શ્રેષ્ઠ લક્ષણ જ એ છે કે બધે પ્રેમની સમાનતા જુએ.

કવિશ્રીને મળ્યા પછી એ પ્રેમયોગીના સમગ્ર કાવ્યરાશિનું સવિશેષ અધ્યયન કરવાનું મન થયું છે. નવરાશ તો માંદગીમાં જ મળે એ ખરું છે, પણ એટલા ખાતર કંઈ નવરાશની ઇચ્છા કરાય? કવિશ્રીએ માંદગીમાં અપ્રતિમ કાવ્યો આપ્યાં એટલા ખાતર આપણે તેમની માંદગી વધાવી નથી લેવાના, પણ આ કનક-અભિનંદનને પ્રસંગે એમને દીર્ઘ આયુષ્ય સાથે સુંદર આરોગ્ય આપણે ઇચ્છીએ. માંદગીના અનુભવ પછીની નિરામય અવસ્થામાં એક નિરાળો જ કાવ્યનો પ્રવાહ શરૂ થાય છે.

# ૬૫. આદર્શ બ્રાહ્મણ શ્રી પરમાનંદભાઈ

હજી દોઢ વર્ષ પણ નથી થયું. મુંબઈ જૈન યુવક સંઘના નવા કાર્યાલયનું અને પરમાનંદ સભાગૃહનું ઉદ્ઘાટન થયું હતું. અને આજે આપણા એ યુવક સંઘના મુખ્ય 'ચિરતરુણ' પરમાનંદભાઈની અંત્યેષ્ટિ કરવાનો વારો આવ્યો છે.

હું માનું છું કે ગુજરાત સાથેનો મારો પરિચય શરૂ થયો તે વખતથી મારા જૂનામાં જૂના સાથીઓમાં પરમાનંદભાઈ પ્રમુખ હતા. અને આજે એમના તે સમયના જૂનામાં જૂના તે સાથીઓમાં કદાચ હું, જેના પર પરમાનંદભાઈને શ્રદ્ધાંજલિ આપવાનું કર્તવ્ય આવી પડયું છે, સૌથી મોટો હોઈશ. તેઓ મારાથી આઠ વર્ષ નાના. ખરું જોતાં એમની પાસેથી શ્રદ્ધાંજલિ મેળવવાનો હું હકદાર. વિધિની લીલાની આ કેટલી વિચિત્રતા છે કે આજે મારે જ એમને શ્રદ્ધાંજલિ અર્પણ કરવી પડે છે!

સન ૧૯૨૯માં પરમાનંદભાઈએ જૈન યુવક સંઘની સ્થાપના કરી. અને '૩૬માં જૈન યુવક પરિષદના પ્રમુખ તરીકે એક તેજસ્વી ભાષણ કરીને એમણે જ જૈન સમાજમાં ખળભળાટ પેદા કર્યો.

શ્રી પરમાનંદભાઈની ધર્મનિષ્ઠા તથા સમાજસુધારાનો ઉત્સાહ હું જાણતો હતો. અને હું એ પણ જાણતો હતો કે તેઓ જ્ઞાનોપાસક અને પ્રૌઢ સમાજ-સુધારક હોવાથી સમાજ માનસને સાચવીને સમાજને જીવનના દરેક ક્ષેત્રમાં નવા નવા વિચારો આપનારા અને એ પ્રાણવાન વિચારોને લીધે સમાજમાં જે વિચાર-ક્રાંતિ થાય એના પર વિશ્વાસ રાખીને એમાંથી જ જીવનક્રાંતિ થશે અને પોતાની મેળે સમાજસુધારો થશે એ નિષ્ઠાથી ચાલનારા હતા.

આવા પ્રૌઢ જ્ઞાનોપાસક સેવકનું એક ભાષણ સાંભળીને લોકો જ્યારે ઉત્તેજિત થઈ ગયા ત્યારે મેં પૂછ્યું હતું કે શું જૈનસમાજ આવા પ્રૌઢ, નમ્ર પણ સત્ય-વક્તા સેવકને 'માર્ટિન લ્યૂથર' બનાવવા માગે છે? (તે વખતે મારો ભાવ ન સમજવાથી શ્રી કનૈયાલાલ મુનશીએ માન્યું કે પરમાનંદભાઈની તુલના માર્ટિન લ્યૂથર સાથે કરવા માગું છું.) આજે હું સ્પષ્ટ કહી દઉં કે પરમાનંદભાઈમાં માર્ટિન લ્યૂથરની જ ધર્મભક્તિ અને સત્યવાદિતા હતી. પણ તેઓ જીવને જોખમે કોઈ નવા ધર્મની સ્થાપના કરવાની મહત્ત્વાકાંક્ષા રાખનારા ધર્મસેવક નહોતા. હું તો માનું છું કે સમાજની સાંપ્રદાયિકતા પર પ્રહાર કર્યા વિના એ સાંપ્રદાયિકતાને બને તેટલી ઓગાળી નાખવી અને સમાજ સહન કરી શકે એ ક્રમે સમાજના જીવનરસોને અને ચિંતનક્ષેત્રોને વ્યાપક કરતાં રહેવું એ જ હતી પરમાનંદભાઈની સ્થાયી નીતિ.

પરમાનંદભાઈએ મુંબઈના જૈન યુવક સંઘની સ્થાપના કરી. એમણે પ્રથમ 'પ્રબુદ્ધ જૈન' ચલાવ્યું. આગળ જતાં એ જ સામયિકને એમણે 'પ્રબુદ્ધજીવન' નામ આપ્યું. 'પ્રબુદ્ધ જૈન'નું પરિવર્તન 'પ્રબુદ્ધજીવન'માં થયું. એમાં પણ પરમાનંદભાઈની આધ્યાત્મિક પ્રગતિનું જ દર્શન થાય છે. જીવનને પ્રબુદ્ધ બનાવવામાં જૈનોને પ્રબુદ્ધ બનાવવાનું પણ આવી જાય છે. એ સમજતાંવેંત એમણે સામયિકને પોતાના હમેશના પ્રગતિશીલ જીવન પ્રમાણે જ વ્યાપક બનાવ્યું. એ વ્યાપક પત્રિકા દ્વારા એમણે જૈનસમાજની જ નહીં પરંતુ ગુજરાતની આખીયે જનતાની સેવા કરી છે.

પરમાનંદભાઈની ચાર-પાંચ તપની પૂરી સેવાનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે ન્યાયમૂર્તિ નથવાણીએ એમને 'આદર્શ બ્રાહ્મણ' કહ્યા તે શતપ્રતિશત સાચું છે.

અને તે આદર્શ બ્રાહ્મણ પણ કેવા! સંસ્કારી તથા પુરુષાર્થી સમાજનાં બધાં જ જીવનક્ષેત્રોમાં એમને રસ. પોતાના વિચારોમાં દૃઢ હોવા છતાં પણ બધા જ મતભેદો તથા દૃષ્ટિભેદો પ્રત્યે એમના મનમાં આદરયુક્ત સહાનુભૂતિ. અને તે જ કારણે એમણે પર્યુષણ વ્યાખ્યાનમાળા દ્વારા મુંબઈના જૈનસમાજને જ નહીં પણ આખીયે સંસ્કારી મુંબઈને દેશના ઉત્તમોત્તમ મનીષીઓના વિચારો અને કાર્યોનો પરિચય કરાવ્યો.

મને લાગે છે કે મુંબઈની પર્યુષણ વ્યાખ્યાનમાળા જ પરમાનંદભાઈની સર્વ-સંગ્રાહક અનેક પાસાંઓવાળા વ્યક્તિત્વનો સાચો પરિચય કરાવે છે.

અમે એમના મિત્રો આપસની ચર્ચામાં અનેક વાર કહેતા કે ભિન્ન ભિન્ન ક્ષેત્રના સારા સારા લોકોને બોલાવી એકબીજા સાથે એમનો પરિચય કરાવવો એ જ પરમાનંદભાઈના જીવનનો પરમ આનંદ હતો.

એક જ ઉદાહરણ અહીં આપવાનું મન થાય છે.

એક વાર એમણે કહ્યું, 'એક બહેનને હું ઓળખું છું જે જન્મે મહારાષ્ટ્રી છે. એ ગુજરાતીને પરણી છે. પરિણામે બન્ને ભાષાઓ પર એમનો સારો કાબૂ છે. વિદુષી છે, સંસ્કારી છે, સાહિત્યસેવી છે. અને સમાજસેવામાં એને રસ છે. એમને મળીને તમને જરૂર આનંદ થશે. પરમાનંદભાઈએ અમારું મળવાનું ગોઠવ્યું. ત્યાં મને તો બેવડો આનંદ થયો. આ જ વિદુષી જ્યારે નાની બાળા હતી ત્યારે સિંહગઢ પર મારા ખોળામાં રમી હતી. એ પહાડી કિલ્લા પર અમે વખતોવખત મળતાં હતાં. ભાઈ ધનેશ્વરની કાયસ્થ સંસ્કારિતા પર હું મોહિત થયો હતો. પૂનામાં એકબે વાર એમને ઘેર એમના આખા પરિવારને મળ્યો હતો, પણ પછી પરિચય વધ્યો નહીં. પરમાનંદભાઈ દ્વારા જ્યારે એ સાહિત્યસેવી, વિદુષી મૃણાલિની-બહેન દેસાઈનો પરિચય થયો ત્યારે જૂના સંસ્કાર તાજા થયા. હવે અમે અનેક વાર મળીએ છીએ, પોતપોતાની યાત્રાનો આનંદ પરસ્પર કહીએ છીએ. ગાંધીભક્તિને કારણે એમણે નવલકથાને રૂપે એક ગાંધીચરિત્ર લખ્યું છે. મારા ધંધાને વફાદાર

રહીને મેં એની પ્રસ્તાવના લખી આપી છે. અને સરકારે એ નવલકથાની ઉત્તમ કદર કરી છે. અમારા પરસ્પર પરિચયને સજીવન કરી આપવા માટે ચિ. મૃણાલિની અને હું પરમાનંદભાઈનાં ચિરકૃતજ્ઞ છીએ. હમણાં હમણાં પમાનંદભાઈની અંતિમ વિદાય પછી તરત મને એક પત્ર લખીને મૃણાલિનીએ પરમાનંદભાઈ પ્રત્યે પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી છે.

પજ્જુષણ અથવા પર્યુષણ, જૈનોની- વ્યક્તિગત ધર્મસાધના ચલાવવાનો એક રૂઢ તહેવાર. એવા તહેવારને લઈને પરમાનંદભાઈએ એનું કલેવર જ બદલી દીધું. પૂનાની વસંત વ્યાખ્યાનમાળા અને મુંબઈની હેમંત વ્યાખ્યાનમાળા જેવી સંસ્કૃતિ-સંવર્ધનની જ્ઞાનોપાસક વ્યાખ્યાનમાળાઓ એમણે ચલાવી. એ વ્યાખ્યાનમાળાઓનાં આ જ સુધીનાં ઘણાંખરાં વ્યાખ્યાન એકત્ર કર્યાં હોત તો એમનો એક જ્ઞાનકોશ જ તૈયાર થઈ ગયો હોત.

આપણે ત્યાં ઘણા લોકો કોઈ એક કામમાં સફળતા મળે કે તરત જ ઉત્સાહમાં આવીને એ પ્રવૃત્તિના અનેક ફણગાઓને પોષણ આપે છે. અનેક પ્રવૃત્તિઓને જોશપૂર્વક વધારતા જાય છે. અને આખરે મનુષ્યબળના અભાવે અથવા પોતાની જ કાર્યશક્તિ નકામી વેડફાઈ જવાને લીધે બધી જ પ્રવૃત્તિઓને ખોઈ બેસે છે. વ્યાજને લોભે મૂડી ખોવા જેવું આ હોય છે.

શ્રી પરમાનંદભાઈ આવા મોહમાં ફસાયા નહીં. એમણે વ્યાખ્યાનમાળાના કામને જ વધારેમાં વધારે નક્કર, વ્યાપક અને સંસ્કૃતિ-સંવર્ધક કરવા પાછળ પોતાની પૂરી શક્તિ ખર્ચી.

આ વ્યાખ્યાનમાળાઓના વક્તાઓને પસંદ કરવા પાછળ પરમાનંદભાઈનું બધું કૌશલ્ય વપરાયું. માત્ર જૈન, માત્ર હિંદુ કે કેવળ ભારતીય નહીં પણ એ તો અનેક ધર્મના અને અનેક ખંડોના વક્તાઓને બોલાવી લાવ્યા છે. એમાં વિદ્વાનો પણ છે અને વિદુષીઓ પણ છે.

આટલી સફળતા મેળવ્યા પછી કોઈ પણ વ્યક્તિ લોભમાં આવીને સમાજ-સુધારાની, ધર્મસંસ્કરણની અથવા રાજદ્વારી પક્ષોની પ્રવૃત્તિઓમાં ફસી જાત અને નવા યુગને અનુકૂળ એવું સાંસ્કૃતિક-સંગઠન ઊભું કરત. પણ પરમાનંદભાઈની શ્રદ્ધા સંસ્થાઓ ચલાવવા કરતાં સંસ્કારિતા-પ્રસાર તરફ વધારે હતી. સમાજ પોતાની સંકુચિતતા છોડે, વ્યાપક વિચાર કરવા લાગે, બૌદ્ધિક ઉદારતા કેળવે તો શ્રોતા જીવન-સમૃદ્ધ થવાના જ. પછી તેઓ અનેકાનેક સંસ્થાઓમાં અને પ્રવૃત્તિઓમાં પ્રવેશ કરશે અને માનવકલ્યાણની વિશુદ્ધ પ્રવૃત્તિઓને પોષણ આપશે. પરિણામે સમાજનું આખું વાતાવરણ વિશાળ, ઉન્નત અને પ્રાણવાન બનશે. આ બધું પોતાની મેળે થશે. એ શ્રદ્ધાથી પરમાનંદભાઈ પોતાના સંઘના મુખપત્ર 'પ્રબુદ્ધજીવન'ને તથા પર્યુષણપર્વની વ્યાખ્યાનમાળાને નિષ્ઠાપૂર્વક ચલાવતા રહ્યા.

સાર્વભૌમ સહાનુભૂતિ હોવા છતાં જે પ્રમાણે પરમાનંદભાઈ બીજાની

પ્રવૃત્તિઓમાં ખેંચાતા નહોતા તેમ એમની સાથે સહયોગ કરનારા કોઈના પણ મનમાં 'હું મુશ્કેલીમાં આવી જઈશ અથવા તણાઈ જઈશ' એવી બીક પેદા નહોતા કરતા. કોઈ પણ વ્યક્તિ પોતાની શક્તિ, વૃત્તિ અને ઉત્સાહ અનુસાર જેટલો સહયોગ આપે એટલેથી પરમાનંદભાઈ સંતુષ્ટ રહેતા. અને તેથી જ અનેકાનેક સાથીઓનો પ્રસન્ન સહયોગ તેઓ મેળવી શક્યા હતા. એવા સાથીઓની સંખ્યા દર વર્ષે વધતી જ જતી હતી.

આશ્ચર્યની વાત એ કે જુવાનીમાં એમ.એ. અને એલએલ.બી. કરી લીધા છતાં પોતાના પિતરાઈ ભાઈ શ્રી મોતીચંદજી સાથે સૉલિસિટરના ધંધામાં કાયમનો પ્રવેશ ન કરતાં તેઓ ઝવેરાતના ધંધામાં દાખલ થયા. કેટલાક રૂઢિચુસ્ત જૈનો માને છે કે ઝવેરીનો ધંધો અહિંસાધર્મને માટે વધારેમાં વધારે અનુકૂળ છે. હું નથી માનતો કે એવા કોઈ ભ્રમને કારણે એમણે ઝવેરીનો ધંધો પસંદ કર્યો હોય. મને લાગે છે કે આ ધંધામાં ઓછો સમય આપીને, આજીવિકા માટે પૂરતું ધન મળી શકે છે. અને જ્ઞાનની ઉપાસના કરવામાં તથા સમાજસેવા કરવામાં વધારે વખત આપી શકાય છે, એ વિચારથી જ એમણે આ નિરુપદ્રવી ધંધો પસંદ કર્યો હશે.

અને ગમે ત્યારે લાંબા સમય સુધી પ્રવાસે જવાને માટે પણ આ ધંધો એમને અનુકૂળ લાગ્યો હશે. હું તો માનું છું કે એક અથવા બીજી જાતના પ્રવાસનો શોખ જેમને જરાયે નથી એ સંસ્કારી વ્યક્તિ જ ન કહેવાય. પરમાનંદભાઈએ સંસ્કારયાત્રાનો આનંદ મેળવવાનો એક પણ અવસર ખોયો નહીં હોય. યાત્રાને લીધે નવા નવા લોકો સાથે સંબંધ બંધાય છે. નવી નવી સંસ્થાઓના કામની માહિતી મળે છે. નવા નવા સવાલોની ચર્ચા કરવી પડે છે. આ રીતે માનવની બુદ્ધિ સૂક્ષ્મદર્શી અને દૃષ્ટિ વિશાળ બને છે. સહાનુભૂતિ કેળવાય છે. જ્યારે જ્યારે પરમાનંદભાઈને મળવાનું થતું ત્યારે ત્યારે તેઓ પોતાની મુસાફરીનો અનુભવ ખૂબ રસપૂર્વક સંભળાવતા જ હતા.

આજકાલ હું જ્યારે જ્યારે મુંબઈ જાઉં છું ત્યારે ત્યારે ખબર પડતાવેંત તેઓ મને અચૂક મળવા આવતા હતા. અને મોકળે મને અસંખ્ય સવાલોની ચર્ચા શરૂ કરી દેતા. આવી ચર્ચામાં એમની દૃષ્ટિની તાજગી જોઈ મને ઘણો આનંદ થતો અને લાભ પણ મળતો. અત્યંત સંસ્કારી અને સેવામય જીવન ગાળી, યુવાન તથા સમવયસ્ક અનેકોને પ્રેરણા આપી પરમાનંદભાઈએ આયુષ્યના ઈઠોતેરમે વર્ષે જીવનની અંતિમ યાત્રા શરૂ કરી છે. ભવિષ્યનું એમનું જીવન કેવું હશે એ કોણ કહી શકે? અત્યંત મધુર સ્મરણોને રૂપે અસંખ્ય સ્નેહીઓનાં જીવનમાં તેઓ ભાગ લેતા હશે. એ જ એમનું જીવન આપણે માટે હવે શેષ રહ્યું છે.

# ૯૯. ગુજરાતી સ્વભાવના નમૂના

પૂનાની ઍગ્રિકલ્ચરલ કૉલેજના પ્રોફેસર જયકૃષ્ણભાઈ ત્રિવેદી એ શહેરના ગુજરાતી સમાજના ભૂષણ હતા. 'વિશાળ – પૂના'ના ગુજરાતીઓને સંગઠિત કરવાનું કામ એમને હાથે સરસ થયું હતું. મહારાષ્ટ્રી લોકો સાથે તેઓ ઉત્તમ ભળતા. મહારાષ્ટ્રી નેતાઓના ચારિત્ર્યની કદર કરતાં તેઓ થાકતા ન હતા. ઘરની પ્રાર્થનામાં શિવાજીના ગુરુ સમર્થ રામદાસના મનાચે શ્લોક તેઓ નિત્ય વાંચતા. એમના સ્નેહીઓમાં હિંદુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી બધા જ હતા. હું તો મહિનાઓ સુધી એમને ત્યાં મહેમાન રહેતો. મારા દીકરાની કેળવણીમાં તેઓ એટલો બધો રસ લેતા, કે પોતાના ભણતરની વિગતો મારા ઉપર લખવાને બદલે તેઓ ત્રિવેદી સાહેબ ઉપર લખતા.

જ્યારે મહાત્મા ગાંધીને અંગ્રેજ સરકારે યરવડા જેલમાં પૂરી રાખ્યા હતા ત્યારે ગાંધીજીને જોઈતી ચોપડીઓ, ખાસ કરીને જ્યોતિષશાસ્ત્રની, તેઓ મોકલતા. એટલું જ નહીં પણ યરવડા જેલના રાજદ્વારી કેદીઓને જોઈતી વસ્તુઓ દંત-મંજન, સાબુ, તેલની શીશીઓ, લખવાની નોટબુકો વગેરે રીતસર મોકલતા હતા. ચોરીછૂપીથી નહીં, પોતાની સહીથી ગોરા સુપરિન્ટેન્ડેન્ટને કાગળ લખીને બધું મોકલતા.

એક વાર જ્યારે હું ત્રિવેદી સાહેબને ત્યાં રહેતો હતો ત્યારે મિસ્ટર ઍન્ડ્રૂઝ મને મળવા આવ્યા. મારી સાથે થોડા દિવસ રહેવું એમને માટે જરૂરી હતું. ત્રિવેદી સાહેબે પોતાના ઘરમાં એમને આવકાર આપ્યો. એ દિવસોમાં તેઓ મહાત્માજીને મળતા. સરકારી અમલદારોને પણ મળતા. તે વખતે સરકાર જરા છંછેડાઈ હતી. પોલીસ લોકોએ રિપોર્ટ મોકલ્યો કે મિસ્ટર ઍન્ડ્રૂઝ સરકારી ઍગ્રિકલ્ચરલ કૉલેજના પ્રોફેસર ત્રિવેદીને ત્યાં રહે છે. તકરારનો એ રિપોર્ટ કૉલેજના ગોરા પ્રિન્સિપાલ પાસે આવ્યો. એમ કહીને કે પ્રોફેસર ત્રિવેદી પાસેથી જવાબ તલબ કરવામાં આવે. ત્રિવેદી સાહેબે જવાબ આપ્યો કે "હું સરકારી નોકર છું એ ભૂલ્યો નથી. એટલે મારી મર્યાદા હું જાણું છું. પણ દેશસેવકોની સામાન્ય સેવા હું ન કરી શકું તો મને પોતાને મારા પ્રત્યે તિરસ્કાર છૂટશે. દેશસેવકોના અભિપ્રાય ગમે તેવા હોય પણ એ લોકો ચારિત્ર્યવાન છે, પ્રજાસેવક છે. એમની સામાન્ય સેવા કર્યા વગર મારાથી રહેવાય જ કેમ ?"

આટલું કહ્યા પછી એમણે ઉમેર્યું કે "રેવરંડ ઍન્ડ્રૂઝ એમના ચારિત્ર્ય માટે અને સેવા માટે દુનિયામાં મશહૂર છે. મારા ઘરમાં એ મહેમાન થયા એ મારું અહોભાગ્ય અને ગૌરવ માનું છું. સરકારને હું વિનવીશ કે બીજી રીતે, બીજા કારણે સરકાર મને સજા કરે તો વાત અલગ છે. પણ ઍન્ડ્રૂઝ જેવા મહાન

અંગ્રેજને મેં મારે ત્યાં મહેમાન તરીકે રાખ્યા એ ગુનાસર મને સજા થાય તો સરકારનું એટલું બધું ભૂંડું દેખાશે કે હું શરમાઈશ. માટે સરકાર આ પ્રકરણ કોરે મૂકે એમાં જ સરકારનો લાભ છે.”

પોતાની કૉલેજના પ્રિન્સિપાલને આ જાતનો જવાબ આપી ત્રિવેદી સાહેબ તો ચૂપ બેસી ગયા. ગોરા પ્રિન્સિપાલે એમને કહ્યું કે તમારી પ્રવૃત્તિથી હું અજાણ્યો નથી. પણ એને વિશે તમારી સાથે વાતચીત કરીને તમને મૂંઝવણમાં નાખવા માગતો ન હતો. પણ ઉપરથી આ વાત આવી એટલે તમને પૂછ્યા વગર છૂટકો ન હતો. પછી એ ગોરા પ્રિન્સિપાલે સરકારને લખ્યું કે પ્રોફેસર ત્રિવેદી ઉમદા ચારિત્રના મોટા માણસ છે. મારા વિદ્યાર્થીઓ ઉપર એમનો અસાધારણ સારો પ્રભાવ છે. અને એ બધી રીતે ઇષ્ટ છે. પ્રો. ત્રિવેદીને જો મારી કૉલેજ-માંથી ખસેડવામાં આવે તો કૉલેજ ચલાવવી મારે માટે મુશ્કેલ થઈ જશે. સરકાર સમજી ગઈ. અને ચૂપ બેસવામાં જ એણે ડહાપણ માન્યું. આગળ જતાં દેશના નેતાઓએ ત્રિવેદી સાહેબને પૂનાથી ખસેડી આણંદમાં શરૂ થતી મહત્ત્વની પ્રવૃત્તિ-ના એમને મુખી નીમ્યા.

આવા એ પ્રાતઃસ્મરણીય ત્રિવેદી સાહેબનો વર્ધામાં દેહાન્ત થયો. ત્યારે પૂનાના ગુજરાતી સમાજે એમના સ્મારક તરીકે એક વિશાળ અતિથિગૃહ બાંધવાનો નિશ્ચય કર્યો. ગુજરાતીઓની સગવડ માટે ઊભા કરેલા એ વિશાળ અતિથિગૃહ માટે મહાત્માજીના આશીર્વાદ જ્યારે સમાજે માગ્યા ત્યારે ગાંધીજીએ લખ્યું, ગુજ-રાતીઓ માટે પૂનામાં અતિથિગૃહ બાંધી ત્રિવેદી સાહેબનું સ્મારક કરવાની કલ્પના સુંદર છે. પણ આપણે ભૂલી ન જઈએ કે ગુજરાતી એટલે બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર જેવા કેવળ હિંદુ જ નહીં પણ પારસી, મુસલમાન, ઈસાઈ યહૂદી ગુજરાતીઓને પણ એ અતિથિગૃહમાં સ્થાન હોવું જોઈએ. ગુજરાતી એટલે ગુજરાતી બોલનારા બધા ધર્મના લોકો. (આ લેખમાં ગાંધીજીના કે બીજાઓના પ્રત્યક્ષ શબ્દો મેં નથી ટાંકયા. પણ મારી ભાષામાં એમનો ભાવ જેવો હતો તેવો જ મેં રજૂ કર્યો છે.)

પૂનાની જ બીજી વાત છે. ત્યાં એક ગૌરવશાળી ગુજરાતી ન્યાયમૂર્તિ નાણાવટી રહેતા હતા. તેમના સ્નેહીઓમાં બધી ન્યાતના અને ધર્મના લોકો—એમાંયે મુસલમાનો સાથે એમનો એટલો ઘનિષ્ટ સંબંધ કે એને ઘરોબો જ કહેવાય. એમનો પણ એક પ્રસંગ ‘ગુર્જર ભારતી’માં નોંધવા જેવો છે.

હિંદનાં બુલબુલ સરોજિની નાયડુ જ્યારે મહાત્માજીનાં ભક્ત થયાં ત્યારે એમને પણ યરવડા જેલમાં રહેવાનો લહાવો મળેલો. જે દિવસે તેઓ જેલમાંથી મુક્ત થયાં તે દિવસે એમને લેવા જસ્ટિસ નાણાવટીની ગાડી જેલને બારણે તૈયાર. તે વખતનું ઍન્ગ્લો-ઇન્ડિયન ટાઇમ્સ ઑફ ઇન્ડિયા આ વાત કંઈ સહન કરે? એણે પહેલા જ પાના ઉપર મોટા મોટા અક્ષરે છાપ્યું: Mrs. Naidu drives

from yarvada Jail straight to Justice Nanavatis' house. મુંબઈ ઇલાકાના ચીફ જસ્ટિસે (સર્વોચ્ચ ન્યાયાધીશે) નાણાવટી સાહેબને પૂછ્યું, "આ છે શું?" ધીરજલાલભાઈએ સૌમ્યપણે સાદો જવાબ આપ્યો, "શ્રીમતી નાયડુ અને એમના જેવા કેટલાય રાજદ્વારી પુરુષો મારા મુરબ્બીઓ છે. તેઓ પૂનામાં આવે ત્યારે મારે ત્યાં જ રહેવાના. બીજે રહેવાની હિંમત જ ન કરે. અને હું એમને બીજે રહેવા ન દઉં. આ અમારા સામાજિક સંબંધની વાત છે. આવી વસ્તુઓ મારી નોકરીને આડે કેમ આવી શકે એ હું સમજી શકતો નથી."

અંગ્રેજ લોકો આવી તેજસ્વિતાની કદર કરી શકતા હતા. નાણાવટી સાહેબની જ બીજી એક વાત. તેઓ મુંબઈ સરકારના લીગલ રિમેમ્બ્રન્સર હતા. (મુંબઈ સરકાર વર્ષના અમુક મહિના પૂનાની હવામાં રહેવાનું પસંદ કરતી) ભોગજોગે આપણા શ્રી કનૈયાલાલ મુનશીને સરકારના મહેમાન તરીકે યરવડા જેલમાં રાખવામાં આવ્યા હતા. એની ખબર પડતાં ધીરજલાલભાઈએ મુનશીને નામે ફળનો કરંડિયો જેલમાં મોકલવાનું શરૂ કર્યું. સરકારને એની જાણ થતાંવેંત સેક્રેટરી હૉટ્સને નાણાવટી સાહેબને બોલાવી જવાબ માગ્યો, 'આ છે શું?' નાણાવટી સાહેબે હસતાં હસતાં કહ્યું "આમાં છે શું? મુનશી અને હું નાનપણના દોસ્તો છીએ, સાથે ભણેલા છીએ, રમ્યા છીએ, ટોળટપ્પા કરેલા છે. એ પૂનામાં હોય અને હું એકલો ઘરમાં ફળ કે મીઠાઈ આરોગું એ બને જ કેમ?" નાણાવટી સાહેબના મોઢા ઉપર નિખાલસ હાસ્ય જોઈ હૉટ્સન ચૂપ થયા. પણ એમનું મોઢું ગુસ્સાથી એટલું ગરમ લાલચોળ થયું હતું એ શ્રીમાન હૉટ્સન સંતાડી ન શક્યા.

વડોદરાવાળા ન્યાયમૂર્તિ અબ્બાસ તૈયબજીની દીકરી રૈહાના. નાણાવટી સાહેબનાં દીકરી થયાં હતાં. અબ્બાસ તૈયબજી ગાંધીજીના ભક્ત. અંતે ચાર દિવસની કૉંગ્રેસના અધ્યક્ષ પણ થયા. અબ્બાસ સાહેબ સાથે મેં કામ કરેલું. હું હમેશાં કહેતો કે અબ્બાસ સાહેબ જેવા ગુજરાતીના હાથતળે કામ કરવાનું મળે, એક ભાગ્ય તો છે જ. પણ એથી સંસ્કારી વિનોદને પણ ઘણું પોષણ મળે છે. અબ્બાસ સાહેબને કારણે ચિ. રૈહાનાને હું ઓળખતો થયો હતો. પણ જ્યારે ન્યાયમૂર્તિ નાણાવટીના આખા કુટુંબ સાથે મારો પરિચય થયો ત્યારે એમનાં દીકરી સરોજિની અને અબ્બાસ સાહેબનાં દીકરી રૈહાના બંને પિતાવિહોણી દીકરીઓએ મને પિતા તરીકે દત્તક લીધો. એ મારા જીવનની સૌથી મોટી ધન્યતા છે. આજે દિલ્હીમાં અમે ત્રણે એક કુટુંબી તરીકે રહીએ છીએ અને અમારા ગુજરાતી વાતાવરણમાં અનેક પ્રાંતનાં જ નહીં પણ ચારે ખંડનાં, અનેક દેશનાં સજ્જન સ્ત્રી-પુરુષો સહજે ભળી જાય છે.

સ્વરાજ સરકારે દિલ્હીમાં જ્યારે સાહિત્ય અકાદમી સ્થાપી ત્યારે એક સદસ્ય તરીકે મારી પણ નિમણૂક થઈ. પછી સવાલ ઊઠ્યો કે કાકાસાહેબ કઈ ભાષાના પ્રતિનિધિ ગણાય? હિંદી, મરાઠી અને ગુજરાતી ત્રણે ભાષાના લોકો મને અપનાવવા

માગે. જવાહરલાલજીએ કહ્યું "એક માણસ ત્રણ ભાષાની જગ્યા રોકે તો બીજાઓને અન્યાય થાય. ગમે તે એક ભાષા માટે કાકાસાહેબને લઈ લેજો." એમાં ગુજરાતીઓ ફાવ્યા અને એ દિવસથી આજ સુધી રાષ્ટ્રની સર્વોચ્ચ સાહિત્યસંસ્થામાં હું ગુજરાતીનો પ્રતિનિધિ ગણાઉં છું.

આ છે ગુજરાતીઓનું 'ગુજરાતીપણું.' મારો મોટો દીકરો એક ગુજરાતી બાળાને પરણ્યો અને એનાં બાળકોને મારે ગુજરાતીમાં જ રમાડવાં પડ્યાં. એમાં, મેં કોઈ કાળે મહારાષ્ટ્રની હાનિ નથી માની. મારા બીજા દીકરાનાં બાળકો મારી સાથે હિંદીમાં બોલે છે. એ પણ મને ગમે છે.

હું તો સૌથી ઉત્તમ ગુજરાતી તો પારસીઓને ગણું છું. ૧૩૦૦ વર્ષ પહેલાં તેઓ ભારતમાં આવ્યા. પશ્ચિમ ભારતમાં એમણે વસવાટ કર્યો. ઈરાનની ભાષાને બદલે તેમણે સ્વભાષા તરીકે ગુજરાતી અપનાવી અને પોતાની બોલીમાં એમણે જૂની ગુજરાતીનાં કેટલાંયે રૂપો હજી પણ જીવતાં રાખ્યાં છે. પારસીઓનું હિંદુ, મુસલમાન, ઈસાઈ, યહૂદી બધા સાથે બને છે. કોઈની સાથે એમનું બગડતું નથી. તેઓ પોતાનું સાચવે છે; બીજાને મદદ કરે છે; બધાને અપનાવે છે, અને પરિસ્થિતિ ઓળખી બધા સાથે મીઠો સંબંધ રાખે છે. સ્વાર્થવશ આંધળા થતા નથી. 'બધાને અપનાવીને જીવવામાં જ' જીવનનો આનંદ છે અને જીવ્યાનું સાર્થક્ય છે, એ તેઓ જાણે છે. ગુજરાતી સમાજનો સ્વભાવ જ એ છે. ગુજરાતી થવા માટે બીજાઓ સાથે અળગાપણું કેળવવું જોઈએ એમ તેને સૂઝ્યું નથી.

જ્યારે મહારાષ્ટ્રી લોકોએ પોતાનું રાજ્ય અલગ કરી ગુજરાતને અલગ કર્યું તે જ દિવસે ગુજરાતના એક શ્રેષ્ઠ કવિએ ગાયું —

'હું ગુર્જર ભારતવાસી'

'અખિલ ભારતીય ગુજરાતી સમાજ'ની સ્થાપના ભારતની પ્રજાધાની દિલ્હીમાં થઈ અને એ સમાજે પોતાનું મુખપત્ર તરીકે 'ગુર્જર ભારતી' શરૂ કર્યું છે ત્યારે એમાં ઉમાશંકરનું એ કાવ્ય ગુજરાતની અસ્મિતા કેટલી વ્યાપક અને ભવ્ય છે એ યાદ રાખવા અને જાહેર કરવા પ્રથમ પૃષ્ઠ ઉપર આપ્યું છે એ યથાયોગ્ય છે. મારો વિશ્વાસ છે કે અખિલ ભારત ગુજરાતી સમાજનું આ સુંદર વલણ ભારતના બીજા ભાષાવિભાગોને આવકારદાયક અને પ્રેરણાપ્રદ નીવડશે. અમુક ભાષા બોલનારા લોકોનું સંગઠન એની મેળે નથી શાપરૂપ, નથી આશીર્વાદરૂપ. એ ભાષા બોલનારા લોકોની જેવી હૃદયસિદ્ધિ તેવી એની પ્રતિષ્ઠા.

# ૬૭. ત્રિવેદીપરંપરા

ડૉ. મનુ ત્રિવેદી સાથેનો મારો સંબંધ એટલો નિકટનો હતો કે એના નાનપણથી જ હું એને દીકરા જેવો માનતો હતો. ચિ. મનુના પિતાજી પ્રો. જયશંકર ત્રિવેદી પૂનાની ઍગ્રિકલ્ચરલ કૉલેજના પ્રોફેસર હતા. હું એમને ભારતના આદર્શ નાગરિક માનતો હતો. આમ તો પૂના સાથેનો મારો સંબંધ બહુ જ જૂનો. એમ પણ કહી શકું કે પૂનામાં મેં મારી પ્રાથમિક કેળવણીનો આરંભ કર્યો. અને કૉલેજનાં ચાર વર્ષ તો મેં પૂનામાં જ ગાળ્યાં હતાં. સ્વરાજ્યઆંદોલનના પ્રાથમિક તોફાની દિવસોમાં હું પૂનાનો વિદ્યાર્થી હતો. પણ જ્યારે ૧૯૧૫માં હું ગાંધીજીનો માણસ બન્યો ત્યારે મારા અન્ય સંબંધોની પેઠે પૂના સાથેના સંબંધમાં પણ પરિવર્તન થયું. પછી તો જ્યારે જ્યારે પૂના જાઉં ત્યારે ત્યારે પ્રો. ત્રિવેદી હકપૂર્વક મને પોતાનો મહેમાન બનાવતા. આગળ જતાં એક વર્ષ સુધી વખતોવખત હું એમનો જ મહેમાન રહેતો. અને ત્રિવેદી સાહેબ (આ નામથી જ અમે બધા જયશંકરભાઈને ઓળખતા હતા.) પણ મારા દીકરાઓના પિતા જ બની ગયા.

એમનો એકનો એક દીકરો ચિ. મનુ એ દિવસોમાં ડબલબાર પરથી પડી જવાથી ગંભીર અકસ્માતને લીધે પ્લાસ્ટરના બંધનમાં પથારીવશ રહેતો. પ્રેમાળ પિતા એને ગાડીમાં સુવડાવી ક્રિકેટ વગેરે જોવા લઈ જતા હતા. ત્યારથી ચિ. મનુ સાથે આત્મીયતા જામી હતી.

(પ્રો. ત્રિવેદી સાહેબ વિશે તો આ પહેલાં મેં લખ્યું છે અને ભવિષ્યમાં પણ લખીશ. આજે તો 'ડૉ. મનુભાઈ' અને મારા ચિ. મનુના સ્વર્ગવાસને લીધે દુઃખી હૃદયથી એને શ્રદ્ધાંજલિ આપવા માટે જ લખું છું.)

ચિ. મનુની કૉલેજકેળવણી ચાલી રહી હતી એટલામાં ગાંધીજીની અસહકારની ચળવળ ચાલુ થઈ. તે વખતે મનુની ઉંમર ઓગણીસ વર્ષની હતી. ઇન્ટર સાયન્સ પરીક્ષા પૂરી કરીને તરત એણે સરકારી કેળવણી સાથે અસહકાર કરી ગૂજરાત વિદ્યાપીઠમાં આવી મારી સાથે રહેવાનું પસંદ કર્યું. અને ગામડાંઓમાં જઈ લોકોને ઉશ્કેરવામાં પણ થોડો ભાગ લીધો હતો.

ચળવળ સ્થગિત થઈ ત્યારે સ્વ. કુમારપ્પાને ગુજરાતના માતર તાલુકાની આર્થિક પરિસ્થિતિના અભ્યાસકાર્યમાં મનુએ મદદ કરી.

અસહકારના દિવસોમાં ઉચ્ચ કેળવણી માટે બ્રિટિશ યુનિવર્સિટીમાં જવું સારું ન લાગ્યું એટલે મનુભાઈએ પિતાની સંમતિ સાથે ડૉક્ટરી અભ્યાસ માટે જર્મની જવું પસંદ કર્યું. કેળવણી મેળવવાની હાર્દિક ચિંતાને લીધે અને ચારિત્ર્યની સુગંધને

કારણે ત્યાંના સમાજમાં એને સારી પ્રતિષ્ઠા મળી. જ્યારે પ્રાંતીય કૉંગ્રેસ સરકારો થઈ અને સ્વરાજ્યનાં ચિહ્નો દેખાવા લાગ્યાં ત્યારે યુરોપની એમ.ડી. ડિગ્રી મેળવ્યા પછી મનુને લંડનની ટ્રોપિકલ ઇન્સ્ટિટયૂટની પદવી મેળવવાની સંમતિ આપી. અને એનો અભ્યાસ પણ સારી રીતે પૂરો કર્યો. થોડાં જ વર્ષ પછી પ્રો. ત્રિવેદી સરકારી નોકરીથી નિવૃત્ત થઈને આણંદની ખેતીની સંસ્થામાં સમાજસેવક તરીકે કામ કરવા લાગ્યા.

ત્રિવેદી-પરિવારનો ગાંધીજી સાથે ગાઢ પરિચય હતો. એટલે બાપુજીની સલાહ લઈને મનુએ ૧૯૪૦માં વર્ધામાં જ પોતાની પ્રૅક્ટિસ ચાલુ કરી. આમ એને માટે વર્ધા અપરિચિત હતું જ નહીં. વિશાળ ગાંધીપરિવારના બધા લોકો સાથે ત્રિવેદી-પરિવારનો સંબંધ ત્યાં સુધી બે પેઢીનો થઈ ગયો હતો. એટલે તદ્દન સ્વાભાવિક હતું કે ડૉ. મનુભાઈ ગાંધીપરિવારમાં ભળી જાય. થોડા જ સમયમાં એમણે પોતાના ચારિત્ર્યથી, ડૉકટરી કુશળતાથી તથા વંશપરંપરાગત ઉત્કટ સેવાભાવથી વર્ધાની સમસ્ત જનતામાં ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરી લીધું.

હું તો 'મનુનો કાકા' હતો જ. પણ જોતજોતાંમાં મનુએ મહાદેવભાઈ, જાજૂજી, કુમારપ્પા, કિશોરલાલભાઈ વગેરે બધાને જ પોતાના કાકા બનાવી દીધા. વિનોબા પ્રત્યે જ એમના મનમાં આદર અને ભક્તિ હતાં.

સ્થિર થયા પછી, કુમારપ્પાની ગ્રામસેવાની સંસ્થા હોય, શાંતાબહેનનું મહિલા વિદ્યાલય હોય કે મનોહરભાઈનું કુષ્ઠાશ્રમ હોય, બધે જ ડૉ. મનુભાઈ પોતાના કૌશલ્ય અને સેવાભાવી ઉદારતા સાથે પહોંચી જતા. ડૉ. મહોદય જેવા જૂના કાર્ય-કર્તાનો સહકાર પણ ડૉ. મનુભાઈ સહેજે મેળવી શકયા. અને જોતજોતાંમાં પોતાના અખંડ સેવામય જીવનથી મનુભાઈએ વર્ધાના સાર્વજનિક જીવનમાં અને આસ-પાસનાં ગામોમાં પોતાનો પ્રભાવ ફેલાવ્યો અને સજ્જન, સેવામૂર્તિ પિતાના વારસાને શોભાવ્યો.

પૂનામાં પ્રો. ત્રિવેદીને ત્યાં હું રહેતો ત્યારથી જ મેં જોયું હતું કે મનુભાઈ રોજની પ્રાર્થનામાં પૂર્ણ ભક્તિભાવ સાથે ભળે છે, જોડાય છે. એમને અને એમના પિતાજીને સમર્થ રામદાસના 'મનાચે શ્લોક' પ્રત્યે વિશેષ ભક્તિભાવ હતો. નાસ્તા પહેલાં અમે રોજ એમાંથી અમુક શ્લોકો વાંચીને એનું મનન કરતા. મનુભાઈના માટે જ મેં એક યોજના કરીને એ મનોબોધના લગભગ સરખા એકવીસ વિભાગ પાડ્યા. અને ત્રણ અઠવાડિયાંમાં આખો મનોબોધ વંચાઈ જાય એની ખાસ આવૃત્તિ તૈયાર કરીને જનતા માટે સુલભ કરી આપી. બધા જાણતા નથી પણ મનુભાઈ સ્વદેશમાં હોય કે વિદેશમાં પોતાની પ્રાર્થના કદી ચૂકતા નહીં.

આપણે આશા રાખીએ કે બે પેઢીઓ સુધી કેળવેલા સંસ્કારોને મનુભાઈની એકમાત્ર દીકરી અને ત્રણ દીકરા વંશપરંપરાને પોતાની રીતે, નવા જમાનાને અનુ-રૂપ બનાવી આગળ ચલાવશે. ચારે બાળકોએ ઊંચી કેળવણી લીધી છે. અને એથી

પણ ઊંચું જીવનપાથેય પ્રાપ્ત કર્યું છે.

મનુભાઈએ અને ચિ. તનુબહેને લગ્ન કર્યાં ત્યારે મેં વિનોદ કર્યો હતો કે 'મનનો વાસ તો તનમાં જ હોઈ શકે ને?' અને એમને આશીર્વાદ આપ્યા હતા કે 'તમારા બંનેનો ગૃહસ્થાશ્રમ તન, મનના અદ્વૈત જેવો એકરાગ થાઓ.' અને સાચે જ તનુબહેને જીવનભર એવી જ રીતે પતિને સહયોગ આપ્યો. બાળકોને તો એમણે સરસ કેળવ્યાં જ છે. હવે તનુબહેને એ બાળકોના સંપૂર્ણ વિકાસમાં પોતાના જીવનની સાર્થકતા જોવી જોઈએ.

# ૬૮. ચિ. જ્યોત્સ્ના

કાલે ચિ. સરોજનો તાર હતો કે પરમ દિવસે તા. ૧૭મીએ બપોરે દોઢ વાગ્યે જ્યોત્સ્નાએ દેહ છોડ્યો. જ્યોત્સના જ્યાં સુધી શરીરની વેદના ભોગવતી હતી ત્યાં સુધી એના દુઃખથી આપણું મન દુખિત થતું હતું. હવે એ વેદનામાંથી અને એક ભવની ચિંતામાંથી મુક્ત થઈ છે. હવે એને વિશે દુઃખ કરવાપણું હોય નહીં. હવે તો હું એનું સ્મરણ કરું છું, ચિંતન કરું છું. દુઃખ તો એમને માટે છે કે જેમને જ્યોત્સ્નાનો વિરહ સહન કરવો પડે છે. તેઓ પણ જો વિચારી હશે તો પોતાનું સ્વાભાવિક દુઃખ ગળી જશે અને સ્મરણભક્તિ દ્વારા જ્યોત્સ્નાને પોતાના હૈયામાં જીવતી રાખશે. દુઃખ ગમે તેટલું દારુણ હોય તોયે એને વિદાય આપવી એ જ માણસનો ધર્મ છે. આમ દુઃખ છોડ્યા પછી વિષાદમય સ્મરણ ઉત્કટ કરવું એ જ છોડી ગયેલી વ્યક્તિ પ્રત્યેનો ધર્મ છે, અને એવું સ્મરણ એ આપણી પોતાની આધ્યાત્મિક મૂડી પણ છે.

ચિ. જ્યોત્સ્નાને એ અમદાવાદથી રોજ ગાડીમાં વિદ્યાપીઠમાં ભણવા આવતી ત્યારથી એને ઓળખતો હતો. એના મધુરા સાત્ત્વિક હાસ્યને કારણે એના તરફ ધ્યાન જતું. એક રીતે કહી શકાય, એણે જ ઉમાશંકરને પસંદ કરી સ્વયંવર કર્યો હતો. બંને જણાં એટલાં શાંત અને શરમાળ કે કોઈને ખ્યાલ નહીં આવે કે તેઓ હિંમતવાળાં સંસારસુધારક પણ છે. પરણ્યાં ત્યારે એમણે વિવાહની આમંત્રણ-પત્રિકા ઉપર વડીલોની કે મુરબ્બીઓની સહી લેવાની પણ જરૂર નહીં માની. ફક્ત જાહેર કર્યું કે "અમે બે લગ્નગ્રંથિથી જોડાવા માગીએ છીએ એમાં સૌના આશીર્વાદ હો."

ચિ. જ્યોત્સ્નાને હું આદર્શ, પ્રેમાળ, નિષ્ઠાવાન પત્ની, પ્રેમાળ માતા અને ઉમાશંકરની ગૃહલક્ષ્મી તરીકે ઓળખતો હતો. ઘરનું બધું કામકાજ બાહોશી-થી અને કુશળતાથી સંભાળે અને જણાવા ન દે કે પોતે કોઈ ભારે બોજો ઉઠાવે છે. પ્રસન્નતા અને મનનું સ્વાસ્થ્ય હમેશાં એવું સ્વાભાવિક હોય છે કે જાણે

ઘરનું બધું કામ એની મેળે થાય છે.

માતાની પરીક્ષા એની દીકરીઓની સંસ્કારિતા પરથી થાય છે. એ રીતે પણ જ્યોત્સ્નાનું આદર્શ માતૃત્વ સિદ્ધ થયું હતું. ઉમાશંકર-જ્યોત્સ્નાએ પોતાનું ઘર 'સેતુ' બાંધ્યું અને મને નોટિસ આપી કે હવે પછી તમારે અમદાવાદમાં આવો ત્યારે બીજે રહેવાય જ નહીં. ઉમાશંકરે પોતાના સૌજન્યથી પ્રથમથી જ મને પોતાનો કર્યો હતો. પણ એમનો હું કુટુંબીજન બન્યો એ તો જ્યોત્સ્નાની અસાધારણ આત્મીયતાથી. એક વાર બપોરની નવરાશ વખતે જ્યોત્સ્નાએ પોતે પરણ્યાં તે પહેલાંની પોતાની ઉત્કંઠા નિખાલસ ભાવે મારી આગળ વર્ણવી હતી. મન સાથે તો નક્કી કર્યું હતું કે ઉમાશંકરને જ પરણવું. પણ એ ભોળા શંકરને મેળવવો શી રીતે? મળવાની ગમે તેટલી આતુરતા હોય તોયે વિનય છોડાય નહીં. ઉત્કંઠા છુપાવ્યે છૂટકો. એ બધી મનઃસ્થિતિ એટલી સાદી ભાષામાં અને પ્રસન્નતાથી તે વખતે કહી હતી કે એનો રસ ઉમાશંકરની કવિતાથી પણ ચડે એવો હતો.

ઘરમાં મહેમાનો આવે એટલે જ્યોત્સ્નાને ઉલ્લાસ ચડે. હું એમને ત્યાં રહું ત્યારે મને મળવા આવનારાંઓની સંખ્યા વધવાની જ. દરેકનો મારી સાથેનો સંબંધ ઓળખે. એમની આગતાસ્વાગતા કરવી એ તો જ્યોત્સ્નાનું જ કામ.

અને બે વખતની પ્રાર્થના! એ તો અમારા આખા દિવસનો સુંદરમાં સુંદર ભાગ. અમે બધા એકત્ર બેસી પ્રાર્થના કરતાં ત્યારે ગૃહસ્થાશ્રમનું પવિત્રમાં પવિત્ર વાતાવરણ પ્રગટ થતું.

રાયપુરથી જ્યારે હું મુંબઈ પહોંચ્યો ત્યારે સમાચાર મળ્યા કે જ્યોત્સ્ના માંદી છે, ઉમાશંકર અને એ ડૉ. વસંત અવસરેને ત્યાં રહ્યાં છે અને ઑપરેશન થવાનું છે. અમે તરત એમને મળવા ગયાં. મારી 'ના' છતાં જ્યોત્સાનાએ પથારીમાં બેઠાં થઈ અમારું સ્વાગત કર્યું અને હમેશનો સંકોચ છોડી દઈ હઠપૂર્વક કહ્યું: "કાકાસાહેબ, આ શિયાળામાં તમારે અમારે ત્યાં જ આવીને રહેવું, અને દર વરસે પહેલી ડિસેમ્બરે તમારી જન્મગાંઠ પણ અમારે ત્યાં જ ઉજવવી, બીજે નહીં."

હું જાણતો હતો કે બીમારીમાં ચિત્તવૃત્તિ સહેજ હળવી થાય છે અને મનની ભાવનાઓ પણ ઉત્કટ થાય છે. એટલે મેં કહ્યું કે મને ગમે એવી જ વાત તમે કરી છે. મારો એ જ પ્રયત્ન હશે.

ત્યાર પછી ઑપરેશન થયું એ તો સારી રીતે થયું. પણ પછી અમદાવાદમાં થયેલી તેવી બેભાનાવસ્થા થઈ. અનેક ડૉક્ટરો ભેગા થયા. બધાએ પોતાની આવડતની અવધિ કરી. પરિચારિકાઓ પણ આત્મીયજનો જે ખંતથી સેવા કરી શકે તેવી રીતે કરતી હતી. ચિ. નંદિનીને અમેરિકા કેબલ કરી તરત બોલાવી લીધી. માદીકરીની વાતો તો ન થઈ શકી પણ બેભાન અવસ્થામાં પણ પ્રેમમય આત્મા ઘણો સમજે છે અને પોતાનું કાર્ય કર્યે જ જાય છે. કેટલું સારું થયું કે જ્યોત્સ્નાએ શરીર છોડ્યું તે પહેલાં નંદિની આવી પહોંચી!

આજે તો મારા મનમાં ચિ. સ્વાતિનો જ ખ્યાલ વધારે છે. એ બાળા અત્યંત ભાવનાશીલ છે. માદીકરી એકબીજા ઉપર વારી જાય એવાં. સ્વાતિ તો જાણે હેબતાઈ જ ગઈ હતી. હવે મારે વહેલામાં વહેલી તકે અમદાવાદ જઈ સ્વાતિને, નંદિનીને અને ઉમાશંકરને મળવું છે. જાણે એ જ્યોત્સ્નાનો આદેશ છે એ રીતે મારે એમને ત્યાં જવું છે.

મૃત્યુનું ચિંતન એ મારી સાધનાનો એક મહત્ત્વનો હિસ્સો છે. જ્યોત્સ્નાનું જીવન એટલું સીધું, એકાગ્ર અને ઉત્કટ પ્રેમાળ હતું કે મારી ખાતરી છે કે એના મૃત્યુથી એની અસાધારણ વેગથી ઉન્નતિ જ થયેલી છે.

મોક્ષની સાધના લોકો માને છે એટલી અઘરી નથી હોતી. ભલે પોતાનો પતિ, પોતાનાં બાળકો અને પોતાનો પરિવાર એટલામાં જ માણસનું ચિત્ત પરોવાયું હોય પણ એ પ્રેમ જો એટલો ઉત્કટ હોય કે માણસ પોતાનો સ્વાર્થ, પોતાનું સુખદુ:ખ બધું ભૂલી જાય અને પૂરેપૂરું આત્મવિલોપન કરે તો તે ઝપાટાભેર મોક્ષ તરફ પહોંચી જ જાય છે.

પોતાની આત્મીયતાનું વર્તુળ નાનું કે મોટું એ મુખ્ય સવાલ નથી. પોતાના વર્તુળ બહાર જો પરાયાપણું અને દ્રોહ ન હોય, આખી દુનિયા પ્રત્યે સદ્ભાવની જ લાગણી હોય, દુનિયાનો દ્રોહ કરી પોતાનો અને પોતીકાંઓનો સ્વાર્થ સાધવાનો લોભ અને આંધળાપણું ન હોય તો માણસ સહેજે વિશ્વાત્મૈક્ય સુધી પહોંચી શકે છે. તમામ સૃષ્ટિ પ્રત્યે અદ્રોહ, મૈત્રી, કરુણા અને મુદિતા જો સ્થિરપણે હોય અને નિત્યના જીવનમાં ગૃહસ્થાશ્રમનું પાલન કરતાં જો આત્મવિલોપન પરાકાષ્ઠાએ પહોંચ્યું હોય તો તે સાધના માણસને ઝપાટાભેર મોક્ષને રસ્તે આગળ લઈ જાય છે.

વેદાન્તના જ્ઞાનમાર્ગની સાધના અને કઠિનાઈ જોઈ સંતોએ ભક્તિમાર્ગ શોધી કાઢયો અને મોક્ષની સાધનાનું હાર્દ સમજાવ્યું. ભક્તિની ઉત્કટતામાં એકાગ્રતા આણવી અને એ ઉત્કટતામાં જ આત્મવિલોપન સિદ્ધ કરવું અને દુનિયા પ્રત્યે સદ્ભાવ કેળવી અદ્રોહવૃત્તિ સ્થિર કરવી એ જ ખરેખર મોક્ષની સાધના છે. આખા વિશ્વ પ્રત્યે સદ્ભાવ અને પ્રેમની ઉત્કટતા એ જ છે ખરી મોક્ષની સાધના. એ સાધના જેમને જડી તેઓ જાણ્યે કે ન જાણ્યે મોક્ષના અધિકારી થવાના જ.

ચંડીગઢ અને ભાખરાનાંગલની યાત્રાએ અમે સાથે જઈ આવ્યાં હતાં, તે અરસામાં તમે જ્યોત્સ્નાને જોઈ પણ હશે. જે લોકો એક વાર પણ આપણી પ્રાર્થનામાં ભળ્યાં છે, તે બધાં આપણા બધાંનાં આત્મીય બંધુજનો છે. એટલા માટે જ આજની પ્રાર્થનામાં જ્યોત્સ્નાનું સ્મરણ અને કીર્તન કરવાનું મને ઉચિત લાગ્યું. આજે આપણે જ્યોત્સ્ના માટે પણ પ્રાર્થના કરીએ છીએ, અને ઉમાશંકરના બધા કુટુંબીજનોને આપણી સહ-અનુભૂતિ મોકલીએ છીએ.*

* **પ્રાર્થનાપ્રવચન, 'સંનિધિ', રાજઘાટ, નવી દિલ્હી, તા. ૧૯-૧-૬૪.**